

સૌંદર્યોપાસક દાદાસાહેબ કાલેલકર

# કાલેલકર ગ્રંથાવલિ

## ત્રીજો ભાગ

### લલિત નિબંધ

જીવનનો આનંદ
રખડવાનો આનંદ
અવારનવાર





પ્રકાશક
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
અમદાવાદ–૩૮૦ ૦૦૯
૧૯૮૪

સંપાદકો

સુન્દરમ્
ઉમાશંકર જોશી
સરોજિની નાણાવટી
યશવન્ત શુક્લ
સતીશ કાલેલકર
ચિમનલાલ ત્રિવેદી
જેઠાલાલ ગાંધી
કુસુમ શાહ






ગુજરાત સાહિત્ય અકાદમી(ગુજરાત રાજ્ય)ની આર્થિક સહાયથી પ્રકાશિત
પ્રથમ આવૃત્તિ, ૧૯૮૪
પ્રત ૧૫૦૦
મૂલ્ય : સમગ્ર ગ્રંથાવલિ સાતસો રૂપિયા (આગોતરા ગ્રાહકો માટે)

પ્રકાશક :
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર-
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
C/o હ. કા. આર્ટ્સ કૉલેજ
આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

મુદ્રક :
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

KALELKAR GRANTHAVALI. (Collected works of Dattatreya Balkrishna Kalelkar in Gujarati,—Centenary Edition) Volume 3 ; Personal Essays. Published by Acharyashri Kakasaheb Kalelkar Granthavali Prakashan Samiti. Ahmedabad-380 009. 1984.

# જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણી

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરી, ૧૯૧૫માં ગુજરાતમાં આશ્રમ સ્થાપીને રાષ્ટ્રમુક્તિની લડતને વેગ આપવા માંડયો ત્યાં દેશમાંથી અનેક તેજસ્વી યુવકો આવીને એમની સાથે જોડાયા. ત્રીસ વરસના દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં અધ્યાપનકાર્ય કરતા હતા. ત્યાં જ એમને ગાંધીજીનો ભેટો થયો અને એમની પ્રત્યે તેઓ આકર્ષાયા, અને પછીથી અમદાવાદ જઈને રહ્યા. સાબરમતી તટે આશ્રમની જગ્યા નક્કી થઈ ત્યારે જમીન સાફ-સરખી કરવા પહેલો તીકમ એમણે માર્યો હતો. ગાંધીજીના નિકટના અંતેવાસી અને રાષ્ટ્રીય શિક્ષણના એક મુખ્ય સાથી એ બની રહ્યા. રવીન્દ્રનાથ કહેતા પણ ખરા, મહાત્માજી, તમે દત્તુબાબુને લઈ ગયા અને હવે પાછા આપવાની વાત જ કરતા નથી.

ગુજરાતમાં સાબરમતી આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવા માંડ્યું એટલે કાકાસાહેબની સરસ્વતી ગુજરાતી દ્વારા વહેવા માંડી. 'હિમાલયનો પ્રવાસ' બાળકો આગળ અનેક વાર કહેવાયો, પછી શબ્દબદ્ધ થયો. 'સ્મરણયાત્રા'ના પ્રસંગોના પણ પહેલા આસ્વાદકો આશ્રમશાળાના નાના વિદ્યાર્થીઓ. આશ્રમની ઉત્તરે આવેલી સાબરમતી જેલની મહેમાનગતિ પછી 'ઓતરાતી દીવાલો'ની આનંદકહાણી લખી એ તો ગાંધીજીની પ્રિય થઈ પડી. ગુજરાતી પોતાની માતૃભાષા ન હોવા છતાં તેની સુંદરતા અપૂર્વ રીતે બહાર લાવતા અને પોતાની સારસ્વત મોહિનીથી ગુજરાતના સંસ્કારજીવન ઉપર છાઈ જતા કાકા કાલેલકરને ગાંધીજીએ સવાઈ ગુજરાતી તરીકે બિરદાવ્યા.

કાકાસાહેબ સત્યાગ્રહની લડતોમાં ઓતપ્રોત રહ્યા. ૧૯૨૨માં ગાંધીજી જેલમાં ગયા તે પછીના ગાળાનાં કાકાસાહેબનાં પ્રવચનોમાં, 'નવજીવન'માંનાં લખાણોમાં અને લડત અંગેની કામગીરીમાં કોઈ વિરલ સ્ફૂર્તિ પ્રગટ થયાનું મહાદેવભાઈએ નોંધ્યું છે. ધીમે ધીમે રાષ્ટ્રીય શિક્ષણ એ કાકાસાહેબનું મુખ્ય ક્ષેત્ર બની રહ્યું. સ્વરાજ મળ્યા પછી પછાત જાતિઓના પંચના અધ્યક્ષ તરીકે સેવા આપી. જુવાનીમાં હિમાલયમાં સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને (વચ્ચે વચ્ચે જોડાતા) જીવતરામ કૃપાલાની જેવા સાથીઓ સાથે સેંકડો માઈલો પર્યટન કરી જાણે કે ભારતીય સંસ્કૃતિના મંદિરના ગર્ભગૃહમાં એકધ્યાન રહ્યા. કેળવણીકાર અને સ્વાતંત્ર્યયોદ્ધા તરીકે પોતે આપણા આ ઉપખંડ જેવા વિશાળ દેશના અઠંગ પ્રવાસી હોવા છતાં સ્વરાજ ન મળે ત્યાં સુધી વિદેશયાત્રાનો સ્વેચ્છાથી નિષેધ પાળ્યો,

પણ સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તર કાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ, વંશ, સંસ્કાર એકરૂપ એક-રસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વયુદ્ધોત્તર-કાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ—ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશ-વિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન,—કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઈતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્ય-માં અમર સ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠ્યાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગણેશો મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાથી સ્વામી આનંદ, જેમણે 'નવજીવન' પ્રેસ દ્વારા 'કાલેલકરના લેખો'—[૧]-

પ્રગટ થતું. અખૂટ જીવનરસ, અત્યંત કુશાગ્ર બુદ્ધિ, અદમ્ય વિનોદવૃત્તિ, વસ્તુને વિશાળ સંદર્ભમાં જોવાની ફાવટ આ બધાને લીધે કાકાસાહેબનું સભર વ્યક્તિત્વ વાર્તાલાપમાં અપૂર્વ રમણીયતાથી ઊઘડતું. કોઈએ કાકા કાલેલકર સાથેની બેઠકોના અહેવાલ ટપકાવ્યા હોત તો એ ઉત્તમ સહજ સાહિત્યમાં સ્થાન પામે એવા નીવડયા હોત એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ હોય. એની અવેજીમાં, ભાઈ રવીન્દ્ર કેળેકરે મુલાકાતો લઈ તૈયાર કરેલ અનુપમ સંચય 'કાકા કાલેલકર સાથે વિવિધ વાર્તાલાપ'થી મન મનાવવું રહ્યું.

ગુજરાતી ભાષામાં પોતાનું હૃદયસર્વસ્વ રેડનાર કાકાસાહેબ કાલેલકરની વાણી એમના જન્મશતાબ્દી વર્ષમાં ગુજરાતીભાષાભાષી સમાજ ગ્રંથાવલિરૂપે પ્રગટ કરે એ બધી રીતે ઉચિત છે. ભારતમાં જન્મીને ભારતની સર્વ પ્રકારની આત્મલક્ષ્મી—નિસર્ગલક્ષ્મી તેમ જ અધ્યાત્મલક્ષ્મી વ્યક્તિત્વના તારતારમાં અનુભવનાર અને એનો અનુભવ પણ કરાવનાર એક વિરલ ભારતપુત્રની આંતરસમૃદ્ધિ એ રીતે કંઈક જળવાશે. ભારતના આધુનિક પ્રબોધકાળ અને પુરુષાર્થકાળનાં કેટલાંક સ્મરણો, ચિંતનો, નિરીક્ષણો પણ સચવાશે. આ શતાબ્દી ગ્રંથમાળા નિમિત્તે એક મોટા ગજાના લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિ રૂપે રજૂ કરવાનો સુંદર નમૂનો તો આપણી ભાષાને મળશે જ.

આશા છે કે જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણીને પ્રસ્તુત કરતી કાલેલકર ગ્રંથાવલિને વ્યક્તિઓ અને સંસ્થાઓ કૃતજ્ઞભાવે વધાવી લેશે.

અમદાવાદ
૧૨-૧૦-૧૯૮૪

**ઉમાશંકર જોશી**
પ્રમુખ
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

# સંપાદકીય

કાકાસાહેબના નવેક હજાર પૃષ્ઠો જેટલા ગદ્યરાશિને ગ્રંથાવલિરૂપે ગુજરાતીભાષી સમાજ આગળ રજૂ કરી દેવો – અને એને માટે ૧૯૮૫નું એમનું જન્મશતાબ્દી વર્ષ એ ઉત્તમ અવસર છે – એમ કેટલાક મિત્રોને સૂઝયું. આચાર્ય કાકા કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિની રચના થઈ. પાંચસો-છસો પૃષ્ઠોનું એક એવાં પંદરેક પુસ્તકો થશે એવો અંદાજ છે. નવજીવન પ્રેસે એના મુદ્રણકાર્યમાં સહકાર આપવા તૈયારી બતાવી. આખી ગ્રંથાવલિનું મૂલ્ય રૂ. ૭૦૦ નક્કી કરી આગોતરા ગ્રાહકો નોંધવા માંડયા, જેનો પ્રતિભાવ પ્રોત્સાહક નીવડે એવો છે. આપણી ભાષામાં એક લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે પ્રગટ કરવાના આ પ્રયત્નને આપણી શાળાઓ, ઉચ્ચ માધ્યમિક શાળાઓ, કૉલેજો, જાહેર પુસ્તકાલયો અને અનેક સાહિત્યપ્રેમીઓ અને અભ્યાસીઓ આગોતરા ગ્રાહકો તરીકે નોંધાઈને સંપૂર્ણ રીતે સફળ બનાવવામાં સહાયભૂત થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સરકારે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન ટ્રસ્ટને ઉદારતાપૂર્વક ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા રૂ. બે લાખની મદદ કરી છે અને કુલ સાત લાખ રૂપિયા ખર્ચ થાય તો વધુ દોઢ લાખની રકમ દેણગી તરીકે આપવાનું મંજૂર કરીને આ ગ્રંથાવલિયોજનાને પીઠબળ આપ્યું છે તે માટે તેના ઋણી છીએ.

કાકાસાહેબ કાલેલકર જન્મશતાબ્દી વર્ષનો ૧લી ડિસેમ્બર ૧૯૮૪થી આરંભ થશે અને પછી આખું વરસ તેની આખા દેશમાં સ્થળે સ્થળે ઉજવણી થશે. તે તારીખે આ ગ્રંથાવલિનાં ત્રણ-ચાર પુસ્તકોનું પ્રકાશન થઈ શકશે એવી ગણતરી છે. બાકીના ગ્રંથો શતાબ્દી-વર્ષ દરમ્યાન તૈયાર થશે.

કાલેલકર ગ્રંથાવલિનાં આરંભનાં પુસ્તકો લલિત સાહિત્યનાં આપવાં અને પછી સાહિત્ય, સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ, ધર્મ અંગેનાં લખાણો અને અંતે વાસરી અને પત્રો આપવા એવું વિચાર્યું છે. ગ્રંથાવલિના પહેલા બે ભાગમાં પ્રવાસ સાહિત્ય, ત્રીજામાં લલિત નિબંધો, ચોથા-પાંચમામાં આત્મચરિતાત્મક અને ચરિત્રસંકીર્તનના લેખો, છઠ્ઠા-સાતમામાં સાહિત્યવિષયક લખાણો, આઠમામાં સંસ્કૃતિવિષયક ... ... ... એ રીતે ગ્રંથાવલિના ભાગોનો ક્રમ ચાલશે. શરૂઆતમાં પહેલો ભાગ (પ્રવાસ), ત્રીજો ભાગ (લલિત નિબંધો), છઠ્ઠો (સાહિત્ય), આઠમો (સંસ્કૃતિ), – એ ગ્રંથો તૈયાર થશે.

**કાલેલકર ગ્રંથાવલિ : ભાગ ત્રીજો : લલિત નિબંધ**

આ ગ્રંથમાં 'જીવનનો આનંદ' (૧૯૬૧), 'રખડવાનો આનંદ' (૧૯૬૧) અને 'અવારનવાર' (૧૯૫૬) એ લલિત નિબંધની કૃતિઓ પુનર્મુદ્રિત કરી છે.

'જીવનનો આનંદ'ની પ્રથમ આવૃત્તિ(૧૯૩૬)માં પાંચ ખંડ હતા. એના પ્રથમ ખંડમાં ૩૯, બીજામાં ૧૨, ત્રીજામાં ૧૨, ચોથામાં ૧૮ અને પાંચમામાં ૧૭ લેખો હતા. સુધારાવધારાવાળી લેખકે તૈયાર કરેલી બીજી આવૃત્તિ(૧૯૩૯, ૧૯૪૪)માં પહેલા ખંડમાં 'લુચ્ચો વરસાદ' લેખ ઉમેરી સંખ્યા ૪૦, બીજામાં 'કરાંચી જતાં–પત્ર' અને 'અલૌકિક કલ્પના' લેખ ઉમેરીને અને પહેલી આવૃત્તિના 'દેવોનું કાવ્ય'ના પાંચ સ્વતંત્ર લેખોને આ આવૃત્તિમાં 'દેવોનું કાવ્ય – ૧' એ શીર્ષકથી એક જ લેખમાં સમાવતાં સંખ્યા ૧૦, ત્રીજા ખંડમાં 'મોજાંઓનો તાંડવ-યોગ' લેખ ઉમેરતાં સંખ્યા ૧૩, ચોથા ખંડ 'રખડવાનો આનંદ'ના લેખો આ આવૃત્તિમાંથી કાઢી લઈ, પાંચમા ખંડને ચોથો ખંડ બનાવી એમાં 'કળા અને અશ્લીલતા' તથા 'જીવનમાં સૌન્દર્યનું સ્થાન' એ બે લેખ ઉમેરી અને 'મહેલનું ચિત્ર' એ લેખને 'વિશ્વપતિના વૈભવમાં નૃપતિનો મહેલ' એવું નામ આપી આ ખંડની સંખ્યા ૧૯ કરવામાં આવી. લેખકે તૈયાર કરેલી ત્રીજી આવૃત્તિ(૧૯૫૨, ૧૯૬૧)માં પહેલા ખંડમાં 'વાસંતિક રાત્રિ', 'ચાંદની રાત', 'સંધ્યાકાળનાં વાદળાં', 'ચોમાસું માણીએ!', 'શિયાળાનો સંદેશો', અને 'છૂટેલા રમતિયાળ પાંદડાં' એ છ લેખો ઉમેરી સંખ્યા ૪૬ કરી; બીજા ખંડમાં 'દિઙ્મૂઢતા', 'ગતિભ્રમ', 'રવિમાર્ગના વિભાગ', 'દેવોનું કાવ્ય–૨' અને 'આકાશદર્શન–૨' એ પાંચ લેખ ઉમેરી સંખ્યા ૧૫ની કરી, અને બીજી આવૃત્તિમાંના 'અલૌકિક કલ્પના' લેખને અહીં 'મૃગજાની કલ્પના' નામ આપી પ્રસિદ્ધ કર્યો; ત્રીજા ખંડમાં 'સમુદ્રકિનારે', 'પથરાની આસ-પાસ', 'ચિચવડના પથરા', 'કવિ અને ચારણ', 'કુદરતની રોનક', 'ઊડતાં ફૂલ અને સ્થાવર પતંગિયાં' એ છ લેખો ઉમેરી સંખ્યા ૧૯ની કરી; પરંતુ આ ખંડમાંના 'રણ કે સરોવર' અને 'મોજાંઓનો તાંડવયોગ' એ બે લેખો પાછળથી 'જીવનલીલા'માં લેખકે પ્રગટ કર્યા હોઈ આ ગ્રંથમાં તે લેવામાં આવ્યા નથી એટલે અહીં ત્રીજા ખંડની સંખ્યા ૧૭ છે. ચોથા ખંડમાં 'એ ઝૂંપડીના વાંદરા', 'સુંદર ચિત્ર', 'ગગનેન્દ્રનાથ ઠાકુરનાં બે ચિત્રો', 'સંગીતની સંસ્કારિતા', અને 'વૈરાગ્ય અને કળારસિકતા' એ પાંચ લેખ ઉમેરી સંખ્યા ૨૪ની કરેલી છે.

'રખડવાનો આનંદ' ('જીવનનો આનંદ'ની પહેલી આવૃત્તિનો ચોથો ખંડ) 'જીવનનો આનંદ ભાગ–૨' તરીકે ૧૯૫૩માં લેખકે પ્રગટ કર્યો હતો. એની પ્રથમ આવૃત્તિમાં ૬૪ લેખો હતા. બીજી આવૃત્તિ(૧૯૬૧)માં લેખકે એમાં ૫૪મા લેખ તરીકે 'મણિપુરનાં દર્શને' લેખ ઉમેરી સંખ્યા ૬૫ની કરી. ૨૫મા લેખનું શીર્ષક 'એકાકી અશ્વત્થ' બદલીને 'એકાકી વટવૃક્ષ', અને બી. આ.ના ૬૪મા લેખ 'અજંટા એક પત્ર'નું શીર્ષક 'અજંટા' કર્યું હતું. 'રખડવાનો આનંદ'ના ૬૫ લેખોમાંથી લેખકે ૧૦ લેખો ('દક્ષિણને છેડે', 'સંધ્યારસ', 'છપ્પન વરસની ભૂખ',

'મંચરની જીવનવિભૂતિ', 'નિશીથયાત્રા', 'જીવનતીર્થ હરદ્વાર', 'સહસ્રધારા', 'ગુચ્છુપાની', 'ચાંદીપુર' અને 'સરિતા–સંસ્કૃતિ'– 'જીવનલીલા'નો પ્રાસ્તાવિક લેખ–) 'જીવનલીલા'માં લેખકે પાછળથી સમાવિષ્ટ કર્યા હોવાથી આ ગ્રંથમાં તે પ્રગટ કર્યા નથી.

'આવારનવાર'(૧૯૫૬)ના ૭૦ લેખો પૈકી આ ગ્રંથના સ્વરૂપને અનુરૂપ ૫૦ લેખો અહીં મુદ્રિત કર્યા છે. 'नदी मुखेनव समुद्रमाविशेत्' લેખ 'જીવન-લીલા'માં લેખકે મૂકેલો હોવાથી અહીં પ્રગટ કર્યો નથી. બાકીના ૧૯ લેખ 'આવાર-નવાર'–૨' શીર્ષકથી આ ગ્રંથાવલિના અન્ય ગ્રંથમાં પ્રકાશિત કરવામાં આવશે.

# અનુક્રમણિકા

## જીવનનો આનંદ ૧–૨૮૦

## ખંડ ૨ : અનંતનો વિસ્તાર

## ખંડ ૩ : નિવૃત્તિમાં નિરીક્ષણ



## ખંડ ૪ : જીવનનો ઓપ

## રખડવાનો આનંદ ૨૮૧–૫૩૫

## અવારનવાર (૫૩૭–૬૭૯)

## અવારનવાર (૫૩૭-૬૭૯)

# જીવનનો આનંદ

(કળા અને કુદરતવિષયક લેખો)

को हि एव अन्यात्? कः प्राण्यात्?
यद् एष आकाश आनन्दो न स्यात् ॥

જો જગતમાં (વિશ્વાકાશમાં તેમ જ હૃદયાકાશમાં) આ આનંદ ન હોત તો શ્વાસ પણ કોણ લેત? અને જીવવાને પણ કોણ રાજી થાત?

તૈત્તિરીય ઉપનિષદ્ ૨—૭

# આનંદનાં ઝરણાં

જીવનનો આનંદ દરેક માણસને જુદાં જુદાં ક્ષેત્રોમાં જડે છે. વધારેમાં વધારે માણસોને 'ખાવુંપીવું અને છોકરાંછૈયાં વચ્ચે રહેવું' એમાં જ આનંદ હોય છે. રાષ્ટ્ર જો દુર્દૈવમાં ન સપડાયું હોય અથવા એને કોઈ અદમ્ય મહત્ત્વાકાંક્ષા ન વળગી હોય તો આ જ સ્થિતિ સ્વાભાવિક છે એમ માનવાને વાંધો નથી. સુખી અને નિશ્ચિત કૌટુમ્બિક જીવનમાં જો ધર્મના સંસ્કારો, જ્ઞાનની સહેજસાજ નિષ્ઠા, અને સહેજે પ્રાપ્ત થયેલી સમાજસેવા એટલું ઉમેરીએ એટલે જીવન સંપૂર્ણ થયું. કરોડો લોકો માટે આથી વધારે ઉત્કટ જીવન હોતું નથી.

જીવનની સ્વાભાવિકતામાં વિશાળ કુદરત સાથેનો થોડોઘણો પરિચય, સગાં-વહાલાંને મળવાને કાજે અથવા યાત્રાઉત્સવને પ્રસંગે કરેલી થોડીક મુસાફરી દ્વારા તો હોય જ છે. એની સાથે ધાર્મિક સંસ્કારોના વિધિઓ અને પૂજાઓ, વ્રતો અને ઉત્સવો વગેરે આવવાથી સ્થાવરપણાના દોષો સહેજે નીકળી જાય છે.

પણ માણસ એટલાથી સંતુષ્ટ નથી થતો. સામાન્ય ભૂમિકા ઉપર રહી મળતી જીવનની સર્વસાધારણ સંપૂર્ણતા એને આકર્ષતી નથી. એને એ અલૂણી લાગે છે. જીવનના કોઈ એક અથવા અનેક અંગોના સંકોચ કરીને પણ બીજી કોઈ એક ખાસ દિશામાં માણસ ઉત્કટતાથી દોડવા માગે છે. કોઈ પ્રયોગવીર થાય છે, કોઈ જ્ઞાનવીર બને છે, કોઈ પ્રવાસવીર બની પરિવ્રાટ્ થઈ જાય છે, કોઈ સંઘનો આગેવાન બની સામુદાયિક પરાક્રમ કરે છે, કોઈ આત્માની ખોજમાં ત્યાગવીર બને છે, કોઈ ગરુડ અને ચંડોળને પણ હરાવી કલ્પનાકાશમાં ઉત્તરોત્તર ઊંચાં ને ઊંચાં ઉડ્ડયનો સાધે છે. કોઈ રચનાકુશળ સ્થપતિ બને છે, તો કોઈ નગરસંસ્થાપક તરીકે અમર થાય છે. કેટલાકથી તો રાષ્ટ્રપતિ કે રાષ્ટ્રપિતા થયા વગર રહેવાતું જ નથી. જ્યારે કેટલાક તો કોઈ પણ સંઘ કે રાષ્ટ્ર પ્રત્યે વિશેષ નિષ્ઠા કેળવ્યા વગર આખા મનુષ્યજીવન માટે નવા ખમીર જેવા બની જાય છે. કોઈ સત્યને શોધે છે તો કોઈ શિવની ઉપાસના કરે છે. કોઈ સામર્થ્ય ખીલવે છે તો કોઈ ભાવનાઓ કેળવે છે. દરેકનો આનંદ જુદો જ હોય છે.

આમ હોવા છતાં સૌંદર્યની ઉપાસના, હુન્નર અને કળાનું અનુશીલન, નિસર્ગનું નિરીક્ષણ તેમ જ જીવનકળાની કેળવણી એ આનંદના ખાસ વિષય ગણાયા છે. દરેક માણસના જીવનનું આ પાસું ઓછુંવત્તું ખીલેલું હોય જ છે. જીવનાકાશમાં જો આ આનંદસૂર્ય ચળકતો ન હોત, આ આનંદચંદ્ર મલપતો ન હોત તો જીવવામાં કેને રસ આવત?

આનંદ એ વસ્તુ જ એવી છે કે એનો અનુભવ લેવા માટે બીજાને નોતરવાથી

તે બેવડાય છે. દુ:ખોનો સંવિભાગ કરવાથી એની વેદના સહન કરવા જેટલી હળવી થાય છે અને સુખમાં કોઈનો ભાગ પાડવાથી તે બેવડાય છે, ઘણી વાર સાત્ત્વિક બને છે અને એમાંથી સુખથીયે નિરાળો એવો નવો જ આનંદ પ્રાપ્ત થાય છે. સૌને આવા આનંદના સંવિભાગ કેમ કરાવાય? દરેકનું જીવન અલગ અલગ સ્વતંત્ર વહેણમાં વહે છે. તમામ દુનિયાને કાંઈ આપણે આપણા જીવનના સાથી બનાવી શકવાના નથી. પણ કળા દ્વારા—સાહિત્ય, સંગીત, ચિત્ર, સ્થાપત્ય, રચના અને ઘટના દ્વારા આપણે અસંખ્ય લોકોને આપણા આનંદની ઝાંખી કરાવી શકીએ છીએ; અને જો વિશિષ્ટ જાતની શક્તિ કેળવેલી હોય તો જ્યાં અસંખ્ય લોકોને આનંદપ્રતીતિ થતી નહોતી ત્યાં આનંદ ગ્રહણ કરવાની શક્તિ અથવા ક્ષમતા અર્પી શકીએ છીએ. એને જ કલાદૃષ્ટિ કહે છે.

કળાની અનુભૂતિ જેને થઈ છે તે એકલપેટો રહી શકતો જ નથી. એને બીજો કોઈ ન મળે તોયે એ પોતાનો આનંદ પોતા માટે જ એક યા બીજી રીતે નોંધી રાખવાનો. એકાંતમાં રહી ધ્યાનમગ્ન થનાર ઋષિઓ પણ તત્ત્વપ્રાપ્તિનો આનંદ થતાં ગાઈ ઊઠે છે. કેટલાક ઝાડની છાલ પર, હાડકાંના ફલક પર કે પથરા-ની પીઠ પર પોતાનો આનંદ કોતરી નાખે છે. આનંદની આ સર્જકતા અદમ્ય હોય છે અને એ સર્જનને કારણે વળી નવા આનંદની જે સેરો છૂટે છે તે તો જુદી જ.

એવી જ સિસૃક્ષાને કારણે પરમાત્માએ એકના અનેક થવાનું પસંદ કર્યું, આ અનંત લીલામયી સૃષ્ટિ સરજી, એમાં અનંત અવતારો રચ્યા, અને એમાં સનાતન, એટલે કે નિત્યનૂતન, યૌવન રેડ્યું. વિધાતાનો આ આનંદ એ કેને અર્પે? કેની સાથે એનો એ સંવિભાગ કરે? एकाकी न रमते એટલા ખાતર એ એકનો અનેક થયો. અને એ અનેકત્વ ગમે તેટલું વિસ્તરે તોયે મૂળ એકત્વ તૂટતું જ નથી એ અનુભવનો આનંદ એણે મેળવ્યો. વિવિધતામાં એકતા અનુસ્યૂત છે. એટલું જ નહીં પણ તે અખંડ રહે છે, અને વધારે પરિસ્ફુટ થાય છે એ અનુભવમાં જ દૈવી સમાધાન રહેલું છે. દુનિયામાં ગમે તેટલી મુસાફરી કરીએ તોયે આકાશના તારાઓ સાથે ને સાથે જ છે એમ જોઈ જેમ આપણને જાણે ઘેર જ હોઈએ એવો અનુભવ થાય છે તેમ જ વિવિધતામાં રહેલું ઐક્ય અનુભવવાથી સર્વત્ર એક જ તત્ત્વ ભરેલું છે, એનો અદ્વૈતાનંદ થાય છે.

જેની વૃત્તિ આ અદ્વૈતને પારખતી થઈ તેનામાં આત્મનેપદી અને પરસ્મૈ-પદી એવી બે લાગણીઓ ખીલે છે અને એ બે વચ્ચે પાછો એક ઉભયપદી એકરાગ જામે છે. કળાવૃત્તિથી પ્રેરિત થઈને લખાયેલી નોંધો, રચાયેલા નિબંધો અને અપાયેલાં ભાષણો ગમે તેટલાં પરસ્મૈપદી કરીએ તોયે તેનો પ્રધાન સૂર આત્મનેપદી જ રહે છે. આ લખાણોમાં પણ એ જ પ્રકાર દેખાઈ આવશે. આમાં અસાધારણ જેવું કશું ન હોય તોયે મૌલિકતા તો છે જ. અને તેથી જ સમાન-ધર્મા વાચકો આગળ એ મૂકતાં કશો ક્ષોભ નથી થતો. આમાંનો કેટલોક ભાગ તો

મંદવાડના દિવસોમાં અથવા જેલની કોટડીમાં રાખેલી વાસરીની નોંધો જ છે. કેટલીક નોંધો મૂળ મરાઠીમાં હતી તે આ સંગ્રહમાં સામેલ કરવા માટે પરગજુ મિત્રોએ ગુજરાતીમાં ઉતારી છે.

સિંહાવલોકન કરતાં કહી શકું કે જીવનનો આનંદ વ્યક્ત કરવાની શરૂઆત કરી 'હિમાલયના પ્રવાસ' સાથે. આશ્રમના સાથીઓને એ ગમ્યો એટલે ગુજરાત આગળ એ ધરવાની હિંમત કરી. એના જ અનુકરણમાંથી 'બ્રહ્મદેશનો પ્રવાસ' લખાયો. સરકારે જ્યારે એક વરસ માટે જેલમાં પૂરી રાખ્યો ત્યારે પણ ચાર દીવાલની અંદર આનંદયાત્રા ચાલુ જ હતી. એનો કાંઈક અંશ 'ઓતરાતી દીવાલો'ને નામે ભાષાબદ્ધ કરી રાખ્યો. ભારતસંસ્કૃતિ જેવી અખંડ વહેતી ભારતની નદીઓ જોયા પછી એમને સ્મરણાંજલિ આપવી આવશ્યક હતી જ. એમાંથી કેટલીક સ્મરણાંજલિ શબ્દબદ્ધ કરી 'લોકમાતા' નામે લોકચરણે ધરી છે. અને જીવન-યાત્રાનાં થોડાંક સંસ્મરણો 'સ્મરણયાત્રા'માં પૂરી રાખ્યાં છે. બધે યાત્રા જ છે. જીવનના આનંદના અસંખ્ય પ્રવાહોને અને ઝીણાં ઝીણાં ઝરણાંઓને એકત્ર કરી આ જીવનનો આનંદ ગુજરાતી પ્રજા આગળ વહેતો કરી શરદનાં વાદળાંની પેઠે હવે હળવો થાઉં છું.

આ બધું લખાણ અને આનો સંગ્રહ પણ મારા મિત્રોને જ આભારી છે. તેમણે આ બધું મારી પાસેથી લખાવી મારું જીવન સમૃદ્ધ કર્યું છે. ખરેખર મૈત્રી એ જ જીવનનો સર્વોચ્ચ આનંદ છે.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## બીજી આવૃત્તિમાંથી

વિશ્વ-કવિ રવીન્દ્રનાથ ગાય છે:

**"વહે નિરંતર અનંત આનંદધારા"**

માણસ જીવે છે ત્યાં સુધી એની આનંદધારા વહ્યા જ કરવાની. એ ખૂટે કે તૂટે એટલે જીવનનો અંત આવ્યો.

વિદ્યાર્થીઓને જીવનમાં આનંદ શોધવામાં અને તે આનંદ વ્યક્ત કરવાની ભાષા કેળવવામાં આ ચોપડી જો યત્કિંચિત્ મદદગાર નીવડે તો મારો આનંદ ઘણો વધશે.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## ત્રીજી આવૃત્તિ પ્રસંગે

કેટલી આનંદની વાત છે કે મારા જીવનના આનંદમાં ભાગીદાર થવા માટે નવા નવા સમભાવીઓ વરસોવરસ મળતા જ જાય છે. એમના એ સમભાવથી પ્રોત્સાહન પામીને હું પણ આનંદનાં નવાં નવાં ક્ષેત્રો એમની આગળ પીરસતો જ જાઉં છું.

આમ આનંદનું કલેવર વધતું જાય તો એની સામે વાંધો કોણ ઉઠાવી શકે?

હું તો નદી, પહાડ, સરોવર, ખેતરો, માછલાંઓ, પશુઓ, પક્ષીઓ, માણસો અને એમની કૃતિઓ બધાંને આનંદ-સ્ફૂર્તિ અને આનંદપૂર્તિ તરીકે જ ઓળખું છું. પહેલાં જ્યાં આનંદ જડતો ન હતો ત્યાં હવે એ જડવા માંડ્યો છે, જ્યાં ઓછો જડતો હતો ત્યાં એની માત્રા પણ વધે છે. એના આનંદલેખ સમર્થ હોય કે પ્રાકૃત, અંતે તો બધા આનંદને જ અર્પિત છે. એટલાથી મને સંતોષ છે.

આ આવૃત્તિમાં એક મોટો ફેરફાર કરવો પડ્યો છે. ઉમેરવા જેવા ૫૪ લેખો ભેગા થયા. એ બધા આમાં ઉમેરાયા હોત તો ચોપડીનું કલેવર અગવડરૂપ થાત. તેથી 'રખડવાનો આનંદ' નામનો એક આખો વિભાગ આમાંથી કાઢી રખડવા મોકલી દીધો છે અને એને ઠેકાણે કાંઈક ઠરેલ એવા ૧૯ લેખોને અહીં સ્થાન આપ્યું છે.

ગયેલા લેખો કબૂતરની પેઠે રખડીને પાછા આવશે ત્યારે એમના ટોળામાં બાકીના ૩૫ લેખો ઉમેરવામાં આવશે અને એ બધાને બીજા ભાગમાં પૂરી દઈ વાચકો આગળ રજૂ કરવામાં આવશે. મારી ખાતરી છે આ નવી વ્યવસ્થાથી એ લેખોની પેઠે વાચકો પણ રાજી થશે.

પણ પાઠ્યપુસ્તક તરીકે 'જીવનનો આનંદ'નું પારાયણ કરનાર વિદ્યાર્થીઓ અને એમના અધ્યાપકોનું શું? અભ્યાસક્રમ બદલાય નહીં ત્યાં સુધી તેમને બન્ને ભાગ ખરીદવા પડવાના. અને 'બીજો ભાગ હાથ ક્યારે આવશે?' એમ રાહ જોવી પડવાની. બીજો ભાગ વખતસર બહાર ન પડે તો કેટલાક લોકો પ્રકાશન સંસ્થાને વગોવશે અને કેટલાક અભ્યાસક્રમસમિતિને વહારે ધાવાનું કહેશે. એ બધાની આ ઠેકાણે જ માફી માગું છું.

એક ત્રીજો વર્ગ છે મારા મિત્રોનો અને શ્રોતાઓનો, જેઓ મને પૂછે છે કે "તમે અનેક ઠેકાણે જઈ આવ્યા છો. આનંદના કેટલાય નવા વિષયો તમે ચર્ચ્યા છે. એ બધા વિશે ક્યારે લખશો? હજી કેટલા લેખો બાકી રહ્યા છે?" એમને તો હું એટલું જ કહીશ કે જે લખાયા જ નથી અને તેથી ઉમેરાયા નથી એવાની સંખ્યા ગણીને લાભ શો? અનુભૂતિનો અલ્પાંશમાત્ર જ વ્યક્ત થઈ શકે છે. જીવવા-ને જેટલો વખત આપવો પડે છે એના કરતાં એ જીવ્યાનો આનંદ વ્યક્ત કરવા માટે કાંઈ નહીં તો ત્રણગણો વખત આપવો પડે. એ જ્યાં સુધી શક્ય નથી ત્યાં સુધી અમુક આનંદ અણલખ્યો રહી ગયો એનું દુ:ખ કરાય જ નહીં. નદીના તમામ જળમાં નાહ્યાનો આનંદ માછલીઓ પણ માણી ન શકે!

લખવામાં તેમ જ સંગ્રહ કરવામાં સ્નેહીઓની ઉદાર મદદ ન હોત તો હું કશું જ કરી ન શકત. ખાસ કરીને શ્રી જેઠાલાલ ગાંધીની ચીવટથી જ આ સંગ્રહો તૈયાર થઈ શકે છે.

આશ્રમ, સાબરમતી
૨૨–૫–'૪૭

કાકા કાલેલકર

# ખંડ ૧લો : પ્રકૃતિનું હાસ્ય

## ૧. જેલવાસના અનુભવીઓને

કુદરતનું દર્શન ગમે તે સ્થિતિમાં આહ્‌લાદક હોય છે. પણ રોજના ધંધામાં ફસાયેલો માણસ તે તરફ ધ્યાન જ આપી શકતો નથી.

કુદરતનું એકે દર્શન એવું નથી કે જેમાં મને રસ ન પડતો હોય. કેટલાક લોકો અંધારાથી ડરે છે; કેટલાક અંધારું જોઈ વિરસ થઈ જાય છે. જાણે અંધારું એટલે ગ્લાનિ, અંધારું એટલે પોલાણ, અંધારું એટલે આનંદનું દેવાળું; પણ ખરું જોતાં આનંદને વિહાર કરવા જો પૂરેપૂરો અવકાશ ક્યાંયે હોય તો આકાશના અંધકારમાં જ. જો વધારેમાં વધારે અંતર્મુખ થવું હોય તો તે અંધારામાં જ થવાય.

હિંમતથી વધતો સવારનો પ્રકાશ અને સાંજની આથમતી જાહોજલાલી બંને મને વહાલાં લાગે છે. બંને સંધિકાળમાં ગૂઢનું જે સૂચન હોય છે તે જીવનના અનેક સવાલોનો ઉકેલ આણવામાં જોઈતું વાતાવરણ પૂરું પાડે છે.

બપોરના તડકામાંથી આબાદ બચેલો માણસ તડકાનો એક રીતે વિચાર કરે છે. જ્યારે સવારથી સાંજ સુધી પુરજોસથી પોતાની અસર વરસાવનાર તડકામાં જેનાં શરીર અને મનનો મુરબ્બો થઈ ગયો છે તે તડકાનો જુદી રીતે વિચાર કરે છે. તડકાથી અકળાયા છતાં જે માણસ પોતાનું તાટસ્થ્ય જાળવી તડકાના કાવ્યનો વિચાર કરે છે તેને એમાંથી રસની સેરો છૂટે છે. યુદ્ધ, દુકાળ, ફાટેલા ચેપી રોગો, વિપ્લવ, દાવાનળ અને ઉત્પાત દરેકમાંથી રુદ્ર, અદ્‌ભુત કે ભયાનક રસ છૂટવાના જ. હરિશ્ચંદ્રનું આખ્યાન, દમયંતીની વિટંબણા, ફ્રાંસની રાજ્યક્રાંતિ, પયગમ્બરની હિજરત, પૉમ્પીનો નાશ, અથવા દ્વારકાનું સમુદ્રમજ્જન, દરેકમાં રોમહર્ષણ રસ તો હોય જ છે.

પણ એ કાવ્ય નિહાળવાની અને એની અસર થવા દેવાની નવરાશ જ માણસ પાસે હોતી નથી. માણસને એનો રોજનો નીરસ વ્યવહાર એટલો બધો વહાલો છે કે એની આગળ ગમે તેટલી ઉચ્ચ અને ઉદાત્ત વસ્તુ જતી કરવા એ તૈયાર થાય છે.

આસપાસની ઊંચી દીવાલોને કારણે જેલની અંદર સવારનો અરુણોદય અને સાંજનો સંધ્યાવિલાસ ભાગ્યે જ જોવાને મળે છે. બપોરનો તડકો મણાય નહીં અને રાતને એકાંતે ગવાય નહીં. જ્યાં જુઓ ત્યાં સુપરિન્ટેન્ડેન્ટ ને જેલરના ચહેરા જેવી નીરસ દીવાલો જ દીવાલો હોય છે. એવે ઠેકાણે લીમડા ઉપર ફૂલ બેઠું, કાગડો કે ચકલું આવ્યું, કોઈએ જરાક ગાયું કે રોયું તોયે ધ્યાન ખેંચાય છે. એવે વખતે જો એકાદ તારો દેખાય તો ચિત્તને ધન્ય ધન્ય થઈ જાય છે. વિરહને કારણે ઔત્સુક્ય અને પ્રેમ વધેલાં હોય છે તેથી સાંજે સૂતાં પહેલાં વાસરીમાં એ તારાની નોંધ લીધા વગર રહેવાતું નથી. આવી નોંધનો આનંદ જેલમાં રહેલા જ લૂંટી શકે, પૂરો માણી શકે.

છેલ્લી એકબે લડતની કૃપાથી જેલજીવનનો અનુભવ લીધેલાઓની સંખ્યા ઠીક વધી છે. તેથી હવે પછી આપેલી નોંધોનું વાતાવરણ અને માનસ સમજી શકનાર લોકો ઘણા થયા છે એ વિશ્વાસે જ એ અહીં આપી છે.

## ૨. પ્રભાતદર્શન

હવાની દૃષ્ટિએ જોતાં આજકાલનાં પરોઢિયાં સુભગ અને રમણીય હોય છે. ઓરડીની બહાર આવતાં જ આપણે સૃષ્ટિનું અભિનંદન કરીએ અને સૃષ્ટિ આપણું કરે એવી ઉત્કટ ઇચ્છા થાય છે. પણ માણસજાત એટલી બધી પ્રકૃતિવિમુખ થઈ ગઈ છે કે, એને માટે કુદરતની સુંદરતા એ પારકી ભાષા જેટલી જ અપરિચિત છે. જેલની કોટડી ખૂલતાં જ બહાર આવી કોઈ સ્વતંત્ર દ્વિજરાજ આકાશમાં તરે છે કે કેમ એ જોવાની ઇચ્છા થઈ. એઓ ભલે મારી તરફ ન જુએ; હું તો અરસિક માણસજાતનો પ્રતિનિધિ રહ્યો! એમણે મારી તરફ શું કામ જોવું? પણ હું એને સમાનધર્મી ગણીને વંદન કરું છું.—નમન નહીં કારણ એ આકાશગામી તરફ માથું નમાવવાને બદલે ઊંચું કરવાનું જ હોય છે. એમની 'ઉચ્ચ' રહેણી અને ઉમદા સ્વભાવ જોઈને આ લોકો માનવી સંસ્કૃતિ કરતાં વધુ ઉચ્ચ સંસ્કૃતિના રસિયા હોવા જોઈએ એમ ખાતરી થાય છે.

* * *

કવિઓએ અને નિસર્ગરસિક નિરીક્ષકોએ કમળ, સરોવર, ફૂલો, બાળકો, તારાઓ, મણિ વગેરે કુલ ચૌદ વસ્તુઓને કાવ્યમય ગણી છે. નિત્ય નૂતન આકૃતિ ધારણ કરનાર વાદળાંનો કાવ્યાત્મા એ લોકોએ પારખ્યો છે કે નહીં એની ખબર નથી. વાતાવરણશાસ્ત્રીઓ આજ સુધી મેઘોના ચાર વિભાગ કરતા હતા. હમણાં હમણાં તેઓએ એ વિભાગોની સંખ્યા વધારી છે. આપણા જૂના ગ્રંથોમાં આકાશના જ જુદા જુદા ચાર પ્રદેશ કલ્પ્યા છે. અને એ દરેક પ્રદેશનાં વાદળાંને નોખાં નામ પણ આપ્યાં છે. પણ આજકાલના કવિઓ એ કશું જ જાણતા નથી. 'મેઘથી અંબર મેદુર થયું છે' એટલું કહ્યું એટલે જાણે અવધિ થઈ. આ વાદળાંઓ આખા આકાશને 'સર કરી' પોતાની ઘનનીલ પ્રભા ખીલવે ત્યારે દુર્દૈવી કવિઓ આજનો દિવસ દુર્દિન છે એમ કહી નાખે છે!

વિલાયતમાં એકાદ દિવસ જો ચોખ્ખો તડકો નીકળ્યો તો બધા લોકો ફરવા નીકળી પડે છે અને એ શુભ દિવસનાં વખાણ કરતાં થાકતા નથી. આપણે ત્યાં લગભગ આખું વર્ષ પ્રખર તડકો પડતો હોય છે. એવા દેશમાં મેઘરાજાની કૃપાથી જ્યારે છાંયો મળે છે ત્યારે એને નશ્વર જીવિત જોડે સરખાવી સૂતકીની જેમ વિરક્ત થવા કરતાં "જાય છે એ વેળા આપણી છે, માટે મળે છે ત્યાં સુધી એ

કાવ્યાનંદ લૂંટી લો.'' એવી વૃત્તિ શું કામ ન રાખવી?

*　　　*　　　*

આજકાલ આકાશવ્યાપી મેઘ ઉપર ઉષાની રક્તિમાનું જે આક્રમણ ચાલુ છે એ ખરેખર એકીટશે મીટ માંડીને જોવા જેવું છે. ખેતરમાં જેમ તરબૂચની પાકવાની શરૂઆત થતાં અંદર લાલ રંગ ધીરે ધીરે પાકવા માંડે છે તેમ વાદળાંની નીચેના ભાગમાં ઝાંખો ઝાંખો સિંદૂરનો રંગ ચોંટે છે અને એને લીધે વાદળાંની મુખ્ય મુખ્ય નસોનો વળાંક કેવો છે તે ઓળખવું બહુ સહેલું થઈ પડે છે. સિંદૂરનો રંગ મુત્સદ્દીની ભાષાની જેમ ક્ષણે ક્ષણે નવો નવો અર્થ વ્યક્ત કરે છે; ઘડીકમાં ગૂઢ થઈ જાય છે તો ઘડીકમાં કેવળ ઔપચારિક છટા બતાવીને અદૃશ્ય થઈ જાય છે. રંગ ફેલાવા લાગે એટલે પૂર્વથી પશ્ચિમ સુધી ફેલાય છે. પણ પરોઢિયાનો રંગ એટલે નવા અતિથિની મહેમાનગીરી. એ જો વધુ વખત ટકે તો તેમાં વાસ્તવિકતા ન રહે.

આજકાલનાં વાદળાં જાણે વરસાદનો ગર્ભ. સિંહગઢ ઉપર આની મજા ખાસ જોવાને મળતી હતી.

પરમ દિવસનાં ચાર ટીપાંથી આકાશ થોડુંઘણું ધોવાયું. આકાશમાં હમેશાં રહેતાં ધૂળનાં રજકણ ટીપાં સાથે નીચે આવ્યાં, તેને લીધે આકાશનો તાજગીભર્યો નીલ રંગ હવે વધુ ખીલી નીકળે છે.

*　　　*　　　*

ઝાડનાં પાંદડાં તડકામાં ચળકે છે ત્યારે તો સુંદર હોય જ છે, પણ તેના કરતાં મેઘાચ્છાદિત દિવસે તેઓ પોતાની ઘટામાં અંધકાર ભરી રાખે છે ત્યારે એ ગૂઢ દૃશ્ય વધુ શોભાવંત હોય છે. ઝાડની ખરી શોભા પ્રકાશ અને અંધકાર એ બેની સંધ્યા સમયે જેવી ખીલી નીકળે છે તેવી બીજે એકે સમયે નથી ખીલતી. જેલની અંદર ઝાડોનો બહિષ્કાર થવાથી જેલની બહાર તેમણે ઠીક ભીડ કરી છે અને બહારનું જગત કેવું સ્વતંત્ર-સુંદર છે એની સાક્ષી આપતાં તેઓ નિરંતરનું આમંત્રણ ચાલુ રાખે છે.

*　　　*　　　*

અહીં અપ્રસન્ન કરનારી એક જ વાત છે અને તે દક્ષિણ તરફથી વીસ અને વીસ — ચાળીસ ફૂટની આંધળી ભીંત. જે બારીમાંથી માણસો ડોકાવીને જોઈ શકતા નથી એવી એની ઊંચી બારીઓ ફૂટેલી આંખો કરતાં પણ વધુ અભદ્ર છે. આટલી ભવ્ય, આટલી ઉદાસ અને ભયાનક વસ્તુ બીજી નહીં હોય. જૂનાં ખંડિયેરની વાત જુદી છે. ત્યાં તો પ્રાચીનતાનું ઐતિહાસિક કાવ્ય હોય છે. આ દીવાલમાં તો એ પણ નથી.

*　　　*　　　*

તૂટેલી પાંખવાળું ચકલીનું બચ્ચું ઊડવાનો પ્રયત્ન કરતું હતું. અને

જન્મટીપવાળો જહાંગીર એની સાથે રમવાનો પ્રયત્ન કરતો હતો. બચ્ચાનાં માબાપ આસપાસ અસ્વસ્થ ચિત્તે ફેરા ફરતાં હતાં. મેં જહાંગીરના નિર્દય વિનોદનો નિષેધ કર્યો અને મનમાં જ ઉમેર્યું અહીં કાંઈ બિલાડી આવવાનો સંભવ નથી. પણ આ બચ્ચું માળામાં જશે કેવી રીતે? હવે એ મોટું થયું છે એટલે માબાપ એને માળામાં લઈ નહીં જઈ શકે અને એને ઊડતાં તો બરાબર આવડતું નથી. આનો જીવનક્રમ સંકટમાં છે. એમ મનમાં કહું છું ત્યાં જ કાગડાએ ઝડપ મારી બચ્ચાંને ઊંચકી લીધું. દુ:ખી માબાપ કાગડાની પાછળ નિરર્થક દોડયાં. મારું દુ:ખી હૃદય પણ વેગથી દોડયું. પણ મેં એ હૃદયને ખેંચીને પાછું આણ્યું. ઝાડ ઉપરનું અથવા વેલા ઉપરનું ફળ તૂટી પડતાં મને જે સ્વાભાવિક આનંદ થાય છે અને સહજ પ્રાપ્તિ માટે હું પોતાની જાતને ધન્ય માની લઉં છું એમ જ આ કાગડાને સવારની મિજબાનીને લીધે થયું હશે. વન્ય પશુપક્ષીઓમાં ઘાયલ થવું અને મરવું એમાં ઝાઝો ફેર નથી હોતો. ઘાયલ થઈને પણ દીર્ઘકાળ જીવવું અને એવું જીવન પણ ઉપયોગી બનાવવું એ કરામત મનુષ્યની જ. તેથી ચકલીના બચ્ચાએ ભૂખે મરવા કરતાં મરીને કાગડાની ભૂખ ભાંગી એમાં અજુગતું શું છે? બચ્ચાની દૃષ્ટિએ અને એનાં માબાપની દૃષ્ટિએ વિચાર કરવો, કાગડાની દૃષ્ટિએ પણ વિચાર કરવો, અને સાથે સાથે નિસર્ગની દૃષ્ટિએ તટસ્થપણે વિચાર કરવો એ ત્રણે વસ્તુ મને સાધ્ય છે એ જ ઈશ્વરની મોટી કૃપા છે. આ વિચાર વ્યાપક હૃદય દ્વારા થતો હોય છે, તેથી જ આમાંથી પરમ સત્ય પ્રાપ્ત થાય છે.

૫–૪–'૩૨
હિંડલગા (બેલગામ)

## ૩. પ્રભાતની તાજગી

બેત્રણ રાત્રે આકાશમાં વાદળાં હોવાથી તારા દેખાતા ન હતા એને લીધે અડવું અડવું લાગતું હતું. જાણે જીવન અલૂણું થઈ ગયું છે, દિવસની સંપૂર્ણતામાં કાંઈક વસ્તુ બાકી રહી ગઈ છે. આજે પરોઢિયે શ્રાવણ ઓટલો ઉપર ચાલ્યો ગયો હતો કે બંધ બારણાના સળિયામાંથી એને બહુ કષ્ટથી હું જોઈ શકતો હતો. હંસની એક જ પાંખ દેખાતી હતી. મધ્ય ભાગમાં ધનિષ્ઠા અને શતતારકાનું સૌંદર્ય ફેલાયું હતું. શનિની સાથે મંગળ અને બુધ કોઈક જગ્યાએ હોવા જ જોઈએ. એ અપેક્ષા કેમે કરી મનમાંથી ખસતી નથી. અને તે તો દર્શન આપતા નથી. પંચાંગ આવ્યે તે લોકોની માહિતી મળશે. એ જો સંધ્યાકાશમાં ગયા હશે તો તો તેમનાં દર્શનની આશા આ બરાકમાં છીએ ત્યાં સુધી નકામી છે. ભાદ્રપદાના ચોરસનું ચોકઠું હજી બરાબર બેઠું નથી.

આજે સવારે ઓરડી મોડી ઊઘડી તેથી ભારે નુકસાન થયું. સવારનું બધું જ સોનું મેં ગુમાવ્યું. સોનું મને ન મળ્યું તેથી પાકોળીઓને તે વધુ પ્રમાણમાં મળ્યું

હશે. કારણ તેઓ મોટા ટોળામાં મળીને આકાશમાં ફેરા ફરતી હતી. પાકોળીઓની ગતિ એ ફ્રી વ્હીલ સાઈકલ જેવી હોય છે. આ લોકો જરાક પાંખ મારે છે અને પછી પાંખોને આરામ આપી આકાશમાં શરીર વહેતું મૂકે છે. લાંબા વખત સુધી એમનું આ ઊડણ જોઈને મને માલિની છંદ યાદ આવ્યો "ननमय्यय-युतेऽयं 'मालिनी' भोगि-लोकैः" આમાં પહેલા ભાગમાં જોરથી પાંખ મારવાની ઉતાવળ છે અને અંતે યંના યતિ પર થોડો વખત સ્તબ્ધ રહી પછી માલિનીને છૂટી વહેતી મૂકી દેવામાં આવે છે. પાકોળીઓ, બરાબર આ જ રીતે ઊડે છે.

* * *

કોઈ સોગનપૂર્વક કહી ન શકે કે આકાશ સાવ ચોખ્ખું છે એટલા માટે જ જાણે આજે દક્ષિણ તરફ અને ઉત્તર તરફ આછાં વાદળાંઓની વીચિ છે. સિંહાસન ઉપર બેઠેલા રામચંદ્રના મુખ ઉપરનું જાણે સૌમ્ય સ્મિત જ.

જેલ બહારનાં ઝાડ કાલના વરસાદથી તાજાં થઈ પ્રસન્ન ગીતો ગાય છે. આગળના ભાગમાં કોકના ઘરમાંથી ધુમાડો નીકળે છે. એનો ભૂખરો રંગ ઝાડના લીલા રંગમાં ઘૂસીને પોતાનું સૌંદર્ય વધારે છે.

પણ આજે આ કાગડા આટલા ચિંતાગ્રસ્ત કેમ દેખાય છે? તેમને વરસાદની જરૂર ન હતી કે શું! બિચારાના માળા રાત્રે ભીંજાયા હશે. બીજું શું હોય?

ઝાડમાંથી સૂર્ય બહાર આવતાં જ કેટલાક કેદીઓએ એને નમસ્કાર કર્યા. ગામડાંના લોકો સૂર્યને નમસ્કાર કરવાનું હજી ભૂલ્યા નથી. અને તેમ કરતાં તેઓ શરમાતા પણ નથી. "અમે સૂર્યને નમસ્કાર નથી કરતા પણ સૂર્ય દ્વારા પ્રગટ થતા સનાતન પુરુષને એટલે કે પરમાત્મ-તત્ત્વને નારાયણરૂપે નમસ્કાર કરીએ છીએ" એમ કહેવાની પણ એમને આવશ્યકતા નથી લાગતી. તત્ત્વજ્ઞાનના ઊંડા પાણીમાં તેઓ ઊતરતા ન હોવાને કારણે તેમને કશી મુશ્કેલી નથી ઉદ્‌ભવતી.

૬-૪-'૩૨

# ૪. જેલમાં ગૂડી પડવો

ગૂડી પડવો એટલે અમારો મહારાષ્ટ્રીઓનો વર્ષારંભનો દિવસ. બપોરે જ ખબર પડી કે આજે પડવો છે. શાસ્ત્રના વિધિ પ્રમાણે આ દિવસે સ્વાદમાં કડવા, પણ પરિણામે પથ્યકર એવા લીંબડાનું ભક્ષણ કરવાનું હોય છે. જેલમાં લીંબડો ક્યાંથી કાઢવો? પણ જેલજીવન એ જ આજકાલ ખરેખરું લિંબ-ભક્ષણ છે. અને એનો યથેચ્છ આસ્વાદ લઈ રહ્યા છીએ. કાલથી જ તકલીને બદલે રેંટિયા ઉપર કાંતવાની શરૂઆત કરી, અને આહારમાં પણ કાલે જ ફેરફાર થયો. આ પણ એક 'યોગાનુયોગ' જ.

કાલે રાત્રે બરાબર આઠ વાગ્યે સામેની બૅરેક ઉપર ચિત્રા અને સ્વાતિ એ

બેનો ઉદય થયો. ચિત્રા એ મારું જન્મનક્ષત્ર એમ કોઈકે કહ્યું છે. ચૈત્ર મહિનાની રાતે चित्रानीता रात्रयः હોય છે. સાંજને વખતે ચિત્રા ઊગે છે અને રાત્રિનો રથ આકાશમાર્ગે સવાર સુધી ખેંચ્યા કરે છે. પ્રથમ કોઈકે મને કહેલું કે મારું જન્મનક્ષત્ર રોહિણી. શ્રીકૃષ્ણનું અને મારું જન્મનક્ષત્ર એક જ, એમ માની મને અભિમાન જેવું લાગતું હતું. આ નિર્ણય ગણિત-જ્યોતિષીઓના હાથમાં ન હોત અને મારી પસંદગી ઉપર હોત તો હું બેમાંથી કયું નક્ષત્ર પસંદ કરત? કોણ જાણે. પણ હવે તો ચિત્રા ઉપર જ ભક્તિ બેઠી છે. મારો જન્મ કારતક વદ દશમીને દિન સવારે લગભગ દસ વાગ્યે થયો છે. આટલા ઉપરથી જન્મનક્ષત્ર શોધી કાઢવું અઘરું નથી.

આજે પરોઢિયે શ્રાવણના ઉદયથી તે નજરની બહાર જાય ત્યાં સુધી આકાશ જોયું. પણ વિશેષ આકર્ષક લાગ્યું નહીં. આવું કોઈક જ વાર થાય છે.

આજે આકાશમાંનાં વાદળાંઓમાં પશ્ચિમાભિમુખ થોડાક પટા સિવાય બીજું કાંઈ જ ન હતું. વધુ આહ્લાદક તો અત્યંત સૌમ્ય અને પૌષ્ટિક એવો ઠંડો પવન જ છે. આ પવનથી આરોગ્ય વધે છે કે કેમ એ તો કોણ જાણે પણ આરોગ્ય જણાય છે એમાં શંકા નથી.

૭–૪–'૩૨

## ૫. સુરધનુ અને મેઘગર્જના

રાત્રે થોડોક વરસાદ પડવાથી હવામાં ખૂબ ઠંડક હતી. સાંજનું સુંદર ઇંદ્રધનુષ્ય મનમાંથી સહેજે ખસે એમ ન હતું.

જો ઇંદ્રધનુષ્ય દેખાય તો તે બીજાને દેખાડવું નહીં એવી એક જૂની શિખામણ છે. આનું શું કારણ હશે? સામો માણસ આવીને જુએ ત્યાં સુધીમાં જો એ અદૃશ્ય થઈ જાય તો મશ્કરી માનીને એ ચિડાય એ કારણ હશે? કે પછી બીજો આપણા જેવો રસિક ન હોય અને આપણું બોલાવવું એને ન ગમે અને એની અરસિકતા આપણને નડે એ કારણ હશે? કે પછી ઇંદ્રધનુષ્યમાં ઇંદ્રજાળ જેવો કાંઈ જાદુ છે કે જેથી કામણટૂમણની શંકા રહે એવી માન્યતાને લીધે હશે? જૂના લોકો એકાદો નિયમ કરી આપે છે અને એનું કારણ કહેતા નથી. કારણ કહ્યે નિયમનું ગાંભીર્ય ઓછું થઈ જાય છે કેમ કે લોકો નિયમથી ડરતા નથી અને પોતાનું માથું ચલાવે છે. આ તેમનાથી સહન થતું નથી. અને જ્યારે કારણ કહે છે ત્યારે પણ કોઈ કોઈ વાર ખરું કારણ છુપાવી કાલ્પનિક, ભયાનક કારણ સામે આણે છે. બીક અને લાલચ બંનેની ડગલે ને પગલે મદદ લેનાર સમાજ-ધુરીણો વિશે શું કહેવું? આપણા સમાજમાં જે અસહ્ય બાધાઈ વ્યાપી છે, બુદ્ધિની મંદતા વધી છે, એની જવાબદારી આવા લોકો ઉપર જ છે.

મેઘ, ઇંદ્રધનુષ્ય, વરસાદની ઝડી અને વિદ્યુલ્લતાનું નૃત્ય આટલું જોયા પછી ઉર્વશીને માટે ગાંડા થનાર પુરૂરવાની યાદ કેમ ન આવે?

રાતે એકાએક ગાજવીજ અને મેઘગર્જના શરૂ થતાં નાનાં છોકરાંઓ કેવાં ગભરાઈ જાય છે! મારા શૈશવમાં મારી શી સ્થિતિ થયેલી એનું મને સ્મરણ છે. પણ જ્યારે હું દસબાર વર્ષનો હતો તે વખતે મારી નાની ભત્રીજીની થયેલી ગભરામણ જોઈ મને તો સૃષ્ટિની રચના ઉપર ચીડ જ ચડેલી. પરમાત્માના મનમાં આ નાના અર્ભક વિશે કાંઈ જ કોમળતા નહીં વસતી હોય? ક્યાં આ નાજુક ભોળી છોકરી અને ક્યાં એ આકાશ-કટાહને વિદીર્ણ કરનાર વીજળીનો ભયાનક કડાકો! ઈશ્વરે થોડીઘણી તો દયામાયા રાખવી જોઈતી હતી. આમ તે વખતે તો થયા વગર રહ્યું નહીં. તે વખતે કાંઈ મેં શાકુંતલ વાંચ્યું ન હતું. ફૂલો અને અગ્નિ, આશ્રમનું હરણું અને બાણ, એમના સંયોગ વિરુદ્ધ તકરાર કરનાર તાપસીઓની મને ઓળખાણ થઈ ન હતી. હવે થાય છે કે સૃષ્ટિની ભીષણ સુંદરતા છે તે જ યથાર્થ છે. તેની દીક્ષા મળ્યા સિવાય જીવન વાસ્તવિક થઈ શકતું નથી.

અમારી પાસે જો સૂક્ષ્મકાલમાપક યંત્ર હોત તો વીજળીનો ચમકાટ અને મેઘનો ગડગડાટ એ બે વચ્ચેનું કાલાંતર માપીને કેટલે દૂરથી અવાજ આવ્યો એ અમે કાઢી શકત. આજે ગમે તેટલી ઊંચાઈએ હવાઈ જહાજો જાય છે. એમની આસપાસ વીજળી પડવા માંડે અને ગડગડાટ થવા લાગે ત્યારે આકાશયાનની શી દશા થતી હશે? વીજળી પડીને આકાશયાન તૂટી પડ્યાનું આપણે ક્યાંયે વાંચ્યું નથી. આ આશ્ચર્ય નથી શું?

આજ સવારના પૂર્વ તરફનાં વાદળાં વિજયનગર હંપીના પહાડ જેવાં દેખાતાં હતાં. મોટા મોટા વાંકાચૂકા ગોળ પથરાઓના ઢગલા એટલે જ હંપીના પહાડ. એ પ્રાચીન પથરાનું સ્મરણ આ બાષ્પમય મેઘોએ કરી દીધું! એમનાં છિદ્રોમાંથી પછીથી જ્યારે સૂરજે પોતાનાં મયૂખ હાથની આંગળીઓની જેમ ફેલાવ્યાં ત્યારે એ પંજો કે પંખો જોવા જેવો હતો. ઠેઠ ઉત્તરથી તે દક્ષિણ સુધી એ ફેલાયેલો હતો. અને વચમાં વચમાં નાનકડાં ધોળાં વાદળાં, "અમે તો નાનાં, અમને કોની હરકત?" એમ કહેતાં આમતેમ ગમે ત્યાં ફરતાં હતાં.

સૂર્યની આસપાસ કેટલાંક વાદળાં ઉપર ઇંદ્રધનુષ્યના રંગો અસ્તવ્યસ્ત ફેલાયા હતા. તાંબાનું વાસણ ચોખ્ખું માંજીને તડકામાં રાખીએ ત્યારે કેટલીક વાર આવો રંગ એના ઉપર દેખાય છે. પણ મદ્રાસમાં કૉંગ્રેસને વખતે સાંજને સમયે સૂર્યની આસપાસ જે પીરોજી રંગ ખીલ્યો હતો તેની સુરખી કોઈમાં પણ આવવાની જ નથી.

૧૩–૪–'૩૨

# ૬. બે બહેનપણીઓ

હિંદુ કુટુંબમાં નવ-પરણીત જોડાઓ એકબીજા જોડે ન બોલવાનો રિવાજ હોય છે. આ નિયમ આજના યુગમાં ચલાવવા જેવો નથી એ ખરું પણ એ નિયમમાં એક પ્રકારનું કાવ્ય અને હિત હતું એ જાણવું જોઈએ. બોલવાની મનાઈ હોવાથી ચોરીછૂપીથી બોલવામાં જીવન-રસ વધુ મળતો. આ કાંઈ પ્રત્યક્ષ લાભ ન કહેવાય. એ તો કીમતી પણ આનુષંગિક લાભ ગણાય. મુખ્ય લાભ તો વધૂવર એકલપેટાં ન થતાં આખા કુટુંબમાં ઓતપ્રોત થાય છે એ છે.

* * *

રાત્રે આકાશમાં વાદળાં આવીને બધા તારા પડદાનશીન થતાં, તારાઓ જોવાની ઉત્કંઠા વધે છે. અને ક્વચિત્ ક્વચિત્ પાતળા મેઘના ઝીણા બુરખામાંથી એકાદ તારકા સ્પષ્ટાસ્પષ્ટ લક્લક્ થવા માંડે ત્યારે આ અવગુંઠનવતી વળી કોણ છે એવું કુતૂહલ ઉત્પન્ન થઈને એનો તાગ કાઢવાની ધૂન જાગે છે. કોઈ કોઈ વાર રાતોની રાતો પસાર થાય તોપણ એકે તારા ન દેખાતાં નિરાશ થઈને હવે ચાર મહિના તારાદર્શન જ છોડી દેવું એવો નિર્ધાર કરવાનો વિચાર મનમાં કરીએ ત્યાં તો રાત્રિની રાણી સ્વાતિ અને તેની સખી ચિત્રા બન્ને એકદમ દેખાવા લાગે છે. આ જોડીનું દર્શન થતાં શેની નિરાશા અને શેનો નિર્ધાર? સામેની બરાકના મોભથી તે અમારા છાપરાનાં નેવાં સુધીનો એ બન્ને જાણીનો પ્રવાસ તાકીને જોતાં તો આપણે સરકારના મહેમાન છીએ એ વાત પણ ભૂલી જઈએ છીએ. આજકાલ આ બે જાણીનો દર્શનકાલ રાતના આઠનો છે. રાત્રે બે વાગ્યે ઊઠીને જો જોઈએ તો વીંછીભાઈ પોતાના ડંખ ઉપર ઊભેલા જણાય છે. ત્યાર પછી શ્રાવણનું આરોહણ શરૂ થાય છે. શનૈશ્ચરની પોતાની ગતિ ગમે તેટલી મંદ હોય તોપણ આકાશના કટાહમાં તેને શ્રાવણની પાછળ પાછળ પસાર થવું જ પડે છે. શ્રાવણનું બાણ અભિજિત અને શનિ એ બેની વચ્ચોવચ એક લીટીમાં આવ્યું છે તેથી શનિ અને અભિજિત એ બે વાણકરો અહીંથી તહીં કાંઠલો ફેંકવાની રમત રમતા હોય એવા દેખાય છે.

૧૪-૪-'૩૨

# ૭. મેઘનૌકા

પરોઢિયે પાંચ વાગ્યાના અરસામાં પૂર્વા ભાદ્રપદાનાં બન્ને નક્ષત્રો વાંકી ડોક કરીને ગેંદ રમતાં ઉપર આવે છે. પણ આ કૃષ્ણમેઘ તેમની તે લીલા આજે પૂરતી જોવા પણ દેતા નથી. અંધારી રાતે વાદળાંને આકાશમાં અસ્તિત્વ હોય છે પણ આકાર નથી હોતો. કેટલા ભાગના તારા તેમણે હોઈયાં કર્યા છે તે જોઈને તેમના વિસ્તારનું કેવળ અનુમાન કરાય. તેમનું આ આવું સ્વરૂપ કંઈક ભીષણ પણ હોય છે. મધરાતે દરિયામાંથી દીવા હોલવીને કોઈ વહાણ જતું હોય તો તે જેમ કાળપુરુષ જેવું ભાસે તેવાં આ વાદળાં ભાસે છે.

સામાન્યપણે મેશ જેવા કાળા ચોમાસિયા દરિયામાં ગણ્યાગાંઠ્યા દીવા સાથે વહાણ પ્રવાસ કરે છે. એથી ઊલટું આકાશના બધા વિસ્તારમાં તારાના દીવાઓ પ્રકાશતા હોય ત્યારે કાળી ભમ્મર મેઘનૌકા પોતાપૂરતા મૂઠીભર દીવા હોલવીને ચોરની જેમ આકાશ-સાગરમાં ફર્યા કરે છે. અને તેથી ભયની ભાવના સવિશેષ પ્રતીત થાય છે. ઉષા હસે નહીં ત્યાં સુધી એ ભીતિ કેમે કરીને દૂર થતી નથી.

અને આવાં ચારપાંચ વાદળાં જ્યારે આકાશના જુદા જુદા ભાગમાં ફેલાયેલાં હોય છે ત્યારે તો કાવતરાબાજ લોકોનું ટોળું ઈશારાથી પોતાનું કૃષ્ણ કારસ્તાન ચલાવતું હોય એવો ભાસ થાય છે.

તારાઓ ઢંકાય કે નહીં એનું તારાઓને શું? પણ આપણે માટે કેટલો ફેર પડે છે!

૧૫-૪-'૩૨

# ૮. ચોમાસી સંધ્યા

પ્રભાતદર્શન કે સાયંદર્શન લખવાનું તે પ્રાકૃતિક આનંદ વ્યક્ત કરવા માટે લખવાનું હોય. તેનો ઉપયોગ વાતાવરણશાસ્ત્રીના નિયમિત અહેવાલની જેમ જો કરવા માંડું તો તેમાં માહિતી કે વિજ્ઞાન તો ન જ આવે; ઊલટું કાવ્યાનંદમાત્ર સુકાઈ જાય. દિવસનાં વાદળાંનું શું કે રાત્રિના તારાનું શું, જ્ઞાન અને ઉપયોગિતાની દૃષ્ટિ મનમાં રાખીને તેમનો અભ્યાસ કે નિરીક્ષણ નથી કર્યું. કેવળ સૌંદર્યપ્રતીતિ અને હૃદયની ભવ્યતામૂલક ઉન્નતિ એ બે વસ્તુઓની જ અપેક્ષા હંમેશ રાખી છે.

કાલે સાંજે ઉત્તર તરફ વાદળાંના સમૂહનાં ઊંચાં ઊંચાં શિખરો એકબીજા સાથે હરીફાઈ કરતાં ભીડ કરી ઊભાં હતાં. કોઈ જૈન મંદિરમાં જેમ અનેક જાતનાં

શિખરોનું સંમેલન ભરાયેલું હોય છે તેવો તે દેખાવ હતો. આ શિખરોનું સ્થાયિત્વ જાણે મન પર દૃઢ કરવા માટે જ બે નાના કૃષ્ણ મેઘ પશ્ચિમથી પૂર્વ તરફ તેમની સામેથી ઢસડાતા જતા હતા. પાછળની બાજુએ નીલવર્ણ આકાશ, આગળની બાજુએ ભીની ભસ્મના જેવા શામળા પટા, અને વચ્ચે જાણે ઉત્સાહના ફુવારા ન ઉડાડતાં હોય એવાં ધવલ શિખરો આમાંથી કોણ કોને શોભાવતું હતું તે કહેવું મુશ્કેલ. એટલું ખરું કે ત્રણેનું સંધ્યા સમયનું સૂર્યોપસ્થાન એકાગ્ર મને ચાલતું હતું.

અને સૂર્ય? આકાશમાં જ રૂપાળાં વાદળાંનો દરિયાકિનારો બનાવી ત્યાં તે રમતો હતો. સેવકગણ બધા ખડી તાજીમ કરે છે એટલા જ ખાતર રાજપુત્રો આખો વખત ગંભીર થઈને બેસી જાય તો તેઓ રમે ક્યારે? અને ભક્તગણ વિગલિત-વેદ્યાંતર થઈને અખંડ સ્તુતિ કરે છે માટે દેવો ધ્યાનમૂર્તિ થઈને બેસવા જાય તો અજરામર સ્થિતિનો સ્વર્ગીય આનંદ તેઓ ક્યારે માણે?

અને સૂર્ય કંઈ અઠ્ઠાવીસ યુગો સુધી કેડ ઉપર હાથ દઈ ઊભો રહેનાર વિઠોબા નથી. તેને અરુણને સાથે લઈ ઉષાને મંદિરે જવાનું હોય છે; ભૈરવી રાગ સાંભળતાં સાંભળતાં આકાશનો ઊંચો માર્ગ ચડીને ભૈરવ મહાદેવને દર્શને જવાનું હોય છે. બપોરે સારંગ રાગના ભવ્ય આલાપ સાંભળતાં સાંભળતાં યમરાજના કૂતરાની જેમ જીભ બહાર કાઢી હાંફતા અપરાહ્‌નને પશ્ચિમ તરફ હાંકી કાઢવાનો હોય છે. આટલું થયા પછી થાકયોપાકયો સૂરજ જો પોતાના ઘોડાઓને વિસામો આપવા માટે સંધ્યાના સુવર્ણરંગી ગોચરમાં ચરવા છૂટા કરી દરિયાકિનારે રમવા માંડે તો ભક્તો તેની સામે કેમ તકરાર કરી શકે?

જેલમાં પુરાયા પછી અમારે ભાગે આવતું આકાશ તે કેટલું? ચોમેરની ભીંતોને લીધે ક્ષિતિજનું દર્શન થવું તો અશકય જ. ફરવાનું પણ મર્યાદિત. આવી સ્થિતિમાં રોજ નવું નવું તે શું જોવા મળે? અને સંધ્યા સમયે ઠેઠ માથા ઉપરના ખસ્વસ્તિક તરફ કંઈ જ જોવાનું હોતું નથી અને છતાં મેઘ, સંધ્યા, સૂરજ અને પક્ષીઓ મળી કેટલી નવી નવી પ્રતિભા રોજ નિર્માણ કરે છે! કાલે સાંજે વીશીની બાજુએ સૂર્યાસ્ત જોવા જેવો હતો. વાદળાં કેવળ ચાંદીનાં હતાં. તેમના ઉપર સોનાનો ઢોળ ચડાવવા જેટલું મોડું થયું ન હતું. પણ વાદળાં વર્ષાઋતુનાં હોઈ સજલ હતાં; સૂર્યનાં કિરણોને કેમ નચાવવાં તેની કલા તેમને જન્મથી જ અવગત. પ્રથમ ક્ષણે સૂર્ય તો સંન્યાસ લીધેલા કોઈ સમર્થ પુરુષ જેવો પ્રભાવ-શાળી પણ પ્રભા-વિહીન એવો દેખાતો હતો. બીજી જ ક્ષણે વાદળાંની બારી જરા ઊઘડી અને બંધારો ફૂટતાં જેમ રોકી દીધેલું પાણી ચોમેર દોડવા માંડે તેમ સૂર્યનાં કિરણ વાદળાંની ટેકરીઓ ઉપર નાચવા લાગ્યાં. આવો લહાવો દૃષ્ટિ આગળ ક્ષણજીવી હોય તોયે સ્મૃતિમાં તો ચિરકાલ ટકી રહે જ છે.

૧૫-૪-'૩૨

# ૯. વાસંતિક રાત્રિ

ગઈ કાલે સાંજે પૂર્વ દિશામાં કાળાં વાદળાંના હાથમાં સફેદ વાદળાંનો પુંજ જોવા જેવો હતો. હરિકેન ફાનસના કાચ પર સળગતી મશાલવાળા હાથનું ચિત્ર ઉપસાવેલું હોય છે, એના જેવી શોભા અહીં દેખાતી હતી. વાદળાં કહેતાંની સાથે 'શાંતપણે વિપ્લવ કરવાની વૃત્તિ' મનમાં ખડી થાય છે. ક્ષણેક્ષણ રૂપાંતર જો ન થતું હોય તો આ વાદળાં છે કે નથી એની જ શંકા મનમાં ઊઠે. ગઈ કાલનાં વાદળાં સાવ જ નિઃસ્તબ્ધ હતાં, તેથી એ શાંતિ કોઈ વિચિત્ર ભાવ મનમાં પેદા કરતી હતી.

માથા પર આકાશ સાવ નિરભ્ર હતું. રણમાં ઝાડપાન કશું હોતું નથી એ ખરું, પણ રેતીનાં મોજાં તો હોય છે; સરોવરમાં મોજાં નથી હોતાં તોય લીલ અથવા કમળનાં પાદડાં તો જરૂર હોય છે. કંઈ નહીં તો કોઈ બગલાના ઉડ્ડાણ વડે પાણીમાં વર્તુળો તો તૈયાર થાય જ છે. આ આકાશમાં એમાંનું કશું જ નથી. બૌદ્ધોનું નિર્વાણ જ જાણે ન પ્રસરેલું હોય! અને એમાં થઈને 'પૂર્વસંચિત દૈવ અનુસાર જે કંઈ થવાનું હોય તે કેમે કરીને ટાળી શકાવાનું નથી' એવી ખાતરીથી બિચારો ચંદ્રમા હરણાના અર્ધચિત્રની સાથે મૂગો મૂગો પોતાનો રસ્તો કાપી રહ્યો હતો. એ ચંદ્રનું કૌતુક કરવું, તેની દયા ખાવી કે તેને અભિનંદન આપવું તેનો નિશ્ચય મન સાથે કરી શકાતો ન હતો.

આજે સવારે અપધ્યાનની પરંપરા કેવી હોય છે તેની ગીતામાં કહેલી મીમાંસા ચાલતી હતી. અગ્નિ ખૂણામાં આવેલો આંબો એ બધું રસપૂર્વક સાંભળી રહ્યો હતો. તેને મોર બેઠો ને જતો રહ્યો. હવે તે બચ્ચાંવાળો થયો છે. આંબાએ પોતાનો ફળભાર કદી પણ સ્વાર્થને ખાતર જાળવી રાખ્યો નથી. વૈભવ કે ઐશ્વર્યને કારણે તે કદી અક્કડ થયો નથી. તે ધ્યાન ધરે તે ક્યારેક વસંતનું, ક્યારેક સૂર્યનું, તો ક્યારેક પથરા મારીને તેનાં ફળનો કર ઉઘરાવનારાં છોકરાંઓનું. કામ, ક્રોધ અને સ્મૃતિનાશની ગીતોક્ત પરંપરા સાંભળીને માનવીના મનની મલિનતાની તેને કેવી નફરત થઈ હશે! એક બાજુથી હું આંબા તરફ જોતો હતો, અને બીજી બાજુ પ્રસન્નવદના પ્રાચી એની તરફ નિહાળી રહી હતી. તેના વત્સલ હૃદયમાં શા શા વિચાર આવતા હશે?

૧૬-૪-'૩૨

# ૧૦. રાતની શોભા

કાલે રાત્રે સળિયાના દરવાજાને માથું અઢેલીને સૂતો હતો ત્યારે ચંદ્ર મઘાના પેટમાં ઘૂસી ગયેલો દેખાયો. ચિત્રા અને ચંદ્રમાની જોડી જેવી આ સુંદર જોડી કોની છે તેની તપાસ કરતાં જણાયું કે તે મઘાની યોગ તારા છે. પણ આ શોભા અર્ધો કલાક પણ જોવા મળી નહીં. ચંદ્ર પાસે હોવાથી ફાલ્ગુની ફીકી પડી ગઈ હતી. થોડા વખત પછી ચિત્રા અને સ્વાતિની તારકાઓ ઉપર આવી. સપ્તર્ષિનું પૂછડું એક બાજુએ માંડ દેખાતું હતું. કાલે જ મહાભારતમાં સપ્તર્ષિઓ અને તેમની પત્નીઓની વાર્તા વાંચી હતી. અરુન્ધતીનું રૂપ લેવાની સ્વાહાની હિંમત ન ચાલી એટલું પ્રખર અરુન્ધતીનું પાવિત્ર્ય. પણ અરુન્ધતી તે રાત્રે કંઈ દેખાઈ નહીં.

સાંજે ચંદ્રે સંગાથ માટે બેત્રણ વાદળાંને સાથે લઈ લીધાં હતાં. પણ અંધારું થતાં પહેલાં જ તે ઓગળી ગયાં ને ચંદ્ર પાછો એકલો ને એકલો જ રહ્યો. પણ તેને લાંબો વખત એકલા રહેવું પડયું નહીં. તારકાઓએ તેની આસપાસ ઘેરો ઘાલ્યો અને તરત જ ચંદ્રનો મુખચંદ્રમા પ્રસન્ન દેખાવા લાગ્યો.

પરોઢિયે ટાઢ સારી પેઠે હતી. ખાસ ચીડવવાના ઉદ્દેશથી, લાગણી દુભાય એવી મશ્કરી કોઈ કરે અને આપણને લાગી આવે એવી વળગણી એ ટાઢ હતી. પણ આખરે મશ્કરી તે મશ્કરી. એની ચીડ કેટલો વખત ટકે! મશ્કરી વિનોદમાં જ પરિણમે; અબોલામાં નહીં. તે જ પ્રમાણે બાલરવિનો કુમળો તડકો વખતસર આવ્યો ને તેણે એ ટાઢનો અંત આણ્યો.

મળસકે વાદળાંથી આકાશ ઢંકાયેલું હતું. તોપણ તેમાં વાદળાંના જાડા-પાતળા-નો ભેદ હોવાથી આછા ભૂરા રંગના આરસપહાણના પથરામાં જેમ ઘેરા રંગનાં ટપકાં હોય છે તેવી શોભા આકાશમાં દેખાતી હતી. આખો દિવસ આકાશ વાદળાંથી ઢંકાયેલું જ રહેવાનું છે કે શું એવી શંકા મનમાં થતી હતી પણ બીજી જ ક્ષણમાં તે બધું જતું રહ્યું અને આકાશ સીતાની કીર્તિની જેમ પૂરેપૂરું સ્વચ્છ થયું.

૧૭-૪-'૩૨

# ૧૧. અવ્યક્ત સૌંદર્ય

કોઈ પણ દર્શનમાં આકૃતિ, ગતિ, માર્દવ યા કાઠિન્ય, રંગ અને કાન્તિનું જ વર્ણન આવવાનું. એની બહારનું કેટલુંય સૌંદર્ય આપણે પ્રતિદિન નજરે જોઈએ છીએ પણ તેનું પૃથક્કરણ કરી તેની જુદી જુદી છટાઓ માટે સર્વમાન્ય સંજ્ઞાઓ ભાષાએ નક્કી કરેલી ન હોવાથી તેનું વર્ણન આપણે શબ્દોમાં કરી શકતા નથી. મૂંગાને એકાદ સુંદર સ્વપ્નું આવે તો તે બીજાને શી રીતે જણાવે? તેને તે પોતાની અંદર જ જીરવવું રહ્યું. गूंगेको स्वपनो भयो समुझ समुझ पछताय ।

* * *

ચંદ્રે ગઈ રાત્રે ચંદ્રિકાનો વરસાદ વરસાવ્યો હતો, શુક્લપક્ષમાં સંધ્યાનું ચંદ્રિકામાં થતું રૂપાંતર ઘણું અદ્ભુત-રમ્ય હોય છે. બન્નેનો ઉલ્લાસ સરખો અને તુલ્યબલ હોવા છતાં સંધ્યાનો સંધિવૈભવ ને ચંદ્રિકાનો આહ્લાદ કંઈ જુદાં જ હોય છે. આ બન્નેના મિલનના પ્રસંગે તે વૈભવ અને આહ્લાદ એકત્ર મળવાથી જે ભાવ નિર્માણ થાય છે તેનું કવિઓએ હજુ નામ પાડયું નથી, એ તેમનો ગુનો જ કહેવાય. રૂપયૌવના યુવતીને પ્રથમ માતૃપદ પ્રાપ્ત થતાં તેના મુખ ઉપર જે વૈભવયુક્ત સ્થિર શાંતિ પથરાયેલી દેખાય છે તે જ છટા પ્રકૃતિદેવીનાં અંગપ્રત્યંગો ઉપર તે વખતે દેખાય છે. ચંદ્ર આકાશમાંથી આ બધું જોઈ શકતો હશે ખરો?

સાંજે વાંચવામાં ગરકાવ થઈ ગયાને કારણે પ્રાર્થના જરા મોડી થઈ પણ તેથી એક લાભ એ થયો કે ચિત્રા અને સ્વાતિ પણ સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ સાંભળવા માટે ઉપસ્થિત થઈ શકી. ક્ષિતિજ ઉપર બન્ને એકી વખતે ઊગતી હોય છે તોપણ ચિત્રાનાં પગલાં હળવાં અને દૂર દૂર પડવાને કારણે તે ઝડપથી ઉપર ચડે છે. જ્યારે સ્વાતિ પોતાના તેજના ભારથી અલસગમના હોય એ સ્વાભાવિક જ છે. ચંદ્ર ગઈ કાલ કરતાં આજ કંઈક નજીક આવેલો છે. આવતી કાલે તે ચિત્રાને મંદિરે પહોંચી જશે. સ્વાતિનું લાવણ્ય વધારે; છતાં ચંદ્ર તો ચિત્રાનું જ સાન્નિધ્ય પસંદ કરે છે. ચિત્રા છે જ એવી નિખાલસ વૃત્તિની.

આજે સવારે આકાશે સર્વત્ર એકરૂપ થવાનું પસંદ કર્યું હતું. વાદળાં તો હતાં જ નહીં પણ નીલ વર્ણ સાથે પ્રભાતની જે ગુલાબી છટા ભળી જાય છે તે પણ પૂર્વથી પશ્ચિમ સુધી એકસરખી પથરાઈ ગઈ હતી. આ ગુલાબી છટા જ્યારે કલ્પનાના પ્રાથમિક સ્ફુરણ જેટલી પાતળી આછી હોય છે ત્યારે તે એટલી પારદર્શક હોય છે કે તેમાંથી આકાશનો નીલ વર્ણ સ્પષ્ટપણે દેખાય છે અને આ રંગ પ્રસન્નતા અને વિલાસિતાની વચલી સ્થિતિનો પૂરેપૂરો દ્યોતક બને છે.

નાહવાની જગ્યાથી પશ્ચિમ તરફનાં વાદળાં કેવાં નીલવર્ણ દેખાય છે! અનંત

આકાશ અને દૂરવર્તી સનાતન પર્વત બન્નેનો રંગ ભૂરો હોય છે. બન્નેને એ રંગ શોભી નીકળે છે. પણ આકાશમાંનાં વાદળાં પણ જો તેવો જ રંગ ધારણ કરે તો બધે વિશ્રી ફેલાઈ જશે.

વિશ્વની અનંતતાનો વિચાર કરી પહાડોને પણ ક્ષણજીવી કહેનારો અને પહાડોને આકાશમાંના મેઘોની ઉપમા આપનાર કવિ ક્યાં કોઈએ દીઠો છે? સાંભળ્યો છે?

ડીન ઈન્જના પુસ્તકમાં આવા કવિની ચાર પંક્તિઓ વાંચવા મળી.

The hills are shadows and they flow,
From form to form, and nothing stands;
They melt like mist, the solid lands
Like clouds they shape themselves and go.

૧૮–૪–'૩૨

## ૧૨. કાબરો અને પાકોળીઓ

પૂર્વ તરફ બન્ને છેડે બે આંબાનાં ઝાડ છે. નાની નાની કેરીઓ તે ઉપર બહુ મજાની લટકી રહી છે. પવનથી ડાળીઓ હાલવા લાગે એટલે આ કુમળી કેરીઓ પણ આનંદથી ડોલવા માંડે છે. વાંદરાનાં બચ્ચાં જેમ માના પેટે વળગીને નિર્ભયતા અનુભવે છે તેમ જ આ કુમળી કેરીઓ નિર્ભયતાથી આંબાની ડાળે લટકીને, જમીનથી આપણે કેટલાં બધાં ઉપર ઊંચાં છીએ એમ, મનમાં ને મનમાં સાભિમાન આનંદ માણે છે.

આકાશમાં તે ને તે જ પાકોળીઓ અને કાબરો રોજ ઊડતાં આવતાં હશે કે નવાં નવાં એ કોણ કહી શકે? કાબરો તો જાણે બહુભાષી છે જ. પક્ષીઓના અવાજ જેટલી જાતના તેમના કાને પડે તે બધા સાંજ સુધી તેઓ મુખોદ્‌ગત કરી લે છે. અને પાકોળીઓ તો પોતાની ગતિને કારણે જ આ આખું વિશ્વ અસ્થિર છે એમ કહેતી ફરે છે. ઊડતાં ઊડતાં પાકોળીઓ જ્યારે ઘરમાં પેસી જાય છે ત્યારે છાપરાનાં નેવાં નીચેની પટ્ટીઓ સાથે અફાળી તેમનું માથું ફૂટી જશે કે કેમ તેની આપણને પ્રતિક્ષણ ચિંતા થાય છે. પણ આટલી ઝડપથી આવતાં પણ તેમની નેમ કોઈ કાળે ચૂકતી નથી.

અંતરના વિચાર વ્યક્ત કરી હૃદયોની એકતા સાધવાનું એક સાધન તે ભાષા એમ આપણે માનીએ છીએ, પણ ભાષાથી કેટલાયે ગોટાળા થાય છે. પક્ષીઓ કઈ ભાષા બોલે છે? દુનિયામાં ગમે ત્યાં જાઓ, કાગડાની ભાષા એકસરખી જ હોય છે. દરેક જાતનાં પક્ષીઓ ગમે ત્યાં જુઓ પોતપોતાની એક જ ભાષા બોલી સંતોષ માને છે. એક ભાષા છે માટે સ્વર્ગ સુધી પહોંચવાનો મિનારો તેમણે નથી બાંધ્યો. અથવા બીજા કોઈ પણ મહત્ત્વાકાંક્ષી મનોરથો સેવી તે પાર પાડ્યા નથી

તેણે કશું કર્યું નથી.

૧૯–૪–’૩૨

## ૧૩. ચાંદની રાત

માણસ ખૂબ દૂર સુધી જોઈ ન શકે એટલા માટે ઈશ્વરે ચાંદની રાત પેદા કરી છે. અંધારી રાતે આપણે આકાશમાંના અસંખ્ય તારાઓ એટલે કે અસંખ્ય વિશ્વો, જોઈ શકીએ છીએ. વનવગડામાં ચાલતા હોઈએ ત્યારે જો આપણે નીચે બેસીએ અને આપણી નજર સામે આકાશનો પડદો લાવીએ, તો આપણાથી બહુ દૂર અંતરે કોઈ જતું હોય તોપણ તેનું કાળું છાયાચિત્ર આકાશના પડદા પર ઊઠી આવીને દેખાય છે. ચોરો અને તેમને પકડી પાડનારા ગામના ચોકીદારો આ યુક્તિનો જ ઉપયોગ કરે છે, તેથી ઘણી વાર અઠંગ ચોરને અંધારામાં દોડવું જોખમકારક લાગે છે અને તેને સૂઈ રહેવું પડે છે.

પણ ચાંદની રાત હોય છે ત્યારે ચોર સારી પેઠે ફાવી જાય છે. ચાંદની રાતે એક દિશામાં થોડુંક દોડવું, અને નજર બહાર ગયા કે તરત દિશા બદલીને પોબારા ગણવા. આ યુક્તિ અજમાવાય તો પકડનારનું કશું ચાલતું નથી.

સૂર્યપ્રકાશને જો સત્ય કહીએ તો ચાંદનીને કાવ્ય કહેવું જોઈએ. પુરસ્કાર (આગળ કરવું) અને તિરસ્કાર (ઢાંકવું અથવા સંતાડવું) એ કલાનો આત્મા છે. કેટલીક ઈષ્ટ વસ્તુઓને નજર સામે લાવવી અને જે વસ્તુઓની જરૂર નથી એવીને નજર બહાર કરવી, એમાં જ કળાની ખૂબી છે. કળાધર ચંદ્રને આ ખૂબી બહુ સારી રીતે આવડી ગઈ છે. ‘આકાશમાં તારા કેટલા,’ એમ જો આપણે અમાસને પૂછીએ તો તરત કોઈ કૅમેરાની માફક તે આકાશનો સાચો ફોટો જ આપણી આગળ પાથરી દેશે. ચાંદનીનું તેવું નથી. ચાંદનીની કલા જેમ જેમ વધે છે તેમ તેમ ખાસ ચુનંદા તારા જ તે આપણી આગળ ધરે છે.

પગપાળા પ્રવાસ કરતાં ચાંદનીનો એક ખાસ લાભ મારા જોવામાં આવ્યો. સવારે કે સાંજે રસ્તે ચાલતા હોઈએ ત્યારે પગ નીચેની ધૂળ ઉપર ઊડે છે અને તેથી રસ્તાની શોભા મારી જાય છે; એ જ રસ્તા પર ચાંદનીમાં ચાલતાં સુંવાળી ધૂળને પગ વતી ખૂંદવાની મજા પડે છે. રાતને વખતે ધૂળ આમેય ભેજવાળી હોય છે, તેથી ઝાઝી ઊડતી નથી અને ઊડે તોયે ચાંદરણામાં તે દેખાતી નથી. ક્યારેક ક્યારેક ધૂળના ઊડવાથી ચાંદરણું વધારે શોભી ઊઠે છે. કપૂર કે બરફના કકડાનો ભૂકો થતાં તેનું પારદર્શકપણું જેમ જતું રહે છે અને તે દૂધ જેવો સફેદ રંગ ધારણ કરે છે, તે જ પ્રમાણે ચાંદનીમાં ધૂળ ઊડે છે ત્યારે તેની પારદર્શકતા ઓછી થાય છે, અને તે તદ્દન કર્પૂર-ગૌર થાય છે!

ગરીબને ત્યાં ભાતભાતના વેલબુટ્ટાના ભરતકામવાળા ગાલીચા ક્યાંથી હોય? પણ ચાંદની રાતે ગરીબ-તવંગરનો ભેદ કર્યા વિના કુદરત ઝાડોની નીચે એના ગાલીચા પાથરી દે છે; અને ઝાડનાં પાંદડાં જ્યારે હાલવા માંડે છે ત્યારે જમીન પર પથરાયેલા ગાલીચા જીવતા થઈને વધારે જ શોભી નીકળે છે.

ચાંદની રાતે બગીચામાં કે ઉપવનમાં આસનો પાથરીને તેના પર પલાંઠી વાળીને વાર્તાલાપ કરનારા લોકોની મને હંમેશ દયા આવ્યા કરી છે. લોટ જેવું સફેદ ચાંદરણું પડ્યું હોય ત્યારે જેમના પગમાં ગતિનો સંચાર થતો નથી તેઓ ચોક્કસ કોઈ આધિ કે વ્યાધિથી ગ્રસ્ત થયેલા હોવા જોઈએ.

હીનોપમાનો દોષ સ્વીકારીને પણ કહેવાનું મન થાય છે કે–પાપ જેમ આપણને થોડુંક આગળ જવાને લલચાવે છે, અને એમ કરતાં કરતાં ધીમે ધીમે દૂર સુધી લઈ જાય છે, તેવી જ રીતે ચાંદનીના આમંત્રણનું પણ હોય છે.

પોતાને મોહક લાગનારી કોઈ કલ્પના કવિઓ આખા સમાજમાં કયા અધિકારની રૂએ ફેલાવી શકે? કવિ એટલે તરંગી માણસ; એમાંય વળી દરેકનો માર્ગ જુદો; એવા ગાંડાઓને નાદે કોણ જાય? તેથી આપણા આર્ય કવિઓએ ધર્મનો આશરો લીધો અને ધર્માનુભવ ને ધર્મશ્રદ્ધાના તાણા પર પોતાની કલ્પનાઓનું કાપડ પોતાની મરજી મુજબ વણી લીધું. એક કવિએ કહ્યું કે, વરસાદની આખરે ચાતુર્માસ્ય પૂરું થયું એમ જોઈને દેવો ઊઠયા, એકબીજાને જોઈને પ્રસન્ન થયા અને તેમણે આકાશમાં દિવ્ય સંગીત શરૂ કર્યું. દેવોને થયેલો આ આનંદ માણસો પણ માણે છે કે નહીં તે જોવા માટે પૂર્ણિમાનું સુમુહૂર્ત જોઈને આકાશલક્ષ્મી પૃથ્વી પર અવતરી અને ઘેર ઘેર ફરીને, કોણ જાગે છે, કોણ જાગે છે, એમ પૂછીને તપાસ કરવા લાગી. એ 'को जागर्ति'ની તપાસ પરથી જ તે કોજાગરી (માણેકઠારી) પૂનમ થઈ.

એક રસિક સંસ્કૃત કવિએ તો ચાંદરણાનું વર્ણન કરતાં કમાલ કરી દીધી છે. બિલાડીનાં ગાલમૂછ પર ચાંદનીનો પ્રકાશ પડતાં એ દૂધ જ છે એમ માની બિલાડીએ તેને ફરી ફરી ચાટવાનો સપાટો ચલાવ્યો!

कपोले मार्जारः पय इति करान् लेढि शशिनः ।

કોજાગરી પૂનમને દિવસે આકાશ ધોવાઈ લુછાઈને સાફ થયેલું હોય છે. ચંદ્ર વિશેપ પ્રસન્ન હોય છે અને ગાંડા મનને વધારે ઘેલું બનાવી દે છે. ચાંદની રાત એટલે કાવ્યમય ગાંડપણનો જ ઉત્સવ! ડાહ્યા માણસોએ પસંદ કરેલું ગાંડપણ!! 'પાગલામી'નો મુશળધાર વરસાદ!!!

૧૯૩૭

# ૧૪. ચાંદરણાનું ધોડાપૂર

રાતે ચંદ્રકિરણોનો ધોધ મારી ઓરડીમાં આવ્યો અને આખી ઓરડી રજત પ્રકાશથી તરબોળ કરી ગયો. તે પ્રકાશમાં તરતાં તરતાં જ મેં પ્રાર્થના કરી. આખી દુનિયાને પ્રમત્ત બનાવી દઈને પોતે અનાસક્ત રહેનાર ચંદ્રપ્રકાશ કોઈ સ્થિતપ્રજ્ઞ યોગી જ હોવો જોઈએ. રાતે બે વાગ્યે ઓરડીમાં અંધકારે પ્રવેશ કર્યો તોય બહાર તો ચંદ્રપ્રકાશની ઝડી ચાલુ જ હતી.

પરોઢિયે ડાબી બાજુએ એટલે ઈશાન ખૂણા તરફ લક્ષ્મી (કેસિયોપિયા) આજકાલ દેખાવા લાગી છે. અગ્નિ ખૂણામાં યામ-મત્સ્ય ડોકિયાં કરવા લાગ્યો છે. અને વચ્ચે ભાદ્રપદાઓનું ચોરસ આસન જરાક વાંકું એવું પથરાયેલું છે. ભાદ્રપદાની માત્ર ત્રણ તારકાઓ જ દેખાય છે. ચોથા ખૂણાની તારા ઉપર આવે તે પહેલાં જ પૂર્વ તરફનો પ્રભાતનો પ્રકાશ તેને ગળી જાય છે. પછી જોતજોતામાં બાકીના ત્રણ તારાઓ પણ પ્રાચીના ઉદરમાં પ્રવિષ્ટ થઈને દેખાતા બંધ થાય છે. રાતે જેમ ચિત્રા અને સ્વાતિની જોડી હોય છે તેમ મળસકે પણ પૂર્વ તરફ તારકાની એક જોડી હોય છે. પણ તે ક્યા મંડળની હોય છે તે અત્યારે કેમે કરી યાદ આવતું નથી.

૨૦–૪–'૩૨

# ૧૫. વાદળાં જ વાદળાં

આજ સવારે વાદળાંઓએ એક આખું સપ્તાંકી નાટક ભજવી બતાવ્યું. તારા દેખાતા હતા અને મળસકે જ કેટલાંક વાદળાંઓએ પોતાની કાળાશથી સલામ ભરી. ઓરડીમાંથી અમે બહાર નીકળ્યા તેટલામાં તો એ જ વાદળાં આકાશમાં ઊંચે ચડયાં અને તેમણે છાશની ધોળાશ ધારણ કરી; પરિણામે તેઓ તદ્દન ભારશૂન્ય દેખાવા લાગ્યાં. વાદળાંનું ગૌરવ હોય કે લાઘવ બન્ને નયન-મનોહર હોય છે.

આ વાદળાંની પૂંઠે પૂંઠે જ બીજાં વાદળાં આવી ચડયાં. એટલાં જ પાતળાં પણ જરા વિલંબી તેથી તેમનો ચહેરો મોહક શ્યામવર્ણ દેખાતો હતો. કેટલાંક વાદળાં તદ્દન સફેદ અને કેટલાંક શ્યામવર્ણ એવો જ્યારે સ્પષ્ટ ભેદ પડે છે ત્યારે એ વિરોધનું જ એક આકર્ષણ ઊપજે છે. અમે અનાસક્તિની ચર્ચામાં ગરકાવ થઈ ગયા હતા એટલામાં સૂર્યનારાયણે પોતાના કોમળ કરનો સ્પર્શ કરી તે વડે માથા ઉપરનાં વાદળાંને રક્તવર્ણે અનુરક્ત કર્યાં. કેટલાંક વાદળાં શરમાઈને બાળકોની પેઠે બીજાં વાદળાંની પાછળ સંતાવા લાગ્યાં. સૂર્યે તેમને ગલીપચી કરવાની ઉતાવળ

કરી નહીં. તેઓ પોતાની મેળે જ હિંમત ધરી આગળ આવે એવી તેની અપેક્ષા જણાઈ. સૂર્યનો વધતો વિક્રમ કોણ જાણતું નથી? જોતજોતામાં બધાં વાદળાં સોનેરી કિનારવાળાં થયાં. આ સોનેરી રંગ બરાબર આ ભાગમાં થતાં પદ્મિનીનાં ફૂલોના રંગ જેવો હતો.

સોનેરી રંગ લાંબો વખત ટકે તેમાં મજા નથી. સંસ્કારી વિનોદની જેમ તેની લહેરો આવે ને જાય તેમાં જ ખરી મજા છે.

૨૦–૪–'૩૨

# ૧૯. ચામાચીડિયાં

વાલખિલ્યોની જેમ પોતાની જાતને ઝાડે ટિંગાડીને તપશ્ચર્યા કરતાં ચામાચીડિયાં સરજીને ઈશ્વર કયો પ્રયોગ કરવા માગે છે તે સમજાતું નથી. બતકોને જેમ તેણે ચામડાના પગ આપ્યા તેમ ચામાચીડિયાંને તેણે ચામડાની પાંખ આપી. પણ એ પાંખ પણ શી રીતે કહેવાય? ઊડવાના પગ એમ જ કહેવું જોઈએ. બતકના પગ તરવા માટેનાં હલેસાં અને ચામાચીડિયાંના પગ ઊડવા માટેના સઢ.

ઊભા ઊભા, ટાંટિયા પહોળા કરી, ડોક નીચે નમાવી, ઊંધી આંખે જગત કેવું દેખાય છે તે જોવાની નાનપણમાં ભારે મજા પડતી.* સાતારાના અમારા મહોલ્લામાંથી અજિંક્યતારા કિલ્લો દેખી શકાતો. બે પગ વચ્ચેથી જોતાં એ કિલ્લો વધારે આકર્ષક અને કાવ્યમય લાગતો, તે વખતે મનમાં એવી એક કલ્પના આવી કે બધા જ માણસ આખો વખત એવી રીતે જોવા માંડે તો પછી તેમાં કશી નવીનતા નહીં રહે. અને એ દર્શન જ સવળું લાગવા માંડે; અને કોઈ માણસ જો ઊંધું લટકતું માથું અહંકારથી ખભે ચડાવી આસપાસ દૃષ્ટિ ફેરવે તો આજે જે જગ સૂલટું દેખાય છે તે જ તેને ઊલટું દેખાવા લાગે; અને તેમાં જ તેને કાવ્ય અનુભવવા મળે. ચામાચીડિયાં તો ઊંધાં ટિંગાઈને દુનિયા જોઈ શકે છે અને ઊડતી વખતે સવળાં થઈને પણ તે નિહાળી શકે છે. આ પ્રાણીઓને આ ઉભય દૃષ્ટિનો અસાધારણ લાભ છે.

પણ ચામાચીડિયાં સાચે જ જોઈ શકે છે ખરાં? દહાડે તો તેમની આંખો તેજથી અંજાઈ જાય છે. પણ રાત્રેય તેઓ આંખે દેખતાં નથી પણ પોતાની પાંખોથી હવામાં જે આંદોલનો પેદા થાય છે તે આજુબાજુના પદાર્થો સાથે અથડાઈને પાછાં આવે ત્યારે તેમનો ચામાચીડિયાંના શરીર સાથે સંયોગ થાય છે અને પછી તે પ્રતિઆંદોલનો ઉપરથી આસપાસની સૃષ્ટિનું તેમને ભાન થાય છે એમ કહેવાય છે. આ જો સાચું હોય તો ચામાચીડિયાંઓ અક્ષરશઃ ચર્મચક્ષુ ગણાય અને કહેવાય. સર્પને કાન ન આપતાં આંખ વડે સંભળાવનાર ઈશ્વર ચામાચીડિયાંને

* 'સ્મરણયાત્રા'માંનું આને લગતું પ્રકરણ જુઓ.

આંખને બદલે ચામડીથી જોવડાવતો હોય તો તેમાં નવાઈ શાની? સ્વાદ લેવાની અને બોલવાની તદ્દન ભિન્ન ભિન્ન ક્રિયાઓ એક ઇંદ્રિય દ્વારા માણસો પાસેથી પણ તે કરાવે છે જ ને? એક જ અમલદારને બે સાવ જુદા જુદા હોદ્દા ઉપર નીમવાની પ્રથા જેમ આપણે ત્યાજ્ય ઠરાવી છે તેમ પ્રકૃતિએ તે હજી ત્યાજ્ય માની નથી એમ દેખાય છે.

ચામાચીડિયાંઓ દિશાએ ક્યારે જતાં હશે? ઊડતાં હોય ત્યારે કે લટકતાં હોય ત્યારે? બંને સ્થિતિમાં અગવડ તો ખરી જ.

પક્ષીઓની જાતો અનેક છે. એ બધાંથી ચામાચીડિયાંનું બધું જ ઊલટું; અને તેટલા માટે જ તેને નિંદ્ય ગણવામાં આવે છે. જે દુનિયાની પરિપાટીથી જુદો પડે તે કાં તો મહાત્મા હોવો જોઈએ કે પછી પાપી હોવો જોઈએ. स वै मुक्तोऽथवा पशुः એમ માનવાનો સ્વભાવ જ થઈ પડેલો છે. અને પક્ષીઓની જ્યારે લડાઈ થઈ ત્યારે જે પક્ષનો જય થતો દેખાય તેમની પાસે જઈ 'હું તમારામાંનો જ છું' એમ ચામાચીડિયાએ કહ્યા વિશે લોકવાયકા છે અને આવી રીતે આંધળા થઈ ક્ષણિક સ્વાર્થ સાધવાના પ્રયત્નમાં ચામાચીડિયું બન્ને પક્ષનો વિશ્વાસ ખોઈ બેઠું એમ કહેવામાં આવે છે. કલ્પિત કથા એક રીતે અન્યોક્તિ અલંકાર જ ગણાય. પક્ષ-નિષ્ઠા-રહિત માણસને ઉતારી પાડવા ખાતર બિચારા ચામાચીડિયા જેવા વિચિત્રપક્ષ પ્રાણીને આપણે નિંદ્ય ઠરાવ્યું.

બધાં પક્ષીઓ રાત્રે સૂતાં હોય ત્યારે રાક્ષસની જેમ નિશાસંચાર કરનાર ઘુવડ અને ચામાચીડિયાને માણસે અશુભ ઠરાવ્યું તેમાં નવાઈ શાની? દિવાભીત અને તિમિર-પ્રિય પ્રાણી કોઈને પણ પ્રિય ન હોય; ઊલટું તેની બધાંને બીક જ લાગે એ તદ્દન સ્વાભાવિક છે.

* * *

માણસ દિવસે વધારે જોઈ શકે છે કે રાત્રે? વ્યવહારની દૃષ્ટિએ વિચારીએ તો રાત્રિ કરતાં દિવસ વધારે ઉપયોગી છે એ સાચું. પણ માણસ દિવસે બહુ જ ઓછું જોઈ શકે છે એ કબૂલ કર્યે જ છૂટકો. દિવસે બહુ તો આસપાસની પૃથ્વી અને આકાશમાં એકલા સૂર્યને જ આપણે જોઈ શકીએ છીએ. અને રાત્રે? રાત્રે તો આપણે આપણા સૂર્ય જેવા હજારો સૂર્ય પણ જેની તુલનામાં તદ્દન વિસાત વગરના ગણાય એવા મોટા મોટા અગણિત તારાઓ સહેજે જોઈ શકીએ છીએ. રાત જો ન હોત તો આ વિશ્વ કેટલું ભવ્ય અને પ્રચંડ છે તેની કલ્પના સરખી આપણને કદી આવત નહીં. જેમ બુદ્ધિને લીધે માણસના મનનો વિકાસ થયો છે તેમ રાત્રિને લીધે આકાશનો થયો છે; અનંત અંધકારનો આવો મહિમા છે.

આ અંધકારમાં જ જોઈ શકે એવી ચામાચીડિયાની ફિલસૂફી બીજા કોઈ પણ પક્ષીની ફિલસૂફી કરતાં વધારે ગંભીર અને વ્યાપક હોવી જોઈએ. પશુપક્ષીઓએ તેમને વગોવીને તેમનો બહિષ્કાર કરવાને બદલે પશુપક્ષીઓમાંના સંધિકારી દૂત કહીને તેમને પ્રતિષ્ઠા કેમ આપી નથી એની જ નવાઈ લાગે છે.

હશે. અહીં ઉત્તર તરફના ઝાડ ઉપર ચામાચીડિયાની એક મોટી વસાહત કે સંસ્થાન ભારે રુઆબથી રહે છે. પણ બપોરે તેમને કોઈ ત્રાસ આપતું હોવું જોઈએ. ઘણી વાર આ ચામાચીડિયાંઓ ઝાડ ઉપરથી ઊડીને ઘડી બે ઘડી પાણીના વમળ પેઠે આકાશમાં ચક્કર ચક્કર ફરતાં હોય છે.

શુક્લપક્ષનો ચંદ્ર ગઈ કાલે પ્રસન્નપણે ઊગ્યો ત્યારે, 'તારી સાથે અમારું કંઈ વેર નથી એટલું જ નહીં પણ તારું ઉદારપણે સ્વાગત કરવા પણ અમે તૈયાર છીએ' એમ કહીને આ ચામાચીડિયાંઓ ઘરમાંથી – ઝાડ ઉપરથી – નીકળી પડયાં અને ચાંદનીમાં વિહાર કરવા લાગ્યાં.

બીજાં પક્ષીઓની જેમ ચામાચીડિયાં સવારસાંજ પ્રાર્થના કરે છે ખરાં? તેમનો પ્રાર્થનાનો સમય કયો હશે? ઘણું કરીને સંધ્યા સમયે ઊઠીને આ પ્રાણીઓ 'प्रातः स्मरामि हृदिसंस्फुरदात्मतत्त्वम् . . .' વગેરે શ્લોકો બોલતાં હશે. અને મળસકે થાકયાંપાકયાં સૂઈ જતાં પહેલાં સ્થિતપ્રજ્ઞની ઉપાસના કરતાં હશે. પક્ષીઓ જો દ્વિજરાજ હોય તો ચામાચીડિયાંને સંયમી યોગીરાજ કહેવાં જોઈએ. કારણ या निशा सर्व-भूतानां तस्यां जागर्त्ति संयमी ।

૨૧–૪–'૩૨

## ૧૭. પ્રભાતની લીલા

કાલે સવારે સૂર્યનો પ્રકાશ વાદળાંની અંદરથી ચાર પાંચ બાજુ દોડતો માલૂમ પડતો હતો. કિલ્લાના કાંગરા પાછળથી એકાદ મોટી તોપ મધરાતે ગોળાનો વરસાદ વરસાવતી હોય અને તે વખતે જેમ કાંગરાના બાકામાંથી પ્રકાશની પિચકારીઓ ઊડે તેના જેવી તે વખતની શોભા દેખાતી હતી. તે જોતાં જોતાં હોહેનલિંડેનની કવિતા મને યાદ આવી. 'Far flashed the red artillery.' આ લીટી વાંચીને જ જાણે આકાશે પોતાનું ચિત્ર ચીતર્યું નહીં હોય!

રાતે દરવાજાને માથું અઢેલીને મઘાની બે તારકાઓ જોઈ અને પછી અર્જુનના જન્મનક્ષત્રને પ્રણામ કર્યા. ચિત્રાને પણ આદરપૂર્વક અભિવાદન કર્યું; સ્વાતિનું અભિનંદન કર્યું અને ચંદ્રની વાટ જોતો પડયો રહ્યો. ચંદ્ર ઊગી નીકળે ત્યાં સુધી કોઈ પ્રવૃત્તિ કરવી કે 'न किञ्चिदपि चिन्तयेत्' આ ગીતાવચનનો આશ્રય લેવો તેનો વિચાર કરવા લાગ્યો. પણ કેમે કરી નિર્ણય ઉપર આવી શકયો નહીં. પ્રકૃતિ-માતાથી અનિર્ણય કદી સહન થઈ શકતો નથી. કેમ કે અનિર્ણય એ પણ એક જાતનો નિર્ણય જ હોય છે. તેણે નિદ્રાદેવીને મોકલી દીધી. ચંદ્રનું દર્શન થાય તે પહેલાં આંખ મીંચાઈ ગઈ. કોણ જાણે કેટલો વખત તે બંધ રહી હશે. આંખ ઊઘડયા બાદ જોઉં છું તો ચાંદામામા છાપરા ઉપર ચડી બેઠેલા હતા! એ એમનાં દર્શન સિવાય જ જતી રહી!

પણ અમારું નસીબ સિકંદર. આજ મળસકે ઓરડીઓ વહેલી ઉઘાડવામાં આવી. ઉતાવળા બહાર નીકળીને પશ્ચિમ તરફ જઈને જોઉં છું તો ચાંદામામા ભારે સંકટમાં સપડાયેલા દીઠા. તેમને ઘડપણ બેઠું હતું. થાક્યાપાક્યા તેઓ પશ્ચિમ તરફ ઊતરતા હતા અને તેમને માથા ઉપર ભય ઉપજાવે એવો પહાડ જેવો પ્રચંડ અને કાળકાય મેશ જેવો કાળો મેઘ અજગરની જેમ તેમને ગળી જવા ઉદ્યત થયો હતો. બીજો એક નાનો મેઘ ચંદ્ર ક્યાંય છટકી ન જાય તે માટે તેમના પગ આગળ ચોકી કરતો ઊભો હતો. સંકટમાં સપડાયેલા વીરનું દર્શન કંઈ ઓછું રમણીય નથી હોતું.

પૂર્વ તરફનાં વાદળાંઓ નવો જ તપખીરિયો રંગ આજે ક્યાંકથી લઈ આવ્યાં હતાં. અંગ્રેજીમાં જેને chestnut brown કહે છે તેના જેવો આ રંગ હતો. તેમાં થોડોક ફેર પડ્યો એટલે પાકેલાં બનારસી બોરનો રંગ દેખાવા લાગ્યો. તેમાં સૂર્યનો પ્રકાશ થોડોક ભળી જતાં જ તે રંગે બકુલના ફળનું સ્મરણ કરાવ્યું અને ફરી ગુલાબનું ફૂલ સુકાઈ જતાં જે રંગ દેખાય છે તેની છટા નજરે પડી.

આજે આકાશે ભારે ગમ્મત કરી. લાલ અને ભૂરા રંગનું પ્રમાણ ક્ષણે ક્ષણે બદલીને પોતાના ચહેરા ઉપર જુદી જુદી જાતના યૌવનની છટા તેણે દાખવી, અને આકાશના રંગ જેમ જેમ પલટાય તેમ તેમ ઉપરનાં ધોળાં વાદળાં ઓછાં કે વધારે ઉઠાવદાર દેખાતાં.

કાલ સાંજના કાગડા અને સમડીઓને તો સાવ ભૂલી જ ગયો. પવનનો વેગ સારો હતો તેથી સમડીઓ ચક્કર ચક્કર ફરવામાં મશગૂલ થઈ ગઈ હતી. અને કાગડાઓ સીધા ન જતાં કરચલાની જેમ વાંકાચૂકા ઊડતા હતા. કાગડાને આ જ ગતિ શ્રમસાધ્ય હશે. તેને આ ગતિનું અભિમાન ઓછું નથી. એક ચામાચીડિયું તો સમડીથી પણ ઊંચે જઈ પહોંચ્યું હતું. ચામાચીડિયાની જાતમાંની તે કોલંબસ હોવી જોઈએ, નહીં તો સાધારણપણે ચામાચીડિયાં આટલાં ઊંચે ચડતાં નથી. મધમાખોની રાણી જેમ રતિકાળે આકાશમાં ખૂબ ઊંચે ચડે છે એવો રિવાજ ચામાચીડિયામાં હોવાનો સંભવ દેખાતો નથી.

૨૨–૪–'૩૨

## ૧૮. પહેલો વરસાદ

કાલે સાંજે વરસાદનું વાતાવરણ જામ્યું હતું. જવાળામુખીના શિખરના દ્રોણમાં ધાતુઓનો રસ સીઝતો હોય તેમ આકાશમાંનાં વાદળાં ખદખદતાં હતાં, પ્રથમ બહુ ધીરે ધીરે ને પાછળથી ઝપાટાથી. વાદળાંને રંગ અસાધારણ સુંદર આવ્યો હતો પણ તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. કાળી સ્લેટમાં કોક કોક વખત લીલો રંગ મળેલો દેખાય છે તેની ઉપમા કદાચ આપી શકાય. ગોરા બાળકના શરીર ઉપર લીલા ને ભૂરા રંગનું મિશ્રિત એવું લાખું હોય છે તેનું સ્મરણ પણ આ વાદળાં જોતાં થાય. પણ ખરેખર તે રંગનું વર્ણન કરવા ભાષામાં પૂરતા શબ્દો જ નથી. અંગ્રેજીમાં ચટણી-રંગ કરીને એક જાણીતો રંગ છે. ઈમારતોના પથ્થર માટે તથા ચોપડીનાં પૂઠાં માટે તે રંગ પસંદ કરવામાં આવે છે. પણ સજલ મેઘોના તેજસ્વી શ્યામ વર્ણમાં લીલા રંગની જે સૂક્ષ્મ છટા કોક વાર દાખલ થાય છે તેની નરમાશ, કોમળતા અને મોહકતા બીજે ક્યાંય જોવા મળે નહીં. માત્ર યૌવનની કાન્તિ કે લાવણ્ય આ મેઘ-કાન્તિની કંઈક બરાબરી કરી શકે.

સાંજે વરસાદ પ્રથમ ધીરે ધીરે આવવા લાગ્યો. જમીનમાંથી માટીની સુવાસ ફેલાવા લાગી. પછી વરસાદ જોરથી શરૂ થયો. જમીન ઉપર પાણી વહેવા લાગ્યું. વાદળાં જેમ જેમ જાડાં થવા લાગ્યાં તેમ તેમ વીજળીને તેમાં રમવાની મજા પડવા લાગી. આકાશ કોણ જાણે ક્યાં સંતાઈ ગયું હતું! તેને મારીમચડીને તેનો ભૂકો કરી પોતાનો રંગ વધારે ઘેરો બનાવવા માટે આ વાદળાં તેને હોઈયાં કરી ગયાં હોય એમ લાગતું હતું. માત્ર પશ્ચિમ તરફ થોડુંક આકાશ ટકી રહ્યું હતું ખરું. પણ વાદળાંએ પૂર્વમાં કરેલું જીવલેણ આક્રમણ જોતાં પશ્ચિમ તરફના આકાશનું ભવિષ્ય ઉજ્જવલ દેખાતું ન હતું. આવા હુમલા તો વાદળાંઓએ આકાશ ઉપર કેટલીય વાર કર્યા હશે. અને દરેક વખતે એમ લાગે કે વાદળાંનો વિજય થઈ આકાશનો સમૂળ નાશ થયો. પણ આકાશ તે આકાશ. અલિપ્ત, શાંત અને અનંત! કોઈ પણ જાતનો પ્રતિકાર કે વિરોધ કર્યા સિવાય જ તે વિજયી થાય છે.

ખરું જોતાં અનંત કાળ અને અનંત આકાશ બંને એક જ છે. દિક્કાલનો ભેદ મનોગત જ છે. અનંતત્વમાં તેવો ભેદ હોઈ જ ન શકે. આનંત્યનો હેતુ તો અંતિમ ઐક્ય સાધવાનો જ હોય.

વરસાદને થયું કે ધ્વનિ જો બધે પ્રસરે છે, પ્રકાશ બધે ફેલાય છે, તો હું પણ આ માનવી કીટોના દરમાં શા માટે ન પેસું? દુર્વાસાની જેમ अयं अहं भोः કરીને એણે બેચાર ટીપાં અમારી ઓરડીઓમાં નાખ્યાં. અમે બહાદુરીથી પાછા હટ્યા. સરસ્વતીનાં કમળો પાણીમાં રહ્યાં છતાં પાણીથી અલિપ્ત રહી ભીંજાતાં

નથી ખરાં, પણ સરસ્વતીનાં પુસ્તકોને એ કળા હજી પ્રાપ્ત થઈ નથી. તેમને તો દરવાજા પાસેથી ભગાડવાં એ જ ઇષ્ટ હતું. પુસ્તકોને દૂર ખૂણામાં મૂકી મનમાં કહ્યું: 'कठिण समय येतां कोण कामास येतो' એટલે કે કઠણ વખત આવી પડ્યે કોણ કામ આવે? ખૂણો (कोण) કામ આવે ખરો! જોતજોતામાં વરસાદે હુમલો જોશમાં ચડાવ્યો. આખી ઓરડી તો એણે ભીની કરી મૂકી જ પણ તદ્દન ભીંતે અડીને પાથરેલી પથારીને મળવા આવવાનું પણ તેને મન થઈ આવ્યું. મેં પણ કાંબળો ઓઢીને પ્રસન્ન મને તેનું સ્વાગત કર્યું. વર્ષાની શરૂઆતની આ પહેલી સલામીની કદર કરવાનું મન કોને ન થાય?

વરસાદ ગયો કે તરત જ પાથરણાના એક કકડાથી જમીન લૂછી લીધી અને સરકારના લેણદારની જેમ ઊમરા ઉપર ઓશીકું મૂકી નિરાંતે સૂઈ ગયો. તફાવત એટલો જ કે લેણદાર ઊમરાની બહારની બાજુએ પડી રહે છે જ્યારે હું તેની અંદરની બાજુએ સૂતો.

રાત્રે અગિયાર વાગ્યે ચાંદામામાનાં દર્શન થયાં. આકાશમાંનાં વાદળાં જરા વીખરાઈ ગયાં હતાં; પણ તેમનું જોર કંઈ ઘટ્યું ન હતું. પરોઢિયે માત્ર આકાશ હંમેશ મુજબ થોડાંક વાદળાંને રમાડતું હતું.

આજે એક વસ્તુ નજરે પડી. સવારે પૂર્વ તરફનાં વાદળાંમાં ફીકાશ આવે ત્યારે જ આકાશના રંગ દીપી નીકળે છે. આજે આકાશમાં લાલાશવાળી ગુલાબી છટા વિશેષ દેખાતી હતી. છટા વિના લાવણ્ય શોભી નીકળતું નથી. આજની સૌંદર્ય-તરલતા કંઈ વિશેષ હતી.

૨૩-૪-'૩૨

## ૧૯. અનસૂયા પ્રાચી

ચંદ્રમાની કેવી વિચિત્રતા છે! એનો બધો પ્રકાશ એને સૂર્ય પાસેથી મળે છે, પણ જ્યારે તે સૂર્યથી દૂર હોય છે ત્યારે જ તે આપણને વધારે પ્રકાશ આપી શકે છે અને જેમ જેમ તે સૂર્યની નજીક જાય છે તેમ તેમ પ્રકાશ આપવાની તેની શક્તિ મર્યાદિત થાય છે. કોઈ મોટી વ્યક્તિ પાસે રહી પ્રેરણા મેળવનારા લોકો બીજાને બહુ પ્રેરણા આપી શકતા નથી. જ્યારે તેઓ દૂર જાય છે ત્યારે જ તેમનામાં પ્રેરણા આપવાની શક્તિ આવે છે એમ કહેવાય છે એ કેટલું ખરું હશે કોણ જાણે! પણ ચંદ્રની બાબતમાં તો તે સાચું લાગે છે ખરું.

સાંધ્યા સમયે પૂર્વ તરફ પણ રંગોની શોભા નથી હોતી એમ નથી. પણ પશ્ચિમના વૈભવને કારણે પૂર્વ તરફ કોઈનું ધ્યાન જ જતું નથી. જ્યારે અહીં પશ્ચિમ તરફ જોવું જ અશક્ય હોય છે ત્યારે પૂર્વના દર્પણમાં પશ્ચિમની લાલાશ જોઈને જ સંતોષ માનવો પડે છે. પણ આ સંતોષ કંઈ માની લેવા પૂરતો નથી

હોતો. પૂર્વ દિશા સ્વભાવે જ અનસૂયા હોવાને લીધે પશ્ચિમનો વૈભવ જોઈ તેના ચહેરા ઉપર કશા મત્સર વગરની શુદ્ધ સાત્ત્વિક મુદિતા જ પ્રકટ થાય છે.

૨૪-૪-'૩૨

## ૨૦. દૃષ્ટિભ્રમ

ગુજરાતનો મુલક પહાડી નથી; અને દરિયાકિનારો પણ દૂર નથી એટલે સપાટ જમીન ઉપરના એકસરખા વાતાવરણમાં પવન સીધી દિશામાં વહે છે અને તેથી ઘણી વાર આકાશમાંનાં વાદળાંઓનાં લાંબા લાંબા પટા એક છેડેથી બીજા છેડા સુધી પ્રસરેલા દેખાય છે. અનંત આકાશ અને માનવી દૃષ્ટિનો નિયમ જ એવો હોય છે કે સમાંતર વસ્તુઓ છેક છેડા તરફ એકબીજાને મળતી દેખાય. આગગાડીના સમાંતર પાટા ખૂબ દૂર સુધી ગયેલા હોય તોપણ આગળ આગળ એકબીજાને મળી જતા દેખાય છે. આ હમેશનો અનુભવ આ વાતનું તથ્ય પુરવાર કરવા માટે પૂરતો છે. મેઘના પટા જો દક્ષિણોત્તર હોય તો તે હાથના પંજાની આંગળીઓની જેમ અથવા પંખાની નસોની જેમ ઉત્તર તરફના કોઈ કેન્દ્રમાંથી ફેલાયેલા દેખાય છે. ઠેઠ માથા ઉપર આ પટા તદ્દન વિરલ થયેલા માલૂમ પડે છે અને દક્ષિણ તરફ પણ ઉત્તરમાંના પંજા જેવો જ એક વાદળાંનો પંજો દેખાય છે. તેથી ઉત્તર દક્ષિણના બે હાથોએ આકાશનો મોટો પવન-દડો પકડી રાખ્યો હોય એવો ભાસ થાય છે. પ્રથમ તો એમ લાગ્યું કે આકાશમાં આ કંઈ અદ્‌ભુત વાત બની છે. વિદ્યુત સાથે એનો સંબંધ હશે એમ પણ લાગ્યું હતું. પછી જોયું તો માલૂમ પડયું કે આવાં કેન્દ્રો હંમેશ ઉત્તર-દક્ષિણ નથી હોતાં. કોક વખતે પૂર્વ-પશ્ચિમ તો કોક વખત આગ્નેય-વાયવ્ય પણ આ કેન્દ્રો બનેલાં દેખાય છે. પછી ચોક્કસ ખાતરી થઈ કે આ કેન્દ્રો વાસ્તવિક હસ્તી ધરાવતાં નથી પણ તે માત્ર આપણા દૃષ્ટિભ્રમને કારણે દેખાય છે. અહીં મહારાષ્ટ્ર તથા કર્ણાટકમાં પવન સીધો વહેતો જ નથી તેથી આવાં દૃશ્યો અહીં જોવા મળતાં નથી. અહીં ઠેકઠેકાણે ડુંગરા ઊભા હોવાથી પવનને આડુંઅવળું દોડવું પડે છે. પરિણામે પવનની મરજી ઉપર રહેનારાં વાદળાંઓને પણ જુદી જુદી આકૃતિઓ ધારણ કરવી પડે છે. કાલે બપોરે વાદળાંઓ એક બહુ સુંદર ચમ્મર તૈયાર કરી હતી, તે ખોવાઈ ન જાય તે માટે બાજુએ ઉતારી લીધી છે. ઉત્તર તરફ વાદળાંનું એક મોટું ઝેપેલિન બન્યું હતું ને તેની નીચે ઉતારુઓને બેસવા માટે ત્રણ ડબ્બા લટકતા હતા.

સાંજે વરસાદ પડશે એવાં ચિહ્‌નો દેખાતાં હતાં પણ ભૂમિના ભાગ્યમાં તે ન હતો.

૨૪-૪-'૩૨

# ૨૧. મોળું પરોઢિયું

આજ સવારનું પરોઢિયું સાવ મોળું કહેવાય. એક બાજુએ ચંદ્રમા ચુપચાપ ઊભો હતો. આસપાસનાં વાદળાંમાં પણ કંઈ ખાસ જોવા જેવું ન હતું. પ્રાચીન ચહેરા ઉપર તો કંઈક ભૂલા પડયાનો ભાવ જણાતો હતો. જાણે આખા આકાશે રવિવારની રજા પાળવાનું નક્કી કર્યું ન હોય! થોડા વખત પછી કયાંક કયાંક રંગ દેખાવા લાગ્યો પણ તે રંગમાં ઉત્સાહનું નામ સરખું ન હતું. દેશી રાજ્યોનાં સરકારી મંદિરોમાં કેટલાક નૈમિત્તિક ઉત્સવો કરવામાં આવે છે. ઉત્સવ કર્યા વગર ચાલે તેમ નથી હોતું તેથી કેટલાક પેટભરુ નોકરો ઉત્સવનો આખો વિધિ યથા-સ્થિત પૂરો કરે છે ખરા, પણ તેમાં ઉત્સાહનું જરાય નામ નથી હોતું. આજનું વાતાવરણ કંઈક એવું જ હતું.

અને જાણે તેથી જ, આપણા ધર્મમાંના નિસ્તેજ થઈ ગયેલા કેટલાક વિધિઓ અને કર્મકાંડનો મોટો ભાગ કાઢી નાખવાની આવશ્યકતા વિશે આજે સવારે જેલના સાથીઓ આગળ મેં વિવેચન કર્યું.

૨૫–૪–’૩૨

# ૨૨. ધુમ્મસ

આકાશમાંનાં વાદળાં ચંદ્રને આડે આવી તેનું કશું નુકસાન કરતાં નથી. ચંદ્ર દૂર અને ઊંચે સુરક્ષિત છે. નુકસાન થાય છે પૃથ્વીતલ ઉપર રહેનાર આપણું મર્ત્યોનું. આ વાદળાં કોઈને નડતાં હોય તો તે ચંદ્રવિકાસી કુમુદોને અને મારા જેવા પાગલોને. રાજા, મહાત્મા, ઈષ્ટદેવતા કે અલિપ્ત પરબ્રહ્મ, વગેરે બધી વિભૂતિઓ પોતાને ઠેકાણે સુસ્થિત જ હોય છે; પંચાત થાય છે પ્રજાને કે ભક્તોને કે જીવોને.

આજ સવારે ધુમ્મસ બધે ફેલાયું છે. તેથી આસપાસની ઈમારતો, બહારનાં ઝાડ અને માથા ઉપરનું આકાશ આ બધું આપણે કોઈ વિરલ પડદામાંથી જોઈએ છીએ એવો ભાસ થાય છે. કળાનો સ્વભાવ જ એવો હોય છે કે સૃષ્ટિમાંની બધી વસ્તુઓ છે તેવા સ્વરૂપમાં તેને ગમતી નથી હોતી. જે કંઈ ઉઠાવદાર હોય તેટલું જ રાખવું, તેમાં પણ પોતાની ઈચ્છા મુજબ સૌંદર્યને પોષક થાય તેવું પરિવર્તન કરવું અને બાકી બધું ભૂંસી નાખવું. અને તે પણ એવી સફાઈથી કે આ ભૂંસી નાખેલું સાવ અલોપ ન થતાં તેનું મોહકપણે સહેજ ભાન થાય.

ધુમ્મસ જોતાંવેંત મને બે ત્રણ સ્થાનો યાદ આવે છે. ધુમ્મસ દર વરસે આપણે જોઈએ છીએ; દર વરસે તે આપણા ગાલને ચૂંટી ખણે છે, પણ એક વખત – મને લાગે છે ૧૮૯૭ની સાલમાં – અમે બેલગામથી સાવંતવાડી જતા હતા તે વખતે રસ્તામાં આંબોલી ઘાટમાં ખૂબ ધુમ્મસ પડ્યું હતું. અને અમે ગાડાની આગળ આગળ મજામાં ચાલતા હતા. આગળ કે પાછળ એક હાથ ઉપરનું પણ કશું દેખાતું ન હતું અને અમે તે ધુમ્મસના ક્ષીરસમુદ્રમાંથી માર્ગ કાપતા ચાલ્યા હતા. શો તે વખતનો આનંદ! અને રાત્રે જ્યારે હવામાં આગિયા ચમકવા લાગ્યા ત્યારે તો જાણે કવિતાદેવીના સામ્રાજ્યમાં જ જઈ પહોંચ્યા છીએ એવું અમને લાગતું.

બીજું ધુમ્મસ યાદ છે સિંહગઢ ઉપરનું. પાછળની બાજુએ સૂર્ય અને સામે ગઢ ઉપરથી નીચે ધડાધડ કૂદકા મારતાં ધુમ્મસનાં ઊડતાં વાદળાં; તે વાદળાંમાં પડતો આપણો પડછાયો અને તે પડછાયાની બધી બાજુએ ફેલાયેલી ઇંદ્રધનુષ્યની પ્રભા – એ દૃશ્ય તો ભૂલ્યું ભુલાય તેમ નથી. હું થિયૉસૉફિસ્ટ હોત તો કહેત કે મેં ત્યાં મારો બહુવર્ણી લિંગદેહ અને એનો 'ઑરા' જોયો.

ધુમ્મસવાળી હવા તબિયતને માફક આવતી હોવી જોઈએ. હવામાંની ઠંડી જેમને નુકસાનકારક નથી હોતી તેમને અંતર્બાહ્ય વ્યાપી જતી ટાઢ પુષ્ટિદાયક હોવી જોઈએ.

૨૫–૪–'૩૨

## ૨૩. જૂનું સ્મરણ

કાલે સાંજે એવી ખૂબી હતી કે દક્ષિણ બાજુના આકાશમાં સ્વચ્છ ઉનાળો દેખાતો હતો જ્યારે ઉત્તર તરફના આકાશમાં તરબોળ ચોમાસું દેખાતું હતું. આવી દુવિધાને લીધે મનોવૃત્તિઓ ખૂબ અસ્વસ્થ થઈ જતી.

આજે સવારે આખું આકાશ બરાબર નાહીને સ્વચ્છ થઈ ગયું હતું. ચંદ્રમા આકાશનો બધો ચઢાવ ચઢીને થોડોક પેલી પાર પહોંચી ગયો હતો, અને દિવસ શરૂ કરવા માટે સૂર્યને સૂચના આપતો હતો. મળસકે આકાશનો રંગ ઠેઠ ચંદ્રમાના રંગ જેવો જ હતો એમ કહી શકાય. આબુ ઉપર અચળેશ્વર મહાદેવના મંદિરની આસપાસ ચંપાનાં કેટલાંક ઝાડ જોયાં હતાં તેની પાંખડીનો રંગ તદ્દન ફીકાશવાળો પીળો હતો પણ ફૂલો કેવાં તાજાં દેખાતાં હતાં! આજનું આકાશ જોતાં અચળગઢ ઉપરના એ ચંપાનું સ્મરણ થયું. અચળગઢ ગયાને ચૌદ વરસ થઈ ગયાં હશે. એ ચંપો આટલા વખત સુધી યાદ રહેશે એમ તે વખતે જરાય લાગ્યું ન હતું.

વિસ્મૃતિ કંઈ સ્થાયી વસ્તુ નથી. વિસ્મૃતિ ઉપર કોઈ કાળે આધાર રાખી બેસી ન શકાય. તે ક્યારે દગો દેશે તે કહી શકાય નહીં. તદ્દન સામાન્ય કોટિનો

અનુભવ પણ આત્મસાક્ષાત્કાર જેટલો તીવ્ર હોય છે, અથવા તો એમ કહી શકાય કે અનુભવમાત્ર આત્મસાક્ષાત્કારનો જ અંશ છે.

આજે હવા ખુલ્લી-પ્રસન્ન હોવાથી પાકોળીઓ પણ આનંદમાં હતી. તેમના રોજના ઊડવામાં એકલી પ્રસન્નતા જ દેખાય છે. આજે કોઈ મહત્કાર્ય કરવાનું પોતાને ભાગે આવ્યું હોય તેવો ઉત્સાહ તેમનામાં દેખાતો હતો.

૨૬-૪-'૩૨

## ૨૪. આંબો અને વીજળી

અગ્નિ કોણ તરફનો મોટો આંબો રાત્રે જોતાં બૌદ્ધ સ્તૂપ યાદ આવે છે. સ્તૂપનો ઘાટ આવો જ પ્રશસ્ત અને ગોળ હોય છે. કદાચ ઉત્તર હિંદુસ્તાનમાં મોટા મોટા બાદશાહી આંબાના ડોળદાર ઘાટ ઉપરથી જ સ્તૂપોનો આકાર સૂઝયો હશે. નહીં જ સૂઝયો હોય એમ કોણ કહી શકે?

કાલે બપોરે વીજળીના ગડગડાટ થઈ ખૂબ વરસાદ વરસ્યો. વીજળીના ઝબકારા પાછળ અમુક ક્ષણ પછી ગર્જના સંભળાય છે. કાલે સૌથી પ્રચંડ કડાકો થયો તે પછી ગર્જના થતાં જરાય વાર લાગી નહીં. વીજળી નજીકમાં જ ક્યાંક પડી હોવી જોઈએ. વીજળીના ઝબકારા જોઈ અને કાન બહેરા કરતી મેઘગર્જનાઓ સાંભળી પક્ષીઓને શું થતું હશે? તેમનાં બચ્ચાંને શું લાગતું હશે? પ્રલયકાળ પાસે આવી લાગ્યો છે એમ તેમને થતું હશે? ઊડી જતું કોઈ પક્ષી વીજળીનો કડાકો સાંભળીને જમીન ઉપર ધબ દઈ પડયાનું આપણે કોઈ વખત સાંભળ્યું નથી. પણ તેમ થાય તો નવાઈ નહીં.

૨૭-૪-'૩૨

## ૨૫. સંધ્યાકાળનાં વાદળાં

રાત્રે ચંદ્ર ખૂબ મોડો ઊગ્યો. શનિ અને ચંદ્રની યુતિ હતી. શનિના સ્વભાવમાં અને ચંદ્રના સ્વભાવમાં કશું સામ્ય હશે ખરું? ચંદ્ર થોડી વાર પછી વાદળાં પાછળ સંતાયો; પણ એની આસપાસ એક બારી તૈયાર થઈ. એ બારીનો આકાર બૌદ્ધ વિહારના મહાદ્વાર પરના પીંપળાનાં પાંદડાં જેવો અથવા પાશ્ચાત્ય લેખકો જેને ઘોડાની નાળની આકૃતિ કહે છે તેના જેવો થયો હતો. ચંદ્ર આઠમનો હોય તેમ અર્ધો દેખાતો હતો અને રાત વીતી ગઈ ત્યાં સુધી દેખાતો જ રહ્યો હતો.

ગઈ કાલ સાંજનાં વાદળાં ધોળાં, સફેદ અને આછાં ફેલાયેલાં હતાં. આજે સવારે પૂર્વ તરફ 'સૂર્યોદય તમે જોતા નહીં, હું જોઈશ' એમ કહી એક વાદળું ઠેઠ ક્ષિતિજ પાસે જઈ પહોંચ્યું હતું. વાદળું સાવ કાળું અને તેની કોર ચકચકતા

સોનેરી રંગની હતી. પંઢરપુરના વિઠોબાને આવી જ જરી કોરની કાંબળી કોકે ભેટ ધરી છે, એમ કહે છે. આવું વાદળું જ્યારે જ્યારે નજરે પડે છે ત્યારે ત્યારે 'आई वदरिया' એ ગીત અચૂક યાદ આવવાનું જ, અને 'जो चुनरी में झलक किनारी' એ લીટી લલકારવાની જ! આજ સવારનાં વાદળાં શાસ્ત્રમાં કહ્યાં છે તેવાં સ્લેટના પથ્થરના રંગનાં શ્યામલ વર્ણનાં હતાં, અને એ બધાંનો રુખ દક્ષિણ ભણી હતો. ઉત્તરે ધોળી પૂણી જેવી સાવ કોરી જ હતી. આઠમનો અર્ધચંદ્ર હસતો હતો એમ તો ન જ કહી શકાય. બીજ કે ત્રીજનો ચંદ્રમા રમતિયાળ હોય છે. પૂર્ણિમાની આસપાસનો ચંદ્રમા હસે છે. આઠમનો ચંદ્રમા ભરેલી વાટકીના જેવો પ્રસન્નગંભીર હોય છે.

ઘેટાંને ચોમાસાની ઋતુમાં શરીર પરની ઊનથી શું સુખ થતું હશે? કાદવવાળા પાણીથી વાળ તરબોળ થાય ત્યારે તેમની શી વલે થતી હશે? મૂંગાં બાપડાં, ગમે તે તેમને હાંકે, એવાં આ ઘેટાં. તેમનાં સુખદુ:ખની ચિંતા એક પ્રભુ જ કરી જાણે.

૭–૪–'૩૨

## ૨૬. કાદવનું કાવ્ય

સવારે પૂર્વ તરફ કંઈ ખાસ મજા ન હતી. રંગની બધી શોભા ઉત્તર તરફ જામી હતી. એ દિશામાં માત્ર લાલ રંગે આજે કમાલ કરી દીધી હતી. પણ એ બહુ જ થોડા વખત માટે. પૂર્વ દિશા જ જ્યાં પૂરેપૂરી રંગાઈ ન હતી ત્યાં ઉત્તર દિશા કરી કરીને કેટલાં નખરાં કરવાની હતી? જોતજોતામાં ત્યાંનાં વાદળાં ધોળાં પૂણી જેવાં થઈ ગયાં. અને દિવસે હંમેશ મુજબ શરૂઆત કરી.

* * *

આપણે આકાશનું વર્ણન કરીએ છીએ; પૃથ્વીનું વર્ણન કરીએ છીએ; જલાશયનું વર્ણન કરીએ છીએ; કાદવનું કોઈએ વર્ણન કરેલું જોયું છે? કાદવમાં પગ નાખવાનું કોઈને ગમતું નથી, કાદવથી શરીર ખરડાઈ જાય છે, કપડાં મેલાં થઈ જાય છે. પોતાના શરીર ઉપર કાદવ ઊડે તે કોઈને ગમતું નથી અને તેથી કાદવ માટે મનમાં પણ કોઈને સહાનુભૂતિ નથી હોતી. આ બધું ખરું છે. પણ તટસ્થતાથી વિચાર કરતાં કાદવમાં કંઈ ઓછું સૌંદર્ય નથી હોતું. પહેલું તો એ કે અહીંના લાલ કાદવનો રંગ બહુ સુંદર હોય છે. ચોપડીના પૂંઠા ઉપર, ઘરોની દીવાલો ઉપર અથવા શરીર ઉપરનાં કીમતી કપડાં માટે આપણે બધા કાદવના આવા રંગ પસંદ કરીએ છીએ. કલાભિજ્ઞ લોકોને ભઠ્ઠીમાં શેકેલા માટીના વાસણનો પણ તે જ રંગ હોય એ બહુ ગમે છે. ફોટો કાઢતાં જો તેમાં કાદવનો ઠીકરો રંગ આવી જાય તો તેને warm tone કહી તજજ્ઞ લોકો ખુશ ખુશ થઈ જાય છે. કાદવનું નામ લઈએ ત્યાં માત્ર બધું બગડી જાય.

કોપરા જેવાં દેખાય છે. નદીકાંઠે માઈલો સુધી સપાટ અને લીસો કાદવ પથરાયેલો હોય ત્યારે તે દૃશ્ય ઓછું સુંદર નથી હોતું. આ કાદવનો પૃષ્ઠભાગ કંઈક સુકાતાં તેના ઉપર બગલા, ગીધ અને બીજાં નાનાંમોટાં પક્ષીઓ જ્યારે ચાલે છે ત્યારે તે ત્રણ નખ આગળ અને અંગૂઠો પાછળ એવાં તેમનાં પદચિહ્નો મધ્ય એશિયાના રસ્તાની જેમ દૂર દૂર સુધી કાદવ ઉપર પડેલાં જોઈ આ રસ્તે આપણે આપણો કાફલો (caravan) લઈ જઈએ એમ આપણને થાય છે.

આગળ જતાં કાદવ વધારે સુકાઈ જમીન નક્કર થઈ જાય ત્યારે ગાય, બળદ, પાડા, ભેંસો, મેંઢાં, બકરાં ઈત્યાદિનાં પગલાંની તે ઉપર છાપ પડે છે. તેની શોભા વળી જુદી છે. અને આ પછી જ્યારે બે મદમસ્ત પાડા શિંગડાંથી કાદવ ખૂંદીને એકબીજા સાથે લડે છે ત્યારે નદીકાંઠે પડેલાં પગલાં અને શિંગડાંનાં ચિહ્નોથી જાણે મહિષકુળના ભારતીય યુદ્ધનો ઈતિહાસ જ આ કર્દમલેખમાં લખી રાખ્યો છે એવો ભાસ થાય છે.

કાદવ જોવો હોય તો એક ગંગા નદીને કાંઠે કે સિંધુને કાંઠે. અને તેટલાથી તૃપ્તિ ન થાય તો સીધા ખંભાત જવું. ત્યાં મહી નદીના મુખ આગળ નજર પહોંચે ત્યાં સુધી બધે સનાતન કાદવ જ જોવા મળે. આ કાદવમાં હાથી ડૂબી જાય એમ કહેતાં, ન શોભે એવી અલ્પોક્તિ કરવા જેવું છે. પહાડના પહાડ એમાં લુપ્ત થાય એમ કહેવું જોઈએ.

આપણું અન્ન કાદવમાંથી જ પેદા થાય છે એનું જાગ્રત ભાન જો દરેક માણસને હોત તો તે કાદવનો તિરસ્કાર ન કરત. એક નવાઈની વાત તો જુઓ. પંક શબ્દ ઘૃણાસ્પદ લાગે છે અને પંકજ શબ્દ કાને પડતાં જ કવિઓ ડોલવા અને ગાવા માંડે છે. મલ(ળ) તદ્દન મલિન ગણાય પણ કમલ(ળ) શબ્દ સાંભળતાં-વેંત પ્રસન્નતા અને આહ્લાદકત્વ ચિત્ત આગળ ખડાં થાય છે. કવિઓની આવી યુક્તિશૂન્ય વૃત્તિ તેમની આગળ મૂકીએ તો કહેવાના કે, "તમે વાસુદેવની પૂજા કરો છો એટલે કંઈ વસુદેવને પૂજતા નથી; હીરાનું ભારે મૂલ આપો છો પણ કોલસાનું કે પથ્થરનું આપતા નથી; અને મોતીને ગળામાં બાંધીને ફરો છો પણ તેની માતુશ્રીને ગળામાં બાંધતા નથી." કવિઓ સાથે ચર્ચા ન કરવી એ જ ઉત્તમ.

૨૮-૪-'૩૦

સોનેરી રંગની હતી. પંઢરપુરના વિઠોબાને આવી જ જરી કોરની કાંબળી કોકે ભેટ ધરી છે, એમ કહે છે. આવું વાદળું જ્યારે જ્યારે નજરે પડે છે ત્યારે ત્યારે 'आई बदरिया' એ ગીત અચૂક યાદ આવવાનું જ, અને 'जो चुनरी में झलक किनारी' એ લીટી લલકારવાની જ! આજ સવારનાં વાદળાં શાસ્ત્રમાં કહ્યાં છે તેવાં સ્લેટના પથ્થરના રંગનાં શ્યામલ વર્ણનાં હતાં, અને એ બધાંનો રુખ દક્ષિણ ભણી હતો. ઉત્તરે ધોળી પૂણી જેવી સાવ કોરી જ હતી. આઠમનો અર્ધચંદ્ર હસતો હતો એમ તો ન જ કહી શકાય. બીજ કે ત્રીજનો ચંદ્રમા રમતિયાળ હોય છે. પૂર્ણિમાની આસપાસનો ચંદ્રમા હસે છે. આઠમનો ચંદ્રમા ભરેલી વાટકીના જેવો પ્રસન્નગંભીર હોય છે.

ઘેટાંને ચોમાસાની ઋતુમાં શરીર પરની ઊનથી શું સુખ થતું હશે? કાદવવાળા પાણીથી વાળ તરબોળ થાય ત્યારે તેમની શી વલે થતી હશે? મૂંગાં બાપડાં, ગમે તે તેમને હાંકે, એવાં આ ઘેટાં. તેમનાં સુખદુ:ખની ચિંતા એક પ્રભુ જ કરી જાણે.

૭–૪–'૩૨

## ૨૯. કાદવનું કાવ્ય

સવારે પૂર્વ તરફ કંઈ ખાસ મજા ન હતી. રંગની બધી શોભા ઉત્તર તરફ જામી હતી. એ દિશામાં માત્ર લાલ રંગે આજે કમાલ કરી દીધી હતી. પણ એ બહુ જ થોડા વખત માટે. પૂર્વ દિશા જ જ્યાં પૂરેપૂરી રંગાઈ ન હતી ત્યાં ઉત્તર દિશા કરી કરીને કેટલાં નખરાં કરવાની હતી? જોતજોતામાં ત્યાંનાં વાદળાં ધોળાં પૂણી જેવાં થઈ ગયાં. અને દિવસે હંમેશ મુજબ શરૂઆત કરી.

* * *

આપણે આકાશનું વર્ણન કરીએ છીએ; પૃથ્વીનું વર્ણન કરીએ છીએ; જલાશયનું વર્ણન કરીએ છીએ; કાદવનું કોઈએ વર્ણન કરેલું જોયું છે? કાદવમાં પગ નાખવાનું કોઈને ગમતું નથી, કાદવથી શરીર ખરડાઈ જાય છે, કપડાં મેલાં થઈ જાય છે. પોતાના શરીર ઉપર કાદવ ઊડે તે કોઈને ગમતું નથી અને તેથી કાદવ માટે મનમાં પણ કોઈને સહાનુભૂતિ નથી હોતી. આ બધું ખરું છે. પણ તટસ્થતાથી વિચાર કરતાં કાદવમાં કંઈ ઓછું સૌંદર્ય નથી હોતું. પહેલું તો એ કે અહીંના લાલ કાદવનો રંગ બહુ સુંદર હોય છે. ચોપડીના પૂંઠા ઉપર, ઘરોની દીવાલો ઉપર અથવા શરીર ઉપરનાં કીમતી કપડાં માટે આપણે બધા કાદવના આવા રંગ પસંદ કરીએ છીએ. કલાભિજ્ઞ લોકોને ભઠ્ઠીમાં શેકેલા માટીના વાસણનો પણ તે જ રંગ હોય એ બહુ ગમે છે. ફોટો કાઢતાં જો તેમાં કાદવનો દીકરો રંગ આવી જાય તો તેને warm tone કહી તજ્જ્ઞ લોકો ખુશ ખુશ થઈ જાય છે. કાદવનું નામ લઈએ તો માત્ર બધું બગડી જાય.

નદીકાંઠે કાદવ સુકાઈને તેનાં ચોસલાં પડે છે ત્યારે તે કેટલાં સુંદર દેખાય છે! વધારે તાપથી તે જ ચોસલાં નંદવાય અને વાંકાં વળી જાય ત્યારે સુકાયેલા

કોપરા જેવાં દેખાય છે. નદીકાંઠે માઈલો સુધી સપાટ અને લીસો કાદવ પથરાયેલો હોય ત્યારે તે દૃશ્ય ઓછું સુંદર નથી હોતું. આ કાદવનો પૃષ્ઠભાગ કંઈક સુકાતાં તેના ઉપર બગલા, ગીધ અને બીજાં નાનાંમોટાં પક્ષીઓ જ્યારે ચાલે છે ત્યારે તે ત્રણ નખ આગળ અને અંગૂઠો પાછળ એવાં તેમનાં પદચિહ્નો મધ્ય એશિયાના રસ્તાની જેમ દૂર દૂર સુધી કાદવ ઉપર પડેલાં જોઈ આ રસ્તે આપણે આપણો કાફલો (caravan) લઈ જઈએ એમ આપણને થાય છે.

આગળ જતાં કાદવ વધારે સુકાઈ જમીન નક્કર થઈ જાય ત્યારે ગાય, બળદ, પાડા, ભેંસો, મેંઢાં, બકરાં ઈત્યાદિનાં પગલાંની તે ઉપર છાપ પડે છે. તેની શોભા વળી જુદી છે. અને આ પછી જ્યારે બે મદમસ્ત પાડા શિંગડાંથી કાદવ ખૂંદીને એકબીજા સાથે લડે છે ત્યારે નદીકાંઠે પડેલાં પગલાં અને શિંગડાંનાં ચિહ્નોથી જાણે મહિષકુળના ભારતીય યુદ્ધનો ઈતિહાસ જ આ કર્દમલેખમાં લખી રાખ્યો છે એવો ભાસ થાય છે.

કાદવ જોવો હોય તો એક ગંગા નદીને કાંઠે કે સિંધુને કાંઠે. અને તેટલાથી તૃપ્તિ ન થાય તો સીધા ખંભાત જવું. ત્યાં મહી નદીના મુખ આગળ નજર પહોંચે ત્યાં સુધી બધે સનાતન કાદવ જ જોવા મળે. આ કાદવમાં હાથી ડૂબી જાય એમ કહેતાં, ન શોભે એવી અલ્પોક્તિ કરવા જેવું છે. પહાડના પહાડ એમાં લુપ્ત થાય એમ કહેવું જોઈએ.

આપણું અન્ન કાદવમાંથી જ પેદા થાય છે એનું જાગ્રત ભાન જો દરેક માણસને હોત તો તે કાદવનો તિરસ્કાર ન કરત. એક નવાઈની વાત તો જુઓ. પંક શબ્દ ઘૃણાસ્પદ લાગે છે અને પંકજ શબ્દ કાને પડતાં જ કવિઓ ડોલવા અને ગાવા માંડે છે. મલ(ળ) તદ્દન મલિન ગણાય પણ કમલ(ળ) શબ્દ સાંભળતાંવેંત પ્રસન્નતા અને આહ્લાદકત્વ ચિત્ત આગળ ખડાં થાય છે. કવિઓની આવી યુક્તિશૂન્ય વૃત્તિ તેમની આગળ મૂકીએ તો કહેવાના કે, "તમે વાસુદેવની પૂજા કરો છો એટલે કંઈ વસુદેવને પૂજતા નથી; હીરાનું ભારે મૂલ આપો છો પણ કોલસાનું કે પથ્થરનું આપતા નથી; અને મોતીને ગળામાં બાંધીને ફરો છો પણ તેની માતુશ્રીને ગળામાં બાંધતા નથી." કવિઓ સાથે ચર્ચા ન કરવી એ જ ઉત્તમ.

૨૮-૪-'૩૬

# ૨૭. સમભાવ

કલાકોવિદ રસ્કિનને એવી ટેવ હતી કે કોઈ સુંદર પ્રાકૃતિક દૃશ્ય જુએ કે તરત તેને તે રેખાબદ્ધ કે શબ્દબદ્ધ કરી નાખતો. પણ હંમેશાં એમ કેમ કરી શકાય? એકાદ અપ્રતિમ સંધ્યાનો દેખાવ નજરે પડતાં જ્યારે તે શબ્દોમાં કે રેખાચિત્રોમાં તેને ન સંઘરી શકતો ત્યારે રસ્કિનને ભારે દુ:ખ થતું. તે તેને so many wasted sunsets–એળે ગયેલા સૂર્યાસ્તો કહેતો. રસ્કિનનો આ વિષાદ બધા સૃષ્ટિ-સૌંદર્ય-રસિકો સહેજે સમજી શકે તેવો છે. પણ માણસે આવો વિષાદ શા માટે રાખવો! સૃષ્ટિ-સૌંદર્ય નિરતિશય આનંદ આપનારું હોય છે એ સાચું; એક વખત જોયેલું સૌંદર્ય ફરી જોવા નથી મળતું એ પણ સાચું. પણ સૃષ્ટિસૌંદર્ય હમેશાં જ તાજું હોય છે; તેનો ઝરો સુકાઈ જશે એવી ભીતિ કોઈ દિવસ ન રાખવી. માણસની પ્રતિભાની જેમ સૃષ્ટિ-સૌંદર્ય દહાડે દહાડે ઓસવાઈ જવાની શંકા પણ આજ સુધી કોઈને થઈ નથી. અને સૃષ્ટિ-સૌંદર્યને થોડાક ચિત્રકારો ચિત્રબદ્ધ કરી શકે એટલા માટે જ કંઈ પરમેશ્વરે આવડી મોટી અદ્ભુત લીલા પાથરી મૂકી નથી. દુનિયાના બધા ચિત્રકારો આ પ્રાકૃતિક દૃશ્યો રંગવાનું શરૂ કરે તોય બધાં દૃશ્યો થોડાં જ રંગાવાનાં હતાં? "अनंत हस्तें कमलावरानें देतां किती अंकिशि त्वत् करानें?" સૌંદર્યપ્રવાહ અનંતરૂપે જે શણગાર કરે છે, ક્ષણે ક્ષણે જે નવો નવો ઉન્મેષ બતાવે છે અને માનવજીવનનો વિચાર કરતાં જે કોઈ દિવસ સુકાઈ જવાનો નથી તેને રેખા, શબ્દ કે વર્ણમાં બાંધી રાખવાનો પ્રયત્ન કેટલો સફળ થવાનો હતો? અને સૃષ્ટિ-સૌંદર્ય કોઈ કાળે બંધાયું છે ખરું? જે બંધાઈ ગયું તે મરી ગયું જ જાણવું. કારણ તે સ્થિર થઈ ગયું. હસમુખા છોકરાની છબી પાડીએ તો તેમાં તેનું ખરું હાસ્ય કદી વ્યક્ત થઈ શકે ખરું? હાસ્યનું સૌંદર્ય જ તેના અસ્થાયીપણામાં છે. તેને સ્થાયી કર્યું કે તે વિકૃત થયું જ જાણવું.

કદાચ વર્ણરેખાથી સૌંદર્ય વ્યક્ત કરી શકાય. પણ શબ્દ વડે તે કેમ થઈ શકે? શબ્દોમાં તો આપણે આપણો આનંદ જ કેવળ વ્યક્ત કરીએ છીએ. બીજો એને ઝીલે અથવા ન પણ ઝીલે. શબ્દોમાં અંકનકલા નથી પણ સૂચન-કલા છે.

*　　　*　　　*

ગઈ કાલની સંધ્યા સમયની શોભા અવર્ણનીય હતી. અપ્રતિમ હતી એમ કેમ કહી શકાય? જ્યારે गगनं गगनाकारं, सागरः सागरोपमः। પોતાના ભારથી તદ્દન નમ્ર થઈ ગયેલાં, પોતાને નીચે પડતાં પડતાં બચાવવાનો પ્રયત્ન કરનારાં, અને પોતાના માર્દવથી મોહ પમાડનારાં એવાં ભૂરાં કાળાં વાદળાં જ્યારે આકાશમાં

ભ્રમણ કરતાં હોય છે ત્યારે તેમની શોભા આંખે જોઈને તૃપ્તિ થતી નથી. આમને ખાઈ જાઉં કે ગળી જાઉં, એમને ભેટું કે એમને માથે ચડી બેસું, એમાં તરું? શું ને શું કરું એમ થઈ જાય છે. આવા નિરતિશય સાત્ત્વિક આનંદને વખતે માણસને આત્મૌપમ્યની પ્રતીતિ થાય છે, અને તે સમાનધર્મા અને સમાનવૃત્તિ લોકોને બોલાવીને તેમને તે સૌંદર્ય બતાવે છે. અને બે આંખને બદલે ચાર આંખો વડે આપણે એ સૌંદર્યનું પાન કરીએ છીએ એમ તેને લાગે છે; અને તેનો આનંદ દ્વિગુણિત થાય છે. એકવડા હૃદયને બદલે બેવડા હૃદયથી આપણે સૃષ્ટિ સાથે તન્મય થવા લાગ્યા છીએ એ ભાન સૌંદર્યપાનના આનંદ જેટલું જ પ્રિય હોય છે.

તટસ્થ આનંદનો ઉપભોગ બીજાઓની સાથે લેવાની ઈચ્છા થાય છે તેથી તે સાત્ત્વિક છે. ઈન્દ્રિયો દ્વારા તેનો ઉપભોગ લેવાય છે છતાં તે વિષયાનંદ નથી. એથી ઊલટું, જે આનંદ ઉપભોગતાં પોતાનામાં કે બીજામાં મત્સર, અદેખાઈ કે ક્રોધ જાગે છે તે આનંદ વૈષયિક છે. ખાવાનો આનંદ, સૂંઘવાનો આનંદ, ચામડીને થતા સ્પર્શનો આનંદ કે રતિસુખ આ બધા વૈષયિક આનંદના પ્રકાર છે. રસના, ત્વચા અને નાસિકા એ સ્થૂળ ઈન્દ્રિયો છે. આ ઈન્દ્રિયો દ્વારા કલાત્મક આનંદ લેવો શક્ય હોતો નથી. કલાત્મક આનંદની ઈન્દ્રિયો બે. નેત્ર અને કર્ણ દ્વારા જ કલારસિક મન તે આનંદ ભોગવી શકે છે. આ બે ઈન્દ્રિયો જ હૃદયની ઉન્નતિ કરનારી છે અને તેથી જ માણસે તેમનો દુરુપયોગ કદી પણ કરવો જોઈએ નહીં.

* * *

ઈન્દ્રધનુષ્યનો સામાન્ય નિયમ એવો હોય છે કે જે દિશાએ સૂર્ય હોય તેની સામી બાજુએ જ તે હોય છે. પણ કોઈ કોઈ વખત વાદળાંની, હવાના ભેજની તથા સૂર્યપ્રકાશની એવી અદ્ભુત જમાવટ થઈ જાય છે કે સૂર્યની આસપાસ જ ગોળાકાર ઈન્દ્રધનુષ્યના રંગ તૈયાર થાય છે. આ રંગની ખુમારી કંઈ ન્યારી જ હોય છે. સામાન્ય પ્રતિયોગી ઈન્દ્રધનુષ્યના રંગ આપણે હંમેશ જોઈએ છીએ. તે રંગ પ્રસન્ન-મોહક હોય છે. પણ તે જ્યારે સૂર્યની આસપાસ જામે છે ત્યારે તેઓ તદ્દન મોજીલા બની જાય છે. ખાસ કરીને લાલ, ભૂરો ને વાદળી જાંબુડો રંગ તો જાણે ગંધર્વ લોકમાંથી જ ઊતરી આવ્યા હોય એવા લાગે છે. આવા રંગ કેટલીક વાર અભ્રકનાં પડોમાં દેખા દે છે. સિંહગઢ ઉપર એક વાર ધોળા સફેદ અને ત્રાંસી ચકતીવાળા ચકમકના કકડા જડ્યા હતા. પૂનાની આસપાસ આવા પથ્થરો ઘણા મળી આવે છે. તેને ફોડીએ તો તદ્દન સરખા આકારની નાની નાની કેટલીય ઈંટો તેમાંથી નીકળે છે. આ ચકતીઓ પણ અભ્રકની જેમ જ પોતાના પડમાં સપ્તવર્ણ પ્રગટ કરે છે. પણ એ બેયના રંગમાં તેલની ચીકાશ દેખાય છે જ્યારે સૂર્યની આસપાસ જામતા રંગમાં તે હોતી નથી.

પ્રાકૃતિક રંગોની ખાસિયત એવી હોય છે કે એક રંગમાં ફેરફાર થતાંની સાથે જ બાકીના બધા રંગોમાં તેને અનુકૂળ એવા ફેરફાર થાય છે—રંગોની આખી

યોજના scheme of colours જ બદલાઈ જાય છે. કાલે સાંજે લાલ, ભૂરા અને જાંબુડા રંગની જમાવટ આવી જ સુંદર થઈ હતી. પણ દુષ્ટ કાળાં વાદળાં વચ્ચે વચ્ચે મોખરે ધસી આવતાં અને અમને તે વર્ણસંગીતનું યથેચ્છ પાન કરવા દેતાં નહીં. પણ તેમને દુષ્ટ પણ કેમ કહેવાય? નવપરિણીત વધૂ-વર વડીલ માણસોથી ચોરીને જ એકબીજા સાથે બોલવાનો આનંદ મેળવી શકે છે, તેટલા માટે આ વડીલ માણસો ઘરમાં ન હોય તો કેવું એમ તેઓ ઇચ્છે એ યોગ્ય છે? અને વડીલ માણસો ન હોય અને નિરર્ગલ બોલવાની તક મળે તો બોલવાનો આનંદ કેટલો વખત ટકી શકે? બોલવાનો અર્ધો આનંદ ચોરીને બોલવામાં અને એ તકની દુર્લભતામાં હોય છે.

રંગોનો આવો મનોહારી ઠાઠ ઉત્પન્ન કરનારું મૂળ કેન્દ્ર છે કેવું તે જાણવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. વાદળાંમાંથી બહાર પડતા મયૂખ-પ્રવાહ ઉપરથી અખિલ વર્ણોનો સ્વામી સૂર્યનારાયણ કયે ઠેકાણે છે તે જાણવું કઠણ ન હોય તોય આનંદદાયક તો જરૂર હોય છે જ.

* * *

મધરાતે વિશાખા, અનુરાધા અને જ્યેષ્ઠા આ ત્રણ નક્ષત્રોએ ખાસ ધ્યાન ખેંચી લીધું હતું. તે પછી દાન-ક્ષીણ ચંદ્રમા ઉદય પામ્યો. આઠમ કરતાં તેની કલા આજે નાની હતી છતાં તેની શોભા વધારે જ હતી.

પરોઢિયે શુભ્ર વાદળાંમાં જ પોતાની બધી શોભા દાખવવાનું પૂર્વ દિશાએ બીડું ઝડપ્યું હતું. એકલો લાલ રંગ જ, પણ તે અનેક છટાઓથી ખીલેલો હતો. અને આજે પશ્ચિમને પણ પૂર્ણ સંતોષ થયો હતો. પશ્ચિમની રક્તિમા પૂર્વ કરતાં રજભર પણ ઓછી ન હતી. તેમાં વળી પશ્ચિમ તરફના એક વાદળાએ પોતાનો ખૂબ લાંબો સરખો આણીવાળો હાથ ચંદ્રમા સુધી લંબાવ્યો હતો. કેમ જાણે ચંદ્રની મંદ ગતિ તેનાથી સહન જ ન થતી હોય! 'ચાંદલિયા, ચાલીશ નહીં ઉતાવળો! મારે જવું છે હરિ મળવાને કાજ જો! વહાણું વાયાને કરજે બહુ વાર જો!' એવી પ્રાર્થના એક ગોપીએ એક વખત કરી હતી. સૂર્યોદય થવા લાગ્યો તોય આ ચંદ્ર શું કામ પાછળ રહે છે એમ જોઈ પોતાના લાંબા હાથ વડે પશ્ચિમ મેઘ જાણે તેને પોતાની તરફ ખેંચી લે છે એમ થાય છે. જૂના વખતમાં વિલાસી તરુણ રાજપુત્રોને તેમના અંતઃપુરમાંથી બહાર ખેંચી કાઢવાનું કામ રાજકારણપટુ અમાત્યો-ને કરવું પડતું એના જેવું તો કોઈ કારણ ન હોય!

૨૨–૪–'૩૨

## ૨૮. નિર્હેતુક આનંદ

અહીં આવ્યો ત્યારથી, એક પણ દિવસ ચૂક્યા સિવાય, ભાદ્રપદાના ચતુષ્કોણ (પેગેસસ્) પાછળ પડ્યો છું. પ્રથમ તો તેનું દર્શન જ થતું નહીં. પછી પૂર્વા ભાદ્રપદા દેખાવા લાગી. પણ ઉત્તરા ભાદ્રપદા ઊગે તે પહેલાં જ સવાર થઈ જતી અને અજવાળું ફેલાઈ જતું. ઉત્તરા ભાદ્રપદામાંની ઉત્તર તરફની તારકા (શર્મિષ્ઠાંતર્ગત) દેખાવા લાગી. પણ તેની જોડીદાર કેમે કરી દેખાય નહીં. તે તો પરોઢિયામાં જ લુપ્ત થઈ જતી. દરરોજ ચાર મિનિટનો હિસાબ ગણતાં આજે નહીં તો કાલે દેખાશે એવી આશા સેવ્યા જ કરતો હતો. પણ પૂર્વ તરફનાં વાદળાંઓએ દુષ્ટતા આરંભી. ચતુષ્કોણની બાકીની ત્રણેય તારાઓ દેખાય પણ આ ચોથી તારા વાદળાંના બુરખામાં જ સંતાઈ રહે એમ હંમેશ ચાલ્યા કર્યું. આખરે આજે આ અવગુંઠનવતીએ પોતાનું મોઢું બતાવ્યું અને આજ પર્યંતની ઉત્કંઠા છેવટે તૃપ્ત થઈ. ઉત્તર તરફ દેવયાની (કેસિયોપિયા) હવે સ્પષ્ટ દેખાવા લાગી છે. દેવયાની, શર્મિષ્ઠાની એક તારા, ઉત્તરા ભાદ્રપદા, ચંદ્ર અને દક્ષિણ તરફનો યામમત્સ્ય આ બધાને જોઈ આજે મળસકે ઘણો આનંદ થયો. દક્ષિણ તરફ એક તારો ખૂબ ચળકે છે. તે ક્યો છે તે ઓળખી શકાતું નથી. બુધ તો નહીં હોય? બુધનો ઉદય થયાને પંચાંગ પ્રમાણે પાંચસાત દિવસ થયા છે. આટલો વહેલો આટલો ઉપર તે આવી ન શકે. ક્ષિતિજ પાસે હોય ત્યારે ગ્રહો પણ ઝબૂક ઝબૂક કરે છે તેથી તે વખતે તેમને ઓળખવા પણ મુશ્કેલ હોય છે.

વરસાદે આજકાલ પોતાનું સમયપત્રક નક્કી કર્યું હોય એમ લાગે છે. બપોર પછી અગર તો સંધ્યા સમયે થોડાક વરસવું, ગમ્મત કરવી અને સૂર્યાસ્ત પહેલાં જ જતા રહેવું એવો એનો હાલ કાર્યક્રમ છે. વરસાદે ધૂળ બધી દબાવી દીધી એ અમારા પૂરતો તેનો સૌથી મોટો ઉપકાર.

કાલે સાંજે ઈશાન્ય દિશાએ ઈન્દ્રધનુષ્ય બન્યું હતું. આકાશના જેવી વિશાળ કમાન બનાવી તે ઊભું હતું. થોડા જ વખતમાં તે એટલું અસ્પષ્ટ થઈ ગયું કે પૂર્વસ્મૃતિને કારણે જ તે ત્યાં જોઈ શકાતું હતું.

આજકાલ સૂર્યનારાયણે પોતે વાદળાં પાછળ સંતાઈ રહીને વાદળાંમાં પડેલાં બાકાંમાંથી પ્રકાશના ધોધ અનેક દિશાથી ફેંકવાનો આરંભ કર્યો છે.

કુદરતમાં પ્રકાશ અને પાણી જ ફક્ત સીધી લીટીઓ દોરી શકે છે પણ તે અસ્થાયી હોય છે. બાકી બધું વર્તુલાકાર જ હોય છે.

* * *

હમણાં હમણાં પાકોળીઓ કેટલે મોટેથી અને કેવા ઉલ્લાસથી ચિત્કાર કરે છે! માણસો મદ્ય પીને આનંદ કરે છે, જ્યારે આ પાકોળીઓ આનંદ પીને ઉન્મત્ત થાય છે અને આખો દિવસ આકાશમાં ભ્રમણ કરીને પોતાનો આનંદ માણે છે. ઈશ્વરે ઊડવાની શક્તિ બક્ષી છે તેનો આનંદ તેમની પાંખમાં કેમે કરી સમાતો નથી. દેવો જેમ એક ક્ષણ પણ થોભ્યા વગર અમૃત પાતા જ રહે છે તેમ આ પાકોળીઓ ક્ષણ પણ થોભ્યા સિવાય આંટાફેરા માર્યા જ કરે છે. ઉપયુક્તતાવાદી કંજૂસ માણસ ભલે એવો સિદ્ધાંત બાંધે કે नहि कुर्यान्निष्फलं कर्म, जल-ताडनवत् । પણ જીવનાનંદ ઓળખનારાં નાનાં બાળકો સૃષ્ટિના અંત સુધી કોઈ પણ જાતનો લાભ જોયા સિવાય જલ-તાડન કર્યા જ કરવાનાં; અને પાકોળીઓ પણ મનમાં કોઈ પણ (બાહ્ય) ઉદ્દેશ રાખ્યા સિવાય આમતેમ આંટાફેરા માર્યા જ કરવાની. આનંદમાં પ્રયોજન? છટ! એવી વાત સરખી ન કરો. આનંદ કંઈ જાતે વૈશ્ય છે?

૩૦–૪–'૩૨

## ૨૯. રંગોનું પરિવર્તન

સફેદ રંગમાં પણ અનેક પ્રકાર હોય છે. ચૂનો, ચોખાનો લોટ અથવા તો ઘઉંનો મેંદો એ બધાનો રંગ સૌથી વધારે સફેદ એમ કહી શકાય. આના મોટા ઢગલા પડેલા હોય ત્યારે પ્રકાશ અને છાયાને લીધે તેમાં મખમલ જેવી છટા આવી જાય છે, તેથી સફેદ રંગ વધારે સુંવાળો અને ઉજ્જવળ દેખાય છે. કાલે સાંજે પૂર્વ તરફ આવા ધવલાતિધવલ રેશમી રંગનાં વાદળાંનો મોટો ઢગલો થઈ ગયો હતો. અને તેમના માથા ઉપર મલમલના જેવું સુંદર છત્ર બાંધવામાં આવ્યું હતું. છત્ર ધીમે ધીમે નીચે ઊતર્યું, અને કમરે બાંધવાના કમરપટા જેવું થયું, અને ત્યાં જ તે નીચે સરી પડ્યું. આ શોભા એવી આહ્‌લાદક હતી કે પરમેશ્વરે આટલું બધું સૌંદર્ય બધાને માટે મફત વેરી મૂક્યું છે એનું હવે શું કરું ને શું નહીં એમ થઈ ગયું હતું. એક આંટો મારીને ફરી જોઈએ તો બધું જ સાવ નવું. જરાય દોડાદોડ કર્યા સિવાય, ગરબડ કર્યા સિવાય તે ને તે જ ઠેકાણે વર્ણમાં, વિસ્તારમાં અને જાડાઈ કે પાતળાઈમાં જોતજોતામાં આટલો બધો ફેરફાર આ કેમ કરી શકે છે એનું ભારે આશ્ચર્ય થાય છે. મુત્સદ્દી લોકોની ભાષા જોતજોતામાં બદલવાથી સામાન્ય લોકો જેમ કુંઠિત થઈ જાય છે તેમ જ આ વાદળાંઓનું રૂપાંતર — રૂપાંતર જ કેમ? સર્વાંતર કહોને — જોઈને ભારે વિસ્મય થાય છે.

ભક્તિ-ભીના અંતઃકરણથી વાદળાંનું દર્શન લેતા લેતા અમે અમારી ઓરડી-ઓમાં પુરાયા. એટલામાં સામેની બરાક ઉપરના આકાશમાં આ વાદળાંઓ પથરાઈ ગયાં અને તેમણે પોતાના રંગમાં પીળી છટાનું મિશ્રણ કર્યું કે તરત જ પ્રથમ દૂધના જેવો રંગ દેખાયો; થોડા જ વખતમાં તેનું રૂપાંતર થઈ તેમાં હાથીદાંતની

છટા આવી. એની શોભા નિહાળીએ છીએ એટલામાં હસ્તીદંત જતો રહ્યો અને તેનું હેદ્દીનું લાકડું બન્યું. તેણે વળી થોડા વખતમાં ફણસના લાકડાની પીળાશ ધારણ કરી. અને ફણસનું અંતે સુવર્ણ થતાં વળી વાર કેટલી! સંધ્યાકાળના શીતળ સમયે પણ સુવર્ણે તપ્ત વર્ણ ધારણ કર્યો. એ જ વખતે દક્ષિણ તરફનાં વાદળાંએ બરાબર ત્રાંબાનો તાંબડો રંગ ધારણ કર્યો. આગળ સોનું અને દક્ષિણમાં ત્રાંબું એ સુંદર દૃશ્ય જોતો હતો એટલામાં તો પેલું ત્રાંબું આ સોનામાં આવીને ભળી ગયું. એટલે સિંદૂરિયો રંગ થવા જતો હતો પણ તેના બદલામાં અભ્રક-ભસ્મની શોભા દેખાવા લાગી. તેમાં કાળાશ ક્યાંથી આવી હશે કોણ જાણે? અને તેથી સામેની બાજુએ જાણે આખી દુનિયામાંના વૈદ્યોને રાજી અને તૃપ્ત કરવા સારુ જ સુવર્ણ માલિનીનો એક આખો પહાડ જ તૈયાર થયો. આટલું કર્યા પછી સંધ્યાને યાદ આવ્યું કે આજે તો શનિવાર છે તેથી હનુમાનજી માટે સિંદૂર તૈયાર કર્યે જ છૂટકો. જોતજોતામાં બધે સિંદૂર જ દેખાવા લાગ્યો.

પણ આ સૂર્યાસ્ત વખતનું સૌંદર્ય કેટલો વખત ટકી શકે! સૂર્ય તદ્દન આથમી જવાની અણી પર આવ્યો તેથી નીચેની કાળાશ ઉપર ઉપર ચડવા લાગી. અને નદીમાં રેલ આવતાં જેમ માણસો કોઈ ઊંચાણ તરફ દોડી જઈ તેનો આશ્રય લે છે તેમ લાલ રંગે વાદળાંની ઉપરની કોરનો આશ્રય લીધો. પણ આ સ્થિતિ પણ કેટલો કાળ ટકવાની? બધે અંધકાર થયો. તેમાં આજે તો વાદળાંને બધાં જ નખરાં બતાવવાં હતાં. આ કાળાં વાદળાંમાં એક બાકું પડ્યું અને તેમાંથી પેલી પારનો આછો પીળો રંગ દેખાયો. જાણે ચંદ્રોદય જ જોઈ લો ને.

હવે તો તદ્દન અંધારું થયું. પણ અંધારામાંયે વીજળીએ પોતાની કરામત બતાવવાનો વિચાર કરી અનેક જાતની ગમ્મતો કરી. આવી અનેક ગમ્મતો ચાલતાં સંધ્યાકાળ ખલાસ થયો, અને રાત્રિનું સામ્રાજ્ય શરૂ થયું. એમાં પણ કંઈ ઓછી મજા ન હતી! કારણ પૂર્વમાં વીજળીના ચમકારા થતા હતા અને તેની ઉપર જ સ્વાતિ અને બીજાં નક્ષત્રો સ્પષ્ટ દેખાતાં હતાં.

પૂર્વ હો કે પશ્ચિમ તેમનું સૌંદર્ય એ વાસ્તવિકપણે તેમનું પોતીકું સૌંદર્ય નથી હોતું. તે તો ભગવાન સૂર્યનારાયણનો કૃપા-પ્રસાદ છે. આ બધી સૌંદર્યસંપત્તિ આપણી પોતાની જ છે એવો જો ભ્રમ થાત તો મનુષ્યપ્રાણી જેટલી જ મૂર્ખતા એમનામાં પણ આવત.

ડાહ્યા ઈસપે એક વાત કહી છે. કોઈ એક ગામમાં ગ્રામદેવતાના મંદિરમાં સ્થાપના કરવા માટે સુથારે એક મૂર્તિ તૈયાર કરી. મૂર્તિ મંદિરમાં લઈ જવાનો એક સમારંભ થયો. દેશના રિવાજ પ્રમાણે મૂર્તિને શણગારીને ગધેડાની પીઠ ઉપર બેસાડી, અને સરઘસ ચાલવા માંડયું. ગર્દભરાજ ચાલવા મંડયા. રસ્તામાં લોકો આવી મૂર્તિને સાષ્ટાંગ પ્રણિપાત કરવા લાગ્યા. વાહનરાજને થયું કે બધા નમસ્કાર પોતાને જ થાય છે. પોતાનું આવું વધેલું મહત્ત્વ જોઈ તેમને થયું કે હવે મારે શા સારુ આગળ ચાલવું? લોકો પોતાની મેળે આવીને મને પગે લાગે છે. પૂજારીઓએ

એની ખૂબ ખુશામત કરી કે, "બાપુ, ચાલો. મોડું થાય છે." પણ બાપુ શાના હાલે? આખરે લોકો કંટાળી ગયા અને બીજું ગધેડું લઈ આવ્યા અને તેને શણગારીને તેના ઉપર તેમણે પેલી મૂર્તિ બેસાડી. હવે પહેલા ગર્દભનું જરાયે મહત્ત્વ રહ્યું નહીં. સરઘસ આગળ નીકળી ગયું અને પાછળ પડી ગયેલા તે ચતુષ્પાદની ગામનાં છોકરાંઓ સારી પેઠે પૂજા કરી. અને આમ આ કેનોપનિષદ પૂરું થયું.

પૂર્વ અને પશ્ચિમ એ અભિમાની દેવતાઓ નથી. તેમને કાયમનું સ્થાન પણ નથી. અને તેમણે કદી अस्माकम् एव अयं महिमा । એવો ગર્વ પણ કર્યો નથી.

૧–૫–'૩૨

## ૩૦. અનંત પ્રકૃતિ

આકાશ અનંત છે, કુદરતની વિભૂતિઓ અનંત છે અને માણસની સર્જક કલ્પના પણ અનંત છે. તો પછી આકાશવર્ણનનો અંત ક્યાંથી હોય? માણસની આવરદા, તેનો ઉત્સાહ અને તેથીયે વિશેષ બીજી વસ્તુઓનું આકર્ષણ એટલી જ માત્ર મર્યાદાઓ. सुर-तरुवर-शाखा लेखिनी पत्रम् उर्वी એમ કરીને બેસીએ તોપણ શબ્દગુણ આકાશના ગુણોનો શબ્દો દ્વારા પાર પમાય નહીં.

માણસની પ્રતિભા અને આકાશમાંનાં વાદળાંની પ્રતિભા એ બે વચ્ચે હરીફાઈ ગોઠવી હોય તો તે અનંત કાળ સુધી ચાલે. માણસની પ્રતિભાને કવિઓએ શારદા નામ આપ્યું છે તેનું કારણ શું હશે? શરદ ઋતુમાં પૃથ્વી અને આકાશની પ્રાકૃતિક શોભા જેમ અપૂર્વ-વસ્તુ-નિર્માણ-ક્ષમ અને નવનવોન્મેષશાલિની હોય છે તેવી જ રીતે સહૃદય માણસની પ્રજ્ઞા પણ હોય છે એવો અનુભવ આવ્યાને કારણે તો નહીં? ગમે તેમ હો, એટલું ખરું કે બાહ્ય પ્રકૃતિ અને હૃદયસ્થ પ્રકૃતિ અભિન્ન છે.

કાલે સાંજે વાદળાંના પ્રચંડ વિસ્તારવાળા ખંડ આકાશમાં તરતા હતા. જાણે ઇંદ્રના વજ્રથી પાંખ તૂટી જવા અગાઉના પર્વતો જ ન હોય! કવિઓ કહે છે કે એકલો મૈનાક પર્વત જ વજ્રની બીકથી દરિયામાં ભૂસકો મારી સંતાઈ ગયો. એનો અર્થ શું એવો સમજવો કે સરજવો કે એક પ્રચંડ મેઘ સમુદ્રમાં તૂટી પડયો? ભારતવર્ષના કવિઓને ઉત્તર સમુદ્રમાંના આઈસબર્ગની – તરતા હિમગિરિની જાણ ક્યાંથી હોય?

આ આટલાં મોટાં વાદળાં જ્યારે ઊડતાં ઊડતાં ઠેઠ માથા ઉપર આવી જાય છે ત્યારે તે પડી જઈ તેમની નીચે પોતે ચગદાઈ જવાની બીક માણસને કેમ લાગતી નથી? કારણ માણસ જાણે છે કે મેઘ કંઈ આકાશમાં ઊડતા પર્વતો નથી. તે તો દેવોની કામધેનુઓ છે. તે જો નીચે ઊતરે તો પ્રેમરસની સ્તન્ય-ધારાઓ જ વહેવડાવવાના. બાળક જેમ માતાને જોઈને બીતું નથી તેમ સૃષ્ટિનાં બાળકો મેઘોને જોઈને લગીરે બીતાં નથી.

૨–૫–'૩૨

# ૩૧. ચંદ્રની કાન્તિ

પરમ દિવસે મળસકે ચંદ્રમા જેમ તેમ કરીને ઊગ્યો એટલામાં એક વાદળાએ એની પાછળ પડીને એને પકડી પાડયો, અને ચંદ્ર હાર્યો. તે દેખાતો પણ બંધ થયો. પણ આવી રીતે ચંદ્રનો પરાભવ કેમ થઈ શકવાનો હતો? ચંદ્રની ગતિ વાદળાં-ની ગતિ જેવી ત્વરિત ન હોય તેથી શું? ચંદ્રની ગતિ સ્થિર છે. તેની પ્રગતિની દિશા નિશ્ચિત છે અને પોતાના માર્ગ ઉપર ટકી રહેવાની એકાગ્રતા અને નિષ્ઠા બેઉ ચંદ્રમામાં છે. વાદળાંએ ચંદ્રને ઢાંકી દીધો તેથી કંઈ તે નાઉમેદ થયો નહીં, અટકી પડયો નહીં, અથવા તો નિસ્તેજ પણ થયો નહીં. જાણે કશું થયું જ ન હોય તેમ તેણે તો પોતાનો પ્રવાસ આગળ ચાલુ જ રાખ્યો. મેઘ વધ્યા, ચારે કોર ફેલાયા; ચંદ્ર તો શું પણ તેનો પ્રકાશ પણ દેખાતો બંધ થયો. પણ આ બધું કેટલો સમય ટકવાનું હતું? પવન બદલાયો, વાતાવરણ બદલાઈ ગયું અને વાદળાં ચારે બાજુએ વીખરાઈ ગયાં. ચંદ્રના ચહેરા ઉપર તો વિજયનું હાસ્ય પણ ન હતું. જાણે કશું બન્યું જ નથી એમ તે ઉપર ચડતો હતો અને ધરતી પર પ્રકાશ પાડતો હતો.

આજે પરોઢિયે ચંદ્ર ઘણો મોડો નજરે પડશે તેની કલ્પના અમને હતી. ગઈ કાલ કરતાં ૪૮ મિનિટ મોડો તે આ જ ઠેકાણે દેખાશે એટલું ગણિત મારી પાસે હતું. તેથી ગીતાપાઠ શરૂ કરતાં પહેલાં અને તે પૂરો થયા પછી પણ આંખો તાણી તાણીને પૂર્વ તરફ જોયું પણ ચંદ્ર દેખાયો નહીં. કોટડી ઊઘડતાં જ બહાર જઈને લાંબા વખત સુધી જોયા કર્યું પણ વ્યર્થ! આજે ચંદ્રદર્શન થયું જ નહીં. ચંદ્ર ૪૮ મિનિટ મોડો ઊગશે એટલું ગણિત પૂરતું ન હતું. ગઈ કાલ કરતાં આજની તેની કલા ક્ષીણ હશે, અને તે ઉપર ચડી આવે તે પહેલાં ઉષાની બધે ફેલાતી પ્રભા તેને ગળી જશે, આ બે બાબતો ધ્યાન બહાર જ રહી ગઈ હતી.

ઈદને દિવસે—શુકલપક્ષની બીજને દિવસે—લોકો ચંદ્રદર્શન માટે કેટલા બધા લાલાયિત હોય છે! અને તે વખત એ અસ્ત પામતો હોય છે તેથી તેનું દર્શન પણ લાંબા વખત સુધી થતું નથી. શિવરાત્રિના ચંદ્રનું તેવું હોતું નથી. તે ઉદીય-માન હોય છે, આખો દિવસ તે આકાશમાં રહેવાનો હોય છે, પણ શિવરાત્રિને પરોઢિયે, લોકો ચંદ્રદર્શન માટે ઉત્સુક થવાનું કયાંય સાંભળ્યું નથી. લોકો શુકલ-પક્ષની વૃદ્ધિની કદર કરવાના. જેની કળા ક્ષીણ થવા લાગી—જેની પડતી થવા લાગી—તેની પાછળ કોણ જાય? તેને કોણ રામરામ કરે? બીજું એક કારણ છે. આપણા લોકો હવે પહેલાંના જેવા ઉષર્‌બુધ રહ્યા નથી. સવારે છ સાડા છ વાગ્યે ઊઠે છે અને તેથી ઉષાના સામ્રાજ્યથી—વધતાં સૌંદર્યકાન્તિથી વંચિત થયા છે.

ઉષ:કાલીન ચંદ્રમાની શોભા કેટલી બધી નિતાંત રમણીય હોય છે એની કલ્પના તેમને તેમના મીઠા સ્વપ્નામાંય આવતી નથી. કમનસીબ ઊંઘણશી બિચારા!

૪–૫–'૩૨

## ૩૨. ગુલાબી ઠંડી

રાત્રે હવે ઉકળાટ સારી પેઠે રહે છે. બહાર પવનની મંદ લહેરો વહેતી હોય છે પણ પવન થોડો જ કેદી છે કે તે અમારી કોટડીમાં આવીને બેસે? પરોઢિયે બહુ સરસ મંદ પવન વાતો હતો. ટાઢને લોકો ગુલાબી કેમ કહેતા હશે? કોણ જાણે. ગુલાબનું ફૂલ સુંદર હોય છે, હસમુખું હોય છે, પણ કસરતને અંતે અથવા સ્નાનને અંતે જ જે તાજગી આપણને મળે છે એવી તાજગી કંઈ ગુલાબનું ફૂલ આપણને આપી શકતું નથી. ગુલાબનું ફૂલ ગમે તેટલું તાજું તાજું હોય તોય તે આપણને તાજગી આપી શકતું નથી. સવારની ટાઢ આપણને તાજગી આપે છે. અને તેથી તેને ગુલાબની ઉપમા શોભતી નથી એમ મને છેક નાનપણથી લાગતું આવ્યું છે. હવે થાય છે કે ગુલાબના ફૂલનો લાલ રંગ જેમ મીઠો ફીકો હોય છે તેવી મીઠી ફીકી ટાઢને ગુલાબી કહેવું એ જ યોગ્ય છે. અને તાજગીનો રંગ તો ગુલાબી જ હોય.

આજે પરોઢિયે વાદળના ગુચ્છો આખા આકાશમાં વેરાયા હતા. સૂર્યની આસપાસ પણ તેઓ ફેલાયા હતા તેથી સૂર્યકિરણની જાણે તોપો છૂટતી ન હોય એવો આભાસ થતો હતો. અને પછી તો એમ લાગતું કે કિરણો બધી બાજુઓથી ઊડતાં હોવાથી તેમાંથી જ આ મેઘના ગોળા ઊડીને દૂર દૂર સુધી જઈને પડે છે. હાલ મહાભારતનું વાચન ચાલુ હોવાથી માથામાં બધાં યુદ્ધવર્ણનો જ ભરાઈ ગયાં છે અને તેથી આકાશમાં પણ સર્વત્ર યુદ્ધો જ નજરે પડે છે—ના, નજરે ચડે છે.

૫–૫–'૩૨

## ૩૩. રંગપંચમી

કાલે સાંજે એક નાનકડું વાદળું જરા વધારે આગળ આવ્યું હતું તેથી સંધ્યાના રંગે ને રંજિત ન થયું. અમાસના ચંદ્રની જેમ તેની પાછલી બાજુ કદાચ પ્રકાશથી સિંદૂરિયા થઈ હોય; પણ તેનું અમારે શું? પણ વાદળું કહેશે, સૂર્ય તરફની મારી જે પ્રકાશિત બાજુ છે તે જ આગળની બાજુ; તમે જુઓ છો તે ખરેખર પાછલી બાજુ કહેવાય. એ ગમે તેમ હો, પહેલાં કદી પણ ન જોયેલો એવો અરંજિત વિરક્ત મેઘ ગઈ કાલે સાંજે અમે જોયો.

રાત્રે કોટડી બદલાયાને કારણે અગ્નિ દિશા તરફનું આકાશ વધારે દેખાવા લાગ્યું. સાંજની પ્રાર્થના પૂરી કરી આકાશ તરફ નજર નાખી. પ્રથમ હસ્તનાં દર્શન

કર્યાં. જાણે આશિષ આપવા માટે જ તે બરાબર માથા ઉપર આવતો હતો. ઈશાન ખૂણા તરફ સપ્તર્ષિમાંના ત્રણ તારાઓ જ અરુન્ધતી સાથે દેખાતા હતા. હવે સપ્તર્ષિઓ જોતી વખતે તેમની પત્નીઓનું રૂપ ધારણ કરનાર સ્વાહા પણ ધ્યાનમાં આવે છે. અરુન્ધતીનો વેશ ભજવવાની હિંમત તેણે કરી નહીં એટલું પ્રખર અરુન્ધતીનું સત્ત્વ હતું તે પણ ફરી ફરી ધ્યાનમાં આવ્યા વગર રહેતું નથી. હસ્ત જોતાં જ જેમ ચિત્રા તરફ નજર જાય છે તેમ અરુન્ધતીને જોતી નજર સ્વાતિ તરફ વળે જ; અને સ્વાતિ અને ચિત્રા એ બે રાણીઓમાંથી કોને માથે કિરીટ વિશેષ શોભશે એની વાટાઘાટ કરતાં કરતાં આપણી દૃષ્ટિ કિરીટમંડળ તરફ વળે જ. આજકાલ કિરીટમંડળ ધનુષના આકારનું કે અંગ્રેજી અક્ષર ડી(D)ના આકારનું દેખાય છે.

વિશાખા આંબાના ઝાડ ઉપર પ્રસરી હતી અને અનુરાધાની વાટ જોતી હતી. છેક દક્ષિણ તરફ ઝીણી નજરે જોયું તો ત્યાં ત્રિશંકુ ડોલતો દેખાયો. ત્રિશંકુના માથા ઉપર વિશાખાના જેવા બે તારાઓ ન હોત તો દક્ષિણી ત્રિશંકુની અર્ધી શોભા ઘટી જાત. "આ જુઓ અભિમાની ત્રિશંકુ સ્વર્ગમાંથી ખરી પડી અંતરાલમાં કેવો લટકે છે" એમ આંગળી વતી ચીંધીને બતાવનાર સ્વર્ગના દ્વારપાળો જય અને વિજય હજી ઊગ્યા ન હતા. થોડીક રાહ જોતાં જ બેમાંથી એક જણે માથું ઊંચું કર્યું. આ તરફ વિશાખાનો આગ્રહ ખૂબ થવાથી અનુરાધા પણ બહાર આવી. સ્વર્ગનો દરબાર સારી પેઠે ભરાયો. પણ રોજ રાત્રે નિદ્રાદેવીનું સામ્રાજ્ય અને તારાઓનું સામ્રાજ્ય એ બે વચ્ચે ભારે ગજગ્રાહ ચાલે છે. દર વખતે તત્પૂરતો વિજય તો નિદ્રાદેવીનો જ થાય છે. તારાઓનું સામ્રાજ્ય સનાતન છે; તેનો અસ્ત તો ભગવાન સૂર્યનારાયણની પ્રભામાં જ થાય છે. પણ તેમાં વિનાશને બદલે કૃતાર્થતા રહેલી છે. એમ જો ન હોત તો દરરોજ સાંજે રાત્રિનો આકાશરૂપી પારિજાત આટલો બધો તાજો અને પ્રફુલ્લિત ન થાત.

* * *

સવારના અથવા સાંજના આકાશમાં રંગપંચમી ઊજવવા માટે વાદળાં હોવાં જ જોઈએ એવો કંઈ નિયમ નથી. ઍડિસન અને સ્ટીલના વખતમાં ઇંગ્લંડની યુવતીઓ પોતાના ચહેરાનું સૌન્દર્ય ખીલવવા માટે ચહેરા ઉપર ઠેકઠેકાણે ચિત્રવિચિત્ર રંગની સાટીન કે મખમલની ટીપકીઓ ચોંટાડતી. આથી ચહેરા ઉપરના ડાઘા અગર નાની નાની ખીલીઓ તો ઢાંકી શકાતી જ પણ સામાન્યપણે ચહેરાનું સૌન્દર્ય તે વખતની કલ્પના પ્રમાણે વધારે દીપી નીકળતું. પણ આવી ટીપકી વિના ચહેરો મોહક નથી થઈ શકતો એમ કોઈ કહી શકે ખરો? મેઘ વગરની હસમુખી ઉષા એ જ એક મોટું સાત્ત્વિક કાવ્ય છે. આજે પરોઢિયે ઈશાન ખૂણા તરફનું આકાશ તદ્દન પાકવાની અણી ઉપર આવેલા બોર જેવું દેખાતું હતું. લીલો રંગ સાવ જતો રહ્યો હોય અને પીળો હજી બરાબર જામ્યો ન હોય એવા સાંધિકાળમાં જે તાજો તાજો ધોળાશવાળો રંગ હોય છે અને જેને જોતાં જ તેનું નવયૌવનમય માર્દવ સહેજ

આજે આકાશે ધારણ કર્યો હતો. આ રંગ પાકટ થતાં વાર લાગતી નથી. જોતજોતામાં ફીકો સોનેરી રંગ તેમાં ભળ્યો. આ રંગ જોઈને આંખને તો આનંદ થાય છે જ પણ તે રંગ પેટમાં પહોંચી જાય તો સારું એવી પાશવી બુદ્ધિ—ખરી રીતે તો પક્ષીબુદ્ધિ—મનમાં જાગે જ છે. સવારે મેના વિશેષ આનંદમાં આવીને લલકારતી હતી તેનું કારણ આવું જ કોઈ હશે? સવારે કાગડો નજરે પડે તો મિષ્ટાન્ન ખાવા મળવાનું, ચાસપક્ષીનાં દર્શન થાય તો મોટી મિજબાનીનો યોગ છે વગેરે શકુનશાસ્ત્ર જિહ્વાપૂજક રસિકોએ તૈયાર કર્યું હોવું જોઈએ. જેમણે ફલાશા કદી છોડી દીધી નથી એવાં પક્ષીઓએ પરોઢિયે ઉષાનો રંગ અમુક જાતનો નજરે પડે તો અમુક જાતનાં ફળ ખાવા મળશે એવું 'ફલ'જ્યોતિષ રચ્યું હશે ખરું?

પણ આજે પરોઢિયાની ખરી શોભા ઈશાન ખૂણામાં જ રૂંધાયેલી ન હતી. પૂર્વનું મધુરું હાસ્ય અત્યંત આકર્ષક હતું. ગુલાબી, ભૂરો અને જાંબુડો એવા મિશ્ર રંગ ઉપર લાવણ્યની પીંછી ફેરવી હોય તો તે જેમ ખીલી ઊઠે તેવો આ રંગ હતો. રંગ જોતાં જ ઉષા સિવાય આવી શોભા બીજા કોઈની ન હોય એવા ઉદ્‌ગાર અંતરમાં ઊઠે છે; છતાં આકાશમાં વાદળાં ન હતાં ત્યારે પણ વાતાવરણ ક્યાંક જાડું, ક્યાંક પાતળું એવો ભેદ જણાઈ આવતો. તેથી પ્રથમ સફરજનની પીળી લાલાશ આકાશમાં છવાયેલી દેખાતી હતી. થોડા વખતમાં જ આ બેય રંગોએ પોતાનું વ્યક્તિત્વ — ભિન્નત્વ — સ્પષ્ટપણે પ્રગટ કર્યું. અને પછી તો પૂર્વ દિશા એ એક પ્રચંડ કાજુનું ફળ છે એમ લાગ્યું. મરાઠીમાં એ ફળને મુરટા કહે છે. એ ફળ સૂર્યોદય પહેલાં જ તોડીને ખાધું હોય તો તેનો રસ કંઈ ઓર જ હોય છે અને તે વિશેષ નિર્દોષ અને પૌષ્ટિક હોય છે. ભૂખ્યા પેટમાં આવું સ્મરણ જાગ્રત થાય તો તેમાં નવાઈ શી?

૯–૫–'૩૨

## ૩૪. દુષ્ટતા કે ગેરસમજ?

સવારે અમારી બરાક ઉપર કાબરોનાં બે જોડકાં બેઠાં હતાં. પરોઢિયાની પ્રસન્નતાથી એ સૂર્યોદયનું અભિવાદન ગાતાં હતાં. એટલામાં સામી બાજુના ઓટલા ઉપરથી એક અલમસ્ત મહાકાય કેદી ઊઠ્યો અને તેણે એક કાંકરો ફેંકી તે પક્ષીઓને ઉડાડી મૂક્યાં અને પોતે પાછો પોતાને સ્થાને જઈને બેઠો.

પક્ષીઓને ઉડાડીને તેને શો લાભ થયો? પક્ષીઓ તેને કોઈ પણ રીતે કનડતાં ન હતાં. પક્ષીઓનું સ્વાતંત્ર્ય જોઈને તેને પોતાનું પારતંત્ર્ય ખાસ સાલતું હતું એમ પણ દેખાતું ન હતું. તો પછી તેણે પક્ષીઓને શા સારુ ઉડાડ્યાં હશે? પક્ષીઓ બિચારાં ગરીબ છે, માણસથી તેઓ બીએ છે. તેની આગળ તેમનું કશું ચાલતું નથી. માણસનો વિરોધ કરીને પોતે કંઈ હક ભોગવી શકે એનું તેમને ભાન સરખું

નથી. જબરદસ્તીથી ડરીને રહેવું, નાસી જઈને જીવ બચાવવો, અને બે ભયની ક્ષણ વચ્ચેનો જે કંઈ શાંતિ કે સમાધાનનો વખત મળે તેટલામાં મળે તેટલા આનંદનો ઉપભોગ લેવો—આ એમનું જીવનશાસ્ત્ર. તેમને કાંકરો મારીને ઉડાડવાથી પેલા કેદીને મનુષ્યના નિર્વિવાદ પ્રભુત્વનો પરિચય ફરી એક વાર થયો એટલું જ. બીજે કોઈ ઠેકાણે મારું 'ભલે કશું ન ચાલે, પણ કંઈ નહીં તો આ પક્ષીઓ તો મારાથી બીએ છે; આ જગતમાં હું પણ કંઈક છું એટલું જ સમાધાન તેને મળ્યું હોવું જોઈએ.

પણ કદાચ હું તે કેદીને અન્યાય કરતો હોઈશ. કારણ તેણે કાંકરો પક્ષી તરફ ફેંક્યો ત્યારે હું પક્ષી તરફ જોતો ન હતો. કદાચ એમ પણ બન્યું હોય કે કોઈ કાગડો કે સમડી કે એવું જ બીજું કોઈ શિરજોર પક્ષી કાબરોને બિવડાવવા સારુ પાસે આવતું હશે અને કેદીએ કાબરો વિશેના પોતાના પ્રેમળ પક્ષપાતથી તેમના રક્ષણ માટે જ એ કાંકરો ફેંક્યો હોય અને હું કારણ વિના તેના ઉપર આ કઠોરતાનો આરોપ કરતો હોઈશ. દુનિયામાં દુષ્ટતા ઓછી તો નથી જ પણ ગેરસમજ તેથીયે વધારે છે.

૭–૫–'૩૨

## ૩૫. કોયલનું બચ્ચું

ગઈ કાલે બપોરે સામેની બૅરેકના છાપરા ઉપર પક્ષીઓ ઉતાવળથી એકાએક ભેગાં થતાં જોયાં. આ નવી પ્રવૃત્તિ શી છે તે જોતાં માલૂમ પડયું કે પક્ષીનું એક નાનકડું બચ્ચું પોતાની ઊડવાની શક્તિનો અનુભવ કરી રહ્યું છે અને ખૂબ સૂંઝાયું છે. તેની પડખે કેટલીક કાબરો હતી અને કેટલાક કાગડાઓ આંટાફેરા મારતા હતા. આ બચ્ચાંની જાત નક્કી કરવામાં અમારી ખૂબ ચર્ચા ચાલી, આખરે પૂંછડી તરફના પીંછાનો આકાર અને ઊડવાના પ્રયત્નમાં જણાઈ આવતો ઉઠાવ એ ઉપરથી નક્કી કર્યું કે આ કોયલનું બચ્ચું હોવું જોઈએ.

કાગડાઓ પાસે આવે એટલે પેલા બચ્ચાને તેમને માટે આત્મીયભાવ લાગતો અને મોં ફાડીને તે તેમની તરફ આતુરતાથી જોતું. તે થોડુંક ઊડવાનો પ્રયત્ન પણ કરતું અને કાગડાઓ તેની આસપાસ ફેરા મારતા. કોઈ પણ પાસે જઈને બેઠો નહીં, ધીમે ધીમે કાગડાઓની સંખ્યા વધી. તેઓ કોયલની આસપાસ ગોળાકાર આંટા મારવા લાગ્યા. હવે આ બચ્ચાનું શું થશે? એને હજુ પાંખભેર ઊડતાં પણ આવડતું નથી. પક્ષીઓનાં સ્મૃતિશાસ્ત્રોમાં કોયલનું માંસ કયાં ક્યાં પક્ષીઓને ખપે તેની અમને ખબર ન હતી તોય અહીં બાજપક્ષી આવવાનો સંભવ નથી, ગીધો પણ અહીં નથી એનું સમાધાન હતું. આકાશમાં ખૂબ ઊંચે બે સમડીઓ ચમકતી હતી પણ તેમનું ધ્યાન આ તરફ ખેંચાયું હોય એમ લાગ્યું નહીં. કોયલનું અસહાય બચ્ચું પકડીને તેને ખાઈ નાખનારો કોઈ ગાયનકલારસિક શકાર પણ અહીં

જેલમાં હોવાનો સંભવ નથી. એટલે કોયલના બચ્ચા વિશે ઝાઝી ચિંતા રહી નહીં. કોયલનું બચ્ચું નજરે પડતાં દુષ્યન્તે જેને ટોણો માર્યો એવી શકુન્તલા યાદ આવ્યા વિના કેમ રહે? ગઈ કાલના બચ્ચાની તે અસહાય સ્થિતિ જોતાં દુષ્યન્તના દરબારમાં શકુન્તલાની સ્થિતિ થયેલી નજર આગળ ખડી થઈ.

सा निन्दन्ती स्वानि भाग्यानि बाला बाहूत्क्षेपं क्रन्दितुं च प्रवृत्ता ।

એટલામાં કાગડાઓએ વિશેષ આગ્રહ કર્યો એટલે પેલું બચ્ચું ઉત્સાહમાં આવ્યું અને તે છાપરાની પાછલી બાજુએ ઊડી ગયું. તે પછી એનું શું થયું તે ન જણાવાને કારણે આ આખા કિસ્સામાંથી આનંદપર્યવસાયી અગર શોકપર્યવસાયી કશું જ કાવ્ય નિષ્પન્ન થયું નહીં. જીવન જેવું જ અનિશ્ચિત અને અપૂર્ણ ગદ્ય બની તે ત્યાં જ અટક્યું.

૮–૫–'૩૨

## ૩૬. લાવણ્ય

मुक्ताफलेषु छायायाः तरलत्वम् इवान्तरा ।
प्रतिभाति यद् अंगेषु तल्लावण्यम् इहोच्यते ।।

આ લાવણ્યની વ્યાખ્યા પ્રથમ મને પૂનાના નગરકરે ૧૯૦૫ કે ૦૬ની સાલમાં સંભળાવી હતી. ત્યારથી મેં તેનો કેટલી વાર ઉપયોગ કર્યો હશે તેનું ઠેકાણું નથી એટલી બધી તે મને ગમી ગઈ. મોતીની ઉપમા, મોતીને પાછી તાજા ફળની ઉપમા અને છાયા કે કાન્તિના તરલત્વની કલ્પના બધું જ સુંદર છે. લાવણ્ય એટલે નિરાગસ યૌવન અને આરોગ્યની કાન્તિ. એ ઉષાના અને સંધ્યાના મુખ ઉપર અખંડ હોય જ. અને તેથી જ આ ઉભય સંધ્યાઓમાં આટલી બધી પવિત્રતા આવી છે. સંધ્યાવંદન કરતાંયે સંધ્યાદર્શન મને હંમેશ વધારે પુણ્યકર લાગ્યું છે. કૉલેજમાં ભણતો હતો ત્યારે શિખા અને જનોઈ, બંનેને રજા આપી હતી એટલે સંધ્યાવંદન તો શી રીતે કરી શકાય? માત્ર ચતુઃશૃંગીના પહાડ ઉપર પ્રભાત અને સંધ્યાનું દર્શન કરવા નિયમિતપણે જતો. હિમાલયના શિખર ઉપર હો કે બેળગુંદીની સીમમાં હો, કારવારના સમુદ્ર-કિનારા ઉપર હો કે સિંહગઢના પવનબુરજ ઉપર હો, સંધ્યાના રંગ જોઈને ઉપાસનાનું વાતાવરણ ન અનુભવ્યું હોય એવું કદી બન્યું નથી.

આજે સાંજે પૂર્વ કે પશ્ચિમ તરફ વાદળાંનું નામ સરખું ન હતું. એટલું જ નહીં પણ વાતાવરણમાં જટાપાતળાનો રજોગુણાત્મક શબલ ભેદ પણ ન હતો. એકસરખો પાતળો સુનેરી રંગ બધે ફેલાયેલો હતો. દૂધમાં તદ્દન માફક આવે એટલું જ કેસર નાખ્યું હોય અથવા ચાંદીના વાસણ ઉપર સરસ રીતે સોનાનો સહેજ ઢોળ ચડાવ્યો હોય તો મનને હરણ કરનારો જે રંગ ઊપજે છે તે જ રંગ સંધ્યાએ ધારણ કર્યો

હતો અને તેમાં સાયંપ્રભાની કાન્તિનું તરલત્વ વિલસતું હોવાથી સૃષ્ટિ જડ નથી પણ તેમાં ચૈતન્ય તત્ત્વ કેવી રીતે એકસરખું સ્ફુરે છે તેનો સાક્ષાત્કાર થતો હતો.

આંટા મારતા મારતા અમે ઉત્તર તરફના ફાટક સુધી પહોંચ્યા. ત્યાં પાર્શ્વ-ભાગમા સંધ્યાનો આ ચકચકાટ અને એની આગળની બાજુમાં કોતરાવેલી એક મોટી શિલાની જેમ પોતાની બધી બાજુઓના સુરેખ આકારનું દર્શન કરાવતું જેલનું કાર્યાલય અંધારામાં ડૂબી જતાં હતાં. ઈમારતનો આ મોટો કળાકૌશલ્યશૂન્ય અને કાળો ખંડ જડતાની સાક્ષાત્ મૂર્તિ જ હતો. ચૈતન્યના પટ ઉપર જડતાની આ વિશાળ મૂર્તિ વધારે વિશાળ દેખાતી હતી અને આ જડ ખંડના કિનારા સુધી આવી પહોંચતી એ ચૈતન્યની પ્રભા વધારે જીવંત લાગતી હતી.

ઉપાસનાનો સમય હોવાથી મેં મનમાં ને મનમાં કહ્યું

जडाय नमः। चैतन्याय नमः। जडाजड-चैतन्याय नमो नमः।

અમારું ચંક્રમણ ચાલુ જ હતું. દક્ષિણ તરફની ભીંત પાસે આવી પહોંચ્યા એટલે અમારો પેલો સ્તૂપાકૃતિ આમ્રવૃક્ષ ધ્યાનસ્થ ચૈતન્યની જેમ અમારું ધ્યાન ખેંચતો હતો અને તેની પાછળના ભાગમાં નાના પીતવર્ણ મેઘ સંધ્યાનું અનુકરણ કરતા હતા. ચિત્રકારોનાં સુંદર ચિત્રોની પ્રતિકૃતિઓ માસિકોમાં આવે છે. તેના જેવા આ મેઘ દેખાતા હતા. ત્રિવર્ણી ચિત્રકળા આજકાલ એટલી બધી ખીલી છે કે માસિકોમાંનાં સારાં ચિત્રો હવે તદ્દન મૂળના જેવાં ઉઠાવદાર દેખાય છે. કેટલેક ઠેકાણે તો તે મૂળ કરતાં પણ ચડી જાય છે. પણ મૂળ ચિત્રમાં પ્રતિભાશાળી ચિતારા-ની પીંછીનું જે જીવંતપણું પ્રતિબિંબિત થયેલું હોય છે તે માત્ર પેલી ઉઠાવદાર પ્રતિકૃતિમાં ઉતારી શકાતું નથી. મૂળ ચિત્ર ગમે તેટલું સાદું હોય તોપણ તેના જીવંતપણાને લીધે તે આદરણીય થાય છે. પોતાના ચિત્રને સુધારીને તેની કોઈ ‘મમી’ બનાવે તો તે ખરો ચિત્રકાર કદી સહન કરશે નહીં.

૮–૫–’૩૨

## ૩૭. સૌન્દર્યદીક્ષા

જન્માષ્ટમીને દિવસે બપોરે મેં બેલગામ છોડ્યું. બેલગામ જેલથી મારી સાબરમતી જેલમાં થઈ હતી. ઘણા દિવસથી જે ચોપડી મળતી નહોતી, તે આજે હાથ આવવાથી ગટેનો યૌવનકાળ જાણી લેવામાં હું ખૂંચ્યો. સ્ટેશન પર કોઈ ઓળખીતું મળ્યું નહીં તેનું જરાયે આશ્ચર્ય ન થયું. એક તો અચાનક નીકળ્યો હતો અને બીજું ઓળખીતા બધા મોટે ભાગે જેલમાં જ હતા. હું તો ‘તરુણ વેર્ટરનાં દુઃખો’ સાથે સમભાવ કેળવવા મથતો હતો અને ટ્રેન પોતાનાં દુઃખો રડતી અને હાંફતી ઉત્તર તરફ પ્રયાણ કરતી હતી. બેલગામની આસપાસની ભૂમિ પ્રત્યે ભક્તિભાવ હોવા છતાં, અને ઘણે દિવસે એનાં મોંઘાં અને ટૂંકાં દર્શન થતાં હતાં છતાં, જર્મનીના કોઈ અજ્ઞાત પ્રદેશનાં પ્રાચીન વર્ણનો વાંચવામાં જ મને વધારે રસ છૂટ્યો હતો!

એટલામાં પશ્ચિમ તરફ સહેજ નજર ગઈ. અને ત્યાં સંધ્યાસમયના વાદળનું એક અજબ દૃશ્ય મેં જોયું. જેણે સાગરની મુસાફરી કરી છે, હિમાલયના મોટા વિસ્તારને પાદાક્રાન્ત કર્યો છે, સૂર્યકિરણોને હંફાવે એવાં ગાઢ જંગલોમાં સંચાર કર્યો છે અને સેંકડો વરસથી પ્રકાશવેગે ધસી આવતા તારકાસૌંદર્યનું પાન કર્યું છે, એ વાદળોના કેવળ વિસ્તારથી કોઈ કાળે ચકિત થવાનો નથી. છતાં તે દિવસનું દૃશ્ય ખરેખર કલ્પનાશક્તિને ચકિત કરે એવું જ હતું.

પોતાનું પ્રાકટ્ય દિવ્ય છે, પાર્થિવ નથી, એ જાણે સ્પષ્ટ કરવા ખાતર ક્ષિતિજથી થોડે ઊંચે સુધી આકાશ ખુલ્લું છોડી, પછી જ વાદળાંઓએ પોતાનું લંબાણ એક છેડાથી બીજા છેડા સુધી તાણ્યું હતું. વચમાં વચમાં આ લંબાણ તળે નાનકડાં વાદળાં ગોઠવાઈ ગયાં હતાં. જાણે પ્રાચીન મંદિરોમાં કોતરેલા વિમાનવાહક યક્ષો! અને નીચલો ભાગ ઉપરના સૌંદર્યના પ્રમાણમાં નીરસ અથવા વિવર્ણ ન લેખાય એટલા માટે સકલ-કલાકૃત્ સૂર્યનારાયણે વાદળાં પાછળથી લાલ રંગની ઝડી છોડી હતી. છતાં આ તો ઉપરના અદ્ભુત રસનું કેવળ મંડાણ જ હતું. ઉપર વાદળાંમાં પહાડનાં શિખરોની હારો એક પછી એક વધતી જાય એવાં સાત પડો દેખાતાં હતાં. લંબાણો અને ઊંચાણો ભેગાં થયાં એટલે ભવ્યતા તો પ્રતીત થવાની જ. પણ જ્યારે એમાં ઊંડાણ ઉમેરાય છે ત્યારે એ ભવ્યતા વિરાટનું રૂપ પકડે છે અને પછી જ્યારે એની સાથે રસસ્નાત થઈ ઐક્ય અનુભવતા થઈએ છીએ ત્યારે આનંદથી એવા તો ગૂંગળાઈ જઈએ છીએ કે જાણે ભવ્યતાના સાગરમાં શિરઃસ્નાન કરાવનાર મોજાં છાતી ઉપર અથડાઈ રહ્યાં છે.

ખરેખર, કેટલાંક વાદળાંઓ બરાબર તેજનાં મોજાંઓ હોય એમ લાગતું હતું. ખગ્રાસ સૂર્યગ્રહણ વખતે સૂર્યની કિનારી ઉપર જે હજારો અને લાખો માઈલની જ્વાળા ઊછળતી દેખાય છે તેની હાલના જ્યોતિષીઓ છબીઓ પાડે છે. કુદરતને થયું હશે કે જન્માષ્ટમીના આનંદમાં આપણે પણ એવી છબી પાડીએ. કેવડાંય મોટાં મોટાં શિખરો અને એ આખાં શિખરોને જ ચાટી ખાવા મથતી એ વાદળાંની જ્વાળા જેવી જીભો!

શાસ્ત્રો કહે છે કે મિષ્ટાન્ન એકલાએ ન ખાવું. શાસ્ત્રો આવી આજ્ઞા ન કરત તોયે હૃદયધર્મ એ સૂચવ્યા વગર રહેત નહીં. મારી સાથે સમાનધર્મી કોઈ જ નહોતું. સાથમાં મારા રખેવાળ કેવળ બે પોલીસો હતા. તેઓ પોતાની વાતોમાં જ મશગૂલ હતા. પોતાને થયેલો આનંદ કોઈ સાથી સાથે વહેંચી લેવાથી આનંદ બેવડાય છે અને છાતી પરનું દબાણ કંઈક હળવું થાય છે, પણ એવો પરિવાર કે એવા પરિજનો અહીં ક્યાંથી આણું? મનમાં થયું, અહીં આટલા બધા મુસાફરો ગાડીમાં બેઠા છે. કેમ કોઈનું ધ્યાન આ અદ્ભુત દૃશ્ય તરફ જતું નથી? વાદળાંની આવી રચના રોજ રોજ જોવા નથી મળતી. આપણા લોકો જીવન-કલહમાં અને સામાજિક કલહમાં એટલા તો દટાઈ ગયા છે કે જીવનમાંની તમામ રસિકતા નિચોવાઈને નષ્ટ થઈ છે.

મનમાં ને મનમાં આવી રાવ ખાતો હતો એટલામાં ઘેટાંનો વેપાર કરવા નીકળી પડેલો એક મુસલમાન મુસાફર વાતો અટકાવી એકાએક બોલી પડયો—'ઓહાહાહા! જુઓ તો આ આસમાન તરફ જરા! નાટકના પડદા જેવો ઘાટ જામ્યો છે.' સાહિત્ય-સંસ્કાર-વિહોણા એ અભણ મુસાફરનું એ વાકય સાંભળી મને અતિશય સંતોષ થયો. આખરે એક તો માનવી જડયો કે જેણે કુદરતના એ કલા-વિલાસની કદર કરી!

નાટકના પડદા વિશેની સૂગ મારા મનથી ગઈ નથી. એમાંનું ચિતરામણ મોટે ભાગે ભમરાળું હોય છે. પણ મેં તરત વિચાર કર્યો કે આ ગરીબોને આપણે કયારેય મળતા નથી. એમની સાથે વિચાર-વિનિમય કરતા નથી. મંદિરોમાં કે બગીચામાં જઈ એમને માટે નવી સંસ્કારિતા ખીલવતા નથી. નવી ઢબે રામલીલા ભજવતા નથી. મનુષ્યજીવનમાં આપણે એમનું પડ નીચલું ને નીચલું જ રાખ્યું છે. ચિંતાદગ્ધ એવા એમના જીવનમાં જો કાવ્યરસ પ્રવેશ કરતો હોય તો સાંજે કોઈ કોઈ વાર એને બારણે સંભળાતી ગઝલો દ્વારા અથવા ચારછ આનાના ખર્ચે જોવાતાં નાટકો દ્વારા. એટલે ઘેટાં જેટલા જ સંસ્કારી એ ઘેટાંના વેપારીના આનંદોદ્ગારમાં જે સ્વાભાવિકતા અને મૌલિકતા હતી એને લીધે એના શબ્દો મારી આગળ સત્ય-સુંદર અને જીવન-ગંભીર થયા હતા. મારા આનંદના એ પ્રાકૃત સાથીને સાંભળી, અને પાછળથી જોઈ હું કૃતાર્થ થયો. ટ્રેન તો દોડતી હતી. વાદળાં ઘડી ઘડીમાં નવાં નવાં પાસાંઓ, નવી નવી માયાથી દેખાડતાં હતાં. એટલામાં ઠેકાણે ઠેકાણે વરસાદથી બનેલા છીછરા પણ બહોળા પાણીનાં ખાબોચિયાં આવ્યાં. એમાં નિર્મળ જીવન કયાંથી જ હોય! એમાં ઊંડાણ ન મળે, પણ જીવનના ધર્મને સમજીને એમણે પોતાનું વદન કવિના માનસની પેઠે સરળ અને ગ્રહણશીલ રાખ્યું હતું. એટલે આકાશની અનંતતા, વાદળાંની ભવ્યતા અને સંધ્યાની સુવર્ણતાનો આબેહૂબ ચિતાર તેઓ બતાવી શકયાં. અને એટલા વખત પૂરતી તો એ ત્રણેની મહત્તા પણ ધારણ કરી શકયાં. ઉપર આકાશમાં અને ધરતી પર પાણીમાં એ અદ્ભુત રસ સવળો અને અવળો દોરાયેલો જોઈ હું ફરી ઉત્તેજિત થયો. એ ઉત્તેજના લાંબો વખત રહી. પણ ઉત્તેજનાથી માણસ અંતે થાકી જાય છે. એટલે એ થાક ઉતારવા માટે સાંજની પ્રાર્થનામાં ડૂબી જવાનું મેં પસંદ કર્યું—विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निस्पृहः । निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ।। ખરેખર કળાની ભવ્યતામાં માણસને નિષ્કામ, નિર્મમ અને નિરહંકાર બનાવી જીવન્મુક્તની પેઠે વગર લોભે વિચરતો કરવાની શક્તિ હોય છે.

૨૪-૯-'૩૨

# ૩૮. તારા-શિખર

રાત્રે પશ્ચિમ તરફ માથું કરીને સૂઈ ગયો. તેથી દક્ષિણના તારાઓ જોવાને બદલે પૂર્વ તરફના ઊગતા તારાઓ જોવા પામ્યો. મોટી દીવાલ પાછળ રાતના અંધારામાં હિમાલયના એકાદ સુંદર શિખર જેવું લાગતું લીમડાનું ઝાડ ઊભું છે. એની ડાળો અને એને આશ્રયે શોભતાં બીજાં ઝાડો મળીને બધું પિરામિડ જેવું દેખાય છે.

[જે લોકોની દૃષ્ટિ અંતર્મુખ થઈ છે તેઓ દૂરનું સ્પષ્ટ જોઈ શકતા નથી. તેઓ સ્પષ્ટ જોઈ શકે છે કાં તો એમની ચોપડીઓ અથવા દૂરના આકાશનાં વાદળાંઓ—બાકી બધું એમને માટે કાવ્ય જેટલું અસ્પષ્ટ રહેલું હોય છે. અંગ્રેજીમાં આવી દૃષ્ટિને ભલે ટૂંકી દૃષ્ટિ કહેતા હોય, પણ ખરું જોતાં એ ટૂંકી નથી, એ કાવ્યમય દૃષ્ટિ છે; એ ક્રાન્તદર્શી ભલે ન હોય; પણ અંતર્મુખ તો જરૂર છે. દિવસ અને રાત ચોપડીઓ વાંચી વાંચીને કેળવેલી દૃષ્ટિ અંધ થઈ નથી ત્યાં સુધી ઓછામાં ઓછી અંતર્મુખ તો હોવી જ જોઈએ. ખેર.]

આછી નજરે સામેનો લીમડો પૃથ્વીના યૌવનના પુંજ જેવો દેખાય છે. અને પિરામિડ જેવો એ કર્કશ નથી, એ વિશેષ આનંદની વાત છે. મરી ગયેલાના વૈભવનો પિરામિડ ક્યાં અને નિત્યયૌવનની ધ્વજારૂપ આ વનસ્પતિસૃષ્ટિ ક્યાં. રાત્રે જ્યારે બધે નિસ્તબ્ધ હતું, સાબરમતી સ્ટેશનનાં એંજિનો પણ બોલતાં નહોતાં, આકાશનાં વાદળાંઓ તારાઓને સંતાકૂકડી રમાડતાં નહોતાં એવે વખતે ઊંઘ ભાંગી અને એ નિંબ-શિખર નજર આગળ મહાન થયું. આછું કાળું આકાશ અને એના પર ઉઠાવદાર દેખાતી આ ઝાડની ઘેરી કાળાશ ઊંઘમાં ફરી ફરી પ્રગટ થતાં સ્વપ્નાં જેવી દેખાતી હતી; પણ આ કાળાશનો ઢગલો શો સંદેશો આપી શકે! આછા આકાશથી ઘેરાયેલું હોવાથી એનાથી બિહામણું થવું અશક્ય હતું, એટલે આકર્ષક છતાં એ બાહ્ય સ્વપ્નું સૂચનશૂન્ય રહ્યું હતું. એટલામાં ટોચના પાંદડાને માથે એક તારા ચડી બેઠી. જોતજોતામાં સ્ફૂર્તિના દડાની પેઠે એ આકાશમાં ચડી અને કહે, "બોલો શો સંદેશો જોઈએ છે, હું જ તમારો સનાતન સંદેશો છું. મને નિહાળો અને જીવનમાં જે કાંઈ જોઈતું હોય તે પામી લો. શાંતિ અને તેજ, ક્રાન્તિ અને પ્રગતિ, ભક્તિ અને સમાધાન જે કંઈ જોઈતું હોય તે લઈ લો અને કૃતાર્થ થાઓ." મેં કહ્યું, "એ તો બધું તમે આપો જ છો—હંમેશાં આપો છો, મારે પોતાને માટે કશું જોઈતું જ ન હતું; મારે મન સામેનું શિખર અલૂણું હતું, મૂંગું હતું, અનાથ હતું, એ કૃતાર્થ થાય એટલું જ જોઈતું હતું. તમે આવ્યાં, એ કાલિમા ધન્ય થઈ; કૃતાર્થ થઈ અને લાવણ્યવતી થઈ. સહેજ ઊંચે ચડો—જરાક, જરાક; હવે બરાબર—એટલે આ શિખરના બંને બાજુના ઢાળના પ્રમાણમાં બેસશો

અને પૃથ્વીના માતૃ-હૃદયના સ્તન્ય જેવાં દેખાશો. બસ એ જ પ્રેમનો ફુવારો જોઈતો હતો.''

સવારે પાંચ વાગ્યે સૃષ્ટિમાં કોને કાવ્ય નથી સૂઝતું? અંતઃસૃષ્ટિના શોધક ઋષિઓ અને બાહ્યસૃષ્ટિના શોધક વિજ્ઞાનશાસ્ત્રીઓનાં મનમાં દીર્ઘકાલીન ધ્યાન પછી જ્યારે કંઈ એકાદ સાર્વભૌમ કલ્પના જાગે છે ત્યારે એમના વદન પર જે આશા અને પ્રસન્નતા, મહત્તા અને ઉત્સાહ પ્રગટ થાય છે તે જ બધું પૂર્વ દિશાના મોઢા ઉપર બ્રાહ્મમુહૂર્તે દેખાવા લાગે છે. એની જાદુઈ અસર ચરાચર ઉપર થાય છે. કાલ-નિદ્રામાંથી જાગતા સત્યવાનના મોઢા ઉપર જેમ ફરી કળા જામવા લાગી અને તેથી સાવિત્રીના હૈયામાં આનંદ સ્ફુરવા લાગ્યો, તેવી જ રીતે સૃષ્ટિ ઉપર પ્રભાતની આશા પથરાવા લાગી અને દ્વિજગણોને એકદમ ગાવાનું સૂઝયું. પ્રથમ શરૂઆત કરી કોયલે—કૂ—કૂ, એ સાંભળી મોર ટહુકયો—માઆઆઉ, માઆઆઉ. કાબર કહે, ''મારી પાસે તો ગાયનનું સંગ્રહાલય છે. હું તો જાતજાતના અવાજ કાઢું.'' પણ એ ચાંચલ્ય પેલા હોલા ભગતને ન રુચ્યું. એણે તો ઊઠતાંવેંત પ્રભુ તું, પ્રભુ તું, શરૂ કર્યું, જાણે એનો પ્રભુ એના 'વિશ્વાસના ઠરાવ'ની રાહ જોઈ બેઠો હતો, અને એ ન મળે તો સૃષ્ટિનું કારભારું કરવાની હિંમત ખોઈ એ અધિકાર ત્યાગ જ કરત. મોર, ચકલી, હોલા, કબૂતર, કોયલ અને કાબર બધાં જ બોલે એટલે કાગડાને થાય કે મારા ધૈવત વગર એ સપ્ત-સ્વરનું સંગીત પૂરું નહીં થાય, એટલે એણે પણ પોતાનું અસ્તિત્વ ગાવા માંડ્યું. ઍંજિનનો સાદ હંમેશાં કાવ્યવિહીન હોય છે કેમ કે એનું સર્જન જ કાવ્યવિહીન છે, પણ આ વૃંદમાં એ ભળે છે ત્યારે એ સાદમાં પણ એક લહેક ઉમેરાય છે અને પરિણામે વૃંદ-ગાયન વધારે સમૃદ્ધ થાય છે.

જેમ જેમ આ ગાયનનો નશો વધતો જાય તેમ તેમ મારા ચંક્રમણનો વેગ વધતો જાય, પગલાં લાંબાં લાંબાં પડતાં જાય. જૂની ટેવને લીધે હાથનો અંગૂઠો ચારે આંગળાંની સાથે જાપ જપતો જાય અને જાણે આજનો દિવસ અત્યંત મહત્ત્વનો છે, જે પરમતત્ત્વનું અખંડ ધ્યાન ધરીએ છીએ તે આજે જ મળવાનું છે એવો વિશ્વાસ, એવી ઉત્કટતા, અને એવું અદમ્ય સૂચન હૈયામાં ભરાતું જાય.

* * *

વાતાવરણ બદલાયું. મનમાં બીજી જ વિચારધારા ચાલી. અન્યાયનો પ્રતિકાર શા માટે કરવો જોઈએ? માતાનાં બે બાળકો માંહોમાંહે લડે છે, દૂબળો ચિડાઈને ઊંચે સાદે પોતાની દુર્બળતા ઢાંકવા માગે છે, મોટો ભાઈ એ ઉદ્ધતાઈ ન સહન થવાથી એની છાતીમાં મુક્કો મારે છે. દૂબળાની શક્તિ તે કેટલી! એણે ચીસ પાડી. બે હાથે છાતી ચાંપી લઈ ત્રણ વાર ઊભો અને ત્રણ વાર બેઠો. મા એ બધું જોઈ રહી છે. એના મનમાં ન્યાયબુદ્ધિ નથી, શાસન કરવાની વૃત્તિ નથી; તેને તો બંને વહાલા જ છે. બંનેમાંથી એકેને રોકવાની તેની શક્તિ નથી. એનું સામર્થ્ય તો પોતાના લાડકા દીકરાઓનો એ વિખવાદ જોઈ દુઃખી થવામાં અને એ પ્રસંગ

# ૩૮. તારા-શિખર

રાત્રે પશ્ચિમ તરફ માથું કરીને સૂઈ ગયો. તેથી દક્ષિણના તારાઓ જોવાને બદલે પૂર્વ તરફના ઊગતા તારાઓ જોવા પામ્યો. મોટી દીવાલ પાછળ રાતના અંધારામાં હિમાલયના એકાદ સુંદર શિખર જેવું લાગતું લીમડાનું ઝાડ ઊભું છે. એની ડાળો અને એને આશ્રયે શોભતાં બીજાં ઝાડો મળીને બધું પિરામિડ જેવું દેખાય છે.

[જે લોકોની દૃષ્ટિ અંતર્મુખ થઈ છે તેઓ દૂરનું સ્પષ્ટ જોઈ શકતા નથી. તેઓ સ્પષ્ટ જોઈ શકે છે કાં તો એમની ચોપડીઓ અથવા દૂરના આકાશનાં વાદળાંઓ—બાકી બધું એમને માટે કાવ્ય જેટલું અસ્પષ્ટ રહેલું હોય છે. અંગ્રેજીમાં આવી દૃષ્ટિને ભલે ટૂંકી દૃષ્ટિ કહેતા હોય, પણ ખરું જોતાં એ ટૂંકી નથી, એ કાવ્યમય દૃષ્ટિ છે; એ ક્રાન્તદર્શી ભલે ન હોય; પણ અંતર્મુખ તો જરૂર છે. દિવસ અને રાત ચોપડીઓ વાંચી વાંચીને કેળવેલી દૃષ્ટિ અંધ થઈ નથી ત્યાં સુધી ઓછામાં ઓછી અંતર્મુખ તો હોવી જ જોઈએ. ખેર.]

આછી નજરે સામેનો લીમડો પૃથ્વીના યૌવનના પુંજ જેવો દેખાય છે. અને પિરામિડ જેવો એ કર્કશ નથી, એ વિશેષ આનંદની વાત છે. મરી ગયેલાના વૈભવનો પિરામિડ ક્યાં અને નિત્યયૌવનની ધ્વજારૂપ આ વનસ્પતિસૃષ્ટિ ક્યાં. રાત્રે જ્યારે બધે નિસ્તબ્ધ હતું, સાબરમતી સ્ટેશનનાં એંજિનો પણ બોલતાં નહોતાં, આકાશનાં વાદળાંઓ તારાઓને સંતાકૂકડી રમાડતાં નહોતાં એવે વખતે ઊંઘ ભાંગી અને એ નિંબ-શિખર નજર આગળ મહાન થયું. આછું કાળું આકાશ અને એના પર ઉઠાવદાર દેખાતી આ ઝાડની ઘેરી કાળાશ ઊંઘમાં ફરી ફરી પ્રગટ થતાં સ્વપ્નાં જેવી દેખાતી હતી; પણ આ કાળાશનો ઢગલો શો સંદેશો આપી શકે! આછા આકાશથી ઘેરાયેલું હોવાથી એનાથી બિહામણું થવું અશક્ય હતું, એટલે આકર્ષક છતાં એ બાહ્ય સ્વપ્નું સૂચનશૂન્ય રહ્યું હતું. એટલામાં ટોચના પાંદડાને માથે એક તારા ચડી બેઠી. જોતજોતામાં સ્ફૂર્તિના દડાની પેઠે એ આકાશમાં ચડી અને કહે, "બોલો શો સંદેશો જોઈએ છે, હું જ તમારો સનાતન સંદેશો છું. મને નિહાળો અને જીવનમાં જે કાંઈ જોઈતું હોય તે પામી લો. શાંતિ અને તેજ, ક્રાન્તિ અને પ્રગતિ, ભક્તિ અને સમાધાન જે કંઈ જોઈતું હોય તે લઈ લો અને કૃતાર્થ થાઓ." મેં કહ્યું, "એ તો બધું તમે આપો જ છો—હંમેશાં આપો છો, મારે પોતાને માટે કશું જોઈતું જ ન હતું; મારે મન સામેનું શિખર અલૂણું હતું, મૂંગું હતું, અનાથ હતું, એ કૃતાર્થ થાય એટલું જ જોઈતું હતું. તમે આવ્યાં, એ કાલિમા ધન્ય થઈ; કૃતાર્થ થઈ અને લાવણ્યવતી થઈ. સહેજ ઊંચે ચડો—જરાક, જરાક; હવે બરાબર—એટલે આ શિખરના બંને બાજુના ઢાળના પ્રમાણમાં બેસશો

અને પૃથ્વીના માતૃ-હૃદયના સ્તન્ય જેવાં દેખાશો. બસ એ જ પ્રેમનો ફુવારો જોઈતો હતો.”

સવારે પાંચ વાગ્યે સૃષ્ટિમાં કોને કાવ્ય નથી સૂઝતું? અંતઃસૃષ્ટિના શોધક ઋષિઓ અને બાહ્યસૃષ્ટિના શોધક વિજ્ઞાનશાસ્ત્રીઓનાં મનમાં દીર્ઘકાલીન ધ્યાન પછી જ્યારે કંઈ એકાદ સાર્વભૌમ કલ્પના જાગે છે ત્યારે એમના વદન પર જે આશા અને પ્રસન્નતા, મહત્તા અને ઉત્સાહ પ્રગટ થાય છે તે જ બધું પૂર્વ દિશાના મોઢા ઉપર બ્રાહ્મમુહૂર્તે દેખાવા લાગે છે. એની જાદુઈ અસર ચરાચર ઉપર થાય છે. કાલ-નિદ્રામાંથી જાગતા સત્યવાનના મોઢા ઉપર જેમ ફરી કળા જામવા લાગી અને તેથી સાવિત્રીના હૈયામાં આનંદ સ્ફુરવા લાગ્યો, તેવી જ રીતે સૃષ્ટિ ઉપર પ્રભાતની આશા પથરાવા લાગી અને દ્વિજગણોને એકદમ ગાવાનું સૂઝ્યું. પ્રથમ શરૂઆત કરી કોયલે—કૂ—કૂ, એ સાંભળી મોર ટહુકયો—માઆઆઉ, માઆઆઉ. કાબર કહે, “મારી પાસે તો ગાયનનું સંગ્રહાલય છે. હું તો જાતજાતના અવાજ કાઢું.” પણ એ ચાંચલ્ય પેલા હોલા ભગતને ન રુચ્યું. એણે તો ઊઠતાંવેંત પ્રભુ તું, પ્રભુ તું, શરૂ કર્યું, જાણે એનો પ્રભુ એના ‘વિશ્વાસના ઠરાવ’ની રાહ જોઈ બેઠો હતો, અને એ ન મળે તો સૃષ્ટિનું કારભારું કરવાની હિંમત ખોઈ એ અધિકાર ત્યાગ જ કરત. મોર, ચકલી, હોલા, કબૂતર, કોયલ અને કાબર બધાં જ બોલે એટલે કાગડાને થાય કે મારા ધૈવત વગર એ સપ્ત-સ્વરનું સંગીત પૂરું નહીં થાય, એટલે એણે પણ પોતાનું અસ્તિત્વ ગાવા માંડ્યું. ઍંજિનનો સાદ હંમેશાં કાવ્યવિહીન હોય છે કેમ કે એનું સર્જન જ કાવ્યવિહીન છે, પણ આ વૃંદમાં એ ભળે છે ત્યારે એ સાદમાં પણ એક લહેક ઉમેરાય છે અને પરિણામે વૃંદ-ગાયન વધારે સમૃદ્ધ થાય છે.

જેમ જેમ આ ગાયનનો નશો વધતો જાય તેમ તેમ મારા ચંક્રમણનો વેગ વધતો જાય, પગલાં લાંબાં લાંબાં પડતાં જાય. જૂની ટેવને લીધે હાથનો અંગૂઠો ચારે આંગળાંની સાથે જાપ જપતો જાય અને જાણે આજનો દિવસ અત્યંત મહત્ત્વનો છે, જે પરમતત્ત્વનું અખંડ ધ્યાન ધરીએ છીએ તે આજે જ મળવાનું છે એવો વિશ્વાસ, એવી ઉત્કટતા, અને એવું અદમ્ય સૂચન હૈયામાં ભરાતું જાય.

* * *

વાતાવરણ બદલાયું. મનમાં બીજી જ વિચારધારા ચાલી. અન્યાયનો પ્રતિકાર શા માટે કરવો જોઈએ? માતાનાં બે બાળકો માંહોમાંહે લડે છે, દૂબળો ચિડાઈને ઊંચે સાદે પોતાની દુર્બળતા ઢાંકવા માગે છે, મોટો ભાઈ એ ઉદ્ધતાઈ ન સહન થવાથી એની છાતીમાં મુક્કો મારે છે. દૂબળાની શક્તિ તે કેટલી! એણે ચીસ પાડી. બે હાથે છાતી ચાંપી લઈ ત્રણ વાર ઊભો અને ત્રણ વાર બેઠો. મા એ બધું જોઈ રહી છે. એના મનમાં ન્યાયબુદ્ધિ નથી, શાસન કરવાની વૃત્તિ નથી; તેને તો બંને વહાલા જ છે. બંનેમાંથી એકેને રોકવાની તેની શક્તિ નથી. એનું સામર્થ્ય તો પોતાના લાડકા દીકરાઓનો એ વિખવાદ જોઈ દુ:ખી થવામાં અને એ પ્રસંગ

બિલકુલ પસંદ ન હોવા છતાં બંને પરનું વહાલ વધારવામાં જ હતું. માની આંખે ઝળઝળિયાં આવ્યાં. દૂબળાને પાસે લઈ એ પંપાળવા લાગી, પણ મોટાને એક શબ્દથી અથવા એક નજરથી એને ધિક્કારવાનું સૂઝ્યું નહીં. માના દુ:ખે મોટો પીગળ્યો અને શરમાયો. પોતાની ભૂલ કબૂલ કરતાં એનો અહંકાર આડે આવ્યો. પણ એ બદલાયો તે કાયમનો બદલાયો. અન્યાયનો પ્રતિકાર કરવા કરતાં અન્યાયથી જો આપણે ખરેખરા અને પૂરેપૂરા દુ:ખી થઈ શકીએ અને તે અન્યાયને કારણે તે અન્યાય કરનાર પ્રત્યે પણ વહાલ વધારી શકતા હોઈએ તો બીજું કશું નથી જોઈતું. ન્યાયશક્તિ કરતાં પ્રેમશક્તિ શ્રેષ્ઠ છે.

**સાબરમતી, '૩૨**

## ૩૯. વર્ષાન્તે વસંત

કવિઓ કહે છે કે, "વરસાદ પડયો, એટલે કોયલનો કંઠ બગડયો જ." જૂના જમાનામાં આમ બનતું હશે. પણ આજના જમાનાનું તો બધું જ વિપરીત. તેથી જ મુંબઈના કાગડા સુદિ-વદિનો પણ કશો વિચાર કર્યા વગર રાત્રે ફરવા નીકળે છે.

એ જ હિસાબે હમણાં સાબરમતીની કોયલો વૈશાખનો વાસંતિક રાગ છેડીને ભાદરવાને આમંત્રણ આપી રહી છે. આ વર્ષે વરસાદે પડવાની મણા રાખી ન હતી; તે કારણે કોયલોએ, કાગડાના સમાજમાં પડી હોય તેમ, તદ્દન મૌન ધારણ કર્યું હતું; પણ જો ઋતુનું ઋતમ્ ન ટક્યું તો કોયલનો વાંક શો? હવામાં હવે જૂન મહિનાની યંત્રણા દાખલ થઈ છે. આંક બોલતાં ભૂલ થાય ત્યારે છોકરાઓ જેમ ફરી પહેલેથી શરૂ કરે છે; તે જ ઢબે વાદળાંઓએ જાણે ચોમાસાની ફરી પહેલેથી તૈયારી કરવાની હોય એવો જ ઘાટ ઘડયો છે. એ જ બફારા, એ જ વાયરા, એ જ અકળામણ, અને એ જ અસ્થિરતા. આટલી બધી તૈયારી થયા પછી ગાયન-દીક્ષિત કોકિલાઓ ફરી પહેલેથી 'કૂઉ-કૂઉ' શરૂ કરે તેમાં જરાયે આશ્ચર્ય નથી. ગ્રીષ્મથી ધવાયેલો કાલિદાસ કહે છે: ગાઢી છાયામાં બપોરે સૂઈ જવું, માટલાનું ઠંડું ઠંડું પાણી પીવું, અથવા સુભગ જળાશયોમાં બતક-લીલા કરવી અને અંતે જ્યારે સૂરજ આથમી જાય અને ગરમ થયેલી પૃથ્વી પોતાનું ક્ષમાવ્રત યાદ આવતાં શાંત પડે, ત્યારે જ ગ્રીષ્મનો સાચો આનંદ આપણને મળે છે.

આ તો ગ્રીષ્માવતારની વાત થઈ, પણ જ્યારે ગ્રીષ્મ પણ નાચી નાચીને થાકી જાય છે અને વર્ષાકાલ પોતાનું મહત્ત્વ પ્રાણીઓના મન પર ઠસાવવા જ્યારે પોતાની ભઠ્ઠી તપાવી દે છે, ત્યારે તો સાંજનું પણ ગજું નથી કે માણસને કંઈ સંતોષ આપે, કે રાહત આપે. અરધી રાત સુધી પાપડની પેઠે અવળા-સવળા થઈએ ત્યારે માંડ ઊંઘ આવે અને આપણે કેટલું ઊંઘ્યા એનો કંઈ વિચાર મનમાં

આણીઓ એટલામાં પો ફાટી જાય. એવે સમયે જો શાંતિ હોય, આહ્‌લાદ હોય, ઉત્સાહ અને સ્ફૂર્તિ હોય તો સવારના ચાર વાગ્યાથી નાસ્તાના સાત વાગ્યા સુધી જ. જેમ ગ્રીષ્મના દિવસો પરિણામ-રમણીય હોય છે, તેમ ગ્રીષ્મકાળ પણ પરિણામ-રમણીય જ હોય છે, પણ તે ઉષઃકાલે.

આજકાલની સવારો ગ્રીષ્માંતની ઉષા જેવી જ રમણીય છે અને તેથી આટલો વરસાદ ખસ્યા પછી પણ સીઠું-મધુરું ગાવાનું કોયલને સૂઝે છે. કોયલ પંચાંગના ઋતુકાળને વફાદાર નથી. એનો અંતરાત્મા નક્કી કરે ત્યારે જ દુનિયામાં વસંત હોય છે. આજે સવારે વાદળાં કંઈ જુદાં જ હતાં, કોયલને શંકા થઈ કે વખતે વસંત ન પણ હોય. એટલે જેમ માણસને કોઈ બાબતમાં બુદ્ધિથી પૂરેપૂરી ખાતરી હોય છતાં આત્મવિશ્વાસ ન હોય એવે વખતે બોલ્યા વગર તો રહેવાતું નથી, અને જોરથી અવાજ નીકળતો નથી, એ જ ઢબે કોયલો પણ પોલું પોલું બોલતી હતી. પંચમનો સૂર તો બરાબર. રાગ, શુદ્ધ વસંતનો, પણ એ મુક્ત કંઠે ગવાતો નહોતો. કંઈક મન મારીને, અવાજ દબાવીને ફરી ફરી સાશંક થઈને એ ગાતી હતી. અને હું એનો એ જ ભાવ ધારણ કરી, માનવીના આદર્શ જીવનનું, નારાયણસ્વરૂપનું, પુરુષોત્તમનું, સનાતન લીલાનું ધ્યાન કરતો હતો.

ચંદ્ર ઊગ્યો, શુક્ર ચળકયો, વાદળાંને કારણે આસમાનમાં મૃગલાનાં પગલાં ઘડીકમાં એક દેખાય અને ઘડીકમાં બીજું દેખાય. આખરે ધ્યાન તૂટયું, કોયલનો અવાજ પણ બંધ થયો અને નીરવ શાંતિ અંતર્બાહ્ય પથરાઈ ગઈ.

૩૦–૮–’૩૨

## ૪૦. મધ્યાહ્‌નનું કાવ્ય

વેદમાં બપોરનું વર્ણન છે એવું તો કોઈ ઠેકાણે નહીં આવ્યું હોય. બપોર એક મોટું શિકારી કૂતરું છે અને તે આકાશમાં દોડે છે. એણે જીભ બહાર કાઢી છે. એમાંથી જવાળા નીકળે છે. એ કૂતરું કોનું કહેવાય? સૂર્યનું કે એના દીકરાનું? યમાજી ભાસ્કર હમેશાં કૂતરાં લઈને ફરે છે, પણ એને ચાર ચાર ડોળા હોય છે! ભાસ્કરરાવ પાસેથી જ એને એ કૂતરાં મળેલાં હોવાં જોઈએ. પોતે બાર આંખ-વાળા એટલે ચાર આંખિયાં કૂતરાં એમની પાસે જ હોય.

બપોરને કૂતરાંની ઉપમા આપનાર નવો કવિ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય છે. એના Feast of Youth (યૌવનની મિજબાની) નામના કાવ્યસંગ્રહમાં એવો જ ચિતાર જોવાને મળે છે. કવિ ત્રિભુવન વ્યાસે પણ બપોરનું વર્ણન આપવાનો પ્રયત્ન કર્યો છે. જોકે આજની બપોર અનુભવ્યા પછી ઋતુસંહારમાં આવેલું ગ્રીષ્મનું વર્ણન જ ધ્યાનમાં આવે. બપોરના ત્રાસથી ત્રાસેલો ઉંદર નાગની ફણાની છાયા શોધતાં પણ

સત કસવા ખાતર ચંડ ભાનુને પ્રચંડ તપાવ્યો હતો. છતાં હરિશ્ચન્દ્રનું સત તો ન જ ઓગળી ગયું પણ કોમળ રોહીદાસ પણ એથી ન ચળ્યો એ વાત જુદી.

એવા જ પ્રખર તડકામાં મારે નાનપણમાં એક વાર ઉઘાડે પગે દવા લાવવા જવું પડયું હતું. મ્યુનિસિપાલિટીના ફાનસના થાંભલાઓ અને ઘરની દીવાલો કંજૂસ-ની પેઠે પોતાની છાયા પોતાના પગ તળે દબાવીને જ ઊભાં હતાં, એટલે મારા પગને છાયાનો આશ્રય ક્યાંથી મળે? રસ્તા પરથી ગયેલાં પરોપકારી પશુઓએ છાણના પોદળા નાખ્યા હતા. એ આવે એટલે ક્ષણને માટે એના ઉપર જઈને ઊભો રહેતો. એની ઠંડક કેટલી મીઠી લાગતી! પગે બાઝીને એનાં જો સુકાયેલાં છાણાં થાત તો જરૂર એ પાદત્રાણ(ચંપલ)ની ગરજ સારત. એવે વખતે છાણ એ વસ્તુ ગંદી જેવી લાગતી નથી. સૂગ કે સૌંદર્ય આખરે વસ્તુગત નથી પણ ભાવનાગત છે.

તે દિવસે તડકા ઉપર હું છેલ્લો ચિડાયો. ત્યાર પછી હું હંમેશાં તડકા ઉપર પ્રેમ જ કરતો આવ્યો છું. એ પરિવર્તન શાથી થયું એ જાણવું મુશ્કેલ છે. વખતે ‘ત્રાટિકા’ નાટકમાં પ્રતાપરાવ પોતાની નવોઢા વધૂને તડકામાં ચાંદરણું કહીને લઈ જાય છે એની સાથેના સમભાવને લઈને થયું હોય તો કોણ જાણે! પણ એમ ન હોય. સાચે જ તડકાનો રંગ મને ખૂબ ગમે છે. કેટલીક વસ્તુઓ પ્રત્યે આપણે તટસ્થ નથી થઈ શકતા તેથી તેનું સૌંદર્ય ગુમાવીએ છીએ. બિહારમાં તળાવ ઉપર લાલ રંગની લીલ બાઝે છે. તેથી અંજીરી રંગના ગાલીચાની કેટલી અનેરી શોભા ફૂટે છે! પણ અંદર જવા જતાં તો પગ જ લપસે છે; અને વળી એ પીવા લાયક હોતું નથી. માટે એનું સ્મરણ કરીને માણસ દિવેલિયું મોઢું કરે છે. માણસ ઉપયોગિતાના ખ્યાલમાંથી ઊગરી ન જાય ત્યાં સુધી સૌંદર્યનું હાર્દ સમજી ન શકે.

મારી દલીલ એ છે કે જે તડકામાં કુમળાં ફૂલો પણ ખીલે છે તે તડકાનો વાંક તમે શી રીતે કાઢી શકો? જે તડકો કેળના પેટમાંનું પાણી પણ લૂંટતો નથી તેને ત્રાસદાયક કહો શા હિસાબે?

તડકો પુરજોશમાં પડતો હોય તે વખતે આકાશની શોભા ખાસ જોવાલાયક હોય છે. ભેંસો દૂધ દેતી વખતે જેમ આંખ મીંચીને નિસ્તબ્ધ ઊભી રહે છે તેમ આકાશ તડકાની સેરો છોડતું જ રહે છે. ન મળે વાદળાં, ન મળે ચાંદલો. ચાંદો હોય તોયે વાસી રોટલાના કકડા જેવો ક્યાંક પડયો હોય. બધે એક જ રસ ફેલા-યેલો હોય છે. એને વીરરસ કહીએ કે રૌદ્ર? હું તો એને શાંત રસ જ કહું! શાંત રસ શીતળ જ શા માટે હોય? તપ્ત કેમ ન હોય?

ઉનાળાના દિવસો પરિણામે રમણીય હોય છે એવું પ્રમાણપત્ર આપવાની કશી જરૂર નથી. બપોરે પણ એ કાંઈ ઓછા રમણીય નથી હોતા. માત્ર એ રમણીયતા પારખવાની આંખો જોઈએ છે એટલું જ. ખરે બપોરે રસ્તાઓ જાણે પહોળા થાય છે, ગામ ગામ વચ્ચેનું અંતર વધે છે; શહેરમાં હજીયે વધારે વસ્તી માઈ શકે એવો ભાસ થાય છે; અને જાણે ઈશ્વરની એ લીલા આગળ ચરાચર સૃષ્ટિ તો શું પણ માનવપ્રાણી પણ સ્તબ્ધ થઈ જાય છે.

તડકાની લહેજત પારખે છે એકલો પવન. એ સુખેથી ફાવે તેમ દોડે છે. નદીઓ પર પણ દોડે છે અને ટેકરીઓ ઉપરથીયે દોડે છે. સમુદ્ર હોય કે રણ હોય, એને દોડતાં જરાયે મુશ્કેલી પડતી નથી. એને કંઈ છાણાંનાં પગરખાં શોધવાં નથી પડતાં. એ જઈ જઈને વૃક્ષોને પૂછે: 'કેમ મજામાં છો ને?' ઊંઘણશી ઝાડો માથું ધુણાવીને જવાબ વાળે છે: 'કેમ નહીં? કેમ નહીં?' આકાશની સમડીઓ પણ તડકાના રસમાં મજા માણે છે. જરાયે ઉતાવળ કર્યા વગર ગોળ ગોળ ફરતી એ ઉપર ચડે છે અને પછી એટલી જ ધીરજથી નીચે ઊતરે છે. જાણે પ્રશાંત સાગરનાં યાત્રી વહાણો.

આવા તડકામાં જો મુસાફરીનો પ્રસંગ આવે તો શરૂઆતમાં ઘડી અધઘડી જે તકલીફ થાય તે ખરી, પણ એક વાર પરસેવો છૂટયો એટલે પછી એવો તો આનંદ આવે છે કે જાણે તળાવમાં નહાતા હોઈએ. હા, પગ તળે રેતી હોય તો પગનાં બિસ્કિટ થાય ખરાં. પણ એ વાંક કાંઈ તડકાનો નથી. अन्यस्मात् लब्धपदो नीचो प्रायेण दुस्सहो भवति । रविरपि न दहति तादृक् यादृक् दहति वालुका-निकरः ।। માણસ ધારે તો એનો ઉપાય કરી શકે છે. રજપૂતાનાના લોકો જોડા પહેરે છે એમાં ઉપરની નાની જીભને ઠેકાણે મોરની કળા જેવું મોટું ચામડું જ બેસાડી દે છે. રેતીમાં ચાલતાં રેતી તો ખૂબ ઊડવાની, પણ આ કળાને લીધે પગ બચી જાય છે. રજપૂતો એને શું કહે છે કોણ જાણે. અરસિક અંગ્રેજો એને Sand guard (રેતીરક્ષક) કહેવાના. હું તો એને ખાસડકળા કહું.

સવારસાંજ કરતાં બપોરે આકાશનો રંગ કંઈક આછો હોય છે એથી જ તડકો આટલો શોભે છે. ખગ્રાસ ગ્રહણ વખતે તડકો કાળાશ પડતો થાય છે, અને આકાશ પણ એવું ગમગીન દેખાય છે કે એને આશ્વાસન આપવા માટે તારાઓને પણ દોડી આવવું પડે છે. એના કરતાં તો ચોમેર ફેલાયેલું ફિક્કું આકાશ હજારગણું સારું. અને એમાં જો પાતળાં વાદળાં આવી જાય તો તો સંગેમરમરની શોભા જ જોઈ લો.

પણ તડકાનો આનંદ પ્રત્યક્ષ મળતો હોય તે વખતે શબ્દો લખવાનું પણ સૂઝવું ન જોઈએ. લાંબું લખીએ તો લેખિની પણ સુકાઈ જવી જોઈએ. પછી કવિ વિલિયમ કૂપર વિલાપ કરે તોપણ શાહી વિના તે લખાય કયાંથી?

શાંતિનિકેતનમાં ઉનાળાના દિવસો હતા. ખરે બપોરે કવિશ્રીને મળવા ગયો હતો. મેં એમને કહ્યું, 'કઅવસરે આવીને આપને તકલીફ આપું છું.' એમણે કહ્યું, 'તમે પણ તકલીફ ઉઠાવી છેસ્તો.' મેં કહ્યું, 'ના, મને તો તડકો ગમે છે; હું તો એનો આનંદ લૂંટું છું.' આ સાંભળતાંવેંત કવિશ્રી એકાએક પ્રસન્ન થયા અને કહે, 'હેં, તમને પણ તડકામાં આનંદ આવે છે? હું તો ખૂબ તડકો હોય છે ત્યારે બારી આગળ આરામખુરશી નાખીને લૂમાં નાહું છું. મને એમાં ખૂબ જ આનંદ આવે છે. પણ હું તો માનતો હતો કે એવો શોખીન હું એકલો જ છું.' મેં બીતાં બીતાં વિનોદ કર્યો: 'રવિને પોતાનો તડકો ન ગમે તો તે કયાં જાય!'

૨૯-૫-'૩૦

# ૪૧. વર્ષાવતાર

વીસ દિવસ થયાં આ વરસાદ ગયો છે ક્યાં? એણે જરાક આવીને આશા બતાવી, એમાંથી ઉત્કંઠા પેદા થઈ છતાંય એ ન આવ્યો એટલે આકળામણ થઈ. આકળામણે નિરાશાનું રૂપ લીધું, અને અંતે હૃદયે એ નિરાશાને પણ વિસ્મૃતિમાં ધકેલી દઈ પોતાની સ્વાભાવિકતા મેળવી. ગયે વર્ષે પડેલો વરસાદ જેટલો જૂનો ગણાય તેટલો જ વીસ દિવસ પહેલાંનો વરસાદ હવે જૂનો થયો છે. વંટોળિયો, પવન, ધૂળનાં ઝાપટાં, ગરમીનો બફારો — એ બધું જાણે ઓછું જ હોય તેમ અળાઈઓએ આવીને બધાને અસ્વસ્થ કરી મૂક્યા. પેટમાં ન માય એવી કોઈની છાની વાત સાંભળ્યા પછી જે અસ્વસ્થતા અનુભવાય છે તેવી જ અસ્વસ્થતા આ અળાઈને કારણે થાય છે. રાત્રે પવનનું વાવાઝોડું આવ્યું એમાં ધૂળની હેલી. આ 'કોરો વરસાદ' તાપ કરતાં પણ વધારે અકળાવનારો હોય છે. પણ એની સામે ફરિયાદ કોની આગળ કરાય? રાત ગઈ, સવાર આવી અને એની સાથે અસહ્ય છતાં સહન કરવો પડતો તાપ આવ્યો. આટલા તાપમાં મિજાજ ઠેકાણે રાખવાનું કામ કેટલું અઘરું છે? એ કાં તો હિંદુસ્તાનનો દુર્દૈવી ખેડૂત જાણે અથવા દર ઉનાળે કાંઈક ને કાંઈક ગાંડપણ કરી બેસનાર હિંદુસ્તાનની ગોરી સરકાર જાણે. પણ જો દરેક વસ્તુને અંત હોય છે તો આ તાપને અંત કેમ ન હોય? તાપના ત્રાસથી વિશ્વવ્યાપી વિષ્ણુનું હૈયું (આકાશ) પીગળ્યું. ઘનશ્યામે વાદળાં મોકલ્યાં. જગન્મિત્ર પવને પૂરતી મદદ કરી અને આભમાંથી વરસાદ તૂટી પડ્યો.

શો એ ક્ષણનો ઉન્માદ! ઝાડો ડોલવા લાગ્યાં, પક્ષીઓ મહાલવા લાગ્યાં, ધૂલિધૂસર આકાશ નાહીને સાફ થયું અને અભિતપ્ત ધરા, જેટલો વરસાદ આવે તેટલો ધરાયા વિના પીવા લાગી. જ્યાં ત્યાં સંતોષ સંતોષ અને સંતોષ.

ઉનાળાના તાપથી અકળાયેલી સૃષ્ટિને જાણે હસતી હોય તેમ કોયલો આખો ઉનાળો મધુર કંઠે ગાતી હતી. તેમને વરસાદ કેવો રુચ્યો તે જાણવું મુશ્કેલ છે, પણ હજીયે વરસાદનું પાણી એમને 'રુજાકર' નીવડ્યું ન હતું. એટલે એમ માનવાને વાંધો નથી કે કોયલોને પણ પંચમ સ્વર જેટલો જ શુદ્ધ આનંદ થયો હતો.

સાચો વર્ષાવતાર તો આજે જ ગણાય. તે દિવસે વરસાદ પડ્યો હતો ખરો, પણ તે વર્ષાઋતુની આગાહી કરવા નહીં. પરંતુ હજી વરસાદની શરૂઆત થઈ નથી, હજી ઘણી વાર છે એમ કહેવા માટે જ એ આવ્યો હતો એમ હવે જણાય છે. કોઈ દેણદાર લાંબા વખત સુધી પૈસા પાછા ચૂકવે નહીં અને આપણી ધીરજ ખૂટે એટલે એક દિવસ અચાનક દર્શન દઈ ઠાવકું મોઢું રાખીને 'તમારા પૈસા મારે આપવા છે, હું ભૂલી નથી ગયો, હો. જરાક હાથ છૂટો થશે તો ચારછ

મહિનામાં જરૂર સગવડ કરીશ અને તમારા અરધા પૈસા તો ઓણ સાલ આપવાની આશા રાખું જ છું, પછી તો ઈશ્વર જાણે.' એમ કહી દે પછી આપણી જે દશા થાય તેવી જ દશા પેલા વરસાદે કરી હતી.

૧૦–૬–'૩૦

## ૪૨. ચોમાસું માણીએ!

વરસાદના દિવસ આવી ગયા! હવે આકાશના દેવો વાદળોની ચાદર ઓઢીને ચાતુર્માસમાં મોટે ભાગે સૂવાનું જ કામ કરશે. જેમ આપણે કોઈ કોઈ વખત રાતે ઊંઘમાંથી જાગીને તારાઓને જોઈએ છીએ, '(જો ખુલ્લામાં સૂતા હોઈએ તો') તેમ એ આકાશના દેવો પણ કોઈ કોઈ વખત રાતે પોતાની ચાદર ખસેડીને, આપણે કેમ છીએ તે જોઈ લે છે. પરંતુ કોઈ પણ પંચાંગ અથવા વાયુશાસ્ત્રી કહી નથી શકતા કે આવું દેવદર્શન આ દિવસોમાં કઈ રાત્રિએ અને ક્યારે થઈ શકે છે.

'દેવોનું કાવ્ય' ચાર માસ માટે બંધ થઈ ગયું તેથી કુદરતનું કવિત્વ ઓછું જ બંધ થઈ ગયું છે! વાદળોને જ લઈએ. મેઘવિદ્યા કંઈ થોડા મહત્ત્વની નથી. એમાં જાણવાની વસ્તુઓ પણ બહુ છે અને કલ્પનાવિહાર માટે પૂરતો અવકાશ છે. આ દિવસોમાં સવારસાંજનાં વાદળોનો કેવો આનંદપુંજ હોય છે! પ્રકૃતિના દરબારનો વૈભવ વ્યક્ત કરવાનું કામ તો એમનું જ છે. ઉષા અને સંધ્યા બંને પોતાના આનંદમાં મસ્ત રહે છે અને રોજ રોજ નવો નવો વિલાસ બતાવે છે. જે ચિત્રકાર છે એમણે આ રંગોની પ્રતિકૃતિ બનાવી સંઘરવી જોઈએ; જે કવિ છે એમણે વાદળોના વિલાસ પર કવિતાઓ લખીને આપણો શબ્દવિલાસ એમનાથી ઓછો નથી એ સિદ્ધ કરવું જોઈએ; અને જેઓ કેવળ સ્વાનંદ-મગ્ન મૂક રસિક છે તેમણે સવાર અને સાંજ આ દેવીઓનું દર્શન કરીને પોતાના હૃદયને આનંદ-ભોજન આપી પરિપુષ્ટ કરવું જોઈએ. મેઘોને જોઈને ઇંદ્રધનુષ્યનો ઉપાસક એકલો મોર જ શા માટે મસ્ત બને? હરેક મનુષ્યનો અધિકાર છે કે તે વિના મૂલ્યે મળનાર આ દૈવી આનંદ-સુધા સવારસાંજ પ્રાર્થનાની સાથે હજમ કરે.

વરસાદના દિવસ આવી ગયા છે! જ્યાં જ્યાં વરસાદ પડે છે ત્યાં ત્યાં માબાપોએ પોતાનાં બાળકોને લઈ જઈને જમીન ક્યાં કેટલી ઊંચી છે, પાણી ક્યાંથી કેવી રીતે વહે છે, પહાડ અને ટેકરા પરથી માટી કેવી વહી જાય છે અને પાણી ઉચ્ચનીચનો ભેદ દૂર કરવાને કેવો પ્રયત્ન કરે છે એ બધું એમને બતાવવું જોઈએ. આ ખેલમાં કેવળ બચપણનો જ આનંદ છે એમ નથી. જો છોકરાં બચપણમાં જ પાણીના વહેણનું અધ્યયન કરશે તો હિંદુસ્તાનને માટે અત્યંત આવશ્યક એવી એક રાષ્ટ્રીય વિદ્યાનો એટલે કે ભગીરથવિદ્યા—નદી નહેરોને કાબૂમાં લાવવાની વિદ્યા—નો

તેઓ પ્રારંભ કરશે. હિંદુસ્તાન દેશ જેટલો દેવમાતૃક[1] છે તેટલો જ નદીમાતૃક[2] પણ છે. તેથી જ પર્જન્યવિદ્યા (મીટીઓરોલૉજી) અને ભગીરથવિદ્યા (સાયન્સ ઑફ રિવર ટ્રેનિંગ) બંને આપણી રાષ્ટ્રીય વિદ્યાઓ છે. જ્યારે સાચી અને સંપૂર્ણ રાષ્ટ્રીય વિદ્યાપીઠોની સ્થાપના થશે ત્યારે મોટા મોટા વરુણાચાર્યો અને ભગીરથાચાર્યો આપણા દેશમાં નિર્માણ થશે અને બીજા દેશોના લોકો હિંદુસ્તાનમાં આવીને અહીંથી ભગીરથવિદ્યા અને પર્જન્યવિદ્યા શીખી જશે.

વરસાદના દિવસો આવી ગયા! વનસ્પતિસૃષ્ટિની અને કીટસૃષ્ટિની સમૃદ્ધિ આ વખતે જ જોવી જોઈએ. વનસ્પતિવિદ્યા અને કીટવિદ્યા જો વધારવી હોય તો દેશના નવયુવકોમાં બચપણથી જ આ વાતો પ્રત્યે પ્રેમ પેદા કરવો જોઈએ. લાલ મખમલ ઓઢેલા ઇન્દ્રગોપથી માંડીને 'જાદુઈ ટૉર્ચ' સાથે રાખનાર આગિયા સુધીના બધા કીટોનો આકાર, રંગ, એમનો સ્વભાવ, એમનો આહાર, એમનું કાર્ય,—આ બધાનું નિરીક્ષણ કરવું જોઈએ. હિંદુસ્તાનની વનસ્પતિઓનું તો પૂછવું જ શું? શારદા અને અન્નપૂર્ણા, શાકંભરી અને જગધાત્રી બધી દેવીઓનું સ્મરણ કરીને વનસ્પતિવિદ્યાનો આ દિવસોમાં પ્રારંભ કરવો જોઈએ.

જુલાઈ, ૧૯૩૯

## ૪૩. તારાનો આહાર

સાંજે સૂરજ આથમી ગયો ત્યારે તે સાવ થાકી ગયેલો દેખાતો હતો. એનું તેજ ઝાંખું પડ્યું હતું. પહાડની પાછળ ઊતર્યા પછી એણે પોતાના રશ્મિનો સમૂહ કર્યો. અંધારું થયું અને રાત્રિનું વિશાળ કદંબ ફૂલવા લાગ્યું. પારિજાતના ઝાડ ઉપર જેમ ફૂલોની બહાર આવે તેમ નક્ષત્રો ફૂલવા લાગ્યાં. આખી રાત ચકમક, ચકમક ચળકયા જ કરે. અંતે રાત પૂરી થઈ.

સવારે સૂરજનો આવવાનો વખત થયો. પણ બિચારો તેજ કયાંથી આણે? અને ઝાંખો જ ઊગે તો બિચારાની આબરૂ જાય. તમને ખબર છે? ચંદનઘોને જેમ લાંબી દૂર્વાના અંકુર જેવી બે જીભો હોય છે તેમ સૂરજને પણ લાંબી લાંબી અસંખ્ય જીભો હોય છે. એમને કિરણ કહે છે. સાડાત્રણ ચાર વાગ્યાથી એ પોતાની જીભો બહાર કાઢી તારાઓ ચાટતો જાય છે. પ્રથમ તો ઝીણા ઝીણા તારાઓ એની જીભોને ચોંટી જાય છે. પછી આકાશના આ છેડાથી બીજા છેડા સુધી જીભ લંબાવી તે બધા તારાઓ વીણી વીણી ગળી જાય છે. નવલખ તારાનું તેજ ગળી એ તેજસ્વી થાય છે, અને પ્રસન્ન થઈને પૂર્વ દિશાને વીંધીને બહાર નીકળી આવે છે. સૂરજ નીકળ્યા પછી પણ કોક કોક વાર શુક્ર બચી જાય છે. શુક્ર આગળ દોડે અને સૂરજ એને પકડવા ચડતો રહે. બધા તારાઓ ગયા છતાં પોતે રહ્યો છે, એ જોઈને અહંકારમાં

૧. દેવમાતૃક દેશ — કેવળ આકાશમાંથી વરસતા પાણી પર આધાર રાખી ખેતી કરનાર દેશ.

૨. નદીમાતૃક દેશ — ખેતી માટે નદીનહેરો પર આધાર રાખનાર દેશ.

આવીને પોતાને જ 'શુક્રિયા અદા' કરે છે. એટલામાં એ પણ ખવાઈ જાય છે. अहंकारी व्रजत्यघ: । . . .

અહીંની ઠંડી ગઈ હતી તો ક્યારની. ખૂબ દૂર ગઈ હતી. પણ એનું કંઈક પાછળ રહી ગયું હશે તે લેવા એ ફરી આવી. આઠ દિવસ થયાં એની એ શોધ ચાલતી હતી!

બે દિવસ થયાં વાદળાંઓ અહીંના આકાશનાં મહેમાન થયાં છે અને આકાશે પણ ઉદારતાથી કહ્યું કે આખું ઘર તમારું જ છે.

ફેબ્રુઆરી, ૧૯૨૫

## ૪૪. લુચ્ચો વરસાદ

હું તો હવેથી આ વરસાદ સાથે નથી રમવાનો. એ બહુ લુચ્ચો છે.

બપોરે હું સૂઈને ઊઠયો ત્યારે બારણાં બંધ હતાં. બહાર વરસાદ વરસતો હતો તેનો અવાજ આવતો હતો. મને લાગ્યું કે તે હસે છે. ખરેખર એના અવાજ ઉપરથી તો તે હસતો જ જણાતો હતો. હું દોડતો દોડતો બહાર તેની સાથે રમવા માટે ગયો. ત્યાં જઈને જોઉં છું તો ભાઈસા'બ ધોધમાર રુએ છે!

પરમ દહાડે બપોરે હું તેની સાથે ખૂબ રમ્યો. પણ જતી વખતે મેં એને કહ્યું કે આવતી કાલે સવારે તો મારે નિશાળે જવું છે માટે તું બપોરે આવે તો આપણે ખૂબ રમીએ. પણ એ લુચ્ચો તો સવારે જ આવ્યો. ભલે, એ જો સવારે વહેલો આવ્યો હોત તો એનું બહાનું કાઢીને નિશાળે તો ન જાત! પણ એનો વિચાર તો મને ખાસ પજવવાનો જ હતો એટલે એ વહેલો શાનો જ આવે? અમે લગભગ નિશાળે પહોંચવા આવ્યા ત્યારે રસ્તામાં જ મળ્યો અને બોલ્યો, "ચાલો રમવા." એ તે કેમ બને?

નિશાળે જતાં વાર થઈ તેથી મારની બીકે હું ધ્રૂજતો હતો. મહેતાજીને લાગ્યું કે હું વરસાદ સાથે લડયો અને પલળીને ઠરી ગયો તેથી ધ્રૂજતો હોઈશ.

વરસાદનો સ્વભાવ પણ કેટલો વિચિત્ર! જ્યારે જ્યારે એની સાથે રમવા જાઉં છું ત્યારે એ કદી સીધી રીતે રમતો જ નથી. પોતે પહેલો પડે છે અને પછી મને પણ સાથે પાડે છે. એ પડે છે ત્યારે એને તો કંઈયે વાગતું નથી. પણ મને તો વાગે છે. અને વળી મારાં કપડાં પણ બગડે છે તે વધારાનું. મારું દુ:ખ જોઈને મોઢેથી તે હસે છે અને આંખેથી રુએ છે!

રાત્રે પણ એ નિરાંતે નથી સૂતો. મેં એને કેટલીય વાર કહ્યું કે ઉનાળામાં આવજે. તડકો બહુ પડે ત્યારે તારી સાથે રમવું મને બહુ ગમે. પણ ઉનાળામાં તો એ ભાઈ ભાગ્યે જ પધારે છે.

કોઈ દહાડો બહાર જતી વખતે જો હું સાથે છત્રી લેતાં ભૂલી ગયો હોઉં તો એ જરૂર આવવાનો. પણ જો હું મારી પેલી નવી સ્વદેશી છત્રીનો ભાર સાથે ઉપાડીને ફરું તો એ દૂરથી જ ડોકિયું કરે.

મોર સાથે પણ એ એવા જ ચાળા કરે છે. ભલેને મોર એની તરફ જોઈ જોઈને એને આખો દહાડો બોલાવ બોલાવ કરે; પણ એ આવે જ નહીં. અને પછી ઓચિંતો આવીને એટલા જોસથી એના પર હસતો હસતો કૂદી પડે કે મોરનાં સુંદર આંખોવાળાં પીછાં ભીંજવી નાખે અને એની બિચારાની બધી શોભા બગાડી નાખે.

ચકલીને પણ એનો તોફાની સ્વભાવ નથી ગમતો. કૂકડો તો એનાથી ત્રાસી જ જાય છે. ગાય-બળદને પણ એ એમ જ હેરાન કરે છે. બકરાં તો એનાથી એટલાં ગભરાય છે કે વાત ના પૂછો.

બસ, એક બતક અને ભેંસ એ બે એનાથી ખુશ ખુશ રહે છે. પણ હું તો નથી ધોળી બતક કે કાળી ભેંસ. માટે હું તો હવે આજથી વરસાદ સાથે રમવાનો નથી.

૧૯૨૨ (?)

## ૪૫. શિયાળાનો સંદેશો

માણસના શરીરમાં હાડકાં હોય છે તેમ નસો પણ હોય છે. વૃક્ષોની સ્થિતિ પણ તેવી જ છે. વૃક્ષોની ઉપરની છાલ ચામડીનું તેમ જ નસોનું કામ કરે છે. અંદરનું લાકડું, હાડકાંને સ્થાને છે.

વૃક્ષની છાલ જો પૂરેપૂરી ઉતારી નાખવામાં આવે તો તે તરત સુકાવા લાગે છે અને મરી જાય છે. વૃક્ષની જીવનશક્તિ એટલી વિપુલ છે કે છાલને ખૂબ નુકસાન પહોંચાડવામાં આવે તોપણ તે જમીનનો રસ નીચેથી ઉપર સુધી પહોંચાડવાનું કામ કોઈ ને કોઈ રીતે કરતું રહે છે. પણ જો છાલ પૂરેપૂરી ઊખડી જાય તો ઝાડને માટે મરવાનું જ રહે છે.

કાશ્મીરમાં ચિનારનાં મોટાં મોટાં વૃક્ષ હોય છે. ચિનાર એટલું ઘટાદાર, સુંદર અને ભવ્ય હોય છે કે તેને વૃક્ષસમ્રાટ જ કહેવું જોઈએ. વડ અને પીપળા કરતાં પણ મોટું અને એરંડાનાં પાંદડાં કરતાં પણ મોટાં પાંદડાંવાળું આ વૃક્ષ એકલું, એક ધર્મશાળાની ગરજ સારે છે. ચિનારનું એક જ વૃક્ષ ત્યાંના ખેડૂતોની ભારે દોલત ગણાય છે. જો કોઈને પોતાના પાડોશીની સાથે દુશ્મનાવટનો બદલો લેવો હોય તો રાતના જઈને તેના (પાડોશીના) ચિનારના વૃક્ષ ઉપર કમરબંધ – કંદોરા – ની જેમ કાપ મૂકે છે. આમ કરવાથી નીચેની છાલ નીચે રહી જાય છે અને ઉપરની ઉપર. વચમાં બે ઇંચ જેટલું જ અંતર પડેલું હોવા છતાં આવડા મોટા વૃક્ષનું રુધિરાભિસરણ એકદમ બંધ થઈ જાય છે અને વૃક્ષ જોતજોતામાં સુકાઈ જાય છે. તેને બચાવવાનો કોઈ ઇલાજ હોતો નથી. વૃક્ષનો પ્રાણ તેની છાલમાં છે.

આમ હોવા છતાં કુદરતમાં દર શિયાળે વૃક્ષની છાલ તોડવાની વ્યવસ્થા હોય છે. જ્યારે વૃક્ષ એક છોડવાના રૂપમાં હોય છે ત્યારે તેનો આકાર પણ નાનો હોય છે અને તેની છાલ પણ પાતળી હોય છે. છાલનું બંધન એવું ને એવું જ રહે તો પછી વૃક્ષ વધે શી રીતે? તેથી શિયાળાના દિવસોમાં જેમ બાળકોના ગાલ અને

હાથપગની ચામડી ફાટી જાય છે તેવી જ રીતે વૃક્ષોની છાલ પણ શિયાળાના દિવસોમાં ફાટી જાય છે અને અંદરના વૃક્ષને વધવાની સગવડ મળે છે. છાલના બંધન વિના વૃક્ષ જીવી શકતું નથી અને તે બંધનને તોડયા વિના—ઢીલું કર્યા વિના—વૃક્ષ વધી શકતું નથી. ફેર માત્ર એટલો જ કે જ્યારે દુશ્મન છાલ કાપી નાખે છે ત્યારે તે ઉપર નીચેનો સંબંધ તોડી નાખે છે અને કુદરત છાલને તોડી નાખે છે ત્યારે જેવી રીતે વાંસ ફાટી જાય છે તેવી રીતે છાલને ફાડી નાખી મૂળનો પાંદડાં સાથેનો જે સંબંધ છે તેને અબાધિત રાખે છે.

મનુષ્યસમાજ અને તેની સંસ્થાઓનું પણ એમ જ છે. સમાજના આદર્શ, નિયમ, કાયદા, શિષ્ટાચાર વગેરે બાબતો સમાજજીવનની છાલ છે. તેમને લીધે સમાજનું બહારની આબોહવાથી રક્ષણ થાય છે અને સાથે સાથે નીચેથી ઉપર અને ઉપરથી નીચે જીવનરસ પહોંચાડાય છે. જો આ વ્યવસ્થા તૂટી જાય તો મનુષ્યસમાજ તથા મનુષ્યની સંસ્થાઓનો નાશ થઈ જાય. પરંતુ આ આદર્શો, નિયમો, કાયદા તથા શિષ્ટાચારોમાં સમય સમય પર ફેરફાર થાય તે આવશ્યક છે. નાનાં નાનાં બાળકો જેમ જેમ વધતાં જાય છે તેમ તેમ તેમનાં કપડાં બદલવાં પડે છે. નાનપણમાં કપડાંને બદલવામાં ન આવે તો તે ફાટી જાય છે અને ફાટી ન જાય તો શરીરવિકાસમાં નડતરરૂપ થાય છે. કુદરતને ત્યાં કપડાંનું કામ નથી. છાલ, ચામડી અને કવચથી ત્યાં કામ લેવાય છે. તેમાં પણ વધવાની સગવડ રાખેલી છે. નાના કાચબાની પીઠનું કવચ પણ નાનું હોય છે. કાચબો મોટો થાય છે ત્યારે તેની પીઠની ઢાલ પણ મોટી થાય છે. જે વધે નહીં તે કાં તો સડી જાય છે અથવા સુકાઈ જાય છે.

કુદરતનો આ સાર્વભૌમ નિયમ છે. કુદરતે ટાઢના દિવસો એ માટે જ રાખ્યા છે. ટાઢ લાવીને કુદરત શરૂઆતમાં ઉપરનાં ઢાંકણને સંકોચે છે તથા મજબૂત બનાવે છે અને પછી તેને તોડી નાખીને ઢીલું બનાવે છે.

માણસે પણ સ્થિરતા અને પ્રગતિ એ બે પરસ્પરવિરોધી પરંતુ પરસ્પરપોષક તત્ત્વોનો સમન્વય કરવો જોઈએ.

**ફેબ્રુઆરી, ૧૯૪૧**

# ૪૯. છૂટેલાં રમતિયાળ પાંદડાં

**(નાગપુર જેલની વાસરીમાંથી)**

પતઝડ, પાનખર કે પાનગળ વગેરે જુદા જુદા નામથી ઓળખાતી હેમંત ઋતુ કોનું ધ્યાન ખેંચતી નથી? જુવાની જ્યારે ઘડપણને જોઈ હસે છે ત્યારે ઘડપણ તેને જવાબ આપે છે: “પીપળ પાન ખરંતાં હસતી કૂંપળિયાં, મુજ વીતી તુજ વીતશે ધીરી બાપુડિયાં.”—બાપલાઓ, જરા ધીરજ રાખો; જે અમારી વલે થઈ છે તે જ, વખત આવતાં, તમારી પણ થશે.

પાનખર ઋતુ આવતાં જેમ આ પાંદડાં ખરે છે તે જ પ્રમાણે ઝાડ સુકાઈ જવા માંડે ત્યારે પણ તે ખરવા માંડે છે. તેથી કોઈ કોઈ વખતે મનમાં એવી ચિંતા થાય છે કે ઝાડનો આ કાળ આવ્યો છે કે તેનો કેવળ કાયાપલટ થઈ રહ્યો છે?– पतझड़ कहे या सूखना? कायापलट है या काल है?

માગશર પૂનમના દિવસ છે. અમારા 'દિવાણી'ના આંગણામાં કડવા લીમડાનું એકનું એક અટૂલું ઝાડ છે અને આજકાલ તે અખંડપણે પાંદડાંને વેરતું હોય છે. સૂરજ દક્ષિણ તરફથી પસાર થાય છે તેથી ઝાડની એ બાજુ જલદી સાફ થઈ ગઈ. પવન પણ હાલ દક્ષિણનો જ છે. તેથી એ બધાં પાંદડાં મારી આગળના આંગણામાં આવીને પડે છે.

આ પાંદડાંને ખરી પડતાં જોઈને ખરું જોતાં મનમાં વિષાદની લાગણી પેદા થવી જોઈએ. પણ એમ જરાય થતું નથી. ઊલટું, એ પાંદડાં જોવાની મજા પડે છે. પાંદડાં પડવા માંડે છે એટલે એટલાં બધાં પડે છે કે જાણે આકાશમાં બધે તીડનું ધાડું ફરી વળ્યું હોય. આ પાંદડાંને નીચે પડવાની જરાય ઉતાવળ હોય એમ દેખાતું નથી. નીચે પડતાં પડતાં કેટલીય વાર ચકર ચકર ફરે છે. મને જો કોઈ પ્રસન્ન હાસ્યનું ચિત્ર દોરવાનું કહે તો હું ચકર ચકર ફરતાં, હસતાં ને કૂદતાં અને નિરાંતે પડતાં પાંદડાંનું જ ચિત્ર દોરું.

વળી, જમીન પર આવીને પડ્યા પછી પણ આ પાંદડાં નિરાંતે પડી રહે છે ખરાં? જરાય નહીં. નાનાં છોકરાં જેમ દોડવાની ને એકબીજાને પકડવાની રમત રમે છે તેમ આ પાંદડાં અહીંથી ત્યાં ને ત્યાંથી અહીં, ને ક્યારેક ચકર ચકર ગોળ ગોળ દોડે છે. ચારે બાજુએ જેલની દીવાલ હોવાથી ઉપરથી નીચે ઊતરતો પવન આંગણામાં અટવાયા કરે છે, અને તેથી આ રમતિયાળ પાંદડાંને તેની સાથે રમવાની તક મળે છે. ક્યારેક ક્યારેક ઉત્તર તરફના દરવાજામાંથી પવનની મોટી લહેર આવે છે ત્યારે કેટલાંય પાંદડાં હસતાં કૂદતાં મારી તરફ આવે છે. "છોકરાંઓએ શી ધમાલ મચાવી છે!" એમ કહીને બાપ જરા રીસ બતાવે કે તરત, "ભાગો રે ભાગો, બાપુજી આપણને પકડવા આવ્યા છે. દોડો, નહીં તો ખબર લઈ નાખશે!" એમ કહીને જેમ છોકરાં બા પાસે દોડી જાય છે અને તેની આગળ "જો બા, બાપુજી અમને પકડવા આવે છે, અમને જરાય રમવા દેતા નથી" એવી ફરિયાદ સાથે બાને વળગી પડે છે, તેવી જ રીતે આ પાંદડાં દરવાજા તરફથી મારી તરફ દોડી આવતાં હોય એમ લાગે છે.

દરમ્યાન ઝાડ પરનાં લીલાં પાંદડાંને આ દૃશ્ય જોઈને શું થતું હશે? મરણની બીકથી જડમૂઢ બનેલા માણસની જેમ આ પાંદડાં વિચાર નહીં કરતાં હોય? ઝાડથી છૂટાં પડેલાં પાંદડાં જો હસતાં હસતાં ને ગોળ ગોળ ફરતાં ફરતાં નીચે પડે છે તો જેમનો ખરવાનો વારો હજી આવ્યો નથી તેમણે દુઃખી શા માટે બનવું? જેલમાંથી છૂટતા કેદીઓને જોઈને બીજા કેદીઓને પોતાના સાથીદારોના જવાથી જેમ લાગતું હશે તેવી જ રીતે આ પાંદડાંને પણ લાગતું હશે.

મને લાગે છે કે આ પાંદડાંને થોડા વખત પછી ઝાડને જે નવી કૂંપળ ફૂટવાની છે તેને માટે ઝટઝટ જગ્યા કરી આપવી જોઈએ એની ઉતાવળ થતી હશે. સાપ જેમ પોતાની કાંચળી ઉતારીને પાછો જુવાન થાય છે તેવી જ રીતે જૂનાં પાંદડાં ફેંકી દઈને ઝાડ પણ વસંત ઋતુનું સ્વાગત કરવાને માટે ફરી યુવાન થવાની તૈયારી કરતું હશે. તેથી જ આ પાંદડાં છૂટે છે. તૂટે છે કે ખરે છે એમ મારાથી કહેવાતું નથી. આ પાંદડાં છૂટાં થઈને જાય છે. હાથમાં પકડી રાખેલું એકાદ પંખી જેમ મુઠ્ઠી જરા સરખી ઢીલી પડતાંવેંત હાથતાળી આપી ઊડી જાય છે તેવી જ રીતે આ પાંદડાં ઝપાટાભેર છૂટાં થઈ જાય છે.

ઉનાળાના તાપથી શેકાઈને રાખોડી રંગનાં થયેલાં વૈરાગી પાંદડાં જોઈને મારા મનમાં પ્રસન્ન હાસ્યની કલ્પના નહીં આવે. પણ આ પાંદડાંનો રંગ તો કસદાર જુવારની કડબ જેવો સોનેરી હોય છે. તડકાથી એમનો આકાર વાંકોચૂકો થાય છે ખરો, પણ તેને ઉપમા જ આપવી હોય તો શેકેલા પાપડની આપવી જોઈએ. આ પાંદડાં ખિન્ન થયેલાં કે કરચલીવાળાં જરાય દેખાતાં નથી. તેથી જ એમના સળ સળ થતા અવાજને મુક્ત હાસ્ય કહેવાનું મન થાય છે.

ઝાડ પરનાં પાંદડાંને શું થતું હશે તેનો વિચાર કરતો હતો. એટલામાં બાંબી નામના એક અંગ્રેજી મૃગ-ચરિત્રમાંનો એક નાનકડો પર્ણ-યુગલ-સંવાદ વાંચવામાં આવ્યો. મરણોત્તર જીવન કેવું હોય તેનો ખ્યાલ કરવા માટે બે ઋષિઓ એક-બીજા સાથે ચર્ચા કરે તેના જેવો એ સંવાદ છે. ઘડપણની અસર જોઈને ઊપજેલી અસ્વસ્થતા ઢાંકવા "આમ જોતાં હું કંઈ ખાસ ઘરડો થયો નથી," એમ કરીને પોતાનું મન મનાવવા મથતા અને "ના રે, તમને કોણ ઘરડા કહી શકે? તમે તો સાજાતાજા છો, અને આ જે ધોળાં ટપકાં માથે ક્યાંક ક્યાંક નજરે પડે છે તેથી તો તમારું સૌંદર્ય વધારે દીપી ઊઠે છે." એમ કહીને એકબીજાને આશ્વાસન આપ-નારા પાશ્ચાત્ય લોકોના સ્વભાવની કંઈક છટા પણ એ સંવાદમાં ઊતરી છે. એ સંવાદ બહુ મજાનો છે. પણ તે વાંચીને પણ આ લીમડાનાં પાંદડાંની સુંદર રમતથી આવેલી પ્રસન્નતા કેમે ઓછી થઈ નહીં. ખરી પડતા દરેક પાંદડાની પાછળ તરતમાં જ ફૂટી નીકળનાર કૂંપળના અંકુર મારા મનઃચક્ષુની સામે દેખાવા માંડયા છે. આ પાંદડાં ઘડપણનાં પ્રતિનિધિ નહીં પણ નવયૌવનના અગ્રદૂતો હોય એવાં ભાસે છે. એમના ચહેરા પર કોઈ જાતનો વિષાદ દેખાતો નથી. તો પછી જોનાર પોતાનો ચહેરો દિવેલ પીધા જેવો કરીને આ વેદાંતી પાંદડાંનું અપમાન શા માટે કરવું?

૨૩–૧૨–'૪૨

* * *

આજ લગી સુકાઈ ગયેલાં પીળાં પાંદડાં જ ખરતાં હતાં. પણ બે દિવસથી વરસાદનાં બેચાર ટીપાં પડવા લાગ્યાં છે. પરમ દિવસે એક સારું ઝાપટું આવ્યું, અને તેને લીધે કેટલાંક કાચાં પાંદડાં—લીલાં પાંદડાં—નીચે ખરી પડયાં. કેટલાંક તદ્દન લીલાં પાંદડાંની ધીરજ ખૂટી અને તે પણ નીચે આવ્યાં. એવામાં વચ્ચે

વચ્ચે પવનનો સુસવાટો આવ્યાથી 'પડવું કે નહીં?' તેનો નિર્ણય ન કરી શકનારાં પાંદડાંની વતી પવને પોતાનો કાસ્ટિંગ (નિર્ણાયક) વોટ આપ્યો અને તે બધાં પણ નીચે પડી ગયાં.

આવો અકાળે થયેલો એમનો એ અધઃપાત જોઈને મને દુઃખ થવું જોઈતું હતું, પણ એવું કશું થયું નહીં. મારા મનમાં હંમેશ એક જાતની અધીરાઈ હોય છે. કોઈ મહેમાન આવવાના હોય એટલે તે જલદી કેમ આવતા નથી એવી અધીરાઈ અનુભવું છું. માસિકોના અંકો પણ તેમના નિયત દિવસ પહેલાં આવે તો કેવું એમ તો હંમેશ થયા જ કરે છે. આ થઈ એક બાજુ. બીજી બાજુથી જનારા મહેમાનો જવાના તો છે જ, તો પછી 'ઘણા દિવસ સુધી જવાની વાતો ચલાવી અસ્વસ્થ કેમ કરી મૂકે છે? આખરે જવાના છે તો છો જલદી જતા!' એમ પણ મારા મનમાં થયા કરે છે. આ પાંદડાંનું પડવાનું નક્કી જ છે તો તે બધાં એકદમ કેમ ખરી પડતાં નથી? પર્ણહીન ઝાડની મોકળી શોભા તો જોવા મળશે! જે ઝાડ પર એક પણ પાંદડું રહ્યું નથી અને આંગળીઓ વાંકીચૂકી કરીને જે ગાંડાની જેમ ઊભું છે અને આકાશના પડદા પર સાથિયા કે ગાલીચાના જેવું એક ચિત્ર હોય એમ દેખાય છે તેની શોભા કદી ધ્યાન દઈને જોઈ છે? પાંદડાં વિનાની ડાળીઓની જાળ સાચે જ ઘણી સુંદર દેખાય છે.

આવી શોભા જોવા માટે ડોક ઊંચી કરીને ઝાડ ભણી જોયું તો ત્યાં નગ્નક્ષપણક નજરે પડવાને બદલે છૂટાંછવાયાં પણ તદ્દન લીલાં પાંદડાં નજરે પડવાથી ભારે નવાઈ લાગી. વસંત હવે બેઠી છે એની ખાતરી થઈ. ઝાડ પર એક પણ પીળું કે અધપીળું પાંદડું રહ્યું નથી. ઘરડાં અને નીરસ થયેલાં પાંદડાં પણ રહ્યાં નથી. પવનથી ડરનારાં પાંદડાં પણ રહ્યાં નથી. એમને ઠેકાણે 'પવનનો ગમે તેવો સપાટો આવે તોય અમને તેનો ડર નથી' એવી આત્મવિશ્વાસની લાગણીવાળાં રૂઆબદાર જુવાન પાંદડાં સારી સંખ્યામાં નાચતાં દેખાય છે. તેમને જોઈને તેમનું અભિનંદન કરવાનું મન થાય છે. હવા ભેજવાળી છે એટલે આ પાંદડાં બેચાર દિવસ તો ચોક્કસ ટકી રહેશે. પછી? પછી તો સખત તાપ પડશે અને પછી

જૂનાં પાંદડાં બધાં ખરી ગયા પછી ઝાડ કેટલાક દિવસ પર્ણવિહીન નગ્નાવસ્થા ધારણ કરે અને પછી જ તેને નવી કૂંપળો ફૂટે એવી મારી ઈચ્છા અને આપેક્ષા હતી. પણ શિયાળાનો એકાંગી (એક બાજુનો) તડકો અને એકલહેરી (એક દિશા તરફથી વહેતો) પવન બંનેએ મળીને ઝાડના દક્ષિણ તરફનાં પાંદડાં બહુ જલદી પાડી નાખ્યાં તેથી ઉત્તર તરફનો અને નીચલો ભાગ ખુલ્લો થતાં પહેલાં જ દક્ષિણી શાખાઓની તપસ્યા પૂરી થઈ; અને લીલા રંગની પાતળી કોરમાં કુમળાં કુમળાં લાલાશ પડતાં પાંદડાં ખૂબ જોશભેર ફૂટવા લાગ્યાં છે. એક અંગ્રેજ કવિએ 'ન્યૂ મૂન ઈન ધ આર્મ્સ ઑફ ધ ઓલ્ડ મૂન'(જૂના ચંદ્રના બાહુમાંના નવા ચંદ્ર)નું વર્ણન કરેલું છે તેવી રીતે લીમડો આજે શોભી રહ્યો છે. લીલી કૂંપળોના વૃદ્ધ બાહુ ફેલાયેલા છે અને તેમની બાથમાં નૂતન લાલાશ પડતું નીરોગી અને પુષ્ટ બાળક રમી રહ્યું છે. પાંદડાંનો આ કોમલ-તામ્ર રંગ મને છેક નાનપણથી ગમતો આવ્યો છે. આંબાને કુમળાં લાલ પાંદડાં ફૂટવા લાગતાં ત્યારે અમે એ મોઢામાં ધરીને તેમાંથી પીડ્ડપી અવાજ કાઢતા. તે પાંદડાંનો કષાય મધુર ગંધ, સુંવાળો કોમળ સ્પર્શ અને તેમાંથી નીકળતો બકરીનાં બચ્ચાંના જેવો અવાજ એ બધાંનું અચાનક સ્મરણ થયું, અને નાનપણની બપોરની રખડપટ્ટીઓ પાછી તાજી થઈ. પણ લાખના રંગનાં આ કુમળાં પાંદડાં જોઈને મને બે સમર્થ ભારતીય કવિઓનું સ્મરણ થાય છે. અને તેમને પણ આ તામ્રપર્ણો આકર્ષક લાગ્યાં હતાં એ જાણીને સાવ પોકળ ભલે હોય પણ મને ખરેખરું અભિમાન થાય છે. મહાકવિ બાણભટ્ટે આ પાંદડાંનું વર્ણન બહુ જ તન્મય થઈને કર્યું છે. અને બાણના એ વર્ણન તરફ આપણું ધ્યાન જવાની આવશ્યકતા રવિબાબુએ પોતાના 'પ્રાચીન સાહિત્ય'માં ગ્રથિત કરી છે. આટલાં વિવિધ સ્મરણોથી પણ આ કુમળાં પાંદડાં વિશે મને કૃતજ્ઞતાની લાગણી થવી શક્ય હતી. પણ તેમણે મને જોતજોતામાં મારા નાનપણના પી–પી યુગમાં પહોંચાડી દીધો, તેથી આ પાંદડાં મારાં ગોઠિયાં જ બની ગયાં છે. તેમને આ નવી સાલ મુબારક હો.

૩૦–૧૨–'૪૨

આઠ દિવસ થયા છે. હવે ઝાડની ઉપરની બાજુ પર ઘેરો લાલાશ પડતો રંગ અને નીચલી બાજુએ લીલના જેવો લીલો રંગ એવી શોભા તેના પર પડતા તડકાને લીધે ચમકવા માંડી છે. દક્ષિણ તરફની દીવાલની છાયામાં બેસીને કેટલીય મિનિટ સુધી હું એ શોભા જોઈ રહ્યો છું. આગ્રા તરફ અકબરનો રોજો જોયેલો તેનું સ્મરણ થાય છે. નીચલા માળ લાલ પથ્થરના, તે પરના સફેદ આરસના અને સૌથી ઉપર પીળા રંગના કળશ, એ શોભા બહુ જ આકર્ષક લાગી હતી. અને આહીં ગલિતપર્ણ વૃદ્ધ વૃક્ષ પર રહ્યાંસહ્યાં તાજાં દેખાતાં લીલાં પાંદડાં અને તે પર નવા ફૂટનારા લાલ અણિયાળા અંકુરના ભાલા સૂર્યપ્રકાશથી ઉજ્જ્વલ બની કેવા ચળકે છે! ઉજ્જ્વલ કહેવાને બદલે સજીવ થયા છે એમ જ કહેવું ઘટે.

વચ્ચે પવનનો સુસવાટો આવ્યાથી 'પડવું કે નહીં?' તેનો નિર્ણય ન કરી શકનારાં પાંદડાંની વતી પવને પોતાનો કાસ્ટિંગ (નિર્ણાયક) વોટ આપ્યો અને તે બધાં પણ નીચે પડી ગયાં.

આવો અકાળે થયેલો એમનો એ અધઃપાત જોઈને મને દુઃખ થવું જોઈતું હતું, પણ એવું કશું થયું નહીં. મારા મનમાં હંમેશ એક જાતની અધીરાઈ હોય છે. કોઈ મહેમાન આવવાના હોય એટલે તે જલદી કેમ આવતા નથી એવી અધીરાઈ અનુભવું છું. માસિકોના અંકો પણ તેમના નિયત દિવસ પહેલાં આવે તો કેવું એમ તો હંમેશ થયા જ કરે છે. આ થઈ એક બાજુ. બીજી બાજુથી જનારા મહેમાનો જવાના તો છે જ, તો પછી 'ઘણા દિવસ સુધી જવાની વાતો ચલાવી અસ્વસ્થ કેમ કરી મૂકે છે? આખરે જવાના છે તો છો જલદી જતા!' એમ પણ મારા મનમાં થયા કરે છે. આ પાંદડાંનું પડવાનું નક્કી જ છે તો તે બધાં એકદમ કેમ ખરી પડતાં નથી? પર્ણહીન ઝાડની મોકળી શોભા તો જોવા મળશે! જે ઝાડ પર એક પણ પાંદડું રહ્યું નથી અને આંગળીઓ વાંકીચૂકી કરીને જે ગાંડાની જેમ ઊભું છે અને આકાશના પડદા પર સાથિયા કે ગાલીચાના જેવું એક ચિત્ર હોય એમ દેખાય છે તેની શોભા કદી ધ્યાન દઈને જોઈ છે? પાંદડાં વિનાની ડાળીઓની જાળ સાચે જ ઘણી સુંદર દેખાય છે.

આવી શોભા જોવા માટે ડોક ઊંચી કરીને ઝાડ ભણી જોયું તો ત્યાં નગ્ન-ક્ષપણક નજરે પડવાને બદલે છૂટાંછવાયાં પણ તદ્દન લીલાં પાંદડાં નજરે પડવાથી ભારે નવાઈ લાગી. વસંત હવે બેઠી છે એની ખાતરી થઈ. ઝાડ પર એક પણ પીળું કે અધપીળું પાંદડું રહ્યું નથી. ઘરડાં અને નીરસ થયેલાં પાંદડાં પણ રહ્યાં નથી. પવનથી ડરનારાં પાંદડાં પણ રહ્યાં નથી. એમને ઠેકાણે 'પવનનો ગમે તેવો સપાટો આવે તોય અમને તેનો ડર નથી' એવી આત્મવિશ્વાસની લાગણીવાળાં રુઆબદાર જુવાન પાંદડાં સારી સંખ્યામાં નાચતાં દેખાય છે. તેમને જોઈને તેમનું અભિનંદન કરવાનું મન થાય છે. હવા ભેજવાળી છે એટલે આ પાંદડાં બેચાર દિવસ તો ચોક્કસ ટકી રહેશે. પછી? પછી તો સખત તાપ પડશે અને પછી પવન જોરથી ફૂંકાશે. રસની ભીનાશ ડાળો વાટે પાંદડાં સુધી પહોંચશે નહીં અને પછી આ બધાં પાંદડાં જુહાર(કેસરિયાં)ની તૈયારી કરીને એકીવખતે નીચે પડશે. આ બધાં પાંદડાંને વિદાય આપ્યા પછી જ ઝાડની ડાળીઓને નવસર્જનની પ્રેરણા મળશે. દરેક ડાળમાં એક જાતની અસ્વસ્થતા પેદા થશે. 'ક્યાં ફૂટું?' 'ક્યાં ફૂટું?' કરીને અંકુર ડોકિયું કરશે અને બધેથી આટાપાટાની રમત રમનારાઓ જેમ કૂદી છૂટવા માટે સામાને થાપ આપીને જવાનો પ્રયત્ન કરે છે તેમ બહાર પડવાનો પ્રયત્ન કરશે.

ત્યાર પછી જ તડકો, પવન, વરસાદ, ટાઢ, કશાથી ન દબાનારી સાચી જીવન-શક્તિ પ્રગટ થશે.

૨૫-૧૨-'૪૨

જૂનાં પાંદડાં બધાં ખરી ગયા પછી ઝાડ કેટલાક દિવસ પર્ણવિહીન નગ્નાવસ્થા ધારણ કરે અને પછી જ તેને નવી કૂંપળો ફૂટે એવી મારી ઇચ્છા અને અપેક્ષા હતી. પણ શિયાળાનો એકાંગી (એક બાજુનો) તડકો અને એકલહેરી (એક દિશા તરફથી વહેતો) પવન બંનેએ મળીને ઝાડના દક્ષિણ તરફનાં પાંદડાં બહુ જલદી પાડી નાખ્યાં તેથી ઉત્તર તરફનો અને નીચલો ભાગ ખુલ્લો થતાં પહેલાં જ દક્ષિણી શાખાઓની તપસ્યા પૂરી થઈ; અને લીલા રંગની પાતળી કોરમાં કુમળાં કુમળાં લાલાશ પડતાં પાંદડાં ખૂબ જોશભેર ફૂટવા લાગ્યાં છે. એક અંગ્રેજ કવિએ 'ન્યૂ મૂન ઇન ધ આર્મ્સ ઑફ ધ ઓલ્ડ મૂન'(જૂના ચંદ્રના બાહુમાંના નવા ચંદ્ર)નું વર્ણન કરેલું છે તેવી રીતે લીમડો આજે શોભી રહ્યો છે. લીલી કૂંપળોના વૃદ્ધ બાહુ ફેલાયેલા છે અને તેમની બાથમાં નૂતન લાલાશ પડતું નીરોગી અને પુષ્ટ બાળક રમી રહ્યું છે. પાંદડાંનો આ કોમલ-તામ્ર રંગ મને છેક નાનપણથી ગમતો આવ્યો છે. આંબાને કુમળાં લાલ પાંદડાં ફૂટવા લાગતાં ત્યારે અમે એ મોઢામાં ધરીને તેમાંથી પીઽપી અવાજ કાઢતા. તે પાંદડાંનો કષાય મધુર ગંધ, સુંવાળો કોમળ સ્પર્શ અને તેમાંથી નીકળતો બકરીનાં બચ્ચાંના જેવો અવાજ એ બધાંનું અચાનક સ્મરણ થયું, અને નાનપણની બપોરની રખડપટ્ટીઓ પાછી તાજી થઈ. પણ લાખના રંગનાં આ કુમળાં પાંદડાં જોઈને મને બે સમર્થ ભારતીય કવિઓનું સ્મરણ થાય છે. અને તેમને પણ આ તામ્રપર્ણો આકર્ષક લાગ્યાં હતાં એ જાણીને સાવ પોકળ ભલે હોય પણ મને ખરેખરું અભિમાન થાય છે. મહાકવિ બાણભટ્ટે આ પાંદડાંનું વર્ણન બહુ જ તન્મય થઈને કર્યું છે. અને બાણના એ વર્ણન તરફ આપણું ધ્યાન જવાની આવશ્યકતા રવિબાબુએ પોતાના 'પ્રાચીન સાહિત્ય'માં ગ્રથિત કરી છે. આટલાં વિવિધ સ્મરણોથી પણ આ કુમળાં પાંદડાં વિશે મને કૃતજ્ઞતાની લાગણી થવી શક્ય હતી. પણ તેમણે મને જોતજોતામાં મારા નાનપણના પી–પી યુગમાં પહોંચાડી દીધો, તેથી આ પાંદડાં મારાં ગોઠિયાં જ બની ગયાં છે. તેમને આ નવી સાલ મુબારક હો.

૩૦–૧૨–'૪૨

આઠ દિવસ થયા છે. હવે ઝાડની ઉપરની બાજુ પર ઘેરો લાલાશ પડતો રંગ અને નીચલી બાજુએ લીલના જેવો લીલો રંગ એવી શોભા તેના પર પડતા તડકાને લીધે ચમકવા માંડી છે. દક્ષિણ તરફની દીવાલની છાયામાં બેસીને કેટલીય મિનિટ સુધી હું એ શોભા જોઈ રહ્યો છું. આગ્રા તરફ અકબરનો રોજો જોયેલો તેનું સ્મરણ થાય છે. નીચલા માળ લાલ પથ્થરના, તે પરના સફેદ આરસના અને સૌથી ઉપર પીળા રંગના કળશ, એ શોભા બહુ જ આકર્ષક લાગી હતી. અને અહીં ગલિતપર્ણ વૃદ્ધ વૃક્ષ પર રહ્યાંસહ્યાં તાજાં દેખાતાં લીલાં પાંદડાં અને તે પર નવા ફૂટનારા લાલ અણિયાળા અંકુરના ભાલા સૂર્યપ્રકાશથી ઉજ્જ્વલ બની કેવા ચળકે છે! ઉજ્જ્વલ કહેવાને બદલે સજીવ થયા છે એમ જ કહેવું ઘટે.

રત્નો જોઈને જેવો આનંદ થાય છે અથવા ધાતુનાં વાસણ જોઈને જેવો આહ્લાદ થાય છે તેવી જ રીતે આ લીલાં ને લાલ પાંદડાંનું લાવણ્ય જોઈને મારા મનમાં પ્રસન્નતાના ઊભરા આવવા માંડ્યા.

* * *

વળી થોડાક દિવસ પસાર થયા. હવે પાંદડાંના બંને સ્તરોએ નવી જ રમત માંડી છે. લાલ પાંદડાંએ લીલા રંગની છટા ધારણ કરવાની શરૂઆત કરી છે. અને નીચેનાં લીલાં પાંદડાંએ સોનેરી રંગ આપણે ગાઈ શકીએ કે નહીં તે જોવાનો પ્રયોગ શરૂ કર્યો છે. ઉપર અને નીચે બંને બાજુ લીલો રંગ સમાન છે, તેથી તાંબા અને સોના વચ્ચેનો ઉભયાન્વયી રંગ વિશેષ દીપવા લાગ્યો. લાલ રંગની સરખામણીમાં લીલામાં એક જાતની ખુમારી આવતી; તો પીળાની પાસેના એ જ લીલામાં પ્રૌઢ માર્દવ વ્યક્ત થતું. અને એ ત્રણે રંગની આ ફૂલગૂંથણીને લીધે આખા ઝાડ પર ખાનદાનીભર્યા વૈભવની છટા પ્રસરેલી જોઈને આંખને તેમ જ મનને સ્વસ્થતા અને સંતોષ થવા લાગ્યો. કોઈ પ્રાચીન કુટુંબની પુરુષાર્થી પેઢીનો જીવનક્રમ જોતી વખતે અને એની પરંપરા શોધતી વખતે જે જાતનો અનુભવાનંદ થાય છે તે જ જાતનો આનંદ આ ઋતુ-નિષ્ઠ પાંદડાંએ આપ્યો છે.

૧૨-૧-'૪૩

* * *

લીલામાં લાલ રંગ મેળવવામાં આવે – મેળવવામાં શું, વણવામાં આવે એટલે અંજીરી રંગ બને છે એ સાચું, પણ લાલમાં થોડીક લીલાશની છટા આવે તો તે રંગ એટલો ખૂલતો નથી. લીલો રંગ જીવ પકડે, તે મગરૂબીથી આગળ વધે એટલે લાલ રંગ પણ અમર્ષથી વધારે લાલ થાય છે; અને પછી જ એ બંનેની રસાકસીમાં અંજીરી રંગ પોતાની સોળે કળાઓનું પ્રદર્શન કરે છે. અને એ હરીફાઈને જો તાજગી અને ચળકાટની મદદ મળે તો પછી પૂછવું જ શું? એવી મજા પડે છે કે આનંદથી હૈયું ક્ચરાઈ જાય છે. આ શોભાનું હવે શું કરું, એને ક્યાં સંઘરી મૂકું, એમ થઈ જાય છે. બીજું કશું ન સૂઝે તો ભગવાને વાણી બક્ષી છે એ સંભારીને આપણે તેનું કીર્તન શરૂ કરી દઈએ છીએ.

તેનું એટલે કોનું? એ રંગનું? કે વાચાશક્તિ આપનાર પ્રભુનું? હું કહેવા માગતો હતો, રંગનું કીર્તન. પણ પછી એમ જણાયું કે કોઈ પણ સુંદર કૃતિની પાછળ ગાંડા બન્યા પછી આપણે જે કીર્તન કરીએ છીએ તેમાં ભગવાનનું કીર્તન આવી જ જાય છે.

૧૪-૧-'૪૩

# ખંડ ૨ : અનંતનો વિસ્તાર

## ૧. સૃષ્ટિનું રહસ્ય

એ વ્યાખ્યા જો બરાબર હોય કે 'જેમાં ઓછું દેખાય છે તે અંધારું અને વધારે દેખાય છે તે પ્રકાશ;' તો દહાડે ધોળું અંધારું હોય છે; કેમ કે દિવસે આપણે ફક્ત એક પૃથ્વી અને સૂર્ય એમ બે જ જોઈ શકીએ છીએ. પણ રાત્રે જ્યારે કાળો પ્રકાશ ફેલાય છે ત્યારે જ અનંત સૂરજવાળી ઈશ્વરની સૃષ્ટિ પ્રકટ થાય છે અને વિશ્વ કેટલું અગણિત, વિશાળ છે એનો કંઈક ખ્યાલ આવે છે.

**મે, ૧૯૩૨**

## ૨. અઘમર્ષણ

અઘમર્ષણ એટલે પાપ ધોઈ કાઢવું તે. ઋગ્વેદમાં આ નામનું એક પ્રખ્યાત સૂક્ત છે (મંડળ ૨૦મું: ઋચા ૧૯૦). એના ઋષિનું નામ પણ અઘમર્ષણ જ છે. આ સૂક્ત સંધ્યાવંદનમાં સવારસાંજ વપરાય છે. સૂક્તની ખૂબી તો એ છે કે એમાં પાપનો ઉલ્લેખ સરખો પણ નથી.

पापोऽहं पापकर्माऽहं पापात्मा पापसंभवः ઈત્યાદિ શ્લોકો આપણી પાસે ગમે તેટલા પડ્યા છે, જેમાં મોઢું ભરીને પાપનો એકરાર માણસ કરતો જાય છે અને ઈશ્વર પાસેથી ક્ષમા અને મદદ યાચે છે.

અઘમર્ષણ ઋષિની પદ્ધતિ જુદી છે. તેણે પાપ કેમ પેદા થાય છે એનું મૂળ શોધી કાઢ્યું. ગીતાએ તો કહ્યું જ છે કે, કામ અને ક્રોધને લીધે માણસ પાપ તરફ ખેંચાય છે; પણ આ કામ-ક્રોધ પણ આત્મા સામે કેમ ફાવી જાય છે? અઘમર્ષણ ઋષિની માન્યતા દેખાય છે કે માણસ સાંકડા મનનો થાય એટલે એનામાં કામ-ક્રોધ અને એમની સાથેનાં બધાં પાપો ઘૂસવાનાં જ. ઉપનિષદના ઋષિઓએ જેમ કહ્યું કે महामनाः स्यात् તેમ અઘમર્ષણ ઋષિ પણ કહે છે: બાહ્ય વિશ્વની વિશાળતા નિહાળો; હૃદયનું ઊંડાણ તપાસો; આ બધી આંતરબાહ્ય સૃષ્ટિ શાને આધારે નભી રહી છે એ પણ જોઈ લો; કાળની અનંતતા અને સૃષ્ટિની અનંતતા

ધ્યાનમાં લાવો; એટલે તમારું મન એની મેળે વિશાળ થશે. જેમ ખુલ્લી હવામાં ગંદકી ટકતી નથી તેમ વિશાળ મનમાં પાપને કોઠું જ મળતું નથી. અંધારામાં, ખૂણામાં, સાંકડાપણામાં, નાના નાના વાડામાં જ પાપ ભરાઈ રહે છે. એને ભૂલી જાઓ અને પૃથ્વીના વિશાળ પટ ઉપર, અનંત આકાશ તળે, પરમ વિરાટનું ધ્યાન ધરવા બેસો. આકાશમાં શું દેખાય છે? સૂરજ છે, ચંદ્ર છે, અંતરિક્ષ છે, એની પેલી પાર તારાઓના મહાન સાગરો ઊછળે છે. એ બધા આગળ તમારું શરીર, એ શરીરની વાસનાઓ અને વેદનાઓ કેવડી ગણાય? અને તમારું જીવન પણ કેવડું?

અને છતાં આ જે સૃષ્ટિ દેખાય છે, તે પહેલી કે છેલ્લી નથી જ. એવી કેટલીયે સૃષ્ટિઓ આના પહેલાં થઈ ગઈ છે કે જેનો શુમાર જ નથી. અને હવે પછી કેટલી થશે એ પણ કોણ કહી શકે! આ અનાદિ, અનંત સૃષ્ટિમાં જો કંઈ પણ સ્થાયી હોય, વિભુ હોય, તો તે પરમાત્માનું ઋતમ્ અને સત્યમ્ છે. ઋતમ્ એટલે વિશ્વનો સાર્વભૌમ નિયમ, કાયદો. ચરાચર વિશ્વનો સનાતન ધર્મ તે ઋતમ્ છે. આ ઋતમ્‌ના આધારે જ આ અનાદિ, અનંત સૃષ્ટિ ચાલે છે (ઋ = ચાલવું). એ ઋતની અંદર રહેલું પરમ તત્ત્વ, જે હંમેશાં છે જ અને જેનો નાશ નથી, તેને સત્ય કહે છે. એ સત્ય સર્વવ્યાપી હોઈ એને વિષ્ણુ (સર્વત્ર પ્રવેશ પામનારું) પણ કહે છે. એનું બીજું નામ ઋતધામન્ પણ છે; કેમ કે એને જ આધારે એ વિશ્વનો સાર્વભૌમ અને સાર્વકાલિક નિયમ પ્રતિષ્ઠિત છે.

એ ઋતમ્ અને સત્યમ્ દ્વારા અનંત વિશ્વો પેદા થાય છે, વિલીન થાય છે અને ફરી પેદા થાય છે. આ વિશ્વચક્રને બહારનો આધાર નથી. એનો અંદરનો આધાર તે જ ઋતમ્ અને સત્યમ્.

આ વિશ્વચક્રને અખંડ ચાલતું રાખનાર, એને અખંડ નૂતન રાખનાર જે શક્તિ તેને તપ કહે છે. અઘમર્ષણ ઋષિ કહે છે: આ ઋતમ્ અને સત્યમ્‌નો સાક્ષાત્કાર કરો, એ પરમ તપ સાથે એકરૂપ થાઓ, જેના બંને છેડા કોઈએ જોયા નથી તે સનાતન કાલ કેમ ફેરા ફરે છે તેનું તત્ત્વ જાણી લો અને પછી આ વિશ્વની રચનાના અદ્‌ભુત કાવ્યનો આસ્વાદ લો. કવિઓ અસંખ્ય થઈ ગયા. મનુષ્યહૃદય છે ત્યાં સુધી એમનાં કાવ્યો – ચેતનવંતાં કાવ્યો જીવશે અને ચેતનપ્રદાન

મોટા થશો, પ્રતિષ્ઠાથી મોટા નહીં પણ હૃદયથી મોટા થશો, તેમ તેમ એની મેળે પાપની સૂગ ચડશે અને પાપને ઊભવાને સ્થાન જ નહીં રહે. यो वै भूमा तत्-सुखम् । नाल्पे सुखमस्ति । એટલું જાણી લેવું એ જ પાપનાશક મંત્ર છે.

અઘમર્ષણ ઋષિની એ પ્રેરણા લઈ વિધાતાનું વિશ્વકાવ્ય આપણે નિહાળવું જોઈએ. એમાં જ્ઞાનાનંદ છે, સનાતન કાવ્ય છે અને અખૂટ શાંતિ છે. શક્તિ તો છે જ.

* * *

અર્જુનને કર્તવ્યનો મોહ થયો હતો. ક્ષાત્રધર્મનો સામાન્ય ઉપદેશ કરતાં પત્તો ન ખાધો, એટલે ભગવાને આત્માનું સનાતનત્વ, વિભુત્વ, સમત્વ અને નિર્દોષત્વ એક અમર સ્તોત્રમાં અર્જુન આગળ રજૂ કર્યું અને આ વિશ્વ પાછળ રહેલો કાલરૂપી મહાન નિયમ એને સમજાવી દીધો. પણ દર્શન વગર શ્રવણ-મનન અધરું હોય છે; અને અધૂરું રહે છે. તેથી ભગવાને અર્જુનની એ અલૌકિક જિજ્ઞાસા અથવા દર્શનલાલસા તૃપ્ત કરવા ખાતર એને પોતાનું વિશ્વરૂપ બતાવ્યું. વિરાટનું, વિભુનું, વ્યાપક તત્ત્વનું દર્શન થયા પછી જ માણસને પોતાની મહત્તાનો, પોતાની શક્તિનો, પોતાના વારસાનો સાક્ષાત્કાર થાય છે. એ રીતે વિશ્વરૂપદર્શન એ ગીતા-જ્ઞાનનું આવશ્યક અંગ છે.

આપણે અર્જુન નથી, કે શ્રીકૃષ્ણને કહી શકીએ: द्रष्टुमिच्छामि ते रूपम् ऐश्वरम् पुरुषोत्तम । પણ ઈતિહાસ, પુરાણ, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, નીતિ-શાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્ર આદિ સૂક્ષ્મ-વિરાટ શાસ્ત્રોના અધ્યયન દ્વારા આપણે એ વિશ્વસ્વરૂપનું દર્શન આપણી શક્તિ પ્રમાણે અવશ્ય કરી શકીએ છીએ. અર્જુનનું સમાધાન થાય એવું વિશ્વરૂપ એણે જોયું, આપણું સમાધાન થાય અથવા અદમ્ય અસમાધાન આપણા હૃદયમાં જાગે એવું વિશ્વરૂપ આપણે ખગોળવિદ્યા દ્વારા જરૂર કરી શકીએ છીએ. અને એ ખગોળવિદ્યાનું જ્ઞાન બુદ્ધિને તૃપ્ત કરે, રસિકતાને આનંદ પમાડે, ઔચિત્યને ધન્યતા અનુભવાવે એવું નીવડ્યા વગર રહેવાનું નથી.

પૃથ્વીનો પટ વિશાળ છે; સમુદ્ર એથીયે વિશાળ ને ગંભીર છે. છતાં એ બંનેનું માપ કઢાયું છે. તેથી જ દૂરમાં દૂરની મુસાફરી કરવા નીકળનાર માણસ જ્યાંથી નીકળ્યો ત્યાં જ પાછો આવી પહોંચે છે. આકાશનાં અંતરો પૃથ્વીના પ્રમાણમાં બહુ જ મોટાં છે. પૃથ્વીની સેવામાં અખંડ ફરનાર એનો ખવાસ ચંદ્રમા આપણી બહુ જ નજીક છે. એટલે કે આપણી પૃથ્વીથી એનું અંતર તો ૨,૪૦,૦૦૦ માઈલ જેટલું પણ નથી. હવે ખગોળવિદ્યામાં લાખ માઈલનો તો કોઈ હિસાબ જ ગણતું નથી. હાથીનો તોલ કરતી વખતે એના કુંભસ્થળ ઉપર બેઠેલાં એકબે મગતરાંનો જેમ કોઈ હિસાબ કરતું નથી, તેમ ખગોળના ગણિતમાં હજાર અને લાખ માઈલનું છે. પૃથ્વીથી સૂરજનું અંતર ૯ કરોડ અને લગભગ ૩૦ લાખ માઈલનું છે. તેર લાખ પૃથ્વીઓ ભેગી કરીએ તો માંડ સૂરજ જેવડો ગોળો થશે.

અને આપણો સૂરજ એ તો આકાશના નવ લાખ ગણાતા પણ કરોડોના કરોડો તારાઓમાંનો મધ્યમ કોટિનો એક તારો જ છે. નરી આંખે તો આશરે છ હજાર તારાઓ દેખાય છે, પણ દૂરબીન મારફતે એ સંખ્યા દહાડે દહાડે વધતી જાય છે. ગૅલિલિયોએ આશરે સવા ત્રણસો વરસ પહેલાં પહેલું દૂરબીન તૈયાર કર્યું તે વખતે દૂરબીનની શક્તિ નરી આંખો કરતાં સોગણો પ્રકાશ લેવાની હતી. આજે અમેરિકામાં માઉન્ટ વિલ્સનની વેધશાળામાં જે દૂરબીન છે એની શક્તિ નરી આંખો કરતાં અઢી લાખ ગણો વધારે પ્રકાશ લેવાની છે. આ દૂરબીનના કાચનો વ્યાસ સો ઈંચનો છે. બસો ઈંચવાળું બીજું એક દૂરબીન તૈયાર થાય છે. એટલે એની શક્તિ દસ લાખ આંખો જેટલી હશે. દેવોનો દેવ ઈંદ્ર હજાર આંખવાળો ગણાતો. એટલે ઈંદ્ર પણ જેને સહસ્રનેત્ર તરીકે સ્વીકારી શકે એવું દૂરબીન હવે પછી આકાશના દેવોને નિહાળતું ફરશે! પોતાના સ્થાન ઉપર સ્થિર રહ્યા છતાં તે દર ક્ષણે સેંકડો માઈલના વેગે દોડતા તારાઓને, તારાનગરોને અને તારાઓનાં કાંતારોને પહોંચી વળશે. तत् धावतो अन्यान् अत्येति तिष्ठत् ।

તારાઓનું ગણિત લાખ ને કરોડ માઈલથી નથી થતું પણ તેજાબ્દોથી થાય છે. એક સેકંડમાં તેજ (એટલે કે પ્રકાશ) એક લાખ છયાસી હજાર ચારસો વીસ (૧,૮૬,૪૨૦) માઈલના વેગે દોડે છે. પ્રકાશની ગતિ વીજળીની ગતિ જેવી સમજવી. આ વેગે પ્રકાશ એક અબ્દ એટલે કે એક વરસ સુધીની મુસાફરી કરે, એટલે જે પંથ એ કાપે, તે અંતરને એક તેજાબ્દની સંજ્ઞા આપેલી છે. વરસની સેકંડ ત્રણ કરોડ પંદર લાખ અને છત્રીસ હજાર (૩,૧૫,૩૬,૦૦૦) થાય છે અને દર સેકંડે એક લાખ છયાસી હજાર માઈલને વેગે પ્રકાશ દોડે છે. આ બેના ગુણાકારથી જેટલા માઈલનું અંતર આવે છે તે અંતરને તેજાબ્દ કહે છે. તે તેજાબ્દને એકમ ગણીને તારાઓનું અંતર મપાય છે. સૂરજ તો ઘરનો રહ્યો, એને બાદ કરતાં નજીકમાં નજીકનો તારો ૪.૨૭ તેજાબ્દના અંતરે છે. એ અંતરને માઈલમાં લખવા જઈએ તો ૨૫૦૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ (પચીસ મહાપદ્મ અથવા પચીસ હજાર અબજ) માઈલ લખવું પડે. આકાશમાં મૃગનક્ષત્રની પાછળ દોડનાર વ્યાધ આપણાથી ૮.૬૫ તેજાબ્દના અંતરે છે, અભિજિત છવ્વીસ તેજાબ્દ, વૃશ્ચિકના પેટમાં ચળકતો પારિજાત ત્રણસો એંસી તેજાબ્દ, હંસ છસો તેજાબ્દ, મૃગનો પાછળનો જમણો પગ પાંચસો તેજાબ્દ એવાં અંતરે છે! દક્ષિણ તરફ સ્વર્ગદ્વારના રક્ષક જયવિજયને આપણે ત્રિશંકુ પછી ઊગતા જોઈએ છીએ. એમાંનો જય ૪.૩ તેજાબ્દના અંતરે છે, જ્યારે વિજય ત્રણસો તેજાબ્દના અંતરે છે! મૃગનો આગળનો ડાબો પગ જેને આર્દ્રા પણ કહે છે, તે બસો તેજાબ્દ દૂર છે. આવાં અંતરો સાવ નજીકનાં ગણાય છે. કેટલાક તારાઓનાં અંતરો તો કરોડો તેજાબ્દોથી જ મપાય છે! અને હજી કેટલાય તારાઓ છે કે જેમનાં અંતરો મપાયાં જ નથી; મપાતાં જ નથી.

પૃથ્વીની આસપાસ આપણો એક ચંદ્ર ફરે છે. ગુરુ તથા શનિની આસપાસ ચારચાર ને સાતસાત ચંદ્રો ફરે છે. વળી શનિએ તો અસંખ્ય ચંદ્રોના ચૂરાથી

બનેલાં રૂપાળાં કંકણો પણ પહેર્યાં છે. એ જ હિસાબે સૂરજની આસપાસ બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરુ, શનિ, યુરેનસ, નેપ્ચૂન અને પ્લૂટો (પ્રાંતક) આટલા મુખ્ય ગ્રહો ફરે છે. આપણી પૃથ્વી સૂરજથી સવા નવ કરોડ માઈલ દૂર છે; જ્યારે બે વરસ પહેલાં જ શોધાયેલો પ્લૂટો (પ્રાંતક) નામનો ગ્રહ સૂર્યથી પૃથ્વી કરતાં લગભગ ચાળીસ ગણો દૂર છે. પૃથ્વીને સૂરજની આસપાસ ફરતાં એક વરસ જોઈએ છે, શનિને સાડીઓગણત્રીસ વરસ જોઈએ છે, જ્યારે ભાઈ પ્રાંતકને આપણાં બસો અડતાળીસ વરસ મળે ત્યારે જ એની પરિક્રમા પૂરી થાય! આ બધો સૂર્યમાળાનો હિસાબ થયો. પોતાનું આ નાનકડું કુટુંબ લઈને સૂરજ આકાશમાં દોડે છે. એની દોડવાની ગતિ એને લાયક જ હોવી જોઈએ. એક સેકંડે કેવળ બસો માઈલ! આપણને બધાને સાથે લઈને સૂર્યનારાયણ આ ગતિએ આકાશગંગાના ચક્રમાં ફરે છે. પણ એને પોતાને જે ચક્ર ફરવું છે એ તો એટલું મોટું છે કે આ મંદ (!) ગતિએ દોડતાં એને ૨૦થી ૩૦ કરોડ વરસ દોડવું પડે છે, ત્યારે એની પરિક્રમા પૂરી થાય છે. અને આવા કરોડો તારાઓ ભેગા થઈને આકાશગંગાનું રથચક્ર આકાશમાં વિચરે છે!!

એમ માનવાનું કારણ નથી કે આકાશગંગામાં વિશ્વનો આખો વિસ્તાર સમાઈ ગયો. આકાશગંગા એ તો તારાઓનું એક મોટું શહેર કહેવાય છે. મુંબઈ કે કલકત્તા જેવાં શહેરોમાં લક્ષાવધિ દીવાઓ હોય છે, આકાશનું એક એક શહેર તો કરોડો તારાઓથી બનેલું હોય છે. આપણાં મોટાં શહેરો કાંઈ પાસે પાસે નથી હોતાં. મુંબઈ, મદ્રાસ, દિલ્હી, કલકત્તા કેટલાં દૂર દૂર? એવી જ રીતે આકાશમાં બધી આકાશગંગાઓ એકબીજાથી દૂર દૂર જ વસે છે. મુંબઈ એક છેડાથી બીજા છેડા સુધી દસ કે અગિયાર માઈલ લાંબું હશે. આકાશની આકાશગંગાઓ અથવા તારાનગરો પચાસ હજાર તેજાબ્દની લંબાઈનાં હોય છે! એટલે કે પ્રકાશ એ શહેરને એક છેડેથી બીજે છેડે વીજળીવેગે દોડતો જાય, તો પચાસ હજાર વરસે પહોંચે. સપ્તર્ષિમાં એક એવું તારાનગર છે જેનો પ્રકાશ આપણા સુધી આવતાં સોળ લાખ વરસ થાય છે. સપ્તર્ષિ અને ચિત્રા વચ્ચે બીજું એક તારાનગર છે. એનો જે પ્રકાશ આપણે જોઈ શકીએ છીએ તે પાંચ કરોડ વરસ પહેલાં ત્યાંથી નીકળ્યો હતો. પૂર્વા ભાદ્રપદા અને ઉત્તરા ભાદ્રપદા વચ્ચે જે ચોરસ આકાશભાગ છે, એનો તો હિસાબ મળતો નથી! એમાં નરી આંખે બહુ જ થોડા તારાઓ દેખાય છે. એમાં જે તેજોમેઘ છે, તેમાંથી કરોડો તારાઓનું તારાનગર સહેજે તૈયાર થઈ શકે એમ છે! એવાં એકસો બાસઠ તેજોમેઘોનાં ઝૂમખાં મોટામાં મોટાં દૂરબીનથી મહામહેનતે દેખાય છે.

આજની ખગોળવિદ્યા આવા તારાઓનો જન્મ કેમ થાય છે, વિકાસ કેમ થાય છે, એમને ઘડપણ ક્યારે આવ્યું ગણાય ઈત્યાદિ બધી વાતોનો હિસાબ આપણને કરી આપે છે, એટલું જ નહીં પણ એકેએક અનુમાન સિદ્ધ પણ કરી આપે છે.

કહે છે કે આવાં અનંત વિશ્વો જે આકાશમાં સમાયાં છે, તે આકાશને પણ અંત છે! પાણીના પરપોટાની જેમ એ ગોળ છે, એની અંદર પ્રકાશ પણ વાંકો

વળીને જ્યાંથી નીકળ્યો ત્યાં પાછો આવી પહોંચે છે એમ આઈન્સ્ટાઈન જેવા ગણિતાચાર્યો આપણને કહે છે. આ આકાશના પરપોટાની બહાર શું છે એ આપણા ધ્યાનમાં પણ ન આવી શકે.

આ બધાંનો સંભવ, એની રચના, એનો વિકાસ અને એનાં પરિવર્તનો જે ન્યાયે થાય છે એ ન્યાય તે ઋતમ્. એ ઋતમ્‌નું આદ્ય તત્ત્વ તે જ ભગવાન સત્યનારાયણ. એને આપણે નારાયણ કહીએ છીએ, કેમ કે મનુષ્યજાતિના હૃદયમાં વસી એ આ બધી લીલા માણે છે. એ સત્યનારાયણનાં દર્શન થયા પછી પાપ સંભવે જ ક્યાંથી? પણ નરી આંખે અથવા બસો ઈંચ પહોળાઈવાળી મોટી મોટી આંખો પહેરીને જે દર્શન થાય છે તે દર્શનથી કંઈ માણસ શુદ્ધ થવાનો નથી. એ દર્શનની અસર હૃદય ઉપર જેઓ થવા દેશે એ જ પાપમુક્ત થશે અને પાપીઓ પ્રત્યે કરુણા પણ બતાવી શકશે. એ સત્યનારાયણની જે અખંડ તપસ્યા છે તેની સાથે એકરૂપ થવું એ જ આપણું અઘમર્ષણ.

ઑગસ્ટ, ૧૯૩૩

## ૩. દિઙ્મૂઢતા*

अकल कला खेलत नर ज्ञानी ।
जैसे ही नाव हिरे-फिरे दसे दिस, ध्रुवतारे पर रहत निशानी ।

ઉપરની ગુજરાતી-હિંદી પંક્તિઓમાં કવિ પોતાનું કલ્પના-જહાજ દશ દિ[illegible] લઈ જાય છે. પણ સામૂલી જહાજ વધારેમાં વધારે નવ જ દિશાઓમાં જઈ [illegible] છે. દશ દિશાઓની વાત તો આપણે હમેશાં કરીએ છીએ, પણ એ દિશાઓ કઈ છે અને એનું સ્વરૂપ કેવું છે, એનો વિચાર ભાગ્યે જ કદી કરીએ છીએ.

પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર એ ચાર મુખ્ય દિશાઓ અને આગ્નેય, નૈઋર્ત્ય, વાયવ્ય અને ઈશાન્ય એ ચાર ઉપદિશાઓ મળીને આઠ દિશાઓ થઈ ગઈ. બાકી બે રહી — ઊંચે (ઊર્ધ્વ) અને નીચે (અધર). આઠમાં આ બેને મેળવી દશ દિશાઓ થાય છે. હવે કોઈ પણ જહાજ ધ્રુવતારાની નિશાની રાખીને આઠ દિશાઓમાં તો જઈ શકે જ છે. અને ડૂબે ત્યારે નીચેની દિશા એને પરાણે લેવી પડે છે! જહાજને ઊંચે જતાં કોઈએ કદી નથી જોયું; — કવિએ તો હવાઈ જહાજનું નામ પણ નહોતું સાંભળ્યું.

આ દિશાઓ સાચેસાચ શું છે અને એની વ્યાખ્યા શી છે તે આપણે જરા તપાસી જોઈએ. નાનપણમાં આપણે ગોખ્યું હતું કે જે દિશામાં સૂરજ ઊગે છે તે

---

* ભૂ-ગોળ (પૃથ્વી) પર રહેતાં છતાં જેમને ભૂગોળમાં રસ નથી અને ખ-ગોળ (આકાશ) નીચે રહેતાં છતાં જેઓ ખગોળની વાતોથી અકળાય છે તેમને ભલામણ છે કે તેઓ આ લેખ ન વાંચે. દિઙ્મૂઢ રહેવું એ જ એમને માટે સર્જાયેલું છે.

પૂર્વ દિશા છે; જ્યાં સૂરજ આથમે છે તે પશ્ચિમ છે. પૂર્વ તરફ મોં કરીને ઊભા રહીએ તો જમણા હાથ તરફ દક્ષિણ હોય છે ને ડાબી બાજુ ઉત્તર હોય છે. નિશાળની દીવાલ પર જે નકશા ટાંગવામાં આવતા તે બધા ચોખૂણ હતા. એમાં ઉપરની બાજુ ઉત્તર, નીચેની બાજુ દક્ષિણ, આપણી જમણી તરફ પૂર્વ અને ડાબી બાજુ પશ્ચિમ, એટલી વાતો ધ્યાનમાં આવી ગઈ હતી. અને તેટલાથી અમારી નિશાળની દુનિયા નિશ્ચિતપણે ચાલતી હતી. પણ એક દિવસ પંચાંગમાં સૂર્ય-ગ્રહણનું ચિત્ર જોયું. એમાં ઉપર ઉત્તર અને નીચે દક્ષિણ તો બરાબર હતી, પણ પૂર્વ અને પશ્ચિમે પોતાનું સ્થાન ઊલટું કરી લીધું હતું. મેં તરત માન્યું કે આ છાપાની ભૂલ છે. અને પૂર્ણ વિશ્વાસથી મારા પંચાંગમાં મેં સુધારો પણ કરી નાખ્યો! પછી જ્યારે જોયું કે જેટલાં પંચાંગ છે તેટલામાં આ જ પૂર્વ-પશ્ચિમની ગરબડ છે ત્યારે મારો આત્મવિશ્વાસ શિથિલ થયો. હું વિચારવા લાગ્યો કે આમ કેમ થાય છે? વિચારતાં વિચારતાં આ વાત ખ્યાલમાં આવી કે સૂર્ય તો આકાશમાં હોય છે, આકાશ પૃથ્વી ઉપર લટકતું રહે છે. એથી એની ચાર દિશાઓ આપણી ચાર દિશાઓથી ઊલટી હોય છે. સૂર્યગ્રહણવાળું પંચાંગનું પાનું આકાશની પેઠે શિર ઉપર રાખીને જોયું ત્યારે નિશ્ચય થયો કે જે રીતે અરીસામાં જોવાથી આપણું જનોઈ સવ્યનું અપસવ્ય થઈ જતું હતું તે જ રીતે આકાશની દિશાઓ પણ જમણી ડાબી બદલાઈ જાય છે.

હવે આ દિશાઓનું રહસ્ય ખોળવાની જિજ્ઞાસા પ્રબળ થઈ. મેં પૃથ્વીનો એક ગોળો હાથમાં લીધો અને એની ઉત્તરની ખોળમાં ચાલ્યો. હું હિંદુસ્તાનની ઉપર ઉપર જવા લાગ્યો. મારો એક સહાધ્યાયી પોતાને અમેરિકામાં ઊભેલો માની ત્યાંથી ઉત્તર તરફ જવા લાગ્યો. જતાં જતાં અમે બંનેએ એકબીજાને સામસામા ઉત્તર ધ્રુવની તરફ આવતા જોયા. આ બિંદુ પર પહોંચતાં જ અમે એકબીજાને પૂછ્યું. બંનેએ કહ્યું હું દક્ષિણ તરફથી આવું છું ને ઉત્તર તરફ જાઉં છું.

તો પછી બંનેની યાત્રા એવી સામસામી ભટકાઈ કેમ?

ઉત્તર ધ્રુવ પર પહોંચતાં જ બંનેએ નક્કી કર્યું કે હવે ઉત્તર એવી દિશા તો અહીં રહી નથી. હિંદુસ્તાનવાળો માણસ જ્યારે પોતાની દિશા કાયમ રાખીને નાકની સીધમાં ઉત્તર ધ્રુવ વટાવીને આગળ વધ્યો તો એણે જોયું કે ગતિ ફેરવ્યા વગર તે દક્ષિણ તરફ જઈ રહ્યો છે. અમેરિકાવાળો માણસ પોતાની દિશામાં આગળ વધવા લાગ્યો. એણે પણ જોયું કે તે પણ દક્ષિણમાં જ જાય છે. પરસ્પર વિરુદ્ધ દિશાઓમાં જવા છતાં પણ તે બંને દક્ષિણના જ યાત્રી હતા. બંનેને અનુભવ થયો કે ઉત્તર ધ્રુવબિંદુ પર ઉત્તર દિશા જ નથી રહેતી અને ત્યાંથી આદમી ગમે તે સીધી દિશા લે તોયે તે સીધો દક્ષિણમાં જ જાય છે. અને એમને આ કલ્પના કરતાં વાર ન લાગી કે જો તેઓ આ જ રીતે દક્ષિણ ધ્રુવબિંદુ પર પહોંચી જાય તો ત્યાં પણ આમ જ દક્ષિણ દિશા ગાયબ થઈ જશે અને ત્યાં તેઓ જે બાજૂ જોશે તે બાજૂ ઉત્તર દિશા જ હશે.

ઉત્તર ધ્રુવ અથવા દક્ષિણ ધ્રુવને મધ્યમાં રાખીને જો નકશા બનાવવામાં આવે તો ત્યાં દિશાઓ કેવી રીતે બતાવવામાં આવશે? ઉત્તર કે દક્ષિણ બિંદુ તદ્દન કેન્દ્રમાં રહેશે અને એની વિરુદ્ધની દિશા સૂર્યનાં કિરણની જેમ અથવા પ્રકાશના પ્રવાહની માફક ચારે બાજુ ફેલાશે. ઉત્તર ધ્રુવનો કવિ એમ કહી શકશે કે એ જ્યાં ઊભો છે ત્યાં ઉત્તરાદેવી છે અને દક્ષિણાદેવી તો એની જ પ્રભા છે. દક્ષિણ ધ્રુવનો કવિ એને ઉલટાવીને કહેશે કે જે છે તે દક્ષિણા છે. ઉત્તરા તો એનું કેવળ નૂર છે.

બચપણમાં જ્યારે ચાર દિશાઓની વ્યાખ્યા શીખ્યો હતો ત્યારે કદી આ ખ્યાલ નહીં થયો હતો કે ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાં શી સ્થિતિ હશે?

જો કોઈ માણસ ઉત્તર અને દક્ષિણ ધ્રુવને લક્ષ્ય રાખીને પૃથ્વીની પ્રદક્ષિણા કરતો રહેશે તો મોં ફેરવ્યા વિના જ તે દિશાઓનાં નામ બદલતો જશે. અર્ધો રસ્તો તે ઉત્તરાભિમુખ રહીને કાપશે અને અર્ધો રસ્તો દક્ષિણાભિમુખ રહીને. એવા યાત્રીને ઓછામાં ઓછો એટલો તો સંતોષ રહેશે જ કે યાત્રા કરતાં કરતાં છેવટે તે ઉત્તર અને દક્ષિણ બંને સુધી પહોંચી જાય છે. (ઉત્તર અને દક્ષિણ ધ્રુવની એવી આખંડ યાત્રાને આપણે **પ્રદક્ષિણા** કહી શકીએ કે નહીં એ પણ એક સવાલ છે. કઈ ચીજને જમણી તરફ રાખીને આપણે ફરીએ છીએ કે જેને લીધે આપણે આપણી પરિક્રમાને પ્ર-દક્ષિણા કહી શકીએ?)

જો આપણે ભૂમધ્યરેખાને લઈને પૂર્વ તરફ પ્રવાસ કરીએ તો અનેક વખત પ્રદક્ષિણા કરતાં પણ પૂર્વ સુધી નહીં પહોંચી શકીએ. કેમ કે પૂર્વ એક દિશા તો છે પણ કોઈ સ્થાન કે બિંદુ નથી. જે દશા પૂર્વની છે તે જ પશ્ચિમની છે. અને ઉત્તર અને દક્ષિણ તો વિશેષે કરીને સ્થાનબિંદુ છે.

ઉત્તર ધ્રુવની પાસે જો આપણે બાવીસમી માર્ચના દિવસે જઈશું તો જોઈશું કે સૂરજ ક્ષિતિજની ઉપર દોડતો ચક્કર લગાવી રહ્યો છે. તે નથી ઊંચો આવતો કે નથી આથમતો, કેવળ ચક્રાકાર ઘૂમે જ છે. હવે ત્યાં પૂર્વ દિશા કઈ છે? ત્યાં પૂર્વનો અર્થ છે ગોળ ફરવાની દિશા. જેમ ઘડિયાળના કાંટા મધ્યને પકડીને આખું વર્તુળ પૂરું કરે છે, એવી રીતે ઉત્તર ધ્રુવને મધ્યમાં રાખીને સૂરજ એની ચારે બાજુ નાગરી રીતે (ડાબી બાજુએથી જમણી બાજુ) ઘૂમે છે. એને આપણે પૂર્વ ગતિ કહી શકીએ. એની વિરુદ્ધની ઉર્દૂ ગતિને પશ્ચિમ ગતિ કહેવાશે.

આપણા દેશમાં આપણે શંખને જોઈને કહીએ છીએ કે તે વામાવર્ત છે. જે શંખ ઊલટો ફરે છે તેને દક્ષિણાવર્ત કહીએ છીએ અને તે ઘણો જ શુભ ગણાય છે. ઉત્તર ધ્રુવના લોકો શંખને હાથમાં લઈને કહેશે કે તે પૂર્વાવર્ત છે અને એથી વિપરીત કોઈ શુભ શંખ હાથમાં આવી જાય તો કહે કે એ પશ્ચિમાવર્ત છે.

હવે રહી બાકીની બે દિશાઓ – ઉપરવાળી અને નીચેવાળી – ઊર્ધ્વ અને અધર. અહીં પણ ઓછો ગોટાળો નથી. નીચેની દિશાનો શો અર્થ થશે? નીચેનો સીધો અર્થ થાય છે – પગની નીચે. હવે અમેરિકાનો માણસ જ્યારે 'નીચે' કહે છે ત્યારે એક દિશા થાય છે, અને આપણે નીચે કહીએ છીએ ત્યારે બીજી જ દિશા થાય

છે. કોઈ દડા પર આપણે જો સ્થળે સ્થળે ટાંકણીઓ ખોસીએ તો દરેકના પગની દિશા જુદી થશે. એટલા માટે નીચે શબ્દની વ્યાખ્યા છે–'પૃથ્વીના પેટમાં જે મધ્યબિંદુ છે તેની તરફ.' જો આપણે પૃથ્વીના ભિન્ન ભિન્ન દેશોમાં કૂવા ખોદતા જઈએ અને પૃથ્વીના પેટમાં ગરમી ન હોય તો એ કૂવા છેવટે પૃથ્વીના મધ્ય-બિંદુમાં મળી જશે. જો બે કૂવા એકબીજાની સામે આવી જાય તો એ લાંબો કૂવો મણિ કે મોતીના છેદ જેવો થશે. હવે જો કોઈ કૂવામાં પથ્થર ફેંકવામાં આવે તો તે અંદર પડશે, દૂર દૂર જશે. આપણે કહીશું કે તે નીચે જઈ રહ્યો છે. કૂવાના બીજા છેદથી જોનારા કહેશે કે તે ઉપર ઉપર આવી રહ્યો છે. ખરું જોતાં એ મધ્યબિંદુ સુધી પહોંચીને થોડો આગળ જશે. પથ્થર જ્યારે આગળ વધશે ત્યારે ગુરુત્વાકર્ષણનું બળ એનો વિરોધ કરશે. એથી કંઈક દૂર જઈને તે પાછો આવશે. ઉપરથી જોવાવાળા લોકો કહેશે કે એ નીચે પડે છે ને નીચેવાળા કહેશે કે એ ઉપર આવે છે.

આ રીતે કેટલાંક આંદોલનો પછી એ પથ્થર પૃથ્વીના મધ્યમાં કોઈ આધાર વિના લટકતો રહેશે. કેમ કે ત્યાંથી તે જે કોઈ દિશા લેશે તે ઉપરની જ હશે. પૃથ્વીના મધ્યમાં જે પથ્થર કોઈ પણ આધાર વિના લટકતો રહેશે તેને ક્યાંય પડવું નથી. કેમ કે એણે પડવાની પરમાવધિ કરી છે.

આ વાતને સારી રીતે સમજી લેવી જોઈએ. કેમ કે જ્યોતિપશાસ્ત્ર સમજવાને એ અત્યંત જરૂરી છે.

જ્યારે આપણી વ્યાખ્યા એમ કહે છે કે 'નીચે' એટલે 'પૃથ્વીના પેટ તરફ' ત્યારે એ બિંદુ સુધી પહોંચ્યા પછી નીચે એવું કોઈ સ્થાન નથી રહેતું. લોકો જ્યારે પૂછે છે કે પૃથ્વી જ્યારે ફરે છે ત્યારે એના ઉપર રહેનારાં મનુષ્ય અને પશુ, ગાડીઓ અને ટ્રેનો, સમુદ્ર અને જહાજ, નીચે કેમ નથી પડતાં? ત્યારે એનો અર્થ એ થાય છે કે તે પૃથ્વીની બહાર કેમ નથી પડી જતાં? આપણી વ્યાખ્યા કહે છે કે ઉપરનો અર્થ છે પૃથ્વીના મધ્યબિંદુથી વિપરીત અને આકાશ તરફ. હવે આ આકાશ પૃથ્વીને બધી બાજુથી ઘેરી રહ્યું છે. એટલે આપણે પૃથ્વીના મધ્યથી ગમે તે દિશામાં જોઈએ તો તે ઉપરની જ બાજુ છે. કોઈ બળતા કોલસા-માંથી જ્યારે ઉષ્ણતા નીકળે છે ત્યારે તે વિશ્વતોમુખી હોય છે. આ જ રીતે ઉપરની દિશા પૃથ્વીના પેટથી બધી જ દિશામાં ફેલાય છે. એટલે નીચેનો અર્થ થાય છે એક બિંદુ અને ઉપરનો અર્થ થાય છે એ બિંદુથી દૂર જનારી કોઈ પણ દિશા.

આ રીતે ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ, ઉપર અને નીચે આ મુખ્ય દિશાઓનો અર્થ સ્પષ્ટ જાણ્યા પછી આગ્નેય અને વાયવ્ય, નૈર્ઋત્ય અને ઈશાન્ય એ દિશાઓનો કોઈ ખાસ વિચાર બાકી નથી રહેતો. આ બિચારી દિશાઓ બબ્બે દિશાઓની વચમાં હોવાથી થોડીક આગળ વધતાં જ કાં તો કચરાઈ જાય છે કે વિરલ થઈને ઊડી જાય છે.

ભૂગોળ અને ખગોળ જેને શીખવું છે એને પોતાની વૈજ્ઞાનિક કલ્પના બહુ જ તેજ કરવી પડે છે. ત્યાર પછી જ તેઓ આ શાસ્ત્રોની વાતો સમજી શકે છે અને ત્યારે અઘરામાં અઘરી વાતો પણ સહેલી થઈ જાય છે.

મે, ૧૯૪૦

## ૪. ગતિભ્રમ

આપણે દિશાઓની વાતો રોજ કરીએ છીએ પણ આપણને એમનો સ્પષ્ટ ખ્યાલ નથી હોતો એ આપણે એક વખત જોઈ ગયા. જો આપણે 'નીચે' ઊતરવાને માટે પૃથ્વીની આરપાર છેદ કરીએ તો નીચે જતાં જતાં આપણે પૃથ્વીની બીજી બાજુએ 'ઉપર' જ નીકળીશું. પૃથ્વીની આરપાર જતાં અર્ધા રસ્તા સુધી નીચે જઈએ છીએ એમ ગણાશે અને બાકીનો અર્ધો રસ્તો ઉપર જવાનો ગણાશે. એટલા માટે 'નીચે' એ કોઈ નિશ્ચિત દિશા નથી; તે તો પૃથ્વીની અંદરનું બરાબર મધ્યબિંદુ જ છે.

એ જ રીતે 'ઉપર' એવા અર્થની પણ કોઈ ચોક્કસ દિશા નથી. પૃથ્વીના મધ્યબિંદુથી દૂર કોઈ પણ દિશામાં જાઓ તો તે 'ઉપર' જ ગણાશે.

એ જ રીતે ઉત્તર અને દક્ષિણ પણ છેવટે કોઈ નિશ્ચિત દિશાઓ નથી. એ તો પૃથ્વીની ધરીના બે છેડા છે—માત્ર બે બિંદુઓ જ છે. પૃથ્વીનું ઉત્તર ધ્રુવનું બિંદુ એ ઉત્તર ખરી પણ ઉત્તર 'દિશા' નહીં. આ બિંદુથી આપણે ગમે તે બાજુ સીધા ચાલીએ તો દક્ષિણમાં જ જઈશું.

દક્ષિણ ધ્રુવની બાબત પણ એમ જ છે.

પૂર્વ અને પશ્ચિમ તો દિશાઓ કહી શકાય ખરી. પણ પૃથ્વીની બહાર અંતરિક્ષમાં તેમનો કશો જ અર્થ નથી. પૂર્વ અને પશ્ચિમ એ તો પૃથ્વીના ભ્રમણની દિશાનાં નામ છે. પૃથ્વી પોતાની ધરી ઉપર ભ્રમણ કરે છે તેને આપણે પૃથ્વીનું પશ્ચિમથી પૂર્વ તરફનું ફરવું એમ કહીએ છીએ. જે માણસ પૃથ્વીની ગતિની દિશા તરફ જાય છે તે પૂર્વમાં જાય છે એમ આપણે કહીએ છીએ અને પૃથ્વીની ગતિની ઊલટી દિશામાં જાય છે તે પશ્ચિમ તરફ જાય છે એમ કહીએ છીએ. ઉત્તર ધ્રુવ ઉપર ઊભા રહેલા માણસને માટે જ્યાં નજર નાખો ત્યાં દક્ષિણ ને દક્ષિણ દિશા જ હોય છે. ત્યાં પૂર્વ કે પશ્ચિમ એ કોઈ દિશા જ નથી. માત્ર 'આવર્ત' એટલે કે ભ્રમણ છે. ત્યાં પૂર્વ એટલે દક્ષિણાવર્ત અને પશ્ચિમ એટલે વામાવર્ત.

આ થઈ મુખ્ય દિશાઓની વાત. આગ્નેય, નૈઋર્ત્ય, વાયવ્ય અને ઈશાન્ય એ ઉપદિશાઓ ક્યાંક હોય છે તો ક્યાંક ગુમ થાય છે, અને હંમેશાં ચિત્રવિચિત્ર આકાર ધારણ કરે છે. ઉત્તર અને દક્ષિણ ધ્રુવ ઉપર તો તેમનો પણ કશો જ અર્થ નથી.

ઉપરની વિગતો નહીં જાણનાર લોકો દસ દિશાઓની વાતો કરતા હોવા છતાં દિઙ્મૂઢ જ રહે છે.

* * *

આ જ પ્રમાણે ગતિની દિશા વિશે પણ આપણને ભ્રમ થાય છે. પૃથ્વી ફરે છે, સૂર્ય ફરે છે, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા વગેરે પણ ફરે છે; કોઈ સ્થિર નથી. જે અનંત આકાશમાં આ બધાં ભ્રમણ કરે છે તે આકાશ ક્યાં સુધી ફેલાયેલું છે? તે પણ સ્થિર છે કે કોઈ આગગાડીના ડબાની અંદરના આકાશના જેવું દોડતું હોય છે? આ પણ આપણે કહી શકીએ એમ નથી. આ સ્થિતિમાં ગતિની બાબતમાં મતિભ્રમ થાય તેમાં કશું આશ્ચર્ય નથી. અહીં એ ગતિભ્રમ વિશે કાંઈક વિચારીશું.

એક દોરાના છેડા ખેંચવાથી તેની જે તણાયેલી સ્થિતિ થાય છે તેને આપણે સીધી લીટી કહીએ છીએ. પણ શું તે ખરેખર સીધી છે? જો કોઈ બે માણસો એક ખૂબ લાંબી દોરીના બન્ને છેડા પકડીને એકબીજાથી દૂર જાય તો તે દોરી તો સીધી રહેશે પણ પગ તળેની જમીન ટેનિસ-કોર્ટની પેઠે કે પાણીની સપાટી જેવી સીધી જ હોય તો એ બન્ને માણસો એકબીજાથી એક માઈલ દૂર જાય તોપણ દોરી સીધી જ રહેશે. અને જો તે બરાબર ખેંચાયેલી રહે તો તે જમીનને સમાંતર પણ રહે. આ સ્થિતિમાં કોઈ દોરી કે દોરો હોય તો આપણે કહી શકીશું કે તે સીધો જ છે? ના.

જો આપણે આખી પૃથ્વીનો ટેનિસ-કોર્ટ બનાવીએ અને જ્યાં નજર નાખીએ ત્યાં જમીન સમતળ દેખાય તોપણ તે ખરેખર તેવી છે? ના; તે ટેનિસના દડાના ટુકડાની જેમ ઊપસેલી છે. સંસ્કૃતમાં આવા આકારને 'કૂર્મપૃષ્ઠ' કહે છે. આપણે તાવડાને જમીન ઉપર ઊંધો પાડીએ ત્યારે જે આકાર થાય છે તે 'કૂર્મપૃષ્ઠ'નો આકાર છે.

સમુદ્રની લહેરો શાંત થઈ જાય અને તે તળાવની જેમ સ્થિર બની જાય ત્યારે તેની સપાટીનો થોડોક ભાગ જોઈએ તો તે બરાબર સમતલ દેખાશે. પણ જો તેનું પ્રમાણ વધારીએ, પાંચપચીસ માઈલના વિસ્તાર ઉપર નજર નાખીએ, તો તે કૂર્મપૃષ્ઠ અથવા ઊંધા તાવડાના આકારનો દેખાશે. એવા શાંત સમુદ્ર ઉપર જે વહાણ સીધું ચાલે છે તે ખરી રીતે તો વાંકી ગતિથી જ આગળ વધે છે. જો આખી પૃથ્વી જળમય જ હોત તો વહાણ જ્યાંથી નીકળ્યું ત્યાં જ પાછું આવત. પૃથ્વીનો ઘેરાવો આશરે પચીસ હજાર માઈલનો છે અને તેના ઉપર ફરતું વહાણ માને છે કે પોતે સીધું જાય છે; પણ તે ખરેખર પૃથ્વીના મધ્યબિંદુને સમાંતર એટલે કે ચક્રગતિથી જ ચાલે છે.

હવે સવાલ એવો ઊભો થાય છે કે સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા વગેરેનો પ્રકાશ આપણી તરફ સીધી લીટીમાં આવતો દેખાય છે તે પણ ખરેખર સીધો છે કે વાંકો? પચીસ હજાર માઈલના વર્તુળમાં એકાદ માઈલ જેટલો ભાગ સીધો દેખાય તો અબજો માઈલ પણ જ્યાં એક ઇંચ જેટલા જ તુચ્છ છે એવા જ્યોતિષની ગણતરીમાં પ્રકાશનાં કિરણો સીધાં હોઈ શકે? કે પછી તે પણ વાંકાં છે?

સંભવ છે કે તે તો વાંકાં જ છે.

આ પ્રશ્નની બીજી બાજુ એ છે કે આકાશનો આકાર કેવો છે? બંગડીવાળા કેટલીક વખતે એક દોરીમાં પાંચપચાસ બંગડીઓ પરોવીને તે દોરીના છેડાની ગાંઠ મારીને બંગડીઓ મજબૂત રીતે બાંધે છે. આમ થાય ત્યારે એ બંગડીઓનો આકાર કેવો થાય છે તે કદી જોયું છે? દોરીનું તો નાનું કૂંડાળું બને છે, પણ બંગડીઓ તરફ નજર નાખીએ તો જાણે દોરીની ગાંઠમાંથી કાચના ફુવારા ઊડી રહ્યા હોય અને બહાર નીકળીને પોતાનું કૂંડાળું પૂરું કરીને પોતાના ઊગમસ્થાન તરફ પાછા પહોંચતા હોય એવું દેખાશે. તો શું આકાશ પણ એવું જ છે? આપણે તે વિશે ચોક્કસ કશું કહી શકીએ નહીં. પણ આકાશની બાબતમાં પણ જે વસ્તુઓને આપણે સીધી માનીએ છીએ તે ખરી રીતે વર્તુળાકાર હોવાનો સંભવ વિશેષ છે.

આટલી વાત થઈ 'સીધા કે વાંકાપણા'ની. હવે આપણે ગતિની દિશાની પણ તપાસ કરીએ.

ધારો કે એક દોડતી રેલગાડીમાં બે મિત્રો સામસામા બેઠા છે. તેઓ એકબીજા તરફ દડો ફેંક્વાની રમત રમે છે. બેમાંનો એક મિત્ર એ ડબ્બાની ઍંજિન તરફની બાજુએ બેઠો છે અને બીજો પૂંછડા તરફ. જે માણસ ઍંજિન તરફ બેઠો છે તે પોતાનો દડો બીજા છેડા તરફ ફેંકે છે. ડબ્બામાં બેઠેલા લોકો કહેશે કે દડો છેડા તરફ જાય છે. પણ ગાડી તો ઍંજિનની દિશામાં જ જબરદસ્ત વેગથી દોડી રહી છે. તો આ દડો ખરેખર કઈ દિશામાં જાય છે? ગાડી જો પશ્ચિમ તરફ જતી હોય તો ડબ્બામાં બેઠેલા લોકો કહેશે કે દડો પૂર્વ તરફ જઈ રહ્યો છે, જ્યારે બહારથી જોનારા લોકો કહેશે કે ગાડી પશ્ચિમ તરફ જઈ રહી છે અને દડો પણ સહેજ ઓછી ગતિથી પણ એ પશ્ચિમ દિશામાં જ જઈ રહ્યો છે. પૃથ્વીની બહાર જઈને આપણે જોઈએ તો પૃથ્વી પૂર્વ તરફ જઈ રહી છે અને ગાડી પણ પૃથ્વીની સાથે જ પૂર્વ તરફ જઈ રહી છે. માત્ર તેની ગતિ થોડી ઓછી છે. અને ગાડીની અંદરનો દડો ગાડીમાં જ વિશેષ ઝડપથી આગળ વધી રહ્યો છે. તો આમાં કઈ ગતિ ખરી કહેવી અને કઈ ખોટી તે આપણે કેવી રીતે કહી શકીએ?

બીજો દાખલો લઈએ: ચંદ્ર પૃથ્વીની આજુબાજુ વર્તુળાકારે ફરે છે; પરંતુ પૃથ્વી સ્થિર નથી. તે પણ સૂર્યની ચારે બાજુ ચક્રાકારે ફરે છે. તો આ રીતે ફરતી પૃથ્વીની આજુબાજુ ફરતો ચંદ્ર સૂર્યની આસપાસ અંતરિક્ષમાં જે રસ્તે ફરી રહ્યો હશે તે રસ્તાનો આકાર કેવો હશે? '૩' અથવા 'છ'નો આંકડો લખતાં લખતાં એક વર્તુળ પૂરું કરીએ ત્યારે જેવો આકાર થાય તેવા આકારનું એક મોટું ગાંઠાળું વર્તુળ બને છે; તેને અંગ્રેજીમાં 'એપિસાઈકલૉઈડ' કહે છે અને આપણે 'ઉપવૃત્ત-કલ્પ' કહીએ છીએ. ચંદ્ર પૃથ્વીની આસપાસ ચક્રાકાર ફરે છે ત્યારે એ જ ગતિ સૂર્યની આસપાસ ઉપવૃત્ત-કલ્પની આકૃતિ ધારણ કરે છે. પણ સૂર્ય પણ ક્યાં સ્થિર છે!

એટલે 'શુદ્ધ' અંતરિક્ષમાં (એવી કોઈ વસ્તુ હોય તો!) જુદી જુદી વસ્તુઓની ગતિ છેવટે કેવી છે તે કહેવું કઠણ છે.

આપણે પૃથ્વી ઉપર રહીએ છીએ. હિંદુસ્તાનમાં આપણે ભૂમધ્યરેખાની પાસે પણ નથી અને ઉત્તર ધ્રુવનીયે પાસે નથી. આકાશના તારા પૂર્વથી પશ્ચિમ તરફ જાય છે, તેમનો માર્ગ વાંકો ઉત્તર તરફ ઢળેલો હોય છે. એકે સીધો માથા ઉપર નથી આવતો. બુધ, મંગળ, શુક્ર વગેરે ગ્રહો કોઈ વખત આકાશમાં આગળ જાય છે, તો કોઈ વખત પાછળ જાય છે; કોઈ વખત તેમની ગતિ વધે છે, તો કોઈ વખત ઘટે છે. (શુક્ર જ્યારે પૃથ્વીની નજીક આવે છે ત્યારે તે આકાશમાં ખૂબ મોટો દેખાય છે પણ પ્રકાશમાં તે મંદ હોય છે, જાણે કે શિવરાત્રિનો ચંદ્ર. તે જ શુક્ર જ્યારે દૂર જાય છે ત્યારે તેનું બિંબ નાનું બને છે. પણ પૂર્ણિમાના ચંદ્રની જેમ તે સોળ કળાયુક્ત બની જાય છે.)

* * *

જેમને આકાશની જ્યોતિઓનું જ્ઞાન પ્રાપ્ત કરીને તેનો પૂરેપૂરો આનંદ મેળવવો છે, તેમણે પોતાની વૈજ્ઞાનિક કલ્પનાશક્તિ વિશાળ કરવી જોઈએ અને પોતાની જાતને જુદી જુદી સ્થિતિઓમાં કલ્પીને જુદી જુદી વખતે કેવાં કેવાં દૃશ્ય હશે તેની કલ્પના કરવી જોઈએ. પ્રેમી લોકો જે રીતે સ્વપ્નાં જુએ છે તેવી જ રીતે વિજ્ઞાનશુદ્ધ સ્વપ્નાં જોવાની શક્તિ તેમણે વધારવી જોઈએ, નહીં તો તેમને પ્રથમ ગતિભ્રમ થશે અને સાથે સાથે એટલો જ મતિભ્રમ પણ થશે. ભક્ત જેવી રીતે માનસપૂજા સાંગોપાંગ કરે છે તેવી જ રીતે જ્યોતિપપ્રેમીઓએ માનસિક પ્રયોગો કરવાની પણ ટેવ પાડવી જોઈએ, અને તે વાટે ગણિતશુદ્ધ કલ્પનાવિહાર કરવાની શક્તિ વધારવી જોઈએ. આમ થાય તો જ તેમને જ્યોતિપાનંદ પ્રાપ્ત થશે.

ડિસેમ્બર, ૧૯૪૦

# ૫. રવિમાર્ગના વિભાગ

આપણે જાણીએ છીએ કે પૃથ્વી સૂરજની આસપાસ ફરે છે. પૃથ્વીની દૃષ્ટિએ કહી શકાય કે સૂર્ય પોતાની જગ્યાએ સ્થિર છે અને પૃથ્વી ૩૬૫ દિવસોમાં તેની એક પરિક્રમા કરે છે. એ સ્પષ્ટ જાણતા હોવા છતાં આપણે પેલા જૂના વખતની ભાષા છોડી નથી કે જે વખતે આપણે માનતા હતા કે પૃથ્વી સ્થિર છે અને સૂર્ય તથા ગ્રહો, નક્ષત્રો, તારા અને આખું આકાશ પૃથ્વીની આસપાસ ફરે છે. આજે પણ આપણે કહીએ છીએ કે સૂર્ય પૂર્વ દિશામાં ઊગે છે તથા ઊંચે ને ઊંચે ચડે છે અને સાંજે પશ્ચિમ તરફ ઢળીને અસ્ત પામે છે; અને રાત્રે પૃથ્વીની નીચેની બાજુની યાત્રા પૂરી કરીને બીજે દિવસે સવારે ફરીથી દર્શન આપવા માટે એ પૂર્વ દિશાએ આવે છે.

આપણે એટલું તો સમજીએ છીએ કે જ્યોતિપશાસ્ત્રમાં 'ઉપર' અને 'નીચે'નો કોઈ ભેદ નથી. 'ઉપર' અને 'નીચે' કેવળ પૃથ્વીના મધ્યબિંદુની અપેક્ષાથી જ

કહી શકાય છે. પૃથ્વીની બહાર ગયા પછી જ્યોતિપશાસ્ત્રમાં 'ઉપર' અને 'નીચે' એવી કોઈ વસ્તુ જ રહેતી નથી. રાત્રે જે આકાશખંડને આપણે 'ઉપર' કહીએ છીએ, તે દિવસે 'નીચે' થઈ જાય છે.

આ બધું જાણવા છતાં આપણે 'ઉપર' અને 'નીચે'ની ભાષા છોડી નથી. સૂરજ ઊગતો નથી; પૃથ્વી જ પશ્ચિમમાંથી પૂર્વની બાજુએ ફરે છે; જેઓ એ વાત જાણે છે તેમણે શુદ્ધ ભાષાનો પ્રયોગ કરવો હોય તો કહેવું પડે કે પૃથ્વી સૂરજની બાજુએ ફરી ગઈ છે; અથવા એથી પણ વધુ સ્પષ્ટ કરવું હોય તો કહેવું જોઈએ કે જ્યાં આપણે છીએ તે પૃથ્વીનો ભાગ એટલો ફરી ગયો છે કે સૂર્યનાં કિરણો હવે કશી રુકાવટ વિના આપણી તરફ આવી રહ્યાં છે. પરંતુ એવી ભાષા કોઈ બોલતું નથી, બોલવાથી લાભ નથી. આપણે સત્યને જ સમજવું જોઈએ, પછી ભલે ભાષા ગમે તેવી બોલતા હોઈએ.

જે સૂર્ય ઊગે છે અને પશ્ચિમમાં અસ્ત પામે છે, તેનો એક ચક્રાકાર રસ્તો જોવામાં આવે છે. એ રસ્તાની બહાર સૂર્ય કદાપિ જતો નથી. રોજ સવારે જો આપણે સૂર્યોદયનું સ્થાન જોવા જઈએ, તો તે ખસતો ખસતો કાંઈક થોડો ઉત્તરની બાજુએ ઢળતો જાય છે. ત્યાં એક-બે દિવસ થોભીને તે પાછો પૂર્વની બાજુએ જઈને અને વધુ આગળ વધીને દક્ષિણની તરફ જવા લાગે છે. ત્યાં પણ એક મર્યાદા સુધી પહોંચ્યા પછી એક-બે દિવસ થોભીને પાછો ઉત્તરની બાજુએ જવા લાગે છે. પરંતુ ઉત્તર અને દક્ષિણની બાજુએ તેના ઢળવાની નિશ્ચિત મર્યાદાઓ છે. એ ઉપરથી દક્ષિણાયન અને ઉત્તરાયણ એ શબ્દો આવ્યા છે.

આ વાતો કેવળ વાંચવા માટેની જ નથી. જો ઘરનાં નાનાંમોટાં બાળકોને સાથે લઈને આપણે રોજ સૂર્યોદયનું સ્થાન જોતા રહીએ, અથવા સવારે બારીમાંથી જે સૂર્યનો પ્રકાશ ઘરની અંદરની દીવાલ પર આવે છે તેને જોતા રહીએ તો સૂર્યનું બિંબ થોડું થોડું ખસતું સારી રીતે ધ્યાનમાં આવશે અને તે જોવામાં બાળકો-ને આનંદ પણ પડશે. સૂર્યોદય થતાં જ્યાં દીવાલ પર પ્રકાશ પહોંચે છે, ત્યાં એક એક રેખા–લીટી દોરીને તેની સાથે એ દિવસની તારીખ લખવી જોઈએ, અને આઠ આઠ દિવસે નવી નવી લીટી ખેંચીને જોવું જોઈએ કે કેટલું અંતર પડી ગયું છે.

વાચકે એટલું ધ્યાનમાં રાખવું કે માર્ચની ૨૧મીએ સૂરજ છેક પૂર્વમાં ઊગે છે, પછી ધીરે ધીરે તે ઉત્તરની બાજુએ ઢળવા લાગે છે, અને ૨૧મી જૂન સુધી ઉત્તર દિશાએ આગળ વધતો જાય છે. ત્યાંથી પાછા ફરતાં ૨૨મી સપ્ટેમ્બરે તે પાછો પહેલાંની જેમ ઠીક પૂર્વમાં આવી પહોંચે છે. આપણે ઉત્તર ગોળાર્ધમાં રહે-નારા લોકો જૂન માસમાં સૂરજને આપણા માથા પર જોઈએ છીએ, અને તે કારણથી અહીંની ગરમી વધે છે. દક્ષિણ આફ્રિકા, દક્ષિણ અમેરિકા અને ઑસ્ટ્રેલિયા આદિ દક્ષિણ ગોળાર્ધના લોકોને માટે તે ઠંડીના દિવસો હોય છે અને તેમને ગરમ કપડાં પહેરીને સગડી આગળ બેસી તાપવું પડે છે.

૨૨મી સપ્ટેમ્બર પછી સૂરજ દક્ષિણની બાજુએ ઢળવા લાગે છે અને ૨૨મી ડિસેમ્બર સુધી દક્ષિણ બાજુએ જ ઢળતો જાય છે. આ કારણથી એ દિવસોમાં એટલે કે આપણા મકરસંક્રાંતિના તહેવાર પર આપણે ત્યાં ઠંડીના દિવસો હોય છે અને દક્ષિણ ગોળાર્ધના લોકો ગરમીથી પરેશાન થઈને આઈસક્રીમ ખાવા માંડે છે તથા પંખા ચલાવે છે.

જો સાચું પૂછો તો આ ગતિભ્રમ જ છે. સૂરજ તો જ્યાંનો ત્યાં જ હોય છે. પૃથ્વી જ પોતાની ધરી પર ફરતી રહે છે અને ધ્રુવના તારાને તાકી રહીને સૂર્યની પરિક્રમા કરતી હોય છે. પરિણામે ઉત્તર ધ્રુવનો પ્રદેશ થોડા મહિના માટે સૂરજની તરફ ઝૂકેલો રહ્યા કરે છે અને બાકીના દિવસોમાં ઉત્તરનો પ્રદેશ સૂરજથી દૂર હઠી જાય છે. ગતિભ્રમ જાણવા છતાં પણ જૂની ભાષા ચાલુ રાખવામાં એક પ્રકારની સરળતા રહેલી છે.

હવે આ જે સૂર્યની યાત્રાનો માર્ગ છે તેને આપણી ભાષામાં 'ક્રાંતિવૃત્ત' કહે છે. આ માર્ગ આકાશની મધ્યરેખાથી બે બાજુએ ૧૮–૧૮ અંશ સુધી ફેલાયેલો છે. સૂર્ય, ચંદ્ર અને બુધ, શુક્ર, મંગળ, ગુરુ, શનિ, યુરેનસ, નેપ્ચૂન (અરુણ) અને પ્રાંતક (પ્લુટો) એ બધા ગ્રહો આ ક્રાંતિમાર્ગ પર જ ચાલતા જોવામાં આવે છે.

આપણા જ્યોતિષનું મુખ્ય ગણિત સૂર્ય, ચંદ્ર અને આ ગ્રહોને આધારે જ કરવામાં આવે છે. તેથી ક્રાંતિવૃત્ત અથવા રવિમાર્ગના વિભાગો કરવા પડે છે. જેવી રીતે આપણે આપણા રસ્તાને માટે માઈલ અથવા ગાઉનો હિસાબ ગણીએ છીએ, તેવી રીતે આ રવિમાર્ગના બાર, સત્તાવીસ અથવા ૩૬૦ વિભાગો કરીને એને રાશિ, નક્ષત્ર, યા અંશ કહેવામાં આવે છે.

ચંદ્ર ૨૭ દિવસની અંદર આકાશચક્રનું એક આવર્તન પૂરું કરે છે, તેથી આકાશના પ્રથમ સમસમાન ૨૭ વિભાગો કરવામાં આવ્યા. હવે એ ૨૭ વિભાગોને કાંઈ ને કાંઈ નામો તો આપવાં જ જોઈએ. લોકોએ ધાર્યું કે આટલા પહોળા રસ્તાના એક એક વિભાગમાં આગળ કે પાછળ, અહીં કે તહીં, એક એક સારો તારો અથવા તારાસમૂહ એવું કંઈક તો મળશે જ. અને એમ એ આખા પ્રદેશને એ નક્ષત્રનું નામ આપવામાં આવે તો બહુ સારું. લોકોએ ૨૭ વિભાગોને માટે ૨૭ નક્ષત્રો મુકરર કર્યાં. એ નક્ષત્રો રવિમાર્ગ પર પોતપોતાની જગ્યાએ સ્થિર રહે છે. ગ્રહોની પેઠે તેઓ ફરતા નથી તેથી જ તેમને નક્ષત્રનું નામ મળ્યું છે.

હવે જો એ નક્ષત્રો બરાબર સમાન અંતરે એક જ હારમાં હોત, તો આપણને બહુ સરસ સગવડ સાંપડત. પરંતુ આકાશના તારા પૃથ્વીને કે પૃથ્વી પરના માણસને પૂછીને તો થોડા જ આકાશમાં બેઠા છે? મનુષ્ય પોતાના નાના યા મોટા દેશમાં રહે છે ત્યારે તે દેશની રાજધાનીને તેની બરાબર મધ્યમાં જ રાખતો નથી, પછી આપણને એવો શો અધિકાર છે કે આપણે એ નક્ષત્રોને આપણી મરજી માફક સમાંતરે જ રહેવાનું કહીએ?

આકાશમાં ગણિતની દૃષ્ટિથી ૨૭ સમસમાન ભાગો કરવામાં આવ્યા છે તેને 'ગણિત વિભાગ' કહે છે. અને આકાશમાં જે ચમકતાં નક્ષત્રો જોવામાં આવે છે તેના પરથી પાડેલા નાનામોટા વિભાગોને 'નક્ષત્ર વિભાગ' કહે છે. ચંદ્ર રોજ એક એક નક્ષત્રની સાથે રહે છે, અને ૨૭ દિવસમાં આકાશની એક પરિક્રમા પૂરી કરે છે. પરંતુ ૨૭ દિવસ પૃથ્વી તો એક જગ્યા પર સ્થિર રહેતી નથી. તેને પોતાની સૂર્યપ્રદક્ષિણા કરવી જ છે. ૨૭ દિવસમાં પૃથ્વી જેટલી આગળ વધે છે એટલું અંતર પૂરું કરવાને માટે ચંદ્રને બીજા પણ અઢી દિવસ અથવા અઢી નક્ષત્રોની યાત્રા કરવી પડે છે. એથી ચંદ્રનો મહિનો ૨૯॥ દિવસનો થાય છે (અને ચંદ્રનું વર્ષ એ હિસાબે ૩૫૪ દિવસનું થાય છે). હવે જે રીતે પૃથ્વીના ફરવાથી એક દિવસ બને છે, અને એ રીતે ચંદ્રની એક પૃથ્વી-પરિક્રમાથી મહિનો થાય છે. અંગ્રેજીમાં ચંદ્રને 'મૂન' કહે છે, અને મહિનાને 'મંથ' કહે છે. સંસ્કૃતમાં પૂર્ણ-મહિનાને 'પૂર્ણિમા' કહે છે– पूर्णमासे तु पूर्णिमा.

દિવસ અને મહિનાની વ્યુત્પત્તિ આપણને મળી ગઈ. વર્ષની વ્યુત્પત્તિ પણ એવી જ છે. સામાન્ય લોકોની ભાષામાં વાત કરીએ તો વર્ષનો હિસાબ સૂર્યની ઉપર છે. ઉત્તરાયણથી માંડીને ઉત્તરાયણ સુધીનું અથવા દક્ષિણાયનથી માંડીને દક્ષિણાયન સુધીનું એક વર્ષ છે. વર્ષ શબ્દ 'વર્ષા'–વરસાદ પરથી આવ્યો છે. એક વર્ષા-કાળથી બીજા વર્ષાકાળ સુધીમાં આખું ઋતુચક્ર પૂરું થાય છે. મૂળ વાત એ છે કે પૃથ્વી જેટલા સમયમાં સૂર્યની એક પ્રદક્ષિણા પૂરી કરે છે એટલા કાળને એક વર્ષ કહે છે. આ એક વર્ષમાં ચંદ્રના ૧૨ માસ બેસે છે, પરંતુ ચંદ્રના બાર માસમાં એક વર્ષ પૂરું નથી થતું. તેથી હિસાબની સરળતા માટે મહિનાના ૩૦ દિવસો મુકરર કરવામાં આવ્યા અને વર્ષ ૩૬૦ દિવસનું નક્કી કરવામાં આવ્યું. ખરું વર્ષ તો ૩૬૫ દિવસથી સહેજ વધુ સમયનું થાય છે.

આ કારણથી સૂર્યમાર્ગના સમસમાન ૩૬૦ વિભાગો કરવામાં આવ્યા. એક એક વિભાગને એક એક અંશ કહેવામાં આવે છે. એ માર્ગના બાર સમસમાન વિભાગો કરીને એક એકને 'રાશિ'નું નામ આપવામાં આવ્યું. આમ એક એક રાશિમાં હિસાબે સવાબે નક્ષત્ર બેસે છે, અર્થાત્ ત્રીસ ત્રીસ દિવસ બેસે છે. ચંદ્ર એક એક નક્ષત્રમાં એક એક દિવસ રહે છે. સૂર્યને એક વર્ષમાં ૨૭ નક્ષત્ર પૂરાં કરવાનાં હોય છે અર્થાત્ સૂર્ય એક એક નક્ષત્રમાં ૧૩॥ દિવસ રહે છે.

આ બધો હિસાબ પંચાંગ સમજવા માટે તો કામનો છે જ. પરંતુ તેનો ખરો ઉપયોગ આકાશ-નિરીક્ષણ માટે છે. સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા અને આકાશગંગાનું નિરીક્ષણ કરવાને માટે જે આવશ્યક જ્ઞાન છે, તે પ્રાપ્ત કર્યા બાદ આકાશ-નિરીક્ષણનો આનંદ કાંઈક જુદો જ મળે છે; કારણ કે તેથી આપણે પહેલેથી જ જાણતા હોઈએ છીએ કે ક્યા વખતે કયું દૃશ્ય આપણે જોઈ શકીશું.

પંચાંગનું આ પ્રાથમિક જ્ઞાન જેને હોય છે તે રાત્રે ચંદ્રને જોતાં જ સહેલાઈથી કહી શકે છે કે આજે કઈ તિથિ છે, કયું પખવાડિયું છે અને કયો મહિનો છે. પંચાંગ જોવાની કે કોઈને પૂછવાની ખાસ જરૂર જ રહેતી નથી.

**ડિસેમ્બર, ૧૯૪૦**

# ૬. રાત્રિની સમૃદ્ધિ – ૧

કુદરતનાં રમણીય અને ભવ્ય દૃશ્યો જોવા માટે આપણે દૂરદૂરની સુસાફરી કરીએ છીએ. કોઈ વાર એ રસ આપણી પાસે જીવનાં જોખમો પણ ખેડાવે છે. પણ જ્યાં છીએ ત્યાં જ આપણી પૃથ્વી કરતાં અનંતગણી તેજસ્વી સૃષ્ટિ આપણે માથે ચળકતી છતાં એનું સૌંદર્ય નિહાળવાની ઘણાખરાને બુદ્ધિ પણ થતી નથી એ કેટલું આશ્ચર્ય! કોહિનૂર જેવા હીરા પોતાની પાસે રાખવા માટે રાજાઓ કેટલા લડયા છે, લક્ષ્મીપુત્રોએ કેટલાં કાવતરાં કર્યાં છે! પણ પૃથ્વીના કોઈ પણ રત્ન કરતાં જેમની કાન્તિ હજારગણી વધારે છે એવા આકાશના તારા પોતાના કરવા આપણે જરાસરખી તસ્દી નથી લેતા એ કેટલું આશ્ચર્ય! જહાજમાં બેઠાં આપણા પગ તળેના સાગરનું ગાંભીર્ય ધ્યાનમાં આણી આપણે પોતે ગંભીર થઈ જઈએ છીએ, અને આપણને ગૂઢાતિગૂઢ વિચાર આવે છે. કોઈ પણ મહાસાગરની ઊંડાઈ જેની આગળ ગોષ્પદ સમાન પણ ન ગણાય એવા અનંતગંભીર આકાશને માથા પર વિસ્તરેલું જોવા છતાં માણસ છીછરો ને છીછરો જ રહી જાય છે એ કેટલું આશ્ચર્ય!

પ્રાચીન કાળમાં આપણને તારાઓનું જ્ઞાન હતું એના કરતાં હજારગણું જ્ઞાન છેલ્લાં સો વરસમાં આપણે મેળવ્યું છે. પણ પ્રાચીન કવિઓએ તારાઓ વિશે જેટલું કાવ્ય લખ્યું છે તેનો હજારમો ભાગ પણ આજના કવિઓને સ્ફુર્યો નથી એ કેટલું દુ:ખદ આશ્ચર્ય છે!

અથવા આશ્ચર્ય શાનું? માણસની કલ્પનાનાં સર્વોચ્ચ ઉડ્ડયનો જ્યાં થાકી જાય છે ત્યાં તારાસૃષ્ટિની પ્રથમ ઝાંખી શરૂ થાય છે. માણસની કલ્પનાશક્તિ કરતાં તારાઓનું વાસ્તવિક રહસ્ય દરેક રીતે ઊંડું છે. વિશ્વરૂપદર્શનથી અર્જુન જેટલો અસ્વસ્થ થયો એના કરતાં અધિક અસ્વસ્થ થવાનું કારણ ચુપચાપ સળગતા રાતના તારા આપણને આપી રહ્યા છે. જ્યાં સુધી આપણે તારાઓના વિસ્તારની શોધ કરી ન હતી ત્યાં સુધી આપણને 'અનંત' શબ્દનો ખ્યાલ જ ન હતો. આકાશનું ઊંડાણ, તેમ જ મનુષ્યહૃદયનું ઊંડાણ ખરેખર કાળના ઊંડાણ જેટલું જ અનંત છે એનો દરરોજ નવો નવો સાક્ષાત્કાર થતો જાય છે. અને આજના જ્ઞાન કરતાં આવતી કાલનું જ્ઞાન એકાએક હજારગણું વધતાં છતાં આપણે હજીયે જ્ઞાનસાગરના કિનારા પર જ છીએ એમ કહેવું પડે છે. અને અંતે પ્રતીતિ થાય છે કે અનંતની યથાર્થ કલ્પના કરવા માટે પણ જ્ઞાનની આ શોધ અનંત કાળ સુધી ચલાવવી જોઈશે.

પ્રકાશની ગતિ એક સેકંડે એક લાખ, છયાસી હજાર, ચારસો વીસ માઈલની છે. મુંબઈથી ન્યૂયૉર્કનું અંતર જેમ આપણે ઈંચ, આંગળ કે દોરાથી માપતા નથી, માઈલથી માપીએ છીએ તેમ પ્રકાશની ગતિનો વિચાર કરતી વખતે નાનામાં નાનો એકાંક (યુનિટ) એટલે કે એકમ માઈલનો ન ગણાતાં ઉપર બતાવેલી ગતિએ પ્રકાશ એક વરસ સુધી એટલે કે ત્રણ કરોડ, અગિયાર લાખ, ચાર હજાર સેકંડ સુધી દોડીને જેટલું અંતર કાપે તેટલા માઈલનો ગણાય છે. આ ૫,૭૯,૮૪૦ કરોડ માઈલનું અંતર એ તારાઓનું અંતર માપવાનો એક હાથ છે. આ અંતરને – કાલને નહીં – તારા જ્યોતિષમાં 'તેજોવત્સર' અથવા 'તેજાબ્દ' કહે છે. આકાશના અનેક તારાઓ આપણે ત્યાંથી કેટલા દૂર છે એ આજના ખગોળશાસ્ત્રીઓ માપી શક્યા છે. દક્ષિણ તરફના જયવિજયમાંનો એક તારો આપણે માટે નજીકમાં નજીકનો ગણાય. એ કેવળ ૪ ૧/૩ તેજોવત્સર દૂર છે. જ્યારે આજકાલ સવારે પૂર્વ તરફ પુરજોશમાં ઊગનાર સ્વાતિનું અંતર ૧૩૬ તેજોવત્સર છે.

એનો અર્થ એ થયો કે સવારે ઊઠતાંવેંત સ્વાતિનો જે તાજગીભર્યો પ્રકાશ આપણને મળે છે તેને સ્વાતિથી નીકળ્યે ૧૩૬ વરસ થયાં છે. સ્વાતિનો ફોટો લઈ જો એમાંથી ત્યાંની કંઈ માહિતી મળી શકતી હોય તો તે નાના ફડનવીસના વખતની અથવા ફ્રાંસના વિપ્લવના વખતની માહિતી હશે.

રાત્રે ઉત્તર તરફ આપણે ધ્રુવને જોઈએ છીએ એ પ્રકાશ ૬૫ વરસનો વાસી છે. એટલે કે આજે રાત્રે જે પ્રકાશને ધ્રુવ તરીકે આપણે ઓળખીએ છીએ તે ગાંધીજીના જન્મના અરસામાં ત્યાંથી નીકળ્યો હતો, અને દર સેકંડે ૧,૮૬,૪૨૦ માઈલને પ્રચંડ વેગે દોડતો અહીં આવી પહોંચ્યો છે. તારાઓનો પ્રકાશ ઝબૂક ઝબૂક હાંફે છે તે અમસ્તો નહીં!

તારાઓના પ્રકાશમાં જો તારાઓ પરનું આખું દૃશ્ય આપણે જોઈ શકતા હોઈએ તો આપણને સેંકડો, હજારો અને લાખો વરસનો જૂનો ઇતિહાસ પ્રત્યક્ષ – આપણી નજર આગળ ભજવાતો જોવા મળે. પૃથ્વીનું તેજ પણ બીજા ગ્રહ કે તારા પર ચંદ્રની પેઠે દેખાતું હોય અને ત્યાંના લોકો એ પ્રકાશમાં અહીંનો આખો ઇતિહાસ જોઈ શકતા હોય તો આપણો જૂનો ઇતિહાસ પણ આજે પ્રત્યક્ષ ભજવાતો એમને દૃષ્ટિગોચર થવો જોઈએ.

આવા અદ્‌ભુત પ્રકાશની અખૂટ લીલા રોજ ને રોજ આપણને જોવા મળે છે, તો તેને વિશે આપણે સહેજસાજ જાણી લઈએ તો નિર્દોષ આનંદ મેળવવા ઉપરાંત, આપણે ઈશ્વરને જાણી શકતા નથી એ ભાન પણ તાજું કરી શકીએ અને આપણા જીવનવ્યવહારમાં નમ્રતા અને ઉદારતા આણી શકીએ. શિયાળાની દીર્ઘ રાત્રિએ આઠ વાગ્યે અને સવારે ચારપાંચ વાગ્યે જ્યારે વ્યવહારના કામમાંથી આપણે મુક્ત હોઈએ છીએ ત્યારે જો આકાશ તરફ જોઈશું તો પૃથ્વી પર જેની આપણને કલ્પના પણ ન આવે એવા જાતજાતના આનંદો મળશે.

૬-૧૨-'૩૨

# ૭. રાત્રિની સમૃદ્ધિ – ૨

અંધારી રાત્રિઓ જ્યારે બધા જ તારા પ્રગટ થયેલા હોય છે ત્યારે આકાશ વધારે ઊંડું લાગે છે અને એની શોભા કાંઈક ઓર જ હોય છે. આજકાલ સાંજે ચાંદરણું હોવાથી આકાશના નાના નાના તારા ચળાઈ જાય છે. મોટા મોટા ધીકતા તારા તેટલા જ દેખાય છે. એક રીતે એ સારું છે. અંધારી રાત્રે તારાની સમૃદ્ધિમાં શિખાઉ માણસ મૂંઝાઈ જાય છે. ચાંદરણાએ ગાળી રહેવા દીધેલા મુખ્ય મુખ્ય તારાઓ ઓળખવા સહેલા. આપણે રાત્રે સાડાસાત આઠ વાગ્યે આકાશ નિહાળશું. ખરું જોતાં પૂર્વ દિશા તરફ નવા નવા તારાઓનું સરઘસ આવતું જોવાનો આનંદ વિશેષ હોય છે, છતાં પ્રથમ પશ્ચિમ તરફ જરાક નજર નાખીએ તો ઠીક; કેમ કે ત્યાં શુક્ર અને શનિ બંને આથમવાની તૈયારી કરી રહ્યા છે. આપણે જરાક મોડા પડ્યા તો બંને જણા પશ્ચિમ ક્ષિતિજમાં ડૂબી જવાના. શનિનું આખું નામ શનૈશ્ચર છે, કેમ કે એ બહુ ધીમો ચાલે છે. એને સૂરજની આસપાસ એક પ્રદક્ષિણા પૂરી કરતાં આપણાં ઓગણત્રીસ વર્ષ જોઈએ છે. થોડાક દિવસ પહેલાં શુક્ર શનિથી બહુ દૂર નીચો હતો, પણ એ ઉતાવળે ચડતો ચડતો શનિની નજીક આવવા લાગ્યો છે. શુક્ર-શનિ ચળકે છે ખૂબ, પણ એ કાંઈ તારા નથી. એ સૂરજની આસપાસ ફરનારા ગ્રહો છે. ગ્રહો તારાની પેઠે ઝબૂકતા નથી. પણ આથમતી વખતે કે ઊગતી વખતે વાતાવરણની અસરને લીધે ઝબૂકતા હોય એવું લાગે છે. એ જ કારણે શુક્ર આથમતી વખતે લાલ દેખાય છે—જાણે મોટો થયેલો મંગળ.

કોઈ પણ ક્ષણે આકાશનો જે ભાગ આપણને દેખાય છે તે જ આકાશ બીજે દિવસે એ જ ઠેકાણે લગભગ ચાર મિનિટ વહેલું આવે છે. જે તારો આજે આઠ વાગ્યે ઊગે કે આથમે તે આવતી કાલે આઠમાં ચાર મિનિટ બાકી હોય ત્યારે જ જ ઊગતો કે આથમતો હોય. આટલી એક વસ્તુ ધ્યાનમાં રાખવાથી ઘણી વાતો એની મેળે સ્પષ્ટ થશે. આકાશના તારા રોજ પૂર્વમાં ઊગીને પશ્ચિમ તરફ આથમે છે એ એમની ગતિ સાચી નથી. આપણી પૃથ્વી પશ્ચિમથી પૂર્વ તરફ ભમરડાની માફક ફરે છે તેથી આખું આકાશ પૂર્વથી પશ્ચિમ તરફ જતું હોય એમ લાગે છે. છતાં આપણે તો આકાશની વાતો કરતી વખતે આકાશની ગતિનો જે ભાસ થાય છે તે જ જાણે સાચો હોય એવી રીતે બોલીશું. એમાં સગવડ છે.

આજકાલ પશ્ચિમ તરફ શ્રાવણ આથમતો જોવાની ખાસ ખૂબી છે. શ્રાવણ નક્ષત્ર નિતાન્ત સુંદર છે. આકાશગંગાને કાંઠે એના ત્રણ તારા એક લીટીમાં હોય છે. એમાં વચલો ચળકતો તારો તે પિતૃભક્ત શ્રાવણ. એની બે બાજુ ઉપર બે

ારા છે તે એનાં માતપિતા. કાવડ લઈને ગંગાને કિનારે આવ્યો ત્યાં દશરથનું ાણ એને વાગ્યું. એ ત્રણ તારાને જ બાણ ગણીએ અને એ કઈ દિશાએથી ાાવ્યું છે એ તપાસવા જો જમણી તરફ નજર ફેરવીએ તો બરાબર એ ત્રણ ારાની દિશામાં મોટો ચળકતો તારો દેખાશે, એનું નામ અભિજિત. અંગ્રેજીમાં ાભિજિતને Vega (વીગા) કહે છે. ખરું જોતાં આપણે એને દશરથ કહેવો ોઈએ. દશરથના બાણથી જ શ્રાવણ ગતપ્રાણ થયો હતો ને! શ્રાવણને અંગ્રેજીમાં ltair (આલ્ટેઆર) કહે છે.

પશ્ચિમ તરફ જોવાનું છોડી દઈ હવે આપણે જમણી બાજુ ઉત્તર તરફ વળીએ, ાં ધ્રુવ દેખાશે. ધ્રુવ બરાબર ઉત્તર તરફ હંમેશ એને એ જ ઠેકાણે હોય છે. કશાની ચોપડીમાં તમારા શહેરના જે અક્ષાંશ બતાવ્યા હોય તેટલા જ અંશ ્રુવનો તારો તમારા ક્ષિતિજથી ઊંચો હોય છે. અગાસી ઉપર એકાદ ગોળ મેજ ેવું કંઈ રાખી એના પૃષ્ઠભાગથી ધ્રુવ કેટલા અંશે ઊંચો છે એ માપી લેવું ાને ગેઝેટિયરમાં આપણા સ્થાનના અક્ષાંશ કેટલા છે એ જોઈ લેવું; બંને બરાબર ોવા જ જોઈએ. ધ્રુવ જો સાંજે ન ઓળખી શકાય તો સવારે પાંચ વાગ્યે ઊઠીને ાાપણે એના સમાચાર કાઢીશું. અત્યારે સાંજે ધ્રુવને માથે એક વાંકોચૂકો ΛΛ ોતાના ટાંટિયા ફેલાવીને ઊભો છે એને જોઈશું. એના બંને ખભા સરખા ઊંચા ાથી. એકાદ આરામખુરશી આપણે બાજુથી જોતા હોઈએ તેવો આ M દેખાય ે. અંગ્રેજીમાં એ નક્ષત્રમંડળને Cassiopia (કેસિયોપિયા) કહે છે; એને Lady's hair પણ કહે છે. આપણે ત્યાં એને માટે જૂનું નામ નથી. એક મિત્ર કહે ે કે ઉત્તર ધ્રુવ તે શેષશાયી ભગવાન વિષ્ણુ, અને કેસિયોપિયા તે લક્ષ્મી છે. ાળશાસ્ત્રી જાંભેકરે એનું નામ પાડ્યું શર્મિષ્ઠા. આપણે ત્યાં યયાતિ, શર્મિષ્ઠા અને ેવયાનીની વાર્તા છે તેમ ગ્રીક પુરાણોમાં પર્સ્યુસ, એન્ડ્રોમીડા અને કેસિયોપિયાની ાર્તા છે. પણ કેસિયોપિયાને આપણે શર્મિષ્ઠા ન કહેતાં દેવયાની કહીએ તો શું ોટું? દેવોનું યાન, વાહન તે આ આરામખુરશી.

દેવયાનીને જોઈને આપણે પૂર્વ તરફ વળીશું, કેમ કે ત્યાં મૃગ નક્ષત્ર ઊગે ે. મૃગ નક્ષત્ર ઓળખવાને જરા કલ્પનાશક્તિ વાપરવી જોઈએ. આકાશ જાણે ાચનો એક મોટો ઘુમ્મટ છે. એના ઉપર એક હરણ દોડે છે. એના ચાર પગની ચાર ખરી આપણે નીચેથી જોઈ શકવાના. ખરીના ચાર તારા છે. મૃગ ઉત્તર તરફ ોડે છે. એના પેટમાં ત્રણ તારાનું એક બાણ છે. મૃગના ચાર પગમાંનો ઉત્તર ારફનો એટલે કે આગળનો જમણો પગ ઠીક ઠીક ચળકે છે. એને જ આર્દ્રા ાહે છે. પાછળના પગમાંથી ડાબો એટલે કે નીચલો વધારે ચળકે છે, એને અંગ્રેજી-ાાં રાયગેલ કહે છે. પાછળના બે પગ વચ્ચે, પણ લગભગ બાણ પાસે, તારાનું ોક ઝૂમખું છે. એ દોડનાર હરણનું પૂછડું કલ્પાય. અને આગળના બે પગ વચ્ચે પણ જરા બહાર આડે આવેલું ઝૂમખું તે માથું.

ખરું જોતાં તારાની માહિતી સાથે એની આકૃતિ આપવી જોઈએ. પણ આપણે અહીં આકૃતિ દોર્યા વગર શબ્દો મારફતે જ બધું સમજી લેવાના છીએ. એમાં કહેનાર અને સાંભળનાર બંનેની શક્તિની કસોટી છે.

૨૦-૧૨-'૩૨

# ૮. રાત્રિની સમૃદ્ધિ – ૩

ડિસેમ્બર અને જાન્યુઆરી વચ્ચેના ટાઢના દિવસો છે. આ લેખ લખી રહ્યો છું ૨૭મીની સવારે પ્રાર્થના પછી પાંચ વાગ્યે. અને વાચકો એનો ઉપયોગ કરશે ચોથી ને સોમવારે સવારે. આ ક્ષણે જે આકાશ હું જોઈ રહ્યો છું એ જ આકાશ તે સોમવારે સવારે સાડા ચાર વાગ્યે આપણી આગળ ફેલાયેલું હશે (કેમ કે બધા તારાઓ રોજ ચાર ચાર મિનિટ વહેલા ઊગે છે, એ હિસાબે આઠ દિવસમાં અડધો કલાક ગણાય). પણ વાચકો પાંચ વાગ્યે આકાશને જોશે તોયે બહુ ફેર પડવાનો નથી. ગયે ફેરે કહ્યું હતું તેમ જરા ઉતાવળે પશ્ચિમ દિશા જોઈ લેવી, કેમ કે ત્યાંની જ્યોતિઓ ડૂબવાની તૈયારીમાં હોય છે.

અત્યારે પશ્ચિમ તરફ મૃગ નક્ષત્ર આથમવાની તૈયારીમાં છે. એના પેટના ત્રણ તારાનું બાણ સરસ ચળકે છે. આ મૃગ નક્ષત્રની ડાબી બાજુએ એટલે કે સહેજ દક્ષિણ દિશા તરફ સૌથી ચળકતો તારો વ્યાધનો છે. લગભગ બાણની લીટીમાં એ વ્યાધને જ એક કૂતરાનું માથું કલ્પી પાશ્ચાત્ય લોકોએ એક સુંદર શ્વાન જોડી કાઢ્યો છે. એ વ્યાધના તારા તળે સહેજ જમણી બાજુ ઝૂકતો એક તારો છે એ કૂતરાનો આગલો પગ. વ્યાધના જ લેવલમાં દક્ષિણ તરફ જઈએ એટલે જે પહેલો ચળકતો તારો જડે છે ત્યાં સુધી કૂતરાની પીઠ છે. એથી જરાક આગળ જઈએ એટલે લેવલ કરતાં સહેજ ઊંચે એક તારો દેખાય છે ત્યાં સુધી કૂતરાનું પૂછડું ટટાર છે. પૂછડાના કાટખૂણામાં પાછળનો પગ બતાવનારો તારો સહેજે જોઈ શકાય છે. આગલા પગ કરતાં પાછળનો પગ કાંઈક ટૂંકો છે. આ આખા કૂતરા તરફ જોતાં સહેજે કલ્પના થાય છે કે મૃગ પાછળ દોડતાં એ કૂતરું પણ પશ્ચિમ સાગરમાં ભૂસકો મારવાની તૈયારી કરી રહ્યું છે તેથી પાછળનો પગ કંઈક ઊંચો છે અને શિકારના ઉત્સાહને લીધે પૂછડું ટટાર થયું છે.

આ કૂતરાનું પૂછડું, કૂતરાની પીઠ, હરણનો આર્દ્રાવાળો આગલો પગ એ બધા લગભગ એક હારમાં આવી જાય છે. એ જ હાર આગળ ચલાવીએ તો બ્રહ્મમંડળના બે તારાઓ દેખાય. આપણે લીટીની વાત નથી કરી, પણ હારની કરી છે. લીટી સીધી હોય છે જ્યારે હાર બે થાંભલા વચ્ચે લટકતા તારની પેઠે સહેજ વળાંકવાળો હોય છે.

બ્રહ્મમંડળના મુખ્ય તારા પાંચ, એમાંનો સૌથી નીચલો તો આથમી ગયો હશે. આપણી હારમાં આવતા બે તારાઓનો જમણી બાજુનો છેડો સૌથી વધારે ચળકે છે. એનું નામ બ્રહ્મહૃદય છે. અંગ્રેજીમાં એને કેપેલ્લા કહે છે. વચલા તારાને અંગ્રેજીમાં નાથ કહે છે. આપણે ત્યાંનું એનું નામ અગ્નિ છે (આની લીટી ઉપર સમાંતર લીટીમાં બ્રહ્મમંડળના બીજા બે તારા છે).

હવે આપણે જમણી બાજુ વળીને ઉત્તર ધ્રુવનો તારો જોઈ લઈશું. ઉત્તર ધ્રુવ પકડવો હવે તો બહુ જ સહેલો છે. બ્રહ્મમંડળની હારવાળી લીટી-બ્રહ્મહૃદયથી પણ આગળ ખેંચીએ તો એ ચુપચાપ ધ્રુવ સુધી પહોંચી જાય છે. પણ ધ્રુવને પકડવાની એથીયે સરસ યુક્તિ છે. ઉત્તર તરફ મોઢું રાખીને જરાક ઊંચે જોઈશું તો પૂર્વરાત્રે જ્યાં દેવયાની પોતાની ખુરશી ગોઠવીને બેઠી હતી એ જ ઠેકાણે સપ્તર્ષિ પતંગની પેઠે આકાશમાં ઊડતા દેખાશે; ચાર તારાની એક ચોકડી અને એની પાછળ ત્રણ તારાનું પૂછડું. જ્યાં પૂછડું ચોકડીને અડવા જાય છે ત્યાંનો તારો પ્રમાણમાં ઝાંખો છે. એ જરા દુ:ખની વાત ખરી. એનું નામ અત્રિ. ચોકડીના આગેવાન ઊભા બે તારાઓની લીટી જો નીચે ખેંચીએ તો એ લગભગ ધ્રુવને અડવા જાય છે.

ધ્રુવ તારો ચોવીસે કલાક એ ને એ ઠેકાણે હોય છે એમ કહી શકાય. અને એથી જ એને ધ્રુવ કહે છે. (હોકાયંત્ર હમેશાં એ જ તારાની નજીક પોતાનો એક છેડો તાકે છે.) આ સપ્તર્ષિઓ ધ્રુવની આસપાસ ગોળ ગોળ ફરે છે, પણ આગેવાન બે તારાની ધ્રુવ સાથેની લીટી બગડવા દેતા નથી. આગેવાન બે તારાઓમાં ઉપલો પુલહ અને નીચલો ક્રતુને નામે ઓળખાય છે. સપ્તર્ષિના પૂછડાના ત્રણ તારામાંથી વચલો તારો તે વસિષ્ઠ. વસિષ્ઠની નીચે લગભગ અડોઅડ એક નાનકડો તારો છે એને અરુંધતીનું નામ આપ્યા વગર છૂટકો છે? હિંદુઓ પરણે ત્યારે પતિ પોતાની પત્નીને એ અરુંધતીનું દર્શન કરાવે એવો નિયમ છે. બંનેના જ્યોતિષના જ્ઞાનની અને આંખના તેજની એમાં ઠીક કસોટી થાય છે. આજકાલનાં પતિપત્ની શું કરતાં હશે? કોણ જાણે.

હવે આપણે સ્વાતિ અને ચિત્રાના બે મોટા તારાઓની શોધે નીકળીશું. સપ્તર્ષિના પૂછડાનો વળાંક જો આગળ જવા દઈએ તો ખૂબ ચળકતો તારો સ્વાતિ આપણને જડશે. એને અંગ્રેજીમાં આર્કટચૂરસ કહે છે. સ્વાતિની દક્ષિણે આપણો મુક્તાહાર લંબાવીશું તો રૂપાળી ચિત્રા ચળકતી દેખાશે. અત્યારે ચિત્રા અને સ્વાતિ બંને આકાશમાં ખૂબ ઊંચે ચડયા છે. આ બંને તારાઓ ઊગે છે ત્યારે એકસામટા ઊગે છે, પણ આથમતી વખતે ચિત્રા વહેલી આથમે છે, સ્વાતિ ત્યાર પછી આથમે છે. આકાશના તારાઓ પરસ્પર અંતર અને દિશા કાયમ રાખે છે, છતાં એકસાથે ઊગેલા તારાઓ એક જ ક્ષણે કેમ આથમતા નથી એનું રહસ્ય આગળ જતાં આપણે જોઈશું. અત્યારે તો બીજા બે મોટા તારાઓ પૂર્વ ક્ષિતિજ ઉપર ઊગી રહ્યા છે તેમનું દર્શન કરી લઈશું.

પૂર્વ તરફ મોઢું કરીને ઊભા રહીશું તો ડાબી બાજુ લગભગ ઈશાન ખૂણે અભિજિત ઊગે છે. અંગ્રેજીમાં આને વીગા કહે છે. આપણે એનું બીજું નવું નામ પાડયું છે દશરથ. ગયે ફેરે સાંજે આપણે આકાશદર્શન કર્યું હતું ત્યારે અભિજિત આથમતો હતો. આજકાલ સવારે એને ઊગતો જોઈએ છીએ.

પૂર્વ તરફનું મોઢું કાયમ રાખી આપણે કાંઈક જમણી બાજુ જોઈશું તો ત્યાં કાંઈક લાલાશ પડતો તારો અભિજિત જેટલો જ ઊંચો આવેલો દેખાશે. એનું નામ પારિજાત છે. પારિજાતના ફૂલના પેટમાં પરવાળા જેવી જે લાલાશ હોય છે તેવી જ લાલાશ આ આકાશના પારિજાતમાં પણ છે. સોમવારને દિવસે ચંદ્ર વિશાખા નક્ષત્રમાં હશે તેથી પારિજાતની ઘણીખરી શોભા મારી જવાની છે, પણ એનો ઈલાજ નથી. ચારેક દિવસ પછી ફરી એ જ પારિજાતને જોવાથી ચંદ્રને અભાવે એ ખૂબ ખીલશે. આ પારિજાતની આસપાસ ઉપરનીચે બે ઝીણા તારાઓ છે. મૃગના બાણ જેટલા કે શ્રવણના બાણ જેટલા એ સીધી લીટીમાં નથી, જરાક વાંકા છે; પણ તેથી કાંઈ ઓછા શોભતા નથી. આ ત્રણ મળી જ્યેષ્ઠા નક્ષત્ર થાય છે.

દક્ષિણ તરફ ત્રિશંકુ અને એનો પુરોહિત આજકાલ સરસ ચળકે છે. બંને મળીને સધર્ન ક્રૉસ થાય છે. પણ અત્યારે એની વાત છોડી દઈએ. જયવિજય બરાબર ઉપર આવ્યા પછી તેમની સાથે જ ત્રિશંકુને ઓળખીશું.

૩–૧–’૩૩

# ૯. દેવોનું કાવ્ય – ૧

૧

સાબરમતી જેલમાં દક્ષિણોત્તર સૂઈ જઈને આકાશ જોવાની કેટલી મજા આવે છે! જાણે હોજમાં તરતા પડયા છીએ. જેલની દીવાલો એ હોજનો કિનારો છે. પગના અંગૂઠા તરફ નજર સામે અચળ ધ્રુવ વિરાજમાન છે; ત્યાંથી જમણી બાજુએ શિંગડાના બનાવેલા ખડિયા જેવો ધ્રુવમત્સ્ય ઊભો છે; અને સપ્તર્ષિ તો પોતાના ચક્કરમાં ઉપર સુધી પહોંચી નીચે ભૂસકવાની તૈયારીમાં છે.

પણ રહો! સપ્તર્ષિ હજી ઘણો વખત ત્યાં જ રહેશે; પણ પેલા ગુરુ શુક્ર આથમે છે એમને જલદી જલદી પ્રણામ કરીએ. કેવી સુંદર જોડી! જાણે મોતીને મળવા હીરો આવ્યો છે, અથવા નહીં; સુરગુરુ અને અસુરગુરુ દૂર દૂરના પેંતરા છોડી દઈ છેલ્લી કુસ્તીમાં બાથ ભીડવા તૈયાર થાય છે. અંતે વિજય કોનો થશે એ વિશે હવે શંકા રહી નથી. કાલે કે પરમ દિવસે એમની યુતિ થવી જોઈએ. યુતિ વખતે શુક્રાચાર્ય ગુરુ કરતાં ઊંચા આવેલા દેખાશે. પણ એનો વિજય ક્ષણિક છે. ગુરુ પોતાનું સ્થાન છોડે એમ નથી. ભીમ અને જરાસંધના મલ્લયુદ્ધ જેવું આ

યુદ્ધ જોવા એક તરફ બ્રહ્મહૃદય ચિત્ત દઈને ઊભું છે અને બીજી તરફ અસ્તથયેલા મૃગને છોડી દઈને આર્દ્રાનામધારી રુદ્ર લાલ આંખે નિહાળી રહ્યો છે.

બ્રહ્મમંડળ આખું દેખાવું જોઈએ, પણ અઢાર લીમડાનાં પાંદડાં આડે આવ્યાં છે એટલે 'કેપેલ્લા'ને પડખેનાં ઘેટાંનાં બે બચ્ચાં જ દેખાય છે.

બ્રહ્મમંડળ એ મારે મન તો હમેશાં ખીચડીનું વાસણ જ છે. આથમે છે ત્યારે અંદર કડછી નાખીને અંદરની બધી જ ખીચડી જાણે બહાર કઢાય છે.

આથમ્યા; એ બધા જ આથમ્યા; રુદ્ર, ગુરુ, શુક્ર, કોઈ રહ્યું નથી. હવે પશ્ચિમ આકાશમાં પુનર્વસુની એકલી હોડી તરે છે. પુનર્વસુના ચાર તારાનો પલંગ બનાવવા કરતાં હું તો પ્રશ્વનથી શરૂ થતી છ તારાની હોડી જેવી કમાન છે તેને જ વધારે સુંદર ગણું છું. અને 'કેસ્ટર' ને 'પોલોક્સ'ને એ હોડીનું પાછળનું સુકાન કલ્પું છું. એ હોડી દક્ષિણ તરફ પ્રયાણ કરે છે. હોડીમાં ચડવાની વ્યાધની ઉમેદવારી નિષ્ફળ જવાની છે. મૃગની પાછળ દોડવું ને પુનર્વસુની હોડીમાં ચડવાની આશા રાખવી આ બે લોભ રાખવાથી બિચારો ત્યાં ને ત્યાં જ રહ્યો છે. એકેમાં સફળ થયો નથી. બાવાના બેઉ બગડયા.

* * *

પેલાનું સાચું નામ કયું? પુષ્ય કે તિષ્ય? લંકાનો મહાવંશ વાંચું છું ત્યારે તિષ્ય નામ ગમે છે; પણ આકાશમાં જોઉં છું ત્યારે લાગે છે કે એ તિષ્ય તો નથી જ. પણ પુષ્યને બદલે પુષ્પ હોવું જોઈએ. પુનર્વસુની નૌકામાં બેઠેલી કોઈ અપ્સરાએ ઉપર ઉછાળેલું અને ત્યાગને લીધે ખંડિત થયેલું એ મ્લાન પુષ્પ છે.

હવે આપણે આશ્લેષાને વટાવીને મઘા તરફ આવીએ. મઘા એટલે સિંહ રાશિનો પ્રારંભ. આકાશમાં તો કેમે કરીને સિંહની આકૃતિ બનતી નથી, પણ વેદનું વચન* યાદ આવે છે. સંસ્કૃતમાં ત્યારે શું એ સિંહનું પરાક્રમ હશે? આપણા સપ્તર્ષિઓએ હમેશને માટે મઘા નક્ષત્રમાં રહેવાનું કેમ પસંદ કર્યું હશે? મઘાના પાણીમાં નાહવાની સગવડ જોઈને?

પણ આટલી વારમાં સપ્તર્ષિ ઊતરવા માંડયા અને જેલના નવના ટકોરા થયા. કહે છે કે મઘાનો યોગતારો ખલાસીઓને માટે બહુ મહત્ત્વનો છે. આકાશના ચાર રાજામાંનો તે એક છે. મઘા એટલે દાતરડું એ તો હવે મગજમાં ઠસી જ ગયું છે. એના હાથાને છેડે બે દોરીઓ બાંધી છે. બંનેને છેડે એક એક ફૂમતું છે. એક પશ્ચિમ તરફ ઊડે છે અને બીજું જાણે દક્ષિણ-પશ્ચિમ તરફ ઊડે છે. અને એ બે ફૂમતાં વચ્ચે બરાબર સીધી લીટીમાં એક ઝાંખો તારો પોતાનું અસ્તિત્વ પ્રગટ કરવું કે ન કરવું એની શંકામાં ઊભો છે.

ચાલો હવે આપણે બંને ફાલ્ગુનીઓનો પરામર્ષ લઈએ. એ ચોરસ તો ન જ કહેવાય. ઉત્તરા ફાલ્ગુનીની પેલી ચળકતી તારા રૂપગર્વિતા થઈ, જો સ્થાન પરથી ખસી ન હોત તો એ ખાસો ચતુષ્કોણ થયો હોત. પાણ જાણે પોતે બરાબર સ્થાન

* मघासु गावो हन्यन्ते

પર છે ને પોતાની સખીઓનો જ વાંક છે એમ ટગર ટગર તે આપણા તરફ જોયા કરે છે. સ્ત્રીઓ સાથે દલીલ શી? એનું અંગ્રેજી નામ 'ડેનેબોલા' મૂળે ગ્રીક કે અરબી?

હસ્તને જોવા માટે માથાને તાણ આપવા કરતાં ક્રમભંગનો દોષ વહોરી લઈને આપણે પ્રથમ સ્વાતિને જ જોઈ લઈએ. તેને મેં પહેલવહેલી નવસારીમાં જોઈ હતી. ત્યાંના પ્રદર્શન આગળના મેદાનમાં ચળકતી હતી. તે દિવસથી એણે મારી સાથે કેટલીયે મુસાફરી કરી છે. એ કાશ્મીરમાં પણ આવી હતી; અને લંકામાં પણ એણે મને દર્શન દીધાં હતાં.

ચિત્રા તો મારું જન્મનક્ષત્ર. ક્ષણેક્ષણે રંગ બદલવાની સ્વાતિની કળા ચિત્રામાં નથી. એને તો એક જ તેજ હમેશને માટે ધારણ કરવું છે.

જ્યાં સુધી જ્યોતિષના ગોલમિતિ ગણિતનો ખ્યાલ ન આવે ત્યાં સુધી આ કોયડાનો ઉકેલ જડતો નથી: ચિત્રા ને સ્વાતિ સાથે જ ઊગતાં છતાં ચિત્રા જલદી આથમી કેમ જતી હશે? ખરું જોતાં ધ્રુવથી ચિત્રા વધુ દૂર હોવાથી એને જ આકાશનો વધુ માર્ગ કાપવો પડે.

પણ સ્વાતિ તળે લટકતા આ કિરીટનું શું કરીશું? એના સાત તારાઓમાં કોહિનૂર જરાક આગળ બેસાડ્યો છે એ ઘડનારની કુશળતા બતાવે છે. છેક માથા પર રહે એના કરતાં સહેજ કપાળ તરફ ઝૂકે તો વધારે ઉઠાવદાર દેખાય જ. આ કિરીટને કોને માથે મૂકી દઈશું? જેને માથે મૂકીએ તે આકાશની રાણી થાય. અત્યારે પાસે ઉમેદવાર તો બે જ છે: ચિત્રા અને સ્વાતિ. સ્વાતિ કહેશે કે તેજ તો મારું જ કહેવાય. હું નમ્રતાથી એને કહીશ, માટે જ મુકુટ વિના તારું ચાલી શકે એમ છે. હું તો એ મુકુટ મારી ચિત્રાને જ આપું.

પણ હવે દિશા ફેરવીને ઉત્તર તરફ માથું કરીને ચિત્રાનું સીધું દર્શન કરીએ એ જ બરાબર છે. હસ્તની આટલી સુંદર અને સ્પષ્ટ આકૃતિ હોવા છતાં પેલા બંગાળીએ 'ભૂગોલચિત્ર'માં કેવી ભમરાળી આકૃતિ ચીતરી છે? પેલો નીચે અંગૂઠો છે: ઉપર તર્જની, મધ્યમા અને અનામિકા છે; અને કનિષ્ઠિકાએ જેમતેમ સ્થાન મેળવ્યું છે. ચિત્રલેખાએ તેજોરસમાં પોતાની પાંચે આંગળીઓ બોળીને આકાશના ફલક ઉપર પોતાનો પંજો મુદ્રિત કર્યો અને તે હસ્ત થયો. હસ્ત ઉપરથી એનું હાથિયો નામ પડે એમાં આશ્ચર્ય નથી થતું; પણ પશ્ચિમના લોકોએ તેને કાગડો શી રીતે બનાવ્યો એ તો કલ્પનાની બહારની વાત છે.

સાવ દક્ષિણમાં ત્રિશંકુ સ્વર્ગે ચડવાની મથામણ કરે છે; પણ એનાં ભાગ્ય જ ઓછાં; એને તો દૂરથી જ સ્વર્ગની ઝાંખી કરી નીચે ઊતરવું પડે છે. સ્વર્ગના દ્વારપાળ જયવિજય એમને દિલાસો આપે છે. પણ અત્યારે તો તાજેતરમાં જુવાન થયેલો પીપળો એ બંનેની આડે આવે છે એટલે આપણે એમને છોડીને વિશાખાને બારણે પહોંચી જઈએ.

વિશાખાનું જો જૂનું નામ રાધા જ હોય તો એ કોણે ફેરવ્યું? શા માટે ફેરવ્યું? ક્યા વૃક્ષની એ બે શાખાઓ છે? એ બધું કોણ કહી શકે?

* * *

થોભો, થોભો! આ દીવાલ પરથી વૃશ્ચિક ઉપર આવે છે. અનુરાધા તો પૂરી ઉપર આવી. વૃશ્ચિકના પેટમાંથી પ્રવાલ જેવો ચળકતો પારિજાત પણ ડોકિયું કરે છે. પણ ઊગતા વૃશ્ચિકનું દર્શન કોણ કરે? એને તો સવારે દસ ખોલીવાળા મકાન ઉપર આડો પડેલો જ જોવાની મજા. એટલે અત્યારે તો આ દેવોનું વિસ્તરેલું સુંદર કાવ્ય અહીં જ સમાપ્ત કરી કાવ્યાનંદમાં નિમગ્ન થઈશું અને નિદ્રાદેવીને કહીશું કે પોતાના સ્વભાવને અનુસરી એ ચુપચાપ ગમે ત્યારે ઘેરો ઘાલે. નિદ્રાદેવીને છડેચોક આવતાં આટલી શરમ શાની? એનું સામ્રાજ્ય તો હકનું છે. પણ નહીં; ઉઘાડી રીતે એ નહીં જ આવે. એનો બધો આનંદ આપણને છેતરવામાં જ છે!

* * *

ત્યારે શું આ બધા તારાઓ આકાશના દેવો હશે? મને લાગે છે કે એ દેવોનાં આસન છે. કોઈનાં મોટાં તો કોઈનાં નાનાં. દેવો કોઈ કાળે સૂએ નહીં એટલે એમને પથારીની શી જરૂર? આસન ઉપર બેઠાં બેઠાં પરમાત્માના વૈભવનું ગાન કરતા હશે અને અનંત કાળની ગણના કરવાનો પ્રયત્ન કરતા હશે.

રાત શી રીતે વીતી ગઈ તેની ખબરે ન પડી. અને અત્યારે તો વૃશ્ચિક દસ-ખોલી પર આથમવા આવ્યો છે. હળ જમીન ખોદતું હોય એવું એનું માથું ત્રાંસું છે અને એનું પેટ જ્યેષ્ઠાનું બનેલું છે.

ત્રણ ત્રણ તારાની શોભા આપણને ત્રણ ઠેકાણે મળે છે: મૃગના પેટમાં ઈશુ-ત્રિકાંડવાળા બાણની; વૃશ્ચિકના પેટમાં જ્યેષ્ઠાની; અને આ માથે આવેલી આકાશ-ગંગાને કિનારે માબાપની કાવડ લઈને ઊભેલા શ્રાવણની. શ્રાવણ કેવો નાક સામે આકાશમાં લટકે છે! અને ઉપર જરા ઉત્તર તરફ નજર ફેંકીએ એટલે અભિજિત તૈયાર છે જ. અભિજિત એ જ દશરથ એમ મને કેમ થાય છે? શ્રાવણ નક્ષત્ર એનું બાણ છે એવા ખ્યાલથી? પરંતુ અહીં એ કલ્પનાને જવા દઈએ. એને માટે તો રામાયણમાં પુરાવો ખોળવો પડશે. પણ પેલો પાટલવર્ણી પારિજાત, પેલી આથમતી સ્વાતિ અને આ દશરથ રાજા અભિજિત ત્રણનો કેવો સુંદર અને વિશાળ ત્રિકોણ થાય છે! આ અભિજિતની જમણી બાજુએ શૌરી – હર્ક્યુલિસ પથરાયો છે, જ્યારે ડાબી બાજુએ આકાશગંગામાં ચાંચ બોળતું હંસ પક્ષી છે.

પણ એને ઊડવા દઈ આપણે ફક્ત સત્તાવીસ કે ઓગણત્રીસ દિવસની આકાશની પ્રદક્ષિણા કરનાર ચંદ્રનું અને છેક ઓગણત્રીસ વર્ષે પોતાની પ્રદક્ષિણા પૂરી કરનાર શનીચરનું દર્શન કરીએ. શનિની કાળાશ કૃષ્ણપક્ષમાં ચંદ્ર સાથે કેટલી ભળી જાય છે!

હવે તો વૃશ્ચિકનો ફક્ત ડંખ જ દેખાય છે. પણ એનો ડોળ તો જુઓ! ડંખના એ બે તારા જ્યાં ભોંકાયા ત્યાં તો વેદના જ વ્યાપી રહેવાની. પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા એ ડંખનો માર બચાવવા જુઓ કેવી પોતાની જાતને બચાવે છે!

પેલો અટૂલો અલ્ફર્ડ આગ્નેય દિશામાં ઊગ્યો. એનું એકાકીપણું એ જ એની ખૂબી છે. પૂર્વા ભાદ્રપદાની લીટીમાં દૂર દક્ષિણમાં જઈને બેઠો છે. એ રિસાયો છે કે તપ કરે છે એ કોણ કહી શકે? અંતે ધ્રુવને જ પૂછવું પડશે.

પૂર્વા ભાદ્રપદાને માથે ઉપર ચડાવેલા બે હાથ જેવા બે તારા દેખાય છે એ આથમતી વખતે જ મજાના લાગે છે. અત્યારે એનો આકાર ગળણી જેવો પણ નહીં કહી શકાય. પૂર્વા ભાદ્રપદા અને ઉત્તરા મળીને સુંદર ચોરસ થાય છે. એને 'સ્કવેઅર ઑફ પેગૅસસ' કહે છે એટલું જાણતા છતાં એ પેગૅસસ ઘોડાની વાર્તા મનેય યાદ નથી એ કેટલી દુ:ખની વાત? આ ચારમાંથી ત્રણને જ લઈને પાંખ-વાળા ઘોડાનું બનેલું ચિત્ર માત્ર હજી યાદ છે.

અંટૂલાથી પણ દૂર દેખાતો પેલો દક્ષિણ તરફનો તારો કોણ છે? યમુના કે યામમત્સ્ય? અત્યારે એનો નિર્ણય કરવા નહીં બેસીએ. અગસ્ત્યની હારમાં એ ઊભો થશે ત્યારે એની વાત.

હવે પહેલાંની પેઠે દક્ષિણ તરફ માથું કરીને વિષ્ણુનું ધ્યાન ધરતા ધ્રુવને ફરી નમસ્કાર કરીએ.

હીરાલાલભાઈ કહે છે કે ધ્રુવ તે જ વિષ્ણુ અને કેસિયોપિયા તે લક્ષ્મી. પણ મેં કેસિયોપિયાને દેવયાની બનાવી છે એનું શું? દેવો જેના ઉપર બેસીને ફરે છે એવી એ આરામખુરશી દેવયાનીને નામે જ પ્રસિદ્ધ થવી જોઈએ.

સપ્તર્ષિના તો હવે ફક્ત ત્રણ જ તારા દેખાય છે. એ ચિત્રશિખંડીનો પિચ્છ-ભાર છે. સપ્તર્ષિને મોર બનાવનારની કલ્પનાશક્તિ ભારે હોવી જોઈએ.

સ્વાતિ હમણાં લીમડાનાં પાંદડાંમાં અલોપ થશે. જ્યાં સુધી 'ઍન્ડ્રોમીડા' ઉપર આવે નહીં ત્યાં સુધી 'શૌરી'નું ધ્યાન ધરીને જ બેસવું જોઈએ. આ શૌરી—'હર્ક્યુલિસ'—મોટો કે 'ઓરાયન' મોટો? એમ તો આ શૌરીનું કશું મહત્ત્વ નથી. પણ આપણો સૂરજ દોડતો દોડતો એ શૌરી તરફ જાય છે એવું જ્યોતિર્વિદોએ નક્કી કર્યું ત્યારથી એનું મહત્ત્વ વધ્યું છે. ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે, પૃથ્વી સૂરજની આસપાસ ફરે, સૂરજ શૌરી ઉપરથી નક્કી થાય એવા કોઈ અજ્ઞાત તારાની આસપાસ ફરે! આમ ક્યાં સુધી ચાલવાનું? પેલી સંસ્કૃત કહેવત યાદ આવે છે: तिमिंगिल-गिलोप्यस्ति तद्‌गिलोप्यस्ति राघवः ।* ભગવાને ટૂંકામાં કહી દીધું કે: नास्त्यन्तो विस्तरस्य मे ।

૧૯–૫–'૩૦

૨

આજે વર્ષાવતારનો પ્રથમ આનંદ હતો. બપોરે અસાધારણ બફારો હતો એમ ન કહેવાય; છતાં સહેજમાં વાદળાં ઘેરાયાં; વરસાદનાં થોડાં પણ મોટાં ટીપાં પડ્યાં

* તિમી એ મોટાં વહાણો ગળી જનાર એક માછલી. એને ખાઈ જાય તે તિમિંગિલ. એને ખાનાર તિમિંગિલગિલ પણ હોય છે. અને તેને ગળી જાય એવી રાઘવ નામની માછલી પણ હોય છે.

એટલાથી જ 'ગંધવતી પૃથ્વી' એ સૂત્ર કૃતાર્થ થયું અને ઋતુનો ઉન્માદ બધાંનાં હૃદય સુધી પહોંચી ગયો. 'એ ઇન્દ્રધનુષ્ય દેખાય છે!' કરીને એક ઊઠ્યા એટલે બીજા ઊઠ્યા, ત્રીજા ઊઠ્યા અને જોતજોતામાં બધા જ દર્શનાકાંક્ષીઓ આંગણામાં ભેગા થયા. રાત્રે વૃશ્ચિક જ્યાં ઊગે છે એ જ ઠેકાણે ઇન્દ્રધનુષ્ય ફેલાયું હતું. એની સાથે બીજું ઝાંખું ધનુષ્ય દેખાય છે કે નહીં એવો સવાલ પૂછી હું એ ટોળામાં ભળ્યો અને ઝાંખા ધનુષ્યના રંગનો ક્રમ મૂળ ઇન્દ્રધનુષ્યથી ઊલટો હોય છે એવા મારા ભૌતિક જ્ઞાનનું મેં પ્રદર્શન કર્યું. તરત જ ટોળામાં જેટલા ન્યાતે શિક્ષક હતા તેમણે ધનુષ્ય કેમ પેદા થાય છે એની ઉત્પત્તિ પૂછી. કલ્યાણજી-ભાઈએ ધનુષ્ય વિશેની કેટલીક માન્યતાઓ રજૂ કરી, પણ એ ભડળીશાસ્ત્રમાં કોઈને રસ પડ્યો ન જણાયો. ધનુષ્ય દક્ષિણ તરફ વધારે ઊજળું હતું. ધીમે ધીમે આખું ઊજળું થયું. ગાડાના પૈડામાં આરા હોય છે તેમ ધનુષ્યના કેન્દ્રને સૂચવતાં વાદળાંનાં કેટલાંક મોજાંઓ ધનુષ્યની શોભાને અપૂર્વ બનાવતાં હતાં.

ઈંદ્રધનુષ્યમાં સાતે રંગ હોય છે; પણ મને તો લીલોપીળો મળીને થતો પીરોજી રંગ સૌથી વિશેષ આકર્ષક લાગે છે. મરાઠીમાં એ રંગને પારવા કહે છે. મદ્રાસ કૉંગ્રેસ વખતે ભાષ્યમ્ આયંગર જોડે ફરવા ગયો હતો ત્યાં પશ્ચિમ તરફ એવો રંગ જોયો હતો તેનું તરત સ્મરણ થયું. નાનપણમાં મને જાંબુડો રંગ વિશેષ પ્રિય હતો. આજે એટલો એ ખીલતો નથી. જાંબુડો ને પીરોજી બંને રાજત્વના સૂચક રંગ છે. એ તરફ મારું આજે જ ધ્યાન ગયું. Royal tint of golden greenની શોભા એટલી સુંદર નહીં, પણ મોહક હોય છે.

ઈંદ્રધનુષ્યને લીધે મેઘોનો શ્યામવર્ણ કેટલો ખીલ્યો હતો? અને ઈંદ્રધનુષ્ય જોનાર રસિક ટોળીની મુખમુદ્રા કંઈ ઓછી ખીલી ન હતી. જાણે આ દૈવી સૌંદર્ય-ની પૂર્તિ કરવા માટે એ ઈંદ્રધનુષ્યના આંગણામાં જાતજાતનાં પક્ષીઓનાં ટોળાં આવ્યાં. પ્રથમ બહુ નાનાં આવ્યાં, પછી ધોળાં આવ્યાં;–જાણે ઊડતા શંખ. પછી આવ્યા પોપટ. એમની સંખ્યા સૌથી વધારે હતી. એ થાકયા હોય એમ લાગતું જ ન હતું. પોતાનાં લાંબાં લાંબાં પીછાં સાથે બાણોની જેમ સોંસરા જાય અને ઘડીકમાં ગતિની દિશા ફેરવી 'ઘુમાનચક્ર' કરી નાખે. એમના પેટ ઉપર સૂર્યનાં કુમળાં કિરણો પડ્યાં હતાં. અષ્ટમીના ચંદ્રની પેઠે પોપટનું પેટ અર્ધું પ્રકાશિત અને અર્ધું છાયામાં એવું સુંદર ચળકતું હતું કે એ પોપટ આ દુનિયાના નથી; પણ કોઈ જાદુઈ દુનિયામાંથી આવ્યા છે એમ ભાસતું હતું. એમના રંગ કરતાં એમની હોશિયારી જરાયે ઊતરતી ઉમદા નહોતી.

અને આસપાસનાં ઝાડ? હમણાં હમણાં જ યુવાન થયેલો પીપળો અને જેલ બહારના લીમડાઓ પૂરેપૂરાં સોનાનાં વૃક્ષ થયાં હતાં. ઉપર પોપટ ઊડતા હતા. અને નીચે પીપળાનાં ચંચળ પાંદડાં થથરતાં હતાં.

એટલામાં પવન પડ્યો, પોપટ ગયા અને પાંદડાં નિશ્ચેષ્ટ થઈ ગયાં. જાણે સાયંપ્રાર્થના માટે ધ્યાનસ્થ થવાની તૈયારીમાં જ.

આ વાતાવરણના આનંદમાં ભળી નહોતા શકતા ફક્ત કાગડા. એવા ગભરાયેલા દેખાતા હતા કે ક્યાં જવું એ જ તેમને સૂઝતું ન હોવાથી આમતેમ અવ્યવસ્થિત રીતે ઊડતા હતા. આજે વરસાદ આવવાની એમણે અટકળ નહીં કરી હોય; અને છેલ્લી ઘડીએ પોતાના માળા ભીંજાઈ જશે એવી બીક હૈયામાં પેસી ગઈ હશે?

ઇંદ્રધનુષ્ય હજીયે દેખાતું હતું. મને કાલિદાસનો શ્લોક યાદ આવ્યો. પણ બધી લીટી ઝટ હાજર ન થાય. કોને પૂછું ? અને યાદ આવે તોયે એ આનંદના ભાગીદાર કોને બનાવું? આજના જમાનાના લોકો સંસ્કૃતનાં સુંદર રત્નોને અગ્નિ સમજીને અડકતાયે નથી! એટલે ફરીફરી ગણગણી પ્રયત્નપૂર્વક એ આખો શ્લોક મેં જ મેળવ્યો અને મનમાં જ મૂકી દીધો. અહીં આખો લખીને સમાધાન મેળવી લઉં:

नव-जलधरः संनद्धोयं न दृप्त-निशाचरः।
सुर-धनुर् इदं दूराकृष्टं न नाम शरासनम् ।।
अयमपि पटुर्धारासारो न बाण-परंपरा।
कनक-निकष-स्निग्धा विद्युत्प्रिया न ममोर्वशी ।।

બસ, શ્લોક ધ્યાનમાં આવ્યો અને કાલિદાસની નજરે સુરધનુને હું જોવા લાગ્યો.

ઇંદ્રધનુ તો વિધાતાનું વિલક્ષણ કાવ્ય છે. જ્યાં કંઈ નથી ત્યાં એકાએક સાતેસાત રંગ મોટી કમાનમાં ફેલાઈ જાય છે. સામાન્ય ધનુષ્ય ખેંચેલું બાણ દૂર સુધી ફેંકે છે. આ ધનુષ્ય આશ્ચર્યચકિત થયેલા દૂરના લોકોની દૃષ્ટિ પોતાના તરફ ખેંચે છે. આખું ધનુષ્ય ખૂબ લાંબા વખત સુધી ટક્યું એટલે અમને ખૂબ ધન્યતા જણાઈ અને છતાં થોડી અધીરાઈ પણ અમે અનુભવી એ કબૂલ કર્યા વગર છૂટકો નથી. સ્ટેશન પર કોઈ વહાલા મિત્રને વિદાય આપવા ગયા હોઈએ, હમણાં ગાડી છૂટશે આ બીકે કહેવાનું બધું ઉતાવળે ઉતાવળે કહી દીધું હોય, અને છતાં ગાડી ત્યાં ને ત્યાં ઊભી રહે! ઊપડવાને ઘણી વાર છે એવું જોયા પછી એક બાજુએ આનંદ થાય છે કે પ્રિયજનને થોડોક વખત વધારે મળાશે અને બીજી તરફથી વિદાયની વસમી ઘડી લંબાતી જોઈ એ તાણ સહન નથી થતી. હવે એ ગાડી જાય અને છૂટા પડવાના છીએ તો ઝટ પડીએ તો સારું એવું થાય છે. બીજાં કામો પણ નથી હોતાં એમ નહીં, એટલે ઊભા રહેતાં આનંદ અને અકળામણ એકીસાથે અનુભવાય છે. બરાબર એ જ જાતની લાગણી ધનુષ્ય લાંબો વખત સુધી ટક્યાથી મનમાં ઉદ્‌ભૂત થઈ અને બીજી તરફ પ્રાર્થનાનો સમય થઈ રહ્યો હતો તે ન ચૂકવાની ઇંતેજારી પણ ખરી.

ઇંદ્રધનુષ્ય માણસને કેમ ગાંડા બનાવી દેતું હશે? સાત રંગ તો ગમે ત્યાં જોવા મળે છે, અને વર્તુળ તો આખા ક્ષિતિજ ઉપર હમેશાં પડેલું જ છે; પછી આ ઇંદ્રધનુષ્યમાં એટલું આકર્ષણ, એટલું કાવ્ય, એટલી માદકતા ક્યાંથી આવી હશે? એને જોઈને અથવા જોવાને બધા જ કેમ બાળક બનતા હશે?

પ્રાર્થનામાં આ બધા આનંદ સાથે ઈશ્વરનું સ્મરણ વણી દીધું અને આનંદ સાથે પ્રસન્ન-શાંતિ અનુભવી.

૨૦–૫–’૩૦

૩

ચંદ્રની શોભા રાતે એટલી બધી હોય છે કે દહાડે એને ધ્યાનપૂર્વક જોવાનું મન જ નથી થતું. અને જો એના તરફ નજર ગઈ તો અકસ્માત્ વિલાસ-ચતુર પણ ગરીબ થયેલા ચારુદત્તનું સ્મરણ કરાવે છે. આજે સવારના નવ વાગ્યે પરિક્ષીણ ચંદ્રલેખા નજરે પડી. દીવાલની બાજુએ હું સૂતો હતો એટલે સૂર્યનાં ઉગ્ર કિરણની આંખ ઉપર અસર થતી ન હતી. ટૉલ્સ્ટૉયની કેળવણીની મીમાંસાનું ચિંતન કરતાં ચંદ્રલેખાએ ધ્યાન ખેંચ્યું. ચંદ્ર નજરને ફિક્કો ન લાગ્યો. ખટાશથી ઉજ્જવલ કરેલા ત્રાંબાનો રંગ અને તેના ચળકાટની શોભા કરતાં ચંદ્રલેખાની શોભા વધારે હતી. તેમાંયે જે કોર સાવ સૂરજ બાજુની હતી એના લાવણ્યની તો રાતનો ચંદ્ર પણ અદેખાઈ કરે. ચંદ્ર આના કરતાં નાનો હોત તોયે ન શોભત અને મોટો હોત તોયે ન શોભત. એનાં બે બાજુનાં શિંગડાંની અણીઓ સહેજ અસ્પષ્ટ હોવાને લીધે રસિક જનોનાં મર્મવચન જેવી લાગતી હતી. આવા ચંદ્રખંડને ભાંગેલા ઈંડાની ઉપમા કોઈ આપે તો અન્નાહારી હિંદુને રસક્ષતિ જેવું લાગે. ચંદ્રલેખા આના કરતાં પાતળી હોત તો ઉતારેલા નખની ઉપમા આપી શકાત. એ પણ આપણા લોકો અભદ્ર જ ગણે કેમ કે ઊતરેલા વાળ કે નખ શબની પેઠે અસ્પૃશ્ય જ ગણાયા છે. આવો વિચાર કરતો હતો એટલામાં મને સ્મરણ થયું કે નાનપણમાં મારે માટે સોનાની કલ્લી કરાવવા માટે સોનું ખરીદ્યું હતું. એને ચંદ્ર જેવો જ કુલડીનો આકાર હતો. માત્ર અંદરની બાજુએ એ ખરબચડી હતી. પણ બહારના ચળકાટમાં ચંદ્ર કરતાં જરાયે ઊતરતી શોભા ન હતી. ચંદ્ર જોઈને આજે એનું કેટલે વર્ષે સ્મરણ થયું! છેલ્લાં ત્રીસ વરસમાં એ સોનાનું સ્મરણ થયાનું યાદ નથી.

ત્યારે શું સાચેસાચ આપણે કશું ભૂલી જ જતા નથી? જોયેલું અનુભવેલું બધું ક્યાંક દટાયેલું રહે છે ને પ્રસંગ આવ્યે પાપપુણ્યની પેઠે ઊભું થાય છે! તો તો સ્વર્ગમાં કોઈ સ્વતંત્ર ચિત્રગુપ્ત કે એના ચોપડા હોવાની જરૂર નથી. દરેકનું ચિત્ત એ જ ચિત્રગુપ્તનો ચોપડો. ચંદ્રને જોઈને જો પાંત્રીસચાળીસ વરસ પહેલાંની વાત યાદ આવી તો સરજનહાર આગળ ઊભા થઈશું ત્યારે શું શું યાદ નહીં આવે!

દહાડે દૂરબીન લઈને કોઈએ ચંદ્રનો પૃષ્ઠભાગ તપાસ્યો છે? એના ખાડાટેકરા અને સમુદ્ર દહાડે કેવા દેખાતા હશે? નાનપણમાં બેલગામની સરદાર્સ હાઈસ્કૂલમાં ભણતો હતો ત્યારે એક મોટું દૂરબીન વાપરવાને મળતું. કેટલીયે રાતો હાઈસ્કૂલના બાંકડા ઉપર સૂઈને ગાળી છે. ત્યારે ચંદ્રબિંબ દહાડે નિહાળવાનું કેમ ન સૂઝયું? જેલમાં આજે દૂરબીન ક્યાંથી આણીએ? હે રજનિનાથ! હવે તારી ઉપાસના આ ભવે તો શક્ય નથી. એટલે ભક્તિથી કેવળ એક નમસ્કાર પાઠવું છું તેટલાથી સંતોષ માનજે, તારાનાથ!

આખી રાત તારાઓએ ચમક્યા કર્યું. કેટલી સુંદરતા! જેમ દેવો મરતા નથી, અપ્સરાઓનું લાવણ્ય મ્લાન થતું નથી, તેમ તારાઓની તાજગી પણ વાસી થતી નથી.

* * *

બે ગ્રહો વચ્ચે કેટલું બધું અંતર! અને એ પણ બદલાતું! તારાઓ વચ્ચે તો એથીયે કેટલું બધું અંતર! પૃથ્વી અને સૂરજ વચ્ચે જ ૯ કરોડ ૨૦ લાખ માઈલનું અંતર છે. અંતર એટલે નર્યું પોલાણ. જ્યાં ત્યાં પોલાણ જ ભરેલું છે. અને છતાં મૂરખ લોકો આ વિશ્વને જડ કહે છે! આ અનંત આકાશમાં જડ વસ્તુ એટલી બધી ઓછી છે કે કરોડો માઈલ ખોજતા ફરીએ ત્યારે એકાદ કટકો જડી આવે. સહરાના હજારો માઈલના રણમાં પાંચ દસ નાળિયેરનાં છૂટાંછવાયાં ઝાડ મળવાથી કોઈ એને જંગલ કે મહાકાંતાર કહેતું નથી; એવી જ રીતે આ વિશ્વને પણ કોઈ જડ કહી ન શકે. વિશ્વ એટલે સનાતન શાંતિનું અનંત પોલાણ. એ પોલાણનો વિસ્તાર બરાબર ધ્યાનમાં ન આવે એ બીકે અત્યંત કંજૂસાઈથી જડ વસ્તુના થોડા કણો દૂર દૂર આમતેમ વેરી દીધા છે એટલું જ!

છતાં રાત્રે એ આખું પોલાણ ઘેરો નીળો રંગ ધારણ કરી ચળકતા દાંત કાઢી હસે છે.

* * *

આજે સવારે ચંદ્ર અને મંગળ અત્યંત પાસે પાસે આવ્યા હતા. એ મંગળ હતો એમ હું માની લઉં છું; કેમ કે બુધ એટલો વહેલો, આટલો ઊંચો ચડે નહીં. અને મંગળને છેલ્લે જોયેલો ત્યારે એ રોહિણીની આસપાસ ક્યાંક હતો, એટલે આજે રેવતીના ચંદ્ર પાસે એ મંગળ જ હોવો જોઈએ. અમસ્તો તો એના લાલ રંગથી અને ઉગ્ર તેજથી મંગળ સહેજે વર્તાઈ આવે, પણ ચંદ્રની સાંનિધિમાં એનું વ્યક્તિત્વ કંઈક ઝાંખું જ પડે.

એ આટલો નજીક કેમ આવ્યો? ચંદ્ર તો પૃથ્વીનો જ એક કટકો. પૃથ્વીની આસપાસ હોવામાં જ એ સમાધાન માને છે અને પુરાણોમાં મંગળને પૃથ્વીનો દીકરો કહ્યો છે. મંગળનું એક સંસ્કૃત નામ કુજ છે (કુ = પૃથ્વી, જ = જન્મેલો). એટલે ચંદ્ર અને મંગળ બંને જણ પૃથ્વી-પુત્ર હોઈ ભેટવા આવ્યા હશે? ગ્રીક પુરાણો વાંચીને કલ્પનાશક્તિ દોડાવનાર નરહરિ ભટ્ટને લાગ્યું કે મંગળ તો યુદ્ધદેવ છે. એને માથે શિરસ્ત્રાણ હોવું જોઈએ. અને સાચે આજની ચંદ્રલેખા ગ્રીક લોકોના શિરસ્ત્રાણ જેવી જ દેખાતી હતી. માત્ર એ હેલમેટના ચળકાટ આગળ યુદ્ધદેવ માર્સ—મંગળની આંખ to threaten and commandની શક્તિ ધરાવતી લાગી નહીં. રાતના ત્રણ વાગ્યાથી એ બંને પૃથ્વી-પુત્રો હાથમાં હાથ મિલાવી ચડતા હતા. એમને વંદન કરીને અમે પ્રાર્થનામાં બેઠા.

* * *

વૃશ્ચિકની શોભા જેટલી એના આકારમાં છે એટલી એની દિશામાંયે છે. એ ઊગતી વખતે લટકતો દેખાય છે, ચડે છે ત્યારે હમણાં કૂદશે એમ લાગે છે અને

આથમે છે ત્યારે ભોંય ભેગો થયો હોય એવો લાગે છે. સપ્તર્ષિ, મૃગ અને વૃશ્ચિક ત્રણેની મજા આવી જ રીતે સ્થાન પરત્વે બદલાય છે.

ખલાસ; આકાશની નિરભ્રતા ગઈ! આજથી કાચાં વાદળાં આવવા લાગ્યાં. ખેડૂતો એને ગરભ કહે છે. પણ સવારે તો એ નહોતાં. અત્યારે જ ક્યાંથી આવ્યાં? ઘણું કરીને ખંભાતના અખાતમાંથી આવતાં હશે. જાણે મોટા મોટા હંસોનું અથવા બગલાઓનું ટોળું સૂરજનાં દર્શને દોડે છે. આ વાદળાં જરાયે ચાલાક દેખાતાં નથી. જેમ ઊંટ આમતેમ મૂરખ જેવાં ચાલે છે તેવાં જ આ વાદળાં દેખાય છે. સવારે વહેલાં ઊઠયાં નહીં તેથી આટલાં મલિન હશે?

ક્યારનાં આવે છે તોયે હજી ખૂટતાં નથી.

આકાશમાં કશું ન હોય ત્યારે એક રીતે આકાશ મોટું દેખાય છે; અને ઊડતાં વાદળાં વાદળીની પેઠે ફુલાતાં હોય ત્યારે પણ આકાશ વધતું જતું હોય એમ લાગે છે. પવન વાદળાંને પીંજે છે એ પરથી આપણે પણ રૂ પીંજવાની કાંઈ એવી જ નવી યુક્તિ શોધી કાઢવી જોઈએ. આજની આપણી પદ્ધતિ તો કબૂલાત કઢાવવા તહોમતદારને પોલીસો પજવે છે તેના જેવી જ છે. એના કરતાં કાંઈક સારી અહિંસક પીંજણ-પદ્ધતિ શોધી કાઢવી જોઈએ. આજની ધનુર્-વિદ્યા ક્યાં સુધી ચલાવીશું?

એ પેલું ઈંડા જેવું વાદળું આવે. એનો નીચલો ભાગ કાળો છે ત્યાં ભીનાશ વધુ હશે. ઉપર ભીનાશ ઓછી એટલે એ બાજુ ધોળાશ વધારે. પણ ઈંડું આટલામાં ભાંગી ગયું. પેલી શું બચ્ચાની ચાંચ કહેવાય? હવે એ સાવ પાસે આવી ગયું. હવે તો ઢાલ જેવું દેખાય છે. ના, ના; આરસપહાણનો કટકો લાગે છે. ના ભૂલ્યો, અબ્બાસ સાહેબની દાઢી છે. ગયું; દીવાલ બહાર ગયું. એને ક્યાં બહાર જવા માટે રજા લેવાની હોય છે?

પક્ષીઓ વગર આકાશ શોભે જ નહીં; અને પક્ષીઓમાં પણ ખાસ સમડી હોય ત્યારે એ શોભે. કવિએ રાત્રિમાં આકાશનું વર્ણન કર્યું છે. शशिना च निशा, निशया च शशी । शशिना निशया च विभाति नभः ।। જો દિવસના આકાશનું વર્ણન કર્યું હોત તો કહેત, 'વાદળાંથી સમડી શોભે છે, સમડીથી વાદળાં શોભે છે ને સમડી ને વાદળાંથી આકાશ શોભે છે.' આ કબૂતરો ઊડે છે, પણ એ તો સાવ ગદ્ય પ્રાણી છે. એ નથી સમડીનું મહાકાવ્ય કે નથી પોપટનું સૉનેટ. કબૂતર સહેજ ઊડે તોયે કામસર નીકળ્યાં હોય એવાં લાગે છે.

આજથી વાદળાંઓએ કહ્યું કે ઋતુ બદલાઈ છે. હજી પાણીથી લદાયેલા શામળભાઈઓ આવ્યા નથી. એ તો કાલિદાસનું વચન માની આષાઢને પહેલે દિવસે આવવાના અને રામગિરિથી ઊપડી અલકાપુરી તરફ પ્રયાણ કરવાના. આ વાદળાં તો આબુએ ન પહોંચે. મરઘાંનાં બચ્ચાંની પેઠે ચણવા આમતેમ દોડતાં હશે. આપણે એમની પાછળ નહીં દોડીએ. આપણને બીજું ઘણું કામ છે.

૨૫-૫-'૩૦

૪

સવારે એક પછી એક તારા અલોપ થતા હોય ત્યારે એક જાતનું આકર્ષણ હોય છે. આ એક તારા ગઈ. એ બીજી અલોપ થઈ, એ ત્રીજી પાણી ઉપર માથું રાખવાનો કેટલો પ્રયત્ન કરે છે! અરર! આખર એ પણ ડૂબી ગઈ એમ આપણે જોયા જ કરીએ છીએ અને કોણ કેટલી ટકી રહે છે એ જોઈને એક એકની કદર કરીએ છીએ. અને જ્યારે સૂરજ ઊગ્યા છતાં શુક્ર પોતાનું મોઢું ઊજળું રાખે છે ત્યારે એની બહાદુરી વિશે અસાધારણ આદર ઉત્પન્ન થાય છે.

સૂર્યાસ્ત પછી એથી બરાબર ઊલટો આનંદ હોય છે. સૂર્ય ગયો એટલે આકાશ ચાંલ્લા વગરના વિધવાના કપાળ જેવું થાય છે. વાદળાં ન હોય અને સંધ્યાની રક્તિમા ઓછી થઈ ગઈ હોય એટલે આકાશ તરફ જોવાનુંયે મન ન થાય. (આજે અમાસની રાત છે એટલે ચંદ્રનું સ્મરણ ક્યાંથી જ થાય? સૂરજ ગયો એની સાથે ચંદ્ર પણ ગયો. दर्शः सूर्येन्दु-संगमः) પછી આતુરતાથી આપણે દેવોના આ દરબારમાં કોણ કોણ પ્રવેશ કરે છે એની રાહ જોઈએ છીએ. આ સ્વર્ગના દેવો ક્યાંકથી આવીને પોતાને સ્થળે નથી વિરાજમાન થતા પણ જ્યાં છે ત્યાં જ છતા થાય છે. એમનું સવારના અલોપ થવું અને સાંજના છતા થવું એ જોઈને જ જૂના લોકોને તિરસ્કરિણી વિદ્યાનો ખ્યાલ આવ્યો હશે.

ગમે તે સાંજ હોય. શુક્ર ગેરહાજર ન હોય તો પહેલવહેલું દર્શન દેવાનું માન એનું જ. ત્યાર પછી જ બીજાઓનું પ્રાગટ્ય થાય. નાનપણમાં કોકે કહેલું કે સાંજે એક જ તારા દેખાય એ અશુભ છે એટલે તરત બીજીની શોધમાં આંખો દોડ્યા જ કરે. પરિણામે જ્યાં તારા નથી ત્યાં પણ દેખાયાનો ભાસ થાય. આજે શુક્ર સાથે પુનર્વસુના પ્રશ્વનનું દર્શન સૌથી પહેલું થવું જોઈતું હતું પણ એ વાદળાંમાં ઢંકાયો હતો. માથે એક તારા દેખાતી હતી. એ મઘાની છે કે ફાલ્ગુનીની એનો નિર્ણય ન થાય. તારાના તેજથી એમને ઓળખવા અશક્ય નથી પણ સાંજે એ કસોટી કામ નથી આવતી. સૂર્યના તેજમાં પણ તારાઓને ઝાંખા પાડવાની શક્તિ હોય એટલે નજર જરા પૂર્વ તરફ દોડાવી. ત્યાં સ્વાતિએ દર્શન દીધાં. ચિત્રા કહે હું હાજર છું હો! પણ હસ્ત દેખાય નહીં. ચિત્રા-સ્વાતિ જોયા પછી પેલી તારા મઘાના દાતરડાની એ વિશે શંકા ન રહી. થોડા જ વખતમાં ફાલ્ગુની-(ડેનેબોલા)એ ચિત્રા-સ્વાતિ સાથેનો પોતાનો સુંદર ત્રિકોણ પૂરો કર્યો. આ તારકત્રયીનો આનંદ નિહાળતો હતો એવામાં મઘાની ત્રણ તારાઓએ એક કાટખૂણ-ત્રિકોણ કરી બતાવ્યો. મઘામાં એવા બે કાટખૂણા પાસે પાસે પડેલા હોય છે. અથવા બે કાટખૂણા એકબીજા ઉપર પડેલા હોય છે એમ કહીએ તો ચાલે.

હવે તો ફાલ્ગુનીના ચોરસમાંથી કર્ણની બે તારાઓ દેખાવા લાગી અને હસ્તની બે આંગળીઓ પ્રગટ થઈ છે. હવે તો અંગૂઠો પણ કલ્પનાથી હું જોઈ શકું છું. સ્વાતિ પૂછે છે કે કિરીટ પરનો પેલો કોહિનૂર જોયો?

કોહિનૂર જોતાં જોતાં જાણે પારિજાતનાં ઝાડને ફૂલનો બહાર આવ્યો હોય તેમ આકાશમાં કેટલીયે તારાઓ એકસામટી દેખાવા લાગી. કોઈ પરદેશી સામ્રાજ્યનો અસ્ત થાય અને પછી દેશના કર્તૃત્વવાન લોકો પોતપોતાના પરાક્રમનો પરિચય અનાયાસે બતાવતા જાય તેમ અસંખ્ય તારાઓ જ્યાં જુઓ ત્યાં ચળકવા લાગી. સપ્તર્ષિ આવ્યા. હસ્ત આવ્યો. પુનર્વસુની હોડીનો પૃષ્ઠવંશ દેખાવા લાગ્યો. હવે કંઈ બેસી રહેવાય! આંખોએ કહ્યું, પગે માન્યું અને અમે દર્શને ઊપડયા. એ પેલો દક્ષિણ તરફનો પીપળો, જે આખો દિવસ પોતાનાં પાંદડાં દ્વારા બોલાવી બોલાવી આનંદ દે છે. એ હવે વેરી થયો છે. એ ન હોત તો સ્વર્ગના દ્વારપાળ સમા બંને જયવિજય બરાબર દેખાત. પણ પીપળની ઘટા બહુ ભારે નથી એટલે બેમાંથી એકે તો દર્શન દીધાં. ત્રિશંકુના ત્રણ તારાઓ છાપરા ઉપર મોભનાં નળિયાં બેસે એવી રીતે બરાક ઉપર બેઠા છે. અને બે હાથ ઊંચે ફેલાવ્યા હોય એમ એમના ઉપર બે તારાઓ ચળકે છે.

* * *

હવામાંથી કોઈ નવી સુગંધ આવે એટલે માણસની સ્મરણશક્તિ એ જ જાતની સુગંધ ક્યારે અનુભવી હતી એ તરત શોધીને એ સંસ્કારને તાજા કરે છે તેમ આ તારા વિશે પણ થાય છે. સપ્તર્ષિને જોઉં એટલે શ્રીનગર(કાશ્મીર)ના નારાયણમઠમાં બેસીને હું તારાઓ જોતો હતો એ આનંદ જાગ્રત થાય છે. ત્યાં તો સપ્તર્ષિનું પૂંછડું બરાબર અમારે માથે આવી પહોંચતું. જે જયવિજય ને ત્રિશંકુ હું મહામુસીબતે અહીં જોઉં છું અને દખલગીરી માટે પીપળા ઉપર ચિડાઉં છું એ જયવિજય બેલગામમાં તો કેટલાયે ઊંચા હોય છે અને કન્યાકુમારી કે સિલોનમાં તો પૂછવું જ શું? આખું દક્ષિણ આકાશ જાણે માથે ચડી બેઠું હોય એવું તે વખતે લાગતું હતું અને મુંબઈથી સિલોન જતાં કેરંબા બોટમાં જે જે તારાઓ જોયા હતા એની તો વાત જ શી કરવી? જ્યાં જુઓ ત્યાં કાળું કાળું મેશ પાણી અને ઉપર એટલું જ કાળું પણ નિર્મળ આકાશ અને એ આકાશ ઉપર આકાશગંગાની યાત્રાએ આવેલી તારાઓ. ઉપર આકાશગંગાનો પટો અને નીચે સમુદ્રમાં અમારા જહાજે સમુદ્ર ઉપર ખેડેલી ચળકતી લીટી: કેટલું મજાનું સામ્ય હતું!

હવે પુનર્વસુને આથમવા દઈએ; નહીં તો માબાપની કાવડ લઈ ઉપર આવતાં શ્રાવણને મુશ્કેલી પડશે. અને વૃશ્ચિકનો ડંખ ત્યાં દૂર પાંદડાંમાં સપડાયો છે એ પણ બહાર નહીં નીકળે. તારાઓ જોતા હોઈએ એટલે એ આનંદ લખવાનું મન થાય છે અને લખતા હોઈએ એટલો વખત દર્શનનો આનંદ ખોયાનું દુ:ખ થાય છે. નરહરિ ભટ્ટ લખે છે એટલે બંને કામ એકસામટાં થઈ શકે છે છતાં આનંદ લેતી વખતે વાણી મૌન રહે એ જ ઉત્તમ. આનંદની સીમા વાણીની દખલ પણ સહન ન કરે અને લખાવતી વખતે આંખો તારા તરફ હોય તોયે નવો આનંદ નથી લઈ શકતી. આંખો અંતર્મુખ થાય છે ત્યારે જ શબ્દોનું ઝરણ વહે છે. એટલે

દર્શન અને લેખન બંને વ્યાપાર વેણીની પેઠે ગૂંથાય છે. કેમ કે એમાં કલ્પનાશક્તિની ત્રીજી લટ હોય છે.

૨૭–૯–'૩૦

૫

બે અમાસ લાગલાગટ આવ્યા પછી ચંદ્રદર્શન તો પડવાને દિવસે જ થાય, અને તે પ્રમાણે થયું પણ ખરું.

શુક્ર, ચંદ્ર અને ગુરુ જ્યારે પાસે પાસે હોય છે ત્યારે આકાશપ્રેમી આંખોની મીઠી હેરાનગતિનો પાર નથી રહેતો. ઘડીકમાં શુક્ર તરફ નજર જાય છે;. એટલામાં ચંદ્ર પોતાના આંકડા વતી ખેંચીને એ નજર પોતાના તરફ લઈ જાય છે. અને ઘરડો કૃષ્ણચંદ્ર ક્યો અને ઊજળો બાળચંદ્ર ક્યો એની શોધમાં પડ્યા હોઈએ એટલામાં જાણે ભારે અવિવેક થયો હોય એવા પશ્ચાત્તાપથી નજર ગુરુ મહારાજ તરફ દોડે છે અને એમની સેવામાં ચોંટે છે. શુક્ર અને ચંદ્ર આગળ ગુરુનું તેજ તો ફિક્કું હોય છે; પણ તે જ કારણે એનું મુરબ્બીપણું, એનું પીઢપણું વધારે વ્યક્ત થાય છે. ચંદ્ર અને શુક્રના તેજને લીધે ગુરુનો તેજોવધ નથી થતો. કોઈ ઘરડો વીર યુવાનોને ઉછેરી મોટા કરતો હોય અને પછી એ યુવાનો વૃદ્ધથી હવે ન થઈ શકે એવી પરાક્રમની કૃતિઓ કરી બતાવતા હોય ત્યારે એ ભોંઠો નથી પડતો, પણ એક જાતની કૃતાર્થતા અનુભવે છે. એના જમાનામાં એણે બધું કરી બતાવી વિજયનું શ્રીફળ મેળવ્યું છે. હવે એના શિષ્યો પરાક્રમ બતાવતા હોય ત્યારે એને આનંદ જ થાય ને? હવે એ અખાડામાં હરીફ તરીકે નથી ઊતરતો; પણ કુશળ પરીક્ષક તરીકે, જૂના જાણકાર તરીકે તટસ્થ રહીને બધું નિહાળે છે. ગુરુના તેજમાં એ તટસ્થ નજરની પ્રસન્નતા હોય છે, એટલે મુરબ્બીપણું તો એનું જ.

અને આકાશમાં ગુરુ પોતાનું સ્થાન પણ ઝટઝટ નથી ફેરવતો. શુક્ર તો ઊંચો-નીચો થયા જ કરે છે, અને રાત્રિપતિ ચંદ્રને તો રોજ એક એક ઘરની પરોણા-ગત લેવાની હોય છે એટલે વરરાજાની પેઠે—અથવા સાચું કહીએ તો માનપત્રો ઉઘરાવતા રાષ્ટ્રપતિની પેઠે એ જતો હોય છે. બીજને દિવસે શુક્ર અને ગુરુ સાથે ચંદ્રે કાટખૂણો કર્યો હતો, પણ ત્રીજને દિવસે એ બધું તદ્દન બદલાયું. આકર્ણ ખેંચેલા ધનુષ્યમાંથી તેજસ્વી બાણ છૂટે તેવી રીતે ચંદ્રથી દૂર પશ્ચિમ તરફ ચળકતો શુક્ર દેખાતો હતો. જાણે પશ્ચિમમાં કોઈ અસુર અલોપ થયો છે એની પાછળ જ એ બાણ દોડતું ન હોય! પણ આ કલ્પનામાં ભૂલ છે. શુક્ર બાણ બને તોયે એ અસુરનો ગોર અસુરોનો ઘાત કરવા પ્રવૃત્ત ન થાય. પણ એવા કલ્પનાના ગોટાળા પુરાણકારોએ હમેશાં કર્યા છે; માટે ગુનેગાર હોઈએ તોયે એમાં પુરાણકારોના અનુયાયી જ છીએ. કૃષ્ણચંદ્રે પોતે જ નથી કહ્યું કે 'પૂર્વજોએ કરેલું જૂનું કર્મ જ કરજે!'

પણ હવે તો સવાર થઈ. વાજિનીવતી ઉષા કહે છે, હવે ઊઠો, કામે વળગો. પણ હંસ લોભી નજરે કહે છે, 'તમારા દર્શનમાં મારી હાજરી પૂરીને જ ઊઠોને!' અભિજિત કહે છે, 'ત્યાં શ્રવણ છે એની પણ નોંધ લેતા જાઓ.' અને સારસ

કહે છે કે 'કલાક પહેલાં યમુના અને યામમત્સ્ય દેખાતા હતા તેમનો પણ નામોચ્ચાર કરો એટલે જૂનું ઉધરાણું રહે નહીં.'

ભીની વાદળી કોઈ સ્લેટ પરના દાખલાઓ ભૂંસી નાખતી હોય તેમ નવ-જલભીનાં વાદળાંઓ નીલ આકાશ પર દોડતાં દોડતાં કહે છે: હવે રાતનો ખેલ ખલાસ. દિનકર સવિતાનારાયણનું સ્વાગત કરવાને, એનું ઉપસ્થાન ગાવાને તૈયાર થાઓ; હાથમાં અર્ઘ્ય લો; ભગવાન આવે છે. પૂર્વ દિશાના મુખ પરની લાવણ્ય-કાંતિ જોયા પછી ભગવાનનાં દર્શન થયાં જ સમજવાં જોઈએ.

૨–૯–'૩૦

# ૧૦. તારાઓનું સખ્ય

"આમ ઉપર શું જુઓ છો?" એક ગામડિયા છોકરાએ મને પૂછ્યું. "આકાશના તારાઓ જોઉં છું." મેં જવાબ વાળ્યો.

"એમાં તે શું જોવાનું હોય? તારાઓ તો છે જ. હરણિયું, હાથિયો, વીંછુડો ને એવા બધા તારાઓ રોજ ઊગે છે ને આથમે છે. એ જોઈને શું મળવાનું હતું? નકામી ડોક તાણી તાણીને હેરાન શાના થાઓ છો!"

આ ગામડિયા છોકરાને તારાના આનંદની શી ખબર હોય! જાનવરો પણ રાત્રે તારાઓ જોતાં હશે. પણ એમને કંઈ એમાં ઉત્સાહ જેવું લાગતું હશે? એને માટે તો સંસ્કારિતા જોઈએ છે. તારાઓનું ભવ્ય દર્શન, તારાઓનું કાવ્ય, તારાની શાંતિ અને એમનો આધ્યાત્મિક સંદેશ એ તો આ ગામડિયા માટે ક્યાંથી હોય?

* * *

થોડા દિવસ ગયા. હું શહેરમાં પાછો ગયો, ત્યારે એ જ છોકરાને ઘરના નોકર તરીકે લઈ ગયો. છોકરો અમારે ત્યાં જ રહે. અમારી સાથે જમે, ઘરના છોકરાઓ સાથે રમે અને મારી ઓરડી બહાર સૂએ. તુકારામનો ઉપદેશ મારે હૈયે ઠસેલો; दया करणें जे पुत्रासी । तेचि दासा आणि दासी ।। જે દયાભાવ પોતાના દીકરા પ્રત્યે હોય તે જ ઘરના નોકરો પ્રત્યે રાખવો ઘટે છે. એટલે છોકરાને ઘર જેવું લાગે એવો પ્રયત્ન હું કરતો હતો. પંદર દિવસ ગયા હશે અને છોકરો મૂંઝાતો આવીને મને કહે: "મારે અહીં નથી રહેવું, મને જવા દો!" મને આશ્ચર્ય થયું. મેં પૂછ્યું, "કેમ? શું થયું? ખાવાનું નથી ભાવતું? કોઈ કનડે છે?" "ના" કહીને છોકરો મૂંગો જ રહ્યો. બહુ પૂછતાં તેણે કહ્યું: "અહીં બધું સુખ છે, પણ ઢોરો પાછળ દોડવાની મજા અહીં નથી, અને રાત્રે સૂઉં છું ત્યારે માથે તારાઓ નથી દેખાતા." મેં એને પૂછ્યું: "પણ તું જ મને કહેતો હતો ને કે તારાઓ જોવાની ગરજ શી?" "એ ખરું; પણ તારા હોવા તો જોઈએ જ, એના વગર ગમે નહીં." છોકરાને મજાની ઉપમા સૂઝી એટલે આંખો દીપાવીને કહે: "જેમ તંબૂરા વગર ગવાય નહીં તેમ

તારાઓના ચંદરવા વિના સુંવાય નહીં. રોજ જોઉં છું કે રાત્રે જાગ આવે ત્યારે તારા દેખાતા નથી, અને મૂઝાઉં છું. જેમતેમ પંદર દિવસ કાઢ્યા. હવે મને જવા દો!"

મને તો આવું કોઈ દિવસ થયું ન હતું. હું તારા જોઉં, એના ઉદય અને અસ્ત નોંધી રાખું. દરેક તારો આજના કરતાં આવતી કાલે લગભગ ચાર મિનિટ વહેલો ઊગવાનો એ મેં મારી મેળે તારવી કાઢ્યું હતું. મોટા મોટા તારાઓ જે આજે નવ વાગ્યે ઊગે છે તે મહિના પછી સાંજે સાત વાગ્યે જ દેખા દેશે એમ લોકોને સમજાવતો. પણ તારાઓનું દર્શન એ કંઈ મારે માટે હવાપાણી, ઊંઘ કે ખોરાક જેવું ન હતું. જ્યારે એ અબોધ છોકરાને તારાઓ પ્રત્યેની ભક્તિ પોતાની મા પ્રત્યેની પ્રીતિ જેવી જ હતી. મા તો છે જ, એની પૂજા થોડી જ કરવાની હોય! પણ મા ન હોય ત્યારે આખું બ્રહ્માંડ સૂનું સૂનું લાગે. ત્યારે ખરો કવિ કોણ? એ અબોધ પ્રાકૃતિક બાળક કે સંસ્કારના ભાનથી ભારે થયેલો મારા જેવો તારાપ્રેમી?

* * *

કોઈ આપણને પૂછે કે "તમારા ઘરમાં કોણ કોણ છે?" તો આપણે એમ નથી કહેતા કે "ઘરમાં માણસો છે." આપણે તો એ પ્રશ્ન સાથે કૌટુંબિક જીવનનું ભાન જાગ્રત થવાથી કહીએ છીએ, "મારા બાપા છે, મારી બા છે, વિમલા ને કમલા છે, હું છું;—અને મીની અને મોતિયો છે."

કોઈ પૂછે કે "તમારો બગીચો કેવો છે?" તો તમે એમ નથી કહેતા કે "બગીચામાં છોડ છે, પાંદડાં છે, અને ફૂલો છે." પણ તમે કહો છો કે "મોટા ગુલાબના ચાર છોડ છે. એક ખૂણે ચંપો છે, અને બીજે ખૂણે પારિજાત છે. મોગરાના છોડ તો હમણાં જ વાવ્યા છે; અને ગુલછડીને ધોળાં ધોળાં ફૂલ બેસવાની તૈયારી છે."

ત્યારે જો તમને કોઈ પૂછે કે આકાશમાં તમે શું શું જુઓ છો? ત્યારે શું તમે એવો જ જવાબ આપવાના કે "આકાશમાં દહાડે સૂરજ હોય છે અને રાત્રે ચાંદો અને તારા હોય છે?" નવલખ તારાની નામાવળી કોઈ આપણી પાસે માગતું નથી, પણ સવારસાંજ બારે માસ જે તારાઓ ફરી ફરી દર્શન દે છે, જેમને સાક્ષી રાખી આપણાં બધાં સગાંવહાલાંઓ પરણે છે, જેમને જોઈને ખેડૂતો વાવણી અને લણણી કરે છે, જેમના હિસાબથી મુસાફરો રાત્રે દિશા નક્કી કરે છે, જેમની મદદથી અજાણ્યા મુલકમાં પણ મોટી મોટી ફોજો અચૂક રસ્તો કાઢે છે, અને જેમના પરથી રાત્રે કેટલા વાગ્યાં છે એ પણ આપણે થોડીક મહેનતથી નક્કી કરી શકીએ છીએ તે મોટા મોટા તારાઓનાં વીસપચીસ નામોની પણ આપણને ખબર ન હોય! સપ્તર્ષિ, વીંછુડો, હરણું, કૃત્તિકા, ચિત્રા, સ્વાતિ, હાથિયો, શ્રવણ વગેરે વેદકાળથી આપણને જગાડતા તારાઓની આકૃતિઓ અને એમનાં સ્થાન આપણે ઓળખી ન શકીએ?

સંગીત સાંભળવામાં જે આનંદ છે, બુદ્ધિબળ અજમાવવામાં જે એકાગ્રતા કેળવાય છે, મોટી નવલકથાનું અટપટું કથાનક જાળવવામાં જે તલ્લીનતા અનુભવાય છે તે બધું આ તારાનિરીક્ષણમાં આપણને સહેજે મળે છે. આંખોને માટે એના કરતાં વધારે પૌષ્ટિક ખોરાક નથી. થોડાક તારાઓને પણ જે ઓળખી ન શકે તે

માણસ સંસ્કારી નથી, અને પેલો મારો ગામડિયો છોકરો કહેશે કે એવો માણસ ગામડિયો પણ નથી!

ઢોરો શું કહેશે એ આપણે જાણતા નથી. વખતે એમ જ કહી બેસશે –

આવ ભાઈ હરખા!
આપણે બે સરખા!!

જાન્યુઆરી, ૧૯૩૬

# ૧૧. કરાંચી જતાં

[એક કાગળમાંથી]

સવારે ચાર વાગ્યે જાગ્યો. સ્ટીમર ડોલતી ડોલતી આગળ વધતી હતી. અહીં ક્યાંય જમીન નજરે પડતી નથી. ઉપર આકાશ ને નીચે પાણી. માણસનો પાણી પર કેવડો વિશ્વાસ કે જમીન નજર બહાર થયા છતાં દિવસ અને રાત એ દરિયો ખેડતો જઈ શકે છે! સંસ્કૃતમાં પાણીને જીવન કહે છે. તરસ ટાણે જે પેટમાં જાય છે તે જીવન, અને તોફાન ટાણે જેના પેટમાં આપણને જવું પડે છે તે મરણ, એવા પાણીને માટે આપણા પૂર્વજોએ બે જુદા શબ્દો કલ્પ્યા નથી.

પ્રાર્થના માટે સાથીઓને ઉઠાડું કે નહીં એનો વિચાર થોડો વખત મનમાં ચાલ્યો. પછી મન સાથે નક્કી કર્યું કે જહાજના પારણામાં પોઢેલા આ બાળકોને જગાડવા કરતાં બધા વતી આપણે એકલા એકલા જ હળવેથી પ્રાર્થના કરી લઈએ એ સારું. પણ તો પછી તે સામુદાયિક પ્રાર્થના કેમ ગણાય? મનમાં થયું કે ચાલો પાસેના કેન્વાસના જાડા પડદા ઊંચા કરીને જોઉં કે તારાઓ કોઈ જાગે છે કે નહીં. અનુરાધાએ કહ્યું કે 'અમે હમણાં જ ઊઠયાં છીએ.' કૃષ્ણચંદ્ર પધારવાની તૈયારી છે. એટલામાં બે શિંગડાં ઊંચાં કરીને ચંદ્ર બોલ્યો, 'તૈયારીને કાંઈ શિંગડાં ઊગવાનું બાકી નથી રહ્યું. આ જુઓ હું આવ્યો જ છું.' એણે ડાબા હાથમાં પારિજાત ધારણ કર્યો હોવાથી એ વિશેષ રૂપાળો લાગતો હતો.

જોતજોતામાં અભિજિતે ક્ષિતિજ ઉપરથી માથું ઊંચું કર્યું અને પછી સ્વાતિ, અભિજિત અને પારિજાત આ ત્રિકોણનો મોટો પિરામિડ પૂર્વ ક્ષિતિજ પર ઊભો થયો.

ચંદ્ર કાંઈક ઉપર આવ્યો અને અમારા જહાજથી માંડીને ચંદ્રના પગ સુધી એક સોનેરી પટો પાણી પર ચળકવા લાગ્યો. મને થયું કે ચંદ્રલોકમાં જવા માટે કેટલો સહેલો અને સરળ રસ્તો! જહાજમાંથી ઊતરી પડીએ અને ચાલવા માંડીએ એટલી જ વાર! પણ પાશ્ચાત્ય લોકો તો કહે છે કે ચંદ્રલોક પર ગાંડા લોકોની જ વસ્તી છે. એટલે ફરી વિચાર થયો કે આટલી મહેનતને અંતે જો ત્યાં પોતાના જ ન્યાત-ભાઈઓ મળવાના હોય તો એ તકલીફ શા માટે ઉઠાવીએ?

*   *   *

મને આકાશનાં વાદળાં બહુ ગમે છે. નાનું હોય કે મોટું, ધોળું હોય કે કાળું, મને આનંદ પમાડવાનું જ. પણ રાતનાં વાદળાં મને બિલકુલ ગમતાં નથી. એમનો આકાર ને રંગ બંને આકર્ષક હોય છે, પણ તારાઓની વચ્ચેથી ભૂતની પેઠે—અથવા મારાઓની પેઠે લપાતાં-છુપાતાં તેઓ જાય છે એ જ મને ગમતું નથી.

ઉષ:કાળ પહેલાં આકાશ કેટલું રમણીય દેખાતું હતું! ચાંદરણામાં સમુદ્રનાં મોજાંઓ—મોજાંઓ શાનાં? નાજુક વિચિમાલા, અથવા સાગર બાપાએ હળવું સરખું સ્મિત કરવાથી એના મોં પર પડેલી કરચલીઓ—બરાબર ગણી લેવાય એટલાં સ્પષ્ટ હતાં. પણ આ વિઘ્નસંતોષી વાદળાંઓએ વચ્ચે આવીને બધું બગાડી મૂક્યું.

અમે પુરજોસમાં ધપતા હતા. ઉગમણી બાજુએ, એટલે કે અમારી જમણી બાજુએ જમીન દેખાય છે કે કેવળ ભ્રમ છે એવી વિમાસણમાં હું હતો એટલામાં એકાએક દીવા દેખાવા લાગ્યા. મારી ખાતરી થઈ કે અમે શ્રીકૃષ્ણની દ્વારકાની નજીક પહોંચ્યા છીએ. થોડે અંતરે દીવાઓનું બીજું ઝુંડ ચમકતું હતું. એમાં એક દીવાદાંડીનો પ્રકાશ કોઈ વૃદ્ધની સ્મૃતિની પેઠે વચમાં વચમાં સ્પષ્ટ થતો હતો. ત્યાર પછી એક મિલના ભૂંગળામાંથી ધુમાડાની એક શાંત નદી ક્ષિતિજ સાથે સમાંતર વહેવા લાગી.

આકાશના તારાઓ જોયા અને તારું સ્મરણ થયું. સવારની ઉષા સાથે તારી શી દોસ્તી છે, કોણ જાણે? આપણે મળ્યા તે પહેલાં જ બોરડીમાં મેં પૂર્વ દિશાને અનસૂયા એ નામ બક્ષ્યું છે. 'જીવનનો આનંદ' એ ચોપડીમાં 'અનસૂયા પ્રાચી' એ નોંધ જોઈ લેજે.

* * *

૩૦-૧૨-'૩૭

## ૧૨. મજાની કલ્પના*

સવારે આકાશ કેવું દેખાય છે તેનું વર્ણન આજે રાત્રે કાકી કરતાં હતાં: "હું સવારે દૂધ લેવા જતી હતી ત્યારે આકાશમાં બહુ સરસ દેખાવ હતો. નરહરિભાઈના ઘરથી ચંદ્રશંકરભાઈના ઘર સુધી એક દરિયો દેખાતો હતો. દરિયામાં વહાણો હતાં અને બાજુ પર કાંઠે એક બાઈ છોકરાને લઈને વહાણની રાહ જોઈ બેઠી હોય એવી દેખાતી હતી." આટલું સુંદર વર્ણન સાંભળી મને વાલ્મીકિ યાદ આવ્યો ને મેં વર્ષાવર્ણનમાંથી આકાશવર્ણનનો એક શ્લોક સંભળાવ્યો:

क्वचित् प्रकाशं क्वचिद् अप्रकाशं, क्वचित् प्रकीर्णाम्बु-धरं विभाति।
क्वचित् क्वचित् पर्वत-संनिरुद्धं, रूपं यथा शांत-महार्णवस्य॥

* ચંદ્રશંકરભાઈ શુક્લની નોંધપોથીમાંનું આ એક પાનું છે. આશ્રમવાસી કાકાસાહેબના ઘરનું વાતાવરણ કેવું હતું એનો ખ્યાલ એ આપે છે એટલે એમની રજાથી એ અહીં મૂક્યું છે.

કાકી તરત જ કહે: "અહો આમાં તો માના પ્રેમળ હૃદયનું વર્ણન છે. મા ઘડીકમાં રુએ, ઘડીકમાં રાજી થાય, બાળકને ખુશ જોઈને રીઝે – એ બધું આકાશના જેવું જ છે." કવિત્વનો આ ચમકારો આહ્‌લાદક હતો. પહેલાં એક દિવસ કાકીએ આકાશનું વર્ણન કરેલું: "સવારે જાણે ઋષિઓ સંધ્યાપૂજા કરતા હોય એવું આકાશ લાગે છે; બપોરે બ્રાહ્મણો યજ્ઞયાગ કરતા હોય એવું લાગે છે, અને સંધ્યા તો સાધુસંતોની." કાકાસાહેબ કહે, "આ ભવ્ય Imageryમાં (કલ્પના-ચિત્રમાં) આખા હિંદુસ્તાનના ઈતિહાસનું Evolution (વિકાસતત્ત્વ) સમાયેલું છે. હિંદુસ્તાનના ઈતિહાસની શરૂઆત ઋષિમુનિઓથી થઈ, બ્રાહ્મણોનો – યજ્ઞયાગનો – જમાનો પછી આવ્યો, સંતોનો કાળ એ સંધ્યા હતી; અને અત્યારે આપણી પર ઘોર તમિસ્રા ફરી વળી છે."

માર્ચ, ૧૯૨૫

## ૧૩. આકાશદર્શન – ૧

[ ૧૯૨૫ની સાલમાં આશ્રમમાં હસ્તલિખિત આશ્રમ-સમાચાર સાપ્તાહિક નીકળતું. તેમાં તે તે વખતનું આકાશદર્શન લખી વિદ્યાર્થીઓને મુખ્ય મુખ્ય નક્ષત્રોનો પરિચય કરાવવાનું ધાર્યું હતું. આ આકાશદર્શનમાં કોક કોક વાર પ્રભુદાસ ગાંધી પણ લખતા. રાત્રિના તારા જોવામાં જેમને રસ પડતો તેવાઓનું એક બંધુમંડળ જામ્યું હતું. એ તારામંડળ નામે ઓળખાતું. આગળ જતાં વિદ્યાપીઠમાં અને જુદી જુદી જેલોમાં પણ તારામંડળ સ્થપાયાં હતાં. આજે પણ એ મંડળના સદસ્યો એકબીજાને અથવા મંડળના પ્રમુખને કાગળો લખે છે ત્યારે કોક કોક વાર આકાશની દિવ્યજ્યોતિની સુંદરતાના અનુભવની આપલે કરે છે.]

### ૧. હીરા પાસે મોતી

હમણાં સવારે સાડા છએ બુધ, ગુરુ અને શુક્ર, ટાઢમાં સૂર્યની રાહ જોતા એકબીજાની સોડે બેઠેલા દેખાય છે. આજે સવારે શુક્ર ને ગુરુની યુતિ અપૂર્વ હતી. હીરા પાસે મોતી. શુક્ર ને બુધની ગતિ ઘણા વેગે થાય છે. સાત દિવસમાં એ બંને સૂર્ય સાથે મકર રાશિમાં પહોંચશે. બુધનાં દર્શન, પંચાંગ જાણે, પાછાં ક્યારે થશે!

સવારે શનિ અને સાંજે મંગળ માથા ઉપર ચળકે છે. તે જોઈ લેવા.

સમીસાંજ સાથે જ પુનર્વસુ ઊગે છે, તેના નમવા પરથી પરોઢ જણાય છે.

ઉત્તર તરફ સપ્તર્ષિ બરાબર માથે આવે છે, ને ·˙·˙ આવી હારમાં માથા ઉપર પ્રાર્થના કરવા ગોઠવાય છે ત્યારે ચાર વાગ્યાનો વખત થાય છે.

દક્ષિણના દ્વારપાળ જય અને વિજય તથા ત્રિશંકુ અને અગસ્ત્ય જોઈ કસરત કરનારને તે તરફ જ દોડતા જવાનું મન થાય છે.

૨૧-૧-'૨૫

## ૨. દિવ્ય ષટ્કોણ

આજકાલ ચંદ્રે ચાંદનીનું પૂર વહેવડાવ્યું છે. એ જ્યોત્સ્નાસાગરમાં 'ગણ્યા ગણાય નહીં' એવા બધા તારા ડૂબી ગયા છે, એટલે બાકી રહેલાં સુંદર સુંદર નક્ષત્રો પારખવાનો ઠીક લાગ આવ્યો છે. બે દિવસથી ચાંદારાજા પોતાના મુખ્ય મંત્રીઓ સાથે ભારે સંતલસ કરતા દેખાય છે. ગઈ કાલે રાતે તો એ ચળકતા તારાઓના ષટ્કોણમંડળમાં બેઠા હતા. પૂર્વમાં પુનર્વસુનું ધ્રુવ તરફનું જોડકું, જમણે પ્રશ્વન અને ચાંદાની અદેખાઈ કરતો વ્યાધ, અને પશ્ચિમ તરફ ઉત્તરે વ્યાધથી સહેજ ઝાંખો બ્રહ્મહૃદય, પછી રોહિણી અને છઠ્ઠો મૃગનો છેલ્લો પગ, એ ષટ્-કોણના છ ખૂણાઓ અથવા સ્થાનો છે. આ ષટ્કોણની આગળ કૃત્તિકાનો પેલો ચળકતો ઝૂમખો દેખાય છે. રવિવારે થનારા ગ્રહણની ચિંતામાં પડી સૌ દેવો રાજાની ચોકી કરતા જણાય છે.

૪–૨–'૨૫

## ૩. ચંદ્રસૂર્યનાં નક્ષત્ર

આકાશમાં જે રસ્તે સૂર્યચંદ્ર ફરતા દેખાય છે તે ચક્રના ૨૭ ભાગ કરેલા છે. દરેકમાં એકાદ નક્ષત્ર કે સમૂહ પસંદ કરી તે વિભાગને તે નક્ષત્રનું નામ આપેલું હોય છે. ચંદ્ર, એક મહિનામાં આખું ચક્ર પૂરું કરે છે. એટલે એક નક્ષત્રમાં એક દિવસ રહે છે. સૂર્ય એ જ ચક્ર એક વર્ષમાં પૂરું કરે છે. એટલે સૂર્ય $\frac{૩૬૫}{૨૭}$ = ૧૪ દિવસ એક એક નક્ષત્રમાં રહે છે. સૂર્ય જે નક્ષત્રમાં રહે છે તે નક્ષત્ર આપણને દેખાતું નથી. આજકાલ સૂર્ય પૂર્વા ભાદ્રપદા અને ઉત્તરા ભાદ્રપદા વચ્ચે છે. એટલે સવારે શ્રાવણ દેખાય, સાંજરે અશ્વિની દેખાય. આજે બુધવારે ચંદ્ર ઉત્તરા ફાલ્ગુનીમાં અથવા એની આસપાસ હોવો જોઈએ એટલે એ સપ્તર્ષિ અને હસ્ત વચ્ચે દેખાશે.

૧૧–૩–'૨૫

## ૪. તિથિ કઈ?

આજે તિથિ કઈ એ તો ચંદ્રને જોઈને જ કહેતાં આવડવું જોઈએ. અષ્ટમીનો ચંદ્ર જુઓ બરાબર અરધોઅરધ ભાખરી જેવો દેખાય છે. અને બરાબર મધ્યરાત્રે ઊગે છે. પૂર્વ તરફ મોં કરીને ઊભા રહીએ તો જમણી બાજુ પારિજાત અને ડાબી બાજુ અભિજિત સામટા ઊગે છે એ આપણા વિદ્યાર્થીઓમાંથી કોણે જોયું છે? મધરાતે જેઓ ઊઠે તેને જ એ જોવાની મજા મળે. ચાર વાગ્યે પારિજાત વીંછીના પેટમાં પરવાળા જેવો ચળકે છે અને અભિજિત શ્રાવણની લીટીમાં ઊભેલો દેખાય છે.

૧૮–૩–'૨૫

## ૫. હંસ અને ક્રાંતિતેજ

મૃગને બાણ મારનાર વ્યાધ જો શંકર ગણાય તો શ્રાવણને બાણ મારનાર અભિજિત દશરથ કેમ નહીં? સવારે પૂર્વ તરફ આકાશના એક છેડાથી બીજા છેડા

સુધી આકાશગંગા પથરાયેલી હોય છે. અને તેમાં હંસ પોતાની પાંખો ફેલાવી ચાંચ બોળે છે. એ આજકાલની ખાસ મજા છે.

સાંજરે સૂર્યાસ્ત પછી પશ્ચિમ તરફ સંધ્યાનો પ્રકાશ લાંબા વખત સુધી દેખાય છે. તે નીકળી ગયા પછી પણ બરોબર પશ્ચિમે પ્રકાશનો એક ઊંચો ત્રાંસો પટો દેખાય છે. તે શાનો છે એ કોઈ જાણતું નથી. એને ક્રાંતિતેજ કહે છે.

૨૫–૩–'૨૫

## ૬. દેવયાની

આજકાલ મજા તો દેવયાની(કેસિયોપિયા)ના ઉદયની છે. જેને હું દેવયાની કહું છું તે ધ્રુવવિષ્ણુની લક્ષ્મી છે. અને સપ્તર્ષિનું પૂંછડું તો કોઈ હાથીએ લક્ષ્મી ઉપર અભિષેક કરવા પોતાની સૂંઢ ઊંચી કરી હોય તેમ દેખાય છે.

૮–૪–'૨૫

## ૭. અભિજિતની રાત

આકાશદર્શન હવે મોંઘું થયું છે. ચંદ્ર સાથે પારિજાતની મજા જોવાને ઊઠીએ ત્યારે અદેખાં વાદળાં વચમાં અંતરપટ રાખે. ચિત્રા, સ્વાતિ, અને શનિના ત્રિકોણ વચ્ચે ચંદ્રની શોભા ઓર જ છે એમ એમને ખબર ન હતી એટલે જ તે વખતે તેઓ વચમાં ન આવ્યાં. કહે છે કે ગુરુ અને ચંદ્ર જ્યારે પાસે આવે છે ત્યારે કેટલાક માણસની બુદ્ધિ બહુ તેજ થાય છે. મૃગલાને વીંછીનો ડંખ લાગ્યો એટલે બિચારું અલોપ થયું છે. આખી રાત ઉજાગરો કરીએ તોયે દેખા દે નહીં. લોક કહે છે મૃગનક્ષત્ર બેઠું છે. હવે ચૌદ દિવસ સુધી સૂર્યનારાયણ એ ઘાયલ મૃગની સાથે જ ફરવાના. અને સૂર્યસ્નાનથી એને સાજું કરવાના.

આજકાલની રાત તો અભિજિતની કહેવાય.

૧૧–૬–'૨૫

## ૮. મંદારમાળા

વાદળાં કંઈક ઓછાં હશે. ચંદ્રમાએ પોતાના તેજનો ધીમે ધીમે સંકોચ કરી ઘણા નાના નાના તારાઓને આગળ આવવાની તક આપી છે. આજકાલની મુખ્ય શોભા તો સપ્તર્ષિથી માંડીને સ્વાતિ, ચિત્રા ને હસ્ત સુધી ફેલાયેલી દિવ્ય રત્નમાળાની છે.

*   *   *

હરિહરભાઈએ શુદ્ધ સાયણ પંચાંગ પ્રગટ કરીને આવતા વર્ષ માટે ખૂબ સગવડ કરી રાખી છે.

૧૮–૬–'૨૫

## ૯. સપ્તર્ષિઓની છબીઓ

સપ્તર્ષિઓની શોભા જોવી હોય તો આ જ દિવસોમાં. સપ્તર્ષિ ઊગતા હોય છે ત્યારે નાગે ફેણ માંડી હોય તેમ માથું ઊંચું કરીને ઊગે છે. સહેજ ઉપર ગયા એટલે આ સપ્તર્ષિ નથી પણ ધ્રુવબાણ લાંબી પૂંછડીવાળો એક પતંગ ઉડાડતો

હોય એમ દેખાય છે. બરાબર મધ્ય આકાશમાં આવે છે ત્યારે કોઈ બાહોશ ખલાસી કે તારાની પેઠે પગ બરોબર પાછળ છોડીને તરતા હોય એમ લાગે છે. ત્યાંથી જરાક ઢળી પડે એટલે મત્તગજેન્દ્રની સૂંઢનો આકાર ધારણ કરે છે. એથી આગળ વધે એટલે સિંગલબાર પર કોઈ ખેલાડી ગ્રાંડ સર્કલ કરતો હોય એવો આભાસ થાય છે. અને જ્યારે આથમતી વખતે ચોકડી અલોપ થઈ જાય અને ત્રણ તારાનું પૂંછડું જ ઉપર રહે છે ત્યારે કોઈ ખારવો માથું નીચું કરીને સમુદ્રમાં ડૂબી જતો હોય અને એના ઢીલા છોડેલા પગ જરાક વાંકા થયા હોય એવું ચિત્ર તૈયાર થાય છે.

૨૫-૬-'૨૫

## ૧૦. વિદ્યારંભ

આકાશમાં ચંદ્રની કળા ખીલતી જાય છે તેમ તેમ નાનાં નાનાં નક્ષત્રો અદૃશ્ય થતાં જાય છે. સ્વાતિ, ચિત્રા અને શનિના ત્રિકોણમાંથી પસાર થઈને ચંદ્ર ગઈ કાલે શનિનો પડોશી થઈ બેઠો હતો. આવતે અઠવાડિયે ચંદ્ર અને ગુરુનો સુંદર યોગ જોવા મળશે. એ યોગ વિદ્યારંભ માટે બહુ શુભ ગણાવો જોઈએ, કેમ કે ચંદ્ર મનનો અને બૃહસ્પતિ બુદ્ધિનો અધિષ્ઠાતા છે.

સૂર્ય હવે આર્દ્રા નક્ષત્રમાં ગયો છે, ભીની આર્દ્રામાં વરસાદની હેલી ન થાય તો જ નવાઈ. આજકાલ વાદળાંનો ઉઘાડ હોય છે ત્યારે કોક વાર સૂર્યાસ્ત પછી પશ્ચિમમાં એક ગ્રહ દેખાય છે.—સવિતાનો અનુચર બુધ હોવાનો ઘણો સંભવ છે.

૨-૭-'૨૫

## ૧૧. જાણે વાલ્મીકિનું કાવ્ય

આકાશમાં કાંઈ સૂર્ય, ચંદ્ર અને ગ્રહનક્ષત્રો જ જોવાનાં નથી હોતાં. નક્ષત્ર-મંડળના પ્રમાણમાં આપણી પૃથ્વી તો બિંદુમાત્ર છે છતાં આપણી પૃથ્વીની આસ-પાસનાં વરાળનાં વાદળાં આખા ખગોળને આપણા પૂરતું ઢાંકી દઈ શકે છે. એ વાદળાંની શોભા ચોમાસા પછી ખીલે છે એ ખરું, પણ આજકાલ સંધ્યા સમયે વાદળાં પાછળ અર્ધ ઢંકાયેલા સૂર્યની શોભા વાલ્મીકિના કાવ્ય જેવી ઉજ્જ્વળ હોય છે. રાત્રે આકાશમાં જ્યારે વાદળાંનાં મોજાં ફેલાય છે ત્યારે ચંદ્ર એવો તો શોભે છે કે જાણે સમુદ્રમાં તરતું કોઈ સોનાનું વહાણ.

આપણી હથેળીમાંથી જેમ પાંચ આંગળી ફેલાય છે અથવા મોરની કળા જેમ વિસ્તરેલી હોય છે તેવાં જ વાદળાં કોઈ વખતે ઉત્તર દિશામાં ફેલાય છે. પછી દક્ષિણ પણ એના જવાબમાં એવી જ શોભા બતાવે છે.

૯-૭-'૨૫

## ૧૨. ઉંદરબિલાડી

પૂર્ણિમાને દિવસે જેમ ચંદ્ર અને સૂરજ ઉંદરબિલાડી રમે છે તેમ અભિજિત અને અગસ્ત્યનું હમેશને માટે છે. આજકાલ અગસ્ત્યનો લોપ છે તેથી

અભિજિતનું રાજ્ય ચાલે છે. અગસ્ત્ય સાથે મૃગનો પણ લોપ થાય. અભિજિત સાથે એક તરફ માબાપની કાવડ ઉપાડીને શ્રવણ ચાલતો હોય છે, ત્યારે બીજી બાજુ વૃશ્ચિક પોતાના ડંખનું સનાતન પ્રશ્નચિહ્ન ધરીને ઊભો રહે છે.

આજકાલની મોટી મજા તો સપ્તર્ષિ અને દેવયાનીની છે. પિતાનો અક્કેક હાથ પકડી બે બાળકો જેમ ઉંદરબિલાડી રમતાં હોય તેમ સપ્તર્ષિ અને દેવયાની (લક્ષ્મી) ધ્રુવની આસપાસ ફરે છે. દેવયાનીને ગ્રીક લોકો 'કેસિયોપિયા' કહેતા. અંગ્રેજીમાં એને 'લેડીઝ ચૅઅર' પણ કહે છે.

દેવયાની વધારેમાં વધારે ઊંચી હોય ત્યારે જ શોભે છે. વ્યાધનું કૂતરું આથમવા આવે ત્યારે શોભે છે. વૃશ્ચિક દક્ષિણમાં આડો પડયો હોય ત્યારે શોભે છે. ચિત્રા અને સ્વાતિ સાથે સાથે ઊગતાં હોય ત્યારે શોભે છે. અને મઘાનું દાતરડું બરાબર માથે ચડયું હોય ત્યારે જોવાની મજા હોય છે. અને દક્ષિણ તરફ અગસ્ત્ય યમુના અને યામમત્સ્ય ક્ષિતિજ સાથે સમાંતર થઈ જાય છે ત્યારે ત્રાજવાની દાંડી જેવું તેનું અદ્ભુત દર્શન વિસ્મય પમાડે છે.

૧૫–૭–'૨૫

## ૧૩. શર્મિષ્ઠા કે દેવયાની

જ્યાં દહાડે સૂર્યદર્શન પણ અનિયમિત થાય છે ત્યાં રાત્રે નક્ષત્રદર્શન મુશ્કેલ થાય તો આશ્ચર્ય નથી. મનુષ્ય તથા પશુપક્ષી સૌના અન્નદાતા મેઘરાજ સામે તકરાર પણ કેમ થઈ શકે? તારકાદર્શન જેટલું દોહ્યલું થયું છે તેટલું જ શોખીનોને ઉત્કંઠિત કરનારું પણ થયું છે. સાંજે જે દિવસે શુક્ર દેખાય તે રાત ખૂબ પ્રસન્નતામાં જાય છે. ઉત્તાર તરફ મોઢું રાખીને ઊભા રહીએ અને ડાબી બાજુથી જમણી બાજુ તરફ જોયા કરીએ. સ્વાતિના આથમ્યા પછી અભિજિત આથમવા જાય છે. માથા પર હંસ પોતાની બે પાંખો આકાશગંગાના બે કાંઠા પર પહોંચાડીને ચાંચ પાણીમાં ડુબાડતો દેખાય છે. એની પાસે જ આરામખુરશી જેવી 'કેસિયોપિયા' ઊંચે ઊંચે ચડતી જાય છે. જ્યોતિષના આપણા નવા ગ્રંથો જોતાં મારા ધ્યાનમાં આવ્યું છે કે 'કેસિયોપિયા'નું નામ દેવયાની નથી પણ શર્મિષ્ઠા છે. આ નામો જૂનાં નથી. બાળશાસ્ત્રી જાંભેકરે તે પાડેલાં છે.' 'પર્સ્યુસ' રાજકુમાર સાથે જેમનાં નામ આવે છે એ બે કન્યાઓ 'ઍન્ડ્રોમીડા' અને 'કેસિયોપિયા' એ બે પરથી બાળશાસ્ત્રીને સૂઝ્યું કે પર્સ્યુસને બદલે યયાતિ, ઍન્ડ્રોમીડાને બદલે દેવયાની, અને કેસિયોપિયાને બદલે શર્મિષ્ઠા નામ રાખીએ તો ચાલે. મને થાય છે કે હિમાલયમાં 'ઝંપાન' નામનું વાહન હોય છે એના જેવી જ કેસિયોપિયા દેખાય છે. એને જો દેવ-યાન અથવા 'દેવયાની' કહીએ તો વધારે શોભે, એટલે હું તો એને દેવયાની જ કહેવાનો.

એને આપણે ધ્રુવની લક્ષ્મી કહીએ તો ઝઘડો જ મટયો. હંસ અને લક્ષ્મી વચ્ચે થઈને જરાક વધારે ઉપર જોઈએ એટલે પૂર્વા અને ઉત્તરા ભાદ્રપદાનો મોટો ચોરસ નજરે પડે છે. આને જ પાશ્ચાત્ય લોકો 'પેગૅસસ' કહે છે.

૨૭ નક્ષત્રોનો પરિચય ધીમે ધીમે કરવો હોય તો આ વખત અનુકૂળ છે. અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી તો બરાબર દેખાય એમ છે. થોડા દિવસ પછી સવારના મૃગ પણ દેખાતો થશે. અથવા આજકાલ દેખાતો હોય તોપણ નવાઈ નથી, કેમ કે સૂર્યનારાયણ પુષ્ય નક્ષત્રમાં ગયા છે.

૨૨-૭-'૨૫

## ૧૪. મૃગ અને મહાદેવ

સવારે મૃગ નક્ષત્ર હવે સરસ દેખાય છે. મૃગ નક્ષત્ર એટલે આકાશની છત ઉપરથી દોડતું હરણિયું. આપણે નીચેથી એનું પેટ જોઈ શકીએ. ચાર બાજુના તારા એ એના ચાર પગ. ઉત્તર તરફના બે પગ વચ્ચે ઉત્તર તરફ એક બાજુ પર ઝૂકેલો એક નાનકડો ઝાંખો તારાપુંજ છે તે એનું માથું. પાછળના બે પગ વચ્ચે બીજો ઝાંખો તારાપુંજ છે તે એનું પૂંછડું. પેટમાં એક લીટીમાં આવેલા ચળકતા ત્રણ તારા (ઈષુત્રિકાંડ) છે તે વ્યાધે મારેલું, હરણના પેટને ચીરી નાખતું બાણ. એ ત્રણ તારાની લીટીની દક્ષિણ કે પૂર્વ તરફ જઈએ એટલે ગગનમંડળના રાજા સમો વ્યાધ દેખાય છે. હરણનું વર્ણન કાલિદાસના શબ્દમાં કરવું હોય તો નીચલી લીટી કામમાં આવે:

'पश्चार्धेन प्रविष्टः शर-पतन-भयात् भूयसा पूर्वकायम्'

શાકુંતલની શરૂઆતમાં કાલિદાસે વ્યાધને મહાદેવ કલ્પી કહ્યું છે:

'मृगानुसारिणं साक्षात् पश्यामीव पिनाकिनम्'

આમાં 'સાક્ષાત્' શબ્દ આકાશ તરફ હાથ કરીને બોલવાનો હોય છે.

ઈષુત્રિકાંડની લીટી બીજી તરફ ખેંચીએ તો રોહિણીના યોગતારા તરફ જાય છે. માત્ર એ ધ્યાનમાં રાખવાનું રહ્યું કે આકાશની લીટીઓ માથા પર ન હોય ત્યારે વાંકી હોય છે. બીજી એક કલ્પના પ્રમાણે મૃગ નક્ષત્ર એ કાલપુરુષ છે, પ્રજાપતિ છે. અને ઈષુત્રિકાંડ એના ગળામાંનું જનોઈ છે.

૬-૮-'૨૫

## ૧૫. જો ચુનરીમેં ઝલક કિનારી

ગયા શનિવારે સાંજે એક અદ્‌ભુત દૃશ્ય જોવા મળ્યું. સૂર્ય વાદળાં પાછળ ઢંકાયો હતો. વાદળાંની કિનાર સોનાની જેમ ચળકતી હતી. વાદળું મેશ જેવું સાવ્ કાળું હતું એટલે સોનેરી કિનાર ખાસ ખીલી નીકળતી. પણ અદ્‌ભુતતા તો એ હતી કે કિનારના અમુક ભાગમાં લાલ, પીળો અને પોપટિયો રંગ એવા તો ખીલ્યા હતા કે ઈંદ્રધનુષ પણ લજ્જિત થાય. કેટલાયે વખત સુધી એ શોભા દેખાતી હતી. જોકે ક્ષણે ક્ષણે એમાં ફેરફાર થયા જ કરતા હતા. તે જ રાતે પ્રાર્થના પછી ગુરુ અને શુક્ર સામસામા ઊગેલા દેખાતા હતા. સુર-ગુરુ પૂર્વમાં હતા, જ્યારે અસુરગુરુ પાશ્ચાત્ય પ્રદેશમાં ચળકતા હતા.

સાંજનું મુખ્ય આકર્ષણ દક્ષિણ તરફ પથરાયેલો વીંછી છે. જ્યારે સવારનું આકર્ષણ મૃગ પાછળ આવનાર વ્યાધ અને પુનર્વસુ છે. મૃગની એક બાજુ

બ્રહ્મમંડળનો પંચકોણ દેખાય છે, તેમાં ચળકતો યોગતારો બ્રહ્મહૃદયને નામે ઓળખાય છે, તે ખાસ જોવાલાયક છે.

૧૩–૮–'૨૫

## ૧૬. ભેત્રણ હાર

સાંજે પ્રાર્થના પછી શુક્ર, ચિત્રા, શનિ, ચંદ્ર, પારિજાત અને ગુરુ, એ બધાંનો હાર ખૂબ સરસ દેખાય છે. ઉત્તર તરફનો બીજો હાર સ્વાતિ, અભિજિત, શ્રવણ અને હંસનો હોય છે. 'કેસિયોપિયા' ઊગતી હોય છે ત્યારે બહુ વિચિત્ર દેખાય છે. સાંજની મુખ્ય શોભા તો આકાશગંગાની હતી, તેમાં હંસ, શ્રવણ, ગુરુ અને છેક છેડા પર ધનુરાશિ, એની શોભા છે. પણ ચાંદરણું વધ્યું એટલે આકાશગંગા ઝાંખી પડી છે. સવારે દક્ષિણ તરફ યામમત્સ્ય એકલો એકલો ચળકે છે. એથી દૂર ડાબી બાજુ જરાક નીચે યમુના પણ અટૂલો જ છે. અગસ્ત્ય ઉપર આવે ત્યારે એમનો હાર બરાબર જામે.

૨૭–૮–'૨૫

## ૧૭. ડાહ્યો બુધ

પહેલી તારીખથી પૂર્વ તરફ બુધનો ઉદય થયો છે. બુધ તે સૂર્યનારાયણનો અંતેવાસી અથવા પ્રાઈવેટ સેક્રેટરી છે. સૂર્યથી બહુ દૂર કોઈ કાળે જાય જ નહીં. જેમ ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરતાં પોતાની પૂંઠ પૃથ્વીને બતાવે જ નહીં, તેમ બુધ પણ સૂર્યને પોતાની પૂંઠ બતાવતો નથી. જરાક જરાક જમણું કે ડાબું પડખું બતાવે ખરો. એ સૂર્યથી બહુ નજીક હોવાથી એટલે કે ફક્ત ૩ કરોડ ૬૦ લાખ માઈલ દૂર હોવાથી આપણા ૮૮ દિવસની અંદર સૂર્યની પ્રદક્ષિણા એટલે કે પોતાનું વર્ષ પૂરું કરે છે. બુધ ઉપર દિવસરાત્રિનું ચક્ર તો હોતું જ નથી. અમુક ભાગમાં હંમેશાં મધરાત, અમુક ભાગમાં ચિરસંધ્યા, અને અમુક ભાગ તો હંમેશાં તડકો સહન કરવાથી ફાટી ગયેલો! ડાહ્યા બુધનું મગજ ફાટી ગયું છે એ સાંભળતાં કેવું લાગે છે! દૂરબીનમાંથી જોતાં આપણને ચંદ્રની પેઠે એની કળાઓ દેખાય છે. બુધ દોડનાર પણ જબ્બર છે. આપણી પૃથ્વી દર સેકંડે ૧૮ માઈલ દોડે છે. જ્યારે બુધ ૨૯ માઈલ–રોજના ૨૫ લાખ માઈલ–દોડે છે!

૧૦–૯–'૨૫

બાકીના બધા તારા સવારે કે સાંજે સરસ દેખાય છે. બે ભાદ્રપદાના ચાર તારા માથા ઉપર આવે ત્યારે ભવ્ય લાગે છે. પરમ દિવસે ચંદ્રની કોર તળે બુધ લટકતો હતો. યામમત્સ્ય અથવા મત્સ્યમુખ પોતાના વિભાગમાં અટૂલો છે. એ પૂર્વા ભાદ્રપદાની લીટીમાં દક્ષિણ દિશા તરફ હોય છે. સવાર પડવા આવે ત્યારે એ બહુ નીચે ઊતરે છે અને એની જ હારમાં યમુના અથવા નદીમુખ અને અગસ્ત્ય આવી જાય છે. આ ત્રણેની લાંબી લીટી જ્યોતિષશાસ્ત્રીઓને હંમેશાં આકર્ષતી આવી છે.

૧૭–૮–'૨૫

## ૧૯. એકાકી અલ્ફાર્ડ

સવારે પાંચ વાગ્યાની આસપાસ એક નવા અટૂલા તારાની ઓળખાણ કરવા જેવી છે. સવારે પુનર્વસુ ઠીક ઠીક ઉપર આવ્યા પછી મઘામાંથી નીચલા બે તારા સ્પષ્ટ દેખાય છે. એ બે તારા સાંધીને એ રેષા કંઈક દક્ષિણ તરફ દૂર ખેંચીએ એટલે એક તારો અમસ્તો જ આપણા તરફ જોતો હોય એવો દેખાય છે. એને અલ્ફાર્ડ કહે છે. એ ઝાઝો ચળકતો છે એવું નથી. પણ આકાશના એટલા વિભાગમાં જાણે કોઈ તપસ્વી એકલો જ કુટી બાંધીને રહેતો હોય એવો એ લાગે છે. પુનર્વસુ પાસેનો પ્રશ્વન અને મઘાની યોગતારા રેગ્યુલસ સાથે આ અલ્ફાર્ડ બરાબર કાટખૂણો કરે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે.

સવારે અગસ્ત્ય તો ઠીક ઠીક ઉપર આવે છે. હવે ત્રિશંકુની રાહ જોવી જોઈએ. સાંજે આઠ વાગ્યા પછી વૃશ્ચિકના પૂંછડામાંથી નીકળતી આકાશગંગા હંસને નવડાવતી આગળ જાય છે. એ દૃશ્ય સુંદર હોય છે. સ્વાતિનો ઉદય અને અસ્ત બંને ખાસ આકર્ષક હોય છે. આજકાલ સાંજે એ આથમે છે ત્યારે પારિજાતની પેઠે લાલ દેખાય છે. સ્વાતિ ઊગે છે ત્યારે વ્યાધ જેવી ભૂરાશ એનામાં હોય છે. આજકાલ સાંજે સ્વાતિનું તેજ અને સવારે વ્યાધની કાન્તિ એ જ સૌથી વધારે આકર્ષક છે.

૨૪–૯–'૨૫

## ૨૦. પ્રથમ શ્રેણીના તારાઓ

હવે પછી આકાશગંગા બરાબર પથરાઈ રહે છે. તેના તારાનાં ઝૂમખાંમાંથી ત્રણ તારાનો સમદ્વિભુજ ત્રિકોણ પ્રાર્થના વખતે આપણા માથા પર બરાબર તરી આવેલો હોય છે. તે ત્રિકોણનું શિરોબિંદુ તે શ્રાવણ. પાયાના બેમાંનો વધારે ચળકતો તારો તે વીણામંડળનો યોગતારો અભિજિત અને બાકી રહ્યો તે મોતી ચરંતા હંસની ચાંચ. આ ત્રણે પહેલા વર્ગના તારા છે.

નરી આંખે દેખાતા તારાના છ વર્ગ પાડવામાં આવે છે. આંખે ઊડીને બાઝે તેવા તેજસ્વી તે પહેલા વર્ગના. સપ્તર્ષિની સોડે આવેલો અરુંધતી તારો છઠ્ઠા વર્ગનો ગણાય છે. પહેલા વર્ગના તારા બહુ ઓછા છે. હાલ તેમાંના છ સાંજે, અને નવ સવારે પાંચેક વાગ્યે દેખાય છે. સાંજના છમાં હંસ, અભિજિત ને શ્રાવણ. ઉપરાંત દક્ષિણે વીંછીમાંનો પારિજાત, પશ્ચિમ ક્ષિતિજનો રાજા સ્વાતિ અને છઠ્ઠો સ્વાતિની બરાબર સામે પૂર્વમાં યામમત્સ્ય જે અમદાવાદની ધૂણીમાં ઢંકાઈ ઝાંખો દેખાય છે તે.

સવારે ચંદ્રના પ્રકાશમાં બાકીના નવ તારા તરી આવે છે. તેમાં વ્યાધ અને અગસ્ત્ય ઉપરાંત માથા પર બે મૃગના તારા, રોહિણી, રોહિણીની ઉત્તર બાજુ બ્રહ્મહૃદય, પુનર્વસુના બે ચળકતા તારા અને મઘા એ નવ. આ પંદર તારા અને ગુરુ, શુક્ર, બે ગ્રહ એટલાની ઓળખાણ આ વેળા પૂરતી છે.

૮–૧૦–'૨૫

## ૨૧. અશ્વિની નક્ષત્ર

આ વેળા અશ્વિની નક્ષત્રનાં દર્શન કરીએ. શરદપૂનમનો ચંદ્ર આ અશ્વિનીમાં આવી ગયા પછી મોડી રાતે અશ્વિનીનાં દર્શન થતાં, પણ હવે તો સમીસાંજના જ ઈશાન તરફ ક્ષિતિજથી આઠેક અંશે એ નક્ષત્ર ચળકતું હોય છે. તેમાં ત્રણ તારા છે: બે છે દેવોના વૈદ્ય અશ્વિનીકુમારો અને ત્રીજો પાંચમા વર્ગનો આછો તારો, જે અશ્વિનીકુમારની લીટી સાથે પહોળે ખૂણે નજીકમાં જ છે. આ તારા પરથી કેશવાળવાળી અશ્વની ડોક કલ્પી શકાય છે એટલે એ નક્ષત્રને અશ્વ અથવા અશ્વિની કહે છે.

અશ્વિની મેષ રાશિમાં છે. રાશિ બાર અને નક્ષત્ર સત્તાવીશ; એટલે દરેક રાશિમાં સવાબે નક્ષત્ર આવ્યાં. મેષ રાશિનાં બીજાં નક્ષત્ર ભરણી અને થોડે અંશે કૃત્તિકા. ભરણીના પણ ત્રણ તારા છે; પણ ચોથા-પાંચમા વર્ગના હોવાથી તે નક્ષત્ર સહેજે દેખાતું નથી. કૃત્તિકા છ તારાનું ઝૂમખું છે, પણ તે નિહાળવાની મજા તો દેવદિવાળી પછી. ઘોડાનું મોઢું મેંઢાના મોઢા જેવુંય કલ્પી શકાય. માટે અશ્વિનીવાળી રાશિને મેષ કહી.

અશ્વિની નક્ષત્ર માથે ચડે છે ત્યાં સુધી તો પાણીદાર ઘોડો જાણે ચાલ્યો. પણ સવારે આથમતાં ઊંધી ડોકે તે ઘોડા જેવો લાગતો મટી જાય છે. ત્યારે તો એના ચળકતા બે તારા જ જોવાની મજા રહે છે.

આકાશમાં અશ્વિની શોધવી હોય તો લગભગ માથે આવેલા ભાદ્રપદના મોટા ચોરસની નીચે અથવા માથે ચડતી દેવયાનીની પૂર્વ તરફ એના જ હારમાં જોવું. આ બે તારાસમૂહો અશ્વિનીને ઠીક ઓપ પૂરે છે.

છેલ્લા પત્રમાં દર્શાવેલા બધા પ્રથમ વર્ગના તારા તો હજુ દેખાય છે: સાંજે અભિજિત, શ્રવણ, હંસ, પારિજાત અને યામમત્સ્ય. સવારે અગસ્ત્ય, વ્યાધ, મૃગશીર્ષના બે, પુનર્વસુના બે, રોહિણીનો યોગતારો, બ્રહ્મહૃદય અને મઘાનો યોગતારો, ફક્ત સ્વાતિ સૂર્યતેજમાં ઢંકાઈ ગયો.

આવતી વેળા અગસ્ત્ય ઋષિનાં દર્શન કરીશું.

૨૯–૧૦–'૨૫

## ૨૨. ગુરુ-શુક્ર યુતિ

અઢાર માસ પહેલાં ગુરુ પૂર્વમાં અને શુક્ર પશ્ચિમમાં એકબીજાની સ્પર્ધા કરી રહ્યા હતા. ત્યાંથી શુક્ર સૂર્ય પાછળ પડતો પડતો એનાથી ચડાય ત્યાં સુધી ઊંચે ચડ્યો છે. ગુરુ આકાશ ચડતો ચડતો માથા પાર થઈ પશ્ચિમે ઢળવા લાગ્યો છે.

એટલે હવે ગુરુશુક્ર આપણને એક લીટીમાં દેખાવાના. એ સંયોગને ગુરુ-શુક્ર યુતિ કહે છે.

જ્યારે બે ગ્રહો દૂર હતા ત્યારે કોણ વધારે ચળકે છે તે પ્રશ્ન થઈ પડતો. સંધ્યાના તેજે શુક્ર થોડો તેજોહીન થતો તો ગુરુ પૂર્વક્ષિતિજનાં કાળાં વાદળાંની ભૂમિકા પર ખૂબ ચળકતો હતો. બંને જ્યારે પાસે આવ્યા છે અને શુદ્ધ સ્પર્ધા કરી શકે તેમ છે ત્યારે જણાય છે કે ગુરુ શુક્રથી અર્ધો પણ તેજસ્વી નથી.

શનિને છેલ્લો આપણે શુક્ર નીચે જોયો હતો. ત્યાં તો હમણાં બુદ્ધ આવે છે.

૨૬–૧૧–’૨૫

## ૨૩. ભીની આર્દ્રા

રાત મોટી, એટલે આકાશદર્શન માટે વધારે અનુકૂળ છે. એક વૃશ્ચિક રાશિ બાદ કરીએ તો જોવા લાયક બધા જ તારા આજકાલ મળે છે. ગયા શનિવારે રાત્રે કે રવિની સવારે બે વિશાખા વચ્ચે જરાક ત્રાંસી ચંદ્રની કોર અને નીચે શનિમંગળની જોડી કોણે જોઈ લીધી હતી?

આર્દ્રાનો તારો કયો એમાં મતભેદ છે. કેટલાક તો મૃગના, ઉત્તર તરફના, આકાશગંગામાં મૂકેલા, એક પગને જ આર્દ્રા ગણે છે. આર્દ્રા ને રુદ્રનો સંબંધ જોડવામાં આવે છે. સૂરજ આર્દ્રા નક્ષત્રમાં જાય છે ત્યારે વરસાદ પુરજોસમાં વરસે છે. તેથી જ એને આર્દ્રા કહે છે. આર્દ્રા એટલે ભીનું નક્ષત્ર.

વ્યાધ, એણે મારેલું ઈષુત્રિકાંડ બાણ અને રોહિણીનો યોગતારો એ ત્રણે લગભગ એક લીટીમાં હોય છે.

૧૭–૧૨–’૨૫

## ૨૪. બધાની હાજરી – દિગ્વિજય

હમણાં જોવા જેવા બધા જ તારાઓ સાંજે સવારે મળીને જોઈ શકાય છે. માત્ર, સાંજે પૂર્વથી ન જોતાં પશ્ચિમથી શરૂ કરવું, જેથી કોઈ આપણી આંખમાંથી છટકી ન જવા પામે. પ્રથમ દક્ષિણ દિશા જોઈએ. ત્યાં જોવાના તારા તે ‘ગ્રસ’ અથવા ‘બક’ ‘ફોમલહોટ’ અથવા યામમત્સ્ય, ‘આચરનાર’ યા યમુના, ‘કેનોપસ’ અથવા અગસ્ત્ય, ‘સધર્નક્રૉસ’ અથવા ત્રિશંકુ, અને ‘પૉઈન્ટર્સ’ અથવા જયવિજય. આટલા જોયા એટલે દક્ષિણ દિશા જીતી કહેવાય.

ઉત્તરની જીત હંમેશાં સહેલી જ છે. સાંજથી શરૂઆત કરીએ તો પ્રથમ બ્રહ્મ-હૃદય (કૅપેલ્લા); પછી પુનર્વસુના બે ‘કેસ્ટર’ અને ‘પોલોક્સ,’ પછી સપ્તર્ષિ, કિરીટ-મંડળ, શૌરી અને વીણામંડળ. છેલ્લે હંસ અને દેવયાની યયાતિ. ધ્રુવમત્સ્ય તો ગણાય જ નહીં કેમ કે એ તો રાત પડી કે હાજર જ હોય.

ગ્રહોમાં આજકાલ રજા પર કોઈ નથી. તેમાં બુધની શોભા વિશેષ છે.

૭–૧–’૨૬

## ૨૫. શુક્ર અને અવળો પ્રશ્ન

પોણા પાંચ વાગ્યે દક્ષિણ તરફ આકાશદર્શન કરવા હું ઊભો. ત્યાં મેં શું જોયું? છેક દક્ષિણે ત્રિશંકુ તો આથમી ગયો છે. છતાં જયવિજય ચોકી કરે છે. ત્યાંથી દૃષ્ટિ જરા આગળ અને ઉપર ચલાવી તે નરતુરંગ વટાવી હસ્ત ઉપર ઠરી. હસ્ત પાસે ચિત્રા તો હોય જ. ત્યાંથી આગળ જતાં માથા પર સ્વાતિ નક્ષત્ર દેખાયું. એથી આગળ જવું ન હતું એટલે મેં અભિજિત તરફ નજર ફેંકી. મા-બાપને લઈને આકાશગંગાને કિનારે ઊભેલા શ્રાવણને એનું બાણ વાગે છે. શ્રાવણના ત્રણ તારાઓ અને અભિજિત એક જ લીટીમાં લગભગ આવે છે. આજે તો શુક્ર પણ એ જ લીટીમાં હતો અને થોડા દિવસ રહેશે. શુક્ર એટલે ધોળો, તેજસ્વી. પણ સવારે ઊગતી વખતે આપણા વાતાવરણને લીધે એ લાલચોળ દેખાય છે. મને થયું કે દશરથે ધનુષ્ય આકર્ણ ખેંચીને બાણ ફેંક્યું તે શ્રાવણને વીંધીને શુક્રને વાગ્યું, અને તે પણ એની ફૂટેલી આંખમાં; તેથી જ એનું મોઢું આમ લોહીલોહાણ થયું છે. શુક્રે મંગળનું સ્મરણ કરાવ્યું. તે ભાઈસાહેબ હંમેશાં લાલ હોય છે. પાસે પાસે હોવાથી મંગળ અને વૃશ્ચિકનો પારિજાત એ બે વચ્ચે સરખામણી સરસ થઈ શકે છે. આજકાલ વૃશ્ચિકનું દર્શન ભવ્ય હોય છે. એની પૂંછડી એટલે અવળું પ્રશ્નચિહ્ન. એ પ્રશ્નનો જવાબ કોણ આપી શકે? જ્યાં સવળા પ્રશ્નો પણ અઘરા હોય છે ત્યાં અવળા પ્રશ્નની વાત જ શી? વૃશ્ચિકને માથે હાલ શનૈશ્ચર વિરાજે છે. વિશાખાનો દરવાજો વટાવીને શનૈશ્ચર હાલ અનુરાધા પાસે આવ્યા છે. સવારે ઊઠીને જુઓ તેને માટે ચિત્રા, સ્વાતિ અને શનિ એ ત્રણનો ત્રિકોણ જોવાલાયક બન્યો છે. આટલામાં તો ગુરુરાજ બૃહસ્પતિ પધાર્યા છે એટલે તેમને નમસ્કાર કરી આપણે નિત્યકર્મ શરૂ કરીએ.

૧૮-૩-'૨૬

## ૧૪. દેવોનું કાવ્ય – ૨

આ જ નામની પહેલી લેખમાળામાં મેં જે લખેલું તે, રાત્રિની સમૃદ્ધિ જોઈને મને થયેલો આનંદ મારી 'વાસરી' (ડાયરી) માટે શબ્દબદ્ધ કરતો હતો તે હતું. એ પ્રવૃત્તિ માત્ર નિજાનંદની, આત્મનેપદી અને 'સ્વાન્તઃસુખાય' હતી; જ્યારે આ નવી લેખમાળા પરસ્મૈપદી લખાય છે. મને થયું કે આ વખતે અધ્યાપનશક્તિનો જરા ઉપયોગ કરું અને માત્ર સૂચનાઓ જ આપીને અટકું.

પણ મારે કમનસીબે વાચકો પુસ્તકો આંખે જ બાંધું જાણે છે. એનો ઉપાય શો?

"સત્યના પૂજારીના રસને અંત જ ન હોય. જે જ્ઞાનથી હું સત્યદેવની વધારે પાસે જાઉં એમ લાગે તેની પાછળ જવામાં ઘડપણ આડે નથી આવ્યું. જ્યાં સહેજે ઈશ્વર છે તેનું નિરીક્ષણ હું કેમ ન કરું? ઈશ્વરની મહાન લીલા નીરખવાની આ તક કેમ જવા દેવાય?

* * *

"આકાશ એટલે અવકાશ. આપણાં શરીરમાં અવકાશ ન હોય તો આપણે એક ક્ષણ પણ ન જીવી શકીએ. જેમ શરીરને વિશે તેમ જ જગતને વિશે સમજવું. પૃથ્વી અનંત આકાશથી વીંટળાયેલી છે. તેની ધરી ૭,૯૦૦ માઈલ લાંબી છે. પણ આકાશ પોલું છે. આ અનંત આકાશમાં પૃથ્વી એક રજકણસમાન છે, ને તે રજકણ ઉપર આપણે તો રજકણનું પણ એક એવું તુચ્છ રજકણ છીએ કે તેની ગણતરી જ ન થઈ શકે. આમ શરીરરૂપે આપણે શૂન્ય છીએ એમ કહેવામાં જરાય અતિશયોક્તિ કે અલ્પોક્તિ નથી. આપણું શરીર તુચ્છ છે. તેનો મોહ શો? તે પડે તો શોક શો?

* * *

"આ શરીર આમ તુચ્છ હોવા છતાં તેની મોટી કિંમત છે; કેમ કે તે આત્માનું, અને સમજીએ તો પરમાત્માનું—સત્યનારાયણનું—નિવાસસ્થાન છે.

"આ વિચાર જો આપણા હૃદયમાં ઘર કરે તો આપણે શરીરને વિકારનું ભાજન બનાવવાનું ભૂલી જઈએ. પણ જો આકાશની સાથે આપણે ઓતપ્રોત થઈએ અને તેનો મહિમા સમજી આપણી અધિકાધિક તુચ્છતા સમજી લઈએ તો આપણો બધો મદ ઊતરી જાય. . . . આકાશમાં સૂર્યનારાયણ એક દિવસને સારુ પણ પોતાની અતંદ્રિત તપશ્ચર્યા બંધ કરે તો આપણો નાશ થાય. તેમ જ ચંદ્ર પોતાનાં શીત કિરણો ખેંચી લે તોપણ આપણા એ જ હાલ થાય. અને અનુમાનથી આપણે કહી શકીએ છીએ કે રાત્રિના આકાશમાં જે અસંખ્ય તારાગણ આપણે જોઈએ છીએ તે બધાને આ જગતને નિભાવવામાં સ્થાન છે. એમ આપણો આ વિશ્વમાં બધા જીવોની સાથે, બધા દેખાવોની સાથે બહુ ગાઢ સંબંધ છે, ને એકબીજાના આશ્રયે આપણે ટકીએ છીએ. એટલે આપણે આપણા આશ્રયદાતા આકાશમાં વિચરતા દિવ્ય ગણોનો થોડોઘણો પરિચય કરવો જ જોઈએ.

* * *

"એમાં તો શંકા જ નથી કે આકાશ અને આપણી વચ્ચે જેટલા અંતરાય આપણે મૂકીએ છીએ તેટલે અંશે આપણે શરીરને, મનને અને આત્માને હાનિ પહોંચાડીએ છીએ. આપણે સ્વાભાવિક રીતે રહેતા હોઈએ તો ચોવીસે કલાક આકાશ નીચે જ રહીએ. એમ ન થઈ શકે તો જેટલો સમય તેમ કરી શકાય તેટલો સમય રહીએ. આકાશદર્શન એટલે તારાદર્શન તો રાત્રિના જ થાય. અને વધારે સારામાં સારું તે સૂતાં થઈ શકે છે. એટલે આ દર્શનનો જે પૂરો લાભ

ઉઠાવવા માગે તેણે તો સીધા આકાશ નીચે જ સૂવું જોઈએ. આસપાસ ઊંચાં મકાનો કે ઝાડો હોય તો તે વિઘ્ન કરે છે.

* * *

“આકાશ નિહાળતાં આંખને શાંતિ થાય છે. ફેફસાંને શુદ્ધ હવા મળે છે. . . . જેમ જેમ આપણે આ ઈશ્વરના ચમત્કારનું ધ્યાન કરીએ છીએ તેમ તેમ આત્માનો વિકાસ જ થાય. જેને રોજ મેલા વિચારો, અને રાત્રિનાં સ્વપ્નાં આવતાં હોય તે બહાર સૂઈ આકાશદર્શનમાં લીન થવાનો પ્રયત્ન કરી જુએ. તેને તુરત નિર્દોષ નિદ્રાનો અનુભવ થશે. આકાશમાં રહેલા ગણો કેમ જાણે ઈશ્વરનું મૂકસ્તવન કરતા ન હોય, એમ આપણે જ્યારે એ મહાદર્શનમાં ઓતપ્રોત થઈએ ત્યારે આપણે સાંભળતા જણાઈએ છીએ. જેને આંખ હોય તે આ નિત્યનવો નાચ જુએ. જેને કાન છે તે આ અસંખ્ય ગંધર્વોનું મૂકગાન સાંભળે.

* * *

“(સાંજની) પ્રાર્થના પછી તુરત આકાશદર્શન કરવું એ સારું છે. તેમાં ૨૦ મિનિટથી વધારે એકસાથે દેવાની જરૂર નથી. સમજે તે આને પ્રાર્થનાનો વિભાગ જ ગણશે. બહાર સૂવાવાળા એકલા જેટલો સમય ધ્યાન ધરવું હોય તેટલો સમય ધરે. થોડા જ વખતમાં તે જ ધ્યાનમાં તેઓ ઊંઘી જશે. રાતના જાગી જાય તો વળી ફરી થોડું દર્શન કરીએ. આકાશ પ્રતિક્ષણ ફરતું દેખાય છે. તેથી ક્ષણે ક્ષણે દર્શન બદલાયાં જ કરે છે.

* * *

“મારે સારુ આ નક્ષત્રો ઈશ્વરની સાથે અનુસંધાન કરવાનું એક સાધન થઈ પડ્યું છે. આશ્રમવાસીને પણ તેમ થાઓ.

* * *

“જેવું આકાશ સ્વચ્છ છે તેવાં આપણે સ્વચ્છ થઈએ. જેવા તારા તેજસ્વી છે તેવાં આપણે તેજસ્વી થઈએ. તેઓ જેમ ઈશ્વરનું મૂકસ્તવન કરતા લાગે છે તેમ આપણે કરીએ. તેઓ જેમ પોતાનો માર્ગ એક ક્ષણને સારુ પણ છોડતા નથી તેમ આપણે આપણું કર્તવ્ય ન છોડીએ.”*

ગાંધીજીએ ઉપરના પત્રમાં જે આકાશદર્શનની ભલામણ કરી છે તેની કંઈક ઓળખાણ (યથાસંભવ દર મહિને) કરાવવાનો અમારો ઇરાદો છે. એકબે મહિનાઓ સુધી પ્રારંભિક સામાન્ય વાતો લખી વાચકોમાં આ વિશે રુચિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવામાં આવશે. આગળ જતાં કરોડો તારાઓ આખી રાત પોતાની મંગળ અને પાવક દૃષ્ટિએ આપણને નિહાળ્યા જ કરે છે તેમાંથી મુખ્ય મુખ્ય જ્યોતિઓની અને તેમનાથી બનતી કાલ્પનિક આકૃતિઓની ઓળખાણ કરાવવામાં આવશે.

જે વાચકો પાસે જ્યોતિષના કોઈ ગ્રંથ હોય તો તેમનો ઉપયોગ કરવા તૈયાર રાખે. અહીં જ્યોતિષથી મતલબ છે આકાશની તારિકાઓ, ગ્રહો વગેરે જ્યોતિ,

* જુઓ ‘આશ્રમજીવન’, પૃષ્ઠ ૩૯થી ૫૬.

તેમનું દર્શન અને ગણિત. ફલજ્યોતિષ સાથે અમારે અહીં કંઈ નિસ્બત નથી. ફલજ્યોતિષ વિશે પણ યોગ્ય સમયે લખવામાં આવશે. પણ તે આપણા આ દર્શન, અધ્યયન અને રસાસ્વાદનો વિષય નહીં બને. આપણે તો દૈવની પરખ નથી કરવી, પણ દેવોના અજરામર દિવ્ય કાવ્યનો રસાસ્વાદ લેવો છે. જેને માટે વેદોએ પણ આજ્ઞા કરી છે:

'देवस्य काव्यं पश्य न जजार न म्रीयते।'

ઑક્ટોબર, ૧૯૩૮

૨

કેટલાયે લોકો પૂછે છે, 'આ તારાઓ જોવાથી લાભ શો છે?'

'સંગીત સાંભળવાથી અને કવિતા વાંચવાથી આપણને શું મળે છે?' એવો પ્રશ્ન જો કોઈ કરે તો તેને શો જવાબ આપવો? પાસાદાર અને રંગીન પથ્થરો માટે આટલી ભારે કિંમત આપી લોકો શા માટે ખરીદે છે? અને તેમને જોઈ શા માટે આટલા ખુશ થાય છે? આવું જો કોઈ પૂછે તો આપણે તેને શો જવાબ આપીશું? ખરેખર, દર સાંજે નવી નવી રીતે દર્શન આપતા આ તારાઓ અને ગ્રહો દેવોનું એક અપ્રતિમ અને ચિરંતન કાવ્ય જ છે. એમને જોવાથી આપણને સાત્ત્વિક આનંદ પ્રાપ્ત થાય છે, અપાર શાંતિ મળે છે અને જેમનામાં યોગ્યતા છે તેમને આમાંથી અદ્‌ભુત પ્રેરણા પણ મળે છે. તેમનું અધ્યયન કરવાથી જીવનના આનંદની સાથે જીવનની એક ફિલસૂફી પણ પ્રાપ્ત થાય છે. છ આસ્તિક દર્શનોમાં તારકાદર્શનને ઉમેરી આપણે સાત દર્શનો પણ ગણાવીએ!

તારકાદર્શન અને તેમના અધ્યયનથી વ્યાવહારિક લાભ પણ કંઈ ઓછા નથી. રાત્રે આપણે જલ અથવા સ્થલ ઉપર ગમે ત્યાં હોઈએ, આપણે ક્યાં છીએ, કઈ દિશામાં આપણે જવું છે અને રાતના કેટલા વાગ્યા છે એ બતાવનાર આ એક ઘડિયાળ છે. ફરક એટલો જ કે સાધારણ ઘડિયાળોને આપણા ખિસ્સામાં રાખવાં પડે છે ત્યારે આ સનાતન ઘડિયાળના ખિસ્સામાં આપણે બધાને રહેવું પડે છે! સ્થલ-કાળસૂચક આ અજબ ઘડિયાળ આપણા અસંખ્ય વડવાઓને પોતાના ખિસ્સામાં રાખતી આવી છે. અને આપણા અનંત વંશજોને પોતાના ખિસ્સામાં એટલી જ સહેલાઈથી રાખશે. કંઈ ખબર નથી કે આ વિરાટ ઘડિયાળને કોણે ચાલુ કરી અને ક્યારે એને ચાવી આપવામાં આવી. લાખો, કરોડો અને અબજો વર્ષોનો તો એની આગળ કંઈ હિસાબ જ નથી. લાખો, કરોડો અને અબજો માઈલોનો હિસાબ તો એના પ્રાથમિક ગણિતમાં આવે છે. જ્યારે આપણા ગામના જ્યોતિષી આપણી જન્મપત્રી બનાવી આપે છે ત્યારે તેઓ આ વિરાટ ઘડિયાળના અનંત કાળમાં આપણો જન્મ ક્યારે થયો તેની ક્ષણ ટાંકી આપે છે. આપણે આપણા કાળનો આરંભ વિક્રમ, શાલિવાહન, ક્રાઇસ્ટ અથવા યુધિષ્ઠિરથી ગણીએ છીએ. પણ એ જ શકકર્તાઓનો જન્મકાળ આપણે ક્યા કાળારંભથી ગણીશું?

અનંત કાળમાં કોઈ વિશિષ્ટ ક્ષણલવને આપણે કઈ રીતે ઓળખીએ? તે માટે તો આકાશનાં ગ્રહ-નક્ષત્રોની સ્થિતિનો જ સહારો લેવો પડશે.

રાતના અમુક વખતે કેટલા વાગ્યા છે એ જોવાની અને સમજવાની જરૂર પાંચ પ્રકારના માણસોને રહે જ છે. જ્યારે ઘડિયાળો ન હતી અને સંત્રી ઘંટા વગાડતો ન હતો ત્યારે લોકો આકાશ તરફ જોઈને જ સમયનો નિશ્ચય કરતા હતા. શાકુંતલમાં કણ્વ ઋષિનો શિષ્ય રાતના કેટલા વાગ્યા છે તે જાણવા આકાશની આ ઘડિયાળને જ પૂછે છે.

(૧) મોડી રાત સુધી વાંચનાર અને સવારે બ્રાહ્મમુહૂર્તે વહેલા ઊઠનાર વિદ્યાર્થી તારાઓ પરથી વખત ઓળખવાની જરૂર સમજે છે. (૨) સવારે ઊઠી પોતાને ખેતરે જનાર ખેડૂત તારાઓને જ સમય પૂછે છે. (૩) ભરતીઓટ જોઈ દરિયામાં વહાણ લઈ જનાર ખલાસીને તો નક્ષત્રવિદ્યા વિના એક પળ પણ ચાલી શકે નહીં. (૪) ગરમ દેશોમાં અથવા ઉનાળામાં રાતની ઠંડકમાં પ્રવાસ કરનાર મુસાફરોને તારાઓ વડે જ દિશાદર્શન અને કાળજ્ઞાન થાય છે. (૫) રાતના પોતાના લશ્કરને કૂચ કરાવનાર સેનાપતિ માટે તો આ તારાઓ જ ભોમિયાનું કામ કરે છે.

આપણી બધી ધાર્મિક ક્રિયાઓ સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારાઓના હિસાબે જ કરવામાં આવે છે. જ્યારે સૂર્યગ્રહણ થાય છે અથવા આકાશમાં ક્રોધી ધૂમકેતુ દેખાય છે ત્યારે તેટલા સમય માટે બધા લોકો નક્ષત્રવિદ્યાના રસિયા અથવા અભ્યાસી બની જાય છે.

આ વિદ્યાના અનંત લાભો છે અને આ છેલ્લાં સો વર્ષમાં તો આ વિદ્યાનો એટલો બધો વિકાસ થયો છે કે બધી વાતોનો વિચાર કર્યા પછી મોંમાંથી ઉદ્‌ગાર નીકળે છે કે આજ સુધી અનંતતા એ આપણે માટે માત્ર શબ્દ જ હતો. આપણને તેનો વાસ્તવિક ખ્યાલ ન હતો. હવે આપણે સમજ્યા છીએ કે અનંતતાનો ખ્યાલ કરવો એ કેટલું દુષ્કર છે.

સામાન્ય માણસે સૌથી પહેલાં પૃથ્વીની ગતિ, દિવસ-રાત્રિનું સ્વરૂપ અને અક્ષાંશ-રેખાંશ વગેરે પ્રાથમિક બાબતો વિશે જાણવું જોઈએ અને ત્યાર પછી જ્યોતિષનો કોઈ પણ ગ્રંથ વાંચતાં પહેલાં અથવા કોઈની મદદ લેતાં પહેલાં પોતાની કુદરતી જિજ્ઞાસાને આધારે સવારસાંજ આકાશ તરફ જોતા રહેવું જોઈએ. જોતાં જોતાં સૌથી પહેલાં તારાઓના ઉદય અને અસ્ત તરફ ધ્યાન જશે. સાથે એ વાત પણ સમજાશે કે કેટલાક તારા બહુ મોટા હોય છે. જો શુક્લપક્ષની પૂર્વરાત્રિ હશે અથવા કૃષ્ણપક્ષની પાછલી રાત હશે તો જણાશે કે ચંદ્ર દરરોજ પોતાનું સ્થાન આ તારાઓની વચ્ચે બદલતો રહે છે. એ ભાઈસાહેબ દરરોજ અડતાળીસ મિનિટ મોડા ઊગે છે, અને કૃષ્ણપક્ષ હોય તો દરરોજ ક્ષીણ થતા જાય છે અને એ જ ચંદ્ર શુક્લપક્ષમાં જાડો થતો જાય છે. પણ તારાઓમાં જોતાં દરરોજ એક નક્ષત્ર આગળ જ વધે છે. કારણ કે નક્ષત્રોનો ક્રમ પશ્ચિમથી પૂર્વ તરફ આગળ છે.

કેટલાક દિવસો સુધી દરરોજ જોવાથી આપણને સમજાશે કે આજે ઊગનાર તારો કાલે તે જ જગ્યાએ લગભગ ચાર મિનિટ વહેલો ઊગે છે અને દરરોજની પોતાની ગણતરી પ્રમાણે પૂર્વથી પશ્ચિમ સુધીનો પોતાનો માર્ગ વટાવતો જાય છે.

નવા શીખનાર માટે દક્ષિણ બાજુએથી જોવાની શરૂઆત કરવી સારી નથી. તેમણે શરૂઆતમાં પશ્ચિમ બાજુએ જોવું જોઈએ કારણ કે ત્યાંના તારા જલદી આથમી જાય છે. પશ્ચિમને પોતાની કરી લીધા પછી પોતાની દૃષ્ટિ પૂર્વ બાજુએ લઈ જવી જોઈએ અને ત્યાં મરજી પ્રમાણે તારાઓનો ઉદય નિહાળવો જોઈએ.

જો ઉત્તર દિશા બરાબર હાથ આવી જાય તો ત્યાં પોતાનું સ્થાન કદીયે ન છોડનાર સુનીતિ-કુમાર ધ્રુવ દેખાશે અને તેની ચારે બાજુએ ભ્રમણ કરનારા કેટલાક તારાઓના સમૂહ દેખાશે. અંગ્રેજી એમ(M)ના જેવો પણ બહુ જ વાંકો એક તારાસમૂહ પણ દેખાશે. અને જો સવારે ચારપાંચ વાગ્યે ઊઠી જોવામાં આવે તો તે M ની પાછળ પાછળ આવનાર સાત તારાઓ એક પતંગ અને તેની પૂંછડી જેવા જમણી બાજુએથી ઊંચે આવેલા દેખાશે.

દક્ષિણ બાજુએ ઉપર જોવાથી તો અનેક કોહિનૂરોથી શોભતી ગોવલકોંડાની ખાણ જણાશે. આપણી કલ્પના અહીં પણ અનેક આકૃતિઓની રચના કરી શકે છે. કોઈને પૂછયા વિના આપણી કલ્પનાને દોડવા દેવી જોઈએ. વેદકાળના ઋષિઓ, ઈજિપ્ત અને ઍબિસિનિયાના હબસીઓ, ખાલ્ડિયાના જ્યોતિષીઓ અને ચીનના મંડારિનો (પંડિતો) જ્યારે આકાશ તરફ જોતા હતા ત્યારે તેમને શીખવનાર કોણ હતું? આશ્ચર્ય પામી તેમણે જોયું, જોઈને કલ્પના દોડાવી અને ધીરે ધીરે નક્ષત્ર-વિદ્યા વિકાસ પામી. આપણે પણ તે જ ઋષિઓનું અને આરબ મુસાફરોનું અનુકરણ કરવું જોઈએ. આમ પોતાની નક્ષત્રવિદ્યાનો ઠીક ઠીક પ્રારંભ થયા પછી બીજાઓની મદદ લેવી જોઈએ. વાચકો પોતાની જિજ્ઞાસાવૃત્તિને જાગ્રત કરી સવાર-સાંજ રાતના આઠ વાગ્યે તથા મળસકે પાંચ વાગ્યે કેવળ દસ દસ મિનિટ આપશે તો તેમને અમૂલ્ય રત્નલાભ થશે. થોડોક સમય અને થોડુંક ધ્યાન અપાય તો પછી એથી કંઈ વિશેષ આપવું પડશે નહીં. બાકીનું બધું મફત જ મળી શકશે.

**નવેમ્બર, ૧૯૩૮**

## ૩

ધ્રુવનો તારો ગમે ત્યાંથી જુઓ, તે ઉત્તર બાજુએ એક જ જગ્યાએ સ્થિર અને અચલ જેવો દેખાય છે. આપણે જે સ્થળે હોઈએ તે સ્થળના જે અક્ષાંશ હોય તેટલા જ અંશ ક્ષિતિજથી ઊંચે એ નજરે પડે છે. હિંદુસ્તાનના અક્ષાંશ ૬ અને ૩૬ વચ્ચે છે. કન્યાકુમારીથી જો જોવામાં આવે તો ધ્રુવનો તારો લગભગ ક્ષિતિજ ઉપર જ જણાશે; અને જેમ જેમ આપણે ઉત્તર તરફ આગળ વધીશું તેમ તેમ તે ઊંચે ચડેલો જણાશે.

હવે આપણે એક છત્રી લઈએ અને તેને ઉઘાડી એવી રીતે પકડીએ કે તેની દાંડીનો છેડો બરાબર ધ્રુવની સીધી લીટીમાં હોય. પછી તેને ધીરે ધીરે પૂર્વથી

પશ્ચિમ તરફ ફેરવીએ તો આકાશની ગતિ સારી રીતે આપણા સમજવામાં આવશે. છત્રી જો બાર સળિયાની હશે તો તો બે સળિયા વચ્ચેનું એ ગતિનું અંતર ૨ કલાક જેટલું હોય છે એ માપ પણ હાથ આવી જશે. ૨૪ કલાકમાં આખું આકાશ એક પરિક્રમા પૂરી કરે છે. જો હવે આપણે આ છત્રીને આકાશનો ઉત્તર ગોળાર્ધ માનીએ અને ૨૪ કલાકમાં તેની પરિક્રમા પૂરી કરીએ તો બરાબર આપણા આકાશનું અનુકરણ થશે; અને વધુમાં જો છત્રીમાં અંદરની બાજુ મુખ્ય મુખ્ય તારાઓનાં સફેદ ટપકાં કરી દઈએ તો આકાશના તારાઓની ગતિનો પણ આપણને ખ્યાલ આવશે. (સ્વદેશી છત્રીઓ બનાવનારાઓ જો તેના અંદરના ભાગમાં ધોળા રંગથી તારાઓનાં ચિત્ર બનાવી દે તો તારાપ્રેમી-લોકોમાં આવી છત્રીઓની ખપત સારી થાય.)

આપણે આપણા દેશમાં સહેલાઈથી જોઈ શકીએ છીએ કે જે તારાઓ બરાબર પૂર્વમાં ઊગે છે તે આપણા માથા ઉપર આવતા નથી, પણ દક્ષિણ તરફ ઝૂકેલા હોય છે. ૨૧મી માર્ચે અને ૨૨મી સપ્ટેમ્બરે જ્યારે દિવસ અને રાત સમાન હોય છે અને સૂર્ય બરાબર પૂર્વમાં ઊગે છે ત્યારે મધ્યાહ્ને આપણો પડછાયો બરાબર પગ તળે આવતો નથી, પણ ઉત્તર તરફ ઝૂકેલો હોય છે. કારણ કે સૂરજ દક્ષિણ તરફ ઝૂકેલો હોય છે.

આકાશનું જે બિંદુ બરાબર આપણા માથા ઉપર હોય છે તેને 'ખ-સ્વસ્તિક' કહે છે. માર્ચની ૨૧મી અને સપ્ટેમ્બરની ૨૨મી(આ દિવસોને 'વસંતસંપાત' અને 'શરદસંપાત' કહે છે)ના મધ્યાહ્ને સૂર્ય ખ-સ્વસ્તિકથી દક્ષિણ બાજુએ, આપણા સ્થળના અક્ષાંશ જેટલો જ ઝૂકેલો હોય છે.

વાચકો જરાય ગભરાય નહીં. અમે તેમને જ્યોતિષશાસ્ત્રના ચક્રવ્યૂહમાં ફસાવવા માગતા નથી. રાત્રે અને મળસકે આકાશ જે દિવ્ય અને ભવ્ય પારિજાતકના ઝાડ જેવું વિકસેલું સહેજે દેખાય છે તેનો આનંદ માણવા માટે જેટલી સામગ્રીની જરૂર હશે તેટલી જ અહીં યથાસમયે આપીશું.

મૃગ નક્ષત્ર સાંજે પૂર્વમાં ઊગેલું જણાશે. તેના ચાર પગ અને તેના પેટમાં પેસી ગયેલું ત્રણ તારાઓનું એક તીર સ્પષ્ટ દેખાય છે. આજકાલ આ જ મૃગ નિશાદેવીના રથને જોડવામાં આવે છે. સાંજથી લગભગ ઉષ:કાલ સુધી મૃગ નક્ષત્ર રાત્રિનો રથ ખેંચે છે. અને લગભગ ચાર વાગ્યે સવારે તે પશ્ચિમમાં અદૃશ્ય થઈ જાય છે. આથી જ આ રાત્રિઓને **'मृग-नीता-रात्रय:'** કહે છે.

આ મૃગનો પીછો પકડનાર એક ઉજ્જવલ તારો ઊગે છે. એનું નામ વ્યાધ કે લુબ્ધક છે. મૃગના પેટમાં ઘૂસનાર જે ત્રણ નક્ષત્રોનું બાણ છે તેના જ સીધાણમાં આ લુબ્ધક દેખાશે. અંગ્રેજીમાં એને 'સિરિયસ' કહે છે. આ તારો આપણી પૃથ્વીથી એટલો બધો દૂર છે કે તેનો પ્રકાશ પૃથ્વી સુધી પહોંચતાં આઠ વર્ષથી પણ વધારે સમય લાગે છે. આપણા સૂર્ય કરતાં તેનો પ્રકાશ છવ્વીસગણો છે.

આ લુબ્ધકની આસપાસ પાંચ એવા તારાઓનું જૂથ છે કે જેને આ સાથે મેળવી દેવાથી એક કૂતરાના જેવી આકૃતિ બની જાય છે. તેને 'દિવ્ય શ્વાન'

પણ કહેવામાં આવે છે. 'દિવ્ય શ્વાન'ની આકૃતિ આજકાલ ચાર વાગ્યે જોવા મળશે. પશ્ચિમમાં જોવી જોઈએ. પણ જ્યારે મૃગ પશ્ચિમ ક્ષિતિજ પર અદૃશ્ય થવાની તૈયારીમાં હોય છે ત્યારે આ કૂતરાનો વેગ જોવા જેવો હોય છે. ઈર્ષ્યાથી પોતાની પૂંછડી સીધી ટટાર કરી મૃગની પાછળ જાણે ઝાપટે છે. એ કૂતરાનું માથું લુબ્ધકનો તારો જ છે. તેની નીચેનો તારો તે તેનો આગલો પગ. તેનો પાછલો પગ દક્ષિણ તરફ હોય છે અને ઘણો ટૂંકો હોય છે. તેની સમકોણે લગભગ એટલી જ લાંબી તેની પૂંછડી જણાશે.

જ્યારે આ કૂતરો પૂર્વમાં ઊગે છે ત્યારે બિચારો એવો દીન દેખાય છે જાણે ફાંસીએ ચડવા જતો હોય; પણ જેમ જેમ ઉપર ઊંચે ચડે છે તેમ તેમ તેનું જોમ અને તેની શોભા વધે છે.

કહે છે કે મૃગવ્યાધ અથવા લુબ્ધકનો રંગ જૂના વખતમાં મંગળના જેવો લાલ હતો. આજકાલ તે તદ્દન ઉજ્જ્વલ ધોળો જ છે. આ વિશે અથર્વવેદમાં કહ્યું છે:

अप्सुते जन्म दिविते सघस्थ्यं समुद्रे अन्तः महिमाते पृथिव्याम् ।
शुनो दिव्यस्य यत् मः तेन ते हविषा विधेम ।।

'સર્વોદય', જાન્યુઆરી ૧૯૩૯

૪

આજકાલ સવારના ચારથી સાડા પાંચ-છ વાગતાં સુધીમાં આકાશ તરફ જોવાની વિશેષ મજા આવે છે. પૂર્વ બાજુમાં મોં રાખી કંઈક જમણી બાજુએ જોઈએ તો ત્યાં ત્રિશંકુ દેખાશે. યુરોપિયન લોકો તેને 'સધર્નક્રૉસ' કહે છે. ક્રૉસની ઊભી અને આડી લીટી બરાબર સમકોણ નથી, છતાં પણ એ સધર્નક્રૉસને ઓળખી કાઢવો મુશ્કેલ નથી.

જો સંદેહ રહેતો હોય તો તેની તરફ આંગળી ચીંધનાર જયવિજયની વાંકી લીટી જોઈ લેવી જોઈએ. સ્વર્ગના આ જયવિજય દ્વારપાળો બતાવે છે કે જુઓ પેલો ત્રિશંકુ નીચે પડે છે અને પેલો રાજાનો પુરોહિત તેને કહી રહ્યો છે કે પડશો નહીં.

આ સધર્નક્રૉસ ઊગતાં પહેલાં તે જગ્યાએ એક બીજો ક્રૉસ ઊગે છે. તેને અંગ્રેજીમાં ફૉલ્સ (નકલી) ક્રૉસ અથવા કેરેના કહે છે. આજકાલ સવારે પાંચ વાગ્યે સાચો ક્રૉસ એટલો તો સરલ દેખાય છે કે વધારે જમણી બાજુએ કેરેનાને શોધવાની જરૂર જ રહેતી નથી. અસલને મૂકી આપણે નકલ પાછળ શા માટે જઈએ? અને મધરાતે ઊઠીને એ કેરેનાને જોવાની તકલીફ પણ કોણ લે? સાડા-પાંચ વાગ્યે અથવા ત્યાર પછી જ્યારે આપણે પૂર્વ તરફ જોઈએ છીએ ત્યારે આજકાલ સૌથી ઉપર વિશાખાના બે તારા, તેની નીચે લટકતો મંગળ, તે પછી અનુરાધા નક્ષત્ર, તેની નીચે પેટમાં પારિજાત સાથે જ્યેષ્ઠાના ત્રણ તારા અને તે પછી મૂળ—આટલાં નક્ષત્રો દેખાય છે. જૂના વખતમાં વિશાખાને રાધા કહેતા, તેથી તેના પછી આવનાર નક્ષત્રનું નામ અનુરાધા પડ્યું. વાચક મંગળને અનુ-રાધાના પેટમાં પેસી ગયેલો જ જોશે.

આ અનુરાધા અને તે પછી આવનાર બે નક્ષત્રો જ્યેષ્ઠા અને મૂળ મળી વૃશ્ચિક રાશિ થાય છે. સ્વચ્છ આકાશમાં આ મોટો વૃશ્ચિક સહેલાઈથી ઓળખી શકાય છે. અનુરાધાના ચાર તારા આડા હોય છે. આ વીંછીનું માથું છે. જ્યેષ્ઠાના ઊભા ત્રણ તારા તે વીંછીનું પેટ છે, અને ત્યાર પછી અવળા પ્રશ્નચિહ્નની અથવા ઊંધા 'ટ'ની આકૃતિવાળું મૂળ નક્ષત્ર વીંછીનો ડંખ છે. આ ડંખને છેડે જે બે તારા છે તે ઘણા સુંદર દેખાય છે.

આ વૃશ્ચિકની ઉત્તર બાજુએ (આપણી ડાબી બાજુએ) આજકાલ શુક્રનો તારો ઘણો તેજસ્વી પ્રકાશે છે. આજકાલ શુક્રનું તેજ એટલું બધું હોય છે કે તેના પ્રકાશમાં આપણે આપણો પડછાયો પણ જોઈ શકીએ. શુક્રનું ચાંદરણું અથવા જ્યોત્સ્ના કવિઓમાં મશહૂર છે.

હું આ નોંધ લખી રહ્યો છું ત્યારે શુક્રની પાછળ પાછળ મસ્તક ઊંચું કરનાર બુધ દેખાય છે. પણ વાચકોના હાથમાં 'સર્વોદય' પહોંચતાં પહેલાં તો બુધ અસ્ત થઈ જશે. અર્થાત્ બુધ દર્શન આપે તે પહેલાં તો ઉષા પ્રસન્નતાથી હસવા લાગશે અને સૂર્ય પણ આકાશ પર પોતાનો અધિકાર જમાવી દેશે.

**'સર્વોદય', ફેબ્રુઆરી ૧૯૩૯**

## ૫

આજકાલના દિવસો તારાદર્શન માટે તેમ જ નક્ષત્રવિદ્યા શીખવા માટે ઘણા અનુકૂળ છે. સાંજે પશ્ચિમ તરફ ચંદ્રકળા વધતી જાય છે અને ચંદ્ર રોજ એક એક નક્ષત્રમાં પદાર્પણ કરતો જાય છે. પંચાંગમાં જોવાથી ચંદ્ર કયા નક્ષત્રમાં અને કઈ રાશિમાં કયે સ્થાને છે તે જણાય છે. પંચાંગમાં તો રાશિચક્રને ગણિતશાસ્ત્રની બાર રાશિઓમાં વહેંચવામાં આવે છે તથા એ જ ચક્રના પાછા સત્તાવીસ નક્ષત્રોમાં સરખા ભાગ પાડવામાં આવે છે.

હવે આકાશમાં જે નક્ષત્રો દેખાય છે તે તો ગણિતને હિસાબે એકસરખા અંતરે નથી હોતાં તથા સીધી લીટીમાં પણ નથી હોતાં. કોઈ નક્ષત્ર ઉત્તર તરફ ઝૂકે છે તો કોઈ દક્ષિણ તરફ ઢળે છે. આમ નક્ષત્રમાર્ગ ચાળીસ અંશ પહોળો છે એમ મનાય છે.

આકાશનો ગણિતવિભાગ જુદો અને નક્ષત્રવિભાગ જુદો છતાં નિરયન (જૂનું ગ્રહ-લાઘવીય) પંચાંગનો ગણિતવિભાગ તારા વિભાગો સાથે ઘણો મળતો આવે છે. એટલે ચંદ્ર અને બુધ, શુક્ર આદિ ગ્રહોની સ્થિતિ જોવાને માટે જૂનું પંચાંગ જ અનુકૂળ ગણાય છે.

હવે જુદાં જુદાં નક્ષત્રોના ઉદય-અસ્તની વાત કરીએ તેની સાથે ક્ષિતિજ પર એમના ઉદય-અસ્ત ચોક્કસ કઈ જગ્યાએ દેખાશે એ કહેવું ઉપયોગી થશે. પરંતુ નક્ષત્રોના ઉદય-અસ્તનાં સ્થાન દરેક અંશને માટે કંઈક જુદાં જુદાં હોય છે. હિંદુસ્તાનનો વિસ્તાર ઉત્તર ગોળાર્ધમાં છ અક્ષાંશથી છત્રીસ અક્ષાંશ સુધી છે. આ હિસાબે વર્ધા એકવીસ અંશ પર હોવાથી હિંદુસ્તાનની બરાબર મધ્યમાં છે.

'સર્વોદય'માં વર્ધાનો ગણતરી હિસાબ આપીએ તો હિંદુસ્તાનમાં ગમે તે જગ્યાએ થોડોઘણો ફેરફાર કરવાથી હિસાબ મળી રહેશે.

પૃથ્વી પર અક્ષાંશ-રેખાંશ હોય છે તેમ આકાશમાં પણ હોય છે. પણ આપણે એમનો ઉપયોગ નહીં કરીએ. વહેવારમાં દરેક નક્ષત્ર કે તારાની 'આલ્ટિટચૂડ'— ક્ષિતિજથી ઊંચાઈ— જાણી લઈએ તો એ વધારે ઉપયોગી થાય છે. પણ આપણે એની પાછળ પણ નહીં પડીએ. વાચકો પાસે આપણે આટલા પુરુષાર્થની આશા થોડી જ રાખીએ છીએ! એક મોટું કાર્ડબોર્ડ અથવા લાકડાનું પાટિયું લઈને તેના પર એક મોટું વર્તુળ દોરવું અને એ વર્તુળ પર ઘડિયાળની જેમ એકથી બાર અંક લખવા. મિનિટના આંકા પણ પાડીને એ વર્તુળના સાઠ ભાગ કરવા. આ વર્તુળના કેન્દ્ર પર (ઘડિયાળના કાંટા ચોડવામાં આવે છે તે જગ્યાએ એક સ્ક્રૂ ઊંધો ઊભો કરવો. પછી મેદાનમાં જઈને એક જ મેજ પર આ પાટિયાને બારનો આંકડો ઉત્તર તરફ ધ્રુવની નીચે આવે એવી રીતે ગોઠવો, છના આંકડા આગળથી કેન્દ્રમાંના સ્ક્રૂના માથા પર જુઓ એની સામે ધ્રુવનો તારો આવે તો જાણી લેવું કે આપણું વર્તુળ બરાબર ગોઠવાયું છે.

પછી નવના આંકડા આગળથી કેન્દ્રના ખીલા તરફ જુઓ. ત્રણના આંકડા આગળ બરાબર પૂર્વ દિશા આવશે. આથી ઊલટું ત્રણના આંકડા આગળથી કેન્દ્રને છેદીને નવના આંકડા તરફ જોઈશું તો પશ્ચિમ બિંદુ મળશે.

એ જ રીતે બારના આંકડા આગળ ઊભા રહીને કેન્દ્રને છેદીને છના આંકડાની સીધમાં ક્ષિતિજ તરફ જોઈએ તો દક્ષિણ બિંદુ મળશે.

આ જ હિસાબે ઘડિયાળનો એક મોટો ચંદો બનાવીને મેદાનમાં મેજ પર બેસાડી દઈએ અને વચ્ચે એક ખીલો ચોડીએ તો ક્ષિતિજના કોઈ પણ સ્થાનને આપણે નિશ્ચયપૂર્વક બતાવી શકીએ, આપણે એમ કહીએ કે અભિજિત પૂર્વ તરફ દોઢ વાગ્યાને સ્થાને ઊગે છે તો એનો અર્થ એવો નથી કે તે રાત્રે દોઢ વાગ્યે ઊગશે. પણ એનો અર્થ એ છે કે બરાબર ઉત્તર-પૂર્વ તરફ આપણે તેને ઊગેલો જોઈ શકીશું. આપણા મેજ પરના ઘડિયાળના ચંદા પર સાડા સાતના આંકડા આગળ-થી આપણે વચ્ચેના સ્તંભ સામે જોઈશું તો દોઢના સ્થાને ક્યાંક ડાબીજમણી બાજુએ અભિજિતને ઊગેલો જોઈશું. તે કેટલા વાગ્યે ઊગશે એ તો સ્વતંત્ર રીતે જોવું જોઈશે અને તેમાં પણ જે તારીખનો ઉદય લખ્યો હોય તેમાં રોજ લગભગ ચાર ચાર મિનિટનો ફરક પડતો જશે. બધાં નક્ષત્રોને આજના કરતાં આવતી કાલે લગભગ ચાર મિનિટ વહેલા ઊગવાની આદત છે અને એ હિસાબે તેઓ ચાર મિનિટ વહેલાં આથમી પણ જાય છે.

જે નક્ષત્રો ઉત્તર ધ્રુવની તદ્દન નજીક હોય છે તેઓ તો ત્રણસો ને સાઠ દિવસ ક્ષિતિજ ઉપર જ રહે છે. એમને માટે ઉદય-અસ્ત છે જ નહીં.

'સર્વોદય', માર્ચ ૧૯૩૯

# ૧૫. આકાશદર્શન – ૨

## ૧

રાજા ગમે તે સ્થાન પર હોય અને ગમે તે પોશાકમાં હોય, પણ તે રાજા છે. એના રાજત્વમાં કાંઈ ફરક નથી પડતો. પણ રાજા જ્યારે પોતાના દરબારમાં રાજત્વના ચિહ્ન સાથે પૂરા ઐશ્વર્યથી બેસે છે ત્યારે એની શોભા કાંઈ ઓર જ હોય છે.

આ જ ન્યાય રાતના આકાશને પણ લાગુ પડે છે. આકાશની સુંદરતા અખંડ છે. આકાશને ધ્યાનથી જોનાર કોઈ પણ માણસ રાત્રિના આકાશના કેફથી મુક્ત રહી શકે નહીં પણ આકાશનો વૈભવ જે આ દિવસોમાં–અથવા આ રાતોમાં પ્રગટ થાય છે તે તો આકાશને પણ ચકિત કરવાવાળો હોય છે. વર્ષાકાળ સમાપ્ત થઈ ગયો છે, આકાશે પોતાની બધી આર્દ્રતા છોડી દીધી છે, વાદળ પણ હવે ધૂળિયાં નથી દેખાતાં. પૂર્ણ પ્રાયશ્ચિત્ત કર્યા પછી મનુષ્યનું હૃદય જેવું નિર્મળ અને પારદર્શક થઈ જાય છે તેવું આજકાલનું આકાશ છે. સંધ્યાનો દરબાર પૂરો થતાં જ આ નિર્મળ પ્રસન્નતા બધે છવાઈ જાય છે અને તેના ઉપર ઉજ્જ્વલ તારા બેસી જાય છે.

આવા આસમાનમાં પણ એક ભાગ એવો છે કે જ્યાં વધારેમાં વધારે તારા એકઠા થઈ ગયા છે. આ હીરાની ખાણને આજકાલના ખગોળશાસ્ત્રી 'સ્વર્ગીય ગોવલકોંડા' કહે છે. વચમાં સનાતન મૃગ નક્ષત્ર અને એની આજુબાજુ રોહિણીનું ગાડું, બ્રહ્મમંડળનું દેગડું, પુનર્વસુનું નાવડું અને વ્યાધનો કૂતરો વિરાજમાન છે. રાતના લગભગ આઠનવ વાગ્યે મૃગ નક્ષત્ર નીકળે છે ત્યારે મૃગના ચાર પગ અને એના પેટમાં ઘૂસેલું તીર એકદમ ધ્યાન ખેંચે છે. આ તીર જાણે આકાશની વિષુવરેખા (મધ્યરેખા) દોરવા માટે જ આકાશમાં ઊંચે ચડે છે.

જ્યારે મૃગ નીકળે છે ત્યારે માથા ઉપર આકાશના સ્વસ્તિક જેવો ભાદ્રપદનો ચોરસ ફેલાયેલો દેખાય છે. પૂર્વા ભાદ્રપદાના બે તારા પશ્ચિમની તરફ ઝોક છે અને ઉત્તરના બાકીના બે તારા એની પછી આવતા હોવાથી પૂર્વ તરફ ઝોક છે. એની પાસે શર્મિષ્ઠા, યયાતિ અને દેવયાની પોતાનું પૌરાણિક નાટક ભજવે છે.

મૃગ બરાબર ઉપર ચડે છે ત્યારે વ્યાધનો કૂતરો પોતાનું માથું બરાબર ઊંચું કરે છે. પણ એ બિચારાની દશા તે વખતે ઈર્ષાપાત્ર નથી હોતી. જાણે ફાંસી પર લટક્યાં હોય એવાં દેખાય છે.

વ્યાધ બરાબર ઉપર આવી જાય તે પછી દક્ષિણ દિશામાં ભગવાન અગસ્તિ દર્શન દે છે. વ્યાધ અને અગસ્તિ બન્ને લગભગ સરખા અને ખૂબ પ્રકાશિત તારા છે, એટલે તરત ઓળખી શકાશે.

આજકાલ સાંજના સૂર્યાસ્ત પછી તરત પશ્ચિમ દિશામાં જે ઉજ્જવળ જ્યોતિ દેખાય છે તે કોઈ તારો નથી, પણ એ તો આપણા ચિરપરિચિત અસુર-ગુરુ શુક્ર છે. શુક્ર હવે ઘણા દિવસો સુધી સાંજના પશ્ચિમમાં જ દેખાશે અને જ્યારે અજવાળિયામાં ચંદ્ર પશ્ચિમ તરફ આવશે ત્યારે એ બંને જોડાજોડ આવી જઈને એક ભારે કાવ્ય બનશે. ૧૨મી ડિસેમ્બરથી આ શોભાની શરૂઆત થઈ ગઈ હશે.

તેની ઉપર જ બીજા પણ બે તેજસ્વી ગ્રહો જણાશે. મંગળ તો લાલ હોવાથી સહેલાઈથી ઓળખાઈ જશે અને તેની જોડે બેઠેલ અત્યંત તેજસ્વી ગુરુને પણ ઓળખવો મુશ્કેલ નહીં પડે. આજકાલ તો તે લગભગ અડોઅડ આવી જઈને તેમની સુંદર યુતિ બની ગઈ છે. એમની પછી તરત જ ઉપર આવી પડતો શનિ ધીમે ધીમે યાત્રા કરતો દેખાશે. વળી સૂર્યોદય પહેલાં તો પૂર્વમાં બુધ પણ દર્શન દે છે. આમ હમણાં હમણાં મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ બધા જ ગ્રહો આપણને દર્શન દેતા રહે છે.

હવે મૃગ-વ્યાધની તદ્દન દક્ષિણમાં ભગવાન અગસ્તિ ઘણા ઊંચા આવી ગયા છે. આજકાલ રાતના દસ સાડા દસ વાગ્યે દક્ષિણ તરફ મોં કરીને જો આપણે ઊભા રહીએ તો અગ્નિ ખૂણા તરફ અગસ્તિ, આપણી સામે યમુના અને જમણી બાજુ નૈર્ઋત્ય ખૂણામાં યામમત્સ્ય—આ ત્રણ તારા ક્ષિતિજની સમાંતર એક મોટી દાંડી બનાવીને પડેલા દેખાય છે. આમાં અગસ્તિ સૌથી વધારે પ્રકાશિત છે, યમુના એનાથી કંઈક ઓછો પ્રકાશિત છે, અને એનાથી થોડો દૂર અને મંદ પ્રકાશિત યામમત્સ્ય છે. આટલી મોટી ત્રાજવાની દાંડી આ વિશ્વમાં બીજી એકે નથી. મધ્યસ્થ યમુનાએ અગસ્તિ કંઈક ઉજ્જવળ હોવાને કારણે એને પોતાની સહેજ નજદીક રાખ્યો છે અને યામમત્સ્ય પ્રકાશમાં ઝાંખો હોવાને કારણે એને થોડો દૂર રાખીને સમતુલા સાધી છે.

વાચકે ધ્યાનમાં રાખવું જોઈએ કે, આ વિરાટ દાંડી ક્ષિતિજની સાથે થોડા વખત માટે જ સમાંતર રહે છે. પછીથી તે પશ્ચિમ તરફ ઝૂકી જાય છે. યામ-મત્સ્ય ઉપરથી ઊતરીને પશ્ચિમ ક્ષિતિજમાં ડૂબી જાય છે. અને અગસ્તિ ઉપર ચડીને પોતાની સુંદર ઝૂંપડીને પોતાની પાછળ પાછળ ખેંચી લાવે છે. આ ઝૂંપડીનું દર્શન સારી રીતે કરવા માટે આજકાલ રાતના લગભગ બે વાગ્યે ઊઠવું પડશે. જો વાર કરશો તો આ ઝૂંપડી આકાશમાં ઊડીને જાણે અગસ્તિના માથા પર પડવાની તૈયારીમાં છે એવું દૃશ્ય જોઈને તમે ગભરાઈ જશો. આ ઝૂંપડીની પછી કૅરેના અથવા માયાવી ક્રૉસ આવે છે.

૨૫ નવેમ્બર, ૧૯૩૯

કા. ગ્રં. ૩–૯

૨



उत्तर

पूर्व

पश्चिम

कृत्तिका

भरणी

अश्विनी

रोहिणी

अगस्ति

दक्षिण

આ સાથે જે નકશો આપેલો છે તેમાં આકાશનું બ્રહ્મહૃદય, રોહિણી, બાણ-રાજ (મૃગ નક્ષત્રનો એક પગ) વ્યાધ, પ્રશ્વન અને પુનર્વસુ એ છ તારાઓનો જે દિવ્ય ષટ્કોણ બને છે તે દર્શાવ્યો છે. એ ચિત્ર કેમ જોવું તે સમજીએ.

પૃથ્વીના કોઈ પણ દેશના નકશામાં ઉપર ઉત્તર અને નીચે દક્ષિણ, વાચકના જમણા હાથ તરફ પૂર્વ અને ડાબી બાજુ પશ્ચિમ દિશા હોય છે. આકાશનો નકશો તેથી ઊલટો હોય છે, એ વાત આ નકશાને આપણે માથે છતની માફક પકડી રાખીને જોવાથી સમજાશે. જે દિશાની તરફ મોં કરીને આપણે આકાશ જોતા હોઈએ તે દિશાને નકશામાં નીચેની બાજુ રાખીને પછી આરામખુરશી પર સૂઈને માથે નકશો પકડી આપણે આકાશ જોવું જોઈએ.

નકશામાંની આ આકૃતિ આકાશમાં ક્યે સમયે દેખાશે તે પણ સમજી લેવું જોઈએ. જાન્યુઆરીની શરૂઆતમાં રાતના ૧૧–૧૫ અને ૧૧–૩૦ની વચ્ચે આકાશમાં તારાઓની જે સ્થિતિ હતી તે આ નકશામાં આપેલી છે. તેથી તેનો ઉપયોગ કરતી વખતે આપણે થોડી ગણતરી કરી લેવી પડશે. એ ગણતરી આ મુજબ છે. દરેક તારો આકાશમાં રોજ ચાર મિનિટ વહેલો ઊગે છે. એટલે કે આકાશમાં જે તારો જે સ્થળે આજે દેખાય છે તે જ સ્થળે તે કાલે ચાર મિનિટ વહેલો

દેખાશે. આ હિસાબે ૧૯મી ફેબ્રુઆરીની અને તે પછીની રાત્રે લગભગ ૮–૮I વાગ્યે આ નકશામાંની સ્થિતિ વાચકો જોશે.

આ થઈ સમયની વાત. હવે સૌ પહેલી દક્ષિણ તરફ નજર કરીને વાચક ત્યાં પ્રકાશી રહેલા અત્યંત તેજોજ્જ્વલ અગસ્તિને પ્રણામ કરે. પુરાણ કાળના આપણા અગસ્તિ ઋષિએ જ્યારે વિંધ્ય અને સાતપુડાના પહાડો ઓળંગવાનો પ્રથમ પ્રયાસ કર્યો ત્યારે આ જ તારો એમની સામે રહ્યા કરતો હતો; જે પરથી તેને 'અગસ્તિ'નું નામ આપવામાં આવ્યું છે.

આ અગસ્તિ મુનિ આસ્તે આસ્તે નૈર્ઋત્ય તરફ ગતિ કરતા રહે છે અને એમની ઝૂંપડી (કે પછી આશ્રમ કહો) એમની પાછળ પાછળ દોરાય છે. ઉત્તરોત્તર ચડતા પ્રકાશનો એ એક પંચકોણ છે. ઝૂંપડીની અંદર બે દીવાલોની વચ્ચે છત પરથી લટકતો તારો દીવાનું કામ કરે છે. અગસ્તિ અને એમની ઝૂંપડી સૌ પહેલાં જોવા એટલા માટે કહ્યું કે થોડી વાર પછી ઝૂંપડી એના એ ઠેકાણા પર નહીં હોય.

દક્ષિણની આ ઝૂંપડી જોઈ લઈને આપણે પશ્ચિમ તરફ વળીએ. જો યોગ્ય સમયે પશ્ચિમ તરફ જોઈશું તો ત્યાં ભાદ્રપદાનો મોટો ચતુષ્કોણ પૂરેપૂરો જોવામાં આવશે. એનાથી ઉપર અશ્વિનીના બે કે ત્રણ તારાઓ અને કૃત્તિકાનો છ તારાનો એક નાનો અને નયન-મનોહર ગુચ્છ દેખાઈ આવશે.

અશ્વિની અને કૃત્તિકાની વચ્ચે, પરંતુ કંઈક ઉત્તર તરફ ઝૂકતો એક બીજો બિલકુલ નાનો અને ઝાંખો ત્રિકોણ દેખાશે. એ છે ભરણી નક્ષત્ર, જે પર પિતરોનું શ્રાદ્ધ થાય છે.

કૃત્તિકા ઉપર રોહિણીનો કંઈક તીરછો V ઊડી રહ્યો છે. એ V ના પ્રારંભમાં જે તારો છે તે એના પાંચ તારાઓમાં સૌથી મોટો છે. એ આખા Vને રોહિણી કહે છે. અને એના ઉજ્જ્વળ તારાને રોહિણીનો યોગતારો કહે છે. રોહિણીનો Λ આકાર જોઈ પ્રાચીન લોકોએ એને વલ્મીક(રાફડા)ની ઉપમા આપી છે. કેટલાક લોકોએ એમાં ગાડીની બેઠકની કલ્પના કરી છે. 'रोहिणी शकटाकारा ।'

આહીંથી આપણે શરૂઆતમાં જેની વાત કરી તે દિવ્ય ષટ્કોણનો પ્રારંભ થાય છે. જમણી તરફ બ્રહ્મહૃદય અને ડાબી બાજુ મૃગનો પાછલો પગ બાણરાજ; બાણરાજની ઉપર આકાશનો સૌથી મોટો તારો વ્યાધ; એ બધા આસાનીથી જોઈ શકાય છે. વ્યાધ અને રોહિણીના યોગતારાની વચ્ચે મૃગના પેટમાં ઘૂસેલું ઇષુત્રિકાંડ બાણ જોઈ શકાય છે.

વ્યાધની જમણી બાજુ અથવા ઉત્તર તરફ પ્રશ્વન મળશે. પ્રશ્વન આકાશની પુનર્વસુની નાવડીનો શિરોભાગ (મોરો) છે. પ્રશ્વનથી માંડી છ તારાઓની જે ગોળ રેખા થાય છે તે એ નાવડીનું પડખું છે. અહીં આગળ પુનર્વસુના બે તારા છે ને નીચે બ્રહ્મમંડળની ઉપરનો યોગતારો (બ્રહ્મહૃદય) આ ષટ્કોણને પૂરો કરી દે છે.

આપણે ગમે ત્યાં ઊભા હોઈએ, ત્યાં આકાશનું જે બિંદુ બરાબર આપણા માથા પર આવી રહે તેને આપણી પરિભાષામાં ખ-સ્વસ્તિક કહે છે. ખ-સ્વસ્તિક

કોઈ તારો નથી, કેવળ એક કાલ્પનિક બિંદુ છે. અને તે આપણા માથા પર જ રહેવા બંધાયેલું છે.

હવે આપણે ઉત્તર તરફ મોં ફેરવી નકશામાં જ્યાં ઉત્તર લખ્યું છે એ છેડાને નીચે રાખીએ, તો આપણી સામે, કંઈક ડાબી તરફ આકાશમાં કેટલાક તારાની એક M જેવી આકૃતિ બનેલી દેખાશે. એનો આકાર જોતાં જ આપણે એની એક ઝૂલતી આરામખુરશી બનાવી શકીએ. એના પર બેસીને એને પોતાનું યાન બનાવીને દેવો આરામ કરી શકે છે. આ દેવયાનીને અંગ્રેજીમાં કેસિયોપિયા કહે છે.

[વાચકોને જ્યોતિષના બીજા દેશી ગ્રંથોમાં કેસિયોપિયાનું નામ ‘દેવયાની’ નહીં મળે, શર્મિષ્ઠા મળશે. આ નામ પુરાણું નથી. મહારાષ્ટ્રના જ્યોતિષી શ્રી બાળશાસ્ત્રી જાંભેકરે કેટલાંયે અંગ્રેજી નામોનાં પ્રતિયોગી દેશી નામ યોજી દીધાં છે. પર્સ્યુસ, ઍન્ડ્રોમીડા અને કેસિયોપિયાની કથા સાંભળીને એમણે યયાતિ, દેવયાની અને શર્મિષ્ઠાનાં નામ યોજ્યાં. આપણી પૌરાણિક વાર્તામાં શર્મિષ્ઠાનું મહત્ત્વ બહુ નથી. કવિઓનું ધ્યાન દેવયાની તરફ વધુ ગયું છે. આકાશમાં કેસિયોપિયાનું નક્ષત્રમંડળ એટલું સ્પષ્ટ અને સુંદર છે કે એને દેવયાની કહેવું જોઈએ. અને એ દેવ-યાન (દેવોનું વાહન) તો છે જ.]

દેવયાની અને સપ્તર્ષિ આકાશમાં હમેશાં ઉત્તર ધ્રુવની સામસામે રહે છે. દેવયાની જ્યારે ઉપર ચડે છે ત્યારે સપ્તર્ષિ ક્ષિતિજની નીચે ડૂબી જાય છે. વાચકો જોશે કે આ દિવસોમાં દેવયાનીની આરામખુરશી ધીમે ધીમે પાછળ હઠે છે અને સપ્તર્ષિ એ જ ક્રમથી પોતાનું શિર ઊંચું કરતા આવે છે.

આ વખતે આટલી વાતો પૂરતી છે. આ નીચે એ બધા તારા ને નક્ષત્રોનાં અંગ્રેજી નામ પણ આપ્યાં છે. જ્યોતિષનાં અંગ્રેજી પુસ્તકો અને નકશા જેમની પાસે હોય તેઓ એ નામોનો લાભ ઉઠાવી શકશે. આપેલા નકશાની મદદથી વાચકો આકાશદર્શન કરતા જાય.

અગસ્તિ – Canopus
ભાદ્રપદા – Pegasus
અશ્વિની – Hamul(Aries મેષ)
ભરણી – Musca
કૃત્તિકા – Pleiades
રોહિણી યોગતારા–Aldeberon
મૃગ – Orion
બાણરાજ – Rigel
આર્દ્રા – Betelgeuse
વ્યાધ – Sirius
પ્રશ્વન – Procyon
પુનર્વસુ – Castor and Pollox
બ્રહ્મહૃદય – Capella
ખ-સ્વસ્તિક – Zenith[માથા પરનું બિંદુ]
ધ્રુવ – Pole Star
સપ્તર્ષિ – Great Bear
ધ્રુવમત્સ્ય – Little Bear
દ્વાપર ધ્રુવ – Tuban
વસિષ્ઠ – Mizar
અરુંધતી – Alcor અથવા Saidak
શર્મિષ્ઠા – Andromeda
દેવયાની – Cassiopeia
મઘા – Leo સિંહની છાતી
મઘા (યોગતારા) – Regulus
ફાલ્ગુની યોગતારા – Denebola

એકાકી – Alfard
વરેણ્યકેશા – Coma Berenices
ક્રેરેના – False Cross
યમુના – Achernar
યામ્મમત્સ્ય – Fomalhaut
હસ્ત – Corvus
ચિત્રા – Spica
સ્વાતિ – Arcturus
જ્યેષ્ઠા યોગતારા – Antares
શ્રવણ – Altair
હંસ – Cygnus
હંસપુચ્છ – Deneb

ડિસેમ્બર, ૧૯૩૯

૩

ગયે વર્ષે આકાશની જ્યોતિઓ વિશે હું લખતો જ ગયો પણ વાચકો તરફથી કાંઈ ખાસ જિજ્ઞાસા બતાવવામાં ન આવી. કેટલાક લોકોએ એ માની લીધું કે વર્ષો પહેલાં મેં ગુજરાતીમાં 'દેવોનું કાવ્ય' શીર્ષક જે લેખમાળા લખી હતી તેનો જ આ અનુવાદ છે. એટલા માટે પણ થોડા લોકોએ તે ન વાંચ્યું. કેટલાક એવા વાચકો હતા જેમને ન દેવોની જરૂર હતી ન કાવ્યવિવેચનની. એમણે લેખોનું શીર્ષક જોઈને જ લેખો તરફથી મોં ફેરવી લીધું. શીર્ષક બદલતાં જ ખબર પડી કે આ તો આપણા પ્રસન્ન-વદન ચિર-સાથી તારાઓની વાતો છે. ત્યારથી તેઓ હોંસે હોંસે વાંચે છે. આકાશદર્શન સીધું અને સરળ નામ છે. દેવોનું કાવ્ય વક્રોક્તિ હતી. દેવો ભલેને પરોક્ષપ્રિય હોય, આદમીને સીધી વાત જ ગમે છે. હવે લોકો વાંચવા લાગ્યા છે અને નકશા પણ જોવા લાગ્યા છે. પત્ર લખીને પૂછે છે પણ ખરા. હવે મારો વિચાર છે કે આકાશના કેટલાક અત્યંત આકર્ષક તારા-સમૂહોની મુખ્ય આકૃતિઓ બતાવી દઉં અને તે કેવી રીતે ઓળખવી તે પણ કહી દઉં. હિંદુસ્તાન, અરબસ્તાન, ખાલ્ડિયા, મિસર દેશ, યુનાન, રોમ, ચીન, અમેરિકા—બધા દેશોના આપણા પૂર્વજોએ નક્ષત્રવિદ્યામાં રસ લીધો છે અને પોતાનો આનંદ કેટલીયે રીતે વ્યક્ત કર્યો છે. જો આ અનેક તારાપ્રેમી જ્યોતિષીઓનો વૃત્તાંત આપણે સાંભળીએ તો ખાતરી થશે કે બીજા વિજ્ઞાનવીરોની તપસ્યા કરતાં એમની તપસ્યા કોઈ રીતે ઊતરતી ન ગણાય.

જ્યોતિષશાસ્ત્ર પાછલાં પચીસ વર્ષોમાં એટલું વધ્યું છે કે એણે અનંતનો વિસ્તાર પણ આપણે માટે અનેકગણો વધારી દીધો છે. પહેલાં આપણે એક જ વિશ્વની વાત કરતા હતા. જ્યોતિષશાસ્ત્રે જોયું છે કે જેમ કોઈ એક દેશમાં અનેક નગર હોય છે અથવા કોઈ એક મહાસાગરમાં ઘણા ટાપુઓ હોય છે, અથવા સહરા જેવા વેરાન મરુ પ્રદેશોમાં જેમ ઓએસિસ—રણોદ્યાન હોય છે તેવી જ રીતે અનંત આકાશમાં એક પછી એક એવાં અનંત વિશ્વ મળી આવ્યાં છે. એક એક વિશ્વમાં લક્ષાવધિ તારા હોય છે. અને એક એક તારાની સાથે જો એની ગ્રહ-માળાઓ હોય તો આમની કલ્પના જ નથી થઈ શકતી. આ તારાઓ અને તારક-નગરોનાં તથા આ વિશ્વનાં અંતર પણ આપણે પૃથ્વી પર બેઠાં બેઠાં માપી શકીએ છીએ. એટલું જ નહીં પણ આ તારાઓના પેટમાં કયા કયા વાયુઓ છે અને

એમની ઉષ્ણતા કેટલી છે તેનો પણ અંદાજ આપણે કરી શકીએ છીએ. આ સૌ કેવી રીતે કરવામાં આવે છે તેનું પણ થોડું વર્ણન કરવું પડશે.

આજકાલના દિવસ – એટલે રાત્રિઓ – તારા-નિરીક્ષણ માટે અત્યંત અનુકૂળ છે. આજકાલ આકાશ સ્વચ્છ હોય છે. રાતમાં કલાક વધારે હોય છે, તારાઓના તેજમાં પણ વધારે ખુમારી આવે છે, અને સાંજનો અર્ધો કલાક અને સવારનો અર્ધો કલાક મળીને આપણે લગભગ બધું જ આકાશ જોઈ શકીએ છીએ. એથી વાચક આ લેખોની રાહ જોયા વગર પોતાના મનથી આકાશના આ દિવ્ય ગણોની સાથે પોતાનો પરિચય વધારે અને પોતાના મનથી જ જુદી જુદી આકૃતિઓ બનાવે. તેમને ખબર પડશે કે જે આકૃતિઓ એમણે પોતાના મનથી નક્કી કરી હશે તે જ અનેક દેશોના પ્રાચીનોએ પણ કરી છે.

*　　*　　*

આ મહિનામાં આપણે બધા જ ગ્રહો જોઈ શકીશું. સાંજે પશ્ચિમમાં શુક્રનો અપ્રતિમ પ્રકાશ ધ્યાન ખેંચે જ છે; એના ઉપર ગુરુ વિરાજમાન છે. ગુરુના ઉપર મંગળ અને મંગળના ઉપર શનિ. આ ચારેને આ પ્રમાણે જોઈને એ વિચાર આવે જ છે કે આ જરા જમણી ડાબી બાજુ જોઈને એક સીધી લીટીમાં આવી જાય તો કેવું સરસ થાય! જો ભગવાન એમને 'એક કતાર'નો હુકમ કરે તો તેઓ તરત એક સીધી રેખામાં આવી જાય. પણ ભગવાન આપણી આંખોની તૃપ્તિને માટે થોડા જ આ ગ્રહોની કવાયત લઈ રહ્યા છે?

આ વરસે ફેબ્રુઆરીની છઠ્ઠી તારીખ પછી બુધ પણ સૂર્યાસ્તને અંતે તરત જ પશ્ચિમે દેખાશે. પણ થોડા જ દિવસમાં તે સૂર્યની પાછળ પાછળ જશે. દિવસે દિવસે બુધ પશ્ચિમમાં વધારે વખત રહેશે અને સૂર્યાસ્ત પછી તે ઉત્તરોત્તર ઉપર આવેલો જણાશે. પરિણામે એનો અસ્ત પણ સૂર્યાસ્ત પછી મોડો થશે. લગભગ એક મહિના સુધી બુધ ઊંચો જ ચડતો જશે. એક મહિના પછી તે ધીરે ધીરે નીચે આવતો દેખાશે અને ફરી એનો પશ્ચિમમાં સૂર્યાસ્તની સાથે જ અસ્ત થઈ જશે. પંદર દિવસની રજા લીધા પછી તે ફરી માર્ચ મહિનાના ત્રીજા અઠવાડિયામાં પૂર્વમાં દેખાશે. આ રીતે એ સૂર્યનો અંતેવાસી કોઈ વખત પૂર્વમાં અને કોઈ વખત પશ્ચિમમાં દર્શન આપતો રહે છે. તે કદી સૂર્યથી ઘણો દૂર જઈ શકતો નથી. આ કારણથી મધ્યરાત્રિએ બુધનું દર્શન થવું અસંભવ છે.

શુક્રની પણ આ જ હાલત છે. પણ ફરક એટલો જ કે સૂર્યથી જરા વધારે દૂર હોવાથી તે આકાશમાં બુધના કરતાં કંઈક વધારે ઊંચો ચડી શકે છે અને સવારસાંજ આકાશમાં વધારે વખત સુધી દર્શન દઈ શકે છે.

શનિ અને ગુરુ બંને ધીમી ચાલ ચાલનારા છે. શનિનું તો નામ જ શનૈશ્ચર – મંદગામી છે. પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરવામાં એક વરસ લે છે તો શનિચર ૨૯ વર્ષમાં પોતાની પરિક્રમા પૂરી કરી શકે છે.

શનિચર પછી બીજા પણ ત્રણ ગ્રહ છે. પણ તેમને આપણે દૂરબીન વડે જ જોઈ શકીએ છીએ. નરી આંખોથી એમાંથી કોઈ દેખાય તોપણ અસંખ્ય તારાઓમાંથી એમને ઓળખી લેવા અશક્ય છે. આ બધા ગ્રહોને પરિક્રમા માટે જેટલો સમય લાગે છે તે ધ્યાનમાં રાખવા લાયક છે. બુધને સૂર્યની એક પરિક્રમા માટે ૮૮ દિવસ જોઈએ છે. શુક્ર લગભગ એક વર્ષમાં પોતાની પરિક્રમા પૂરી કરે છે. મંગળનું વર્ષ ૬૮૭ દિવસનું છે. ગુરુનું એક વર્ષ આપણાં ૧૨ વર્ષ બરાબર છે અને શનિનું, ઉપર કહ્યું છે તેમ, ૨૯½ વર્ષનું છે. એ પછીના ગ્રહ જેમ દૂર રહે છે તેમ તેમનાં વર્ષ પણ ૯૪, ૧૬૫ અને ૨૫૦ વર્ષનાં છે. આ પ્રમાણે આપણા સૂર્યની આજુબાજુ ઘૂમનારા ૯ ગ્રહ છે. છેલ્લો ગ્રહ ૧૯૩૦માં જડયો એનું નામ પ્લૂટો અથવા 'પ્રાંતક' છે. પશ્ચિમનાં પુરાણોમાં પ્લૂટો યમરાજનું નામ છે. યમરાજને 'અંતક' પણ કહે છે. આ ગ્રહને પ્રાંતક કહેવાથી બે વાતો ધ્યાનમાં આવે છે. એક તો એ કે એ સૂર્યમાળાની સરહદ ઉપર છે અને બીજી એ કે પશ્ચિમના લોકોએ એને 'અંતક' એટલે 'યમરાજ' નામ આપ્યું છે. બુધથી લઈને પ્રાંતક સુધી ગ્રહોની વસ્તી છે, તે પછી ઘણે દૂર સુધી અંધારું જ અંધારું છે, કેવળ પોલું આકાશ જ આકાશ છે.

*   *   *

ખગોળની સામાન્ય વાતો જાણનારાને ખબર છે કે આપણો ચંદ્ર કદી પૃથ્વી તરફથી મોં ફેરવતો નથી. તે પૃથ્વીની આજુબાજુ હંમેશાં ફરતો રહે છે પણ તેણે કદીયે પૃથ્વીને પોતાની પૂંઠ નથી બતાવી.

એ જ રીતે બુધ અને શુક્ર પણ હમેશાં પોતાનું મોં સૂર્યની તરફ રાખીને પોતાની વફાદારી જાહેર કરતા રહે છે. દૂરબીનથી બુધ અને શુક્ર બંનેની ચંદ્રના જેવી કળાઓ દેખાય છે. શુક્ર જ્યારે પૃથ્વીની પાસે આવે છે ત્યારે તેનો આકાર મોટો થાય છે પણ કળા નાની હોય છે. જ્યારે તે આપણાથી દૂર જાય છે ત્યારે તેનું બિંબ પૂર્ણિમાના જેવું પૂર્ણ હોવા છતાં પણ અંતર વધવાને લીધે એ નાનો દેખાય છે.

૧-૨-'૪૦

## ૪

વાચકો સૂર્યોદય થયા પછી જ ઊઠનારા—સૂર્યવંશી નહીં હોય એવો વિશ્વાસ રાખીશું. રાત્રે ઉજાગરો કરીને સિનેમા જોવા અને પોતાની આંખો બગાડવી અને કેટલીક વખત પોતાની ચિત્તવૃત્તિ ઉશ્કેરી મૂકીને તેને મેલી કરવી તે બધું તેમને પસંદ નહીં હોય. એને બદલે સંધ્યાનો વિવિધરંગી વૈભવ, રાતની શાંત, તેજસ્વી જ્યોતિઓની સમૃદ્ધિ અને પ્રાતઃકાળમાં બ્રાહ્મમુહૂર્ત પછીની પૂર્વની પુણ્ય શોભા તથા એ શોભાને હજમ કરી તેનાથી વધી જનારી ઉષાનું તેજ, એ બધું જોવાનો તેમને રસ હશે એવી આશા રાખીશું.

હમણાં હમણાં એક દુઃખી વ્યક્તિને સલાહ આપતાં ગાંધીજીએ જે લખ્યું છે તે નીચે ઉતાર્યું છે. ગાંધીજી લખે છે:

"કામુક સાહિત્ય, સિનેમા ઔર કામોત્તેજક ચિત્ર, જો આજકલ અખબારોંકે પન્ને ભ્રષ્ટ કરતે હૈં, દેખના છોડ દીજિએ . . . ઔર રાતકો કિસી સાદી-સી જ્યોતિષકી પુસ્તકકે સહારે થોડા આકાશદર્શન કીજિએ. આપકી આંખોંકે આગે વહ નજારા આયેગા જો દુનિયાકે કિસી સિનેમામેં ન મિલ સકેગા. સંભવ હૈ, કિસી દિન આપકો અસંખ્ય તારાગણોંકી જગમગાહટમેં ઈશ્વર સાક્ષાત્ દિખાઈ દે જાય ઔર આપ અપનેકો ઈસ દિવ્ય દૃશ્યકે સાથ એકતાર કર લેં તો આપકો બ્રહ્માંડકા સુકોમલ શાંતિપ્રદ સંગીત ભી સુનાયી દેને લગેગા. રોજ રાતકો ઐસા કરકે દેખિએ, આપકી દૃષ્ટિ ઔર હૃદય દોનોં શુદ્ધ હો જાવેંગે."

('હરિજનસેવક,' ૩–૨–'૪૦)

વાચકો જો ચાર વાગ્યે ઊઠીને પૂર્વ તરફ જુએ તો આખી ઉંમરમાં કદી ન ભુલાય એવું દૃશ્ય દેખાશે. એ સહેજ મોડા ઊઠશે તોપણ કશી મુશ્કેલી નથી. પણ ઉષા આવીને બધા તારાને પહોંચી વળે તે પહેલાં તારાની 'રંગવલ્લી' જોવી જોઈએ.

પૂર્વ તરફ મોં રાખીને વાચક સૌથી પહેલાં દક્ષિણ અને ઉત્તર બંને તરફ ધ્યાનથી જુએ. મુસલમાન ભક્તો નમાજ પઢતી વખતે જેમ જમણી અને ડાબી બાજુ તરફ જુએ છે તેવી રીતે આપણે જોઈએ. ઉત્તરમાં સપ્તર્ષિ અને ધ્રુવ-મત્સ્ય તો છે જ. જમણી બાજુ એટલે કે દક્ષિણમાં ત્રિશંકુ આથમી રહ્યો છે અને જયવિજય પોતાની શોભા બતાવતા ક્ષિતિજની સાથે લગભગ સમાંતર ચમકી રહ્યા છે અને તેમની આધાર-રેખા ઉપર અનેક તારા જ્યાં જગા મળી ત્યાં ઊભા છે, એવું દૃશ્ય નજરે પડશે. ત્યાંથી આગળ વધતાં વૃશ્ચિકનો ઊંચો વિસ્તાર એકદમ ધ્યાન ખેંચશે. અનુરાધા નક્ષત્રનું બનેલું તેનું માથું, પારિજાતની લાલીમાંથી સુશોભિત જ્યેષ્ઠા નક્ષત્રનું બનેલું તેનું પેટ, અને મૂળ નક્ષત્રનો બનેલો એનો ડંખ એ બધાં એક વખત ઓળખ્યા પછી કદી પણ ભુલાશે નહીં.

સીધા પૂર્વમાં તમને જૂનો પરિચિત શ્રાવણ પોતાનાં માતાપિતાની કાવડ સાથે નજરે પડશે. એનું દર્શન કેટલાક મહિના પહેલાં આપણને પશ્ચિમ બાજુએ થયું હતું. હવે તે સવારમાં પૂર્વ બાજુએ દેખાય છે.

જયવિજય પાસેથી જે આકાશગંગા વહે છે તે વૃશ્ચિકના ડંખને ભીંજવીને બે સમાંતર પ્રવાહમાં પૂર્વ તરફ આવે છે અને આગળ વધતાં દશરથ(અભિજિત)-ને વચ્ચે લઈને, હંસને પોતાના પ્રવાહમાં તરતું મૂકીને દેવયાની(લક્ષ્મી)ના ચરણ પખાળતી આગળ બ્રહ્મમંડળ તરફ વહે છે.

શ્રાવણ તથા દશરથ જોવા માટે આ દિવસો ઉત્તમ છે. દશરથ આકાશગંગાની પેલી બાજુએ ઊંચો ઊભો છે અને શ્રાવણ આ બાજુએ આપણી ક્ષિતિજની નજીક નદીકિનારે આવી પહોંચ્યો છે. આવો, એ બંનેને આપણે પ્રણામ કરીએ.

આ વખતે વાચકોએ હંસનો ખાસ પરિચય કરવાનો છે. હંસનો આકાર થોડો-ઘણો કનક્વા જેવો છે. એમાં સૌથી તેજસ્વી તારો તે હંસનું પૂંછડું છે. તેના પછી જે ત્રણ તારા આવે છે તેમાંનો વચલો તારો હંસનું પેટ ગણાય. બંને બાજુના બે

તારા હંસની પાંખો ગણો. આગળ જતાં એક ઝાંખો તારો હંસની પાતળી ડોક, અને એની આગળ એવો જ બીજો ઝાંખો તારો હંસની ચાંચ બને છે. પશ્ચિમમાં આપણે હંસને જોયો ત્યારે તે ક્ષિતિજ તરફ ડૂબવા દોડતો હતો. અત્યારે તે પૂર્વની ક્ષિતિજમાંથી નીકળીને પૂર્વનો રસ્તો લઈ રહ્યો છે. વાચકો હંસને પૂર્વ તથા ઈશાનની વચ્ચે આકાશગંગામાં જોઈ શકશે.

એમ તો હંસ સુંદર નક્ષત્ર છે. પરંતુ આજકાલ એનું મહત્ત્વ ઘણું વધી ગયું છે. એનું કારણ એ છે કે હંસ નક્ષત્રના પેટમાં વૈજ્ઞાનિકોને મોટા દૂરબીનની મદદથી એક અદ્ભુત વિશ્વ નજરે પડ્યું છે. હંસના પૂંછડામાં જે ઉજ્જવળ તારો છે તેનું સ્થાન પ્રથમ કોટિના તારાઓમાં છે. તેનું તેજ આપણા સૂર્યના તેજ કરતાં દસગણું વધારે છે. તે એટલો દૂર છે કે તેનો પ્રકાશ આપણા સુધી આવી પહોંચતાં છસો બાવન વર્ષ થાય છે. એટલે કે હંસનાં જે પ્રકાશ-કિરણો આપણે રાત્રે જોઈએ છીએ તે ત્યાંથી જ્ઞાનેશ્વરના દિવસોમાં નીકળેલાં.

ગ્રીક પુરાણોમાં લખ્યું છે કે ઑર્ફિયસ એક અપ્રતિમ ગાયક હતો. તે પોતાની વીણા વગાડીને ચેતન-અચેતન સૌને મોહિત કરતો. જ્યારે તેની પ્રિયા સર્પદંશથી યમલોક સિધાવી ત્યારે તે પણ તેની પાછળ પાછળ ગયો અને ત્યાં યમરાજને પોતાના સંગીતથી મુગ્ધ કરીને પોતાની પ્રિયાને પાછો મનુષ્યલોકમાં લઈ નીકળ્યો. પણ યમરાજની શરતનું પાલન ન કરી શકવાથી યમલોકની હદ ઉપર જ તેણે તેને ફરી ગુમાવી. તે ઑર્ફિયસ હંસ બનીને આકાશગંગામાં સ્નાન કરી રહ્યો છે અને તેની વીણા, જેને આપણે અભિજિત કહીએ છીએ, તેની પાસે પડી છે.

૧–૩–’૪૦

૫

આજ સુધી આપણે જે આકાશદર્શન કરી ગયા તે પર થોડી ચર્ચા કરી લઈએ. પૃથ્વી પશ્ચિમથી પૂર્વ તરફ ફરતી હોવાથી આખું આકાશ અને એમાં પ્રકાશમાન ગ્રહો, તારાઓ આદિ પૂર્વથી પશ્ચિમ તરફ ગતિ કરતા જણાય છે. ચોવીસ કલાકમાં આકાશનું આ જે એક આવર્તન પૂરું થાય છે તેની કાલ્પનિક ધરી ઉત્તર ધ્રુવથી નીકળી, પૃથ્વીના પેટને ચીરતી મધ્યબિંદુમાંથી પસાર થઈ દક્ષિણ ધ્રુવ સુધી જાય છે. આપણે હિંદુસ્તાનવાસીઓ દક્ષિણ ધ્રુવ અને એની આસપાસનો આકાશપ્રદેશ નથી દેખી શકતા; અને ઉત્તર ધ્રુવ તથા એની આસપાસનો પ્રદેશ આપણી આંખથી કદી તિરોહિત નથી થતો. એ કારણે જ કદાચ ઉત્તર દિશાને આપણે શુભ માની હોય અને દક્ષિણ દિશાને યમરાજની અશુભ દિશા માની હોય.

દક્ષિણ દિશામાં અગસ્તિ, એની ઝૂંપડી અને એની નીચેની બાજુ કેરેના, એની બાદ ત્રિશંકુ અને જયવિજય ઈત્યાદિ તારા આપણે જોઈ ગયા છીએ. આકાશનો મોટો વીંછી પણ દખ્ખણનો જ નિવાસી છે.

ઉત્તર તરફ ધ્રુવ, ધ્રુવમત્સ્ય, સપ્તર્ષિ અને એની વચ્ચેનો કાલિય ઈત્યાદિ નક્ષત્રપુંજો ધ્યાનમાં રાખવા લાયક છે જ. ધ્રુવની એક તરફ સપ્તર્ષિ અને બીજી

તરફ દેવયાની (કેસિયોપિયા) મુખ્ય છે.

આ મુજબ ઉત્તરનું અને દક્ષિણનું આકાશ જોઈ આપણે જ્યારે વચ્ચે આવીએ છીએ ત્યારે આકાશમાં ખાંગા પૈડાની વર્તુલરેખા જેવો એક રસ્તો દેખાઈ આવે છે જે પર સૂર્ય, ચંદ્ર તથા બધા ગ્રહો ઘૂમતા નજરે પડે છે. આ આકાશી રસ્તાને રાશિચક્ર કહેવામાં આવે છે. એના બાર વિભાગ બનાવી દરેક વિભાગમાં આવેલાં પ્રધાન નક્ષત્રોની આકૃતિ અનુસાર એમને રાશિનાં નામ આપવામાં આવ્યાં છે.

આ રાશિઓમાં વૃષભ, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક અને મીન – એટલી રાશિઓની આકૃતિઓ ધ્યાનમાં આવી શકે છે. બાકીની રાશિઓની આકૃતિઓ પરાણે ઊભી કરેલી છે.

ચંદ્રમા પણ આ આકાશી રસ્તા પરથી જ જાય છે; પણ એને રસ્તાની સીમા સાચવીને ચાલવાની આદત નથી. ક્યારેક રસ્તાના એક છેડે ચાલશે, તો ક્યારેક વળી બીજે છેડે પહોંચશે. આ આકાશી ચક્ર ચંદ્રમા સત્તાવીસ દિવસે પૂરું કરતો હોવાથી આપણા વેદકાલીન પૂર્વજોએ બાર રાશિઓને બદલે આકાશી રસ્તાના સત્તાવીસ વિભાગો બનાવ્યા અને તે દરેક વિભાગને નક્ષત્રનું નામ આપ્યું. બાળકોના શિક્ષણમાં ઇંગ્લંડનાં 'કાઉન્ટી'ઓનાં નામોની વેઠ ગોખાવવા કરતાં આ સત્તાવીસ નક્ષત્રોનાં નામ જ કંઠસ્થ કરાવી જ્યોતિઃશાસ્ત્રમાં એમને પ્રવેશ કરાવ્યો હોય તો વધુ સારું. આપણી પ્રાચીન શિક્ષાપ્રણાલીમાં એ પદ્ધતિ હતી જ. રવિ, સોમ વગેરે સાત વારનાં નામ, અને ચૈત્ર, વૈશાખ વગેરે મહિનાનાં નામ પછી તરત નક્ષત્રનાં નામ કંઠસ્થ કરાવાતાં. આજે તો ખેદની વાત એ છે કે આપણા દેશના મોટા મોટા જ્યોતિષીઓ પણ આકાશમાં આ સત્તાવીસ નક્ષત્રો દેખાડવાને અસમર્થ નીવડે છે. જ્યારે અંગ્રેજોનું રાજ્ય અહીં કાયમ થયું ત્યારે કેટલાક ગોરા વિદ્વાનોએ આપણું જ્યોતિષશાસ્ત્ર શીખવા ઇચ્છયું. તપાસ કરતાં એમને માલૂમ પડ્યું કે આકાશમાં સત્તાવીસ નક્ષત્રો બતાવી શકે એવા જ્યોતિષી પણ આ દેશમાં બહુ ઓછા છે.

એ સત્તાવીસમાંનાં નીચેનાં નક્ષત્રો આસાનીથી ઓળખી શકાય છે: કૃત્તિકા, રોહિણી, મૃગ, પુનર્વસુ, મઘા, ફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, શ્રવણ અને ભાદ્રપદા.

આ નક્ષત્રોની પિછાન એટલા માટે જરૂરી છે કે ચંદ્ર અને ગ્રહો અમુક વખતે આકાશમાં ક્યાં છે એ આકાશમાં બતાવવા માટે એમનું સ્થાન બહુ ઉપયોગી નીવડે છે. સ્થાનનિર્દેશની દૃષ્ટિએ અશ્વિની, ભરણી અને આર્દ્રા એ નક્ષત્રો પણ બહુ કામનાં છે. શ્રવણ નક્ષત્ર સાથે અભિજિત આપવાનો પણ ક્યાંક ક્યાંક રિવાજ છે. આ અભિજિતને જ આપણે 'દશરથ'નું નામ આપ્યું છે.

વાચક ચારેક આના ખરચીને નવી સાલનું પંચાંગ મેળવશે તો નક્ષત્રો અને રાશિઓ સાથે ૮ અથવા ૧૫ દિવસની આકાશની સ્થિતિ બતાવતી કુંડળીઓ પણ તેમાં મળશે. આવતે મહિને આ ચર્ચા આગળ ચલાવીએ એ દરમ્યાન ઉપર

બતાવ્યું છે તેટલું જોઈ રાખશો તો ઉપયોગી નીવડશે.

૧-૪-'૪૦

૬

સપ્તર્ષિ, સ્વાતિ, ચિત્રા અને હસ્તથી થનારા હાર સાથે હવે પાઠકોનો પરિચય થઈ ગયો હશે. આ હારને આપણે મંદારમાલા કહીએ છીએ. સપ્તર્ષિના પહેલા ચાર તારા અને હસ્તના પાંચ તારા આ હારની બંને બાજુના 'હૂક' છે. સપ્તર્ષિના છેલ્લા ત્રણ તારા, સ્વાતિ અને ચિત્રા આ હારની વચ્ચેનાં રત્ન (કૌસ્તુભ) છે.

હવે સપ્તર્ષિના છેલ્લા તારા મરીચિ અને સ્વાતિની નીચે એક નાનુંશું નક્ષત્ર છે, જેનો આકાર અંગ્રેજી ⋒ ના જેવો જણાય છે. આ ⋒ ને જ કિરીટ અથવા મુકુટ કહે છે. આ મુકુટને માથે જે કાંઈક વિશેષ તેજસ્વી તારો છે તેને અલ્ફેકા અથવા કોહિનૂર કહે છે. આકાશમાં ઉત્તરની બાજુ ધ્રુવના બે તારા અને દક્ષિણની તરફ બિચ્છુના શિર(અનુરાધા નક્ષત્ર)ની વચમાં આ કિરીટ અને એના ઉપર બેસાડેલો કોહિનૂર દેખાય છે. ધ્રુવમત્સ્ય અને અનુરાધાની વચમાં જે અંતર છે તેની બરાબર વચમાં કોહિનૂર છે.

કન્યા રાશિને પણ ઓળખવી જોઈએ. જ્યારે કન્યા ઊગે છે ત્યારે શિર નીચે અને પગ ઉપર કરેલા અંગ્રેજી અક્ષર Y ના જેવી કંઈક વાંકી ઊગે છે. ચિત્રા નક્ષત્ર તે કન્યાનું શિર. એની ઉપર જે નાનકડો તારો છે તે એનું વક્ષ છે. એની આગળ આપણી જમણી બાજુ જે તારો દેખાય છે તે કન્યાનો હાથ છે જેમાં તેણે એક ફળ લીધું છે. વક્ષની ઉપર વધવાથી નાભિનો તારો આવે છે. ત્યાંથી એના બે પગ બે જગ્યાએ ફેલાયેલા છે. કન્યાની નાભિ અને કન્યાના હાથનું ફળ બંને આકાશની મધ્યરેખા, જેને વિષુવવૃત્ત કહે છે એ ઉપર છે. આ ફળનું નામ છે, આપાંવત્સ. નાભિની આગળ જે પગ ઉત્તર તરફ જાય છે તેનું નામ છે આપ. આપ અને આપાંવત્સનો ઉલ્લેખ વેદમાં આવે છે. આ જ કન્યા શબરીના નામથી રામાયણમાં આવે છે અને ઋષિઓની પાછળ પાછળ રામદર્શન કરીને સ્વર્ગમાં ચાલી જાય છે. મહાભારતમાં આ જ કન્યા પાંડવમાતા પૃથા બને છે. કેટલાક લોકો એને દ્રૌપદી પણ કહે છે. સાવિત્રી પણ તે જ છે. કારણ કે તે સૂર્યના માર્ગમાં છે. દાનવોના હાથમાંથી અમૃતનો કળશ છીનવી લેનાર મોહિની પણ એ જ છે.

સપ્તર્ષિના જે છેલ્લા ત્રણ તારા છે, એમાંથી વચલો વસિષ્ઠ અને છેલ્લા મરીચિની સમકોણ આપણે પશ્ચિમ તરફ જઈએ તો ત્યાં બે તારા લગભગ એમને સમાંતર મળે છે. એમને સારમેય યુગલ કહે છે. એ સ્વર્ગના કૂતરા છે. મરીચિથી સારમેયનું જેટલું અંતર છે તેથી બમણા આપણે આગળ વધીએ તો આપણને ઉત્તરા ફાલ્ગુનીનો મોટો યોગતારો મળશે. એને અંગ્રેજીમાં ડેનેબોલા કહે છે અને કૂતરાને કેનિસ વેનેટિસી કહે છે. આ સારમેય (કૂતરા) અને ઉત્તરા ફાલ્ગુની(ડેનેબોલા)ની વચ્ચે એક બહુ જ સુંદર નક્ષત્રપુંજ છે. ચાંદની રાતમાં એને જોવો પણ કઠણ છે.

નાનકડા દૂરબીનથી જ્યારે આપણે એને જોઈએ છીએ ત્યારે એના સૌંદર્યથી આશ્ચર્યચકિત થઈ જવાય છે. અંધારી રાતે આ નક્ષત્રપુંજ કરોળિયાના જાળા જેવો

દેખાય છે. આપણા પૂર્વજોએ એને ગણપતિ અથવા ગણપતિની શુંડા કહ્યો છે.

આ બે કૂતરાઓ અને કરોળિયાના જાળા વિશે વેદમાં એક કથા છે. કાલકુંજ નામના અસુરો હતા. એમણે સ્વર્ગમાં જવા માટે એક યજ્ઞવેદી બનાવી. ઈન્દ્રને વિશ્વાસ આવ્યો કે એ કાલકુંજ જરૂર સ્વર્ગમાં પહોંચી જશે. એણે બ્રાહ્મણનો વેશ લઈને કહ્યું કે હું પણ એક ઈંટ વેદીમાં લગાવી દઈશ. તે ઈંટ ચિત્રા નક્ષત્ર હતી. જ્યારે વેદી પૂરી થવા આવી ત્યારે બ્રાહ્મણે ઝઘડો કર્યો અને પોતાની ઈંટ પાછી ખેંચી લીધી.

વેદી તૂટી ગઈ અને એમાંથી બે કૂતરા નીકળીને આકાશમાં પહોંચ્યા. આ છે આપણું સારમેય યુગલ. ચિત્રાને લઈ લેવાથી ઉપરનો જે ભાગ પડી ગયો તે જ નાના નાના ટુકડા થઈને સારમેય અને ઉત્તરા ફાલ્ગુનીની વચમાં શોભા આપવા લાગ્યો. આ કરોળિયાનું જાળું બની ગયું. જો ઈંદ્રે દગો ન દીધો હોત તો ચિત્રાના આધારે દેવ અને દાનવ સ્વર્ગમાં પહોંચી ગયા હોત.

આ જાળા વિશે મિસર દેશમાં એક સુંદર કથા છે. એક રાજાની રાણીનું નામ વરેણ્યકેશા હતું. રાણીના વાળ સુવર્ણરંગી હતા. દેશ દેશના લોકો રાણીના વાળ જોવા આવતા અને રાજાને આજીજી કરીને દર્શન પામતા. એક દિવસ રાજા ક્યાંક યુદ્ધમાં ગયો અને રાણી ચિંતા કરવા લાગી. એણે મંદિરના જ્યોતિષીઓને પૂછ્યું. પુરોહિતે કહ્યું: ‘આ યુદ્ધમાં રાજાને જાનનો ભય છે. તમે દેવતાઓને સંતુષ્ટ કરો.’ રાણીએ પોતાના સોનાના વાળ મંદિરમાં ચડાવવાની માનતા રાખી. દેવતાઓને સંતોષ થયો અને રાજા વિજયી થઈને પાછો આવ્યો. રાણીએ પોતાના વચન પ્રમાણે પોતાના વાળ ઉતરાવીને મંદિરમાં ચડાવી દીધા. ત્યાંથી કોઈએ એની ચોરી કરી. વિજયી રાજાએ આવીને જોયું કે રાણીનું શિર બોડું થઈ ગયું છે. ગુસ્સામાં આવીને તેણે પૂછ્યું: ‘વાળ ક્યાં છે?’ લોકોએ કહ્યું: ‘પુરોહિતજીની સલાહથી રાણીસાહેબે પોતાના વાળ મંદિરને ભેટ કર્યા છે.’ રાજાએ પુરોહિતને કહ્યું: ‘દુનિયાભરના લોકો રાણીના વાળ જોવા આવશે. હવે હું એમને શું બતાવીશ? રાણીના વાળ લાવો નહીં તો હું તમારું માથું ઉડાવી દઈશ.’ પુરોહિત ચતુર હતો. એણે કહ્યું: ‘મહારાજ, આજ સુધી આપ નાના રાજા હતા. હવે પોતાના સૌથી મોટા શત્રુનો નાશ કરીને આપ વિશ્વસમ્રાટ બની ગયા છો. હવે આખી દુનિયા રાણીના વાળ જોવા આવશે. આપ રજા પણ કેટલા લોકોને આપશો? આ બધી મુશ્કેલીનો ખ્યાલ લાવીને જ મેં રાણીના વાળ આકાશમાં રાખી દીધા છે.’ સાંજ થતાં જ પુરોહિત રાજાને મેદાનમાં લઈ ગયો અને જેને આપણે કરોળિયાનું જાળું કહીએ છીએ એ તારાઓનો પુંજ તેને બતાવ્યો. રાજા પુરોહિત ઉપર ખૂબ જ ખુશ થઈ ગયો અને કહેવા લાગ્યો: ‘પુરોહિત હોય તો આવો જ અનાગત-વિધાતા હજો.’ ત્યારથી આ નક્ષત્ર વરેણ્ય-કેશાના નામથી ઓળખાય છે. અંગ્રેજીમાં એને કોમા બેરિનિસી યાને બેરિનિસી રાણીના વાળ—કહે છે. એ જ ઉપરથી આપણે એનું નામ રાખ્યું છે વરેણ્યકેશા જેનો અર્થ છે—જેના વાળ લોભાવનારા છે એવી રાણી.

મે, ૧૯૪૦

# ખંડ ૩ : નિવૃત્તિમાં નિરીક્ષણ

## ૧. સમુદ્રકિનારે

સમુદ્રકિનારે સવારસાંજ નિયમિત ફરું છું. આજકાલ સમુદ્રની વિશેષ શોભા તો એની ઓટની છે. પાણી પાછળ હઠતાં હઠતાં લગભગ દૃષ્ટિના ક્ષેત્રની બહાર જાય છે, એટલે પૂનમની ભરતી અને આજકાલની ઓટ વચ્ચે ખાસું અડધા માઈલનું અંતર હોય છે, એમ કહું તો તેમાં અલ્પોક્તિ જ થાય.

મેં એક નવી શોધ કરી છે: મોજાંઓ રેતીમાં ભાત પાડે છે, તે તિથિ પરત્વે જુદી જુદી હોય છે, ઋતુ પરત્વે પણ ભિન્નતા આવતી હશે. એનું મુખ્ય કારણ તો મોજાં પર અસર પાડનાર પવન. ખરું જોતાં એ બહારવટિયાને કાયદો હોય જ શાનો? પ્રાકૃતિક ભૂગોળમાં લખેલું હોય છે કે, સવારે જમીન જલદી ગરમ થવાથી જમીન પરની હવા પાતળી થઈ આકાશમાં જાય છે, અને સમુદ્ર પરની ઠંડી હવા જમીન તરફ ધસી આવે છે. પણ આહીં તો રોજ સવારે પવન ઉત્તર તરફથી દક્ષિણ તરફ વહ્યા જ કરે છે. એટલે એ પ્રાકૃતિક ભૂગોળના નિયમને એક કાટખૂણે કાપે છે. પ્રાકૃતિક ભૂગોળના નિયમ પ્રમાણે, સાંજે જમીન જલદી ઠંડી થાય છે, અને સમુદ્ર પોતાની ઉષ્ણતા ઝટ છોડતો નથી; તેથી પવન જમીનથી સમુદ્ર તરફ જવો જોઈએ. પણ અહીંનો પવન તો રોજ સાંજે આ નિયમની સામો થાય છે, અને પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે! અંગ્રેજ મહાકવિ મિલ્ટનનો સેતાન કહે છે કે આપણો ધંધો તો ઈશ્વરની યોજના અને ઇચ્છા જાણી લઈ એથી ઊંધું ચાલવાનો છે; ઈશ્વર ધારે એથી ઊલટું કરવું અને કરાવવું એમાં જ આપણી કૃતકૃત્યતા રહેલી છે. અહીંનો પવન પણ મિલ્ટનના એ સેતાનની નિશાળમાં ભણેલો લાગે છે.

*　　　*　　　*

ઉનાળો, ચોમાસું અને શિયાળો એમ વરસના જેમ ત્રણ ભાગ પડે છે, તેમ દિવસના પણ ત્રણ ભાગ પડે છે. માત્ર ક્રમ જુદો. દિવસના આઠ વાગ્યાથી સાંજના છ વાગ્યા સુધી ઉનાળો ગણાય. સાંજના છ વાગ્યાથી રાતના બેત્રણ વાગ્યા સુધી શિયાળો ગણાય, અને ત્યાર પછીનો સવારનો ઝાકળનો વખત એ ચોમાસું. સમુદ્રવેલા પરનાં રેતીનાં મોજાંઓમાં પણ આવું જ કંઈક દેખાય છે. એક દિવસ રેતીમાં લગભગ એક હાથ પહોળાં એવાં મોજાંઓની ભાત પડેલી

અને એ મોટાં મોજાંની પહોળાઈની અંદર ત્રણ ત્રણ આંગળાંવાળાં નાનાં નાનાં મોજાંઓ હતાં. બીજે દિવસે એ બધું તૂટી ગયું અને ગુજરાત-કાઠિયાવાડનાં મોટાં મોટાં ખેતરોમાં જેમ સીધા લાંબા દૂર દૂર સુધી ચાસ દેખાય છે, તેવી ભાત પડી ગઈ. ત્રીજે દિવસે એ રંગ પણ બદલાયો અને ખેડા જિલ્લામાં દિવાળી પર ગારથી લીંપે અને ઓકળી પાડે તેવી ભાત દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી બનેલી હોય. એની મજા જોવા માટે જ દૂર સુધી દોડવાનું મન થાય. પણ તેમ કરતાં પગ વતી આવી ભાત તોડી નાખીએ એ કેટલું અરસિક કામ છે, એમ પણ મનમાં આવે છે. જ્યાં જ્યાં સમુદ્રનું વહેણ બદલાય છે, ત્યાં ત્યાં ભાત પણ બદલાય છે. કોક કોક ઠેકાણે ભઠ્ઠીમાંથી રાખ પડી હોય એવી સ્લેટના રંગની વાદળી રેતી દેખાય, કોક કોક ઠેકાણે મોટા કાંકરા હોય. આ સપાટ મેદાનમાં વચ્ચે એકબે ઠેકાણે ખેતરના ક્યારા જેવડા ખાડાઓ હોય છે, અને તેમાં પાણી રહી જાય છે. પણ તે કેટલું ઊંડું? માંડ ત્રણ ઇંચ; ના, બે જ ઇંચ હશે. પણ એનો ઉપયોગ ભારે થાય છે. એ ખાડાની પેલી પાર ઊભા રહીએ એટલે કિનારા પરનાં તાડ અને નાળિયેરીનાં ઝાડ અને આકાશનાં વાદળાં એ પાણીમાં પ્રતિબિંબિત થાય છે. જાણે બોરડી ગામે પોતાને માટે એક અરીસો જ પગ પાસે મૂક્યો હોય!

* * *

આવા વિશાળ પટ પર જ્યારે પાણી નથી હોતું ત્યારે ત્યાં રેતીમાંની કીટ-સૃષ્ટિ ઊભરાય છે. જુવાર-બાજરીના દાણા જેવડાં અસંખ્ય ઈંડાંઓ આખો પટ ભરી મેલે છે. અસંખ્ય પગ તળે ચગદાઈ જાય; તોયે અસંખ્ય તો રહેવાનાં! અનંતમાંથી અનંત કાઢી લઈએ તોયે બાકી અનંત જ રહે છે એમ ગણિતશાસ્ત્ર કહે છે. पूर्णस्य पूर्णं आदाय पूर्णं एव अवशिष्यते ।—એમ જાણીને આપણા ઋષિઓ પણ શાંત થયા. આખી સૃષ્ટિમાં જીવન અને મરણ વચ્ચે આ સનાતન શરત ચાલુ જ છે. જેમ ભરતી અને ઓટ, દિવસ અને રાત્રિ કોઈ કોઈનાથી હાર્યાં નથી, તેમ જીવન અને મરણ સરખાં જ ચાલુ છે. એક વગર બીજું સંભવે નહીં, બંને એક જ વસ્તુનાં બે પાસાં છે. જેમ પૂર્વ અને પશ્ચિમ વચ્ચે તત્ત્વતઃ ભેદ નથી, તેમ જીવન અને મરણ વચ્ચે પણ ભેદ નથી જ. મરણમાંથી જીવન નીપજે છે અને જીવનમાંથી મરણ. અને અમરત્વ તો આ બંનેથી જુદું છે, પર છે.

નથી જ એમ કેમ કહેવાય? જો પ્રાથમિક જીવોને પોતાના શરીરના બે કકડા કરી પોતાનો વિસ્તાર કરવામાં આનંદ આવે છે, જો ઉંમરલાયક કન્યાને માબાપનો આશરો છોડી પતિ સાથે સંબંધ બાંધવામાં આનંદ આવે છે, તો ફળોને પણ ઝાડ પરથી ખરી પડી માટીમાં દટાઈ જવામાં જીવનના સાર્થક્યનો આનંદ મળતો હોવો જોઈએ. ફૂલોને પણ ઝાડથી પોતે સ્વરૂપતઃ તદ્દન ભિન્ન છે એમ જોઈ ખરી પડવામાં આનંદ કેમ આવતો નહીં હોય? પોતાને ઠેકાણે પોતાનું જીવન નિરર્થક છે, એમ જોયા પછી ખરી પડવું એમાં જ સમાધાન છે. નહીં તો અકળામણ જ રહેવાની.

પણ ખરી પડવું એ જુદી વાત છે, અને તોડવું એ જુદી વાત છે. કુદરતની રગેરગમાં જેમ જીવનનું તત્ત્વ પણ ભરેલું છે અને મરણનું તત્ત્વ પણ ભરેલું છે, તેમ જ હિંસાનું અને અહિંસાનું તત્ત્વ પણ કુદરતની રગેરગમાં વ્યાપેલું છે. હિંસા અને અહિંસામાંથી કોઈ પણ દેહધારી છૂટયું નથી. બીજાને મારીને પોતે જીવવું એમાં પોતા પ્રત્યે અહિંસા અને બીજા પ્રત્યે હિંસા છે, જ્યારે આપભોગથી બીજાને ઉગારવા એમાં બીજા પ્રત્યે અહિંસા છે. પહેલા પક્ષમાં હૃદયધર્મનો સંકોચ છે, બીજામાં એનો વિકાસ છે. હિંસા-અહિંસાના દ્વંદ્વનો આ બીજી રીતે ઉપયોગ કરવાથી આત્મૈક્ય એટલે કે અમરત્વ મળે છે.

* * *

સમુદ્રનાં મોજાંઓ કેટલાય સમુદ્ર-કીટોને પોષે છે અને કેટલાયને મારે છે. ભરતીને કિનારે કરચલાના તૂટેલા હાથ-પગ એટલા બધા પડેલા હોય છે કે, ભારતીય યુદ્ધ, રુસો-જાપાન યુદ્ધ, યુરોપનું મહાયુદ્ધ, અને હવે પછી થનાર જગદ્વ્યાપી યુદ્ધ, આ બધાંને સરવાળે જેટલી મનુષ્યહાનિ થાય તેના કરતાં આ ઊતરતી ન હોય. સાગરનાં મોજાંઓ તો તટસ્થ હોઈ એમને કશાનો હર્ષશોક નથી. સ્થૂળ નજરે જોતાં જાણે એમની પ્રવૃત્તિ અકારણ, તેમ જ નિર્હેતુક અને શૂન્યવાદી છે. પણ એની પાછળ પણ મહાન વિકાસનું તત્ત્વ રહેલું છે. અને એ વિકાસમાંથી જ અમર-આશાવાદી મોક્ષધર્મ પોતાનો રસ્તો શોધે છે. પ્રેમ જેમ મોતને તિરસ્કારે છે, તેમ મોક્ષધર્મ કાળને અવગણે છે. અતિદીર્ઘ કાળ પણ મોક્ષધર્મની વિસાતમાં નથી.

* * *

એક દિવસ અમે સમુદ્રમાં ખીલેલા તરવડના વનમાં જઈ ચડયા. પથરા, ખડક, રેતી, કાદવ અને ઝાડનાં મૂળિયાં, એની એ વિવિધ ભૂમિમાં જીવોની એટલી બધી વસ્તી છે કે, એના પ્રમાણમાં જાવા બેટની ગીચ મનુષ્યવસ્તી પણ કાંઈ જ નથી. એમાં અમે એક વિચિત્ર પ્રાણી જોયું. ભાતના ઓસામણના રંગનો એક લાંબો કૃમિ tapeworm કાદવમાં લંબાયમાન પડયો હતો. જાણે ગુંદરનો તાર. મેં લાકડી વતી એને ઊંચકવાનો પ્રયત્ન કર્યો. મને થયું કે એ વચમાંથી તૂટયો. પણ નહીં; એનો એક છેડો જમીનથી છૂટી ગયો અને એ લાકડી ઉપરથી લપસી ફરી-

પાણીમાં પડયો. એનો બીજો છેડો એક દરની અંદર ભરાઈ જતો હતો. થોડા વખત સુધી એ આખો સૂત્રકીટ દરમાં જ જતો હતો. એટલામાં એના શરીરના અમુક ભાગની મરજી બદલાઈ. એ છેડો દરથી દૂર જવા લાગ્યો, અને બીજો છેડો અંદર ઘૂસવા માગતો હતો! પરિણામે વચલા ભાગ પર તાણ પડી. એ તાણ સ્પષ્ટ દેખાતી હતી. તાણ અસહ્ય થઈ ત્યારે દરમાંનો ભાગ બહાર આવવા રાજી થયો. તેથી તાણ મટી અને બહારનો છેડો ખુશી થઈને દોડવા લાગ્યો. એટલામાં અંદરનો છેડો ફરી અંદર ખેંચવા લાગ્યો. આ ઉપરથી મને એક મહત્ત્વનો વિચાર સૂઝયો, અથવા મેં કલ્પના બાંધી એમ કહી શકાય. મારા નિરીક્ષણ વિશે મને શંકા નથી; પણ મેં કરેલો એનો અર્થ જો સાચો હોય તો, એ પરથી એમ સિદ્ધ થાય છે કે, એ એક શરીરમાં ઈચ્છા કે સંકલ્પશક્તિની એકરૂપતા હજી જામી નથી. 'Unity of consciousness' પણ પૂરતી ન હોય, 'Unity of purpose and will' ક્યાંથી જ હોય?

વિકસિત જીવોમાં ચેતનાશક્તિ શરીર પૂરતી તો એકરૂપ હોય છે. બધી ઇંદ્રિયો પણ એકમતે એકબીજીની વહારે ધાય છે. પણ હૃદયની ઊર્મિઓમાં – વૃત્તિઓમાં conscious and unconscious selfમાં – હજી એકતા ક્યાં આવી છે? તેથી જ 'Philip drunk' અને 'Philip sober' એ ભિન્ન વ્યક્તિઓ એક જ શરીરમાં વાસ કરે છે.

ન્યાત, રાષ્ટ્ર કે માનવી સમાજ પણ એક વિરાટ દેહ જ છે. પણ એમાં હજી હૃદય, લાગણી કે આદર્શની એકતા ઉદ્ભવી નથી. જે કાંઈ થોડો વિકાસ થાય છે તે પણ કાયમ ટકતો નથી. આમાંથી જ અંતે કે અનંતે વિશ્વાત્મૈક્ય પ્રગટ થવાનું છે. વિશ્વવ્યાપી ચૈતન્ય આખરે કાળની મદદથી જ કાળને પરાસ્ત કરશે. દરેક સચેતનના જીવનની જેટલી ઘડીઓ એ સાર્થકયની દિશામાં વહે છે, તેટલી ઉપયુક્ત છે, અને જેટલી એ સાર્થકયથી પરાઙ્મુખ છે તેટલી વિફળ છે.

* * *

સમુદ્રને કાંઠે મરજાદવેલ ઊગે છે. આ ખારી વનસ્પતિ છે વિચિત્ર. સમુદ્રનું પાણી વધારેમાં વધારે વધીને ક્યાં સુધી પહોંચી શકે છે, એ એને ખબર હોય છે. બસ, એ જ સરહદ ઉપર મરજાદવેલ પોતાની છાવણી નાખે છે. તેથી જ લોકોએ એનું નામ સમુદ્ર-મરજાદ એમ પાડયું છે. બહારવટિયા અથવા આફ્રિદી લોકો જેમ બે રાજની સરહદ ઉપર જ ફાવી શકે છે, તેમ આ સમુદ્ર-મરજાદ ખારી અને મીઠી જમીન વચ્ચે જ જીવી શકતી હશે. માછલાં કે ઢોર કોઈના એ કામની નથી. માણસને એનો ઉપયોગ કોક દિવસ સૂઝવાનો ખરો.

* * *

તરવડના વનમાં જીવનાં શંખલાં ઘણાં છે. તરવડના ઝાડનાં મૂળિયાં વાંકાંચૂકાં ફેલાયાં હોય અને વચ્ચે અલ્પસ્વલ્પ કોટરો બની ગયાં હોય ત્યાં આ શંખલાંઓ સંખ્યાબંધ રહે છે. આસપાસ કોઈ નથી એમ જાણીને (કોઈ એટલે બેપગા માણસ

કે બગલાઓ) એ જ્યારે ચાલે છે, ત્યારે એ શંખલાની પાઘડી જોવાલાયક હોય છે, જાણે 'रंक चले शिर छत्र धराई.'

આ શંખલાની આ વિવરનગરીમાં આપણે નાના થઈને રહી જઈએ તો કેવું, એવો એક વિચાર આવ્યો. ભરતી આવે અને આખું તરુવરનું વન પાણીમાં ડૂબી જાય ત્યારે આપણી કેવી દશા થશે, એનો વિચાર કરતાં શેક્સપિયરના 'ટેમ્પેસ્ટ'માંની નીચલી લીટીઓ યાદ આવી:

Full fathom five thy father lies;
Of his bones are coral made;
Those are pearls that were his eyes;
Nothing of him, that doth fade;
But doth suffer a sea-change;
Into something rich and strange;
Sea-nymphs hourly ring his knell;
Hark, now I hear them, dingdong, bell.

બોરડી, ૧૩–૪–'૨૭

## ૨. ઉષાદૂત

સવારે પાંચ વાગ્યે ઊઠું અને વિચાર કરું કે બીજું કોઈ કેમ જાગતું નથી એટલામાં આંબાના ઝાડ પરથી એક પક્ષી બોલે છે ચી...કુ, ચી...કુ. કોયલ પણ આટલી વહેલી ઊઠતી નથી. આ 'ચીકુ' પક્ષીનું ગાયન ખાસું અડધા કલાક સુધી ચાલે છે. એક વાર બોલે ચી...કુ, ચી...કુ, પછી આઠ સેકંડ થોભે અને ફરી બોલે ચી...કુ, ચી...કુ. આ પ્રદેશમાં ચીકુનાં ઝાડ ખૂબ વાવેલ છે. ઘોલવડનાં ચીકુ મુંબઈમાં ખૂબ વખણાય છે. એ ચીકુની ખબર જાણે જાહેર કરવાની હોય તેમ આ પક્ષી સવારથી ફેરી બોલે છે ચી...કુ, ચી...કુ.

લાંબા વખત સુધી ચીકુનું ગાન કર્યા પછી એણે પોતાનો રાગ ફેરવ્યો. હવે બોલવા લાગ્યું ચિક્...તુ; ચિક્...તુ. આ ફેરફાર એણે કેમ કર્યો તેની ખબર ન પડી પણ એ ગાયન ઝાઝું ચાલ્યું નહીં. ફરી એણે ચારપાંચ વાર ચી...કુનું જ રટણ ચલાવ્યું અને બધે પ્રકાશ થતો જોઈને દક્ષિણ તરફ એ ચાલી ગયું.

સાંભળવાને કાન તત્પર રાખું છું પણ ક્યાંયે સંભળાતો નથી. સંભવ છે કે એનું પ્રભાતગીત જુદું હોય અને મધ્યાહ્નગીત જુદું હોય.

બોરડી, ૧૫–૪–'૨૭

## ૩. ક્રિયા કે કૃતિ ?

સમુદ્રકિનારે જાતજાતની છીપો અને શંખલાઓ પડયાં છે. એમનો આકાર, એમનો રંગ, એમના પરની ચિત્રવિચિત્ર ભાત, એમનું પ્રમાણ અને એમના પરનો શણગાર એ બધું એટલું તો ચેતોહારી હોય છે કે તાજમહાલ જેવી કલાકૃતિ જોતાં જેમ ચિત્ત એકાગ્ર થાય છે અને અસ્વસ્થ પણ થાય છે તેમ અહીં પણ થાય છે. સ્થાપત્યનો સર્વાંગસુંદર નમૂનો તૈયાર કર્યા પછી એના રક્ષણ અને પ્રદર્શન માટે આપણને કેટલી તૈયારી કરવી પડે છે! એક કલાત્મક વસ્તુ નિર્માણ કરી કે આપણને ધન્ય ધન્ય થઈ જાય છે. આપણું નામ અમર થઈ ગયું એમ આપણે માનીએ છીએ. અહીં કોઈ પણ મંદિરના ઉત્કૃષ્ટ શિખર કરતાં પણ વધારે રમણીય એવા શંખલાઓનો ભાવ પણ કુદરત પૂછતી નથી. તુચ્છ કીટકના શરીરની આસપાસ એ તૈયાર થાય છે, વધે છે અને સમુદ્ર પોતાની મોજાંરૂપી સાવરણીથી એવાં અસંખ્ય શિખરો રોજ વાળી નાખે છે. એનો ભૂકો થાય, રેતી તળે એ દટાઈ જાય, ચૂનાની ભઠ્ઠીમાં એ શેકાઈ અને પિલાઈ જાય અથવા અરસિક માણસને હાથે એનાં બટન બની જાય તોયે સમુદ્રને કે કુદરતને એની ફિકર નથી.

કુદરતમાં અકળ એવી અક્કલ છે, યોજના છે, સૌંદર્ય છે, પ્રમાણ છે, ઔચિત્ય છે. પણ એ બધી વસ્તુઓનું એને મહત્ત્વ નથી. નિસર્ગની સર્ગશક્તિ અમર્યાદ છે, અનંત છે, એને ત્યાં શાની કિંમત હોય? કિંમત એટલે સરખામણી. જે વસ્તુને અંત જ નથી એની સરખામણી એની સાથે જ થઈ શકે ને?

કલા પાછળ ગાંડા થયેલા આપણે કુદરતની મૂંગી બેફિકરીમાંથી કંઈક પાઠ શીખવો જોઈએ. મૃત્તિકાની નિતાન્ત મનોહર મૂર્તિઓ તૈયાર કરી પૂજા પછી એને પાણીમાં પધરાવનાર આપણા કલાધર પૂર્વજો એ પાઠ શીખ્યા હતા. મહત્ત્વ ક્રિયાને છે, કૃતિને નથી. પાંડિત્ય પુસ્તક વાંચવામાં છે, પુસ્તકસંગ્રહમાં નથી. શૌર્ય તલવાર વાપરવામાં છે, કેડે લટકાવવામાં નથી.

બોરડી, ૧૯–૫–'૨૭

## ૪. સમુદ્રની માસી

ઠાકોરભાઈએ મરજાદવેલનું નવું નામ આજે કહ્યું. એમના તરફ મરજાદવેલને સમુદ્રની માસી કહે છે. સમુદ્ર આવડો જબરો; ધારે તો કલ્પાન્ત આણી શકે; છતાં એ સહસા માસીને ઓળંગીને જતો નથી. એ તો માસી! એની આમન્યા રાખવી જ જોઈએ.

હું માનતો હતો કે મરજાદવેલને ફળફૂલ બેસતાં નથી. પણ આજે એક ઠેકાણે એનાં સરસ જાંબુડા રંગનાં ફૂલ જોયાં. એ નિર્ગંધ ખરાં પણ સુરંગી છે. એનો આકાર કંઈક તળાવનિવાસી નારીવેલનાં ફૂલ જેવો ગણાય.

બોરડી, ૧૭–૪–'૨૭

## ૫. તાડ પાછળનો ચંદ્ર

રવિવારે સાંજે હીરાલાલભાઈને જોડે લઈ ફરવા ગયો હતો. પવન કાંઈ વિશેષ આગ્રહભર્યો વહેતો હતો. લાંબા વખત સુધી અમારી વાતો ચાલી અને પછી અમે બંને અંતર્મુખ થઈ સ્તબ્ધ બેઠા. મિત્રોના સહવાસના સંભાષણનો આનંદ અપૂર્વ હોય છે પણ એવા સંભાષણ પછીના મૌનનો આનંદ તો એકાગ્ર ધ્યાન જેટલો હોય છે. સાવ એકલા હોઈએ ત્યારે આ જાતનો એકાંત અથવા આનંદ જડતો નથી.

આખરે અમે ઊઠયા. રેતીના જે ઢગલા પાછળ અમે બેઠા હતા તેના પરથી ચાંદરણાનો ધોધ આવ્યો અને અમે શીતળ પ્રકાશમાં ભીંજાઈ ગયા. પૂર્વ તરફની સહ્યાદ્રિની કન્યકાઓ ઉપર પણ સોનાનો કોરો વરસાદ વરસતો હતો. ચંદ્ર ખૂબ ઉપર ચડયો હતો. પૂર્વમાં પાતળું ધૂમસ છવાયું હતું, તેથી જ ત્યાંની ત્રણે ટેકરીઓ આખા દિવસનો તાપ ઉતારવા સોનાના વરસાદમાં સંધ્યાસ્નાન કરતી હોય એમ લાગતું. એ આનંદમાં અમે ચાલવા લાગ્યા. ઊંચાં અને પાતળાં તાડનાં ઝાડ અને ઠીંગણાં ને ભીમકાય ચુરમુલાનાં ઝાડો સાવ કાળાં કાળાં ભૂતો ઊભાં હોય તેવાં દેખાતાં હતાં. એની છાયા-રેખાઓ મનમાં વિવિધ ભાવો પેદા કરતી હતી. સિલૂએટ (silhouette) ચિત્રોને શું કહીશું? તિમિરચિત્રો કે કૃષ્ણાકૃતિ?

થોડાક આગળ ચાલ્યા અને એક વિરલ-પર્ણ તાલવૃક્ષ આવ્યું. એની ઊંચાઈ જેટલો જ ચંદ્ર ચડેલો. તાડનાં પાંદડાંના આરાઓ જે નાભિમાં ભેગા થતા ત્યાં જ બરાબર ચંદ્ર હતો. બરાબર વચ્ચે તાડનો પાતળો છેડો, એની આસપાસ ચંદ્રનું

ચળકતું બિંબ. તાડની પાંચ ડાળીઓથી એ ચંદ્રબિંબના પાંચ વિભાગ થયા હતા, જાણે ભૂચંપકની પાંચ પાંદડીઓ. અને ચંદ્રને ફરતાં તાડનાં પાંદડાંઓનું વલય એટલું બધું આહ્‌લાદક અને પાવક લાગતું હતું કે આપણી યોગ્યતા કે ભાગ્ય કરતાં પણ એ ચડે છે એમ થતું હતું. તાડનું મોટું પર્ણચક્ર મોઢા આગળ પકડીને ચંદ્ર હસતો હતો અને અમે એના એ હાસ્યનું આકંઠ અથવા આનેત્ર પાન કરતા હતા.

આગળ ચાલતાં દરેક તાડનાં પાંદડાં પાછળ ચંદ્રને ઊભો કરી અમે નિહાળ્યો પણ પેલી શોભા ન આવે. ફક્ત એક નાળિયેરીએ પોતાનાં પાંદડાંના ઉઝરડા ચંદ્રના ગાલ ઉપર ખેંચી બતાવ્યા એની મજા પડી. જ્યારે અમારી ને ચંદ્રની વચ્ચે સરુનું પાતળું ઉપવન આવ્યું ત્યારે થયું કે, જાણે મોટો આગિયો જંગલમાં લપાતો લપાતો ઊડે છે.

ચંદ્રપ્રકાશ તળે સમુદ્રવેલાની રેતી ચાંદી જેવી ચળકતી હતી. અને એક કોયલ અંધારું થયાં છતાં ટહુક્યા જ કરતી હતી!

**બોરડી, ૧૮–૪–’૨૭**

## ૯. સંધ્યાપ્રાચી

સૂર્યાસ્ત અને સાગર બન્ને પશ્ચિમ તરફ હોવાથી એ બાજુએ જ ધ્યાન જાય છે. પૂર્વ પાસે અખૂટ ધીરજ હોવાથી પોતાના તરફ દુર્લક્ષ થયું છે, પોતાની અવગણના થઈ છે, એવા ખ્યાલથી એ ખંડિતા નથી થતી. એ ‘સ્વાત્મનિ તુષ્ટ’ હોય છે. પશ્ચિમને બધાનું અનુરંજન કરી બધા તરફથી આરાધના મેળવવાની ઈચ્છા હોય છે એટલે દરજ્જે એ પરાવલંબી. સંપૂર્ણ વિશ્વને આનંદિત કરતાં છતાં એનો આનંદ પારકાના હાથમાં જ રહેલો હોય છે. એને ચાહનાર હંમેશ કોઈ ને કોઈ મળતું હોવાથી પોતાની આશ્રિત દશા એના ધ્યાનમાં નથી આવતી. જો એને એ સ્થિતિનું ભાન થાય તો એ ઝૂરીને સુકાઈ જાય. ખરી વાત એ છે કે આશ્રિત દશા કોઈને એટલી સાલતી નથી પણ એનું ભાન સાલે છે. પશ્ચિમને થાય છે કે પોતે તાપતખ્ત દુનિયાને આનંદ આપનાર રાણી છે. જે દિવસે એને જણાશે કે પોતે આરાધનાની તરસી ભિખારણ છે તે દિવસે એનો ઉલ્લાસ વિલીન થશે, અને કાં તો એ સાવ સુકાઈ જશે અથવા ગંભીરતા ધારણ કરશે.

સંધ્યા વિશે જો પૂર્વ દિશાના મનમાં મત્સર હોત તો એના મોઢા પર લીલાશ છાઈ જાત પણ તેમ નથી બનતું. સંધ્યા સમયે પણ એની મુખમુદ્રા પર મુદિતાની લાલાશ જ પ્રગટ થાય છે.

ત્રણ દિવસ પહેલાં સહેજે પૂર્વ તરફ જોતાં વસંતકાળને શોભે એવો ઉજ્જ્વળ જાંબુડો રંગ ખીલેલો દેખાયો. કેટલાંય વર્ષો થયાં અનેક ક્ષેત્રોમાં ઉભય સંધ્યાનું ઉપસ્થાન શ્રદ્ધાપૂર્વક કરતો આવ્યો છું, પણ આટલી સાત્ત્વિક પ્રસન્નતા આ પહેલાં

ક્યાંય જોઈ હોય એવું યાદ નથી આવતું. જેમ જોઉં તેમ રંગ વધતો જાય. ઊંડાણ વધે પણ પ્રસન્નતા ઓછી ન થાય. એનું કારણ પાછળથી સમજાયું. પૂર્ણિમાનો પ્રફુલ્લ ચંદ્ર ટેકરી છોડીને આકાશમાં પહોંચ્યો હતો. એના કાંચનવર્ણને લીધે જાંબુડા રંગને રાજવૈભવ મળ્યો હતો.

બોરડી, ૧૯–૪–'૨૭

## ૭. રેતીમાં ઘાસ

સવારે પશ્ચિમ તરફ લાંબી લીટી જેવાં વાદળાં ભેગાં થયાં હતાં તેથી આખી સમુદ્રવેલા, ઓટને લીધે ખસી જતાં મોજાં અને પશ્ચિમ તરફનું આકાશ બધું એકરૂપ થયું હતું. આમાં કઈ રેષા ક્ષિતિજની ગણાય એ નક્કી કરવું લગભગ અશક્ય હતું. એકબે કલાક પછી જ્યારે વાદળાં કંઈક ઓછાં થયાં અને મોજાં ક્ષિતિજ સુધી જઈ પહોંચ્યાં અને ત્યાં ફૂટી ફૂટી દાંત કાઢવા લાગ્યાં ત્યારે જમીન-આસમાન વચ્ચેનો ભેદ કંઈક સ્પષ્ટ થયો.

રેતીના પટમાં જ્યાં ત્રણચાર દિવસથી ખરબચડાં મોજાંને લીધે નાના નાના ખાડા થયા છે ત્યાં આજે ચાર ચાર આંગળ લીલું ઘાસ ઊગેલું જોયું. કસ્તૂરી રંગના પટમાં ફીકું લીલું પણ તાજું ઘાસ દૂરથી વિશેષ આકર્ષક લાગતું. આ ઘાસનું બીજ અહીં ક્યાંથી આવ્યું? સહરાના રણમાં જેમ ઝાડના ઝૂમખાનું રણોદ્યાન (oasis) શોભે તેમ આ ઘાસનો ક્યારો શોભતો હતો. આટલા જ ભાગમાં ઘાસનાં બીજ શી રીતે આવી ઊગ્યાં હશે? ખારા પાણીમાં એ કેમ જીવતું હશે? અહીંની જ માટી કંઈ વિશેષ જાતની હશે? આ ઘાસ અહીં કેટલા દિવસ સુધી ટકશે? મોટી ભરતી સાથે એનું ઉન્મૂલન થશે કે ધીમે ધીમે અંગ્રેજી રાજ્યની પેઠે આ ક્ષુદ્ર તૃણ પોતાનાં મૂળિયાં જમાવી અહીં એક બેટ ઉત્પન્ન કરશે?

બોરડી, ૨૦–૪–'૨૭

## ૮. कथं न ज्ञेयं अस्माभिः !

અહીં આવ્યો ત્યારે સમુદ્રની ભવ્યતા અને એના શંખલાની સુંદરતા જોઈ ખૂબ આનંદ થયો. બન્ને પોતપોતાના એ ગુણોથી ઈશ્વરનું સ્મરણ કરાવતા હતા. મારી અંદરનો ભૌતિકશાસ્ત્રી વિરામ પામ્યો હતો અને ભક્ત ઊંઘમાંથી ઊઠવા માંડયો હતો. એ કહે—સંગ્રહ-બુદ્ધિ શા કામની? તારે ક્યાં પ્રયોગ કરવા છે કે ગુણધર્મના જ્ઞાનમાં ઉમેરો કરવો છે? પરમાત્માનું વિસ્મરણ થાય એ જ્ઞાન લઈને તું શું કરીશ? જેમ 'कामी स्वतां पश्यति' તેમ ભક્તે તો દરેક વસ્તુમાં ઈશ્વરને જ જોવો જોઈએ. ઈટલીમાં જેમ એક વખતે બધા રસ્તાઓ રાજધાની રોમ તરફ જ

જતા તેમ આપણું તમામ જ્ઞાન અને આપણું દરેક કર્મ ઈશ્વર તરફ લઈ જનારું જ હોવું જોઈએ.

પણ એક દિવસે પંડિતજી આવ્યા. તેઓ શંખલા વીણવા લાગ્યા. હું તો હંમેશનો છાત્રદેવ રહ્યો. મને પણ થયું કે આશ્રમના વિદ્યાર્થીઓ માટે ચાલો આપણે પણ થોડાક શંખલાઓ વીણીએ. માયા પ્રવેશ કરે છે ત્યારે પરોપકારનું રૂપ ધારણ કરીને જ આપણી આગળ ઊભી થાય છે. માયા જો માયાવી ન હોય તો બીજું કોણ હોઈ શકે? માયાની શરૂઆત હંમેશ મીઠી હોય છે. પણ એનાં પરિણામ માઠાં આવે છે. માયાની શરૂઆત નંદનવન જેવી હોય છે. એનું અવભૃથ સ્નાન નરક-કુંડમાં હોય છે.

શંખલા વીણવાનો છંદ વધ્યો. લાંબા બોરના આકારના કોડી જેવા ચળકતા અને મજાની ભાતના શંખલા તો કોણ જાણે ક્યાંથી કિનારા પર ઊભરાવા જ લાગ્યા. આની તો સુંદર માળા થાય, ચિત્રો મઢાવવાનું ચોકઠું થાય. ચાલો ખૂબ વીણીએ. શંખલા વીણતો જાઉં અને શાળાના છોકરાઓ કેવા રાજી થશે એવા વિચાર કરતો જાઉં. કેટલાક મોટા, કેટલાક નાના, કેટલાક બહુ જ નાના. નાનાથી શરૂ કરી મોટા સુધી જઈ ત્યાંથી ધીરે ધીરે આકાર નાનો કરતાં ફરી નાના સુધી પહોંચીએ તો એવી માળા શેષાકૃતિ થશે. પહેલો અર્ધ તે વર્ધમાન શુક્લપક્ષ, બીજો અર્ધ તે ક્ષીયમાન કૃષ્ણપક્ષ, એવી માળા કેવી શોભશે? શંખલા જમીન પર ગોઠવી એ આકૃતિનો આનંદ પણ લીધો. કિંમતમાં ભલે નજીવી હોય પણ શોભામાં એ મોતીના હાર કરતાં ઊતરતી ન જ ગણાય.

ગઈ કાલે સવારે તરવડના વનમાં શંખલાને ઘેર-એમને મળવા ગયો. શિંગડા-વાળો અને લાખિયા રંગનો એક સાધારણ મોટો શંખ ત્યાં પડયો હતો. એનાં શિંગડાં તો જાણે બ્રહ્મદેશની કારીગરી. અંદર જીવડો નહોતો. એના પેટમાં ડોકિયું પણ મેં કરી જોયું ને પછી એને ગંગાબહેનના હાથમાં સોંપી દીધો. આગલે દિવસે એવો શંખ મળ્યો હતો તેની સાથે આની જોડી થશે એવો વિચાર પણ મનમાં આવ્યો. થોડા જ વખતમાં ગંગાબહેને કહ્યું, આમાં તો જીવડો છે. જુઓ, એના પગ કેવા બહાર આવે છે! જોઉં તો સાચે જ એના પગ દેખાતા હતા. મેં પહેલાં જોયેલું ત્યારે અંદરનું જીવડું મારી ઝેરી નજર ચૂકવવા પોતાનો સંકોચ કરી સાવ અંદર ભરાઈ ગયું હતું. એને શું લાગ્યું હશે કે ચાંચ વતી હું એને ખાઈ જઈશ? બગલાની કુદરતી ભૂખ કરતાં માણસની કળાદૃષ્ટિ વધારે આંધળી ને ક્રૂર હોય છે.

મેં એ શંખલો હતો ત્યાં પાછો મૂકી દીધો. જમીન પર મૂકતાં આખા શરીરમાં એક ક્ષણને માટે ધ્રૂજારી આવી ગઈ. ઘણી વાર એકાદ આફતમાંથી બચીએ છીએ ત્યારે આખા શરીરમાં 'હાશ છૂટયા'ની એક કંપારી ચમકી જાય છે. પાછા ફરતાં મનમાં વિચાર આવ્યો, અત્યાર સુધી જેટલા શંખલા મેં ખાલી સમજીને વિગત-કીટ ધારીને વીણ્યા છે તે શું સાચે જ ત્યજાયેલાં ઘરો હશે, કે અંદર જીવડાં હોવા છતાં મેં એમને આણ્યા છે? મનની ખાતરી ન થઈ. ઘણાખરા શંખલા તો રેતીથી પુરાયેલા

જ જોઈને મેં લીધા છે, પણ કેટલાક તો ખાલી સમજીને પણ વીણેલા. બસ, હવે પછી એકે શંખલો વીણવો નથી. શંખલા વીણવાની દુર્બુદ્ધિ મને ક્યાંથી સૂઝી? પેલી કોળીની સ્ત્રીઓ કાદવમાંથી છીપો વીણી કાઢે છે અને તેને ઉકાળી અંદરનું માંસ ખાય છે તેમના પ્રત્યે મને તિરસ્કાર છૂટતો નથી. 'જીવો જીવસ્ય જીવનમ્' એ કુદરતનો ન્યાય છે. અહિંસા, દયા એ આત્માનો ધર્મ છે. એનો વિકાસ હજી થવાનો છે. જેમ બાળક ઉપર આપણે નથી ચિડાતા, તેમને સમજાવવાના પ્રયત્ન કરીએ છીએ તેમ માંસાહારી કે મત્સ્યાહારી પ્રત્યે પણ આપણે ચિડાવું ન જોઈએ. માછલાંની મૃત્યુની બીક અને બગલાની ભૂખ બન્ને પ્રત્યે આપણો તટસ્થ સમભાવ હોવો જોઈએ. પણ એમાંથી પ્રાણીના દુ:ખ પ્રત્યે બેદરકારી ન જ પેદા થવી જોઈએ.

ભૂખને લીધે કોઈ હિંસા કરતું હોય તો તે સમજાય એવી વસ્તુ છે. પણ વિનોદ ખાતર કે સૌંદર્યના આસ્વાદ ખાતર જીવો વિશે બેદરકાર થવું, કળાને નામે નીતિધર્મને ગૂંગળાવી મારવો એ અધમતા છે. કળા તો યોગીની હોય; ભોગીની નહીં.

મનમાં નિશ્ચય કર્યો કે શંખલાનું હવે નામ ન લેવું પણ તરત જ વિચાર આવ્યો કે આમ બીજે છેડે જવાની જરૂર નથી. જે શંખલાને જ્યાં ત્યાં કાણાં પડયાં છે અથવા જે રેતીથી ભરાઈ ગયો છે, અથવા લાંબા વખત સુધી સૂકી રેતીમાં દટાઈ ગયો છે, એવા શંખલા સુંદર હોય તો જરૂર નારાયણ મલકાનીને મોકલી શકીએ. લાગણીની ઉત્કટતા યોગ્ય છે પણ એનો આંધળો અતિરેક સારો નથી. હા, એટલું ખરું; ભૂલ થતી લાગતી હોય અથવા સંશય હોય ત્યાં ધર્મ્ય લાગણી તરફ ઢળી પડવું એ વધારે સારું.

એક વિચાર મનમાં આવ્યો કે આપણે હવે નિવૃત્તામાર્ગી પીઢ માણસ થયા. શંખલા વીણવાનું છોડી જ દઈએ તો? જેમને એ જાતનો ઉત્સાહ છે તેવા યુવાનો ભલે એ પ્રવૃત્તિ આદરે. પણ એ પણ બરાબર નથી. વીણવામાં આપણે જેટલી ધર્મબુદ્ધિ વાપરી શકીએ તેટલી ઉત્સાહી યુવાનો ન વાપરે, એટલે જે કામ જે માણસ અત્યંત યોગ્ય રીતે કરી શકે એણે જ એ કરવું જોઈએ. લોકસંગ્રહનો અર્થ કંઈક એવો જ નહીં હોય? પણ આપણે પોતાને અધિકારી બનાવી શંખલા વીણવાની જવાબદારી માથે લીધી એટલે શું બીજા પોતાને અનધિકારી સમજી વીણવાનું છોડી દેવાના હતા?

ઉત્તમચંદની વાત જુદી છે. તેઓ જૈન છે, સાવચેતીની પરાકાષ્ઠા કરવા બંધાયેલા છે.

બોરડી, ૨૩–૪–'૨૭

# ૯. ઉદ્‌વરણની પ્રજા

બે દિવસ થયાં સમુદ્રને કાંઠે વિચિત્ર માછલાંનાં શબ આવી પડેલાં હોય છે. સરેસ અથવા વાસી લાહી જેવાં લબલબ એમનાં શરીર, મોટા પંતરાળા કરતાં પણ મોટાં; જાણે કાચબાની ઢાલ. બરફની કોથળી જેવા શરીરવાળા આ પ્રાણીને અવયવો તો હોતા જ નથી. બસ એને એક પેટ હોય છે. એના શરીર પર પંચકોણી કે સપ્તકોણી પાંદડીઓ જાણે દબાવીને ઉઠાવેલી હોય એવી દેખાય છે. એને જોતાં-વેંત સૂગ ચડે. મરી ગયા પછી જ ભરતી સાથે આ શબો કિનારા પર આવીને પડે છે. બે દિવસમાં મેં આવાં આઠદસ જોયાં. લોકો કહે છે કે પાણીમાં એના શરીર સાથે સ્પર્શ થાય એટલે બેહદ ખંજવાળ થાય છે. આ પ્રાણીઓ સમુદ્ર તળે કેવું જીવન ગાળતાં હશે! એમને પણ આનંદ, દુઃખ, ભીતિ, થાક, ઉત્સાહ બધું હોતું હશે. પોતાનો ખોરાક જોઈને એને કેટલો રસ છૂટતો હશે! ઇંદ્રિયશૂન્ય એ પ્રાણી ખોરાક જુએ શી રીતે? એ તો ફક્ત ખોરાક અનુભવે. પણ એને આંખો ન જ હોય એમ કેમ કહેવાય? અંગ્રેજીમાં જેને 'હાયડ્રોઝુવા' કહે છે એ જાતિનાં આ પ્રાણી હોવાં જોઈએ. 'જેલી ફિશ' એ નામ તો એને માટે અન્વર્થક જ છે. પ્રથમ મેં માન્યું કે આ 'મેડુસા' હશે પણ મેં મેડુસાનાં જેટલાં ચિત્રો જોયાં છે તે બધાંને ખોરાક પકડવાની આંગળીઓ હોય છે. આ જાનવરને આંગળી તો હતી જ નહીં. કાં તો એને નહીં જ હોય અથવા કોવાઈને પડી ગઈ હશે. કેટલાંક શબોનો આકાર આકૃતિશૂન્ય હતો. એમાં જીભ જેવા કે આંચળ જેવા કેટલાક ભાગ દેખાતા પણ એ પ્રાણી રેતીમાં દબાયેલું હોવાથી એનું ઝાઝું નિરીક્ષણ કરવાનું મન ન થયું.

આપણા પૂર્વજોએ જ્યારે ચોર્યાશીલક્ષ યોનિની ગણતરી કરી ત્યારે દરિયાની ઓલાદની પૂરતી ગણતરી નહીં કરી હોય. જ્યારથી મદ્રાસની જળચરી(Acquarium)-માં જાતજાતનાં સુંદર અને વિચિત્ર માછલાં જોયાં ત્યારથી ખાતરી થઈ કે વાતા-વરણ કરતાં ઉદાવરણની પ્રજા સંખ્યામાં અને વિવિધતામાં વધારે છે જ. અને તે કેમ ન હોય? જમીન કરતાં પાણી ચારગણું વધારે છે ને? જેનું નામ જ જીવન તેમાં જીવનસૃષ્ટિ ફાલે જ. પણ આપણે તો હવા પર જીવનારા રહ્યા. હવાઈકિલ્લા જેટલા બાંધીએ તેટલા ઓછા.

બોરડી, ૨૯–૪–'૨૭

# ૧૦. પગલાંની લિપિ

ઈશ્વરે માણસને દૃષ્ટિ આગળ રાખી છે, પાછળ નથી રાખી, તેથી માણસ આગળ જોઈ શકે છે પણ પોતાનાં કર્મોનાં પરિણામ પાછળ કેવાં થાય છે એ તરફ એનું ધ્યાન નથી રહેતું. માણસે કરેલી મોટરમાં પણ આગળ અજવાળું અને પાછળ ગંધાતો ધુમાડો હોય છે. આમ હોવા છતાં કુદરતે માણસ પાછળ એનાં પગલાં પાડી રાખવાની વ્યવસ્થા કરેલી છે જ. અંગ્રેજીમાં કહેવત છે કે ખૂનની વાત છાની રહી શકતી નથી. પણ એ નિયમ તો દુનિયાની દરેક વસ્તુને લાગુ પડે છે. કુદરતના પેટમાં કશું માતું જ નથી. એ કહી દે છે. આઠદસ હજાર વર્ષ પછી પણ કહ્યા વગર એનાથી રહેવાતું નથી. સમુદ્રના ઉદરમાં કેવા શંખલા હોય છે એ બહારની દુનિયાને બતાવ્યા વગર મોજાંઓથી રહેવાતું જ નથી. હજારો વરસ પહેલાંનાં પ્રાણી, તુચ્છ ગણાતાં પ્રાણી, કેવાં હતાં એનો ઈતિહાસ પૃથ્વીના પેટમાં પથરાનાં કે કોલસાનાં પડ વચ્ચે સાચવેલો જડે છે. જેટલી ઘટનાઓ કુદરતમાં થાય છે તે બધી કુદરત ક્યાંક ને ક્યાંક નોંધી રાખે છે અને ઉપર લખે છે દા. પોતે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, તારા, પશુપક્ષી, ઝાડપાન, પહાડો અને નદીઓ, શહેરો ને ગામડાંઓ, નદીના પટ ને સમુદ્રનાં તળિયાં દરેક જણ પોતાનો ઈતિહાસ બોલે છે. અને માણસ? માણસ દંભી છે, ઠગ છે, કળાબાજ છે, ડોળ કરવાની એની શક્તિ અસાધારણ છે. છતાં એ પણ પોતાનો ઈતિહાસ ઉઘાડો પાડયા વિના રહેતો નથી. માથા પરના વાળ, કપાળ પરની કરચલીઓ, ગાલ પરના ખીલ અને આંખ પરની કાળાશ, સુકાઈ ગયેલા હોઠ અને ચંચળ કે જડ આંખ, ખસી ગયેલાં દાંત તળેનાં અવાળુ ને ફાટી ગયેલો અવાજ, દરેક વસ્તુ જીવનનો ઈતિહાસ જાહેર કરે છે. જે સમજી શકે તે સમજી શકે છે. માણસની ભાષા અને એનું લખાણ, અક્ષરનો આકાર અને લીટીઓનો ચડાવ કે ઢોળાવ, દરેકમાંથી એનો સ્વભાવ સ્પષ્ટ થાય છે. માણસ જ્યારે ગાફેલ હોય છે ત્યારે એનો રૂઢ સ્વભાવ જાગ્રત હોય છે. માણસ ઈરાદાપૂર્વક બોલે છે ત્યારે એનો અનુભવ અને એના સંસ્કારો બોલે છે. પણ જ્યારે એનાથી બોલાઈ જાય છે, ત્યારે એની જિંદગીની મૂડી ઉઘાડી પડે છે. માણસ આગળ ચાલે છે, એનાં પગલાં પાછળ પડે છે. સમુદ્રકિનારે મોજાંઓ પોતાનો ઈતિહાસ રેતીમાં લખી રાખે છે. થોડીક ટેવ પછી પવન કેમ વાતો હતો અથવા આજે કઈ તિથિની ભરતી હતી એ રેતીનાં મોજાં પરથી માણસ જો વરતી શકે તો તેમાં નવાઈ નથી.

રેતીના પટ પર લોકોનાં પગલાં પડેલાં તપાસવાનો મને છંદ લાગ્યો છે. કેટલાક વરણાગી લોકો, પોતાના પોશાકની અને પોતાના રુઆબની આસપાસના

લોકો પર કેવી છાપ પડે છે એ તીરછી આંખે ચુપચાપ જોઈ લે છે. છાપ બરાબર પડવા માટે બિચારા કેટલી કૃત્રિમતા કેળવે છે. પણ એ બાપડાને ખબર નથી હોતી કે એમનો સાચો સ્વભાવ કેવો છે, એ સંસ્કારી છે કે અસંસ્કારી છે એની છાપ એમના પગ રેતી પર પાડી બતાવે છે. ઈમાનદાર મજૂરોના પગ જુદી રીતે પડે છે અને આળસુ ઉજળિયાત લોકોના પગ જુદા પડે છે એ એમના અંગૂઠા પરથી તપાસી લેજો. જેને ખૂબ ચાલવાની ટેવ છે, એની એડીઓ જુદી દેખાય છે, અને જેઓ ચાલવાનો ડોળ જ કરે છે તેમની એડી જુદી હોય છે. ફેશનેબલ સ્ત્રીપુરુષો અને છોકરાછોકરીઓ ચાલ્યાં ગયાં હોય તો એમનાં પગલાં પણ એમના બધા ચાળાની ચાડી ખાય છે. પોતાનું નારીપણું સમાજ પર વધારે ઠસાવવા માટે ઝીણી પાતળી એડીવાળા બૂટ તેઓ પહેરે છે તેથી તો ઘણું સહેલું થાય છે. ડોસાઓની લાકડી એક રીતે બોલે છે, જ્યારે રમતિયાળ છોકરાઓની લાકડીની છાપ જુદી હોય છે.

આજે દૂર સુધી ફરીને પાછા આવતાં 'હાયપરબોલા' (hyperbola)ના આકારની નિશાનીઓ દૂર સુધી મેં જોઈ. શાની હશે એની કેમે કરીને કલ્પના ન થાય. ઘડીકમાં લંબવર્તુળ થાય, ઘડીકમાં કંઈક અણીદાર થાય, પણ એનો વાંક અત્યંત સ્વાભાવિક અને એ છાપ સરખે આંતરે પડતી હતી. આ છાપ શાથી પડી હશે? મેં મારી લાકડી વતી એવી છાપો પાડવાનો ખૂબ પ્રયત્ન કર્યો. પણ પેલી છાપ જેમ સમભદ્ર હતી તેવી મારી ન આવે. ક્યાંક ને ક્યાંક અજજુવર્ડું કે વેલાંટી જેવો ઝુકાવ આવે. હું ફરી વિચાર કરવા લાગ્યો અને તપાસવા લાગ્યો. જોયું તો દરેક વક્ર છાપ વચ્ચે બૂટની નિશાની પડેલી. એકબે ઠેકાણે એ લીટી ઉપર જ બૂટની છાપ પડીને તેટલી લીટી ભૂંસાઈ ગયેલી. લીટીનો વક્ર કોણ જ્યાં વિશાળ હોય, ત્યાં લીટી જાડી થતી અને જ્યાં લઘુ હોય ત્યાં પાતળી થતી. બૂટની છાપ તપાસતાં ખાતરી થઈ, કે એ પગ નાના બાળકનો છે અને ઘણે ભાગે એ છોકરીનો હોવો જોઈએ. એની એડી અણિયાળી ન હતી પણ ચાલવાની ઢબ જ બતાવતી હતી કે લેડી શૂથી ચાલવાનું અનુકરણ કરવાનો એમાં પ્રયત્ન છે. આનો અને પેલી લીટીનો સંબંધ હોવો જ જોઈએ. એટલામાં ધ્યાનમાં આવ્યું કે બૂટ પરથી બાળકીની ઉંમરની જેટલી કલ્પના કરીએ એના પ્રમાણમાં કદમ દૂર દૂર પડ્યાં છે. આટલો મસાલો ભેગો થયો અને તરત જ એમાંથી અનુમાન સળગી ઊઠ્યું કે છોકરી સ્કિપિંગ રોપ લઈને રમતી હોવી જોઈએ. દોરીના બે છેડા હાથમાં પકડી માથા પરથી પગ સુધી દોરીનું ચક્કર ચલાવતી ચલાવતી એ ચાલતી હોવી જોઈએ.

*　　　*　　　*

પરમ દિવસે એક ઠેકાણે એક મોટું લાકડું પડેલું હતું અને એની આસપાસ કૂતરાનાં પગલાં પડ્યાં હતાં. નિહાળીને જોતાં ખાતરી થઈ કે કૂતરાં બે હોવાં જોઈએ. એકના નખ ટૂંકા હતા, બીજાના જરા લાંબા હતા. જેના નખ ટૂંકા હતા

એના પગ તળેના તળિયાના ડાઘા ચપટા હતા એટલે એ કૂતરું નાનું હોવું જોઈએ. હાડકા માટે બંને દોડતાં આવ્યાં હશે, જરાક લડયાં હશે અને સમુદ્રનાં માછલાં-ઓએ હાડકા પર કરડવા જેવું કશું રાખ્યું નથી એનો અનુભવ થયા પછી નકામા લડયાનો પશ્ચાત્તાપ કરી મિત્ર થઈને પાછાં ગયાં હશે.

ગઈ કાલે સવારે એક ગાય અને વાછરડીનાં પગલાં રેતીમાં પડયાં હતાં. વાછરડી ગાયની પાછળ પાછળ ચાલતી હશે એ અનુમાન તો સહેજે થાય છે, પણ પગલાં બતાવતાં હતાં કે ગાય સીધી ચાલતી હતી જ્યારે વાછરડી ઘડીકમાં જમણી બાજુ ચાલે અને ઘડીકમાં ડાબી બાજુ ચાલે. આમ કેમ હશે? કલ્પના બાંધી કે ચાલતાં ચાલતાં ધાવી શકાય તો ધાવી લેવું એવો મનસૂબો વાછરડીએ કર્યો હોવો જોઈએ.

માણસનાં પગલાંમાં એક મોટો ભેદ દેખાય છે. કેટલાકનો શરીરનો આખો ભાગ પગની અંદરની બાજુ પડે છે, કેટલાકનો બહારની બાજુ. એનું કારણ હજી શોધી શકયો નથી. જોકે શક જાય છે કે કદાવર લોકોનો ભાર અંદર પડતો હશે અને ઠીંગણા લોકોનો ભાર બહારની બાજુ. અત્યારે તો એ ખાલી કલ્પના છે. રેતીના પટને લીધે ઘણા લોકોને તપાસવાની તક મળી છે. કંઈ પણ નિયમો ધીરે ધીરે બાંધી શકાશે ખરા. કેટલાક લોકો અમુક દૂર સુધી ફરવા જઈ પાછા ફરે છે. એ વખતે પાછા ફરવાનો નિશ્ચય તરત કર્યો છે કે થોડોક વખત અનિશ્ચિત દશામાં રહી પછી નિશ્ચય કર્યો છે એ પણ પગલાં બતાવી દે છે. એકલા એકલા ફરનારા લોકો ઘણે ભાગે જેવા ગયા તેવા જ પાછા ફરે છે. આ નિયમ સાર્વત્રિક નથી. પણ જેઓ ફરતી વખતે મનમાં વિચાર કરતા જાય છે, અંતર્મુખ હોય છે તેમને માટે આ નિયમ હોવો જોઈએ. મોટું ટોળું હોય તો સીધું નથી ચાલતું. શંખલાની હારમાં જેઓ ચાલે છે તેઓ ઠેકાણે ઠેકાણે થોભેલા દેખાય છે. મારાં પોતાનાં જ પગલાં પાછા વળતાં તપાસી કેટલાંય અનુમાનો બાંધી શકયો છું અને કોઈક વાર મારી પેઠે પગલાંનું નિરીક્ષણ કરનાર કોઈ પાગલ મારી પાછળ આવે અને કંઈક અનુમાન બાંધે તો એને ભુલાવામાં નાખવા માટે નિયમવિરુદ્ધ પણ થોડોક ચાલ્યો છું. પગીઓએ અને ચોરોએ આવી રીતે પોતાનું શાસ્ત્ર નક્કી કરેલું હોવું જોઈએ. વચમાં મનમાં વિચાર આવ્યો કે જોડા કે ચંપલ ઊંધા પહેરીને એટલે કે આંગળી તરફ એડી કરીને ચાલવાનો પ્રયત્ન જો થઈ શકે તો પગેરું કાઢનારની દિશાભૂલ કરી શકાય કે નહીં? પ્રયોગ કર્યા વગર એ કહી ન શકાય. પગના પડતા ખૂણા ઉપરથી એ યુક્તિ પણ વરતી શકાય એમ લાગે છે.

કુદરત આખી પોતાના હસ્તાક્ષર જ્યાં ત્યાં નોંધી રાખે છે. માણસનાં પગલાં એની પાછળ રહી જાય છે. દરેક માણસનો સ્વભાવ એના વંશજોમાં અને એના સમાજમાં કાયમનો નોંધાયેલો હોય છે. માણસ છાનું કે જાહેર જે કંઈ કરે છે તેની અસર આખા સમાજ પર થાય છે. આખું વિશ્વ સંકળાયેલું છે.

ત્યારે આકાશના તારાઓ એ કોનાં પગલાં હશે? એ કોનો ઈતિહાસ હશે? કવિઓ કહેશે કે એ પરમાત્માનાં છે. પણ તેમ ન માની શકાય કેમ કે:

दिवि सूर्य-सहस्रस्य भवेत् युगपद् उत्थिता।
यदि भाः सदृशी सा स्याद् भासस् तस्य महात्मनः॥

૩–૫–'૨૮

## ૧૧. સાર્વભૌમ ભરતીઓટ

દરેક મોજું કિનારા સુધી આવે છે અને પાછું જાય છે. આ એક જાતની ભરતી અને ઓટ જ છે. તે ક્ષણજીવી છે. મોટી ભરતીઓટ બાર બાર કલાકે આવે છે. એ પણ એક જાતનું મોટું મોજું જ ગણાય. બાર કલાકની ભરતીઓટ જેનું મોજું છે એવી ભરતીઓટ તે કઈ? અખાત્રીજની ભરતી જો વરસની સૌથી મોટી ભરતી તો સૌથી મોળી ભરતી ક્યારે આવે છે?

આપણે શ્વાસ લઈએ છીએ અને છોડીએ છીએ એ પણ એક જાતની ભરતીઓટ જ છે. હૃદયના ધબકારા થાય છે અને એની સાથે લોહી આખા શરીરમાં ફરી વળે છે એ પણ એક જાતની ભરતીઓટ જ છે. બાલ્યકાળ, જુવાની અને ઘડપણ એ પણ મોટી ભરતીઓટ છે. આવી રીતે ભરતીઓટનો ક્રમ વિશાળનો વિશાળતર થઈ આખા વિશ્વને પહોંચી શકે છે. જ્યાં ત્યાં ભરતીઓટ જ છે. રાષ્ટ્રોને ભરતીઓટ થાય છે. સંસ્કૃતિઓને ભરતીઓટ થાય છે. ધાર્મિકતામાં પણ ભરતીઓટ હોય છે. દરેક ઓટ પછી ભરતીને પ્રેરણા આપનાર તે આપણા રામચંદ્ર ને કૃષ્ણચંદ્ર જેવા અવતારી પુરુષો. સમુદ્રની ભરતીઓટને પ્રેરણા આપનાર ચંદ્ર ઉપરથી જ શું રામ અને કૃષ્ણને ચંદ્રની ઉપમા આપી હશે? બંનેનું દર્શન આહ્‌લાદક હતું એ ઉપરથી એમને ચંદ્રની ઉપમા મળેલી એમ કવિઓ કહે છે. અને કવિઓ કહે છે તે સાચું હોવું જ જોઈએ. પણ આમ પણ કેમ ન હોય કે ધર્મની ઓટ અટકાવનાર અને નવી ભરતીને ગતિ દેનાર એ બંને ધર્મચંદ્ર હતા એ ઉપરથી જ એમને ચંદ્રની ઉપમા આપી હશે? એ કારણ અત્યાર સુધી ભલે અપાયું ન હોય પણ આજથી તો ધર્મસાગરના ચંદ્ર તરીકે જ એમનું નામ રામચંદ્ર અને કૃષ્ણચંદ્ર પડ્યું છે એમ આપણે તો માનવાના.'

જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ કરી શકે તે 'અઘટિત-ઘટના-પટીયસી' એવી ઈશ્વરની માયા કહેવાય છે. એ માયાનું અહીં આપણને રોજ દર્શન થાય છે; તોય આપણે કેમ ભક્તિનમ્ર થતા નથી? અદ્‌ભુત વસ્તુ રોજની થઈ એટલે શું એ નિઃસાર થઈ? મારા જીવનમાં ત્રણ વસ્તુઓએ પોતાના ગાંભીર્યથી અંતરમાં વધારે અસર કરી છે: હિમાલયના ઉત્તુંગ પહાડો, કૃષ્ણરાત્રિનું રત્નજડિત ઊંડું આકાશ, અને [illegible] મહાર્ણવ. ત્રણ હજાર વર્ષ પહેલાં

અથવા બે હજાર વર્ષ પહેલાં હશે (હજારનો અહીં હિસાબ નથી) બુદ્ધ ભગવાનના ભિક્ષુઓ તથાગતનો સંદેશો દેશદેશાન્તર પહોંચાડી આ જ સમુદ્રકિનારે આવ્યા હશે. સોપારાથી માંડીને કાન્હેરી સુધી, ત્યાંથી ઘારાપુરી સુધી અને થાણા જિલ્લાના અને પૂના જિલ્લાની સરહદ પર આવેલા નાણાઘાટ, લેણ્યાદ્રિ, જુન્નર વગેરે સ્થાનો સુધી, કાર્લે અને ભાજેના પ્રાચીન પહાડો સુધી અને આ તરફ નાશિકની પાંડવગુફાઓ સુધી શાંતિસાગર જેવા બૌદ્ધ ભિક્ષુઓ વિહાર કરતા હશે તે વખતનો ભારતસમાજ જુદો હતો. તે વખતના સવાલો જુદા હતા. તે વખતની કાર્યપ્રણાલી જુદી હતી. પણ તે વખતનો સાગર તો આ ને આ જ. આવી જ રીતે ઘૂઘવતો હશે. હશે શું, હતો જ. અને 'દૃશ્યજાત બધું નશ્વર છે, કર્મ જ એક સાચું છે. જેનો સંયોગ છે તેનો વિયોગ થવાનો જ. જે સંયોગ-વિયોગથી પર થયા, તેમને માટે જ શાશ્વત નિર્વાણસુખ છે' એમ આજની પેઠે તે દિવસે પણ મહાસાગર બોલતો હતો. એ જમાનો બદલાયો. મહાસાગરનું નામ પણ બદલાયું. પણ એનો સંદેશો બદલાયો નથી. ભરતીઓટથી જે પર થાય તેને જ શાશ્વત શાંતિ મળવાની છે. તે જ બુદ્ધ છે. તે જ સુગત છે. એ ગયો એ ગયો. ભરતી પાછી આવશે. ઓટ પાછી આવશે. એ પાછો આવવાનો નથી. એ સુગત છે.

બોરડી, ૭-૫-'૨૭

## ૧૨. સહકારીઓ

વાદળાં અને સમુદ્ર બન્ને વિશાળ છે. બન્નેનો સહયોગ છે. એકબીજાને भावयन्तः તેઓ સનાતન યજ્ઞ ચલાવે છે. વાદળાંઓ વરસીને દુનિયાને પાણી આપે છે અને પાણીનાં મોજાંઓ તપ તપીને વાદળાંને પુષ્ટ કરે છે. છતાં દરેકનો સ્વભાવધર્મ જુદો તે જુદો જ. જો કોઈ વાદળાંને કહે કે સમુદ્ર જોડે સહકાર કરવા તમે સમુદ્રની અંદર આવી રહી જાઓ તો તે શું બનવાજોગ છે? તેથી શું દુનિયાને લાભ થશે? વાદળાંનું વાદળાપણું માત્ર મટી જશે અને સમુદ્રને કશો જ લાભ ન થાય. દરેક પોતાને ઠેકાણે જ યોગ્ય છે. પોતાનો સ્વભાવધર્મ સાચવીને જ બીજાને મદદ કરી શકે છે. વિવેક ખાતર એકબીજાનું થોડુંક અનુકરણ ભલે કરે. સમુદ્ર કોક કોક વખતે શાંત પડીને ભલે વાદળાંનું પ્રતિબિંબ દેખાડે અથવા તો ક્ષુબ્ધ થઈને ભલે વાદળાંનો રંગ ધારણ કરે અને વાદળાંઓ પણ ભલે કોઈક કોઈક વાર સમુદ્રનાં મોજાં જેવો આકાર બતાવે. પણ બન્ને જુદાં તે જુદાં જ. અને જુદાં છે માટે જ સહકાર કરી શકે છે. એકની પાસે છે તે બીજા પાસે નથી એવી સ્થિતિ હોય અને તેથી બન્નેને એકબીજાની જરૂર હોય ત્યારે જ પરસ્પર પોષક સહકાર થઈ શકે છે. કુદરતમાં સર્વત્ર એ જ નિયમ છે. માણસ સમજે તો મનુષ્યસમાજ માટે પણ એ જ નિયમ કરી શકે છે. પણ તેમ કર્યા પછી યુદ્ધો શી રીતે થાય?

બોરડી, ૮-૫-'૨૭

# ૧૩. પથારીની આસપાસ

[ એક પત્ર ]

ચાલુ વર્ષની શરૂઆતમાં જ હું ચિંચવડ આવી ગયો છું. ત્રણ સપ્તાહ પૂરાં થયાં; હજી જે સંસ્થાનો હું મહેમાન છું તે જોવા પણ ગયો નથી. પથારીમાં પડયો પડયો, ચોવીસે કલાક ચારે બાજુનાં બારીબારણાં ખુલ્લાં રાખી મહારાષ્ટ્રની — શ્રી સમર્થ રામદાસ સ્વામીના આનંદવનભુવનની — શુદ્ધ અને પવિત્ર હવા સેવું છું. અહીંના જ ચોખા, અહીંનો જ ઘઉંનો લોટ, વજ્ર જેવા કઠણ પથરામાંથી નીકળતું સાકર જેવું પાણી અને કાઠિયાવાડી 'તાંબુ'નું દૂધ, આટલા ખોરાક ઉપર મારું વજન સારી પેઠે વધતું જાય છે. બેશક, એમાં શામળભાઈની પ્રેમાળ સેવા અને ડાંગના જંગલના મધનો ફાળો તો છે જ.

છાપાં કે મારા કાગળો મને આપવામાં આવતાં નથી. આસપાસની હવામાંથી જેટલી મળે તેટલી જ માહિતીથી મારે સંતુષ્ટ રહેવું પડે છે. પણ આસપાસની હવા કાંઈ ઓછું નથી આણતી. પથારીમાં પડયો પડયો મારી સામે દૂર આકાશ સાથે વાતો કરતો સિંહગઢ હું જોઉં છું. ત્યાંથી પવન આવે એટલે તે ફરી ફરી તાનાજીની વીરકહાણી સંભળાવે છે. પેલી ઊંચી કરાડ જેના ઉપર થઈને તાનાજી સિંહગઢ ચડયો, પેલી નાનકડી તાનાજીની સમાધિ જેની આગળ ઊભા રહી શ્રી શિવાજી મહારાજે કેટલીયે વાર આંસુ ઢાળ્યાં હશે. અને રાજારામની સમાધિ! એ તો એક સ્વતંત્ર જ પ્રકરણ છે. દિલ્હીના શહેનશાહ ઔરંગઝેબે આ ખડતલ મરાઠાઓને જીતવા માટે ઓગણીસ વર્ષ ફાંફાં માર્યાં, અને તે પણ ક્યારે? શિવાજી અને સંભાજીના સ્વર્ગવાસ થયા પછી. દિલ્હીના ખજાનાનાં પૈસા અને બાદશાહી ફોજનું લોહી મહારાષ્ટ્રમાં ધોધબંધ રેડાયાં પણ એ બધું મહારાષ્ટ્રના સ્વાતંત્ર્યવૃક્ષને ખાતર તરીકે જ કામમાં આવ્યું. એ વખતનું મહારાષ્ટ્રનું શૌર્ય રાજારામને ચરણે ધરેલું હતું. મહારાષ્ટ્રના સ્વાતંત્ર્ય માટે રાજારામે જેટલાં કષ્ટ વેઠયાં છે, જેટલું ખમ્યું છે, તેટલું બીજા કોઈ પણ રાજાએ ખમ્યું નથી. રાજારામ તો તિતિક્ષા અને શ્રદ્ધાની મૂર્તિ હતા. આજે તેમનાં હાડકાં તાનાજીની નિધનભૂમિ પાસે જ આરામ લે છે.

અરે, પરમ દિવસે જ લોકમાન્યની વાણી એ સિંહગઢ ઉપર અમે સાંભળી હતી. 'પડોશી મુસલમાની રાષ્ટ્રોની મદદથી આપણે સ્વરાજ્ય મેળવી શકીશું એ ખ્યાલ ભૂલભરેલો છે. આપ મૂઆ વિના સ્વર્ગે નહીં જવાય. આપણે હિંદુસ્તાનના બધા લોકો એક થઈશું ત્યારે જ સ્વરાજ મળશે.' એ તે વખતે સાંભળેલી ટિળકવાણી હજી પણ પેલો દક્ષિણ તરફનો વાયુ સંભળાવે છે.

* *

અને દક્ષિણ તરફ કંઈ એકલો સિંહગઢ જ નથી. એ પેલો મહાકાય પ્રચંડગઢ પણ કહે છે: 'તારા પૂર્વજોના પરાક્રમનો હું પણ એક સાક્ષી અહીં ઊભો છું.' બંનેનું ધ્યાન ધરવા જાઉં તો પેલાં અદેખાં વાદળાં વચમાં આવીને પૂછે છે: 'અરે પામર પ્રાણી! ગુલામો વળી સિંહગઢ અને પ્રચંડગઢનાં ધ્યાન ધરતા હશે?' સાંજે કેસરિયો રંગ ધારણ કરી એ જ વાદળાં કહે છે: 'મહારાષ્ટ્રનું નિશાન ત્યાગ અને બલિદાન સૂચવતા ભગવા રંગનું હતું. એ રાષ્ટ્રીય સદ્‌ગુણ જ્યારે તારા અને તારા દેશભાઈઓના હૃદયમાં ફરી સ્થિર થશે ત્યારે જ સિંહગઢનાં દર્શન કરવાને તમે લાયક થશો. છે આજે એ ત્યાગ અને વૈરાગ્ય આજના મહારાષ્ટ્રીઓમાં? શ્રી સમર્થે અમથો એ રંગ પસંદ કર્યો નહોતો. મહારાષ્ટ્રની બુદ્ધિ અને મહારાષ્ટ્રનું સાહસ જ્યારે ત્યાગ અને વૈરાગ્યના ઝંડા તળે એકત્ર થશે ત્યારે જ સ્વરાજ્યના દિવસો મહારાષ્ટ્ર માણી શકશે.' આટલું કહી એ વાદળાંઓ બંને ગઢ ઉપર જઈ બેઠાં – જાણે મોટાં મોટાં ગરુડ પક્ષીઓ પોતાના પહાડી માળા ઉપર બેસી ઈંડાં સેવતાં ન હોય. હવે મારી દૃષ્ટિ આગળ શું રહ્યું? ખડકીનું રણક્ષેત્ર, અને ગણેશખિંડમાં આવેલો નામદાર ગવર્નરનો બંગલો. ઘડી પહેલાં જ સિંહગઢ જોયા પછી ગણેશખિંડના સ્મરણથી હૃદય ખિન્ન થઈ જાય છે. શું પ્રતિયોગી સહકારિતાની ભૂખડી દૃષ્ટિ એ સ્થાનનું જ ધ્યાન ધરે છે?

ઉદ્વિગ્ન દૃષ્ટિ જમણી તરફ ફેરવવાથી મોરયા ગોસાવીનું ચિંચવડ દેખાય છે. ચિંચવડ અહીંથી એક ગાઉ પણ નહીં હોય છતાં મારી વચ્ચે અને ચિંચવડ વચ્ચે વીસ વર્ષનું અંતર છે. ૧૯૦૫માં એ સ્થાન જોવા હું ગયો હતો. એ વખતનાં એ મંદિર અને નદીના ઘાટ દૃષ્ટિ આગળ છે પણ આજનું ચિંચવડ કેવું છે, એ હું અહીં પડયો શું જાણું?

મોરયા ગોસાવી કરીને એક મોટા સાધુપુરુષ ૩૦૦ વર્ષ પહેલાં થઈ ગયા. લોકોની માન્યતા એવી છે કે, એ શ્રી ગણેશના અવતાર હતા. એ ગોસાવીના કુળમાં લાગલાગટ ત્રણ કે સાત સત્પુરુષો થઈ ગયા એમ કહેવાય છે.

* * *

મુળશીપેટા પણ અહીંથી બહુ દૂર નથી. મુળશીપેટાની કહાણી શું કહે છે? એ કરુણ કહાણી સાંભળતાં પણ હૈયું વલોવાઈ જાય છે. મુળશીપેટા કહે છે કે, મહારાષ્ટ્રમાં ગરીબોની દાઝ વચ્ચે અને રાજદ્વારી બુદ્ધિ વચ્ચે છૂટાછેડા થયા છે. સાચા મહારાષ્ટ્રને આજે કોઈ આગેવાન જ નથી. ખેડૂત મહારાષ્ટ્ર – સ્વતંત્ર સરદારોનું પરતંત્ર મહારાષ્ટ્ર થવા માગે છે કે કેમ? – એ સવાલ જ અસહ્ય થઈ જાય છે. આનો જવાબ કોણ આપે? દિવસમાં સો સો વખત દોડતી રેલવે? કે તાતા કંપનીના હાથ તળે કામ કરતા મજૂરો? કે પૂના-મુંબઈ રોડ ઉપર દોડતી હડકાઈ મોટરો? અથવા દિવસ રાત ધેંડધડ, ધેંડધડ, ચાલ્યા કરતી બળદગાડીઓ? પૂનેથી મુંબઈ અને મુંબઈથી પૂને ફરતી આગગાડીઓને મધરાતે પણ વિસામો ન મળે, તેમ ન મળે વિસામો પેલી ચૂનાની ભઠ્ઠીઓને. એક રાતે વાયવ્ય ખૂણાથી પવન

વાવા લાગ્યો. મેં આશા બાંધી કે સંતશિરોમણિ તુકારામ મહારાજના દેહુની કંઈક વાતો એ આણશે. કંઈ નહીં તો પાંચ અભંગો ગાઈ સંભળાવશે. પણ એણે તો ભઠ્ઠીનો ધુમાડો આણ્યો. આખી ઓરડી ધુમાડાથી ભરાઈ ગઈ અને જાણે આ મહેમાનગીરી કાચી ન રહે એટલા માટે ધુમાડા ઉપર ધુમ્મસે પોતાની પથારી પાથરી. એ બોજાથી દબાઈ ગયેલો ધુમાડો મારી ઓરડીમાં એવો તો ભરાઈ ગયો, જાણે ધોળી મીંદડીનાં ધોળાં બચ્ચાં. શ્વાસ લેવો મુશ્કેલ થઈ પડ્યો. છાતી ઉપર ઓથાર ચંપાતો હોય, એવો બોજો જણાવા લાગ્યો. મનમાં થયું, નીચલી ઓરડીમાં જઈને બેસું તો કંઈક આરામ મળશે. પણ પંદર દિવસ સુધી ઓરડી બહાર ન જવાનું ડૉક્ટરી વ્રત હતું!

* * *

આહીંથી દેહુ બહુ પાસે છે. દેહુની હવામાં જ જાણે ભક્તિ ભરેલી છે. એ પેલો ભંડારા પર્વત, જેના ઉપર બેસી તુકારામ મહારાજે એના વિઠ્ઠલ આગળ પોતાનું હૃદય ઠાલવ્યું હતું. દેહુ પાસે ઇંદ્રાયણી નદીનો એક ઊંડો ધરો છે. એનો કાંઠો એ તુકારામ મહારાજની ભજનભૂમિ. એક ખૂણામાં આવેલા નાનકડા દેહુ ગામમાંથી તુકારામ મહારાજે પોતાની અભંગવાણીની એવી તો રેલ રેલાવી કે ત્રણસો વરસ થયાં હજી પણ મહારાષ્ટ્રની હૃદયભૂમિ એથી ભીની છે. એક અભંગ યાદ આવ્યો:

देव होसी तरी आणिकांते करिसी,  
संदेह येविशीं करणें न लगे।  
दुष्ट होसी तरी आणिकांते करिसी,  
संदेह येविशीं करणें न लगे।  
तुका म्हणे जे दर्पणीं बिंबले,  
तें तया वाणलें निश्चयेसी।

તું દેવ હઈશ તો બીજાને દેવ બનાવીશ. એમાં શંકા કરવાની જરૂર નથી. તું દુષ્ટ હઈશ તો બીજાને દુષ્ટ બનાવીશ. એમાં પણ શંકા નથી. તુકારામ કહે છે, જે બિંબ દર્પણમાં પડ્યું તે ત્યાં અચૂક ચોંટ્યું જ સમજજે.

પણ આજકાલ દેહુ તરફનો પવન વાતો જ નથી. બાળના પતંગે ગઈ કાલે જ કહ્યું કે હવે તો આળંદીનો પવન શરૂ થયો છે. અને આળંદી પણ કેટલું દૂર છે? બહુ બહુ તો નવ માઈલ.

આળંદી એ જ્ઞાનેશ્વર મહારાજનું સ્થાન. મહારાષ્ટ્રના પ્રતિભાવાન આદિકવિ અને શ્રેષ્ઠ સંતાનના ધામ તરીકે આળંદી મહારાષ્ટ્રનાં તીર્થોમાં બહુ ઊંચું સ્થાન ભોગવે છે. 'જ્ઞાનેશ્વરી' અને 'અમૃતાનુભવ' જેવા અદ્વિતીય ગ્રંથો લખી મહારાષ્ટ્રમાં ઉજ્જ્વળ સંતપરંપરા ચાલુ કરી, પોતાની ઉંમરને બાવીસમે વરસે સ્વેચ્છાપૂર્વક જ્ઞાનદેવે જીવતાં સમાધિ લીધી તે દિવસ આજનો એટલે કાર્તિક વદ ૧૩નો હતો. આજે આળંદીમાં પચાસસાઠ હજાર લોકો એ જ્ઞાનદેવને દર્શને ભેગા થયા હશે.

પંઢરપુરની કાર્તિકી એકાદશી પૂરી થઈ કે લગભગ બધી યાત્રા આળંદી આવવાની. પાંચ દિવસ સુધી આળંદીમાં ભક્તિનો મહોત્સવ થાય છે.

*       *       *

અમે અહીં આવ્યા છીએ ત્યારથી પાસેના રસ્તા ઉપરથી કેટલાયે વારકરીઓ હાથમાં મંજીરા અને ખભા પર વૈરાગ્યની ધજા ધારણ કરી જતા દેખાય છે. ક્રુસેડનાં યુદ્ધોના જમાનામાં ધર્મવીરો જે ઉત્સાહથી જેરૂસલેમની ઝંખના કરતા હતા, એ જ આતુરતાથી આ વારકરીઓ પંઢરપુરની ઝંખના કરે છે. ફરક એ કે ક્રુસેડરો ઝનૂની અને ઉન્મત્ત હતા અને વિધર્મીઓ પ્રત્યે ક્રૂર હતા, જ્યારે આ વારકરીઓ શુદ્ધ, સાત્ત્વિક, પ્રેમાળ અને અજાતશત્રુ જેવા હોય છે. કેટલાક ગાય છે:

पंढरीचे वाटे बाभळीचे काटे।
सखा माझा भेटे पाण्डुरंग ॥

અને તે કેટલું સાચું! સ્થૂળ અર્થમાં તેમ જ આધ્યાત્મિક અર્થમાં. અને કેટલાક તો એક જ ધૂન ચલાવે છે:

ज्ञानबा तुकाराम। ज्ञानबा तुकाराम।
ज्ञानबा तुकाराम। . . . . . . . . .

વળી કેટલાક આપણે આશ્રમમાં ગાઈએ છીએ તેમ— 'निवृत्ति, ज्ञानदेव, सोपान, मुक्ताबाई, एकनाथ, नामदेव, तुकाराम।' એવી રીતે ગાય છે. આ ધૂન તો મહારાષ્ટ્રને માટે ઋષિ-તર્પણ અથવા સંત-તર્પણ છે. અને જ્યારે મનમાં વિચાર આવે છે કે જ્ઞાનોબા-તુકારામનાં સ્થળો અહીંથી આઠ આઠ માઈલને અંતરે જ છે ત્યારે પગને રોકવા મુશ્કેલ થઈ પડે છે. માંદવાડ મને અહીં સુધી લઈ આવ્યો અને તે જ માંદવાડ મને ત્યાં જતાં રોકે છે!

આળંદીથી દૃષ્ટિ ફેરવીએ તો ખડકી અને પૂના નજરે પડે, પણ ખડકી એટલે અંગ્રેજોનું લશ્કર અને પૂના એટલે બુદ્ધિભેદનું અરાજક. દૃષ્ટિ ત્યાંથી ઉદ્વિગ્ન થઈ પાછી ફરે છે અને ફરી 'ज्ञानबा तुकाराम'ની ધૂન મનમાં જાગે છે.

ડિસેમ્બર, ૧૯૨૬

## ૧૪. ચિંચવડના પથરા

અહીંના પથરાની ખૂબી તો ઓર જ છે. સહેજ અર્ધોપોણો કલાક ફરવા જઈએ કે પથરાનું અદ્‌ભુત કાવ્ય નજરે પડે છે. કવિઓ પોતે જે કાવ્ય લખે છે તે દુનિયા આગળ પ્રગટ થાય એને માટે એમનામાં કેટલી ઇંતેજારી હોય છે! પણ કુદરત તો પોતાનું ભારેમાં ભારે કાવ્ય પૃથ્વીના ઉદરમાં હજારો અને લાખો વરસ સંતાડી રાખતાં પણ સંકોચાતી નથી. એક ઊંડી ખાણમાંથી એક ખરબચડો ગોળ પથરો અમે લઈ આવ્યા. અમે એ ભાંગ્યો તો અંદર શું મળે! જાંબુડા

રંગનાં અને સાકર જેવા પાસાવાળાં નાનાંમોટાં રત્નોનો ભંડાર! પૈસાદાર લોકો આ રત્નોની કિંમત ન કરે, અથવા એમને પોતાની વીંટી ઉપર ન બેસાડે, કે હાર કરીને પોતાના ગળામાં ન પહેરે, તેથી શું આનું રત્નપણું ઓછું થયું? સૂક્ષ્મદર્શક યંત્રમાં એના પાસા જોયા તો તેમાં તો અનેક પગથિયાં દેખાયાં; જાણે કાંકરિયા તળાવનાં પગથિયાં.

બીજા કેટલાક પથરાઓ બરાબર એથી ઊલટા. એમના આખા શરીર પર નાનામોટા ખાડા અને એ બધા ખાડા પાસાદાર અને અણિયાળા. આમાં વળી રંગની મજા જુદી જ. કેટલાકની નાભિ લાલ રંગની જ્યારે કેટલાકની સાવ આસમાની રંગની. જ્યારે કેટલાક પથરાઓ પર હીરાકણીની ભાત પડેલી; ગમે તે દિશાએ જુઓ ચળકચા જ કરે. આ કણીઓમાં કેટલીક રાઈ કરતાંય ઝીણી, અને કેટલીક અમદાવાદી બોર કરતાંય મોટી. લીલા રંગના પથરાનો તો અહીં કોઈ ભાવ પણ ન પૂછે. કેટલાક પથરાઓમાં અંદર-બહાર બધે લીલાં લીલાં ટપકાં જ હોય છે, અને વચમાં વચમાં અબરખ જેવો ચળકાટ હોય છે. એ પથરો જેટલો રૂપાળો હોય છે તેટલો જ સુંવાળો પણ હોય છે. પથરામાં એની જાત કાચી ગણાય. કુદરતમાં લીલો રંગ અસ્થિર છે. લીલા રંગનો ભરોસો ન રખાય. આજે છે ને કાલે નથી. વનસ્પતિમાં પણ આપણે નથી જોતા કે તડકાને લીધે જ લીલો રંગ ખીલે છે અને એ તડકો જ રંગને ચૂસી જાય છે? લીલો રંગ એટલે ઘડીકની લહેર. વાદળી રંગ એથી સાવ ઊલટો—આકાશ જેવો સ્થિર. અમારી પાસે વાદળી રંગના જાતજાતના પથરાઓ છે. કેટલાકનો રંગ બહુ ઘેરો હોય છે ને કેટલાકનો સાવ ફીકો. આ રંગ બધે સરખો નથી હોતો. श्यामाच्छबलं प्रपद्यते એ ઉપનિષદનું વચન રટતા હોય તેવા આ પથરા હોય છે. સ્લેટના રંગથી માંડીને સફેદ રંગ સુધીના અનેક પ્રકારો એમાં હોય છે. પરવાળાના રંગના પથરા બહુ મળતા નથી, પણ જ્યારે મળે છે ત્યારે મન હરી લે છે. એમનો લાલ રંગ હસમુખો અને ઠાવકો છતાં ખાનદાન હોય છે. બીજો એક પથરો લીંબુના ચોથા ભાગની ચીરના આકારનો છે. એની એક બાજુ તમે જુઓ તો કહેશો કે લાલ દરવાજા આગળની મસ્જિદમાં જે અર્ધગોળ જાળી છે તેવો જ એ દેખાય છે. આની ધરતી ખરબચડી ભાતવાળી છે, અને એની કોર આંગળી જેટલી જાડી ને વાદળી રંગની છે. બીજા એક પાતળા પથરામાં પાસાદાર ચકમકની એક ઊંડી ગુફા છે. બાળ ઘણી વાર સૂક્ષ્મદર્શક કાચ લઈને અંદરનું સંશોધન કરે છે, પણ એ કેટલી ઊંડી છે એનો પત્તો એને હજુ નથી લાગ્યો. પથરો તોડીને જોવા જેટલો એ અરસિક સંશોધક નથી થયો.

કેટલાક પથરાઓને ચકમકના કહેવા કે આરસપહાણના, એવી શંકા આવે. કેટલાક તો મીણના ગોળા જેવા લાગે છે. એક પથરામાં પ્રશ્નચિહ્ન જેવી લીટીઓ છે જ્યારે બીજામાં અષ્ટકોણી રકાબીનો ભાંગેલો કકડો હોય એવી ભાત છે.

તમે શંખજીરું જોયું છે? એ બહુ લીસો ને પોચો પથરો હોય છે. મરડામાં ને સંઘરણીમાં એની ઝીણી ભૂકી કરી માવાની બરફી સાથે ખવડાવે છે. એ શંખ-જીરા જેવા—પણ શંખજીરું નહીં—પથરાઓ પણ અહીં મળે છે. એનો આકાર સકરપારિયા ચોસલા જેવો હોય છે. એનાં પડ દેખાય છે એક રીતે, પણ એને ભાંગીએ ત્યારે બીજી જ રીતે ભાંગે છે. મારી પાસે એક મજાનો ત્રિકોણી પથરો છે. એ ચળકે છે ફટકડીની જેમ. પણ એની ભાત કઈ રીતે વર્ણવું? એક જ પાયા પર નાનામોટા અનેક સમદ્વિભુજ ત્રિકોણો ઊભા કરીએ તો જેવી આકૃતિ થાય તેવો એ છે. બાણની ટોચના આકારનો પણ કહી ન શકાય. કેટલાક પથરાઓમાં વાંકીચૂકી પણ સમાંતર ને સફેદ લીટીઓ હોય છે. આપણે ત્યાં જિલ્લા વાર 'કોન્ટોર મૅપ્સ' પડેલા છે. એમાં ટેકરી બતાવવા માટે જે લીટી દોરેલી હોય છે તે ઉપરથી કંઈક ખ્યાલ આવશે.

અંગ્રેજીમાં ત્રણ શબ્દો છે: ટ્રાન્સ્પેરન્ટ, ટ્રાન્સ્લ્યૂસન્ટ, અને ઓપેક. ટ્રાન્સ્પેરન્ટ એટલે સજ્જનના મન જેવા પારદર્શક, ઓપેક એટલે મુત્સદ્દીઓના હેતુ જેવા અપારદર્શક, અને ટ્રાન્સ્લ્યૂસન્ટ એટલે વિદ્યાર્થીઓના નિબંધ જેવા અસ્પષ્ટ પારદર્શક. મારી પાસે ત્રણે જાતના પથરાઓ છે અને વિશેષ મજા એ કે એક જ પથરામાં કોક કોક વાર આ ત્રણે સ્થિતિ જોવા મળે છે. કેટલાક પથરાઓ સાવ બાઘા જેવા દેખાય છે, પણ જ્યારે પ્રકાશ અને આપણી આંખ વચ્ચે આપણે એમને ધરીએ ત્યારે પોતાની અંદર રહેલી બધી કળાઓ પ્રગટ કરે છે. તમે સમુદ્રની છીપો તો ઘણી જોઈ છે. અહીં એ રંગના દૂધિયા પથરા પણ મળે છે. એક નાનકડો પથ્થર કાચકાગળ જેવો છે. એના પર અમે અમારી પેન્સિલની અણી કાઢીએ છીએ.

ચોમાસાના વરસાદમાં જેને દિનરાત કામ કરવું પડયું છે એ જાણે છે કે પગનાં આંગળાં સડી જાય છે ને બે આંગળાં વચ્ચેનો ભાગ આસમાની ધોળો થઈ જાય છે. પગની એ સ્થિતિ જોઈ આપણને ચીતરી ચડે છે, પણ પથરામાં જ્યારે એ ઝાંય દેખાય છે ત્યારે એ જોતાં મન ઠરે છે. બાળે કયાંકથી હાથની આંગળી જેવો જ એક પથરો આણ્યો છે. એના પર કાચકાગળ જેવી કણીઓ છે. પણ આવી કણીવાળો ઉત્તમમાં ઉત્તમ પથરો પ્રભુદાસ પાસે છે. કોઈ પણ કળારસિક માણસ એને એક વાર જુએ તો ભૂલી ન જાય. અમારી પાસે પથરાનું એક નાનકડું ભૂંગળું પણ છે. એની અંદરની બાજુ બધા હીરા હીરા ચોંટેલા છે. એ કઈ રીતે બને છે એ તમારે જાણવું જોઈએ. ખાંડમાંથી સાકર કઈ રીતે બનાવે છે જાણો છો? સમુદ્રના પાણીમાંથી મીઠાના સરખા જ પાસાવાળા અને આકાર-વાળા નાનામોટા ગાંગડા કઈ રીતે બને છે એનો તમને ખ્યાલ છે? મોરથૂથુ અને

ફટકડી બંને એક જ પાણીમાં ઓગળી ગયા પછી એમને ફરી અલગ કેવી રીતે કરવાં એની યુક્તિ તમે સાંભળી છે? નાનકડા કે લાંબા કાગળમાં એ બધું હું તમને ન કહી શકું. કિશોરલાલભાઈને અથવા શંકરલાલભાઈને તમે પૂછી જોજો. વેરૂળની કે અજંટાની હજાર કે બે હજાર વરસ પહેલાંની કારીગરી જોઈને આપણને અચંબો થાય છે અને આપણે એમની પાસેથી મળતો ઈતિહાસ શોધીએ છીએ. પણ મારા હાથમાં રમતા આ નાનામોટા પથરાઓ પાસે એટલો બધો જૂનો ઈતિહાસ છે કે વેદકાળને પણ આ પથરાઓ ગઈ કાલને નામે સંબોધે છે!

તમારામાંથી કેટલાક જણ જાણતા હશો કે ભૂસ્તરવિદ્યા કરીને વિજ્ઞાનનો એક ભાગ છે. એ શાસ્ત્ર પૃથ્વીના પડની સ્થિતિ કેવી છે, તે શાથી આવી બની છે, વગેરે બધી વસ્તુઓની તપાસ કરે છે. આ શાસ્ત્રનો ખેતીમાં, કૂવા ખોદવામાં, ખાણો ખોદવામાં વગેરે અનેક કામમાં ઉપયોગ થાય છે. ધરતીકંપનાં કેટલાંક કારણો પણ આ શાસ્ત્ર પાસેથી મળી શકે છે. ભૂતકાળ તરફ પ્રયાણ કરતાં જ્યાં ઈતિહાસ થાકે છે ત્યાં આ શાસ્ત્ર પોતાનું કારભારું શરૂ કરે છે. જો ચંદ્રશંકરને તમે પકડી શકો તો એચ. જી. વેલ્સના ઈતિહાસમાંનાં પહેલાં થોડાં પ્રકરણનો સાર એ તમને આપી દેશે, અને પૃથ્વીની ઉંમરમાં આખી માણસજાતનો ઈતિહાસ એક ક્ષણ સમાન જ છે એ તમને સિદ્ધ કરી આપશે. એ માનવપૂર્વ ઈતિહાસના પ્રતિનિધિ તરીકે આ પથરા અહીં છે!

તમારામાંના કેટલાક જણ મારી સાથે ખંભાત આવ્યા હતા. ત્યાં આપણે અકીકની કારીગરી જોવા ગયા હતા. રાજપીપળાના ડુંગરામાંથી અકીકના પથરા આણી ભઠ્ઠીમાં તે પકવે છે એટલે એ પથરામાં જાતજાતના રંગો અને ભાતો ખીલે છે. એ તો કૃત્રિમ ક્રિયા થઈ. કુદરત એ જ ક્રિયા લાખો વરસથી – હા સાચે જ લાખો વરસથી – પૃથ્વીના પેટમાં કરતી આવી છે. એ ક્રિયા આપણાથી અજ્ઞાત અને ચુપચાપ ચાલે છે. 'સિલિકેટ'(ચકમકનો પથ્થર)નો રસ બે પથરા વચ્ચે અથવા એકાદ મોટા પથરાના પેટમાં ધૂસે છે. ત્યાં એના જાતજાતના આકાર થઈ જાય છે. એકાદ પથરાના પેટમાં પોલાણ વધારે હોય અને 'સિલિકેટ'નો ગરમ રસ ઓછો ગયો હોય એટલે એના મજાના પાસા પડે છે. અહીંથી કેટલાક સુંદર સુંદર પથરા મોકલવાનું મન થાય છે. તમને સાચવવાનું મન થાય તો સાચવશો, નહીં તો મહાવિદ્યાલયમાં શ્રી નારાયણ મલકાનીને સોંપી દેજો. એ અજબ વસ્તુના શોખીન છે. એમનો કંઈક ઉપયોગ જરૂર કરશે.

અહીં પ્રભુદાસે પણ પોતાનો સંગ્રહ કરવાની શરૂઆત કરી છે. એની પાસે તો ખૂબ જ આકર્ષક પથરા ભેગા થયા છે. એક પથરાનો આકાર કાન જેવો છે. પણ એ કશું સાંભળતો જ નથી. રામનામનું રટણ કરતી વખતે વાલ્મીકિ ઋષિના કાન ક્યાં દુન્યવી વાતો સાંભળતા હતા? બીજા એક પથરામાં કાળી, પીળી અને જર્દા રંગની એવી મજાની લીટીઓ છે કે મને તો આગ્રાના ઈતમાદુદ્દૌલાની કબર જ યાદ આવી. બીજા એક પથરામાં સમકેન્દ્ર લીટીઓ જ છે. ડુંગળી અર્ધી કાપી હોય

એટલે અંદરનાં પડ જેવાં દેખાય છે અથવા આંગળી ઉપરનાં શંખચક્ર જેવાં હોય છે તેવી જ આ લીટીઓ છે. માત્ર આની લીટીમાં ઠેરઠેર ખૂણા પડેલા હોવાથી આની શોભા કરોળિયાની જાળ જેવી છે. અહીં પાઠશાળાના વિદ્યાર્થીઓ પ્રભુદાસને પૂછે છે કે 'આ પથરાઓનું તમે શું કરો છો?' પ્રભુદાસ શો જવાબ આપે છે તે હું જાણતો નથી. મને એક વાર રામદાસભાઈએ પૂછેલું કે 'આ તારાઓ જોવાથી શો લાભ થાય?' ત્યારે મને કશો જવાબ સૂઝયો ન હતો કેમ કે એ સવાલ જ મને ઊઠયો ન હતો.

જાન્યુઆરી, ૧૯૨૫

# ૧૫. કવિ અને ચારણ

સવારની સાડા ચાર વાગ્યાની પ્રાર્થનામાંથી પરવારી આકાશમાં દોડતાં વાદળાં-ઓની રમત જોતો જોતો હું સૂઈ ગયો. ઘડીકમાં આકાશ વાદળાંથી ઘેરાઈ જાય અને ઘડીકમાં બધું સાફ થાય. અધીરા અને આકળા સ્વભાવવાળા મિત્રો વચ્ચે જે ગેરસમજ અને દિલસફાઈનાં ઝોકાં ચાલ્યા જ કરે છે તેવી જ આ રમત હતી. રાત્રે અગિયાર-સવાઅગિયાર વાગ્યે ઊગેલો ચાંદ અત્યારે માથા ઉપરથી ચાંદરણું વરસાવતો હતો.

અંતે જ્યારે ચિત્રા અને સ્વાતિની જોડી ઠીક ઠીક ઉપર આવી ત્યારે અમે ફરી ઊઠયા. હવામાં ઠંડી તો હતી. પણ પથારી છોડવા સામે વાંધો ઉઠાવે એટલી આગ્રહી ન હતી. ચાદર, રજાઈ અને કંબળ એટલું મેં ઓઢયું હતું. એના પર હવાએ ઝાકળની એક પછેડી ઓઢાડી. પરિણામે ઓઢેલી વસ્તુઓનો ભાર કાંઈક વધ્યો, અને ચાદર વગેરે શરીર સાથે ચપ બેસી જવાથી હૂંફ પણ વધી.

* * *

મોસંબીનો રસ લઈ અમે ફરવા નીકળ્યા. પવનબુરજનો પુરાણો અનુભવ હું ભૂલ્યો ન હતો, એટલે માથે મફલર વીંટીને જ ત્યાં ગયો. કડેલોટ, પવનબુરજ, ઉદયભાનુની કબર, તાનાજી ચડયા તે 'દરડ', તાનાજીની સમાધિ, ગણેશ કુંડ, ખાન-કડા, કલ્યાણ દરવાજા, ઝુંજાર-બુરજ, દેવટાંકું એમ કરતા કરતા પાછા આવ્યા.

એક કલાકની અંદર આખા સિંહગઢની મુલાકાત પૂરી થઈ. કંઈક વધારે ફર્યા હોઈશું. કુદરતની ભવ્યતા અને ઇતિહાસનાં એ સ્મરણો માણસને ભાટ બનાવી દે છે!

કુદરતના કીમિયાથી માણસ કવિ બને એમાં આશ્ચર્ય નથી. એમાં અજુગતું પણ કશું નથી. પણ જેની તેની આગળ પોતાની માહિતી કે કલ્પના ફરી ફરી કહેવાનો ઉત્સાહ એ ભાટચારણની ખાસિયત છે. મારી સાથે સિંહગઢ જોવા કોઈ ફરે એટલે એ ચારણવૃત્તિ જાગતી. પણ આખરે એ સાહચર્ય તરફ મારું ધ્યાન ગયું અને તરત ચારણીવૃત્તિ શમી ગઈ. જે દોષ દેખાઈ આવ્યો એનું જોર ઓછું પડવાનું જ

હવે નથી માનતો કે હું લોકોને સિંહગઢ વિશે સમજાવવામાં રસ લેતો રહીશ! કાવ્ય તો ખૂટવાનું જ નથી. બલકે વધશે. કેમ કે એ વસ્તુ જ ન્યારી છે. કાવ્યથી આત્મા – એટલે કે હૃદય સમૃદ્ધ થાય છે, ચડે છે. ચારણવૃત્તિ એ એક સામાજિક વૃત્તિ ગણાય. એમાં અહંપ્રેમ કેળવવાનો પણ ભય રહ્યો છે.

કવિ કાવ્ય લખે છે તે પણ અંતે સમાજને જ મળે છે. સમાજ એ કાવ્ય અનુભવે એથી કવિને સંતોષ પણ થાય. પણ સાચો કવિ કાવ્ય લખતી વખતે પોતાને ભૂલી જાય છે, પોતાની કાવ્યરસનિર્મિતિ સાથે એકરૂપ થાય છે. એમાં અહંપ્રેમનો સંભવ ઓછો.

વાસરીમાંથી, ૧૫-૪-'૩૩
સિંહગઢ

# ૧૯. કુદરતની રોનક

## ૧

દિલ્હીની વાત છે. યુનિટી કૉન્ફરન્સના દિવસો હશે. જમુના નદીમાં રેલ આવી હતી. ચારે કોર પાણી ફેલાયું હતું. અનેક ગામડાંઓ ડૂબી ગયાં હતાં. ઝૂંપડાંઓ પડી ગયાં, ઢોરો તણાઈ ગયાં, કેટલાક લોકો ઝાડ ઉપર ચડી ગયા, પણ પાણી નીચે ઊતરે ત્યારે ને? કેટલાક લોકોએ લાકડાના ટુકડા ભેગા બાંધીને તરાપા તૈયાર કર્યા અને એના ઉપર પોતાનાં બાળબચ્ચાંને બેસાડી એ કાળનદીના પ્રવાહમાં પોતાનું જીવનસર્વસ્વ એમણે વહેતું મૂક્યું. જે રેલ નાશ કરવા આવી હતી એના જ પ્રવાહમાં પોતાના જાનમાલ સોંપી દઈને લોકોએ બચવાનો વિચાર કર્યો! દિલ્હીના લોકોએ જમુનાના પુલ ઉપરથી લાંબાં લાંબાં રાંઢવાં અને દોરડાં ઉપરથી નીચે છોડયાં હતાં. એક તરાપા ઉપર એક મર્દ પોતાના ઘરનાં બૈરાં-છોકરાંઓને મૂકીને તણાતો આવતો હતો. રાંઢવું જોઈને એની આંખોમાં આશા પ્રગટી – આ દોરડું પકડીશ એટલે આમને બધાંને કોઈ ને કોઈ ઉપર ખેંચી લેશે; હવે તો આપણે બચી જ ગયાં. પૂરમાં તણાતો તરાપો પુલ તળે આવ્યો. મર્દે હિંમતપૂર્વક અચૂક દોરડું પકડયું.

પણ, હાય રે દુર્દૈવ! એણે દોરડું તો મજબૂત પકડયું, પણ પાણીના જોરથી પગ તળેનો તરાપો છટકી ગયો. ઉઘાડી આંખે આખું કુટુંબ પોતાથી વિખૂટું થતું એણે જોયું. પુલ પરના લોકોએ એને ઝપાટાભેર ઉપર ખેંચી લીધો પણ એ તો સુન્ન થઈ ગયો હતો. બચી ગયાનો એને આનંદ ન હતો. 'શું થઈ ગયું,' એનો વિચાર કરતાં એની બુદ્ધિ બહેર મારી ગઈ હતી. જ્યારે પરિસ્થિતિનું એને પૂરતું ભાન થયું ત્યારે એણે પુલ પરથી પાણીમાં ભૂસકો મારવાનો મનસૂબો કર્યો. જે લોકો એને રોકી રાખતા હતા, માનવીસૃષ્ટિમાં એને જીવતો રાખવા માગતા હતા, તે

બધા એને વેરી જેવા લાગતા હતા. એમના કરતાં નીચેનો ભીષણ પાણીનો પ્રવાહ જ એને વહાલો લાગતો હતો. એણે છટકવાના અનેક પ્રયાસો કર્યા, પણ એકબે દિવસની ભૂખ અને ચિંતા વેઠનાર એનું શરીર હાર્યું અને એ બેભાન પડયો.

અને પેલા તરાપા ઉપરનાં બૈરાં-છોકરાંઓએ જ્યારે જોયું કે પોતાનો એકમાત્ર આધાર, એકમાત્ર ધૈર્યમેરુ, રાંઢવા સાથે લટકે છે અને પોતે એનાથી કાયમનાં વિખૂટાં થઈ ગયાં છે ત્યારે એમણે મોટી પોક મૂકી, કપાળ કૂટયું અને પ્રવાહના વેગ સાથે તેઓ અલોપ થઈ ગયાં. આગળ એમનું શું થયું—કોઈને ખબર નથી.

૨

તે દિવસે ટાંગામાં બેસી હું 'ધીરજ ટેકરી' (The Ridge Hill) તરફ જતો હતો. યમુનાનાં પાણી કેટલાં ફેલાયાં છે એ જોઈ કેટલાં ગામડાંઓમાં હાહાકાર ફેલાયો છે તેનો હું ખ્યાલ કરતો હતો. એટલામાં અમારો ટાંગાવાળો પોતાનું વિસ્મય વ્યક્ત કરતો બોલ્યો: "કૈસી ખુદાકી ખૂબી હૈ! ઉસને દિલ્હીમેં બંબઈકી રોનક ખડી કર દી હૈ!" એણે બંબઈમાં ટાંગો હાંકયો હશે. ચોપાટી અને એપોલો બંદરની શોભા નિહાળી હશે. આ પ્રલયકાળને પ્રસંગે એને બંબઈની એ રોનક યાદ આવી! પહેલી ક્ષણે હું એના પર ચિડાયો, પછી અંતર્મુખ થયો. અંતે રાત્રે જ્યારે તારાઓનો શાંત અને સૌમ્ય કોહિનૂર પ્રકાશ હું જોવા લાગ્યો ત્યારે મનમાં વિચાર આવ્યો, "આ તારાઓ આપણને પ્રકાશ તથા શીતળ શાંતિ બક્ષે છે, પણ એ તારા ઉપર તો પૃથ્વી ઉપર કોઈ કાળે ન અનુભવેલી દાહકતા સળગે છે." એ ખ્યાલ આવતાંવેંત મને થયું કે હું પણ અંતે 'બંબઈની રોનક' જ માણું છું ને!!

૩

આ વરસની અને આસામ પ્રાંતની વાત છે. અમે લમડિંગને રસ્તે સિલચર પહોંચ્યા હતા. આસપાસ વરસાદ પડીને જ્યાં ત્યાં 'બાઢ' આવ્યાના સમાચાર સાંભળ્યા હતા. સ્ટેશનથી ઘેર આવતાં બધે અંધારું હતું. વરસાદ તો ચાલુ જ હતો. વચમાં વીજળી ઝબૂકે ત્યારે પાણીનો વિસ્તાર એક ક્ષણને માટે ચળકતો હતો. સમાચાર મળ્યા કે રાતે એટલો બધો વરસાદ પડયો છે કે મોટરને રસ્તે સિલહટ જવાય જ નહીં. અમે રાત્રે જ ટ્રેન લીધી અને કલૌરા ગાડી બદલીને સવારે સિલહટ પહોંચ્યા. રસ્તામાં એ જ દૃશ્ય. બધાં ખેતરો પાણીમાં ડૂબી ગયાં હતાં અને પાણી અંધારામાં ડૂબી ગયું હતું. એક ઠેકાણે ટ્રેન થોભી. મને થયું કે સામી બાજુએ થોડેક અંતરે એક સ્ટીમર ઊભી છે. મને આશ્ચર્ય થયું. એટલામાં વીજળીનો ક્ષણિક ચળકાટ થયો, અને હું સ્પષ્ટ જોઈ શકયો કે સામે સ્ટીમર નથી, પણ ટિનના છાપરાવાળું સ્ટેશન છે!

સિલહટમાં વરસાદ કેમે કરીને થોભ્યો નહીં. અમે અમારું કામ જેમતેમ પતાવ્યું અને મોટર લઈને ચેરાપૂંજીવાળો પહાડ ચડીને શિલોંગ તરફ જવા ઊપડયા. બરાક નદીને કિનારે અમે મોટરમાં બેઠા. ત્યાંથી ત્રીસ માઈલ સુધી રસ્તો સીધો

ખેતરોમાં થઈને જતો હતો. સિલહટ છોડયું ત્યારે એકબે ટેકરીઓ બતાવતી હતી કે આપણે સ્થિર પૃથ્વી ઉપર જ છીએ, પણ જરાક આગળ વધ્યા અને બંને બાજુ ખેતરોનું સરોવર થયેલું દેખાતું હતું. રસ્તાની બે બાજુનાં ઝાડો પોતાનાં પાંદડાંની આંગળીઓ પાણીમાં ડુબાડી બાળકની પેઠે રમતાં હતાં. અમારો રસ્તો વાંદરાઓએ બનાવેલા લંકાના સેતુ જેવો લાગતો હતો. જમણી અને ડાબી બંને બાજુએ ખેતરોને ઠેકાણે શાંત સમુદ્ર ફેલાયો હતો. ધોધમાર પડતા વરસાદને કારણે એ સમુદ્રનું મોઢું કરચલીવાળું અને ગમગીન દેખાતું હતું. જે ખેડૂતો કાદવમાં ઊભા રહી ડાંગરનું ધરુ વાવે છે તે જ ખેડૂતો આજે નાની નાની હોડીઓમાં બેસીને પોતાનાં જ ખેતરોમાં માછલાં પકડવા ઊપડયા હતા! અમારી દોડતી મોટર વચમાં વચમાં બરાડા પાડીને આશ્ચર્ય વ્યક્ત કરતી હતી અને નવાં નવાં દૃશ્યો અમારી નજર સામે રજૂ કરતી હતી.

એટલામાં દૂર સઢવાળાં વહાણ દેખાયાં. હવે તો નિશ્ચય થયો કે આ સમુદ્ર જ છે. છીછરા પાણીમાં સઢવાળાં વહાણ ક્યાંથી?

એટલામાં એક પુલ આવ્યો અને પછી હું સમજ્યો કે આ પુલ તળે થઈને એક નદી વહે છે, એનાં પાણી અને ખેતરનાં પાણી એક થઈ ગયાં છે, અને નદીમાં ફરનારાં આ વહાણો 'सर्वतः संप्लुतोदके' ની સ્થિતિનો લાભ લઈ નદીમાંથી આ બરસાતી સમુદ્રમાં પ્રવેશ કરી રહ્યાં છે.

આ સમુદ્ર ક્યાં સુધી ફેલાયો છે? દૂર દૂર જ્યાં નજર થાકી જાય છે ત્યાં કેટલીક ટેકરીઓ દેખાતી હતી, એમના પગ પખાળવા માટે આ સમુદ્ર ત્યાં પહોંચેલો દેખાતો હતો. પણ એ ટેકરીઓ લાંબા વખત સુધી દેખાઈ નહીં. જાડાં જાડાં વાદળાંઓએ ક્ષિતિજ ઉપર એક આરસપહાણની દીવાલ ઊભી કરી, અને આકાશ અને પૃથ્વીની વચ્ચેની કોર ભૂંસી નાખી.

કુદરતનો આવો કોપ અહીંના લોકોને માટે લગભગ દર વરસની બીના થઈ પડયો છે. લોકો જમીન ખેડતા જાય છે, અનાજ વાવતા જાય છે; વાવેલું ઊગ્યું તો પરમેશ્વરનો પાડ, અને જો સડી ગયું તો ફરી એકડે એક. આ છે 'સુજલા, સુફલા, મલયજ શીતલા, શસ્યશ્યામલા' બંગભૂમિ! અહીંની ઝૂંપડીઓનો આકાર જોતાં કોઈને એમ ન થાય કે અહીંના લોકો આવા જીવનથી કંટાળ્યા છે. માછલાં ખાઈ ખાઈને હશે, પણ અહીંના લોકો પાણીમાં માછલાંની પેઠે જ માણે છે અને પોતાની ઝૂંપડીના આકારનાં પોતાનાં ગીતોમાં અને પોતાના ઉત્સવોમાં જીવનનાં આનંદ લલકારે છે.

બંગાળની રોનક નિહાળીને હું પણ રાજી થયો અને મોટરની મદદથી સુંદર ડૌકી નદી ઉપરનો પુલ ઓળંગી પહાડ પર ફેલાયેલા ધુમ્મસના ક્ષીરસાગરમાં મેં પ્રવેશ કર્યો.

૨૯–૬–'૪૧

# ૧૭. ઊડતાં ફૂલ અને સ્થાવર પતંગિયાં

શિવબાલક બિસેનના પુરુષાર્થથી જે બગીચો આહીં બન્યો હતો એનો અવશેષ પણ ઓછો આકર્ષક નથી. જ્યાંથી સૂર્યોદય થાય છે એ જ બાજુ સ્વૈરવિહારિણી ભુવનવલ્લરી પોતાની અગ્નિશિખાઓ પવન સાથે હવામાં વીંઝે છે. એની એક કમાન બનાવવાના હેતુથી અમે એને – એની શાખાઓને દોરીથી બાંધી પાસેના ઝાડ તરફ ખેંચી લીધી. ભુવનવલ્લરીને એ ગમ્યું નથી. એણે એ શાખાઓ ઝાડ તરફ વધવા દઈને અમારી આમન્યા તો રાખી, પણ બીજી ઘણી શાખાઓ સીધી અને ઊંચી હવામાં છોડી દઈ અમને જાહેર કર્યું, 'શોભા તો સ્વચ્છંદ વિહારમાં જ ખીલી શકે.' આ નવી શાખાઓ જ્યાં સુધી પાસેના ઝાડ કરતાં ઊંચે ગઈ નહીં ત્યાં સુધી ભુવનવલ્લરીને જંપ વળ્યો નહીં.

અમારી આ ભુવનવલ્લરીનાં ફૂલોનો રંગ કોંકણની આબોલીનાં ફૂલો જેવો છે. વૈરાગ્યસૂચક ગેરુવા (ભગવા) રંગને મળતો હોવા છતાં એ તો ગોવાની રસિક લલનાઓએ અપનાવેલા આબોલી રંગનું લાવણ્ય જ વધારે વ્યક્ત કરે છે.

જમણી બાજુ જૂનું પારિજાતક છે. ગયા ઉનાળામાં એને એક પણ પાંદડું રહ્યું ન હતું. બીક હતી કે એ મરી જશે. પણ સરસ જીવટને કારણે એ જીવી ગયું અને ગયા ચોમાસામાં એણે વરસાદ સાથે હરીફાઈ કરી શકે એવી ફૂલોની વર્ષા કરી. આજે એ દાનવીરની અકિંચનતાથી શોભે છે.

જમણી બાજુની વાડમાં મહેકતી મેંદી છે. જેમ તડકો વધે તેમ એની ઉન્માદ-કારી મહેક પોતાનો નશો ફેલાવે છે. પ્રાચીન કવિઓએ પંચબાણના સાયકોમાં (મદનનાં બાણોમાં) આંબાના મોરને સ્થાન આપ્યું છે, એની સાથે મેંદીની મંજરીને પણ સ્થાન આપવું જોઈતું હતું. મેંદી પરદેશથી આવી છે કે શું?

મેંદીની પાછળ એક જુવાન લીમડો છે. પોતાના 'ચીકણા પાત' દ્વારા એ 'હોનહાર બિરવાન' હોવાની ખાતરી આપે છે. ડાબી બાજુ પાણીની ટાંકી સંતાડવા-નું કામ ચમેલીની જાડી ઘટા કરે છે. એ ઘટા અને પાસેના આંગણાના ચમેલીના ચાર છોડ હમણાં પોતાનાં ફૂલોની સુગંધથી આખી હવાને ભરી દે છે. મને લાગે છે કે જે લૂંટાઈ નથી એવી ચમેલી અમારે ત્યાં જ છે. અમારી આ ચમેલીઓ કવિની કલ્પનાની પેઠે ફૂલો આપી આપીને અમાસની તારલી રાત સાથે હરીફાઈ કરે છે અને 'મારાં આ બાળકોને મારી સાથે જ રહેવા દેનાર આ માનવીઓનું ભગવાન ભલું કરે' એવો આશીર્વાદ અખંડ મહેકે છે.

એ ચમેલીને ઓથે ઊભેલો એક નાનકડો છોડ છે. એને ભગવાને ફૂલો આપ્યાં નથી, એટલે એ પોતાનાં કુમળાં પાદડાંને જ નારંગી રંગ આપી દૂરથી

અને નજીકથી પણ ફૂલોની ભ્રમણા ઉત્પન્ન કરે છે. એની પડખેના છોડો ઝાઝાં ફૂલ આપતા નથી, તેટલા માટે એમનો રોફ ઓછો નથી. એકાદ જ ફૂલ આપે તોયે 'જુઓ તમારા પર કેટલો ઉપકાર કરું છું,' એવું મોઢું કર્યા વગર એ રહેતા નથી. એમની જ એક બહેન ઊંચી ભુવનવલ્લરીનાં મૂળિયાંને ઢાંકે છે. એણે મોટાં મોટાં બે ફૂલોની એવી તો ઉમદા બેલડી અમારી આગળ ધરી કે શ્રી કુંદરે કાવ્ય-વૃત્તિમાં આવીને મને કહ્યું, “અહો! તમારે ત્યાં તો દહાડે પણ ગુરુ-શુક્રની યુતિ દેખાય છે!”

સરોજ-રૈહાનાને ઘેર જવાના રસ્તા પર જે મંડપ છે એનો વેલો હમણાં ખુશીમાં આવ્યો છે. સફેદ અને ગુલાબી મંજરીથી એ લચી પડયો છે. આશ્ચર્ય એ કે, એ વેલાનો જેટલો ભાગ નેવાંની છાંય તળે છે ત્યાં તો એકે મંજરી ખીલે નહીં, અને જ્યાં સખત તડકો છે ત્યાં પાંદડાં કરતાંય મંજરીઓ વધી પડે છે! અને તે એટલી બધી હેતાળ કે પવનની જરા સરખી લહરીને પણ વધાવ્યા વગર રહે નહીં.

એની પાછળ છેક ખૂણામાં કરેણનાં સફેદ અને ગુલાબી ફૂલો ખીલેલાં છે. એની પડખે તો બલવાન અનંતનો છોડ શુચિતાના પ્રતીક સમાં ધોળાં ફૂલો આપ્યે જ જાય છે. અને છેવટે ટાંકીની પાછળની જાસૂદી પોતાનાં રક્તવર્ણ પૌષ્ટિક ફૂલોથી મને આ વરસની મારી આસામની યાત્રાનું સ્મરણ કરાવે છે. જાસૂદીના એટલા બધા સુંદર છોડો જિંદગીમાં મેં પહેલી જ વાર એકસામટા આસામમાં જોયા અને આ વરસે જ જાસૂદીનું વૈભવયુક્ત કાવ્ય હું પ્રથમ માણી શકયો. અત્યાર સુધી એ ફૂલોની કદર મારી પાસે તો ગણપતિના પ્રિય ફૂલ તરીકે જ હતી. અમારી આ જાસૂદીને પણ એક લીમડો વીરો મળ્યો છે. એ અખંડ પંખો કર્યા જ કરે છે અને એક પારિજાતે પણ જાસૂદીને માથે છાયા કરવાનું માથે લીધું છે.

વાડ સાથે જે વેલા છે તેની મંજરીઓ જેમ વધારે તડકો ખાય છે તેમ વધારે લાલ થતી જાય છે.

વાડને કારણે પાછળનું ખેતર ઢંકાઈ ગયું છે. પણ એમાંયે કેટલાંક જુવાર-નાં ડૂંડાં પોતાના મોતીના જેવા દાણા તડકામાં ધરી ધરતીમાતાની પ્રસાદીનું સ્મરણ કરાવે છે.

આ આખા દૃશ્ય ઉપર ભગવંતના આશીર્વાદસમું નીળું આકાશ ધ્યાન ધરે છે. અને 'આમ શું ગુમસૂમ બેઠા છો,' એમ કહેનારાં ધોળાં અને શામળાં વાદળાં એ આકાશના મોઢા ઉપર પોતાનાં રમતિયાળ આંગળાં ફેરવે છે.

અને જાણે એ વાદળાંની એ મૂંગી રમત પણ અલૂણી લાગતી હોય તેમ જાત-જાતનાં પક્ષીઓ એ વાદળાં સામે ક્ષણજીવી લીટીઓ ખેંચીને એમની હસ્તી છેકી નાખવા માગે છે.

જ્યાં ફૂલો હોય ત્યાં રંગ-સુગંધીનાં રસિયાં પંખીઓ આવવાનાં જ. અને આવવાનાં એટલે નાચવાકૂદવાનાં અને ગાવાનાં પણ ખરાં. સવારથી સાંજ સુધી

એ અહીં આવે છે, રમે છે અને ગાય છે. કોક કોક વાર રંગ રંગનાં પતંગિયાં આવીને ફૂલોને પૂછે છે, "આમ બેઠાં કેમ છો? ઊડોને અમારી પેઠે. આખી દુનિયા જોઈ આવીશું." ફૂલો કહે છે, "તમે ઊડતાં ફૂલો છો અને અમે સ્થાવર પતંગિયાં છીએ. દરેકનો સ્વધર્મ જુદો. પણ તમે અમારી મુલાકાતે નહીં આવો તો નહીં ચાલે. તમારાં પુનિત પગલાંથી જ તો અમારું જીવન કૃતાર્થ થાય છે. અમારી પાસે જે કાંઈ મધુ છે તે તમને ચખાડીશું અને પરાગ હોય તે તમારે ચરણે ધરીશું, પણ તમારે અમને તમારાં દર્શનથી વંચિત નહીં રાખવાં."

એક નાનકડું શ્રીવર્ધનની સોપારી જેવડું પંખી આવે છે. સાવ કાળું, નીળું અને સોનેરી. સહજ જુઓ ત્યારે કાળું જ દેખાય. ઠીક નિહાળો ત્યારે એ કાળામાં ઊંડી નીળી છટા દેખાય; અને જ્યારે તડકામાં એ ચળકે ત્યારે તો કૃષ્ણવર્ણ સોનું જ જોઈ લો. એની ચાંચ જરાં લાંબી અને વાંકી હોય છે. પક્ષીની પેઠે ડાળ ઉપર બેસવાને બદલે પતંગિયાની પેઠે હવામાં તરતાં તરતાં મંજરીમાંથી મધુપાન કરવામાં એ માને છે. અને એની ખુશી જોતાં ખાતરી થાય છે કે એ માણે પણ છે. મધ ચૂસવાની એની કેટલી નાજુકાઈ! મંજરીને જરા સરખું પણ વાગે નહીં અને મધનો લવલેશ પણ અંદર રહે નહીં. મને લાગે છે કે, ફૂલોમાંનું આ મધુ જ પંખીઓના કંઠમાંથી બહાર નીકળી ગાયનનું રૂપ લે છે. બંનેની મીઠાશમાં, નહીં તો, આટલું સામ્ય ક્યાંથી? અહીં અનેક પક્ષીઓ આવે છે. એ મેળાવડાને સંમેલન કેમ જ કહેવાય? સંતલસ કરીને આવેલાં તો નથી હોતાં. પણ બધાંને મળીને જોતાં આંખો આગળ એક સુંદર રાગ પ્રગટે છે. કેટલાંક પંખીઓ તો લીમડા પર બેસીને નીચેનાં ફૂલોની શોભા નિહાળે છે. કેટલાંક બધાં જ ફૂલોને ગલીપચી કરવામાં માને છે. કેટલાંક પંખીઓની પૂંછડી એટલી તો લાંબી હોય છે કે, એના ભારથી એ નીચે નમેલી જ રહે છે. કેટલાંક પંખીઓને પોતાની પૂંછડી ઉપર રાખવાનો પ્રયોગ કરી જોવાનું મન થાય છે કે, આમ કરવાથી મોરની પેઠે આપણે પણ કળા કેળવી શકીશું ખરાં?

હમણાં હમણાં એક પક્ષી આવવા લાગ્યું છે. એ પોતાની પૂંછડી ઉપરનીચે નથી કરતું, પણ હાથી પોતાની સૂંઢ જમણી ને ડાબી બાજુ હલાવે અથવા ગાય પોતાની પૂંછડીથી માખીઓ ઉડાડે તેમ અર્ધગોળાકાર ફેરવતું જાય છે. એની એ ક્રિયા એટલી તો ભારેખમ દેખાય છે કે, જાણે 'પંખીની જાતમાં હું અદ્વિતીય છું એનું ભાન મને નથી કે શું,' એમ જ પૂછતું હોય.

એક પોપટ-લીલું પક્ષી આવે છે. એક નહીં બે છે. એમની છાતી તો પોપટ જેવી જ હોય છે, પણ માથું અંજીરી રંગનું છે. અને આશ્ચર્ય એ કે એ ઊડે છે ત્યારે એની પાંખ તળે પણ અંજીરી રંગ જ ફેલાય છે. ખરા અંજીરી રંગમાં લાલ અને લીલાની ફૂલ-ગૂંથણી હોય છે, જ્યારે આમાં લીલા સાથે 'બૈંગુની' રંગ વણાય છે. આ પક્ષીને પોતાનું સ્થાન છોડવાનું મન નથી થતું. પણ પક્ષીની જાત! એક ઠેકાણે

ઠરીઠામ બેસે તો ધર્મભ્રષ્ટ થાય! એટલે જરાક ઊડીને પહેલે સ્થાને પાછું આવે. ફરી જાય ને ફરી આવે. જ્યાંથી એની ચાંચ ઊગે છે ત્યાંથી એના ગાલ ઉપર ભગવાને ચાંચ જેટલી જ કાળી લીટી આપી છે. તેથી એની ચાંચ છે એના કરતાં બેવડી લાંબી હોય એવો ભાસ થાય છે.

એક કાબર એટલે અનેક પક્ષીઓનું વૃંદગાયન. બધાં પક્ષીઓના જાતજાતના અવાજનો સંગ્રહ કરવો એ જ એનો વ્યવસાય અને એ જ એનો આનંદ. એને ફૂલો કરતાં ખેતરના દાણાનું આકર્ષણ વધારે. એ પક્ષી ખાઉધરું છે એના કરતાં ખવૈયા વધારે છે. મનગમતા દુધાળા દાણા હોય તો જ ચાંચમાં ધરે.

ચાર દિવસ પહેલાં શ્રી ચિંતામણિશાસ્ત્રી મળવા આવ્યા હતા. દાંડીકૂચથી આજ સુધી એક ઠેકાણે ઠરીઠામ રહ્યા નથી. રેંટિયો અને ભજન બંનેનો પ્રચાર કરતા ફરે છે. દ્વિજરાજ બન્યા છે. એમણે આવીને તંબૂરાપેટી સાથે ભજન છેડયું. ચિ. રૈહાનાએ પોતાના કોકિલ-કંઠી આલાપો ઉમેર્યા. બે જણ વારાફરતી ગાતાં જાય અને બગીચાનાં પક્ષીઓ એ બધું માણતાં જાય. તે દિવસે એટલાં તો પક્ષીઓ ભેગાં થયાં હતાં કે, મને ખરેખર થયું કે સંગીતથી મુગ્ધ થઈને જ એ આવ્યાં છે.

પણ તો પછી તેઓ ગાનારના ખભા પર આવીને કેમ ન બેઠાં? હું દહેરા-દૂનમાં હતો ત્યારે હું ગાતો ન હતો, છતાં પક્ષીઓ મારા ખભા પર અને ઘૂંટણ પર આવીને બેસતાં. અહીં તો એમને સંગીતનો પ્રવાહ મળતો હતો, પણ એ પક્ષીઓ પોતપોતાને ઠેકાણે બેસીને જ સંગીત સાંભળતાં હતાં અને પોતાની શક્તિ પ્રમાણે પોતાના સૂરનો વચમાં વચમાં ઉમેરો કરતાં હતાં.

આ લખું છું ત્યાં એક પતંગિયું ભુવનવલ્લરી પર જઈને બેઠું. એણે એક ફૂલ સાથે વાતો કરી. તરત બંને ઊઠયાં અને ઊડવા માંડયું. પતંગિયું વાડની પેલી પાર ગયું અને ફૂલ હવામાં ચક્કર ચક્કર ઊડતું ધીમે રહીને જમીન પર ઊતર્યું. જાણે કહેતું હોય કે, 'ના, એ આપણું કામ નથી.'

આ ફૂલોને, આ પતંગિયાંને, અને આ પંખીઓને તડકો જરાય નડતો નથી. કેવાં ખુશ છે! આ વાદળાંને પણ તડકો નડતો હોય એમ લાગતું નથી. ફૂલોએ અને પક્ષીઓએ તડકામાંથી પોતપોતાની પસંદગીના રંગો લઈ લીધા છે, સુગંધી તો પેદા થાય છે જમીનમાંથી; અને ખીલે છે તડકાથી.

અને આ પક્ષીઓનું ગાયન?– તે તો આ સનાતન શબ્દગુણ આકાશની જ પ્રસાદી છે.

કાર્તિકી એકાદશી
વર્ધા, ૫-૧૧-'૪૬

# ખંડ ૪: જીવનનો ઓપ

## ૧. કળા, જીવન અને તત્ત્વજ્ઞાન

સામાન્ય રીતે તત્ત્વજ્ઞાન એ નીરસ વિષય ગણાય છે, અને કળા રસમય શું—રસરૂપ ગણાય છે. આજે સમાજમાં બંને પ્રત્યે અભાવ છે, કેમ કે બંનેનો સમાજમાં અભાવ છે. સાચું જોતાં દરેક કળાની પાછળ અમુક તત્ત્વજ્ઞાન હોય જ છે, અને તત્ત્વજ્ઞાન જ્યારે જીવનમાં પ્રવેશ કરે છે ત્યારે જીવનના આનંદ સાથે ભળી જઈ તે તત્ત્વજ્ઞાન કળાનું રૂપ ધારણ કરે છે. સુંદર ગાયનની પાછળ જેમ ભાવગમ્ય છંદ અને તાલબદ્ધતા હોય છે તેમ કળાની પાછળ પણ તત્ત્વજ્ઞાન હોય છે. ભિન્ન ભિન્ન સમાજોમાં કળા ભિન્ન ભિન્ન હોય છે એનું કારણ પણ, તે તે સમાજનો જીવનનો આદર્શ અથવા પુરુષાર્થની કલ્પના ભિન્ન હોય છે તે છે. તેથી આપણા દેશમાં ધર્મભેદને અનુસરીને તાંત્રિક, વૈષ્ણવ, શૈવ, જૈન, બૌદ્ધ, ઈસ્લામી વગેરે કળાઓ ભિન્ન ભિન્ન રીતે પ્રગટ થયેલી જોવામાં આવે છે. ધર્મભેદ ક્રમશઃ થાય છે, તેથી કળામાં પરિવર્તન પણ ધીમે ધીમે થાય છે. એકેશ્વરવાદી ખ્રિસ્તી ધર્મે ગ્રીક લોકોના અનેક દેવદેવતાઓનો ત્યાગ કર્યો, પણ યુરોપની પ્રજા આટલું પરિવર્તન એકાએક શી રીતે ઝીલી શકે? પ્રજાએ દેવદેવતાઓને સ્થાને ખ્રિસ્તી સંતોને બેસાડી દીધા અને ઉપાસનાની બહુવિધતાની જૂની અભિલાષા તૃપ્ત કરવાનો નવો માર્ગ શોધી કાઢ્યો; અને આ રીતે ગ્રીક કળામાં જે કલ્પનાસમૃદ્ધિ હતી તે જાળવી રાખી. આપણે ત્યાં પણ અશોકના વખતની કારીગરી એ જ સૂચવે છે કે અશોક પહેલાં કાષ્ઠસ્થાપત્ય બહુ જ લોકપ્રિય હતું, અને પથ્થર જેવા પદાર્થમાં પણ કાષ્ઠસ્થાપત્યની મર્યાદાઓ સાચવવામાં તે વખતના કારીગરોએ આનંદ માન્યો. કાર્લાની કે અજંટાની ગુફાઓની કારીગરી ઉપર પણ કાષ્ઠસ્થાપત્યનો પૂરેપૂરો પ્રભાવ દેખાય છે.

જીવનમાં જ્યારે ફેરફાર થાય છે ત્યારે સ્થાપત્યમાં, શિલ્પમાં, એટલું જ નહીં પણ નગરરચનામાં પણ ફેરફાર થાય છે. આમદાવાદની પોળોની રચના પાછળ ગુજરાતના સમાજની વૃત્તિ કેટલી તરી આવે છે એ તરફ કોઈનું ધ્યાન ગયું નથી એ આશ્ચર્યની વાત છે. જે પ્રજા લડવાની હોંશ બિલકુલ ધરાવતી નથી છતાં સ્વસંરક્ષણને માટે રાજ કે રાજસત્તા ઉપર બહુ વિશ્વાસ રાખી શકતી નથી; ધન મેળવી શકે છે અને તેનો ઉપભોગ પણ કરી જાણે છે; રાજશાસનની ધમાલમાં

પડતી નથી છતાં મહાજન દ્વારા સમાજશાસન સુધરેલી ઢબે કરી શકે છે; એવી પ્રજા અશાંતિના દિવસોમાં બીજી રીતે નગરરચના ન જ કરી શકે. આથી વિરુદ્ધ પાટણની નગરરચના છે. એનું કારણ પાટણની સંસ્કૃતિ ભિન્ન છે એ નથી, પણ અસલી પાટણ હમણાં રહ્યું જ નથી એમ લાગે છે. હાલનું પાટણ શહેર ભિન્ન રાજકીય પરિસ્થિતિમાં બંધાયેલું હોવું જોઈએ.

સામાન્ય મંદિરોમાં પણ આપણે જીવનનો વિકાસ જોઈ શકીએ છીએ. એકાંતમાં ધ્યાનમગ્ન રહેનાર નિવૃત્તિપ્રિય શિવઉપાસકોએ ગુફાની પ્રતિકૃતિરૂપી નાનકડાં દેરાં બાંધવાની પ્રથા શરૂ કરી. આજે એને ગર્ભગૃહ કહે છે. પ્રવૃત્તિપ્રિય વૈષ્ણવ લોકોએ જ્યારે સામુદાયિક ભક્તિમાર્ગ શરૂ કર્યો ત્યારે એમને એ ગર્ભગૃહ આગળ સભામંડપની જરૂર જણાઈ. આ બે વચ્ચેનો અંતરાલ પ્રદેશ જે બાંધકામથી ઢાંકવામાં આવ્યો તેને પણ અંતરાલ એ જ નામ આપવામાં આવ્યું. આ રીતે મંદિરના ત્રણ વિભાગ થયા: ગર્ભગૃહ, અંતરાલ અને સભામંડપ. આ ત્રણ વિભાગનું પ્રતિબિંબ રાજમહેલમાં પણ પડયું. ત્યાં પણ જોહુકમી સુલતાનનું મસલતખાનું, મંત્રીપરિવેષ્ટિત રાજાનો દીવાને-ખાસ, અને પ્રજાનુરંજક બાદશાહનો દીવાને-આમ તૈયાર થયાં. જ્યાં રાજા હતો જ નહીં એવાં હિમાલયનાં ગણરાજ્યોમાં નથી મસલતખાનું કે નથી દીવાને-આમ. ત્યાં તો ગામડાં પાસે ટેકરી ઉપર મોટા મોટા પથ્થરોનો એક ઓટલો અથવા ચોતરો બાંધેલો હોય છે. તેના ઉપર બેસીને વૃદ્ધ લોક સ્વરાજ્યરક્ષણનો વિચાર કરતા. આજે આપણે એક વિરાટ રાષ્ટ્ર બની ગયા છીએ. આજનો આપણો સ્વરાજ્યમંત્ર દીવાને-આમમાં પણ માય એવો નથી. રાષ્ટ્રીય મહાસભા જેની અંદર બેસી શકે એવી રંગસભા હવે બાંધવી પડશે. જ્યાં જ્યાં લોકસમસ્તનું પ્રાધાન્ય હોય ત્યાં ત્યાં ગ્રીક સંસ્કૃતિનું કાંઈ પણ અનુકરણ કરવું જ પડવાનું. તેથી હવે આપણે વકતૃત્વકળા ખીલવી છે. આપણી રંગસભા પણ ગ્રીક લોકોનાં ઍમ્ફીથિયેટર જેવી બનાવવી પડશે. માત્ર હિંદુસ્તાનની ઉપવન-સંસ્કૃતિને છાજે એવી તે રંગસભા થવી જોઈએ. ઈંટ અને પથ્થર કરતાં વૃક્ષો ઉપર હિંદી સંસ્કૃતિ વધારે નિર્ભર છે. તેથી આ ઍમ્ફીથિયેટર અથવા રંગસભાના વિભાગ અર્ધવર્તુળાકાર હારમાં વૃક્ષો વાવીને જ કરવા પડશે. સભા જો ખરે બપોરે ભેગી થવાની હોય તો ખાદીની ચાંદની આ ઝાડોને બાંધી શકાય છે. આ જ રંગસભા હમેશાંને માટે ગ્રામદેવતાના મંદિર તરીકે ગણાશે. એટલે ગ્રામવાસીજન સહેજે એની મરામત કર્યા કરશે. અખાડા, વ્યાખ્યાન, નાટક આદિ બધું અહીં જ થાય. હિંદુ-મુસલમાનના ઐકયસૂચક એક વિસ્તીર્ણ તળાવ આ મંદિર પાસે જરૂર હોય.

આ રીતે સામાજિક જીવન અને સામાજિક કળાનો ત્રિકાલનો સંબંધ આપણે જોયો. અને તે ઉપરથી આપણે જોઈ શકયા છીએ કે જેવું જીવન તેવી જ કળા. હવે એટલું જોવાનું રહ્યું કે જેવું તત્ત્વજ્ઞાન, જેવો સામાજિક પુરુષાર્થનો આદર્શ તેવી જ રહેણી, અને તેવી જ કળા. આ દૃષ્ટિએ આપણે ઉપર વર્ણવેલી મંદિરની રચના તપાસીએ. મંદિરોમાં ત્રણ જાતના ઉપાસક જાય છે. 'देवो भूत्वा देवं यजेत्'

એ તલ્લીનતાથી ગર્ભગૃહમાં બેસી પૂજાઅર્ચા કરનાર એક વર્ગ; એ અન્તે કહેવાનો—યો સાવસૌ પુરુષઃ સોહમસ્મિ। દેવદર્શનને નામે મંદિરમાં ભેગો થઈને પુરાણશ્રવણ, કથાકીર્તન અને ધર્મવિવરણ કરનાર સભામંડપસ્થ બીજો વર્ગ; અને બંને વર્ગ સાથે સમભાવ ધરાવનાર અને ધ્યાન અથવા જપ એ જ શ્રેષ્ઠ સાધના માનનાર એક વચલો વર્ગ હોય છે; તે આ અંતરાલમાં બેસતો આવ્યો છે. આમ થવાનું કારણ આપણને આપણા તત્ત્વજ્ઞાનમાં મળી આવશે. આપણું તત્ત્વજ્ઞાન આત્મપરાયણ છે. દર્શનકારો આત્માના ત્રણ વિભાગ કલ્પે છે: બહિરાત્મા, અન્તરાત્મા અને પરમાત્મા. બહિરાત્મા પોતાને આ બાહ્ય સૃષ્ટિ સાથે સંલગ્ન અને અભિન્ન માને છે. અંતરાત્મા દેહધારી હોવા છતાં દેહથી પોતાનું ભિન્નત્વ જાણે છે. અને પરમાત્માને તો દેહભાન હોતું જ નથી. મનુષ્યની આ ત્રણ દશાઓ છે; અને આ ત્રણ દશા પ્રમાણે તે જીવનમંદિરમાં પ્રથમ સભામંડપમાં બેસે છે, ત્યાર પછી અંતરાલમાં બેસીને આત્મદેવનું દર્શન કર્યા કરે છે, અને તે સાધના પૂરી થયા પછી ગર્ભગૃહમાં પ્રવેશ કરી અભેદભક્તિમાં વિલીન થાય છે. સમાજમાં કળાની પ્રગતિ પણ આ ત્રણે દશામાં જ થાય છે. સમાજની શું—અખિલ માનવકોટિની પ્રગતિ આ જ દિશામાં છે. સૃષ્ટિસંલગ્ન દશામાં કળા વધારેમાં વધારે બહિર્મુખી અને સૃષ્ટિઉપાસક હોય છે. તેને યથાર્થદર્શી Realistic કહે છે. સૃષ્ટિ કામરૂપિણી હોઈ તેની વિવિધતા અનંત છે, તેથી તેની ઉપાસનાનો અંત સહેજે આવતો નથી. એક રૂપમાં થાકી જાઓ તો બીજું રૂપ તમારી આગળ ઊભું રહ્યું જ છે. જેમ જેમ તમે સૃષ્ટિના પાશમાં સપડાઈ જાઓ છો તેમ તેમ તમને તમારી શક્તિ વધી છે એવો આભાસ આવે છે. જે વખતે પ્રભુતાનો મદ ચરમ સીમાએ પહોંચેલો હોય છે તે વખતે વસ્તુતઃ માણસ સૃષ્ટિનો દાસાનુદાસ થયેલો હોય છે. પણ ઈશ્વરની સૃષ્ટિમાં ચિરપતિત કોઈ નથી. આત્મતત્ત્વ અમર છે. અને તેથી માયાના પાશ પોતાના ભારથી જ આખરે ખરી પડે છે ત્યારે મનુષ્યને થાય છે કે नियति-कृत-नियम-रहिता,[1] ह्लादैकमयी,[2] अनन्यपरतन्त्रा,[3] नव-रस-रुचिरा એવી ભાવગમ્ય સૃષ્ટિ આપણે કેમ ન નિર્માણ કરીએ?

આ બાહ્ય સૃષ્ટિ પોતાના સુવર્ણમય ઢાંકણથી રસરૂપ પરમાત્માને ઢાંકી રાખે છે. તેથી યથાર્થદર્શી કળામાં સુખ સાથે અતૃપ્તિ-વિષાદ ભેળવેલો હોય છે. તેના આનંદથી સમાધાન થવાને બદલે વાસનાજ્વર જાગ્રત થાય છે. પ્રવૃત્તિનો પ્રવાહ ગમે તેટલો રમણીય હોય તોપણ તે અધોગામી છે અને અંતે વિષાદમય જ છે.

આટલો અનુભવ થયા પછી ઉપાસક આત્માભિમુખ થઈ જાય છે. તે ઇંદ્રિયજન્ય રસને છોડી દઈ ભાવાત્મક રસ લેવા માંડે છે. તે આનંદ વ્યક્ત કરવાનાં સાધનો ભલે પાર્થિવ હોય અને ઇંદ્રિયગોચર હોય, તોપણ તે દ્વારા વ્યક્ત કરવાનો

---

૧. બ્રહ્મદેવે નિર્માણ કરેલી સૃષ્ટિના બાહ્ય નિયમની મર્યાદાથી મુક્ત. ૨. સુખ-દુઃખાત્મક નહીં, પણ શુદ્ધ આનંદરૂપ. ૩. બીજા ઉપર આધાર ન રાખે એવી સ્વતંત્ર.

ભાવ ઇંદ્રિયાતીત હોય છે, અને તેથી તે દ્વારા મળતો આનંદ પણ શુદ્ધ, નિષ્કલંક અને સ્થાયી હોય છે. તે આનંદ સમપ્રધાન હોય છે. વિલાસિતાને એથી પોષણ નથી મળતું. તે આનંદમાં પ્રવેશ કર્યા પછી માણસ विगलित-वेद्यान्तर થઈ જાય છે. આ કળાને આદર્શદર્શી Idealistic કહે છે, કેમ કે આ કળાના આદર્શમાં આત્માનું પ્રતિબિંબ પડેલું હોય છે. ભારતવર્ષમાં આ આદર્શદર્શી કળાને જ પ્રાધાન્ય હતું. યથાર્થદર્શી કળા અહીં ન હતી એમ નથી. એમ કહેવાય છે કે મયાસુરની કળા યથાર્થદર્શી હતી, જ્યારે વિશ્વકર્માની કળા આદર્શદર્શી હતી. પણ અંતે આ ધર્મપરાયણ સમાજમાં વિશ્વકર્માની કળા જ લોકમાન્ય થઈ. મયાસુરની કળા વખતે ચીન દેશથી આવેલી હોવાથી અહીં ન ટકી હોય અથવા તો તે કળા આપણી ધાર્મિક ભાવનાઓને પોષક ન હોવાથી લોકો તરફથી ઉપેક્ષિત થઈ હોય. આ આદર્શ-પરાયણતા જેમ ચિત્રકળામાં તેમ શિલ્પમાં, જેમ સંગીતમાં તેમ સ્થાપત્યમાં પણ છે; જેમ પૂજાઅર્ચામાં છે તેમ જીવનસંસ્કારોમાં પણ છે, જેમ સાહિત્યમાં છે તેમ આપણા રીતરિવાજોમાં પણ છે. આમાં કળાનો ઉત્કર્ષ છે, પણ તે પરાકાષ્ઠા નથી. કાષ્ઠા અને પરાગતિ તો આત્મપ્રાપ્તિ જ છે, આત્મપ્રાપ્તિમાં માણસ કળાતીત થાય છે. રવીન્દ્રનાથ ઠાકુરના 'રાજા' ('રાજા' નાટકના) પ્રમાણે આત્મા સુંદર પણ નથી હોતો, તેમ કુરૂપ પણ નથી હોતો. તે સત્યરૂપ હોય છે, અને તેથી જ તેની સાથે જીવ રાણીને રમમાણ થવું હોય તો તે રાણીએ પણ કળાતીત થવું જોઈએ. એ જ અભેદભક્તિ છે, એ જ ગર્ભગૃહમાં પ્રવેશ છે, એ જ સાયુજ્યમુક્તિ છે. એનું વર્ણન ન થઈ શકે, એનું સૂચન જ થઈ શકે. તે શબ્દાતીત છે, તે અવર્ણ્ય છે, તે નિષ્ફલ પરબ્રહ્મ છે. આદર્શદર્શી કળા આપણને તે તરફ લઈ જાય છે, તેનું સ્મરણ કરાવે છે, તેની ઝાંખી આપે છે, તે તરફ જવાને શક્તિમાન બનાવે છે. તેથી જ તે કળાની ઉપાસના એ બ્રહ્મપ્રાપ્તિની એક સાધના છે. તેથી જ જૂના શાસ્ત્રકારોએ કહ્યું છે કે નાદોપાસનાથી શુદ્ધ બ્રહ્મપ્રાપ્તિ થાય છે. કળાની સમ્યક્ ઉપાસના કરવાથી માણસ કળાતીત થાય છે અને મોક્ષ મેળવવાને લાયક બને છે.

આ કળાની ઉપાસના યોગથી થાય છે. નાક પકડીને શ્વાસ રોકવો એનું નામ યોગ નથી. યોગ એટલે સમત્વ. યોગ એટલે વાસનારાહિત્ય. યોગ એટલે નિર્વિકારતા. યોગ એટલે સંયમ. યોગ એટલે ધ્યાન. યોગ એટલે તદાકારતા. એ યોગ જે સાધે તે જ આર્ય કળાનું રહસ્ય સમજી શકે, તેનું પુનરુજ્જીવન કરી શકે, તેમાં નવીન પ્રાણ ફૂંકી શકે અને તે દ્વારા સમાજમાં નવીન યુગ પ્રવર્તાવી શકે. કળાનો ઉગમ અંદરથી થવો જોઈએ. તેટલા માટે આજે કળાધરોએ તપસ્યા-પૂર્વક ધ્યાન કરવું જોઈએ. પોતાનું શરીર, પોતાનો સમય અને પોતાની સ્ફૂર્તિ વિલાસ માટે અથવા વિલાસીજનોને સંતુષ્ટ કરવા માટે નથી, પણ પોતાની કળા દ્વારા જનાર્દનની સેવા કરવા માટે છે એ ધ્યાનમાં રાખવું જોઈએ.

મે, ૧૯૨૩

## ૨. કળાનું હાર્દ

લોકોને ખુશ કરવા ખાતર જે પોતાની કલ્પનાશક્તિ કેળવે છે, રૂપ કાઢે છે, આકર્ષક પદાર્થો નિર્માણ કરે છે, અથવા મોહક આલાપો લે છે તે નટ-વિટ-ગાયક-નર્તકની કોટિનો માણસ છે. એની વિદ્યા કે કળા જોકે દુનિયાને પ્રસન્ન કરે છે તોપણ એના સમાધાનને અર્થે તે બસ નથી હોતી. લોકો એના સંગીતના ભૂખ્યા હોય છે, અને એ સામાન્ય લોકોની વાહવાહનો ભૂખ્યો હોય છે. સંગીતમાં જે નિરતિશય આનંદ હોય છે તેની સાથે તલ્લીન થવા જેટલું હૃદય એણે કેળવ્યું નથી. કેવળ કંઠ કેળવ્યો એમાં એને શો લાભ થયો? એ સમાજનો આશ્રિત છે. જેને અંદરથી આનંદ મળે છે તે નિત્યતૃપ્ત હોય છે, સ્વસ્થ હોય છે. સહેજે ચિડાઈ જાય અથવા સહેજે ફુલાઈ જાય એવા સ્વભાવવાળા ગાયક કે ચિત્રકારને અને સાહિત્યસેવીને હું જોઉં છું ત્યારે મનમાં કહું છું, 'આ માણસ ગુણી છે, પણ કળાધર નથી.' યુદ્ધકળામાં અનેક આવડતો જોઈએ છે. પણ મુખ્ય વાત તો મોતની બેપરવાઈ, મરવાની તૈયારી, વીરતા એ જ છે. તેમ કળામાં અનેક વસ્તુઓની આવશ્યકતા હોય તોપણ वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि એવું હૃદયનું આર્યત્વ એ મુખ્ય હોવું જોઈએ. એ જ જીવનની કળા છે. એ જ્યાં ન હોય ત્યાં વિષયનો વિલાસ જ છે—પછી એને ગમે તેટલું સુંદર રૂપાળું નામ આપો.

**ઑક્ટોબર, ૧૯૨૫**

## ૩. કળા અને અશ્લીલતા

નગ્નતામાં અશ્લીલતા હોય જ છે એમ નથી. ફૂલો નગ્ન હોય છે; પશુ-પક્ષીઓ નગ્ન હોય છે; નાનાં નાનાં બાળકો પણ નગ્ન દશામાં નિર્વ્યાજ મનોહર હાસ્ય સાથે કૂદંકૂદા કરે છે. એમાંનું કશું અશ્લીલ જેવું લાગતું નથી.

કુદરતનો કોઈ પણ સ્વાભાવિક વ્યાપાર સ્વતઃ અશ્લીલ નથી. વૈદકની ચોપડીમાં કે કાયદાની ચોપડીઓમાં એવી કેટલીય વસ્તુઓ નોંધેલી હોય છે કે જે શિષ્ટ સમાજમાં આપણે રજૂ કરી નથી શકતા. યોગ્ય ઠેકાણે તે અશ્લીલ નથી ગણાતી. સરકાર સામે ઉશ્કેરનારો લેખ રાજદ્રોહી ગણાય છે. અને તે લખી પ્રસિદ્ધ કરવા માટે લેખક-પ્રકાશકને સજા થાય છે. પણ એ જ લેખ કોર્ટના રિપોર્ટ તરીકે જ્યારે છપાય છે ત્યારે સામાન્યપણે તેમ કરવામાં રાજદ્રોહનો ગુનો નથી થતો, એના જેવું જ કંઈક અહીં છે. ધર્મગ્રંથોમાં અને મહાભારત જેવાં ધાર્મિક કાવ્યોમાં કોક કોક

વાર એવી વસ્તુઓ વર્ણવેલી હોય છે કે જે સામાન્યપણે આપણે અશ્લીલ જ ગણીએ. પણ પવિત્ર, ઉદાત્ત અને ભવ્ય પ્રસંગે અથવા સ્થાને અશ્લીલ વસ્તુઓ પણ અશ્લીલ નથી ગણાતી. ચિકિત્સાના મેજ પર ડૉક્ટર આગળ ગમે તે માણસ–પુરુષ કે સ્ત્રી–વિવસ્ત્ર દશામાં લાંબાં થઈ શકે છે પણ સામાન્ય વ્યવહારમાં તેવું કોઈ કરી ન શકે.

અશ્લીલતા એ હેતુ, પરિસ્થિતિ અને અસર ઉપર આધાર રાખે છે.

હા, કેટલીક વસ્તુઓ મૂળે જ એટલી બધી અકુદરતી અને બીભત્સ હોય છે કે એમનું દર્શન કે સ્મરણ જુગુપ્સા પેદા કરે છે. એવી વસ્તુઓ ભાગ્યે જ શ્લીલ એટલે કે શ્રીયુક્ત બની શકે છે.

કેટલીક કળાકૃતિઓ સીધી રીતે અશ્લીલ કહી શકાતી નથી અને છતાં એનાં દર્શનથી કે શ્રાવણથી સારા ભાવ પેદા થતા નથી. હૃદય લલિત, દયિત, ઉદાત્ત અથવા ઉન્નત થતું નથી. એવી કળાકૃતિઓ પણ વિશ્રી અને હીણ લેખાવી જોઈએ. ઉચ્ચ કળાકૃતિ દ્વારા આપણું હૃદય ઉત્કટ અવશ્ય થાય છે. કોક કોક વાર અસ્વસ્થ પણ થાય છે એ જ એની ખરી અસર છે. પણ જ્યારે કોઈ કૃતિ સંસ્કારી ભદ્ર-પુરુષને અરુચિ ઉત્પન્ન કરાવે છે–કળાવૃત્તિને ઊલટી કરાવે છે ત્યારે એ અશ્લીલ છે એમ જાણવું.

ભોજન-રસ અને કામ-વિકાર લોકયાત્રા માટે ગમે તેટલાં આવશ્યક હોય તોયે એમાં તટસ્થ આનંદ હોતો નથી. અલિપ્તપણે, અનાસક્તપણે જે આનંદ અનુભવી શકાય તે જ કળાનો વિષય થઈ શકે છે. એ તંત્ર જ્યાં ન સચવાયું ત્યાં કાં તો વિલાસિતા હોય અથવા અશ્લીલતા હોય. વિલાસિતામાં ઉન્માદક આકર્ષણ હોય છે. અશ્લીલતામાં હીનતા અને વિકૃતિ હોય છે. બન્નેમાં કળાનો પરિપોષ નથી. માટે બન્નેનો કળાના ક્ષેત્રમાંથી ત્યાગ જ વિહિત છે.

૧૯૩૭

## ૪. જીવનમાં સૌંદર્યનું સ્થાન

[એક પ્રવચન]

સૌંદર્ય પોતે સુંદર વસ્તુ છે પણ તે વિશેનું વિવેચન કે મીમાંસા સુંદર હોય જ છે એમ નથી. કાવ્ય, સંગીત કે વિનોદમાં રહેલો આનંદ આપણે અનુભવીએ છીએ પણ આ સુંદર કળાઓની મીમાંસા કરવા જતાં કદાચ એ કાર્ય આનંદરહિત અને અ-સુંદર પણ થઈ બેસે. સૌંદર્યના અનુભવનો આનંદ સૌંદર્યમીમાંસાથી નીપજે જ છે એમ નથી.

સૂર્ય તરફ નજર રાખી ચાલતાં પ્રકાશ પણ મળે છે અને છાયા પણ આપણી પાછળ આપમેળે ચાલી આવે છે. પરંતુ તેથી અવળી નજર રાખી છાયા પાછળ

ચાલતાં પ્રકાશ પણ મળતો નથી અને છાયા તો હાથમાં આવતી જ નથી, તે તો આગળ ને આગળ દોડી જાય છે, તેવી રીતે સૌંદર્યની પાછળ પડતાં તે પ્રાપ્ત થતું નથી. તેની તરફ બેદરકાર રહેતાં આનંદ અને સૌંદર્ય બન્ને સહેજે મળે છે. બાળકોના જીવનમાં વ્યક્ત થઈ રહેલું સૌંદર્ય એને વિશે એને ભાન થતાં અને દરકાર લેવાતાં નષ્ટ થવા માંડે છે. સૌંદર્ય વિશે ભાન આવ્યું એટલે તેમાં વિકૃતિ પેસવાની જ. જ્યાં સુધી સૌંદર્યનું ભાન ન હોય ત્યાં સુધી જીવનમાં સૌંદર્ય માટે સ્થાન રહે છે. આમ સુંદરતા વસ્તુ એવી છે કે તેના વિશે તટસ્થતા કે ઉદાસીનતા કેળવવાથી તે સહેજે મળી રહે છે પરંતુ તેને માટે પ્રયત્નો કરવા જતાં તે શરમાઈને દૂર જતી રહે છે. જેમાં સૌંદર્ય રહેલું હોય તેની જ ઉપાસના કરવાથી, સૌંદર્ય આપોઆપ પાસે આવે છે.

આમ છતાં માણસ કોઈ ને કોઈ રીતે પોતાની સુંદરતા વધારવાનો પ્રયત્ન કરે છે. બજારમાં સુંદરતાની, એટલે દેખાવડાપણાની કિંમત હોય છે એટલે માણસ કૃત્રિમ સુંદરતા કેળવવાનો પ્રયત્ન કરે છે. રાજામહારાજાઓ પોતાને ત્યાં અમલદારોની નિમણૂક કરતાં પહેલાં તેમના ફોટા પરથી, તેઓ છાપ પાડી શકે તેવા દેખાવના છે કે નહીં તેની ખાતરી કરી જુએ છે. વેપારમાં પણ દેખાવડો, અસર પાડી શકે તેવા રૂપઢંગનો, સેલ્સમૅન સફળ થવાનો જ. આ સૌંદર્ય કેળવવાનો પ્રયત્ન સારો છે કે ખોટો તે જુદી વસ્તુ છે. પણ દરેકના જીવનમાં તેનું સ્થાન હોય છે જ. પરંતુ બાળકોના બેદરકારીભર્યા સૌંદર્યમાં તેની જે કલ્પના રહેલી છે તેનાથી આ કલ્પના સાવ જુદી હોય છે. જેઓ જીવનને સમૃદ્ધ કરવા માગે છે, જીવનને સુંદર રીતે વ્યક્ત કરવા ઇચ્છે છે, તેમની આગળ સૌંદર્ય આવે જ છે અને તેઓના જીવનમાં તેનું સ્થાન પણ અનેરું હોય છે.

બાળકના જીવનમાં સહેજે શોભતી વસ્તુનું પ્રૌઢાવસ્થામાં અનુકરણ કરવા જતાં તે અસુંદર જ દેખાશે; કારણ ઉંમર વધતાં સૌંદર્યની કલ્પનાઓ પણ બદલાય છે. સૌંદર્યમાં વધારેમાં વધારે અગત્યનું સ્થાન હોય તો તે છે ઔચિત્યને. વખતે વખતે અને પ્રસંગે પ્રસંગે સુંદરતાની કલ્પના પલટાયા કરે છે.

જવાબદારી, કર્તવ્ય અને જીવન વિશેનું ભાન, તેમ જ પ્રેમ, કરુણા, ન્યાય આદિ સુવૃત્તિઓ જેમ જેમ જાગે છે તેમ તેમ સૌંદર્ય વિશેની કલ્પના ઉન્નત થતી જાય છે. અને અંતે પ્રતીતિ થાય છે કે જે સુંદર રીતે જીવી જાણે છે તે જ સૌંદર્યમય છે. દરેક વ્યક્તિમાં સૌંદર્યની ભૂખ તો હોય છે જ, પ્રત્યેકના જીવનમાં એનું સ્થાન પણ છે; માત્ર જીવન કર્તવ્યશીલ બનતાં, તેની કલ્પના વિકસે છે અને માણસ તેનાં વધુ ઉન્નત સ્વરૂપો ભાળી શકે છે. આ રીતે જવાબદારીમાં જ સૌંદર્ય પ્રતિષ્ઠિત છે.

સૌંદર્યની કલ્પના જેમ જવાબદારીને કારણે બદલાય છે, તેવી જ રીતે પ્રેમને કારણે પણ બદલાય છે અને એ રીતે તે પ્રેમ સાથે વધારે સંકળાયેલી છે. ટૉલ્સ્ટૉયની પ્રખ્યાત નાયિકા ઍના કૅરેનીનાને સત્તર વર્ષ સુધી દંપતીજીવન ગાળ્યા પછી પોતાના

પતિ પરથી પ્રેમ ઊતરતાં તેનામાં સૌંદર્ય દેખાતું પણ બંધ થાય છે. આમ સૌંદર્યની કલ્પના જ્યારે તે પ્રેમ પાછળ જાય છે ત્યારે આંધળી બને છે કારણ પ્રેમ આંધળો હોય છે અને પ્રેમનું લક્ષ્ય બદલાતાં તેની કલ્પના પણ પલટાય છે.

માટે કેટલાક કહે છે કે સૌંદર્યની કોઈ સર્વગ્રાહ્ય વ્યાખ્યા કરવી અશક્ય છે. પણ આ તો આત્મનેપદી – subjective – સૌંદર્યની વાત થઈ; પરસ્મૈપદી – objective – સૌંદર્ય પણ હોય છે. સ્વભાવે નિષ્પક્ષપાતી, તટસ્થ સમભાવી નિસર્ગનાં સૌંદર્યો સર્વ કોઈને પ્રિય થઈ પડે છે. વૃક્ષો, ફૂલો, નદીઓ, નાનાંમોટાં જનાવરો સૌમાં કંઈ ને કંઈ સુંદરતા ભરી હોય જ છે. સામાન્યપણે કહી શકાય કે કુદરતના પોતાના સર્જનમાં તો તે સુંદરતા છલોછલ ભરેલી છે; પણ જ્યારે માણસનો પગ ત્યાં પડે છે ત્યારે તેમાં વિકૃતિ પ્રવેશે છે. માણસના મનના પાપની છાયા વસ્તુ કે પ્રસંગની સુંદરતાને આવરી દે છે અને ત્યાંથી સુંદર-અસુંદરતાનો ભેદ શરૂ થાય છે, સૌંદર્યમાં ઊણપ આવે છે. પક્ષપાત, સ્વાર્થ કે ગરજ ન હોય તો વસ્તુમાત્રમાં સૌંદર્ય પ્રતીત થાય અને તેનો આનંદ લૂંટી શકાય. જેના મનમાં પાપ છે તે જ અસુંદર પરિસ્થિતિ અને પ્રસંગ પેદા કરે છે અથવા જોઈ શકે છે. વિકૃત માનસ આગળ સુંદર-અસુંદરના ભેદ પડે છે અને જ્યાં નીતિનો અભાવ હોય ત્યાં સૌંદર્યનું નામનિશાન પણ રહેતું નથી. ખરું જોતાં જેમાં માણસ અને વસ્તુનો સ્પર્શ, સ્પષ્ટ સંયોગ થતો હોય છે ત્યાં સુખદુ:ખ ઊભાં થાય છે. પણ સૌંદર્ય સુખદુ:ખથી ભિન્ન અને પર એવી વસ્તુ છે અને તે આનંદ-ઘન હોય છે.

જૂન, ૧૯૩૭

## ૫. જીવનકળા *

સદ્‌ભાગ્યે મને કળાનું ભાન બહુ મોડું થયું.

નાનપણમાં કે મોટપણમાં ભણતરને મેં મારા જીવનવિકાસમાં આડે આવવા દીધું જ નથી. એટલે છેક બાળપણથી કુદરતની ગોદમાં જ રમ્યો છું ને ઊછર્યો છું. મુસાફરી એ મારો નાનપણનો આનંદ. અને તે મુસાફરી પણ પાર્સલની પેઠે રેલવેના ડબામાં બેસીને કરેલી નહીં, પણ બળદગાડી સાથે મજલ દર મજલ મોટે ભાગે પગપાળા કરેલી. છોકરાઓ કે મોટાઓ સાથે હું ઝાઝો ભળતો નહીં. પણ પશુપક્ષી અને ઝાડપાન સાથે જ વધારે દોસ્તી બાંધેલી. ડુંગરાઓમાં વહેતાં ઝરણાંને કાંઠે બેસીને તેમની સાથે અર્થ-નિરપેક્ષ વાતો કરતાં પણ શીખેલો. થોડા જ દિવસમાં મેં જોયું કે શાળાના ઘણાખરા વિદ્યાર્થીઓએ અરુણોદયની શોભા જોયેલી જ ન હતી. મોડી રાતે ચંદ્રમા જ્યારે આથમે છે ત્યારે તે કેવો મજાનો તાંસળી જેવો

* સુરત ખાતે તા. ૧૪–૧૨–’૨૪થી ઊજવાયેલા ‘યુવક સપ્તાહ’ને અંગે મોકલેલો નિબંધ.

દેખાય છે એનો તો તેમને ખ્યાલ જ ક્યાંથી હોય? એક વખત અમે સાવંતવાડીને રસ્તે મુસાફરી કરતા હતા. ચંદ્ર આથમવા આવ્યો હતો. રાતના બેનો શુમાર હશે. હું ગાડીમાં સૂતો સૂતો ચંદ્રને જોતો હતો. ચંદ્ર છેક ક્ષિતિજ પાસે આવ્યો અને તેના પર લાલ કાળાશ છવાઈ. આખી કુદરત પણ ભારે ગમગીનીમાં પડી હોય એવી દેખાવા લાગી. કુદરતમાં સૌંદર્ય સાથે ભાવનાઓ પણ હોય છે એની છાપ તે દિવસે દસ વરસના બાળહૃદય પર પહેલવહેલી પડી.

છતાં કળાનું ભાન જાગ્યું ન હતું. ઘરમાં તેમ જ મંદિરોમાં ધાર્મિક સંસ્કારો, વિધિઓ, તહેવારોની આયોજનાઓ અને ઉત્સવો બધાની અસર નાનપણથી થતી હતી. ત્રણ ત્રણ કલાક સુધી ઘરમાં દેવપૂજા કરવાનો મારો આગ્રહ હોવાથી મૂર્તિઓની નવી નવી રચનાની, રંગરંગનાં ફૂલો અને દૂર્વાની, તુલસી અને બિલ્વદળની નવી નવી શોભા જોવાની ટેવ અને આનંદ એની સાથે જ મળતાં. પિતા સાથે પ્રવાસ કરતાં જોયું કે દરેક પ્રાંતનાં વાસણો જુદાં, પોશાક જુદો, રિવાજો જુદા અને ઘરની બાંધણી પણ જુદી; એ જોઈને તેના ભેદ અને સામ્ય તરફ આપોઆપ ધ્યાન ખેંચાતું. દેશી રાજ્યોની રાજધાનીઓ પણ ફરી ફરી જોવાની તક મળતી હોવાથી દરબારી ઠાઠ, ગાયન અને નાચ, રાજમહેલો અને ત્યાંનો શિષ્ટાચાર, એ બધું નિહાળવા મળતું. અને તરંગી મન અનેક રીતે એનો વિચાર કરી કલ્પનાઓ બાંધતું. સંસ્કૃતિના નિરીક્ષણનો એ કાળ હતો.

છતાં કળાનું ભાન આવ્યું ન હતું. કળારસિકતા મુગ્ધ જ રહી હતી. તેના શુભ સંસ્કારો મળતા છતાં તેના ઉન્માદનો સ્પર્શ સરખો થયો ન હતો. તેથી આજે પણ હું માનું છું કે બાળકોને ભક્તિપૂત કળાનું વાતાવરણ જરૂર ભરપૂર મળવું જોઈએ, પણ ભાનપૂર્વક કળાસેવન તો તેમને માટે એ ઉંમરમાં ન હોય તે જ સારું.

કેળવણી પૂરી કર્યા પછી જ્યારે હું જીવનનાં અંગપ્રત્યંગોનું મનન અને વિવેચન કરવા લાગ્યો ત્યારે જ કળાનું ભાન પહેલી વાર થયું, એનું મહત્ત્વ સમજાયું. મોજશોખ અને વિલાસમાં પડેલા લોકોનું જીવન કેટલું હીન, છીછરું અને દંભી હોય છે એનું ભાન તે પહેલાં જ થયેલું હોવાથી સાચી કળાનું સ્વરૂપ સમજતાં મને મુશ્કેલી ન નડી. આટલી તૈયારી પછી કળા પરના પ્રામાણિક ગ્રંથો વાંચતાં રસ છૂટયો, અને શંકા-કુશંકાઓનું તોફાન પણ મગજમાં ન ઊઠયું.

કળાનું વિવેચન શરૂ કરું તે પહેલાં જ ઉપરના અનુભવનો સાર કહી દઉં કે જીવનની પૂર્વદશામાં પ્રથમ સદ્ગુણો કેળવવા જોઈએ, દૃઢ કરવા જોઈએ, સદાચારની મહત્તા અને દુરાચારની હીનતા હૃદય પર શિલાલેખની પેઠે કોતરેલી હોવી જોઈએ. આટલું થાય ત્યાર પછી જ કળાની દીક્ષા લેવાની તૈયારી થઈ ગણાય. યૌવન જેમ ચારે પુરુષાર્થ સાધવાનો ઉત્તમ કાળ છે તેમ અનંત પ્રમાદોનું ઊગમસ્થાન પણ એ જ છે. યૌવન પાસે બધું હોય છે. માત્ર એક સુકાન નથી હોતું. એ સુકાન જો ધર્મસંસ્કારો અને સદાચાર પાસેથી ન મળે તો કળા પાસેથી મળવાનું નથી જ. વ્યાપક શુદ્ધ ધર્મ એક વાર જીવનમાં પ્રતિષ્ઠિત થયો એટલે માણસમાં સર્વ શક્તિ

આવી ગઈ. ધર્મવીર્યથી માણસ ગમે તે ક્ષેત્રમાં કે વિષયમાં ઊંડાણ સુધી ઊતરી શકે છે અને તે તે ક્ષેત્રનું યથાર્થ રહસ્ય કળી શકે છે; જીવનસમસ્તમાં દરેક વસ્તુનું શું શું સ્થાન, પ્રયોજન અને વિનિયોગ છે તે તે નિર્મળ દૃષ્ટિથી નક્કી કરી શકે છે.

ધર્મના એટલે કે સદાચારના પાયા પર શ્રદ્ધાયુક્ત રચાયેલી કળા રસગંભીર હોય છે, પ્રાણપોષક હોય છે, અનંત-વીર્ય અને અમિત-વિક્રમ હોય છે. કેવળ કળા ઉપર રચાયેલા સદાચારમાં ઘણી વાર ઉપર ઉપરનો ઠાલો વિવેક જ હોય છે. જેમ સડેલા ફળ પર પાતળો રંગીન કાગળ બાંધીને તેને દેખાવડું કરવાનો પ્રયત્ન થાય છે તેમ અસંસ્કારી અને અસંયત જીવન ઉપર નાગરતાનો ઓપ ચડાવી જીવન સદાચારી બતાવી શકાય છે. કેવળ કળાથી કેળવાયેલો સદાચાર એ તો હલકી ધાતુ પર ચડાવેલો ઢોળ જ ગણવો. ધર્મ જ્યારથી અપ્રતિષ્ઠિત થયો ત્યારથી સુધારો એ તો ફક્ત એક જાતનું 'વેનીર' બન્યું છે. વેનીર એટલે હલકા લાકડાની વસ્તુ પર સીસમ કે મેહોગની જેવા કીમતી લાકડાનો ચડાવેલો પોપડો.

માંસાહાર સદાચારથી વિરુદ્ધ છે એમ જો આપણે માનતા હોઈએ તો એ માન્યતાનો પાયો આપણને ધર્મમાંથી મળવો જોઈએ, કળામાંથી નહીં. માંસાહારમાં ક્રૌર્ય છે, પાપ છે, હૃદયધર્મનો દ્રોહ છે, એ ભાવનાથી કરેલો માંસાહારનો ત્યાગ સ્થિર હોય છે, બળપ્રદ હોય છે. કેટલાક કળાકારો અને કવિઓ કહે છે, 'અમે માંસાહાર નથી કરતા કારણ માંસાહાર વિશ્રી છે. માંસાહાર અમારી સૌંદર્યની કલ્પનાને આઘાત પહોંચાડે છે, માટે અમે નિરામિષ-ભોજી છીએ.' આવા લોકોના નિરામિષ-ભોજનમાં વ્રતની દૃઢતા નથી હોતી. કોક દિવસ માંસ ખાઈ પણ લે. એકલી કળાના હિમાયતીઓ કળાનું સેવન કરી જાણે, જીવનપરિવર્તન દ્વારા કરવાનું પૂજન ન કરી શકે. આવા પૂજનની વૃત્તિ જ ધર્મમાંથી આવે છે. સ્વાર્થ અને અહંકાર બન્ને માર્યા વગર આત્માર્પણથી થતું પૂજન સંભવતું જ નથી.

જીવન વિશેની કલ્પના જ્યાં સુધી શુદ્ધ થઈ નથી ત્યાં સુધી કળા શી ચીજ છે એનો ખ્યાલ જ આવવાનો નથી. પશુની પેઠે માણસમાં પણ ભોગવૃત્તિ રહેલી છે, ઉપરાંત સ્વામિત્વબુદ્ધિ રહેલી છે, આળસ રહેલું છે, ઢાળ ઊતરવાનો આનંદ રહેલો છે. માણસ બુદ્ધિમાન પ્રાણી રહ્યો, એટલે આ બધી વૃત્તિઓને સુવ્યવસ્થિત રૂપ તો આપી શકે છે, શબ્દજાળ પાથરીને પશુજીવનને પણ રસમય અથવા યથાર્થ બતાવી શકે છે. ભોગપ્રધાન જીવન રસમય કે યથાર્થ ન થઈ શકે, એ અનુભવ તો મોડો થવાનો, અને એકના અનુભવથી મળતા ડહાપણનો લાભ મફત લેવાની જ્યાં સુધી બીજાઓ ના પાડે છે ત્યાં સુધી ભોગની ફિલસૂફીને અને તેના પર રચાયેલા સૌંદર્યશાસ્ત્રને નવા નવા અનુયાયીઓ મળતા જ રહેવાના.

જીવનની સફળતા શામાં રહેલી છે, કેવું જીવન ગાળવાથી આપણે નિષ્પ્રાણ ન થઈએ, હીન ન નીવડીએ, વિનાશના યાત્રી ન બનીએ એ પ્રથમ નક્કી કરવું જોઈએ, અને પછી જ એવા મંગલ જીવનને અનુકૂળ એવી કળા આપણે ખીલવવી જોઈએ. ઇન્દ્રિયોનું પોતપોતાનાં વિષય તરફનું આકર્ષણ સ્વાભાવિક છે. એ

આકર્ષણને જો કોઈ કળાવૃત્તિ માની બેસે; એને જ કોઈ રસિકતા સમજી લે, તો તેણે આપઘાત કર્યો છે અને કળાનું અપમાન કર્યું છે. કળાનો વ્યાપાર ઇન્દ્રિય-ગોચર હોય છે પણ એનો આનંદ તો વિષયાતીત હોવો જોઈએ.

* * *

કેટલાક વિરક્ત લોકો ઇંદ્રિયો પર પરિપૂર્ણ અવિશ્વાસ રાખે છે. તેઓ કહે છે, 'ઇંદ્રિયોને છૂટી મૂકો એટલે તેઓ એમના વિષયો તરફ દોડવાની જ. અને વિષયોનું સેવન એ જ આધ્યાત્મિક મરણ છે એ વિશે ના કોણ પાડી શકે? ઇંદ્રિયોની પ્રવૃત્તિ શુભ નથી જ, તે એકદમ બંધ થતી નથી; એકદમ બંધ કરવા જઈએ તો બળવાન ઇંદ્રિયગ્રામ કંઈક વિકૃતિ ઊભી કરે જ છે. માટે ક્રમે ક્રમે યુક્તિપ્રયુક્તિથી, કુનેહથી પણ દૃઢતાથી ઇંદ્રિયોને વિષયપરાઙ્મુખ કરવી એ જ આપણો એકમાત્ર પુરુષાર્થ છે.'

કળાના ઉપાસકની દૃષ્ટિ આથી કંઈક જુદી હોય છે. તેઓ પણ કહે છે, 'ઇંદ્રિયોને વિષયસેવન માટે છૂટી મૂકીએ તો જોતજોતામાં તેઓ જીવનની બધી સુંદરતા વેડફી નાખવાની. વિષયસેવનમાં તાત્કાલિક સુખ હોય, ઉન્માદ હોય પણ સુંદરતા નથી જ. સુંદરતા, કાવ્ય અથવા કળા એ ઇંદ્રિયાતીત વસ્તુ છે. એનો આનંદ સાચું જોતાં ઇંદ્રિય-નિરપેક્ષ છે માટે જ શુદ્ધ સાત્ત્વિક છે. એ આનંદ સેવવામાં ઇંદ્રિયોની મદદ લઈ શકાય છે એટલું જ અમારે ઉમેરવું છે. ઇંદ્રિયોની બધી જ પ્રવૃત્તિ અધઃપાતને મદદગાર થાય છે એમ નથી. હૃદયની અમુક શુદ્ધિ પછી એ જ ઇંદ્રિયો પાસેથી સૌંદર્યનું આકલન કરાવી શકાય છે. એક જ યુવતી તરફ જેમ પતિ અને પિતા ભિન્ન ભિન્ન દૃષ્ટિએ જોઈ શકે છે તેમ વિષયી માણસ અને કળાપૂજક એક જ વસ્તુ તરફ બે ભિન્ન ભિન્ન દૃષ્ટિથી જોઈ શકે છે. પિતાની દૃષ્ટિની નિર્મળતા દુર્લભ છે એ અમને કબૂલ છે. કળારસિકને નામે ઓળખાતા આજના ઘણાખરા લોકો વિષયી કે વિલાસી હોય છે એની પણ ના નથી. અમારી નાતમાં આ ગેરલોકોની સંખ્યા જ વધી પડી છે, એ પણ અમે જાણીએ છીએ. જ્ઞાતિશુદ્ધિનો પ્રયત્ન અમે કરીએ, બધા જ કરે, પણ એ નાતનો નાશ કેમ કરાય?'

સાચા કળાપૂજકો જાણે છે કે કળાપૂજનમાં બધી જ ઇંદ્રિયો સરખી લાયકાત ધરાવતી નથી. સ્પર્શેન્દ્રિય અને સ્વાદેન્દ્રિય એટલી બધી ઉન્માદકારી અને અસંયત હોય છે કે કળાપૂજનમાં તેમની મદદ લેવાય જ નહીં. ગંધ એ પણ સ્પર્શસુખ જ છે, એટલે ગંધ-ગ્રાહી ઇંદ્રિયનું પણ કળા-પૂજનમાંનું સ્થાન શંકાસ્પદ જ છે. બાકી રહી બે જ્ઞાનેન્દ્રિયો: શ્રવણ અને નયન. એ બેની સૂક્ષ્મ છતાં જબ્બર શક્તિ ધારે તો અલિપ્તપણે કામ કરી શકે એમ છે. એ બેની વિલાસિતા અટકાવી એમને કલા-ગ્રહણની દીક્ષા આપી શકાય છે. ભોગ-પરાઙ્મુખ કરી એમને કેવળ સૌંદર્ય-પૂજક કરી શકાય છે.

પણ કળાનો સાચો આનંદ શબ્દ કે રૂપના આસ્વાદમાં નથી. નિર્દોષ ભાવ-સૃષ્ટિ નિર્માણ કરવામાં જ કળા આનંદ માણે છે. એટલે હાથ અને કંઠની મદદથી જ કળાની ઉપાસના સરસમાં સરસ થઈ શકે છે. ગળામાંથી સ્વર્ગીય સંગીત કાઢવાનો આનંદ એ જ કળાનો મુખ્ય આનંદ છે. પણ કાન જ્યાં સુધી તે તપાસે નહીં, શ્રાવણ દ્વારા સંગીતની અનુરંજક શક્તિનું અને ભાવના ઉદ્દીપિત કરવાનું સામર્થ્ય તપાસાય નહીં ત્યાં સુધી સંગીતનો આનંદ મળી ન શકે. સંગીતનો અંતિમ આનંદ તો અંતે ઈંદ્રિયોથી પર જ છે, પણ શ્રાવણ અને કંઠની મદદથી જ તે જાગ્રત થઈ શકે છે.

*　　　　*　　　　*

સાચું જોતાં દરેક ઈન્દ્રિય મારફતે કળાનો આનંદ મળી શકે એમ છે. પણ તે ઓળખવાની શક્તિ હોવી જોઈએ. કેટલીક ઈંદ્રિયોનો સંપૂર્ણ સંયમ કરવામાં જ એક અસાધારણ અને નિર્વિષય આનંદ મેળવી શકાય છે. મનુષ્યજાતિએ તે આનંદનો અનુભવ બહુ ઓછો કર્યો છે એ મનુષ્યજાતિનું દુર્દૈવ છે. જે માણસને ખૂજલી થઈ છે તે માણસ ખજવાળના વિષયસુખને જ આનંદ માને છે; પણ નીરોગી માણસ તો શુદ્ધ આરોગ્યાનંદ જ પસંદ કરે છે. શિયાળાના દિવસોમાં તબિયત બહુ સારી હોય અને સવારે ટાઢે પાણીએ વહેલા નાહ્યા હોઈએ એટલે આખા શરીરના રોમેરોમમાંથી જે આનંદ સ્ફુરે છે, જે ઉત્સાહ ઝરે છે, તે જતો કરી શું આપણે ખજવાળનું સુખ પસંદ કરીશું? બ્રહ્મચર્યનો આનંદ એ આરોગ્યાનંદ કરતાં હજારગણો અદ્‌ભુત અને ઉન્નત હોય છે. તેના અનુભવી બહુ ઓછા હોય છે એ કંઈ બ્રહ્મચર્યનો દોષ નથી.

પાલખીમાં કે મેનામાં બેસીને ફરવામાં પણ આનંદ છે, અને સામે પવન સૂસવતો હોય તે વખતે ટેકરી પર ચડવામાં પણ આનંદ છે.' આળસમાં પણ આનંદ છે અને ઉદ્યોગમાં પણ આનંદ છે. પણ એ બેમાંથી પ્રાણપ્રદ કયો છે અને પ્રાણનાશક કયો છે એ ઓળખીને જ પસંદગી કરવાની રહી. આ રીતે વિચાર કરનાર માણસ કળા અને મજૂરીનો વિરોધ કલ્પે જ નહીં. જીવન-રસને જ ચૂસી નાખે એવી વીસમી સદીની મજૂરી એ સાચી મજૂરી નથી. કળાને નામે વિલાસિતા વધારનાર પૈસાદાર લોકોએ જ એ જીવલેણ મજૂરી ઉત્પન્ન કરી છે એ વાત આપણે ક્ષણ પણ ભૂલીએ નહીં. અમેરિકન સ્ત્રીઓની ટોપીઓ શણગારાય એટલા માટે દુનિયાનાં અનેક દેશનાં અસંખ્ય પક્ષી મારવાનો ધંધો શરૂ થયો એમાં શું કળાને પોપણ મળે છે? લૉર્ડ કર્ઝને હિંદુસ્તાનનું બીજું ગમે તેટલું નુકસાન કર્યું હોય, પણ હિંદુસ્તાનનાં મોર કે બીજાં પક્ષીઓનાં પીંછાં પરદેશ મોકલવાની એણે જે બંધી કરી તે તેણે એક સાચે જ સુંદર કામ કર્યું છે. દરેક પ્રામાણિક મજૂરીમાં—જીવન-પોપક મજૂરીમાં કળાનો શુદ્ધ આનંદ રહેલો છે. જે વસ્તુ નિર્માણ કરતી વખતે પદે પદે અને ક્ષણે ક્ષણે અવધાનની આવશ્યકતા છે, જે આપણને સર્જનાનંદ આપે છે તેની અંદર કળા રહેલી જ છે. રેંટિયો ફેરવતી વખતે દરેક

ક્ષણે સૂતરની સુંદરતા તરફ મારે ધ્યાન આપવું પડે છે, એટલું જ નહીં પણ સૂતરની સુંદરતાનો મારો આદર્શ ક્ષણે ક્ષણે ચડતો જ જાય છે. બેદરકારીથી કાંતેલું સૂતર આપણી બેદરકારીનું એવું તો સ્મારક બની જાય છે કે જેટલી વાર તેના પર નજર પડે તેટલી વાર મનમાં ગ્લાનિ જ ઊપજે છે. જ્યાં જ્યાં અવધાનની આવશ્યકતા છે ત્યાં ત્યાં કળાને સ્થાન છે, જે જે ક્રિયા સ્વાયત્ત છે તે તે ક્રિયા કળાને અવકાશ આપે છે; આવો સર્વમાન્ય સિદ્ધાંત આપણે નિર્ભયપણે બાંધી શકીએ છીએ.

કળાનો આનંદ શાંત હોય છે, સ્થાયી હોય છે. જેમાં વિલાસિતા છે તેને છેડે ક્લાન્તિ, ગ્લાનિ અને વિષાદ હંમેશાં આવવાનાં જ. તેથી જ આપણે કહી શકીએ કે લાલિત્ય અને લાલસા બે પરસ્પર ભિન્ન વસ્તુ છે.

* * *

એક બંગાળી ભાઈએ મારી પાસે એવી તકરાર કરી હતી કે, 'કળાને નામે આપણા લોકોએ દેશનો પુરુષાર્થ ઓછો હણ્યો નથી. યુવાવસ્થામાં જ્યારે વિદ્યાર્થીઓનું જીવન અમર્યાદ મહત્ત્વાકાંક્ષાથી સ્ફુરતું હોવું જોઈએ, જ્યારે આખી દુનિયાનું દુઃખ હું એક્લે હાથે દૂર કરીશ એવાં સ્વપ્નાં તેના મનમાં આવવાં જોઈએ, કીર્તિની લાલસા એ એક જ દોષ તેનામાં દેખાવો જોઈએ, કષ્ટ સહન કરવાં એ જ હૃદય સંતોષે એવો તેનો આનંદ હોવો જોઈએ, એવે વખતે આજના યુવકો કળાને નામે નબળું જીવન ગાળતા થયા છે, પરાયું દુઃખ જોઈને સળગવાને બદલે પોતાના દુઃખનો વિચાર કરીને જ પીગળતા થયા છે, અને આંસુ વહેવડાવવામાં તથા સ્ત્રીઓની ખુશામત કરવામાં જ પુરુષાર્થ માની બેઠા છે. આ નરવીરોને દુનિયામાં દૂર કરવા જેવું એક જ દુઃખ દેખાય છે, અને તે યુવતીઓના વૈધવ્યનું!' એ ભાઈની આખી ટીકા અહીં નહીં ટાંકું, કેમ કે અતિશયોક્તિભરી ટીકા પોતાના ઉદ્દેશને જ હણે છે. પણ એટલું તો દરેક વિચારવાન માણસે કબૂલ કર્યે જ છૂટકો કે સદાચાર અને પરાક્રમ વચ્ચે જેમ વિરોધ ન હોવો જોઈએ તેમ કળા વચ્ચે અને એ ઉભય વચ્ચે પણ વિરોધ ન જ હોવો જોઈએ. કળા જો સાચી વસ્તુ હોય તો તે જીવનના સંગીતરૂપ હોવી જોઈએ. જીવનનાં બધાં જ અંગપ્રત્યંગો વચ્ચે સંગતિ સધાય ત્યારે જ જીવનમાં સંગીત રેલાય.

* * *

માટે જ સદાચાર એ સર્વશ્રેષ્ઠ કળા છે. સદાચારમાં જ કળાયુક્ત જીવન છે. રૂપની ઉપાસના કરતાં પ્રેમની ઉપાસના જ શ્રેષ્ઠ છે. લયલા ને મજનૂની વાર્તા રૂઢ કરનારા સૂફી કળાકારોએ મજનૂને સુદામાનો બીજો અવતાર કલ્પીને અને શ્યામા લયલાને કૃષ્ણરાત્રિનું કુસુમ કલ્પીને એ જ વસ્તુ જાહેર કરી છે કે ઉચ્ચ કળા બાહ્ય રૂપની પણ ઉપાસના ન કરે. ઘરના દીવાનખાનામાં હરણાના માથાનું અથવા શિંગડાનું પ્રદર્શન કરનાર માણસ સૌંદર્યનો ઉપાસક ભલે ગણાય, પણ એનું જીવન કળાશૂન્ય છે એમાં કંઈ શક છે ખરો? પછી શત્રુની ખોપરીઓ ભેગી

કરનાર તિબેટના લોકોને તમે જંગલી કેમ કહો? શિકારી જીવન ગાળનાર રાષ્ટ્રો પાસેથી કળાના પાઠ શીખવા બેઠા પછી કળા ને વિકળાનો સંકર થાય તો તેમાં નવાઈ શી? હરણાંનાં માથાંથી દીવાનખાનાને શોભાવનાર આધુનિક રસિક માણસ અને જીતેલા લોકોનાં માથાં કાદવમાં ખોસી તેનો મિનારો રચનાર કોઈ તૈમૂર લંગ વચ્ચે જમાનાનો ભેદ હશે, જાતિનો ભેદ નથી. નાનાં બાળકોના હાથ તોડી તોડી તે ફૂલપાત્રોમાં બેસાડી દીવાનખાનાને શોભાવનાર માણસને જો તમે નરપશુ રાક્ષસ કહો તો પ્રેમધર્મને ભૂલી જઈ કળા ખીલવવા માગનાર માણસને તમારે તે જ નામ ન આપવું જોઈએ?

કળા કોઈ કાળે ધર્મનું સ્થાન ન લઈ શકે, અને તે ધર્મની વિરોધી પણ ન જ થવી જોઈએ. કળા ભલે અંતિમ સત્ય સુધી પહોંચી ન શકે, પણ કળાએ સત્યનો દ્રોહ તો ન જ કરવો જોઈએ. કળામાં સંપૂર્ણ પુરુષાર્થ સમાયેલો ન હોય, પણ કળા એ પુરુષાર્થની વિઘાતક તો ન જ હોવી જોઈએ. સમાજોપયોગી દરેક મજૂરીમાં કળા જોવા જેટલી દૃષ્ટિ આપણી પાસે ન હોય તોપણ કળા મજૂરીનો તિરસ્કાર તો ન જ કરે. મજૂરીનું જીવન વિષમ કે વિષાદમય તો ન જ બનાવે. મજૂરીનો દ્રોહ કરીને જો જીવન પણ ન ટકી શકે તો કળા ક્યાં સુધી ટકવાની હતી?

* * *

કોઈ કહેશે, કળાને આટલાં બંધનોમાં જકડ્યા પછી તેને ક્ષેત્ર કેટલું રહેશે? જવાબ એ છે કે આ કળાનાં બંધનો નથી પણ સંરક્ષક ભાઈઓ છે. તેમના સહવાસમાં જ કળા ખીલી શકે છે. તેમની મદદ ન હોય તો કળાનું નામ ધારણ કરનાર કળાની નિત્યવૈરિણી વિકળા જોતજોતામાં કળાને ગૂંગળાવી મારે. ભાઈઓના સહવાસમાં બહેન જીવનવ્યાપી તમામ ક્ષેત્રોમાં વિહાર કરી શકશે. ભાઈઓ બહેનનું ક્ષેત્ર સંકુચિત નથી કરવાના, પણ સંપૂર્ણ ક્ષેત્રનો તેને અધિકાર આપે છે. અને તે ભોગવવાને માટે પરિસ્થિતિની અનુકૂળતા કરી આપે છે.

## ૯. એ ઝૂંપડીના વાંદરા

[ગાંધીજીની કુટિરનો પરિચય]

પૂ. બાપુજીની ઓરડીમાં કોઈ કાળે સાજશૃંગાર મળે નહીં. (ગામડાનો ગરીબ માણસ જે ઢબે રહી શકે છે એ ઢબે જ તેઓ રહે છે.) દક્ષિણ આફ્રિકામાં હતા અને બૅરિસ્ટરી ચલાવતા હતા ત્યારે એમનો ઓરડો કેવો હશે એ આપણે જાણતા નથી. પણ રેવરંડ ડોકે 'An Indian Patriot in South Africa' નામની ચોપડીમાં એનો કંઈક ખ્યાલ આપ્યો છે. એ વાંચતાં એમ જ થાય છે કે સંસ્કારસંપન્ન જ નહીં પણ સંસ્કાર-સમૃદ્ધ અને સૌજન્ય-રસિક બાપુજીના જીવનમાં સાજ-શૃંગારને સ્થાન નથી.

વિલાયતમાં એક વાર કોઈ સલૂની હજામે બાપુજીને છેતર્યા હશે; અને માલિશ-ના દ્રવ્યની એક બાટલીના દશવીસ રૂપિયા પડાવ્યા હશે! પોતાની આ ભૂલના સ્મારક તરીકે બાપુજીએ એ શીશી લાંબા વખત સુધી પોતાના ટેબલ ઉપર મૂકી રાખી હતી. એમને મળવા આવનાર લોકોને શી રીતે ખબર પડે કે અર્થવિહીન એ શીશીમાં બાપુજી માટે કેટલો અર્થ સમાયો હતો!?

આજકાલ સેવાગ્રામમાં બાપુજી રહે છે, એ માટીની ઝૂંપડી મૂળે શ્રી મીરાં-બહેને પોતાને માટે બનાવી હતી. મીરાંબહેન એટલે જાણે યુરોપની પ્રખ્યાત રખડુ જિપ્સી જાતિનાં પ્રતિનિધિ. મીરાંબહેને એ માટીની દીવાલ પર માટીના ગારાથી એક ઠેકાણે મોર બનાવ્યો છે. બીજે ઠેકાણે સેવાગ્રામમાં ચારે કોર જડતાં ખજૂરીનાં ઝાડ ઊભાં કર્યાં છે. ધ્યાન માટે ૐકાર અને કર્મ માટે રેંટિયો તો જોઈએ જ. એવી એ ઓરડીમાં એક ખંડ બેસવા માટે. એની આગળપાછળની વાંસની પડદી પાછળ એમના મંત્રીઓ માંડ બેસી શકે છે. એક ખૂણો પેશાબપાણીની સગવડ ખાતર અને ઉત્તર તરફ એક ખુલ્લો ઓટલો, એવી એ ઝૂંપડી છે. જ્યાં બાપુજી બેસે છે ત્યાં ઘાસની ચટાઈવાળો એક પંખો ટિંગાડેલો છે. એ એટલો સાદો અને અગવડભર્યો છે કે એ નાનકડી ઝૂંપડીમાં પણ એ વૈભવ જેવો લાગતો નથી. પાસે જ ચોપડીઓ ખડકવાની એકબે નાની નાની ઘોડીઓ છે. અંદરની ચોપડીઓ એવી દેખાય છે કે જાણે કહેતી હોય કે આવડા મોટા મહાત્મા જો આવી ગરીબડી ઝૂંપડીમાં રહી શકતા હોય તો અમે અમારો જ્ઞાનભંડાર લઈને આવી દેવદારી ધર્મ-શાળામાં કેમ ન રહીએ?

દીવાલ ઉપર આજકાલ એક નવી વાત દેખાઈ આવે છે. કોઈ સારું વચન જડે એટલે એ સારે હાથે લખાવી બાપુજી દીવાલ ઉપર ઊંચે ટિંગાડી રાખે છે. એક વખતે એક અંગ્રેજી વચન મેં જોયું જેનો ભાવ એ હતો કે મિજાજ કાબૂમાં રાખો. જો તમારી વાત સાચી હોય તો મિજાજ ખોવાનું કારણ નથી. ધીરજ રાખ્યે પોસાય. અને જો તમારી વાત શંકાસ્પદ હોય તો મિજાજ ખોયે શી રીતે પોસાય? ધીરજ ધરવામાં જ ડહાપણ છે.

હમણાં હમણાં એ ઠેકાણે એક બીજું વચન વિરાજમાન છે. જેમાં સાચું બોલતાં પણ જીવનમાં અસત્ય કેટલી સૂક્ષ્મ રીતે પેસી શકે છે એ તરફ વાંચનારનું ધ્યાન ખેંચ્યું છે. કોક વાર મૌનથી પણ જૂઠ બોલી શકાય છે. વાક્ય ઉચ્ચારતી વખતે આંખના પલકારા દ્વારા તથા અવાજની ખૂબીઓ દ્વારા પણ જૂઠ બોલી શકાય છે. અસત્યથી બચવું હોય તો કેટલી જાગૃતિ જોઈએ છે એ એ વાક્યમાં સ્પષ્ટ કર્યું છે.

એક વાર પૂ. બાપુજી મુંબઈમાં 'મણિભવન'માં રહ્યા હતા. આસપાસ અનેક પ્રકારના કાગળ પથરાયા હતા. અને એમાં જ અસંખ્ય પ્રકારના લોકો બાપુજીની મુલાકાતે આવી પ્રેરણા અને સૂચનાઓ લઈ જતા હતા. ત્યાં મુંબઈનાં એક નાગર (polished) બહેન આવીને બાપુજીને કહે, 'બાપુજી, આપની ઓરડીમાં આ કેટલી બધી અવ્યવસ્થા છે? આપના સેક્રેટરીઓ આ બધું વ્યવસ્થિત અને સુઘડ

કેમ નહીં ગોઠવતા હોય?' બાપુજીએ કહ્યું, 'કોઈ લશ્કરના સેનાપતિનો તંબૂ તમે જોયો હોત તો તમને આમ ન લાગત. કામગરા માણસનું આમ જ હોય છે.'

આજે પણ બાપુજીની ઓરડીની એ જ દશા છે. બપોરે થોડો વખત પેટ ઉપર ભીની માટીનો પાટો રાખી સૂઈ જાય છે ત્યારે પણ એમ જ દેખાય છે કે અક્ષૌહિણી સેનાનો આ સેનાપતિ કામ વચ્ચે એક ક્ષણની નીંદર લઈ રહ્યો છે. એ અહીં એકલો છે. કોઈ વિરક્ત કુટીચક સંન્યાસીની પેઠે વખત વિતાડે છે, પણ એની ફોજ તો આખા વિશ્વમાં અન્યાય અને અસંસ્કૃતિ સામે લડી રહી છે.

બાપુજીની આસપાસ જે કાગળિયાં પથરાયેલાં હોય છે તે કોઈ રમતિયાળ પવન ઉઠાવીને રમવા ન લઈ જાય એટલા માટે કેટલાક પ્રાકૃતિક વાંકાચૂકા પણ આકર્ષક પથરાઓ ત્યાં મૂકેલા હોય છે. એમની વચ્ચે હમણાં હમણાં ત્રણ વાંદરાનું એક ચીની માટીનું રમકડું પણ વિરાજમાન થયું છે. એ એટલું નાનું છે કે કોઈનું ખાસ ધ્યાન પણ ખેંચતું નથી. એમાં કોઈ ખાસ એવી કળા પણ નથી જે કોઈ ચમત્કૃતિ ઉપજાવે. ત્રણ વાંદરાનું રમકડું અનેક ઠેકાણે જોવાને મળે છે. એક વાંદરું પોતાના હાથ વતી પોતાની આંખો બંધ કરે છે, બીજું પોતાના કાન પર હાથ મૂકી દે છે અને ત્રીજું બન્ને હાથ વડે હોઠ દબાવી મોઢું બંધ રાખે છે. આવાં રમકડાં અને એમનો પ્રખ્યાત બોધ બધાંને પરિચિત છે.

મને થયું કે કોઈ બાળકે પોતાના બાળ-હેતથી બાપુજીને આ રમકડું ભેટ આપ્યું હશે અને બાપુજીએ એને રાજી રાખવા ખાતર એ પોતાના બુકશેલ્ફ પર રહેવા દીધું હશે.

પણ બાપુજી કહે કે એવું નથી. આ તો મેં મને જાગ્રત રાખવા માટે નજર આગળ રાખ્યું છે. ભૂંડું કશું જુઓ નહીં, ભૂંડું સાંભળો નહીં અને ભૂંડું બોલો નહીં એ બોધ હમેશ યાદ રાખવા માટે જ આ અહીં રાખ્યું છે. બે દિવસની મુસાફરીએ જાઉં તોયે આ ત્રણ વાંદરાઓને સાથે લઈ જાઉં છું; અને તેઓ એ કીમતી ઉપદેશ આપતા રહે છે.

જ્યારે જ્યારે હું બાપુજીને મળવા જાઉં છું ત્યારે ત્યારે ચીની માટીના એ ત્રણ ધોળા વાંદરાઓને જોઉં છું, પણ તેમણે મને ઉપરના જેવો બોધ આપ્યાનું સ્મરણ નથી. મારે મન એ મામૂલી રમકડાંના વાંદરા હતા. તેઓ તો મહાત્માઓ સાથે જ બોલે. મારી ઉપર એમની નજર પડતાં જ એક વાંદરાએ વિચાર્યું હશે કે આ પામરને જોઈને લાભ શો? અને એણે આંખો બંધ કરી હશે. બીજા વાંદરાએ સંકલ્પ કર્યો હશે કે આ બેવકૂફની લવરી સાંભળવી નથી. ત્રીજા વાંદરાએ ડહાપણ વાપરી નિશ્ચય કર્યો હશે કે આ પ્રમાદીને કોઈ પણ ઉપદેશ કરવામાં સાર નથી.

પૂ. બાપુજીએ મારા પ્રત્યે એ જ વૃત્તિ ધારણ કરી હોત તો? હું કયાં જાત? હું તો ગમે ત્યારે એમને મળવા જાઉં છું. તેઓ મારી વાત ધીરજથી સાંભળે છે અને એક જ વસ્તુ અનેક રીતે મને સમજાવતાં થાકતા નથી. બાપુજી તો વાંદરા પાસેથી પણ બોધ લે છે અને નરવર(superman)ની પેઠે વર્તે છે.

જુલાઈ, ૧૯૪૦

# ૭. કળાકાર – ૧

મારી સાથે મહારાષ્ટ્રમાં ફરી આવેલા એક યુવાન ચિત્રકારના કાગળમાં નીચેની લીટીઓ છે:

"હવે તો એમ થાય છે કે મહારાષ્ટ્રમાં જઈ કળાના સાધુ થઈ ભયંકર સૌંદર્ય-દેવ સહ્યાદ્રિના જંગલમાં રખડવું અને કળાની જ ભિક્ષા લેવી. પરંતુ મને ઘણી વખત એવા વિચારો આવે છે કે ચિત્રકાર કરતાં કંઈક બીજા જ થવું; ચિત્રકળાને ગૌણ કરી નાખવી. મારે ચિત્રકાર થવું કે નહીં તે લખજો. તમને મારો આ નિશ્ચય યોગ્ય લાગે છે? ચિત્રકારનું જીવન કેવું હોવું જોઈએ?

"અને મારે એક વસ્તુ ખાસ જાણવી છે કે ઈશ્વર શું છે? ઘણા વિચારો કર્યા તોપણ કંઈ સૂઝતું નથી. પણ મને લાગે છે ઈશ્વર છે એમ જો સમજાય તો ચિત્રકળાની પ્રગતિ સહેલાઈથી કરી શકાય."

આ બંને વિચારો માટે એ યુવાનને અભિનંદન ઘટે છે. એની ઉંમર વિચારતાં એને જે જવાબ ઘટે છે તે મોકલ્યો છે. પણ એણે જે સવાલો ઉઠાવ્યા છે તે વધારે મહત્ત્વના હોઈ વિશેષ ચર્ચા માગે છે.

ચિત્રકળા એ એક સ્વતંત્ર દર્શન છે. એટલે કે ચિત્રકળા મારફતે આપણે જીવનનાં અનેક ગૂઢ રહસ્યોનું દર્શન કરી શકીએ છીએ. સામાન્ય જીવનમાં જે કંઈ સુંદર પદાર્થો, અથવા આકર્ષક દૃશ્યો, વનઉપવનો, પશુપક્ષીઓ, મનુષ્યો કે પ્રસંગો આપણે જોઈએ છીએ તેનું આબેહૂબ ચિત્ર રજૂ કરવું એટલો જ કંઈ ચિત્રકળાનો હેતુ નથી. એ તો સૌંદર્યની કેવળ નોંધ થઈ. જ્યાં સુંદર કુદરત ચારે કોર પથરાયેલી છે અને જીવનના હૃદયવેધી પ્રસંગો આપણને ક્ષણે ક્ષણે જોવા મળે છે ત્યાં કેવળ એની નોંધ જોવામાં કોને વિશેષ રસ પડે? નિરીક્ષણમાં આવતી સુંદરતા ઉપરાંત એવી કેટલીયે સુંદરતા મનુષ્યજીવનમાં પ્રવેશ કરી શકે છે, જે કેવળ ભાવગમ્ય હોય છે. મનુષ્યની સંસ્કારિતા, એની ઉચ્ચ અભિલાષા, એની કોમળ, ઉત્કટ અને પવિત્ર લાગણીઓ, અને જીવનના સર્વોચ્ચ આદર્શની સ્પષ્ટ કે અસ્પષ્ટ ઝાંખી; એ બધાને લીધે એના હૃદયમાં અસાધારણ સુંદરતા પ્રગટે છે; જે વ્યક્ત કર્યા વગર કળાકારને ચેન પડે નહીં અને છતાં એ ગૂઢ વસ્તુ વ્યક્ત કેમ કરાય એની મૂંઝવણ એને રહે જ છે. મૂંગા માણસને કંઈ અદ્ભુત દર્શન થયું હોય, તે બીજાને કહેવાની એની ઉત્કંઠા અદમ્ય થઈ જાય; અને છતાં એ વ્યક્ત કરવાનું કંઈ સાધન પોતાની પાસે નથી એમ જોઈ એ ફરી ફરી પસ્તાય છે. એવી જ સ્થિતિ કળાકારની પણ છે. જીવનની આર્યતાનો કંઈક અપૂર્વ પાસો એની નજરે ચડયો, એને અસાધારણ આનંદ થયો, હવે એ તે શી રીતે

વ્યક્ત કરે? એ આનંદને જો એ અમર ન કરી શકે તો એનું જીવન શી રીતે કૃતાર્થ થાય?

જો એ કવિ હોય તો શબ્દો મારફતે જે કંઈ વ્યક્ત થઈ શકે તેની મદદથી એ અવ્યક્ત આનંદને મૂર્તરૂપ આપવાને એ મથે છે. શબ્દરચના તાલબદ્ધ કરી, શબ્દોની સૂચનશક્તિની પરમાવધિનો ઉપયોગ કરી અશકય કાર્ય એ શકય કરી બતાવે છે. અસંખ્ય લોકોએ મૂંગાની પેઠે જે અનુભવ મેળવ્યો હતો, પણ જે તેઓ વ્યક્ત કરી શકતા નહોતા, તેને તેણે વાચા અર્પણ કરી અને અનુભવને બોલતો કર્યો. એ ઉપકાર લોકો કોઈ કાળે ભૂલી ન શકે.

જો એ સંગીતજ્ઞ હોય તો શબ્દોની મદદથી અથવા શબ્દોની મદદ વગર કેવળ ભિન્ન ભિન્ન આલાપ અને તાલ દ્વારા એવી તો એક નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે કે એની સાથે હૃદયતંત્રીના ગૂઢ તારો ગુંજી ઊઠે છે, અને વિષયાનંદ કે વિષાદાનંદથી માંડીને બ્રહ્માનંદ સુધીના કેટલાયે અનુભૂત પણ અવ્યક્ત આનંદને તે વ્યક્ત કરે છે. નીતિશાસ્ત્રની કોરી સાધનાથી જીવન પર જે અસર થઈ શકી ન હતી, જે અનાસક્તિ કેળવાઈ શકી ન હતી, જે વિશ્વપ્રેમ અશકય જેવો લાગતો હતો તે બધું સંગીતના એ અદ્‌ભુત કીમિયાથી માણસમાં આવવા લાગ્યું. વ્યવહારની આ કુટિલ દુનિયામાં રહેતા છતાં એને વિશે સંપૂર્ણ બેદરકારી એની મેળે કેળવાઈ, પ્રયત્નથી પણ જે સિદ્ધ થઈ ન હતી તે ઉદારતા સહજ થઈ, અને ત્યાગ પણ બળતરા ઉત્પન્ન કરવાને બદલે, શીતળ શાંતિ આપવા લાગ્યો, જીવન દારુણ સંગ્રામ મટી જઈ એક મંગલ ઉત્સવ અથવા નિરંતર સંગીત જેવું બની ગયું. આ અદ્‌ભુત કીમિયો જેણે કર્યો તેના ઋણમાંથી મુક્ત શી રીતે થઈએ?

જો એ ચિત્રકાર હોય તો વર્ણ અને આકૃતિની અથવા કેવળ રેખાની જમાવટથી એ એવો તો ભાવ પેદા કરે છે કે નર્યા ગંદવાડામાં રહેવું પડતું હોય તોયે એ બધી હાડમારી ભૂલી જવાય છે અને જાણે દેવોની જ સૃષ્ટિમાં આપણે વિચરતા હોઈએ એવું સમાધાન પ્રાપ્ત થાય છે. પ્રતિભાશાળી ચિત્રકાર બ્રહ્મદેવની આ દુનિયામાંથી બની શકે એટલું ઓછું લઈને તેની ધરતી પર તદ્દન સ્વતંત્ર સૃષ્ટિ ખડી કરે છે. જે આદર્શ હૃદયમાં સ્ફુરતા હતા પણ જીવનમાં ઉતારવા લગભગ અશકય જેવા લાગતા હતા તે આ ચિત્રકારે સહજ કરી બતાવ્યા. એને ગુરુસ્થાને ન રાખીએ તો નગુણા જ કહેવાઈએ ને!

જો એ મૂર્તિકાર હોય તો મીણ, માટી, કાષ્ઠ, પાષાણ અથવા ધાતુનો એક લોચો લઈ એને એવું તો રૂપ આપે છે કે જે સૌષ્ઠવ અને શાંતિ, શક્તિ અને સ્વાર્પણ અસંખ્ય વાર મનમાં આવીને ભાગી જતાં હતાં તે જાણે આપણે માટે સ્થિર થઈ ગયાં છે. એવા હિતકર્તાને શું શું ન આપીએ? જનક રાજાની પેઠે કહેવાનું મન થાય છે કે, 'આ વિદેહ દેશનું રાજ્ય અર્પણ કરું છું. અને ઉપરાંત સેવા માટે હું પોતે પણ દાસ થઈને રહું છું.'

અને જો એ અસાધારણ સ્થપતિ હોય તો એ એવું તો મંદિર બાંધી આપે છે અને એમાં એવો તો કળાવિધાનનો પરસ્પર સંવાદી સંગમ ઉત્પન્ન કરે છે કે જે ભાવ જીવતી વ્યક્તિને પણ પ્રગટ કરતાં ન આવડયો તે આ કેવળ પાષાણનો સંચય સહેજે અસંખ્ય લોકોને, અનેક જમાનાઓને, એક રૂપે અને છતાં અનેક રૂપે, બોધતો રહે છે. આ બધી શક્તિ જોઈને ચકિત થયેલું હૃદય બોલી ઊઠે છે: હે કળાધર! માણસનો દેહ ધારણ કરી અમારી વચ્ચે વિચરનાર તું કોણ છે? તું કઈ દુનિયાનો રહીશ છે? અમારી વચ્ચે કેમ આવ્યો છે? અમારી પાસે શાની શાની આશા રાખે છે?

કોઈ અદ્‌ભુત પરીની માફક અથવા દેવદૂતની માફક સામાન્ય જનોને એક દુનિયામાંથી ઊંચકી બીજી દુનિયામાં લઈ જનાર આ કળાધરનું દર્શન કેવું હશે? જીવન કેવું હશે? એ શું બોલતો હશે? કઈ રીતે ચાલતો હશે? એનું સુખદુ:ખ શામાં રહેલું હશે? એની પ્રવૃત્તિના હેતુ ક્યા ક્યા હોઈ શકે? એને પરમ સંતોષ શામાં મળતો હશે? એવું કુતૂહલ, એવી જિજ્ઞાસા જન-હૃદયમાં ઉત્પન્ન થાય તો તેમાં નવાઈ શી?

કળા દ્વારા પોતે ઉત્પન્ન કરેલી અપેક્ષાઓ સુધી પોતાના જીવન દ્વારા જો માણસ ન પહોંચે તો એનું જીવન એને માટે અને સમાજને માટે અંતે શાપરૂપ નહીં તો ક્લેશરૂપ તો બને જ છે. વાદળાં જોઈને આનંદિત થઈ કળા કરતા મોર પર મોહિત થઈને આપણે એના આહારની તપાસ કરવા બેસીએ તો ગ્લાનિ જ ઊપજે. સજ્જનોના શીલ જેવા ધોળા રંગથી મંડિત એવો બગલો શાંત સરોવરને કાંઠે એક પગે એકધ્યાન થઈને ઊભો હોય ત્યારે એ કઈ વસ્તુનું ચિંતન કરે છે તેની તપાસ કરીએ તો કાંઈ આનંદ પ્રાપ્ત થવાનો નથી. અંતે વિષણ્ણ મન નિર્ણય કરે છે કે આ પ્રાણીઓ ઈશ્વરે અર્પેલી કળાનું વહન કરે છે, પણ છે તો સાવ પ્રાકૃત પ્રાણી. જેટલી કળા ધારણ કે વહન કરે છે તેટલી કંઈ એમના જીવનમાં ઊતરી નથી.

જેમની કૃતિથી મનુષ્યહૃદય ધન્ય ધન્ય થઈ જાય છે તેમનું જીવન તપાસતાં નિરાશા ઊપજે એવી સ્થિતિ શું અપરિહાર્ય છે? જે કળાકૃતિએ અસંખ્ય જીવનોમાં ચૈતન્ય રેડયું અને માનવી ભાવોને દિવ્ય બનાવ્યા તેની અસર કળાકારના પોતાના જીવન પર કેમ ન થાય?

કેમ ન થાય? વાલ્મીકિ કળાકાર હતો. એના જીવનની વિભૂતિ એની કળાની વિભૂતિ કરતાં જરાયે ઊતરતી ન હતી. વેદાંત-સમ્રાટ યાજ્ઞવલ્કય કળાકાર હતો. જ્યારે એની વેદાંતવાણી બોલે છે ત્યારે જાણે મહાનદ ઘૂઘવતો ચાલતો હોય એમ જ લાગે છે. એની વાણી જેમ જેમ સાંભળીએ છીએ તેમ તેમ તેનું સંગીત અજાણતાં જ આપણા હૃદયમાં પેસી જાય છે. તાનસેનનો ગુરુ હરિદાસ કળાકાર હતો. એનું પ્રભુત્વ માણસ ઉપર તો શું, જંગલનાં પશુપંખી અને નદીનાં નીર પર પણ ચાલતું. થેરગાથા અને થેરીગાથા રચનાર બૌદ્ધ કવિ અને કવયિત્રીનું કવન શ્રેષ્ઠ

કે જીવન શ્રેષ્ઠ એ કોણ કહી શકે? જ્ઞાનેશ્વરની તોલે આવે એવા કવિઓ બહુ જ થોડા મળે. પણ સંત જ્ઞાનેશ્વરે કવિ જ્ઞાનેશ્વરની કીર્તિ ઢાંકી નાખી. તુલસીદાસ, સુરદાસ, કબીર, ત્યાગરાજ કેટલાયે જીવનકળાના કળાધરનાં નામો આપણે અહીં ટાંકી શકીએ. અને બધા કળાકારો નિવૃત્તિમાર્ગી હોવા જોઈએ એવો કંઈ આપણો આગ્રહ નથી. મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર અથવા એમના ચિરંજીવી વિશ્વકવિ રવીન્દ્રનાથ જેવાનો પણ આપણે દાખલો લઈ શકીએ. આગ્રહ એ છે કે કવિના કવન કરતાં તેનું જીવન ઊતરતું ન હોય; કળાકાર જીવનકળામાં પામર જેવો ન દેખાવો જોઈએ. કળાકૃતિથી મુગ્ધ અને ઉપકારબદ્ધ થયેલી દુનિયા કળાકારના દોષ ભલે ન જુએ; પણ એટલા ખાતર કળાકારોએ બાયરન, શેલી, ગટે અને ઑસકાર વાઈલ્ડની પરંપરા ચલાવવી જ જોઈએ એમ તો કોઈ ન કહે. ઊલટું પોતાની કળાને કૃતાર્થ કરવા ખાતર પોતાની અસાધારણ નબળાઈઓ સામે ઝૂઝનાર અને પોતાના જીવનમાં ક્ષણે ક્ષણે નવી ક્રાંતિ કરનાર ટૉલ્સ્ટૉયની પરંપરા ચલાવવી પડે તોયે એને દુઃખ કરવાનું કારણ ન માનીએ.

ઈશ્વર પોતાનો સૌંદર્યનો સંદેશો ગમે તેની મારફતે આપી શકે છે; જેમ પેલા અમલને રાજાનો કાગળ આણી આપનાર ટપાલી ગમે તે હોઈ શકે છે. પણ શું દિવ્ય સંદેશ વહન કરનારને માથે કશી ફરજ ન જ હોય? ખુદાની વહી વહન કરનાર નબીઓ પોતાનું જીવન જેમ ભક્તિથી તરબોળ કરી મૂક્યું હતું તેમ કળાકાર પણ પોતાનું જીવન મનુષ્યહિતચિંતક, સેવામય, પ્રેરણાપ્રદ, નિર્મળ અને દીક્ષિત એવું કેમ ન કરી મૂકે?

એટલે જેનામાં કંઈ પણ કળાની શક્તિ છે, કળા તરફ જેનું કંઈ પણ સ્વાભાવિક વલણ છે તેણે 'કેવળ કળાકાર' થઈને સંતોષ ન માનતાં પોતાનું જીવન એ કળાના અવતારને ધારણ કરી શકે એવું ઉદાર, ઉદાત્ત અને ઉત્તુંગ કરવું જ જોઈએ. સંસ્કૃતિના સર્વ પાસા સાથે એનો સમભાવ હોવો જોઈએ. પુરાણ અને ઈતિહાસ બંને સાથે એની ઊંડી ઓળખાણ હોવી જોઈએ. સમાજશાસ્ત્રથી અને માનસશાસ્ત્રથી તે અપરિચિત તો ન જ હોવો જોઈએ. આટલા જ્ઞાન સાથે આવતી સંસ્કારિતા એ બગલાની સાધુતા જેવી ઉપર ઉપરની ન હોય પણ એનું આખું જીવન કારુણ્યમય અને પરાક્રમમય હોય તો જ એની કળાકૃતિ માથું ઊંચું કરીને બોલી શકે, હાથ ઊંચા કરીને દુનિયાને આમંત્રણ દઈ શકે, અને અંતે એ જ હાથે જીવન-વીરોને આશીર્વાદ પણ આપી શકે.

૧૯–૭–'૩૧

# કળાકાર – ૨

જે ઈશ્વરનિષ્ઠ હશે એની કળામાં કાંઈક વિશેષ તત્ત્વ પ્રગટ થશે એમ કહેતાં પહેલાં ઈશ્વરનિષ્ઠાનું સ્વરૂપ આપણે જાણવું જોઈએ.

ઈશ્વરનિષ્ઠા એ ખાનદાનીની પેઠે આખા જીવનમાં એની મેળે વ્યાપેલી હોય છે અને એની મેળે એની સુવાસ ફેલાય છે. જેમ ખાનદાનીનો આધાર ગરીબાઈ કે શ્રીમંતાઈ પર નથી હોતો તેમ ઈશ્વરનિષ્ઠાનો આધાર પંડિતાઈ ઉપર કે મૂઢતા ઉપર નથી હોતો, તર્કશુદ્ધિ ઉપર કે વહેમો ઉપર નથી હોતો. પ્રેમ જેમ જીવનવ્યાપી છે, જ્ઞાન જેમ જીવનવ્યાપી છે, સામર્થ્યનો આત્મવિશ્વાસ જેમ જીવનવ્યાપી છે, ખાનદાનીની ખુમારી જેમ જીવનવ્યાપી છે તેમ ઈશ્વરનિષ્ઠા પણ જીવનવ્યાપી છે. 'ઈશ્વર અંતર્યામી છે; એને જાણવો એ આપણો પરમ આદર્શ છે; એને જાણવો, આપણા જીવનમાં એને વ્યક્ત કરવો એ જ આપણો પરમ આનંદ છે,' એવી જેની વૃત્તિ બંધાઈ ગઈ છે તેના જીવનમાં એક જાતની શાંતિ, સ્વસ્થતા અને સ્વાભાવિકતા આવી જાય છે. એ ભૂખ્યા જેવો નથી લાગતો, એ ઊકળેલા જેવો નથી લાગતો, એને અંદરનો આનંદ મળી ચૂક્યો છે; એના વ્યવહારમાં પ્રામાણિકપણું છે, ઉત્કટતા છે, સહનશીલતા છે; એનામાં પ્રેમ ઊભરાય છે, શાંતિ ફેલાય છે; ક્ષમા એની મેળે હોય જ છે, એ બતાવવી કે કેળવવી નથી પડતી.

એવો માણસ જ્યારે કળાકાર થઈ જાય છે, એટલે કે એના જીવનમાં રહેલી સર્વોચ્ચ કળા એ વર્ણ, વાણી, ધ્વનિ કે આકૃતિ દ્વારા વ્યક્ત કરવા મથે છે ત્યારે અંદર રહેલી મુખ્ય વસ્તુઓ એની કૃતિમાં આવ્યા વગર રહેતી જ નથી.

ઘણાં વર્ષ પહેલાં એક ભક્ત સ્થપતિ જોયો હતો. સૌમ્ય હતો. આજના આદર્શ પ્રમાણે અભણ હતો. એક મોટા મંદિરમાં મહત્ત્વના સુધારાવધારા કરવાના હતા. મંદિરનો માલિક અને એના સલાહકાર એને કહે, અમુક અમુક ઢબે નવી રચના થાય. પેલો સ્થપતિ કહે, 'જેવી તમારી મરજી; તમે કહો તેમ કરી આપું; પણ મારા અંતરાત્માને એ રુચશે નહીં. તમે કહેશો એવા ફેરફારો કરીશું તો પછી એ મંદિર જેવું નહીં લાગે. ઘડીભર બેસીને ધ્યાન કે ભજન કરવાનું ત્યાં મન નહીં થાય. આવા મંદિરમાં તમે ન્યાતવરા કરશો, ઉત્સવો કરશો, પણ કોઈ ભક્ત આકર્ષાઈને ત્યાં નહીં આવે.' એની વાત સાચી હતી. પતંગિયાને ફૂલ આકર્ષે તેમ ભક્તોને જે ન આકર્ષે તે મંદિર નથી.

આશ્રમમાં એક ભાઈ સતાર સરસ વગાડતા હતા, શીખવતા પણ હતા. ઈશ્વરનિષ્ઠ બ્રહ્મચારી તરીકે એમની ખ્યાતિ છે. એક દિવસ એકબે કલાક એમણે

સતારનો આનંદ આપ્યો. પણ વચમાં એક ગત છાકટી જેવી લાગી. સાંભળતાંની સાથે અમુક બાળકો ખુશમિજાજમાં આવ્યાં. વગાડનારને જ્યારે પૂછવામાં આવ્યું કે આવી ગત તમારી પાસે ક્યાંથી? તમને શું એ સારી લાગે છે? ત્યારે તેમણે તરત કબૂલ કર્યું કે, 'એ નવી જેવી લાગી એટલા માટે લઈ લીધી, પણ એ સારી નથી.' એ એક લાવણીના રાગની ગત હતી. એ લાવણી અને એના રાગની મને ખબર સરખી પણ ન હતી છતાં મને એ ગત છાકટી જેવી તો લાગી જ.

કેટલાક નટો ઉચ્ચ નાટચકળાના પાઠો લઈ અપ્રતિમ અભિનયકળા બતાવે છે. પણ જો જીવન ઉદાત્ત ન હોય તો એ ઉચ્ચ કળામાં પણ કોઈક વખતે, જાણ્યેઅજાણ્યે એવું તો હીન તત્ત્વ આવી જાય છે કે આખું કૃત્રિમ છે, અંતઃસ્ફૂર્ત નથી, પચાવેલુંયે નથી, એમ સિદ્ધ થાય છે.

એકાદ માણસ હોશિયાર ચિત્રકાર હોય, કોઈને ન આવડે એવી અદ્ભુતતાથી ચિત્રો દોરી શકતો હોય, પૂર્વાચાર્યોએ નક્કી કરેલા સુરુચિના સર્વ નિયમોનું યથાર્થ પાલન કરી અભિજાત કળાની છાપ પાડતો હોય તોયે જે ક્ષણે પોતાનું કાંઈ પણ તે ઉમેરવા ગયો તે ક્ષણે તે પકડાયો જ છે. પણ જેનું જીવન ખાનદાનીભર્યું છે, જેના મનમાં ઈશ્વરનિષ્ઠાની શાંતિ છે, ઉચ્ચભાવથી જેને સુખદુઃખ સહન કરતાં આવડે છે, કોઈ પણ પરિસ્થિતિ તળે જેના પગ અસ્થિર નથી થતા તે પ્રયત્નપૂર્વક ચિત્રો ચીતરે અથવા અસાવધાન સ્થિતિમાં પણ કાંઈક આલેખે તોયે એમાં એ માણસનો સ્વભાવ, એનું જીવન, એનો સહજાનંદ વ્યક્ત થયા વિના રહે જ નહીં. સંસ્કારી માણસના પ્રસંગમાં જે વિશ્વાસથી આપણે વર્તી શકીએ તે જ વિશ્વાસથી એવા ચિત્રકારની કૃતિઓનો આપણે સ્વીકાર કરી શકીએ છીએ. ચિત્રકળાના નિયમો એ જાણતો હોય કે ન હોય, એની શક્તિ સામાન્ય હોય કે અસામાન્ય હોય, એમાંથી બેસૂરું કશું નીકળે જ નહીં.

ઈશ્વરનિષ્ઠા એ એક જાતની પ્રસન્નતા છે, એક જાતની શાંતિ છે, એક જાતનું ભર્યાભાદર્યાપણું છે. દુનિયાની બધી વસ્તુઓ અને બધા પ્રસંગોમાંનો મેલ કાઢી નાખી એ બધામાં મેળ બેસાડવાની જે શક્તિ તે જ ઈશ્વરનિષ્ઠાની કળા છે, તે જ ઈશ્વરનિષ્ઠ કળા છે. જીવનકળાનું એ પ્રતિબિંબ હોઈ, નવા નવા સર્જનનું એ કળામય પ્રતીક હોઈ પરમ મંગલ અને ચિરંતન નીવડે છે. તારાનો પ્રકાશ અને તારાઓનું આમંત્રણ ચિરંતન હોવા છતાં એ જેવાં નિત્યનૂતન અને આહ્લાદક હોય છે, તેવી જ એ જીવંત કળાધરની જીવતી કળાકૃતિ પણ સંત-સદૃશ હોય છે.

૧૬-૮-'૩૧

# ૯. સુંદર ચિત્ર

સુંદર ચહેરાની એવી વ્યાખ્યા કરવામાં આવે છે કે, હસતી વખતે જે ચહેરો વધારે સારો લાગે તે સુંદર. કેટલાક ચહેરા પ્રથમ દર્શને તદ્દન સામાન્ય જેવા લાગે છે, પણ પ્રસન્નતાનું થોડુંક સ્મિત ઝળકતાં જ જોનારને વશ કરી લે છે. આવા ચહેરા એક વાર જોવામાં આવે એટલે કાયમના યાદ રહી જાય છે.

સુંદર ચિત્રનું પણ કંઈક આના જેવું જ છે. જે ચિત્ર જોતાં મન પ્રસન્ન થાય છે, જે ચિત્ર એક વાર જોયા પછી ફરી ફરી જોવાનું મન થાય છે, અથવા જે ચિત્ર એક વાર જોવાની સાથે જ ખૂબ ગમી જાય છે—મનમાં ઠસી જાય છે, તે ચિત્ર સુંદર છે એમ જાણવું. કાશ્મીરનો મહાકવિ ક્ષેમેન્દ્ર કહે છે, '**औचित्यं रससिद्धस्य स्थिरं काव्यस्य लक्षणम् ।**' (રસથી તરબોળ કાવ્યની ખરી અને કાયમની ખૂબી તેના ઔચિત્યમાં હોય છે). આ જ કસોટી સુંદર ચિત્રને પણ લાગુ કરી શકાય. રસ અને ઔચિત્ય એ બે ગુણોને લીધે જ ચિત્ર સુંદર બને છે.

યરોડાની જેલમાં હતો ત્યારે એક અંગ્રેજી સાપ્તાહિકમાં એક વૃદ્ધ સ્ત્રીનું ચિત્ર મારા જોવામાં આવ્યું હતું. ડોસી એટલી બધી સુકાઈ ગઈ હતી કે જાણે ખારેક. પણ તેની આંખમાં અનુભવની ગંભીરતા અને સ્થિર થયેલા ચૈતન્યની ચમક હતી; અને તેના મોઢા પરની કરચલીઓ જાણે પચાસ-પોણોસો વરસનો ઈતિહાસ એકેએક વિગત સાથે કહેતી હોય એવી લાગતી હતી. આ મતિમંદ વાર્ધક્યને જોઈને ચિત્ત અતિ નમ્ર બન્યું. બાઈ કોઈ 'કાતવડી' કે ખારવાની જાતની હતી. કેળવણી કે સંસ્કાર તો તેને ક્યાંથી મળ્યા હોય? જુવાનીએ જે કંઈ લાવણ્ય તેને આપ્યું હશે તેમ જ ઘડપણે જે કંઈ અનુભવ-સમૃદ્ધિ તેનામાં આણી હશે, તે જ તેની મૂડી હતી.

ચિત્ર જોયા પછી મારાથી રહેવાયું નહીં. મેં મારા મિત્ર શ્રી રવિશંકર રાવળને કાગળ લખ્યો અને 'આ ચિત્ર તરફ તમારું ધ્યાન ગયું છે કે?' એમ પુછાવ્યું. તેમણે વળતો જવાબ આપ્યો કે, 'હા, અખિલ જાગતિક હરીફાઈમાં આ ચિત્રને ઈનામ મળેલું છે.' અનેક જુવાનોને ચિત્રકળાની દીક્ષા આપનાર ચિત્ર-ગુરુને આ ચિત્ર ગમ્યું એટલું જ નહીં, પણ દુનિયાના ચિત્રરસિકોને પણ આ ચિત્ર સર્વોત્તમ લાગ્યું, એ જાણીને મારો આનંદ બેવડો થયો.

જે ચિત્ર જોઈને આપણો આનંદ બીજાને આપવાનું મન થાય, બીજાનો અભિપ્રાય જાણી લેવાની ઈચ્છા થાય, અને એવો કોઈ માણસ ન મળે તો ચિત્તમાં ચટપટી થાય, તે ચિત્ર સુંદર છે, એમ જાણવું.

વડોદરામાં એક મિત્રને ત્યાં એક નાનકડું સાદું ચિત્ર છે. પેન્સિલથી કે કોલસાના કકડાથી દોરેલું એક ભિખારીની છોકરીનું તે ચિત્ર છે. આંખો સાવ ભાવનાશૂન્ય, કંઈક ગભરાયેલી; તમે ઊભી નહીં રહેવા દો, હાંકી કાઢશો, એવી ભીતિ એ આંખોમાં કાયમનું ઘર કરી બેઠેલી છે; મોઢું થોડું ઉઘાડું છે, જાણે જીવતા રહેવાની ધૃષ્ટતા કરી તે માટે માફી માગતું હોય ને! અને વાળ જાણે વરસાદના સપાટાથી વેરણછેરણ થયેલા ખેતરમાંના ઘાસ જેવા! એ ચિત્ર નહીં પણ ગરીબાઈ, દીનતા અને નિરાશા માનવજાતિનાં અન્યાય અને કઠોરતાની દુનિયા આગળ જાહેરાત કરવા માટે, મૂર્ત સ્વરૂપ લઈને ઊભી હોય એમ જ લાગતું હતું. મેં જે થોડાં જીવંત ચિત્રો જોયાં છે તેમાંનું આ એક હતું. એ ચિત્રની નીચે કોઈ જર્મન કવિતાની બે પંક્તિઓ લખેલ છે. તેનો અર્થ મારાથી સમજાયો નહીં. પણ આવા બોલતા ચિત્રની નીચે ભાષાનાં વચનો લખવાં એ ચિત્રકાર અને પ્રેક્ષક બંનેનું અપમાન કરવા જેવું છે, એમ મને લાગ્યું. મરેલાને જીવંત કરવાની અને આખી દુનિયાને અસ્વસ્થ કરી મૂકનારી નિરાશાની શક્તિ એ ચિત્રમાં પ્રતીત થતી હતી. કોઈ એક જ સુંદર ચિત્ર બતાવો એમ જો કોઈ મને કહે તો, એ ચિત્રને હું આગળ ધરું. સુંદર ચિત્ર સૌંદર્યનું જ ચિત્ર હોવું જોઈએ એવું કંઈ નથી. ઍસિડ જેમ જ્યાં પડે ત્યાં દઝાડીને ચામડી ખોતરવા માંડે છે, તે જ પ્રમાણે જે ચિત્ર હૃદયની ભાવનાઓને ઉત્તેજિત કરીને હૃદયને કોતરવા માંડે છે તે ચિત્ર સુંદર છે, એમ જાણવું.

સપ્ટેમ્બર, ૧૯૪૫

## ૧૦. ચિત્રગુરુ

ચિત્રકળા એ કેવળ હાથનો વિષય નથી. હાથ બરાબર કેળવાય, સાથે નજર કેળવાય અને સૌંદર્યનું હૃદય સમજવા જેટલી રસિકતા તેમ જ કલ્પનાશક્તિ પણ કેળવાય ત્યારે ચિત્રકળાની તૈયારી થઈ ગણાય.

કેટલાક ચિત્રકારો પોતે સરસ ચિત્રો ચીતરી શકે છે, ઉપર વર્ણવેલી ત્રણે બાબતોમાં એમની અમુક પ્રગતિ થયેલી હોય છે; પણ એનું પૃથક્કરણ મન સાથે કરેલું ન હોવાથી વિદ્યાર્થીઓનું ધ્યાન તેઓ દોરી શકતા નથી; ભણતરનો ક્રમ પણ નક્કી નથી કરી શકતા.

કલ્પનાશક્તિ મારી ન જાય એટલી સાવચેતી રાખી, હાથ ઉપર બરાબર કાબૂ આવે એની બાળકોને પ્રથમ કેળવણી આપવી જોઈએ. ધારી લીટી દોરી શકે, લીટીમાં સ્થિરતા અને હળવાપણું બંને આવી જાય એટલી તૈયારી પ્રથમ જોઈએ. એને માટે સારાં ચિત્રોની કેવળ નકલ કરવાનું ક્રમસર આપવું. એમાં નકલ કેવળ લીટીઓની કરવાની છે, ચિત્રની ઢબની નહીં એ વિદ્યાર્થીઓને

સ્પષ્ટ સમજાવવું જોઈએ. આ નકલનો ઉદ્દેશ મૂળ ચિત્રકારની શૈલીનું અનુકરણ કરવાનો ન હોય; માત્ર લીટીની શક્તિ ને રહસ્ય ધ્યાનમાં આવે એટલું જ જરૂરી છે.

નજરની કેળવણી અને કલ્પનાની કેળવણી સાથે સાથે ચાલી શકે છે. લાકડાની કે પથરાની મૂર્તિ તૈયાર કરનાર જેમ જાણે છે કે લાકડા ને પથરા દ્વારા અમુક આકૃતિ જ વ્યક્ત કરી શકાય અને અમુક ન કરી શકાય, તેમ સૌંદર્યનો અમુક અંશ રેખાબદ્ધ કે વર્ણબદ્ધ કરી શકાય અને અમુક અંશ વર્ણ કે રેખાનો વિષય ન જ થઈ શકે એનો વિવેક ચિત્રકાર પાસે હોવો જોઈએ. પોતાના સાધનની શક્તિ અને એની મર્યાદાનું ભાન કળાકાર પાસે હોવું જોઈએ. એ મર્યાદાનું ક્ષેત્ર ઘટાડતા જવું અને શક્તિનું ક્ષેત્ર અકલ્પિત રીતે વધારતા જવું એમાં જ કળાકારનાં સામર્થ્ય અને વૈભવ રહેલાં છે.

કુદરતનાં દૃશ્યોમાં ઝાડપાન, પશુપક્ષી, આકાશ, વાદળાં, પાણી, મોજાં, જમીન, પહાડ, ખેતરો ઈત્યાદિ બાબતોમાં સૌંદર્ય ક્યાં ક્યાં રહેલું છે એ તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચવું જોઈએ. પશુપક્ષી, માછલાં, અને કીડા જેવાં જનાવરોના આકારમાં તેમ જ તેમના સ્વભાવમાં અને તેમની ટેવોમાં કઈ કઈ ખૂબી રહેલી છે અને એમાંથી સૌંદર્યની નિષ્પત્તિ કેમ થાય છે એ પણ વિદ્યાર્થીઓને બતાવવું જોઈએ.

માણસ કુદરતને જાણે છે એના કરતાં પોતાને વધારે જાણે છે—અથવા જાણવો જોઈએ. તેથી મનુષ્યગત સૌંદર્ય, એના ભાવોમાં રહેલું સૌંદર્ય, માણસ માણસના વ્યવહારમાં ઊતરતું કે એમાંથી નીતરતું સૌંદર્ય એ કળાકારનો પ્રધાન વિષય છે. જડ ચેતન બાહ્ય જગતથી માણસ વિખૂટો નથી. એમની સાથેનો માણસનો સંબંધ અને કુદરત આદિની માણસ ઉપર થતી અસર એ પણ કળાનો મુખ્ય વિષય છે. એ બધી વસ્તુ તરફ વિદ્યાર્થીનું ધ્યાન ખેંચવું જોઈએ.

અહીં સૌંદર્ય એટલે આપણને ગમે એટલો જ ભાગ નથી લેવાનો. જેની આપણા પર ઊંડી અસર થાય છે, જે અસર સરવાળે શુભ છે, જેને લીધે હૃદય જાગ્રત, દ્રવિત અને ઉન્નત થાય છે ને જીવન સમૃદ્ધ તથા કૃતાર્થ થાય છે તે અસરને જ આપણે રસ કહીએ છીએ. રસનું બાહ્ય સ્વરૂપ તે જ સૌંદર્ય.

વિદ્યાર્થીને ભણાવવાની શરૂઆતમાં એને સૌંદર્યમીમાંસા નહીં આપી શકાય. કેવળ પ્રસંગો કે વસ્તુઓ તરફ ધ્યાન ખેંચીને એમાં આ સુંદર છે, આ સુંદર નથી એવું અનેકાનેક રીતે બતાવતા જવું ને આ વસ્તુમાં આટલી ખામી છે, આટલું કરવાથી એ ખામી દૂર થઈ શકે વગેરે અભિપ્રાયો પણ આપતા જવું. ખાનદાની કે પ્રેમ બતાવવાના પ્રસંગો જેમ મુરબ્બીઓ બતાવતા જાય છે અને

સ્વાભાવિક થવું જોઈએ, સહજ થવું જોઈએ. ત્યાર પછી જ એની મીમાંસા કરાય. આ કારણે જ કળાકાર અને એના શિષ્યો વચ્ચે ગુરુશિષ્યભાવ બંધાઈ જાય છે. સૌંદર્ય અથવા કળા એ એક જીવનદર્શન છે. એ જીવનવ્યાપી હોવાથી જ એનું આટલું બધું મહત્ત્વ અને ગૌરવ છે.

ચિત્રકળા એ સામાજિક વારસો પણ છે. મોટે ભાગે એ સામાજિક વારસો જ છે. ચિત્રકળા ને સાહિત્ય પરસ્પર સ્વતંત્ર છે; છતાં પરસ્પર પોષક છે; તેથી સાહિત્ય દ્વારા ચિત્રશક્તિ ખૂબ કેળવાય છે, એ જાણી સાહિત્યના ઉત્કૃષ્ટ નમૂનાઓનો અભ્યાસ ઉત્કૃષ્ટ ચિત્રોના અભ્યાસ જેટલો જ થવો જોઈએ.

પણ મુખ્ય અથવા સાચી વાત તો એ છે કે જીવનનો જ ઊંડો અભ્યાસ જોઈએ છે. એ તો જીવનના અને કુદરતના ભવ્ય, ઉદાત્ત, લલિત તેમ જ કરુણ પ્રસંગોના નિરીક્ષણથી, એની સાથે તન્મય થવાથી જ પ્રાપ્ત થાય છે.

જીવનના અભ્યાસમાંથી, જીવન જીવવાથી, સામર્થ્ય અને સંસ્કારિતા કેળવાવાં જોઈએ. એ જ્યાં ન કેળવાતાં હોય ત્યાં પાયામાં કે મૂળમાં જ ભારે ખામી રહેલી છે; કોઈ મહાન પાપ, ભીષણ અનિષ્ટ ક્યાંક છુપાયેલું છે એ નિશ્ચિત જાણવું.

એટલા ખાતર જ ધર્મકારની જેમ કળાકારનું જીવન પણ નિર્મળ, સમભાવી અને શક્તિશાળી હોવું જોઈએ.

# ૧૧. જાપાનની કળા

કળાના બે ભાગ હોય છે: પીંછી અને ભાવના. હાથ બરાબર કેળવાય, ધાર્યા પ્રમાણે લીટીઓ દોરાય, રંગની મેળવણી કરતાં આવડે અને પ્રમાણ સચવાય એટલે પીંછી સિદ્ધ થઈ. એ કામ મહેનતનું છે, આદત અને કસરતનું છે. પણ અત્યાવશ્યક હોવા છતાં કળાનો એ મુખ્ય ભાગ ન ગણાય. કળાની ખૂબી એની ભાવનામાં રહેલી છે. ભાવના એ જ કળાનો મુખ્ય ભાગ ગણાય.

જાપાની ચિત્રકળાની પીંછીમાં અસાધારણ સૌષ્ઠવ અને આત્મવિશ્વાસ હોય છે. સફાઈ અને લાઘવ તો એટલાં, કે જાણે પ્રયત્ન જ કરવો પડયો નથી.

પણ જાપાની કળાની કલ્પનામાં પરલોકનું દર્શન ન થાય. દુનિયામાં ચાર દિવસ રહેવું છે ત્યારે સૂતકીની પેઠે દુર્મુખ શા માટે રહીએ? કુદરતમાં ફૂલ, પાંદડાં, ઘેટાં, બકરાં, પશુ, પક્ષી, પાણીના ધોધ, આકાશનાં વાદળાં, – બધાંને જુઓ. તે હસતાં આવે છે ને હસતાં જાય છે. ત્યારે માનવીને જ શા માટે આવવું, જીવવું અને જવું આટલું અઘરું કે આકરું લાગે છે? આવતી કાલ ઊગશે ત્યારે વિદાયના શબ્દો પણ સૂઝશે. આજનો દિવસ પૂરો કર્યા વગર આવતી કાલનો દિવસ ઊગવાનો જ નથી. ત્યારે આજનો દિવસ પૂરા જિગરથી જીવી લો ને?

જાપાની જીવન-રહસ્ય આમ બોલે છે અને ચિત્રો દ્વારા એ જ વ્યક્ત કરે છે.

# ૧૨. ગગનેન્દ્રનાથ ઠાકુરનાં બે ચિત્રો

બંગાળી શૈલીના ચિત્રકારોમાં શ્રી ગગનેન્દ્રનાથ ઠાકુરનું વ્યક્તિત્વ કાંઈક વિશેષ પ્રકારે તરી આવે છે. સૉક્રેટીસ વિશે કહેવાય છે કે ગગનવિહારી ફિલસૂફીને એણે ધરતી પર વિચરતી કરી. બંગાળી શૈલીનાં હાડમાંસ વગરનાં ચિત્રોમાં ગગનેન્દ્રનાથે માનુષતા આણેલી દેખાય છે.

બંદી પ્રકાશ 'Captive Light' કરીને એમનું એક ચિત્ર છે. મને એ ચિત્ર એક અપૂર્વ ક્ષેત્રની આગાહી જેવું લાગ્યું છે. કલાકો સુધી જોયા કરું તોયે એમાં નવું નવું મળે છે. આવા ચિત્રમાં રહેલું છૂપું કાવ્ય દુનિયા આગળ રજૂ કરવા જેવું હોય છે એમ એને સૂઝ્યું, એ જ એની પ્રતિભાની ધૃષ્ટતા સૂચવે છે. ગિરનાર જતાં અર્ધે રસ્તે ઉપરકોટ કરીને જૈનોનું એક સ્થાન છે. ત્યાં કેટલાંક ભોંયરાં મેં જોયાં છે. ખંભાતમાં પણ અમુક જાતનાં ભોંયરાં જોયેલાં. ગુજરાત બહાર જોયેલાં ભોંયરાંની વાત નથી કરતો. એ ભોંયરાં જોઈને જે ભાવ મનમાં પેદા થયેલા તેનું સ્મરણ આ ચિત્રે કરાવ્યું.

ચિત્રના રૂપમાં જેટલી ખૂબી છે એટલી જ એના નામમાં પણ છે. પ્રકાશ એ વસ્તુ જ નિત્યસ્વતંત્ર છે. એને કોઈ બંદીવાન ન કરી શકે. ક્યાંય બંધન જેવું જણાય તો બાપુજી જેમ રાષ્ટ્રીય મહાસભામાંથી આબાદ ખસી ગયા તેમ પ્રકાશ અનાયાસે પોતાનાં રશ્મિઓને સમેટી લે છે. પણ આ ચિત્રમાં તો પ્રકાશ જરૂર બંદીવાન થયો લાગે છે. Captive Light એ શબ્દો વાંચતાંવેંત મને બાયરનની નીચેની લીટીઓ યાદ આવી:

> There are seven pillars of Gothic mould,
> In Chillon's dungeons deep and old,
> There are seven columns, massy and gray,
> Dim with a dull imprison'd ray,
> A sunbeam which hath lost its way,
> And through the crevice and the cleft
> Of the thick wall is fallen and left,
> Creeping o'er the floor so damp
> Like a marsh's meteor lamp.

હવે આ ચિત્ર જરા તપાસીએ. એની આડીઅવળી દીવાલો, અનેક દિશાએ દોડતાં પગથિયાંઓ અને પ્રકાશના થતા જાતજાતના ખૂણાઓ, મોગલ સામ્રાજ્યની અથવા પેશ્વાઓના દરબારની ખટપટ જેવા લાગે છે. આટલી વિવિધતા હોવા છતાં એ ચિત્રમાં એક જાતનું કાર્કશ્ય (rigidity) છે. એટલે દુનિયા

ઉપર ચિડાઈ સંન્યસ્ત થયેલા કોઈ ટાયમનને આ સ્થાન શોભે. જિંદગીનું શું કરવું એ નહીં સમજવાથી જિંદગીનો જ ત્યાગ કરી બેઠેલા કોઈ જીવનદ્રોહીને આ કારાગૃહ આનંદ-ધામ જેવું લાગે, અથવા કોઈ મહાભયથી ભયભીત થયેલા જીવનલોભીને આ સ્થાન આશ્રય જેવું જરૂર લાગે. એકાગ્રતાથી કોઈ દીર્ઘકાલિક કાર્ય કરવા માગનારને તેમ જ દુનિયાના વિક્ષેપથી અકળાઈ ગયેલાને પણ આવા સ્થાનમાં રહેવું ગમે.

બીજી એક ક્ષણે આ ચિત્ર જોતાં મને એમ થયું કે કોઈ અંદરથી સડેલા અને બહારથી અત્યંત સંસ્કારિતા અને ટાપટીપ બતાવનાર સમાજનું જ આ એક ચિત્ર છે. કેટલું દુર્દૈવ કે જેમને જીવનનું રહસ્ય જડ્યું છે તેઓ બહારથી સુઘડતા વિશે આજ સુધી બેદરકાર રહ્યા છે. અને જેઓ અનાચારમાં રીઢા થયા છે તેઓ બહારની સંસ્કારિતા, ભાષાની સફાઈ અને વર્તનના ઔચિત્ય પાછળ પોતાનાં કૃષ્ણ કૃત્યો અને હીન જીવન ઢાંકતા આવ્યા છે! આ બંને છેડાને જુદી જુદી રીતે આ સ્થાન પસંદ પડે એવું દેખાય છે.

આ ચિત્ર જેટલું બતાવે છે એના કરતાં વધારે સૂચન કરે છે. ડાબી બાજુએ પગથિયાં જરાક ચડે છે, અને આગળ જઈ દિશા ફેરવી બાજુના લોઢાના કઠેડા સાથે ક્યાંક ઉપર લઈ જાય છે. જ્યારે છેક જમણી બાજુએ, કમાનની પેલી પાર, એકદમ ક્યાંકથી ઉપરથી નીચે પ્રકાશ પડેલો દેખાય છે. એની પાછળ પાછળ જવાનું મન થાય. ચિત્રની તળેટીમાં જ જે પગથિયાં દેખાય છે તે ઉપર-થી આપણને થાય છે કે કોણ જાણે આ ભોંયરું હજીયે કેટલું નીચે હશે! જ્યાં પ્રકાશ પણ જવાની હિંમત નથી કરતો ત્યાં જતાં કલ્પનાને પણ બીક લાગે એ સ્વાભાવિક છે.

ચિત્રની વચ્ચોવચ દીવાલનો કાળો પટ્ટો ચિત્રની એકરૂપતા જાળવવા છતાં ચિત્રને વિભક્ત કરે છે. ઘણાં ચિત્રોમાં ધ્યાનનું એકાગ્રબિંદુ એ આવશ્યક વસ્તુ હોય છે. અહીં જોવું કે અહીં જોવું કે અહીં જોવું એવી આ ચિત્રમાં થતી મૂંઝવણ એ જ તેના વાતાવરણની ખૂબી છે. આટલાં બધાં બારણાંઓ, આટલા ગોખલાઓ, ઓટલાઓ અને કમાનો જેણે સર્જ્યાં તે માણસનું મન કેટલું છિન્ન-ભિન્ન, અસ્વસ્થ અને પ્રપંચી હોવું જોઈએ! આવે ઠેકાણે પણ પ્રકાશ અલિપ્ત-ભાવે અંદર આવી પોતાનું કાર્ય કર્યે જાય છે. પ્રકાશ પોતે પીડા સહન કરી સેવાધર્મ બજાવી રહ્યો છે; એ જોઈ ઈશ્વરના આપભોગનું સ્મરણ થાય છે. માનવની કુટિલતા અને ઈશ્વરની ધીરજવાળી કારુણિકતા બંનેની જાણે અહીં હરીફાઈ ચાલે છે.

આ મૂકચિત્ર દ્વારા ગગનેન્દ્રનાથે કેટલી વિવિધ વાતો કરી છે!

બીજું ચિત્ર તે ઉદયસાગર પર દૃષ્ટિ ફેંકતી પદ્મિનીનું છે. આ ચિત્ર પણ ગગનેન્દ્રનાથની સમર્થ કૃતિ છે. ભવ્યતા એ આ ચિત્રનો મુખ્ય સૂર છે. સૂચકતા એ એનો પ્રાણ છે. પહાડ જેવી દીવાલની એક બારીમાંથી કેવડો મોટો

આકાશખંડ એમાં બતાવ્યો છે! સાન્તમાંથી અનન્ત તો આમ જ બતાવાય. ઉદયસાગરનો મોટો પહોળો ભાગ બતાવી એની ફક્ત વિશાળતા નથી સૂચવી, પણ એનો અત્યલ્પ ભાગ અને દૂરનું ક્ષિતિજ બતાવી સૂચનની પરાકાષ્ઠા કરી છે. આટલો મોટો પ્રકાશ પણ તે અંદર આવતાં ડરે છે. 'બંધન કોને ગમે?' એમ જ જાણે કહેતો હોય એવી રીતે અંદરના પગથિયા ઉપરનો પ્રકાશ બતાવેલો છે. બહાર બધે પ્રકાશ અને અંદર સાવ અંધારું. આ બેની સંયોગભૂમિ ઉપર પદ્મિની ઊભી છે. ચિત્રમાં પદ્મિની કાઢી છે નાની પણ એ કદાવર હોય એમ દેખાડયું છે. સીધા કાળા વાળ અને ધોળી સાડી એ સૌંદર્ય સાથે પાવિત્ર્ય સૂચવે છે. પદ્મિનીને રૂપાળી બનાવવાનો અહીં જરાયે પ્રયત્ન નથી કર્યો. પદ્મિની એટલે સૌંદર્યની મૂર્તિ, એની સુંદરતા પ્રગટ કરવાનો વળી પ્રયત્ન કેવો? પણ આ ચિત્રની ખૂબી તો એના પ્રકાશ ને અંધારાનાં પ્રમાણ અને રચનામાં છે. ચિત્રમાં મહત્ત્વ પદ્મિનીને નથી એમ નથી; પણ દૃષ્ટિ ચિત્રમાં બધે ફરીને પદ્મિની ઉપર ઠરતી નથી પરંતુ એના માથા ઉપર જે વિશાળ, નિરાકાર આકાશ ફેલાયેલું છે તે જ આપણું ધ્યાન ખેંચે છે. સતી ગમે તેટલી રૂપવંતી હોય તોયે દૃષ્ટિ એ રૂપ ઉપર ઠરી જવાની હિંમત કરતી નથી. માણસ સતીને જુએ કે તરત જ એને થાય છે કે આટલા પાવિત્ર્ય ઉપર ઠરી જવાની દૃષ્ટિની લાયકાત જ નથી. અને દૃષ્ટિ ત્યાંથી ઝટ ખસી જાય છે. એ જ ભાવ આ ચિત્રમાં છે.

આ વિશાળ બારીની બાજુઓ સરખી નથી. એક સીધી છે, તો બીજી વાંકી છે. બધી બાજુની સમાનતા અને વ્યવસ્થિત રચના એ અલ્પમાં જરૂરનું ભલે હોય, વિશાળને એવી મર્યાદાની જરૂર નથી. વિશાળ એ પોતાની વિશાળતાથી જ સ્વયંસિદ્ધ છે. સુંદર છે. એનું અસ્તિત્વ જ ઔચિત્યપૂર્ણ હોય છે.

'સમરથકો નહીં દોષ ગુસાંઈ.'

(ઈ. સ. ૧૯૨૬ના અરસાના એક કાગળમાંથી)

## ૧૩. વિશ્વપતિના વૈભવમાં નૃપતિનો મહેલ

રાજાએ ઊંચો ઊંચો મહેલ બાંધ્યો. દુનિયાની બધી કારીગરી તેમાં ઠાલવી દીધી. દેશપરદેશના લોકો મહેલ જોવા આવવા લાગ્યા. આવા અજબ મહેલનું ચિત્ર કોણ ચીતરે? દરબારના ચિતારાઓ તો મહેલની દીવાલો ચીતરતાં જ થાકી ગયા હતા. તેમના કરતાં કોઈ વધારે ભવ્ય ચિત્રકાર જોઈએ છે. ચિત્રકારોનો ગુરુ પરમ વિરક્ત લીલાધર જંગલમાં રહેતો હતો. રાજાએ બહુ માનપૂર્વક તેને બોલાવ્યો અને કહ્યું, 'મારો મહેલ જેવો છે તેવો ચીતરી આપો.'

એક મહિનામાં ચિત્ર તૈયાર થઈ આવ્યું. અરે! આ તે શું! એક વિશાળ ચિત્રપટ પર વિશાળ આકાશ અને તેમાં રંગબેરંગી વાદળાંઓની અપૂર્વ શોભા.

નીચલી બાજુ પર એક બાજુએ વિસ્તીર્ણ ભૂમિભાગ છે અને તેમાંથી વહેતી એક ઐરાવતીસમી નદી ઊછળતા મહાસાગરને મળે છે. આકાશ અને ભૂમિની વચમાં એક ઉત્તુંગ પહાડ વિસ્તરેલો છે; તેની તળેટીમાં એક નાનકડા ટપકા જેવો મહેલ દેખાય છે.

રાજાએ પૂછ્યું, ‘આ શું ચીતર્યું?’ લીલાધરે જવાબ આપ્યો, ‘રાજા, તેં કહ્યું નહોતું કે મારો મહેલ જેવો છે તેવો ચીતરો?’ વિશ્વપતિના વૈભવમાં નૃપતિના મહેલનું સ્થાન કેવું છે, કેટલું છે, એ ન બતાવું તો મહેલ જેવો છે તેવો કેમ ચીતરી શકાય? (ગજવામાંથી સૂક્ષ્મદર્શક કાચ કાઢીને) આ જો, તારા મહેલની કંઈ પણ વિગત કે કંઈ પણ શોભા આમાં આવવી બાકી રહી છે?’

એપ્રિલ, ૧૯૨૫

## ૧૪. અમદાવાદનું કળાપ્રદર્શન

વિરાગી પણ રસિક એવા રાજા ભર્તૃહરિએ મનુષ્ય અને પશુ વચ્ચે રહેલો ભેદ દર્શાવતાં સાહિત્ય, સંગીત અને કળાને મનુષ્યત્વનાં લક્ષણ કલ્પ્યાં છે. આપણી આ વરસની સાહિત્ય પરિષદે આ ત્રણે અંગોને સચેતન કર્યાં તે યોગ્ય જ થયું છે. સાહિત્યનો વ્યાપક, અને એટલા માટે ખરો, અર્થ જોઈએ તો વાઙ્મય પ્રમાણે જ નાદમય અને વર્ણમય સાહિત્યનો પણ તેની અંદર સમાવેશ થવો જોઈએ. આ ત્રણ વિભાગ જ્યાં સુધી વિશાળ નથી બન્યા ત્યાં સુધી તો તેમનું કુટુંબ અવિભક્ત રહે એ જ ઠીક છે.

આ ત્રણ વિભાગમાંથી કળાવિભાગનું નિરીક્ષણ અહીં કરીએ. ગરવી ગુજરાતનું વાતાવરણ કુદરતી રીતે જ કળાને પોષનારું છે. અહીંની નૈસર્ગિક સમૃદ્ધિને લીધે, જીવનરસને શોષી લેનાર જીવનકલહ અહીં ઘણો ઓછો છે. સૃષ્ટિમાતા પાસેથી જે મળતું નથી તે અહીંના ઉદ્યમી મહાજનો દેશપરદેશની સાથે વેપાર કરીને પ્રાચીન કાળથી જ મેળવતા આવ્યા છે.

અહીંની સ્ત્રીઓએ પોતાની પ્રેમાળ વૃત્તિ અને રસિક અભિરુચિ એ બેના મિલન વડે ગૃહસ્થાશ્રમને સુખમય બનાવ્યો છે. પુરાણોમાં આપણે જે રાસની વાતો વાંચીએ છીએ તે રાસ આજ પણ ગુજરાતની અંદર આપણને જોવા મળે છે. અહીંની રહેણી અને દરેક રીતરિવાજ – તેને સદોષ માનો કે નિર્દોષ – પણ રસથી ભરેલ છે એમાં શંકા નથી. શોકને પણ શ્લોકત્વ દેવાનો પ્રચાર ગુજરાતમાં જ છે. આજે તેનું સ્વરૂપ વિકૃત થઈ ગયું હોય તો તે આ જમાનાનો દોષ છે.

ગુજરાતમાં સ્થળે સ્થળે જે પ્રાચીન સ્થાપત્ય જોવામાં આવે છે તે પણ ઉપર કહ્યું તે જ વાતની સાક્ષી પૂરે છે. મોઢેરાનું સૂર્યમંદિર, દેલવાડાનાં દેરાં, સિદ્ધપુરનો રુદ્રમાળ, અમદાવાદની મસીદો, શેત્રુંજા ઉપરનું મંદિરોનું વન, અડાલજની વાવ

આ બધાં એક સમયે ગુજરાતની અંદર કેવાં પ્રાણવાન રસિકતા અને અભિજાત લાલિત્ય ઊછળતાં હતાં, તેનું ઉત્તમ ભાન કરાવે છે. આજ તે રસિકતા અને તે લાલિત્ય તેટલાં રહ્યાં નથી એમ દુઃખની સાથે કહેવું પડે છે.

મોઢેરાના મંદિરની અંદર જે ચૈતન્ય અને વીર્ય રહેલાં છે તે કંઈ હઠીસિંગના સુંદર મંદિરમાં નથી, અને શેત્રુંજાના પહાડ ઉપર તો આજે કુબેરના ઉપાસકોએ લાખો રૂપિયા ખરચીને ત્યાંના સૌંદર્યને જડમૂળથી ઉખેડી નાખવાનો જાણે કે નિશ્ચય જ કરેલો છે! દેવોના જેવી મૂર્તિઓના મુખ ઉપર સિમેન્ટ અથવા ચૂનો ચોપડીને તે મૂર્તિઓને પોતાની અરસિકતાનાં યથાર્થ સ્મારક બનાવી મૂકવામાં જૈન ધનિકોએ કંઈ કચાશ દેખાડી છે એવો આરોપ તેમની ઉપર કોઈનાથી મૂકી નહીં શકાય! કોડીના મૂલની, અટાપટા રંગની ચિનાઈ ઈંટો, એ સ્વર્ગીય મંદિરોની ભીંતોમાં જડીને તેઓએ શેત્રુંજા પર્વતની સ્વર્ગીય શોભાને કેવી ગ્રામ્ય બનાવી મૂકી છે એ જોતાં કયા રસિક જનને સંતાપ અને ઉદ્વેગ નહીં થાય?

પણ ખેર. આપણે તો અત્યારે હમણાં જ નિર્વિઘ્ને પાર પડેલા કળાપ્રદર્શન વિશે બોલવાનું છે. આ દેશની કળાનું પ્રદર્શન જોવા મળ્યું એ અમે અમારું સદ્ભાગ્ય સમજીએ છીએ. કારણ કોઈ પણ જાતિના જીવનનું યથાર્થ ચિત્ર તે જાતિની અંદર જીવંત સ્વરૂપમાં રહેલી કળામાં જોઈ શકાય છે. અહીંનું પ્રદર્શન જોઈને અમને મોટી આશા ભાસવા લાગી છે. સાહિત્ય પરિષદને કળાનું પ્રદર્શન ગોઠવવાની બુદ્ધિ સૂઝી એ જ એક શુભ શુકન ગણાવો જોઈએ.

પરદેશી રિવાજોનું અને પરદેશી કળાનું અનુકરણ કરવાથી આપણી સંસ્કૃતિના આદર્શોને કેટલો ધક્કો પહોંચે છે અને સમાજમાંથી દહાડે દહાડે ખાનદાનીનો કેવો નાશ થાય છે એટલું જો આપણાં સુશિક્ષિત સ્ત્રીપુરુષોને સમજાયું હોત તો આ પ્રદર્શનમાં સુશિક્ષિત સ્ત્રીઓએ મોકલેલાં ચિત્રવિચિત્ર કપડાં પ્રદર્શનની શોભાને વણસાડત નહીં.

કળારસિક શેઠ પુરુષોત્તમ વિશ્રામે મોકલેલાં અપ્રતિમ ઘાટનાં વાસણોની પડખે જ જો ભાઈ રવિશંકરે આજકાલના શ્રીમંત લોકોના ઘરમાં પણ વપરાતાં ચિનાઈ, જર્મનસિલ્વર અને ઍલ્યુમિનિયમનાં વાસણનું પ્રદર્શન ગોઠવ્યું હોત તો ગમે તે રસિક જનના મોંમાંથી ઉદ્ગાર નીકળી પડત કે 'આ ચિત્ર જુઓ અને આ ચિત્ર જુઓ.'

સારાંશ, આપણી રહેણી જેટલા પ્રમાણમાં ખાનદાનીભરેલી અને સંસ્કારપ્રધાન હશે તેટલા જ પ્રમાણમાં આપણા જીવનમાં કળા અવતરવાની.

ધાર્મિક સંસ્કારોમાં આપણે બચપણની દશા વટાવી ગયા હોઈએ તો જ રવિશંકરની 'પ્રણયબંસરી' જેવું હિંદી વાતાવરણવાળું અને હિંદી ભાવથી ભરેલું ચિત્ર નિર્માણ થઈ શકે. નહીં તો તે જ ચિત્રની બાજુએ ટાંગેલ 'ગોપીવસ્ત્રહરણ'ના જેવો ગ્રામ્ય દેખાવ જોવાનો પ્રસંગ આવે.

આ દેખાવમાં ગોપીઓનાં વસ્ત્રહરણ કરીને તેમને તેમના નૈસર્ગિક સ્વરૂપમાં મૂકનાર શ્રીકૃષ્ણ આઠ વર્ષના લીલાનાટકી બાલકૃષ્ણ કરતાં એલિસબ્રિજ ઉપરથી નીચે સાબરમતીને કાંઠે નહાતીધોતી સ્ત્રીઓની, ભાંગીતૂટી અંગ્રેજીમાં ટોળ કરનાર કોઈ છાકટાને જ વધારે મળતા આવે છે.

પ્રદર્શનમાં જે આધુનિક ચિત્રો આવેલાં તેની અંદર બંગાળ પદ્ધતિનાં ચિત્રો પણ હતાં અને રવિવર્માની પદ્ધતિનાં ચિત્રો પણ હતાં. અમદાવાદના ચિત્રકાર મગનલાલ શર્મા જે થોડા દિવસ પૂર્વે જ સ્વર્ગસ્થ થયા તેમનાં ચિત્રો રવિવર્માની પદ્ધતિનાં છે. એ ચિત્રોની પ્રમાણબદ્ધતા અને ભાવાવિષ્કરણ ખુદ રવિવર્માનાં ચિત્રો કરતાં પણ અમને ઉચ્ચ કોટિનાં ભાસ્યાં. રવિવર્માનાં ચિત્રોનો જેઓને શોખ હોય તેઓએ તો ખાસ કરીને આ ચિત્રકારની કદર બૂજવી જોઈતી હતી.

જો કોઈ ચિત્રોએ અમારું ચિત્ત ખરેખરું ચોર્યું હોય તો તે ડી. રામરાવનાં અજંટા અને એલોરાની ગુફાઓનાં દૃશ્યોએ. આ ગુફાઓના અનેક ફોટોગ્રાફ અમે જોયા છે, પણ તે ગુફાઓની અંદર પ્રાણ ફૂંકીને આ ચિત્રકારે તેમને જીવતાંજાગતાં કર્યાં છે. આ ચિત્રોમાંની ગુફાઓ સ્મશાનવત્ નિર્જન નથી, પણ ચિત્રકારની કલ્પનાશક્તિએ જૂના વખતના લોકોને ફરી પાછા તે ગુફાઓમાં વિચરાવ્યા છે. ચિત્રોના રંગોમાં પણ વિલાસરહિત રસિકતા અને સજીવ શાંતિ દેખાઈ આવે છે.

પ્રદર્શનમાં મૂકવામાં આવેલી પ્રાચીન વસ્તુઓ વિશે અત્રે અમે કંઈ પણ ટીકા કરવા ઇચ્છતા નથી, કારણ તેમની ઉપર ટીકા કરવાની આપણી પાત્રતા નથી. આપણા પ્રાણવાન પૂર્વજોએ નિર્માણ કરેલી આકૃતિઓની અંદરથી જ આપણને આપણો ચિત્રકળાનો આદર્શ પ્રાપ્ત થયો છે. તેમણે જ આપણને રસદૃષ્ટિ બક્ષી છે. તેમનું વિવેચન કરનાર આપણે તે કોણ? પૂર્વજોના ધર્મપ્રધાન આર્ય હૃદયની પિછાણ કરાવી દેનારી આ પુરાતન વસ્તુઓને અમે શ્રદ્ધાપૂર્વક નમન કરીએ છીએ.

* * *

ભાષા દ્વારા માણસ ઢાંકપિછોડો કરી શકે છે. કળા મારફત તેવું થઈ શકતું નથી. અને તેથી જ કળાને અમે મનુષ્યના ચારિત્ર્ય જેટલી જ પવિત્ર માનીએ છીએ.

પ્રદર્શન જોતાં જ એક વસ્તુ આપણી નજરમાં મુખ્યત્વે કરીને આવે છે. ત્યાં મૂકવામાં આવેલી સુંદર સુંદર ચીજોના બે વિભાગ પડે છે. એક જૂની કારીગરીની વસ્તુઓ અને બીજી આજનાં મોટાં મોટાં કુટુંબોમાંની વપરાશની વસ્તુઓ. આ બંને વિભાગમાં જમીન-આસમાનનું અંતર દેખાઈ આવે છે.

પ્રદર્શનના વ્યવસ્થાપક ભાઈ રવિશંકર રાવળે પોતાની ઉચ્ચ અભિરુચિને અનુસરીને પોતાને પસંદ પડતા પદાર્થો જ જો પ્રદર્શનમાં ગોઠવ્યા હોત તો આપણને એક જાતનું નુકસાન થયું હોત. આજે આપણો સમાજ રહેણીકરણીના આદર્શમાં અને કળાવિષયક કલ્પનામાં કેટલો બધો વિકલ બની ગયો છે એનું પ્રદર્શન આપણને જોવા ન મળ્યું હોત!

પ્રદર્શનમાં મૂકવામાં આવેલાં વિવિધ ચિત્રો જોતાં અનેક લોકોએ સુંદરતાની પ્રાપ્તિ સારુ કરેલા પ્રયત્નો જોઈને તેમની મહેનત માટે તથા ઉત્સાહ માટે આદર ઊપજે છે. પણ હિંદી જીવનનો આદર્શ શો છે તે ન સમજાવાને લીધે ઘણાંખરાં ચિત્રો રહસ્યશૂન્ય અને અપરિચિત ભાવવાળાં બન્યાં છે તે જોઈને ખેદ થાય છે.

દાખલા તરીકે 'અણધાર્યા પરોણા' એ ચિત્રમાં રહેલો વિનોદ અને ચમત્કાર આપણને રસમય તો લાગે છે, પણ કોઈ એક કેન્ટોનમેન્ટમાંના યુરોપિયન મહોલ્લામાં થઈને જતા હોઈએ તે વખતે આપણને જેમ બધું અજાણ્યું અજાણ્યું લાગે છે, ત્યાંનું વાતાવરણ એ આપણું નથી, ત્યાં આપણી પ્રતિષ્ઠા નથી એવી લાગણી જેમ આપણા મનમાં ઊઠે છે તેવી જ લાગણી આ યુરોપિયન પદ્ધતિનું ચિત્ર જોઈને મનમાં ઊઠે છે. કોઈ એક ભવ્ય મંદિરમાં અથવા દરબારગઢમાં જઈ ચડતાં આપણા એકાદ ગરીબ માણસનો પણ આત્મા ખીલે છે. આ સ્થાન મારું છે અને અહીંયાં મારે માટે મારું સ્વાભાવિક સ્થાન છે એવી ખાતરી એ સ્થળોમાં તેને હોય છે. પણ તે જ ગરીબ માણસ અથવા કોઈ શ્રીમંત માણસ સાહેબના બંગલામાં અગર યુરોપિયન દેવળમાં જઈ ચડે, તો ત્યાં પોતે કેમ વર્તવું એ જ પહેલવહેલું તો તેને સમજાશે નહીં. પારકાના માપથી અહીં આપણો તોલ થવાનો એવી ભાવનાથી તેનો આત્મા તે સ્થળમાં સંકોચ પામે છે. જે વસ્તુ અથવા જે આચરણ આપણને સાવ યોગ્ય ભાસતું હોય છે તે પરદેશીઓને અયોગ્ય ભાસે છે. આપણી વિનયની તથા અદબની ભાષા ગોરા લોકોને બીકણપણાની અથવા ગોળ ગોળ જણાય છે, તેમ તેઓનો કેટલોક શિષ્ટાચાર આપણી નજરે તદ્દન હલકો નહીં તોપણ અસંસ્કારી જેવો તો જરૂર લાગે છે. આવી સ્થિતિમાં તેમનું અનુકરણ કરવું એનો અર્થ સંસ્કૃતિની દૃષ્ટિએ તો આત્મઘાત જ થાય.

થોડા જ વખત ઉપર મુક્તિફોજવાળા એક ધર્મોપદેશકે પોતાના ભાષણ દરમિયાન પોતાની પ્રતિષ્ઠા બતાવતાં કહેલું કે 'પેટ્રોગ્રાડની અંદર એક પ્રચંડ સભામાં એક રશિયન આગેવાન બાઈએ બીજા કોઈને નહીં પણ મને એકલાને જ બચી લીધેલી.' એ સાંભળીને પ્રેમાભાઈ હૉલવાળી સભામાં કેટલાક લોકોની અંદર જે ગ્રામ્ય હાસ્ય ફેલાઈ ગયું હતું અને સભ્યજનોના ચહેરા ઉપર જે લજ્જાની ફીકાશ ફરી વળી હતી તે દેખાવ સહેજમાં ભૂલી જવા જેવો નહોતો.

જ્યાંનો આદર્શ ત્યાં જ શોભે.

૧૧-૪-'૨૦

# ૧૫. જીવનનું સંગીત*

માણસમાં જો પોતાની શક્તિ અને અશક્તિ વિશે, ગુણદોષો વિશે બરાબર ખ્યાલ હોય, અને દુનિયાના વ્યવહારમાં જો તેણે સાચી નમ્રતા કેળવી હોય તો એવો માણસ ગમે તે જાતની ધૃષ્ટતા કરી શકે છે. સંગીત મંડળના વાર્ષિક ઉત્સવને પ્રસંગે પ્રમુખનું સ્થાન સ્વીકારી મેં એવી એક ધૃષ્ટતા કરી છે. અલ્પજ્ઞ માણસ જ્યારે ફુલાઈ જાય છે ત્યારે પોતાને કેવો સર્વજ્ઞ માને છે એનું વર્ણન ભર્તૃહરિએ કર્યું છે. પણ સંગીતના વિષયમાં હું અલ્પજ્ઞ કોટિનો નથી. નરી અજ્ઞતા એ જ મારી મૂડી છે, અને એ મૂડી ઉપર જ હું આજનો વેપાર ખેડવાનો છું.

સંગીત વિશે મને કશું જ્ઞાન નથી એ વાત જેટલી સાચી છે તેટલું જ એ પણ સાચું છે કે સંગીત પ્રત્યે મારો પ્રેમ અને પક્ષપાત અસાધારણ છે. બીજા લોકો પ્રથમ સંગીતની કળા હસ્તગત અથવા કંઠગત કરી લે છે અને ત્યાર પછી સંગીતની મીમાંસામાં અને શાસ્ત્રમાં માથું મારે છે. મારો ક્રમ એથી ઊલટો થયો. ૧૯૦૬–૭માં સાંગલીમાં મારો નવરાશનો વખત હું પુસ્તકાલયમાં ગાળતો. ત્યાં રા. બ. કૃષ્ણાજી બલ્લાળ દેવલ જોડે મારે ઓળખાણ થઈ. તેમને સંગીતનો અસાધારણ શોખ હતો. પ્રો. બ્લૅસરનાના 'સંગીત વિજ્ઞાન' સાથે તેમણે મારો પરિચય કરાવ્યો. સંગીતમાં એક સપ્તકમાં ૨૨ શ્રુતિ હોય છે; સંગીતના સુગેય સ્વરોમાં આંદોલનની એક મજાની શ્રેણી હોય છે; યુરોપિયન લોકોએ તેમના સંગીતમાં 'ટેમ્પરેટ સ્કેલ' દાખલ કરી પોતાના કાન અને અભિરુચિ બગાડી નાખ્યાં છે; એવી એવી કેટલીયે મહત્ત્વની વાતો હું તેમની પાસેથી શીખ્યો. વાદી, સંવાદી, વિસંવાદી વગેરે સ્વરોનો સંબંધ પણ હું સમજી ગયો. અને તે દિવસથી તારપેટી Sounding Box મળે એટલે પ્રયોગો પણ કરવા લાગ્યો. સંગીત વિશે માસિકોમાં કે બીજે ક્યાંય જરાક લખાણ આવે એટલે એમાં પણ જરા ચંચુપાત કરતો. આશ્રમમાં આવ્યા પછી તમારા વિદ્વાન અને ખંતીલા મંત્રીનો સમાગમ થયો. મને સંગીતશાસ્ત્રનો શોખ છે એટલી ખબર પડતાંવેંત તેઓ મને ગંધર્વની પેઠે વળગ્યા. ગાવાની બાબતમાં તો તેમને નિરાશ કરતાં મને બહુ વાર ન લાગી, પણ ગણિત, સંસ્કૃત અને સંગીતની પરિભાષા એ ત્રણેનું સહેજસાજ જ્ઞાન મારી પાસે હોવાથી તેમણે મને ઠીક વેઠે પકડયો. મારાથી બનતું મેં કર્યું, પણ કાળે કરીને તેમણે જોઈ લીધું કે આ સૂકો કૂવો પંપ કરવામાં માલ નથી. છતાં તે વખતથી અમારી વચ્ચે જે પ્રેમસંબંધ બંધાયો તે સંબંધને લીધે જ તેઓ મને આજે અહીં ખેંચી લાવ્યા છે.

---

* રાષ્ટ્રીય સંગીત મંડળ(અમદાવાદ)ના વાર્ષિક ઉત્સવ પ્રસંગે પ્રમુખપદેથી આપેલું ભાષણ – સને ૧૯૨૩.

ઉપરની આપવીતી પરથી આપે અનુમાન કર્યું જ હશે કે સંગીતપ્રવીણ કે સંગીતરસિકની દૃષ્ટિએ નહીં પણ સામાન્ય માણસ અથવા પૃથગ્જનની પેઠે હું સામાન્ય અથવા પ્રાકૃત વિવેચન જ કરવાનો છું. શાસ્ત્રવેત્તાઓ ગમે તેટલા સર્વજ્ઞ હોય તોપણ સામાન્ય માણસ તેમના શાસ્ત્ર વિશે કેવા અભિપ્રાય ધરાવે છે તે જાણવા તેઓ ઈંતેજાર હોય જ છે. એ ઈંતેજારીનો કંઈક અંશે જવાબ આપવાને માટે હું આજે 'વૃત્ત થયો છું. હું કેળવણીકાર હોવાનો દાવો કરું છું, અને સૌ કોઈ જાણે છે કે મનુ ભગવાને બ્રહ્મચારીઓ માટે સંગીતનો ચાહે એટલો નિષેધ કર્યો હોય તોપણ આજકાલ સંગીતને કેળવણીનું એક પ્રધાન અંગ ગણવામાં આવે છે. એટલે કેળવણીની દૃષ્ટિએ સંગીતનું વિવેચન કરવું એ પણ મારું ક્ષેત્ર છે. વળી આજકાલના સંસ્કૃતિના અધ્યયનના યુગમાં આપણા સંગીતમાં આર્ય સંસ્કૃતિ કેટલે દરજ્જે વ્યક્ત થઈ છે ને ભવિષ્યમાં આપણું સંગીત કેવું સ્વરૂપ ધારણ કરશે તથા કેવો ભાગ ભજવશે એનો પણ આપણે વિચાર કરવો રહ્યો.

આજે સમાજમાં આપણે શું જોઈએ છીએ? સામાન્યપણે સંગીતકળા તરફ નરી ઉદાસીનતા. જ્યાં ઉદાસીનતા નથી ત્યાં કેટલાક લોકો સંગીતનો આત્યંતિક વિરોધ કરે છે. બીજી બાજુએ કેટલાક લોકોના જીવનમાં સંગીત સિવાય બીજું કશું આકર્ષક એવું મળે જ નહીં. સંગીતના વિરોધીઓ કહે છે: સંગીતથી માણસ શોખીન, વિલાસી અને ઉડાઉ થાય છે. સંગીત પાછળ પડેલો માણસ દુનિયાના જરૂરી વ્યવહાર તરફ બેદરકાર થઈ જાય છે. વિદ્યાર્થીઓ તો એક વાર સંગીતમાં પડયા એટલે પછી પડયા જ; પછી વ્યાકરણ, ગણિત, તર્ક જેવા પ્રખર વિષયોમાં તો જાણે તેમની મતિ ન જ ચાલે પણ સામાન્ય વિષયો પરથી પણ તેમની આસ્થા ઊઠી જાય છે. જેને સંગીતનો શોખ લાગ્યો તેની સવારથી જ ગોઠિયાઓની બેઠક ચાલવાની. 'ગાને બજાનેકી મહેફિલ' આગળ મહત્ત્વનું કાર્ય કશું રહેવાનું જ નહીં. અંગ્રેજોએ લખનૌ સર કર્યું તોપણ લખનૌના નવાબ તો 'ઔર એક ઠૂમરી'ની જ વાત કરતા હતા. ઔરંગઝેબ બાદશાહે સંગીતનો બહિષ્કાર અમસ્તો કર્યો ન હતો.

સામા પક્ષની દલીલ જ્યારે એક છેડો પકડે છે ત્યારે મૂળ પક્ષની દલીલ પણ પૂરેપૂરી આગ્રહી બને છે. નાદ એ બ્રહ્મ છે, તેની ઉપાસના કરવાથી ત્રિવિધ પુરુષાર્થ તો શું, પ્રત્યક્ષ મોક્ષ પણ મળી શકે છે. એક નાદબ્રહ્મને સંતુષ્ટ કરીએ એટલે સર્વ દેવતાઓ સંતુષ્ટ થાય છે. ગાનાનંદ અને બ્રહ્માનંદ વચ્ચે ભારે ફરક ન જ હોય. સામવેદના ગાયનથી દેવતાઓ પણ સંતુષ્ટ થાય છે. પછી માણસની શી વાત? વ્યવહારમાં सद्यः फलति गांधारी એ અનુભવ છે જ.

આપણે પ્રથમ એ જાણવું જોઈએ કે સંગીત એ કંઈ જીવનસર્વસ્વ નથી. સાથે સાથે એ પણ જાણવું જોઈએ કે સંગીત વગરનું જીવન અનેક રીતે નીરસ અને અધૂરું છે. સંગીત એ અત્યંત જલદ વસ્તુ છે. તેનો ભારેમાં ભારે ઉપયોગ છે. અને તેથી જ તેનો ભારે દુરુપયોગ પણ થઈ શકે છે. સંગીત એ કંઈ અમુક લોકોનો ઈજારો નથી અથવા એક અસ્પૃશ્ય વિષય પણ નથી. સંગીત એ મનુષ્યજીવનનું

અતિ આવશ્યક અને વિશ્વજનીન અંગ છે. સવારસાંજ કુદરતને બોલકણી કરનાર પક્ષીઓને સંગીતની જેટલી આવશ્યકતા છે તેટલી જ મનુષ્યને પણ તેની આવશ્યકતા છે. થાકેલા માણસને અન્ન કે ઊંઘની જેટલી જરૂર છે તેટલી જ સંગીતની પણ જરૂર છે. સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી કામ કરનાર મજૂરોને પૂછો કે તેમનો એકમાત્ર વિસામો કયો છે? સવારે ઊઠીને ઘંટી ચલાવનાર ગૃહિણીઓ, ગામનો મેલ ધોનાર ધોબીઓ અને ધોબણો, દુનિયાની લાજ ઢાંકનાર વણકરો, નવાં ઘરની ટીપણી કરનાર મજૂરણો, કોશ ચલાવનાર દુનિયાના અન્નદાતા ખેડૂતો, માલની લાવલઈજા કરનાર વણજારાઓ, ગાયો ચરાવનાર ગોવાળિયાઓ, દરિયો ખેડનાર ખારવાઓ, દુનિયાથી પોતાને પર માનનાર બાવાઓ અને ફકીરો, જન-મન-રંજક કથાકારો અને માણભટો, અરે, ભિખારીઓ અને પશુઓ પણ સંગીત દ્વારા જ પોતાની બોજારૂપ જિંદગીમાં રસ જોઈ શકે છે ને રેડી શકે છે.

સંગીતની એ અસાધારણ શક્તિ જોઈને એનો દુરુપયોગ કરનાર પણ ઓછા નીકળ્યા નથી. સંગીત એક પ્રકારની માનસિક મદિરા બની શકે છે એ જોઈને જ હિંસાકુશળ લોકોએ લડાઈમાં સંગીતને સ્થાન આપ્યું છે. **रणे शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः** જ્યારે સહસા વાગી ઊઠે છે ત્યારે માણસ પ્રકૃતિને ભૂલી જાય છે. રણમત્ત થાય છે, અને ગમે તે કરવા તૈયાર થઈ જાય છે. લશ્કરી બૅંડ એ તો ફોજનો અર્ધો પ્રાણ. સાત્ત્વિક લોકો એ જ સંગીતને ભક્તિભાવ કેળવવા માટે મદદગાર તરીકે વાપરે છે. અને કેટલાક લોકો તો તાલ, મૃદંગ વગેરે વાદ્યોનો મહાન કોલાહલ મચાવી વૃત્તિઓ બહેરી કરી નાખે છે અને આ ઉન્માદને જ આધ્યાત્મિક ઉન્નતિ સમજી લે છે. પૂજા પહેલાં અફીણ ખાઈ પૂજામાં એકાગ્રતા સાધવાનો પ્રયત્ન જેટલો પ્રમાદમૂલક છે તેટલો જ આ પ્રયત્ન પણ છે.

સંગીત તો ભાવનાની ભાષા છે, જીવનનો ઉદ્‌ગાર છે. સાચું સંગીત જીવનનું પ્રતિબિંબ જ હોય છે. અને આગળ જઈને તે જીવનનું માર્ગદર્શક પણ બની શકે છે. જીવનમાં નવ રસ ખીલે ત્યારે જ સાહિત્યમાં, કળામાં અને સંગીતમાં નવ રસ ખીલવાના. આખા સમાજનું જીવન જાગ્રત હોય તો સંગીત પણ સર્વત્ર જાગ્રત રહેવાનું. જીવન જ્યારે મંદ પડે છે, જીવનરૂપી દેવતા ઉપર જ્યારે રાખ બાઝે છે ત્યારે સંગીત પણ સમાજમાં અપ્રતિષ્ઠિત થઈ જાય છે અથવા સંસ્કારવિહોણું બને છે. એવે સમયે સંગીતના કેટલાક ઉપાસકો સંગીતનો વારસો પ્રયત્નપૂર્વક ટકાવી રાખવા મથે છે. ધીમે ધીમે તેનો ધંધાદાર વર્ગ થઈ જાય છે. હરિદાસ પછી તાનસેન આવવાનો જ. એ સ્થિતિ અપરિહાર્ય છે. જૂના વારસાની હિફાજત કરનાર વર્ગ ન હોય તો પ્રમાદી સમાજને બધું ખોઈ બેસતાં વાર ન લાગે. સંગીતનો વારસો જાગતો રાખનાર એક સ્વતંત્ર વર્ગ તૈયાર થયો એટલે તે નવરાશ અને યોગક્ષેમની નિશ્ચિંતિ માગવાનો જ. નિશ્ચિંતિ મેળવવાનો તેને હક છે, તેમાં તેને લાભ છે કે નહીં તે જુદો સવાલ છે. મૂળ વગરનાં ઝાડ, કાદવ વગરનું કમળ જેમ નિષ્પ્રાણ અને અસત્ય થઈ જાય છે તેમ જીવનયાત્રાના પ્રયાસ અને કષ્ટ વગર જીવન દહાડે

દહાડે કટાતું જાય છે, સમાજથી અળગું થતું જાય છે, પોતાનો જીવનમંત્ર ભૂલી જાય છે, અને અંતે વિકૃત દશાને પામે છે.

સંગીતના સંરક્ષકો નવરાશ ભલે મેળવે, સંગીતના રસિકો આપણે તેમની અદેખાઈ ન કરીએ, તેમને પ્રસન્ન રાખવામાં જ આપણે પ્રસન્ન રહીએ. પણ સંગીતસંરક્ષકોને અત્યંત નમ્રતાપૂર્વક એટલું તો જરૂર સૂચવીએ કે તમારી વિદ્યા— સર્વ વિદ્યાની શ્રેષ્ઠ વિદ્યા એળે ન જાય એટલા માટે જ તમારે જીવનનાં સર્વ અંગો અને ઉપાંગોથી પરિચિત રહેવું જોઈએ. સમાજનો પુરુષાર્થ, સમાજની મૂંઝવણો, સમાજની આકાંક્ષાઓ, સમાજનું સાહિત્ય અને સમાજના આદર્શો સાથે તમારે એકરૂપ થવું જ જોઈએ. તમારામાંના ઘણાખરા એકરૂપ થવાની વાત તો એક કોરે રહી, પણ ઉપલા સવાલો સાથે સામાન્ય પરિચય પણ ધરાવતા નથી.

ઘણાં વરસ પહેલાં રવીન્દ્રનાથ ઠાકુરને પહેલવહેલો હું મળ્યો તે વખતે તેમણે મને કહેલું, 'મારે એક મહારાષ્ટ્રી ગાયકની જરૂર છે. હું ગાયકો તો ગમે તેટલા મેળવી શકું, પણ શાંતિનિકેતનના વાતાવરણમાં ભળી શકે અને આશીર્વાદરૂપ નીવડે એવો ગવૈયો તમારા પ્રાંતમાંથી જ સહેલાઈથી મળી શકે.' આજે મારા મિત્ર શ્રી ભીમરાવ શાંતિનિકેતનને સંગીતમય બનાવી રહ્યા છે. મહારાષ્ટ્રે સંગીતની હજી બેઈજ્જતી કરી નથી. સારા કુલીન ઘરના લોકોએ સંગીતનો વારસો જાળવી રાખ્યો છે, અને તેથી ત્યાં સંગીતને પણ કુલીન સંસ્કારોનો લાભ મળ્યો છે.

સંગીતને નવરાશ જોઈએ છે એ ખ્યાલને લીધે સંગીતાચાર્યો રાજ્યાશ્રય શોધવા લાગ્યા. અને કેમ ન શોધે? સ્વરાજ્યમાં રાજ્યાશ્રય શોધવો એમાં હીણપત તો નથી જ. પણ જ્યારે अनाश्रया न शोभन्ते पंडिता वनिता लताः એમ કહી પંડિતો અને સાહિત્યાચાર્યો રાજપ્રશસ્તિઓ લખવામાં મશગૂલ થયા ત્યારે સંગીતાચાર્યો પણ તેમનું અનુકરણ કરે તેમાં શી નવાઈ? સંગીતાચાર્યો પણ ગાવા લાગ્યા :

तूं वे मोमदशा दरबार
निज़ामदीन सुजान।
धवल कलस पर, बलबल जैंइये
तुम पर जीये कुरबान,
निज़ामदीन सुजान।।

ઊંચું સંગીત અને નરી કળાશૂન્ય ખુશામતનો આ એક આબાદ નમૂનો છે.

રાજાશ્રયને લીધે ઉચ્ચ સંગીત પ્રભુભોગ્ય થયેલું હતું એ ખરું, પણ તે જમાનામાં પૈસાદાર અને ગરીબ વચ્ચે આજના જેવો અસહકાર જામ્યો ન હતો. રાજ્યના ગવૈયાઓ મંદિરમાં જઈ રોજ ગાતા, યાત્રાઓમાં પણ જતા, ગરીબોની વચ્ચે રહી ગરીબોને પણ કંઈક તાલીમ આપતા, અને સમાજના જીવનમાં સંગીત રેલાવતા. આપણા લોકોનું જીવન જ સંગીતમય હતું. બાળક જન્મે ત્યારે સંગીત, જનોઈ ધારણ કરે ત્યારે સંગીત, પરણે ત્યારે સંગીત. કેટલીક કોમોમાં તો માણસ

દુનિયામાંથી વિદાય લે ત્યારે પણ સંગીત સાથે જ. આપણી લગભગ બધી જ ધાર્મિક ક્રિયાઓ સંગીત વગર અધૂરી રહે છે. (આપણા સાર્વજનિક સંગીતમાં કેટલોક કર્ણકઠોર ભાગ પેસી ગયો છે તે કાઢી નાખવાની જરૂર છે એટલું જતાં જતાં અહીં જ કહી દઉં.)

રાજ્યાશ્રયનો જમાનો જઈ હવે લોકાશ્રયનો જમાનો આવ્યો છે. લોકાશ્રય એટલે મધ્યમવર્ગનો આશ્રય. આ આશ્રયમાં કળાધર ઘણે ભાગે સ્વતંત્ર રહી શકે છે અને સ્વાભિમાન કેળવી શકે છે. પણ આ લોકાશ્રય પશ્ચિમની ઢબનું અનુકરણ કરે તો સમાજને માટે તે આશીર્વાદરૂપ ન જ નીવડે. રાજ્યાશ્રયના જૂના જમાનામાં ગરીબોનો બહિષ્કાર નહોતો. ધર્મસંસ્થાઓ સંગીતને ગરીબો આગળ પણ પીરસવાનું કામ કરતી. આજના નાસ્તિક જમાનામાં, જે ટિકિટના પૈસા આપે એ જ સંગીત સાંભળે એવી દશા જો થઈ જાય તો ગરીબોને જીવનના આ એકમાત્ર સમાધાનથી વંચિત રહેવું પડે. લોકાશ્રય પર આધાર રાખી સંગીતનો ઉદ્ધાર કરનાર પંડિત વિષ્ણુ દિગંબર જ્યારે હરદ્વારમાં આવી ગંગાને કિનારે ગંગામૈયાને પોતાનું સંગીત સંભળાવતા ત્યારે મને ખૂબ આનંદ થતો, કેમ કે એ બહાને આમપ્રજાને પણ તેમના ઉત્તમ સંગીતનો લાભ મળતો. જે દિવસે ગરીબ લોકો સંગીતથી પણ સાવ વંચિત રહેશે તે દિવસે તેઓ સેતાન બની જવાના. આપણું જૂનું ભોળું જીવન તૂટતું જાય છે અને જીવનકલહમાં માણસની ઘણીખરી સદ્‌વૃત્તિઓ મારી જાય છે. એવે પ્રસંગે તો સંગીતની આવશ્યકતા ખાસ કરીને વધારે છે. હજારો ને લાખો મજૂરોને એકત્ર કરનાર મિલમાલિકોને હું જરૂર કહું કે તમારા ભલા ખાતર પણ તમારા આ સહકારીઓને શુદ્ધ સંગીત સંભળાવવાની ગોઠવણ કરો; પછી તે લોક-સંગીત હોય કે શાસ્ત્રીય સંગીત. તેમની ભજનમંડળીઓને, તમારા કબજામાં લીધા વગર, ઉત્તેજન આપો. સંગીતામૃતનો પ્રવાહ ચાલશે એટલે શરાબ અને ઝઘડા કંઈક તો ઓછા થશે જ.

સાચું જોતાં સંગીત એ ગરીબોનો જન્મસિદ્ધ હક છે. શાસ્ત્રીય સંગીત ઘડાયું એના પહેલાં લોકસંગીતનો ઊગમ છે, અને તે ભોળી પ્રજામાંથી જ થયો છે. પ્રજા મોટે ભાગે પોતાનો એ હક ખોઈ બેઠી એ તેનો ગુનો છે — અથવા ગુનો કેમ કહેવાય? તેમના જીવન પર તેમનો પોતાનો કાબૂ છે જ ક્યાં કે તેમનો ગુનો ગણીએ? પણ તેમનું દુર્દૈવ તો ખરું જ. લોકસંગીત એ શુદ્ધ સોનું છે. તેને ટીપી ટીપીને અને ઓપ ચડાવીને આચાર્યોએ શાસ્ત્રીય સંગીતનાં ઘરેણાં બનાવ્યાં છે. સદ્‌ભાગ્યે ગુજરાતે તેનું લોકસંગીત છેક છોડી દીધું નથી. લાલા લજપતરાયે તેમના અમેરિકાના અનુભવમાં લખ્યું છે કે મહારાષ્ટ્ર અને બંગાળથી આવનારા વિદ્યાર્થીઓમાં કંઈક સંગીત દેખા દે છે, બાકીના તો સંગીતથી એકદમ અસ્પૃષ્ટ રહે છે. સુશિક્ષિત લોકો વિશે આ ટીકા સાચી છે; જોકે સત્યાગ્રહાશ્રમ અને ગૂજરાત વિદ્યાપીઠે તેમ જ સંગીત મંડળે આ ટીકા ભૂંસી નાખવામાં ગુજરાત પૂરતો સરસ પ્રયત્ન કર્યો છે. આપણી રાષ્ટ્રીય શાળાઓમાં સંગીત એક આવશ્યક — અને હું આશા રાખું છું

કે આકર્ષક – વિષય થયો છે. ગુજરાતના કેટલાક કવિઓ તેમની ભાવપૂર્ણ કવિતા ગુજરાતના લોકસંગીતના ઢાળમાં લખે છે એ પણ સદ્ભાગ્ય છે.

કાવ્ય અને સંગીત વચ્ચે અત્યંત નિકટ સંબંધ છે એ કહેવાની અહીં જરૂર નથી; જોકે કાવ્ય અને સંગીત બંને એકબીજાનાં આશ્રિત નથી. કાવ્ય સ્વતંત્ર રીતે રહી શકે છે. સંગીત પણ કાવ્યની મદદ વગર પોતાની ભાવગમ્ય વાણી વહેવડાવી શકે છે. સંગીત એ સ્વતંત્ર ભાષા છે. એનું વ્યાકરણ જુદું છે. એના ભાવ સ્પષ્ટ હોય છે. શબ્દો કરતાં સંગીતના આલાપ વધારે વ્યાપક અને વધારે અસરકારક હોય છે. સંગીતની ભાષા સાર્વભૌમ ન કહી શકાય, તોપણ અમુક સમાજના જીવનનો કંઈક પરિચય હોય તો, તેની ભાષા જાણ્યા વગર પણ, તેના સંગીત દ્વારા તેના ઉત્કટ ભાવો અનુભવી શકાય છે. તેથી જ સંગીતપ્રવીણો ઘણી વાર સંગીત પાછળ રહેલા શબ્દો વિશે બેદરકાર રહે છે.

પણ તેમણે એટલું તો જાણવું જોઈએ કે સંગીત ભાષાનિરપેક્ષ ભલે હોય પણ કાવ્ય અને સંગીત વચ્ચે વિસંવાદ, કોઈ પણ સંસ્કારી રસિક માણસ સહન ન જ કરી શકે. ઘણાખરા ગાયકો એમ માને છે કે જૂની પ્રાચીન 'ચીજો'માં શબ્દાંતર પણ ન ચાલે. આને લીધે કેટલીક સર્વોચ્ચ રાગદારી 'ચીજો'માં નીરસતા અથવા અશ્લીલ કાવ્ય જડી આવે છે, ને સમસમી ઊઠવા છતાં પણ તે સાંભળવું પડે છે. 'સૈયાં ગુય્યાં'ના શબ્દો પણ ગવૈયાને મન વેદમંત્ર જેટલા જ અપૌરુષેય હોય છે; તેમાં ફેરફાર થાય જ કેમ? આ જડતા તેમણે છોડવી જોઈએ.

એક તરફ રોજ કંઈક નવું નવું શોધનાર ચંચળ સમાજ સંગીતમાં ફેરફાર માગે છે અને બીજી તરફ સંગીતમાં કશો ફેરફાર થઈ જ ન શકે, ઋષિઓએ એક વાર જે નક્કી કર્યું તે કર્યું, તેમાં ફેરફાર કરવાનો હક પામર માણસને ક્યાંથી હોય? એવી વૃત્તિ બંધાયેલી હોય છે. જૂનું તેટલું સોનું માનનાર લોકોને મન વિલાસી તાનસેન પણ સંગીતમાં એક ઋષિ જ. તાનસેન પછી સંગીતમાં કશો ફેરફાર થઈ જ ન શકે! સામાજિક સંકરની બીક સંગીતમાં પણ પેઠી છે, અને સંગીતમાં મડદાની સ્થિરતા આવી ગઈ છે. પણ એમાં ગાયક લોકોનો એકલાનો વાંક નથી. અજ્ઞાની અને સંસ્કારશૂન્ય લોકો સંગીતને નામે ગમે તેવા બેહૂદા પ્રકાર ચાલુ કરે ત્યારે જૂનાને જ વળગી રહેવાની ગાયકો પર ફરજ આવી પડે છે. દરેક શાસ્ત્ર અને કળાની જેમ સંગીતમાં પણ નવી નિર્મિતિ શક્ય છે. પણ તે ગમે તે માણસને હાથે ન થઈ શકે. જીવનના ઊંડાણમાં જે ઊતરી શકે, ભવિષ્યની આકાંક્ષાઓ જે પોતાના હૃદયમાં અનુભવી શકે, અને સાથે સાથે જૂનો વારસો જેણે બરાબર પચાવ્યો છે તે જ નવી નિર્મિતિ કરી શકે છે. રાષ્ટ્રીય જીવનમાં જ્યારે ભારે પરિવર્તન થાય છે ત્યારે સંગીતમાં પણ પરિવર્તન થવાનું જ. આ નિયમને અનુસરીને ઈસ્લામી સંસ્કૃતિના પરિચય સાથે આપણે ત્યાં હિંદુસ્તાની સંગીત જન્મ પામ્યું. અંગ્રેજોના આગમન પછી જો આપણા સંગીતમાં નવો ઉમેરો ન થયો હોય તો તેનું કારણ કાં તો આ દેશમાં આવનાર અંગ્રેજોનું જીવન જ સંગીતશૂન્ય છે, અથવા તો

તેઓ આપણાથી અતડા રહ્યા કરે છે એ છે. અમદાવાદ જેવાં શહેરોમાં લગન-ગાળામાં ગધેડાંની પેઠે ભૂંકનાર બૅન્ડ એ આપણા જંગલીપણાની નિશાની ગમે તેટલી હોય પણ એ વિલાયતના સંગીતનો નમૂનો તો નથી જ. આપણે એક સંસ્કારી રાષ્ટ્ર છીએ એ સિદ્ધ કરવા આપણા લોકો કે અમુક ભલા ગોરાઓ ગમે તેટલી ચોપડીઓ લખે તોપણ આપણે ત્યાં વપરાતાં બૅન્ડ એ એક જ તેની સામે સમર્થ રદિયો છે. જે લોકો કંઈક સંસ્કારિતાનો દાવો કરતા હોય તેમણે આવા બૅન્ડવાળા સરઘસમાં ભળવું એ નામોશીભરેલું છે એમ સમજી તેમ કરવાનો ઈનકાર કરવો જોઈએ. આપણું રથ્યાસંગીત એકદમ સુધારવાની ઘણી જરૂર છે. વીસ-પચીસ વરસ પહેલાં સતારા કે પૂના જેવા શહેરના રસ્તાઓ પર જેવું સંસ્કારી રથ્યાસંગીત સાંભળવા મળતું તેવું આજે ભાગ્યે જ મળે છે. પૈસા ખરચીને જંગલીપણાનો સિક્કો મેળવવાનો ધંધો આપણા શહેરીઓ હજી પણ છોડે નહીં?

આપણા સામાજિક જીવનમાં ભળી જાય એવું સંગીત – નવું નવું સંગીત આપણે જરૂર નિર્માણ કરી શકીએ. આપણું સાર્વજનિક જીવન અવનવાં સ્વરૂપો ધારણ કરે છે, નવા નવા સામાજિક આદર્શો અને ભાવો સમાજમાં પ્રગટ થતા ને ફેલાતા જાય છે, અને એ બધા નવા સંગીતને નોતરે છે. આપણી મહાસભા, આપણાં સંમેલનો, આપણી પરિષદો, આપણા આશ્રમો અને નવતર સ્થપાતા ધંધાઓ નવીન સંગીતની માગણી કરે જ છે.

અમુક રાગમાં અમુક રસ હોય છે, અમુક રાગ અમુક વખતે જ ગવાય, એ આપણા જૂના નિયમો આપણું વૈદગ્ધ્ય અને ઉચ્ચ અભિરુચિ સૂચવે છે. પણ જ્યાં રાગોનાં નામ બદલાયાં છે, સ્વરોમાં શુદ્ધ કોમળની પરિભાષા બદલાઈ છે ત્યાં જૂનાં શાસ્ત્રોનો સમજપૂર્વક અર્થ કરવો જોઈએ. અને તાલભેદ પ્રમાણે રાગોનો રસ અને ભાવ બદલાય છે એ આપણે ક્યાં નથી અનુભવ્યું? આપણા પૂર્વજોએ આ જે સંગીતનું માનસશાસ્ત્ર અથવા રસપરિપાકની મીમાંસા રચેલી છે તેનો જડતાથી સ્વીકાર કરવાને બદલે આપણે તેનું સમજપૂર્વક અધ્યયન કરીએ, તેમાં નવા નવા પ્રયોગો કરીએ, અને તેમાં નવી નવી શક્તિઓ ખીલવી બતાવીએ તો જ કીર્તિશાળી પૂર્વજોના વંશજ તરીકે આપણે શોભીએ. પૂર્વજોની નામના પર આપણે ક્યાં સુધી નભીશું? અંગ્રેજીમાં કહેવત છે કે 'જાતવાન ઘોડાને પોતાના માતૃપિતૃવંશનો નામોચ્ચાર કરવો નથી પડતો.'

નવી નિર્મિતિ જ્યારે થાય ત્યારે ખરી, પણ ત્યાં સુધી આપણે આપણો જૂનો વારસો જેવો ને તેવો જાળવી રાખીએ તોપણ ઘણું કર્યું કહેવાય. ખેપિયો જેમ એક ગામનો કાગળ બીજે ગામ પહોંચાડે છે તે પ્રમાણે જો આપણો જૂનો વારસો જરા પણ બગાડ્યા વિના નવા જમાનાના હાથમાં સોંપી દઈએ તોપણ તે જેવીતેવી સેવા ન ગણાય. આ કામ સંગીતની પરંપરા જાળવીને તેમ જ સંગીતને લિપિબદ્ધ કરીને કરી શકાય. સંગીત લિપિબદ્ધ થઈ શકે કે નહીં એ જાતની શંકા હવે રહી નથી. તમારા મંત્રીએ ગુજરાતના ઉત્તમોત્તમ લોકસંગીતને લિપિબદ્ધ કરી બતાવ્યું છે. હું

આશા રાખું છું કે તેમની એ ચોપડી થોડા જ વખતમાં બહાર પડશે. આ વિષયમાં સવાલ એટલો છે કે એક જ અંકનલિપિથી ચલાવી લેવું એ ઈષ્ટ છે કે આમ-પ્રજાને માટે એક સ્થૂલ અંકનપદ્ધતિ, અને તજજ્ઞ લોકોને માટે બીજી સૂક્ષ્મ અને સંપૂર્ણ અંકનલિપિ રાખવી ઘટે છે? બંનેમાં પદ્ધતિ તો એક જ હોય એ વિશે શંકા નથી. આ ક્ષેત્રમાં મને તો ગાંધર્વ મહાવિદ્યાલયની અંકનપદ્ધતિ જ પાયા તરીકે ઉત્તમ જણાઈ છે.

સંગીતનો વારસો ઊછરતી પેઢીને સોંપવો હોય તો તેની પાસેથી સંગીતની કેટલીક કસરત જરૂર કરાવવી જોઈએ. અમુક કસરત વગર અવાજ કેળવાતો નથી, કાન તૈયાર થતા નથી, અને સંગીતનું હાર્દ સમજવાની લાયકાત પણ આવતી નથી. પણ કસરતરૂપ સંગીત અને ભાવવાહી સંગીત હંમેશાં જુદું જુદું રાખવું જોઈએ. સંગીતની કસરત અત્યંત આવશ્યક છે, પણ તે હરેક પ્રસંગે પ્રદર્શન યોગ્ય છે જ એમ નથી. કુસ્તીબાજ લોકો કુસ્તીના તંબૂમાં મેદની આગળ દંડબેઠક કરી બતાવતા નથી. આ ભેદ નહીં જાણવાથી કેટલાક ગાયકો ભાવપૂર્ણ ગીત ગાતી વખતે વચમાં જ કસરતમાં ઊતરે છે અને બધું વિરસ કરી નાખે છે. તેમની કસરત પ્રશંસનીય છે ખરી, પણ ભાવનું ખૂન થાય એ કેમ સહ્યું જાય? જેમ ગમે તેવા આલાપ લેતા છતાં ગાયકો સમ સાધે છે તેમ ગાયનમાં જો રસ પણ બરાબર સાધે તો પૃથ્વી ઉપર સ્વર્ગ આવ્યાનો આનંદ થાય.

ભાવવાહી સંગીતના પણ બે વિભાગ હોય છે. કેટલુંક સંગીત પોતાની સ્વર-રચના અને આલાપથી જ હીન વિકારોને ઉદ્દીપિત કરે છે. આ સંગીત અશિષ્ટ હોય છે. જ્યારે બીજું સંગીત વિકારશામક અને શુભ ભાવનાનું પોષક હોય છે. આ ભેદ જાણવાની અને જાળવવાની જરૂર ઘણી છે. એ દિશામાં પ્રયત્ન કરનાર સુરુચિસંપન્ન વિદગ્ધ લોકો બહુ ઓછા છે. અને આજનો જમાનો તો જીવનમાં તેમ જ સાહિત્યમાં સ્વચ્છંદ અને ઉચ્છૃંખલતાને પ્રતિષ્ઠા આપનારો છે. એટલે આ કામ અઘરું છે એમાં શંકા નથી.

જીવનના દોષો ફિલસૂફીમાં ઊતરે છે, સમાજશાસ્ત્રમાં ઊતરે છે, સાહિત્યમાં ઊતરે છે, પછી કળામાં કેમ ન ઊતરે? સાહિત્યમાં જ જુઓ, પ્રથમ રાજારાણીનું, વીર પુરુષોનું અને દેવદેવીઓનું સાહિત્ય લખાતું; પ્રજા અને સેના એ તો ચિત્રની પૂરણીરૂપ સંખ્યા માત્ર જ. આજકાલ નવરાશ ભોગવનાર મધ્યમવર્ગ વિશેનું જ સાહિત્ય મોટે ભાગે લખાય છે. નવલકથાનો નાયક મોટે ભાગે કોઈ ડૉક્ટર, બૅરિસ્ટર, વકીલ કે જાગીરદાર જ હોય છે. મહાન મહાન વિચારકો પણ ઘણી વાર જમાનાના દોષોથી પર રહી શકતા નથી. ઍરિસ્ટૉટલ જેવા વિશ્વવ્યાપી બુદ્ધિવાળા ફિલસૂફને પણ ગુલામીની પ્રથા સ્વાભાવિક લાગી. શંકરાચાર્ય જેવા અદ્વૈતવાદી પણ વેદનું ઉચ્ચારણ સાંભળનાર અંત્યજને સજાપાત્ર ગણતા. મનુ મહારાજને પણ લાગતું, કે न स्त्री स्वातंत्र्यमर्हति; ભક્તકવિ તુલસીદાસે તો ઢોરગમાર સાથે સ્ત્રીને પણ તાડનનો અધિકાર ઉદારતાથી આપી દીધો. સમાજના દોષો સાહિત્યમાં આવવાના જ.

રોમન અને ગ્રીક કળા પણ આ કારણસર દુષ્ટતાના ચેપથી મુક્ત રહી નથી કેમ કે રોમન અને ગ્રીક લોકોનું જીવન ચાબખા ખાઈને કામ કરનાર ગુલામોની હસ્તી પર જ રચાયેલું હતું. ઈજિપ્તની પિરામિડો ગમે તેટલી ભવ્ય હોય, પણ એ અલ્પજીવી બાદશાહોએ પોતાની પાર્થિવ કાયા શાશ્વત કરવા રચેલાં કબરસ્તાનો જ છે. એક લાખ લોકો વીસ વીસ વરસ સુધી તેમના જીવતા રાજાની કબર બાંધવા માટે પરસેવો ઉતારે અને પોતે અકાળે કબર ભેગા થાય એ સામાજિક સ્થિતિ કેવી! અને એ સમાજે પ્રગટ કરેલી કળા આસુરી ન હોય તો જ આશ્ચર્ય. વિજયનગરનાં ભવ્ય ખંડેરો અને ફૂલના ઢગલા જેવો દેખાતો તાજમહાલ જોઈને આપણે ગમે તેટલા તાજુબ થતા હોઈએ તોપણ તેની પાછળ ગરીબોની હાય રહેલી છે એ જાણતાંવેંત, જો આપણામાં માણસાઈ હોય તો, આપણો બધો રસ ઊતરી જવો જોઈએ. શુદ્ધ સંગીત નિષ્પાપ, તેજસ્વી અને કારુણ્યમય જીવનમાંથી જ સંભવી શકે છે. કેમ કે સંગીત એ ભાવનાની નૈસર્ગિક ભાષા છે. જેવું જીવન તેવી ભાવનાઓ. જેવી ભાવનાઓ તેવું સંગીત.

સંગીત એટલે એકલું ગાયન નહીં. ગાયન, વાદન, નર્તન અને હાવભાવ એ બધાનો સંગીતમાં સમાવેશ થાય છે. આપણે ત્યાં ગાયનવાદનનો પ્રચાર તો ઠીક છે, પણ નર્તન કંઈક દરજ્જે ગૌણ ગણાય છે. એનું કારણ મર્દાની નર્તન ભુલાયું હોય અથવા લોકોનાં શરીરો નર્તનયોગ્ય રહ્યાં નહીં હોય એ હોય. ગાયન કરતાં નર્તન વધારે ઉદ્દીપક થવાનો સંભવ છે એ કારણે પણ નર્તન જૂના લોકોમાં અળખામણું થઈ પડ્યું હોય. મંદિરોમાં ઘણી વાર ભક્તો નર્તન કરે છે. ગુજરાતમાં ગોપરાસ, દાંડિયારાસ, ગરબીઓ વગેરે નર્તનના કેટલાક પ્રકારો રૂઢ છે જ. કેટલીક જંગલી ગણાતી પણ નિષ્પાપ જીવન ગાળતી કોમોમાં સ્ત્રી-પુરુષોના મિશ્ર રાસ પણ જોવામાં આવે છે.

ગાયન, વાદન, નર્તન એ ત્રણનો મેળ થયો એટલે સંગીત પૂરું થયું એમ નથી. આપણા પૂર્વજોએ રાગરાગણીઓનાં સ્વરૂપો અને ધ્યાનો કલ્પ્યાં છે. ઋતુ, સમય, ગંધ, રૂપ, આલેખન બધી જ વસ્તુઓના સહકાર સાથેનું સંગીત એમણે કલ્પ્યું છે. રેખા, વર્ણ અને રૂપ; ગંધ, રસ અને સમય; રચના ઔચિત્ય અને તારતમ્ય; ન્યાય, કારુણ્ય અને પ્રેમ, આ બધાનો સંગીત સાથે અવિરોધ અથવા સંવાદ ઊભો કર્યા વગર સંગીત સંપૂર્ણ થયું ન ગણાય. જીવનનાં અંગપ્રત્યંગોમાં જ્યાં સુધી જરા પણ વિસંવાદ રહે ત્યાં સુધી જીવનવ્યાપી સંગીત સંભળાય જ નહીં. જ્યારે માણસ માણસ વચ્ચે, પશુ માણસ વચ્ચે, વનસ્પતિ અને માણસ વચ્ચે એકત્વનો સંબંધ બંધાશે, જ્યારે બધાં એકહૃદય થશે ત્યારે જ વિશ્વસંગીતનો આરંભ થશે. શુદ્ધ નીતિ, સદાચાર, પાવિત્ર્ય એ આ વિશ્વસંગીતનું વ્યાકરણ છે. અહિંસા એટલે કે આત્મૌપમ્ય અને આત્મૈક્ય એ એનો અંતિમ રસ છે.

# ૧૬. સંગીતની સંસ્કારિતા

[ રાજકોટ રાષ્ટ્રીય શાળામાં ગાંધી જયંતી નિમિત્તે ગોઠવાયેલા સંગીતના જલસા વખતે આપેલું પ્રવચન. ૧–૧૦–'૪૫. ]

સંગીતના પ્રવાહમાં તણાતાં જે આનંદ થાય છે તેને હું તો હવાઈ જહાજની મુસાફરી સાથે સરખાવી શકું. એ મુસાફરી જાતે ન કરી હોત તો આ ઉપમા મને ન સૂઝી હોત.

દોડતાં દોડતાં પગ તળેની જમીન છોડી દેવી અને જાણે કલ્પનાની પાંખ ઉપર સવાર થઈને આકાશમાં ઊંચે ઊંચે જવું, અને ત્યાંથી એક નવું જ દૃષ્ટિબિંદુ કેળવી, માણસની દુનિયા વ્યાપક રૂપમાં નિહાળવી અને એ દુનિયા પર છવાયેલી વાદળાંની ગંધર્વસૃષ્ટિમાં વિચરવું અને જાણે એટલાથીયે સંતોષ ન પામીને એ સૃષ્ટિથી પણ ઊંચે ઊડીને વાદળાંના ગોટેગોટા સૂર્યપ્રકાશમાં ચળકતા જોવા, અને વાદળાંથી પણ ઊંચે એવી વિરલ હવામાં વિહાર કરવો, એ આનંદને જો સરખાવી શકાય તો શુદ્ધ સાત્ત્વિક વાતાવરણમાં કેળવેલા હિંદુસ્તાની સંગીતની હૃદય પર થતી અસર સાથે જ સરખાવી શકાય.

અને જ્યારે આવી ગંધર્વનગરીની મુસાફરી પછી તરત જ ગાંધર્વસંગીતની લહાણી મળી જાય તો એવે વખતે ઉપમાન કયું અને ઉપમેય કયું એનો નિર્ણય કરવામાં મૂંઝવણ થાય તો આશ્ચર્ય શું?

સંગીત એ એક એવી વસ્તુ છે કે જે પાર્થિવ હોવા છતાં અપાર્થિવ અસર કરી શકે છે. એની ઉત્પત્તિ ગળામાં છે. એનો આસ્વાદ કાનથી લેવાય છે. પણ એ વસ્તુ છે તો હૃદયની. સંગીતનો આનંદ હૃદયમાં જન્મે છે અને હૃદયથી જ સેવાય છે.

કેટલાક લોકો સંગીત માટે અનેક વર્ષોની મહેનતે ગળું કેળવે છે, આંગળાં કેળવે છે, અને છતાં સંગીત ખીલવવા માટે મુખ્યત્વે હૃદય કેળવવાનું હોય છે, એ વાત તેઓ જાણતા જ નથી. એમને જો સારામાં સારું સંગીત મળે તો એનો તેઓ પ્રામાણિકપણે શુદ્ધ સંગ્રહ કરી શકે છે, પણ હૃદયની કેળવણીને અભાવે સંગીતની ભાવનામાં તરબોળ થઈ શકતા નથી. એવાઓને માટે જૂના કવિઓએ સુધારસ પીરસતી કડછીની ઉપમા આપી છે. કડછી પીરસે છે તો અમૃતરસ, પણ એને પોતાને એનો સ્વાદ લેતાં આવડતું નથી. આપણા દેશમાં એક એવો જમાનો આવી ગયો કે જ્યારે અમુક લોકોએ ધંધાદારીને અર્થે ઉત્તમમાં ઉત્તમ સંગીતનો સંગ્રહ કર્યો, પણ સંગીત ઉપરાંત બીજું કશું કેળવ્યું જ નહીં. એવા લોકોની તો

એટલી જ સાધના પણ જો ઊંડી થઈ જાય તો સંગીતના દિવ્ય નાદની મસ્તી તો તેઓ અનુભવી શકે, પણ ભાવનાની સમૃદ્ધિ કેળવેલી ન હોવાથી તેઓ હૃદયાકાશમાં વિહાર ન જ કરી શકે.

ભાવનામય સંગીતની એ કળા આપણા પ્રાચીન કવિઓએ અને સંતોએ કેળવી હતી. અને તેથી જ તેઓ ઉત્તમમાં ઉત્તમ રાગદારી સાથે અને શ્રાવણ-રુચિર શબ્દાવલિ સાથે નાજુકમાં નાજુક તેમ જ ભવ્યમાં ભવ્ય એવી ભાવનાઓ અને કલ્પનાઓનો સમન્વય સાધી શકયા. એ લોકોની પરંપરા જેટલે દરજ્જે કાયમ રહી તેટલે દરજ્જે આપણી સંસ્કારિતા આપણે જાળવી શકયા.

પણ વચમાં આપણી પડતીનો એવો એક કાળ આવી ગયો કે જ્યારે લોકોએ માન્યું કે, સંગીત અને એના જેવી બીજી કળા મેલી વસ્તુ છે, શિષ્ટ સમાજે એનો દૂરથી જ આસ્વાદ લેવો ઘટે, એનો ત્યાગ કરી શકાય તો એથીયે સારું. એમ કરીને આપણે સમાજનું હિત સાધ્યું નહીં, ઊલટું આપણો સમાજ સંગીત-વિહોણો થઈ, આંતરિક ઝઘડા, વિખવાદ અને દ્વેષનો ભોગ થઈ પડયો. સંગીત એટલે સુમેળ. એ જો જીવનમાંથી નીકળી જાય તો જીવનમાં કોલાહલ સિવાય બાકી શું રહેવાનું હતું?

સંગીત એ કંઈ વિલાસની વસ્તુ નથી, મોજશોખનો મસાલો નથી. શુદ્ધ સંગીત હૃદયનો જરૂરી ખોરાક છે. શુદ્ધ સંગીત શુભ ભાવનાઓનું પોષણ છે. એવા સંગીતથી આત્માને મોકળાશ મળે છે, સામાજિક સદ્ગુણો કેળવવા માટે સંગીતનું વાતાવરણ ઘણી મદદ કરે છે.

સાબરમતી આશ્રમની સ્થાપના થઈ ત્યારથી સ્વર્ગસ્થ મગનલાલભાઈ આશ્રમ માટે કોઈ સંગીતશાસ્ત્રી માટે તલસતા હતા. મેં એમને ગાંધર્વ મહાવિદ્યાલય સૂચવ્યું. આશ્રમને લાયક શુદ્ધ ચારિત્રવાળા સંગીતશાસ્ત્રી આપણને એ સંસ્થામાંથી મળી શકે એમ મેં કહ્યું. એમણે ત્યાં જઈ માગણી કરી અને અમારા સદ્ભાગ્યે નારાયણરાવ ખરે જેવા સાધુપુરુષ અમને મળ્યા. એમની નિર્મળ વૃત્તિ, એમનો સેવાભાવ અને સંસ્થા પ્રત્યેની એમની નિષ્ઠા, આ ત્રણેય ગુણોને કારણે તેઓ બધાના માનીતા થઈ ગયા. સંગીતકળામાં તેઓ પ્રવીણ હતા જ. આશ્રમમાં આવ્યા પછી તેમણે સંગીતના શાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યો અને આશ્રમના આદર્શોનું ધ્યાન અને પાલન કરીને હૃદયની સિદ્ધિ પણ મેળવી. અનેક લોકોએ એમને અનેક રીતે લલચાવ્યા, પણ એમની સંગીતનિષ્ઠા અને આશ્રમનિષ્ઠા અડગ જ રહી. આશ્રમમાં રહ્યા રહ્યા એમણે પોતાના ગુરુની, ગુરુની સંસ્થાની અને પોતાના ગુરુભાઈઓની ઓછી સેવા નથી કરી.

ગુજરાતમાં આશ્રમની સ્થાપના થઈ ત્યારથી જ આ પ્રાંતમાં સંગીતવિદ્યાનું પુનરુજ્જીવન જોરથી શરૂ થયું એમ કહી શકાય. અમારા પંડિતજી ગુજરાતમાં અનેક ઠેકાણે ફર્યા અને એમણે 'આશ્રમભજનાવલિ'નાં ભજનો સમાજમાં વાવ્યાં. આમ આશ્રમવાસીઓને તો સવાર-સાંજની પ્રાર્થના દ્વારા સંગીતનો લાભ મળતો જ

હતો. કેટલાંય નાનાંમોટાં સ્ત્રીપુરુષો સંગીત શીખવા લાગ્યાં, પણ પંડિતજીની સંગીતવિદ્યા નિષ્ઠાપૂર્વક ગ્રહણ કરી, અમારા પુરુષોત્તમે. આજે પંડિતજીનું સ્મરણ કરાવે એવું સંગીત એનામાં અને એણે ઉત્પન્ન કરેલા વાતાવરણમાં મળી શકે છે. પંડિતજીની દીકરી મથુરીએ પણ પિતાનો વારસો આગળ ચલાવ્યો છે. આશ્રમના એક હરિજન વિદ્યાર્થીએ પણ પંડિતજી પાસેથી સંગીતનો વારસો મેળવ્યો છે. પણ પંડિતજીની સંગીતસેવાની નિષ્ઠા તો ખાસ પુરુષોત્તમમાં પ્રગટ થયેલી જોઉં છું.

આવા સંગીતના સંસ્કારો જે શહેરને ઉપલબ્ધ થાય, તે ભાગ્યશાળી જ ગણાય. શુદ્ધ હવાપાણી, તાજો અને પૌષ્ટિક આહાર અને તેજસ્વી કેળવણી—એ પ્રજા માટે જેટલી જરૂરી વસ્તુ છે તેટલી જ ઉન્નત સામાજિક સંગીતની પણ પ્રજાને આવશ્યકતા છે. લોકોએ આવી સગવડનો વધારેમાં વધારે લાભ લેવો જોઈએ.

ભૂખ્યો માણસ અકળાયેલો હોય છે. એને કશું સૂઝતું નથી. એને પેટ ભરીને ખાવાનું મળે એટલે એને આગળ વધવાનું અને પુરુષાર્થ સાધવાનું મન થાય છે; અને આપણે હાથે કંઈ પરાક્રમ થઈ શકશે એવો આત્મવિશ્વાસ માણસમાં આવી જાય છે. તેવી જ રીતે જ્યાં નિર્મળ સંગીતનું વાતાવરણ હોય છે ત્યાં જ સમાજને ઉચ્ચ આકાંક્ષાઓ સેવવાનું મન થાય છે. એક આદર્શ લઈને ઘણા લોકોને એકત્ર કરી શકાય, ઉન્નતિને રસ્તે એમને વાળી શકાય અને શુદ્ધ સેવા દ્વારા કળિયુગમાં સત્યયુગ દાખલ કરી શકાય, એ જાતની શ્રદ્ધા પેદા કરતી વખતે સંગીતની ઘણી મદદ મળી શકે છે. સંગીતનું એ રહસ્ય જાણતા હોવાથી જ આપણા સંતકવિઓએ પ્રાર્થનામાં અને ધાર્મિક સાધનામાં સંગીતને મહત્ત્વનું સ્થાન આપ્યું. ગગનવિહારી પક્ષીઓની અને અધ્યાત્મવિહારી સંતોની સાધના અને ઉપાસના સંગીત વગર ખીલતી જ નથી. જૂના વખતમાં યુદ્ધ જેવી રાજસી પ્રવૃત્તિમાં પણ લોકોને ભેગા કરવા માટે અને એમનો ઉત્સાહ ટકાવી રાખવા માટે સંગીતની મદદ અતિ આવશ્યક ગણાતી. લોકતંત્રના આજના જમાનામાં મોટા મોટા જનસમુદાયને જાગ્રત કરવા માટે, ભેગા રાખવા માટે, અને કોઈ ઉત્કટ ભાવનાથી ભાવિત કરવા માટે વેગશાળી સંગીત જ વપરાય છે. આદર્શ સમાજનો સાક્ષાત્કાર કરવા-કરાવવા માટે પણ આજંકાલ જાતજાતની ભાતવાળી આકૃતિઓનો વિસ્તાર, વિવિધ પ્રકારના રંગોની ફૂલગૂંથણી અને હૃદયને નવી નવી સંભાવનાઓનો સાક્ષાત્કાર કરાવનાર ધ્વનિસૃષ્ટિની સંમિશ્ર સંગતિ ઉત્પન્ન કરવામાં આવે છે. સંગીતવિદ્યા માટે આ એક નવું જ ક્ષેત્ર ઉદ્‌ભવ્યું છે. આમાંથી નવા યુગની ઉત્પત્તિ થાય તો જરાય આશ્ચર્ય નહીં.

ભાવના સાથે જ્યારે સંગીતનો મેળ થાય છે ત્યારે સંગીતમાં પ્રાણ ફૂંકાય છે, સંગીત યાંત્રિક મટીને જીવતું થાય છે અને નવી નવી ભાષામાં બોલવા માંડે છે. આજનો જ દાખલો લઉં. સેં ઝિંઝોટી રાગના અનેક અલંકારો સાંભળ્યા છે, એ રાગની અનેક ચીજો મને પરિચિત છે. પણ આજે ઝિંઝોટી રાગના જે

મેં આલાપો સાંભળ્યા તેમાં સ્વરોની કેવળ કસરત ન હતી, પણ ભાવનાઓનું સુંદર સરખું દર્શન હતું. આ એક નવી જ વસ્તુ મને અનુભવવાને મળી.

પણ હું સંગીતકળાનો વિજ્ઞ નથી માટે મારે વધારે વિગતોમાં ઊતરીને વાત ન કરવી ઘટે. આજનો તિલંગ રાગ પણ હૃદયને હચમચાવે એવો હતો. બાળકોને આવું વાતાવરણ હમેશાં મળે તો એમને હૃદયની સંસ્કારિતા એની મેળે મળી જવાની.

આધ્યાત્મિક સાધનાનું સ્થાન સંગીત ન લઈ શકે એ દેખીતી વાત છે. કેવળ સંગીતને જોરે ચારિત્ર્યની આર્યતા કેળવાશે એમ ન કહેવાય. પણ જ્યાં એવા પ્રયત્નો થતા હોય ત્યાં સંગીતની મદદ ઘણી ઘણી થઈ શકે છે.

કેવળ વ્યાયામની દૃષ્ટિએ જોઈએ તોપણ વ્યાયામને જો સંગીતનો સહયોગ મળી જાય તો વ્યાયામ પણ માણસને ઉત્તમ રીતે સદે છે. સ્નાયુઓની કસરત ચાલતી હોય એ વખતે જો સંગીત ચાલતું હોય તો માણસના મજ્જાતંતુઓને આરામ મળે છે, ખોરાક મળે છે, અને પ્રમાણમાં વધારે વ્યાયામ કરવા છતાં એની માઠી અસર થતી નથી.

અને એ વ્યાયામ જ્યારે નૃત્યનું રૂપ પકડે છે, ત્યારે તો સંગીતની મદદથી ખીલવેલું નૃત્ય શરીરના એક એક અંશને સમપ્રમાણથી ખીલવે છે, અને આદર્શ જીવનની, ભલે આછી પણ સચોટ ઝાંખી કરાવે છે. રાજકોટના નાગરિકો! આવા સંગીતના વાતાવરણને ઈશ્વરનો પ્રસાદ સમજી એનું સેવન કરજો.

## ૧૭. સંગીતકારોનું જીવન

સંગીતવિદ્યાનાં પગલાં ધીમે ધીમે આગળ વધે છે. હવે સંગીત અમીર-ઉમરાવોના શોખની વસ્તુ રહી નથી. સંગીત હવે પ્રજાકીય જાગૃતિનું આવશ્યક ચિહ્ન ગણાય છે. જ્યારથી ભારતવર્ષીય પરિષદો અને મહાસભાઓમાં સંગીતની સહાયતાની જરૂર હોવાની પ્રતીતિ થઈ અને જ્યારથી શિક્ષણક્રમમાં સંગીત એક મહત્ત્વનો વિષય મનાવા લાગ્યો ત્યારથી સંગીતવિદ્યાના આદર્શમાં અસાધારણ પરિવર્તન થઈ ગયું છે. આ પહેલાં સંગીત કાં તો વિરક્ત ભક્તોની સેવામાં રાચતું અથવા વિલાસી અનુરક્તોની ખિદમતમાં મલપતું. એ બંનેની વચ્ચે જે વિશાળ સામાજિક જીવન છે એમાં સંગીતનું સ્થાન બહુ નાનું રહ્યું હતું અને એ કારણે સંગીતના વિકાસમાં ઘણી મુશ્કેલીઓ આવી પડતી હતી.

સંગીતની સંભાળ રાખનાર ઉસ્તાદો પોતાના જીવનની સંભાળ રાખતા ન હતા એ પણ સંગીતની ઉપેક્ષાનું એક કારણ હતું. જે પોતાના જીવનની ઉપેક્ષા કરતા હોય તેમને સામાજિક પ્રતિષ્ઠા કેવી રીતે મળી શકે? સંગીત જેવી દિવ્ય વિદ્યા એમની પાસે હોવાને કારણે એમની ખુશામત જરૂર થતી. તેમ જ આજીવિકાની બાબતમાં પણ તેમને ચિંતા કરવાનું કારણ રહેતું નહીં. રસિક લોકો તે

તે ગુણીજનો સાથે પ્રેમનો ઘનિષ્ઠ સંબંધ રાખતા હતા તોપણ સામાજિક જીવનની સમૃદ્ધિથી ગાયકવર્ગ અપરિચિત જ રહેતો હતો.

આનું મોટું પરિણામ એ આવતું કે સંગીતજ્ઞોમાં કોઈ પણ વખત અંદર અંદર સહકાર રહેતો નહીં. રાજપૂતોમાં જેવી રીતે કુળ કુળ વચ્ચે વિગ્રહ જ ચાલતો હતો, મહોલ્લામાં જેવી રીતે આપસ-આપસમાં ઈર્ષ્યા અને અદેખાઈ જ ચાલતાં હતાં, શાસ્ત્રીઓમાં જેવી રીતે શાસ્ત્રાર્થનાં કુક્કુટ યુદ્ધો જ ચાલતાં હતાં તે જ રીતે સંગીતજ્ઞોમાં ઘમંડ અને પરસ્પર નિંદાનું વાતાવરણ હતું. ઉસ્તાદો જ્યારે ગાય ત્યારે તો પોતાના દિવ્ય આલાપોથી પ્રત્યક્ષ સ્વર્ગનો પરિચય કરાવતા; પણ જ્યારે ગદ્યનો આશ્રય લઈ વાતો કરતા ત્યારે તો અર્થ કે ઔચિત્ય વગરની ખુશામત, શરમ વગરની આત્મસ્તુતિ અને ઉદારતાવિહીન પરનિંદા એમાં ભારોભાર રહેતી. જ્યારથી સંગીતને સામાજિક જીવનમાં સ્થાન મળ્યું ત્યારથી સંગીતની આ સ્થિતિ બદલાઈ ગઈ છે. હવે સંગીતસેવીઓમાં સહકાર શરૂ થયો છે. સંગીતના વિકાસનાં સાધનો શોધવાની કોશિશ થઈ રહી છે. અને સમાજના હૃદયમાં જે નવા નવા ભાવો પેદા થાય છે તેને સંગીત દ્વારા વ્યક્ત કરવાની આકાંક્ષા જાગી હોવાનું દેખાય છે. સામૂહિક સંગીત પરિપુષ્ટ કરવાનો પ્રયાસ પણ થઈ રહ્યો છે.

સંગીતથી દેવતા પણ સંતુષ્ટ થાય છે તો વિરાટ રાષ્ટ્ર-પુરુષ કેમ નહીં થાય?

જુલાઈ, ૧૯૨૯

# ૧૮. લોકસંગીત

અતિ પ્રાચીન કાળથી પૌર અને જાનપદ અથવા શહેરવાસી અને ગામડિયા એવા જનસમુદાયના બે ભાગ પડેલા છે. શિષ્ટવર્ગ અને સામાન્ય જનસમુદાય એવા પણ ભાગો સ્વાભાવિક રીતે પાડી શકાય. હિંદુ શાસ્ત્રોમાં દ્વિજ અથવા સંસ્કારી, અને અદ્વિજ અથવા અસંસ્કારી એવો મોટો ભેદ પાડવામાં આવ્યો છે. ધર્મ, સાહિત્ય, સંગીત અને કળાઓમાં પણ એવી જ રીતના બે ભેદ જોવામાં આવે છે. પ્રાચીન સમયની માનવજાતિની ઉત્પત્તિના પણ બે સ્વતંત્ર પ્રવાહ વહ્યા કરે છે: એક સામાન્ય મનુષ્યોની સ્વાભાવિક પ્રવૃત્તિઓને અનુસરીને બનેલો સામાન્ય સમૂહનો પ્રવાહ અને બીજો શિષ્ટ લોકોનો પ્રવાહ. શિષ્ટ લોકોએ ઉચ્ચ સામાજિક આદર્શ ઘડી કાઢી જે ક્રમ નક્કી કર્યો છે તે ક્રમમાં અને તે જ દિશામાં એ પ્રવાહ વહે છે. પહેલા પ્રકારના પ્રવાહમાં એટલે કે સામાન્ય જનસમુદાયની ઉન્નતિની યોજનામાં મનુષ્યનો હેતુપુરઃસર પ્રયત્ન હોતો નથી. બીજા પ્રવાહનો માર્ગ મનુષ્ય પોતાનાં બુદ્ધિ અને આદર્શની સહાયથી પોતાની શક્તિ અનુસાર ઠરાવે છે. એકને નદીની ઉપમા આપીએ તો બીજાને નહેરની ઉપમા શોભે. એકને

વન કહીએ તો બીજાને ઉપવન કહી શકાય. વનની શોભા નૈસર્ગિક – અમર્યાદિત હોય છે. ઉપવનની શોભા તેની રચના અને સુવ્યવસ્થામાં છે.

આવા જ પ્રકારના બે પ્રવાહ સંગીતમાં પણ અનાદિ કાળથી વહ્યા કરે છે. રામાયણમાં માર્ગી સંગીત અને દેશી સંગીત એવા સંગીતના બે ભેદ હોવાનો ઉલ્લેખ છે. પ્રાચીન કાળના સંગીતજ્ઞ આચાર્યોએ ઠરાવેલા નિયમોને અનુસરીને ચાલતા સંગીતનું નામ માર્ગી સંગીત. અપ્રબુદ્ધ, સામાન્ય જનતાએ પોતાના હૃદયના ભાવો પ્રગટ કરવા કાઢેલા ઈચ્છાનુસારી આલાપનું નામ દેશી સંગીત. નરસોબાની વાડીમાં, ગાણગાપુરમાં અથવા તો ગોકર્ણ મહાબળેશ્વરમાં જે દેવાર્ચન થાય છે તેમાં શાસ્ત્રના નિયમોનું પાલન હમેશાં થાય છે; પણ ખંડોબા, મ્હસોબા, ભાવકાઈ અથવા પંઢરપુરના વિઠોબાની પૂજા ભક્તોના હૃદયની પ્રેરણાનુસાર થાય છે. એકનો આધાર શાસ્ત્રીય પદ્ધતિ ઉપર છે, બીજાનો આધાર લોકાચાર અથવા રૂઢિ ઉપર છે. આફ્રિકાનાં જંગલોમાં અથવા પ્રશાંત મહાસાગરમાં અતિ દૂર આવેલા બેટોમાં વસતા 'જંગલી' લોકોના હૃદયમાં ઈશ્વર સંબંધી જે કલ્પનાઓ ઉદ્‌ભવી તેને લોકધર્મ કહી શકાય; પરંતુ ઋષિમુનિઓ, પ્રેષિતો અથવા પયગંબરોએ ચલાવેલ ધર્મને શિષ્ટધર્મ કહેવો જોઈએ. કાલિદાસનાં કાવ્યોને શિષ્ટ કાવ્યોની કોટિમાં મૂકીએ તો ગામડાંમાં વસતા ભાટચારણની કવિતાની ગણના લોકકાવ્યમાં જ થઈ શકે. આ બંને પ્રવાહ સ્વતંત્ર અને પ્રાચીન છે. લોકોના જીવનમાં જેમ જેમ ફેરફાર થતા જાય છે તેમ તેમ આ પ્રવાહોનું સ્વરૂપ પણ બદલાય છે. રાષ્ટ્રીય જીવનમાં ક્ષીણતા કે કૃત્રિમતા આવતાં આ પ્રવાહો પણ ક્ષીણ અને કૃત્રિમ બને છે. રાષ્ટ્રીય જીવનમાંથી આનંદ અને ખાનદાનીનો લોપ થતાં આ પ્રવાહો પણ નિર્જળ બને છે – સુકાઈ જાય છે. એ સંબંધ એટલેથી જ અટકતો નથી, કારણ જ્યારે રાષ્ટ્રમાં નવીન ચેતન આવે છે ત્યારે આ પ્રવાહો ફરી જોસબંધ શરૂ થાય છે અને દેશની આબાદીની સાથે એ પ્રવાહો પણ છલકાઈને વહેવા માંડે છે.

એ પ્રવાહોમાંનો શિષ્ટ અથવા શાસ્ત્રીય પ્રવાહ સંસ્કારી લોકોની સંભાળને લીધે એકદમ ફૂટી નીકળે છે; પરંતુ એ સંભાળમાં થોડી પણ ઊણપ આવવા માંડે કે તરત જ એ ઝરણું નહેરના પાણીની પેઠે પાછું સહેજમાં સુકાઈ જાય છે. સામાન્ય પ્રવાહમાં એથી ઊલટું થાય છે. નૈસર્ગિક ઝરણાંઓથી જ એ પ્રવાહ પોષાય છે, એટલે સ્વાભાવિક રીતે જ તેમાં કેળવેલી કોમળતા, પ્રમાણબદ્ધતા વગેરે કેટલાક વિશિષ્ટ ગુણો ઓછા પ્રમાણમાં દેખાય છે ખરા; પરંતુ પહેલી જાતના પ્રવાહની પેઠે તે એકદમ શોષાઈ જતો નથી અથવા અટકી જતો નથી. જ્યાં ઉપવનોનો સહેજે નાશ થઈ જાય તેવે સ્થળે અને કાળે અનેક મોટાં મોટાં જંગલો સહેલાઈથી અને જોસભેર ફાલતાં રહે છે એ વાત જાણીતી છે.

શાસ્ત્રીય સંગીતને રાજ્યાશ્રયની જરૂર હોય છે. તેમ જ આ સંગીતને માટે જીવન અર્પણ કરનારા ભક્તોની સંભાળની તેને આવશ્યકતા હોય છે. તેની જાત

બગડે નહીં – હલકી થઈ જાય નહીં માટે શાસ્ત્રોરૂપી સ્મૃતિ અથવા ધર્મસિંધુ રચવા પડે છે. લોકસંગીત એટલે ગરીબની છોકરી. જન્મે ત્યારથી જાડીપાતળી ઘેંસ ખાઈને અને મળે તેવાં જાડાંપાતળાં કપડાં પહેરીને નાનેથી મોટી થયેલી. બતાવો તે કામ કરવા સદા તૈયાર; હરહમેશ હસતી ને હસતી અને શરીરે તંદુરસ્ત. બિચારીને નખરાં કેમ થાય, હાવભાવ, ભ્રૂવિલાસ કેમ બતાવાય એની ગતાગમ હોય નહીં. ભરત અને ગૂંથણકામનો તો ખ્યાલ સરખોયે ક્યાંથી હોય? માત્ર સદા મહેનતુ અને હેતાળ. તેને શિક્ષણ તો વળી કોણ આપે? સ્વાભાવિક રીતે ઉંમરના પ્રમાણમાં જે જ્ઞાન પ્રાપ્ત થવાનું હોય તે થાય, અને બેચાર આડોશીપાડોશી વર્તે તેમ પોતે પણ વર્તવું એટલું જાણે. હમેશાં પ્રસન્ન રહેવું અને સગાંવહાલાંને, ઓળખીતાં-પાળખીતાંને રાજી રાખવાં એમાં જ પોતાની ઈતિકર્તવ્યતા ગણે. લોકસંગીતની સ્થિતિ કંઈક આ અબોધ કન્યા જેવી જ છે. પરંતુ આટલી હકીકત ઉપરથી લોકસંગીત પરત્વે હલકો મત રખે કોઈ બાંધે. એમ ન માની લેતા કે લોકસંગીત શિષ્ટ સંસ્કારથી રહિત છે માટે તે હીન છે – જડ છે. ગુજરાતના ગરબા કે મહારાષ્ટ્રની દિંડીઓમાં કે પોવાડામાં શાસ્ત્રીય શુદ્ધતા ન હોય તેથી એમાં માધુર્ય નથી એમ માની લેવાને કશું જ કારણ નથી. લોકસંગીતનો અર્થ ઊતરતું સંગીત તો ન જ હોઈ શકે. શાસ્ત્રીય સંગીતના કેવળ નિયમોની ઉપેક્ષા કરવાથી લોકસંગીત નથી બનતું. લોકસંગીતને અપભ્રષ્ટ શાસ્ત્રીય સંગીતના પર્યાયરૂપ માનવું એ તો ભૂલ જ છે. શાસ્ત્રદૃષ્ટ્યા સહેલું થાય તે લોકદૃષ્ટ્યા પણ સહેલું હોય એમ માની શકાય જ નહીં.

શાસ્ત્રદૃષ્ટિનો જ વિચાર કરીએ તો તો ગણિત કરતાં પદાર્થવિજ્ઞાન વધારે અઘરું છે; પદાર્થવિજ્ઞાન કરતાં રસાયણશાસ્ત્ર; તેથી વધારે વનસ્પતિશાસ્ત્ર; તેથી પણ વધારે અઘરું પ્રાણીશાસ્ત્ર; અને બધાં ઉપયોગી શાસ્ત્રોના સારરૂપ બાલસંગોપનનું કામ તો સૌથી વિકટ. આમ શાસ્ત્રીય દૃષ્ટિએ વિચારતાં બાળઉછેરનું કામ બધાથી કઠિન છે છતાં સામાન્ય જીવનના વ્યવહારમાં એથી ઊલટું જ નજરે પડે છે. ગુણાકાર શાને કહેવાય એની પણ જેને કશી માહિતી નથી એવી સ્ત્રી ઘણી વાર માતા તરીકે ચારપાંચ બાળકોને સુંદર રીતે ઉછેરી શકે છે.

વળી લોકસંગીતમાં માત્ર શુદ્ધ સ્વરો જ હોય, કોમળ સ્વરો ન હોય અથવા તો તાલની વિવિધતા ન હોય એવું કશું નથી. લોકસંગીતની ઊણપ તો માત્ર એટલી જ છે કે શાસ્ત્રીય સંગીતની પેઠે શુદ્ધ સ્વરો અને કોમળ સ્વરો મેળવી શાસ્ત્રીય દૃષ્ટિએ કેવી કેવી જાતના રાગ ખીલવી શકાય તે વિચારવાનું કામ તે કરી શકતું નથી. હૃદયના ભાવો વ્યક્ત કરવા ખાતર જરૂરજોગા બેચાર જાતના તાલ મળી જાય એટલે લોકસંગીત સંતોષ માને છે. કલગણનાના ઊલટાસૂલટા બધા પ્રકારોની યોગ્ય તપાસ કરી બની શકે તેટલા તાલ પેદા કરવાની ભાંજગડમાં લોકસંગીત કદી પડવા જતું નથી.

ટૂંકમાં કહીએ તો લોકસંગીત જીવનપ્રવાહને અનુકૂળ થઈ રહે છે. બ્રાહ્મણોના આચાર પાળવા જેમ સૌથી આકરા છે તેમ શાસ્ત્રીય સંગીતના નિયમો પણ આકરા હોય છે. તેમાં જરા પણ ગોટાળો કર્યે ન ચાલે. પંઢરપુરના વિઠોબાની પેઠે લોકસંગીત માત્ર ભાવનું જ ભૂખ્યું છે. પ્રેમ આંધળો છે. અનેક દોષો તેમાં લય પામે છે. બીજી રીતે કહીએ તો પ્રેમમાં ઘેલછા છે. લોકસંગીતમાં પણ કંઈક એના જેવું જ છે. મહારાષ્ટ્રના પોવાડાની ભાષાનો વિચાર કરો, તેમાં રહેલ સંગીતને તપાસો. તેમાં મેળ કોઈ જાતનો નહીં હોય, અને છતાં હૃદયના દરેકે-દરેક તારને હચમચાવી મૂકવાનું કેવું અજબ સામર્થ્ય તેમાં ભરેલું છે! શાસ્ત્રીય ઠૂમરીઓ સાંભળવામાં લખનૌના નવાબે તો રાજપાટ ખોયું. પણ શિવાજીના માવળાઓએ પોવાડા સાંભળીને નવા રાજ્યની સ્થાપના અનેક સંકટો વેઠી કરી. એ રાજ્યનું રક્ષણ પણ પોવાડાએ જ કરાવ્યું.

આ વિવેચન ઉપરથી એમ અનુમાન કોઈ ન કાઢે કે આ બે સંગીતપ્રવાહો તદ્દન ભિન્ન પ્રકારના છે અથવા તો તેમને એકબીજા સાથે કશો સંબંધ જ નથી. બે નદીઓ જોડાજોડ વહી જતી હોય અને અનુકૂળ સ્થળે પ્રસંગ મળતાં એકનાં પાણી જેમ બીજીમાં આવજા કરે, અથવા તેમ ન બને તો જમીનની અંદર વહેતાં અનેક ઝરણાં મારફતે પણ એ પ્રવાહો એકબીજાને જરૂર ભેટે છે. અને વળી કોઈ વાર અતિવૃષ્ટિ થાય ને નદીઓનાં પૂર ફાટી જાય ત્યારે એ પ્રવાહો ભેગા થાય, એટલું જ નહીં પણ આસપાસનો બધો પ્રદેશ જળમય બની જાય, તે જ પ્રમાણે દેશમાં જે સમયે નવી જાગૃતિ આવે તે વખતે રૂઢિ અને શાસ્ત્રનો ભેદ રહી શકતો નથી. તે વખતે તો કેળવાયેલ શિષ્ટવર્ગ અને સામાન્ય જનસમુદાય સેળભેળ થઈ જાય છે—એકદિલ બની જાય છે. શંકરાચાર્યનાં સ્તોત્રો પણ ગામડિયાઓ હરતાંફરતાં ગાવા માંડે છે અને માણભટ્ટો પણ રાજદરબારમાં મોટું માન પામતા થઈ જાય છે.

લોકસંગીતના સ્વરૂપનો પ્રકાર ઉપર બતાવ્યો છે. એ ઉપરથી સમજાયું હશે કે લોકસંગીતની વૃદ્ધિના નિયમ ઘડી શકાય નહીં. તેમાં નિયમ બાંધવા જઈએ એટલે ત્યાં જ એના લોકત્વની પરિસમાપ્તિ થાય. નિયમો રચાયા એટલે લોકસંગીત મટી જઈ શાસ્ત્રીય સંગીત બની જાય છે. વાદળાંઓએ કેવા કેવા આકાર ધારણ કરવા અથવા શા શા રંગ ધારણ કરવા એ જેમ આપણા નિયંત્રણ બહારની વાત છે તેમ લોકસંગીતના નિયમો બાંધવા પણ અશક્ય છે. એના નિયમો તો આપોઆપ જ બંધાયેલા હોય છે; આપણે તો તેને માત્ર ઓળખી જ લેવાના છે. શાસ્ત્રીય સંગીત પ્રયત્ન કરવાથી ખીલવી શકાય છે. યોજના પ્રમાણે તેની અભિવૃદ્ધિ થઈ શકે છે. બેચાર રસિક અને વિદ્વાન માણસોના પ્રયત્નોથી તેમાં અપૂર્વ વધારો થઈ શકે છે. પરંતુ લોકસંગીતનો ઇજારો બેચાર વ્યક્તિઓ રાખી શકતી નથી. સમસ્ત સમાજના પ્રાણનું એ બાહ્ય સ્વરૂપ છે. આંતરતેજની એ ઇંદ્રિયગમ્ય મૂર્તિ છે. નીરોગી બાળકના મુખ ઉપર જેમ સ્વાભાવિક રીતે જ લાલી પથરાયેલી રહે છે

તેમ શીલવાન અને પ્રાણવાન સમાજનું લોકસંગીત પણ ખીલતું જાય છે — વિસ્તાર પામતું જાય છે. વસંતનો નૈસર્ગિક આનંદ જેમ કોકિલના કંઠમાંથી એની મેળે ફૂટી નીકળે છે, તે જ પ્રમાણે લોકજીવન પણ લોકસંગીત દ્વારા જ વ્યક્તરૂપ ધારણ કરે છે. ભિન્ન ભિન્ન પ્રકારનાં અનેક પક્ષીઓને રાણીના બાગ જેવા એકાદ સંગ્રહસ્થાનમાં કે બગીચામાં એકઠાં કરવાથી કે તેમને અનેક રીતે પોષવાથી વિહંગ-ગીતની ઉન્નતિ થવી જેમ અશક્ય છે તેમ લોકસંગીતનો માત્ર સંગ્રહ કરવાથી તેની ઉન્નતિ કરવી અસંભવિત છે. રાષ્ટ્રના મમત્વરૂપી પ્રેમામૃતના સિંચનની તેમાં આવશ્યકતા છે. ભાટ-ચારણોને વર્ષાસનો કે ઈનામો આપવાથી વીરરસનાં કાવ્યો ઉપજાવી શકાતાં નથી. સાચા ચારણો વીરોનાં પરાક્રમ જુએ એટલે તેમની વાગ્ધારા આપોઆપ છૂટે છે. લોકોમાં ભક્તિભાવ જાગ્રત થાય અથવા થવાનો હોય ત્યારે જ જ્ઞાનેશ્વર મહારાજ ભાવાર્થદીપિકા લખે અને ભક્તરાજ તુકારામ અભંગો ગાવા મંડી પડે. એ કામ અખિલ ધર્મ પરિષદ કરી શકે જ નહીં.

* * *

આપણા દેશમાં ધર્મ એ તો સમાજનો પ્રાણ છે. પરદેશીઓને પણ હવે એ વાત સમજાવવાની જરૂર રહી નથી. હિંદુસ્તાનમાં જે જે સમયે ધાર્મિક ભાવનાનો પુનરુદ્ધાર થયો છે તે તે દરેક પ્રસંગે લોકસંગીતનો પ્રવાહ ધોધની માફક વહ્યો છે. પંજાબના લોકસંગીતનો જન્મ ગુરુઓના કૃપાપ્રસાદમાં છે; કાલી-માતાના ભક્તોએ અને ગૌરાંગપ્રભુના વૈષ્ણવ સાધુસંતોએ બંગાળાના લોકસંગીતને પોષ્યું છે; મહારાષ્ટ્ર અને ગુજરાતના લોકસંગીતનો ભંડાર તેના સંતોની વાણીમાં છે; અને હિંદી ભાષાનો લોકસંગીતસાગર ભક્તરાજ તુલસીદાસ, કબીર અને સુરદાસજી જેવાની અમૃતવાણીથી ઊભરાય છે. જેઓ લોકોના હૃદયમાં નવું ચેતન રેડી શકે છે — ફૂંક મારી નવું જોમ પેદા કરી શકે છે તેઓ જ લોકસંગીતના નિર્માણ કરનારા છે. લોકસંગીતની વૃદ્ધિ તેમને જ હાથે થાય છે. ઈતર સામાન્ય લોકો તો તેનું સ્વરૂપ જાણી લઈ તેને અનુકૂળ થવાનો પ્રયત્ન કરે એ જ બસ છે. અનેક વર્ષોને અંતે નદીઓના પ્રવાહક્રમ મુકરર થાય છે. વાદળાંના રંગો, વીજળીના ચમકાર, પાંદડાં અને ફૂલોના આકાર, પક્ષીઓનાં ગાન, એ બધાના નિયમો કોઈ બીજાએ બાંધી આપેલા નથી હોતા. એ તો આપોઆપ ઘડાય છે. દરેક પ્રજાના લોકોના સ્વભાવ વગેરે પણ તે તે પ્રદેશની ઈતિહાસ-પરંપરા અનુસાર બંધાય છે; તેમ તેમનું લોકસંગીત પણ જાતે જ નિર્માણ થાય છે. જંગલોમાં પડતા ચીલા કોઈ એક માણસે પ્રયત્નપૂર્વક પાડેલા નથી હોતા; અનેક લોકોના જવા-આવવાથી આપોઆપ એ ચીલાઓ પડી જાય છે. તે જ પ્રમાણે લોકસંગીત પણ સ્વયંભૂ હોય છે તેને જાણી લઈ તેનો યોગ્ય માર્ગે ઉપયોગ કરી લેવો એ જ આપણું કર્તવ્ય છે.

એમ છતાં શાસ્ત્રીય સંગીત અને લોકસંગીત અરસપરસ અનેક રીતે ઉપ-કારક થઈ શકે છે. ચંદનના કાષ્ઠને કોતરીને તેમાંથી આપણે રામચંદ્રજીની સુંદર

મૂર્તિ બનાવીએ છીએ તેમાં કળાકૌશલ જોકે આપણું છે પણ મૂળ ચંદનકાષ્ઠ તો વનમાંથી જ આણવું પડે છે. તે જ પ્રમાણે લોકસંગીતરૂપી કાચા સોનાને ગાળી શુદ્ધ કરવાથી શાસ્ત્રીય સંગીતરૂપી શુદ્ધ કાંચન બન્યું છે. શાસ્ત્રીય સંગીતનો મૂળ આધાર જ લોકસંગીત છે. લોકસંગીત વિના શાસ્ત્રીય સંગીત સંભવે જ નહીં. લોકસંગીત અને શાસ્ત્રીય સંગીતનો સંબંધ સોના અને ઘરેણા જેવો છે. બીજી રીતે જોતાં જેમ જેમ લોકજીવન સમૃદ્ધિશાળી બનતું જાય, લોકોના હૃદયની ભાવનાઓ જેમ જેમ અનેકરંગી અને ગંભીર બનતી જાય, તેમ તેમ લોકસંગીત પણ ગંભીર અને પ્રૌઢ બનતું જાય છે. આવી જાતની પ્રૌઢતા લોકસંગીતમાં આણવા માટે શાસ્ત્રીય સંગીત ઘણું ઉપયોગી નીવડે છે. વરસાદ વરસતાં પહેલાં જ જો બંધ બાંધી નવો માર્ગ ખોદી રાખ્યો હોય તો વર્ષાઋતુ આવી પહોંચતાં નદીનો પ્રવાહ સ્વાભાવિક રીતે જેમ એ જ ધારેલી દિશામાં વહેવા માંડે છે તેમ પ્રયત્ન કરવાથી નવી ઊર્મિઓને કાળે લોકસંગીત પણ શાસ્ત્રીય સંગીતને પંથે જ વળે છે. શાસ્ત્રસંગીતકારો લોકહૃદયને પારખનાર અને પ્રતિભાશાળી હોય તો તેઓ લોકસંગીતને ધારેલી દિશાએ વહેવડાવી શકે છે. આદિકવિ વાલ્મીકિએ પહેલાં રામાયણ લખ્યું અને પાછળથી રામને તે જ પ્રમાણે વર્તવું પડયું, તેમ લોકહૃદયમાં જ તદાકાર થયેલા શાસ્ત્રસંગીતકારોની ઇચ્છા મુજબ લોકસંગીતને પણ વર્તવું પડે છે. લોકોનાં હૃદયને ઓળખનાર અને અનુસરનાર માણસ જ લોકોને પોતાના અનુયાયી બનાવી શકે છે.

સંગીતશાસ્ત્રની ઉન્નતિ આજે શાસ્ત્રદૃષ્ટયા તેમ જ લોકદૃષ્ટયા બંને રીતે થવાની જરૂર છે. બંને જાતનો સંપૂર્ણ અભ્યાસ થવાની અત્યારે આવશ્યકતા છે. એમ થાય તો જ રાષ્ટ્રીય જાગૃતિને પ્રસંગે સંગીત યોગ્ય સમયે પોતાનું સ્થાન મેળવી શકશે. સંગીતની ઉન્નતિ સ્વતંત્ર રીતે થઈ ન શકે. રાષ્ટ્રીય જાગૃતિના સૂરમાં સંગીતે પોતાનો સૂર મેળવી દેવો જોઈએ. શેરડી પાછળ એરંડી પણ પીએ, એમ થાય તો જ સંગીતની ઉન્નતિ થઈ શકે અને રાષ્ટ્રમાં નવું જોમ આવી શકે. હિંદુસ્તાનમાં તો અનાદિકાળથી ધર્મ એ જ સંગીતનો પ્રાણ અને સંગીત એ જ ધર્મની વાણી મનાયાં છે.

## ૧૯. લોકસંગીતનું ક્ષેમ*

ગુજરાતનું લોકસંગીત સંગૃહીત કરવાનો આ પહેલવહેલો અને નાનકડો પ્રયત્ન છે; પણ એક વિશાળ પ્રવૃત્તિની આ કેવળ શરૂઆત છે. આ પ્રયત્ન એક જૂની સૃષ્ટિનું નવીન દર્શન કરાવશે. હાલની હિલચાલને અંગે આખા દેશમાં

* ખરેશાસ્ત્રી કૃત 'લોકસંગીત'ની પ્રસ્તાવના.

નવું મેળવવું તે યોગ; મેળવેલું જે મૂડીરૂપ હોય તેનું જતન, રક્ષણ કરવું તે ક્ષેમ.

અને તે જ પ્રમાણે ગુજરાતમાં જે અસ્મિતા જાગ્રત થઈ છે તે વિવિધ ક્ષેત્રોમાં આત્મપરિચય કરવાનો પ્રયત્ન કરી રહી છે. ઈતિહાસની પરંપરા, સામાજિક જીવન, ધાર્મિક વિચાર, સાહિત્ય, કળા, સંગીત વગેરે દરેક ભૂમિભાગમાં ગુજરાતની વિશિષ્ટતા શી છે, ભારતવર્ષની સંસ્કૃતિમાં ગુજરાતનો ફાળો કયો છે, ભવિષ્યના સર્જનમાં ગુજરાત શો ભાગ ભજવી શકે વગેરે અનેક પ્રશ્નો ગુજરાતના હૃદયમાં સ્ફુરી રહ્યા છે. ગુજરાતની સંસ્કૃતિ જેવી કંઈક વસ્તુ છે, હોવી જોઈએ, હશે જ, એવા એવા વિચારો અને આકાંક્ષાઓ હૃદયમાં ઉત્પન્ન થાય છે. પણ તે ક્યાં છે અને ક્યાં જડી શકે છે એની પિછાણ હજુ પૂરેપૂરી થઈ નથી. પ્રસ્તુત જેવા પ્રયત્નો એ દિશામાં ખૂબ મદદગાર થશે એવો વિશ્વાસ છે.

લોકસાહિત્ય સંગૃહીત કરવાના, આપણા જાહેરજીવનના દરબારમાં લોકસાહિત્યને સ્થાન અપાવવાના પ્રયત્નો થવા લાગ્યા છે. લોકસાહિત્યની ઉત્પત્તિ, તેનું વૈશિષ્ટ્ય, તેના ગુણદોષ, તેનાં વૃદ્ધિક્ષય વગેરે મીમાંસા કરવાની ઈચ્છા અંકુરિત થયેલી દેખાય છે. હવે લોકસંગીતનું અધ્યયન કરવાનો, તેની કદર કરવાનો સમય આવી પહોંચ્યો છે. જીવનકલહ અને હરીફાઈનું ઝેરી વાતાવરણ જ્યાં પહોંચ્યું નથી ત્યાં આજે પણ લોકસંગીતનો જમાનો વહી ગયો નથી. સ્વાભાવિક રીતે જ ત્યાં તે ફૂલી રહ્યું છે.

જમાનો જ એવો આવ્યો છે કે સમાજમાં અમીર અને ગરીબ, શહેરી અને ગ્રામીણ, કેળવાયેલા અને અભણ, એવા કકડા પડી ગયા છે. તેથી અભણ ગણાતા વર્ગને નવા સંસ્કારો મળતા નથી, અને પોતાને સુશિક્ષિત માનનાર વર્ગને આપણા રાષ્ટ્રીય જીવનના જૂના વારસાથી વંચિત રહેવું પડે છે. એટલે જૂના સંસ્કારો અને જૂનો વારસો નવી ઢબે સજીવન અને સતેજ કરવાની સહેજ જરૂર જણાય છે.

આ પુસ્તકમાં લોકકાવ્ય એકત્રિત કરવાનો વિચાર નથી રાખ્યો. લોકસંગીત એ જ એનો મુખ્ય વિષય છે. પણ લોકસંગીતને લોકકાવ્યથી જુદું પાડવું લગભગ અશક્ય છે. લોકકાવ્યની વિશિષ્ટ ભાષામાં, તે ભાષાની નિર્વ્યાજતામાં, તાલબદ્ધતામાં અને અલ્પાક્ષરતામાં પણ સંગીતનું તત્ત્વ સૂક્ષ્મ અને અસ્પષ્ટપણે રહેલું હોય છે જ. તેથી લોકકાવ્યના ભાવપૂર્ણ, કાવ્યમય અને લોકપ્રિય નમૂનાઓ લઈને તેનું સંગીત કેવું છે એનું જ અહીં દર્શન કરાવ્યું છે.

મેક્સિકો, પેરૂ, ઈજિપ્ત, કંબોડિયા અથવા મધ્ય એશિયાની પ્રાચીન સંસ્કૃતિ જેમ મરી ગઈ તેમ હિંદુસ્તાનની સંસ્કૃતિ મરી ગઈ નથી. તે આજે પણ જીવે છે. એટલે આજે પણ નવાં નવાં લોકગીતો રચાય છે અને લોકસંગીતના ઢાળમાં ગવાય છે.

લોકસંગીત એટલે જૂનું જ સંગીત એવો અર્થ નથી. સમાજહૃદયની નિર્વ્યાજતા, લોકહૃદયની સરળતા અને મૌલિકતા જેની અંદરથી વ્યક્ત થાય, સંસ્કારી હોવા છતાં જેની મુગ્ધતા કાયમ રહે, તે જ લોકસંગીત, તે જ લોકકાવ્ય. માત્ર લોકસંગીત કે લોકકાવ્યની કસોટી કાળે કરીને જ થાય છે. શિષ્ટ સાહિત્ય કે શાસ્ત્રીય સંગીત માટે તે તે ક્ષેત્રના પ્રવીણ લોકોનો નિર્ણય બસ થાય છે; અમુક મંડળે માન્યતા આપી એટલે સાહિત્ય કે સંગીત તરત જ શિષ્ટ ગણાય છે. પણ

લોકસંગીતના પરીક્ષકો અસંખ્યાત મુગ્ધ હૃદયો જ છે. નાનાં બાળકો જેમ પોતાની વૃત્તિને જ વફાદાર રહે છે તેમ જનહૃદય પણ પોતાની અભિરુચિને જ વફાદાર રહે છે. એ અભિરુચિ જ્યારે પસંદ કરે ત્યારે જ અમુક સાહિત્ય કે સંગીત 'લૌકિક' પદવીએ પહોંચે છે. સમાજમાં જ્યારે ભારે ક્રાંતિ ચાલતી હોય છે, સંખ્યાબંધ લોકોના હૃદયમાં એક જ પ્રાણવાન પ્રેરણાની ઊર્મિઓ ઊઠે છે, ત્યારે લોકહૃદયમાંથી નવું નવું લોકસંગીત પ્રકટ થાય છે અને કશા આધુનિક સાધન વિના પણ લોકમાન્ય કાવ્યોનો અને રાગોનો દેશવ્યાપી પ્રચાર થાય છે.

આ કસોટી જો સાચી હોય તો લોકસાહિત્યમાં જૂનું અને નવું એવો ભેદ કરવાની જરૂર નથી. જૂનું સાહિત્ય કાળ ભગવાનની ચાળણીમાંથી ચળાઈને આવેલું હોય છે. અને તેથી તેની 'લૌકિકતા' સ્વત:સિદ્ધ હોય છે. લાંબી વપરાશને લીધે જૂનાને લૌકિક છતાં અલૌકિક ઓપ આવેલો હોય છે. નવાં લોકગીતોમાં તેમ નથી હોતું, છતાં સહૃદય વ્યક્તિ અથવા લોકહૃદય નવામાં પણ સાચું લોકગીત અથવા લોકરાગ સહેલાઈથી પારખી શકે છે.

લોકગીતો વિવિધ હોય છે, અને એ વિવિધતા લોકજીવનની વિવિધતા ઉપર આધાર રાખે છે. ફટાણાં, ગરબા, રાજિયા, ભજનો, વધામણી વગેરે પ્રકારો આપણા જૂના લોકજીવનનાં અંગોનું સૂચન કરે છે. નવા જીવનના નવા પ્રકારો માટે નવું જ વર્ગીકરણ થઈ જવાનું. આજનો કાળ સંક્રમણનો છે. આ યુગસંધિને સમયે આપણી દૃષ્ટિ દેહલી-દીપ ન્યાયે ઉભયત: હોવી જોઈએ. જૂનાનું પણ અધ્યયન કરીએ, નવાનું પણ સૂચન કરીએ.

જે નિયમ સાહિત્યને માટે તે જ સંગીતને માટે. આપણું જીવન સમૃદ્ધ થતાં આપણે કાફી, કવાલી, ગઝલ, અભંગ વગેરે નવા પ્રકારો ગુજરાતી ભાષામાં દાખલ કરેલા છે. તે જ પ્રકારે 'જનગણમનઅધિનાયક', 'નહીં રખની' વગેરે ઢાળો પણ ગુજરાતીમાં આવવા લાગ્યા છે.

શાસ્ત્રીય સંગીતનો પ્રચાર પ્રયત્નપૂર્વક થાય છે. શાસ્ત્રીય સંગીતમાં ઊંચમાં ઊંચ સંસ્કારિતા હોય છે. રાષ્ટ્રીય આચાર્યોએ વિચારપૂર્વક નક્કી કરેલા આદર્શો ધ્યાનમાં રાખી તે રચેલું હોય છે. તેમાં દીર્ઘદૃષ્ટિ અને સૂક્ષ્મ શક્તિ રહેલાં હોય છે. લોકસંગીતનું તેવું નથી. લોકસંગીત પોતાની સ્વાભાવિક મનોહરતાને લીધે જ પ્રચાર પામે છે. અત્યંત સંસ્કારી લોકો પણ લોકગીતો પાછળ ગાંડા બને છે. ઉદ્યાનલતા કરતાં ચડિયાતી વનલતા ઘણી વાર નજરે પડે છે. સંસ્કારી દુષ્યંત મૃગશાવ સાથે ઊછરેલી શકુંતલાને પોતાના કુળની પ્રતિષ્ઠા બનાવવા તૈયાર થઈ જાય છે, અને વ્યાસ જેવા રાષ્ટ્રકવિ અને કાલિદાસ જેવા રાજકવિ તેનાં વખાણ કરતાં થાકતા જ નથી. લોકસંગીતની પણ આવી પ્રતિષ્ઠા છે. શાસ્ત્રીય સંગીતનાં પોતાની શક્તિનું એટલું બધું ભાન હોય છે કે ગાવાની ચીજનો શો અર્થ છે, એમાં ક્યો રસ છે, એના વિભાગ કેવા છે, વગેરે બાબતમાં તે બેદરકાર રહી શકે છે, અને ઘણી વાર રહે છે પણ ખરું. લોકસંગીત હૃદયના ઉદ્ગાર સાથે જ વહેતું હોવાથી તે અત્યંત

ભાવવાહી હોય છે, અને લોકસંગીત હમેશાં પોતાના લોકકાવ્ય સાથે સમરસ હોય છે. જે ભાવ, વિભાવ કે રસ કાવ્યનો તે જ સંગીતનો, આવી રીતે પરસ્પર પોષકતા સાધેલી હોવાથી લોકકાવ્યની હૃદય પર મંત્ર જેવી અસર થાય છે.

આ જ કારણે લોકકાવ્યમાં એક વાર જે ઢાળ નક્કી કરેલો હોય છે તે બદલવાને લોકહૃદય તૈયાર નથી થતું. જેમ શરીર અને આત્મા જુદાં પડતાં દુભાય છે, તેમ લોકસંગીત અને લોકકાવ્ય પોતાનો મેળ છોડતાં અકળાય છે. નવા પ્રયોગો કરવા હોય તો નવાં ગીતો લો, પણ જે ગીતે જે કલેવર શોધ્યું તે જ તેનું કાયમનું. આપણી કલ્પના પ્રમાણે જેમ જન્માંતર કર્યે બીજું ખોળિયું લઈ શકાય છે, તેમ લોકગીતો સ્થાનાંતર કરી પોતાને માટે નવું સંગીત લેતાં આવ્યાં છે એ વાત જુદી. તેમાં પણ ઔચિત્ય તો જાળવવાનું રહે છે જ. દરેક પ્રદેશ પોતાના સ્વભાવ પ્રમાણે, પોતાની અભિરુચિ પ્રમાણે અને પોતાની પરંપરા પ્રમાણે તે તે ગીતો તરફ જોવાનો.

લોકસંગીતની મોટામાં મોટી વિશિષ્ટતા તે તેની અંદર રહેલો તાલ છે. કાવ્ય, ભાષા, શૈલી અને સંગીતમાં જેટલી ભાવવાહકતા છે તેટલી જ અથવા તેથીયે વધારે ભાવવાહકતા તાલોમાં હોય છે. એ વાત લોકહૃદયે અનાયાસે ઓળખેલી હોય છે, કારણ કે નિર્વ્યાજ લોકહૃદય જ્યારે ભાવાવેશમાં આવે છે અથવા ઉત્તેજિત થાય છે ત્યારે તે પ્રકટ કરવાને એકલાં ભાષા અને સ્વર તેને બસ નથી થતાં. હાથ, પગ, નેત્ર, વાણી – ટૂંકમાં કહીએ તો શરીર, મન અને હૃદય બધાં જ નાચવા માંડે છે. તેથી લોકગીતોનો તાલ પોતાની મેળે જ બંધાઈ જાય છે અને તાલનો ઉન્માદ ચડતાં તેમાંથી નૃત્ય પોતાની મેળે પ્રકટી નીકળે છે.

નૃત્ય એટલે એકલી કસરત નથી. કસરત કર્યે માણસ થાકી જાય છે. પણ ભાવના પ્રવાહમાં જ્યારે તાલબદ્ધ નૃત્ય ચાલે છે ત્યારે શરીરના દરેક અવયવ અને સાંધાને થાકને બદલે ઉત્તેજના મળે છે. નૃત્યની આ વિશેષ ખૂબી અને તેની આ બહુવિધ શક્તિ તરફ ધ્યાન જવાની ખૂબ આવશ્યકતા છે.

સમાજની સ્વાભાવિક સ્થિતિમાં આવા લોકસંગીતનો પ્રચાર પવનના પ્રવાહની પેઠે થાય છે. તેને માટે પ્રયાસ કરવાનો ખ્યાલ જૂના લોકોને હસવા જેવો લાગતો. ગામડાની ડોશીને એની વાત કરો તો તે હસીને કહેશે, 'એમાં તે વળી શું શીખવા જેવું હશે? અમે ક્યાં આ બધું શીખવા ગયાં હતાં? એ તો બધું પોતાની મેળે જ આવડી જાય છે.' 'સાચી છે, ડોશીમા, તમારી વાત સાવ-સાચી છે. પણ અમે તેવા રહ્યા નથી. અમે અમારા વારસાથી વિખૂટા પડ્યા છીએ. તમારી અવશેષ રહેલી આવરદા સાથે જ આ જૂનો વારસો પણ નામશેષ થશે એવી બીક અમારા મનમાં પેસી ગઈ છે. તમારી પાસે આવીને આ બધો જૂનો ભંડાર લેનાર ભાઈઓ અને બહેનો બહુ ઓછાં છે, નથી જ એમ કહીએ તોપણ ચાલે. એટલે અકસ્માત ન થાય એટલા માટે જ આ તમારા સંગીતને અમે અક્ષરદેહ આપવા માગીએ છીએ.'

સંગીતના રક્ષણને માટે સ્વરલેખનપદ્ધતિ પર્યાપ્ત છે કે નહીં એ વિશે ઘણી વાર ચર્ચા થાય છે. પણ યુરોપનો અનુભવ અને આપણો પણ તેથીયે પ્રાચીન

અનુભવ સાક્ષી પૂરે છે કે સ્વરલેખનથી સંગીતની રક્ષા થાય છે, એટલું જ નહીં પણ સ્ખલન અને પ્રમાદમાંથી પણ તે આપણને બચાવે છે. એટલા માટે જ અહીં આપેલાં લોકગીતોનું લોકમાન્ય સંગીત યથાતથ સાંભળી તેનું અહીં યથાસ્થિત અંકન કરવામાં આવેલું છે. આજે આથી લોકસંગીતના સંરક્ષણનો એક જ ઉદ્દેશ સરશે, પણ જ્યારે ગુજરાતમાં સંગીત પ્રત્યેનો રાગ વધશે, ઠેકઠેકાણે સંગીતમંડળો સ્થપાશે, અને સંગીતની સાક્ષરતા વધશે, ત્યારે આ સ્વરલેખનથી સંગીતના પ્રચારનું કામ પણ આ જ કાર્ય દ્વારા સહેલાઈથી થઈ જશે.

ગુજરાતની વિશિષ્ટ સંસ્કૃતિનાં અધ્યયન, ઉપાસના અને પૂજા કરવા માગનાર ગુર્જરીનાં સંતાનોને આ નવીન પ્રયત્ન લાભદાયક અને પ્રેરક નીવડો એ જ પ્રાર્થના છે.

૧૯૨૫

## ૨૦. વિચાર-કલિકા

કળા એ કાંઈ મોજશોખની વસ્તુ નથી. તે મનુષ્યના સ્વભાવ અને અભિલાષાનો પરિચય આપે છે. માણસને પોતાના કાર્યમાં અને જીવનમાં કેટલો અને કેવો આનંદ પડે છે તેનો નિર્ણય તેની કળા ઉપરથી થાય છે.

* * *

કળા એટલે પ્રેમથી, આનંદથી, પ્રસન્નતાથી કરેલું કામ. પ્રસાદ વગર કળા સંભવતી નથી.

* * *

મંદિરો, મસ્જિદો, તળાવો વગેરે ઉપરથી આખા સમાજની સંસ્કૃતિ કેવી છે તે જાણાઈ આવે છે.

* * *

કોઈ પણ સમાજની ગૃહરચના જોઈને તે સમાજની મનોરચના પારખી શકાય છે.

* * *

માણસ ભાષા મારફતે પોતાનું અંતર છુપાવી શકે, પણ કળામાં એ પ્રતારણા થઈ શકતી નથી.

* * *

વાણી એ વિચારનું અને ભાવનું પરોક્ષ વાહન છે. સંગીત અને કળા એ પ્રત્યક્ષ વાહન છે — લગભગ કહી શકાય કે સાર્વભૌમ વાહન છે.

* * *

વાણી એ વિચારની ભાષા. કળા એ હૃદયની ભાષા. આચાર એ ધાર્મિકતાની એટલે કે જીવનની ભાષા.

* * *

જીવવું કેવી રીતે તે સમજવું એ જ સૌથી મોટી કળા છે.

*　　　*　　　*

સર્વાંગ-સુંદર રીતે જીવી જાણવું એ જ ઉત્તમ કળા છે.

*　　　*　　　*

મોક્ષ મેળવવો એ ઉચ્ચતમ કળા છે. એ ઉચ્ચ કળા દ્વારા અંતે કળાતીત થવું એ જ આપણું ધ્યેય છે.

*　　　*　　　*

એક લેખકે કહ્યું છે, 'મને કવિતા કરવાની છૂટ આપો, પછી કાયદાઓ ભલે તમે ઘડો.' તેમ જ આમ પણ કહી શકાય કે 'લોકોની કળાવિષયક અભિરુચિ મારા હાથમાં સોંપો અને પછી સમાજને નીતિના પાઠ ભલે તમે ભણાવતા રહો.'

*　　　*　　　*

પગમાં કાંટો, ધોતિયામાં ડાભોળિયું, દાંતમાં શકતું જેમ સહન નથી થતાં, તેમ ભાષામાં ગ્રામ્યતા, હૃદયમાં શંકા અને જીવનમાં કળાવિહીનતા અથવા નીરસતા સહન ન જ થવાં જોઈએ.

*　　　*　　　*

અઘટિત રીતે વર્તવાથી શિષ્ટજનો પ્રત્યે કે મુરબ્બીઓ પ્રત્યે બેઅદબી થાય છે એમ આપણે માનતા હોઈએ તો ઘરમાં ન શોભે એવી વસ્તુઓ રાખવાથી કુટુંબ પ્રત્યે અને મહેમાન પ્રત્યે બેઅદબી થાય છે એમ પણ આપણે માનવું જોઈએ.

*　　　*　　　*

માણસની કિંમત જેમ એના વર્તન પરથી થાય છે તેમ તેણે પસંદ કરેલા ઘરનાં વાસણકૂસણ, ખુરશી-બાજઠ વગેરે રાચરચીલાં પરથી પણ થાય છે.

*　　　*　　　*

દીવાનખાનામાં કળાકૌશલ્યની વસ્તુ અને ઘરના વપરાશમાં ઍલ્યુમિનિયમનાં મેલાં વાસણ;

સભામાં જતાં સુંદર પોશાક અને ઘરમાં ઘાંચીનો વેશ;

બોલવામાં સાધુની ભાષા અને હૃદયમાં હળાહળ વિષ;

આ બધાં કૃત્રિમ જીવનનાં લક્ષણો છે. અને મિથ્યાચાર તો ખરો જ.

*　　　*　　　*

જર્મન રંગ અને ઈસ્રીનાં કપડાં વાપરનાર સમાજમાં કોઈ પણ કવિ क्षौमं केनचिदिन्दुपाण्डु तरुणा... જેવો શ્લોક લખી શકે ખરો?

*　　　*　　　*

કોઈ વસ્તુ સુંદર છે એટલા જ ખાતર એને વાપરતા નહીં. વાપરવાની વસ્તુ સુંદર જોઈને લો અથવા સુંદર બનાવો.

જીવનમાં નિર્ધનતા એ દુ:ખ કે હાનિ નથી, પણ નીરસતા સહન થવી એ જ મહાહાનિ છે.

* * *

કુરુચિ સામે અખંડ બુમાટ ઉઠાવવો એમાં જ આપણી કુરુચિ જણાઈ આવે છે. સુરુચિનો પાઠ પોતે બેસાડવો એમાં જ સ્વારસ્ય છે.

* * *

જગતમાં દરેક માણસમાં થોડુંઘણું બીકણપણું છે તેથી જ કુરુચિ જગતમાં આટલી ફાવી શકે છે.

સહિષ્ણુતા અને બીકણપણું એમાં સમાધિ અને મરણ જેટલું અંતર છે. બહારથી બેમાં સમાનતા ભલે દેખાય.

* * *

કેટલાક કવિઓ ફૂલમાં માનવી ભાવના જોઈ શકે છે તો કેટલાક કવિ મનુષ્યમાં ફૂલનું સૌંદર્ય નિહાળે છે.

* * *

કળાની ઉપાસના કરતાં અહંકારનો લય કરવો એ એક કળાનો મહદાનંદ છે – विगलितवेद्यान्तरं परमानन्दम् ।

* * *

પરિચિત વસ્તુ જોઈને થતો આનંદ તે સાચો આનંદ. અપરિચિતપણાનો – વિચિત્રતાનો આનંદ પ્રૌઢ નથી હોતો, એ ચિરસ્થાયી પણ નથી હોતો.

* * *

કવિતાને જેમ છન્દ (વૃત્ત) તેમ કળાને શિષ્ટ સંકેત.

* * *

જીવનમાં શું કે કળામાં શું, અનુકરણ એટલે મરણ.

* * *

ઉપાસના વિના કોઈ પણ કળા અવગત કે હસ્તગત કરવાની આશા રાખવી વ્યર્થ છે.

* * *

કળા કંઈ યદૃચ્છાપ્રાપ્ય વસ્તુ નથી. તેને માટે તપસ્યા કરવી જોઈએ, પવિત્રપણે તેની ઉપાસના કરવી જોઈએ.

* * *

શ્રદ્ધા ને શુશ્રૂષા વિના કળાનું રહસ્ય સમજવું અને અનુભવવું અશક્ય છે.

* * *

સૌંદર્યોપાસના અને ભોગવિલાસના પરિણામમાં સ્વર્ગ અને નરક જેટલું અંતર છે.

* * *

મોક્ષના માર્ગમાં જેમ સિદ્ધિ આડે આવે છે તેમ કળાની પ્રાપ્તિની આડે વિલાસિતા આવે છે.

*　　　*　　　*

મરોડદાર અક્ષર કાઢવાની કળા નષ્ટપ્રાય થઈ છે એ શોચનીય વસ્તુ છે. આ આંધળા યાંત્રિક યુગમાં સમાજની એકેએક કળાનો નાશ થતો ચાલ્યો છે.

*　　　*　　　*

કવિતામાં કે ચિત્રમાં શુભ ભાવ હોય એટલું બસ નથી? બોધ પણ હોવો જ જોઈએ એ આગ્રહ શા માટે? બોધના ભારથી કળા ચગદાઈ ન જાય?

*　　　*　　　*

નીતિશિક્ષણ અને કળાનું શિક્ષણ છેક નાનપણથી આપવું ઈષ્ટ અને હિતકર છે; પણ તે કૃતિ દ્વારા જ પહેલું આપવું જોઈએ. એના મૂળમાં રહેલાં તત્ત્વો પાછળથી ધીમે ધીમે પ્રગટ થાય છે અથવા કરી શકાય છે.

*　　　*　　　*

બાપ જે પ્રમાણે કન્યાદાન કરતાં સુધી છોકરીને પ્રેમપૂર્વક પાળેપોષે છે અને એને આપી દીધા પછી પણ તેના ભવિષ્યની કાળજી રાખે છે, તે જ પ્રમાણે કળાધરે કળાયુક્ત નિર્માણ કરીને તે યોગ્ય માણસના હાથમાં પડે ત્યાં સુધી તેની સંભાળ રાખવી જોઈએ અને પછી પણ તેની ખબરઅંતર પૂછવી જોઈએ. કળાધર અને તેની કૃતિનો સંબંધ દુકાનદાર અને ઘરાકોને વેચાતી વસ્તુ જેવો ન હોવો જોઈએ.

*　　　*　　　*

કળાધર પોતાની કળા દ્વારા યોગક્ષેમની ઈચ્છા કરે તેની હરકત નથી, પણ કળા વેચીને ધનવાન થવાનો પ્રયત્ન કરવો એ કળાને જોખમમાં નાખવા જેવું છે.

*　　　*　　　*

કળાધરે કોઈના નોકર ન બનવું જોઈએ.

*　　　*　　　*

જેમનું જીવન પરસ્પર ઓતપ્રોત છે તેમની વચ્ચે જ સહકાર ધર્મ્ય અને ઈષ્ટ છે. બીજી રીતનો સહકાર પ્રાણઘાતક છે. કળા વિશે આ અક્ષરશઃ સાચું છે.

*　　　*　　　*

શ્રેય અને પ્રેયના ઝઘડામાં આપણા સમાજનેતા અથવા કળાધરો પોતાની શક્તિ કઈ બાજુએ ખર્ચે છે તેના ઉપર સમાજની ઉન્નતિ અથવા અવનતિનો આધાર નથી શું?

*　　　*　　　*

કળાધર અને કારીગરને જુદા પાડશો નહીં. તેમ કરશો તો કળાધરની કળા ચીમળાઈ જશે અને કારીગરના કૌશલ્યનો લય થશે. કળા ભૂત જેવી દેખાશે અને કારીગરી મડદા જેવી.

ચિત્રકાર, શિલ્પકાર, ગાયક અથવા કવિ એમને માત્ર પુરસ્કાર આપવાથી કળાની ઉન્નતિ થવાની નથી. કળાને સમાજે પોતાના હૃદયમાં, કુટુંબમાં, મંદિરમાં અને સમાજમાં સ્થાન આપવું જોઈએ. પોતાના જીવનમાં કળાની પ્રતિષ્ઠા કરો એટલે કળાધરો આપોઆપ પેદા થશે.

*　　　*　　　*

સાચો કળાધર સ્વભાવે કળાનો પ્રચારક (મિશનરી) હોય છે. યોગ્ય માણસ આગળ તે કશું છૂપું રાખી શકતો નથી.

*　　　*　　　*

દૃશ્યસૃષ્ટિ ભાસમાન છે. પણ આદર્શસૃષ્ટિ – ધ્યેયસૃષ્ટિ સત્ય છે એવી કળાધરની માન્યતા હોય છે. તત્ત્વજ્ઞાન પણ એ જ કહેતું આવ્યું છે.

*　　　*　　　*

કલ્પનાતરંગ બે પ્રકારના છે: પ્રાણવાન અને હતપ્રાણ અથવા અલ્પપ્રાણ. કવિ અથવા ચિત્રકાર પવિત્ર હોય તો તેના હૃદયમાં પ્રાણવાન ભાવનાઓ પ્રવેશ કરે, પ્રાણવાન વિચારોના ફુવારા તેની કલમમાંથી કે પીંછીમાંથી ઊડવા માંડે અને સમાજ ચૈતન્યથી હાલી ઊઠે. એ જ કવિ અથવા ચિત્રકાર વિલાસી હોય તો એના સમાજને હતપ્રાણ કલ્પનાઓનો કેફ ચડે છે અને સમાજ વેવલો બને છે. અને જો એ કવિ યા ચિત્રકાર પોતે જ અલ્પપ્રાણ હોય તો તેની નિર્માલ્ય કવિતા અથવા કૃતિ તે ને તે જ ઠેકાણે મરણશરણ થાય છે.

*　　　*　　　*

પ્રકૃતિનો પ્રયત્ન ઇન્દ્રિયાતીત આનંદ વિષયોપભોગ દ્વારા અનુભવવાનો હોય છે. કળાનો પ્રયત્ન ઇન્દ્રિયાતીત આનંદને વિષયવાસનાના સંસર્ગથી દૂષિત ન કરતાં તેને શુદ્ધ સ્વરૂપમાં અનુભવવાનો હોય છે.

*　　　*　　　*

યથાર્થદર્શી કળા કળા જ ન કહેવાય. એ તો જોયેલી કોઈ સારી વસ્તુની કેવળ નોંધ છે.

*　　　*　　　*

જે ચિત્ર જોતાં મનમાં ઉપભોગની, વિષયની કલ્પના આવે છે તે કળાકૃતિ નથી. એવાં ચિત્રો કેટલાંક વરસ પર રજવાડાનાં અન્તઃપુરોમાં ટાંગવામાં આવતાં. સંયમ-વિમુખ પાશ્ચાત્ય આદર્શ કે રિવાજને લીધે આજકાલ એવાં ચિત્રો પ્રતિષ્ઠિત ગૃહસ્થોનાં દીવાનખાનામાં પણ દેખા દેવા લાગ્યાં છે.

*　　　*　　　*

અરે, આ દુનિયા તે પડદાનશીન થઈ છે કે એ તે નાટકી બની છે? જે જુઓ તે કાં તો બુરખા પહેરીને અથવા વેશ કાઢીને જ ફરતા દેખાય છે. જેને તેને સામની જાણે લાજ આવે છે. એમની ભાષા જુઓ, એમની રીતભાત જુઓ,

એમના ઉત્સવો જુઓ, એમના પોશાક જુઓ કે એમનાં દીવાનખાનાં જુઓ – સત્ય શોધ્યુંય નથી જડતું.

હજી તો સત્ય માત્ર ઢંકાઈ જ ગયું છે, વખત જતાં એ ગૂંગળાઈ મરશે. ધાઓ રે ધાઓ, કોઈ સત્યની વહારે ધાઓ!

## ૨૧. કળાનું ક્ષેત્ર

કળા અને નીતિ વચ્ચે કેવો સંબંધ હોય એની ચર્ચા ઘણી વાર થાય છે. કળા શ્રેષ્ઠ કે નીતિ શ્રેષ્ઠ એ સવાલ પણ અનેક ગોટાળા ઉત્પન્ન કરે છે. કળા એ નીતિનું જ એક અંગ છે, એમ કેટલાક લોકો પ્રતિપાદન કરે છે; જ્યારે બીજા કેટલાક બરાબર એની વિરુદ્ધ જઈ કહે છે કે તમારી નીતિ જ કળાનું એક વિશિષ્ટ અંગ છે; કળા એ વ્યાપક સાર્વભૌમ વસ્તુ છે; નીતિ કેવળ એક પ્રાંતનો જ વિચાર કરે છે. આમ સદાચાર અને સદભિરુચિ વચ્ચેનો વાદ બહુ ચાલ્યો છે.

બેમાંથી વ્યાપક ક્ષેત્ર કોનું એટલો જ સવાલ હોય, તો એ સવાલનો અંત સહેજે આવી શકે એમ છે. કેમ કે, કળાનું ક્ષેત્ર કલ્પના અને ભાવના પૂરતું જ છે, અને નીતિનું ક્ષેત્ર જીવનવ્યાપી છે. જીવન કરતાં બહોળું આપણે કશું કલ્પતા જ નથી. વાસ્તવિક જીવન અને આદર્શ જીવનનો સામટો વિચાર કરવાની જેની શક્તિ અથવા ટેવ છે, તે જીવન કરતાં ઉચ્ચ અથવા વ્યાપક એવું કોઈ ક્ષેત્ર કોઈ કાળે સ્વીકારવાનો નથી. કળાનો વિસ્તાર કલ્પના અને ભાવના બહાર જઈ જ ન શકે.

પણ આ નિર્ણય ઉપરથી એવું અનુમાન કાઢવાની જરૂર નથી કે સદભિરુચિએ સદાચારને અંકિત જ રહેવું જોઈએ.

કળા અને નીતિ એ પરસ્પર નિરપેક્ષ છે એમ માની શકાય. એ પરસ્પર વિભિન્ન તો છે, પણ પરસ્પર વિરોધી નથી, ઊલટું, જ્યારે એ પરસ્પર વિરોધી થાય છે ત્યારે નિશ્ચિત જાણવું કે બેમાંથી એક અથવા બંને ભાન ભૂલ્યાં છે, સ્વધર્મથી* વિમુખ થયાં છે, અને તેથી વ્યર્થ બન્યાં છે. કળાને નીતિની ભાષામાં સિદ્ધ ન કરી શકાય, નીતિને કળાની ભાષાથી ઉદ્દીપિત ન કરી શકાય. પણ કળાને નીતિની કસોટી ઉપર કસી શકાય, અને નીતિને પણ કળાની કસોટીએ ચડાવી શકાય.

સત્ ચિત્ અને આનંદ આ ત્રણે વસ્તુ એક જ પરબ્રહ્મનાં પાસાં છે એ ખરું, છતાં એક પાસાને બીજા પાસાનું રૂપ ન આપી શકાય. તેથી ત્રણને સ્વતંત્ર રીતે માનવાં પડે છે. सत्यं शिवं सुन्दरम् આ ત્રણને જો એક જ રૂપ આપી શકાત, તો ઋષિઓએ આ ત્રિવિધ ગૌરવ ન જ કર્યો હોત. સત્ય જ્ઞાનરૂપ છે, શિવ આચારપ્રધાન છે, અને સુંદર અભિરુચિને વ્યક્ત કરે છે.

* સ્વધર્મ – The law of one's own being.

કલ્પનાના ક્ષેત્રમાં અભિરુચિ અથવા કળા સર્વોપરી છે. તત્ત્વજિજ્ઞાસાના ક્ષેત્રમાં સત્ય સર્વોપરી છે. જ્યારે જીવનના સાર્વભૌમ ક્ષેત્રમાં શિવં અથવા નીતિ શ્રેષ્ઠ છે.

આજના 'કેવળ કળા'ના ઉપાસકો આ ત્રણે વચ્ચે જાણે વિરોધ હોય એમ પહેલાં માની લે છે. તેઓ કળાના એકાંગી સ્વરૂપને સર્વશ્રેષ્ઠ માને છે અને એના તાબામાં જીવનને સોંપવા માગે છે. આમ પોતાના ક્ષેત્રનું અતિક્રમણ કરીને કળાને જ જીવનનું વ્યાકરણ બનાવવાનો પ્રયત્ન તેઓ કરતા હોય ત્યારે જો કોઈ એમને રોકે, તો 'એ અબળા ઉપર અત્યાચાર થાય છે, નીતિ શિરજોર થઈ છે' એવી બૂમાબૂમ કરી 'परित्रायतां परित्रायताम्'ના પોકાર કરે છે. કલ્પનાનું ક્ષેત્ર છોડી જીવનક્ષેત્રમાં કળાની આણ વર્તાવવા માગનાર આ સામ્રાજ્યવાદીઓ જ્યારે સ્વાતંત્ર્ય, સ્વરાજ્ય અને સ્વયંનિર્ણયની વાતો કરે છે, ત્યારે એમના દંભ અથવા આગ્રહીપણાનું આશ્ચર્ય થયા વિના રહેતું નથી.

જીવન પ્રત્યે સાવ બેદરકાર થઈ જેઓ ફક્ત કલ્પના કેળવે છે, તેમણે ફક્ત કલ્પના પૂરતી જ સહાનુભૂતિ માગવી જોઈએ. એના બદલામાં કલ્પનાપ્રવીણને માટે જ્યારે તેઓ જીવનમાં પણ ઉચ્ચ સ્થાન માગે છે, ત્યારે તેઓ સમાજ ઉપર અત્યાચાર કરે છે. શેલીનાં કાવ્યોનાં વખાણ આપણે જરૂર કરીએ, પણ એની કાવ્ય-શક્તિથી અંજાઈ જઈ આપણે એના જીવનમાંનાં સ્ખલનો પણ રૂપાળાં જ હતાં એમ કહેવા બેસીએ તો આપણે જીવનનો દ્રોહ કરીએ. ઑસ્કર વાઈલ્ડની નવલ-કથાઓ લોકોને રોચક લાગે છે એટલા માટે એમને જીવનશિક્ષણમાં સ્થાન આપવાની કોઈ વાત કરે તો તેને કલામત્ત જ કહેવું જોઈએ. કલાપી કાવ્યરસિકોનો ભલે રસેશ્વર હોય, પણ એટલા ખાતર એ આદર્શ રાજા હતો અથવા આદર્શ પતિ હતો એમ કોઈ કહેવા જાય, તો તેની સામે વાંધો જ ઉઠાવવો જોઈએ.

પ્રેમનું ઉદાત્ત સ્વરૂપ જાણ્યા વગર પ્રેમની વાતો કરનાર ઘણા મળી આવે છે. સાચો ઉપાસક જીવનમાં વીરધર્મને અનુસરે છે, એ સિદ્ધાંતને ઊંધો કરી, આસક્ત થવામાં જ જાણે બધી બહાદુરી આવી જાય છે અને આશકનું વેવલાપણું દરગુજર કરવું જ જોઈએ એ જાતનો આગ્રહ રાખનાર લોકો દયાને પાત્ર ભલે હોય, આદરપાત્ર તો નથી જ. જીવનની દૃષ્ટિએ કલાપીની કિંમત ખૂબ ઊંચી છે, એ વિશે શંકા નથી. પણ એનું કારણ જુદું છે. મનના વિકારોને દબાવવા એ ખૂબ પ્રયત્ન કરતો હતો. મેલને એ મેલ તરીકે ઓળખતો હતો. કલાપીની નિખાલસતા અદ્ભુત હતી. વાસના સામેના યુદ્ધમાં જેઓ આખર સુધી ફાવ્યા એટલાની જ કદર કરાય એવો જીવનશાસ્ત્રનો નિયમ નથી. વીરતા વિજયથી જ સિદ્ધ થાય છે એમ નથી. વીરતા તો સતત પ્રયત્નમાં રહેલી છે; સત્યનો, આદર્શનો, સદાચારનો ઇનકાર ન કરવામાં રહેલી છે. સત્યનિષ્ઠા, સદાચાર અને સદભિરુચિ આ ત્રણેના સાહચર્યથી જ જીવન સમૃદ્ધ અને કૃતાર્થ થાય છે. એ સમજનાર કળા તે જ સાચી કળા. એ સમજનાર નીતિ તે જ સદાચાર.*

---

* એક જૂની નોંધ.

# ૨૨. વૈરાગ્ય અને કળારસિકતા

પ્રશ્ન – વિરક્ત માણસ કળારસિક હોઈ શકે ખરો? કળા અને વૈરાગ્યનો મેળ ખાય ખરો?

જવાબ – હું જો એમ કહું કે, સાચો વિરક્ત માણસ જ ઉત્તમ કળારસિક થઈ શકે છે તો તમને તેની નવાઈ લાગશે. પણ હું તમને નવી અને જૂની બંને દૃષ્ટિથી સમજાવવાનો છું કે, સાચી કળાદૃષ્ટિ કેળવાય તે માટે વિષય-વિરક્તિ અત્યંત જરૂરી વસ્તુ છે.

આપણા સાહિત્યશાસ્ત્રજ્ઞો કહે છે કે, બધાં જ પ્રિય વાક્યો કળાત્મક કે રસાત્મક હોતાં નથી. 'તને હું પુષ્કળ પૈસા આપીશ', એમ હું જો કોઈને કહું તો તે રાજી રાજી થઈ જશે. 'તારે ત્યાં છોકરો આવ્યો છે' એવા આનંદદાયક સમાચાર જો કોઈને કાને પડે તો તે હર્ષઘેલો થશે એમાં શંકા નથી. પણ તેથી આ વાક્યો કાવ્યાત્મક છે એમ ન કહી શકાય. લોભ-મોહ-જનિત આનંદ કદી પણ કળાત્મક આનંદ હોતો નથી. કળાત્મક આનંદ તટસ્થતાથી જ ભોગવવાનો હોય છે.

એક વખત શ્રી ધર્માનંદ કોસંબીને મેં કહ્યું કે, ગોવાની કુદરતી શોભા કેટલી સુંદર છે! ત્યારે તેમણે કહ્યું, "ગોવાની શોભા જોઈને તમને જેમ સૌંદર્યબોધ થાય છે તેવો મને થઈ શકતો નથી, કારણ કે, ગોવામાં મારી ખેતીવાડી ઈત્યાદિ મિલકત છે. મારો બગીચો જોઈને મને આનંદ થાય છે, તેની સાથે જ આ મારો બગીચો છે, એનો ઉપભોગ હું કરનાર છું, એવી ભાવના કે ભાન જાગ્રત હોય છે; અને પાડોશીનો બગીચો એટલો જ સુંદર હોય તોપણ આ મને મળી ગયો હોત તો મારી ખેતીવાડી કેટલી વિસ્તારવાળી થઈ જાત, એ જ કલ્પના મારા મનમાં પ્રથમ ખડી થાય છે. તેથી તમારી માફક હું તટસ્થપણે આનંદ લઈ શકતો નથી. ગોવામાં તમારી મિલકત નથી અને તમારે ત્યાં લેવી નથી; એટલે તમે તટસ્થપણે ગોવાની વનશ્રીનો આનંદ ભોગવી શકો છો."

ધર્માનંદજીના આ વિવેચનમાં મારી કળા કે સાહિત્યની મીમાંસા બહુ સુંદર રીતે પ્રતિબિંબિત થયેલી છે. વસ્તુગત સૌંદર્યની સાથે તટસ્થપણે તાદાત્મ્ય સાધવામાં જ કલાત્મક આનંદ રહેલો છે.

તાદાત્મ્ય અત્યંત આવશ્યક છે. સાચો આનંદ તાદાત્મ્ય દ્વારા જ થાય છે, પણ એ આનંદ શુદ્ધ હોય તે માટે તટસ્થતા પણ અતિ જરૂરી છે.

ભૂખ્યા માણસને જો પેટપૂર તાજું અને સ્વાદિષ્ટ ભોજન મળે તો તેને આનંદ થશે, તૃપ્તિ થશે. તેનું શરીર, મન અને કદાચ આત્મા પણ તૃપ્ત થશે. પણ ભોજનાનંદ એ પાર્થિવ આનંદ છે. તેમાં તટસ્થતા નથી હોતી, તેથી તે કલાત્મક

આનંદ થઈ શકતો નથી. એટલે જ આપણા કલાકોવિદોએ નાટ્યશાસ્ત્રમાં કહ્યું છે કે, નાટકમાં ભોજનના પ્રસંગો બતાવવા નહીં; તેમ જ મોઢાને પાણી છૂટે આવા ખાદ્ય પદાર્થોનું વર્ણન પણ કરવું નહીં.

આનો અર્થ એવો નથી કે, નાટ્યકલા-કોવિદોને ભોજનની જરૂર નથી હોતી; અથવા, જમવામાં કંઈ પાપ છે અથવા ગલીચપણું છે એમ તેઓ માને છે. જમવામાં ગલીચપણું હોય કે ન હોય, જમ્યા વિના જીવી શકાય નહીં, તેથી જમવું તો જોઈએ જ. કલાકોવિદોનું કહેવું એટલું જ છે કે, ભોજનાનંદ એ કંઈ કલાનંદ નથી.

આટલા પરથી તમારા ધ્યાનમાં આવ્યું જ હશે કે, જે માણસે અહંકાર અને લોભનો ત્યાગ કર્યો છે, જે અહંતા-મમતાથી પર ગયો છે, તેને જ તટસ્થ સુખ શી રીતે ભોગવવું તે સારી રીતે આવડે. કોઈ પણ જાતના મોહમાં સપડાયા વિના તદ્દન અલિપ્તપણે જીવનના બધા પ્રસંગોમાં રહેલો રસ તે ભોગવી શકે.

વિરક્ત માણસ કંઈ સૂતકી નથી હોતો. સાચો વિરક્ત માણસ જીવનવિમુખ નથી હોતો. પરંતુ અલિપ્ત રહીને જ તે આ દુનિયામાં પ્રસન્નપણે અને ઉત્સાહથી વહેવાર કરે છે. પોતે અલિપ્ત હોવાને લીધે દુનિયામાં વહેવાર કરવાનું તેને સહેલું હોય છે, એટલું જ નહીં પણ અલિપ્તપણાને લીધે તેની બુદ્ધિ એવી કુશાગ્ર બનેલી હોય છે કે, બધી કળાઓમાં શ્રેષ્ઠ જે જીવનકળા એ જ તેને સહજપણે હસ્તગત થયેલી હોય છે. આપણી બધી કળાઓને જે કંઈ પ્રતિષ્ઠા મળે છે તે આ જીવનકળાની સાથેના તેમના સંબંધને લીધે જ મળે છે. આ સર્વોચ્ચ કળા – જીવનકળા – જેણે સિદ્ધ કરી તેને બીજી બધી કળાઓનું હાર્દ બહુ જ સહેલાઈથી અવગત થાય છે.

વિરક્ત માણસ કોઈ કલાકૃતિ જોઈને અથવા કલાત્મક પ્રસંગ અનુભવીને બેહોશ નહીં થાય એ સાચું છે, પણ દરેક વખતે તેનો સાચો મર્મ ઉત્તમ રીતે સમજી લઈને પોતે મનમાં ને મનમાં પ્રસન્ન થઈને ડોલવા માંડવાનો જ. બહારથી તે કોઈ ઝાડઝાંખરા જેવો અવિચલિત દેખાશે પણ ઝાડ વગેરેના જેવો જ તે અંતઃસંજ્ઞ હોવાનો. તેને જીવનાનંદ કંઈ ઓછો મળતો નથી.

હવે એ વાત પણ સાચી કે, વૈરાગ્ય જ્યારે અંતિમ કોટિએ જઈ પહોંચે છે, ત્યારે તેમાંથી જે સ્વયંભૂ આનંદ પેદા થાય છે તેની આગળ કલાત્મક આનંદ તદ્દન ફીકો લાગે છે. પણ તેથી કલાત્મક આનંદને પારખવાની કે અનુભવવાની વિરક્ત માણસની શક્તિ ઓછી થતી નથી.

તાનસેનનો ગુરુ હરિદાસ તાનસેનના કરતાં ક્યાંય વધારે સંગીતનું હાર્દ સમજનારો હતો. પણ તે કદી રાજાના દરબારમાં ગયો નહીં. તે સદાય પોતાના નાદબ્રહ્મની મસ્તીમાં જ રહેતો. તાનસેનને વિગલિત-વેદ્યાંતર એવો સંગીતઆનંદ મળતો હતો તોપણ તે તેમાંથી ફરી નીચે ઊતરતો. અને ધનને લોભે અથવા પ્રતિષ્ઠાને લોભે રાજાને પ્રસન્ન કરવાના આનંદને સંગીતના આનંદથી શ્રેષ્ઠ માનતો. હરિદાસ હંમેશ નાદબ્રહ્મની ઉપાસનામાં ને તેના આનંદમાં મસ્ત રહેતો અને ભાન ભૂલી જતો. તેનામાં વાત્સલ્ય હતું, તેથી જ તેણે તાનસેનને સંગીતવિદ્યામાં પાવરધો

બનાવ્યો; અને તેનામાં સૌજન્ય હતું તેથી જ તેણે પોતાના દર્શને આવેલા અકબર બાદશાહને પોતાનું સ્વર્ગીય સંગીત સંભળાવ્યું. પણ જ્યારે કંઈક પુરસ્કાર કે ભેટ આપવાની વાત નીકળી ત્યારે તેણે તદ્દન સહજપણે પોતાની નિઃસ્પૃહતા વ્યક્ત કરી.

ઉચ્ચતમ કોટિના કળાકારો જીવનકળામાં નિષ્ણાત હોય છે તેથી જ તેઓ નિરીહ, નિઃસ્પૃહ, નિરહંકાર, અલિપ્ત અને વિરક્ત હોય છે; અને તેથી જ તેઓ કલાનુભૂતિની બાબતમાં તેમ જ કલાભિવ્યક્તિના સામર્થ્યમાં સર્વોચ્ચ ટોચે પહોંચેલા હોય છે.

## ૨૩. સંસ્કારનો ચેપ

મારી કળાની ઉપાસના ભારતભક્તિમાંથી ઉત્પન્ન થઈ છે. સ્વદેશ એટલે કેવળ એનાં ખેતરો અને ડુંગરો જ નહીં પણ દેશવાસીઓએ ખીલવેલી આખી સંસ્કૃતિ એ જ સાચો દેશ છે, એમ જ્યારે પ્રતીત થયું ત્યારે દેશમાં બધે ફરી એનાં દર્શન મારફતે ભારત માતાનું દર્શન કરવાનો મેં પ્રયત્ન કર્યો છે. તેમ કરતાં સૌંદર્ય અને કળા બંનેનું ભાન ખીલ્યું. ભગિની નિવેદિતા અને આનંદ કુમારસ્વામીનાં લખાણોએ ઘણી મદદ કરી. આર્યજીવનમાં રહેલી કળાનો અનુભવ તો કૌટુંબિક અને સામાજિક જીવનમાંથી જ મળેલો. પણ એનું રહસ્ય પારખવાની દૃષ્ટિ શક્તિ આ બે જણનાં લખાણોમાંથી મળી. ત્યાર પછી જ મંદિરો અને અજાયબઘરો, ચિત્રસંગ્રહો અને તીર્થસ્થાનો નવી ઢબે હું જોતો થયો.

આ બધું વ્યવસ્થિત અધ્યયન તરીકે મેં નથી કર્યું, પણ આશક અને ભક્તની વૃત્તિથી કર્યું છે. મેં એને જીવનનો સર્વશ્રેષ્ઠ આનંદ માન્યો છે અને એનો જ ચેપ ઊછરતી પેઢીને લગાડવાનો મેં પ્રયત્ન કર્યો છે. આપણી ભાષામાં એ આનંદ વ્યક્ત કેમ ન થાય એ ઈર્ષાથી મેં લખવા માંડ્યું. એ લખાણના સંગ્રહમાં કળા વિશેનું વિવેચન ક્યાંય વ્યવસ્થિત રીતે આવતું નહોતું. ગુજરાત સાહિત્ય-સંમેલનની સ્વાગત સમિતિએ કળા વિભાગના પ્રમુખની જવાબદારી મારી પર લાદી મારા વિચારો એકત્ર મૂકવાની મને તક આપી. એ તકનો લાભ લઈ લખવા જતાં મેં અનુભવ્યું કે વ્યવસ્થિત અને સળંગસૂત્ર લખવા જેટલી નવરાશ કે વૃત્તિ મારે માટે છે જ નહીં. એટલે સાહિત્ય(સંમેલન)ની દૃષ્ટિએ કળાનું જે ઢબે ચિંતન કરાય એમ મને લાગ્યું તે અહીં નોંધ્યું છે. શાસ્ત્રીય વિવેચન કરવાનો મારો દાવો છે જ નહીં; ઉદ્દેશે નથી. હું તો સંસ્કારો પાડી ચેપ લગાડવામાં જ માનું છું. અત્યાર સુધી જેટલું લખાયું છે તેની અસર કેટલાક યુવાનો પર થઈ છે અને તેઓ ઉત્સાહ અને વીર્ય સાથે ભારતનું નિરીક્ષણ અને ભારતની સેવા કરી ભારતભક્તિમાં તરબોળ થવા લાગ્યા છે એમ જોઈ મને સંતોષ થયો છે. આગળનું કામ એમનું છે.

# ૨૪. કળા — એક જીવનદર્શન*

જ્યારે મુંબઈમાં મેં સાંભળ્યું કે શ્રી રવિભાઈએ કળાવિભાગના પ્રમુખ તરીકે મારું નામ સૂચવ્યું છે ત્યારે મને એ સાચું ન લાગ્યું. ખરું જોતાં નાનાલાલભાઈએ એ સ્થાન છોડવું નહોતું જોઈતું. એમનો કળાનો ઊંડો અભ્યાસ, એમની રસિકતા અને એમનો અધિકાર, ત્રણેયનો એમણે આ વરસે લાભ આપવો જોઈતો હતો. કોઈ સાહિત્યરસિક મારાં શબ્દચિત્રો વાંચીને મારું નામ સૂચવત તો મને એટલું આશ્ચર્ય ન થાત. પણ રવિભાઈ જેવા ગુજરાતને ચિત્રકળાની પ્રેરણા આપનાર અને ચિત્રકારોના આચાર્ય આ સ્થાન માટે મારું નામ સૂચવે એવું તો મને સ્વપ્નમાંયે ન આવત. પણ નાનાલાલભાઈએ ના પાડયા પછી, ભીડ ટાળવા કોકને પસંદ કર્યા વિના છૂટકો નહોતો. એટલે મારો કળા પ્રત્યેનો પ્રેમ એ જ મારી લાયકાત ગણી, સ્વાગતમંડળે મારું નામ સ્વીકાર્યું અને મેં પણ ભીડમાં ભેરુ થવાની મારી જૂની ટેવને લીધે હા પાડી. સાથે સાથે મેં ખાતરી પણ કરી લીધી કે ત્રણ દિવસનું આ કામ પત્યું એટલે હળવો થઈને પાછો હું મારા કામમાં ડૂબી જઈ શકીશ. સેવક સેવાનો ઇનકાર શી રીતે કરી શકે? આમ કરતાંયે જો કોઈને અન્યાય થતો હોય, કોઈનો હક માર્યો જતો હોય, અથવા કોઈની મહત્ત્વાકાંક્ષા દુભાતી હોય તો મારી એમના પ્રત્યે પૂરી સહાનુભૂતિ છે. હું કાંઈ કોઈ અહમહમિકામાં હરીફ થઈને અહીં આવ્યો નથી. કેવળ આજ્ઞાવાહક સેવક થઈને આવ્યો છું.

હું કળાનો ભક્ત છું. મારી જીવનની ફિલસૂફીમાં કળાને ઊંચું સ્થાન છે. મારા ઘડતરમાં કળાના ઉપકાર ઓછા નથી. છતાં મેં કળા ઉપર શાસ્ત્રીય વિવેચનો લખ્યાં નથી કે કળાના ઈતિહાસમાં હું ઊતર્યો નથી. કળામાં જૂના થયેલા અથવા નવા જામતા પંથોમાંથી કોઈ ખાસ પંથનો પક્ષ મેં તાણ્યો નથી. કળાકારોને આશ્રય આપ્યો નથી. કોઈ કળારસિક કદર કરે એવું ચિત્ર મેં દોર્યું નથી. શ્રી નારાયણરાવ ખરે, શંકરરાવ પાઠક કે વ્યાસ જેવાના સંગીતનું આકંઠ પાન કર્યા છતાં હું ગાયનના રાગ અચૂક ઓળખી શકું છું એમ નથી. જાતજાતની કળાકૃતિઓ ભેગી કરી દીવાનખાનું સજાવવાની ઠાવકાઈ પણ મારામાં નથી. હું તો એક જીવનભરનો રખડુ છું. કુદરતઘેલા તરીકે પોતાને ઓળખાવતાં મને સંકોચ કે વાંધો નથી. શહેરો અને એની શેરીઓ, મહેલો અને એનાં દીવાનખાનાંઓ એ મારે માટે નથી. હું કપડાં પહેરું છું તે પણ સુક્લકડી શરીરના અભદ્ર દર્શનમાંથી

* બારમા ગુજરાતી સાહિત્ય સંમેલન(અમદાવાદ સન ૧૯૩૬)ના કળા વિભાગના પ્રમુખ તરીકે આપેલું ભાષણ.

લોકોને બચાવવા ખાતર જ. નહીં તો મારું સ્થાન પહાડોનાં જંગલોમાં, સમુદ્રની રેતીમાં, નદીને કાંઠે અથવા ઝાડોની ઘટામાં હોય. અજાણ્યા માણસ જોડે વાતો કરતાં મને કેટલો ક્ષોભ થાય છે એની ભાગ્યે જ કોઈને કલ્પના હશે.

આમ હોવા છતાં હું માણસગંધો નથી. મનુષ્યપ્રેમી છું. મનુષ્યજાતિનો પુરુષાર્થ, એની યોજનાઓ, એની ભૂલો અને એ સુધારવાના પ્રયત્નો, એની આશંકાઓ અને આકાંક્ષાઓ, એનો પ્રેમ અને એનાં બલિદાનો—દરેકમાં મને રસ છે. માનવસમાજ અને માનવસંસ્કૃતિ મારી ભક્તિના વિષય છે. આ વિશાળ વિશ્વના જેટલું જ મનુષ્યહૃદયનું અને એની સંસ્કૃતિનું ઊંડાણ જોઈ હું ચકિત થઈ જાઉં છું. અને તેથી દુનિયા મને દૂર કરે તોયે એનો સહવાસ હું શોધું છું. જે રસથી મેં ઝાડ અને પહાડ જોયાં છે, તે જ રસથી ઝૂંપડાંઓ અને રાજમહેલો જોયાં છે. જે રસથી શંખલાંઓ જોયાં છે એ જ રસથી અજાયબઘરો (મ્યૂઝિયમો) જોયાં છે. જે કાયોત્સર્ગથી જંગલોમાં વિચર્યો છું એ જ વૃત્તિથી યાત્રાઓમાં, સંમેલનોમાં અને ઉત્સવોમાં ભળ્યો છું. સૂર્યોદય, સૂર્યાસ્ત અને મધ્યાહ્ન જોતાં મને જે આનંદ છૂટયો છે એ જ આનંદ મને રવિભાઈ, કનુભાઈ અને સોમાલાલ શાહની કૃતિઓ જોઈને મળ્યો છે. પણ જે પોતાને કળારસિક તરીકે ઓળખાવતાં પણ સંકોચાય તે સાંગોપાંગ વિવેચન શું કરવાનો હતો? મેં હમણાં જ કહ્યું તેમ હું મારી ઢબે કળાનો આશક હોઈ એ જ મારી ઘેલછા બીજાને વળગાડવાનો પ્રયત્ન કરી શકું. દુનિયામાં અનેક રૂપે વિચરતી, વિકસતી અને વિલસતી કળાને ઓળખવા માટે જેટલું રખડયો છું તેટલું જો મારા શ્રોતાઓને કલ્પના દ્વારા રખડાવું તો મારું કામ પૂરું થયું. પૃથ્વીના ઉદરનાં રત્નો, સમુદ્રનાં મોતી, ઝાડ પરનાં પુષ્પો, આકાશનાં પક્ષીઓ, અનંત તારલાઓ અને કવિઓની કલ્પનાઓ નિહાળીને અને કળાકારોની સુંદર તેમ જ ભવ્ય, અટૂલી તેમ જ જથ્થાબંધ જૂની અને નવી કૃતિઓનું પાન કરીને મેં કેની કેની પાસેથી કળાની દીક્ષા લીધી છે એનું જ બયાન જો અહીં કરું તો કળાનું ક્ષેત્ર કેટલું સાર્વભૌમ છે અને એની શક્તિ કેટલી અમોઘ અને સર્વગામી છે તેનો કંઈક ખ્યાલ આપી શકું.

સાહિત્ય પરિષદમાં એક અંગ તરીકે જ્યારે કળાને સ્થાન આપવામાં આવે છે ત્યારે સાહિત્યની દૃષ્ટિએ અને જીવનની દૃષ્ટિએ જ કળાનું વિવેચન કરવાનું હોય છે. કળાની સાંગોપાંગ મીમાંસા કરવી, અઢાર પાઘડીના કળાધરોને સંગઠિત કરવા, એમના યોગક્ષેમની ચિંતા વહન કરવી એ બધું સ્વતંત્ર કળાપરિષદનું કામ છે. એ કામ મહત્ત્વનું છે. રાષ્ટ્રીય વિકાસમાં આવશ્યક છે. પણ સાહિત્ય પરિષદ એ ન કરી શકે એટલી મર્યાદા સમજીને જ આપણે આગળ ચાલવું ઘટે છે.

આજ સુધી કળા ઉપર અનેક વ્યાખ્યાનો થયાં છે, નિબંધો લખાયા છે, ચર્ચાઓ ગોઠવાઈ છે અને અત્યંત આવશ્યક એવાં પ્રદર્શનો પણ ભરાયાં છે. દરેક ઠેકાણે પ્રમુખે કળાની વ્યાખ્યા આપવી, વિકાસનો ઇતિહાસ રજૂ કરવો, ભવિષ્યની દિશા દોરવી, સમાજને કળાનું મહત્ત્વ સમજાવવું, એટલું કામ કર્યું જ

ગાડી સ્ટેશન પર પહોંચી અને સ્મરણ થયું કે સવારની પ્રાર્થના પછીનો ગીતા-પાઠ રહી ગયો છે. રવિવારનો દિવસ હતો. મારો પ્રિય અગિયારમો અધ્યાય વંચાશે એ ઉત્સાહમાં ચોપડી હાથમાં લીધી. અધ્યાય શરૂ કર્યો એટલામાં ગાડી ચાલી. સામાન્યપણે ગીતા શરૂ કર્યા પછી વચમાં હું ખંડ પડવા નથી દેતો. ગમે તેટલું બીજું આકર્ષણ હોય તોયે ત્યાં ધ્યાન ન દેતાં એકાગ્રપણે ગીતા પૂરી કરું છું, પણ આજે ગીતાની શરૂઆતમાં જ મગજમાં ભુવનગિરિ પેઠો હતો. સ્ટેશન આવતાં પહેલાં એ ટેકરી એક બાજુથી ધરાઈને નિહાળી હતી, અને તેથી ગાડી આગળ જતાં બીજી બાજુથી એ જ ટેકરી કેવી દેખાય છે, ઉપર ચડવાનો માર્ગ રૂપાળો છે કે માણસે એને ભૂંડો કરી મૂકયો છે, એ બધું જોવાનું મન હતું. આંખો એ તરફ દોડવા માગતી હતી. ઉપાસનામાં એકાગ્ર થવાનો આગ્રહ હોવાથી આ બધી નવરી જિજ્ઞાસા છોડી દેવી જોઈએ એમ એક મન કહેતું હતું. બીજું મન કહે, ગીતા-પાઠ તો રોજ ચાલે છે, આ ટેકરી જોવા કાંઈ આપણે રોજ આવવાના નથી. અધૂરું દર્શન પૂરું કર્યે જ છૂટકો. બે મિનિટ એમાં ગાળવાથી કશું નુકસાન થવાનું નથી. પહેલું મન ફરી કહે, પણ ઉપાસના અખંડ થવી જોઈએ એ આગ્રહ કેમ છોડાય? ગીતાપાઠની શરૂઆત ન કરી હોત તો વાત જુદી. આમે ગીતાપાઠ મોડો તો થયો જ હતો. પાંચ મિનિટ હજી મોડો શરૂ કર્યો હોત તો કશો વાંધો ન હતો. પણ શરૂ કર્યા પછી વચમાં વિક્ષેપ અણાય નહીં. વકીલાત કરવાને ટેવાયેલું બીજું મન કહે, ટેકરી નિહાળવાનું કામ આંખ અને હૃદય એકાગ્રતાથી કરતાં હતાં એમાં ગીતાપાઠનો વિક્ષેપ શા માટે આણ્યો? જો અખંડતાનો આગ્રહ હોય તો વિક્ષેપરૂપ ગીતાપાઠ કોરે મૂકવો જોઈએ અને સૃષ્ટિ-નિરીક્ષણરૂપી ધ્યાનયોગ અખંડ ચલાવવો જોઈએ.

બે મન વચ્ચેના આ ઝઘડાનો લાભ લઈ આંખોએ ત્રાંસી ગતિ પકડી ટેકરીનું નિરીક્ષણ શરૂ કર્યું. પણ નિગ્રહી મને એમની સાથે સહકાર કરવાની ચોખ્ખી ના પાડી. એણે આંખો પરની પોતાની લગામ ખેંચી અને એમને ગીતાશ્લોક ઉપર બાંધી દીધી.

એટલામાં એક ભારે ચમત્કાર થયો. ગીતાપાઠ અગિયારમા અધ્યાયના પાંચમા શ્લોક ઉપર આવ્યો. વૈખરી બોલી: 'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः' હૃદયમાં ચાલતું યુદ્ધ એકદમ બંધ થયું. બન્ને મન વચ્ચે સુલેહ થઈ, એકવાક્યતા જામી. ભુવનગિરિ પણ વિશ્વરૂપની જ એક વિભૂતિ છે એવો સાક્ષાત્કાર થયો. ભુવનગિરિ જોવામાં ગીતાભ્યાસનો દ્રોહ ન હતો, પણ એનો વિનિયોગ જ હતો. હૃદયે આંખોને કહ્યું, હવે ધરાઈને જુઓ. 'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः'

પ્રથમ તો કેવળ કલારસિક આંખો જ નિહાળતી હતી, પણ ગીતાના શ્લોકે ધર્મપૂત દિવ્ય દૃષ્ટિ આપી. જાણે ભગવાને જ કહ્યું હોય: दिव्यं ददामि ते चक्षुः पश्य मे रूपम् ऐश्वरम्। કલાની નજરે પ્રાકૃતિક રૂપ જોયા કરતાં શ્રદ્ધા-ભક્તિની નજરે ઈશ્વરી રૂપ જોવા મળ્યું એ કેટલું ધન્ય-ભાગ્ય? ચિત્તને સમાધાન થયું. ભુવનગિરિએ નવું જ રૂપ ધારણ કર્યું હતું. હવે એ પાષાણ રહ્યો ન હતો, એ પરમાત્માની એક વિશાળ મૂર્તિ બન્યો હતો. સ્થૂલ કાયા હોવા છતાંય એ હવે

સ્થૂલ ન હતો પણ ચૈતન્ય હતો. नमो पुरस्ताद् अथ पृष्ठतस् તે કહી મેં એને અનેક પ્રણામ કર્યા, અને ગીતાપાઠ આગળ ચલાવ્યો.

જેમ ગીતાના એક શ્લોકથી ભુવનગિરિના દર્શનમાં ફેર પડયો તેમ ભુવનગિરિનાં દર્શનથી ગીતાપાઠમાં નવો અર્થ ઉમેરાયો. સખા ભુવનગિરિ! ગુરો ભુવનગિરિ! તને હવે શી રીતે ભુલાય? જ્યારે જ્યારે ગીતાપાઠનો અગિયારમો અધ્યાય આવશે ત્યારે ત્યારે તારું સ્મરણ થવાનું જ, અને તે વિક્ષેપ-રૂપે નહીં પણ વિશ્વરૂપના એક પ્રતીક તરીકે. તેં મારા હૃદયમાં પ્રવેશ કર્યો છે. મારી પ્રાર્થના એટલી જ છે કે હું પણ તારા હૃદયમાં પ્રવેશ કરી શકું.

૨૫-૧૦-’૩૧

## ૨. વૈરાગ્યવૈભવનો વારસો

[ત્રણ પત્રો]

**[પશ્ચિમ હિંદમાં જે પ્રસિદ્ધ ગુફાઓ છે તેને વિશે હું એક પત્રમાળા લખવાનો હતો. તે અધૂરી જ રહી ગઈ. . . . એક રીતે એ સારું જ છે. કેમ કે આટલું અધૂરું વાંચીને કોઈ પ્રવાસરસિયો વીર યુવાન આ બધી ગુફાઓ જોઈ આવવા અને એને વિશે વિસ્તૃત ચોપડી લખવા પ્રેરાય . . . વૈરાગ્ય-વૈભવના આ આપણા વારસામાંથી જ ભાવી વિરાટ ભારતીય જીવન ફરી જાગી ઊઠવાનું છે.]**

૧

ગુફાઓ જોઈ એટલા બધા વિચારો મનમાં આવ્યા છે કે લખવા બેસું તો એ બધા જ એકસામટા બહાર નીકળી દોડતાકૂદતા અને એકબીજાને પાછા ઠેલતા બહાર આવવાના. પણ જેમ તેમ એમને નોંધ્યે જ છૂટકો.

મુંબઈની આસપાસની જોગેશ્વરી, કાન્હેરી અને ઘારાપુરી ત્રણે એક જ કાળની ગુફાઓ છે કે ભિન્ન કાળની? કોણે કોતરી? શા હેતુથી કોતરી? ક્યારે કોતરી? ક્યા સંજોગોમાં કોતરી? તે વખતે એ ગુફાઓનો શો ઉપયોગ થયો? ક્યાં સુધી એ ચાલ્યો? ત્રણે ઠેકાણે ચાલતી પ્રવૃત્તિઓનો અંત શી રીતે આવ્યો? મુંબઈમાં રહેતાં, છતાં અને આ ત્રણે ગુફાઓ આટલી પાસે હોવા છતાં તેને વિશે આપણે કશું જ જાણતા નથી; એટલે કેવળ કલ્પનાથી જ એ કાળ અને એ દૃશ્ય પ્રત્યક્ષ કરવાનું રહ્યું.

મુંબઈ આજે એક રીતે હિંદુસ્તાનના પુરુષાર્થની રાજધાની છે, કલકત્તા કે દિલ્હી કરતાં પણ મુંબઈનું મહત્ત્વ કેટલીક રીતે ચડે છે. પરંતુ આ ગુફાઓના કાળમાં આ બધા બેટો પ્રખ્યાત હોય એમ લાગતું નથી. ઇતિહાસમાં જે કલ્યાણી નગરીનું વર્ણન આવે છે તે શું હાલનું કલ્યાણ જ હશે? અને ધીકતી કલ્યાણી નગરીની નજીકમાં સારા રૂપાળા બેટો જોઈ આ ગુફાઓ કોતરાઈ હશે? જોગેશ્વરી

અને ધારાપુરી તો ચોક્કસ સનાતની શૈવ સંપ્રદાયની ગુફાઓ છે. પણ કાન્હેરીની ગુફાઓ મૂળે હિંદુ ધર્મની કે બૌદ્ધ ધર્મની? ઘણા સાધુઓ એકત્ર રહે, એકત્ર ભણે, એકત્ર ચિંતન અને ચર્ચા કરે એ પ્રથા કેવળ બૌદ્ધોની હતી કે સનાતનીઓમાં પણ હતી? આજે હૃષીકેશ પાસેની ઝાડીમાં સેંકડો સંન્યાસીઓ ઝૂંપડાં બાંધીને એ જ ઢબે રહે છે. એ પ્રથા કેટલી જૂની છે? ભગવાન વ્યાસ જેટલી? આદ્ય શંકરાચાર્ય જેટલી? કે બૌદ્ધ મઠોનું તે વન્ય અનુકરણ છે?

ભગિની નિવેદિતાએ કલ્પના ચલાવી છે કે કાન્હેરી એ એક વિશ્વવિદ્યાલય હતું, જ્યારે ધારાપુરીની ગુફાઓ મંદિર અને મઠ હતાં. એમ જ હોય તો જોગેશ્વરીની ગુફા શું તંત્રમાર્ગી કે નાથસંપ્રદાયી યોગીઓનું ધ્યાનનું સ્થાન હતું? એ ગુફાઓમાં ઊભા રહી ત્યાંના વાતાવરણમાં ભૂતકાળને પ્રત્યક્ષ જોઈ સવાલ પૂછીએ છીએ કે ‘આનું રહસ્ય કોણ કહી શકે?’ ખવાઈ ગયેલી પથ્થરની દીવાલો જવાબમાં કેવળ ગુંજે છે – ‘કોણ કહી શકે!’

કાર્લાની અને ભાજાની ગુફાઓ અહીંથી બહુ દૂર ન કહેવાય. તે વરસે તું ચિંચવડથી શિવનેરી-જુન્નર પાસેની લેણ્યાદ્રિની ગુફાઓ જોવા ગયેલો તે ગુફાઓ પણ નાણાઘાટ વાટે અહીંના પ્રદેશ સાથે જ સંબંધ ધરાવતી લાગે છે. નાશિક-દેવલાલી તરફની પાંડવગુફાઓ પણ મુંબઈના રસ્તાની બાજુ પર જ છે. આ બધી ગુફાઓનો એકબીજા સાથેનો સંબંધ શો? ગુફાઓનું આ એક મોટું કુટુંબ હશે? કે એક પછી એક દીક્ષા ચલાવનારી કોઈ શિષ્યપરંપરા?

અને અજંટા તથા વેરૂળ(ઇલોરા)ની ગુફાઓનું શું? પશ્ચિમ કિનારાની આ ગુફાઓનું પેલું વૈભવશાળી અનુકરણ છે કે અજંટા વેરૂળની ગુફાઓની ઝાંખી ફીકી પ્રતિકૃતિ – આછો અનુવાદ કરવાની દૃષ્ટિએ આ તટવાસી ગુફાઓ ખોદાઈ ગઈ છે? તું મોટો થઈશ ત્યારે આ બધું તપાસીશ?

૨

મારો છેલ્લો કાગળ મળ્યો હશે. ગુફાઓની કલ્પના માણસને ક્યાંથી સૂઝી હશે?

ઘરડામાં ઘરડા પહાડ આબુને પૂછવું જોઈએ. ત્યાં કેટલીક કુદરતી ગુફાઓ પ્રખ્યાત છે, જેમનો સંબંધ ગોરક્ષ, મચ્છંદર અને રાજા ગોપીચંદ સાથે છે. નિવૃત્તિપરાયણ સાધુઓ ધ્યાનમાં જીવન વિતાવવા માટે આવા ગિરિકંદરો શોધતા હતા એવું પુરાણોમાં વર્ણન છે. પહાડમાં મોટું પોલાણ જોઈ તેમાં રહેવાની સગવડ શોધવાની પ્રથા હિંદુસ્તાનમાં જ નહીં, પણ દુનિયાના બધા દેશોમાં ચાલતી આવી છે. ટાઢ, વરસાદ અને તાપમાંથી રક્ષણ મેળવવા માટે ફાંફાં મારતો માણસ કે બીજું પ્રાણી ગુફાઓમાં ઘૂસે એ અત્યંત સ્વાભાવિક છે. એક વાર નૈસર્ગિક ગુફાઓનું સાધન મળ્યું એટલે એવી જ કૃત્રિમ ગુફાઓ તૈયાર કરવા મથવું એ માણસના સ્વભાવમાં જ રહેલું છે; અને માણસ એક વાર ફાવ્યો એટલે એ વસ્તુને વિશાળ,

વ્યાપક અને વ્યવસ્થિત બનાવતાં એને વાર લાગતી નથી. લોકસંગીતમાંથી જેમ શાસ્ત્રસંગીત ઉદ્‌ભવે છે તેમ જ કુદરતી ગુફાઓમાંથી કોતરેલી ગુફાઓ સિદ્ધ થઈ છે એ અનુમાન જરાયે વધારે પડતું નથી.

ભિક્ષા, ભજન અને ધ્યાનમાં જીવન સમાપ્ત કરનાર તપસ્વીઓ હંમેશ પાણીનો આશ્રય શોધે છે. કોઈ ઝરણું હોય, કોઈ તળાવ હોય, નદી હોય કે મહાનદ હોય, પણ પાણીની સગવડ તો જોઈએ જ. જેટલાં આશ્રમો અને શહેરો પ્રાચીન તરીકે પંકાયેલાં છે તે જળાશયને કિનારે જ છે. પછી તો ભરવાડ, ગોવાળ, શિકારી અને સાધુઓ આવાં ઝરણાંનું અને નદી-નદનું મૂળ શોધતા જાય એમાં આશ્ચર્ય શું? અજંટાની ગુફાઓનું સ્થાન તપાસીએ. વાંકીચૂકી ટેકરીઓ વચ્ચે થઈને એક નાનકડો પ્રવાહ વહે છે. પાણી સરસ છે. આસપાસની ભૂમિ શાંત, રમણીય અને પ્રસન્ન છે. એટલે સાધુઓ ત્યાં જઈને વસ્યા. હૃદયના ઊંડાણમાં વધુ ને વધુ પ્રવેશ કરવાની ઝંખના રાખનારા કે સાધના સાધનારા સાધુઓ ખુલ્લા મેદાનમાં નદીને કાંઠે લાંબા વખત સુધી શી રીતે રહી શકે? આ બધું પાણી ક્યાંથી આવે છે? પહાડની દરીમાં શું શું સંતાયેલું છે? એ શોધવા તેઓ ઊપડવાના જ. વાંક અને વળાંક ચડતાં ચડતાં સાધુઓ ટેકરીઓના ચકરાવાની અંદર ઘૂસ્યા, વધુ ને વધુ અંદર ઘૂસ્યા. અંતે ચંદ્રાકાર કરાડ પરથી પાણીનો ધોધ પડતો એમણે જોયો. નદીના મૂળ સુધી તેઓ પહોંચ્યા. શી એ સ્થાનની ભવ્યતા! જાણે કુદરત શાંતિની દીક્ષા આપવાની તૈયારીમાં છે. અહીં જ રહી જઈએ તો? નિર્ભય સાધુઓએ એ નિર્જન પ્રદેશમાં વાસો કર્યો. અગવડો વેઠવી એ તો એમને મન ઉજાણી. વાઘ, વરુ કે બીજાં જનાવરો કવિ કિપ્લિંગના મોગલી (Mogli) સાથે જે આત્મીયભાવે રહેતાં તે જ ભાવે આ સાધુઓ સાથે પણ રહેવાના.

માણસના સ્વભાવની કેવી વિચિત્રતા! એને સમાજ કરીને રહેવાનું પણ સૂઝે છે અને સમાજનો ત્યાગ કરી એકાંત સેવવાનું પણ મન થઈ આવે છે; અને એથીયે વિચિત્ર વાત તો એ કે એકાંતના રસિયા બેચાર ભેગા થયા એટલે એકાંતને અખંડ વખાણતા વખાણતા ચોવીસે કલાક સાથે રહેવાના! નહીં તો અલખ નિરંજનનું ધ્યાન લગાવનાર બાવાઓનો અખાડો કેમ જામે?

આવા સાધુઓએ અજંટામાં ભેગા થઈ પહેલાં તો ગુફાઓ શોધી હશે. એના બદલામાં કિલ્લાની દીવાલ જેવી અંતર્વૃત્ત ચંદ્રાકાર કરાડ જોઈ એમાં ગુફાઓ કોતરવાની હામ ભીડી. નિવૃત્તિમાર્ગીઓની પ્રવૃત્તિ વધી પડી. પાપાણનું હૃદય કોતરાયું અને ત્યાં હૂંફાળી ગુફાઓ તૈયાર થઈ.

આ સાધુઓ નિર્વાણની શોધમાં ભલે ભેગા થયા હોય, પણ અસલના તો કારીગરો હોવા જોઈએ. રાજાઓના મહેલ બાંધવાનું કામ તેમણે છોડી દીધું; પણ ધર્મરાજ તથાગતની સેવાથી તેઓ કેમ અટકી શકે? જે કલાસમૃદ્ધિ સ્વાર્થથી તેમણે રાજપ્રાસાદમાં વેરી હોત તે જ અહીં વિહારમાં તેમણે ઠાલવી દીધી, રાજવી વિજય સિંહલદ્વીપને જીતવા જાય છે; ઈરાનના એલચીઓ પુલકેશીના દરબારમાં આવે છે;

અપ્સરાઓ અને યક્ષકિન્નરો ધર્મચક્ર ચાલુ થયાનો આનંદ ગાય છે; એવાં એવાં અનેક ચિત્રો એમણે ગારાની છોમાં ચીતરી કાઢયાં. એ ઉત્સવ જોવા કોણ કોણ ભેગા થયા હશે? ગરીબ-તવંગરોની કે એવી બીજી કૃત્રિમ ન્યાતો તે વખતે પડી નહોતી, એટલે રાજા અને રંક, બાળકો અને પંડિતો, સતીઓ અને ગણિકાઓ, કઠોર તપસ્વીઓ અને રસિયા વિલાસીઓ બધાં જ ઊલટયાં હશે.

વેરૂળની ગુફાઓ અજંટા પછી તૈયાર થઈ લાગે છે. અજંટામાં લાલિત્ય વધારે છે, વેરૂળમાં ભવ્યતાનો ઉન્માદ છે. અજંટામાં ધ્યાનવીરો રહેતા હશે, જ્યારે વેરૂળમાં વિદ્યાવીરો જ્ઞાનનાં અનેક ક્ષેત્રો ખેડતા હશે. બહારની દુનિયા જોવા આવે તો અજંટા તેને સહન કરશે; જ્યારે વેરૂળ તો બહારની દુનિયા ન આવે તો એને નોતરશે.

૩

કાર્લાની ગુફાઓ તેમ જ નાશિકની ગુફાઓ અજંટાના વલણની છે. વચમાં એક વિશાળ વ્યાખ્યાનમંડપ; એની સામે બોધિસત્ત્વ કે બુદ્ધની મૂર્તિ અથવા સ્તૂપ; બાજુ ઉપરની દીવાલમાં અંધારામાં સંતાયેલી શ્રામણોની ઓરડીઓની હાર; અને વ્યાખ્યાનમંડપમાં તેમ જ સામેની મૂર્તિ ઉપર પ્રકાશ પાડવા માટે પ્રવેશદ્વારને માથે પીપળપાનના આકારનું મોટું ગવાક્ષ; એ આ ગુફાઓનું સામાન્ય સ્વરૂપ ગણાય. આ ગુફાઓ ત્રણે ઋતુમાં સ્થિર-સુખ અનુકૂલિત હોવાથી સાધુઓ માટે ખાસ ઉપયોગી હોય છે. એક વાર કોતરાઈ તે કોતરાઈ. પછી દર વરસે એની મરામત કરાવવાપણું ન રહે. બહાર ધોધમાર વરસાદ પડતો હોય તોપણ અંદરની ઓરડીઓ કોરી ને કોરી. શિયાળામાં બાણના વર્ષાવ જેવો તીણો પવન વાતો હોય તોયે અંદરની હૂંફ જરાયે દગો ન દે. અને હિંદુસ્તાનના પ્રખર ગ્રીષ્મમાં જુઓ તો અંદર શીતળ શાંતિ જ સચવાઈ હોય. દરેક ગુફા દીઠ પાણીની ટાંકી તો હોય જ, જેમાં પહાડનું જીવતું અને અમૃત જેવું પાણી હમેશ ભરેલું મળે. નિવૃત્ત થવું હોય તો અહીં બહારની આખી દુનિયા ભૂલી શકાય, અને ડોકિયું કરવું જ હોય તો મોટા જળ-પ્રપાત, દૂર દૂર સુધી પથરાયેલી ગાલીચા જેવી વનરાજી અથવા જીવન સાથે સરખાવી શકાય એવા સમુદ્રનો વિશાળ જીવનરાશિ સહેજે નજરે પડે. આ ગુફાઓમાં એક-ધારું વાતાવરણ રહે છે. તેને સુંદર અને વિવિધ બનાવવાનું કામ પ્રકાશ અને અંધારાનું. આ સનાતન સમોવડિયાઓ અનંત કાળ માટે અહીં રમતો રમતા હોય છે. ભરતી-ઓટની લીલા થાકે તો પ્રકાશ-અંધારાની રમત વિરમે. અને શું આ ગુફાઓમાં રહેનારા તપસ્વીઓ અને સંન્યાસીઓની હૃદયગુફામાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ, રસિકતા અને સંયમ, કારુણ્ય અને ઉગ્રતા એવી અનેક જોડીઓની અખંડ રમત નહીં ચાલતી હોય? શાંત વાતાવરણમાં આવી સૂક્ષ્મ અશાંતિ કેટલી મીઠી અને છતાં કેટલી ગંભીર જણાતી હશે?

* * *

લગ્નમાં તો વિઘ્ન હોય જ છે. પણ લેખનમાં પણ વિઘ્નો કેટલાં? હવે આ કાગળ પૂરો કરવા બેસું તો કોણ જાણે ક્યારે મોકલાશે? એટલે આટલો જ કકડો મોકલું છું.

## ૩. દેલવાડાની ધાર્મિક કળા

દેલવાડાના ફોટાઓ લો છો એ જાણી આનંદ થયો. પ્રતિબિંબ દ્વારા ફોટો લેવાની કલ્પના મજાની છે. ફોટો જો તદ્દન પાતળી ફિલમ પર લીધો હોય તો ઠીક, નહીં તો પ્રતિબિંબ રૂપે લીધેલો ફોટો ઊલટો (reverse) આવવાનો. કપડાં ઓઢવાની ઢબ એમાં ઊંધી દેખાવાની. બે આરીસા વાપરીને અવળા પ્રતિબિંબનું સવળું કરીએ તો ચાલે ખરું. પણ બે આરીસા ઘણો પ્રકાશ ખાઈ જાય છે અને પછી ફોટો ઝાંખો આવે છે. જ્યાં જમણા ડાબાનો સવાલ નથી ત્યાં તો પ્રતિબિંબની યુક્તિ આબાદ છે.

લાહોર મ્યૂઝિયમે 'Story of Buddha in Stone' નામની નાનકડી ચોપડી બહાર પાડી છે, તેમાં બુદ્ધના જીવનના પ્રસંગો કોતરેલા શિલ્પના નમૂનાઓ જીવનક્રમે આપ્યા છે. વિજયનગર-હંપીમાં એક આખું મંદિર રામાયણના પ્રસંગો અનુક્રમે આપે છે. દેલવાડામાં પણ ઓસરીની છત પર કેટલાયે પૌરાણિક પ્રસંગો કોતરેલા છે. ઊભો રહી જોતાં થાક્યો એટલે જમીન પર ચત્તા સૂઈ જઈ બધું નિહાળી લીધું અને બાળકોની પેઠે જમીન પર ખસતાં આખી ઓસરી પૂરી કરી હતી. એ બધાં ચિત્રોના જો સારા અને સસ્તા ફોટા મળી જાય તો એમાંથી સંસ્કારી બાળકો માટે એક સરસ ચિત્ર-મંજૂષા (album) તૈયાર થઈ જાય. દરેક ચિત્ર સાથે પ્રસંગ-પરિચય અને ચિત્ર-પરિચય સહેલી ભાષામાં આપ્યા હોય એટલે બસ.

દેલવાડાનાં મંદિરનાં બે શિખરો બે ઢબનાં છે: દૂરથી જોતાં એકમાં મર્દાની ઓજસ (masculine strength) જણાય છે, બીજામાં જનાની નાજુકાઈનું લાવણ્ય (feminine grace). તમારા ધ્યાનમાં એ આવ્યું જ હશે. આબુ પહાડનો આખો પ્રદેશ દેવભૂમિ જેવો લાગે છે. ગુરુશિખરનું પવિત્ર આધ્યાત્મિક વાતાવરણ, અચળગઢનાં ઐતિહાસિક સંસ્મરણો, દેલવાડાની શ્રદ્ધાભક્તિ, અર્બુદા-દેવીની એકાંત ઉપાસના, નખી તળાવનું ગંધર્વરાજ્ય, એની આસપાસની વન્ય શોભા, અને વસિષ્ઠાશ્રમ તરફની તપોભૂમિ, બધું જ રમણીય છે.

આબુરોડ સ્ટેશનથી આપણે મોટરને રસ્તે ઉપર જઈએ એ ખરું જોતાં, પાછળનો રસ્તો ગણાય. આગળનો રસ્તો તો નખી તળાવનું વધેલું પાણી જે દિશાએ વહી જાય એ બાજુ છે. આબુમાં એટલો બધો રખડયો છું, ત્યાં મેં એટલું બધું જોયું છે, અને એને વિશેની લાગણી એવી તો ઉશ્કેરાઈ છે કે, તે બધું લખતાં થાકી જવાશે.

આ વખતનો તમારો કાગળ તમારા હંમેશના કાગળ કરતાં કંઈક વિશેષ છે. આબુમાં તમને વિશેષ આહ્‌લાદ અને શાંતિ મળ્યાં છે એ તમારા કાગળ પરથી તરી આવે છે. એ મંદિરો બાંધનારની ભક્તિ વિશે તમે લખ્યું છે તે યથાર્થ છે.

તાજમહાલનું વાતાવરણ જુદું અને દેલવાડાનું જુદું. તાજમહાલની અનેક રીતે મેં કદર કરી છે. પણ એની પાછળની વેઠ અને સામ્રાજ્યસત્તાની જબરદસ્તી હું ભૂલી શકતો નથી. જ્યારે દેલવાડાના સાંઘિક કામ પાછળ ધાર્મિક ભાવના અથવા ધર્મપ્રેમ સ્પષ્ટ દેખાય છે. તાજમહાલમાં અમીરી સાદગી (aristocratic simplicity) છે; જ્યારે દેલવાડામાં ધર્મપરાયણ સંઘની બંધુભાવના અને સહકાર સાથે સ્વાત્માર્પણ – આત્મનિવેદનનો ઉમળકો (dedicatory fervour) વિશેષ છે. તાજમહાલ પાછળ કોઈ એક સમર્થ કલાધરની અદ્ભુત સર્જનશક્તિ છે, જ્યારે દેલવાડામાં અનેક કળાધરોનો મધમાખોના જેવો એકરાગ પ્રતીત થાય છે. અજંટામાં પણ એવું જ છે. દેલવાડામાં સાધનસંપત્તિ વધારે છે, જ્યારે અજંટામાં બધું કામ જાણે પૂર્વાશ્રમના કલાધરોએ સ્વેચ્છાએ પોતાની કળાશક્તિ ધર્મજીવનને ચરણે અર્પણ કરવા ખાતર ચલાવ્યું હોય એમ લાગે છે. વેરૂળનું વાતાવરણ આ બંનેથી અમુક અંશે જુદું જ છે. લોકોત્તર શક્તિનો અને પરાક્રમનો ત્યાં પરિચય થાય છે. દેલવાડામાં દરેક કલાધરે ધર્મપ્રેમથી પોતાનું શક્તિ-સર્વસ્વ રેડવાનો સંકલ્પ કર્યો છે; કોને કેટલો પગાર મળે એનો વિચાર ત્યાં કોઈએ કર્યો નથી.

મહારાષ્ટ્રમાં શિવાજી મહારાજ વિશે એક લોકવાર્તા નાનપણમાં સાંભળેલી. છે તો કેવળ લોકવાર્તા જ, પણ તેની પાછળ અદ્ભુત બોધ છે. કિલ્લાઓ બાંધવા માટે ભેગા થયેલા મજૂરોને શિવાજી મહારાજ રોજ સાંજે દહાડાની મજૂરી તરીકે ઘાસની એક એક સળી પોતાને હાથે આપતા. જેણે ચિત્તસર્વસ્વ લગાડીને કામ કર્યું હોય તેની સળી રાત વીત્યે સોનાની થતી. એટલી બધી એકાગ્રતા જેની ન હોય તેની સળી ચાંદીની થતી. સામાન્ય માણસની ત્રાંબાની. અને જેણે ચિત્તશાઠ્ય કે શ્રમશાઠ્ય કર્યું હોય તેની સળી ઘાસની જ રહેતી!

રાજા તો બધાને સરખું જ આપે. જેણે જેટલો આત્મા રેડ્યો હોય તેટલું ફળ એને એની મેળે મળતું. આવી લોકવાર્તાઓ લોકમાનસને સહેજે સમજણ પડે એવી રીતે સામાજિક ધર્મબોધ આપે છે.

દેલવાડામાં ધર્મપ્રેમ વ્યક્ત થાય છે, જ્યારે ગુરુશિખર ઉપર પ્રત્યક્ષ ધાર્મિકતા જ હજુયે સ્ફુરતી જણાય છે. એક સંધ્યા, એક આખી રાત અને બીજી સવાર ગુરુશિખર પર ગાળશો તો તમને એનો પ્રત્યક્ષ અનુભવ થશે. માત્ર ત્યાં રહેલા બાવાઓ અને તેમની વાતોને તમારે ભૂલી જવાં જોઈએ. હું માનું છું કે દેલવાડાનાં મંદિરો બંધાયાં તે પહેલાં કેટલાયે જૈન સાધુઓએ ગુરુશિખર પર તપ કર્યું હશે.

અચલગઢ તરફ ગોપીચંદની ગુફા તમે જોઈ છે? વૈરાગી રાજાનું એ સ્થાન જોવા લાયક છે.

દેલવાડાની ભદ્રાકૃતિઓ (symmetrical geometrical designs) તરફ મારું ધ્યાન ગયેલું. મેં કેટલીક સહેલી આકૃતિઓ કાગળ પર ઉતારી પણ લીધેલી. પણ અમદાવાદથી આબુ અને આબુથી અમદાવાદ પગપાળા મુસાફરી કરેલી હોવાથી કપડાં રોજ હાથે ધોવાનાં હતાં; એક દિવસ કપડાં સાથે એ કાગળ પણ

ધોવાઈ ગયો. અને એના પરની એ કળાકૃતિઓ પણ ઓગળી ગઈ. મેં તો કાગળ પર ફક્ત કલ્પના જ દોરી લીધેલી. દરેક છોકરાને ડ્રૉઈંગ આવડવું જ જોઈએ એવો નિયમ અમારા નાનપણમાં હોત તો કેવું સારું! આજે તો કંઈક સુંદર દેખું એટલે હૈયા-બળતરા થાય છે; કેમ કે કશું મનપસંદ ઉતારી શકતો નથી.

મંદિરો બંધાવનાર શ્રાવકોની મૂર્તિઓ હાથી પર હો કે દીવાલ પર, એમની મુદ્રા કેટલી શાંત અને વીતરાગ દેખાય છે!

# ૪. બાહુબલી

## ૧. જ્યેષ્ઠ કે શ્રેષ્ઠ?

બાહુબલી અથવા ગોમટેશ્વરનું જીવન-ચરિત્ર કોઈ મહાકાવ્યનો વિષય થઈ શકે તેમ છે. વાલ્મીકિનો રાવણ, વ્યાસનો દુર્યોધન, મિલ્ટનનો શયતાન – ત્રણે ભવ્ય વિભૂતિઓ છે. પોતાની દુષ્ટતામાં પણ ઉદારતા બતાવ્યા વગર રહેતા નથી. પણ ત્રણે આખર સુધી પોતાનો રજોગુણ છોડતા નથી. બાહુબલી એથી તદ્દન જુદી કોટિનો વીરપુરુષ છે. પોતાની સામાજિક તેમ જ માનસિક શક્તિનો રજોગુણી ઉત્કર્ષ બતાવ્યા પછી એથીયે ઊંચો કૂદકો મારી એ સત્ત્વગુણમાં પ્રવેશ કરે છે અને પોતાનું કલ્યાણ અને માનવકોટિનો આદર મેળવે છે.

મહારાજ ઋષભદેવને સો પુત્રો હતા. ભાઈઓ વચ્ચે ઝઘડો ન થાય અને પ્રજાને શોષવું ન પડે એટલા ખાતર એવી વ્યવસ્થા સૂચવવામાં આવી કે જ્યેષ્ઠ પુત્ર રાજ્યગાદીએ બેસે અને બાકીના બધા ભાઈઓ ગૃહસંસારનો ત્યાગ કરી નિર્વાણ નહીં તો પરલોક મેળવવાની સાધના કરે.

આ વ્યવસ્થા પ્રમાણે અઠ્ઠાણુ દીકરાઓએ દીક્ષા લઈને ઐહિક મહત્ત્વાકાંક્ષા છોડી દીધી. જ્યેષ્ઠ પુત્ર ભરત રાજ્યગાદીએ આવ્યો. એનો નાનો ભાઈ બાહુબલી આવી નક્કી થયેલી વ્યવસ્થાને વશ થાય તેવો હતો જ નહીં. તેણે સવાલ ઉઠાવ્યો કે જે જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ હોય તે જ રાજા થાય એ વાત બરોબર છે; પણ જ્યેષ્ઠ જો શ્રેષ્ઠ ન હોય તો કેવળ ઉંમરને મહત્ત્વ ન આપતાં યોગ્યતા તરફ જ ધ્યાન આપવું જોઈએ, કેમ કે રાજ્ય પ્રજાના હિત માટે હોય, નહીં કે રાજાના ભોગોપભોગ માટે. ભરત ભલે જ્યેષ્ઠ હોય પણ પોતે એના કરતાં દરેક રીતે શ્રેષ્ઠ છે; રાજગાદી પોતાને જ મળવી જોઈએ.

વિખવાદ શરૂ થયો એટલે દરેકને પોતાની યોગ્યતા સિદ્ધ કરવી પડી. રાજામાં ખડતલપણું હોવું બધી રીતે આવશ્યક છે. એટલે એ બાબતમાં બંનેની કસોટી કરવામાં આવી. એમાં બાહુબલી શ્રેષ્ઠ નીવડયો. રાજામાં પોતાના વાક્પાટવથી જનતાનું આરાધન કરવાની શક્તિ હોવી જોઈએ. એ પરીક્ષામાં પણ બાહુબલી જ શ્રેષ્ઠ નીવડયો. રાજામાં બુદ્ધિશક્તિ અને સૂક્ષ્મશક્તિ હોવાં જોઈએ. એ હોડમાં પણ બાહુબલી

ફાવ્યો. સામન્તોને અનુકૂળ કરી લઈ પોતાનું ચક્ર સ્થાપન કરવું એ ચક્રવર્તીનું ખાસ લક્ષણ હોય છે. આ કસોટીમાં પણ ચક્રવર્તી ભરત કરતાં બાહુબલી જ ચડિયાતો નીવડયો. રાજામાં દીર્ઘદૃષ્ટિ તો હોવી જ જોઈએ. આ ગુણમાં પણ ભરત કરતાં બાહુબલીએ પોતાની જ યોગ્યતા સિદ્ધ કરી. પછી વારો આવ્યો યુદ્ધનો. રાજા-રાજાની અદેખાઈને કારણે પ્રજામાંથી કોઈને મરવું પડે એ ન્યાય સંગત નથી એમ કહીને બધા મુત્સદ્દીઓએ સેનાયુદ્ધ કરાવવાની ના પાડી; બે ભાઈઓનો પક્ષ તાણીને જ્યારે પ્રજામાં બે તડ પડે છે ત્યારે આખી જાતિનો સંહાર થાય છે, એટલું સમજવા જેટલી બુદ્ધિ તે વખતના બધાય લોકોની અંદર હતી. એટલે દ્વન્દ્વયુદ્ધથી ફેંસલો કરવો એમ નક્કો થયું. પછી તો પૂછવું જ શું? બાહુયુદ્ધ, દંડયુદ્ધ, મલ્લયુદ્ધ વગેરે અનેક પ્રકારનાં યુદ્ધો થયાં. આમાં તો બાહુબલી સહેજે વિજય મેળવે એમ હતું. બધી રીતે બાહુબલીની શ્રેષ્ઠતા સિદ્ધ થઈ ચૂકી. લોકો તેનો જયજયકાર કરવા લાગ્યા. એટલે ભરત ચિડાયો અને એણે સ્વચ્છ અહંશ્રેયસ છોડી પોતાના ભાઈને મારી નાખવાનો મનસૂબો કર્યો, અને અચાનક બાહુબલી ઉપર લગભગ જીવલેણ પ્રહાર કર્યો. ભરતનો રાજ્યલોભ આટલે સુધી જાય એમ કોઈને ખ્યાલ નહોતો. તેજસ્વી બાહુબલી આવા ઘાનો બદલો આપ્યા વગર કેમ રહે? એણે પ્રત્યાઘાત કરવા માટે પોતાની તમામ શક્તિ એકત્ર કરી પોતાની મુઠ્ઠી વાળી અને એક જ પ્રહારમાં ભરતને પૂરો કરવા હાથ ઉગામ્યો. લોકોના હૃદયમાં હાહાકાર થયો, હવે તો ભરત ગયો એમ બધાને થયું. બાહુબલીને ખાતરી જ હતી. પણ વિજયની એ ક્ષણે પણ બાહુબલી ભાન ભૂલ્યો નહીં. એનામાં નબળાઈ હોત તો એ ક્રોધથી આંધળો થાત પણ એને પોતાની શક્તિનું પૂર્ણ ભાન હોવાથી એ ક્રોધ ઉપર તુરત વિજય મેળવી શક્યો. એણે વિચાર કર્યો કે મારી સાચી યોગ્યતા તો સિદ્ધ થઈ ચૂકી છે. કેવળ રાજ્યલોભથી ભાઈ પામર બન્યો છે, એ પામરતાની હોડમાં હું શા માટે ઊતરું? ભાઈને મારીને રાજ્ય ચલાવતાં હું પ્રજા આગળ કેવો દાખલો બેસાડીશ? જવા દો એ રાજ્ય અને જવા દો એ રાજ્ય માટેની બંધુહત્યા.

જે જોરથી એણે મુઠ્ઠી વાળી હતી એ જ જોર વાપરીને એણે પોતાનું કેશલુંચન કર્યું અને ત્યાગની દીક્ષા લીધી. રજોગુણમાંથી સત્ત્વગુણ પ્રગટ થયો. મહત્ત્વાકાંક્ષા કરતાં બંધુપ્રેમ, સ્વજનવાત્સલ્ય અને વિરક્તિ શ્રેષ્ઠ નીવડયાં. ભરત અકુતોભય થઈ રાજ્ય કરવા લાગ્યા અને બાહુબલીએ પરમપુરુષાર્થનો માર્ગ લીધો.

આધ્યાત્મિક માર્ગમાં ગુરુનું શરણ લેવાથી જ રસ્તો સહેલો થઈ જાય છે. અઠ્ઠાણુ ભાઈ જે રસ્તે ગયા એ રસ્તે જવું અને ભગવાન ઋષભદેવનું શરણ લેવું એ જ સ્વાભાવિક માર્ગ હતો. પણ માનધન બાહુબલીને એમાં અગવડ જણાઈ. નાના ભાઈઓએ પ્રથમ દીક્ષા લીધી હોવાથી તેઓ દીક્ષામાર્ગમાં વડીલ થયા હતા. પોતે મોડી દીક્ષા લે એટલે અઠ્ઠાણુ ભાઈઓને વંદન કર્યા વિના છૂટકો ન મળે. એ તો કેમ થાય? શ્રેષ્ઠત્વ એળે ગયું અને જ્યેષ્ઠત્વ ખોઈ બેસવાનું! એ કેમ ખમાય? એના કરતાં પોતાની જ તપસ્યાના જોરે કેવળજ્ઞાન મેળવવું એ વધારે સારું એમ

બાહુબલીએ નક્કી કર્યું. આમ સાધનાના પાયામાં જ દર્પ અને અહંકાર સ્થપાયા. બાહુબલીએ એ પાયા ઉપર ઘોર તપશ્ચર્યા ચણી. પોતે જ્યાં ઊભા હતા ત્યાં રાફડા બાઝયા; એમાં મોટા મોટા નાગ અને કૃષ્ણસર્પ આવીને વસ્યા. માધવી લતાએ એ રાફડાઓ ઘેર્યા અને આગળ ચડતાં બાહુબલીના પગ અને બાહુ બન્નેને એ લતા વીંટળાઈ વળી. ચરાચર જગત એ અતુલ તપસ્યા જોઈ ચકિત થઈ ગયું. પણ બાહુબલીને કેવળજ્ઞાનની પ્રાપ્તિ ન થઈ. અકળાતા જાય અને તપ વધારતા જાય. અન્તે સો ભાઈઓની બે માનીતી બહેનો – બ્રાહ્મી અને સુંદરી – જેમણે પણ ત્યાગ-ની દીક્ષા અંગીકાર કરી હતી, તેઓ ત્યાં આવી પહોંચી. પરિસ્થિતિનું હાર્દ સ્ત્રીહૃદય ઝટ પારખી લે છે. બહેનોએ ભાઈને મીઠો ઈશારો કર્યો. “વીરા મોરા ગજથી હેઠા ઊતરો.” બાહુબલીને આશ્ચર્ય થયું કે પોતે ઊભા ઊભા આટલો કાલ તપશ્ચર્યા કરે છે અને બહેનો પોતાને હાથી ઉપરથી નીચે ઊતરવા કહે છે. એક ક્ષણના વિચારથી બાહુબલીને ભાન આવ્યું કે પોતે અભિમાન, અહંકારના હાથી ઉપર બેઠા છે. જ્યાં તમામ સંસ્કારો ઓગાળી નાખવાનો સંકલ્પ કરે છે ત્યાં શ્રેષ્ઠ કે જ્યેષ્ઠ હોવાનું અભિમાન કેવું? તમામ વિશ્વની સાથે જ્યાં ઐક્ય અનુભવવાનું છે ત્યાં અઠ્ઠાણુ ભાઈઓ સાથેની અદેખાઈ કેવી? એની બહેનો જ બાહુબલીને ગુરુ જેવી થઈ. બાહુબલીનો અહંકાર ઓગળ્યો અને નાના ભાઈઓને પગે લાગવા તે ઊપડયો. જે સ્થાને તે ઊભા હતા તે સ્થાનેથી પગ ઊપડે તે પહેલાં જ કેવળ સંકલ્પમાત્રથી જ તેને કેવળજ્ઞાન થયું અને તે વીરપુરુષ બધી રીતે કૃતાર્થ થયો.

માનવોચિત રજોગુણનું પૂરું જોર બતાવી, પોતાનું તેજ પ્રગટ કરી, તેની અંદર રહેલી ઊણપ ઓળખી બાહુબલી સાત્ત્વિકતાની ટોચે પહોંચ્યો.

છેક નીચલે પગથિયેથી પ્રારંભ કરવો એમાં નામોશી નથી. પણ શિખરની યાત્રા કરતાં વચમાં અટકી પડવું એમાં દુર્દૈવ સમાયેલું છે. દરેક પ્રતાપી મનુષ્ય બાહુબલીના જીવનક્રમ પ્રત્યે આકર્ષિત થવાનો જ. કરણી કરીને નરના નારાયણ થવું એનો આ દાખલો દરેક માનવીને ઊંચે ચડાવનારો છે. મોટમોટા કારીગરોએ બાહુબલીની વિશાળ મૂર્તિઓ બનાવવાની મહત્ત્વાકાંક્ષા સેવેલી. બાહુબલીના જીવનનો એકેએક પ્રસંગ કોતરી કાઢવામાં કારીગરોએ પોતાની બધી શક્તિ ઠાલવી દીધી હશે. એ નમૂનાના પરમ ઉદ્‌બોધક બે પ્રકારો દક્ષિણ હિંદુસ્તાનમાં ઊભા છે. એ મૂર્તિઓના સૌંદર્ય ઉપરથી એમનું ‘ગોમટેશ્વર’ નામ પડયું લાગે છે.

હું ઈ. સ. ૧૯૨૫માં પ્રથમ વાર કારકળ ગયો હતો. ત્યારે ત્યાંની ટેકરી ઉપર બાહુબલીની પિસ્તાળીસ ફૂટની એક મૂર્તિ જોઈ. આ વર્ષે (૧૯૩૯) જુલાઈ માસમાં શ્રાવણબેળગોળની સાઠ ફૂટની એ જ બાહુબલીની બીજી મૂર્તિ જોઈ આવ્યો છું. કારકળ પશ્ચિમ કિનારે મંગલૂર અને ઊડપી–માલપેના કાટખૂણામાં આવેલું છે જ્યારે શ્રાવણબેળગોળ મૈસૂર રાજ્યના હાસન જિલ્લામાં ચંદ્રગિરિ અને વિન્ધ્યગિરિ વચ્ચે વસેલું છે. શ્રાવણબેળગોળની મૂર્તિ વિન્ધ્યગિરિની ટોચમાંથી જ કોરી કાઢેલી દેખાય છે જ્યારે કારકળની મૂર્તિ ટેકરીથી જુદા જ પ્રકારના પથ્થરમાંથી બનાવી

દૂરથી આણી ટેકરી ઉપર ચડાવી ઊભી કરેલી છે. આ બધું કેવી રીતે કર્યું હશે તેનો ખ્યાલ કરવો પણ આજે મુશ્કેલ છે. શ્રાવણબેળગોળના દર્શનનો લહાવો તાજો છે. એ શબ્દબદ્ધ કરીને મિત્રો આગળ મૂકવાનો વિચાર છે.

ઑગસ્ટ, '૩૯

## ૨. શ્રવણબેળગોળ

સુવર્ણભૂમિ હિંદુસ્તાનમાં પણ મૈસૂર રાજ્યને વિશેષ અર્થમાં સુવર્ણભૂમિ કહી શકાય. ઉરગામ કોલારની સોનાની ખાણોમાંથી દર વર્ષે કોટયવધિ રૂપિયાનું સોનું નીકળે છે એ કારણે મૈસૂર રાજ્યને સુવર્ણભૂમિ કહી શકાય જ. પણ ત્યાંની સરસ ઉપજાઉ જમીન, ઠેકઠેકાણે ચળકતાં તળાવો, વચમાં વચમાં માથું ઊંચું કરી વરસાદને પકડી આણનારા નાનામોટા પહાડો અને એમાંનું અમૃતજળ પાનારી નદીઓ, સવાર-સાંજ અનેક રંગ અને આકાર ધારણ કરનારાં વાદળાંઓ અને સુદૃઢ શરીરવાળા અને આતિથ્યશીલ હૃદયવાળા ત્યાંના ખેડૂતો એ બધાંને જોઈને પણ મૈસૂર રાજ્યને 'સુવર્ણભૂમિ'નું નામ અપાય. મૈસૂર રાજ્યના બે મોટા વિભાગ છે. પશ્ચિમ ભાગને માલનાડ એટલે કે પહાડી મુલક કહે છે અને પૂર્વ ભાગને મૈદાનનું નામ આપવામાં આવ્યું છે. બંને વિભાગમાં નાનાંમોટાં અને રૂપાળાં મંદિરો અને તીર્થસ્થાનો વેરાયેલાં છે. પ્રાચીનકાળની સમૃદ્ધિ, સુવ્યવસ્થા, સાત્ત્વિક પુરુષોની ભક્તિ અને જનતાનો ધાર્મિક ઉત્સવ એ બધાના સાક્ષીરૂપ આ સ્થાનો મૈસૂર પ્રદેશનું ઈતિહાસધન છે. પણ તેમાંય હાસન જિલ્લામાં આવેલાં ત્રણ સ્થાનો મૈસૂરને ભારતવિખ્યાત તો શું પણ વિશ્વવિખ્યાત બનાવી દે છે. ઉત્કલ પ્રાન્તમાં પુરી, ભુવનેશ્વર, કોણાર્ક વગેરે સ્થાનો, આબુના પહાડમાં દેલવાડાનાં મંદિરો, નર્મદાકિનારે ઊગેલાં અસંખ્ય દેવાલયો, તામિલનાડમાં આજે પણ ધીકતાં ભવ્ય મંદિરો વગેરે હિંદુસ્તાનની સ્થાપત્ય-સમૃદ્ધિને કારણે આખી દુનિયાનું ધ્યાન આપણા દેશ તરફ દહાડે દહાડે અધિકાધિક ખેંચાતું જાય છે જ, પણ તેમાંયે અજંટાની ચિત્રકળા અને બેલૂર-હળેબીડનું મૂર્તિવિધાન આખી દુનિયામાં અનેરાં છે એમ કલારસિકો કહેવા લાગ્યા છે. બેલૂર અને હળેબીડ, હાસન શહેરની ઉત્તરે એકબીજાથી દશબાર માઈલને અંતરે છે. એક વખતે એ બંને સ્થાનો રાજ્યધાની તરીકે મશહૂર હતાં. આજે ખંડેરના રૂપમાં હોવા છતાં એ ભારતવર્ષની કલાધાની તરીકે વર્ધમાન ખ્યાતિ પામવા લાગ્યાં છે. બન્ને સ્થાનોની આસપાસ જૈન મંદિરો છે જેને અહીં 'બસ્તી' કહેવામાં આવે છે. બધી બસ્તીઓ દિગંબર સંપ્રદાયની છે અને ઉચ્ચ કોટિની કારીગરી વ્યક્ત કરે છે. પ્રદેશમાં ગામડે ગામડે પડેલી મૂર્તિઓ અને કારીગરીના ખંડિત થયેલા પથરાઓ જો ભેગા કરીને રાખ્યા હોય તો કોઈ પણ રાષ્ટ્ર મગરૂરી ધરાવી શકે એવું અદ્ભુત સંગ્રહાલય તૈયાર થઈ જાય. પણ એ કામ એટલું અઘરું અને ખરચનું છે કે નાનાસૂના રાજાઓનું એમાં ગજું જ ન ચાલે.

બેલૂરના મંદિરમાં મૈસૂર રાજ્ય તરફથી વીજળીની વિવેકભરી વ્યવસ્થા થયેલી હોવાથી ત્યાંની કારીગરી ધરાઈને જોવાની હવે સગવડ થઈ છે, પણ આ મંદિરો

વિશે ટૂંકમાં લખાય જ નહીં. આજે તો હાસનની પશ્ચિમે ચાર કલાકને મોટરને રસ્તે જે શ્રવણબેળગોળ કરીને સ્થાન આવેલું છે એની જ વાત મારે અહીં કરવી છે અને એમાં પણ વિન્ધ્યગિરિ ઉપર આવેલ શ્રી ગોમટેશ્વરની પ્રચંડ મૂર્તિ વિશે.

મૈસૂરનો ઉલ્લેખ અશોકના શિલાલેખોમાં મહિષમંડલ નામથી આવે છે. એમ કહેવાય છે કે અશોકના દાદા ચંદ્રગુપ્ત પોતાના ગુરુ ભદ્રબાહુને સાથે લઈ પોતાના છેલ્લા દિવસો વિતાડવા અહીં આવ્યા હતા. પોતાના રાજ્યમાં બાર વર્ષનો દુકાળ પડેલો જોઈ અને પોતે પ્રજાને બચાવવા અસમર્થ છે એમ જાણી એણે રાજપાટનો ત્યાગ કર્યો અને પોતાના દીકરાને ગાદીએ બેસાડી પોતાના ગુરુ સાથે જૈનોની આ તપોભૂમિમાં રહેવાનું પસંદ કર્યું. ગુરુએ ઘડપણની અસર જોઈ ચંદ્રગિરિ પર સંલેખના કરી શરીરનો ત્યાગ કર્યો. ચંદ્રગુપ્તે ગુરુની પાદુકાની બાર વરસ પૂજા કરી અને અંતે પોતે પણ સંલેખના દ્વારા જ જીવન પૂરું કર્યું.

કેટલાક કહે છે કે અહીં આવેલા ચંદ્રગુપ્ત તે અશોકના દાદા મૌર્યવંશી નહીં પણ સમુદ્રગુપ્તના દીકરા બીજા ચંદ્રગુપ્ત હતા. આ માન્યતા પાછળ ઐતિહાસિક પુરાવો જબરદસ્ત હશે, છતાંય ચંદ્રગિરિ ઉપરના શિલાલેખોના મત પ્રમાણે એ મૌર્ય જ હતો. એમ હોય તો અશોકના શિલાલેખોમાં એના દાદાનો ઉલ્લેખ કેમ નહીં એ એક મોટો સવાલ ઊભો રહે છે. ચંદ્રગુપ્તે જૈન ધર્મની દીક્ષા લીધી હતી તેથી અશોકે એની ઉપેક્ષા કરી હશે કે મૌર્ય ચંદ્રગુપ્ત અહીં આવ્યો જ નહોતો; એ કોણ કહી શકે?

ચંદ્રગિરિ અને વિન્ધ્યગિરિ આ બે ટેકરીઓ એટલી તો પાસે પાસે છે અને આસપાસનો પ્રદેશ એવો તો રળિયામણો છે કે કવિહૃદયો અહીં આવીને વસ્યા વગર રહે નહીં; પણ આ દુનિયાથી કંટાળી જિંદગીથી વિરક્ત બની સંલેખના કરવા માટે વૈરાગી સાધુઓએ આવું રમણીય સ્થાન પસંદ કર્યું એ એક આશ્ચર્ય જ છે. ભૈરવઘાટી જેમ આત્મહત્યા માટે પસંદ કરાય છે તેમ જ અસંખ્ય જૈનોએ ચંદ્રગિરિનું સ્થાન સંલેખના માટે પસંદ કર્યું હતું. આજે પણ કેટલાયે દિગંબર સાધુ આ ગિરિ પર આવીને પોતાના છેલ્લા દિવસો પૂરા કરે છે.

આ બે ટેકરી વચ્ચે એક રૂપાળું સ્વચ્છ ચોરસ તળાવ છે. આનું જ નામ બેળગોળ અથવા સફેદ તળાવ (ધવલ સરોવર) હતું. શ્રમણો અહીં આવીને રહેતા હોવાથી એનું નામ શ્રમણબેળગોળ પડ્યું હશે અને આગળ જતાં એને જ લોકોએ શ્રવણબેળગોળ કહેવાનું પસંદ કર્યું હશે. બેળગોળનો ધોળું રીંગણું એવો પણ અર્થ થાય છે અને ગોમટેશ્વરના અભિષેક સાથે સંબંધ ધરાવતી એક ભક્ત ડોશીના નામ સાથે રીંગણાનો સંબંધ છે. ગમે તે હોય, શ્રવણબેળગોળ જૈનોનું એક મોટું તીર્થસ્થાન છે.

હાસનથી અમે બપોરે ઊપડ્યા. પાંચછ જણાને સાથે લેવાના હોવાથી ઊપડતાં જ ઘણો વખત બગડ્યો. ત્રેવીસ માઈલની દોડ કરી અમારી બસ ચન્નરાયપટ્ટણ

સુધી આવી પહોંચી. ત્યાં જરા થોભી ત્યાંથી આઠ માઈલની બીજી દોટ મૂકી અને અમે વિંધ્યગિરિની તળેટીએ આવી પહોંચ્યા.

ગોમટેશ્વરની પ્રચંડ મૂર્તિ વિશે પ્રથમથી સાંભળેલું હોવાથી હું તો હાસનથી જ વિંધ્યગિરિની શોધમાં હતો. ચૌદ માઈલ બાકી રહ્યા હશે એટલામાં ચંદ્રગિરિ વિંધ્યગિરિ દેખાવા લાગ્યા અને ઊંચા વિંધ્યગિરિના શિખર ઉપર ઝીણા ટપકા જેવો અથવા વાવટાના થાંભલા જેવો એક પથરો દેખાવો લાગ્યો. મેં ખાતરી કરી લીધી અને તરત જ બે હાથ જોડીને ગોમટેશ્વરને પ્રણામ કર્યા.

કારકળમાં પણ બાહુબલીની મૂર્તિ છે. તે પણ ખાસી ૪૭ ફૂટ ઊંચી છે. તેની આસપાસ બાંધકામ નહીં હોવાથી એ મૂર્તિ ખૂબ દૂર દૂરથી આખી દેખાય છે. શ્રાવણબેળગોળની આસપાસ જોવા લાયક સ્થાનો ઘણાં છે. અમારી પાસે વખત હોત તો એ બધું જોયા વગર અમે રહેત નહીં, પણ સૂરજ નીચે ઊતરતો હતો. બધું જોવાનો લોભ રાખીએ તો કશું જ ધ્યાનપૂર્વક જોવાય નહીં, એટલે પ્રથમથી જ નિશ્ચય કર્યો કે કેવળ ગોમટેશ્વર જ જોઈને પાછા ફરીશું. હળવાં છસો પગથિયાંની મદદથી ચારસો સિત્તેર ફૂટ ઊંચાઈની ટેકરીને માથે અમે પહોંચ્યા. પગથિયાંના પ્રારંભમાં જ એક સુંદર દરવાજો છે, એનું નામ ગુલ્લકાયજી બાગલુ છે. કન્નડ ભાષામાં બાગલુ એટલે દરવાજો અને ગુલ્લકાયજી એટલે રીંગણાબહેન અથવા માતા.

હવે આ ગરીબ ડોશી રીંગણાબહેનનો થોડો ઇતિહાસ જોવો જોઈએ. જ્યારે ચામુંડરાયે ગોમટેશ્વરની મૂર્તિ કોતરાવી અને ઈ. સ. ૧૦૨૮ના માર્ચ મહિનાની ત્રીજી તારીખ ને રવિવારને દિવસે એ મૂર્તિને અભિષેક કરવાનું નક્કી કર્યું તે વખતે ગુલ્લકાયજી કરીને એક ડોશી એક ફળની કાચલીમાં અભિષેક માટે થોડું ગાયનું દૂધ લઈ આવી અને આવનાર જનારને કરગરીને કહેવા લાગી કે અભિષેક માટે મને આટલું દૂધ લઈ જવા દો. બિચારી ડોશી તરફ ધ્યાન કોણ આપે? ડોશી રોજ સવારે તાજું ગૌદૂધ લઈ આવે અને અંધારું થયે નિરાશ થઈને ઘેર જાય. આમ મહિનાઓ ગયા. અભિષેકનો દિવસ આવ્યો. વાંસ અને લાકડાનો ઊંચો માંચડો બનાવવામાં આવ્યો. ચામુંડરાય તો રાજાનો માનીતો સેનાપતિ, લોકોની કૃતજ્ઞતાનું કેન્દ્ર – પોતે ભક્તિની મૂર્તિ – એને ત્યાં દૂધની અછત કેમ જ હોય? દૂધના ઘડા પાછળ ઘડા મૂર્તિના માથા પર રેડાતા જાય પણ દૂધ અને એની સાથેનું પંચામૃત મૂર્તિની કેડ સુધી પણ પહોંચે નહીં! બધા ગભરાયા. ક્યાંક ભૂલ થઈ છે. દૈવ આડે આવ્યું છે. અંતે જાણકાર લોકોએ ભૂલ શોધી કાઢી. રીંગણાબાઈને પોતાના દૂધ સાથે આવવાનું ફરમાન નીકળ્યું અને એ કાચલીમાંનું દૂધ બાહુબલીના માથા પર રેડવામાં આવ્યું. અને 'શું આશ્ચર્ય! દશ તોલા પણ ન હોય એ દૂધ માથાથી પગ સુધી પહોંચ્યું એટલું જ નહીં, તે આગળ વહેવા લાગ્યું. લોકોએ જાણ્યું કે આ ગુલ્લકાયજીનું હૃદય સાચું ભક્તહૃદય છે. માનસન્માનની ભાવના એના મનમાં છે જ નહીં. ચામુંડરાયે જોયું કે અંતે આટલી મહેનત, આટલું

ખર્ચ અને આટલો વૈભવ એક કાચલીભરની ભક્તિ આગળ ડૂલ છે. ચામુંડરાયે ગુલ્લકાયજીની એક મૂર્તિ એ જ ટેકરી ઉપર સ્થાપી અને એ રીતે પોતાની નમ્રતા જાહેર કરી. અડધે રસ્તે અમે ચડયા અને ત્યાં 'અખંડ બાગલુ' દરવાજો આવ્યો.

એ દરવાજો એક પથરામાં કોતરીને અહીં ઊભો કરેલો છે. અથવા એકાદ મોટો પથરો આ પગથિયા આડે આવતો હોય એને ત્યાંથી ગબડાવવા કરતાં અથવા તોડી નાખવા કરતાં છે ત્યાં જ કોતરીને એનો દરવાજો બનાવ્યો હશે. એ બાગલા ઉપર ગજાન્તલક્ષ્મી કોતરેલી છે. પદ્માસન ઉપર લક્ષ્મી બેઠેલી છે અને બે બાજુ બે હાથી પાણીના ઘડા ભરી ભરીને લક્ષ્મીને અભિષેક કરે છે. બીજે ઠેકાણે લક્ષ્મીની એક બાજુ હાથી અને બીજી બાજુ એક ગાય અથવા સવત્સ ગાય કોતરવામાં આવ્યાં છે. આનું પૌરાણિક રહસ્ય શું છે તે જાણી લેવું જોઈએ.

અમે પગથિયાં પૂરાં કરી દીવાલ તળે આવી પહોંચ્યા. અહીંથી ઉતાવળે ઉતાવળે અંદર જઈ બાહુબલીની દિગમ્બર મૂર્તિનું દર્શન કરવાને અમે અધીરા થયા હતા છતાંય ઉપરથી પાછળનું તળાવ અને સામેનો ચંદ્રગિરિ જોવાની ઇચ્છા અમે ખાળી શકયા નહીં. પવન સૂસવતો હતો. અમને અમારા સ્થાનથી ઉડાડવાની તક મળે તો એ છોડે એવો નહોતો. સૂરજ વાદળાંના પડમાંથી પોતાના કર પસારીને અમને પંપાળી શકાય કે કેમ એ જોતો હતો અને વરસાદ જાતે આવીને સ્વમુખે આશ્વાસન આપતો હતો કે તમે ગભરાતા નહીં. તમે દર્શન કરીને પાછા મોટર સુધી પહોંચો નહીં ત્યાં સુધી હું અહીં વરસવાનો નથી.

અમે પગથિયાં ચડવાનો પ્રારંભ કર્યો. ત્યાંના ગુલ્લકાયજી બાગલે (બારણે) અમને કહ્યું : "કેવળ દર્શક થઈને, 'ટૂરીસ્ટ' થઈને આગળ નહીં જતા. હિંદુ છો, આત્માર્થી છો, શ્રદ્ધાવાન છો, ભક્ત છો; યાત્રી થઈને જજો. મૂર્તિમાં વ્યક્ત થતા ચૈતન્યના દર્શને જજો."

અધરસ્તે પહોંચ્યા એટલે અખંડ બાગલુ કહે : "શૈવ અને વૈષ્ણવ, શાક્ત અને જૈન બધા ભેદો નામમાત્ર છે, વ્યર્થ છે. ભારતની સંસ્કૃતિ-લક્ષ્મી એક છે, અખંડ છે, બળશાળી છે. એ એકતાનો સાક્ષાત્કાર થશે ત્યારે ભરતપુત્રો બાહુબલી થશે અને આત્મવિજય દ્વારા વિશ્વવિજય કરી વિશ્વકલ્યાણની સ્થાપના કરશે."

આટલો સંદેશો મળ્યો એટલે અમે પ્રેરણાની પાંખો પહેરી ઉપર ચડવા લાગ્યા અને તેથી જ આગળનાં પગથિયાં કઠણ હોવા છતાં અમને આકરાં નહીં લાગ્યાં.

## ૩. ચામુંડરાયની શોધ

કોઈ રાજપુરુષની માતા ધર્મનિષ્ઠ હતી. એણે બાહુબલીની કથા સાંભળી. રજોગુણમાંથી સત્ત્વગુણનો ઉદય કેમ થયો, અભિમાનના પથ્થરમાંથી આત્મપરિચયની અભિવ્યક્તિ કેમ થઈ એ બધી કથા સાંભળી એના હૈયામાં શ્રદ્ધાએ પ્રવેશ કર્યો. એને થયું કે બાહુબલીનું દર્શન ન થાય તો આ જિંદગી વ્યર્થ છે. કોકની

પાસેથી એણે સાંભળ્યું કે બાહુબલીની એક હજાર હાથ ઊંચી સુવર્ણમયી મૂર્તિ ક્યાંક છે. એણે એ મૂર્તિનાં દર્શનની ઝંખના લીધી. દીકરાએ જોયું કે હવે જો માતાને જિવાડવી હોય તો બાહુબલીની મૂર્તિ શોધ્યે જ છૂટકો. રાજપુરુષ ક્ષત્રિય રહ્યો. મોટી સેના લઈને નીકળ્યો. પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર ચારે દિશાઓ ફેંદી નાખવાનું તેણે નક્કી કર્યું. લાખ્ખો મારા સૈનિકો છે, ચારે દિશાએ ફેલાશે. હજાર હાથની ઊંચી મૂર્તિ ક્યાં સુધી સંતાઈ રહે? કોક દી તો જડશે જ. મારી માતાની આંખો કૃતાર્થ થશે, અને હું સુપુત્ર કહેવાઈશ.

સેના સાથે ફરતાં ફરતાં રાજપુરુષ દક્ષિણે આવ્યો. ત્યાં એક જૈન મુનિએ પૂછ્યું : "હે શૂરવીર, શા માટે આટલી સેના લઈને ચાલે છે? ક્યો દેશ જીતવા ચાલ્યો છે? કઈ પ્રજાનો સંહાર કરવો છે? કેટલાં ઘરોમાં હાહાકાર પેદા કરવો છે? કરભાર સાથે કેટલાં હૈયાંના શાપો ઉઘરાવવા છે?" રાજપુરુષે કહ્યું : "એમાંનું મારે કશું કરવું નથી, હું તો ગોમટેશ્વરના દર્શને ઊપડચો છું. મારાં માતા એનાં દર્શનને ઝંખે છે." સાધુએ કહ્યું : "એ મૂર્તિ છે ખરી, પણ તે આ લોકમાં નથી. લાખ લાખ યક્ષો એની રક્ષા કરે છે. માનવી આંખે કોઈ એ મૂર્તિનું દર્શન ન કરી શકે. પણ બાહુબલી ગોમટેશ્વરનું દર્શન તને કરાવું. આ ચંદ્રગિરિમાં કેટલાય જૈન સાધુઓ તપ કરે છે. આની સામે પેલા વિન્ધ્યગિરિ દેખાય છે. એના શિખર ઉપર બાહુબલી ઊભા ઊભા તપ તપે છે. દુનિયાનું દુ:ખ જોઈ કારુણ્યપૂર્ણ આંખે એ બોલે છે: 'कामये दु:खतप्तानां प्राणिनां आर्तिनाशनम्.' આ ચંદ્રગિરિના શિખર પરથી જો તું એક સોનાનું બાણ ફેંકીશ તો બાહુબલીની મૂર્તિ ત્યાં છતી થશે." રાજપુરુષે રત્નખચિત ધનુષ્ય હાથમાં લીધું. ત્રણ હાથ લાંબું સોનાનું બાણ એ ધનુષ્ય ઉપર ચડાવ્યું. સનન્ન કરતું બાણ હવામાંથી ચાલ્યું, વિંધ્યગિરિનું શિખર ધ્રૂજ્યું, ત્યાંના એક મોટા પથરાના પોપડા ખરી પડચા, અને મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાનો બ્રહ્મવિહાર બતાવતું ગોમટેશ્વરનું માથું પ્રગટ થયું. રાજપુરુષ તો આનંદથી બેભાન થયો, એની માતાની આંખોમાંથી ચોધાર આંસુના પ્રવાહ વહેવા લાગ્યા. તરત અસંખ્ય મૂર્તિકારો ત્યાં આવી પહોંચ્યા. એક એકના હાથમાં હીરાની એક એક છીણી હતી. બાહુબલીના માથાનું દર્શન કરતા જાય અને આસપાસના પથરાઓ ઉતારતા જાય. ખભા ઉઘાડા થયા, છાતી છતી થઈ, બાહુ ઉપર—વિશાળ બાહુ ઉપર—વીંટળાયેલી માધવી લતા સ્પષ્ટ દેખાવા લાગી. તેઓ પગ સુધી આવ્યા. નીચે પ્રાચીન વલ્મીક (રાફડો) હતું. એમાંથી મહા ભુજંગો બહાર નીકળતા હતા, પણ તદ્દન અહિંસક. મૂર્તિકારો છેક પગ સુધી આવ્યા. પગના નખ ચમકવા લાગ્યા. તેની તળે એક કમળ ખીલ્યું. એ જોઈને સેના સમેત બધાંના વદનકમળો પણ ખીલ્યાં. ભક્ત માતાનું હૃદયકમળ ખીલ્યું. એને હવે વધારે જીવવાની લાલસા ન રહી. એણે કૃતાર્થ થઈ પોતાનું જીવનકમળ ત્યાં ને ત્યાં જ પ્રભુનાં ચરણકમળે અર્પણ કર્યું.

આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ. બધા જ ધન્ય ધન્ય બોલવા લાગ્યા. શી તે મૂર્તિની અંગકાન્તિ! દિગંબર અને પવિત્ર, મોહક અને પાવક, તારક અને ઉદ્ધારક. જેટલા લોકોએ એ મૂર્તિનું દર્શન કર્યું તે બધાનો જાણે પુનર્જન્મ થયો. તેઓ નવી નજરે—બાહુબલીની કારુણિક નજરે—દુનિયા તરફ જોવા લાગ્યા. તેમના રાગદ્વેષો જાણે ઓગળી ગયા. તેમના હૈયામાં નવો સાત્ત્વિક આનંદ સ્ફુરવા લાગ્યો. અને તેઓ બધા 'જય ગોમટેશ્વર, જય ગોમટેશ્વર'નો જયધ્વનિ કરવા લાગ્યા.

## ૪. ગોમટેશ્વરનાં દર્શન

અમે જ્યારે બાહુબલીને દર્શને ગયા ત્યારે શાસ્ત્રની મર્યાદા ધ્યાનમાં રાખી મૂર્તિનું આપાદમસ્તક ફરી ફરી દર્શન કર્યું. ત્યાં મૂર્તિના ચરણની બે બાજુએ બે લેખ કોતરેલા છે. એક બાજુ જૂની નાગરી લિપિમાં, બીજી બાજુ જૂની કાનડી લિપિમાં. પણ બન્ને ઠેકાણે એક જ મરાઠી વાક્ય—"चामुंडराये करवियलें—ચામુંડરાયે બનાવરાવ્યું." મરાઠી ભાષાના ઈતિહાસકારો કહે છે કે મરાઠી ભાષામાં લખાયેલી પોથીઓમાં અને શિલાલેખોમાં આ વાક્ય જૂનામાં જૂનું છે. આજની માહિતી પ્રમાણે મરાઠી ભાષા ફૂટી નીકળી તે આ જ વાક્ય સાથે. ચામુંડરાયના પિતા કોઈ દેવી ઉપાસક હશે, એટલે એણે પોતાના દીકરાનું નામ ચામુંડા માતા ઉપરથી પાડયું હોવું જોઈએ. કોઈ શાક્તનો દીકરો અહિંસામાર્ગી જૈન ધર્મનો ઉપાસક થયો એ પણ એ સમયનો ઈતિહાસ વ્યક્ત કરે છે. મરાઠી ભાષાના પ્રારંભમાં, લખવા માટે, બે લિપિઓ એકસાથે ચાલતી હશે. મરાઠી ભાષા અને કન્નડ ભાષા જ્યારે સગી બહેનો જેવી એકત્ર રહેતી હશે, ત્યારે જ એ શિલાલેખો આમ કોતરાયા હશે.

ચામુંડરાય રાજપુરુષ હતો. એની ભાષા મરાઠી હોવા છતાં પ્રજાની બન્ને લિપિનો એ પુરસ્કાર કરવા માગતો હતો. મારી મીઠી, ભોળી, મરાઠી ભાષાનું આ દ્વિવિધ દર્શન કરીને હું ગળગળો થયો. મરાઠી ભાષાનો ઉદ્‌ગમ અહીં છે, એ ખ્યાલથી જ મરાઠી ગિરાની આ ગંગોત્રીમાં નાહીને હું પાવન થયો.

પછી મારું ધ્યાન ગયું રાફડાઓમાંથી નીકળતા મોટા મોટા નાગો તરફ. ગજવેલની તલવારને પારસમણિનો સ્પર્શ થાય તોયે એ સોનાની થયેલી તલવાર આકારે તલવાર જ હોય છે. એ કોઈની હત્યા ન કરે. સોનાની તલવારથી પ્રહાર કરવા જાઓ તો સામા માણસને ઘા કરવાને બદલે એ પોતે જ ખંડિત થઈ જાય અને તે રીતે પોતાનું સોનાપણું જાહેર કરે. તેમ જ કારુણ્યમૂર્તિ અહિંસાધર્મી બાહુબલીના ચરણ આગળ સ્થાન મળવાથી આ મહાવ્યાલ પણ સાવ અહિંસક થયા છે અને પોતાની ફણા ફેલાવી જાણે દુનિયાને અભયવચન જ આપે છે.

નજર કંઈક આગળ ચડી ત્યાં બંને બાજુથી બે માધવીલતાઓ મહા પરાક્રમી બાહુબલીને આધારે પોતાનો ઉન્નતિક્રમ સાધતી દેખાઈ. ધીરોદાત્ત નાયકને કોમળ લતા સમી નાયિકા વળગે તેમ આ માધવીલતા આ સાધનાવીરને વળગેલી છે. એ લતાઓ કહ્યું: "આ તપોવીરની હું શી સેવા કરું? મારું કામ કેવળ એની

તપસ્યાની કઠોરતા ઢાંકીને એમાંથી દુનિયા માટે પ્રગટ થતી કોમળતા અને પ્રસન્નતા વ્યક્ત કરવાનું છે. બાહુબલીને હું વીંટળાઈ વળી છું એ ખરું, પણ હું કાંઈ એનું બંધન નથી. બંધનમુક્ત થયેલા એ મુક્તાત્માનું હૃદય કેટલું કોમળ છે એનો અંગુલિનિર્દેશ કરવા ખાતર હું એના પગથી માંડીને એના હૃદય સુધી ચડી છું."

દુન્યવી શિષ્ટાચારમાં રચ્યાપચ્યા આપણે આ મૂર્તિ તરફ જોતાંવેંત મનમાં વિચાર આણીએ છીએ કે આ મૂર્તિ નગ્ન છે. આપણે મનમાં તેમ જ સમાજમાં જાતજાતની મેલી વસ્તુઓ સંઘરીએ છીએ. પણ આપણને એની નથી હોતી સૂગ અને નથી હોતી શરમ. પણ નગ્નતા જોઈને માત્ર ગભરાઈએ છીએ અને માનીએ છીએ કે નગ્નતામાં અશ્લીલતા છે; એમાં સદાચારનો દ્રોહ છે; એમાંનું બધું શરમાવા જેવું છે. પોતાની નગ્નતા ઉઘાડી પડતી ટાળવા માટે લોકોએ આત્મહત્યા પણ કરી છે. પણ શું નગ્નતા ખરેખર અભદ્ર છે? ખરેખર વિશ્રી છે? એમ હોત તો કુદરતને જ એની લજ્જા થાત. ફૂલો નગ્ન રહે છે, પશુપક્ષીઓ નગ્ન જ રહે છે, કુદરત સાથેની એકતા જેમણે ખોઈ નથી એવાં બાળકો પણ નાગાં જ ફરે છે. એમને એની શરમ જણાતી નથી અને એમની નિર્વ્યાજતાને કારણે આપણને પણ એમાં શરમ જેવું કશું લાગતું નથી. શરમની વાત જ જવા દઈએ. એમાં કશું અશ્લીલ, બીભત્સ, જુગુપ્સિત, વિશ્રી, અળખામણું આપણને લાગ્યું છે એવો કોઈ પણ માણસનો અનુભવ નથી. તેનું કારણ શું? કારણ એટલું જ કે નગ્નતા પ્રાકૃતિક સ્થિતિ હોઈ સ્વભાવ-સુંદર છે. માણસે વિકૃત ધ્યાન કરી કરીને પોતાના મનના વિકારો એટલા બધા વધાર્યા છે અને એમને અવળે રસ્તે દોર્યા છે કે સ્વભાવ-સુંદર નગ્નતા એનાથી સહન નથી થતી. વાંક નગ્નતાનો નથી પણ આપણા કૃત્રિમ જીવનનો છે. માંદા માણસ આગળ પરિપક્વ ફળો, પૌષ્ટિક મેવો અને સાત્ત્વિક આહાર પણ છૂટથી રખાતાં નથી એ વાંક એ ખાદ્ય પદાર્થોનો નથી, પણ માણસના માંદવાડનો છે. નગ્નતા આપણે ઢાંકીએ છીએ તે નગ્નતાને વાંકે નહીં પણ માણસના માનસિક રોગને કારણે. નગ્નતા ઢાંકવામાં નગ્નતાની શરમ નથી પણ એના મૂળમાં વિકારી માણસ પ્રત્યે દયાભાવ છે, રક્ષણવૃત્તિ છે, અને તેમ કરવામાં જ્યાં આવી આર્યવૃત્તિ નથી હોતી ત્યાં નર્યો દંભ હોય છે.

પણ જેમ મુગ્ધ બાળક આગળ નરાધમ પણ સૌમ્ય અને નિર્મળ બને છે તેમ પુણ્યપુરુષો આગળ, વીતરાગ વિભૂતિઓ આગળ પણ એ શમાન્વિત થઈ જાય છે. જ્યાં ભવ્યતા છે, દિવ્યતા છે, ત્યાં પણ માણસ દબાઈને વિશુદ્ધ થાય છે. મૂર્તિકારો ધારત તો માધવીલતાની એક શાખા સાથળ ઉપર થઈને કેડ સુધી લઈ જાત અને એ રીતે નગ્નતા ઢાંકવી અશક્ય ન હતી, પણ પછી તો એમને પોતાની આખી ફિલસૂફીનો ઇન્કાર કર્યા જેવું થાત. બાળકો તમારી આગળ આવીને નાગાં ઊભાં રહે છે ત્યારે કાત્યાયની વ્રત કરતી મૂર્તિઓની પેઠે તેઓ પોતાના હાથ વતી પોતાની નગ્નતા ઢાંકતાં નથી. બાળકોને નિર્લજ્જતા એમની નગ્નતાને પવિત્ર કરે છે. બીજું ઢાંકણું એમને શા કામનું?

જ્યારે કારકળ પાસે ગોમટેશ્વરની મૂર્તિ જોવા હું ગયો હતો ત્યારે અમે સ્ત્રી પુરુષ બાળક અને વૃદ્ધ અનેક જણાં હતાં. અમને કોઈને એ મૂર્તિનું દર્શન કરતાં અસ્વસ્થ જેવું ન લાગ્યું. અજુગતું લાગવાનો સવાલ જ ન હતો. મેં અનેક નગ્ન મૂર્તિઓ જોઈ છે અને મન વિકારી થવાને બદલે ઊલટું એ દર્શનને કારણે જ તે નિર્વિકારી થયાનો અનુભવ કર્યો છે, અને મેં એવી પણ મૂર્તિઓ અને છબીઓ જોઈ છે કે જે વસ્ત્રાભૂષણથી ઢંકાયેલી હોવા છતાં કેવળ વિકારપ્રેરક અને ઉન્માદક જેવી લાગી છે. કેવળ એક ઉપચારની લંગોટી પહેરનાર નાગા સાધુઓ આપણને વૈરાગ્યનું વાતાવરણ પૂરું પાડે છે, જ્યારે માથાથી પગ સુધી ઢંકાયેલી વ્યક્તિઓ આંખના એક પલકારાથી અથવા નખરાના જરાક સરખા ઈશારાથી માણસને અસ્વસ્થ કરી મૂકે છે, અને નીચે પાડે છે.

આપણી નગ્નતા પ્રત્યેની નજર અને આપણું વિકારો પ્રત્યેનું વલણ બંને બદલાવાં જોઈએ. સાચી વાત એ છે કે આપણે વિકારને પણ પોપવા માગીએ છીએ અને વિવેકને પણ સાચવવા માગીએ છીએ.

બાહુબલી બાહુબલી છે છતાં તેનું શરીર અહીં મલ્લ જેવું કસાયેલું બતાવ્યું નથી. એ હોંશ તો યવન મૂર્તિકારોની હતી. આપણા મૂર્તિકારો જડ દ્વારા ચૈતન્ય પ્રગટ કરવા માગતા હતા. માણસની પાશવી શકિત વ્યક્ત કરવાને બદલે, પાશવી વૃત્તિ ઉપર વિજય મેળવનાર વૈરાગ્ય અને પ્રશમની પ્રસન્નતા વ્યક્ત કરવા એ મથતા હતા. બાહુબલીની કેડમાં દૃઢતા છે, એની છાતી વિશાળ છે, એના ખભા પહોળા છે, આખી દુનિયાનો ભાર વહન કરવો એમને માટે રમત વાત છે. એ કમ્બુગ્રીવ હોત, ગૂઢજત્રુ હોત તો આખી મૂર્તિ વધારે શોભત એ ખરું, પણ આ ટૂંકું અને જાડું ગળું અનાયાસે કોલરની શોભા આપે છે અને એ ગળા ઉપરના વિરાજમાન માથાનું કૌમાર્ય વધારે સારી રીતે વ્યક્ત કરે છે.

આખું શરીર ભરાવદાર, યૌવનપૂર્ણ, કોમળ અને કાન્તિમાન્ છે. આવડી મોટી મૂર્તિમાં પ્રમાણ સાચવવાનું ભાગ્યે જ બને છે. એક જ પથરામાંથી કોતરેલી આટલી ભવ્ય મૂર્તિ દુનિયામાં બીજી કોઈ નથી. મિસર દેશમાં મોટી મોટી મૂર્તિઓ છે પણ તે એવી તો અક્કડ થઈને બેઠી છે કે રાજત્વનાં બધાં લક્ષણો અને ચિહ્નો એમના ઉપર હોવા છતાં, પકડી આણીને બેસાડી હોય અને ન છૂટકે બેસવા તૈયાર થઈ હોય એવી જ તે દેખાય છે. અહીં એવું નથી. આવડી મોટી મૂર્તિ એટલી તો સુંવાળી છે કે ભક્તિ સાથે કંઈક વહાલની પણ એ અધિકારી બની છે.

ઘણી વાર મૂર્તિકારો આખી મૂર્તિ મજાની બનાવી દે છે. પણ જેની મારફતે વ્યક્તિત્વ ઉઠાવદાર કરી શકાય છે, તે ચહેરો બનાવવામાં જ હારી જાય છે. એટલે હું તો કોઈ મૂર્તિ જોતી વખતે એની મુખમુદ્રા તરફ નિરાશાની અપેક્ષાથી બીતો બીતો જ જોઉં છું. સારી મૂર્તિઓમાં પણ ક્યાંક તો બગાડ રહે જ છે, અને દૂધ-સાકરમાં મીઠાનો કાંકરો ભળી જ જાય છે. આ મૂર્તિનો સહેજ આગળ આવેલો અધરોષ્ઠ જોઈ મારા મનમાં બીક પેસી ગઈ કે અહીં આપણો ઉત્સાહભંગ થવાનો

છે કે શું? એટલે વિશેષ ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. આગળથી જોયું, બાજુએથી જોયું, ચિકિત્સાની નજરે જોયું અને ભક્તિની નજરે જોયું, કાંઈ પણ નિર્ણય ઉપર આવ્યા વગર છૂટકો જ ન હતો. જ્યાં સુધી મૂર્તિના સૌન્દર્ય તરફ હું જોતો હતો ત્યાં સુધી હું કાંઈ નિર્ણય કરી શક્યો નહીં. ચિત્તમાં અનિશ્ચિતતાની અસ્વસ્થતા જ ફેલાવા લાગી, પણ તરત જ હું ભાન ઉપર આવ્યો. મેં ઘેલા મનને કહ્યું, "સૌંદર્યનો તો અહીં ઢગલો છે, પણ સૌન્દર્ય શોધવાનું આ સ્થાન નથી. મુખમંડલ પર જો રૂપલાવણ્ય હોય અને ભાવ ન હોય તો આ પૂજામૂર્તિ થઈ જ ન શકે. કશી પ્રેરણા આપી જ ન શકે. આ મૂર્તિ અહીં દુનિયાદારીની દીક્ષા આપવા માટે ઊભી નથી થઈ. પૂછ એ મૂર્તિને! એ પોતે જ તને બધું કહી દેશે."

નજર બદલાઈ અને એ મૂર્તિના ભાવ તરફ ધ્યાન ગયું. પછી પૂછવું જ શું? એક ક્ષણમાં વૈરાગ્ય ને કારુણ્યના પ્રવાહ ઝરવા લાગ્યા; ના, ના, વૈરાગ્ય ને કારુણ્યના ધોધ પડવા લાગ્યા અને ચિત્ત એ ધોધમાં નાહીને ક્ષણે ક્ષણે એ ભવ્યતા-ની ઊંચાઈ સુધી ચડવા લાગ્યું. એક આચાર્યે આવી જ કોઈ ભવ્ય મૂર્તિનું વર્ણન કરતાં ગાયું છે કે – "यत्कारुण्य-कटाक्ष-कान्ति-लहरी प्रक्षालयत्याशयम् ।। – જેની કારુણ્યપૂર્ણ કૃપાદૃષ્ટિનો ચળકતો પ્રવાહ હૃદયના ભાવોને ધોઈ શુદ્ધ કરે છે." આ વર્ણનની યથાર્થતાનો અહીં અમને પૂરેપૂરો અનુભવ થઈ રહ્યો. મૂર્તિના મોઢા ઉપર સહેજ વિષાદ છે. માણસની દુર્બળતા, એની પામરતા, નિ:સાર જીવન પ્રત્યેની એની ઘેલછા વગેરે બધું દીર્ઘકાળ સુધી જોઈને માણસજાતિ વિશેનું પારાવાર દુ:ખ એ આંખોમાં અને હોઠોમાં સમાયેલું છે. આટલું હોવા છતાં નિરાશા અથવા ચીડ જરાયે દેખાતી નથી. દુનિયા તો આવી જ હોય, આવી છે એટલા માટે તો એના ઉદ્ધારનો સવાલ ઊભો થાય છે. માણસની પાપપ્રવણતા વધારે જોરાવર છે કે મહા-પુરુષોની, બોધિસત્ત્વોની, તીર્થંકરોની અને અવતારોની ક્ષમાવૃત્તિ અને કારુણ્યવૃત્તિ વધારે અસરકારક છે, એ સવાલનો જવાબ માણસને હંમેશ એક જ રીતે મળ્યો છે અને એ જ જવાબ આ મૂર્તિની મુખમુદ્રા પરથી આપણને મળે છે.

નીચે ઊતરતાં કાન જોકે શરીરરચનાનું પ્રમાણ સાચવતા નથી, પણ મૂર્તિની પ્રતિષ્ઠા વધારે છે. એટલું જ નહીં, પણ આપણને સૌંદર્ય-સિદ્ધિનું પ્રમાણ શીખવે છે. મને તો આ મૂર્તિની આંખો, એના હોઠ, એની હનુ, આંખ ઉપરની ભમ્મર, એના હોઠ ઉપરનું કારુણ્ય – બધું જ અસાધારણ સુંદર દેખાય છે. આકાશના તારાઓ જેમ લાખો વર્ષ સુધી ચળકતા છતાં તાજાના તાજા જ રહે છે, ઉષા જેમ વેદકાળથી આજ સુધી પોતાનું લાવણ્ય અને પોતાની તાજગી અખંડ સાચવતી આવી છે, તેવી જ રીતે આ મૂર્તિ પણ લગભગ એક હજાર વર્ષથી અહીં ઊભી રહ્યા છતાં એટલી ને એટલી જ તાજી, એટલી ને એટલી જ દ્યુતિમાન અને સુભગ છે. તડકો, હવા અને પાણીની અસરથી પાછળની બાજુએ ઝીણા ઝીણા પોપડા ખરી પડ્યા છે ખરા; પણ એટલાથી એ મૂર્તિનું લાવણ્ય ખંડિત થયું નથી. કહેવાય છે કે અમેરિકાના કોઈ ફંડના ટ્રસ્ટીઓ આ મૂર્તિનો પથ્થર વધારે જીર્ણ ન થઈ જાય એટલા

માટે એના પર એક જાતની દવાનો પુટ ચડાવવા મથતા હતા, પણ જૈન લોકોએ તેમ કરવા દેવાની ના પાડી. હજાર વર્ષ સુધી જે મૂર્તિ એમ ને એમ ટકી છે તે ભગવાનની કૃપા હશે તો બીજાં હજાર વર્ષ સુધી એમ ને એમ રહેશે. અને ન રહી તોયે જેવી સ્થિતિમાં હશે તેવી જ એની પૂજા કરીશું એમ એમનું કહેવું છે. સામી બાજુએ રક્ષાણવાદી લોકો કહે છે કે, "આ મૂર્તિ ઉપર માલેકી ભલે જૈન લોકોની હોય પણ એ આખા જગતનું અલૌકિક ધન છે, શિલ્પકળાનું અજોડ રત્ન છે, અશેષ માણસજાતિનો એ અમૂલ્ય વારસો છે. હજાર વર્ષ સુધી એ ટકયો એ ઈશ્વરની કૃપા, પણ કુદરતની અસરથી એને બચાવી હજાર નહીં પણ હજારો અને લાખો વર્ષો સુધી એને ટકાવવો જોઈએ અને ભવિષ્યકાળના અગણ્ય કોટિ માનવીઓને એ પ્રેરણા આપી શકે એ હાલતમાં એને રાખવો જોઈએ એ આપણો ધર્મ છે. વાર્નિશ ચડાવી એ મૂર્તિને બગાડી નાખવાનું નિંદ્ય કર્મ અમે ન કરીએ. મૂર્તિ છે તેવી ને તેવી જ દેખાય, એની અસરમાં જરા સરખી ઊણપ ન આવે, એમાં જરા પણ પરિવર્તન ન થાય, એટલું સાચવીને જ અમે એની આવરદા વધારવા માગીએ છીએ. વિજ્ઞાનની શોધખોળ જ્યાં સુધી આપણને લઈ જઈ શકે ત્યાં સુધી જઈ આવી અલૌકિક કૃતિનું રક્ષણ કરવું જોઈએ. નહીં તો બુદ્ધિદાતા જગત્પ્રભુએ આપણને વિજ્ઞાન શા માટે આપ્યું? એક વાર તો વિજ્ઞાનનો સદુપયોગ થવા દો!"

બન્ને બાજુએ કહેવા જેવું ઘણું છે. બન્ને બાજુની દલીલો મનમાં ઘોળાતાં ઘોળાતાં નજર ફરી ગોમટેશ્વર તરફ ગઈ. અને ત્યાં જોઉં તો મૂર્તિ મૂર્તિરૂપે રહી જ નહીં. ગોમટેશ્વર પોતે જ મૂક વાણીમાં બોલવા લાગ્યા, "કેવા પામર માનવીઓ છો! મેં વૈરાગ્યનું તપ આદર્યું અને તમે મારી આ મૂર્તિને કૃપાની નજરે નિહાળો છો અને એના લાવણ્ય પર વારી જાઓ છો. આખી દુનિયાનું ચક્રવર્તીપણું એક ક્ષણમાં મેં છોડી દીધું અને તમે આ પથરાની દોલતનો વારસો ભવિષ્યની પેઢીઓ માટે સુરક્ષિત કરવા મથો છો? તમે જડવાદી આધુનિકો આ પથરાના રૂપલાવણ્યની ઉપાસના કરો છો અને પેલા સનાતની જૈનો મારી જીવનકથાના અદ્ભુતરસ ઉપર જ વારી જાય છે અને એમને માટે રચાયેલાં શાસ્ત્રવચનોના શબ્દાર્થને વળગી રહે છે. મારા જીવનનો બોધ એમને બહુ ઊંચો લાગે છે એટલે પૂજાની લાલચ આપી મને પોતાને જ પોતાના જેટલા નીચે આણવા મથે છે. બંને સરખા જ છો. રાખો કોરે તમારી એ ચર્ચા. વૈરાગ્યનો સંદેશો આપતો, પ્રશમનો સંદેશો બોધતો, નવસો એકવીસ વર્ષ સુધી અહીં ઊભો ઊભો તપશ્ચર્યા કરું છું એની તમારા ઉપર કશી જ અસર થતી નથી અને દહાડે દહાડે તમે તમારા કલ્યાણથી દૂર દૂર જાઓ છો એ કારણે મારા મુખ ઉપર વિષાદનો ભાવ વધતો જાય છે એ તમે નથી દેખતા? ટાઢ, તડકો, હવા અને વરસાદથી મારું રક્ષણ કરવા માગો છો. પણ તમારી મૂર્છાની અને ઘેલછાની વધતી માત્રા જોઈ મારી સુખ-કાન્તિ ઉપર જે દુઃખ, ગ્લાનિ અને વિષાદ વધુ ને વધુ ફેલાવા લાગ્યાં છે, એમાંથી મારું રક્ષણ કરવા

માટે તમે શું કરવા તૈયાર છો? એની ચર્ચા કરો, એની ચિંતા કરો, એનું મનન કરો. પથરાના કોક દિવસે ચૂરા થવાના જ છે. જે મૂર્તિ છે, તે કોક વખતે અમૂર્તિ થવાની જ છે; પણ તમને અત્યાર સુધી તક મળી તેનો તમોએ શો ઉપયોગ કર્યો? આ પથરાની મૂર્તિને સાચવવી હોય તો ભલે સાચવો; એને ઘડનાર પ્રાચીન કલાકારો પ્રત્યેનો તમારો એ ધર્મ છે, પણ મુખ્ય ધર્મ તો જે બોધ મને મળ્યો અને જેને લીધે મારું જીવન સફળ થયું એ બોધની પરંપરા તમે અબાધિત રાખો અને હજારો અને લાખો વરસ સુધી જો તમારી માનવી જીવનની પરંપરા ચાલે તો તે બધાને – અશેષ સત્ત્વોને – કલ્યાણનો બોધ અને કલ્યાણની સાધના પ્રાપ્ત થાય એવી પરંપરા ચલાવો. એમ થતાં જરૂર દરેકનું જીવન કળામય, લાવણ્યમય અને આશીર્વાદરૂપ થઈ જશે.

સપ્ટેમ્બર, '૩૯

## ૫. સોનાની ખાણ

ભાઈ દેવદાસના ઉત્સાહથી અમે કોલર ગોલ્ડ માઈન્સ જોવા પામ્યા. બેંગલોરથી જ બધી તૈયારી કરી હતી. રાજગોપાલાચાર્ય પોતે, એમની દીકરી લક્ષ્મી, દેવદાસ, મણિબહેન, ચંદ્રશંકર વગેરે અમે કેટલાંય જણ હતાં. લગભગ બપોરે કોલર પહોંચ્યાં. મૈસૂર રાજ્યના અમલદારો વિવેકમાં પાવરધા; એટલે અમને કશી અગવડ નડી નહીં. કોલરની સોનાની ખાણો લગભગ ગોરાઓના જ હાથમાં છે, એમ કહીએ તો તેમાં જરાય આશ્ચર્ય નથી. ટ્રાન્સવાલના પ્રેસિડન્ટ ક્રૂગરે કહ્યું હતું કે જો ચંદ્ર ઉપર સોનું હોત તો અંગ્રેજ ત્યાં પણ પહોંચ્યા હોત. જ્યારે અંગ્રેજ અને મૈસૂર રાજ્ય વચ્ચે સરહદ નક્કી થઈ ત્યારે કોઈને ખ્યાલ સરખોય નહોતો કે અહીં સોનાની ખાણો હશે. પણ બન્યું છે એવું કે સોનાનો મુલક બધો મૈસૂર રાજ્યમાં જ આવ્યો છે.

સોનું કઈ રીતે તૈયાર થાય છે એ જોવા કે જાણવા હું બહુ ઈંતેજાર નહોતો; પણ પૃથ્વીના પેટમાં ખાડા ખોદીને ઉંદરની પેઠે અંદર માણસ કેમ કામ કરે છે, એ જોવાની ખૂબ ઈંતેજારી ખરી. પ્રાથમિક વિધિઓમાંથી પસાર થઈ અમે ખાણો તરફ ગયાં. ત્યાં એક મોટા ઓટલા ઉપર એક ગોરો ઊભો હતો. જેમ રેલવે ઉપર ગાડીના પાટા ફેરવવાની કેબિન હોય છે અને ત્યાંથી એક ડગલું પણ ખસ્યા વગર માણસ સ્ટેશનના વિશાળ આંગણામાં ગમે તે ગાડીને ગમે ત્યાં લઈ લે છે, તેવી જ રીતે અહીં ઊભેલો માણસ ખાણોમાં ઊતરનાર પારણાંઓ કેટલે ઊંડે ઊતરે, કયે વેગે જાય એ બધું નક્કી કરતો હતો. મુંબઈમાં ચડઊતર કરવા માટે આજકાલ જે પારણાંઓ ગોઠવ્યાં છે, તેટલા પરથી આ ખાણનાં પારણાંનો પૂરતો ખ્યાલ નહીં આવે.

પ્રથમ અમારે એક કાયદેસર લખત કરી આપવું પડ્યું કે ખાણમાં અમે પોતાની ઇચ્છાએ અને પોતાને જોખમે જઈએ છીએ, કંઈ પણ અકસ્માત થાય તો કંપની તે માટે જવાબદાર નથી. કાયદેસર આ લખત ન કરી શકે એવાં બાળકોને અંદર નથી લઈ જવા દેતા. મને સ્મરણ છે કે અમારી સાથે એવો એક છોકરો હતો જેને એ જ કારણસર બહાર રહેવું પડ્યું હતું. બિચારાને કેટલું માઠું લાગ્યું હશે તેનો ખ્યાલ મારા મનમાં તે વખતે બહુ આવ્યો. અમે બધાં પારણાવાળી ઓરડીમાં એકસામટાં જઈને ઊભાં. અંદર વીજળીનો પ્રકાશ હતો. ઘંટ વાગ્યો અને અમે પૃથ્વીના પેટમાં સોંસરાં ઊતરવા લાગ્યાં. જેમ જેમ આ દોડતા કમરાની ગતિ વધતી ગઈ, તેમ તેમ આપણે કેવી વિચિત્ર સ્થિતિમાં છીએ તેનો ખ્યાલ આવતો ગયો. તરવા કે ડૂબી ગયેલી ગાગર કાઢવા માટે ઊંડા કૂવામાં હું ઘણી વાર ઊતર્યો છું. વૈજનાથના ડુંગરામાં જે ઊંડી ગુફા છે, એમાં પણ ખૂબ અંદર સુધી ઊતર્યો છું. પણ આ તો પૃથ્વીના સીધા પેટમાં જ જતા બોગદાની મુસાફરી! વેગ વધતો જાય અને અમારું ગાંભીર્ય ઊંડું થતું જાય. અમારા કમરાને બાજુ પર એક કાણું હતું. એમાંથી ભોંયરાની દીવાલ દોડતી દેખાતી હતી અને અમારા વેગનો ખ્યાલ પણ આવતો હતો. રેલવે મેલ કરતાં અમારા કમરાની ગતિ ઓછી નહોતી એમ જ તે વખતે લાગ્યું.

ઘડિયાળ ઉપરથી આપણને હંમેશ થાય છે કે તમામ મિનિટોની લંબાઈ સરખી જ હોય છે. પણ અનુભવ એવો નથી હોતો. કેટલાક કલાકો જોતજોતામાં જાય છે, જ્યારે કોક કોક વાર પાંચ મિનિટનો ગાળો પણ એક દિવસ જેટલો લાંબો અને કંટાળાભરેલો લાગે છે. મુંબઈમાં એક વાર મંગેશરાવ તેલંગને ત્યાં એમનું બીન સાંભળવા ગયો હતો. પાંચેક મિનિટ બીન સાંભળ્યું હશે એટલામાં ઘડિયાળમાં એક કલાક પૂરો થઈ ગયો! અને પાણીમાં ડૂબકી મારીએ છીએ ત્યારે એક એક ક્ષણ કેટલી લાંબી હોય છે એનો ક્યાં આપણને અનુભવ નથી! શ્વાસ લીધા વગર પાણીની અંદર આપણે કેટલો વખત ગાળી શકીએ છીએ, એ તપાસવા આપણે એક, બે, ત્રણ, ચાર ગણીએ છીએ, ત્યારે એક એક ક્ષણ હાથપગ તાણીને પૂરતી લંબાય છે. જ્યારે સરકસમાં તાર પરનું કામ જોતા હોઈએ ત્યારે એ જ ક્ષણો કબૂતરની પેઠે ઊડતી જાય છે. કાળની ગતિ સરખી છે જ નહીં.

અમે જોરથી અંદર ચાલ્યાં. જાણે પૃથ્વીના પેટમાં ભૂગોળનું મધ્યબિંદુ જ શોધવા નીકળ્યા હોઈએ! કમરાના કાણામાંથી બહારની દીવાલ જોરથી ઉપર દોડે છે એવું દેખાતું હતું. અમે એકબીજા તરફ જોઈને કશું બોલ્યા વગર આંખથી જ પોતપોતાના અનુભવની તુલના કરતાં હતાં, એટલામાં પગના તળિયાને ભાન થયું કે ગતિ ફરી છે અને અમે ઉપર ઉપર જઈએ છીએ. આ શું થયું! આપણે પાછા કેમ જઈએ છીએ! તેના વિચારમાં હું પડ્યો એટલામાં કાણા તરફ નજર ગઈ અને જોયું તો બહારની દીવાલ હજી ઉપર ને ઉપર દોડે છે. માત્ર એની ગતિ કંઈક ધીમી પડી છે. હવે હું સમજ્યો, ગતિ ફરી એ તો માત્ર ભ્રમ હતો. જે ગતિએ નીચે

જવાની શરીરને તાજેતર ટેવ પડી હતી તે ગતિ ઓછી થતાંવેંત એ ટેવનો પગ તળે વિરોધ થવા લાગ્યો. અને પગ તળેના દબાણે આપણે ઉપર જઈએ છીએ એવું ભાન કરાવ્યું!

આના પહેલાં વિશ્વવિખ્યાત ગણિતી આઈન્સ્ટાઈન વિશેની ચોપડી વાંચી હતી, એટલે અનુભવની સાપેક્ષતા અથવા 'રિલેટિવિટી' એ દરેક ક્ષેત્રમાં કેટલી વ્યાપેલી છે તેનો દાખલો આપવા માટે એમાં આવા જ એક કમરાનું ઉદાહરણ આપ્યું છે એનું પણ સ્મરણ થયું. સાપેક્ષતા જાણ્યા પછી અંતિમ ખાતરી જેવી વસ્તુ રહેતી જ નથી. એક દૃષ્ટિએ આ સાચું અને બીજી દૃષ્ટિએ બીજું સાચું; 'કેવળ' સાચું શું છે એની તો ખબરે ન પડે. જેને આપણે કેવળ સાચું માનતા હોઈએ તે આપણી બુદ્ધિ અને માન્યતાની અપેક્ષાએ સાચું હોય છે. અને માન્યતા સ્થિર છે એમ કોણે સિદ્ધ કર્યું છે? આપણો અનુભવ જ એની વિરુદ્ધ છે.

પાંચ હજાર ફૂટ પૂરા થયા, લગભગ એક માઈલ; અને એ પડની ખાણમાં અમે પ્રવેશ કર્યો. ખૂબ બફારો થશે એમ મેં માન્યું હતું, પણ ઉપરથી સરસ ઠંડો પવન આવતો હતો. એટલે પ્રમાણમાં અંદરનું વાતાવરણ ઠીક હતું. અમે અંદર ચાલવા માંડયાં. ખૂબ ચાલ્યાં. પથરા ભરીભરીને લઈ જનાર ટ્રૉલીના પાટા ઓળંગવા પડતા. જ્યાં ત્યાં મજૂરો જોવાને મળતા, જાણે ભૂતસૃષ્ટિ ઊભરાઈ હોય! આવે ઠેકાણે માણસ એકલો આવે જ શાને? અને આવે તો ગાંડો નહીં થઈ જાય? પણ ટેવથી માણસ શું ન કરી શકે?

અંદર કેટલાયે રસ્તાઓ છે, રસ્તાના ફાંટા છે; જ્યાં નવું ખોદાણ થતું હોય ત્યાં ઉપરની માટી માથે ન પડે અને માણસ દટાઈ ન જાય એટલા માટે કેટલીયે સાવચેતી રાખેલી છે. છતાં દર વરસે સેંકડો લોકો અકસ્માતથી મરે જ છે. અંદર ખૂબ ખૂબ આઘે ગયાં, ત્યાં યંત્રનો ભારે અવાજ સંભળાયો. પાસે જઈને જોયું તો એક યંત્ર પથરા સાથે ઝઝૂમી રહ્યું છે.

સોનાના પથરા પીળા નથી હોતા, પણ મકાન બાંધવા માટે કે કપડાં ધોવા માટે જે રાખના રંગના અને ધોળા કાબરચીતરા પથરા હોય છે તેવા જ હોય છે. એવા પથરાનાં પડ પૃથ્વીના પેટમાં માઈલો સુધી ફેલાયેલાં હોય છે. એ પથરા ત્યાંથી તોડીને ઉપર લઈ જવામાં આવે છે. પૃથ્વીના પેટમાં આમ ઊંડે ઊતરી અંદર મોટા શહેરની પેઠે અસંખ્ય રસ્તાઓ ખોદી, વીજળીની મદદથી પૃથ્વીનાં આંતરડાંના કકડા માણસ તોડી કાઢે અને એમાંથી ચળકતી પીળી મુલાયમ પણ ભારે રેતીના કણ જીવને જોખમે ભેગા કરે, અને એને માટે અંતે મોટાં મોટાં રાષ્ટ્રો લડે એ ચિત્ર નજર આગળ ખડું થતાં, માણસની શક્તિ તેમ જ પામરતા કેટલાં અમર્યાદ છે એ સ્પષ્ટ થયું. સરવાળે એ તુચ્છ કોટિમાં જ હું જન્મ્યો છું એ ખ્યાલથી આખી માણસજાત સાથે પોતાની જાત ઉપર પણ મનમાં તિરસ્કાર છૂટયો.

સોનું આખરે શી ચીજ છે? એ કંઈ અનાજ નથી કે ખાઈને પેટ ભરાય; એ કંઈ ફૂલ નથી કે સૂંઘીને મન પ્રસન્ન કરાય; એ કંઈ ફળ નથી કે એના

રસથી ધરાઈએ; એ કંઈ રૂ કે ઊન કે રેશમ નથી કે એનાં કપડાં બનાવી શરીરનું રક્ષણ કરીએ; એ કંઈ લાકડાં કે લોઢું નથી કે એમાંથી નિત્યના વ્યવહારની અનેક વસ્તુઓ તૈયાર કરી લઈએ; અરે એ તમાકુ કે અફીણ પણ નથી કે જેના કેફમાં દુનિયાનું દુઃખ ભૂલી જઈએ. અને એ ઝેર પણ નથી કે જેને ખાઈને એક ભવમાંથી તો મુક્ત થઈએ.

છતાં એ ઝેર નથી એમ કેમ કહેવાય? માણસનો પરસ્પર વિશ્વાસ, પ્રેમ અને આદર એ નષ્ટ કરે છે. માણસની ધર્મબુદ્ધિનો એ નાશ કરે છે. પવિત્રમાં પવિત્ર સંબંધ પણ એક ક્ષણમાં એ તોડે છે. અને એ નશાની ચીજ નથી એમ પણ કેમ કહેવાય? એ પેટમાં નથી જતી એટલા માટે? એનો નશો તો માણસનું આખું જીવન બગાડી દે છે. મોટાં મોટાં રાષ્ટ્રોને એ સ્વાતંત્ર્યનાશક પ્રવૃત્તિમાં ઉતારે છે.

સોનું એ જ મોટામાં મોટો અનર્થ છે.

૧૯૨૭

## ૬. ફરી કોલર

સોનાની ખાણ જોવા માટે આપણે પૃથ્વીના પેટાળમાં જવાના છીએ, એ ખ્યાલથી ૧૯૨૭માં જે ઉત્સુકતા અને રોમાંચકારી રહસ્યભાવના મનમાં પેદા થઈ હતી તે બીજી વાર મનમાં ઊઠે એ વાત અશક્ય હતી. જેમ ઈંડું એક જ વાર ભાંગી શકે છે તેમ જ અજ્ઞાતનું કાવ્ય એક જ વાર અનુભવી શકાય છે.

ગુજરાતમાં રેલસંકટે હાહાકાર કર્યો હતો અને એ જ અરસામાં મારા હૃદયમાં જીવનના કેટલાક અસાધારણ પ્રશ્નોએ કોલાહલ મચાવ્યો હતો. પરિણામે બોરડી છોડીને પૂજ્ય બાપુજીને મળવા હું બેંગલોર ગયો. પૂજ્ય બાપુજીની તબિયત સારી ન હતી. જેલયાત્રાનાં મૂળ છ વરસ પૂરાં થાય એટલે પોતાની જીવનયાત્રા પણ પૂરી થવાની છે એવો કાંઈક વિચિત્ર ખ્યાલ લઈને પૂ. બાપુજી બેઠા હતા એની પણ ગમગીની ઘણાના મનમાં હતી. એવે પ્રસંગે અવ્યવસ્થિત ચિત્તે અમે મૈસૂરમાં મુસાફરી કરતાં હતાં, એ અરસામાં દેવદાસ ગાંધીના ઉત્સાહના કારણે જ અમે કોલરની સોનાની ખાણો પહેલી વાર જોવા ગયાં.

બીજી વાર સોનાની ખાણો જોવા ગયાં તે ૧૯૩૬ની સાલમાં. પૂજ્ય બાપુજી શ્રી વલ્લભભાઈને લઈને મૈસૂર રાજ્યમાં નંદીની ટેકરી ઉપર રહ્યા હતા. ઉનાળો પૂરો થવા આવ્યો હતો. નંદી ઉપર બને તેટલું વધારેમાં વધારે રહેવું અને ઠંડી હવાનો પૂરતો લાભ લેવો એ નિશ્ચયથી અમે ત્યાં રહ્યાં હતાં.* આખરે જ્યારે નંદી પર તોફાન થવા લાગ્યું અને વીજળીને લીધે ઘરના દીવાના પોટા પણ

* એ નંદીદુર્ગ વિશેનો પ્રાથમિક લેખ પત્રરૂપે પ્રસિદ્ધ કરેલો છે. ત્યાર પછીના લેખો લખવાના રહી જ ગયા.

ફૂટવા લાગ્યા ત્યારે અમે નીચે ઊતર્યાં અને બેંગલોર જતાં પહેલાં 'હાઉક' કરીને સોનાની ખાણો જોઈને આગળ દોડયાં. તે વખતે અમારી સાથે કેટલાંય અજાણ્યાં ભાઈબહેનો હતાં. યાત્રીદલમાં જ્યારે સાથે અજાણ્યા લોકો હોય છે ત્યારે યાત્રાનો અર્ધો આનંદ માર્યો જાય છે.

આ બીજી વખતે અંદર લઈ જનારી અમારી ઓરડી અથવા પારણું પહેલાં જેટલા વેગથી ઊતરતું ન હતું, પણ આ વખતે એક લાભ વિશેષ થયો. પથરાના ભૂકામાંથી એક વાર સોનું ધોઈ કાઢયા પછી એ જ ધૂળમાં બચી ગયેલું તમામ સોનું સાયનાઇડ (cyanide)ના પ્રયોગથી પ્રવાહી બનાવવાની યુક્તિ આ વખતે મેં ઉત્તામ રીતે સમજી લીધી હતી.

*　　　*　　　*

સોનાની ખાણો જોવાનો હમણાં હમણાંમાં આ મારે માટે ત્રીજો વારો હતો. સાથે ચિ. સરોજ ન હોત તો પૃથ્વીના પેટમાંથી પીળી ચળકતી માટી ખેંચી કાઢવાની આ ઘેલછા જોવા પાછળ મેં એક દિવસ ન જ ખર્ચ્યો હોત.

પહેલી જ વાર જોવાના છીએ એ આનંદ તો અનેરો હોય છે. એથી ઊતરતો પણ લગભગ એના જેટલો જ આનંદ માણસને ત્યારે મળે છે જ્યારે એની સાથે એ જ વસ્તુનો નવો અનુભવ મેળવનાર કોઈ હોય છે. પોતાનું જ્ઞાન, પોતાની માહિતી, અને અનુભવ ઠાલવી દેવાની તક મળે છે ત્યારે એનો આનંદ માણસને ઓછો નથી હોતો. તે ઉપરાંત નવા માણસના ઔત્સુક્યના ભાગીદાર થવામાં પણ સ્વતંત્ર આનંદ હોય છે, જેને કારણે જૂના અનુભવનું વાસીપણું ઘણે ભાગે મટી જાય છે.

પહેલી વાર અમે બેંગલોરથી ટ્રેનમાં ગયાં હતાં; બીજી વાર નંદીથી કોલર ગયાં હતાં; આ વખતે બેંગલોરથી મોટર લઈને સોનાની ખાણ સુધી જઈ તે જ દિવસે પાછાં આવ્યાં. ૬૦ માઈલનો રસ્તો છે, પણ અમે તો જતાં-આવતાં મળીને લગભગ ૧૫૦ માઈલ પૂરા કર્યા હતા.

इष्टैः सह भुज्यताम्। એ ન્યાયે મેં અમારા મેજબાન શ્રીનિવાસરાવને એમની નાની છોકરીને અમારી સાથે મોકલવા સૂચવ્યું. પછી ન્યાય ખાતર એના ભાઈને પણ સાથે લેવાનું સૂઝયું અને બે સાથે દયા ખાતર – અથવા કમિશન તરીકે – નાની લલિતાને પણ અમે સાથે લીધી. આમ કન્નડ ભાષા બોલનાર ત્રણ છોકરાંઓ સાથે થવાથી મેં એમની સાથે વાતો ચલાવી મારો કાનડી શબ્દોનો નાનકડો ભંડોળ ઊજળો કર્યો. રસ્તામાં પથરાની ટેકરીઓએ હંપીના માતંગ પર્વતનું સ્મરણ કરાવ્યું, આકાશનાં વાદળાંઓએ નંદીદુર્ગનું સ્મરણ કરાવ્યું અને રસ્તાની બાજુનાં લાંબાં લાંબાં તળાવોએ ઈન્દ્રાયણી નદીની શોભા બતાવી. અને આમ અમે સ્મરણના ભારથી ભારે થઈને સોનાની ખાણો પાસે પહોંચ્યાં. જ્યાં જુઓ ત્યાં બારબુના ટોપલામાં દીવાસળીની પેટી ખોસીને એવો ટોપલો માથે ચડાવી, હાથમાં કારબાઈડનું ફાનસ રાખી આમતેમ ફરતા મજૂરો નજરે પડયા.

સોનાના ખાણોના સરકારી કમિશનર શ્રી દોરાયસ્વામીને અમે થોડીક મહેનતથી શોધી કાઢ્યા. એમની સાથે કોલરના મારવાડી શેઠિયા શ્રી ભૈરવલાલજી પણ હતા. બંને ઉપર અમારે વિશે બેંગલોરથી તાર આવેલો હોવાથી તેઓ અમારી રાહ જોતા હતા જ. મારા ખોરાકની બેચાર વાતો કર્યા વગર છૂટકો ન હતો, એટલે તેટલી વાતો કરી અમે ખાણો જોવા નીકળ્યાં.

ભૂસ્તર વિદ્યાના જાણકાર લોકોએ નક્કી કર્યું છે કે, અહીં લગભગ ૨૫ ચોરસ માઈલનો ભૂમિભાગ સોનાના પથરાથી ભરેલો છે. એમાંથી ચાર માઈલ જેટલી જ જમીન કોતરવાનું હમણાં ચાલે છે. એક ખાણ હવે ખૂટવા આવી છે એમ આ લોકો કહેવા જાય છે ત્યાં, ઊંડાણમાંથી એથીયે વધારે સારા પથરા મળી આવે છે. અહીંની ખાણો આખી દુનિયામાં સૌથી ઊંડી મનાય છે. લગભગ ૮,૦૦૦ ફૂટ સુધી આ લોકો ગયા છે. અંદર ઊતરવાના મુખ્ય વિવરને અંગ્રેજીમાં shaft – શૅફ્ટ કહે છે. એ શૅફ્ટમાંથી મોટા પારણામાં બેસીને લોકો અંદર જાય છે. દર વખતે ૩૫ + ૩૫ = ૭૦ માણસો એમાં ભરી નીચે મોકલવામાં આવે છે. એક પારણા સામે બીજું પારણું તોળેલું હોવાથી એક નીચે પહોંચે એટલે બીજું ઉપર આવી જાય છે, અને દરેક પારણામાં ઉપલો અને નીચલો એવા બે મજલા અથવા મેડી હોવાથી દરેક વખતે કુલ ૧૪૦ લોકોના જાન આ વીજળીના યંત્રહાથમાં લટકે છે. બે પારણાં સામસામાં તોળવાથી જોખમ ઘણું ઓછું હોય છે અને પારણાંનો વેગ ફાવે તેમ કાબૂમાં રાખી શકાય છે.

આ ખાણો પરત્વે કામ કરનાર ૨૦–૨૫ હજાર કુલીઓમાંથી ૧૨–૧૫ હજાર કુલીઓ પૃથ્વીના પેટમાં અહિરાવણ મહિરાવણની પેઠે કામ કરતા હોવાથી અને એમને અંદર લઈ જવામાં મિનિટ મિનિટની વાર થાય તોયે સેંકડો રૂપિયાનું નુકસાન થતું હોવાથી મજૂરોને વીજળી વેગે અંદર મૂકવા અને વીજળી વેગે બહાર કઢવા એની પાછળ મનુષ્યબુદ્ધિ ઠીક ઠીક ખરચાઈ છે. કોઈ પણ રીતે અકસ્માત ન થાય એને માટે અહીં એટલી બધી યુક્તિઓ રચાઈ છે કે માણસના જીવનની કિંમત અહીં સહુથી વધારે લેખાય છે એમ ખાતરી થયા વગર રહેતી નથી. હજારો રૂપિયાનું નુકસાન ભલે થાઓ, પણ એકે માણસનો જાન જોખમમાં ન આવો, એ સૂત્રથી અહીં કામ ચાલે છે. છતાં સેંકડે બેચાર લોકો જોખમમાં આવી જ જાય છે. આ વરસે – એટલે કે છેલ્લા થોડાક મહિનામાં પૃથ્વીના પેટમાં ઊતરતાં ઊતરતાં ૩૦–૪૦ સ્વર્ગે પહોંચ્યાનું શ્રી દોરાયસ્વામીએ કહ્યું. અમે જ્યારે અફસોસ જાહેર કર્યો ત્યારે તેઓ કહે, "પૃષ્ઠભાગ પરની ખુલ્લી દુનિયામાં જીવન જેટલું જોખમમાં છે તેટલું અંદર નથી. અંદર જ્યાં બે ટકા જોખમ છે ત્યાં ઉપરની તમારી દુનિયામાં ચાર ટકા જોખમ છે. રેલ તળે કે મોટર તળે આવીને લોકો ચગદાઈ જાય છે, વહાણો ડૂબે છે, ઘરો તૂટી પડે છે, ઈત્યાદિ જોખમો શું ઓછાં છે? એના પ્રમાણમાં અંદરનું જોખમ ઘણું ઓછું છે. ધરતીકંપનું જોખમ પણ ઉપર જેટલું છે તેટલું અંદર નથ જ. ઉપર જેમ ઘરો ઢગલો થઈ જાય છે તેવું જોખમ તો અહીં છે જ નહીં."

આ સાંભળ્યા પછી મને થયું કે ખરું જોતાં માણસે અંદરથી બહાર નીકળતાં ડરવું જોઈએ કે હવે આપણે ઓછા સલામત છીએ. આખો જન્મારો વહાણમાં ગાળનારા લોકો પણ જમીન પર ચાલતાં ગભરાટથી ચાલે છે અને પોતાને ઓછા સલામત માને છે એમ પણ મેં ક્યાંક વાંચ્યું હતું.

શ્રી દોરાયસ્વામીએ કહ્યું કે આપણે ઉપરનું જોવાનું બધું જોઈ લઈએ; સાથેનાં છોકરાંઓને પણ એમાં મજા પડશે અને પછી અંદર જઈશું. હું જાણતો હતો કે કાયદો જ સ્પષ્ટ હોવાથી નાનાં બાળકોને અંદર નથી લઈ જવા દેતા, એટલે મેં જયમ્માને અને ચંદ્રશેખરને તેમ જ નાની લલિતાને એ બધું સમજાવીને અંદર આવવાની હઠ ન કરવાની અને ન રોવાની શરતે જ સાથે લીધાં હતાં. અંદર ઊતરતાં પહેલાં દરેક જણને લખત કરી આપવું પડે છે કે પોતે પોતાને જોખમે અંદર જાય છે, અને જો કંઈક અકસ્માત થાય તો તેની જુમ્મેદારી પોતાની જ છે, કંપનીની કે સરકારની નથી. જેઓ આવું લખત લખી આપવાની ઉંમરનાં નથી હોતાં તેમને અંદર લઈ જવાની મનાઈ છે. મેં જોયું છે કે કેટલાક લોકો આવું લખત કરી આપતાંવેંત ગંભીર થઈ જાય છે – જાણે પોતે વીરકર્મ કર્યું છે. ફોજમાં ભરતી થતી વખતે પણ માણસને આવી જ બહાદુરીનું ભાન થતું હશે.

અમે ખાણમાંથી નીકળી આવતા પથરાથી પ્રારંભ કર્યો. ખાણમાંથી નીકળતા પથરાઓ મોટાં મોટાં ત્રિકોણી તગારાંમાં ઉપર આણે છે. તે તગારાંને ટ્રૉલી જેવાં પૈડાં હોવાથી ખાણમાં પણ લઈ જવાનું બહુ સહેલું હોય છે. ઉપર આણેલાં તગારાંની ગાડીઓ ખેંચવાનું કામ બળદો કરે છે. પહેલાં આ વીજળીના સંચાથી થતું, પણ વીજળી કરતાં નન્દીશ્વરની મહેનત સસ્તી નીવડવાથી એ કામ ઉદારતાથી એમને જ સોંપવામાં આવ્યું છે. એકેક તગારામાં ચાર ચાર ટન પથરા ભરેલા હોય છે, એમાંથી બહુ બહુ તો બે તોલા સોનું નીકળે છે.

પથરાઓ ઉપર આવે એટલે પહેલવહેલું કામ જેમનામાં દૈવત એટલે કે સોનું નથી એવા કાળા પથરા વીણી વીણીને ફેંકી દેવાનું. એ બધા પથરા કૂટવા જતાં ખરચ એકદમ વધી જાય. એટલે પ્રથમ એ વીણી કાઢીને પછી જ બાકીના પથરા ખાંડવા મોકલવા એ લાભનું છે એમ માણસે જોયું છે. આને માટે લોઢાનું એક મોટું વલયાકાર મેજ ગોળ ગોળ ફરતું રાખેલું હોય છે. એના પર પથરા આવીને પડતા જાય અને આસપાસ ઊભેલા મજૂરો નમાલા પથરા વીણતા જાય. ધોળા પથરામાં જ સોનું હોય છે, એટલે એ રાખી લેવામાં આવે છે. આવા કુબેર પથરા ફરી તગારામાં ભરી ભરીને કારખાનામાં પહોંચાડવામાં આવે છે. ત્યાં એમનું સૌથી પહેલું સામાજિક જીવન શરૂ થાય છે. એક મોટા યંત્રના મોઢામાં આ પથરા ચવાઈ જાય છે અને એના ઝીણા ઝીણા કકડા થાય છે. એ કકડા એક મોટા રાક્ષસ સિલિન્ડર – પવાલાના પેટમાં ઓરી દેવામાં આવે છે. ત્યાં એ બધા એકબીજા સાથે ઘસાઈ ઘસાઈને અમુક દરજ્જે સુંવાળા થઈ જાય છે. ટીખળી લોકોના સહવાસમાં જેમ ચીડિયા લોકો ઠેકાણે આવે છે તેમ જ અહીંયાં અણિયાળા પથરાનું

થાય છે. ભલમનસાઈ કેળવી એટલે છૂટયા એવું તો દુનિયામાં છે જ નહીં. ભલા છે એટલા માટે તે કુટાય છે.

આ કૂટવાની ક્રિયા જોઈને ખરેખર દયા આવે છે. દરેક ખાંડણીમાં લોઢાનાં જબરદસ્ત ચાર ચાર સાંબેલાંઓ વારાફરતી કૂટતાં જાય છે, અને જેમ જેમ કૂટે છે તેમ તેમ પોતે પોતાની આસપાસ ગોળગોળ ફરે છે – જાણે चक्रं भ्रमति मस्तके। એ સાંબેલાં પથરા ખાંડી ખાંડીને તેનો એવો તો ભૂકો કરી નાખે છે કે એ ઝીણી રેતી પાણીમાં ભળી પ્રવાહી થતાં વાર લાગતી નથી.

હવે આ પ્રવાહી રેતી પાસેથી સોનાના કણ માગી લેવા એ જ મુખ્ય કામ છે. જૂના વખતમાં ઘેટાંબકરાંને મારીને એની વાળ સાથેની ચામડી ફેલાવી એના પરથી પેલી સોનાની રેતીવાળું પાણી વહેવડાવતા હતા. સોનાના કણ ભારે હોવાથી ચામડાના વાળમાં ભરાઈ જતા અને બાકીની રેતી પાણીના પ્રવાહથી તણાઈ જતી. દોરાયસ્વામીએ કહ્યું કે ગ્રીક લોકકથામાં Golden Fleeceની વાત આવે છે તેનું કારણ આ જ છે (Fleece એટલે વાળવાળું ચામડું). એના રંગ પરથી એને એ નામ મળ્યું છે એમ હું માનતો; હવે ખબર પડી કે કંજૂસની પેઠે સોનાના કણને એ પકડી રાખે છે એટલા ખાતર એને એ નામ મળ્યું છે. ખેર.

હવે આ કેશાળ ચામડાં વાપરવાને બદલે ઊનની કંબલ વપરાય છે. એમાં સોનાના જે કણ ભરાય છે તે બધા એક ચોરસ તપેલામાં ખંખેરાય છે અને પછી એ તપેલાનું પાણી એક ત્રાંબાના પતરા ઉપર થઈ વહેવડાવે છે. ત્રાંબાના પતરાને પારાનો પુટ આપેલો હોવાથી એને સોનાચાંદીની કકડીને ભૂખ લાગેલી હોય છે. સોનાના કણવાળું પાણી એ પતરા ઉપર થઈને જ્યારે વહેવા માંડે છે ત્યારે પારો એ બધા કણ પકડી રાખે છે. પછી એ બધો પારો ભેગો કરીને ગરમ કરવામાં આવે છે. એટલે પારો અલગ અને સોનું અલગ એમ થઈ જાય છે. પેટમાંથી પારો નીકળી જવાથી સોનાના કણ વાદળી જેવા થઈ જાય છે. એ વાદળીઓ ફરી ઓગાળી સોનાનો તપ્ત રસ બનાવે છે અને પછી એની ઈંટો બનાવી મુંબઈ મોકલવામાં આવે છે. ખાણમાંથી નીકળેલા પથરાનું વજન કર્યા પછી જ તે કારખાનામાં મોકલવામાં આવે છે. એ વજન પરથી કુલ સોનું કેટલું નીકળશે એનો અંદાજ કાઢવામાં આવે છે. ઘણું કરીને એ અંદાજ સાચો પડે છે. જો ભારે ફેર પડે તો પછી પૂછવું જ શું? આખા કારખાનામાં ભારે હાહાકાર થઈ જાય છે, અને ભૂલ ક્યાં છે, ચોરી ક્યાં છે એ બધાંની તપાસ થાય છે. કારખાનામાં ફરતાં ફરતાં દોરાયસ્વામી કહે, અહીં દરેક માણસ કેવળ પોતાને શાહુકાર સમજે છે, બાકી બધાની ચોરની પેઠે તપાસ લેવામાં આવે છે. (સોનાની આવી ખાણ જોયા વગર જ શ્રીશંકરાચાર્યે લખ્યું હતું. पुत्राद् अपि धनभाजां भीतिः)

પથરાના પેટમાંથી સોનું છીનવી લીધા પછી બાકીનો ભૂકો ડૂચો સમજી ફેંકી દેવામાં આવે છે. એની મોટી મોટી ટેકરીઓ ચારે કોર ખડકેલી જોવામાં આવે છે. આ રેતી નથી આવતી સિમેંટ બનાવવાના કામમાં કે નથી આવતી કાચ બનાવવાના

કામમાં. બિચારી રેતી પોતાના ઉપયોગ કરનાર ભવિષ્યના માનવીની રાહ જોતી અહીં શલ્યા થયેલી અહલ્યાની પેઠે તપસ્યા કરે છે.

વચમાં માણસને સૂઝી આવ્યું કે આ રેતીમાંથી કેવળ ૯૮ ટકા સોનું જ આપણે કાઢી શકયા છીએ. બે ટકા સોનું કંબલના સકંજામાંથી છટકી રેતીમાં જ રહી જાય છે. માણસ સોનાનો દાસ થઈ શકે: પણ સોનાથી આવી રીતે એ છેતરાય એમ તો નથી જ. એણે એ રેતીના ઢગલા ફરી પાણીમાં પલાળી એમાં સાયનાઈડ (cyanide) નાખી સોનું પ્રવાહી બનાવી દીધું, અને એ રેતી પાસેથી સોનું છીનવી લીધું. હવે આ પાણી ફિલ્ટર કરી, જસતનાં પાતળાં પાતળાં છોલણો પર રેડી દેશે. કમજાત સાયનાઈડને જસત મળે કે તરત સોનું છોડી દઈ જસતને વળગે છે. અને આમ સોનાનો કાળો ઢગલો નોખો મળી આવે છે. સાયનાઈડ કહેશે જસતની ખૂબી તમે શું જાણો? એની આગળ સોનાનો સહવાસ ડૂલ છે. ખરેખર तत् तस्य किमपि द्रव्यं यो हि यस्य प्रियो जन: સોનું મોઘું અને જસત સસ્તું એ તો માણસે જ ઠરાવ્યું છે ના? ગાયને માણસના બાળક કરતાં પોતાના વાછરડાને ચાટવામાં વધારે સંતોષ મળે છે.

હવે આ સાયનાઈડે ફેંકી દીધેલું સોનું ગરમ કરવાથી સુવર્ણવર્ણ સોનું છતું થાય છે. અને એ જોઈને મહેનતુ માણસ રાજી રાજી થાય છે. પારાની મદદથી જ્યારે સોનું ભેગું કરાય છે ત્યારે એમાં સોના સાથે ચાંદી પણ ભળી જાય છે. પારો ગમે તેટલો ગુણગ્રાહી હોય, તોયે એ રંગની બાબતમાં કાંઈક આંધળો – colour blind છે. સોનું કયું ને ચાંદી કઈ એ ભેદ એ ન સમજે. તેથી અહીંની ખાણમાંથી તૈયાર કરેલા સોનામાં દસ ટકા જેટલી ચાંદી હોય છે. એ નોખી પાડવાનું કામ અહીં નથી થતું.

શનિવાર હોવાથી અમે સોનાનું દર્શન ન કરી શકયાં. પહેલી વાર જ્યારે અમે ગયેલાં ત્યારે સોનાની એક ઈંટ જોવા પામ્યાં હતાં. એક ઈંટની કિંમત લાખ સવા લાખ રૂપિયા જેટલી થાય છે. ઈંટની તિજોરીને બે તાળાં હતાં. દરેક તાળાની કૂંચી જુદા જુદા બે ગોરા અમલદારો પાસે હતી. એ બે અમલદારો જ્યારે પોતપોતાની કચેરીમાંથી આવ્યા ત્યારે તિજોરી ખોલાઈ, અને અંદરની એક ઈંટ ટેબલ પર મુકાઈ. મુખ્ય વ્યવસ્થાપકે અમને કહ્યું, 'જો એક હાથે આ ઈંટ ઊંચકી શકો તો તમને એ બક્ષિસ આપીએ.' બધાએ પ્રયત્ન કર્યો, કોઈ ન ફાવ્યું. બે હાથે પણ ભાર સહેલો લાગતો ન હતો. અમે બીજી વાર ગયાં ત્યારે એથીયે વધારે આકર્ષક દૃશ્ય અમે જોવા પામ્યાં હતાં. આઠ દિવસનું સોનું ભઠ્ઠીમાં નાખી એની ઈંટ બનાવવાની તૈયારી હતી અને અમે ત્યાં પહોંચ્યાં. મોટી કુલડીમાં ધગધગતું સોનું આખી માનવજાતને શાપ આપતું હતું. ચાર મજૂરોએ લાંબા લાંબા હાથા વતી એને ઊંચકીને ઈંટ બનાવવાના ચોરસ ખડિયામાં એ રસ રેડી દીધો અને એના ઉપર ઠંડું પાણી રેડી દીધું. ઈંટ ઝટ નીકળી આવે એટલા માટે પડિયો ઉપરથી પહોળો અને નીચેથી કંઈક સાંકડો બનાવેલો હોય છે, તેથી ઈંટ પણ એવો જ આકાર

ધારણ કરે છે. ઈંટ પકડવાની આટલી સારી સગવડ હોવાના કારણે મેં માન્યું હતું કે આપણે એને જોરથી પકડી ઊંચકી શકીશું, પણ એ તો મિથ્યા પ્રયત્ન નીવડયો. આવી ઈંટ પકડતાં ફાવે, પણ ઊંચકવાની વાત તો ન્યારી જ છે.

રેતીમાંથી સાયનાઈડની મદદથી બધું સોનું પાણીમાં લઈ લેવાની ક્રિયા અટપટી છે. પાણી અને રેતી ભેગાં થયાં હોય ત્યારે એ વાસણોમાં નીચેથી હવાના પરપોટા છોડી રેતી પાણીમાં ભારે ખળભળાટ પેદા કરે છે. આ વાસણો ઊંચા ઊંચા ટાવર જેવાં હોય છે અને એમને નામ મળ્યું છે agitators—ચળવળિયા. મેં દોરાયસ્વામીને પૂછયું કે, 'આ એજીટેટર સામે તમે રાજદ્રોહનો આરોપ નથી મૂકતા? એમને હદપાર નથી કરતા? એમને માટે કઈ સજા છે?' દોરાયસ્વામી કહે, 'ઊલટું જો એ લોકો બરાબર એજીટેશન ન કરે તો જ મારે એમને સજા કરવી પડે છે. પછી હું એમની દયા નથી ખાતો.' મોટા મોટા હોજમાં એ પાણી ગોળ ગોળ ફરે છે. જાણે માથે ચક્કર આવતાં હોય.

પથરાઓને થતું હશે કે શો અમારો ગુનો? પેટમાં થોડીક પીળી માટી રહી ગઈ એટલા ખાતર કેટલી બધી યંત્રણા અમારે વેઠવી પડે છે! અમને આની ખબર હોત તો અમે ભગવાનને કહ્યું હોત કે દયા કરીને આ સોનાની બલા અમને વળગાડ નહીં.

કહે છે કે નાદિરશાહ જ્યારે હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે શાહ શુજા પાસેથી કોહિનૂર હીરો પડાવવાની ખાતર એણે એ બાદશાહને અમાનુષી રીતે રિબાવવાની હદ કરી. માણસ માણસને રિબાવે ત્યારે આપણે એને નૃશંસ, ઘાતકી, નરાધમ કહીએ છીએ. પણ માણસ સોનાના પથરાને, સુગંધી ફૂલોને, અથવા ધૂપને કૂટે, ઉબાળે અથવા બાળે ત્યારે કેમ કોઈને એનું કશું જ લાગતું નથી!

પૃથ્વીના પેટમાં સીધા ઊતરી દર ૫૦૦ અને ૧૦૦૦ ફૂટને આંતરે આડાંઅવળાં કોતરો ખણી કાઢી માણસ પૃથ્વીનાં આંતરડાં ખાઈ જાય છે અને કહે છે કે માણસની એ બહાદુરી છે, કુદરત ઉપરનો વિજય છે. અને આમ કરતાં માણસ જેવો માણસ પોતાના જ ભાઈઓને રોજના આઠ આનાની લાલચ બતાવી પૃથ્વીના પેટમાં મોકલી દે છે, અને ત્યાં જો કોઈના હાથ તૂટી જાય, માથું ભાંગી જાય, કોઈના પ્રાણ જાય, અથવા એથી ભૂંડું, કોઈનું ભેજું ચસકી જાય તો માણસ ઠંડે પેટે માને છે કે આ પ્રમાણ ભારે ન ગણાય! ખરેખર ડાહી ગણાતી માણસજાતનું જ ભેજું ચસકી ગયું છે. એટલે આવી નારકી પ્રવૃત્તિ એને સૂઝે છે. અકળાયેલા કવિએ પ્રાચીન કાળમાં જ ચીસ પાડી હતી: આ સોનાની ખાતર માણસો શાં શાં પાપો નથી કરતા?

स्वापतेय कृते मर्त्याः किं किं पापं न कुर्वते ?*

---

* स्वापतेय એટલે સોનું.

## ૨

સંન્યાસીઓને માટે કહેવામાં આવ્યું છે કે એમણે સોનાચાંદીને સ્પર્શ સરખો પણ ન કરવો જોઈએ. સ્વામી દયાનંદ સરસ્વતીના કમંડલને ચાંદીની નાનકડી ભૂંગળી હતી એટલા પરથી સનાતનીઓએ એમના વિશે કેટલુંયે લખ્યું છે! કાન્તા અને કનક એ કળિયુગની મૂડી છે, અધઃપાતનાં સાધનો છે એમ જ્યાં ત્યાં ગવાયું છે. સ્ત્રી એ જ પાપનું મૂળ છે, કનકમાંથી જ લોભ પેદા થાય છે એમ પણ ઘણા લોકોએ પ્રામાણિકપણે નોંધી રાખ્યું છે. પણ મને એ દૃષ્ટિ કોઈ કાળે સાચી નથી લાગી. એક જણે પક્ષપાત ટાળવા ખાતર કહ્યું કે કાન્ત ને કાન્તા બન્ને પાપનાં સાધન છે — પુરુષ અને સ્ત્રી બન્ને અધઃપાતનાં બીજ છે. કૅથલિક સાધુઓએ કહ્યું કે આપણો જન્મ જ પાપમાંથી છે, એટલે આ દુનિયામાંથી બચી જવું, આબાદ રીતે નીકળી જવું, એ જ જીવનનું સાર્થક્ય છે. જ્યારે સ્વામી વિવેકાનંદે કહ્યું, 'સ્ત્રી પાપનું મૂળ નથી, પણ મનના વિકારો જ પાપનું મૂળ છે; એ વિકારો ટાળતાં આવડવું જોઈએ.'

લોકોમાં ધનનો લોભ જોઈ અને એ લોભને કારણે લોકોને પોતાનું જીવન નિઃસત્ત્વ અને નીરસ કરતા જોઈ હું અકળાયો છું, છતાં સૌના પ્રત્યે અણગમો મનમાં કોઈ કાળે ન હતો. નાનપણમાં મેં કેટલાંય ઘરેણાં વાપર્યાં છે, પણ એમની શોભા તરફ જ હું જોતો. સોનાની સુંવાળપ, એનો રંગ, એનો સૌમ્ય ચળકાટ બધું મને ગમતું; પણ અમુક ચીજ આટલી કિંમતની છે અને હું એનો માલિક છું એવો ભાવ મારા પર સવાર થતો જ નહીં. ચકમકના પાસાદાર પથરા અને હીરામાણેક મારે મન સરખા જ આકર્ષક હતા, આજે પણ એમ જ છે. મફતનાં મળનાર ફૂલોની મારી પાસે જેટલી કદર હતી તેથી હીરામાણેકની વધારે નહીં જ.

હીરાની વીંટી પહેરવાની ઇચ્છા નાનપણમાં ઘણી હતી, પણ તે કોઈ કાળે તૃપ્ત ન થઈ. પછી જ્યારે આકાશના તારાઓ સાથે દોસ્તી થઈ ત્યારે તૃપ્તિ થઈ કે આપણી પાસે આટલા બધા હીરાઓ છે. એ હીરા સાચવવાયે નથી પડતા, અને કોઈ છીનવી પણ નથી લેતા. રાત પડી કે તગમગ તગમગ આવ્યા જ છે. એ જોયા પછી હીરાની વીંટી પહેરવાની ઇચ્છા ધીમે ધીમે મોળી પડી અને અન્તે સવારના તારાની પેઠે અલોપ થઈ. ઉષાના રંગો અને ફૂલોના રંગો ધરાઈને જોયા પછી રંગીન કપડાં પ્રત્યેનું આકર્ષણ કોણ જાણે ક્યાં જતું રહ્યું. આજે જ્યારે બીજાઓ રંગીન કપડાં પહેરે છે ત્યારે હું એમના તરફ ફૂલોની નજરે જોઈને ખુશ થાઉં છું અને કંઈક કૃતજ્ઞતા પણ અનુભવું છું કે એમણે મારે માટે સરસ દૃશ્ય રજૂ કર્યું. પણ હું રંગીન કપડાં પહેરીને બીજાઓ માટે પ્રદર્શન બનું એવી ઇચ્છા તો થતી જ નથી. આપણે અભદ્ર ન દેખાઈએ અને ખાસ આકર્ષક પણ ન બનીએ એટલે લોકોનું ઓછામાં ઓછું ધ્યાન ખેંચીશું અને કેવળ માણસ રહી જઈશું એમ જ હમેશાં લાગ્યા કરે છે.

સોનું છે જ સુ-વર્ણ. ચાંદી કરતાં વર્ણે સૌમ્ય, ચળકાટમાં ઓછું આંજી નાખનારું, રણકારમાં વધારે સાત્ત્વિક. કોઈ પણ સોનીને પૂછો, સોનું એટલું તો સૌમ્ય અને કહ્યાગરું હોય છે કે એમાંથી જાતજાતના અલંકાર બનાવતાં એનો ઉત્સાહ ખૂટતો જ નથી. સોનાને જો કીમતી ચીજ ન બનાવી હોત, સોનાના સિક્કાઓ બનાવીને એને જો મૂલ્યસંગ્રહનું સાધન ન બનાવ્યું હોત તો સોનાના આટલા બેહાલ ન થયા હોત. સોનું સડતું નથી, બગડતું નથી, થોડી જગા રોકે છે. સામાન્ય તેજાબની અસરમાં પણ આવતું નથી, વગેરે વગેરે એના જે સદ્-ગુણો છે તે જ એને માટે મારક નીવડયા છે. લોભી માણસે પોતાના લોભનું એને પ્રતીક બનાવ્યું. હું સોનું હોત તો આત્મહત્યા કરી ભગવાન પાસે જઈ કહેત કે 'મારો કોઈ એક ગુણ ઓછો કરો, ઉષાની પેઠે મને ક્ષણજીવી બનાવો, કપૂરની પેઠે ઊડી જનાર બનાવો, સાકરની પેઠે ઓગળી જનાર બનાવો, તારાઓની પેઠે અગ્રાહ્ય બનાવો, પણ માણસના હાથમાંથી મને છોડાવો. સત્ય યુગની સુવાસ કયાં ગઈ? શા માટે મને કલિયુગનું પ્રતીક બનાવી મૂકયું છે? મને જોઈને માણસની નજર બગડે છે. એની મતિ બગડે છે. ભાઈભાઈઓ મારે માટે આપસમાં લડવા માંડે છે; મને જોઈને એમની સ્થિરતા નાશ પામે છે, મારે નામે રાષ્ટ્રો આપસમાં યુદ્ધ કરે છે, સમૃદ્ધિ છતાં દેશમાં દુકાળ પડે છે, સામાજિક પ્રતિષ્ઠા ચારિત્ર્ય ઉપર નિર્ભર હોવી જોઈએ ત્યાં મને જે ગુલામ કરી રાખે તે સહુથી મોટો એમ લોકો બોલવા માંડે છે. મેં શો ગુનો કર્યો છે, પ્રભો, કે મારી ભલાઈ જ મારી વેરણ થઈ છે!'

સોનાના કિરીટ-કુંડળધારી હિરણ્મયવપુ ભગવાન જવાબ શો આપે? એટલે સોનું ધરતી માતા પાસે જઈ બોલ્યું, 'ભગવતિ વસુંધરે, દેહિ મે વિવરમ્.' માતાઓ પોતાનાં બાળકોને પોતાના હૈયામાં સ્થાન નથી આપ્યું એવું કોઈ કાળે બન્યું છે? સોનાએ વિવરમાં પ્રવેશ કર્યો ત્યારથી લોભી માણસે પૃથ્વીના પેટમાં વિવરો ખોદી ખોદીને ત્યાંથી સોનું બહાર કાઢવાનો પ્રયાસ આદર્યો છે. એને એ કહે છે સોનાની ખાણ. એ અમે જોઈ આવ્યાં એટલે માણસ પ્રાણી કેવું છે તે સમજી શકયાં.

પોતાને ઓળખવો એ જ સૌથી મોટી સાધના છે ને?

જુલાઈ, '૩૯

# ૭. નંદીદુર્ગ

[એક પત્ર]

આપણે પૂનામાં ત્રિવેદીસાહેબને ત્યાં મળ્યાં એ સારું થયું. જેમને પોતાનું ઘર જ નથી તેમને આખું વિશ્વ પોતાનું ઘર બની જાય છે. हें विश्वाचि माझें घर। ऐसी जयाची मति स्थिर। किं बहुना, हें चराचर। आपणचि झाला ।। છતાં ત્રિવેદીસાહેબનું ઘર વિશેષ રીતે આપણને કૌટુંબિક વાતાવરણ પૂરું પાડે છે. પૂનેથી હું બેલગામ આવ્યો અને ત્યાંથી બેંગલોર. પૂનાથી બેલગામ ટ્રેનમાં ભીડ તોબા હતી. જ્યારે બેલગામથી બેંગલોર લહેર કરતો આવ્યો એમ કહી શકું.

રેલસંકટને વરસે બેંગલોર આવ્યો હતો. પણ ત્યારે તો પૂ. બાપુજી નંદીથી ઊતરી કુમારાપાર્કમાં પહોંચી ગયા હતા. એટલે આ બાજુના પ્રદેશનું આ ઘરેણું હું જોવા પામ્યો ન હતો. તને ખબર છે, આપણું કુટુંબ મૂળ કિલ્લેદારનું છે. આપણા પૂર્વજોએ શિવાજીના વખતમાં કિલ્લાઓ લડાવ્યા હશે. એ જ કારણે આપણને પહાડની મુસાફરીનો આટલો શોખ લાગ્યો છે. જ્યારે કોઈ ઊંચી ટેકરી કે જબરદસ્ત પહાડ જોઉં છું ત્યારે એના શિખર ઉપર પહોંચી જવાની ચળ મારા પગને છૂટે છે. એ પહાડ ઊંચો છે અને હું નીચે છું એ સહન જ થતું નથી. પણ આ વૃત્તિ વિજેતાની નથી, આરોહીની છે, જિજ્ઞાસુની છે. જેમ ઉપર જઈએ તેમ વધારે દેખાશે, દૂર દૂરનું દેખાશે અને એટલો આત્મીયભાવ વધશે એ જ એનો આનંદ હોય છે. સ્વદેશભક્તિ એટલે સ્વજનસેવા, સ્વદેશમાં રહેતા તમામ લોકોની સેવા એ હું જાણું છું છતાં હિંદુસ્તાનની કેવળ ભૂમિ પ્રત્યે પણ મારું સ્વતંત્ર આકર્ષણ ઓછું નથી. મારા દેશનો મોટામાં મોટો ભાગ એક્સામટો જ્યારે નજર તળે આવે છે ત્યારે હૈયું ફુલાય છે. રોટલીનું કે લાડુનું મોટું બટકું મોઢામાં નાખવાથી નાનપણમાં તને જે આનંદ આવતો એ જ આનંદ મને આ નાની આંખોમાં સ્વદેશનો મોટો બૂકડો ભરી દેતાં થાય છે. હિમાલયમાં તુંગનાથ ઉપર કે એવા જ બીજા ઊંચા શિખર ઉપર ઊભા રહી સેંકડો માઈલનાં બરફનાં શિખરોનો મેળો જ્યારે જોયો ત્યારે કેટલો આનંદ થયો હતો! સિલોનની દક્ષિણે દેવેન્દ્રમાં, જ્યાં આપણી દુનિયા પૂરી થાય છે ત્યાં, દીપગૃહ ઉપર ચડી ઉત્તરે જ્યારે નાળિયેરનાં ઝાડોનો દરિયો ઊછળતો જોયો ત્યારે એટલો જ આનંદ થયો હતો. દક્ષિણે હિંદી મહાસાગર, અને ઉત્તરે વિશ્વામિત્રની અવનવી સૃષ્ટિનો સાગર—આ બેનું મિલન જોઈ હૃદયસાગરમાં અખાત્રીજ થઈ હોય તો એમાં આશ્ચર્ય શું? નદીનો જ ત્રિવેણીસંગમ હોય છે એમ નહીં; સાગરોનો પણ એવો સંગમ કલ્પી શકાય છે.

કૂર્ગની રાજધાની મરકારામાં પણ એક એવું જ સ્થાન છે જ્યાં પ્રકૃતિમાતા સમ્રાજ્ઞીની પેઠે પોતાનો અતુલ વૈભવ પ્રગટ કરે છે. અને સિલોનમાં જ્યારે અનુરાધાપુર પાસે મહેન્દ્રના શિખર ઉપર સંધ્યાકાળે જઈ પહોંચ્યો ત્યારે દૂર દૂરનો પ્રત્યક્ષ પ્રદેશ દેખાયો એમાં આશ્ચર્ય શું? પણ સમ્રાટ અશોક, મહેન્દ્ર અને સંઘમિત્રાના દિવસો સુધીનો આપણો ઈતિહાસ પણ મારી નજર આગળ પ્રત્યક્ષ થયો. જેને હૃદય વિશાળ કરી આ વિશ્વ સાથે એકતા અનુભવી છે એણે ઉપર અને ઉપર ચડવું જ જોઈએ એમ ધર્મરાજા યુધિષ્ઠિર પણ જાણતા હતા. ગિરિ-આરોહણ એ પણ જન્મભૂમિની ઉપાસનાની એક ઉત્તમ સાધના છે.

તને થશે કે નંદીનું વર્ણન કરવા જેવું કશું નથી એટલે આમ બીજા પહાડોની જૂની વાતો લખી છે; પણ એવું નથી. કોઈ પણ પ્રવૃત્તિ શરૂ કરતાં પહેલાં એના પૂર્વાચાર્યોનું સ્મરણ કરવું એ સ્વાભાવિક છે અને શાસ્ત્રવિહિત પણ છે. તારી જો અપેક્ષા હોય કે નંદીના આ પહાડનો જૂનો ઈતિહાસ તને હું લખવાનો છું તો તારે નિરાશ થવું જોઈએ. આપણે જાતે સંશોધન તો કરતા નથી. ગેઝેટિયર મંગાવીએ છીએ અને એમાં જે માહિતી જડે તે જુદી જુદી રીતે લખીએ છીએ. મારે એ નથી કરવું. હું એટલું જ કહીશ કે નંદીનું આખું નામ નંદીદુર્ગ છે. અને પ્રાચીન કાળમાં આ જ સ્થાનનું નામ નંદગિરિ હતું. નંદ એટલે આનંદ. આજે પણ આ પહાડ ઉપર આનંદનો ઢગલો પડેલો છે. આ પહાડની તળેટીમાં શિલામાં કોતરેલા નાનામોટા અનેક નંદી વિરાજમાન છે અને આખો પહાડ પણ મોટા પોઠિયા જેવો જ દેખાય છે. સંસ્કૃત કવિઓને શાબ્દિક સામ્ય ઉપરથી પણ કલ્પના સૂઝે છે. શૃંગ એટલે શિંગડું અને શૃંગ એટલે શિખર; એ ઉપરથી નંદી અને પહાડ બન્ને શૃંગી છે માટે પણ આ પહાડનું નામ નંદને બદલે કોકે નંદી કર્યું હશે. પહાડ તળે ભોગનંદીનું મંદિર છે જ્યારે પહાડ ઉપર યોગનંદીનું મંદિર છે. ભોગ છોડીને માણસ ચડે ત્યારે જ એ યોગારૂઢ થઈ શકે છે!

નંદી સ્ટેશને લગભગ સાડા દસ વાગ્યે પહોંચ્યો. સ્ટેશનથી પહાડ બહુ આકર્ષક નથી લાગતો. મુંડન કરેલો કોઈ સાધુ ઊભો હોય એના માથા જેવો એ પહાડ છે. દૂરથી એ માથા ઉપર મહાદેવના મંદિર જેવું કંઈક દેખાય છે એટલી જ એની શોભા. તળેટી સુધી મને લઈ જવા માટે એક રિક્ષા આવી હતી. પણ માણસ જેવો માણસ ઢોર બની આપણને ખેંચીને લઈ જાય એ સ્થિતિ મને પસંદ નહોતી. અને પહાડ ચડતાં પહેલાં બે માઈલ ચાલી નાખવું એ પણ મોટો સવાલ નહીં હોવાથી મેં મારો સામાન રિક્ષામાં મૂકી દીધો અને પગે ચાલવાનું પુણ્ય પોતાનું કર્યું.

પહાડની તળેટીએ આપણને જીવતા ઊંચકવા ચાર માણસ તૈયાર જ હોય છે. નેતરની આકર્ષક ખુરશી પણ બેસવા માટે નોતરે છે, છતાં પહાડ ચડવાનો આનંદ મળે અને ખુરશીના અઢી રૂપિયા બચે એમાં બધી બાજુએ લાભ જ હતો. પણ મેં એક ભૂલ કરી. એક સ્વયંસેવક ઉપરથી મારે માટે ફળોનો નાસ્તો લઈ આવ્યો હતો. મેં એ ફળ ધરાઈને ખાધાં. મને થયું કે પહાડ ઉપર એંજિન

ચડે એ પહેલાં એની પાસે કોલસા-પાણી પૂરતાં હોવાં જોઈએ. પહાડ ચડનારા અમે ત્રણચાર જણા હતા. અમને જતા જોઈ નીચેના ગામડાના એક અજાણ્યા છોકરાને થયું કે ચાલો આપણે પણ સાથે જઈએ. ગાડું જોઈને એની સાથે દોડવાની નિષ્કામવૃત્તિ કેવળ ગ્રામસિંહને જ હોય છે એમ નહીં, માણસમાં પણ આવી સામાજિક વૃત્તિ મૂળથી જ છે. માણસે વિચારપૂર્વક એ કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો છે, છતાં મરણ અને પરણ વખતે તો એ દેખા દે છે જ. છોકરાને મેં ઠીક ઠીક નાસ્તો આપ્યો એટલે એણે મારી એક નાનકડી ટોપલી ઉપાડવાનું પસંદ કર્યું. થોડોક ભાર પેટમાં અને થોડોક પીઠ ઉપર એ વ્યવસ્થા એને ફાવતી આવી અને હું બેવડા બોજામાંથી મુક્ત થયો.

નંદી ચડવાના મુખ્ય રસ્તા બે છે. એક જૂનો અને પગથિયાંવાળો, અને બીજો દૂરનો પણ હળવો. અંગ્રેજીમાં એને 'બ્રાઈડલ પાથ' કહે છે. આપણે એને ઘોડરસ્તો અથવા ટટ્ટુમાર્ગ કહીશું. પૂ. બાપુજી આ રસ્તે ચાલતા આવ્યા. પાંચ માઈલનો એ રસ્તો પૂરો કરતાં એમને બે કે અઢી કલાક લાગ્યા.

ટૂંકે રસ્તે નીચેથી ઉપર સુધી મોટાં મોટાં પગથિયાં છે. પગથિયાં ઉપર પચાસ પચાસને આંતરે આંકડા લખેલા છે. છેક ઉપરના ફાટક આગળ ૧૬૫૦ વંચાય છે. આ આંકડા પગથિયાંના છે કે ફૂટના એ વિશે અમારી વચ્ચે મતભેદ છે. મહાદેવભાઈ માને છે કે ફૂટના છે જ્યારે મને લાગે છે કે એ પગથિયાંની સંખ્યા બતાવે છે. વચમાં વચમાં મેં ગણી જોયું ત્યારે બે આંકડા વચ્ચે બરાબર ૫૦ પગથિયાં ગણાયાં. જ્યારે મહાદેવભાઈને બે આંકડા વચ્ચે ૫૩ પગથિયાં જણાયાં. ગૅઝેટિયરમાં લખ્યું હશે કે તળેટીથી શિખર ૧૬૫૦ ફૂટ ઊંચું છે, અને તળેટી સમુદ્રના લેવલથી ૩૦૦૦ ફૂટ છે, એટલે આ પહાડ ઊંચાઈમાં અલમોરાની નજીક આવ્યો ગણાય. જેમણે પહાડની મુસાફરી નથી કરી તેમને આ ઊંચાઈની ચર્ચા અને ચીકણાશ અર્થ વગરની લાગશે. પણ પહાડના રસિયાઓને તો આમાં ક્રિકેટ મૅચના સ્કોર કરતાંય વધારે રસ પડે.

મેં પગથિયાં શરૂ કર્યાં અને પેટમાંનાં ફળોએ વાંધો ઉઠાવ્યો. પેટમાં જમણી બાજુએ દુખવા માંડ્યું. મનમાં બીક પેઠી કે કદાચ રસ્તામાં બેસવું પડે. પણ ઘણી વાર આવી બીક અસ્થાને હોય છે. જે કાચા જીવનો હોય એ જ એને ગણકારે છે. આટલો ઊંચો પહાડ ચડવાનો છે એવો ખ્યાલ મનમાં આણી મારા સાથીઓ ઉતાવળે ચાલવા માંડ્યા. હું એવી ભૂલ કેમ કરું? રસ્તાની ઊંચાઈ અને ચાલવાની ગતિનું પ્રમાણ સાચવવાની કળા મારા હાથમાં અથવા ખરું કહું તો મારા પગમાં આવી ગયેલી છે. મેં તો આસ્તે આસ્તે કદમ દર કદમ ચાલવા માંડ્યું. અને કોઈ પણ ઠેકાણે થાક ખાવા કે વાતો કરવા થોભ્યા વગર ૪૬ મિનિટમાં ટીપુ સુલતાનના ગ્રીષ્મવિહાર ભેગો થયો. કહે છે આ રસ્તો સવા કલાકનો છે. મારી ખાતરી છે કે કોઈ પણ સામાન્ય માણસ મારી ઢબે ચાલે તો ૪૫ મિનિટમાં પહોંચી જ જાય.

બીજી પંદર મિનિટ અને હું ઓકલૅન્ડ્ઝમાં પૂ. બાપુજીને પગે લાગ્યો. હવા સરસ હતી. જેમ જેમ ઉપર ચઢીએ તેમ તેમ દૂર દૂરનાં ખેતરો, પહાડો, ગામડાંઓ અને તળાવો દેખાવા લાગ્યાં. લાલ લાલ જમીન અને તેમાં ચાંદીના રસ જેવાં ચળકતાં તળાવ! આવું દૃશ્ય ગોઠવવા જઈએ તોયે મુશ્કેલ. અને આ વિસ્તીર્ણ પ્રદેશમાં અનેક રસ્તાઓ. માણસની વસ્તીઓ શોધતા શોધતા દૂર દૂર જાય છે. માણસને જો યાત્રાનું પુણ્ય મળતું હોય તો યાત્રા કરાવનાર આ રસ્તાઓનું પુણ્ય કેટલું! દૂર દૂર જનારા અને બે બાજુનાં ઝાડો પરથી વર્તાઈ આવનારા રસ્તાઓ પહાડ ઉપરથી જોઈ કેટલાયે વિવિધ વિચારો મનમાં આવે છે. રસ્તાની ન્યાત વણજારાની છે. પ્રજાઓ વચ્ચે એ સંસ્કૃતિના એલચીનું કામ કરે છે. જંગલોનાં હૃદયો વીંધીને માણસ માટે એને એ ઉઘાડાં કરે છે. દરેક જાતની નિશાનીઓ ભૂંસી નાખનાર રેતીના રણ ઉપર પણ એ વિજય મેળવે છે. આમતેમ વાંકોચૂકો ફરી પહાડોની ખુશામત કરતો એ માથે ચઢી બેસે છે. નદીનાળાં પણ એને રોકી શકતાં નથી. માણસની દુર્દાન્ત પરિવ્રાજક ઈચ્છાશક્તિનો એ પ્રતિનિધિ છે.

નંદીનો રસ્તો સિંહગઢ જેટલો લાંબો કે આકરો નથી એટલે હું એનું લાંબું વર્ણન લખું તો તે પ્રમાણ બહાર થઈ જાય. સિંહગઢને રસ્તે રાત્રે વાઘ પણ મળે; અહીં તો સસલું પણ ન મળે. જે રસ્તે વીજળીના દીવા હોય તેને કોઈ જંગલી રસ્તો કહે ખરા? અહીં તો ઠેકઠેકાણે પાટિયાં ચોડયાં છે કે રાજ તરફથી અહીં આટલાં જામફળ વાવ્યાં છે, અહીં આટલાં મેહૉગની છે, આટલાં કરણજી છે ઈત્યાદિ. સર વિશ્વેશ્વરૈયાએ નંદીને શણગારવાનું શરૂ કર્યું અને સર મિરઝા ઈસ્માઈલે તે પૂરું કર્યું. હવે નીચેથી ઉપર સુધી મોટરો આવી જાય એવો રસ્તો કર્યો એટલે થઈ રહ્યું. પછી તો નંદીની શાન્તિ અને સાત્ત્વિકતા આસપાસની ટેકરીઓ ઉપર ભાગી જશે. અને અહીં હોટેલો, મોજમજા અને રેડિયો આવી જશે. મુંબઈએ મલબારહિલનું જે કર્યું તે જ બેંગલોર નંદીનું કરી મૂકશે. ભોગલોલુપ માણસને દરેક કુદરતી સૌંદર્ય બરાબર બગાડતાં આવડે છે.

થાક્યાપાક્યા તમે ઉપર આવો એટલે પહેલો આનંદ અહીંની ઝાડી છે. અંદર પેસતાંવેંત ગંભીર રાજપુરુષ ઊભા હોય એવી રીતે જાડાં થડવાળાં યુકેલિપ્ટસનાં ઊંચાં સરલ વૃક્ષોની ઘટા દેખાય છે. જ્યાં જુઓ ત્યાં આ ઝાડો અથવા એમનાં બચ્ચાં કાળજીપૂર્વક વાવેલાં દેખાય છે. વચમાં વચમાં કપૂરનાં ઝાડ પણ છે. બોરડીમાં આપણે જોયાં હતાં એવાં સરુનાં ઝાડ પણ છે.

દુર્ગની વચ્ચોવચ એક વિશાળ પુષ્કરિણી છે જેનું નામ અમૃત સરોવર પાડયું છે. ચારે બાજુનાં ઊતરતાં પગથિયાં માણસને પાણી તરફ દોડી જઈ હાથ, પગ, માથું અને પેટ ઠંડું કરવાને નોતરે છે. પણ રાજ્ય તરફથી બહુ જ ઉપયોગી અને કડક પ્રબંધો હોવાથી અંદર કોઈ માણસ કે જાનવર ઊતરી શકતું નથી. કાયદાને ન માનનારાં કેટલાંક પાંદડાંઓ પવનની મદદથી અંદર તરવા ઊતરે છે ખરાં, પણ એમને પણ એ લહેર લાંબા વખત સુધી મળતી નથી. આટલું સ્વચ્છ રાખેલું

પાણી આરોગ્યપ્રદ હોય છે એ કહેવાની જરૂર ન હોય, છતાં ડૉક્ટરો તરફથી આ પાણીનું દર મહિને રીતસર રાસાયણિક પૃથક્કરણ કરવામાં આવે છે. આજકાલ અહીં ગાંધીજી છે એટલે દર પંદર દિવસે થાય છે.

આપણાં તીર્થસ્થાનોમાં પાણી સ્વચ્છ રાખવા વિશે શાસ્ત્રોમાં નિયમો ઘણા છે પણ આપણે લોકોએ દરેક ઠેકાણે એવો તો બગાડ કર્યો છે કે તીર્થસ્થાન એટલે અનાચાર અને નફટાઈ સાથે મરકીનું પણ એક પિયર થયું છે.

દુર્ગની દક્ષિણે મહાદેવનું મંદિર છે. એમાં મહાદેવની સાથે નંદી, અંબિકા, કાલભૈરવ ઇત્યાદિ અનેક મૂર્તિઓ છે. દેવોની મૂર્તિઓ તો હોય જ. પણ અહીં પહેલવહેલા આવીને વસેલા ઋષિની એક મૂર્તિ પણ છે. ઉષ્માંડ ઋષિ એનું નામ.

પશ્ચિમ તરફ એક કરાડ છે. ટીપુના વખતમાં જેને દેહદંડની સજા કરવી હોય તેને આ કરાડ ઉપરથી ધકેલી દેતા હતા. મહારાષ્ટ્રના દરેક કિલ્લા ઉપર આવું સ્થાન હોય જ છે. આપણે ત્યાં એને કડેલોટ કહે છે. સિંહગઢ પરનો કડેલોટ તેં જોયો છે જ. અહીંના કડેલોટને 'ટીપુઝ ડ્રૉપ' કહે છે. વીજળીની ખુરશીમાં બેસાડી માણસને મારવા કરતાં આ પદ્ધતિ ઓછી ખર્ચાળ અને વધારે માણસાઈ-ભરી ગણાવી જોઈએ. માણસને હવાની મુસાફરી કરવા મોકલી દીધો એટલે હેબ-તાઈને જ એ અધ્ધર મરી જવાનો અને ન મરે તોયે બેભાન તો થવાનો જ. પછી પતકાળાની પેઠે નીચે અથડાયો કે એક ક્ષણમાં ચૂરેચૂરા. લાશની વ્યવસ્થા પણ કરવાપણું ન રહે. વાઘ, વરુ, શિયાળવાં, સમડી કેટલાંય એ ઉજાણીનાં ઉમેદવાર.

અમે રોજ સવારસાંજ ખૂબ ફરીએ છીએ. હવા તો મઘમઘ મહેકતી જ હોય. પવન મોટેમોટેથી વાતાવરણનો રિપોર્ટ આપતો હોય. ધોળાં અને લાલ ફૂલ જાણે નશો કર્યો હોય તેમ ડોલતાં હોય અને જાતજાતનાં પંખીગાયકો પોતપોતાનો ખાસ આલાપ હવામાં છોડતાં હોય એવે વખતે રખડતાં કોણ થાકે? અને થાકે તોયે ઠેકાણે ઠેકાણે પથરાના બાંકડા 'આવો બાપુ', 'બેસો બાપુ', કહીને પંપાળવા તૈયાર છે.

ના, પંપાળવાનો ખરો ઠેકો તો અહીં સૂરજનાં સોનેરી કિરણોએ લીધો છે. આજકાલ બધે વાદળાં તો હોય જ એટલે સૂરજ ઊગે ત્યારેય સંતાકૂકડી; અને આથમે ત્યારેય એ જ રમત. અને સૂરજનાં કિરણો ફેલાયાં એટલે આસપાસનાં અને દૂર દૂરનાં અસંખ્ય જળાશયો એકએક ચળકવા માંડે છે. ઘડીકમાં થાય છે કે કલાઈનો રસ ઢોળાયો છે; ઘડીકમાં થાય છે કે આકાશનું ઝુમ્મર તૂટીને એના કકડા વેરાયા છે; ઘડીકમાં થાય છે કે મયાસુરને ઇંદ્રનો રાજમંડપ ઊભો કરવો છે તેની આ પૂર્વતૈયારી છે, અને ઘડીકમાં થાય છે કે લોકો તરફથી થતી હેરાન-ગતિથી કંટાળીને પૃથ્વીમાતાએ પોતાનું સોનું અને પોતાની ચાંદી બધી જ પેટ-માંથી ઓકી કાઢી છે. અથવા વનસ્પતિ-સૃષ્ટિ અને પ્રાણી-સૃષ્ટિની ભૂખનો ખ્યાલ આવતાંવેંત ધરતીએ આ સ્તન્યધારા છોડી છે એમ કેમ ન હોય! ગમે તે હો, પણ જ્યાં જુઓ ત્યાં જળાશય એ અહીંના દૃશ્યની ખાસિયત છે. અને છતાં

આ કંઈ બંગાળની ભૂમિની પેઠે દલદલ કે કળણ નથી. આ તો ખાસી ત્રણ હજાર ફૂટ ઊંચી ખરબચડી જમીન છે. અહીં કાદવ ન મળે.

કાલે રાત્રે મોટું તોફાન થયું. પવનના વંટોળિયા ચક્કર ખાવા લાગ્યા. અમે બારીબારણાં બંધ કરી પક્ષીનાં બચ્ચાં માળામાં બેઠાં હોય એમ બેસી ગયાં. એટલામાં કડાડ થઈને વીજળી પડી અને ઘરની અંદરની વીજળીની બધી બત્તીઓ ઓલવાઈ ગઈ. આવે વખતે અંધારાની લહેજત ખરેખર માણવા જેવી હોય છે. અંધારું એ કંઈ દારિદ્ય નથી પણ સમૃદ્ધિ છે. પૃથ્વી કરતાં જેમ આકાશ અનંતગણું મોટું છે, વાણી કરતાં મૌન અનંતગણું વિશાળ છે, તેમ જ પ્રકાશ કરતાં અંધારું તુલના ન થઈ શકે એટલું વૈભવશાળી છે.

અમાસની રાત્રિએ કરોડો તારાઓ ચળકે છે. છતાં એ બધા મળીને પણ આકાશનું પોલાણ રતીભર પણ ઓછું કરી શકતા નથી. તે જ પ્રમાણે દુનિયાની તમામ જ્યોતિઓ મળી 'બધે અંધારું જ છે,' એટલું જાહેર કરવા જેટલી પણ શક્તિ ધરાવતી નથી. આખા હિંદુસ્તાનમાં જો ત્રણ ઝાડો હોય તો કોઈ એને વન કે જંગલ કહી ન શકે. એવી જ રીતે આકાશમાં નવલખ તારા મળીને પણ એને કોઈ વસ્તી ન કહી શકે!

અમારી પૂર્વ તરફ સુલતાનપેઠ, નંદી અને ચિકબળ્ળાપુર આ ત્રણ ગામડાં છે. ત્રણેમાં વીજળીની સગવડ છે. એટલે આકાશના તારાનગરની પેઠે આ ત્રણેય ગામડાં આખી રાત ઝબૂકઝબૂક ઝળકે છે. તારાઓ અને દીવાઓ વચ્ચે પ્રમાણ ભલે ન હોય છતાં સામ્ય તો છે. સૂસવતો પવન અમને બંગલાની અંદર હાંકી ન મોકલત તો હું આખી રાત એ બંનેનું ધ્યાન ધરવા જ બેસી જાત.

મે, '૩૬

## ૮. આંધ્રની સૌંદર્યધાની

બેઝવાડા અથવા બીઝવાડા એ નામનો વીજ — વીજળી સાથે સંબંધ હોવો જોઈએ એમ મને શાથી લાગ્યું તેની ખબર નથી. જેવું બિજાપુર તેવું જ બીઝવાડા એવો કંઈક ખ્યાલ બંધાયો હશે. તપાસ કરતાં એમ જણાયું કે, પ્રાચીન ગ્રંથોમાં આનો વિજયવાડા નામથી ઉલ્લેખ છે. એટલે તરત ભેજામાં એક નવો વિચાર આવ્યો અને સરખામણી શરૂ થઈ કે, આંધ્ર અને કર્ણાટક બંનેને જેને વિશે આત્મીયતા જણાય એવું પોતપોતાનું વિજયનગર હતું જ. તેના જેવું જ આ વિજયવાડા હોવું જોઈએ. આજે પણ વિજયવાડા એ જ આંધ્ર પ્રાંતનું મુખ્ય શહેર છે. કોઈ વિજય મળ્યા પછી તેનું સ્મરણ કાયમ રાખવા માટે વિજયવાડાની સ્થાપના થઈ હશે. પણ શ્રી કાળેશ્વરરાવે કહ્યું (એમના જ આમંત્રણથી હું આજે બેઝવાડા આવ્યો છું), "અર્જુનનું એક નામ વિજય જ છે ને? તે પરથી આ નામ પડયું

છે. આ જ સ્થળે અર્જુને તપશ્ચર્યા કરી હતી અને કિરાત મહાદેવની સાથે યુદ્ધ કરીને પાશુપત અસ્ત્ર પ્રાપ્ત કર્યું હતું." એટલે મારું મન બોલ્યું, "બરાબર, બરાબર. અહીંના મહાદેવને મલ્લિકાર્જુન કહે છે તેમાં અર્જુન નામ આવે છે ખરું."

એમ જોવા જઈએ તો અર્જુન એ એક ઝાડનું નામ છે. તેની પડખે નાજુક ફૂલ આપનારી મલ્લિકા કેટલી બધી શોભે! પણ જ્યાં નામની પાછળ જૂના ઈતિહાસની શોધ કરવામાં આવે છે ત્યાં એકલા પ્રાકૃતિક કાવ્યથી કોને સંતોષ થવાનો હતો? પાટલિપુત્ર અથવા કુસુમપુર એ શહેરની પાછળ કેવળ ફૂલોનું સૌંદર્ય છે એમ કહીએ તો ઝાડનું જ નામ ધારણ કરનાર બિહારી સમ્રાટ અશોકને પણ સંતોષ થશે ખરો?

સહ્યાદ્રિ પરથી એક ભૂસકો મારીને શરાવતીની જેમ પશ્ચિમ સાગરને મળવાને બદલે કૃષ્ણા નદી મહાબળેશ્વરથી પૂર્વ તરફ વળી, અને અનેક નદીઓ પાસેથી ખંડણી વસૂલ કરતી કરતી પૂર્વ સમુદ્રને જઈને મળી. પોતાના બધા વૈભવ સાથે સમુદ્રને જઈ મળવાની તૈયારી કરતી વખતે તેને થતો સંભ્રમ, અથવા કહો કે હર્ષોન્માદ, આંખ ભરીને જોવા મળે તેટલા માટે બે શહેરો મધ્યયુગમાં તેને કાંઠે આવીને વસ્યાં. એક બાજુએ વિજયવાડા અને બીજી બાજુએ અમરાવતી. અમરાવતી એ એક જબરદસ્ત અને સમૃદ્ધ વિદ્યાધામ હતું અને વિજયવાડા એક મહાન સામ્રાજ્યનો કારભાર ચલાવનારું પાટનગર હતું. આ બે શહેરો વિશાળ કૃષ્ણાને કાંઠે સામસામે આવેલાં હતાં. તેથી વિદ્યાપીઠ(અમરાવતી)ને પોતાને માટે આવશ્યક એવી અલિપ્તતા પણ મળતી હતી અને રાજધાનીના સાન્નિધ્યનો લાભ પણ મળતો હતો. રાજધાનીને પણ ધર્મ અને વિદ્યાકળાની ઉપાસના કરનારું ધામ પોતાની નજીકમાં જ હોવાથી કર્તૃત્વશાળી લોકોની કદી અછત નહીં પડી હોય. અમરાવતી એટલે ઈંદ્રનગરી અને વિજયવાડા એટલે ઈંદ્રપુત્ર – અર્જુન – ની તપોભૂમિ.

પણ આપણે સૌંદર્યના ધામના વર્ણનની શરૂઆતમાં જ આવું અભ્યાસ-જડ ઐતિહાસિક સંશોધન લાવવાની કશી જરૂર નથી.

મને બેઝવાડાનું સૌથી પ્રથમ દર્શન થયું તે સને ૧૯૨૧ની ઐતિહાસિક મહા-સમિતિની બેઠક માટે હું બેઝવાડા આવ્યો હતો તે વખતે. લોકમાન્ય ટિળકની પુણ્યસ્મૃતિને સાક્ષી રાખીને રાષ્ટ્રે આ જ ઠેકાણે સ્વરાજ્યસાધનાને માટે એક કરોડ રૂપિયાનો ફાળો ભેગો કરવાનો સંકલ્પ કર્યો હતો. ક્રાન્તિ-ચક્ર (રેંટિયો) ચલાવીને આખા દેશને ખાદીથી મઢી દેવાનો સંકલ્પ પણ અહીં કરવામાં આવ્યો હતો. કોઈ પણ મહાસભાના અધિવેશનમાં અગાઉ કદી નહીં આવ્યા હોય એટલા આંધ્ર લોકો દૂર દૂરનાં ગામડાંમાંથી હાથમાં ધ્વજાપતાકા લઈને ભજનો ગાતાં ગાતાં અહીં ભેગા થયા હતા.

બધા પ્રાંતોના પ્રતિનિધિઓ કૃષ્ણાના પવિત્ર જળમાં મળસકે સ્નાન કરીને સભામાં આવતા. હિંદના તિરંગી ઝંડાની કલ્પનાને મૂર્ત સ્વરૂપ આ જ વખતે અને આ જ સ્થળે પ્રાપ્ત થયું હતું. લાલ, લીલો અને સફેદ એમ એક પર એક

રંગ નક્કી કરીને તે બધા પર રેંટિયાની આકૃતિ હોવી જોઈએ એમ અહીં ગાંધીજીએ સૂચવ્યું હતું. હિંદુઓના કુંકુમ રંગના આધાર પર મુસલમાનોનો લીલો રંગ સુરક્ષિત છે; અને આ બે કોમોની અહિંસાવૃત્તિના આધાર પર બાકીની બધી લઘુમતી કોમો વેરભાવથી મુક્ત અને ભયરહિત છે—એવી મૂળ કલ્પના હતી. અને ગરીબોની એકમાત્ર આશા સમું અહિંસક ગ્રામઉદ્યોગનું ચક્ર (રેંટિયો) તેની ઉપર શોભતું હતું.

તે પછી મહાસભાએ એક સમિતિ નીમી. પાછળથી તેના ઠરાવમાં પણ ફેરફાર કરીને સફેદ રંગને વચ્ચે આણ્યો. લાલ રંગને બદલે કેસરી રંગ પસંદ કર્યો અને કેસરી રંગ બલિદાનનો દ્યોતક છે, લીલો રંગ ફકીરીનો દ્યોતક છે અને સફેદ રંગ નિર્વૈર શાંતિનો દ્યોતક છે એમ ઠરાવ્યું.

છેલ્લાં પચીસ વરસ દરમ્યાન હું કેટલીય વાર બેઝવાડા આવ્યો છું, કેટલીય વાર મેં ભાષણો આપ્યાં છે, પરંતુ કોઈ પણ વખતે કૃષ્ણા માતાનું દર્શન કરવાનું ચૂક્યો નથી. ક્યારેક સંધ્યાસમયે, ક્યારેક સૂરજ માથા પર ધગધગતો હોય તે વખતે તો ક્યારેક આકાશ વાદળાંથી ઘેરાયેલું હોવાથી બિહામણા લાગતા રાતના દસ વાગ્યાને સમયે હું કૃષ્ણાને દર્શને દોડી ગયો છું.

દરેક ઋતુમાં કૃષ્ણાની અનેરી શોભા અહીં મને દેખાઈ છે. પણ આ વખતે કૃષ્ણાએ જે અદ્‌ભુત સૌંદર્યનું દર્શન કરાવ્યું તેવું આ પૂર્વે કદી કરાવ્યું હોય એવું યાદ આવતું નથી. ખરા ઉનાળામાં જ્યારે બંધ નીચેનો પ્રવાહ તદ્દન ક્ષીણ થઈ જાય છે, ત્યારે પાણીના કરતાં ખડકો જ આંખને વધારે વળગે છે. અને વર્ષા ઋતુ બરાબર જામી જઈને 'सर्वतः संप्लुतोदके' જેવી સ્થિતિ થાય છે ત્યારે અહીં ખાસ જોવા જેવું કશું જ બાકી રહેતું નથી.

આ વખતે શિયાળાનો 'ધનુર્માસ' ચાલુ છે. ઠંડી માફકસર જ છે. આકાશનાં વાદળાંને જાતજાતનાં નખરાં કરવાનું સૂઝી આવે છે. નદીનું પાત્ર બંને કાંઠા સુધી છલોછલ ભરેલું છે. અને છોડી દેવા જેવું એટલું બધું પાણી નદીની પાસે ફાજલ પડેલું છે કે, લોખંડી દરવાજાની નીચે થઈને બહાર નીકળનારું પાણી વ્યાસ તથા વાલ્મીકિની પ્રતિભાની સાથે ટક્કર ઝીલી રહ્યું છે એવો આભાસ થાય છે. ઉપરની બાજુએ આ કાંઠેથી પેલા કાંઠા સુધી ભટજીના પેટ જેવું ફૂલેલું પાણી જાતજાતની હોડીઓને પોતાની સપાટી પર રમાડી રહ્યું છે અને નીચે ભાતભાતના બંધ (ડિઝાઈન) રચતું રચતું પાણી જાતે જ ઉન્માદક રમતો રમી રહ્યું છે. આનંદનો, દુઃખનો, હર્ષનો અથવા ઉદ્વેગનો ઊભરો પેટમાં જ્યારે સમાતો નથી ત્યારે જેમ માણસ રહી રહીને ઉદ્‌ગાર કાઢ્યા જ કરે છે અને ગમે તેટલા ઉદ્‌ગાર કાઢે તોપણ બંસ થતું નથી, તે જ પ્રમાણે અહીંના પાણીને ઠંડા હિમ જેવા ઊભરા આવતા હતા અને ફાટી ગયેલા ફીણની વક્રરેખાઓ આખા પૃષ્ઠ ભાગને આરસપહાણના પથ્થરની માફક અબરખની શોભા આપતા હતા.

અહીં પૂર્વે આ કાંઠેથી પેલા કાંઠા સુધી સેંકડો ફૂટ ઊંચી ટેકરીઓનાં શિખરોને જોડી દેનારું એક લોઢાનું લાંબું દોરડું હતું. આટલું મોટું અને આટલું લાંબું દોરડું

આટલું બધું ઊંચે તાણીને બાંધેલું જવલ્લે જ જોવા મળે છે. એમ કહેવાય છે કે, ૧૯૨૫ની સાલમાં આકાશમાં ભારે મોટો વંટોળ ઊઠયો અને પવનના વમળનો વેગ સહન ન થવાથી આ પ્રચંડ દોરડું તૂટી ગયું! હવે એ દોરડાને બદલે તારખાતાએ બંધની નીચેની બાજુએ તારના થાંભલાઓ પર અનેક તારો બાંધેલા જોવામાં આવે છે.

અહીંના સમગ્ર દૃશ્યનું વર્ણન શી રીતે કરવું? માણસના કેવળ હાડપિંજર પરથી જેમ તેના શરીરનું લાવણ્ય તેમ જ યૌવન વ્યક્ત થઈ શકતું નથી, તે જ પ્રમાણે કેવળ શાબ્દિક વિવરણ દ્વારા અહીંના જલરાશિનું અને ટેકરીઓમાં થઈને દોડનારા વારિપ્રવાહનું સૌંદર્ય વ્યક્ત થઈ શકે નહીં. ચારે કોર પ્રસરેલી ઊંચી ઊંચી ટેકરીઓ, તેમની ઉપર ઘૂમટ જેવું વ્યાપેલું આકાશ, આકાશમાં જટાયુનાં પીંછાં જેવાં વીખરાયેલાં વાદળાં અને બધાને વિવિધ પ્રકારે પ્રતિબિંબિત કરનાર કૃષ્ણાના તરંગો — આ બધો આંખનો વિષય છે; જ્યારે શબ્દો બિચારા કણશઃ અને ક્ષણશઃ કલ્પનાને જાગ્રત કરીને કાન વાટે ભેજામાં ચિત્રો પેદા કરવાનો પ્રયત્ન કરનારા રહ્યા! આ બેનો મેળ શી રીતે ખાય?

ઊભરાતા પાણીનો નશો આંખમાં ધારણ કરીને જ અમે પાસેની ટેકરી પર ચડયા. એક બાજુએ કંઈક આગળપડતી જગ્યા કબજે કરીને શ્રી મલ્લિકાર્જુન મહાદેવ વિજયવાડાને આશિષ આપી રહ્યા છે અને બીજી બાજુએ ટેકરીની ખીણમાં બનેલા ધરા પાસે માતા કનકદુર્ગા કૃષ્ણાના પ્રવાહની અને વિજયવાડાના માનવ-સાગરની સૌંદર્યલહરીઓ નિહાળી રહી છે.

ગયાં પચીસ વર્ષમાં બેઝવાડાની વસ્તી કેટલી બધી વધી છે — બેહદ વધી છે એમ જ કહેવાનો હતો — પણ આંધ્ર જ્યારે સ્વતંત્ર રાષ્ટ્ર બનશે (તેલુગુ ભાષામાં ઈતિહાસને 'ચરિત્ર' અને પ્રાંતને 'રાષ્ટ્ર' કહે છે.) અને બેઝવાડા જ્યારે તેની રાજધાની થશે ત્યારે અહીંની વસ્તી આથી ચારગણી વધે તોય નવાઈ નહીં.

આસામ પ્રાંતમાં દાખલ થતાં જ કામાક્ષીની ટેકરી પરથી બ્રહ્મપુત્રનો વિસ્તાર અને ગોહાટીની થતી ઝાંખીથી મુગ્ધ બનેલા પાશ્ચાત્ય પ્રવાસીઓએ કહ્યું છે કે, આટલું સુંદર દૃશ્ય દુનિયામાં બીજે ક્યાંય ભાગ્યે જ જોવા મળે. મલ્લિકાર્જુન અને કનકગૌરીના મંદિર આગળથી કૃષ્ણાનો બંધ, રેલવેનો પુલ, ટેકરીઓનું સંમેલન, સુધાધવલ હવેલીઓ અને મંદિરોનાં શિખરો જોઈને મનમાં એમ થયું કે કામાક્ષીને જ જઈને પૂછીએ કે, તારી ટેકરી પરનું દૃશ્ય વધારે ભવ્ય છે કે કનકગૌરીની ટેકરી પરથી દેખાતું આ નયનમનોહર દૃશ્ય વધારે મોહક છે?

પાણી, તે પછી ગમે ત્યાં હો, ગમે તેટલું ઓછું હો અથવા અધિક હો, તે જીવનું [illegible] છે, તેથી પોતાનો ચમત્કાર બતાવ્યા વિના રહેતું નથી. સાપની જેમ માર્ગ કાઢીને દોડનારું ડુંગરનું ઝરણું ભલેને હો, તેને જોતાંવેંત ચિત્ત પ્રસન્ન થાય છે, કલ્પના શાંત ઝરણાની જેમ વહેવા માંડે છે; અને જેને જરાયે ગાતાં નથી આવડતું તે પણ કંઈક ને કંઈક ગણગણવા લાગે છે. તો પછી આવાં અસંખ્ય

ઝરણાં, પ્રવાહો, વહેળા, નહેરો અને નદીઓના સમુચ્ચયથી બનેલી આફાટ કૃષ્ણા નદી જ્યારે સાગરને મળવાની તૈયારી કરે છે, ત્યારે તેનું દર્શન સાગરગંભીર થાય તો તેમાં નવાઈ શી? અને તેમાંયે વળી માણસે બંધ બાંધીને પાણીનો ફુગાવો કરેલો હોય ત્યારે તે દેખાવો જોઈને નામદેવની નીચેની લીટીઓ યાદ આવવાની જ:

सुंदरपणाचा अभिमान भारी,
त्यांतूनी गर्भिणी नामा म्हणें !

ગોદાવરીને કાંઠે આવેલું રાજમહેન્દ્રી અને કૃષ્ણાને કાંઠે આવેલું બેઝવાડા, એ બેના સૌંદર્યની આગળ હૂગલી કાંઠે આવેલું કલકત્તા પણ ફીકું જ લાગે છે, અને ગંગાતીરે વસેલી વારાણસી પણ પોતાની પૌરાણિક પવિત્રતાને લીધે જ પોતાની પ્રતિષ્ઠા જાળવી શકે છે. મહીકાંઠાનું ખંભાત જો વિમાનમાંથી જોયું ન હોત તો તેનું સ્મરણ પણ અહીં થાત નહીં. પાસે એકાદ ઊંચી ટેકરી ન હોય તો શહેરનો વિસ્તાર અને તેનો ચહેરો ચિત્ત પર શી રીતે મુદ્રિત થાય?

ઉનાળામાં જ્યારે અહીંની ટેકરીઓ તપી જાય છે ત્યારે બેઝવાડાની ભઠ્ઠી જ બનાવી મૂકે છે. પણ તે માત્ર બે મહિના પૂરતી જ. એપ્રિલ મહિના સુધી પવન વહેતો હોય છે અને જૂનની અધવચમાં વરસાદનાં ઝાપટાં ટેકરીઓને ઠારી દે છે. પણ બેઝવાડાની ખરી શોભા તો દિવાળી પછી જ જોઈ લેવી.

પાણીનો બંધ બાંધવાને લીધે એટલી બધી પ્રચંડ શક્તિ નિર્માણ કરી શકાય તેમ છે કે તદ્દન સોંઘી વીજળી પેદા કરીને બેઝવાડાનું વીજવાડા બનાવવું તદ્દન સહેલું છે; અને મૈસૂર નજીકની ચામુંડા ટેકરીની જેમ અહીંની ટેકરીઓ ઉપર જો વીજળીના દીવા પ્રગટાવ્યા હોય તો સપ્તરંગી મેઘધનુષની શોભા નિર્માણ કરીને અહીં જ ગંધર્વનગરી અથવા ઐન્દ્રજાલિક અમરાપુરી નિર્માણ કરવી પણ શક્ય છે. અને તેમ થાય તો આ બંધ પરના સરોવરને 'અચ્છોદ'નું નામ આપવાને કોઈ વાંધો નહીં લે.

સાચે જ, બેઝવાડા એ હિંદુસ્તાનનું એક અનેરું સૌન્દર્યસ્થળ છે.

## ૯. કર્ણાટક

કેટલાક પ્રાન્તો વિશે એમ હું ઉદાસીન છું. પણ જ્યારે એ પ્રાન્તમાં જાઉં છું અને ત્યાંના લોકો સાથે મળું છું ત્યારે એ ઉદાસીનતા ઓગળી જાય છે. પણ કેટલાક પ્રાન્તો વિશે તો ત્યાં જાઉં કે ન જાઉં, મનમાં પ્રેમનો ઊભરો હોય જ છે. એમાંનો એક પ્રાન્ત કર્ણાટક છે. આજે વગર વાંકે એના કકડા થઈ ગયા છે એ કારણે હૃદયમાં એને વિશેષ સ્થાન હોય, ત્યાંના લોકો લાભહાનિનો ઝાઝો વિચાર ન કરતાં પોતાના ગમા-અણગમાને સ્વાભાવિક રીતે વધ થાય છે એ કારણ પણ હોય, અથવા ત્યાંનું પ્રાકૃતિક દૃશ્ય વિશેષ કાવ્યમય છે એ કારણે હોય, પણ કર્ણાટક વિશે હમેશાં મનમાં વાત્સલ્યભાવ રહ્યા જ છે.

આટલું બધું ઊંચે તાણીને બાંધેલું જવલ્લે જ જોવા મળે છે. એમ કહેવાય છે કે, ૧૯૨૫ની સાલમાં આકાશમાં ભારે મોટો વંટોળ ઊઠયો અને પવનના વમળનો વેગ સહન ન થવાથી આ પ્રચંડ દોરડું તૂટી ગયું! હવે એ દોરડાને બદલે તારખાતાએ બંધની નીચેની બાજુએ તારના થાંભલાઓ પર અનેક તારો બાંધેલા જોવામાં આવે છે.

અહીંના સમગ્ર દૃશ્યનું વર્ણન શી રીતે કરવું? માણસના કેવળ હાડપિંજર પરથી જેમ તેના શરીરનું લાવણ્ય તેમ જ યૌવન વ્યક્ત થઈ શકતું નથી, તે જ પ્રમાણે કેવળ શાબ્દિક વિવરણ દ્વારા અહીંના જલરાશિનું અને ટેકરીઓમાં થઈને દોડનાર વારિપ્રવાહનું સૌંદર્ય વ્યક્ત થઈ શકે નહીં. ચારે કોર પ્રસરેલી ઊંચી ઊંચી ટેકરીઓ, તેમની ઉપર ઘૂમટ જેવું વ્યાપેલું આકાશ, આકાશમાં જટાયુનાં પીંછાં જેવાં વીખરાયેલાં વાદળાં અને બધાને વિવિધ પ્રકારે પ્રતિબિંબિત કરનાર કૃષ્ણાના તરંગો — આ બધો આંખનો વિષય છે; જ્યારે શબ્દો બિચારા કણશ: અને ક્ષણશ: કલ્પનાને જાગ્રત કરીને કાન વાટે ભેજામાં ચિત્રો પેદા કરવાનો પ્રયત્ન કરનારા રહ્યા! આ બેનો મેળ શી રીતે ખાય?

ઊભરાતા પાણીનો નશો આંખમાં ધારણ કરીને જ અમે પાસેની ટેકરી પર ચડયા. એક બાજુએ કંઈક આગળપડતી જગ્યા કબજે કરીને શ્રી મલ્લિકાર્જુન મહાદેવ વિજયવાડાને આશિષ આપી રહ્યા છે અને બીજી બાજુએ ટેકરીની ખીણમાં બનેલા ધરા પાસે માતા કનકદુર્ગા કૃષ્ણાના પ્રવાહની અને વિજયવાડાના માનવ-સાગરની સૌંદર્યલહરીઓ નિહાળી રહી છે.

ગયાં પચીસ વર્ષમાં બેઝવાડાની વસ્તી કેટલી બધી વધી છે – બેહદ વધી છે એમ જ કહેવાનો હતો – પણ આંધ્ર જ્યારે સ્વતંત્ર રાષ્ટ્ર બનશે (તેલુગુ ભાષામાં ઇતિહાસને 'ચરિત્ર' અને પ્રાંતને 'રાષ્ટ્ર' કહે છે.) અને બેઝવાડા જ્યારે તેની રાજ-ધાની થશે ત્યારે અહીંની વસ્તી આથી ચારગણી વધે તોય નવાઈ નહીં.

આસામ પ્રાંતમાં દાખલ થતાં જ કામાક્ષીની ટેકરી પરથી બ્રહ્મપુત્રનો વિસ્તાર અને ગોહાટીની થતી ઝાંખીથી મુગ્ધ બનેલા પાશ્ચાત્ય પ્રવાસીઓએ કહ્યું છે કે, આટલું સુંદર દૃશ્ય દુનિયામાં બીજે ક્યાંય ભાગ્યે જ જોવા મળે. મલ્લિકાર્જુન અને કનકગૌરીના મંદિર આગળથી કૃષ્ણાનો બંધ, રેલવેનો પુલ, ટેકરીઓનું સંમેલન, સુધાધવલ હવેલીઓ અને મંદિરોનાં શિખરો જોઈને મનમાં એમ થયું કે કામાક્ષીને જ જઈને પૂછીએ કે, તારી ટેકરી પરનું દૃશ્ય વધારે ભવ્ય છે કે કનકગૌરીની ટેકરી પરથી દેખાતું આ નયનમનોહર દૃશ્ય વધારે મોહક છે?

પાણી, તે પછી ગમે ત્યાં હો, ગમે તેટલું ઓછું હો અથવા અધિક હો, તે જીવતું હોય છે, તેથી પોતાનો ચમત્કાર બતાવ્યા વિના રહેતું નથી. સાપની જેમ માર્ગ કાઢીને દોડનારું ડુંગરનું ઝરણું ભલેને હો, તેને જોતાંવેંત ચિત્ત પ્રસન્ન થાય છે; કલ્પના શાંત ઝરણાની જેમ વહેવા માંડે છે; અને જેને જરાયે ગાતાં નથી

ઝરણાં, પ્રવાહો, વહેળા, નહેરો અને નદીઓના સમુચ્ચયથી બનેલી આફાટ કૃષ્ણા નદી જ્યારે સાગરને મળવાની તૈયારી કરે છે, ત્યારે તેનું દર્શન સાગરગંભીર થાય તો તેમાં નવાઈ શી? અને તેમાંયે વળી માણસે બંધ બાંધીને પાણીનો ફુગાવો કરેલો હોય ત્યારે તે દેખાવો જોઈને નામદેવની નીચેની લીટીઓ યાદ આવવાની જ:

सुंदरपणाचा अभिमान भारी,
त्यांतूनी गर्भिणी नामा म्हणें !

ગોદાવરીને કાંઠે આવેલું રાજમહેન્દ્રી અને કૃષ્ણાને કાંઠે આવેલું બેઝવાડા, એ બેના સૌંદર્યની આગળ હૂગલી કાંઠે આવેલું કલકત્તા પણ ફીકું જ લાગે છે, અને ગંગાતીરે વસેલી વારાણસી પણ પોતાની પૌરાણિક પવિત્રતાને લીધે જ પોતાની પ્રતિષ્ઠા જાળવી શકે છે. મહીકાંઠાનું ખંભાત જો વિમાનમાંથી જોયું ન હોત તો તેનું સ્મરણ પણ અહીં થાત નહીં. પાસે એકાદ ઊંચી ટેકરી ન હોય તો શહેરનો વિસ્તાર અને તેનો ચહેરો ચિત્ત પર શી રીતે મુદ્રિત થાય?

ઉનાળામાં જ્યારે અહીંની ટેકરીઓ તપી જાય છે ત્યારે બેઝવાડાની ભઠ્ઠી જ બનાવી મૂકે છે. પણ તે માત્ર બે મહિના પૂરતી જ. એપ્રિલ મહિના સુધી પવન વહેતો હોય છે અને જૂનની અધવચમાં વરસાદનાં ઝાપટાં ટેકરીઓને ઠારી દે છે. પણ બેઝવાડાની ખરી શોભા તો દિવાળી પછી જ જોઈ લેવી.

પાણીનો બંધ બાંધવાને લીધે એટલી બધી પ્રચંડ શક્તિ નિર્માણ કરી શકાય તેમ છે કે તદ્દન સોંઘી વીજળી પેદા કરીને બેઝવાડાનું વીજવાડા બનાવવું તદ્દન સહેલું છે; અને મૈસૂર નજીકની ચામુંડા ટેકરીની જેમ અહીંની ટેકરીઓ ઉપર જો વીજળીના દીવા પ્રગટાવ્યા હોય તો સપ્તરંગી મેઘધનુષની શોભા નિર્માણ કરીને અહીં જ ગંધર્વનગરી અથવા ઐન્દ્રજાલિક અમરાપુરી નિર્માણ કરવી પણ શક્ય છે. અને તેમ થાય તો આ બંધ પરના સરોવરને ‘અચ્છોદ’નું નામ આપવાને કોઈ વાંધો નહીં લે.

સાચે જ, બેઝવાડા એ હિંદુસ્તાનનું એક અનેરું સૌન્દર્યસ્થળ છે.

## ૯. કર્ણાટક

કેટલાક પ્રાન્તો વિશે એમ હું ઉદાસીન છું. પણ જ્યારે એ પ્રાન્તમાં જાઉં છું અને ત્યાંના લોકો સાથે મળું છું ત્યારે એ ઉદાસીનતા ઓગળી જાય છે. પણ કેટલાક પ્રાન્તો વિશે તો ત્યાં જાઉં કે ન જાઉં, મનમાં પ્રેમનો ઊભરો હોય જ છે. એમાંનો એક પ્રાન્ત કર્ણાટક છે. આજે વગર વાંકે એના કકડા થઈ ગયા છે એ કારણે હૃદયમાં એને વિશેષ સ્થાન હોય, ત્યાંના લોકો લાભહાનિનો ઝાઝો વિચાર ન કરતાં પોતાના ગમા-અણગમાને સ્વાભાવિક રીતે વધ થાય છે એ કારણ પણ હોય, અથવા ત્યાંનું પ્રાકૃતિક દૃશ્ય વિશેષ કાવ્યમય છે એ કારણે હોય, પણ કર્ણાટક વિશે હમેશાં મનમાં વાત્સલ્યભાવ રહ્યા જ છે.

આમ જોતાં કર્ણાટકના કેટલાક સ્વાભાવિક કકડા પડે છે. પશ્ચિમ ગિરિ તળેનો કાનડાનો મુલક સ્વભાવે જુદો છે. ત્યાંની કુદરતનો સ્વભાવ પણ જુદો અને માણસનો પણ જુદો. એ લોકોના સ્વભાવનું વલણ મુંબઈ તરફ, કોંકણ તરફ અને કેરળ તરફ વધારે છે; અને જો વહાણવટાનો ધંધો વધે તો કાઠિયાવાડથી કન્યાકુમારી સુધીનો આખો પ્રદેશ સહેજે એક થઈ જાય. પણ કોક વાર કુદરત કરતાં ભાષા વધારે પ્રભાવશાળી નીવડે છે. કેવળ ભાષાને કારણે કૂર્ગ જાણે સ્વતંત્ર ભૂમિભાગ છે એમ જ મનમાં થઈ આવે છે. અને રાજ્યવ્યવસ્થાને કારણે મૈસૂર પણ અલગ, સ્વતંત્ર પ્રાંત હોય એમ મન પર છાપ પડે છે. પણ જ્યારે આપણે તટસ્થ ભાવે વિચાર કરીએ છીએ ત્યારે જ્યાં જ્યાં કન્નડ ભાષા બોલાય છે તે તે આખો પ્રદેશ એક હોવો જોઈએ એમ મન સાથે નક્કી થાય છે. કર્ણાટકની સંસ્કૃતિ પડોશી પ્રાંતની સંસ્કૃતિ કરતાં વિશેષ ભિન્ન છે એમ તો નથી લાગતું. દક્ષિણ મહારાષ્ટ્રના લોકો, કર્ણાટકના લોકો અને તામિલનાડના લોકો રહેણીકરણીમાં, રાગદ્વેષમાં અને ચહેરામાં પણ સરખા જ લાગે છે. કન્નડ સાહિત્યના કેટલાક પ્રકારો મરાઠીથી જુદા છે. કર્ણાટકી સંગીતમાં પણ હૃદયને જાગ્રત કરવાની ખૂબી ઓર છે એ ખરું, પણ એટલા પરથી આખી સંસ્કૃતિ નોખી છે એમ ન કહેવાય. છતાં હું માનું છું કે જે લોકો એક જ ભાષા બોલે છે તેમનું જીવન સ્વાભાવિક રીતે ઓતપ્રોત થાય જ છે; અને તેથી ભાષાને કારણે જ પોતીકાપણું ઉત્પન્ન થાય છે.

કર્ણાટકમાં રહેતા લોકો એક જાતિના છે, એક ધર્મના છે કે એક વંશના છે એવું તો નથી જ. એક ભાષા હોવા છતાં ધર્મને કારણે, જાતિને કારણે અને રાજ્યતંત્રને કારણે જીવન ઓતપ્રોત થતાં અટકે છે. આ ત્રણે તત્ત્વોને દબાવી જ્યારે લોકોમાં સામાજિક જીવન એકત્ર વહેવડાવવાની શક્તિ આવશે ત્યારે જ કન્નડ ભાષા બોલનારા લોકો એકપ્રાણ થઈ જશે.

હિન્દુસ્તાનમાં નાનાં નાનાં રાજ્યો અને નાની નાની ન્યાતોને લઈને પ્રાચીન કાળથી એવી તો સંકુચિત વૃત્તિ રૂઢ થઈ ગઈ છે કે જાતિભેદ સાથે ભિન્ન ભિન્ન જાતિઓ વચ્ચે દ્વેષ આપણા દેશમાં પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે. બિચારા રાજા ભર્તૃહરિએ અકળાઈને કહ્યું, 'જ્યાં જાતિ છે ત્યાં સમાજને બાળી નાખવા માટે બીજા અગ્નિની જરૂર શી?' –ज्ञातिश्चेत् अनलेन किम्?– એ જ સંકુચિતતાને કારણે પ્રાન્તીય ભેદ સાથે પ્રાન્ત પ્રાન્ત વચ્ચે અદેખાઈનું વાતાવરણ એની મેળે બંધાય છે.

કર્ણાટકને દરદ છે કે એના કકડા થઈ ગયા છે. આખું કર્ણાટક એક ન થાય ત્યાં સુધી કર્ણાટક ચિડાયેલો રહે એ સ્વાભાવિક છે. એ જો પડોશના પ્રાન્તને અકળાવે તો તે દરગુજર કરવાને લાયક છે.

કેવળ ન્યાય ખાતર પણ કર્ણાટકનું એકીકરણ તુરત થવું જોઈએ. પણ દેશ પાસેથી તેમ કરાવવા માટે અખિલ કર્ણાટકનું જાહેર જીવન એક, અખંડ અને

સમૃદ્ધ થવું જોઈએ. અખિલ કર્ણાટક જેની અંદર આવી જાય છે એવી અનેક સંસ્થાઓ કર્ણાટકમાં ચાલવી જોઈએ.

જો કોઈ પણ શુભ કામના સિદ્ધ કરવી હોય તો તેને માટે વધારેમાં વધારે લોકોના આશીર્વાદ મળેલા હોય તો સારું. અને એવું કામ જો 'सर्वेषाम् अविरोधेन' થતું હોય તો વિશેષ સારું.

કર્ણાટકની સરહદ ઉપરના અમુક તાલુકાઓ કર્ણાટકમાં ગણાય કે ન ગણાય. એ વિશે પડોશના પ્રાન્તોમાં મતભેદ ભલે હોય, પણ કર્ણાટકના એકીકરણ વિશે તો ક્યાંય મતભેદ છે નહીં, કોઈનો વિરોધ છે નહીં.

મંગળૂર અને બળ્ળારી એ બે જિલ્લાઓ સોંપી દેતાં મદ્રાસ પ્રાન્તને કશું દુઃખ થવાનું નથી. કર્ણાટક જો મહારાષ્ટ્રથી નોખું પડે તો મહારાષ્ટ્રીઓને દુઃખ થવાનું નથી. થોડીક કઠણાઈ રહેશે માત્ર નિઝામ રાજ્યના કાનડી ભાષા બોલનારા લોકોના મુલકને. નિઝામ એને છોડવા તૈયાર થશે કે કેમ એ એક મોટો સવાલ છે. મૈસૂર રાજ તો આખું કન્નડ ભાષા બોલે છે, એટલે કર્ણાટકના એકીકરણથી મૈસૂરના લોકોને નુકસાન નથી, પણ વખતે લાભ જ હોય.

કૂર્ગ જેવો નાનકડો ટાપુ કર્ણાટકમાં જ ભળી જાય એ યોગ્ય છે. પણ એ કામ જબરદસ્તીથી ન થવું જોઈએ. કૂર્ગના લોકોની જ્યારે મરજી થાય ત્યારે તેઓ કર્ણાટકમાં ભળી શકે એટલું સહેલું કરી રાખેલું હોવું જોઈએ. મુંબઈવાળું કર્ણાટક, મૈસૂરી કર્ણાટક, કૂર્ગ અને નિઝામ રાજ્યના કન્નડ જિલ્લાઓ, આટલા ચાર સ્વતંત્ર વિભાગ એક ન થાય ત્યાં સુધી કર્ણાટકનું એકીકરણ થયું ન કહેવાય.

અનેક વખતે જુદાં જુદાં કારણે લગભગ આખો કર્ણાટક હું ફર્યો છું. હમણાં હમણાં ધારવાડ જિલ્લો ફર્યો. એ પહેલાં મંગળૂર અને કારકળની આસપાસનો મુલક જોયો. મૈસૂરમાં ઉતાવળે ઉતાવળે ત્રણચાર વાર ફર્યો છું. બેળગાંવ, ધારવાડ તો મારું બાળપણનું વાતાવરણ. બળ્ળારી તરફ બહુ ફર્યો નથી; જોકે હોસ્પેટ-હંપી જઈ વિજયનગર સામ્રાજ્યના ભગ્નાવશેષ ભગ્ન હૃદયે મેં અવશ્ય જોયા છે. માત્ર નિઝામ કર્ણાટક જોયું છે એમ ન કહી શકું.

જ્યારે પૂર્ણ સ્વરાજ થશે અને દેશી રાજાઓના સવાલનો ઉકેલ આવશે ત્યારે જ કર્ણાટકનું સંપૂર્ણ એકીકરણ થશે. ત્યાં સુધી કર્ણાટકે આંતરિક સંગઠન વધાર્યે જ છૂટકો. જ્યાં સુધી ભાષા અને સાહિત્યના વિકાસનો સંબંધ છે ત્યાં સુધી મૈસૂર રાજ અને એનું વિશ્વવિદ્યાલય કર્ણાટકની આગેવાની કરી શકશે.

આ તો કર્ણાટક પરત્વેના મારા સામાન્ય વિચારો થયા. પણ મારે આ લેખ કોઈ રાજદ્વારી ઉદ્દેશથી લખવો જ નથી. મારે તો મૈસૂર રાજની મુસાફરીનો થોડોક અહેવાલ રજૂ કરવો છે.

## ૨

અમે પૂનાથી તા. ૪થી જુલાઈ (૧૯૩૯)ની રાત્રે નીકળ્યા. મહારાષ્ટ્રમાં સૂતા અને કર્ણાટકમાં જાગ્યા એટલે અમારી મુસાફરી ખરી રીતે તા. ૫મી જુલાઈએ શરૂ થઈ એમ કહી શકાય. બેળગાંવ ઊતરવાનું મન ઘણું હતું. પણ વખતને અભાવે તેમ ન કરી શકયા. નવ વાગ્યે ધારવાડ પહોંચ્યા અને કર્ણાટકના વાતાવરણમાં હળી ગયાનો આનંદ થયો. બિહારની પેઠે કર્ણાટકના લોકો પણ દેખાવે સૌમ્ય છે. જ્યાં મતભેદ થાય ત્યાં ચર્ચાના અખાડામાં ઊતરવા કરતાં ગોળ ગોળ વાતો કરી, પોતાનો મતભેદ જણાવવાનું ટાળી શકાય તો ટાળવાનો પ્રયત્ન એ કરવાના. આનો અર્થ એ નથી કે કર્ણાટકનો માણસ બીકણ છે. પણ એની સજ્જનતા અથવા એની પોતે માનેલી દૂરંદેશી એને સ્પષ્ટ થતાં રોકે છે, પણ હું તો કર્ણાટકનો જ રહ્યો. ભાષાની સહેજસાજ મુશ્કેલી હોવા છતાં હું તો લોકોમાં સહેજે ભળી શકું છું.

ઘણે વરસે ધારવાડ આવ્યો, એટલે નાનપણનાં સ્મરણો તાજાં થયાં. ૧૮૯૯ના દિવસો હશે. ધારવાડમાં લાઇનબજારમાં અમે રહેતાં હતાં. સરકારી હાઈસ્કૂલમાં અંગ્રેજી ચોથીમાં હું દાખલ થયો હતો. એ વર્ગના શિક્ષક અને વાતાવરણનાં સંસ્મરણો બહુ સારાં નથી. પછી મારા એક ભાઈ અહીં પ્લેગથી ગુજરી ગયા. સરકારી નિયમ પ્રમાણે અમારે 'પ્લેગ કૅમ્પ'માં જઈને રહેવું પડ્યું. ત્યાંનું વાતાવરણ જેલ સાથે પણ ન સરખાવાય. માણસના હાથમાં નરક પેદા કરવાની શક્તિ ઈશ્વરે રાખેલી છે તેનો ઉપયોગ અહીં બરાબર કરવામાં આવ્યો હતો. પછી તો અમે શહેર બહાર ઝૂંપડાં બાંધીને રહ્યાં. તે વખતે પાણી મેળવવા કૂવેકૂવે જે રખડવું પડતું તેનો ખ્યાલ આવતાં આજે પણ 'હાશ માંડ બચ્યા'ની લાગણી મનમાં પેદા થાય છે.

છતાં ધારવાડ પ્રત્યે તે વખતનો જ ઊંડો પ્રેમ બંધાયો છે. એની સ્વચ્છ ઊંચીનીચી જમીન, જ્યાંત્યાં છાયા ફેલાવતાં એનાં ઊંચાં ઊંચાં વૃક્ષો, ખૂણે ખૂણે ચળકતાં નાનાં નાનાં તળાવો, મોજાંઓનું અનુકરણ કરતી શહેર બહારની ઉચ્ચાવચ ભૂમિ, મોતીના દાણા જેવી એની જુવાર, મલાઈ જેવું દૂધ, હાથી જેવી ભેંસો અને રાક્ષસ જેવા કામ કરનારા ત્યાંના મજૂરો તથા વડ્ડરો (ઓડ જેવી કોમ): એ બધું તે વખતથી જ વહાલું વહાલું લાગ્યું છે.

આ ફેરે ધારવાડ આવ્યો તે ત્યાંની વર્ધાયોજનાની પ્રગતિ જોવા સારુ. વર્ધા-યોજનાના શિક્ષકો તૈયાર કરવા માટે મુંબઈ સરકાર તરફથી એક કેન્દ્ર ધારવાડમાં ચાલે છે. શ્રી તટ્ટી એના મુખ્ય સંચાલક છે. ધારવાડ મ્યુનિસિપાલિટી તરફથી શહેરની હદની અંદર આવેલા એક ગામડામાં એક પ્રાથમિક શાળા ચાલે છે. એને જ નગરપાલિકાએ શિક્ષણાનુભવ લેવા સારુ વર્ધા-કેન્દ્રને સોંપી દીધી છે. એ બંને કેન્દ્રો અમે જોઈ આવ્યા. પણ ખાસ જોવાલાયક તો હતું નરેન્દ્ર કરીને એક જૂના ગામડાનું કેન્દ્ર. અહીં શ્રી મુધોળકર અને એમના બીજા મિત્રો ભેગા થયા અને એમણે લગભગ ૨૫ શિક્ષકોને એકઠા કરી ત્રણ સાડા ત્રણ મહિનાનું કેન્દ્ર ચલાવ્યું.

અહીંનો ઉત્સાહ, અહીંની પ્રગતિ અને રાષ્ટ્રોદ્ધારનું વાતાવરણ જોઈને મને ઘણો સંતોષ થયો.

એમ તો બંગાળ, મહારાષ્ટ્ર વગેરે પ્રાન્તો પોતપોતાના સંગીત માટે પંકાયેલા છે જ. કર્ણાટક પણ તે જ પ્રમાણે કર્ણાટકી સંગીત માટે મશહૂર છે. પણ સામાન્ય મેળાવડામાં છોકરાઓ અને છોકરીઓ જ્યારે ગાય છે ત્યારે બીજા કોઈ પ્રાન્ત કરતાં કર્ણાટકમાં રાગ-તાલનો ખ્યાલ વધારે જાળવેલો દેખાય છે. તેથી તે કર્ણકટુ નથી થતું. ધારવાડમાં બીજી એક વસ્તુ તરફ ધ્યાન ગયું કે કાનડી વક્તાઓ લાંબાં લાંબાં ભાષણ આપી વખત નથી ખાઈ જતા.

ધારવાડનું કામ પૂરું કરી અમે હુબળી પહોંચ્યા. રસ્તાનું સામાન્ય દૃશ્ય રમણીય હતું. આસપાસની જમીન નથી સપાટ કે નથી ડુંગરાવાળી; તેથી દૂર દૂર સુધી ખેતરો અને બગીચાઓ, ઝાડો અને તળાવો, બધું સ્વચ્છ સુંદર હોય છે અને લાલ પથરાઓ એટલા તો મજાના હોય છે કે ફરી બાળક થઈને એ ગજવામાં ભરી લેવાનું અને કુમળા કુમળા હોય તે મોઢામાં નાખી ચાવી જવાનું મન થાય છે! એ પથરા છે જ એટલા સુંવાળા.

મારા નાનપણમાં ધારવાડ-હુબળીના લોકોને ફૂલોનો શોખ બહુ ન હતો. હમણાં જોઉં છું તો દરેક બંગલાની આસપાસ સારાં સારાં ફૂલઝાડો હોય જ છે, અને કુદરત પણ કશી કંજૂસાઈ વિના લોકોને મોં માગ્યાં ફૂલો દે છે.

હુબળીથી બેંગલોરનો રસ્તો એટલે એક ઊંઘ તાણવાનો સમય. રસ્તામાં સ્ટેશનો આવે છે અને જાય છે, કાનડી ભાષાના જાતજાતના શબ્દો સંભળાય છે, પણ તે અર્ધ જાગૃતિમાં અને સ્વપ્નસૃષ્ટિમાં વિલીન થાય છે. આલમોડા પ્રદેશનું એક પ્રાચીન નામ છે, 'ષષ્ટિખાત' કેમ કે એ પ્રદેશમાં સાઠ તળાવો છે. મૈસૂર અને કર્ણાટકના પ્રદેશને મને લાગે છે કે 'લક્ષખાત' કહેવું પડશે. અહીં જ્યાં જુઓ ત્યાં, વાકાંચૂકાં પણ સજ્જનના હૃદય જેવાં પારદર્શક તળાવો જડી આવે છે. વરસાદ પડે એટલે પાણી એવું તો લાલ થઈ જાય છે કે આખા હિંદુસ્તાને જો સંન્યાસદીક્ષા લેવાનો નિર્ણય કર્યો હોય તો અહીં એમનાં વસ્ત્રો ગેરુઆ રંગનાં બનાવી શકાય!

જેમ ધારવાડ-હુબળી તરફની માટી લાલ છે તેમ બેંગલોરની પણ લાલ છે, તેથી ત્યાંનાં ઘણાંખરાં નાનાંમોટાં ઘરોને લાલ રંગથી જ રંગાવી દે છે. ધોળો રંગ ચડાવ્યો હોય તો એના ઉપર લાલ માટી બેસી એ બગડી જવાનો. એના કરતાં છડેચોક લાલ રંગ જ ચડાવી દેવો એમાં લોકોએ ડહાપણ જોયું. પણ બેંગલોર વિશે મારે એક સ્વતંત્ર લેખ જ લખવો છે, એટલે અહીં અટકી જાઉં છું.

સપ્ટેમ્બર, '૩૯

# ૧૦. ગોમાંતકની એક ઝાંખી

પચીસ વર્ષ બાદ ગોવાની પુણ્યભૂમિનું મેં ફરી દર્શન કર્યું. મારા પૂર્વજોની એ કર્મભૂમિ હતી, એટલે મારે માટે એ પુણ્યભૂમિ છે જ. પરંતુ ભારતીય ઈતિહાસમાં પણ ગોવાનું મહત્ત્વ અપૂર્વ છે. સનાતની ક્ષત્રિયોએ અને જૈનોએ એની જાહોજલાલી અસાધારણ વધારેલી. બ્રાહ્મણોએ અહીં પોતાની તપસ્યાનો ચમત્કાર દેખાડયો હતો. બે અવતારી પુરુષ પરશુરામ અને શ્રીકૃષ્ણે ગોવાના રમણીય પહાડો અને પવિત્ર નદીઓના સૌંદર્યનું પાન કર્યું હતું. પરંતુ આજ તો ગોવા ઈસાઈઓની ધર્માંધતાના એક અવશેષના રૂપમાં જ આપણું લક્ષ ખેંચે છે. મુસલમાનો ને ઈસાઈઓ ત્યાં આપસઆપસમાં પેટ ભરીને (કે ફાડીને) લડયા. હિંદુઓએ પોતાના ધર્મની રક્ષા અર્થે પૂર્ણ બલિદાન આપ્યું. અને જ્યારે પોતાની આંતરિક કમજોરીઓના કારણે ઈસાઈ રાજસત્તાનો એમને સ્વીકાર કરવો પડયો ત્યારે પરાસ્ત પ્રજા પણ પોતાની સંસ્કૃતિનું રક્ષણ કઈ રીતે કરી શકે છે તેનો પરિચય અહીંની હિન્દુ જાતિએ આપ્યો.

ભિન્ન જાતિના, ભિન્ન ધર્મના ને ભિન્ન સંસ્કૃતિના લોકો સાથે મળીને રહેવાની કળા જે લોકો નથી કેળવતા તેમને એ પાઠ ઈતિહાસવિધાતા જબરદસ્તીએ શીખવે છે અને વિવિધતામાં એકતા સ્થાપવાનો સમન્વયકારી જીવનસિદ્ધાંત બતાવી આપે છે. ગોવામાં એવું જ બન્યું છે.

દક્ષિણ ભારતના પશ્ચિમ કિનારા પર મહારાષ્ટ્ર અને કર્ણાટકની વચ્ચે ગોવા એક નાનકડો પ્રદેશ છે. સહ્યાદ્રિનાં ઉત્તુંગ શિખરો અને પશ્ચિમ સમુદ્રનાં મોજાંઓ આ પ્રદેશને એની કુદરતી સીમા બાંધી આપે છે. આજ લગભગ ચારસો સાડા-ચારસો વર્ષથી અહીં પોર્ટુગલના કૅથલિક ખ્રિસ્તી લોકોનું રાજ છે. વિજયનગરના સામ્રાજ્યનો ઉદય અને અસ્ત થયો, મરાઠાઓએ હિંદવી સ્વરાજ્ય સ્થાપન કરી એને છિન્નભિન્ન પણ થવા દીધું, અંગ્રેજોએ અહીં પોતાની વેપારી કોઠીઓનો પ્રારંભ કરી પોતાનું સામ્રાજ્ય દેશભરમાં ફેલાવી જોયું, પરંતુ ગોવામાં પોર્ટુગીઝ લોકોનું રાજ્ય હજી અબાધિત જ રહ્યું છે.

ફ્રાન્સનિવાસીઓએ હિંદમાં આવીને દરબારી રાજનીતિ ચલાવી. અંગ્રેજોએ વેપારી રાજનીતિથી બહોળો લાભ ઉઠાવ્યો. પરંતુ પોર્ટુગીઝ લોકોએ ધર્મ અને સંસ્કૃતિની દૃષ્ટિએ અહીંની પ્રજાને આત્મસાત્ કરવાની એકધારી નીતિ આજ સુધી ચલાવી છે. એ વાત જેટલી આશ્ચર્યકારક તેટલી જ અધ્યયન યોગ્ય છે. જ્યાં સુધી એમનું ચાલ્યું ત્યાં સુધી પોર્ટુગીઝ લોકોએ આ દેશમાં કેવળ ઈસાઈ ધર્મ જ પ્રચલિત કરવાની કોશિશ કરી. અમુક ખાસ ભાગોમાં મંદિર કે મસ્જિદ રહેવાં

જ ન જોઈએ એવા પણ નિયમો કર્યા ને એનું કઠોરતાપૂર્વક પાલન કરાવ્યું. આજે પણ ગોવાની પ્રાથમિક શાળાઓમાં એવી રીડરો ચાલે છે જેમાં શીખવવામાં આવે છે કે પોર્ટુગલ આપણો સ્વદેશ છે. અને જ્યારે કોઈ રાષ્ટ્રીય વૃત્તિનો નવયુવક પોતાના પાદરી શિક્ષક મહાશયને સવાલ કરે છે કે 'તો પછી પોર્ટુગલથી આ ગેરમુલકમાં આપણે ક્યાંથી આવી લાગ્યા?' ત્યારે એ ઈસાઈ વિદ્યાગુરુ લાલચોળ બની ગુસ્સે થઈ જાય છે! ગોવામાં આજે લગભગ અર્ધી લોકસંખ્યા ઈસાઈ છે, એમાં કશું આશ્ચર્ય નથી. કિંતુ અર્ધાથી વધારે જનતા દૃઢતાપૂર્વક કટ્ટર હિંદુ રહી છે એ વાત જ ધ્યાનમાં રાખવાલાયક છે. એવી હાલતમાં ત્યાં હિંદુ-ઈસાઈ વચ્ચે ઊંચાં મન રહે એ સ્વાભાવિક છે. રાજ્યકર્તાઓના મનમાં ગેરઈસાઈઓ માટે કોઈ સ્થાન જ ન હતું.

ઈ. સ. ૧૯૧૨માં જ્યારે પોર્ટુગલમાં રાજ્યક્રાન્તિ થઈ ને ધર્મમાત્ર પ્રત્યે ઉદાસીન એવું લોકસત્તાક રાજ્ય સ્થાપિત થયું ત્યારે ગોવાના હિંદુઓના ધાર્મિક દમનનો લગભગ અંત આવ્યો. પોર્ટુગલમાં પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થતાં જ ગોવાને સ્વરાજ પણ મળી ગયું! પરંતુ ગોવાની આમજનતામાં એને હજમ કરવા લાયક ન કોઈ શક્તિ હતી, ન બુદ્ધિ હતી કે ન કશી જાગૃતિ પણ. સંગઠનનું નામ-નિશાન સુધ્ધાં ન હતું. રાજનૈતિક કાર્યો માટે સંસ્થાઓ સ્થાપિત કરવી જોઈએ અને એને માટે નાણું એકઠું કરવું જોઈએ; ભિન્ન ભિન્ન સમાજો વચ્ચે હાર્દિક સંગઠન કરવું જોઈએ, પોતાના હકો પરત્વે જાગ્રત રહી પ્રસંગ આવ્યે રાજસત્તા સામે સંગઠિત રીતે પ્રજાકીય પદ્ધતિ અનુસાર લડત ચલાવવી જોઈએ વગેરે વાતોથી ત્યાંના લોકો તદ્દન અજાણ હતા.

આખરે ખુદ પોર્ટુગલમાં જ રિપબ્લિકનો અંત આવ્યો અને તાનાશાહીનો ઉદય થયો એટલે ગોવાની પ્રજા પહેલાં જેવી સ્થિતિમાં હતી એવી જ સ્થિતિમાં આવી પડી.

જો પોર્ટુગલની સરકાર ફક્ત પોતાનું હિત સમજે તોયે ગોવાની હાલત ઠીક ઠીક સુધરી શકે તેમ છે. પણ એ તો અનેક રીતે કેવળ અંધેર નગરી જ છે. ગોવાની જનતા ભારતવાસી જ છે. આપણે એક સમાજ છીએ. આપણા સામાજિક, આર્થિક અને વેપારવિષયક હિતસંબંધ એક જ છે. એવું હોવા છતાં ત્યાંનું રાજ્ય અલગ છે. ગોવાના લોકો આપણા જિગરના ટુકડા હોવા છતાં એક ભિન્ન રાષ્ટ્રની પ્રજા છે. બ્રિટિશ સરકાર ને પોર્ટુગલ વચ્ચે કેવળ મિત્રતાનો સંબંધ છે. જે હાલત પૉંડિચેરી ને ચંદ્રનગરની છે એ જ હાલત ગોવાની પણ છે. (ગુજરાતને કિનારે આવેલ દીવ અને દમણ એટલાં નાનાં છે કે એમનો સવાલ અહીં છેડવાની જરૂર નથી.)

ગોવાના રાજનૈતિક આંદોલનમાં આપણે કોઈ હિસ્સો નથી લઈ શકતા. આપણી રાજ્યપ્રવૃત્તિનો પ્રત્યક્ષ લાભ ગોવાની જનતાને નથી મળી શકતો. કિંતુ ગોવાના

સુખદુ:ખની બાબતમાં આપણે ઉદાસીન રહી શકીએ તેમ નથી. આપણે કાંઈ નહીં તોયે ત્યાંની પરિસ્થિતિથી વાકેફ તો રહેવું જ જોઈએ.

ગોવાનું કુદરતી સૌંદર્ય અનુપમ છે. ઉત્તરમાંથી કાશ્મીરના અને દક્ષિણમાંથી કેરળના સૌંદર્યને લઈ એ બંનેને મેળવીને જ જાણે કુદરતે આ ગોમાંતક પ્રદેશની રચના કરી છે. રેલથી ગોવા જતાં તિનઈ ઘાટની વન્ય શોભા, પહાડોને છેદીને તૈયાર કરેલી સુરંગો ને છયે ઋતુમાં હર્યાભર્યાં દેખાતાં તેનાં છોડઝાડ મનોહર છે જ. પરંતુ ત્યાંની કાળી નદીથી બનતો દૂધસાગરનો ધોળો ધોધ તો કેવળ ઉન્માદ-કારી છે. ગેરસપ્પાનો જોગનો ધોધ કદાચ દુનિયામાં સૌથી ઊંચો હશે; નાયગરાનો પ્રપાત સૌથી મોટો ને ભીષણ હશે; પરંતુ દૂધસાગર તો સૌથી વધારે મનોહર ને સૌંદર્યમૂર્તિ છે.

ગોવાની નદીઓ સમુદ્રની ખાડીમાં જઈ મળે છે ત્યાં નદી તથા ખાડીમાં એટલો મોટો ચક્રવ્યૂહ બન્યો છે કે જો ભરતીઓટની અનુકૂળતા સાચવીએ તો ગોવામાં કોઈ પણ એક ગામથી બીજા ગામ સુધી આપણે નાવડીમાં જ જઈ શકીએ એમ કહેવામાં અતિશયોક્તિ નહીં થાય. રેલના અને મોટરોના પ્રવેશને કારણે જ્યાં જ્યાં લોઢાના પુલ અને વજ્રલેપ રસ્તા બની જવાથી ત્યાંની સ્થિતિ કંઈક બદલી ગઈ છે ખરી; તોપણ ગોવામાં જ્યાં જઈએ ત્યાં પાણીની જળજંજાળ પોતાની શોભાથી ચિત્તને પુલકિત કરી જ દે છે.

નારિયેળ, સોપારી, કેળ, કાજુ, આંબા, ફણસ ને કોકમ આદિનાં ઝાડોની શોભા એટલી તો ઘનગંભીર છે કે મનુષ્ય જાણે એમની રજાથી જ ત્યાં વસી શક્યો છે એવું લાગે. અને એમનાં ઝુંડ વચ્ચેથી જ્યારે હિંદુઓનાં મંદિરો કે ઈસાઈઓનાં ગિરજાઘરો પોતાનાં શિર ઊંચાં ઉઠાવે છે ત્યારે તો સૌંદર્યની પરિસીમા થાય છે, ને મોંમાંથી અનિરુદ્ધ ઉદ્‌ગાર નીકળી પડે છે કે ખરેખર આ દેવભૂમિ છે.

લોકોમાં પુરાણી કેળવણી જોકે ક્ષીણ થતી જાય છે તોપણ સાહિત્યનો શોખ ત્યાં ઓછો નથી. પોતાના સંગીત માટે તો ગોવા મશહૂર છે જ. નૃત્યકલા ને કારીગરીની પરંપરા આજ સુધી ત્યાં અક્ષુણ્ણ રહી છે. ગોવામાં જાગૃતિના યુગનો જ્યારે પ્રારંભ થશે ત્યારે પોતાની સંસ્કાર-સમૃદ્ધિને કારણે મહારાષ્ટ્ર કે મુંબઈ પ્રાંતમાં તે કદાચ અગ્રેસર બની જાય તો નવાઈ નહીં. છતાં ગોવાની વિશેષ શક્તિ તો એની આજ સુધીની વિપત્તિમાંથી જ એને મળવાની છે.

ગોવામાં પ્રભાવશાળી જનતા કેથલિક પંથીય ઈસાઈઓની છે. ઈસાઈઓનું નામ લેતાં જ આપણી નજર સામે કોટપાટલૂન ને હૅટબૂટ પહેરનારી વ્યક્તિ ખડી થાય છે. પણ ગોવામાં હજારો ને લાખો એવા ઈસાઈ દેખાઈ આવે છે જે કમરમાં એક દોરી બાંધી તે પર એક મોટી રંગીન પછેડીની લંગોટી સિવાય બીજું કંઈ નથી પહેરતા. સમુદ્રકિનારાની પડોશમાં રહેનારાઓએ વધુ કંઈ પહેરવું પણ ન જોઈએ. એ લોકો ખેતી કરે છે. નારિયેળ, સોપારી આદિના બગીચા કરે છે, કાજુના ફળમાંથી શરાબ બનાવે છે, રવિવારે દેવળમાં જાય છે. ઈસાઈ થયાને સેંકડો

વરસ વીત્યાં છતાં વિવાહસમયે પોતાની જાતિનો અને ગોત્રનો ખ્યાલ રાખવાવાળા લોકો પણ એમાં મળી આવે છે. કોઈ બ્રાહ્મણ-ઈસાઈ ચાલશે ત્યાં સુધી ભંડારી-ઈસાઈને પોતાની પુત્રી નહીં આપે. અગિયારશને દિવસે ઉપવાસ કરનારા ને ઘરમાં વિવાહટાણે મહાદેવજીને નારિયેળ ચડાવનારા ઈસાઈઓ પણ મેં મારા નાનપણમાં જોયા છે.

હવે તો આ ઈસાઈઓમાં શિક્ષણનો પ્રચાર ખૂબ થયો છે. ગોવાના કેટલાયે ઈસાઈઓ પોર્ટુગલ અને ફ્રાન્સમાં જઈ વસ્યા છે. પોર્ટુગીઝ આફ્રિકામાં તો ગોવાનીઝ ઈસાઈઓ ખૂબ મળે છે. મેં સાંભળ્યું છે કે અમેરિકા ને રશિયા સુધી આ લોકોએ પોતાની પ્રતિષ્ઠા જમાવી છે. આમાંના કેટલાક લોકો પોર્ટુગલને સ્વદેશ ને પોર્ટુગીઝ ભાષાને સ્વભાષા કહેવામાં પોતાનું ગૌરવ સમજે છે. આજે પણ એવા ઘણા દેશી ઈસાઈઓ ગોવામાં છે જે ઘરમાં કાં તો પોર્ટુગીઝ બોલશે અથવા તો અંગ્રેજી. અને છતાં ગોવામાં ઍંગ્લો-ઈન્ડિયન જેવી મિશ્ર પ્રજા નહીં જેવી છે!

થોડો વખત થયાં એમનામાં રાષ્ટ્રીયતાનો ખ્યાલ પેદા થવા લાગ્યો છે. હવે તેઓ હિંદુસ્તાનને જ સ્વદેશ માને છે ને 'કોંકણી'ને સ્વભાષા ગણે છે. બ્રિટિશ હિંદુસ્તાનના લોકોને સ્વરાજ માટે કોશિશ કરતા જોઈને ગોવાના લોકોમાં પણ સ્વરાજની ભૂખ જાગી છે. હિંદુ અને ઈસાઈ એક થવામાં જ સ્વરાજની આશા ફળીભૂત થશે એટલું એ જાણે છે. પરંતુ એ એકતા કેવી રીતે સ્થાપિત કરવામાં આવે એનો નિશ્ચય એ હજુ સુધી નથી કરી શકયા.

ગોવાના હિંદુઓને અને ઈસાઈઓને એક કરનારાં તત્ત્વ અસંખ્ય છે. પાદરી-ઓએ તો ઈસાઈઓને હિંદુઓથી અલગ રાખવાની પૂરેપૂરી કોશિશ કરી. હવે એમની અસર કંઈક ઓછી થવા લાગી છે. ભિન્ન ધર્મીય હોવા છતાં પણ એમનું લોહી એક છે. રહેણીકરણીમાં થોડો ફરક પડયો છે તોપણ બંનેની સંસ્કૃતિ એક જ છે. સામાજિક જીવનમાં અલગ અલગ રહેવાની આદત હોવા છતાં સાર્વજનિક જીવનમાં અને સામાન્ય વ્યવહારમાં આ બંને સમાજ અનેક રીતે ઓતપ્રોત છે.

અને સૌથી જબરું સમાન બંધન તો એમની પ્યારી મધુરી બોલી કોંકણી છે. હિંદુસ્તાનની સઘળી ભાષાઓની અને બોલીઓની જો કસોટી કરવામાં આવે તો મધુરતામાં કોંકણી કોઈથી ઊતરતી નહીં નીવડે. એમાં સંસ્કારિતા છે; અર્થવાહિતા અસાધારણ છે; ઉપમા, રૂપક આદિ અલંકારોથી તે સંપન્ન છે. કોંકણીમાં કોઈ 'સવાર થઈ' એમ નહીં કહે. કહેશે કે પ્રભાત ફૂલી નીકળી છે.

વાચકોને સાંભળીને આશ્ચર્ય થશે કે કોંકણીની ગોવામાં એ જ હાલત છે જે ઉત્તર ભારતમાં હિંદીની છે. ગોવામાં હિંદુ લોકો જ્યારે લખે છે ત્યારે તે નાગરી અક્ષરોમાં લખે છે. એ જ ભાષાને ઈસાઈ લોકો જ્યારે લખે છે ત્યારે રોમન લિપિમાં લખે છે. હિંદુઓની કોંકણીમાં મરાઠી અને સંસ્કૃત શબ્દો અધિક હોય છે એથી એ શુદ્ધ સ્વદેશી જેવી લાગે છે. ઈસાઈઓની કોંકણીમાં દિવસે દિવસે પોર્ટુગીઝ ભાષાના શબ્દો વધતા જાય છે તેથી એ અભણ ઈસાઈઓ માટે પણ દુર્બોધ

બનતી જાય છે. જે લોકો ગોવા છોડીને દક્ષિણમાં કર્ણાટકમાં જઈ વસ્યા છે એમની કોંકણીમાં કાનડી શબ્દો આવે છે એટલું જ નહીં પણ કોંકણીને કાનડી લિપિમાં લખવા ને છાપવામાં એ લોકો સગવડ દેખે છે.

ગોવાના હિંદુ લોકોમાં એક નાનકડો પક્ષ છે જે મરાઠીને કોંકણીની પ્રતિસ્પર્ધી માને છે. મરાઠીના પ્રચારમાં એ કોંકણીનો નાશ જુએ છે. કોંકણી પછી કોઈ શીખવાલાયક ભાષા હોય તો રાષ્ટ્રભાષા હિંદી જ છે એમ તે કહે છે. બીજો પક્ષ એવો છે જે કોંકણીને ખીલેલી ભાષાની પ્રતિષ્ઠા પણ નથી આપવા માગતો.

છતાં આવી પ્રતિકૂળ પરિસ્થિતિમાંયે કોંકણી અને મરાઠી બંનેનો વિકાસ થઈ રહ્યો છે ને રાષ્ટ્રભાષા હિંદી માટે પણ અનુકૂળ વાતાવરણ પેદા થઈ શક્યું છે. મને એ પસંદ છે.

ગોવાના ઈસાઈ લોકો મુંબઈથી માંડી મૅંગલોર સુધી ફેલાયેલા છે એટલું જ નહીં, પણ હિંદુસ્તાનનો પશ્ચિમ કિનારો ને આફ્રિકાનો પૂર્વ કિનારો એમને સતત આકર્ષે છે. હિંદુસ્તાનના સ્વરાજનો પ્રશ્ન એમના સ્વજીવન માટે પણ બહુ મહત્ત્વનો છે અને એ કારણે ગોવાની રાજનૈતિક પ્રગતિનો સવાલ પણ એટલો જ મહત્ત્વનો છે. આપણે આશા રાખીએ કે બ્રિટિશ ભારતના પચાસ વરસના ઈતિહાસમાંથી ગોવાની જનતા પાઠ શીખે અને કૉંગ્રેસની રીતિનીતિએ કામ આદરી પોતાનો ઉદ્ધાર શીઘ્રાતિશીઘ્ર કરે.

મે, '૩૯

## ૧૧. ભરતની આંખે

કિનારે ઊભા રહી સમુદ્રની શોભા નિહાળવી એમાં હૈયાપૂર આનંદ છે. જો ઊંચાઈએથી એ શોભા નિહાળવાની મળે તો તો પૂછવું જ શું? જહાજના તૂતક પરથી અથવા દેવગઢ જેવા બેટના માથા પરથી સમુદ્રનું કાંઠા પર ધસતું આક્રમણ જોવું એ એક નોખો જ આનંદ છે. આપણે સમુદ્રના રાજા છીએ અને મોજાંઓની આ સેના આપણી વતી જ સામેના ભૂમિભાગને પાદાક્રાંત કરે છે એમ લાગતાં આપણામાં એક પ્રકારનું અભિમાન સ્ફુરવા લાગે છે. આપણે બરોબર નિહાળીને જોઈએ તો દેખાય છે કે લીલુંછમ કે કાળું ભમ્મર પાણી મોજમાં આવી ધોળી રેતીના કાંઠા પર આક્રમણ કરે અને છેલ્લી ઘડીએ 'અરે, આ તો કેવળ વિનોદ હતો' એમ કહી હસી પડે, ત્યારે એના ખૂટલપણા ઉપર આપણાથી પણ મુક્તદંતે હસી પડાય છે.

સમુદ્રકિનારે રહેનારાઓને આવાં દૃશ્યો ગમે ત્યારે જોવા મળે છે. પણ જો સમુદ્ર અને રેતીનો પટ જ્યાં અખંડ જલક્રીડા કરે છે એની બાજુથી કાટખૂણામાં ઊંચાઈએ ઊભા રહી, એ રેતીનો જલવિહાર અને મોજાંઓનો સિકતાવિહાર

નિહાળવાનું ભાગ્ય કોક દિવસ લાધે તો માણસ अद्य मे सफला यात्रा; धन्योऽहं अप्प्रसादतः એમ કેમ ન ગાય? [अप् = પાણી]

જે ગોકર્ણની યાત્રા સન ૧૮૯૫માં મેં કરી હતી, અને જે ગોકર્ણનાં દર્શન મુ. ગંગાધરરાવ દેશપાંડે જોડે દસ વરસ પહેલાં મેં કર્યાં હતાં, તે જ ગોકર્ણને પવિત્ર કિનારે સંગવવેળાએ* સમુદ્રનાં દર્શન કરવાનું અહોભાગ્ય મળ્યું તેથી તો હું પાગલ બન્યો જ હતો. ગોકર્ણનો સમુદ્રકિનારો ખાસો પહોળો અને ભવ્ય છે. જમણી એટલે ઉત્તર તરફ કારવાર બાજુના પહાડો અને બેટો ધૂંધળા ક્ષિતિજમાં સૂચિત થાય છે, ડાબી એટલે દક્ષિણની બાજુએ રામતીર્થનો પહાડ અને તેના પરનું ભરતનું નાનું સરખું મંદિર દેખાય છે. અને સામે અગાધ અનંત સાગર 'તું અમર થઈને આવ' એમ અહોરાત આમંત્રણ આપે છે, એવું હૃદયને ઉન્મત્ત કરનારું દૃશ્ય એક વાર જોયા પછી કોઈ કાળે ભુલાય ખરું? રામતીર્થના ખડક ઉપર જઈ ત્યાંના ઝરણા તળે નાહવાનો સંકલ્પ ન હોત તો એ સાગરના દૃશ્યમાં તરતા રહેવાનું જ મેં પસંદ કર્યું હોત. અમે નારિયેળના બગીચા અને ખરબચડા ખડક વટાવી રામતીર્થ સુધી પહોંચ્યા. ત્યાં ધારા તળે નાહવાનો સાત્ત્વિક જીવનાનંદ આપાદમસ્તક મેળવી, રામેશ્વરનાં દર્શન કર્યાં. શાંડિલ્યમહારાજ નામના એક સાધુએ અહીંનું બાંધકામ અસંખ્ય લોકોમાં ઉત્સાહ પ્રગટાવીને મફત કરાવેલું. આ મંદિર સમુદ્રમાં ધૂસેલા ઉન્નત પહાડ ઉપર હોઈ મંદિરની ઊંચાઈએથી રેતીનો પટ અને મોજાંઓનો પટ જ્યાં એકબીજાને બાથમાં લઈને રમે છે એનું માઈલો સુધી ફેલાયેલું સૌંદર્ય અમે જોઈ શક્યા. નારિયેળનાં બે-ત્રણ વૃક્ષોએ એ જ સ્થળે ઊભા રહી એ સાગર-સિકતા-મિલનના દૃશ્યનો આનંદ સેવવાનું ઠરાવ્યું હતું. પોતાની ડાળીઓ હલાવીને એમણે કહ્યું : 'આવો, આવો! બસ આ જ જગા બરાબર છે. અહીંથી સિકતા-સાગરના મિલનની રેખા સામે સીધી દેખાય છે.'

અહીંથી મને દેખાયું કે પાણીનાં મોજાંઓને સાગરનાં ઊંડાં પાણીનું પીઠબળ હતું. રેતીના પટને પીઠબળ કોણ આપે? કોઈ ટેકરીઓ નજીક હતી નહીં એટલે નારિયેળ, સરુ જેવાં ઝાડોએ એ જવાબદારી પોતાને માથે લીધી હતી. આ ઊંચાં ઝાડ અને પેલાં ઊંડાં પાણી — બંનેના લીલા રંગમાં ફરક હતો ખરો, પણ એમના કાર્યમાં કશો ફરક દેખાતો ન હતો. ઝાડ પોતાના પગ તળેની રેતીને આશીર્વાદ આપે અને સમુદ્રનાં ઊંડાં પાણી મોજાંઓને આગળ ધપવા સિસકારે — એ દૃશ્ય જોતાં કોઈ ધરાય ખરું?

કોઈ દૃશ્યથી માણસ ધરાય નહીં એટલા ખાતર એક ઠેકાણે ઊભા રહીને એ આરોગતા જ રહેવાનું માણસને શાનું ગમે? મેં જોયું કે રામતીર્થના ઝરણાની અને રામેશ્વરના મંદિરની જાણે ચોકી કરવા માટે શ્રી રામચંદ્રના કારભારી ભરત ટેકરીને

* ગાયો દોહી અને ગૌશાળા સાફ કરી પરવાર્યા પછી તેમને ચરવા માટે વનમાં જવા જ્યારે ભેગી કરવામાં આવે છે, તે વખતને (સવારના લગભગ નવ વાગ્યે) સંગવવેળા કહે છે.

માથે ઊભા છે. એમનાં દર્શન કરવાં જ જોઈએ. અને બની શકે તો એમની નજરે સાગરને યોગ્ય ઊંચાઈએથી જોવો જોઈએ. વિશાળ દૃષ્ટિ ઊંચે ચડ્યા વગર કેમ જ કેળવાય? પગથિયાંઓએ આમંત્રણ આપ્યું, એટલે હું જાણે સઢ ઓઢ્યા હોય તેમ નાચતો અને કૂદતો અથવા ઊડતો ભરતના મંદિર સુધી પહોંચી ગયો. નાનકડા ધોળા ભરત રૂપાળા પીતાંબરનો કચ્છ વાળીને સમુદ્રદર્શન કરતા હતા.

ખરું જોતાં એની આસપાસ મંદિર બાંધવું જ જોઈતું ન હતું. તાપ, પવન અને વરસાદની તપશ્ચર્યા જ એને કરવા દેવી જોઈતી હતી. સમુદ્ર પરથી આવતા શીતળ પવનમાં સૂરજનો તાપ એ સહેજે ખમી શકત. અને લોકો કેમ ભૂલી ગયા કે ભરત આખરે રાજપુત્ર હતા સૂર્યવંશના જ? વાયુપુત્ર હનુમાનનું અને સૂર્યવંશી રાઘવોનું સ્મરણ કરતાં અમે ત્યાં કેટલોય વખત ઊભા રહ્યા. હૃદયમાં ભક્તિભાવનો ઊભરો ચડી રહ્યો હતો અને સામે સમુદ્રના પાણીની ભરતી ચડતી હતી.

શંકરરાવ ગુલવાડીએ કહ્યું, 'અહીંથી માઈલ કે બે માઈલ ઉપર જટાયુ તીર્થ અને બલ્લાળ તીર્થ છે.' ૧૮૯૫માં મારા પિતાશ્રી હું નાનો હતો એટલે મને સાથે લીધા વગર જ એ તીર્થો 'કરી' આવ્યા હતા. તે વખતનું એમનું વર્ણન મને યાદ હતું એટલે ત્યાં જઈ આવવાનું ઘણું ઘણું મન થયું પણ વખતને અભાવે તેમ કરી ન શક્યો. મનને પટાવવા માટે હું બોલ્યો, 'સામે આ અફાટ પશ્ચિમ સાગર ફેલાયો છે, એમાં બધાં જ તીર્થો છે – (सागरे सर्वं तीर्थानि)'. શ્રદ્ધાપૂર્વક જટાયુ તીર્થ અને બલ્લાળ તીર્થને મેં ત્યાંથી જ નમસ્કાર કર્યા અને બે આંખે ગોકર્ણના કિનારાનું જેટલું દર્શન હૈયામાં ભરી શકાય તેટલું ભરી લીધું અને એ ભાર સાથે નીચે અવતર્યો.

તે દિવસનાં એ ભવ્યસુપાવન દર્શન માટે રામતીર્થનો અને દિક્પાલ ભરત મહારાજનો હમેશાં આભારી રહીશ.

મે, '૪૭

## ૧૨. ઘંટાશિલેશ્વર

અમે રહીએ છીએ એની ઈશાન્ય-પૂર્વે આ ટેકરી આવેલી છે. આસપાસ એકે ઝાડ ન મળે, ઘાસ પણ એટલું ઓછું ઊગે છે કે આ સ્થાનને બીડ પણ ન કહેવાય. જ્યાં જુઓ ત્યાં ચકમકના જાતજાતના પથરાઓ પાથરેલા નજરે પડે છે.

આ ટેકરી ઉપર મોટી મોટી શિલાઓનું સ્નેહસંમેલન ભરાયું છે. જાણે અલમસ્ત અને કાળા મેશ જેવા પાડાઓનું ખાડું.

આમાં એક શિલા સ્વભાવે સૌથી જુદી પડે છે. જાણે શિલાઓની રાણી. આ શિલાએ પોતાને બેસવા માટે બીજી એક શિલાની ગાદી બનાવી છે, અને અઢેલવા માટે તકિયા તરીકે પણ એક શિલા જ રાખી છે.

આ શિલાના ઘડતરમાં જ એવી કાંઈ ખૂબી છે કે એના આસનમાં એ હું નથી જાણતો, પણ એ શિલાને લાકડી કે પથ્થરથી ઠોકીએ એટલે એમાંથી રણકાર નીકળે છે. જાણે મંદિરનો ઘંટ.

ગાયો ચરાવતા ચરાવતા રબારી છોકરાઓમાંથી (અહીં એમને ગુરાખી [ગુરે + રાખી] કહે છે.) આ શિલાની કોણે અને ક્યારે શોધ કરી કોણ જાણે. પણ આજે તો એ ટેકરી અને આસપાસનું બીડ 'ઘંટાશિલેશ્વર' તરીકે પ્રખ્યાત છે.

છોકરાઓએ એ શિલાના પેટ ઉપર એક નાનકડો ખાડો કોતરી કાઢ્યો છે. એ ખાડામાં મોટા નાળિયેર જેવો પથરો મૂકી અથડાવે છે અને ઘંટાનાદનો આનંદ લે છે. તમે જો કોઈ કાળે ચિંચવડ આવો તો આ ઘંટાશિલાનું દર્શન કર્યા વગર જતા નહીં.

ચિંચવડ, જાન્યુઆરી, '૨૬

## ૧૩. જૂના મહારાષ્ટ્રની ખંડેર રાજધાની

પૈઠણ એટલે મહારાષ્ટ્રનું કાશી; મહારાષ્ટ્રનું એક વખતનું સંસ્કૃત વિદ્યાનું પિયર. સ્વધર્મી રાજાનું જ્યારે કૃપાછત્ર હોય છે ત્યારે સમાજ કેવો ફૂલે છે, ફાલે છે એનો દાખલો જોવો હોય તો આજે પણ ઇતિહાસસંશોધકની નજર પ્રાચીન પ્રતિષ્ઠાન તરફ જાય છે.

મહારાષ્ટ્રના ઇતિહાસનો પ્રારંભ શકકર્તા શ્રીશાલિવાહન અથવા શાતવાહનથી થાય છે. આજે જેમ ગાંધીજી વિશે આપણે કહીએ છીએ કે એમણે મામૂલી માટીમાંથી માણસો બનાવ્યાં અને મુડદાલ રાષ્ટ્રને જીવતું કર્યું, તેમ શાલિવાહન વિશે પણ દંતકથા કહે છે કે એની પાસે સંજીવની-વિદ્યા હતી. માટીનો ગારો તૈયાર કરી એમાંથી એ ઘોડા અને ઘોડેસવાર તૈયાર કરતો, અને અમુક જીવનવાપીમાં ઝબોળી કાઢતો. તરત એ માટીનાં પૂતળાં જીવતાં થઈ, દેશના શત્રુ સામે લડવા તૈયાર થતાં. શાલિવાહન પાસે પૂતળાં બનાવવાની કુંભારની વિદ્યા હતી, અને એ પૂતળાંઓને જીવતાં કરવાની સંજીવની-વિદ્યા હતી. એણે દેશમાં ઘૂસી આવેલા ગ્રીક યવનોનો પરાભવ કર્યો અને દેશમાં સ્વાતંત્ર્યની પુનઃસ્થાપના કરી. એ શાલિવાહનના નામથી જે 'શક' શરૂ થયો તે જ આજે પણ મહારાષ્ટ્રમાં ચાલે છે. 'વિક્રમ સંવત' રેવાયાઃ ઉત્તરે તીરે અને 'શાલિવાહન શક' નર્મદાને કે ગોદાવરીને દક્ષિણ તીરે, એવી જૂની વ્યવસ્થા આજે પણ પળાય છે. એ શાલિવાહનની રાજધાની તે પ્રતિષ્ઠાન—આજનું પૈઠણ. દેશપરદેશના અનેક લોકોએ એની જાહોજલાલીના ઉલ્લેખ કરેલા જડે છે.

મૂળે ગોદાવરીનો કાંઠો પવિત્ર અને ફળદ્રુપ; ત્યાં નદીનો એક રૂપાળો વળાંક જોઈ ઊંચાણ જમીન ઉપર પૈઠણ વસાવેલું છે.

જે સ્થાન રાજધાની તરીકે લાંબા વખત સુધી પંકાયું ત્યાં વણકરો, સોનીઓ, ગાયકો અને પંડિતો ભેગા થવાના જ. એ જ રીતે પૈઠણ પણ સંસ્કૃતિનું એક મોટું કેન્દ્ર બન્યું અને સોપારા, ભૃગુકચ્છ વગેરે પશ્ચિમ કિનારાનાં બંદરો સાથે એનો વેપાર વધ્યો.

એ જ પૈઠણમાં સંન્યાસીનાં બાળકો નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ અને મુક્તાબાઈ પોતાની શુદ્ધિ માટે અને જ્ઞાનદેવાદિ ભાઈઓ જનોઈ મેળવવા માટે અરજી લઈને ગયાં હતાં. અહીં જ્ઞાનેશ્વરે પાડાને મોઢે વેદ બોલાવી પાડા જેવા દશગ્રંથી બ્રાહ્મણોનો ગર્વજ્વર ઉતાર્યો. બ્રાહ્મણોએ ચકિત થઈને લખી આપ્યું છે કે, "તમે મહાન છો, પવિત્ર છો, અલૌકિક છો, અવતારી વ્યક્તિઓ છો પણ જનોઈ માટેનો આગ્રહ નહીં રાખતા." ત્યાર પછી એ ભાઈબહેનોએ ધાર્મિક જીવનનો આચાર અને પ્રચાર દ્વારા ઉદ્ધાર કર્યો અને વિસ્તાર પણ કર્યો.

આ જ પૈઠણમાં ધર્માત્મા એકનાથે પોતાનો લીલાવિસ્તાર જીવી બતાવ્યો. એના પછી એના દીકરાનો દીકરો મુક્તેશ્વર મરાઠીનો એક અસાધારણ ખ્યાતિવાળો કવિ થઈ ગયો. મરાઠી સાહિત્યમાં જો સદાચારનું સર્વોત્કૃષ્ટ અને રસાળ વર્ણન વાંચવું હોય તો ભાગવતના એકાદશસ્કંધનું એકનાથ મહારાજે લખેલું વિવરણ વાંચવું. અને મરાઠીની કાવ્યશક્તિનો ઉત્કર્ષ જોવો હોય તો મુક્તેશ્વરની કવિતા વાંચવી. જ્ઞાનેશ્વર પછી આટલા મોટા કવિ મહારાષ્ટ્રમાં બહુ ઓછા થયા છે એમ કહી શકાય.

'શિવદિન કેસરી'ની કવિતા પણ મહારાષ્ટ્રને મોઢે છે. એ શિવદિન કેસરીનો મઠ પણ પૈઠણમાં જ છે.

બીજું કશું ન હોત તોયે ગોદાવરીના કાંઠા તરીકે પૈઠણની પવિત્રતા છે જ. પણ જો પ્રાચીન અને મધ્યયુગીન ઇતિહાસ તપાસીએ તો પૈઠણ મહારાષ્ટ્રના બીજા કોઈ પણ સ્થાન કરતાં મહત્ત્વમાં ઊતરે એમ નથી.

## ૨

પૈઠણ જવા માટે અમે ઔરંગાબાદથી મોટરમાં ઊપડ્યા. બપોરના બે વાગ્યા હશે. ત્રીસ માઈલની મુસાફરી દોઢેક કલાકમાં અમે પૂરી કરી. સ્ટેશનેથી નીકળ્યા અને સામે એક લાંબો પહોળો પહાડ અમારી સાથે વાતો કરવા લાગ્યો. એની બાજુએથી અમે આગળ વધ્યા ત્યારે જોયું કે એની પહોળાઈ પણ લંબાઈ જેવી જ વિસ્તીર્ણ છે. એટલે કે અહીં બે લાંબા પહાડોનો કાટખૂણો થતો હશે. અહીંની જમીન છે જ રળિયામણી કે આ મોસમને લીધે બધે લીલાલહેર દેખાય છે એની તપાસ આપણે શા માટે કરીએ! મળે છે તે આનંદ મેળવીને આગળ જવામાં જ ડહાપણ છે.

પૈઠણ પાસે પહોંચ્યા અને ત્યાં, શહેર આવે તે પહેલાં જ, જમણી બાજુએ નદીને કિનારે એકનાથ મહારાજની સમાધિ અમે જોઈ. એકાદશીનો દિવસ હોવાથી

અનેક યાત્રીઓ વારકરીનો ભગવો ઝંડો લઈને ત્યાં આવ્યા હતા. અમે અંદર ગયા, ખૂબ ભક્તિભાવથી આંગણામાં પ્રવેશ કર્યો. હરિજનોનું દુ:ખ જોઈ પીગળી જનાર અને હરિજન બાળકને નદીના પટની ગરમ રેતીમાંથી ઊંચકી ઘેર પહોંચાડનાર એકનાથની સમાધિ જોઈને કૃતાર્થ થઈશું એ વિશ્વાસે સમાધિમંદિરમાં અમે પ્રવેશ કર્યો. પણ કેટલું અમારું દુર્દૈવ! અમે ત્યાં લખેલું જોયું કે હરિજનોને અને મ્લેચ્છોને આ હદથી અંદર જવાની મનાઈ છે. હૃદયને એવો તો આઘાત થયો કે મંદિરમાં ન જતાં એમ ને એમ ચાલ્યા આવવાનું મન થયું. પણ હું તો સંસ્કૃતિનો અભ્યાસી રહ્યો. ભક્ત થઈને દર્શને ન જાઉં પણ અભ્યાસી થઈને તો મારે બધે પહોંચવું રહ્યું. જે ઉત્સાહથી હું મંદિરના આંગણામાં ગયો હતો તે જોઈ ત્યાંના પૂજારીએ આશા બાંધી હશે કે આ વેવલા ભક્ત પાસેથી કાંઈક દક્ષિણા તો મળશે જ. અને તેમ ન થાય તોયે એ ગળગળા થઈ જમીન ઉપર દંડવત્ પ્રણામ તો કરશે જ. પણ મેં તો ન માથું નમાવ્યું કે ન હાથ ઊંચકીને નમસ્કાર કર્યા. મેં મનમાં જ પ્રાર્થના કરી કે "નાથમહારાજ, અસ્પૃશ્યતા-નિવારણનો જે ધર્મ આપે ચલાવ્યો તેનો જ દ્રોહ કરીને હું અંદર આવ્યો છું એ આપ જુઓ છો. જ્યાં હરિજનને પ્રવેશ નથી ત્યાં મને પણ ન હોય. એટલે ધર્મદ્રોહીની સ્થિતિમાં હું પૂજા કરવાનો અધિકારી નથી. હું તો અહીં જે આટલા બધા ભોળા ભક્તો આવ્યા છે એમનું જ દર્શન કરવા આવ્યો છું. તે ઉપરાંત દેવળરૂપી સંસ્થા અહીં કેમ ચાલે છે એનો ખ્યાલ મેળવવા આવ્યો છું. જેમ કોર્ટના બેલિફને અથવા સરકારી પોલીસને ગમે ત્યાં જવું પડે છે તેમ જ હું અહીં શોધ કરવા આવ્યો છું. મને ક્ષમા કરશો અને આશીર્વાદ આપશો."

એકનાથ મહારાજને બારણેથી હરિજનોનો બહિષ્કાર કરવો એ એકનાથના હૈયા પર પ્રહાર કરવા સમાન છે એટલું આ સનાતનીઓ કેમ નહીં સમજતા હોય?

અમે શહેરમાં ગયા ત્યાં સૌથી પહેલાં ગોદાને કાંઠે જઈ માતાના શીતળ જળમાં પગ મૂકી શાતા મેળવી અને ઘાટ ઉપર પલાંઠી વાળીને માતાનું ધ્યાન ધર્યું. જળદર્શનનો લહાવો લઈ અમે ઉપર આવ્યા, ત્યાં એક બાજુ માટીમાં દટાઈ ગયેલી પુરાણી વસ્તીનું ખોદાણ થયું છે એ અમે જોઈ આવ્યા. સિંધમાં 'મૂવન-જો-દડો'ની શોધ થયા પછી અને અશોકના પાટલિપુત્રના પ્રાસાદની બિહાર-પટના પાસે શોધ થયા પછી, અથવા કાશ્મીરની પ્રાચીન રાજધાની અનંતપુરને જમીનમાંથી ખોદી કાઢ્યા પછી આવા ખોદાણમાં દુનિયાનો રસ વધવા માંડ્યો છે. ખોદીને જડેલી વસ્તુઓ પુરાતત્ત્વ ખાતું હૈદરાબાદ લઈ ગયું છે, એટલે અમને તો ખોદાણ જોયાનો જ સંતોષ મળ્યો.

પૈઠણમાં પ્રાચીન કાળનાં ભવ્ય મકાનોનાં ખંડેરો જ્યાં ત્યાં જોવાને મળે છે. એ મકાનોની બાંધણી, એનાં લાકડાં, એના ઉપરનું કોતરકામ — બધું જ આકર્ષક અને અધ્યયનયોગ્ય છે. જાહોજલાલી એટલે શું, અને તેનો વિનાશ કેવો દેખાય છે એ જાણવા માટે જરૂર એક વાર પૈઠણ જવું જોઈએ. પ્રતિષ્ઠાન જેવી

રાજધાનીઓ પણ અંતે અપ્રતિષ્ઠિત થઈ શકે છે એવું જૂના કાળમાં જ જોયા પછી બુદ્ધ ભગવાને સંભળાવ્યું હશે :

अनिच्चा बत संखारा उपादव्वय-धम्मिनो।

જ્યાં મુસલમાનોનું રાજ્ય થયું ત્યાં હિંદુ મંદિરો અને પ્રાસાદોનો નાશ જોવાનો હોય જ. એમાં શાલિવાહન તો ઈ. સ.ના પ્રારંભની વ્યક્તિ. એમનો રાજપ્રાસાદ મુસલમાનોના હાથમાં આવતાં પહેલાં જ ખંડેર થઈ ગયો હોય તો તેમાં આશ્ચર્ય શું? અને જો પૂનાના પેશ્વાઓને પૂનાથી સાઠ માઈલ ઉપર આવેલા શિવાજીના જન્મસ્થાનનો જીર્ણોદ્ધાર કરવાનું સૂઝયું નહીં, તો શાલિવાહનની સ્મૃતિને કોઈએ તાજી કરી નહીં એની ફરિયાદ શી રીતે કરાય?

અમે શિવદિન કેસરીની સમાધિ અને અમૃતરાય કવિનો મઠ જોઈ આવ્યા. બન્ને ઠેકાણે નિરાશા જ થઈ. શિવદિન કેસરીના મઠને સારુંસરખું ઉત્પન્ન છે, પણ અહીં શિવદિન કેસરીની કવિતા છાપેલી કે હસ્તલિખિત અમને મળી નહીં. અહીં પ્રાચીન સંસ્કૃત ગ્રંથોની પોથીઓ મળવાનો સંભવ છે કે કેમ એની અમે તપાસ કરી. સમાચાર મળ્યા કે કોઈ એક પોથી કોકે કોઈ યુરોપિયનને ત્રણ હજારમાં આપી. પોથી શાના વિશે હતી એ તો કોઈ અમને કહી ન શક્યું. એક જણે કલ્પના કરી કે એ પ્રાચીન શસ્ત્રોઅસ્ત્રો વિશે જ હોવી જોઈએ. તરત જ મારો સનાતની આત્મા ઐતિહાસિક પુરાવા વિના જ નિશ્ચિત નિર્ણય ઉપર આવી ગયો કે એ પોથી શાલિવાહનના વખતની જ હોવી જોઈએ. ત્રણ હજાર રૂપિયા આપીને કોઈ જર્મન એ લઈ ગયો. જર્મન પંડિતોએ એ પોથીનું ભાષાંતર કરી હિટલરને સોંપ્યું અને તેમાં મળેલી માહિતીની મદદથી જ હિટલર એના જીવલેણ બૉમ્બ તૈયાર કરે છે અને પૅરેશુટ-વિમાનો દ્વારા પોતાના લોકોને શત્રુની ભૂમિ ઉપર ઉતારે છે!! आर्योच्छिष्टं जगत् सर्वम्!

જે પ્રતિષ્ઠાનમાં દશગ્રંથોનો ઘોષ થતો હતો અને ચૌદ વિદ્યા તથા ચોસઠ કળાનું અધ્યયન ચાલતું ત્યાં મહત્ત્વના ગ્રંથો મળવા જ જોઈએ, પણ બધા જ બ્રાહ્મણો ત્રણ હજાર રૂપિયાના લોભે પોથીઓ વેચનારા નથી હોતા. કેટલાક ધર્મ-નિષ્ઠ બ્રાહ્મણોએ વિચાર કર્યો કે કળિકાળ આવ્યો છે, આ પોથીઓ ધર્મભ્રષ્ટ લોકોના હાથમાં જશે, આપણું પવિત્રમાં પવિત્ર ધાર્મિક સાહિત્ય અન્-અધિકારી લોકોના હાથમાં જશે; એ સંકટ ટાળવા માટે એમણે સારામાં સારી પોથીઓ ગોદાવરીના પાણીમાં ડુબાવી દીધી અને ધર્મને ડૂબતો બચાવ્યો! આનું નામ તે ધર્મનિષ્ઠા. જ્યારે ઋષિએ વચન કાઢ્યું :—

बिभेति अल्पश्रुतात् वेदो माम् अयम् प्रहरिष्यति । ત્યારે આ અર્થ અથવા અનર્થ એમના પણ ધ્યાનમાં નહીં આવ્યો હોય.

તપાસ કરતાં જાણ્યું કે હવે અહીં પ્રતિષ્ઠાનમાં વિદ્વત્તાની પ્રતિષ્ઠાવાળો એકે બ્રાહ્મણ રહ્યો નથી. ગીતા સમજીને વાંચી શકે એવો બ્રાહ્મણ મેળવતાં કેટલી મુશ્કેલી

પડી એનું બયાન એક ભાઈએ કરીને અમારી ખાતરી કરી કે અહીં તો બધા ધર્મની 'રક્ષા' કરવાવાળા જ રહ્યા છે.

પણ કોઈ એમ ન માને કે પૈઠણમાં સજ્જનતા રહી નથી. હું અનેક ઠેકાણે ફરું છું અને દરેક ઠેકાણે સ્થાનિક લોકો મને આવકાર આપે છે, પણ પૈઠણ જેવા તીર્થક્ષેત્રના મંદિરમાં બેસી મેં જ્યારે પ્રવચન કર્યું અને અસ્પૃશ્યતા-નિવારણની વાતો આખાબોલાની ભાષામાં ચર્ચી, ત્યારે હું માનતો હતો કે મને માર ન પડે તોયે સભામાં ભંગાણ તો પડશે જ; પણ એવું કશું ન થયું. ઊલટું લોકોએ ઘણી શાંતિથી અને ભલમનસાઈથી મારી વાતો સાંભળી લીધી અને સભા પછી પ્રશ્નોત્તરીમાં એ વિષય પરત્વે વિચાર કરવા લાયક દલીલો પણ એમણે રજૂ કરી.

શહેરમાં જ્યાં એકનાથ મહારાજ રહેતા હતા ત્યાં એમનું મંદિર છે. એ મંદિરમાં એક બાજુએ એક ઊંડો અને અંદરથી પહોળો કૂવો છે. કૂવાનો અનુભવ એવો છે કે નાથમહારાજની પુણ્યતિથિ પહેલાં આઠ-પંદર દિવસ લોકો નદી ઉપરથી ઘડા ભરીભરીને પાણી લઈ આવી આ કૂવામાં રેડે છે. ગમે તેટલું પાણી રેડો, કૂવો ભરાય નહીં; પણ નાથ ષષ્ઠીનો દિવસ આવી ગયો કે કૂવો એકાએક ભરાઈ જઈ ઊભરાવા માંડે છે. અને પછી હજારો લોકોને પાણી પાતાં છતાં, એ પાણી જરા પણ ઓછું થતું નથી. એ જ મંદિરમાં એકનાથના વંશના એક ભાઈ મળ્યા. મંદિરના માલિક ગણાતા હશે. એમનું કદાવર શરીર મને ગમ્યું. નાથની સમાધિને સ્થાને હરિજનોને પ્રવેશ નથી એ કેટલું ભૂંડું છે એ વિશે મેં મારા મનની વાત એમને સંભળાવી. બિચારાએ મારી સામે સર્વાર્થસાધક મૌનની ઢાલ ઊભી કરી અને બચી ગયા. અને હું પણ ત્યાંથી વિદાય લઈ પૈઠણની પ્રખ્યાત જરીની કારીગરી જોવા ગયો. આઠ કલાકની મહેનતને અંતે છ ઇંચ પહોળી કિનારી એકાદ ઈંચ આગળ વધે છે. ચાંદીના અથવા સોનાના ધાગા વડે વેલપત્તી, પોપટ, મોર વગેરેની કિનાર એ લોકો વણી આપે છે. ત્યાં એક કહેવત છે:

"बोटभर विणावें आणि पोटभर खावें"

(આંગળપૂર વણો અને પેટપૂર જમો.)

આ કારીગરી જોઈને કારીગર વિશે અભિમાન અને દયા બન્ને લાગણી એક-સામટી મનમાં ઉદ્ભવે છે. કેટલી ધીરજ અને કેટલી ખૂબીથી આ લોકો વણે છે, અને જરાય ભૂલ વગર સરસ આકૃતિઓ જીવતી કરે છે! પણ આટલી મહેનત કરીને અંતે એનું ફળ શું? કારીગરને બિચારાને ફક્ત પૈસા સાથે મતલબ. પછી એ કલાકૃતિ પોતાની ઝાકળ જેવી ઝીણી અને ફૂલ જેવી હલકી સાડી સાથે સીવી દઈ પોતાનું નિરર્થક જીવન સુખમાં કે દુઃખમાં વ્યતીત કરતી અંતઃપુરવાસિની એવી કોઈ રાજકન્યા એને પહેરવાની, એની થોડીક સખીઓ એની કદર કરવાની અને એ બિચારીને કોઈ શોક હોય તો તે અદેખાઈથી બળી મરવાની.

આજે જ્યારે આવી કલાકૃતિની જાહેરાત વધારે થાય છે ત્યારે આવી વસ્તુનો

શોખ સમાજમાં રહ્યો નથી. લોકોમાં ખરેખરી કળાની કદર જો હોત તો ગુજરાત-માંથી જ દર વરસે હજારો રૂપિયાના માલની માગણી અહીં આવત. અહીંની કળા અપ્રતિમ છે એ વિશે શંકા જ નથી, પણ તે કાલગ્રસ્ત થતી જાય છે. ગુજરાતના કારીગરો તો એ નમૂનો જોતાંવેંત એનું અનુકરણ કરી શકશે, પણ લોકોની અભિરુચિ બદલાઈ છે એનું શું?

પૈઠણ વિશે નાનપણથી કેટલુંય કાવ્ય સેવ્યું હતું. એની શેરીઓનાં કેટલાંય ચિત્રો, ભિન્ન ભિન્ન વખતની કલ્પનાઓ, ભિન્ન ભિન્ન રીતે ચીતર્યાં હતાં. અંતે એ પૈઠણ આ ઉંમરે જોઈ લીધું. મકાનનાં ખંડેરો અને ગોદાવરીના પ્રવાહની તાજગી — જીવન અને મૃત્યુનાં વિરોધ જેવાં જ દેખાતાં હતાં.

૧૬–૯–'૪૦

## ૧૪. જૂની જાહોજલાલી

પૈઠણમાં ત્યાંની જૂની જાહોજલાલી વિશે એક વાત સાંભળી. જૂની આખ્યાયિકા તરીકે નોંધવા જેવી છે.

એક વાર પેશ્વા પૈઠણ આવ્યા અને પૈઠણની ભાગોળે એમણે પોતાના તંબૂ તાણ્યા. પૈઠણના એક વેપારીને થયું કે પેશ્વાની દીકરીને પોતાને ત્યાં 'હળદીકંકુ' માટે બોલાવીએ. એણે પોતાના નાના દીકરાને આમંત્રણ આપવા પેશ્વા પાસે મોકલ્યો. પેશ્વાને થયું કે એક વેપારી મારી દીકરીને પોતાને ત્યાં બોલાવે છે, અને આમંત્રણ આપવા પોતે ન આવતાં પોતાના દીકરાને મોકલે છે! એની સંપત્તિ કેટલીક હશે? એણે જવાબ વાળ્યો કે, "મારા તંબૂથી તમારા ઘર સુધી જો રૂપિયાની થેલીઓ પાથરશો તો એના પર થઈને મારી દીકરી તમારે ત્યાં આવશે. એ ક્યાંયે જમીન ઉપર પગ નહીં મૂકે. એ શરત મંજૂર હોય તો કહેજો." દીકરો પિતાને પૂછવા આવ્યો. પિતાને દીકરા ઉપર એવો તો ગુસ્સો ચડયો! દીકરાની નિર્ભર્ત્સના કરી એણે કહ્યું, "એમાં તે પૂછવા શું આવ્યો? તારે તારી મેળે જ હા પાડવી'તી ને? પણ કાંઈ નહીં; હજી બાજી સચવાય એમ છે. ફરી જઈને કહે કે મારા પિતાશ્રી પૂછે છે કે 'જાતજાતના સિક્કાઓ ચાલશે કે બધા રૂપિયા એક જ ટંક-શાળના હોય એવો આગ્રહ છે? એવો આગ્રહ હોય તો મારે જરા થેલીઓ વીણી-વીણીને નોખી કરવી પડશે."

પેશ્વા સમજી ગયા કે આ કાંઈ કાચી આસામી નથી. એણે આમંત્રણ સ્વીકાર્યું.

જે થેલીઓ પગ તળે પાથરવામાં આવી હતી તે પાછી ઘરમાં ન અણાય એટલા ખાતર વેપારીએ એ પૈસામાંથી ગોદાવરીને એક મોટો ઘાટ બાંધી આપ્યો અને એ પ્રસંગનું સ્મારક કર્યું.

૧૮–૯–'૪૦

# ૧૫. પાષાણ-હૃદય

૧

બૌદ્ધ, શૈવ અને જૈન આ ત્રણ પંથમાં કાંઈ સામ્ય છે? આનો જવાબ આપણે દર્શનશાસ્ત્રીઓ પાસે નથી માગતા. પણ મહારાષ્ટ્રના હૃદય-સ્થાને આવેલા એલાપુરના ડુંગરના પથરાઓને પૂછીએ છીએ, ત્યારે તેઓ કહે છે: 'સામ્ય શું?— આ ત્રણે પંથ એક જ પરંપરાની ત્રણ પેઢીઓ છે. શંકા હોય તો અહીં અમે અમારું હૃદય ખોલ્યું છે, ત્યાં દર્શન કરી જાઓ.' એલાપુર — એલૂર — અથવા વેરૂળ એ આજે એક નાનકડું ગામડું છે. પ્રાચીન કાળમાં અહીં ચાલુક્ય, રાષ્ટ્રકૂટ વગેરે રાજવંશો રાજ્ય કરતા હતા. એકબીજા સાથે લડનારા, એકબીજા ઉપર વિજય મેળવીને એ વિજય જગજાહેર કરવા માટે મોટા મોટા વિજયસ્તંભો બાંધનારા રાજવીઓ દુનિયામાં બધે મળે છે. અહીં મહારાષ્ટ્રના પ્રાચીન રાજાઓએ કેવળ પોતાની ધર્મશ્રાદ્ધા જ સેવા અને ભક્તિના રૂપમાં વ્યક્ત કરવા માટે એકબીજા સાથે હરીફાઈ કરી હોય એમ લાગે છે.

આજે આ ગુફાઓ કેવળ દુનિયાનું કુતૂહલ તૃપ્ત કરવાનું અને ભારતીય સંસ્કૃતિની ભવ્યતાનો ખ્યાલ આપવાનું કામ કરે છે. પણ એક વખતે આ ગુફાઓ એક મહાન વિદ્યાપીઠની ગરજ સારતી હતી. દેશદેશાંતરના શ્રમણો, જંગમો અને ભિખ્ખુ સાધુઓ અહીં આ ગુફાઓનો આશ્રય કરી, આસપાસનાં ગામડાંના લોકો જે કાંઈ અન્નવસ્ત્ર આપે તેનો સ્વીકાર કરી, ધર્મચિંતન અને ધર્મચર્ચા કરતા હતા, અને હિંદુસ્તાનની જનતાને કલ્યાણનો માર્ગ બતાવતા હતા. જેમ કોઈ સરોવરમાંથી અનેક નહેરો નીકળીને આસપાસની ભૂમિને ફળદ્રુપ કરે, તેમ આ ગુફાઓની સાધુમંડળી ધર્મમાં નવી નવી શોધો કરી, એ ધર્મામૃતની પરબો ગામડે ગામડે ખોલતી, અથવા એ ધર્મની કાવડો ભરી ભરી, એને ઘેર ઘેર પહોંચાડતી. જેમ રાજાઓ પોતાનો વૈભવ આ સાધુમંડળીના ચરણે ધરતા, તેમ જ દેશના મૂર્તિકારો અને ચિત્રકારો આ ગુફાઓને શણગારવામાં પોતાની કળાનું સાર્થક્ય માનતા. એટલે આ ગુફાની હાર આપણા પૂર્વજોની રાજકીય તેમ જ પ્રજાકીય આકાંક્ષાની પ્રતિનિધિ છે. એ કાંઈ 'તાજ' નથી કે કોઈ એક બાદશાહ એક વખતના પોતાના વિલાસી પ્રેમને કળાનું રૂપ આપી દે. આ ગુફાઓમાં હિન્દુસ્તાનની મહાજાતિના હૈયાના ભાવો અમર કરેલા છે. જે ભક્તિથી આપણે વેદ, ઉપનિષદ, રામાયણ, મહાભારત વાંચીએ છીએ, એ જ ભક્તિથી આ ગુફાઓનાં દર્શને આપણે જવું જોઈએ.

અહીં આપણે લાકડાનું, માટીનું, મીણનું કે ધાતુનું કામ જોવાના નથી. આરસપહાણ જેવા સુંવાળા પથ્થરોની કારીગરી પણ અહીં નથી. અહીં તો મહાત્માઓના ચારિત્ર્ય જેવા કઠણ પથ્થરમાં, એમનાં જ કારુણ્ય જેવાં કોમળ ફૂલો, વેલીઓ અને મૂર્તિઓ કોતરેલી આપણે જોઈશું. વજ્ર કરતાં પણ કઠોર એવા પથ્થર પસંદ કરી, એમાં કુસુમ કરતાં પણ મૃદુ એવી મૂર્તિઓ વ્યક્ત કરવાની હિંમત કરનાર કારીગરોની પૂજા કરી, એમની પાસેથી દીક્ષા લેવા માટે સ્વર્ગથી પ્રત્યક્ષ બ્રહ્મદેવ ઊતર્યા હોય, તો એમાં જરાય નવાઈ નથી. આ કૃતિઓ જોઈને દેશદેશાંતરના કળાપ્રેમીઓ સ્તબ્ધ થઈ જાય, તો તેમાં આશ્ચર્ય શું? આ ગુફાઓ વિશે એક તામ્રપત્રમાં લખેલું છે કે, દેવો જ્યારે વિમાનમાં બેસી સ્વચ્છંદ વિહાર કરતા આ ઠેકાણે આવ્યા, ત્યારે આ સ્થાપત્યનું સૌન્દર્ય જોઈ તેઓ ધ્યાનમગ્ન થયા. તેમાંયે કૈલાસમંદિરની શોભા જોઈને તેઓ એકદમ બોલી ઊઠયા: 'આ મંદિર માનવ-હાથની કૃતિ ન હોઈ શકે. આ મંદિર પ્રત્યક્ષ મહાદેવની પેઠે સ્વયંભૂ જ હોવું જોઈએ.' બ્રહ્મા અને વિશ્વકર્માનો સમોવડિયો સ્થપતિ જે આ ગુફાઓનો કર્તા હતો તે પોતે પણ કહેવા લાગ્યો: 'અદ્ભુત છે આ કલાકૃતિ. મને પોતાને જ ખબર નથી પડતી કે આને હું કેમ બનાવી શકયો. મને કોઈ આવી બીજી કૃતિ તૈયાર કરવાનું કહે, તો મારી હિંમત નથી ચાલવાની. આ થઈ ગયું તે થઈ ગયું.'

ત્યારે આવી કૃતિને આપણે અપૌરુષેય કહીએ તો કાંઈ વાંધો છે? આ બનાવનાર સ્થપતિને જ જ્યારે ખબર નથી કે એ વસ્તુ એને હાથે કેમ બનવા પામી, ત્યારે આપણે કેમ કહી શકીએ કે આ માનવકૃતિ છે?

કાલિદાસે જ્યારે રઘુવંશ લખ્યું, ત્યારે સરસ્વતીએ એને વરદાન આપ્યું હતું. તેમાંયે જ્યારે એણે ચોથો કે પાંચમો સર્ગ શરૂ કર્યો ત્યારે, કહેવાય છે કે, દેવી સરસ્વતીએ એના હાથમાંથી કલમ છીનવી લઈ, પોતે જ એ સર્ગ લખી નાખ્યો. એટલી બધી સુંદર શબ્દની કારીગરી અને ભાવોનો વિલાસ એ સર્ગોમાં જડે છે. અહીં પણ સ્થાપત્ય-કળાએ પોતે જ એ સ્થપતિના હૈયામાં, હાથમાં, આંખોમાં અને આંગળાંમાં પોતાનું આસન જમાવ્યું હશે. અને પછી એ સ્થપતિએ સમાધિ-સ્થિતિમાં આ બધું કોતરકામ કરી નાખ્યું હશે.

આ કાંઈ એક મૂર્તિકારનું કામ નથી. સેંકડો મૂર્તિકારો અહીં એકત્ર થયા હશે. પણ કામ શરૂ કરતા પહેલાં એમના મુખી સ્થાપત્યાચાર્યે પોતાના દરેક મદદનીશની છાતીને સ્પર્શ કરી સંકલ્પ કર્યો હશે:

ॐ मम व्रते हृदयं ते ददामि।
मम चित्तमनुचित्तं ते अस्तु।

અને પછી બધાં ભેજાં, બધાં હૈયાં અને બધાં આંગળાં જાણે એક જ માણસનાં હોય તેમ કામ કરવા મંડી પડયાં હશે.

## ૨

વેરૂળની ગુફાઓ જોવા અમે પહેલી વાર ગયેલા તે નાગપુર કૉંગ્રેસ પછી. કયે રસ્તે જવું એની પણ અમને ખબર ન હતી. પાચોરાથી ઊતરીને અજંટા ગયા હોઈશું. દોલતાબાદ સ્ટેશને ઊતરીને, ત્યાંનો કિલ્લો જોઈ, એક ગાડી કરી અમે વેરૂળ ગયા. શ્રી નરહરિભાઈ ઉપરાંત સાથે કોણ હતું એ પણ હવે હું ભૂલી ગયો છું. રસ્તામાં ખુલ્દાબાદ આવ્યું હતું એવું અસ્પષ્ટ સ્મરણ છે. તે વખતે બધા જ કંઈ ગાડીમાં બેઠા ન હતા. મોટે ભાગે હું તો ચાલતો જ ગયો હતો. બપોરનો તડકો એટલો તો સખત હતો કે, જ્યાંથી મળે ત્યાંથી મોટાં મોટાં પાંદડાં માથા ઉપર મૂકી, એના ઉપર મારી ગાંધીટોપી હું ચડાવતો, અને એ પાંદડાં સુકાઈને ગરમ થઈ જાય એટલે ફેંકી દઈ, એમને સ્થાને બીજાં પાંદડાં મૂકતો. તે વખતની પગપાળી મુસાફરીમાં જે આનંદ આવ્યો તે કાંઈ ઓર જ હતો! તે વખતે એટલે કે ૧૯ વર્ષ પહેલાં, મારી દૃષ્ટિ જુવાન હતી, મારી તનુયષ્ટિ જુવાન હતી અને ભારતીય સંસ્કૃતિનું સ્વરૂપ નવેસર ઓળખવાને હું મથતો હતો. તે વખતે કૈલાસનું મંદિર, જૈનોની ઇંદ્રસભા, મહારવાડા(ઢેડવાડા)ને નામે ઓળખાતી બૌદ્ધ ગુફાઓ વગેરે બધું નવી આંખે જોયેલું તે આજે પણ યાદ છે. એમ મનાય છે કે, બીજી વાર દર્શન કરીએ કે તરત પહેલી વારનાં સંસ્મરણો એની મેળે ભૂંસાઈ જાય છે અને નવું ચિત્ર જૂના ચિત્રનું સ્થાન લઈ લે છે. એ વાત સાચી છે એ વિશે મને શંકા નથી. પણ વેરૂળની ગુફાની બાબતમાં મારે એવું નથી થયું. જૂનાં ચિત્રો પણ મારી પાસે કાયમ છે અને નવાં ચિત્રો પણ છે. એ બન્નેની અસર એકબીજા ઉપર થઈ છે એની ના નથી, પણ જૂનાનું વ્યક્તિત્વ હજી ભૂંસાયું નથી.

પહેલાની જેમ આ વખતે પણ અમે કૈલાસની ગુફા જ સૌથી પહેલવહેલી જોઈ. એ જ ગુફા અહીંની ૩૪ ગુફાઓની રાણી છે. જેમની પાસે પૂરતો વખત નથી, એમણે તો આ જ ગુફા સૌથી પહેલવહેલી જોવી. પણ જો કોઈ એમ માને કે, કૈલાસ જોવાથી વેરૂળની તમામ ગુફાઓનો ખ્યાલ આવી જાય છે, તો એની એ ભૂલ છે. ૧૬ નંબરની આ કૈલાસ ગુફા, ૨૯ નંબરની સીતાનહાણી ગુફા, ૩૩ કે ૩૪ નંબરની ઇંદ્રસભા, આટલી તો ઓછામાં ઓછી જોવી જ જોઈએ. અને બૌદ્ધ ગુફાઓમાં જે વિહાર અને ચૈત્યો છે, તેમાંથી એક એક નમૂનો તો ઓછામાં ઓછો જોવો જ જોઈએ. ખાસ કરીને ૧૦ નંબરની ગુફામાં જે લાકડાના કામનું અનુકરણ કરેલું છે તે જોયા વગર, કાર્લા તેમ જ અજંટા સાથે આનું કેટલું સામ્ય છે, એનો પૂરતો ખ્યાલ નહીં આવે. ૧૪મી ગુફા તો ગણેશ મહારાજની માતાઓનું સંમેલન છે, એ જોયા વગર નહીં ચાલે. ૧૫મી ગુફામાં, આ ગુફા છે કે પાછળની બાંધણી છે, એવી શંકા આવ્યા વગર રહેતી નથી. જો પૂરતો વખત હોય તો આમાંની એકે ગુફા છોડી દેવા જેવી નથી. અને જો માણસ પાસે જરા સરખી નવરાશ હોય, તો એણે બેત્રણ વાર તો આ ગુફાઓ જોવા માટે આવવું જ જોઈએ. આ

વખતે અમે સપ્ટેમ્બરનો મહિનો પસંદ કર્યો હતો, એ અનેક રીતે સારું થયું. કેમ કે, ચોમાસાનો ઉત્તરાર્ધ હોવાથી બધે લીલાલહેર હતી અને આકાશનાં વાદળાંઓ પણ સાવ વિરક્ત થયેલાં ન હતાં.

આ ગુફાઓ વિશે કેમ લખવું એ જ સમજાતું નથી. એક એક ગુફા લઈને એના ઉપર એક સ્વતંત્ર લેખ લખવા જઈએ તોયે સંતોષ નહીં થાય. કેમ કે એક એક ગુફામાં અનેક નાનીમોટી મૂર્તિઓ હોય, અનેક પ્રસંગો કોતરેલા હોય, અનેક પશુઓને એમની સ્વાભાવિક સ્થિતિમાં રજૂ કર્યાં હોય. એક એક પાછળ જેમ અમે એકાગ્ર થઈને જોતા હતા અને બાકીની દુનિયા ભૂલી જતા હતા, તેમ જ એક એક મૂર્તિ કે પ્રસંગ વિશે સ્વતંત્ર લેખ લખવો જોઈએ. ત્યારે જ કાંઈ સમાધાન થાય, અને તેમ જો ન કરી શકાય તો એક એક ગુફા ઉપર એક એક લેખ લખવાનો અર્થ શો?

કૈલાસની ગુફામાં અનેક ઠેકાણે રાવણ વીસ ભુજા ઊંચી કરી કૈલાસને ઊંચકે છે અને ઉપર શિવપાર્વતી અને નંદી વિરાજમાન છે, એવા પ્રસંગો કોતરેલા છે. મુખ્ય શિવમંદિર નાનુંસૂનું નથી. અને એ આખું મંદિર અને એની આસપાસની ઓસરીઓ અને એની અંદર પણ બાજુએ કોતરેલું બીજું મંદિર, એ બધું જોઈને શિલ્પકારની કલ્પનાશક્તિના સાહસથી ચકિત થવાય છે. મંદિરની બે બાજુ બે હાથીઓ અને વિજયસ્તંભો છે. હાથીઓની તો દુર્દશા થઈ જ છે. હજીયે મૂર્તિનો કોઈ 'સર્જન' (હાડવૈદ) મહેનત કરે તો એ હાથીના કકડા એકત્ર કરી સહેજે હાથી જેવો હાથી ઊભો કરી શકશે. કહેવાય છે કે, ઔરંગઝેબે આ ગુફાઓનો ઘણો નાશ કર્યો છે. ઘૃષ્ણેશ્વરનું મંદિર એણે તોડયું એ સમજાય એવી વસ્તુ છે. આ ગુફા-ઓમાં, એ ધારત તો, એકે મૂર્તિ અહીં રહેવા ન પામત. પણ મૂર્તિવિનાશકો મૂર્તિ-ઓના ચૂરેચૂરા નથી કરતા. પૂજાયોગ્ય ન રહે એટલી ખંડિત કરીને છોડી દે છે. એટલે કોક્નું નાક તોડીફોડી નાખે, કોકના કાન ઉડાવી દે, કોકના હાથ યા પગ ઉતારી દે, એમ કરીને એકેએક મૂર્તિ એબવાળી કરી દીધી એટલે કામ પત્યું. પછી એની કોઈ પૂજા કરે નહીં. એક ધર્મચુસ્ત મુસલમાન ચિત્રોના શોખીન હતા. તેમણે ધર્મ અને કળા બંને સાચવવાનો એક મજાનો રસ્તો શોધી કાઢયો. એમણે ચિત્રોનું એક આલબમ ખરીદ્યું, અને કાળી શાહીના ખડિયામાં આંગળી નાખીને તમામ ચિત્રોના મોઢા ઉપર એક એક ધબ્બો ચોડી કાઢયો. આટલાથી એને ખાતરી થઈ કે, જાનદાર વસ્તુની પ્રતિકૃતિ તૈયાર કરવામાં ઈશ્વરનું જે અપમાન થાય છે, તે આપણે ધોઈ કાઢયું; હવે એને આવાં ચિત્રો જોવામાં વાંધો નથી.

આવી આવી સગવડો ન હોત તો જેટલી કળાકૃતિઓ બચવા પામી છે તે પણ બચવા ન પામત.

આ મંદિર જ્યારે કોતરાયું ત્યારે મૂળ કલ્પના પથ્થર પેર પ્લાસ્ટર કરી એના પર ચિતરામણ કરવાની હતી કે નહીં, એ આજે આપણે શી રીતે જાણી શકીએ?

અને પોતાને લાગે છે કે, કોતરતી વખતે પથ્થરોમાં જ બધી સુંદરતા આણવામાં જોકે કશી મણા રાખવામાં આવી નથી, તોયે એના પર પાતળું પ્લાસ્ટર કરીને સારામાં સારા રંગોનું ચિતરામણ કરવાનો સંકલ્પ પહેલેથી જ હશે. અજંટાની દીવાલ ઉપરનું ચિત્રકામ હજી સુધી કાંઈક ટક્યું છે. આ મંદિર ઉપર કોક કોક ઠેકાણે સહેજસાજ રંગ દેખાય છે. મંદિરના ઉપલા મેઢા ઉપર એક ઠેકાણે છતમાં બરાબર અજંટાની કારીગરીના જ અવશેષ જેવો થોડોક ભાગ બચવા પામ્યો છે. એમાં એક ઠેકાણે મોર ગયો છે, પણ એની કળા રહી છે. એક ઠેકાણે એક રમણીનું માથું અને એની કમળની પાંદડી જેવી આંખો જ રહી છે. એનો રંગ, એની નાજુકાઈ, અને શૈલી અજંટાથી જરાયે ઊતરતી નથી.

આખા મંદિરનો ભાર ઊંચકનાર નાના નાના હાથીઓ અનેક રીતે વિહાર કરતા બતાવ્યા છે. કોઈ પોતાની સૂંઢ વડે બીજાનો પગ પકડે છે, બીજા બે હાથીઓ પોતપોતાની સૂંઢ એકબીજાની સૂંઢમાં ભેરવે છે. કેટલાક સૂંઢ વડે માથા પરની માખીઓ ઉડાડે છે, અને કેટલાક તો હિંમતપૂર્વક કોઈ વાઘની પાછળ પડયા છે. મંદિરની આસપાસ એક સારું સરખું આંગણું છે. અને ત્યાર પછી ત્રણે બાજુ જે ઊંચી ઓસરીઓ છે તેમાં અનેક વિશાળ મૂર્તિઓ કોતરવામાં આવી છે. આ મૂર્તિઓ શક્તિ, ભાવ અને ભંગિ વ્યક્ત કરવાની બાબતમાં ભારતીય મૂર્તિકળાના ઉત્કૃષ્ટ નમૂનાઓ છે. એક એક મૂર્તિ જોતાંવેંત એની આગળ આપણું હૈયું દબાઈ જાય છે અને આવી બલવતી મૂર્તિઓની કલ્પના કરનાર આપણા પૂર્વજો કેવા સંકલ્પ-વીર હશે, કેવા સમર્થ-કલ્પના-વીર હશે, અને કેવા કુશળ મૂર્તિકાર હશે, એનો ખ્યાલ આવે છે.

કૈલાસની ગુફા જોઈ અમે સીધા જૈનોની ઇન્દ્રસભા જોવા ગયા. અહીંના આંગણામાં એક બાજુએ એક જ હાથી છે. અને બીજી બાજુ જે એક જ વિજયસ્તંભ હતો તે ત્રણ કટકા થઈ જમીન પર પડયો છે. આ ગુફા કૈલાસની જ એક નાનકડી આવૃત્તિ ગણાય. એમાં પોતાની ખાસિયત તો ઘણી છે, છતાં કૈલાસ જોયા પછી આનું મહત્ત્વ એની મેળે ઓછું થઈ જાય છે. નવા જોનાર માટે અમારી ભલામણ છે કે, તેમણે પ્રથમ ડાબી બાજુનો રસ્તો લઈ, છેલ્લી ઇંદ્રસભા પ્રથમ જોઈ લેવી અને પછી જ કૈલાસ તરફ આવવું. આ મહાવીરની ગુફાને ઇન્દ્રસભા શા માટે કહેતા હશે એ કોઈ જાણતું નથી, પણ આવી આકર્ષક ગુફાને પોતાનું કાંઈક નામ તો જોઈએ જ. ઇંદ્રસભાનું નામ ચાલતું આવ્યું છે તે જ ચાલે તો વાંધો શો?

આના પછી જોતા જોતા આપણે પાછા આવીએ, એટલે ૨૯ નંબરની ગુફા આપણું વિશેષ ધ્યાન ખેંચે છે. ભવ્યતામાં બીજી કોઈ પણ ગુફા કરતાં આ ઊતરે એવી નથી. આને જોતાંવેંત મુંબઈ પાસેની ઘારાપુરી એટલે કે 'એલિફન્ટા કેવ્ઝ'નું સ્મરણ થયા વગર રહેતું નથી. અહીંની મૂર્તિઓ અસાધારણ ઊંચી અને મોટી

છે, અને છતાં એકે મૂર્તિ પ્રમાણબાહ્ય નથી. આની બાજુએથી જ વેળગંગાના પ્રપાત અથવા સીતાનહાણી તરફ જવાય છે.

એમ ન થયું હોય કે, સાધુઓને રહેવા માટે આ ગુફા કોતરાઈ, પણ તે એટલી ભવ્ય, સુંદર અને ઉદાત્ત થઈ કે લાંબા વખત સુધી એમાં રહેવાની કોઈ હિંમત જ ન કરે? કોણ પોતાને એવો મોટો માને કે આવી ગુફામાં રહ્યા છતાં અસ્વસ્થ ન થાય?

છેલ્લી જૈન ગુફાઓ, વચલી શૈવ ગુફાઓ, અને છેક જમણી બાજુએ દેખાતી બૌદ્ધ ગુફાઓ, બધું મળીને માણસને થકવે એવો વિસ્તાર છે. અને એક એક ગુફા અંદર એટલી તો ઊંડી ગયેલી હોય છે કે બહારથી એનો ખ્યાલ સરખો આવતો નથી. શહેરમાં મકાનો ઊંચાં ઊંચાં બંધાય છે કેમ કે ત્યાં જગાની તંગી હોય છે. અહીં ત્રણ ત્રણ મજલાની ગુફાઓ બંધાઈ છે તે એટલા જ માટે કે અહીંના પથરાઓ વિશાળ છે અને તેમાં આડા, અવળા, ઊંચા, ઊંડા ગમે તેટલા વધવાની આપણને છૂટ છે.

આ ગુફાઓના ચોરસ થાંભલાઓ અહીંની પ્રચંડ મૂર્તિઓ કરતાં શોભામાં જરાય ઊતરતા નથી. એક ગુફામાં થાકને કારણે અંદર ન જવાનો વિચાર કરતો હતો. પણ મનમાં થયું કે, આટલું છોડયું એમ કહેવાને શા માટે રાખીએ? થોડીક મહેનત પડશે પણ અંદર જઈ આવીએ એ ઠીક. અંદર ગયો અને જોઉં તો બે મોટા જાડા થાંભલા વચ્ચે ગણિતના ધનુષ્યકૌંસના આકારની કમાનો બે બે થાંભલાને જોડી દે છે. એ કમાનોની જાડાઈ જોઈને હું તો ગભરાઈ જ ગયો. આ માણસની કળા તો નથી જ. આને દૈવી પણ ન કહેવાય. આનું પ્રમાણ આસુરી કે રાક્ષસી જ ગણાવું જોઈએ.

બધી જ ગુફાઓ આખરે ઉતાવળે જોઈ પૂરી કરી. વાંદરાઓ જેમ ઉતાવળે ખાઈને પોતાનાં ગલોફાં ભરી રાખે છે અને પછી નવરાશે ફરી નિરાંતે ચાવી ચાવીને આરોગી લે છે, અથવા જાનવરો જેમ પ્રથમ ખાઉધરાં થઈને ખાઈ લીધા પછી એ બધો ખોરાક વાગોળવા માંડે છે, તેવી જ રીતે વખતનો ખ્યાલ રાખી, ઉતાવળે ઉતાવળે બધું જોઈ લીધું, અને હવે વરસો સુધી એ સંસ્કારોનું સ્મરણ કરી કરીને વાગોળતો રહીશ. આ લેખમાળા પણ એ 'રોમંથ' ક્રિયાનો જ એક પ્રકાર સમજી લેવો. આમાં પણ પૂરતો રસ નહીં આવે, કેમ કે વાગોળવાનો આ પ્રારંભ જ છે.

ધન્ય છે મારી આંખો કે એ ધર્માલયોને જોવા પામી! ધન્ય છે મારી કલ્પના-શક્તિને કે એને આવો દિવ્ય ખોરાક બે વાર મળી ચૂક્યો અને ધન્ય છે મારા સ્નેહીઓને કે જેમણે મને પ્રેમપૂર્વક બોલાવી, આવડી મોટી ઉજાણી આપી!

અને જો મારા વાચકોને આ સ્થાનો જોવાની તાલાવેલી જાગે તો તેઓ પણ ધન્ય છે. કેમ કે ભારતવાસી થવું અને આ સ્થાનો ન જોવાં એના કરતાં જિંદગીની બીજી વિફળતા કઈ હોઈ શકે?

આ સ્થાનો કરતાં પણ જેમની જીવનવિભૂતિ વધારે ભવ્ય છે, તેવા મહાત્માઓ ભલે આવાં સ્થાનો જોવા ન આવે. આપણે તો અહીંના પાષાણોનું હૃદયદર્શન કરી કૃતાર્થ થયા છીએ.

૧૮–૯–'૪૦

# ૧૬. સીતાનહાણી

વેરૂળનો રાણી અહલ્યાબાઈએ બનાવેલો લીલો કુંડ જોઈ પાછા વળતાં રસ્તામાં વેળગંગાનું ઝરણું જોયું હતું. એટલું નાનકડું ઝરણું કે એને નાળું પણ ન કહેવાય. પણ એને વેળગંગાનું પ્રતિષ્ઠિત નામ મળેલું છે. નદીનું નામ સાંભળ્યા પછી એનો ઊગમ ક્યાં છે એ શોધ્યા વગર રહેવાય? પણ અમે તો ગુફાઓની અદ્‌ભુત કારીગરીમાં મસ્તપણે વિહરતા હતા, તેથી વેળગંગાનું સ્મરણ સરખું ન થયું. 'અપૌરુષેય' કારીગરીવાળી કૈલાસની ગુફા છોડી જૈન તીર્થંકરોની ઈંદ્રસભા તરફ અમે જતા હતા ત્યાં શ્રી અચ્યુત દેશપાંડેએ કહ્યું કે વેળગંગાનો ઊગમ અહીં જ છે. માત્ર નામ સાંભળ્યું અને વેળગંગા વળગી!

ઈંદ્રસભાથી પાછા ફરતાં અમે ૨૯મી ગુફામાં આવી પહોંચ્યા. અનેક ગુફાઓમાં રખડવાથી થાક તો સારી પેઠે ચડ્યો હતો. આખા શરીરનાં હાડકાંમાં કળતર શરૂ થયું હતું અને એ જ વખતે ધારાપુરીની એલિફન્ટાનું સ્મરણ કરાવતી ૨૯મી ગુફાએ ભવ્યતાનો કળશ ચડાવ્યો. ફરી ફરીને પગ વધારે થાક્યા હતા, કે જોઈ જોઈને આંખો વધારે થાકી હતી, એ કહેવું મુશ્કેલ હતું. હવે નાસ્તા સાથે થાક ખાધા પછી જ આગળ જવાય એમ અમે નિશ્ચય કરતા હતા એટલામાં સીતા-નહાણીનું સ્મરણ થયું.

અયોધ્યાથી જનસ્થાન સુધીની મુસાફરી સીતાએ પગપાળા કરી હતી. ત્યાંથી રાવણ એને ઊંચકીને લંકા લઈ ગયો. દુ:ખાવેગમાં સીતાએ દક્ષિણનો એ પ્રદેશ જોયો પણ નહીં હોય, પણ રામે રાવણનો નિ:પાત કરી, એના જ પુષ્પક વિમાનમાં બેસી જ્યારે લંકાથી અયોધ્યા સુધીનો પ્રવાસ કર્યો ત્યારે સીતામાતાએ નીચે જોઈ કેટલો આનંદ માણ્યો હશે! રામાયણમાં વાલ્મીકિએ જ્યાં ત્યાં, સીતાજીનો પ્રકૃતિના સૌંદર્ય પ્રત્યેનો પક્ષપાત વર્ણવ્યો છે. ભવભૂતિએ પણ, સૃષ્ટિસૌંદર્ય જોઈ સીતાને કેવો અલૌકિક આનંદ થતો, એનું વર્ણન આપ્યું છે. સીતાએ જો હિંદુસ્તાનનાં લલિત અને ભવ્ય, સુંદર અને પવિત્ર સ્થાનોનું વર્ણન પોતે લખવાનું માથે લીધું હોત, તો મને લાગે છે કે ત્યાર પછી સંસ્કૃતમાં કોઈ પણ કવિએ સૃષ્ટિવર્ણનમાં એક લીટી પણ ઉમેરવાની હિંમત ન કરી હોત.

સીતામાતા પહાડો જોઈને રાચતી, નદીઓને પોતાનાં આનંદાશ્રુથી નવડાવતી, હાથીનાં બચ્ચાંઓને પંપાળતી, સારસ યુગલોને આશીર્વાદ આપતી, સુગંધી ફૂલોનું

સૌરભ પામીને નશો કરતી અને દરેક સ્થળે એ બધો આનંદ રામમય બનાવી પો સીતા છે એ ભૂલી જતી. લંકામાં રામવિરહથી સુકાતી સીતા પણ ત્યાંની એક ન સાથે એકરૂપ થયા વગર રહી નહીં. આજે પણ સિલોનની સીતાવાકા ચોમાસામાં બન્ને બાજુ ઊભરાય છે અને જેટલાં ખેતરો ડુબાડે છે તે બધાંને સુવર્ણમય બનાવી દે છે. સીતાનો જન્મ જ જમીનમાંથી થયેલો. એ ભારતભૂમિની ભક્તિના રૂપમાં આજે પણ આપણને દર્શન દે છે.

સીતાને થયું હશે કે ગોદાવરીના વિશાળ પ્રદેશમાં ચાલી ચાલીને આપણે થાક્યાં. લક્ષ્મણને વનફળ લાવવા મોકલી દઈએ. રામ તો ધનુષ્ય લઈને પહેરો ભરવાના જ. ત્યારે આ ચંદ્રાકાર કરાડ તળે વેળગંગાનું આતિથ્ય સ્વીકારી થોડો જલવિહાર કેમ ન કરીએ?

* * *

આમારી દાનત પ્રથમ અનુકૂળ ઠેકાણેથી વેળગંગાના સુંદર પ્રપાતનું ફક્ત દર્શન કરવાની જ હતી. એટલે નંબર ૨૯ની ગુફામાં, ગુફાની ડાબી અને આમારી જમણી બાજુએ ઝરૂખો દેખાતો એ તરફ અમે ગયા. મનમાં ચોરી ખરી કે જો નીચે જવાતું હશે તો જઈ આવવાનો લહાવો લેવાનું ચૂકીએ નહીં.

ઝરૂખામાંથી જોયું તો એક પાતળો પ્રપાત પવન સાથે રમતો નીચે ઊતરે છે અને પોતાની આંગળીઓ હલાવી હલાવી અમને છાનોમાનો નોતરે છે. હું વિચાર કરવા લાગ્યો કે નીચે ઊતરાય કે નહીં, એટલો વખત ખરચાય કે નહીં, સાથીઓને આ સ્વચ્છંદ ગમશે કે નહીં? મને આમ વિમાસણમાં પડેલો જોઈ ખીણમાં દોડંદોડા કરતાં નાનાં નાનાં પક્ષીઓ તિરસ્કારથી હસી પડયાં: “જુઓ તો, કેવો અરસિક માનવી છે! ધોધ આટલા હેતથી નોતરે છે, અને એ ત્યાં વિચારમાં પડયો છે! આ માનવીઓમાં કાવ્ય લખનારાં ઘણાં છે, પણ કાવ્ય માણનારાં જવલ્લે જ મળે છે. અને આ સામેનો માનવી તો પોતાને પ્રકૃતિનો બાળક કહેવડાવે છે; લોભી આંખે ધોધ તરફ જુએ છે; નીચેનું સ્ફટિક જેવું પાણી જોઈ એનું હૈયું પણ પલળે છે; છતાં એનો સંકલ્પ જામતો નથી, એના પગ ચાલવા માંડતા નથી. એને કોઈએ શાપે આપ્યો નથી કે ‘તું શિલા થઈને પડયો રહીશ.’ છતાં એ પથરાને ચોંટયો જ છે!”

પક્ષીઓની આ નિર્ભર્ત્સના સાંભળી હું શરમાયો, અને મને ખબર પડી તે પહેલાં જ મારા પગ પગથિયાં ઊતરવા લાગ્યા. હવે જમણી બાજુથી નીચેનો ધરો ઓળંગી, સામે કાંઠેથી પ્રપાત પાસે અવાય, કે ડાબી બાજુથી કરાડની કેડે ચાલીને ૨૮ નંબરની નાનકડી ગુફા સુધી પહોંચી ત્યાં ધોધના છાંટા લેવાય એ વિચાર મનમાં ચાલ્યો. જમણો રસ્તો લાંબો અને સલામત હતો, જ્યારે ડાબા રસ્તામાં કાવ્ય ભરેલું હતું. નાહવાની તૈયારીથી જ ઊતર્યો હતો, એટલે રખે પલળી જવાશે એવો તો સવાલ જ ન હતો.

૨૮ નંબરની નાનકડી ગુફાની અંદર એકબે મૂર્તિઓ છે ખરી, પણ તે ગુફાની અંદર ઝાઝું કાવ્ય નથી. કાવ્ય તો બહાર જ પથરાયેલું છે. એ ગુફામાં બેસી જો કોઈ બહાર જુએ તો પાણીના પહોળા પડદામાંથી એને આગળનો સૃષ્ટિનો વિસ્તાર જીવનમય દેખાશે. ધોધ પડે છે, પણ તે એટલો જાડો નથી કે આરપાર કશું દેખાય નહીં. આ ગુફા પાણીના પડદા પાછળ ઢંકાયેલી હોવા છતાં બિલકુલ પલળતી નથી, કેમ કે રમતિયાળ પવન પણ પાણીના છાંટા ગુફાની અંદર નથી લઈ જઈ શકતો. ગુફાની જરાક બહાર આવો, તો પછી તકરાર નહીં કરતા કે પવને આપણને કેમ પલાળ્યા.

અમે એ ગુફાથી નીચે ઊતર્યા. પહાડી ચતુષ્પાદ બનીને જ ઊતરવી પડી એ કહેવાની જરૂર ન હોય. જ્યાં એ ધોધ પથરા સાથે ભટકાતો હતો ત્યાં મેં મારું આસન જમાવ્યું. સો ફૂટની ઊંચાઈએથી પાણી પડે તે કાંઈ ગદબદિયાં કરીને સંતોષ નહીં માને. એણે પ્રથમ માથા ઉપર ટપલીઓ મારવાનું શરૂ કર્યું, પછી ખભા ઉપર થપાટ પડી, પછી પીઠ ઉપર રપ્, રપ્, રપ્, રપ્, ચાપટીઓ મળતી જાય અને મુસાફરીનો આખો થાક ઊતરતો જાય. સામાન્ય રીતે આપણે માલિશ કરાવીને પછી નાહીએ છીએ. અહીં તો માલિશ એ જ સ્નાન અને સ્નાન એ જ માલિશ. સીતામાતાએ અહીં પોતાના વાળ છૂટા મૂકી પાણીમાં સાફ કરકરા કર્યા હશે.

પણ અરે, આ શું! હું રખડુ મુસાફર છું કે આ દુનિયાનો બાદશાહ છું? મારી પલાંઠી તળે આ રત્નખચિત આસન ક્યાંથી આવી ગયું? પાણીના તુષાર ચારે કોર ફેલાય છે, જાણે મોતીની માળા! અને આસન તળે બે રૂપાળાં ઈન્દ્ર-ધનુષ્યો મને સમ્રાટની પ્રતિષ્ઠા આપી રહ્યાં છે. અલકાપુરીના કુબેર કરતાં મારો વૈભવ હવે કઈ બાબતમાં ઓછો છે? ઈન્દ્રધનુષ્યની બેવડી કિનારવાળા ચાંદીના ધાગાવાળા આસન ઉપર બેઠો છું, અને મોતીની માળાનું ઉત્તરીય ઓઢી અહીં આનંદ કરું છું. માથે સૂર્યનારાયણનું ચળકતું છત્ર છે અને આસપાસ આ ઊડતા દ્વિજગણો જગન્નાથનાં સ્તોત્રો ગાય છે!

હવે શરીર સ્વચ્છ કરવા માટે નહીં, પણ વ્યાયામનો આનંદ લેવા માટે પથરા પર સવાર થઈ, ધોધ તળે મેં આખું શરીર ચોળ્યું, સ્નાનપાનનો આનંદ મેળવ્યો અને રામરક્ષાસ્તોત્રનું સ્મરણ કર્યું. સીતામાઈએ જે સ્થાન પસંદ કર્યું ત્યાં રામ-રક્ષાસ્તોત્રનું ગાયન જ સ્ફુરે એ સ્વાભાવિક હતું. અને માથાથી પગ સુધી બધાં ગાત્રો ચોળીને સાફ કરતી વખતે "शिरो मे राघवः पातुः भालं दशरथात्मजः" ઈત્યાદિ શ્લોકો યાદ કરવા એ ન્યાસ કેટલો ઉચિત હતો!

* * *

સ્વર્ગે પહોંચેલા લોકો પણ જો અંતે મૃત્યુલોકમાં પાછા આવે છે, તો એ પ્રપાત-સ્નાનની મસ્તી ચડયા છતાં એમાંથી વ્યુત્થાન કરી પાછા ગદ્યમય જીવનમાં પ્રવેશ કરવાની આવશ્યકતા જણાઈ એમાં આશ્ચર્ય શું? એટલે આખરે આટલો

બધો આનંદ સ્વેચ્છાએ જતો કરવાની પોતાની સંયમશક્તિની કદર કરતો કરતો પાછો આવ્યો. અને નવાં કપડાં પહેરી નાસ્તા માટે તૈયાર થયો! નાસ્તો શું – બપોર સુધીની તપસ્યા અને પ્રપાત-સ્નાનની શાંતિ પછીનું એ અમૃતભોજન જ હતું.

ગુફામાં સ્થિર થઈને ઊભેલા દ્વારપાળોને જો જોવાની આંખ હોત તો એમણે જરૂર અમારી અદેખાઈ કરી હોત.

૧૬–૯–'૪૦

# ૧૭. ઘૃષ્ણેશ્વર

## ૧

इलापुरे रम्यविशालकेस्मिन्। समुल्लसन्तं च जगद्-वरेण्यम्।
वन्दे महोदारतर-स्वभावम् घृष्णेश्वराख्यं शरणं प्रपद्ये ।।

'જેના સ્મરણમાત્રથી સાત જન્મમાં કરેલાં પાપોનો નાશ થાય છે', એવાં બાર જ્યોતિર્લિંગ આપણા દેશમાં છે. જેમ ચાર ધામોની યાત્રા કરવી એ આખો દેશ જોઈ લેવા બરાબર છે, તેમ જ જો આપણે બાર જ્યોતિર્લિંગો જોઈ લીધાં તો આખું શૈવભારત જોઈ લીધું.

હું માનું છું કે માત્ર આ બાર જ્યોતિર્લિંગોનું સ્મરણ કરવાથી અથવા તો એમનાં નામવાળા જ્યોતિર્લિંગસ્તોત્રના ચાર શ્લોક કંઠે કરવાથી ફક્ત ભૂગોળનો એક પાઠ યાદ કરવાનું પુણ્ય મળશે, પરંતુ જો કોઈ પગે ચાલીને આ બારે જ્યોતિર્લિંગોનું દર્શન કરે અને પછી એ આખી યાત્રાના અનુભવોનું સ્મરણ કરે તો તેમાં એટલા પ્રમાણમાં અનાસક્તિ, પવિત્રતા અને સેવાવૃત્તિ જાગ્રત થશે કે સાત તો શું પણ સાતસો જન્મનાં પાપ કર્યાં હશે તોપણ તે જોતજોતામાં બળી જશે. સ્મરણ સ્મરણમાં પણ ફેર છે. જેનું દર્શન પણ ન થયું હોય તેનું સ્મરણ કેટલું ઊંડું રહી શકે? અને જે જીવન ઉત્કટ નથી, વ્યાપક નથી, તે નિષ્પાપ કેવી રીતે બની શકે?

આ બાર જ્યોતિર્લિંગો નીચે પ્રમાણે છે : ઠેઠ હિમાલયમાં કેદારનાથ છે; ત્યાંથી નીચે ઊતરતાં બનારસમાં કાશીવિશ્વેશ્વર; ત્યાંથી ઉજ્જૈન જઈએ તો મહાકાળેશ્વર-નાં દર્શન થશે અને નર્મદાકિનારે પહોંચીને ઓંકારનાથ અમલેશ્વર મળશે; તેની દક્ષિણમાં નાશિકથી અઢાર માઈલ દૂર પેશ્વાઓએ જેનું મહત્ત્વ વધાર્યું છે એ ત્ર્યંબકેશ્વર વિરાજમાન છે. ત્યાંથી આગળ ભીમાના કિનારે ભીમાશંકરની પૂજા થાય છે. કાઠિયાવાડને કિનારે સોરઠી સોમનાથનું મંદિર હતું તે તો નષ્ટ થઈ ગયું છે પણ તેને બદલે એક નવું મંદિર જે તદ્દન જમીનની અંદર બનાવવામાં આવ્યું છે તેનાં દર્શનથી સંતોષ માનવો પડે છે. નિઝામના રાજ્યમાં જઈએ તો આપણને

બાકીનાં ત્રણ જ્યોતિર્લિંગોનાં દર્શન થાય છે. વેરૂળની નજીક ઘૃષ્ણેશ્વર, શૈલ પર્વત ઉપર મલ્લિકાર્જુન અને પરળીની પાસે શ્રી વૈજનાથ. દારુકાવનમાં નાગેશ છે. જો આ જ ઓંઢયા નાગનાથ હોય તો તેમની ગણતરી પણ નિઝામના રાજ્યમાં જ કરવી જોઈએ. અને છેવટે જ્યાં લંકા અને ભરતભૂમિની વચ્ચે સેતુ બનાવવામાં આવ્યો હતો તેની નજીક રામેશ્વર મહાદેવ છે.

આ ઉપરાંત નેપાળમાં પશુપતિનાથ છે તે કેદારનાથના અંગરૂપ મનાય છે. કારવાર જિલ્લામાં ગોકર્ણ મહાબળેશ્વરનું શિવલિંગ છે તે માત્ર જ્યોતિર્લિંગ નથી પરંતુ પ્રત્યક્ષ મહાદેવજીનું હૃદયલિંગ છે. તેના ચાર કકડા રાવણે આમતેમ ફેંકી દીધા તે પણ કારવાર જિલ્લામાં જ છે. મદ્રાસ ઈલાકામાં કાંચી, ચિદંબરમ્ વગેરે પંચતત્ત્વાત્મક શિવલિંગ પણ જાણીતાં છે.

આ રીતે બાર જ્યોતિર્લિંગની યાત્રામાં માત્ર પૂર્વ ભારત બાદ કરતાં બાકીનું આખું હિન્દુસ્તાન જોઈ શકાય છે.

આ જ્યોતિર્લિંગોનો અર્થ શો છે? ભારતીય વિદ્યાના મહાપંડિત બાબુ ભગવાનદાસજી કહે છે કે, જ્યારે માણસને કોઈ એવો પથ્થર મળી આવે જે પૃથ્વી ઉપરનો ન હોય પણ આકાશમાંથી પડયો હોય ત્યારે તે તેને જ્યોતિર્લિંગ ગણીને પૂજે છે. આકાશમાંથી જ્યારે ઉલ્કાપાત થાય છે ત્યારે બળતો પથ્થર કોઈ કોઈ વખત પૃથ્વી સુધી આવી પહોંચે છે.

૨

ઉપર જણાવેલાં જ્યોતિર્લિંગોમાં જેમની ગણના થાય છે તેવું એક જ્યોતિર્લિંગ હમણાં મેં વેરૂળમાં જોયું. તેના નામની બાબતમાં કાંઈ ભ્રમ છે. સ્તોત્રમાં તે ઘૃષ્ણેશ્વર નામથી પ્રસિદ્ધ છે. પરંતુ સંસ્કૃતમાં 'ઘૃષ્ણ' જેવો કોઈ શબ્દ મળતો નથી. 'ઘૃષ્ણ' શબ્દ પ્રકાશનાં કિરણના અર્થમાં યોજાય છે. જો 'ઘૃષ્', એટલે ઘસવું, પૉલિશ કરવું, ચળકતું બનાવવું એ ઉપપત્તિમાંથી ઘૃષ્ણેશ્વરનો અર્થ બેસાડીએ તો આ લિંગ પથ્થરને ઘસીઘસીને ચળકતું બનાવીને બનાવવામાં આવ્યું છે એવો અર્થ કરી શકાય. પણ ઘૃષ્ણેશ્વરનું અત્યારનું લિંગ તો સાદા પથ્થરનું અને કાંઈક ખરબચડું છે. 'ઘૃષ્ણ'નો અર્થ છે પ્રકાશનું કિરણ. તે ઉપરથી જો ઘૃષ્ણેશ્વર નામ લેવામાં આવે તો જ્યોતિર્લિંગની સાથે તે નામ ઠીક બેસે છે. 'ઘ' અને 'ધ' લખવામાં એટલો થોડો તફાવત છે કે ખરું નામ કયું છે તેનો નિર્ણય કરવાનું ખૂબ મુશ્કેલ છે.

ખેર, વેરૂળની પાસેનું પ્રખ્યાત જ્યોતિર્લિંગ અમે તાજેતરમાં જોઈ આવ્યા. પછી ભલે તે 'ધૃષ્ણેશ્વર' હોય કે 'ઘૃષ્ણેશ્વર'.

મુંબઈ નાગપુર રેલવેના મનમાડ સ્ટેશનથી નિઝામની રેલવે શરૂ થાય છે. ત્યાંથી અમે ઔરંગાબાદ ગયા. તે રેલવે ઉપર નિઝામના 'હાલી રૂપિયા' ચાલે

છે. ઔરંગાબાદથી વેરૂળ લગભગ ૩૨ માઈલ છે: ત્યાંની બૌદ્ધ, શૈવ અને જૈ
ગુફાઓ વિશ્વવિખ્યાત છે. તે જ અમે જોવા ગયા હતા. ત્યાં એક નાનીશી ટેક
ઉપર ઘૃષ્ણેશ્વરનું મંદિર છે. ૨૧ વર્ષ પહેલાં એક વખત મેં આ મંદિર જો
હતું. તે વખતે આજના કરતાં વધારે નવું લાગતું હતું. આ પ્રદેશમાં નથી મળ
એવા લાલ પથ્થર કોણ જાણે ક્યાંથીયે લાવી આ આખું મંદિર બાંધવામાં આવ
છે! વરસાદની લીલને લીધે કેટલીક જગાએ લાલ રંગ ઢંકાઈ ગયો છે. જો ર
લીલ ઘસીને કાઢી નાખવામાં આવે તો આજે પણ એ પથ્થર નવો ને નવ
દેખાશે, એમાં કાંઈ શંકા નથી. ટેકરી ઉપર હોવાને કારણે મંદિર દૂરથી દેખાય છે
અને વિશેષ શોભા આપે છે. તેની બાજુમાં બે મસીદ જેવી ઈમારતો દેખાય છે
પરંતુ આમલીનાં ઝાડોની ઘટામાં તે ઢંકાઈ ગઈ છે. આ બંને મસીદો હિંદુ અને
મુસલમાનોના સ્થાપત્યના સુંદર મિશ્રણના સાદા નમૂના તરીકે ખરેખર જોવાલાયક છે

મંદિરની આસપાસ એક નાનીશી દીવાલ છે. તેની અંદર ગયા પછી આપણે
જોઈ શકીએ છીએ કે કોઈ વખતે આ મંદિરની પાછળ ભક્તોએ પોતાની ભક્તિનં
મહેનત સારી રીતે ખરચી છે. પથ્થરની ફરસબંધી, મંદિરની આજુબાજુનો ચબૂતરો
એ બધાં કોઈ જમાનામાં સુંદર હશે. આ મંદિરનું શિખર અસાધારણ સુંદર છે અને
તેના ઉપર કોતરવામાં આવેલી મૂર્તિઓ મૂર્તિકળાના સુંદર નમૂના ગણી શકાય
આપણા દેશમાં મૂર્તિની નીચે અથવા તેમની આજુબાજુ તેમનાં નામ લખવાનો
રિવાજ નથી. જેમણે પુરાણ વાંચ્યાં હોય તેમને કોઈ પણ મૂર્તિ ઓળખવામાં
અથવા તેનો પ્રસંગ નિશ્ચિત કરવામાં વાર લાગતી નથી. મૂર્તિવિધાનમાં તથા
મૂર્તિઓના ધ્યાનના નિયમોમાં મૂર્તિને ઓળખવાની રીત બતાવવામાં આવી છે,
તોપણ કોઈક કોઈક જગ્યાએ લોકો મૂર્તિની આસપાસ એકાદ નામ લખી મૂકે
છે અથવા ગોળ ગોળ અક્ષરોમાં કોતરે છે. અહીં ઘુમ્મટ ઉપર જે મૂર્તિઓ છે
તેમને કોતરતી વખતે જ્યાં જગ્યા મળી ત્યાં મૂર્તિકારોએ પોતે જ નામ ખોદ્યાં
છે. આ મૂર્તિકારો ભારે શક્તિવાળા હતા તેનો પુરાવો તો આ મૂર્તિઓ જ પૂરો પાડે
છે. પણ મૂર્તિઓનાં નામ અશુદ્ધ લખાયાં છે. 'મત્સ્ય'નું 'મછ' અને 'બુદ્ધ'નું 'બુદ'
લખ્યું છે. એ ઉપરથી અનુમાન થઈ શકે કે આ શિખર બન્યું હશે તે વખતના
કારીગરો, મંદિર બનાવનાર શિલ્પકારો અને મંદિરની પૂજાનો ઠેકો લેનાર પૂજારી બધા
સંસ્કૃતથી અપરિચિત હશે – ઓછામાં ઓછું આવી બાબતો પ્રત્યે બેપરવા તો
રહ્યા જ હશે.

આ મંદિર જે ગામમાં આવ્યું છે તેનું નામ વેરૂળ છે. પ્રાચીન શિલાલેખમાં
તેનું નામ એલાપુર અથવા એલાપુરી મળે છે. શ્રી શિવાજી મહારાજના દાદા
માલોજી આ વેરૂળના પટેલ હતા. તેમણે અહીંના પુરાણા મંદિરનો જીર્ણોદ્ધાર
કરાવ્યો હતો. જ્યારે ઔરંગઝેબ પોતાના માર્ગમાંથી મરાઠાઓનો કાંટો કાઢવા માટે
દક્ષિણમાં આવીને વસ્યો ત્યારે તેણે આ મંદિર તોડી નંખાવ્યું. કહે છે કે, અત્યારનું

મંદિર પુણ્યશ્લોક અહલ્યાદેવી હોલકરે ફરીથી બનાવરાવ્યું. પરંતુ શિલાલેખો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અહલ્યાબાઈએ નહીં પણ મલ્હારરાવ હોલકરનાં જયેષ્ઠ પત્ની ગોતમાબાઈએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે.

મંદિરના શિખરની મનમોહક આકૃતિ એ તેની વિશેષતા છે જ, પરંતુ મંદિરની અંદર પ્રવેશ કરતાં ખુલ્લા મંડપમાં જે ટેકા મૂકયા છે તેના ઉપરનાં ચિત્રો જોયા પછી કહેવું પડે કે, આ ચિત્રો પણ આ મંદિરની એક વિશેષતા જ માનવી ઘટે. જયાં નજર નાખો ત્યાં શિકાર ને શિકારનાં જ ચિત્રો છે. એક ઠેકાણે એક શિકારી એક લાંબા વાંસના બંને છેડે બે જનાવરોનાં મુડદાં ટાંગીને તેની કાવડ બનાવીને પોતાના ખભા ઉપર લઈ જતો દેખાય છે. બીજે ઠેકાણે એક શિકારી અને તેનાં કૂતરાં જનાવરોને હેરાન કરી રહ્યાં છે. એક જગ્યાએ એક શિકારી હાથમાં બંદૂક લઈને કોઈ વાઘ સામે તાકી રહ્યો છે તો બીજી એક જગ્યાએ ધનુષ્યમાંથી બાણો વરસાવી રહ્યો છે.

મંદિરમાં આ પ્રકારનાં શિકારનાં લૌકિક ચિત્રો જોઈને અનેક જાતના વિચાર મનમાં આવ્યા. જયાં હજારો વર્ષો સુધી અહિંસાની ઘોષણા થઈ હશે એવી જૈન અને બૌદ્ધ ગુફાઓ પાસે જ છે, તોપણ શિવમંદિર બનાવનારા રાજપુરુષને અહીં પશુહત્યાનું સ્મારક ખોદાવવામાં બિલકુલ સંકોચ કેમ ન થયો? અથવા તો આ ઘૃષ્ણેશ્વર કોઈ શિકારી જાતિના જ કુળદેવ નહીં હોય?

શિવ-પાર્વતીએ એક વખત ભીલ અને ભીલડીનો અવતાર લીધો હતો એવી પુરાણોમાં કથા છે. કિરાતાર્જુનીય કાવ્યમાં આ પ્રસંગ ગવાયો છે. એ કિરાતનું સ્મરણ કરીને તો અહીંનું મંદિર નહીં બનાવવામાં આવ્યું હોય? પણ એક સિપાહીના હાથમાં બંદૂક અપાઈ છે અને બુદ્ધનું નામ 'બુદ' કોતરવામાં આવ્યું છે એમ યાદ આવે છે ત્યારે એવો વિચાર આવે છે કે અહીં કોતરેલો શિકારનો પ્રસંગ પૌરાણિક નથી પણ કોઈ મધ્યકાલીન શોખીન રાજાના મૃગયા-પરાક્રમનું સ્મારક છે.

એકવીસ વરસ પહેલાં આ સ્થાનનું દર્શન કર્યું હતું ત્યારે અમે અહલ્યાદેવીનું સ્મરણ કરતા પાછા વળ્યા હતા. આ વખતે વધારે માહિતી મળવાને કારણે એ પુણ્યસંબંધ રદ કરવો પડયો તેનું દુ:ખ થયું.

પરંતુ આ મંદિરની પાસે જ એક ખૂબ સુંદર અને સુડોળ કુંડ પહેલી જ વાર જોઈને અમે પ્રસન્ન થયા. સાંભળ્યું કે કુંડ પ્રાચીન છે. એની રચના એટલી પ્રમાણશુદ્ધ છે કે એને જોતાં જ કોઈ રત્ન જોયા જેટલી પ્રસન્નતા થાય છે. કુંડના માહાત્મ્ય સંબંધે એવું કહેવામાં આવે છે કે જૂના જમાનામાં કોઈ રાજાનો કોઢ આ તળાવમાં નાહવાથી દૂર થયો હતો. આજે એ કુંડનું પાણી એટલું ગંદું છે કે તેમાં કોઈ રાજા તો શું પણ કોઈ ઋષિયે નાહ્ય તો એને કોઢ થઈ જાય! પાણી ઉપર લીલનું પડ એવું સખત જામી ગયું છે કે તમે તેને તમારા હાથ વડે

રોગ મહારાષ્ટ્રમાં ઠીક ઠીક ફાટી નીકળ્યો હતો, અને છતાં મહારાષ્ટ્ર ઓગણીસ વરસ સુધી દિલ્લીશ્વર સામે લડયું. અને અંતે આલમગીરે પોતાનો દેહ મહારાષ્ટ્રમાં જ છોડયો. ઔરંગઝેબના અત્યાચારનો પુરાવો મહારાષ્ટ્રમાં જોઈએ તેટલો મળે છે, છતાં ઔરંગઝેબ પ્રત્યે મારા મનમાં વિશેષ આકર્ષણ છે.

મહારાષ્ટ્રમાં જન્મ લેવાથી જો કોઈ મહારાષ્ટ્રી ગણાય છે તો મહારાષ્ટ્રમાં મરણ પામીને ઔરંગઝેબ મહારાષ્ટ્રી થયા, એ મારી લાગણીને હું શી રીતે ભૂંસી નાખી શકું? પોતાની જિંદગીનાં છેલ્લાં ઓગણીસ વર્ષ જેણે મહારાષ્ટ્રમાં ગાળ્યાં, અને આજે પણ જે મહારાષ્ટ્રમાં જ પોતાની અંતિમ નિદ્રા લેતા સૂતા છે તે મારે મન મહારાષ્ટ્રીય જ છે.

અને ઔરંગાબાદ? તે તો મારે મન મહારાષ્ટ્રની દિલ્હી છે. મહમદ તઘલખે ઉત્તરની દિલ્હી દોલતાબાદના કિલ્લાની આસપાસ ખસેડવાનો ગાંડો પ્રયત્ન કર્યો, પણ ઔરંગઝેબે ઔરંગાબાદમાં બે દાયકાનો વસવાટ કરી, એ દોલતાબાદ પાસે જ એક જાતની દિલ્હી વસાવી.

## ૨. બીબીના રોજો

કહે છે કે ઔરંગઝેબે અહીં તાજમહાલની નકલ જેવો એક મકબરો બાંધી પોતાના ગુરુને પૂછ્યું કે, ‘આ સ્થાને કોને દફનાવવામાં આવે?’ ગુરુએ નિખાલસ ભાવે કહ્યું કે, ‘તું છે, તારી રાણી છે અને હું છું. આપણામાંથી જે કોઈ પહેલ કરશે તેનો આ મકબરો થશે.’ બાદશાહની બેગમે ઉતાવળ કરીને એ મકબરાનો કબજો લીધો એટલે ‘બીબીના રોજા’ તરીકે એ ઓળખાય છે.

ઔરંગાબાદ પહોંચતાંવેંત અમે એ મકબરો જોવા જવાનાં હતાં, પણ તેમ ન બની શક્યું. પરિણામે મારી એક કાવ્યમય મુરાદ બર આવી. આખા દિવસનો કાર્યક્રમ લગભગ પૂરો કરી, રાત્રે અમે એ મકબરો જોવા નીકળ્યાં. ચાંદની પોતાનો ચાંદીનો પ્રકાશ વરસાવતી હતી. અમે મકબરા પાસે પહોંચ્યાં ત્યારે બારણાં બંધ થઈ ગયાં હતાં. અંદર જવાનો હુકમ મળે એમ હતું નહીં. પણ રખેવાળ ભલો માણસ હતો, એણે નિયમનું પણ પાલન કર્યું અને અમને પણ સહેજસાજ સંતોષ આપવાનો રસ્તો કાઢ્યો. મોટા દરવાજાની નાની બારી એણે ખોલી અને બહારથી જ મકબરાનું દર્શન કરવાનું અમને સૂચવ્યું. જ્યાં ક્યાંય આવું ચંદ્રિકાધવલ દર્શન થાય છે ત્યાં ત્યાં સર વૉલ્ટર સ્કૉટની પેલી લીટીઓ ધ્યાનમાં આવ્યા વગર રહેતી નથી અને ફરી ફરી એ ટાંક્યા વગર સંતોષ થતો નથી:

> If thou wouldst view fair Melrose aright
> Go visit it by the pale moonlight.

રાત્રે બધું અસ્પષ્ટ રૂપાળું દેખાતું હતું એટલે કલ્પનાને વધુ અવકાશ મળે એ સ્વાભાવિક હતું. બુરખામાં ઢંકાયેલી રમણીની જેમ કલ્પના જ કરવાની હોય છે

તેમ આ સ્થાપત્ય-રમણી વિશે કેવળ કલ્પનાઓ ચલાવી અમે પાછાં વળ્યાં. પણ આટલાથી કંઈ સંતોષ વળે? બે દિવસ પછી અમે ફરી એક વાર ત્યાં ગયાં અને એ સૌન્દર્યમૂર્તિનું ખરે બપોરે દર્શન કર્યું. દૂરથી કર્યું, નજીકથી કર્યું, એને માથે ચડીને એની આસપાસ જોયું, પાસેના મિનારા ઉપર ચડીને એ આખો મકબરો નખશિખાંત જોયો ત્યારે જ ચિત્તને કંઈક સંતોષ થયો. થોડા જ દિવસ પહેલાં વાઈસરૉય ત્યાં આવી ગયા હોવાથી અમારે સદ્‌ભાગ્યે ઉપરના ગુંબજ પરની સૂકી કાળી લીલ મોટે ભાગે ઘસી કાઢવામાં આવી હતી, જેથી આગ્રાના તાજનું સ્મરણ વધારે આબાદ રીતે થતું હતું.

આગ્રાનો તાજ જેણે ધ્યાનપૂર્વક જોયો છે તેને આ મકબરો જોઈ સહેજ અડવું અડવું લાગે છે. ઊંચાઈના પ્રમાણમાં એની પહોળાઈ સહેજ ઓછી છે, એવી છાપ મન પર તરત પડી. કોઈ સિપાઈને 'અટેનશન'–હોશિયાર કહીને ઊભો કર્યો હોય એટલે એના ખભા જેમ કૃત્રિમ અને જકડાયેલા લાગે છે, તેવી જ રીતે આ ઈમારતના ખભા લાગ્યા અને કંઈક વિરસ થયો. ઔરંગાબાદથી પાછા ફરીને આઠ દિવસે આ લખું છું અને તાજના ફોટા સાથે આ મકબરાનો ફોટો સરખાવું છું ત્યારે ધ્યાન જાય છે કે તાજની ઈમારત અષ્ટકોણી છે, જ્યારે આ મકબરો ચોખૂણિયો છે, તેથી તે કંઈક તાબૂત જેવો લાગે છે. તાજમાં ઓટલા ઉપર જવાના રસ્તા દીવાલથી ઢાંકી દીધેલા છે જ્યારે અહીં બે બાજુનાં પગથિયાં વચ્ચે પાણીનો સ્રોત રમાડવાની સગવડ કરી છે. તાજના મિનારાઓ કંઈક tapering (ટેપરિંગ – પાતળા થતા જતા) છે જ્યારે અહીંના સીધાસટ જાય છે. પરિણામે તાજની કારીગરીમાં નાજુકાઈ વધારે દેખાય છે. તાજના કપાળ અને ગાલ ઉપર કુરાનનાં વચનો ચીતરેલાં છે, તેનો અભાવ પણ અહીં સાલે છે. આવો ભેદ હોવા છતાં ઔરંગાબાદનો આ રોજો મોગલ કારીગરીની એક લાક્ષણિક અને રૂપાળી કૃતિ છે એ વિશે શંકા નથી. અંદરની જાળી, ઉપરની ગૅલરીમાંથી જોવાની સગવડ, પ્રકાશનું સૌમ્યપણું, બધું જ શાંત ગમગીની ઉપજાવે છે, અને કળાના આનંદ સાથે વિરહનો વિષાદ ભેળવી દે છે. મિનારા ઉપરથી દૂર દૂર સુધી જોયા પછી નીચે ઊતરતાં એનાં પગથિયાં ગણી કાઢ્યાં, તે ફક્ત ૧૨૦ હતાં.

ઔરંગાબાદમાં એક જૂની મસ્જિદ છે. એ દક્ષિણના પ્રખ્યાત રાજ્ય-વ્યવસ્થાપક મલિક અંબરે બંધાવી હતી એમ કહેવાય છે. આ આખું શહેર પ્રથમ મલિક અંબરે ૧૬૧૦માં વસાવ્યું હતું, અને એનું નામ ફતેહનગર પાડયું હતું. તે પહેલાં અહીં ખડકી કરીને એક ગામડું હતું. ઔરંગઝેબે દક્ષિણની સૂબેદારી હાથમાં આવતાંવેંત પોતાના રહેવા માટે આ સ્થાન પસંદ કર્યું, અને એને પોતાનું નામ આપ્યું. ઔરંગઝેબના મરણ પછી આસફઝાએ પોતાનું સ્થાન અહીં જમાવ્યું અને એ રીતે નિઝામની ગાદીની મૂળ સ્થાપના અહીં જ થઈ. આજે પણ ઔરંગાબાદ નિઝામ રાજ્યનું એક મહત્ત્વનું શહેર છે.

## ૩. પાણીબાબાનો ધોધ

બીબીનો રોજો જોવા જતાં બન્ને વખતે અમે ત્યાંનો એક કૃત્રિમ ધોધ જોઈ આવ્યાં. એક બગીચાને ખૂણે એક નાનકડો ચોરસ બુરજ ઊભો છે. જાણે કોઈ પહેરેગીરનો વૉચ-ટાવર (watch-tower). એ બુરજમાંથી પાણીનો એક ધોધ અખંડ વહ્યા કરે છે. આટલું પાણી આ ટાવરમાંથી શી રીતે નીકળતું હશે એનું લોકોને આશ્ચર્ય થયા કરે છે. એ જ પાણીના પ્રવાહની મદદથી દાંટી દળવાની સગવડ પણ અહીં ઊભી કરવામાં આવી છે, તે પણ લોકોના આકર્ષણનો એક વિષય થઈ પડયો છે. હિમાલયમાં જેણે ગામડે ગામડે આવી પાણચક્કીઓ જોઈ છે તેને આમાં ખાસ આકર્ષણ જેવું કશું ન લાગે, પણ અહીંના લોકોને એની મજા પડે ખરી. આ પાણીના ધોધની આસપાસ જે હોજ છે, બગીચો છે અને તેમાં જે સુંદર મકાનો છે તે ઔરંગાબાદનું એક ઘરેણું કહી શકાય. આ બગીચાનો ઈતિહાસ અમને નીચે પ્રમાણે કહેવામાં આવ્યો :

પણે પેલું વૃદ્ધ વૃક્ષ દેખાય છે તેના તળે જૂના વખતમાં એક સત્ત્વશાળી ફકીર બેસતો હતો; અને દૂરથી પાણી આણી, આવનાર-જનાર મુસાફરોને હેતથી પાતો હતો, અને ઉપરથી આશીર્વાદ પણ આપતો હતો. આવી પરોપકારી જિંદગી જ્યારે એણે આખરે પૂરી કરી ત્યારે એનો શિષ્યસમુદાય મોટો થયો હતો. એ લોકોએ મળીને વિચાર કર્યો કે, "પાણીબાબાનું અહીં એક સારુંસરખું સ્મારક કરવું જોઈએ." તે વખતના સ્વદેશી એન્જિનિયરોએ પોતાનું ભેજું ચલાવ્યું અને પાસેના પહાડ ઉપરના એક જળાશયમાંથી પાણી બાંધીને લઈ આવ્યા. પાણીની એ બંધ નહેર જમીનની અંદર ઊંચે-નીચે ચડતી-ઊતરતી જ્યારે શહેર પાસે આવી ત્યારે આપણા દેશમાં તે વખતે તૈયાર થતા માટીના પક્વેલા નળ મારફતે એ પાણી આ બગીચામાં આણી ટાવરમાં ચડાવ્યું અને ત્યાંથી નીચેના હોજમાં પાણીનો ધોધ પાડયો. ત્યારથી એ પાણી વહ્યા કરે છે અને પાણીબાબાની પેઠે જ માણસને અને વનસ્પતિને આશીર્વાદ આપતું જાય છે. પાણીબાબા માટે આના કરતાં વધારે સુંદર સ્મારક કોઈ સૂચવી શકે ખરા?

## ૪. ખુલ્દાબાદ

ઔરંગઝેબ બાદશાહનો જનાજો અહમદનગરથી ઔરંગાબાદ આણવાને બદલે ખુલ્દાબાદ શા માટે લઈ ગયા હશે? ખુલ્દાબાદ તો દોલતાબાદ અને વેરૂળ વચ્ચે એક નાનકડું ગામડું છે. ઔરંગઝેબે પોતે જ આ જાતની કંઈક સૂચના કરી રાખી હશે. અને જો એના ગુરુનું અવસાન એના પહેલાં ખુલ્દાબાદમાં થયું હોય તો તો બીજું કારણ શોધવા જવાની જરૂર જ નથી. અહીં ઔરંગઝેબના ગુરુની કબર સારી છે અને એની પ્રતિષ્ઠા પણ બાદશાહના ગુરુને છાજે એવી જ છે. પણ ઔરંગઝેબની કબર તો મૂર્તિમંત સાદાઈ જ છે. હમણાંના નિઝામે એ કબરની આસપાસ

આરસપહાણની જાળી ઊભી કરી છે ખરી, પણ તેટલાથી ઔરંગઝેબની કબરની સાદગીમાં ખલેલ નથી પહોંચતી.

હવે જે સમ્રાટ બાબર, હુમાયુન, જહાંગીર અને અકબરથી પણ મોટો થયો અને જેણે કલાકોવિદ શાહજહાંની ગાદી પચાવી, તેની કબર તો આ બધા બાદશાહના રોજા કરતાં અનેકગણી વૈભવશાળી હોવી જોઈએ અને એમાં કળાની તો પરિસીમા થવા જોઈએ પણ આમ કેવળ આકાર કે વિસ્તારમાં ઉમેરો કરવાથી મોટાઈ આવતી નથી. ઔરંગઝેબે વિચાર્યું હશે કે, “મોટામાં મોટી મસ્જિદ બાંધીને, અથવા તમામ દુનિયાભરના કારીગરો પાસે દસ-વીસ વરસ વૈતરું કરાવીને બહુ બહુ તો મારા વૈભવનો ખ્યાલ હું મારી પાછળ રાખી શકું. લોકોને મારી રસિકતા જ જોવી હોય, તો દિલ્હીના કિલ્લામાં મારી ખાનગી મોતી મસ્જિદમાં મેં તે ઠાલવી જ છે. દક્ષિણના લોકોને જો મારી અભિરુચિનો ખ્યાલ આપવો હોય તો ઔરંગાબાદમાં એક મકબરો મેં ઊભો કર્યો જ છે. પણ મારી કબર મારફતે મારે મારો વૈભવ નથી વ્યક્ત કરવો, પણ મારું વ્યક્તિત્વ જ પ્રગટાવવું છે. મારા પૂર્વજ જો જહાંગીર હતા તો હું આલમગીર બન્યો છું. એથી વિશેષ શું કરી શકાય? જે સાદગી મેં મારી આખી જિંદગીમાં પોતાની કરી હતી, તે જ મારી પાછળ કેમ ન મૂકી જાઉં? ક્યો વૈભવ આ સાદગીથી ચડી શકે?” એટલે દિલ્હી, આગ્રા અથવા ઔરંગાબાદ છોડીને એણે પોતાના અંતિમ વિશ્રામ માટે એક નાનકડું ગામડું જ પસંદ કર્યું અને પોતાની કબર ઉપર આરસપહાણ કે રેશમનું આચ્છાદાન ન ચડાવતાં કેવળ એક રૈહાન(સબજા)નો છોડ ઉગાડવાની સૂચના આપી દીધી.

તેથી જ અકબરની કે શાહજહાંની સમાધિ કરતાં ઔરંગઝેબની આ સમાધિ વધારે ધ્યાન ખેંચે છે અને વધારે પ્રબોધ જગાડે છે. એક સામ્રાજ્ય વિસ્તારવા અને અંત સુધી ટકાવવા માટે એણે આમરણ જહેમત ઉઠાવી, પોતાના તંબૂના સોનાના કળશ ઝૂંટવી લઈ જનાર મરાઠાઓને ખેદાનમેદાન કરવામાં કશી મણા ન રાખી, પણ અંતે જ્યારે જીવનદોરી ખૂટી ગઈ અથવા તૂટી ગઈ, ત્યારે એ બધી વસ્તુઓ ભૂલી જઈ એણે અલિપ્તપણે એક ગામડામાં સાદામાં સાદી કબર પોતાને માટે પસંદ કરી! આ મહારાષ્ટ્રી બાદશાહમાં અનેક જાતની ખૂબીઓ હતી. જીવનમાં તેમ જ મરણમાં એ અદ્વિતીય રહેવા માગતો હતો અને એની એ મુરાદ બર આવી પણ ખરી.

એની પડખે જ એનો એક દીકરો, એની વહુ, અને ગુરુકન્યા પાસે પાસે સૂતાં છે. એ બધાંના પરસ્પર સંબંધ કેટલા ઉત્કટ અને પ્રેમાળ હશે એની કલ્પના એમને સાથે સાથે આરામ કરતાં અને કયામતના દિવસની રાહ જોતાં જોઈને થાય છે. એ વૈભવ ગયો, એ રાજખટપટ શમી ગઈ, એ જમાનાની હજાર બળતરા પણ હવે રહી નથી. ફક્ત માણસ માણસ વચ્ચેના હાર્દિક સંબંધની સ્મૃતિ જ બાકી

રહી છે. અને તે આહીંના આરસપહાણની કોમળતા મારફતે વ્યક્ત થાય છે.

એમની નિદ્રામાં ભંગ ન થાઓ.

૧૭–૯–'૪૦

## ૧૯. ગુરુ ગોવિંદસિંહનો ગુરુદ્વારા – નાંદેડ

કેટલું આશ્ચર્ય કે જે જમાનામાં દિલ્હીના બાદશાહ ઔરંગઝેબ દક્ષિણમાં આવી ઔરંગાબાદ પાસે ધામો નાખીને પડ્યા હતા, તે જ અરસામાં શીખ લોકોના છેલ્લા પાદશાહ, એટલે કે ધર્મગુરુ શ્રી ગોવિંદસિંહ એ જ મહારાષ્ટ્રમાં ઔરંગાબાદ પાસે જ નાંદેડમાં એક ગુરુદ્વારા સ્થાપી નિવૃત્તિમાં રહ્યા હતા. દેવગિરિ (દોલતાબાદ), પ્રતિષ્ઠાન (પૈઠણ), નંદગિરિ (નાંદેડ) આદિ શહેરોવાળો પ્રદેશ દક્ષિણની રાજધાની ગણાતો. શિવાજી મહારાજના દાદા આ જ પ્રદેશમાં વેરૂળ ગામના પટેલ હતા. એમના દીકરા શહાજી અહમદનગરના દરબારમાં ખાનબાબા(રાજાના પાલક)નું કામ કરતા હતા અને બાળક બાદશાહને પોતાના ખોળામાં લઈ સિંહાસન પર બેસતા હતા. છતાં એમણે પોતાની જાગીરનું ઠેકાણું દૂર પૂના અને જુન્નર તરફ જ રાખ્યું હતું અને ત્યાં જ એમના દીકરા શિવાજીએ સ્વરાજની સાધના શરૂ કરી હતી. વસુદેવ-દેવકી ભલે મથુરાના દરબારમાં રહે, શ્રીકૃષ્ણ તો વૃંદાવનમાં જ ઊછરવાના અને કંસને માર્યા પછી પણ જો ત્યાં મુશ્કેલીઓ આવતી રહે તો દૂર કાઠિયાવાડને છેડે જઈને વસવાના. અને ત્યાં 'ગેટ ઑવ ઇન્ડિયા' દ્વારિકા સ્થાપવાના.

મોગલ સામ્રાજ્ય સામે માથું ઊંચું કરનાર શક્તિઓ ત્રણ: દક્ષિણમાં મરાઠાઓ, પંજાબ તરફ શીખો અને એ બે વચ્ચે રાણા પ્રતાપને આગળ કરી પોતાના સ્વાતંત્ર્ય માટે ઝૂઝનાર રજપૂતો.

શીખ લોકોનો સંપ્રદાય પ્રથમ પ્રથમ કેવળ સદાચારપ્રેરક એક ભક્તિસંપ્રદાય હતો. પણ મોગલ બાદશાહોએ ગુરુભક્તોને પજવી પજવીને એમને વીર બનાવ્યા. અને શ્રી ગુરુ ગોવિંદસિંહે એ ભક્તોમાંથી શિર સાટે સંગઠન કરનારી એક ખાલસા ફોજ તૈયાર કરી અને નિરુપદ્રવી, અભણ પંજાબી ભક્તોને સિંહ બનાવી દીધા. અને એમાં આશ્ચર્ય શું? ઔરંગઝેબે ગુરુ તેગબહાદુરનો શિરચ્છેદ કર્યો હતો. ગોવિંદસિંહના બે દીકરા મરાવ્યા હતા. અને આ રીતે એમણે એ શીખોને ક્ષાત્રધર્મની દીક્ષા આપી હતી.

પણ આશ્ચર્ય એ છે કે ગુરુ ગોવિંદસિંહના પંજાબી શિષ્યો અને સમર્થ ગુરુ રામદાસના મહારાષ્ટ્રી અનુયાયીઓ આ અરસામાં કેમ એક ન થઈ શક્યા! ગોવિંદ-સિંહે મહારાષ્ટ્રમાં આવીને વસવાટ કરવાનું કારણ શું? શિવાજીએ રજપૂતો સાથે સંગઠન કરવાનો પ્રયત્ન કર્યાનો દાખલો છે. બુંદેલખંડના છત્રસાલ રાજાએ શિવાજી

પાસેથી સલાહ અને પેશ્વાઓ પાસેથી મદદ મેળવ્યાના ઉલ્લેખ છે. પણ તરત જ બાજીરાવે એ મદદને કારણે વૃદ્ધ છત્રસાલના પોતે દીકરા છે એવો નાતો જોડી બુંદેલખંડ રાજ્યનો ત્રીજો ભાગ પોતાનો કર્યો. તે વખતે કોઈ કોઈને નિ:સ્વાર્થ ભાવે મદદ કરતું જ ન હતું એમ લાગે છે. લેવડદેવડની જ વાત હતી. મહામતિ રામચંદ્ર પંત અમાત્ય જેવા પણ જાગીરીના લોભની પ્રેરણા છોડી શકતા ન હતા.

પણ ગુરુ ગોવિંદસિંહ દક્ષિણમાં કેમ આવીને વસ્યા, મોગલ દરબાર સાથે આખરે એમનો શો સંબંધ હતો, અને મરાઠાઓ સાથે શો હતો એ જાણવાનો પ્રયત્ન થવો જોઈએ.

ગુરુ ગોવિંદસિંહે લડાઈમાં કોઈ અફઘાનને માર્યો હશે. એના દીકરાએ એ વાતનું વેર વાળવાનો નિશ્ચય કર્યો હશે. એ દીકરો ગુરુ પાસે આવ્યો અને સેવામાં રહ્યો. ગુરુને વિચાર થયો હશે કે બાપ યુદ્ધમાં મરાયો એમાં કાંઈ અંગત દ્વેષ કે વેર હતાં જ નહીં. એના દીકરાને અપનાવીએ એમાં શું ખોટં છે? ગુરુએ એને પોતાની પાસે રાખ્યો અને દીકરાએ લાગ મળતાંવેંત સૂતેલા ગુરુ ગોવિંદસિંહના પેટમાં છરી ભોંકી ગુરુને પૂરા કર્યા. ગુરુ ગોવિંદસિંહે ક્ષમાનો ત્યાગ કરી યુદ્ધધર્મ સ્વીકારેલો હોવાથી ઘાયલ થયા પછી પણ તરત ઊઠીને પેલા હત્યારા અફઘાન-દીકરાને સાફ કર્યો અને પછી જ પોતાનો દેહ છોડયો.

આજે હિંદુસ્તાનભરના શીખો યાત્રા માટે નાંદેડ આવે છે. અને નાંદેડના ગુરુદ્વારાને પોતાની દાનભક્તિનું પ્રદર્શન બનાવે છે.

* * *

અહિંસાની ચર્ચા માટે ગોઠવેલી સાંજની સભાનું કામ પતાવી અમે એ ગુરુ-દ્વારા જોવા ગયા. જરાક મોડું થયું હતું એટલે અંદરનાં બારણાં બંધ થઈ ગયાં હતાં. ભારે નિરાશા થઈ. રાત્રે બે વાગ્યે નાંદેડ છોડવું હતું. આટલે દૂર આવ્યા પણ દર્શન ન થયાં, ચાલો ત્યારે મંદિરની અંદરની પ્રદક્ષિણા તો કરી લઈએ, ત્યાર પછી બહારની પ્રદક્ષિણા કરીશું, એમ વિચાર કરી ઊપડીએ છીએ ત્યાં અચાનક વીજળીનો પ્રવાહ બગડયો અને ચાંદરણી રાતે મંદિરની અંદર અમાસ થઈ ગઈ! એવી સ્થિતિમાં જ અમે અંદરની પ્રદક્ષિણા કરી. કોકે કહ્યું કે દસપંદર મિનિટ થોભશો તો રાતની છેલ્લી પૂજા શરૂ થશે તે વખતે બારણાં ખૂલશે અને તમને દર્શન થઈ શકશે. અમારી અંદરની અને બહારની પ્રદક્ષિણા પૂરી થઈ; અમે ગુરુદ્વારાની સ્થાપત્યકળાનું નિરીક્ષણ કર્યું; અને બારણાં ખૂલતાંવેંત અંદર પહોંચ્યા. ત્યાં બારણાં તો ખૂલ્યાં પણ અંદરનું દેખાય શું? કાંઈક છે અને તેના પર આપણી નજર પડે છે એટલાથી જ સમાધાન માન્યું. મોડું થતું હોવાથી અમે પાછા વળીએ છીએ એટલામાં વીજળીને દયા આવી અને એ છતી થઈ. પછી તો દર્શન થવામાં કશી મુશ્કેલી ન હતી. ગુરુદ્વારાના ગર્ભ-ગૃહમાં ફક્ત પૂજારી જ જઈ શકે છે. નિયમ પ્રમાણે એ બાલબ્રહ્મચારી હોય છે, ચોવીસે કલાક એણે અનેક પૂજાઓ કરવાની હોય છે, મધરાત પછી આખું મંદિર

જાતે ધોઈ કાઢવાનું હોય છે, અને અંદર જે જૂનાં શસ્ત્રોનો ભંડાર છે તે પણ ઠીક ઠીક વ્યવસ્થિત રાખવાનો હોય છે. બીજા ભક્તો ગર્ભગૃહ આગળ મંડપમાં જઈ શકે છે, જ્યારે અમારા જેવા इतरे जनाः એ સભામંડપને છેડે ઊભા રહી દર્શન કરી શકે છે. પણ વીજળીને પ્રતાપે ત્યાંથી અંદરનું બધું દેખાતું હતું. સમાધિ ઉપર બન્ને બાજુ ઘણી તલવારો રાખવામાં આવી છે. નીચે સમાધિને અઢેલીને ગુરુ ગોવિંદ-સિંહની એક છબી છે. બાદશાહના પોશાકમાં, હાથમાં તલવાર લઈ ઘોડા ઉપર બિરાજમાન છે.

દર્શન વખતે કેવા કેવા ભાવ મનમાં જાગ્યા એ કહેવું મુશ્કેલ છે. જ્યારે બિહાર ગયો હતો ત્યારે પટનામાં ગુરુ ગોવિંદસિંહના જન્મસ્થાનનો ગુરુદ્વારા જોયો હતો. રાજગૃહ અને નાલંદા જોવા ગયો હતો ત્યારે એ બાજુ પણ એક ઈતિહાસ-પ્રસિદ્ધ ગુરુદ્વારા જોયો હતો. લાહોરમાં પાંચમા પાદશાહ ગુરુ અર્જુનદેવનો ગુરુદ્વારા અને અંગ્રેજોએ એ ગુરુદ્વારાની કરેલી સેવા ધ્યાનમાં લઈ શક્યો હતો. અમૃતસરનું પ્રખ્યાત સુવર્ણમંદિર એ તો શીખ લોકોનાં મક્કા અને કાશી – એનાં દર્શન બેચાર વાર કર્યાં છે. નાંદેડનો આ ગુરુદ્વારા જોવાનો રહ્યો હતો; તે હમણાં જોઈને કૃતાર્થ થયો. નાનકાનામાં જે ગુરુકા બાગ છે અને જેનું નામ સત્યાગ્રહી શીખોએ અજરામર કર્યું છે એ સ્થાન જોવાનું હજી બાકી છે.

નાનક, અંગદ, અર્જુનદેવ, રામદાસ આદિ શીખ ગુરુઓએ હિંદુસ્તાનમાં પ્રાચીન કાળથી ફેલાયેલા ભક્તિમાર્ગનું સંશોધન કરી એને ઉજ્જવળ રૂપ આપ્યું અને જાટ જેવા પછાત લોકોને પણ ઉજ્જવળ ધર્મમાર્ગના યાત્રીઓ બનાવ્યા. એમનો ગ્રંથસાહેબ એ હિંદુસ્તાનમાં પેદા થયેલા સંત-સાહિત્યનો વિશિષ્ટ ચાળણીમાંથી ચાળીને ભેગો કરેલો સંગ્રહ છે. શીખ ધર્મ એટલે કર્મકાંડની તરખડમાંથી પ્રજાને બચાવી શુભ વિચાર અને શુદ્ધ આચારના પાયા ઉપર ઈશ્વરપરાયણ બનાવવાની પ્રવૃત્તિ છે. ઈશ્વરપરાયણ લોકો નમાલા ન બની જાય એટલા માટે એમના છેલ્લા ગુરુએ એમને શિર સાટે પોતાનું સ્વાતંત્ર્ય જાળવવાની દીક્ષા આપી. એમના જમાનામાં જેટલું થઈ શકે એમ હતું એટલું એમણે કર્યું, અને અંતે 'ગુરુની પરંપરા એ કોઈ વંશની ગાદી નથી પણ આધ્યાત્મિક પરંપરા છે અને એ પરંપરાથી માણસ સ્વતંત્ર થવો જોઈએ. બંધનનું એક નવું સાધન એ ન બને' એ બધું વિચારી એમણે અંત ઘડીએ જાહેર કર્યું કે, "ગ્રંથસાહેબ એ જ શીખોનો ગુરુ છે. હવે પછી ગુરુસ્થાને કોઈ પણ વ્યક્તિને રાખવાની મનાઈ છે."

હું માનું છું કે આધ્યાત્મક્ષેત્રમાં ગુરુ ગોવિંદનું આ પગલું અદ્વિતીય છે અને અભિનંદનીય છે. શુદ્ધ આધ્યાત્મિક વૃત્તિ વગર આવું પગલું ભરવાની હિંમત કોઈએ ન કરી હોત.

ડિસેમ્બર, '૪૦

# ૨૦. શીખ પાદશાહ ગુરુ ગોવિંદસિંહ

ગાંધીજીએ જ્યારે સત્યાગ્રહના પ્રારંભના જમાનામાં આ દેશમાં અહિંસાનો પ્રચાર શરૂ કર્યો ત્યારે દેશના કેટલાક વિચારકો અને નેતાઓ પણ કહેવા લાગ્યા કે શુદ્ધ અહિંસાના પ્રચારથી લોકોનું ક્ષાત્રતેજ નષ્ટ થઈ જશે અને તેઓ કાયર તથા નિર્બળ બની જશે. આના જવાબમાં ગાંધીજીએ કહ્યું હતું: “મારી અહિંસા કાયરોનું શસ્ત્ર નથી. હું તો હિંદુસ્તાનના લોકોને નિર્ભયતા અને દૃઢતા શીખવવા ઇચ્છું છું. તેમનામાં પ્રાણ પાથરવાની એટલે કે આત્મબલિદાનની તમન્ના ઉત્પન્ન કરવા માગું છું. સત્યાગ્રહીઓ, જલ્લાદની જેમ, બીજાનું લોહી નહીં વહેવડાવે એ વાત સાચી છે. પરંતુ તે પોતાનું લોહી વહેવડાવવાને માટે હંમેશાં તૈયાર રહેશે.”

એ શંકાશીલ ટીકાકારોને શાંત કરવા ગાંધીજીએ એમ પણ ઉમેર્યું હતું કે, જો કોઈ સાચો સત્યાગ્રહી નીચો સરકી જશે તો તે એક બહાદુર ક્ષત્રિય યોદ્ધો બનશે; તે કાયર તો કદી નહીં જ બને. કોઈને પણ મારવાની ના પાડવાની પોતાની અહિંસામાંથી શ્રદ્ધા ઊઠી જાય તો તે નહીં મારવાની પ્રતિજ્ઞા છોડી દેશે અને મારવા-મરવા માટે સમાનભાવથી તૈયાર થશે.

ગાંધીજીએ સમજાવેલી આ વાતનું સમર્થન આપણને શીખોના ઇતિહાસમાં મળે છે. શીખ ધર્મ, ‘સંતમત’ અથવા ‘સત્પુરુષ ધર્મ’ છે, સજ્જનતાનો, ભલાઈનો ધર્મ છે, નિર્ભયતાનો અને સર્વસ્વની કુરબાનીનો ધર્મ છે. શીખોના આદિગુરુ નાનકશાહે લોકોમાં ધર્મતેજ પ્રગટાવ્યું. સામાજિક ઉચ્ચનીચ-ભાવનો નાશ કરી પોતાના દરેક શિષ્યમાં આત્મનિષ્ઠા, ઈશ્વરનિષ્ઠા અને ભ્રાતૃભાવ તથા સમાનતાનાં બીજ વાવ્યાં. ગુરુ અર્જુનદેવે આ દૈવી સદ્ગુણોમાં સંગઠન-શક્તિનો ઉમેરો કર્યો. પરિણામ એ આવ્યું કે પંજાબની ફળદ્રુપ ભૂમિમાં ધર્મતેજનો ખૂબ સરસ ફાલ તૈયાર થયો.

એ જમાનામાં એક બાજુથી ઇસ્લામ અને બીજી બાજુથી હિંદુ ધર્મ પોતપોતાનો પ્રચાર કરી રહ્યા હતા. હિંદુસ્તાનના લોકોનો રાષ્ટ્રીય સ્વભાવ પિછાનીને શીખ ગુરુઓએ એક એવા ધર્મની સ્થાપના કરી કે જે ધર્મતેજ, જીવનશુદ્ધિ, નમ્રતા, દૃઢતા અને બલિદાનનાં તત્ત્વોથી ભરપૂર છે.

ઇસ્લામમાં ઈમાન અથવા ઈશ્વરનિષ્ઠા તથા ક્ષાત્રવૃત્તિનો મેળ હતો. શીખોને જ્યારે મુસલમાનો સાથે અથડામણ થઈ ત્યારે તેમણે વિચાર્યું કે આપણે દુનિયાને બતાવી આપવું જોઈએ કે ભક્ત શીખો કાંઈ ડરપોક, દેહરખા, શરીર-પૂજક નથી. શીખ ધર્મનું પૂરેપૂરું વિકાસ પામેલું સ્વરૂપ ગુરુ તેગબહાદુરમાં માલૂમ પડે છે. તેગબહાદુર એવા મોટા દાનેશરી હતા કે લોકો તેમને ‘દેગબહાદુર’ કહેતા હતા.

તેગબહાદુરે દાનવૃત્તિની પરિસીમા લાવીને પોતાનું માથું પણ આપી દીધું અને પોતાનું ધર્મતેજ સાબિત કર્યું. ત્યાર પછી જેમણે તેગબહાદુરની સત્યાગ્રહી નીતિનો ત્યાગ કર્યો તે ડરપોક ન બન્યા પણ અલૌકિક યોદ્ધા બન્યા.

મહારાષ્ટ્ર સંસ્થાપક શ્રી છત્રપતિ શિવાજી મહારાજના સમકાલીન ગુરુ હરગોવિંદ અને સહનશક્તિની પરાકાષ્ઠાએ પહોંચનાર છત્રપતિ રાજારામના સમકાલીન ગુરુ ગોવિંદસિંહ બન્નેએ પોતાના જીવનમાં ક્ષાત્રધર્મનો ભારે ઉત્કર્ષ સાધી બતાવ્યો.

સોનામાં થોડું ત્રાંબું ભેળવવાથી 'પવન' (પોર્ટુગીઝ પાઉંડનો સિક્કો) અથવા 'ગિની ગોલ્ડ' બને છે. ગિનીનું સોનું ચોખ્ખા સોના કરતાં વધારે નક્કર, વધારે ચળકાટવાળું અને અવાજમાં વધારે રણકારવાળું હોય છે. તેવી જ રીતે શુદ્ધ ધર્મતેજમાં દુન્યવી દૃષ્ટિ ભળતાં તેનું તેજસ્વી ક્ષાત્રતેજમાં રૂપાંતર થાય છે. ગુરુ ગોવિંદસિંહે પોતાના જમાનાનો અને પોતાના લોકોનો ખ્યાલ કરીને 'દીન'ની સાથે 'દુનિયા'નું થોડુંક મિશ્રણ કરીને ખાલસાની સ્થાપના તો કરી, પણ તેમના જીવન, ઉપદેશ અને સંગઠનમાં તો 'દીન'નું જ પ્રાધાન્ય હતું. તેમ ન હોત તો તેમણે દેહધારી ગુરુઓની પરંપરા સમાપ્ત કરીને ગ્રંથસાહેબને જ શીખોના ગુરુ જાહેર ન કર્યા હોત. તેઓ કહેતા કે ધર્મ એ જ સાચો અગ્નિ છે, મનુષ્ય તો કેવળ એની એક ચિનગારી છે. ચિનગારીઓ અગ્નિમાંથી નીકળે છે અને નાશ પામે છે. તે તો નાશ પામવા માટે જ ઉત્પન્ન થાય છે. ખરી વસ્તુ તો એ અગ્નિ જ છે, જે ઈશ્વરની સાક્ષી અને તેના તેજરૂપ છે.

ગુરુ ગોવિંદસિંહના અદ્‌ભુત જીવનનું જ્યારે હું સ્મરણ કરું છું ત્યારે મને તેમાં ભારતવર્ષના એક અપૂર્વ સંગઠનનું તત્ત્વ દેખાય છે.

ગુરુ ગોવિંદસિંહનો જન્મ પૂર્વ ભારતના એ પ્રદેશમાં થયો હતો જ્યાં ભગવાન બુદ્ધ 'અવેર'નો સિદ્ધાંત રજૂ કર્યો હતો અને જે પ્રદેશની રાજધાની પાટલિપુત્રમાંથી સમ્રાટ અશોકે એ સિદ્ધાંતનો પ્રચાર તે જમાનાની સારી દુનિયામાં કર્યો હતો.

ગુરુ ગોવિંદસિંહનું જીવનક્ષેત્ર એ પંજાબ બન્યું કે જ્યાં આર્ય જાતિના પ્રાચીન ઋષિઓએ વેદોની ઋચાઓ રચી હતી અને યજ્ઞ યાને બલિદાનના ધર્મની પ્રતિષ્ઠા કરી હતી.

અને ગુરુ ગોવિંદસિંહનું સમાધિસ્થાન – તેમનું વિશ્રામસ્થાન મારા એ મહાન મહારાષ્ટ્રમાં છે, જ્યાં જ્ઞાનેશ્વર, એકનાથ, નામદેવ વગેરે સાધુસંતોએ ધર્મજાગૃતિનું અલૌકિક કામ કર્યું અને જ્યાં સુપ્રસિદ્ધ નૃપતિ શાલિવાહને પૈઠણની પાસે માટીના યોદ્ધા બનાવ્યા અને તેમના બળે વિદેશીઓને હાંકી કાઢીને ભારતને સ્વતંત્ર બનાવ્યું.

ગુરુ ગોવિંદસિંહ જન્મક્ષેત્રે બિહારી છે, કર્મક્ષેત્રે (જીવનકાર્યથી) પંજાબી છે અને વિદેહી થતાં નિર્વાણક્ષેત્રે મહારાષ્ટ્રી બન્યા.

બાદશાહ ઔરંગઝેબે શીખોનો સામનો કર્યો. શીખોએ ઔરંગઝેબને સામો એ

પાઠ શીખવ્યો કે કોઈનું માથું કાપી લેવું એ સહેલું છે, પરંતુ સાચા આત્મવીરનું માથું નમાવવું એ આલમગીરની શક્તિની પણ બહાર છે.

તાજેતરમાં જ મહારાષ્ટ્રની એ પુણ્યભૂમિનાં દર્શન કરી આવ્યો છું. બાદશાહ ઔરંગઝેબ પણ ત્યાં ખુલ્દાબાદમાં આરામ કરી રહ્યા છે અને શીખોના બાદશાહ ગુરુ ગોવિંદસિંહ પણ ત્યાં નાંદેડમાં વિશ્રામ લઈ રહ્યા છે. દક્ષિણગંગા ગોદાવરી એ આખા પાવન પ્રદેશને જીવન દેતી દેતી પોતાની અખંડ યાત્રા વહી રહી છે.

ડિસેમ્બર, '૪૦

# ૨૧. પુણ્ય તારાનગરી

પૂનાથી સિંહગઢ જોવામાં કશી વિશેષતા નથી. દક્ષિણે એક ઊંચો પહાડ પથ-રાયેલો છે અને જમણી બાજુ એનું ઊંચું શિખર કંઈક સપાટ ફેલાયું છે, એટલો જ સિંહગઢનો ખ્યાલ આવે છે. કિલ્લાની ડાબી બાજુનો, એટલે કે પૂર્વ તરફનો ભાગ કંઈક દબાયો છે, ત્યાં એક પગથિયું થયું છે અને તેની સામે એક શિખર ઉપર બટાકો રાખ્યો હોય એવો એક પથ્થર છે. કલ્પના બહુ દોડે તો એટલું જ કહે કે મહાદેવ આગળ નંદી બેઠો હોય તેવી રીતે સિંહગઢ આગળ તે ઉચ્ચ પથરો બેઠો છે. સ્થાનિક લોકો એ પથરાને બુધ્લેં એટલે કે કોઠી કહે છે.

પણ સિંહગઢથી પૂનાનું દૃશ્ય અનેક રીતે આકર્ષક છે. મૂઠા નદી ઉત્તર તરફની
આખી ખીણ પલાળતી પલાળતી આગળ વધે છે. ખડકવાસલાના બાંધને કારણે એનું
કશું જ નુકસાનથયું નથી. સમૃદ્ધિશાળી સરોવરની પેઠે એ ચારે કોર પ્રસન્નપણે ફેલાય
છે, અને તેટલી જ શાંતિથી આગળ વધે છે. એને પુત્રવતી માતાની પેઠે પૂના શહેરને
કેડે લઈ મૂળા નદીને મળવું છે. પણ મળવાની એને કશી ઉતાવળ નથી. સંગમ
આગળ મૂળા-મૂઠા મળે છે ત્યાં કોઈ જાતનો સંભ્રમ કે ઉન્માદ દેખાતો જ નથી.

સિંહગઢ ઉપરથી પૂના નરી આંખે સ્પષ્ટ દેખાય છે, અને દૂરબીનમાં તો એથીયે
સ્પષ્ટ દેખાય છે. પૂના શહેર કેટલું પહોળું છે એનો ખ્યાલ આટલી ઊંચાઈએથી જ
બરાબર આવી શકે છે. પર્વતી અને પર્ણકુટી, એન્જિનિયરિંગ કૉલેજ અને ખેતી-
વાડી કૉલેજ – બધું સ્પષ્ટ દેખાય છે. સોગન ખાવા માટે અહીં જે એક-બે મિલો
છે તે પણ અરસિકપણે પોતાની હસ્તીનું ભાન કરાવે છે.

પણ પૂનાનું સાચું દર્શન તો રાત્રે જ થાય છે. જ્યારે આકાશ સ્વચ્છ હોય છે
અને ચાંદરણું નથી હોતું ત્યારે વીજળીના અસંખ્ય તારાઓ એક છેડાથી બીજા
છેડા સુધી ઝબૂક ઝબૂક ચળકયા જ કરે છે. મધ્યરાત્રે ઊઠીને જુઓ તોયે પૂનાના એ
તારાઓ સૂતા નથી હોતા. સવારે ઊઠીને જુઓ તોયે એ જ સ્થિતિ. જ્યારે પૂર્વ
તરફ હસતી ઉષા આવે છે, ત્યારે જ એ દીવાઓ પૂનાને એના સુરક્ષિત હાથમાં

સોંપી દઈ પોતે વિરામ પામે છે. ત્યાં સુધી એ દીવાઓ 'અવિચળ મંગળ નત નયને, અનિમેષે' પ્રકાશ પાડયા જ કરે છે.

સિંહગઢ પરથી જયારે પૂનાનું આ તારાનગર જોઈએ છીએ ત્યારે તે કેટલું શાંત, પ્રસન્ન અને પવિત્ર લાગે છે! ન મળે કોઈ અવાજ, ન મળે કોઈ ઉત્પાત કે ધમાલ; કેવળ વીજળીના અગણિત દીવાઓ પોતાનો સૌમ્ય મંગલ પ્રકાશ અનંત આકાશમાં ફેંકી દે છે. મેજ પરના ફૂલપાત્રમાં ભેગાં થયેલાં ફૂલો જેમ હસ્યાં જ કરે છે તેમ વિશાળ અંધકારમાં આ દીવાઓનું સંમેલન ટમટમ્યાં કરે છે. આ લક્ષાવધિ પ્રકાશબિંદુઓ એકત્ર થઈને પણ રાત્રિનું અંધારું અને રાત્રિની શાંતિ નષ્ટ કરી શકતાં નથી. નિર્વાત પ્રદેશમાં પવનનો નાનો સરખો સુસવાટ જેમ ફેલાયેલી શાંતિને વધારે સ્પષ્ટ અને વધારે નિબિડ બનાવે છે, તેમ જ આ દીપવૃન્દ રાત્રિની નિવૃત્તિને જ વધારે ઉત્કટ કરે છે. પ્રત્યક્ષ પૂનાના રસ્તાઓ ઉપર ફરીએ છીએ ત્યારે આ વીજળીના દીવાઓ એમની નફ્ફટ આત્મશ્લાઘાને કારણે કેટલા ભૂંડા દેખાય છે! પણ આટલે અંતરે એ જ દીવાઓ મંદિરની દીપમાળાની પેઠે સૌમ્ય અને પવિત્ર બની જાય છે. ચારે કોર પથરાયેલા ધ્વાંતસાગરમાં એક મોટું જહાજ લંગર નાખીને પડયું હોય અને ગમે તે ક્ષણે મુસાફરીએ નીકળવાની તૈયારીમાં હોય એવું દર્શન દે છે.

એમાં પણ બધા દીવા સરખા નથી. પૂનામાં જે પ્રમાણમાં સંપત્તિ વેરાઈ છે તે જ પ્રમાણમાં આ દીવાઓ પણ ઓછાવત્તા પ્રકાશ ફેલાવે છે એ વસ્તુ તરફ ધ્યાન ગયા વગર રહેતું નથી.

જ્યોતિષ પરની સ્ટૉકલેની ચોપડીમાં એક ફોટો છે, એમાં દુનિયાની સૌથી મોટી વેધશાળા પરથી પસાદેના (Pasadena) શહેરના દીવાઓ કેવા દેખાય છે એનું ચિત્ર છે. એનું પણ સ્મરણ પૂનાના દીવાઓ જોયા પછી થયા વગર રહેતું નથી.

* * *

આ શાંત પ્રકાશ તળે શું શું ચાલતું હશે એવી પૃચ્છા મનમાં જાગી અને ચિત્ત તરત વલોવાયું. પૂના જેવી વિશાળ નગરી. એમાં મોજમજા ચાલે, ખટપટો ચાલે, કોઈ ઠેકાણે ખૂન પણ થતું હોય, સટોડિયા જુગાર રમતા હોય, રેસ્ટોરાંની અંદર શરાબની બાટલીઓ ઊડતી હોય, વિલાસી લોકો સિનેમામાં 'ધર્માત્મા'ની ફિલ્મ જોઈ પોતે પણ ધર્મનિષ્ઠ છે એમ માનવા-મનાવવાનો પ્રયત્ન કરતા હશે અને કેટલાક વિદ્યાર્થીઓ ઊંઘને ભોગે અરસિક ચોપડીઓમાંની કાવ્યની વ્યાખ્યા મોઢે કરતા હશે!

લાખોની જ્યાં વસ્તી છે ત્યાં એકે સાચો ધર્માત્મા ન જ હોય એમ કેમ કહેવાય? એ બિચારો ગીતાના સંયમીની પેઠે જાગ્રત રહી ભગવાનનું ધ્યાન ધરતો હશે, અથવા કરગરીને ઈશ્વરને પ્રાર્થના કરતો હશે, "દયામય પ્રભો! માણસજાતિનું આટલું અધ:પતન તું કેમ ઠંડે પેટે જોતો હશે! માણસનો ઉદ્ધાર કરવો એ શું તારે માટે અઘરું કામ છે? આટલા બધા દીવાઓ તારી કૃપાને જાહેર કરે છે છતાં એમાંનું એકે કિરણ લોકોના હૃદય સુધી કેમ નહીં પહોંચતું હોય!"

અને ફરી જ્યારે એ દીવાઓ તરફ મારું ધ્યાન ગયું ત્યારે એમ જ લાગવા માંડ્યું કે આ કિરણોનો પ્રકાશ નથી પણ પેલા મનુષ્યપ્રેમી ભક્તની પ્રાર્થના જ અંધારાના હૃદયને વીંધવાનો પ્રયત્ન કરે છે.

પૂજ્ય બાપુજીએ મને એક વાર લખેલું કે આકાશના અનંત તારાઓ ભલે અસહ્ય રીતે ધગધગતા હોય, પણ આટલે અંતરે તો એ આપણને અપાર શાંતિ જ બક્ષે છે.

ત્યારે એમ જ ખરું કે દુનિયામાં દરેક વસ્તુનો વિવિધ રીતે ઉપયોગ થાય છે. આખી પૃથ્વીને ઓગાળી નાખે એવી ઉષ્ણતાવાળી લાખો માઈલની જ્વાળા આકાશમાં ફેંકતો સૂરજ પૃથ્વી પરની નાજુકશી કળીને ફૂલવે છે, અને એ જ સૂરજ ચંદ્ર મારફત પોતાનાં કિરણો સૌમ્ય કરીને તળાવનાં કુમુદોને હસાવે છે. જે વસ્તુ ભયાનક દેખાય છે એમાંથી સૌમ્ય અને કલ્યાણકારી કેટલાંયે પરિણામો નીપજતાં હશે!

મનનો સ્વભાવ જ છે કે એક અનુભવ મળ્યો એટલે એવા જ બીજા અનુભવો તાજા કરવા અને એમની સાથે સરખામણી કરવી. પૂનાના આ રજનીદર્શને મુંબઈનું એવું જ એક દર્શન યાદ કરાવ્યું. શ્રી હીરાલાલ શાહ જોડે રાત્રે મલબાર ટેકરી ઉપર ગયો હતો, ત્યાં જ્યાં મુંબઈનું દૃશ્ય પિત્તળના પતરા ઉપર કોતરેલું છે તેની પાસે ઊભા રહીને મુંબઈના દીવાઓ અમે જોયા. એ દૃશ્ય અદ્ભુત, ભવ્ય, અને વૈભવયુક્ત લાગ્યું – પણ કાવ્યમય ન જણાયું. એ વિલાસ આગળ જાણે આપણે દબાઈ ગયા છીએ, ઊંચે છતાં અપમાનિત થયા છીએ એમ જ લાગતું હતું. મુંબઈનો પ્રકાશ આકાશને જ ભૂંસી નાખે છે. બિચારા કાગડાઓને પણ શંકા જાય છે કે આ રાત્રિ છે કે દિવસ. એકાદ કાગડો એને દિવસ સમજી પોતાનો રાગડો તાણવા જાય છે પણ એમાં આત્મવિશ્વાસનો નિશ્ચિત સૂર નથી હોતો. મુંબઈમાં તો જ્યાં જોઉં ત્યાં પ્રકાશની સેરો જ છૂટે છે અને આગ લાગ્યાનાં દૃશ્યો નાનપણમાં જોયાં હોય તેમનું સ્મરણ કરાવી અકળામણ પેદા કરે છે. એના કરતાં મૈસૂરની ચામુંડા ટેકરીની અખંડ દિવાળી વધારે સારી. ચામુંડાની ચળકતી કિનારી જોઈ મનમાં કેવળ ભક્તિભાવ જ પેદા થાય છે. એ ઉત્સવમાં આપણે ભળી જઈએ એટલે ભગવતી કલ્યાણલક્ષ્મી આપણું ભલું કરશે એ શ્રદ્ધાથી ચિત્ત પ્રસન્ન થાય છે.

એક રાત્રે અમે એ ચામુંડા ટેકરી પર જઈ માતાનું દર્શન કરી ઉપરથી નીચેનાં તારાનગરોનું દર્શન કર્યું. થયું કે આટલા બધા હીરાઓ શી રીતે વેરાયા હશે? કોહિનૂરનો વંશવિસ્તાર શું કૌટુંબિક સંમેલન માણવા અહીં ભેગો થયો હશે? ટેકરીની બન્ને બાજુએ પ્રકાશ અને અંધારાની આવી શોભા નિહાળી ધન્ય ધન્ય થઈને અમે પાછા આવ્યા. જીન્સની ચોપડીમાં આકાશમાં દૂર દૂર વસતા તારાઓનું વર્ણન વાંચ્યું હતું. અને અનંતકોટિ બ્રહ્માંડનાયક માટે રચેલા આપણા કવિઓનાં સ્તોત્રો નાનપણથી મોઢે કર્યાં હતાં. તે કારણે આ શોભાનો આનંદ અનંતગણો વધ્યો હતો. જેમ

દૂરબીનમાંથી જોયેલી વસ્તુ હજારગણી મોટી થાય છે તેમ શાસ્ત્રજ્ઞો અને કવિઓની મદદથી જોયેલાં દૃશ્યો અનુભવ-ગંભીર, સંસ્કાર-દૃઢ અને કલ્પના-વિશાળ બને છે.

નંદી ટેકરી ઉપરથી ચિકબળ્ળાપુર અને દોડ્ડબળ્ળાપુર એ બે ગામડાંમાં નવી દાખલ થયેલી વીજળી કેવી રીતે ચમકે છે એ જોવા હું કલાકો સુધી બેસતો. એનું દર્શન જુદું અને પૂનાનું દર્શન જુદું. સિંહગઢ નંદી કરતાં વધારે ઊંચો છે એ ખરું, પણ સિંહગઢથી પૂના ખૂબ દૂર રહ્યું એટલે આપણે માથા પરથી જોઈએ છીએ એમ નથી લાગતું.

સિંહગઢ ઉપર જ્યારે શિવાજી અથવા રાજારામ રહેતા ત્યારે જો પૂનામાં એકાએક વીજળીએ પ્રવેશ કર્યો હોત તો એમને શું લાગત? આપણી રાજધાની સળગી ઊઠી છે. હવે એને કેમ ઓલવી શકાય એવા વિચારથી એમના હૈયામાં ધ્રાસકો જ પડી જાત.

* * *

ઘણી વાર એક વિચાર મનમાં આવે છે. આપણે આટલી બધી વીજળી પેદા કરી આખું વરસ દિવાળી ઊજવીએ છીએ, એની વાતાવરણ ઉપર, વનસ્પતિસૃષ્ટિ ઉપર, માણસના સ્વાસ્થ્ય ઉપર અને એના સ્વભાવ ઉપર કંઈ ભારે અસર નહીં થતી હોય? જો ફટાકા અથવા તોપો ફોડવાથી વરસાદ પડી શકે છે, સૂરજ ઉપર ડાઘા આવવાથી ખેતી બગડીને દુકાળ પડી શકે છે તો આટલી બધી વીજળીની પેદાશથી દુનિયા ઉપર ભારે અસર થતી હોવી જ જોઈએ. આમાંથી જ માણસને માણસની બીક લાગતી હશે અને એમાંથી યુદ્ધો થતાં હશે?

પૂના જેવાં કેટલાંક શહેરો આમ આખી રાત ચળકે છે તે બધાં કુદરતમાં ભારે ક્રાંતિ પેદા કરે છે. મનુષ્યસ્વભાવમાંયે દહાડે દહાડે ફેરફાર થતો જાય છે. એમાં જેટલું કારણ આર્થિક પરિસ્થિતિનું છે એટલું જ અથવા એથીયે વધારે આવાં હજીયે ન શોધેલાં ભૌતિક કારણો પણ હોઈ શકે છે.

આવી વિચારમાળામાં હું સપડાયો એનું કારણ તો પૂનાના દીવાઓ જ છે.

૨૩–૫–'૩૮

આડત્રીસની સાલમાં જ્યારે ઉપરનું લખ્યું ત્યારે સ્વપ્નામાં પણ આવત ખરું કે અણુબૉમ્બના ધડાકાથી હવા અને પાણી સૂક્ષ્મપણે ઝેરી થવાનાં છે?

# ૨૨. એકાકી વટવૃક્ષ

પેલી ચંદ્રાકાર ટેકરીના પગથિયે પેલું વડનું ઝાડ કેવું શોભે છે! ટેકરીની ઉપર બે છેડે માણસની વસ્તી હોય એમ લાગે છે. ત્યાં પથરા ચણીને ખાસ પહોળી વાડ બનાવી છે. અંદર મોટાં મોટાં ઊંચાં ઝાડ છે. ઉપર સુધી ચડવા માટે શાંત ગંભીર પગથિયાં છે. કોઈ લક્ષ્મીપુત્રના એકાંત માટેનાં નિવાસસ્થાનો હશે અથવા શોખીન સાધુઓના અખાડા હશે. જો મંદિરો હોય તો ઉપર જઈને ત્યાંના ઘંટ વગાડયા વગર કેમ ચાલે? નીચેથી એ સ્થાનો આટલાં રૂપાળાં દેખાય છે, તો ઉપરથી નીચેનો વિસ્તાર કેટલો રળિયામણો દેખાશે!

બાકીની ટેકરી ઉપર એકે ઝાડ ન મળે. એનો અર્થ એ થયો કે વાડની અંદર-નાં ઝાડો ઈરાદાપૂર્વક વાવેલાં અને ઉછેરેલાં છે.

અને નીચેની તળેટીમાં પણ પેલું વડનું ઝાડ બાદ કરતાં કશી જ વનસ્પતિ નથી. થોડાંક ઝાંખરાં હોય તોયે ગનીમત.

ત્યારે શું પેલો વડ કોઈએ વાવેલો જ છે? જઈને જોવું જોઈએ. પણ ખેતરો ખૂંદીને એટલે દૂર કોણ જાય? ખેતરો શાનાં, બીડના કકડા જ પથરાયા છે. પગ કહે, 'અમે જવાના!' આંખો કહે, 'એ ભવ્ય મૂર્તિનું દર્શન નજીકથી થવું જ જોઈએ.' હાથ કહે, 'એ ડોસાની લાંબી લાંબી દાઢી પકડયા વગર સખ વળવાનું નથી.' અંતે હૈયું માની ગયું અને જવાનો નિશ્ચય થયો. અમે ઝપાટાભેર ચાલ્યા. ભાઈ અશોક અને હું. અશોકે કહ્યું, 'ઉપર જેને નિવાસસ્થાનો કહો છો એ પારસીઓનાં દખમાં — 'ટાવર ઑફ સાયલન્સ' છે.' તરત મનમાં પ્રકાશ થયો કે એ નિવૃત્તિસ્થાન ખરું પણ શોખીનોનું નહીં, પરંતુ છેલ્લે છેલ્લે થાકેલાઓનું. એને અંતિમ સ્વાત્માર્પણનું સ્થાન કેમ ન કહીએ? પંપાળેલું શરીર મરી ગયા પછી અદેખા થઈને એને બાળી નાખીએ કે દાટી દઈએ, એના કરતાં જટાયુના જાતભાઈને એ અર્પણ કરવું એ શું ખોટું? જીવતાં સેવા અને મરી ગયા પછી પણ સેવા, એ આદર્શ શો ખોટો છે?

અમે ઝપાટાભેર ચાલ્યા. પગ તળે ધોળા અને લીલા પથરાના ઝીણા ઝીણા કટકા આમતેમ પથરાયેલા હોવાથી, ભૂમિ આકર્ષક લાગતી હતી. કોક ઠેકાણે લીલા કાંકરાઓનું એક સંમેલન જામ્યું હોય એમ લાગતું હતું. કોક ઠેકાણે ચમકતા પથરા પ્રસન્ન બાળકોની આંખોની પેઠે ચળકતા હતા. અમે આગળ ચાલ્યા. વડનું ઝાડ હવે વધારે મોટું દેખાવા લાગ્યું. જોઉં છું તો એની પાસે એક નાનકડો કૂવો છે. આ કૂવો અહીં કોણે ખોદાવ્યો હશે? વાડીવજીફો કરવાની તૈયારીરૂપે કૂવો ખોદાવ્યો

હોત, તો એ આટલો નાનો ન હોત. આ તો પ્રેતયાત્રામાં આવેલા લોકોને વિસામો કરી હાથપગ ધોવાનું સ્થાન બનાવ્યું હશે. હિંદુઓનું સ્થાન હોત તો ખાતરીપૂર્વક કહેત કે ડાઘુઓને નાહવાની આ સગવડ છે.

ગમે તે હોય. આ આરામનું સ્થાન એટલું બધું એકાંત છે કે માણસ ગમે તેટલો ઉદ્વિગ્ન હોય, પણ અહીં આવીને એને શાંતિ મળવાની જ.

અને એક જ મંત્રનો અનેક વાર જાપ કરવાથી જેમ એ મંત્રમાં સંકલ્પ-સિદ્ધિ આવી જાય છે, તે જ પ્રમાણે આ ઝાડ તળે કેવળ સ્મશાનયાત્રીઓ જ ઉપરાઉપરી આવવાથી આ ઝાડનું આખું વાતાવરણ 'મૃત્યુ એટલે શું?' એનું જ ચિંતન કર્યા કરે છે. જેમ પૂર્ણવિરામ એક વાક્યને પૂરું કરી બીજા વાક્યનો પ્રારંભ કરી દે છે, તેવી જ રીતે મૃત્યુ પણ એક જિંદગીનો અંત આણી નવા જીવનની પ્રસ્તાવના કરે છે. માણસ વર્તમાનકાળ તરફ જુએ છે, ઇતિહાસ ભૂતકાળ તરફ જુએ છે, કવિઓ અને પેગંબરો ભવિષ્યકાળ તરફ જુએ છે; જ્યારે સર્વગામી સર્વંકષ મૃત્યુ ત્રિકાલદર્શી હોય છે. આ વટવૃક્ષ એ મૃત્યુના આસન તરીકે અહીં વિરાજમાન છે. કેટલી પવિત્ર એની ભૂમિકા, ને કેટલું ઉદાત્ત એની વડવાઈઓનું ગાંભીર્ય! આની શાખાઓમાં કેટલાંય પક્ષીઓ બેઠાં છે. ને પક્ષીઓ એટલે પ્રભાતનો કલ્લોલ. તેઓ પણ આ સ્થાનની વિશેષતા ઓળખતાં લાગે છે. એમનો કલરવ અહીં કેટલો દબાયેલો લાગે છે!

જો અશોક સાથે ન હોત તો આ વડના થડને આલિંગન આપ્યા વગર હું રહેત નહીં. હિમાલયમાં એ વૃત્તિ મેં કેળવી ત્યાર પછી ઝાડ પણ મારે માટે સ્વજન અને પ્રિયજન થઈ પડયાં છે. એમનો આકાર અને છાલની કરચલીઓ જોઈ એમનાં સુખદુઃખ સાથે હું એકરૂપ થઈ શકું છું.

પાછા વળતાં મેં એ વડની વડવાઈઓ હાથમાં પકડી, એ વૃદ્ધનો અનાદર કરવા માટે નહીં, પણ વિદાયના હસ્તાંદોલન રૂપે. આ વટવૃક્ષ મારી સ્મરણમાળામાં સ્થાન પામી ચૂકયો છે, કેમ કે જીવન અને મૃત્યુ બંનેનો પ્રતિનિધિ એવો એ વટ છે.

પૂનામાં પારસી દખમા પાસે, જૂન, '૪૦

# ૨૩. વસઈનો કિલ્લો

આજે તો વસઈ ત્યાંનાં સારામાં સારાં કેળાં માટે પ્રખ્યાત છે. અને સારાં પાકેલાં, અમૃત જેવાં કેળાં સૂકવીને, કેળાંના ઝાડની જ છાલમાં એમને સરસ રીતે બાંધીને ટકાવવાની કળા વસઈમાં જ ખીલેલી છે. સૂકવેલાં કેળાંને અહીં સુકેળાં કહે છે; એનાં રૂપાળાં પડીકાં દૂર દૂર સુધી વેચાય છે. વસઈનો ઈતિહાસ પણ જો આવી જ રીતે સૂકવીને રાખવામાં આવત, તો એ પણ ઓછો આકર્ષક ન થાત. કેમ કે વસઈનો ઈતિહાસ જેટલો પ્રાચીન છે, તેટલો જ વિવિધતાથી ભરેલો છે. પણ એ બધો વિસ્મૃતિના ગર્તમાં દટાતો જાય છે. એમાંથી થોડીક બીનાઓનું સ્મરણ કરી જો એની એ વિસ્મરણયાત્રા સહેજ રોકી શકાય, તો તેમ કરવાનો આ નાનોસરખો પ્રેમ-પ્રયત્ન છે.

વસઈનું પૂર્વસ્વરૂપ આપણને સોપારા નામમાં મળે છે. આજે એ સોપારા, વસઈથી ઉત્તરે ત્રણ સાડા ત્રણ માઈલે, એ જ નામના ગામડાના રૂપમાં અવશિષ્ટ છે. પ્રાચીન કાળમાં સોપારા કોંકણ પ્રદેશની રાજધાની હતી. અહીંથી આપણો વેપાર ઉત્તરે અને દક્ષિણે દૂર દૂર સુધી ચાલતો. તે વખતનું શૂર્પારક એક બાજુ વસઈ સુધી અને બીજી બાજુ આજના અર્નાળા સુધી ફેલાયેલું હોવું જ જોઈએ. વસઈની ખાડી દેશના ખૂબ ઊંડાણમાં અંદર ગયેલી હોવાથી, નાનાંમોટાં વહાણો જાતજાતનો માલ એ વાટે શૂર્પારક સુધી આણી શકતાં હતાં.

આ સ્થાનની શોધ પ્રથમ સાધુઓએ કરી અને એને તીર્થનું પાવિત્ર્ય બક્ષ્યું, કે વેપારીએ પ્રથમ આને વેપારનું મથક બનાવ્યું, એ કહેવું મુશ્કેલ છે. પણ મહાભારતમાં આનો ઉલ્લેખ એક તીર્થક્ષેત્ર તરીકે કરેલો છે.

સમ્રાટ અશોકે આ જ સ્થાને પોતાનો એક શિલાલેખ ખોદાવ્યો, એ ઉપરથી પણ આ સ્થાનનું ધાર્મિક તેમ જ વ્યાવહારિક મહત્ત્વ સિદ્ધ થાય છે. સમ્રાટ અશોકે અનેક ઠેકાણે શિલાલેખો કોતરાવ્યા. સદ્‌ભાગ્યે દરેક ઠેકાણે એ સારી હાલતમાં છે. ફક્ત શૂર્પારકનો શિલાલેખ હવે વાંચવા જેવી હાલતમાં રહ્યો નથી. એનો નાશ પોર્ટુગીઝ લોકોએ કર્યો, કે કોઈ અટકચાળા ગામડિયા છોકરાઓએ કર્યો, કે કાળના હરીફ મહાસાગરે પોતાની ખારી હવા ફૂંકી ફૂંકીને કર્યો એની પણ શોધ હવે થઈ શકે નહીં. કેમ કે ગામડાંઓ તો ઈતિહાસનાં શત્રુ! પોર્ટુગીઝ લોકોએ પોતાની જાહો-જલાલી અને પોતાનું રાજ્ય ખોઈ નાખેલું; અને સાગરને પૂછવા જઈએ તો ગમે તે સવાલનો એ એક જ જવાબ આપવાનો!

સોપારા વિશે જો કાંઈ પણ માહિતી મળતી હોય, તો તે પ્લિની(Pliny)ની વખતના એક દરિયાઈ પંચાંગમાં. જેને આપણે પશ્ચિમ સાગર કહીએ તેને રોમન લોકો 'એરિથ્રિયન સી' કહેતા હતા. એ સમુદ્રને કિનારે જેટલાં બંદરો આવ્યાં છે, એમને વિશે માહિતી આપનારું સાઠ-સિત્તેર કંડિકાવાળું એક 'પેરિપ્લસ' પ્લિનીના વખતમાં થયું હતું. એમાં સોપારાને ઔપારા કહ્યું છે. સોપારાનો સુરતી ઉચ્ચાર હોપારા થયો હશે અને તે ઉપરથી 'પેરિપ્લસ'-કારે એનું 'ઔપારા' બનાવ્યું હશે. ભૃગુકચ્છ (ભરૂચ) અને કલ્યાણ વચ્ચે આ બંદર આવેલું છે એમ ત્યાં લખેલું છે.

તળ વસઈનો ઉલ્લેખ બહુ મોડો આવે છે. ગુજરાતના નવાબ બહાદુરશાહે ખાડીને મોખરે સરસ સ્થાન જોઈ અને એનું દરિયાઈ-લશ્કરી મહત્ત્વ ઓળખી અહીં એક નાનકડો કિલ્લો બાંધ્યો, અને એ કિલ્લાની બહાર બહાદુરપુરા કરીને એક વસ્તી વસાવી. બહાદુરશાહના જમાનામાં આ સ્થાનની જાહોજલાલી ખૂબ વધી હશે. પણ એનો ઈતિહાસ કોણ લખી રાખે! ઈતિહાસને રસ પડે મારકાટમાં કે લૂંટફાટમાં. એ રસ પૂરો પાડયો પોર્ટુગીઝ લોકોએ. અને એમણે વસઈનો કિલ્લો ઈ. સ. ૧૫૩૪માં બહાદુરશાહ પાસેથી પડાવ્યો.

* * *

સ્પેન અને પોર્ટુગલ આજે નાનાં રાજ્યો થયાં છે, પણ એક વખતે એમની પ્રતિષ્ઠા દુનિયાને મોખરે હતી. પોર્ટુગીઝ લોકોએ આ કિલ્લો હાથમાં આવતાંવેંત એની આસપાસ એક મોટો વિશાળ કિલ્લો બાંધ્યો અને એની દીવાલ સમુદ્ર સુધી પહોંચાડી.

પોર્ટુગીઝ લોકોએ આ દેશમાં ઓછો વૈભવ નથી ભોગવ્યો. એ લોકો કેવળ વેપાર અને મુલકગીરીના રસિયા ન હતા. મુસલમાનોની પેઠે એમનામાં પણ ધાર્મિક ઝનૂન ઘણું હતું. તેઓ ધર્મપ્રચારને જીવનનું મુખ્ય કર્તવ્ય માનતા. એમાં જ વૈભવ-ની સફળતા જોતા. વસઈનો કિલ્લો તો સામાન્ય માણસો માટે હતો જ નહીં. મોટા મોટા અમીરઉમરાવ અહીં રહે અને મોજશોખ કરે. ભવ્ય મકાનો બાંધવામાં અને શણગારવામાં તેઓ એકબીજાની હરીફાઈ કરતા. જહાજના કપ્તાનની હવેલી મોટી કે સેનાપતિની મોટી એવી રસાકસી ચાલતી.

અને એવા વૈભવના જ વાતાવરણમાં ખ્રિસ્તી સંન્યાસીઓના આલીશાન મઠ બાંધેલા હતા! ઈશુ ખ્રિસ્તની અને મરિયમ માતાની ચળકતી ઊંચી મૂર્તિઓ, એની આગળની બે બે હાથ ઊંચી સળગતી મીણબત્તીઓ, પાદરીઓનો નાટકી છતાં ભવ્ય પોશાક, પૂજાનો ઠાઠ, ગંભીર અવાજ અને કશા ખંડ વગર ચોવીસે કલાક ચાલતો પૂજાનો કાર્યક્રમ, એ બધાંનું સ્મરણ થતાં આજે પણ એ જમાનાની કલ્પના કરી શકાય છે. ગરીબ પ્રજાને લૂંટીને આણેલી દોલતના આ પ્રદર્શન વચ્ચે વિલાસી લોકોના દાનમાંથી ઊભાં કરેલાં આ દેવઘરો (દેવળો) અને ધર્મઘરો (મઠો) અને એમની અંદર કરાતી તપશ્ચર્યા અને પળાતા બ્રહ્મચર્યનો વિચાર કરતાં માનવી-જીવનની વિચિત્રતા જ તરી આવે છે.

સન ૧૯૦૯માં ત્યાંના વકીલ શ્રી કાકા પાટીલ સાથે એક વાર વસઈ ગયેલો. તે વખતે ત્યાંનો કિલ્લો પણ જોયેલો. તે વખતે સમુદ્રકાંઠે, ખારા પાણીથી ખવાઈ જતાં લોખંડનાં કડાં અને સાંકળો અને ભાંગી ગયેલા દેવળની એકબે કમાનો જોયાનું સ્મરણ છે.

આજે એકત્રીસ વરસ પછી ફરી એ જ કિલ્લો જોવા પામ્યો. ભાઈ તેંડુલકર ત્યાંનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ વચ્ચે રાષ્ટ્રભાષાનો પ્રચાર કરે છે. એ પ્રવૃત્તિનું નિરીક્ષણ કરવા સારુ ત્યાં ગયેલો. કિલ્લો જોયા વગર પાછા કેમ અવાય? એટલે મોટરમાં બેસી કિલ્લો પણ જોઈ આવ્યા. પહેલાં કરતાં આ વખતે બધું વધારે ધ્યાનથી જોયું. બપોરનો વખત હતો એટલે સમુદ્રનાં મોજાંઓ ચાંદી-ચળકતાં હતાં. નાનાંમોટાં ઊંઘણશી વહાણો ડોલતાં ડોલતાં બપોરનો આરામ કરતાં હતાં. પવન એમને પંપાળતો હતો. એ જો વધારે જોરથી વાત, તો બધાં વહાણો જાગીને 'અરે, કેટલું મોડું થયું!' કહીને દોડવા માંડત. અમે મોટરને રસ્તે આખો કિલ્લો વીંધ્યો, અને સાગર-દરવાજા પાસે ગયા. બંદર પહેલાં જેવું આકર્ષક ન લાગ્યું. ત્યાંથી અંદર જતાંવેંત ચિમાજી આપાએ બાંધેલું નાનકડું હનુમાનનું મંદિર દેખાય છે. એટલું નાનું કે એ બસો વરસ જૂનું છે એનો ખ્યાલ પણ ન આવે! ત્યાર પછી એક, બે, ત્રણ ગિરજાઘરો* અમે જોયાં. દરેક ગિરજાઘરને પડખે મોટી મોટી કમાનવાળા ખ્રિસ્તી મઠો જૂની શાન્તિનો ભંગ થયા પછી કુદરતી શાન્તિ અનુભવતા દેખાયા. ગિરજાઘરના દરવાજા અને ગોપુરો (ટાવર) સારી પેઠે ઊંચાં ને ભવ્ય છે. પથરાની કારીગરી આજે પણ કલાદૃષ્ટિને તૃપ્ત કરે છે. ટાવર ઉપર જવા માટે જે ચક્રાકાર જીનો છે, તેવો આપણે તો દરેક મિનારામાં જોઈએ છીએ, પણ અહીંના લોકો એની ખૂબી વિશે કંઈક મગરૂર દેખાયા. જીનો છે રૂપાળો. આવો જીનો કુતુબમિનારમાં પણ શોભે. જૂનો બહાદુરશાહનો કિલ્લો હવે બાલે કિલ્લાને ઠેકાણે છે. અને એની અંદર જ એક જૂનું તળાવ છે.

સૌથી સારી કારીગરી જેસ્યુઈટ લોકોના 'સેન્ટ પૉલ ચર્ચ'ની લાગી, જ્યારે ભવ્યતામાં વસઈ તરફના મુખ્ય દરવાજા આગળનું ફ્રાન્સિસ્કન અથવા ઍન્થની ચર્ચ વધે એવું હતું. આ ઠેકાણે એક મોટી ધર્મપીઠ — થિયોલૉજિકલ કૉલેજ — હતી. વિખ્યાત સેંટ ઝેવિયર કયારેક આ ઠેકાણે આવીને રહેલા હોવાથી, આ ગિરજાઘરની પવિત્રતા વિશેષ ગણાય છે. સાવ ખંડેરના રૂપમાં પણ આ ધર્મ-ભુવનોની ભવ્યતા ઓછી નથી લાગતી.

* * *

મંદિરો, મસ્જિદો અને ગિરજાઘરો મારે મન સરખાં જ પવિત્ર અને સરખાં જ આકર્ષક હોય છે. ભાંગી ગયેલાં આ ગિરજાઘરો જોઈને મને એક સંતોષ હંમેશાં

---

* પોર્ટુગીઝ લોકો 'ચર્ચ'ને 'ઈગર્જી' કહે છે. તે પરથી હિન્દીમાં 'ચર્ચ'ને ગિરજાઘર કહે છે.

સોપારા વિશે જો કાંઈ પણ માહિતી મળતી હોય, તો તે પ્લિની(Pliny)ની વખતના એક દરિયાઈ પંચાંગમાં. જેને આપણે પશ્ચિમ સાગર કહીએ તેને રોમન લોકો 'એરિથ્રિયન સી' કહેતા હતા. એ સમુદ્રને કિનારે જેટલાં બંદરો આવ્યાં છે, એમને વિશે માહિતી આપનારું સાઠ-સિત્તેર કંડિકાવાળું એક 'પેરિપ્લસ' પ્લિનીના વખતમાં થયું હતું. એમાં સોપારાને ઔપારા કહ્યું છે. સોપારાનો સુરતી ઉચ્ચાર હોપારા થયો હશે અને તે ઉપરથી 'પેરિપ્લસ'-કારે એનું 'ઔપારા' બનાવ્યું હશે. ભૃગુકચ્છ (ભરૂચ) અને કલ્યાણ વચ્ચે આ બંદર આવેલું છે એમ ત્યાં લખેલું છે.

તળ વસઈનો ઉલ્લેખ બહુ મોડો આવે છે. ગુજરાતના નવાબ બહાદુરશાહે ખાડીને મોખરે સરસ સ્થાન જોઈ અને એનું દરિયાઈ-લશ્કરી મહત્ત્વ ઓળખી અહીં એક નાનકડો કિલ્લો બાંધ્યો, અને એ કિલ્લાની બહાર બહાદુરપુરા કરીને એક વસ્તી વસાવી. બહાદુરશાહના જમાનામાં આ સ્થાનની જાહોજલાલી ખૂબ વધી હશે. પણ એનો ઈતિહાસ કોણ લખી રાખે! ઈતિહાસને રસ પડે મારકાટમાં કે લૂંટફાટમાં. એ રસ પૂરો પાડયો પોર્ટુગીઝ લોકોએ. અને એમણે વસઈનો કિલ્લો ઈ. સ. ૧૫૩૪માં બહાદુરશાહ પાસેથી પડાવ્યો.

* * *

સ્પેન અને પોર્ટુગલ આજે નાનાં રાજ્યો થયાં છે, પણ એક વખતે એમની પ્રતિષ્ઠા દુનિયાને મોખરે હતી. પોર્ટુગીઝ લોકોએ આ કિલ્લો હાથમાં આવતાંવેંત એની આસપાસ એક મોટો વિશાળ કિલ્લો બાંધ્યો અને એની દીવાલ સમુદ્ર સુધી પહોંચાડી.

પોર્ટુગીઝ લોકોએ આ દેશમાં ઓછો વૈભવ નથી ભોગવ્યો. એ લોકો કેવળ વેપાર અને મુલકગીરીના રસિયા ન હતા. મુસલમાનોની પેઠે એમનામાં પણ ધાર્મિક ઝનૂન ઘણું હતું. તેઓ ધર્મપ્રચારને જીવનનું મુખ્ય કર્તવ્ય માનતા. એમાં જ વૈભવ-ની સફળતા જોતા. વસઈનો કિલ્લો તો સામાન્ય માણસો માટે હતો જ નહીં. મોટા મોટા અમીરઉમરાવ અહીં રહે અને મોજશોખ કરે. ભવ્ય મકાનો બાંધવામાં અને શણગારવામાં તેઓ એકબીજાની હરીફાઈ કરતા. જહાજના કપ્તાનની હવેલી મોટી કે સેનાપતિની મોટી એવી રસાકસી ચાલતી.

અને એવા વૈભવના જ વાતાવરણમાં ખ્રિસ્તી સંન્યાસીઓના આલીશાન મઠ બાંધેલા હતા! ઈશુ ખ્રિસ્તની અને મરિયમ માતાની ચળકતી ઊંચી મૂર્તિઓ, એની આગળની બે બે હાથ ઊંચી સળગતી મીણબત્તીઓ, પાદરીઓનો નાટકી છતાં ભવ્ય પોશાક, પૂજાનો ઠાઠ, ગંભીર અવાજ અને કશા ખંડ વગર ચોવીસે કલાક ચાલતો પૂજાનો કાર્યક્રમ, એ બધાંનું સ્મરણ થતાં આજે પણ એ જમાનાની કલ્પના કરી શકાય છે. ગરીબ પ્રજાને લૂંટીને આણેલી દોલતના આ પ્રદર્શન વચ્ચે વિલાસી લોકોના દાનમાંથી ઊભાં કરેલાં આ દેવઘરો (દેવળો) અને ધર્મઘરો (મઠો) અને એમની અંદર કરાતી તપશ્ચર્યા અને પળાતા બ્રહ્મચર્યનો વિચાર કરતાં માનવી-જીવનની વિચિત્રતા જ તરી આવે છે.

સન ૧૯૦૯માં ત્યાંના વકીલ શ્રી કાકા પાટીલ સાથે એક વાર વસઈ ગયેલો. તે વખતે ત્યાંનો કિલ્લો પણ જોયેલો. તે વખતે સમુદ્રકાંઠે, ખારા પાણીથી ખવાઈ જતાં લોખંડનાં કડાં અને સાંકળો અને ભાંગી ગયેલા દેવળની એકબે કમાનો જોયાનું સ્મરણ છે.

આજે એકત્રીસ વરસ પછી ફરી એ જ કિલ્લો જોવા પામ્યો. ભાઈ તેંડુલકર ત્યાંનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ વચ્ચે રાષ્ટ્રભાષાનો પ્રચાર કરે છે. એ પ્રવૃત્તિનું નિરીક્ષણ કરવા સારુ ત્યાં ગયેલો. કિલ્લો જોયા વગર પાછા કેમ અવાય? એટલે મોટરમાં બેસી કિલ્લો પણ જોઈ આવ્યા. પહેલાં કરતાં આ વખતે બધું વધારે ધ્યાનથી જોયું. બપોરનો વખત હતો એટલે સમુદ્રનાં મોજાંઓ ચાંદી-ચળકતાં હતાં. નાનાંમોટાં ઊંઘણશી વહાણો ડોલતાં ડોલતાં બપોરનો આરામ કરતાં હતાં. પવન એમને પંપાળતો હતો. એ જો વધારે જોરથી વાત, તો બધાં વહાણો જાગીને 'અરે, કેટલું મોડું થયું!' કહીને દોડવા માંડત. અમે મોટરને રસ્તે આખો કિલ્લો વીંધ્યો, અને સાગર-દરવાજા પાસે ગયા. બંદર પહેલાં જેવું આકર્ષક ન લાગ્યું. ત્યાંથી અંદર જતાંવેંત ચિમાજી આપ્પાએ બાંધેલું નાનકડું હનુમાનનું મંદિર દેખાય છે. એટલું નાનું કે એ બસો વરસ જૂનું છે એનો ખ્યાલ પણ ન આવે! ત્યાર પછી એક, બે, ત્રણ ગિરજાઘરો* અમે જોયાં. દરેક ગિરજાઘરને પડખે મોટી મોટી કમાનવાળા ખ્રિસ્તી મઠો જૂની શાન્તિનો ભંગ થયા પછી કુદરતી શાન્તિ અનુભવતા દેખાયા. ગિરજાઘરના દરવાજા અને ગોપુરો (ટાવર) સારી પેઠે ઊંચાં ને ભવ્ય છે. પથરાની કારીગરી આજે પણ કલાદૃષ્ટિને તૃપ્ત કરે છે. ટાવર ઉપર જવા માટે જે ચક્રાકાર જીનો છે, તેવો આપણે તો દરેક મિનારામાં જોઈએ છીએ, પણ અહીંના લોકો એની ખૂબી વિશે કંઈક મગરૂર દેખાયા. જીનો છે રૂપાળો. આવો જીનો કુતુબમિનારમાં પણ શોભે. જૂનો બહાદુરશાહનો કિલ્લો હવે બાલે કિલ્લાને ઠેકાણે છે. અને એની અંદર જ એક જૂનું તળાવ છે.

સૌથી સારી કારીગરી જેસ્યુઈટ લોકોના 'સેન્ટ પૉલ ચર્ચ'ની લાગી, જ્યારે ભવ્યતામાં વસઈ તરફના મુખ્ય દરવાજા આગળનું ફ્રાન્સિસ્કન અથવા ઍન્થની ચર્ચ વધે એવું હતું. આ ઠેકાણે એક મોટી ધર્મપીઠ — થિયોલૉજિકલ કૉલેજ — હતી. વિખ્યાત સેંટ ઝેવિયર કયારેક આ ઠેકાણે આવીને રહેલા હોવાથી, આ ગિરજાઘરની પવિત્રતા વિશેષ ગણાય છે. સાવ ખંડેરના રૂપમાં પણ આ ધર્મ-ભુવનોની ભવ્યતા ઓછી નથી લાગતી.

*　　　*　　　*

મંદિરો, મસ્જિદો અને ગિરજાઘરો મારે મન સરખાં જ પવિત્ર અને સરખાં જ આકર્ષક હોય છે. ભાંગી ગયેલાં આ ગિરજાઘરો જોઈને મને એક સંતોષ હંમેશાં

---

* પોર્ટુગીઝ લોકો 'ચર્ચ'ને 'ઈગ્રજી' કહે છે. તે પરથી હિન્દીમાં 'ચર્ચ'ને ગિરજાઘર કહે છે.

રહે છે કે, આ ભંગાણ પાછળ શરમાવા જેવી હિંદુ ધર્માંધતાની તવારીખ નથી. કોઈ પણ ખ્રિસ્તી મિત્રને સાથે લઈને આ ખંડેરો વચ્ચે ફરતાં મારા મોઢા ઉપર શરમના શેરડા પડવાના નથી!

ખ્રિસ્તી લોકોને મંદિરોની ભવ્યતા જાળવતાં આવડે છે અને અંદરનું વાતાવરણ પણ તેઓ ભક્તિ-ગંભીર બનાવી શકે છે. મુસલમાનોની મસ્જિદોમાં હજારો લોકો એકસામટા નમાજ પઢતા હોવાથી, તેમને જગાનો વિસ્તાર ખૂબ રાખવો પડે છે. આપણે ત્યાં સાંઘિક પ્રાર્થના ન હોવાથી, અને પૂજા પણ વૈયક્તિક હોવાથી, મંદિર ગમે તેટલું મોટું હોય તોયે, ત્યાં જગાની મોકળાશ ન મળે, જ્યાં ત્યાં ભીડ જ હોય અને પૂજારીઓએ પુણ્યનું બજાર માંડેલું હોવાથી, વાતાવરણ કેમે કરીને પવિત્ર કે પુષ્ટ થતું નથી. પંઢરપુર જુઓ કે દ્વારિકા, ડાકોર જુઓ કે પુરી, બનારસ હો કે ગયા, અરે મદુરા અને રામેશ્વર જેવાં ભવ્યાતિભવ્ય મંદિરોમાં જુઓ, વાતાવરણ બજારુ જ હોય છે. અંબાજી કે કામખ્યાનું તો પૂછવું જ શું?

વસઈનાં ગિરજાઘરો જોતાંવેંત પ્રથમ સ્મરણ થયું મેંગલોરના સેંટ એલોશિયસના દેવળનું. પછી તરત ધ્યાન ગયું જૂના ગોવા તરફ. જૂનું ગોવા એક વખતે આખા એશિયામાં રોમન કૅથલિક–સનાતની ખ્રિસ્તીઓ–નું મુખ્ય ધર્મપીઠ હતું. સેંટ ફ્રાન્સિસ ઝેવિયરનું શબ 'મમી' બનાવીને ત્યાં દાટી રાખેલું છે. અમુક વરસે જ્યારે એ બહાર કાઢી એનું પ્રદર્શન કરવામાં આવે છે, ત્યારે આખી દુનિયાના કૅથલિક લોકો ત્યાં ઊલટે છે. એક જમાનામાં જૂના ગોવા પછી વસઈ બીજે નંબરે આવતું હશે. આજે એનો અંશ સરખો પણ રહ્યો નથી.

* * *

વસઈનો કિલ્લો જોઈ પાછા વળતાં અમે કિલ્લા બહાર ચંદ્રાજીરાવ મોરેની સમાધિ જોઈ. કહેવાય છે કે, લડતાં લડતાં એનું ઝનૂન એટલું વધ્યું હતું કે, કોકે એનું માથું ઉડાવ્યા પછી પણ ઠીક ઠીક વખત સુધી એનું ધડ તલવાર ચલાવતું જ રહ્યું અને જે સામે આવે એને ઘાયલ કરતું જ ચાલ્યું!

ચિમાજી અપ્પાએ પોર્ટુગીઝ લોકો પાસેથી આ કિલ્લો લડીને જીતી લીધો. બન્ને તરફની સેનાની બહાદુરીનાં વર્ણનો આજે પણ સાંભળવાને મળે છે. એકત્રીસ વરસ પહેલાં જ્યારે અહીં આવ્યો હતો ત્યારે એક જણે ભારે ઉત્સાહથી મને કહ્યું હતું કે, પોર્ટુગીઝો પાસેથી આ કિલ્લો જીત્યા પછી ચિમાજી અપ્પાના લોકોએ પોર્ટુગીઝ છોકરીઓને નાકમાં કાણું પાડી નથ પહેરાવી દીધી, અને એમને હિંદુ તરીકે ખપાવી પોતાના ઘરમાં દાખલ કરી દીધી. હું આ વાત સાચી માની શકતો નથી. આપણા લોકોનો આ સ્વભાવ નથી. પછી તો ભગવાન જાણે. હું માનું છું કે, પ્રાચીન રોમનો ઇતિહાસ વાંચનાર કોકે આ કિસ્સો જોડી કાઢ્યો હશે. આનો ઉલ્લેખ એટલા જ માટે કરું છું કે, કેટલાક લોકો પોતાની બહાદુરીનાં વર્ણન

કરવાના ઉત્સાહમાં કઈ રીતે ઈતિહાસ જોડી કાઢે છે, અને પોતાની જાતિની અસેવા કરે છે, એનો વાચકોને ખ્યાલ આવે.

વસઈથી પાછો ફર્યો. જ્યાં છેલ્લા પેશવાએ લખત કરી મરાઠાઓનું સ્વાતંત્ર્ય અંગ્રેજોને ચરણે ધર્યું, એ સ્થાન પણ જોયું. પણ મારા મન પર એની કશી જ અસર થઈ નહીં. હું તો મારી નજર આગળ વાસ્કો ડા ગામા, આલ્ફાન્સો દ આલ્બુકર્ક અને સાન ફ્રાન્સિસ ઝેવિયરનો જમાનો જોતો હતો. એમણે આ દેશ ઉપર ઓછું રાજ્ય કર્યું નહીં. આખો પશ્ચિમ કિનારો એમણે પોતાનો જ કર્યો હતો. લૂંટફાટ કરવામાં અને ધાર્મિક જુલમ ગુજારવામાં એમણે કશી મણા રાખી ન હતી, છતાં જ્યારે જુલમ વધે ત્યારે આપણા દેશના ગરીબ લોકો કોઈ હિંદુ રાજાની કે હિંદુ દેવોની પ્રાર્થના કરવાને બદલે આલ્બુકર્કની જ કબર પાસે જઈ પ્રાર્થના કરતા કે, 'અમને આમાંથી કાંઈક રાહત મળે, અમારો બચાવ થાય'!

પોર્ટુગીઝ લોકોએ અહીં રાજ્ય કર્યું, લોકોને લૂંટયા, પણ પોર્ટુગાલને સમૃદ્ધ કરવા માટે હિંદુસ્તાનની જળો થવાનું એમને સૂઝયું ન હતું. એમનામાં રાજ્યકર્તાની ન્યાત અલગ રાખી પોતાની શ્રેષ્ઠતા ટકાવવાની વૃત્તિ પણ ન હતી. એમને તો આ દેશમાં બધે ખ્રિસ્તી ધર્મની સ્થાપના કરવી હતી. આખા સમાજને અને મોટી મોટી ન્યાતોને જબરદસ્તીથી ખ્રિસ્તી કરવામાં તેઓ માનતા હતા. તેમની ગણતરી હતી કે, આજે જબરદસ્તીથી ખ્રિસ્તી થયેલા લોકો ત્રીજી પેઢીએ સ્વાભાવિક ખ્રિસ્તી બની જાય છે અને ઉત્સાહથી નવા ધર્મમાં માનતા થાય છે અને એનો પ્રચાર પણ કરે છે. જબરદસ્તી સાથે ધીરજ અને દૃઢતા હોય તો એ ફાવે જ છે! પોર્ટુગીઝ લોકોએ પશ્ચિમ કિનારાની કોંકણી ભાષા શીખીને એનાં વ્યાકરણો અને કોશો તૈયાર કર્યા. એક જણે મરાઠીમાં ખ્રિસ્તપુરાણ લખ્યું, અને કહેવાય છે કે એક જેસ્યુઈટે કોઈ ગુફામાં લાંબા વખત સુધી સંન્યાસીની પેઠે રહી વેદોનું અધ્યયન કર્યું અને એ જ ઢબનો પાંચમો એશુર્વેદ જોડી કાઢયો!

આજે એ બધું ભાંગી ગયું છે. ખુદ પોર્ટુગાલમાં રાજસત્તાનો નાશ થયો છે. ત્યાંની પ્રજાએ ધર્મસંસ્થાને પણ તિલાંજલિ આપી છે; છતાં વટલાયેલા ભારતવાસીઓના વશંજો આજે ભક્તિપૂર્વક ગિરજાઘરમાં જાય છે, ક્ષમા માગી છાતી ઉપર ક્રૂસ કરે છે, અને પોતાની આવકમાંથી બચત કરી નવાં દેવળો બાંધે છે. આવા આ લોકો ચારસો વરસ થયાં છતાં પોતાના અસલી કુળદેવોને પણ ભૂલ્યા નથી! એકાદશી કે શિવરાત્રિને દિવસે આપણાં મંદિરોમાં આવી હિંદુ ઢબે માનતા રાખે છે અને પ્રસાદ મેળવી ધન્યતા અનુભવે છે!!

ધર્મો અનેક હશે, પણ ધાર્મિકતા બધે એક જ છે. એ શુદ્ધ ધાર્મિકતાનો ઉદય થશે ત્યારે જુદા જુદા ધર્મો કાં તો ઓગળી જશે, અથવા એમનામાં માણસાઈ આવશે. ધર્મોમાં જ્યાં માણસાઈ જ નથી, ત્યાં દૈવત તો કયાંથી જ આવે! રાક્ષસી ઝનૂનને ઠેકાણે માણસાઈ આવે તોપણ બહુ થયું.

૧૬–૯–'૪૦

# ૨૪. ત્રણ પુરાતન વટવૃક્ષો

[નાનપણથી જે જે બગીચાઓ મેં જોયા હતા અને જેમાં મારો જીવ પરોવાયો હતો તેમને જો એક એક અંજલિ આપવા બેસું તો મારે માટે એક મોટો આનંદનો વિષય થાય. છેક નાનપણમાં કેટલાંક મોટેરાં જોડે એક બગીચો જોવા અમે ગયા હતા. પણ માલિકે અમને અંદર ફરવાની મનાઈ કરી અને વિરસ થઈને અમે પાછા આવ્યા. એ મારું સૌથી પહેલું સ્મરણ. તે વખતે હું પાંચેક વરસનો હોઈશ. બગીચાને બીજે છેડે મહેલમાં ઊભેલો માલિક મોઢેથી બોલવાની તસ્દી ન લે, કેવળ હાથના ઈશારાથી અમને કાઢી મૂકે, એ ચિત્ર હજીયે તાજું છે. સફળતા કરતાં નિષ્ફળતા જીવનમાં વધારે ઊંડી ઊતરે છે; બીજું શું?

ત્યાર પછીનો બગીચો તે અમારો પોતાનો કારવારનો. એમાંનાં લજામણીનાં પાંદડાંનો સ્પર્શ આજે પણ મને યાદ છે.

પછીનો બગીચો બેળગૂંદીનો મારી માસીનો. એમાંના ગુલાબના છોડ મને રોજ બે-ચાર, બે-ચાર ફૂલ આપે. ત્યાર પછીનો બગીચો સ્મૃતિમાં ચોંટયો છે તે સાંગલીનો. ત્યાં ફૂલો ઉપર મેં એટલાં બધાં ભાતભાતનાં પતંગિયાં જોયાં કે મારી ખાતરી થઈ કે ઝાડ ઉપર બેસી બેસી કંટાળે એટલે ફૂલો જ પતંગિયાં બની ઊડવા માંડે છે. સાંગલીના બગીચામાં ગુલછડી(નિશિગંધી)નું એક લાંબું પહોળું પીઠું હતું. રોજ સાંજે નશો કરવા હું ત્યાં જતો. તે વખતે કેળવેલું નાક આજે પણ એટલું જ સુગંધ-રસિક રહ્યું છે.

યરવડા જેલમાં પૂ. બાપુજીને કોઈકે નિશિગંધીના છોડનો એક ગુલદસ્ત આપ્યો હતો. મુલાકાત પૂરી કરી બાપુજી પાછા આવ્યા અને મેં એ ફૂલોની ડાળો લોટામાં રાખી લગભગ આઠદસ દિવસ સુધી જિવાડી. સૂતી વખતે ઓશીકા પાસે એ લોટો રાખવાનું હું ભૂલતો નહીં.

બીજો એક બગીચો યાદ આવે છે તે રામદુર્ગનો. મંદિર વ્યંકટેશનું હતું કે કોનું હતું તે યાદ નથી, પણ અમે ત્યાં જ રહેતા હતા. સવારે ઊઠીને ફૂલો લૂંટવાનું ક્રૂર કર્મ ત્યાં હું કરતો એટલે આજે એ બગીચાનું સ્મરણ આનંદ આપતું નથી.

આમ કેટલા બધા બગીચાઓ વર્ણવું? સિલોનમાં કેન્ડીનો અદ્વિતીય પેરેડેનિયા બગીચો, ઊટીનો ગવર્નરનો બગીચો, કલકત્તાનું વાનસ્પત્યમ્, વડોદરાનો કમાટી બાગ, જયપુરનું મ્યૂઝિયમ, કાશ્મીરનો ચિનાર બાગ, મૈસૂરનું વૃન્દાવન: આમ જો એક એક ગણાવવા બેસું તો ૧૦૮ની સંખ્યા સહેજે થાય. આ બધાનું દેવું માથે છે. અત્યારે તો કેવળ એમનું સ્મરણ કરી જ વિરમું છું.]

૧

'સંસ્કૃતિનો વિસ્તાર' એ લેખમાં હિંદુસ્તાનના પ્રતીક તરીકે મેં જે ચિત્ર આપ્યું છે, તેમાં એક વિશાળ વટવૃક્ષ તળે એક સાદી રૂપાળી ઝૂંપડીને બારણે વાછરડા સાથે ગાય બાંધેલી છે. અનેક વડવાઈઓના વિસ્તારથી આસપાસનો પ્રદેશ પોતાની છાયા તળે લેનાર પરોપકારી વટવૃક્ષ; ઉનાળામાં ઠંડક અને શિયાળામાં હૂંફ આપનાર ઘાસની ઝૂંપડી; અને આજીવન તેમ જ મરણ પશ્ચાત્ પણ સેવા આપનાર કારુણ્ય-મૂર્તિ ગૌમાતા; આ ત્રણે વસ્તુઓ આશ્રમ-સંસ્કૃતિની પ્રતીક છે. આ ચિત્રની અંદર હિંદુસ્તાનની પ્રાકૃતિક પરિસ્થિતિ પણ ચિત્રિત થાય છે, અને હિંદુસ્તાનનું આર્યહૃદય પણ વ્યક્ત થાય છે.

આપણા લોકોએ ગાયની દયા બહુ ખાધી છે; પણ ગાય ઉપર કાવ્યો બહુ લખ્યાં નથી. નાની નાની બાળાઓ સવારે ઊઠીને, નાહીધોઈને ગાયમાતાને ચાંલ્લો કરે છે. અને માની કેડ ઉપર બેઠી બેઠી એની પીઠ ઉપર હાથ ફેરવે છે, ચાટવા માટે પોતાનો હાથ ગાય આગળ ધરે છે, અને ગાયના વાછરડા સાથે એમની પેઠે ગાયની આસપાસ કૂદાકૂદ કરે છે—એ સ્વાભાવિક જીવનકાવ્ય હિંદુસ્તાનમાં સર્વત્ર જોવાને મળે છે; પણ કવિઓ તો ગાયની દયા ખાતા ખાતા જ થાકી ગયા છે.

પર્ણકુટિનાં વર્ણનો ઋષિઓના આશ્રમ પૂરતાં જ છે. બાકી સામાન્ય લોકોને ચતુ:શાલં ગૃહમ્ અને સૌધવાળા પ્રાસાદો જ જોઈએ છે. ઝૂંપડીનો આનંદ માણવો હોય તો કાઉલે (Cowley) જેવા અંગ્રેજ કવિની 'Mine be a cot beside a hill' જેવી કવિતા જ વાંચવી જોઈએ. ભર્તૃહરિ પણ આવાં સ્થાનો વર્ણવે છે. પણ તે કૌટુંબિક સમાધાન વ્યક્ત કરવા માટે નહીં પણ વૈરાગ્યની સાધના સાધવા માટે.

વટવૃક્ષોનાં વર્ણનો આપણા સાહિત્યમાં જ્યાં ત્યાં મળવાં જોઈએ. બાણભટ્ટની કાદંબરીમાં અચ્છોદ સરોવરને કિનારે પોપટના માળાવાળું જે મોટું ઝાડ છે તે વડનું છે કે નહીં એ અત્યારે યાદ નથી આવતું, પણ વડની વડવાઈઓને પોતાના વાળ કે પગ બાંધી દઈને તપ કરનાર ઋષિઓનાં વર્ણનો વાંચ્યાનું સ્મરણ છે ખરું.

ગૂજરાત વિદ્યાપીઠની મુદ્રા માટે મેં વટવૃક્ષનું ચિહ્ન સૂચવ્યું તે આવા જ ભાવથી.

એક મહારાષ્ટ્ર કવિ લેખકે હિંદુ ધર્મને વડવાઈવાળા વડની ઉપમા આપી છે. વડની શાખામાંથી વડવાઈઓ નીકળી જમીન સુધી પહોંચી ગઈ એટલે એ જાણે એક નવું જ ઝાડ થઈ જાય છે. આમ એક ઝાડમાંથી એક આખું વૃક્ષકુટુંબ પેદા થઈ જાય છે, અને પછી અસલી વૈદિક મૂળ થડ કયું એ કહેવું પણ મુશ્કેલ જણાય છે. કોક કોક વાર મૂળ થડ આખું કોવાઈ જાય છે, પણ બાકીનું વૃક્ષ તાજું ને તાજું જ રહે છે.

હિંદુસ્તાનનાં આવાં વિશાળ વટવૃક્ષ આખી દુનિયામાં વિખ્યાત છે. પરદેશના

લોકો જ્યારે આપણા દેશમાં આવે છે ત્યારે આ દેશના એક કૌતુક તરીકે આવાં વૃક્ષો જોઈ આવે છે.

૨

મેં પ્રથમ નામ સાંભળ્યું તે અડિયારના વટવૃક્ષનું. મદ્રાસ જતવેંત અડિયાર જઈને ત્યાંના એ વટવૃક્ષનું મેં દર્શન કર્યું. શ્રીમતી ઍની બેસંટે એ વડની સારી માવજત રાખી છે. વડ તળેની જમીન સાફ રાખીને એની તળે અનેક પ્રાંતના અને અનેક દેશના ધર્મજિજ્ઞાસુઓ ભેગા થઈ ધર્મચર્ચા કરે, અનુભવની આપલે કરે, અને વખતે ઉજાણી પણ કરે, એવી ગોઠવણ ત્યાં રાખી છે. આ વૃક્ષનો વિસ્તાર અને એની તાજગી બન્ને ધ્યાન ખેંચે છે. એની તળે જતાંવેંત કોઈ ભવ્ય પુરુષનો સત્સંગ સેવતા હોઈએ એટલી ગંભીરતા અને પ્રસન્નતા મેં અનુભવી. એની જાડી જાડી વડવાઈઓ જોઈને વિચાર આવ્યો કે વચલું થડ તે એક મોટો કુલપતિ છે, અને આસપાસની આ મોટી વડવાઈઓ એ કુલપતિની વિદ્યાપીઠ ચલાવનારા ઉપાચાર્યો છે. એમની વચ્ચે બેસી માણસ ઈશ્વરની ચર્ચા કરે છે, જ્યારે આ વડવાઈઓ ઇતિહાસની સાક્ષીરૂપ હોવાથી માણસની જ ચર્ચા કરતી હશે. કલ્પના ચાલી અને એણે આ વડ તળે કેટલાંયે વાનસ્પત્ય પ્રવચનો સાંભળ્યાં!

૩

મદ્રાસ પહોંચી શક્યો તે પહેલાં જ મેં શુક્લતીર્થના કબીરવડ વિશે સાંભળ્યું હતું. એમ પણ સાંભળ્યું હતું કે કવિવર રવિબાબુએ એ કબીરવડ જોઈને પોતાનું દુ:ખ જાહેર કર્યું હતું કે ગુજરાતના લક્ષ્મીપુત્રો પોતાના પ્રાંતના આ ઘરેણાને કેમ સાચવતા નહીં હોય!

ગુજરાતમાં હું લગભગ વીસ વરસ રહ્યો, પણ ઇચ્છા હોવા છતાં, આ કબીરવડ જોવાની તક ન મળી. હમણાં હમણાં રાષ્ટ્રભાષા પ્રચારને અંગે શ્રી અમૃતલાલ નાણાવટી મને ગુજરાતમાં લઈ ગયા. ત્યાં એમણે ગોઠવ્યું કે મારે અવિધા જઈ ગોપાળરાવ કુલકર્ણીની નિશાળ જોવી. એ કાર્યક્રમ ગોઠવ્યા પછી રદ કરવો પડયો. પણ ગોપાળરાવ શાના માને? એમણે પોતાના નિરાગ્રહી આગ્રહથી મને હાથપગ બાંધીને અવિધા ખેંચ્યો.

અવિધા જતાંવેંત ખબર પડી કે કબીરવડ અહીંથી બહુ દૂર નથી. નર્મદાના વિશાલ પાત્રમાં એક મોટો સમૃદ્ધ બેટ છે, અને એની અંદર એ પુરાણ પુરુષ તપ કરે છે. એ ખબર પડતાંવેંત હૈયું ઊલટયું અને પગ કે આંખો ત્યાં પહોંચે તે પહેલાં અનેક વાર ત્યાં એ દોડી આવ્યું. એ વૃક્ષ કેવું હશે, એનાં પાંદડાં શાનું રટણ કરતાં હશે, પક્ષી-બાળકો એ ડોસાને કેમ પજવતાં હશે અને જો એ બેટ પર ગાયો હોય તો પોતાનાં શીંગડાં ઘસી ઘસી એની છાલ કેમ ઉતારતી હશે, એના જ વિચારો મનમાં આવવા લાગ્યા.

સાંજે એક મુસલમાન પોલીસ અમલદાર મળવા આવ્યા. ગામડાના લોકો પોલીસ અમલદાર સાથે હૃદયશૂન્ય પણ વિવેકભર્યો સહકાર કેમ કરે છે એનો મને અનેક ઠેકાણાનો અનુભવ છે. હું પણ મારા પૂર્વજીવનમાં પોલીસ અમલદારોને જોઈને જ ચિડાઈ જતો અને ભડકણ જાનવરોની પેઠે એમને શીંગડાં બતાવતો. પણ હવે એ વૃત્તિ રહી નથી. પોલીસખાતાનાં કાળાં કરતૂતો જાણતા છતાં પોલીસો પ્રત્યે મનમાં ઘૃણા નથી ઊપજતી. એ કાંઈ જુદી કોટિ અથવા જુદી ન્યાત નથી. આપણા જ સમાજના લોકો તક મળ્યે એ ખાતામાં પ્રવેશ કરે છે. જેવો સમાજ તેવું એનું પોલીસખાતું.

એટલે એ ભાઈ સાથે મેં સ્વાભાવિક માણસાઈથી વાતો શરૂ કરી. એ ભાઈ મૂળે બલૂચિસ્તાનના. હિંદુસ્તાનમાં આવી અહીંની ભાષાઓ શીખી ગયા હતા. એમની વાણીમાંથી સંસ્કારિતા ટપકતી હતી અને વિવેક કેમ સાચવવો એ પણ એ બરાબર જાણતા હતા. સંભવ છે કે રાજ તરફથી એમને અમારી હિલચાલ ઉપર નજર રાખવા માટે મોકલ્યા હોય. પણ મને થયું કે, આપણે માણસ માણસ વચ્ચેનો સ્વાભાવિક સંબંધ કેમ ન કેળવીએ? અમે ઘણી વાતો કરી. રાજપીપળા રાજ્ય વિશે, ત્યાંનાં જંગલો વિશે, જંગલનાં જાનવરો વિશે, અને એ જાનવરો વચ્ચે રહેનાર બેપગા લોકો વિશે એમની પાસેથી મેં ઘણું જાણી લીધું.

કબીરવડ જવાની શી શી સગવડ-અગવડો છે એ વિશે પૂછવાનું હું કેમ જ ભૂલું! એ ભાઈએ જરૂરી માહિતી મને પૂરી પાડી. પણ પછી એને થયું કે આપણે પોતે જ આ પાર્ટી જોડે કાલે કબીરવડ કેમ ન જઈએ? મેં મનમાં વિચાર કર્યો કે પોલીસ અમલદાર સાથે હોય તો અમુક સગવડો સચવાશે, પણ આમજનતાથી મારી સાથે હૃદય ખોલીને વાત નહીં થાય. પોલીસના દર્શનથી આમજનતાનું હૃદયકમળ બિડાઈ જાય છે.

પણ અમારે તો ઉતાવળે પ્રવાસ કરવો હતો, કબીરવડનાં દર્શન ઉપરાંત બીજો કશો સંકલ્પ હતો જ નહીં એટલે ભાઈ કાસમખાનની અમારી સાથે આવવાની સૂચના મેં સહર્ષ વધાવી લીધી. અમારે મોટરમાં નાનાંમોટાં ખેતરો વટાવી નદીના કિનારા સુધી જવાનું હતું. ત્યાં એક હોડીમાં બેસી પ્રવાહનું વલણ તપાસી, નાનામોટા આરાઓ ટાળી, વાંકેચૂકે જળ-રસ્તે કબીરવડના બેટ સુધી પહોંચવું હતું. એ બેટનો વિહાર પૂરો કરી, પેલી બાજુનો રેતીનો પહોળો પટ ખૂંદી, ફરી હોડીમાં બેસી બાકીનો પ્રવાહ પૂરો કરવો હતો: અને સામે કાંઠે બસને વખતસર પકડી ભરૂચ જવું હતું. એ આખો કાર્યક્રમ અમારા આ નવા મિત્રે વ્યવસ્થિત ગોઠવ્યો એટલું જ નહીં, પણ અમારા જેટલા જ ઉત્સાહથી એ પોતે એમાં ભળ્યા. પગપાળી મુસાફરીમાં પગ ચાલે અને વાતો ન ચાલે તો એમાંથી અડધો જ આનંદ મળવાનો. અમારા નવા મિત્ર મુખદુર્બળ પણ ન હતા અને વાતોનો ઠેકો લઈ પોતાનું જ હાંકયે જનાર વાતૂડિયા પણ ન હતા; એટલે અમારો સંઘ બહુ સુંદર રીતે યાત્રાનો

કારકિર્દી શી રીતે વ્યક્ત થાય? એ સંગીતમાં મોટે ભાગે ભૂસ્તરશાસ્ત્ર જ હતું. જ્વાલામુખી ફાટે, મોટા મોટા ખંડો જળસમાધિ લે, નદીઓ પોતાની દિશા ફેરવે, અને મોટાં મોટાં તળાવમાંથી ગરમ પાણીના ફુવારા ઊડે, એના જ રાગો મેં પ્રથમ સાંભળ્યા. ત્યાર પછી કેવળ પોતાની સંખ્યાથી જ પ્રચંડ કામો કરી બતાવે એવા સૂક્ષ્મ કીડાઓ ઊલટયા. એ કીડાઓનું એક મહારાજ્ય સમુદ્ર તળે પહોંચી, ચણતર શરૂ કરે અને સાગર એનો વિરોધ કરે. સાગર આંધળો અને આ સૂક્ષ્મ કીડો સંકલ્પવાન, એટલે વિજય તો એમનો જ થાય. હજારેક વરસની અંદર એક રૂપાળો ગોળ બેટ એમણે તૈયાર કર્યો.

પુરાણો કહે છે કે બ્રહ્મદેવની સૃષ્ટિ જોઈ વિશ્વામિત્રને અદેખાઈ થઈ અને એણે પ્રતિસૃષ્ટિ નિર્માણ કરી. જ્યાં બ્રહ્મદેવે એક માથાનો માનવી બનાવ્યો, અને જ્યાં કવિઓએ દસ માથાંનો રાવણ કલ્પ્યો, ત્યાં વિશ્વામિત્રે સેંકડો માથાંનાં નાળિયેરનાં ઝાડો ઉગાડયાં. મને લાગે છે કે આપણા ગોળ બેટો ઉપર વિશ્વામિત્રે નાળિયેરનાં ઝાડ ઉગાડયાં પછી જ બ્રહ્મદેવને માનવીને બનાવવાનું સૂઝયું હશે! પછી તો વાદરાંઓ આવ્યાં. એમણે પોતાના પૂંછડા વતી જીવતી સાંકળ બનાવી, નદીઓ ઓળંગવાની કળા કેળવી અને પોતાના વસવાટ વધાર્યા.

ચટાપટાવાળા વાઘ બિચારા આવી કશી યુક્તિ જાણે નહીં. રાત્રે ઝાડ તળે ઊભા રહી પૂંછડી પટપટાવતા એણે એક ત્રાડ પાડી કે કેટલાંય વાંદરાંઓ ઝાડ પરથી ટપ ટપ પડી જાય અને વાઘની એક ઉજાણી પૂરી થાય. વાંદરાંઓએ આખરે શાખામૂળમાં સૂવાનું છોડી દીધું અને તેઓ પોતે પડી ન જાય એવા માળા બાંધતાં થયાં.

રાજાઓના ઈતિહાસ કરતાં જીવનની દૃષ્ટિએ આ બધી શોધખોળો કેટલી મહત્ત્વની! એક પછી એક ચિત્ર નજર આગળ આવી ઊભું થાય અને એનો હું ફોટો પડાવું તે પહેલાં જ અલોપ થાય. ઈતિહાસક્રમ એટલા તો જોરથી દોડતો હતો કે આંખે ચક્કર આવ્યાં અને કેવળ કાન વડે જ ઐતિહ્ય રાગના આરોહ-અવરોહ સંભળાવા લાગ્યા. નર્મદાની સંસ્કૃતિ હિંદુસ્તાનમાં સહુથી પ્રાચીન. એની વાત જ્યારે વડની વડવાઈઓમાં રમતા વાયુએ શરૂ કરી ત્યારે કાન જાણે મહાભારત સાંભળવા બેઠા હોય તેમ એકાગ્ર થઈ ગયા. કબીરવડનાં બાહ્યદર્શનો ભવ્ય છે જ પણ આ આંતરિક દર્શન અલૌકિક હતું.

અમે વડ તળે ફરવા લાગ્યા. એટલો બધો મોટો વિસ્તાર કે મનને થયું કે આ તો આકાશ જ નીચે ઊતરી આવ્યું છે અને તારાઓએ પાંદડાંનું રૂપ ધારણ કર્યું છે! જે પાંદડું ખરી પડે તે ઉલ્કાનું સ્મરણ કરાવે. એક કિનારે બેટમાં ભેખડ હતી. એણે કહ્યું કે આ બાજુ કેટલો મોટો વિસ્તાર હતો, પણ નદીમાં રેલ આવી, બેટનો ખાસો સરખો હિસ્સો તણાઈ ગયો અને એની સાથે વટવૃક્ષની એક મહા-શાખાનો વિસ્તાર પણ અલોપ થઈ ગયો. આવે ભવ્ય ઠેકાણે જો મંદિર ન હોય

તો હિંદુ જાતિની લાજ જાય. મંદિર તો જોઈએ જ. પણ અહીંનું મંદિર જોયા પછી ખાતરી થઈ કે મંદિર બાંધતાં છતાં લાજ ટકી નથી. આટલું ભમરાળું અને અસંસ્કારી મંદિર આખા હિંદુસ્તાનમાં મેં બીજે જોયું નથી. કબીરવડના ઘડપણની દયા છૂટે તે કરતાં માણસની કલાભિરુચિના અણઘડપણની વિશેષ દયા છૂટી.

ત્યારે શું કાશીવાસી ભગવાન કબીર ખરેખર અહીં આવીને વિરાજ્યા હતા? કે એમના કોઈ નામેરીએ આ સ્થાન પસંદ કર્યું હતું? અને એમના વખતમાં આ ઝાડ કેવું દેખાતું હશે? આજે આ ઝાડની ભવ્યતા જોઈને પણ એને વિશે બીક અને આદર મનમાં પેદા થવાને બદલે ગમગીની અને દયા જ મનમાં ઊઠે છે, કેમ કે હિંદુ ધર્મની પેઠે આ વડની પણ દુર્દશા જ છે. અમુક અમુક રેલમાં બેટ સાથે આ વડનો પણ અમુક ભાગ તણાઈ ગયો. અમુક થડો અને શાખાઓ કોવાઈ ગયેલાં દેખાય છે. મોગલ સામ્રાજ્યમાં ઈસ્ટ ઇન્ડિયા કંપની પોતાને માટે સ્થાન કરી લે તેમ, કેટલાંક ધીટ ઝાડો આની છાયા તળે પોતાનું માથું ઠીક ઠીક ઊંચું કરી શક્યાં છે. આ વટવૃક્ષ પુરાતન છે એ સંતોષ સાથે એ સનાતન રહેશે એવો વિશ્વાસ મનમાં નથી બેસતો. અંતે બધું જવાનું છે. આ કબીરવડ પણ થોડાક જમાનાનો જ મહેમાન છે એવો વિચાર મનમાં આવ્યા વગર રહેતો નથી. જીવશે બહુ બહુ તો હજારેક વરસ વધારે, એમ મનમાં થઈ આવે છે અને મન ગમગીન થાય છે. એની સાથે બીજો વિચાર મનમાં આવ્યો: હજાર વરસની મહેતલ પણ જેને સંતોષ આપતી નથી એ માનવી મન કઈ સનાતનતાનું પ્રતિનિધિ હશે?

આનો જવાબ આત્માની સુરતા સાધનાર કબીર જ આપી શકે. હું માનું છું, આજે જો કબીર સાહેબ અહીં પધારે તો ચિડાઈને કહેશે કે, “મારે નામે બાંધેલું આ મંદિર અહીંથી ખસેડો. આ ઝાડની છાયા તળે મંદિર બાંધવા કરતાં આ વટ-વૃક્ષ જેની અંદર સહેજે સમાય એવું કુદરતી મંદિર જ આપણે માટે બસ છે. ચાર દિશા જેની દીવાલ છે, આકાશનો ચંદરવો જેનો ગુંબજ છે, ચંદ્ર-સૂર્ય જેના દીપક છે, અને જેના દરવાજા અને ગવાક્ષોની જ્યાં સીમા જ નથી, એવું વિરાટ મંદિર મોજૂદ હોવા છતાં, આ ઈંટચૂનો અને ભમરાળાં પતરાં અહીં ચણવાનું તમને ક્યાંથી સૂઝયું?”

કબીરવડને છાજે એવું ઈંટચૂનાનું મંદિર અહીં બાંધવું અશક્ય નથી. ગંગાને કિનારે નવ લાખ રૂપિયા ખરચી સ્વામી વિવેકાનંદના ગુરુભાઈઓએ અને શિષ્યોએ શું ઓછું રૂપાળું મંદિર ચણ્યું છે? ભક્તિની ભવ્યતા હોય તો આજે પણ વિરક્ત કબીરને લલચાવે એવું મંદિર બાંધી શકાય છે.

રેતીનો લાંબો પટ ખૂંદ્યા પછી બીજી હોડીમાં બેસીને અમે સામે કાંઠે કેમ ગયા અને સાથે આવેલા બધા ભાઈઓની વિદાય ત્યાં કેમ લીધી એની વિગતમાં ઊતરવાનું આ સ્થાન નથી.

૪

ગુજરાતથી પાછો ફર્યો અને થોડા જ દિવસોમાં ગાંધી સેવા સંઘના વાર્ષિક અધિવેશન માટે માલિકાન્દા જવાનું થયું. થોડાક વહેલા ઊપડીને અમે બે દિવસ કલકત્તામાં રહ્યા. કલકત્તાનાં જોવા લાયક સ્થળો અનેક વાર જોઈ આવ્યો છું, પણ ત્યાંનો બૉટેનિકલ ગાર્ડન મેં જોયો ન હતો. ત્યાં પણ એક મોટો વડ છે એની મને ખબર હોત તો ક્યારનોય ત્યાં પહોંચ્યો હોત. આ ફેરે અમે ચિ. કાન્તિલાલ મહેતાને ત્યાં ઊતર્યા હતા. એણે મને કહ્યું કે, 'સાંજે આપણે બૉટેનિકલ ગાર્ડનમાં જઈશું.' મને બગીચાઓ જોવાનું ગમે છે, પણ બૉટેનિકલ ગાર્ડન જેવું અરસિક નામ સાંભળવાનું ગમતું નથી. મેં તરત એ બગીચાનું નામ પાડ્યું 'વાનસ્પત્યમ્'; એને હું 'વનોદ્યાન' કહી શકત, 'પાદપવિહાર' પણ કહી શકત. અમે સંધ્યા સમયે વાનસ્પત્યમ્ પહોંચી ગયા. કલકત્તાનો આ બગીચો ખરેખર આ બ્રિટિશ રાજધાનીનું ઘરેણું છે. અડિયારના વડ કરતાં અહીંનું આ વટવૃક્ષ વધારે મોટું અને ભવ્ય છે. આની સંભાળ પણ ઠીક ઠીક લેવાઈ છે. આને જોઈને મન પ્રસન્ન થાય છે, પણ ભક્તિનો ઊભરો આવતો નથી. ઝાડની ચારે બાજુ મોટરનો રસ્તો છે એટલે હવે વધુ વિસ્તારને અવકાશ જ રહ્યો નથી. પાસેની ચાની હોટલો કહે છે કે ઝાડ તળે તમે મોજ માણી શકો પણ ભક્તિ જેવો આત્માનો ખોરાક તમને અહીં ન મળે. નાના પાટિયા ઉપર અંગ્રેજીમાં આ વડના થડનો ઇતિહાસ પણ લખાયો હતો કે જમીન સુધી પહોંચેલી આની વડવાઈઓ આટલી છે, વચલું થડ અમુક ઠેકાણે હતું, ઝાડની ઉંમર અમુક વરસની કહેવાય. શોધખોળ કરવાની કશી જ જરૂર નથી, એક પાટિયું વાંચતાં આવડે કે બસ; એટલે કે, આ સગવડ હિંદુસ્તાનમાંના સો માણસદીઠ એક માણસ પૂરતી જ હતી. બ્રિટિશ રાજધાનીમાં એમ જ હોઈ શકે.

અહીં બેઠાં બેઠાં અડિયારના વડની અને કબીરવડની સ્મૃતિ તાજી થઈ. મદુરા પાસે તેમ જ ગુજરાતના ગાયકવાડી ભાદરણ પાસે આવાં જ પણ નાનાં બચ્ચાં જેવાં લાગતાં વડવાઈવાળાં વૃક્ષો જોયાં હતાં એમનું પણ સ્મરણ થયું.

અંદર જતાં અમે જોયું કે જ્યાં મૂળ થડ હતું ત્યાં એનું હવે નામ-નિશાન નથી. થડ કોવાઈ ગયું, શાખાઓ કાપી નાખવી પડી. નીચલી જમીન પણ સાફ કરવામાં આવી. એટલે જ્યાં મોટામાં મોટું થડ હોવું જોઈતું હતું ત્યાં જગા કોરી કાઢી છે અને ઉપર પાંદડાંનો વિસ્તાર ન હોવાથી ખુલ્લું આકાશ દેખાય છે, ચારે કોર વડવાઈઓ અને એમનાં પાંદડાંનો વિસ્તાર અને વચમાં જ આ ખુલ્લો ભાગ જાણે ભગવાનની કોઈ સુંદર મૂર્તિની રાહ જુએ છે. વૃક્ષની આ વીંટી મૂળ થડની સ્મૃતિને જ અર્પણ કરવી જોઈએ.

વડ તળે ઊભાં ઊભાં નારિયેળના ડાબનું પાણી પીતો હતો એટલામાં મન લાખો વરસની યાત્રા કરી ગંગા નદીના બાળપણ તરફ પહોંચ્યું. ભૂસ્તરશાસ્ત્રીઓએ ગંગાને કિનારે ખોદાણ ચલાવી કાંપ કેટલો ઊંડો છે એ શોધી કાઢ્યું છે અને તે

પરથી નક્કી કર્યું છે કે ગંગા નદીની ઉંમર લગભગ સાત લાખ વરસની છે. તે વખતથી અહીં હર સાલ રેલ આવતી હશે અને કાંપનાં પડ એક ઉપર બીજાં બાઝી જતાં હશે. એ રસાળ કાંપમાં કેટલાંયે વટવૃક્ષો ઊગ્યાં હશે અને રેલમાં તણાઈ ગયાં હશે. એ વટવૃક્ષોનો આ કેટલામો વંશજ છે એ કોણ કહી શકે? આના ભાગ્યમાં હજી કેટલાં વરસ હવા ખાવી રહી છે એ પણ કોણ કહી શકે? આ બધો વડવાઈઓનો વિસ્તાર અંતે કોવાઈ જશે, કે પાણીમાં તણાઈ જશે, કે ભૂકંપથી જમીનમાં દટાઈ જશે, એના કોલસા થશે કે ફૉસિલ, એ પણ કોણ કહી શકે?

લંકામાં અનુરાધાપુરમાં અશોકના જમાના જેટલું જૂનું એક બોધિવૃક્ષ છે. એ વૃક્ષ જેમ ઘરડું થતું જાય તેમ ત્યાંના લોકોએ એના મૂળમાં માટી નાખી, એને ઊંચું બનાવી, એને નવું યૌવન આપ્યું છે. આવી રીતે એ પીપળને એક ઉપર એક એવા પાંચ પાર (ઓટલા) બાંધીને લંકાના લોકોએ એ અશ્વત્થને શાશ્વત જેવો બનાવ્યો છે. કહે છે કે એક વરસે બોધિવૃક્ષનાં પાંદડાં ખરી પડવા લાગ્યાં. લોકોને થયું કે હવે આ વૃક્ષ નિર્વાણ પામશે. આખા સિલોનમાં હાહાકાર વર્ત્યો. દૂર દૂરથી લોકોએ દૂધના ઘડા ભરી આણી એનાં મૂળિયાંનું સિંચન કર્યું અને એ વૃક્ષ અંતે ચ્યવન ઋષિની પેઠે ફરી જુવાન થયું.

ત્યારે આપણાં આ વટવૃક્ષોનો કાયાકલ્પ કરવાનો કોઈ ઈલાજ નથી? પટનાના અજાયબ-ઘરમાં સંથાલ પ્રદેશના લાખો વરસના જૂના એક ઝાડનું ફૉસિલ રાખવામાં આવ્યું છે. એ જોઈને એક જાતનો ભાવ મનમાં પેદા થાય છે. અનુરાધાપુરના પુરાણ બોધિવૃક્ષને જોઈને બીજો ભાવ મનમાં આવે છે. હા, એ બોધિવૃક્ષ પુરાણ જ છે; 'પુરા અપિ નવં પુરાણં'! એટલો પ્રાચીન છતાં એટલો તાજો અશ્વત્થ જોઈ મેં જે આનંદનાં રોમાંચ એની તળે અનુભવ્યાં તે પટનાના અજાયબ-ઘરના કે કલકત્તાના અજાયબ-ઘરના પ્રાચીન ફૉસિલ જોઈ શી રીતે ઉત્પન્ન થાય? જીવન તે જીવન.

અડિયાર, કબીરવડ અને કલકત્તાનું વાનસ્પત્યમ્ એ આ રીતે આપણાં ત્રણ તીર્થસ્થાનો છે, જોકે દરેકનું માહાત્મ્ય જુદું.

૧૫-૫-'૪૦

# ૨૫. મરાઠી કવિઓ આપે?

[એક પત્ર]

નાનપણમાં ભવ્યતાનું જે પ્રથમ દર્શન કે પ્રદર્શન થયું તે સહ્યાદ્રિના ઘાટોમાં જ. સાવંતવાડી તરફનો અંબોલી ઘાટ, ગોવાને રસ્તે આવતો દૂધસાગરનો તિનઈ ઘાટ અને મુંબઈ-પૂના વચ્ચેનો બોર ઘાટ—આ ત્રણ ઘાટો કરતાં અધિક ભવ્યતા બીજે ક્યાંય હોઈ શકે એવી કલ્પના સરખી થતી નહીં. આ ત્રણ ઘાટ વચ્ચે આવેલો મહારાષ્ટ્ર નાની નાની ટેકરીઓ, વાંકાંચૂકાં ખેતરો, આંબાવાડીઓ તથા ઘાસનાં બીડોને લીધે આકર્ષક લાગતો. મહારાષ્ટ્રના દરરોજના સૂર્યોદય તથા સૂર્યાસ્ત એવા દરબારી રુઆબના હોય છે કે જોતજોતામાં પોતાના વિવિધ રંગ બદલીને થોડા જ વખતમાં ખેલ આટોપી લેવાની તેમને આટલી અધીરાઈ શાની થતી હશે એવો વિચાર આવી મનમાં ચીડ ચડે છે. મહારાષ્ટ્રનાં ગાયભેંસનાં ધણ, ઘેટાં અને બકરીનાં ટોળાં તથા હવામાં ઊડતાં હરણોનાં ઝુંડ એક વાર જોયા પછી તેનું ચિત્ર કેમે કરીને હૃદયમાંથી ભૂંસાતું જ નથી.

મહારાષ્ટ્રનાં પક્ષીઓની હારો આકાશમાં સર્પાકારે ઊંચે ઊડતી હોય ત્યારે આ વરુણનું લશ્કર કયા નવા પ્રદેશ જીતવા માટે સીમોલ્લંઘન કે અસીમોલ્લંઘન કરી રહ્યું છે તેની તપાસ કરવાનું સહેજે મન થઈ જાય છે. પણ મહારાષ્ટ્રનું ભાવિ તો તેની સહ્યાદ્રિરૂપ કરાડ સાથે તથા તેની ઉપર વીરોના માળા જેવા શોભતા કિલ્લાઓ સાથે સંકળાયેલું છે એમાં સંદેહ નથી.

તો પછી મહારાષ્ટ્રના કવિઓએ તથા ભાટચારણોએ આ પહાડોના ભવ્ય અને સુંદર વિસ્તારનું વર્ણન કરીને પોતાની વાણી આજ સુધી કેમ પાવન કરી નથી? આ અલૌકિક સૌંદર્યના દર્શનથી રસમત્ત થયેલી પોતાની વાણી-સુધાનો માદક આસ્વાદ લેવા રસિક જનોને આમંત્રણ કેમ આપ્યાં નથી? પ્રાચીન કવિઓને ધર્મજડ અને ભક્તિમૂઢ માનનારા આધુનિક કવિઓએ પણ અહીંની અદ્‌ભુત-રમ્યા વનશ્રી વિશે મહાકાવ્યો ક્યાં રચ્યાં છે?

મહારાષ્ટ્રની ઉત્તુંગ ભવ્યતાનું વર્ણન કરવાનું સામર્થ્ય જ આપણામાં નથી એમ માનીને બધાએ આ આખો વિષય જ કોરે મૂક્યો હોત તો તેમાં પણ એક રીતે ઔચિત્ય જળવાયું એમ કહી શકાત. પણ કેટલાક કવિઓએ સંસ્કૃત તથા અંગ્રેજી કાવ્યોનું અનુકરણ કરીને મહારાષ્ટ્રની ભૂમિનું સાદી ઘરગથ્થુ ભાષામાં વર્ણન કરવાના પ્રયત્નો કર્યા છે. તેથી ફરી સવાલ ઊઠે છે કે જેની ભવ્યતાનું ગળથૂથીમાં જ પાન કરીને શિવાજી, સંભાજી તથા રાજારામ જેવા વીરો પેદા થયા; ધનાજી, બાજી તથા ખંડોબલ્લાળ જેવા રાષ્ટ્રસ્તંભો જે મહારાષ્ટ્રના ખડકોમાંથી કોતરાયા; તે જ રાષ્ટ્રમાં ઉત્તુંગ

પ્રતિભા વ્યક્ત કરનારા અને હૃદયમાં મહત્ત્વાકાંક્ષાના સ્વૈર નાચ નચાવનારા કવિઓ કેમ પેદા થયા નથી? અને એવા નાનામોટા કવિઓ જો થઈ ગયા હોય અને તેમનાં પ્રકૃતિકાવ્યો ખાણનાં રત્નોની જેમ ઠેકઠેકાણે વેરાયલાં હોય તો તે બધાંને એકઠાં કરીને મહારાષ્ટ્ર ભૂમિનાં યશોગાન ગાતાં નિસર્ગકાવ્યો એક ખામાણામાં બેસાડવાનું કાર્ય આજ સુધી કેમ કોઈએ પણ કર્યું નથી?

સ્કૉટલૅન્ડના સરોવરનો જ દાખલો લઈએ. તેના પહાડોની ખીણોમાં તથા સરોવરોના વાંકાચૂકા કિનારા ઉપર ભટકતા કવિઓએ દરેક ગુફા, દરેક શિખર, દરેક અરણ્ય અને દરેક સરોવરને પોતાની કવિત્વશક્તિથી અમર બનાવ્યું છે. આ કવિઓનાં વર્ણનો વાંચીને જેમનાં હૃદય ભાવભીનાં થઈ ગયાં છે એવાં સંખ્યાબંધ પ્રવાસીઓ દુનિયાના જુદા જુદા દેશોમાંથી સ્કૉટલૅન્ડ આવે છે અને પોતાના હૃદયની ભક્તિ તથા ખીસામાંના પૈસા ત્યાં ઠાલવે છે. મહારાષ્ટ્રની દરેક ખીણમાં સ્વાતંત્ર્યવીરોએ પોતાનું ઊનું ઊનું લોહી રેડ્યું છે. મહારાષ્ટ્રમાં ઇતિહાસ કે દંતકથાઓનો દુકાળ નથી. મહારાષ્ટ્રમાં ધર્મપરાયણ ચારિત્ર્યધન સંતોની અછત નથી. તેમ જ જેથી કલ્પના પણ થથરી ઊઠે અને શરીરે બાવળના કાંટા જેવાં રૂંવાં ખડાં થાય એવી ભૂતપિશાચોની વાર્તાઓ પણ મહારાષ્ટ્રમાં કંઈ ઓછી નથી. મહારાષ્ટ્રના સાપ, તથા મહારાષ્ટ્રના દીપડાઓ, મહારાષ્ટ્રના શિકારીઓ તથા મહારાષ્ટ્રના માંત્રિકો – એમણે પણ અદ્ભુત રસ પૂરો પાડવામાં પોતાનો પૂરતો ફાળો આપેલો છે. તો પછી સમૃદ્ધ મહારાષ્ટ્રગિરા આ બાબતમાં કંગાલ શાથી? અને મહારાષ્ટ્રગિરાને વિષય સૂઝતો નથી એમ કહી માથું ખંજવાળવાનો અને એ મૂંઝવણને જ કવિતાનો વિષય બનાવવાનો વારો શાથી આવ્યો છે?

નાનપણના દિવસોમાં આ ત્રણ ઘાટ જ્યારે જ્યારે જોતો ત્યારે ત્યારે હૃદય ઊભરાઈ આવતું અને ક્ષણમાત્ર કૃતાર્થ થયા જેવું લાગતું. પણ બીજી જ ક્ષણે એમ થતું કે આ બધું સૌંદર્ય હૃદયમાં કેવી રીતે સંઘરી રાખવું, કોને આપું, કોને બતાવું? આવી ભવ્યતાને સંઘરવા માટે હૃદય પણ તેટલું જ ભવ્ય બનાવ્યા વિના ન ચાલે. પણ તે કેમ કરી કરવું? યોગીઓ પાસે અણિમા, મહિમા ઇત્યાદિ અષ્ટ સિદ્ધિઓ હોય છે; પણ આપણે કેમ કરીએ એમ થઈ જતું. અને હવે એમ થાય છે કે અફસોસ! આખો જન્મારો ગયો; આ વિશાળતા, આ દૃઢતા અને આ વીરતા વ્યક્ત કરવા માટે પૂરતી ભાષા આજ સુધી કેમ ન કેળવી?

મુંબઈથી પૂના અને પૂનેથી પાછા મુંબઈ 'દાજ્ખણની રાણી'નો આશ્રય લઈ દોડધામ કરનારા મહારાષ્ટ્રીઓ કંઈ ઓછા નથી. પચાસ રૂપિયા ખરચી યાંત્રિક પાંખોની મદદથી આ જ પ્રદેશ ઉપરથી ઊડી જનારા મહારાષ્ટ્રીઓ પણ થોડાક તો હશે જ. પણ સહ્યાદ્રિના ચેતોહર ભૂભાગોની એક સ્વતંત્ર ચિત્રમંજૂષા (album) પણ આજ સુધી કોઈએ બનાવી નથી. ઉનાળાના દાવાનળ, શિયાળાનું ધુમ્મસ,

ચોમાસાની વનશ્રી અને પહાડને ખોળે નિર્ભય થઈને કૂદંકૂદા કરતા જળપ્રપાત એમનું કાવ્ય પણ કોઈએ રચ્યું નથી.

ભાવિક લોકો કહે છે કે જાત્રાનાં ધામો સુલભ થવાની સાથે જાત્રાનું પુણ્ય ઓછું થાય છે. પુણ્ય તો ક્ષીણ થતું હશે જ, પણ સુલભતાને લીધે શ્રમશૂન્ય પ્રવાસ કરતાં કરતાં કાવ્યવૃત્તિની પ્રતિભા સુધ્ધાં બુઠ્ઠી અને ક્ષીણ થતી હોવી જોઈએ.

તો પછી શું સહ્યાદ્રિની દરેક કરાડને ને દરેક ખીણને અંગ્રેજો જ પોતાનાં નામ આપ્યા કરવાના? અને આપણે અંગ્રેજી સાહિત્ય દ્વારા તે માહિતીમાં નિષ્ણાત હોવાની બડાઈ હાંકયા કરવાના?

* * *

આ મારો કાગળ પ્રસિદ્ધ થાય તો મહારાષ્ટ્રાભિમાની એવા અનેક આધુનિક સાહિત્યવીરો તેના ઉપર ચર્ચાત્મક લેખોનો મારો ચલાવશે અને ગુજરાતમાં રહીને, ગુજરાતી બની જવાથી મારામાં મહારાષ્ટ્રાભિમાન રહ્યું જ નથી એમ કહી મને હસી કાઢશે. તેમને હું શી રીતે સમજાવું કે મારે બચાવના લેખો નથી જોઈતા પણ હું માગું છું તે જ મારે જોઈએ છે? મને જોઈએ છે તે આપો નહીં તો મારું નામ ન દેશો એમ હું કઈ ભાષામાં તેમને સમજાવી શકું?

## ૨૬. શ્રી જમનાલાલજીના જન્મસ્થાને

એમ તો મેં જયપુર એક-બે વખત જોયું હતું, પરંતુ આ વખતે ખાસ કરીને શ્રી જમનાલાલજીને મળવા માટે જયપુર ગયો હતો. જે સ્થળે તેમને જયપુર રાજ્યે કેદમાં રાખ્યા હતા તે જ સ્થાન છૂટા થતાંવેંત ભાડે રાખીને તેઓ ત્યાં રહ્યા હતા. આજુબાજુનાં જંગલોમાં ગરીબ પ્રજાને શિકારના સરકારી નિયમોને લીધે જે તકલીફ છે તે સમજવા માટે તેમણે ત્યાં રહેવાનું પસંદ કર્યું હતું. રાજસ્થાનમાં પહાડી પ્રદેશ અને જંગલો ભાગ્યે જ જોવા મળે છે તેથી લોકોને તેમનું આકર્ષણ વિશેષ રહે છે. શ્રી જમનાલાલજી જેવી સાધુવૃત્તિવાળી અને ઈશ્વરપરાયણ વ્યક્તિને આવા સ્થાને આશ્રમી આનંદ મળી આવે તો આશ્ચર્ય નહીં. અને તેમને આવે સ્થાને જોઈને બીજા લોકોના મનમાં ચિંતા ઉત્પન્ન થાય તો તે પણ આશ્ચર્ય નહીં.

જયપુર પહોંચતાં જ સીકર જોવાની ઇચ્છા થઈ, અને જ્યારે સાંભળ્યું કે શ્રી જમનાલાલજીનું જન્મસ્થળ ‘કાશીકા વાસ’ સીકરની પાસે જ છે ત્યારે ત્યાંની યાત્રા પણ કરી આવવાનું મન થયું.

યાત્રા શબ્દ સાંભળીને વાચકોને લાગશે કે આ સાહિત્યિક અતિશયોક્તિ છે. પણ મારા મનમાં તેમ નથી. શ્રી જમનાલાલજી એક નિર્મળ વણિક છે, વેપાર-વિદ્યા જાણે છે, કોઈ પણ શાળા કે કૉલેજમાં ગયા સિવાય એમણે દુનિયાનો ઠીક અનુભવ પ્રાપ્ત કર્યો છે, અને જીવનસંગઠનના સાર્વભૌમ સિદ્ધાંતોનો પરિચય પણ સારી રીતે કરી લીધો છે. તે એક પ્રેમી પિતા છે, સાચા મિત્ર છે, નમ્ર સમાજ-સેવક છે તથા રાષ્ટ્રીય મહાસભાની રાજનીતિ સાથે લાંબા સમયનો પરિચય હોવાથી કુશળ રાજનીતિજ્ઞ પણ છે. તે દાની તો છે જ, પરંતુ દાન કેવી રીતે અપાય, કોને અપાય, દેશસેવાની સંસ્થાઓ કેવી રીતે ચલાવાય, એ કળામાં પણ તેઓ નિપુણ છે. એ બધી વસ્તુઓ તેમનામાં હોવા છતાં, તે બધાંમાં તરી આવનાર તેમની સાત્ત્વિકતા જ મુખ્યત્વે પોતાનો પ્રભાવ બીજા ઉપર પાડે છે. તેમના જીવન-ની અસર તેમના સમાજના કેટલાયે નવયુવકો ઉપર પડી ચૂકી છે, આજે પણ પડી રહી છે અને પરિણામે તે લોકોના જીવનમાં મહત્ત્વનાં પરિવર્તન થતાં આપણે જોઈએ છીએ. માત્ર તેમના જ સમાજના લોકો ઉપર નહીં પરંતુ દેશના બીજા પ્રાંતોના અનેક નાનામોટા માણસો ઉપર શ્રી જમનાલાલજીના જીવનનો કાયમનો પ્રભાવ પડ્યો છે. કલાકો સુધી પૂજામાં બેઠેલા તમે તેમને નહીં જોઈ શકો. વારં-વાર ભગવાનનું નામ લેતાં પણ તમે તેમને નહીં સાંભળો. પરંતુ તેમની સાથેનો પરિચય વધતાં જ તમને વિશ્વાસ બેસશે કે તે મોટા ઈશ્વરભક્ત છે. ઈશ્વરના માંગલ્ય ઉપર તેમની નિષ્ઠા અસાધારણ છે. જીવનનાં લાભ, હાનિ, સફળતા, નિષ્ફળતા વગેરેનું શાસ્ત્ર સારી રીતે જાણતા હોવા છતાં અને પોતાના ક્ષેત્રમાં અનેક પ્રકારની સફળતા પ્રાપ્ત કરી હોવા છતાં તેઓ લાભહાનિ પ્રત્યે ઉદાસીન છે. અંતરાત્માનો સંતોષ જ તેમને સંતોષ આપી શકે છે. શ્રી જમનાલાલની ધર્મનિષ્ઠા અને ઈશ્વરનિષ્ઠા પૂજ્ય બાપુજી પ્રત્યેની શ્રદ્ધામાં પરિણમી છે. બીજા લોકો ગાંધીજીની રાજનૈતિક ફિલસૂફીને નહીં માનતા હોય. ઘણા લોકો સ્વરાજ્યપ્રાપ્તિ પૂરતા જ ગાંધીજીના અનુયાયી બન્યા છે. પરંતુ શ્રી જમનાલાલજીએ તો ગાંધીજીનું પૂરેપૂરું જીવનદર્શન અપનાવી લીધું છે અને તેની સિદ્ધિ અર્થે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે. ગૃહસ્થાશ્રમી હોવા છતાં પણ તે અનાસક્તિપૂર્વક રહેવાની પૂરે-પૂરી કોશિશ કરે છે. વિશાળ કુટુંબના પિતાની વૃત્તિ તેમનામાં હોવા છતાં તે ખૂબ ચીવટથી દરેકની સ્વતંત્રતા સાચવે છે. પોતાના અભિપ્રાયની જબરદસ્તી બીજા કોઈ ઉપર ન થાય તે વિશે ખાસ સાવચેતી રાખે છે. ગાંધીજીના આશીર્વાદ મેળવી-ને પોતાનું આત્મિક કલ્યાણ સાધવાની મહત્ત્વાકાંક્ષા જેમણે સેવી છે તેમાં શ્રી જમનાલાલજીનું સ્થાન આગળપડતું છે.

તો પછી મારા જેવા શ્રદ્ધાવાન માણસને તેમનું જન્મસ્થાન જોવાની ઈચ્છા થયા વગર કેમ રહે!

અમે જયપુરથી સીકર ગયા. ત્યાં તેમના પિતાએ બંધાવેલું સુંદર મકાન છે.

ત્યાં એક રાત રોકાઈને તથા બીજે દિવસે સીકરનું અજાયબ-ઘર જોઈને અમે ઊંટ ઉપર સવાર થઈને 'કાશીકા વાસ' ગયા. મુસાફરી આઠ માઈલની હતી અને ઊંટ ઉપર બેસવાનો અનુભવ પણ નવો હતો. અમે સીકરથી દક્ષિણ દિશામાં ચાલ્યા. સામે દેવગઢનો કિલ્લો અને શ્રી હર્ષ પર્વતનું શિવાલય દેખાતાં હતાં. જયપુરના અજાયબ-ઘરના વ્યવસ્થાપક શ્રી હનુમાનપ્રસાદજીએ હર્ષ પર્વતના શિવાલય વિશે પહેલેથી જ કહી રાખ્યું હતું અને એમ પણ જણાવ્યું હતું કે તે શિવાલયના ખંડેરની ઘણી મૂર્તિઓ સીકરના અજાયબ-ઘરમાં રખાવી છે. તે જોવા માટે તો અમે સીકરનું અજાયબ-ઘર જોવા ગયા હતા. હિંદુસ્તાનના દરેક પ્રાંતમાં સ્થાપત્યના સારા સારા નમૂના મળી આવે છે. મેં કાશ્મીરથી સિલોન અને સિંધથી બ્રહ્મદેશ સુધી કેટલીયે વાર રખડીને આપણા સ્થાપત્યનું નિરીક્ષણ કર્યું છે. તેથી સીકર જેવા નાના શહેરનું અજાયબ-ઘર જોઈને મને કોઈ ખાસ વિચાર આવવાનું સંભવિત ન હતું. પરંતુ જ્યારે ત્યાં જઈને નજરે જોયું ત્યારે ત્યાંની કેટલીક નાની નાની મૂર્તિઓ અપ્રતિમ મૂર્તિવિધાનનો નમૂનો હતી તે હું જોઈ શક્યો. થોડા દિવસ પહેલાં હું મૈસૂર રાજ્યના બેલૂર અને હળેબીડનું સ્થાપત્ય જોઈ આવ્યો છું. એ સ્થાપત્ય હિંદુસ્તાનમાં તો શું પણ દુનિયામાં પ્રખ્યાત ગણાય છે. સીકરના અજાયબ-ઘરની બે-ચાર મૂર્તિઓ મને બેલૂરની મૂર્તિકળાની કોટિની માલૂમ પડી. જો રાજસ્થાનનો કોઈ ઈતિહાસ-સંશોધક અને કળાવિવેચક આ મૂર્તિઓના ફોટા છપાવીને દુનિયાનું ધ્યાન તેમની તરફ ખેંચે તો કેટલાયે કળાયાત્રીઓ તે જોવા માટે સીકર સુધી પહોંચી જશે અને કદાચ આગ્રહ પણ રાખશે કે હર્ષ પર્વતના આ શિવાલયનો જીર્ણોદ્ધાર કરીને ત્યાં જ એક નાનું અજાયબ-ઘર બનાવવામાં આવે. જ્યારે પશ્ચિમના કળાયાત્રીઓ તો કહેશે કે આનાથી સારું તો એ થાય કે આ બધી મૂર્તિઓ અહીંથી ઉઠાવીને જયપુરના અજાયબ-ઘરમાં જ રાખવામાં આવે જેથી કળાપ્રેમી લોકોને તેનું દર્શન સુલભ બને.

રાજસ્થાનમાં ક્યાંય પુરાતત્ત્વ સંગ્રહાલય (આર્કિયોલૉજિકલ મ્યૂઝિયમ) સ્થાપિત થયું છે કે નહીં તેની મને ખબર નથી, પણ એવાં સંગ્રહાલયોની નિ:શંક આવશ્યકતા છે, એટલું તો હું જરૂર કહીશ.

દૂરથી હર્ષ પર્વત જોતાં જોતાં અમે દૂજોધ પહોંચ્યા. અહીં અમને લાગ્યું કે સાત વાગતા પહેલાં અમે 'કાશીકા વાસ' પહોંચી શકીશું નહીં, તેથી મેં દૂજોધમાં જ મારો ફળાહાર કરવાનું ઠીક માન્યું. ત્યાંના એક સજ્જને ગામમાંથી સરસ દહીં લાવી આપ્યું; ખજૂર અને ફળ તો મારી સાથે હતાં જ. ભોજન કરીને અમે આગળ ચાલ્યા. રસ્તે 'સાત કદંબકા વાસ' પહેલું આવ્યું અને પછી 'કાશીકા વાસ'. અંધારું થઈ ગયું હતું. બીજા લોકોએ અહીં ભોજન કરી લીધું. મેં પણ કૂવાની પાસે જે મોટી હવેલી છે તેની અગાસી ઉપર સૂઈને રાજસ્થાનના નિર્મળ આકાશના તારાનું દર્શન કર્યું.

ચિત્રા ડૂબી જવાની તૈયારીમાં હતી. સ્વસ્તિકે કિરીટમંડળ હાથમાં લઈ લીધું હતું. ધ્રુવે પોતાનો મત્સ્ય આકાશમાં ઉપર ફેંકેલો હતો. હંસ આકાશગંગામાં સ્નાન કરી રહ્યો હતો. વૃશ્ચિકના પેટમાંનો પારિજાત પોતાની સરખામણી મંગળની સાથે કરી રહ્યો હતો અને બાકીના બધા દિવ્ય ગણોનો દરબાર પોતપોતાના સ્થાને બેસીને વિશ્વપતિ ભગવાનનાં ગુણગાન કરી રહ્યો હતો.

રાતના નવ વાગ્યાનો સમય થયો હતો. જે ઓરડામાં શ્રી જમનાલાલજીએ આ દુનિયાની હવા પહેલી જ વાર પોતાના પેટમાં લીધી અને જ્યાં તેમણે પોતાની નાની-શી આંખો દ્વારા આ દુનિયાના પ્રકાશનું સૌથી પહેલું દર્શન કર્યું તે ઓરડો જોવા અમે ગયા. એ હવેલી નાની-શી છે. આખા ગામમાં બધાં થઈને ચાળીસ ઘર હશે અને લોકોની સંખ્યા તો બસો પણ નહીં હોય. હવેલીમાં બજાજ કુટુંબના લોકો રહે છે. તેમણે ઓરડો ઉઘાડી બતાવ્યો. અંદર એટલો કચરો હતો કે કોઈએ તે ઓરડો મહિના થયાં ખોલ્યો નહીં હોય એ જણાઈ આવતું હતું. ઓરડો જોઈને અમે બહાર આવ્યા. હવેલીની સામેના આંગણમાં બેસીને અમે અમારી પ્રાર્થના કરી. પ્રાર્થનામાં શેઠ જમનાલાલજીનો વિચાર હતો જ. અહીં વરસાદ ઓછો હોવાને કારણે બાજરી વગેરે સુકાઈ રહ્યાં હતાં અને જ્યાંત્યાં ખેતરોમાં તેમ જ વગડામાં ગાયબળદનાં હાડકાં નજરે પડતાં હતાં. એટલા માટે મેં પ્રાર્થનામાં વરસાદની માગણી પણ કરી. પ્રાર્થના પૂરી થઈ અને આકાશે સફેદ તથા કાળાં વાદળાંની ચાદર ઓઢી લીધી. અમે પણ પાતળી ચાદર ઓઢીને સૂઈ ગયા. એટલામાં છાંટા પડવા લાગ્યા અને અમારે મકાનની અંદર જવું પડયું. પાણી તો નામનું જ પડયું. પણ એટલાથી પણ લોકો કૃતજ્ઞ થયા.

બીજે દિવસે સવારે ઊઠીને અમે પાછી પ્રાર્થના કરી. મીઠું દહીં, તડબૂચ તથા કાકડીનો નાસ્તો કર્યો; અને ફરીથી પરોપકારી ઊંટો ઉપર સવાર થઈ ગયા. સામેના ઝાડ ઉપર જે અનેક મોર સૂઈ રહ્યા હતા તેમણે ઊઠીને પોતાના કેકારવ દ્વારા અમને વિદાય દીધી. એ પાણીનો કૂવો, એની પાસેની એ મોટી હવેલી અને તેની સામે ઊભાં ઊભાં તપશ્ચર્યા કરનારું એ વૃક્ષ, એ ત્રણેનાં પરોપકારી જીવનની શ્રી જમનાલાલજીના જીવન સાથે સરખામણી કરતાં અમને ખૂબ આનંદ થયો.

સપ્ટેમ્બર, '૩૯

# ૨૭. કુતુબમિનાર પરથી

દૃશ્ય ગમે તેટલું સુંદર હોય તોપણ જો એ રોજ ને રોજ જોવાને મળતું હોય તો તેને વિશેનું બધું કાવ્ય ધીમે ધીમે સુકાઈ જાય છે. બે વર્ષ ઉપર મેં લખ્યું હતું કે મુંબઈ-પૂના વચ્ચે જે ખંડાળા ઘાટ છે તેની ભવ્યતા ભલભલા કવિઓને, ચિત્રકારોને અને ગિરિપ્રવાસી પરિવ્રાજકોને મોહિત કરે એમ છે. છતાં રેલગાડીઓ એ રસ્તે દિવસના સાતઆઠ વાર આવજા કરે છે તેથી લોકોને એનો આજે અતિપરિચય થયો છે. પરિણામે આપણે એ વિશ્વ-રૂપ-દર્શનની અવજ્ઞા કરીએ છીએ, એટલું સ્મરણ પણ રેલના મુસાફરોને થતું નથી. કુદરત પ્રત્યે અલિપ્ત અનાસક્ત ભાવ કેળવી એ લોકોને બહાર જોયા વગર બીડી પીતા, તડાકા મારતાં કે કેક બિસ્કિટ ચેવડો ખાતા જોઈને એવી તો ચીડ ચડે છે કે એકએકને ઊંચકીને એ પહાડને ચરણે ફેંકી દેવાનું મન થાય. બહાર ડોકિયું કાઢી જો એ વિશાળ દૃશ્યનું માણસ પાન કરે તો શું એને અપચો થવાનો હતો, આંખો પાકી જવાની હતી કે ઝાંખી પડવાની હતી!

પણ એમના ઉપર ચિડાતા પહેલાં મારે વિચાર કરવો જોઈએ કે આવડું વિશાળ આકાશ માથે તણાયું હોવા છતાં હું ક્યાં ગદ્ગદ કંઠે અને સજલ નેત્રે એનું દર્શન કરું છું? પરિચયને લીધે ઔત્સુક્ય મરી જાય છે અને પછી વસ્તુનો વિયોગ થાય ત્યારે જ એનું રૂપલાવણ્ય અથવા એનો ગુણસમુચ્ચય ધ્યાનમાં આવે છે.

* * *

દિલ્હી જઈએ એટલે મોગલ વૈભવના અવશેષો જોવાનું મન થાય જ. હમણાં હમણાં ત્યાં મધ્ય એશિયામાંથી લૂંટી આણેલાં ચિત્રોનું એક મ્યૂઝિયમ સ્થપાયું છે. એટલે દિલ્હીનાં અનેકાનેક આકર્ષણોમાં એક મહત્ત્વનો ઉમેરો થયો છે.

હવે આ બધી વસ્તુઓ દિલ્હી જનાર માણસ ગમે ત્યારે જોઈ શકે છે. પણ કુતુબમિનાર સહેજ દૂર હોવાથી — સહેજ શું! ખાસા બારપંદર માઈલ દૂર હોવાથી — ત્યાં સહેજે જવાતું નથી. એનું પોતાનું સૌંદર્ય, એનો ઇતિહાસ, એને વિશેની પૃથ્વીરાજના સમય સુધી પહોંચતી દંતકથાઓ બધું જ આકર્ષક છે, પણ કુતુબ-મિનાર પણ અતિપરિચયનો ભોગ થઈ પડયો છે. કુતુબ વિશે હવે શોધખોળ કરવાની બાકી રહી નથી. એનો ઇતિહાસ એની ગાઇડબુકમાં રીતસર છપાયેલો મળે છે. એ મિનારો મુસલમાનોએ બાંધ્યો કે હિન્દુના કીર્તિસ્તંભની છાલ ઉતારી મુસલમાનોએ એની તબદીલ કરી એ વિશેની બધી ચર્ચા પણ તમને એકાદ હિન્દી માસિકમાં

મળવાની. કૅમેરા લઈ કુતુબમિનારના ફોટો પાડવાનો પણ તમને ઉત્સાહ ન થાય. કેમ કે બધી બાજુઓથી એના અનેક ફોટા લેવાયા છે એટલું જ નહીં પણ એ બધા છાપેલા, તમારી આગળ જાહેરખબરની પેઠે મૂકવામાં આવે છે. હવે કુતુબ વિશે મનમાં કાવ્ય કે કુતૂહલ ક્યાંથી જ પેદા થાય!

છતાં કુતુબ તે કુતુબ! એ કંઈ મુંબઈનો રાજાબાઈ ટાવર નથી કે એક વાર જોઈ લીધો કે ધરાયા. કુતુબ આગળ જો મુંબઈ જેવો દરિયો હોત તો કોણ જાણે એણે કેટલા ઉન્માદ પેદા કર્યા હોત! મેં અનેક વાર કુતુબ જોયો છે; એની જ પડખે, પોતાની પ્રતિષ્ઠા સાચવી ઊભેલો પ્રાચીન લોહસ્તંભ પણ તેટલી જ વાર નિહાળ્યો છે. એટલું જ નહીં પણ સ્તંભ તરફ પીઠ કરી એને અવળી બાથમાં લેવાનો પ્રયત્ન પણ કર્યો છે. કેમ કે ત્યાંના એક સ્થાનમાહાત્મ્યનો અનાદર ન કરાય. હવે હું કુતુબ પાસે જાઉં છું તે કુતુબનું સૌંદર્ય જોવા માટે નહીં. આવો સુંદર મિનારો શી રીતે બાંધ્યો હશે? એની પાછળ કેટલા પૈસા ખર્ચાયા હશે? બાંધનાર લોકોએ કેટલાં વરસ સુધી એનું ધ્યાન ધર્યું હશે? એ કારીગરોનો મુખ્ય સ્થપતિ હિંદુ હતો, હિંદુસ્તાનનો હતો, કે કોઈ પરદેશી હતો એ પણ હવે હું તપાસવા બેસતો નથી. ભૂકંપ થઈને એનો મુકુટ પડી ગયો તે કેવો હશે એની કલ્પના પણ હું હવે નથી કરતો. અવ્યાપારેષુ વ્યાપાર કરી કોઈ અંગ્રેજ 'લુહારે' એને માથે એક ચબૂતરો બાંધેલો લૉર્ડ હાર્ડિંગે નીચે ઉતારી રાખ્યો છે તેને મિનારા ઉપરથી જોતાં છતાં એ આ મિનારને માથે હતો ત્યારે શોભતો હશે કે કેમ એની પણ હું મીમાંસા કરવા બેસતો નથી. એને ઉતારવાની આજ્ઞા આપતાં એ વાઈસ-રૉયના મનમાં શા શા વિચારો આવ્યા હશે એની કલ્પના પણ હવે હું નથી કરતો. કુતુબ ઉપર ચડતાં કે ઊતરતાં એનાં ૩૭૮ પગથિયાં ગણું છું ખરો પણ એ કેવળ ટેવને લીધે.

હું કુતુબ ઉપર ચડું છું એનો ઉદ્દેશ જુદો જ હોય છે. એની આસપાસ દરિયાનાં મોજાં ઊછળતાં નથી એ ખરું પણ પાંડવકાળથી માંડીને ગાંધી-ઇરવિન સમાધાન સુધીના ઇતિહાસનાં મોજાં સ્મૃતિસાગરમાં ઊછળે છે જ અને હૃદય-સરોવરને અસ્વસ્થ કરી મૂકે છે, તેનો અનુભવ કરવા માટે જ ઉપર જાઉં છું.

કુતુબ ઉપરથી દૂર દિલ્હી દેખાય છે—દિલ્હી હંમેશ દૂર જ હોય છે—અને એ દૂર જ રહે એમાં ખોટું શું? મારી કલ્પનાની આંખો વડે જ્યારે જ્યારે કુતુબ ઉપરથી દિલ્હી જોઉં છું ત્યારે ત્યારે મને સ્મશાનભૂમિમાં ઊગેલા એક સારા સરખા ફૂલ જેવી એ લાગે છે. નાશ, વિનાશ, સંહાર, મૃત્યુ, વિસ્મૃતિ, વિષાદ અને પરિતાપ બધે જ દૂર દૂર સુધી ફેલાયાં હોય એમ એમાંથી કેવળ વૈરાગ્યની જ ફોરમ ફૂટતી હોય એવું એ દિલ્હીની આસપાસનું દૃશ્ય છે. અહીં જેટલા આવ્યા તેટલા ગયા. નાના નાના જમીનદારો પણ ગયા અને મોટા મોટા સમ્રાટો પણ ગયા. પોતાની કીર્તિ અજરામર કરવા ખાતર લોકોએ કઠોર પથ્થર ઘડી ઘડીને

ભવ્ય અને ઉત્તુંગ કીર્તિસ્તંભો અહીં ઊભા કર્યા એ બધા ખંડેર થઈ પડ્યા છે. કોઈ કોઈનો ભાવ પૂછતું નથી.

પાણીપત જો મહાસેનાઓની સ્મશાનભૂમિ છે તો દિલ્હીની આસપાસનો પ્રદેશ સામ્રાજ્યોનાં સ્મારકોની સ્મશાનભૂમિ છે. એવા સ્મશાનભૂમિના વાતાવરણમાં પણ ભોગવિલાસમાં રાચનાર અને ક્ષુદ્ર મહત્ત્વાકાંક્ષા પાછળ ગાંડા થનાર માનવીસમાજનું સુંદર રહેઠાણ તે દિલ્હી! જાણે ખખડધજ ડોસીમાતાઓના ખોળામાં ખેલતું બાળક.

એમ તો મુંબઈ, કલકત્તા કે મદ્રાસના પ્રમાણમાં દિલ્હી કોઈ મોટું શહેર ન ગણાય, પણ દિલ્હીને એના યોગ્ય વાતાવરણમાં જોવું હોય તો એની આસપાસના ખંડેરના વિસ્તારમાં એ કેવું દેખાય છે એ જ ખાસ જોવું જોઈએ. કુતુબમિનાર એને માટે સૌથી યોગ્ય મદદગાર છે. વિશાળ ભૂતકાળમાં વર્તમાન કેટલો ક્ષણજીવી છે એનો ખ્યાલ પણ કુતુબમિનાર જ આપી શકે છે. આ વૈભવ પણ જૂને રસ્તે જ જવાનો છે, એ ખ્યાલ મનમાં આવી પ્રેમકૌતુક સાથે વિષાદ મળી જાય છે અને ચિત્તવૃત્તિ સહેજે ભર્તૃહરિ કે ઉમર ખય્યામને શરણે જાય છે.

ડિસેમ્બર, '૩૮

## ૨૮. તાજમહાલ

તાજમહાલ ઉપર કશું લખવું જ નહીં એમ મારા મન સાથે મેં પહેલેથી નક્કી કર્યું હતું.

તાજમહાલ વિશે લખનાર, એના ફોટા પાડનાર અને સંગજીરાની એની નાની-નાની પ્રતિકૃતિઓ કરનાર દરેક જાણે એ શિલ્પકાવ્યને લાભ જ પહોંચાડ્યો છે એમ ન કહેવાય. દેલવાડાનાં જૈન મંદિરો, હંપી વિજયનગરનાં ખંડેરો, અજંટાની ગુફાઓ અને વેરૂળની ભવ્ય કૃતિઓ જોતાં પહેલાં એક જાતનું ઔત્સુક્ય અને પરિચય પહેલાંનો મુગ્ધભાવ મનમાં હતાં. તે તે ઠેકાણે કાંઈક અદ્‌ભુત છે, અપૂર્વ છે, એટલી જ ખબર હતી, અને તેથી આંખો ત્યાં પિપાસુ થઈને જતી. તાજમહાલ જતાં પહેલાં એનાં અનેક ચિત્રો જોયેલાં, અનેક વર્ણનો વાંચેલાં, તાજમહાલ જોઈને સ્ફુરેલા અનેક કવિઓના આનંદ-ઉદ્‌ગારો પીધેલા. પોતાની રસિકતા પોતાના દીવાનખાનામાં જ ઠાલવી દેનાર, આધુનિક સંસ્કારી કુટુંબોનાં ઘરમાં નાનામોટા અનેક તાજમહાલો જોયેલા. કશું કરવાનું બાકી રાખ્યું ન હતું. અધૂરામાં પૂરું તાજમહાલ કોણે બાંધ્યો, ક્યારે બાંધ્યો, કેટલે વર્ષે બાંધ્યો, એની પાછળ કેટલું ધન અને કેટલી મહેનત અને કેટલી જબરદસ્તી ખરચાયાં એનો ઇતિહાસ પણ ક્યાંક ક્યાંક જોયો હતો. તાજમહાલની નિર્મિતિ એકલા શાહજહાનનાં પ્રેમાશ્રુમાંથી નથી થઈ, પણ

જાણતો થયો હતો. મોગલ વૈભવની આ કબર વિશે જેટલી કલ્પનાઓ બાંધી શકાય, જેટલી ભાવનાઓ જગાડી શકાય તે બધી ઉદ્‌ભૂત થઈ ચૂકી હતી. તાજમહાલ જોવો હોય તો ક્યે ખૂણેથી જોવો, ક્યે વખતે જોવો, એ પણ બધું મન સાથે નક્કી કર્યું હતું.

'If thou wouldst view fair Melrose aright,
Go visit it by the pale moonlight.'

એ સ્કૉટની લીટીઓથી શરૂ થતું વર્ણન કલ્પનામાં મેં ક્યારનુંયે તાજમહાલને લગાડી દીધું હતું. એટલે તાજમહાલ જોવા જતાં કશા નાવીન્યની અપેક્ષા ન હતી. તાજમહાલ જોવા જતાં હૃદયના ધબકારા વધે એમ રહ્યું ન હતું. છ વરસના કારાવાસ પછી જ્યારે લોકમાન્ય પૂને મધરાતે પોતાને ઘેર પાછા આવ્યા ત્યારે અંદર કાંઈક અપરિચિત દૃશ્ય જોવાને મળશે એવી ઉત્કંઠા એમના મનમાં થવી જેમ અશક્ય હતી તેમ તાજમહાલ પહેલવહેલો જોવા જતાં પણ મને કશું જ લાગ્યું નહીં.

૨

જતી વખત તો સાવ સહજ ભાવથી તાજમહાલ જોવા ગયો. જેમ જેમ નજીક ગયો તેમ તેમ મનમાં તાજમહાલના વિચાર આવવાને બદલે અસ્તમાન સૂર્યનારાયણનાં સુવર્ણ કિરણ તરફ અને રવિકન્યાના મંદ શીતલ પ્રવાહ તરફ જ ચિત્ત ચોંટ્યું હતું. ઠેકઠેકાણે પથરાયેલા માટીના મોટા મોટા સૌંદર્ય-શૂન્ય ઢગલાઓ, અને જાણે પોતાનું કંઈ ખોવાઈ ગયું હોય એમ એ ટેકરીઓ વચ્ચે વિમનસ્કપણે ફરતો પવન, એ બંને તરફ પણ મારું લક્ષ ખેંચાયું; છતાં તાજમહાલનો વિચાર સરખો ન આવ્યો. તાજમહાલ તો છે જ.

૩

મારી એ સ્વસ્થતા, અને અપેક્ષાની નિશ્ચિતતા તાજમહાલના બગીચાની લાલ દીવાલની અંદર પગ મૂક્યા પછી પણ ટકી એમ હું ન કહી શકું. તાજમહાલનું વર્ણન દરેક જણે કર્યું હતું, એના ફોટા અનેક રીતે પાડવામાં આવ્યા હતા; પણ એ પ્રેમમંદિરની અભિત: (આસપાસ) કેટલું કાવ્ય પથરાયું હતું એનો ચિતાર કોઈએ આપ્યો ન હતો, આપ્યો હોય તો તે મારા ધ્યાનમાં ચોંટ્યો ન હતો. નાનપણમાં વાર્તા સાંભળતા હોઈએ ત્યારે કથાનક તરફ, અને 'આખરે શું થયું' એ જાણવા તરફ મન એટલું બધું ચોંટેલું હોય છે કે વાર્તામાંનો પોણો કાવ્યરસ અધીરાઈની તખ્તભૂમિમાં અલોપ થાય છે. તાજ વિશે મારું તેમ જ થયું હશે.

લાલ પથરાની પવિત્ર દેખાતી દીવાલોનો તે વિસ્તીર્ણ પ્રાકાર, પ્રેમ સૌંદર્યના દુ:ખિત સ્મરણના ગાંભીર્યને છાજે એવો અંદરનો બગીચો, વિરહી હૃદયના અરીસા જેવાં અંદરનાં તળાવ, અને ફરી ફરી છૂટતી દુ:ખનિરાશાની સેરો સમાન ફુવારાઓ અને સરુનાં ઝાડો, એની અસર કેવી થાય છે એની તો પ્રથમ કલ્પના પણ ન હતી.

મુમતાઝ અને શાહજહાનની પ્રેમકહાણીની કલ્પના કરવાથી જે આદર તાજ-મહાલ પ્રત્યે ઉત્પન્ન થાય છે તે જ આદર કારીગરે તાજમહાલને પ્રમાણબદ્ધ ઊંચો અને પહોળો ઓટલો આપીને પેદા કર્યો છે. નીલ-ધવલ શિખરને માટે આધાર તો હસ્તિદંતસદૃશ અથવા ચિર-તપ્ત દુગ્ધ સમાન પીત-પાંડુર કલેવરથી જ મળી શકે એમ છે. ઉપર ચડવાનાં પગથિયાં એક વિશાળ ભિત્તિથી ઢંકાઈ ગયેલાં હોવાથી ઉપરનું સ્થાન દુષ્પ્રાપ છે, દૂરથી જ એની પૂજા થઈ શકે એવું સૂચન થાય છે. તળાવ સામે ઊભા રહી, નીલાકાશમાં ભળી જતું તાજમહાલનું શિખર ઘડીઓ સુધી જુઓ, અને પછી નીચે પાણીમાં વિહાર કરતું એનું તરલ પ્રતિબિંબ જુઓ. સૂર્યનારાયણનાં લંબાયમાન કિરણો જાણે સામેના ચિરસ્થગિત મહોત્સવને પ્રકાશિત કરવા લલચાયાં હોય તેમ કેટલાય વખત સુધી ત્યાં ને ત્યાં જ રહે છે. ઘડીકમાં ચાર બાજુના ચાર મિનારા તરફ ધ્યાન જાય છે, ઘડીકમાં કમાન ઉપર ચડાવી ઉજ્જવલ કરેલા તાજમહાલના મુખચંદ્ર તરફ ધ્યાન જાય છે, ઘડીકમાં એ અષ્ટકોણા-કૃતિ ઈમારતના લાવણ્યથી મન મોહાઈ જાય છે, તો ઘડીકમાં પાછળના ભવ્ય મહાદ્વાર તરફ દૃષ્ટિ વળે છે. આમ દૃષ્ટિ ગમે તેટલો સ્વચ્છંદ કરે તોયે ફરીફરી દૃષ્ટિને તાજમહાલના એ મનોહારી શિખર – ગુંબજ તરફ જોવું જ પડે છે. કેટલી મોહક એની આકૃતિ! કેટલું શુદ્ધ એનું પ્રમાણ! કેટલી સંયમી એની કોમળતા! જેમ ગાયનમાં ધ્રુપદ ફરી ફરી આવે છે અને એક જાતની તૃપ્તિ અર્પે છે તેમ તાજમહાલના સૌંદર્યની પૂર્તિ એ ગુંબજમાં જ થાય છે.

દિલ્હીની મોતી મસ્જિદનાં શિખરો પણ નિતાન્ત-રમણીય છે. પણ તાજમહાલના ગુંબજનું જાદુ એમાં નથી. અને શી રીતે હોય? મોતી મસ્જિદ નમાજને માટે છે; તાજમહાલ હૃદયનું દર્દ સ્થિર કરવા માટે છે.

તાજમહાલ ભવ્ય નથી, રમ્ય છે; આહ્લાદક નથી, ઉન્માદક છે; અને એટલે દરજ્જે પવિત્રતામાં ન્યૂનતા આણે છે.

૪

એક વાર આગ્રાના એક ધર્માભ્યાસી વૃદ્ધ રસિકે મને પૂછયું, 'તાજમહાલમાં તમે ખાસ શું જોયું?' મેં તરત જવાબ આપ્યો: 'એની સંસ્કારી સાદાઈ અને અલૌકિક સંયમ.' એમણે સંતોષની મુદ્રાથી કહ્યું, 'બસ, વધારે કહેવાની જરૂર નથી. એમાં બધું આવી જાય છે.'

દીવાલ પાછળ છુપાયેલાં સંગેમરમરનાં પગથિયાં ચડી ઉપર ગયા પછી પણ એ જ છાપ મન ઉપર પડે છે. આ રોજો નથી; એક રસિક સમ્રાટનું ગંભીર દુ:ખ અહીં થીજી ગયું છે. એની દીવાલ ઉપર સૌંદર્ય કોતર્યું નથી, પણ પ્રેમવિરહ ફૂટી નીકળ્યો છે. રોજાની ચારે બાજુની જમીન ઉપર પથ્થરોનો ગાલીચો પથરાયો છે. લાલ પથ્થરની અને ધોળી રેષાઓ એ પણ આખા વાતાવરણને અનુકૂળ છે. પ્રદક્ષિણા કરતા કરતા પેલી પાર જઈએ એટલે મરણનું દુ:ખ અને ચિર નિરાશા ધોઈ કાઢવા

યમરાજની બહેન કાલિંદી ઊભી જ છે. કેટલીય વાર આમતેમ ફર્યો હોઈશ, પણ એકાએક અંદર જવાનું મન થાય જ નહીં. પુષ્પગુચ્છ સમી એ ઈમારત ચારે બાજુએથી અનેક વાર નિહાળી. દરવાજાઓ અને જાળીઓ દૂરથી જોયાં તડબૂચ ખાતી વખતે અંદરનો બિયાં વગરનો સરસ લાલ ગરભ છેલ્લો ખાવા માટે રાખવાનું જેમ મન થાય છે, તેમ બહારનું દૃશ્ય ધરાઈને જોયા પછી જ અંદર જવું એમ મન સાથે નક્કી કર્યું હતું.

અંદર જઈ અંદરની અષ્ટકોણી પ્રદક્ષિણા કરી. હિંદુ દેવાલયોમાં જ્યાં જુઓ ત્યાં કારીગરી નજરે પડે છે. દર્શનની બાજુઓ અને ખાનગી બાજુઓ એવો ભેદ એમાં નથી હોતો. તેવું જ અહીં હશે એમ ધારેલું. પણ ભારે નિરાશા થઈ. બાજુ પર જમીનમાં કે દીવાલમાં કારીગરી તો દેખાવાની એક કોરે રહી, સંગેમરમરનો પથ્થર પણ નહીં, ફક્ત ટાલિયાના માથા જેવી ચળકતી છો. એ જોઈને પહેલી વાર મનને ખાતરી થઈ કે આખરે હાડકાંને સંઘરતી કબ્રની અંદર જ આપણે છીએ. વૈભવ તો બતાવવા માટે છે, કારીગરી શોભાને માટે છે, સંગેમરમર કીર્તિને માટે છે. જે જીવને મૃત્યુનો ભેટો થયો છે તે તો ધોળા ચૂનાના જ લાગનો. નિઃસાર, નિઃસાર! જીવન વ્યર્થ છે, મરણ પોલું છે. સ્મરણ શૂન્ય છે. જ્યાં 'હોવું' મટી ગયું ત્યાં કેવળ 'બતાવવું' જ રહ્યું.

## ૫

પ્રદક્ષિણા પૂરી કરી હું અંદર ગયો. ત્યાં ન દેખાઈ મુમતાઝ અને ન દેખાયો શાહજહાન. જાતજાતના રંગબેરંગી પથરાઓ ગોઠવી ઝાડપાનની ચેતોહર કારીગરી અને પથરામાંથી ફૂલના હાર બનાવ્યા હોય તેવી જાળીઓ! ત્યારે શું પ્રેમ આવો શૂન્ય અને દેખાવ પૂરતો જ હોય છે? ના, ના, એમ હોય નહીં. પ્રેમ ગમે તેવો પાર્થિવ હોય તોય એમાં દૈવી અંશ તો હોવાનો જ. હૃદયના વિકાસ વગર બે જીવ એકબીજાને અખંડ ચાહી ન શકે. જ્યાં હૃદયનો જરા સરખો પણ વિકાસ થયો હોય ત્યાં આત્મતત્ત્વને ઊભા રહેવાને અવકાશ છે જ. ઈશ્વર જો પ્રેમસ્વરૂપ હોય તો પ્રેમમાં કંઈક તો દૈવી વિભૂતિનો સાક્ષાત્કાર થવો જ જોઈએ. ધોળા કબ્રસ્તાનની અંદર એકલાં ભૂકો થઈ ગયેલાં હાડકાં જ નથી હોતાં પણ કાળથી પણ અવધ્ય એવી કોમળ અને પ્રેમળ સ્મૃતિ પણ દટાયેલી હોય છે, અને ચિરકાળ સુધી એની સુવાસ એમાંથી ફેલાયા જ કરે છે.

આવી રીતે મનમાં વિચાર ચાલતા હતા એટલામાં એક જણે કહ્યું કે સાચી કબર તો નીચે છે. મારું એ તરફ ધ્યાન કેમ ન ગયું એ જ આશ્ચર્ય; નીચે અંદર ઊતર્યો તો એમાંથી લોબાનની ઉપાસના-સુગંધીની મહેક આવતી હતી. ગૂઢ રહસ્યનો કંઈ ખ્યાલ આપવા મથતો હોય એવો ઝાંખો પ્રકાશ, હું ગયો એ જ રસ્તે મારી પાછળ પાછળ આવતો હતો. એને મદદ કરવા એક ચાંદીનો મંદ દીવો ત્યાં લટકતો

હતો. પણ પ્રેમ અને મૃત્યુની વાતો કરવાને બદલે એ અસંસ્કારી પદાર્થ લૉર્ડ કર્ઝનની જ બડાઈ હાંકવા લાગ્યો. મેં ચિડાઈને એને કહ્યું, 'હટ, ખસ અહીંથી. કયે ઠેકાણે કઈ વાત કરવી એનો તને કંઈ વિવેક છે?'

પ્રકાશ વધારે સ્પષ્ટ થતાં આ અંધારામાં મેં એ બાદશાહી પ્રેમી યુગલ જોયું. વચ્ચોવચ મુમતાઝ સૂતેલી છે, અને આશક શાહજહાન એની પડખે એક બાજુ પડયો છે. બંનેને એકત્ર સુવાડવાની ઈંતેજારીથી ઔરંગઝેબે એ સ્થાનની સર્વતોભદ્રતા બગાડી ખરી, પણ પ્રેમના રાજ્યના ઔચિત્યનું અસાધારણ વિધાન સાધ્યું.

તાજમહાલનાં અસંખ્ય વર્ણનોમાં, તાજમહાલના દર્શનમાં, તાજમહાલની પ્રદક્ષિણામાં, એની કારીગરીમાં જે મને ન દેખાયું તે અહીં એકાએક જડયું. વૈભવ, કીર્તિ, કળા, સૌંદર્ય—બધું કૂચા છે. પ્રેમ એ જ સાચો છે. પ્રેમ એ જાતિ, પંથ, અને દેશથી પર છે: કાલીતીત છે. સાચા હૃદયનો સાચો પ્રેમ એ સામ્રાજ્યના સ્વામિત્વ કરતાં અધિક છે. અને મરણ કરતાં પણ સ્મરણ વધારે બળવાન છે.

૬

તમારે જો શાહજહાનની નજરે તાજમહાલ જોવો હોય તો આગ્રાના કિલ્લામાંથી રાજમહેલના ઝરૂખા પર ઊભા રહીને જુઓ. ચિત્રકાર અવનીન્દ્રનાથ તમને મદદ કરશે.

એપ્રિલ, '૨૮

## ૨૯. પ્રેમનું અમર પુષ્પ

માણસને એના પરિચિત જીવનથી સંતોષ નથી. કુદરતે જે આયુષ્ય બક્ષ્યું છે એના કરતાં એને વધારે જીવવું છે. જીવવાનો અનુભવ અને આનંદ એને એટલો બધો પ્યારો છે.

ઈંગ્લંડની એક રાણીએ મરવાની ક્ષણે ચીસ પાડી કે કલાક વધારે જીવવાની કોઈ સગવડ કરી આપે તો મારું રાજ એને અર્પણ કરું. જિજીવિષા એ સૌથી બલવત્તર અને સાર્વભૌમ વાસના છે.

જીવતા જ રહેવાની સગવડ મેળવવા માટે માણસે ભગવાન પાસે અમરફળની યાચના કરી, દિવ્ય રસાયણની શોધ કરી, સંજીવની વિદ્યાની ખોજ ચલાવી, દીર્ઘાયુ થવાનો યોગ સાધ્યો. રાજયોગ અને હઠયોગ, ધ્યાનયોગ અને પૂર્ણયોગ બધા અજમાવ્યા. ચૌદસો વરસ જીવનાર ચાંગદેવની વાર્તા પણ જોડી કાઢી. પોતાના દીકરાઓનું યૌવન ઉછીનું લઈને ભોગ ભોગવનાર સમ્રાટ યયાતિની વાર્તાઓ રચી. સાત ચિરંજીવીઓનું રોજ સવારે સ્મરણ ચલાવ્યું. પણ માણસ મૃત્યુના સકંજામાંથી છૂટયો નહીં.

મૃત્યુ ન ટળ્યું તો ભલે ન ટળ્યું. પણ મરણ પછી શરીર સડતું અટકાવાય ખરું? માણસે એની પણ શોધ ચલાવી. શરીર તેલના હોજમાં ડુબાડી રાખ્યું. મધના તળાવમાં એનો મુરબ્બો કર્યો. જાતજાતના મસાલાઓમાં લપેટી એનાં 'મમી'ઓ બનાવ્યાં. મુડદા રૂપે પણ જો વધારે ટકી શકાય તો ટકી જોવું એટલી જ આબળખા!

ત્યારે શું મર્યા પછી નવો જન્મ થતો હશે? કેટલી સુંદર કલ્પના! કેટલું આશ્વાસન અને સમાધાન! ઘાસ ઊગે છે અને સુકાય છે. ફરી વરસાદ થાય એટલે એ ફરી પાંગરે છે. તેવી જ રીતે માણસ પણ ફરી જન્મ લેતો હોવો ન જોઈએ? કઈ રીતે તે આપણે જાણતા નથી. બીજમાંથી ઝાડ ફૂટે છે, એનો વિસ્તાર વિસ્તરે છે, અસંખ્ય ફૂલો અને ફળો એના જીવતરને કૃતાર્થ કરે છે; કોને ખબર હતી કે એ સૂક્ષ્મ બીજમાં એક નવું વૃક્ષ છુપાયું હતું?

પુનર્જન્મની કલ્પના કરી કરીને માણસ થાક્યો. એ કલ્પના એટલી તો બંધબેસતી છે કે એ સાચી તો હોવી જ જોઈએ. પણ એનો પુરાવો શો?

પુનર્જન્મનો પુરાવો મળે ત્યારે મળે; પૂર્વજન્મની સ્મૃતિ ધરાવનારી વ્યક્તિઓ મળતી હોય કે ન મળતી હોય; પણ એકબીજામાં ઓતપ્રોત થનાર પ્રેમીઓનો સ્નેહ જ્યારે અપત્ય રૂપે પ્રગટ થાય છે ત્યારે એ એકનો નહીં પણ બે જણનો સામટો પુનર્જન્મ હોય છે. દ્વૈતમાંથી નવું જ અદ્વૈત પેદા થયું અને જીવન કૃતાર્થ થયું.

માબાપ ઘરડાં થતાં જાય છે. એમનું યૌવન ઓસરે છે ને તે જ વખતે તેમનું બાળક તેમના જ ખોળામાંથી ઊતરી યૌવનમાં પગ મૂકે છે અને માતાપિતાને નવા લાવણ્યનો આનંદ આપે છે. માણસને વધારે જીવવું હતું; પોતાનો યૌવનકાળ લંબાવવો હતો; જીવનધારા એને વધારવી હતી; જીવનસૂત્ર ઉત્તરોત્તર તાણવું હતું. સંતતિરૂપે એ શક્ય બન્યું. માણસે એવા પુત્રને જોઈ ધન્યતાના ઉદ્‌ગાર કાઢ્યા :

'अंगात् अंगात् संभवसि, हृदयात् अभिजायसे।
आत्मा वै पुत्र नामासि; स जीव शरदः शतम् ॥'

જીવનૈષણાએ જ અંતે પુત્રૈષણાનું રૂપ ધારણ કર્યું!

પતિપત્ની પ્રેમને કારણે એકત્ર આવ્યાં. એકબીજામાં ઓતપ્રોત થયાં. પ્રેમને કારણે એ સહજીવન દિવ્ય બન્યું. પણ નદીના પ્રવાહમાં સંયોગવશાત્ ભેગાં થયેલાં લાકડાનાં બે હાડકાં (કટકા) ક્યાં સુધી સાથે રહી શકે? પાર્થિવ જીવન નશ્વર છે; જ્યારે પ્રેમમય જીવન ઈશ્વરી છે. પાર્થિવ જીવન નષ્ટ થયા પછી પણ એ પ્રેમજીવન—એ દિવ્યજીવન કેમ ટકાવાય? પ્રજાતન્તુ દ્વારા એ પાર્થિવ જીવન પણ અખંડ તો ચલાવી શકાય. પણ એ એક જ ઉપાય છે?

શાહજહાન ને મુમતાઝબેગમ એકબીજામાં ઓતપ્રોત થયાં. શાહજહાન જેવા સમ્રાટને પામીને મુમતાઝનું પ્રેમ-સૌન્દર્ય કૃતાર્થ થયું. અને મુમતાઝ જેવા રૂપરૂપના

ભંડાર અને પ્રેમસરિતાને મેળવીને સમ્રાટનો વૈભવ અને એના હૃદયનો ગંભીર સાગર બન્ને કૃતાર્થ થયા. અને કવિઓ પણ કહેવા લાગ્યા કે વિચિત્ર ઘાટ ઘડનાર વિધાતાઓ અંતે એક વાર અનુરૂપને અનુરૂપ સાથી આપી સંસાર મંડિત કર્યો ખરો. પણ પ્રેમને પાર્થિવ શરીર દ્વારા વ્યક્ત કરવા જતાં અમરત્વ ખોવું પડે છે એનો ખ્યાલ શાહજહાન ભૂલી ગયો. સ્વાત્માર્પણ કરતાં કાળ વહ્યો જાય છે એનો ખ્યાલ સરખો મુમતાઝને ન રહ્યો. બન્નેએ ઈન્દ્ર સમા ભોગ ભોગવ્યા પણ જીવન ટૂંકાવ્યું.

એક દિવસ શાહજહાનને ભાન થયું કે પોતાના દેખતાં કરાળ કાળ પોતાની પ્રિયાને ગ્રસે છે. વૈદો અને હકીમો, માંત્રિકો અને ઓલિયાઓ, બધા આવ્યા. માણસની વ્યર્થ આશાઓ તેમણે અજમાવી અને એ બન્ને પ્રેમીઓને અંતે ખાતરી થઈ કે આખરે તેઓ મર્ત્ય લોકનાં જ રહીશ છે. નિરાશ થઈને મુમતાઝે શાહજહાનને પૂછ્યું કે શું આપણો પ્રેમ પણ એટલો બધો કાચો હશે કે એ કુદરત સામે પણ ટક્કર ઝીલી ન શકે?

બંનેની નજર સામે ભોગ અને પ્રેમ વચ્ચેનો ભેદ પ્રત્યક્ષ થયો. પ્રિયકરે કહ્યું કે પ્રેમની ઉત્કૃષ્ટતા અનુભવવા ભોગની મદદ લીધી તે હવે વેર વાળે છે. વિલાસિતાએ જે ખોયું તે કળાના કૃપાપ્રસાદથી પાછું મેળવવાનો પ્રયત્ન કરી જોઈશું.

મિશ્ર દેશના લોકોએ શરીરને મસાલામાં લપેટી એ ટકાવવાનો પ્રયત્ન કર્યો. ગ્રીક લોકોએ મૂર્તિ-વિધાનની કળા પૂર્ણત્વ સુધી પહોંચાડી માણસનું રૂપ અને એનું લાવણ્ય, એની આકૃતિ અને એનું અધ્યાત્મ વ્યક્ત કરવા માટે સંગેમરમર કોતર્યા.

પણ શાહજહાનને એ ભૂલ હવે કરવી ન હતી. પાર્થિવ રૂપ કે માનવી રૂપ કેમ દગો દે છે એનો અનુભવ થયો હતો. એણે વિચાર કર્યો કે શુદ્ધ પ્રેમ એટલે આકૃતિની સર્વભદ્રતા, શુદ્ધ પ્રેમ એટલે ઔચિત્ય, શુદ્ધ પ્રેમ એટલે તપસ્વિતા, શુદ્ધ પ્રેમ એટલે સમૃદ્ધ સંયમ, શુદ્ધ પ્રેમ એટલે પરસ્પરાનુકૂલતા; શુદ્ધ પ્રેમ એટલે વિવિધતામાં વિલસતું અખંડ અજરામર અદ્વૈત. એવા પ્રેમને હું માનવી કલેવરનું રૂપ ન આપું. એવા પ્રેમને હું અખંડ ધ્યાન, અખંડ ભક્તિ અને નિ:શેષ સ્વાત્માર્પણનું પ્રતીક બનાવું. એણે ધ્યાન ધર્યું. એણે પોતાનો પ્રેમ વિશુદ્ધ ને મૂર્ત બનાવ્યો. એની જે મૂર્તિ એના હૃદયમાં પ્રગટ થઈ તેની જ દીક્ષા એણે પોતાના કારીગરોને આપી. પૃથ્વીના પેટમાંથી અસંખ્ય પથરાઓ આવ્યા. માનવી મન અને હાથ એ પથરાઓ સાથે સહકાર કરવા લાગ્યાં. નાટકના અંકો જેમ ગોઠવાઈ જાય છે, પટોળાના તણાવાણા જેમ વણાઈ જાય છે અને એમાંથી ભાત છતી થાય છે તેમ આ પથરાઓ ધીમે ધીમે કોતરાયા અને ગોઠવાયા, અને એ ક્ષણભંગુર કાયામાં ખીલેલા સનાતન પ્રેમની એક અભિનવ મૂર્તિએ જન્મ લીધો. બાળકો ગર્ભમાં નવ માસ રહે છે. આ પ્રેમબાળક કળાધરના ધ્યાનની ગર્ભાવસ્થામાં કોણ જાણે કેટલાં વર્ષો સુધી, કેટલાં તપો સુધી રૂપ ધારણ કરતું હતું.

અંતે એ અવતર્યું. શાહજહાનનો આત્મા તૃપ્ત થયો. દુનિયાના પ્રેમીઓને દીક્ષા મળી અને એક સૌન્દર્યમૂર્તિનું પ્રાકટ્ય થયું.

તાજમહાલને પડખે ઊભી રહી શકે એવી મૂર્તિઓ – સ્થાપત્યકૃતિઓ – દુનિયામાં નથી એમ નથી. દૂર શા માટે જઈએ? યમુનાને જ પેલે પાર ઈતમાદુદ્દૌલાનો મકબરો કે રોજો છે, તે તાજમહાલથી ઓછો સુંદર નથી. પણ ત્યાં કેવળ સૌંદર્ય જ છે, ઔચિત્ય જ છે; ભક્તિની એકાગ્રતા પણ હશે; પણ તાજમાં જે પ્રેમની તાજગી છે તે ત્યાં ન મળે. તાજ માનવી પ્રેમની સ્મૃતિ પણ છે અને પ્રેમની સંતતિ પણ છે.

તાજનો વિચાર કેવળ કળાની દૃષ્ટિએ ન કરાય. એનું રહસ્ય તે કાળની સંસ્કૃતિની દૃષ્ટિએ ન ઉકેલાય. પણ ભોગજીવન વિફળ થયા પછી પ્રેમજીવને જે એકાગ્રતા સાધી અને જીવનમાં જે ન મળ્યું તેની સ્મરણ વાટે જે સિદ્ધિ સાધી તેના પ્રેમપ્રતીક તરીકે જ તાજનો વિચાર કરવો જોઈએ. પ્રેમનું રહસ્ય જાણવું હોય તો તે યમરાજની બહેન યમી અથવા યમુનાને કિનારે સ્થિર થયેલા આ અમર પુષ્પ પાસેથી જ જાણી લેવું.

જૂન, '૪૦

## ૩૦. તાજ

હિમાલયમાં નંદાદેવીના શિખરનું જ્યારે પ્રથમ દર્શન કર્યું ત્યારે ઉપર પર્વતનું શિખર અને નીચે આકાશ જેવાં વાદળાં હોવાથી એમ જ લાગ્યું કે આ પર્વત-શિખર મૈનાકની જેમ આકાશમાં ઊડે છે, આપણી ધરતી સાથે એને સંબંધ જ નથી. અને એ ભ્રમને કારણે હિમાલય પાર્થિવ નથી પણ સ્વર્ગીય વસ્તુ છે એમ જ મનમાં થયું.

પ્રખ્યાત ચિત્રકાર એડમન્ડ ડ્યુલાકે ઉમર ખય્યામની રુબાયતો માટે જે ચિત્રો ચીતર્યાં છે તેમાં પણ નીલ આકાશમાં એક મહેલનાં શિખરો અધ્ધરનાં અધ્ધર વિરાજમાન છે. જોતાંવેંત ખ્યાલ આવે છે કે આ ગંધર્વનગરી છે.

હમણાં જ્યારે દિલ્હી થઈને અબોહર (પંજાબ) ગયો હતો ત્યારે ટ્રેનમાંથી જમણી બાજુની ઝાડી ઉપર તાજનું શિખર અને એના ચાર મિનારાઓ દેખાયા હતા. તાજના ગુંબજના આરસપહાણનો જે ફિક્કો વાદળી રંગ છે એ જ રંગનું આકાશ તે દિવસે મળેલું હોવાથી બન્ને એકબીજામાં ભળતાં હતાં અને તાજ એટલો તો ફિક્કો લાગતો હતો કે આ પ્રત્યક્ષ તાજ નથી પણ એનું સ્મૃતિચિત્ર છે એવી મન પર છાપ પડતી.

અને એ જ છાપને કારણે તાજમહાલ ફરી ક્યારે જોઈશ એવી ઉત્કંઠા મનમાં જાગી. આનંદની વાત કે તાજે રાજી થઈ થોડા જ દિવસમાં એ મુરાદ બર આણી.

અલ્લાહાબાદથી અમે કાનપુર ગયા હતા. ત્યાં શ્રી જમનાલાલજી મળ્યા. તેઓ અમને જયપુર લઈ જવાના હતા. કાનપુરથી આગ્રા ફૉર્ટના સ્ટેશન સુધી જતાં જમુનાની પેલી પારના સ્ટેશન ઉપર તાજનાં ફરી દર્શન થયાં. સૂરજ પશ્ચિમ તરફ ઢળેલો હતો. તાજ એટલો તો નજીક લાગતો હતો કે જાણે નદી ઓળંગી કે એને ભેટી પડ્યા.

તાજ પોતે સર્વાંગસુંદર છે જ. એટલે હવે માણસની બુદ્ધિ એ શોધવા પાછળ દોડે છે કે કયે ખૂણેથી એને જોયો હોય તો વધારેમાં વધારે કાવ્ય મળી શકે. અનેક રસિકોએ અનેક બાજુએથી એના ફોટાઓ લીધા છે. મેં એ બધા તો નહીં, પણ ઘણાખરા જોયા છે અને દરેકની ખૂબી પણ તપાસી છે. આ સ્ટેશનના ગુડ્ઝ પ્લૅટફૉર્મ ઉપરથી તાજનું જે દર્શન થાય છે તે તેમાં ઉત્કૃષ્ટ છે એમ મને લાગ્યું. અબોહર જતાં જે ઉત્કંઠા ઊપજી હતી તે અહીંના દર્શનથી તૃપ્ત થઈ અને ચિત્ત શાંત થયું. ટ્રેન ઊભી હોવાથી એ દર્શન ધરાઈને થયું હતું. પરિણામે અતૃપ્તિને અવકાશ રહ્યો નહોતો. તાજ વિશેનું મારું બધું કાવ્ય મનમાં ફરી એક વાર જાગ્રત થયું અને એક ઉજાણી કર્યાનો આનંદ થયો.

અમે આગ્રા ફૉર્ટને સ્ટેશને આવ્યા. શ્રાવણી પૂર્ણિમાનો બીજો દિવસ હતો. વદ પ્રતિપદાને દિવસે ચંદ્રને ઊગતાં બહુ વાર લાગતી નથી, એટલે સંધ્યાની શોભા આથમતા પહેલાં ચંદ્રિકાનું તેજ એમાં ભળી જાય છે. પરિણામે સંધ્યા ક્યારે પૂરી થઈ અને જ્યોત્સ્ના ક્યારે શરૂ થઈ એની ખબર જ નથી પડતી.

આવે રજનીમુખને ટાણે અમે તાજ પાસે પહોંચ્યા. રસ્તામાં ધોળી કિનારવાળો લાલ કિલ્લો મોગલ ઇતિહાસ બોલતો હતો અને એની ધરતી ઉપર અમે શાહજહાન, મુમતાઝ, જહાનઆરા અને ઔરંગઝેબને સજીવન થઈ હરતાંફરતાં જોતા હતા.

* * *

તાજને બારણે જરાક થોભ્યા વગર અંદર જવાતું જ નથી. દૃષ્ટિ ઘડીક તાજ તરફ જાય અને ઘડીકમાં જમણી બાજુનું આકાશ ચંદ્રને ક્યારે જન્મ દે છે એ કુતૂહલથી જુએ. ગઈ કાલે જ ચંદ્રે અનેક બહેનોને પોતાના ભાઈઓને રાખડી બાંધતાં જોઈ હતી. આજે એ બધી ચંદ્રાનનાઓ કેટલી ઉત્સુકતાથી એ ચંદ્રની વાટ જોતી હશે! જો વાદળાં વચમાં ન આવ્યાં હોત તો ક્યારનું ચંદ્રદર્શન થયું હોત, પણ 'જો ચુનરીમેં ઝલક કિનારી' એવાં વાદળાંઓએ અમારી અને ચંદ્રની વચ્ચે અંતરપટ તાણી અમારી ઉત્સુકતા વધારી હતી.

દરવાજામાંથી તાજ કેવો નાનો અને રૂપાળો સાવ બાળક જેવો દેખાય છે! નાનાં બાળકો જ્યારે ટાવકાં થઈને બેસે છે ત્યારે એમના શરીરના પ્રમાણમાં એમનું માથું કંઈક મોટું દેખાય છે. તાજનું પણ પહેલી ક્ષણે એવું જ લાગે છે. અંદર

પેસીને જેમ આગળ વધ્યા તેમ તાજ મોટો અને ભવ્ય દેખાવા લાગ્યો. એનું માથું હવે પ્રમાણશુદ્ધ બની ગયું અને નીચે પાણીમાં તેનું પ્રતિબિંબ તરલ અને જીવતું જણાયું. જેટલી વાર મેં તાજ જોયો છે તેટલી વાર એની ઊંચી અને પહોળી ખુરશીની ભવ્યતા ધ્યાનમાં આવ્યા વગર રહી નથી. તાજની પ્રતિષ્ઠા પોતાના આધારે છે એ એનાથી ભુલાતું જ નથી.

પછી ધ્યાન જાય છે આકાશ તરફ આંગળી ચીંધનારા એના પ્રાર્થનાશીલ પહેરેગીર મિનારા તરફ. એ ચાર મિનારાનું અહર્નિશ રક્ષણ છે એટલે જ તાજ સુરક્ષિત છે. મધ્યરાત્રે કોઈ જાગતું ન હોય ત્યારે આ મિનારાઓ એકબીજાને 'આલબેલ' પોકારે છે.

અમે કાંઈક પાસે ગયા. અંધારું વધતું હતું. પ્રકાશ ધીમે ધીમે બહાદુરીથી પાછો હઠતો હતો. એ નિશ્ચય કરી શકતો ન હતો કે તાજને પ્રકાશિત કરવો કે ન કરવો. વધતી જતી વિસ્મૃતિમાંથી સ્મૃતિનું સહેજસાજ ઉદ્દીપન થતું હોય એવી અસર થતી.

હવે પહેલાં અંદર જવું કે પ્રદક્ષિણા કરવી? જો અમે બહુ વહેલા આવ્યા હોત તો અંધારું થતાં પહેલાં બહારની શોભા જોવાનું મન થાત, પણ અત્યારનું આકર્ષણ જુદું હતું. જરા વાર થોભીએ તો પેલો કીમિયાગર ઉપર આવશે અને તાજને સોનાચાંદીના રસથી નવરાવશે એમ અમે જાણતા હતા, એટલે તેટલી વાર માટે અમે સીધા અંદર ગયા. દીવાલ પર જે પાનફૂલની ભાત છે તે જોઈને આલ્ડસ હકસ્લીના વર્ણનનું સ્મરણ થયું. એને આ ભાત કલાશૂન્ય, બજારુ અથવા રાશી લાગી. મને પણ એક વખતે એમ જ લાગ્યું હતું. આ વખતે એટલી ખરાબ અસર ન પડી. સંધ્યાની શોભાને કારણે હશે?

છેક ગર્ભગૃહમાં અંદર પહોંચ્યા ત્યાં આરસપહાણની જાળી દેખાઈ. પાસે જઈને જોતાં એ જાળી ઉપર રંગબેરંગી પથરાના કકડા બેસાડી ત્યાં ફૂલપત્તીની શોભા આણી છે એમ જણાયું. એક ભાઈ દીવાસળી સળગાવીને પોતાના મિત્રને એ આખી શોભા બતાવતા હતા અને અમે એની પાછળ પાછળ એની મહેનતનો મફતનો લાભ લેતા હતા. જાળીની આસપાસ ફરતાં ફરતાં મારું ધ્યાન દીવાલ પર ગયું. ગર્ભગૃહની વચ્ચે ટીંગાડેલા ફાનસની જાળીની ભાત છાયારૂપે આસપાસની અષ્ટકોણી દીવાલ ઉપર પડી હતી. અને તેથી જાણે દીવાલની પણ જાળી જ બનાવી હોય એવું લાગતું. અંધારામાં આ બધું જોવાનો વિશેષ આનંદ આવ્યો. ગર્ભગૃહમાંથી બહાર નીકળી અમે ભોંયરામાં ગયા. અંદર ઘણા લોકોની ભીડ હતી તે બહાર નીકળ્યા પછી જ અમે અંદર ગયા. લોકોનો ઘોંઘાટ હોવા છતાં અંદરની શાંતિનો ભંગ થયેલો જણાયો નહીં. સાચી કબરો આ ભોંયરામાં છે. અહીં એ પ્રેમી-યુગલ પાસે પાસે સૂતું છે. બરાબર વચ્ચે મુમતાઝ મહાલની કબર છે. ઔરંગઝેબની કંજૂસાઈને લીધે શાહજહાનને પણ મૃત્યુ પછી એ જ રોજામાં પોતાની પ્રિય

પત્નીની પાસે જ આરામ લેવાનો લહાવો મળ્યો. એની કબર સહેજ બાજુ પર અને જરાક ઊંચી છે. કોણ જાણે કયાંથી વર્ડ્ઝવર્થની લીટી યાદ આવી.

Twelve steps or more, from my mother's door,
And they are side by side.

એ મુમતાઝ ગઈ. એનું અખંડ સ્મરણ કરનાર શાહજહાન ગયો. એ બેને એકત્ર સુવાડવાનું ઔચિત્ય બતાવનાર ઔરંગઝેબ પણ ગયો. અને ફક્ત એ પ્રેમકહાણી જ પાછળ રહી ગઈ. અહીં વાવેલી એ પ્રેમકહાણીમાંથી ફૂલસમી આ કલાકૃતિ ઊગીને આકાશ તરફ અનંતકાળ માટે તાકતી રહી છે.

બૌદ્ધ લોકો ધ્યાન માટે કોઈ સરસ જળાશય અથવા લીંપી કાઢેલી જમીન અથવા એવી જ કાંઈક આકર્ષક વસ્તુ રાખે છે. એમના જમાનામાં તાજમહાલ નહોતો. નહીં તો એમનાં શાસ્ત્રોમાં ધ્યાનમૂર્તિ તરીકે તાજમહાલને પણ સ્થાન મળત. હજારો અને લાખો લોકોના એકાગ્ર ધ્યાનમાંથી આ પ્રેમકુસુમ પેદા થયું. જો સર્વ-વ્યાપી પ્રેમ મૂરઝાઈ જાય તો જ આ કુસુમ પણ મૂરઝાઈ જાય.

બહાર આવી અમે પ્રદક્ષિણા શરૂ કરી. નૈઋર્ત્યના ખૂણામાં મિનારાની આંગળીની ટોચે એક સરસ તારો દેખાતો હતો. જાણે દિલ્હીશ્વરના મુગટમાંનો કોહિનૂર. શિખરની ટોચે તારો બેસાડવાથી શોભા કેટલી વધી છે તે લોકોએ બહુ જોયું નહીં હોય. નહીંતર લોકકથામાં અને લોકગીતોમાં એનું વર્ણન કરતાં કવિઓ કોઈ કાળે થાકત નહીં.

અમે એ નૈઋર્ત્યના મિનારા ઉપર જ ચડયા. કાળીમેશ રાત ચંદ્રથી બીને આ મિનારાની અંદર ભરાઈ હતી. ઉપર જવું કે ન જવું એની ચર્ચા બહુ કરવી ન પડી. અંધારામાં પેસી જવું, અજ્ઞાતમાં પ્રવેશ કરવો, ભવિષ્યમાં ભુસ્કો મારવો — એ જેટલું બિહામણું છે તેટલું જ આકર્ષક પણ છે. અમે અંધારામાં ચડયા, એક પછી એક ચડયા. અનેક હોવા છતાં એકકેનું દર્શન થતું નહોતું. એકબીજાનો સાદ સાંભળતા ઉપર ચાલ્યા. ગોળ ગોળ ચાલ્યા. પગ ચડતા જાય, હાથ દીવાલોને પૂછતા જાય, એટલામાં એક બારી આવી. હાશ કરીને અમે બહાર નીકળ્યા. એ બારીની ઊંચાઈએ મિનારાએ એક કટિ-મેખલા પહેરી હતી, બારીમાંથી તાજનું દર્શન કરતાં કેટલો આનંદ આવતો હતો! અંધારામાંથી પસાર થયા એને માટે જાણે બક્ષિસ કે પ્રસાદ આપતો હોય એવી રીતે તાજે પોતાનાં દર્શન દીધાં. એટલું ભાથું મળ્યું એટલે અમે નવા ઉત્સાહથી ફરી ઉપર ચડવા લાગ્યા. હવે તો પગથિયાં ટૂંકાં થવા લાગ્યાં. બીશો નહીં કરીને દીવાલો પાસે આવી. અંધારું જાડું અને ઊંડું થવા લાગ્યું. એનો છાતી પરનો ભાર વધવા લાગ્યો, એટલામાં બીજી બારી આવી. અહીંથી તાજનો જુદો જ અવતાર દેખાયો. ચંદ્ર પણ ઠીક ઠીક ઉપર આવ્યો હતો. અમારી બાજુ તાજ પર છાયા હતી. એની ડાબી કોર જ ચળકતી હતી. સગી આંખે સ્પષ્ટ જોવા છતાં કેમે કરીને વિશ્વાસ ન થાય કે જડ પથ્થરની બનેલી આ માનવ-કૃતિ છે. એમ જ થતું કે એક અપ્રતિમ કવિતા

આંખોને દર્શન દેવા અહીં છતી થઈ છે. એમ જ હતું કે પોતાની શાબ્દિક વ્યાખ્યા સહન ન થવાથી ઔચિત્ય પોતે જ અહીં સર્વતોભદ્ર થયું છે. આટલી બધી સુંદરતા સમજવાની, પારખવાની અને માણવાની શક્તિ પોતામાં છે એમ જોઈને અમારો પોતાના વિશેનો અભિપ્રાય બહુ ઊંચો થયો. અમે આવી કૃતિ હાથે બનાવી ન શકીએ તેથી શું? એની કદર કરવાને કારણે જ આ કૃતિના કલાધર કારીગરોની ન્યાતમાં જઈને ભળ્યાનું ગૌરવ અમને પ્રાપ્ત થતું હતું. એ ગૌરવને જોરે અમે ઉપર ચડયા. હવે અમારી દયા ખાવા કોઈ બારી જલદી આવી જ નહીં. ધીરજ ખૂટવા આવે ત્યાં સુધી અમે ચડયા અને અંતે આટલી તપશ્ચર્યાનો પૂર્ણ પ્રસાદ મેળવવા પામ્યા. અમે ટોચે પહોંચ્યા. ત્યાં ચબૂતરા તળે બેસી ચંદ્રનાં દર્શન કર્યાં. એ પ્રેમી ચંદ્રને સાક્ષી રાખી અમે અમારી સાયંપ્રાર્થના શરૂ કરી :

"इशावास्यमिदं सर्वम् यत्किंच जगत्यां जगत्"

જેમ આ ચંદ્ર પોતાના ઉજ્જવળ ચાંદરણાથી આ આખી સૃષ્ટિને ઢાંકી દે છે, સૂતેલી સૃષ્ટિ પર પોતાની શીતળ પછેડી ઓઢાડી દે છે તેવી જ રીતે આ ચરાચર વિશ્વ ઈશ્વરી તત્ત્વથી ઢાંકી દેવું જોઈએ. એ વૈદિક ઋષિનો આદેશ આ મિનારાની ઊંચાઈ ઉપરથી પોતાના મન પર ઠસાવતાં કેટલું સહેલું લાગતું હતું! બાહ્ય શાંતિ અને હૃદયની શાંતિ એક થઈ ગઈ. હૃદયની પ્રસન્નતાએ જ જાણે આકાશના અરીસામાં વ્યક્ત થવા માટે ચંદ્રનું રૂપ ધારણ કર્યું હતું, એટલો તે વખતનો ચંદ્ર જોઈ આનંદ થયો.

અને ચાંદીની લીટી જેવી પેલી જમુના! એ તો ધ્યાનમગ્ન થઈને ચાંદરણું પીતી જતી હતી અને કૃષ્ણચંદ્રનું સ્મરણ કરતી હતી. તેમ કરતાં કરતાં 'થંભ્યાં જમુનાનાં નીર.'

* * *

યોગશાસ્ત્રનો એક સવાલ છે: સમાધિમાં પહોંચ્યા પછી માણસ ફરી દેહબુદ્ધિ ઉપર શી રીતે ઊતરે છે? મારા મનમાં પણ આ મિનારા પર પ્રશ્ન ઊઠયો કે અહીંના આ શાંત અદ્વૈતમાંથી શી રીતે સ્મરણ જાગ્યું કે અહીંથી અમારે વખતસર પાછા જવું છે? ત્યારે શું આ કુદરત સાથેનું અદ્વૈત બધું માયારૂપ છે અને સ્ટેશન પર જઈ પકડવાની જયપુરની ગાડી જ સત્યરૂપ છે? — કે જેથી જામેલો આ બધો અદ્વૈતાનંદ વિખેરી નાખી અમે ચડેલાં પગથિયાં રાજીખુશીથી ઊતરવા તૈયાર થયા!

નીચે ઊતરીને તાજમહાલની એક પ્રદક્ષિણા કરી. જેમ જેમ પ્રદક્ષિણા કરતા ગયા તેમ તેમ તાજના મુખ્ય ઘૂમટમાં અમાવસ્યા, અષ્ટમી અને પૂર્ણિમા દેખાવા લાગ્યાં અને ચાર મિનારા તો એની મેળે આ ચાર પ્રકાર બનાવતા હતા. જે મિનારા પર અમે ચડયા હતા એના પર ચાંદરણાનું ઝાપટું જોરથી પડતું હોવાથી ત્યાં પૂર્ણિમા હતી. એ અમારે માટે પૂર્ણિમા બની હતી, આગ્નેય ખૂણાનો મિનારો એ જ કારણે

અમાસ બન્યો હતો. વાયવ્ય ખૂણો અષ્ટમીની શોભા બતાવતો હતો. જ્યારે ઈશાન ખૂણાનો મિનારો તાજ પાછળ ઢંકાઈ જ ગયો હતો. સાવ ખગ્રાસ ગ્રહણ!

અમે ઉત્તર તરફ જઈ જમુનાનાં દર્શન કર્યાં. ત્યાંથી પૂર્વ તરફ વળ્યા. ત્યાં તાજના એક ગોખલામાં ઊભા રહી પૂર્વ તરફના પ્રાર્થનામંદિરના શિખર ઉપર મેં ચાંદ આણ્યો. એ બાજુની મસ્જિદ સોનાની બની ગઈ હતી. એ કાળી મસ્જિદના શિખર ઉપર ગોળ ચંદ્ર અને એ ચાંદના પેટમાં શિખરની સળીમાં પરોવાયેલો ગોળો એટલો તો સુંદર લાગતો હતો કે આંખોને એ ઉજાણીમાંથી ઉઠાડવાની કે ખસેડવાની હિંમત ચાલતી નહોતી. જરાક આગળ જઈને જોયું તો માથા ઉપરથી અભિજિત અમી વર્ષે છે. વધતા જતા ચાંદરણાને લીધે આખો તાજ એવો તો ઉઠાવદાર દેખાતો હતો કે જાણે હમણાં મોગલ વંશની આખી તવારીખ બોલી બતાવશે.

તાજના એ ધોળા ઓટલા ઉપરથી અમે નીચે ઊતર્યા. ઉપર હતા ત્યાં સુધી કળાની મસ્તીમાં હતા. ઓટલા નીચે આવ્યા અને પ્રદક્ષિણા કરવા માંડી એટલે મસ્તી ઊતરી અને અંતર વધવાથી મનમાં મસ્તીને ઠેકાણે ભક્તિએ પ્રવેશ કર્યો. અહીંથી મિનારાઓ વધારે ગંભીર દેખાવા લાગ્યા. હવે એ અમારા ન રહ્યા પણ ગંધર્વસૃષ્ટિમાં જઈ પહોંચ્યા. નીચેથી પ્રદક્ષિણા કરતાં હવે તો કશું જોવાની તાકાત ન રહી. આંખો ધરાઈ હતી. હૈયું છલોછલ ભરાયું હતું. ભેજું વિચારોની ભીડને કારણે નક્કર બન્યું હતું. અને પગ પીધેલા માણસના જેવા જેમ તેમ પડતા હતા. એ શરીરનો થાક નહોતો પણ સૌંદર્યપાનનો કેફ હતો.

પણ શું આ બધી અસર કેવળ સૌંદર્યસૃષ્ટિની હતી? ના; એમાં મુખ્ય ભાગ તો ભાવનાસૃષ્ટિનો હતો. આજે એ તાજ પાછળ કેવળ શાહજહાન અને એ મુમતાઝ નથી પણ મોગલકાલીન ભારતવર્ષનો આદર્શ છે. પ્રાચીન કારીગરીના પ્રતિનિધિ હિન્દુ શિલ્પીઓ અહીં કામ કરતા હતા. બગદાદ અને ઈસ્તંબૂલની કારીગરીને લઈ આવેલા ત્યાંના વણજારા પણ અહીં હતા અને કોણ જાણે દિલ્હીના વૈભવથી આકર્ષાઈને આવેલા કોણ ક્યા દેશના હતા અને કોણ ક્યા દેશના નહોતા. દરેકની બોલી જુદી, દરેકનાં સુખદુઃખ જુદાં. દરેકની અનુભૂતિ અને અભિરુચિ પણ જુદાં. છતાં એ બધાંનો અહીં અપૂર્વ અને સુભગ સંગમ થયો હતો. જે જાતની હૃદયની એકતા ભારતવર્ષ માટે આપણે ઈચ્છીએ છીએ અને જે એકતામાંથી આપણે દુનિયાની સર્વોત્તમ સેવા કરવાની મહેચ્છા સેવીએ છીએ તે અલૌકિક એકતા (સંભવ છે કે) આ કલામહોત્સવના વાતાવરણમાં એક વખતે સિદ્ધ થયેલી હતી અને એનો આ જીવતો પુરાવો અમારી નજર આગળ ઊભો છે.

સીડીનો કઠેરો અથવા હાથની લાકડી જેમ જેમ વપરાય તેમ તેમ તેની સુંવાળપ વધે છે. દરેક જાતના હાથની પ્રસન્નતા એના પર જેમ જેમ ફરતી જાય છે તેમ તેમ એનો ચળકાટ વધે છે. એ અનુભવ સાર્વત્રિક છે. આ

તાજમહાલ ઉપર પણ અનેક જમાનાના અસંખ્ય પ્રેક્ષકોએ આવી આવીને પોતાની આંખો ફેરવી છે, એના ઉપર પોતપોતાની ભાવનાના પુટ ચડાવ્યા છે અને એનું ગૌરવ અને એની તાજગી વધારતા ગયા છે.

જે આવે છે તે પોતાના જીવનાનુભવનું ભાથું લઈને અહીં આવે છે. અને એ અનુભવ જેટલો ઊંડો હોય તેટલા પ્રમાણમાં આ કળાવિલાસનો અર્થ કરે છે. જાણે પ્રાચીન આર્ષવાણી ઉપર કોઈ આચાર્ય પોતાના દર્શનનું ભાષ્ય કરે છે.

નિર્મળ અરીસામાં જેમ માણસને પોતાનું પ્રતિબિંબ દેખાય છે અને જો એ અરીસાના પારામાં પોતાનો ગુલાબી રંગ હોય તો પોતાની મુખમુદ્રા પર જેમ કમળ ખીલે છે તેવી જ રીતે દરેક માણસ કલાકૃતિમાં પોતાના હૃદયનું ઉત્કૃષ્ટ પ્રતિબિંબ દેખી શકે છે. હૃદય જેટલું સમૃદ્ધ થશે તેટલું અહીંનું પ્રતિબિંબ ઊંડું હશે.

એટલે અહીં જે અનુભવાય છે તે આત્મદર્શનનો જ આનંદ, આત્મ-પરિચયનું સમાધાન અને આત્મવિકાસની અમરતા.

ખરેખર આ કળાકૃતિ મૃત્યુંજયની માત્રા છે; અમર પ્રેમનું લાવણ્ય છે:

यत्र तोयेषु लोलेषु चन्द्रमाः साधु नृत्यति।

ડિસેમ્બર, '૩૯

## ૩૧. મહાવીરની કૈવલ્યભૂમિ

નાલંદા અને રાજગીર જતાં પાવાપુરીનાં દર્શનનો લાભ અમને અણધાર્યો જ થયો. અરુન્ધતીદર્શન-ન્યાયને, ઉલટાવીને કહેવું હોય તો પાવાપુરી બિહારશરીફ પાસે છે. બિહારશરીફ બખ્ત્યારપુરથી વીસપચીસ માઈલ દૂર છે, અને બખ્ત્યારપુર બિહારની રાજધાની બાંકીપુર-પટનાથી પૂર્વ તરફ મેઈન લાઈન ઉપર આવેલું છે.

બખ્ત્યારપુરથી રાજગીર-કુંડ સુધી જે રેલવે જાય છે તે નાની છે. અને ટ્રામની માફક ગાડાંઓને રસ્તે ગામડાંનાં ઘરોની બે હારોની વચ્ચે થઈને જાય છે. દેશદેશાંતરના જિજ્ઞાસુ યાત્રાળુઓ માટે જ આ રેલવે ખાસ બનાવી લાગે છે.

બિહારશરીફ સુધી પહોંચતાં અમારો સંઘ સારી પેઠે વધી ગયો હતો, એટલે પાંચ એક્કાઓ કરી તેમના ઉપર અમે સવાર થયા. આ એક્કાઓનો આકાર ક્યા સૈકામાં નક્કી થયો હશે તેની તપાસ કરવા જેવી છે. માણસનાં હાડકાં સીધી રીતે ભાંગ્યા વગર તે મુકામ સુધી પહોંચાડે છે એમાં શક નથી. આવા એક્કાઓ અથવા ટમટમ ઉત્તર હિન્દુસ્તાનમાં બધે હોય છે. અને ત્રણ ત્રણ, ચાર ચાર સુધી માણસો તેના પર સવારી કરે છે. એક્કાનો બોજ હલકો હોવાથી એમાં ઘોડાને

સગવડ છે ખરી. આવા એક્કાના અનુભવની સરખામણીથી જ જૂના લોકોએ પાલખીને સુખવાહનનું નામ આપ્યું હશે.

આસપાસનો મુલક લીલોછમ અને રળિયામણો છે. વચમાં ઠેકઠેકાણે નાનાં-મોટાં તળાવો આવે છે. તેના ઉપર બાઝેલી લીલ લીલી નથી હોતી, પણ લાલ કે અંજીરિયા રંગની હોય છે. અને તેથી દેખાવે બહુ સુંદર હોય છે. અજાણ્યાને આ વનસ્થલી નીચે પાણી હશે એવી કલ્પના પણ ન આવે.

બાર વાગ્યે નીકળેલા અમે લગભગ બે વાગ્યે પાવાપુરી પાસે આવી પહોંચ્યા. પાવાપુરીનાં પાંચ સુધાધવલ મંદિરો દૂરથી જ એકાદ સુંદર બેટ જેવાં દેખા દે છે. આસપાસ બધે ડાંગરનાં સપાટ ખેતરો, અને વચ્ચે મંદિરોનું સફેદ જૂથ. રસ્તો જરા ગોળ ફરીને આપણને મંદિર તરફ લઈ જાય છે.

પાંચ મંદિરોમાં એક જ મંદિર પ્રાચીન ગણાય છે. મંદિરો જૈનોનાં છે, એટલે પ્રાચીનતા ક્યાંયે ટકવા તો દીધી જ નથી. ખૂબ પૈસા ખરચી ખરચીને પ્રાચીનતાનો નાશ કરવો એ જાણે તેમનો ખાસ શોખ હોય એમ લાગે. પાલિતાણાની પણ એ જ દશા થઈ ગઈ છે. ફક્ત દેલવાડામાં જૂની કારીગરીને છાજે એવી મરામત થાય છે.

મુખ્ય મંદિર એક સુંદર તળાવની અંદર આવેલું છે. તળાવમાં કમળોની એક ઘટા બાઝી છે. પાણીમાં માછલાંઓ અને સર્પો આમતેમ સળવળતાં ખૂબ દેખાય છે. અમે ગયેલા ત્યારે તળાવનું પાણી ઓછું થયેલું હોવાથી કમળોની ડોક ઉઘાડી પડી હતી, અને બિચારાં પાદડાંઓ પાપડ જેવાં થઈ ગયાં હતાં.

અમૃતસરના સુવર્ણમંદિરની પેઠે અહીં પણ મંદિરમાં જવાને એક પુલ બાંધેલો છે. મંદિરો બેઠા ઘાટનાં અને પ્રમાણશુદ્ધ છે. ગર્ભગૃહની આસપાસ ચારે બાજુ પર લંબચોરસ ગુંબજ છે એ આ મંદિરની વિશેષતા છે. કલાકોવિદ લોકો આવા ગુંબજનો આકાર ખૂબ વખાણે છે. બાકીનાં આસપાસનાં મંદિરો ઊંચાં શિખરોવાળાં છે. શિખરોમાં કાંઈ ખાસ કલા જણાતી નથી, છતાં દૃષ્ટિ પર તેની છાપ સારી પડે છે.

આ મંદિરોની કેટલીક મૂર્તિઓ અસાધારણ સુંદર છે. ધ્યાનને માટે આવી જ મૂર્તિઓ હોવી જોઈએ. મૂર્તિની સુંદરતા જોઈ તેમને હું મોહક કહેવા જતો હતો, પણ તરત જ યાદ આવ્યું કે આ મૂર્તિનું ધ્યાન્ તો મોહને દૂર કરવા માટે હોય છે. ચિત્તને એકાગ્ર કરવાની શક્તિ આ મૂર્તિઓમાં જરૂર છે.

આ મંદિરોની પૂજા ત્યાંના બ્રાહ્મણો જ કરે છે. જૈન મંદિરોમાં બ્રાહ્મણોને હાથે પૂજા થાય એ એક રીતે અજુગતું લાગ્યું, છતાં हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जिनमंदिरम् કહેનારા બ્રાહ્મણો – ભલે લોભથી – આટલા ઉદાર થયા એનું મનને સમાધાન લાગ્યું. આજે પાવાપુરી એક નાનકડું ગામડું છે. અહિંસાધર્મનો પ્રચાર કરનારા મહાવીર જ્યારે અહીં વસતા ત્યારે તેનું સ્વરૂપ કેવું હશે? હિંદુસ્તાનમાં કેટલીયે મોટી મોટી નગરીઓનાં ગામડાં થઈ ગયાં છે; અને કેટલીક નગરીઓનાં તો

નામોનિશાન પણ રહ્યાં નથી; એટલે આજના ગામડા ઉપરથી પ્રાચીન પાવાપુરીની કલ્પના થઈ જ ન શકે. પ્રાચીન કાળનો અહીં કશો અવશેષ દેખાતો નથી. ફક્ત મહાવીરના મહાનિર્વાણનું સ્મરણ આ સ્થાનને વળગેલું છે, અને તેથી જ શ્રદ્ધાની દૃષ્ટિ અઢી હજાર વર્ષ જેટલી પાછળ જઈ શકે છે, અને મહાવીરની ક્ષીણ પણ તેજસ્વી કાયા શાંત ચિત્તે શિષ્યોને ઉપદેશ કરતી હોય એવી આંખ આગળ ઊભી રહે છે. આ સંસારનું પરમ રહસ્ય, જીવનનો સાર, મોક્ષનું પાથેય તેમના મુખાર-વિંદમાંથી જ્યારે ઝરતું હશે ત્યારે તે સાંભળવા કોણ કોણ બેઠા હશે? પોતાનો દેહ હવે પડનાર છે એમ જાણી તે દેહનું છેલ્લું કાર્ય – પ્રસન્ન ગંભીર ઉપદેશ – અત્યંત ઉત્કટતાથી કરી લેવામાં છેલવેલ્લી બધી ઘડીઓ કામમાં લઈ લેનાર તે પરમ તપસ્વીનું છેલ્લું દર્શન કોણે કર્યું હશે? અને તેમના ઉપદેશનો આશય કેટલા જણ બરાબર સમજ્યા હશે? દૃષ્ટિને પણ અગોચર એવા સૂક્ષ્મ જંતુથી માંડીને કલ્પનાને અગોચર એવા અનંત કોટિ બ્રહ્માંડ સુધી સર્વ વસ્તુજાતનું કલ્યાણ ચાહનાર તે અહિંસામૂર્તિનું હાર્દ કોણે સંઘર્યું હશે? માણસ અલ્પજ્ઞ છે, તેની દૃષ્ટિ એકદેશી હોય છે, સંકુચિત હોય છે માટે તેને સંપૂર્ણ જ્ઞાન નથી થતું; દરેક માણસનું સત્ય એકાંગી સત્ય હોય છે, તેથી બીજાના અનુભવને વખોડવાનો તેને હક નથી, તેમ કરતાં અધર્મ થાય છે, એમ કહી સ્વભાવથી ઉત્તામ એવી માનવબુદ્ધિને નમ્રતા શીખવનાર તે પરમ ગુરુને તે દિવસે કોણે વંદન કર્યું હશે? આ શિષ્યોની જિંદગી પછી પણ માનવજાતિને – હા, સમસ્ત માનવજાતિને તે ઉપદેશ ખપમાં આવશે એવો ખ્યાલ તે પુણ્યપુરુષના મનમાં આવ્યો હશે ખરો?

હું માનું છું કે સ્યાદ્વાદે માનવબુદ્ધિનું એકાંગીપણું ઓળખી તે શાસ્ત્રશુદ્ધ રીતે માનવબુદ્ધિ આગળ રજૂ કર્યું છે. અમુક દૃષ્ટિએ જોતાં એક વસ્તુ એક રીતે દીસે છે, બીજી દૃષ્ટિએ તે બીજી રીતે દેખાય છે. જન્માંધો જેમ હાથીને તપાસે તેવી આપણી આ દુનિયામાં સ્થિતિ છે. આ વર્ણન યથાર્થ નથી એમ કોણ કહી શકે? આપણી આવી સ્થિતિ છે એટલું જેને ગળે ઊતર્યું તે જ આ જગતમાં યથાર્થ જ્ઞાની. માણસનું જ્ઞાન એકપક્ષી છે એટલું જે સમજ્યો તે જ માણસોમાં સર્વજ્ઞ. વાસ્તવિક સંપૂર્ણ સત્ય જે કોઈ જાણતો હશે તે પરમાત્માને આપણે હજુ ઓળખી શક્યા નથી.

જ્ઞાનની આ મર્યાદામાંથી જ અહિંસા ઉદ્ભવેલી છે. જ્યાં સુધી હું સર્વજ્ઞ ન હોઉં ત્યાં સુધી બીજા ઉપર અધિકાર ચલાવવાનો મને હક શો? મારું સત્ય મારા પૂરતું છે. એનો અમલ મારા જીવન પૂરતો હું અવશ્ય કરું. બીજાને તેનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી મારે ધીરજ જ રાખવી જોઈએ. આવી વૃત્તિ તે જ અહિંસાવૃત્તિ.

કુદરતી રીતે જ માણસના જીવનમાં જ્યાંત્યાં દુ:ખ વેરાયેલું છે. જન્મજરા-વ્યાધિથી માણસ હેરાન થાય છે. ઈષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ પણ જીવનમાં છે જ. પણ માણસે પોતાની મેળે કંઈ ઓછાં દુ:ખો ઊભાં કર્યાં નથી.

માણસ જો સંતોષ અને નમ્રતા કેળવે તો મનુષ્યજાતિનું નેવું ટકા દુ:ખ ઓછું થઈ જાય. આજે જે દેશ દેશ વચ્ચે અને કોમ કોમ વચ્ચે કલહ ચાલી રહ્યો છે અને મૃત્યુ પહેલાં જ આપણે આ સૃષ્ટિ ઉપર જે નરક ઉપજાવીએ છીએ તે એકલી અહિંસાવૃત્તિથી જ આપણે અટકાવી શકીએ.

હિંદુસ્તાનના ઇતિહાસનો જો કંઈ વિશેષ સાર-બોધ હોય તો તે એ જ છે કે આપણે નીચેની સાર્વત્રિક પ્રાર્થના ઉપજાવી કાઢી અને ચલાવી.

सर्वेऽत्र सुखिनः सन्तु; सर्वे सन्तु निरामयाः।
सर्वे भद्राणि पश्यन्तु; मा कश्चिद्दुःखभाग् भवेत्।।

આ વૃત્તિમાં આખું જીવનસાફલ્ય રહેલું છે. હિંદુસ્તાનમાં જેટલા આવ્યા તેટલા બધા અહીં જ રહ્યા છે. કોઈ ગયા નથી. આશ્રિત તરીકે આવ્યા તેઓ પણ રહ્યા છે અને વિજેતાના ઉન્માદથી આવ્યા તેઓ પણ રહ્યા છે. બધા જ ભાઈ ભાઈ થઈને રહ્યા છે અને રહેશે. વિશાળ હિંદુ ધર્મની – જનકના હિંદુ ધર્મની, વ્યાસ-વાલ્મીકિના હિંદુ ધર્મની, ગૌતમ બુદ્ધના હિંદુ ધર્મની, મહાવીરના હિંદુ ધર્મની આ પુણ્યભૂમિમાં સૌને સ્થાન છે, કેમ કે આ જ ભૂમિમાં અહિંસાનો ઉદય થયો છે. આખી દુનિયા શાંતિ ખોળે છે, ત્રસ્ત દુનિયા ત્રાહિ ત્રાહિ પોકારે છે, છતાં તેને શાંતિનો રસ્તો જડતો નથી. જેઓ દુનિયાને લૂંટે છે, મહાયુદ્ધો સળગાવે છે તેમને પણ આખરે શાંતિ જ જોઈએ છે. પણ શાંતિ તે કેમ પ્રાપ્ત થાય?

બિહારની આ પવિત્ર ભૂમિમાં શાંતિનો માર્ગ ક્યારનો નક્કી થઈ ચૂક્યો છે. પણ દુનિયાને તે સ્વીકારતાં હજુ વાર છે. પાવાપુરીના આ પવિત્ર સ્થળે તે મહાન માનવે પોતાનું આત્મ-સર્વસ્વ રેડી દુનિયાને તે માર્ગ સંભળાવ્યો હતો અને પછી શાંતિમાં પ્રવેશ કર્યો હતો. દુનિયાના શાંતિ-તરસ્યા લોકો નમ્ર થઈ, નિર્લોભ થઈ, નિર્મત્સર અને નિરહંકાર થઈ જ્યારે ફરી તે દિવ્ય વાણી સાંભળશે ત્યારે જ દુનિયામાં શાંતિ સ્થપાશે. અશાંતિ, કલહ, વિદ્રોહ એ દુનિયાનો કાનૂન નથી, નિયમ નથી, સ્વભાવ નથી, પણ વિકાર છે. દુનિયા જ્યારે નિર્વિકાર થશે ત્યારે જ મહાવીરનું અવતારકૃત્ય પૂર્ણતાને પામશે.

૪–૨–'૨૩

# ૩૨. અપાપાપુરી*

રાજગીરથી અમે પાવાપુરી જવા ઊપડયા. રાજગૃહની આસપાસ જે પાંચ ડુંગરાઓ ગોઠવાયેલા છે તેમાંના લાંબા વિપુલગિરિને જમણી બાજુએ રાખીને અમે ચાલ્યા. રસ્તામાં ઉપયોગી થાય એમ સમજીને મકદૂમ કુંડનું પાણી ભરી લીધું અને આગળ ચાલ્યા. મકદૂમ કુંડની જગ્યા મૂળે જ રમણીય છે. ત્યાં નાહવાની વ્યવસ્થામાં માણસાઈનો ખ્યાલ રાખેલો જોઈ સંતોષ થયો. પણ આસપાસ માછલાં-મરઘાંની હત્યા જોઈ ચિત્તમાં ગ્લાનિ પેદા થઈ. જે ઈસ્લામે કાબાના મંદિરમાં મનુષ્યની કે પશુની હત્યા થાય નહીં એમ પહેલેથી નક્કી કર્યું, તે ઈસ્લામને શું આવો નિયમ કરતાં નહીં આવડે કે જ્યાં જ્યાં તીર્થસ્થાન છે કે ઈબાદતની જગા છે તેની આસપાસ અમુક હદ સુધી પ્રાણી-હત્યા થાય નહીં? ઈસ્લામનો દાવો છે કે એ છેલ્લામાં છેલ્લો અને સહેલામાં સહેલો ધર્મ છે. એવા ધર્મમાં પણ એટલો ઉમેરો જરૂર થઈ શકે કે જે અભય-દાન કાબાના મંદિરમાં છે તે જ અભયદાન દરેક પવિત્ર સ્થાન માટે પણ હોય.

મારા વિચારો વેગથી અહિંસાની ખોજમાં ભવિષ્યકાળમાં દોડતા હતા અને અમારી મોટર એટલા જ વેગથી અહિંસાની પુણ્યભૂમિ તરફ અમને લઈ જતી હતી.

વિપુલગિરિનો સાથ રાખી અમે સાત માઈલ સુધી પૂર્વ દિશાએ દોડયા અને ત્યાં સૂર્યાસ્તની તૈયારી સાથે અમારા ભાગ્યનો ઉદય થયો. કેમ કે અહીં અમે જે પ્રાકૃતિક દૃશ્ય જોયું તે સહેજે ભુલાય એમ નહોતું. જ્યાં વિપુલગિરિનું ઉત્તુંગ શિખર પૂરું થાય છે ત્યાં જ સુભગલીલા 'પંચાન' કે 'પંચાનવે' નદી આડે આવી. "એક રાત અહીં રહી ન જાઓ!" એમ કહેવાનું એને મન થયેલું સ્પષ્ટ દેખાતું હતું; પણ અમારી મોટર તરફ ધ્યાન જતાંવેંત એણે ઠરાવ્યું કે આ લોકો જીવનપ્રવાહી નથી પણ તૈલપ્રવાહી છે (કે પેટ્રોલપ્રવાહી કહીએ?). ખરેખર, એ સ્થાન એટલું સુંદર હતું કે જો સીતામાતા અહીં આવ્યાં હોત તો ત્રણ રાતનો વાસો કર્યા વગર આગળ જાત જ નહીં. ભવ્ય પહાડની છાયા, પૂજાના અક્ષત જેવી ધોળી ધોળી રેતી અને કુદરતના દરબારના અમે દરબારી છીએ, સામાન્ય પાદપ નથી એવા અભિમાનથી ડોલનારાં તાડનાં વૃક્ષ, અને વચમાં વચમાં ઘાસ અને લીલનો પથરાયેલો ગાલીચો, બધું જ ચિત્તને ઠારે એવું હતું. "એ આવી, એ આવી" કરતી સંધ્યાએ સોનાનાં છાંટણાં નાખવાનો પ્રારંભ કર્યો હતો અને પિતા સમો પહાડ સંધ્યાને તેમ કરતાં રોકતો હતો.

---

* બીજી વારની મુસાફરી.

રેતીમાંથી મોટરને લઈ જવી એ સહેલી વાત નથી હોતી. પણ ગામડાંના લોકોએ તાડના વિશાળ હાથ આડા પાથરેલા હોવાથી અમે સહેલાઈથી પેલી પાર જઈ શક્યા અને ત્યાંથી પાછા વળી એ આખા દૃશ્યનું અતૃપ્ત આંખે ફરી વાર પાન કરી શક્યા. અમે જ્યાં ઊભા હતા ત્યાં અમારી પાછળ નાનકડું ગિરિયક ગામ વાળુની તૈયારી કરતું હતું.

ગિરિયક વટાવતાંવેંત અમે વજ્રલેપ રસ્તા ઉપર આવ્યા અને ત્યાંથી પાંચ માઈલની ઓતરાતી દોટ મૂકી. હવે આંખો તો આ આખા લંબાણ દરમિયાન પશ્ચિમ દિશાએ જ ચોંટી રહી હતી. પહાડ પાછળ પડતાંવેંત સૂર્યનારાયણનાં ફરી દર્શન થયાં. પ્લૅટિનમનું સોનું થવા આવ્યું હતું. તાડનાં ઝાડ રમતિયાળ બાળકોની પેઠે દોડી દોડીને એ દર્શનની આડે આવી દર્શનનો આનંદ દસગણો વધારતાં હતાં. આથમતો સૂર્ય પોતાની શોભાથી સિદ્ધ કરતો હતો કે આર્ય જન દરેક સ્થિતિમાં આર્ય જ રહે છે અને આદરના અધિકારી રહે છે. અહીંની ખેતી શું, તાડ કે બીજાં ઝાડો શું, રસ્તો શું કે ઝૂંપડીઓ શું, બધું જ કળામય દેખાતું હતું. અડધાં લણેલાં ખેતરો પોતાની સીધી લીટીથી આખા ચિત્રને રેખીવ બનાવતાં હતાં, અને સૂરજ ધીમે ધીમે પોતાનું ઊંચું સ્થાન છોડીને પૃથ્વીને પંપાળવા નીચે ઊતરતો હતો. પોતાનું આંજી નાખનારું તેજ હવે એણે ઉતારી નાખ્યું હતું. સૂર્યાસ્તને આખર સુધી જોવો કે નહીં એનો હું નિર્ણય કરું તે પહેલાં જ અમારી જમણી બાજુએ રસ્તા પરના બે થાંભલાઓએ પાવાપુરીરોડની ગર્જના કરી, અને અમે તરત મોટો રસ્તો છોડી દાક્ષિણ્ય સેવ્યું.

લીલાં લીલાં ખેતરોના વિસ્તાર વચ્ચે પાવાપુરીનાં ધોળાં મંદિરો કેટલાં શોભે છે! આ જ સ્થાને એક આર્ય હૃદયની જીવનકળાનો અસ્ત થયો હતો. આ સ્થાને वायुरनिलम्, अमृतं इदं, भस्मान्तं शरीरं।(શ્વાસ હવામાં મળી જાય છે; આત્મતત્વ અમર છે અને શરીર તો રાખનો ઢગલો થઈને રહે છે)ની વેદવાણી કૃતાર્થ થઈ હતી. અને અહીંથી જ ભગવાન મહાવીરના ગણધરો અહિંસાનો આખરી સંદેશો લઈ દશે દિશામાં ફેલાયા હતા. જેણે આ સ્થાનને અપાપાપુરીનું નામ આપ્યું તેને અતિશયોક્તિ કરવાની ટેવ હતી એમ કોઈ કહી ન શકે. અહિંસા, અપરિગ્રહ અને તપસ્યા એ જો પાપને હઠાવવા સમર્થ ન હોય તો માણસે પુણ્યનો માર્ગ કોઈ કાળે સેવવો જ નહીં. કહે છે કે ગોરખપુર જિલ્લામાં કાશિયા પાસે પુખ્પોર કરીને એક ગામડું છે. એ જ મહાવીરનું સાચું નિર્વાણધામ છે. પાવાપુરી કરતાં પુખ્પોર એ નામ અપાપાપુરી સાથે વધારે મળતું છે. એ ખરું હોય અને કનિંગહામ (Cunningham) તથા રાહુલ સાંકૃત્યાયન પણ ભલે સિદ્ધ કરે કે પુખ્પોર જ અસલી સ્થાન છે, પણ જૈનોની શ્રદ્ધાએ જો એને ત્યાંથી ખસેડી પાવાપુરીમાં આણ્યું હોય તો તેમ કરવાનો તેમને હક છે. અને આપણે તો ઇતિહાસની ખણખોદી દૃષ્ટિ કરતાં ભક્તોની શ્રદ્ધાને જ વધારે માન આપવાના. લગભગ

વીસ વરસ પહેલાં આ સ્થાન જોયું હતું. એટલે હવે તો મન સાથે નિશ્ચય જ થઈ ગયો છે કે આપાપાપુરી બીજે ન જ હોઈ શકે.

રસ્તાની એક મોટી નાગમોડી પૂરી કરીને અમે જળમંદિરના મહાદ્વાર પાસે જઈ પહોંચ્યા. બીજાં તીર્થોમાં જેમ એક જાતની અકળામણ હોય છે તેવી અહીં ન થઈ. અહીં બધું શાંત પ્રસન્ન હતું. નવું મહાદ્વાર, એના પરનું નગારખાનું (જે હજી પૂરું નથી થયું) અને જળમંદિર સુધીનો પહોળો પુલ, બધું લાલ પથરાની ખાનદાનીથી ચણેલું છે. પુલની બંને બાજુ બગીચાઓ છે. અને તળાવની અંદર કમળનાં પાંદડાં આખા તળાવને ઢાંકી દેવું કે નહીં એના અનિશ્ચયમાં સહેજસાજ ડોલે છે. બેઠા ઘાટનું સામેનું મંદિર પુલના કાટખૂણામાં નથી એ બીના તરત ધ્યાન ખેંચે છે. તેથી કંઈક અડવું અડવું જેવું લાગે છે. પણ અંતે આમાં જ વધારે સુંદરતા છે એમ મન સાથે નિશ્ચય થાય છે.

પાણીની પેઠે પૈસા ખરચીને સ્થાપત્યકળા બગાડવાનો આરોપ આજકાલના જૈનો સામે મેં રજૂ કર્યો છે. પણ પાવાપુરીનું જળમંદિર એક અત્યંત આહ્‌લાદ-જનક અપવાદ છે.

અહીં આવ્યા પછી અમૃતસરના સુવર્ણમંદિરનું સ્મરણ થયા વગર રહે જ કેમ? પણ એક તો અમૃતસરનું તળાવ કંઈક નાનું છે, મનુષ્યવસ્તી વચ્ચે છે, અને એમાં કમળો નથી. એ ઉપરાંત સુવર્ણમંદિરમાં કબૂતરોનો ઉપદ્રવ આધ્યાત્મિક શાંતિનો નાશ કરે છે. અહીં પાવાપુરીમાં ડાંગરનાં ખેતરો વચ્ચેનું આ કમલ-કાસાર પોતાની સ્વાભાવિકતાથી જ રાજ કરે છે અને એની વચ્ચેનું જળમંદિર કોઈ લોભીની પેઠે આખો બેટ ભરી નથી કાઢતું. એણે પોતાની આસપાસ હરવા-ફરવા જેટલી ખાસી જગા ખુલ્લી મૂકી છે અને અપરિગ્રહનું વાતાવરણ જમાવ્યું છે. મદુરાનાં મોટાં મંદિરોમાં જો ભવ્યતા હોય છે તો પાવાપુરીના આ નાનકડા મંદિરમાં અણિમાની અને લાવણ્યની સિદ્ધિ છે. જૈનો જો પોતાનાં અનેક મંદિરોમાં અહીંની પેઠે જ આરસપહાણનો ઉપયોગ કરે તો કોઈ એમની નિંદા નહીં કરે. એમણે એક વાત છોડી દેવી જોઈએ. જૈનોમાં ભગવાનની ભક્તિ કરતાં પોતાની નામનાની અબળખાઓ વધારે હોય છે. જ્યાં જુઓ ત્યાં બારણા ઉપર મોટી મોટી તકતીઓ ચોડી એના ઉપર કેટલાંક નામો લખેલાં જડે છે. કેટલાક તો પોતે કેટલા પૈસા આપ્યા તેનો વેપારી હિસાબ પણ કોતરે છે. આ બધું જાહેર કરવું જ હોય તો બારણાને માથે ન કરતાં બારણાંની બે બાજુઓની દીવાલ ઉપર જમીનથી બે ત્રણ ફૂટની અંદર જ કરી દે તો ખ્યાતિ પણ થાય અને નમ્રતા પણ જળવાય.

કેટલાક વૈષ્ણવ ભક્તો બીજે છેડે જઈને પોતાનાં નામો અને પોતાની આકૃતિઓ મંદિરના મહાદ્વાર આગળની ફરસ ઉપર કોતરે છે. કલ્પના એવી કે દર્શને આવેલાં અસંખ્ય ભક્તોની ચરણરજ પોતાના નામ ઉપર પડે તો તેટલાથી પાવન થઈશું. આમાં નમ્રતાની પરાકાષ્ઠા દેખાય; પણ મારા જેવા દર્શનાર્થીની હેરાનગતિનો તો

એમાં વિચાર જ નથી હોતો. પેલા ભાઈને નમ્રતા વળગી એટલા માટે શું મારે એના ઉદ્ધાર ખાતર, બેદરકારી કેળવી ધૂળવાળા પગે એના નામ ઉપરથી ચાલવું? વૈષ્ણવ ભક્તોએ થોડો તો દયાધર્મ જાળવવો જોઈએ કે જેથી અમારા જેવા પોતાનો સભ્યતાનો ધર્મ પાળતાં અગવડમાં આવે નહીં!

આ વખતે પાવાપુરીના સરોવરમાં સરપ ન જોવાથી કાંઈક નિરાશા થઈ. સરપ જ્યારે પાણીમાં નાચે છે ત્યારે એ દૃશ્ય માછલાંઓના વિહાર કરતાં વધારે કલાત્મક હોય છે અને એવું દૃશ્ય પાવાપુરી છોડીને બીજે ક્યાં મળવાનું હતું? મદ્રાસની જળચરી બહુ નાની કહેવાય અને કાચકુંડની બાજુએથી, વીજળીના પ્રકાશમાં જોવાની સગવડ હોવા છતાં એ કૃત્રિમ જ કહેવાય.

સાંધ્યાની શાંતિનો વખત હતો. અમે સીધા મંદિરની અંદર પહોંચ્યા. ત્યાં એક ભાઈ અને એક બહેન મંદિરની વચ્ચોવચ કંઈક પાઠ કરતાં હતાં. ભાઈને વાંચતાં કાંઈક મુશ્કેલી પડે તો બહેન તરત એમની વહારે ધાઈને બધું સરખું કરી દેતાં હતાં. આપણા દેશમાં આવું દૃશ્ય વધાવી લેવા જેવું ખરું.

અહિંસાનો સાક્ષાત્કાર કરનાર તપસ્વી મહાવીરનું એક ક્ષણને માટે ધ્યાન કરી હું બહાર નીકળ્યો અને બાંધેલો આટો વિનોદ તરીકે માછલાંઓને ખવડાવવા બેટના પગથિયા પાસે ગયો. હિંદુમાત્રને આ કામ પુણ્યપ્રદ લાગે છે. મને એમાં ક્યાંય પુણ્ય જડયું નહીં. પણ વિનોદ પુષ્કળ મળ્યો. માછલાંઓનો આકાર કળાપૂર્ણ હોય છે. એમાંયે જ્યારે એઓ ઝુંડમાં ભેગાં થાય છે અને ગેલ કરે છે અથવા ખાવા માટે પડાપડી કરે છે ત્યારે વળાંકોનું નૃત્ય એક જીવતું કાવ્ય બની જાય છે. મેં એક વખતે જોયેલા સરપો માટે આંખો તાણી અને એમાં નિરાશ થવાથી આ મત્સ્યનૃત્યથી જ સંતોષ માન્યો.

આ જળમંદિર કાંઈ મહાવીરનું નિર્વાણસ્થાન નથી. તે તો ગાંવમંદિર નામે ઓળખાતાં સ્થળમંદિરમાં છે. જળમંદિરને સ્થાને મહાવીરના દેહને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો. જૈનોને મોટી મોટી સાંખ્યા અને અતિશયોક્તિ વગર કોઈ કાળે સંતોષ નથી થતો. જળમંદિર સંબંધમાં પણ એમણે એક વાર્તા ઉપજાવી કાઢી છે. અગ્નિસંસ્કાર વખતે અહીં તળાવ ન હતું. પણ જે અસંખ્ય દેવદેવીઓ યક્ષગંધર્વો અને સ્રીપુરુષો આખરી દર્શન માટે ત્યાં ભેગાં થયાં હતાં તેમણે કપાળે લગાડવા માટે ચપટી ચપટી માટી લઈ લીધી તેથી અગ્નિસંસ્કારના સ્થાનની આસ-પાસ મોટો ઊંડો ખાડો થયો. અને તેમાં પાણી ભરાવાથી આ તળાવની સૃષ્ટિ થઈ!

જળમંદિર જોયા પછી ગાંવમંદિર જવું એ ક્રમપ્રાપ્ત હતું. કલકત્તાના કળારસિક શ્રી બહાદુરસિંહજી સિંઘીની ધર્મશાળામાં અમે આરામ કર્યો; પ્રકાશ અને અંધકાર વચ્ચે ચાલતા ગજગ્રાહને સમયે, એ બાજુથી અમે જળમંદિરનું છેલ્લું દર્શન કર્યું, એનું કાવ્ય માણવા જતો હતો એટલામાં પાસેના કોઈ મંદિરમાંથી ઉદાત્ત-સ્વરિત ઘંટાનાદ સંભળાયો અને સાંધ્યાકાવ્ય એકાએક મુખરિત થયું. મારું શરીર હર્ષોત્ફુલ્લ

થવા જતું હતું એટલામાં આકાશમાં તારાઓએ છતા થઈ રાત્રિનું આકાશ પણ ફુલાવી દીધું. એ સ્થિતિનો ઉન્માદ વગરવંશી (જેનામાં સાચી રસિકતા નથી એવા) ન સમજી શકે.

એ અંધારામાં જ વીજળીની કરદીપિકા હાથમાં લઈને અમે ગાંવમંદિરે ગયા. અમારી સાથે સદાક્ત આશ્રમવાળા મથુરાબાબુ જેવા જાહેરાતદાર હોવાથી લોકોને ખબર પડી કે આ તો મહાત્માજી સાથે રહેનારા કાકા કાલેલકર છે. એક સ્થાનિક મહાશયે 'જૈનેતર દૃષ્ટિએ જૈન' એ ચોપડી વાંચી હશે એટલે એમણે માહિતીમાં ઉમેરો કર્યો કે કાકાસાહેબ ઓગણીસ વરસ પહેલાં પાવાપુરીમાં આવ્યા હતા અને એમણે અહીં એક પ્રવચન પણ આપ્યું હતું.

હવે તો ખાનગીપણું માણવાની ગુંજાઈશ ક્યાંથી? અધૂરામાં પૂરું ત્યાં ભેગા થયેલા ભક્તોમાં રાજમહેન્દ્રી તરફથી આવેલું એક ગુજરાતી કુટુંબ હતું. એમને ત્યાં હું એક વખત મહેમાન રહી ચૂક્યો હતો. ગાંવમંદિરમાં કોઈ સાધુનાં અનેક વચનો જ્યાં ત્યાં લખી રાખ્યાં હતાં. સ્વર્ગનરકનાં અને તીર્થસ્થાનોનાં ચિત્રો તો હોય જ. એ વચનો ગમે તેટલાં બોધપ્રદ હોય અને એ ચિત્રપ્રસંગો ગમે તેટલા ભવ્ય હોય તોયે મંદિરમાં, મારી દૃષ્ટિએ, અસ્થાને છે. ન જ રહેવાનું હોય તો મંદિર પાસે એક સ્વતંત્ર મંડપ ઊભો કરી એમાં ચિત્રોનું અને વચનોનું પ્રદર્શન ગોઠવી શકાય; પણ મંદિરને તો પોતાની મેળે જ, મૌનવાણીમાં, બોલવા દેવું જોઈએ. મંદિરોમાં ફૂલો રખાય, ધૂપદીપ ગોઠવાય, અને સંગીત વહેવડાવાય; ભક્તિરસમાં એ આડે આવતાં નથી. ઊલટાં કાંઈક ઉમેરો જ કરે છે. પણ ચિત્રો અને અક્ષરો જુદી જ સૃષ્ટિના પ્રતિનિધિઓ છે.

જૂના વખતમાં તીર્થયાત્રાએ ગયા હોઈએ એટલે પંડાઓના ચોપડામાં નામ, ગામ, ઠામ લખી આપવું પડતું. આજકાલ કોઈ સંસ્થા જોવા જઈએ તો મુલાકાત-સંગ્રહમાં કાંઈ ને કાંઈ લખી આપવું પડે છે. હવે તો મંદિરોમાં પણ અજાયબ-ઘરોની પેઠે 'વિઝિટર્સ બુક' રાખવામાં આવે છે. "જોયું અમારું મંદિર? લખી આપો ત્યારે તમારો આનંદ અને તમારી છાપ!" એમ કહીને જ્યારે ચોપડી આગળ ધરવામાં આવે છે ત્યારે હું મૂંઝાઉં છું. આનંદ વ્યક્ત કરતાં મને સંકોચ નથી. તેમ હોત તો આ યાત્રાસ્મરણ લખત જ નહીં. પણ આનંદને પણ પાકતાં કે જામતાં વાર લાગે છે. પૂજારીઓ જો ગરુડ-માતા વિનતાની પેઠે ઉતાવળ કરે તો એમાંથી વિકલાંગ અરુણની જ ઉત્પત્તિ થવાની.

બધાની પ્રેમથી વિદાય લઈ અમે તૈલવાહનમાં સવાર થયા અને સવેળા પટના પહોંચવા માટે મુખ્ય રસ્તા ભેગા થયા. આકાશના તારાઓ અમને કહેતા હતા કે 'બરાબર છે; તમે પશ્ચિમે જ ચાલ્યા છો.' બન્ને બાજુનાં પુરાણપુરુષ જેવાં વૃક્ષો અમને યાત્રા-સફળના આશીર્વાદ આપતાં હતાં. હવે તો રસ્તાની બન્ને બાજુ મોટરના પ્રકાશમાં ચાર-છ ક્ષણને માટે છતાં થતાં અને ફરી અલોપ થતાં વૃક્ષો

સિવાય જોવા જેવું કશું હતું જ નહીં. એકાદ સસલું કે શિયાળવું એ પ્રકાશથી ભડકીને નાસી જાય તો જરાક ધ્યાન ખેંચે ખરું, પણ પાવાપુરીની અહિંસાભૂમિનાં ધરાઈને દર્શન કર્યા પછી બીજું કશું જોવાની ઈચ્છા પણ રહી ન હતી. આકાશના નિત્યનૂતન તારાઓ પણ પ્રેમાળપણે કહેવા લાગ્યા, "અમે તો હમેશને માટે છીએ જ. આજે તું અમારી સાથે વાતો ન કર તો ચાલે. અમે ચિરસાક્ષી છીએ. અમે અહીં અનેક અવતારો જોયા છે અને અનેક ઘટનાઓ અમે અમારી આંખના પલકારાથી નોંધી રાખી છે. આજે તારા ધ્યાનને આડે અમે નહીં આવીએ. તું ધ્યાન ધરતો જા. અમે અમારા આધ્યાત્મિક તાલનો સાથ પટપટાવ્યે રાખીશું."

ઉપાસના કરવા લાયક જો કોઈ દેવતા હોય તો તે જીવન છે. પણ જીવનદેવતાની ઉપાસના કપરી હોય છે. માણસને માટે જો કાંઈ પણ હિતતમ હોય તો તે જીવનદેવતાને ઓળખવું એ જ છે. જીવનદેવતા બહુરૂપિણી છે. એ આપે પણ છે અને લે પણ છે. જન્મ અને મૃત્યુ બન્ને એની જ વિભૂતિઓ છે. બન્ને એના કૃપાપ્રસાદ તરીકે સ્વીકારવાનાં હોય છે; પણ એ પ્રસાદ બીજાને આપવા ખાતર જો માણસ જન્મની કે મરણની ઉત્પત્તિ કરે તો તે નહીં ચાલે. કોઈને જન્મ આપીએ કે મરણ આપીએ – જીવનદેવતા અસંતુષ્ટ જ થાય. જીવનરહસ્ય પારખવાની સાધના માટે માણસ પોતે જન્મ સ્વીકારે. અને એ જ સાધના કૃતાર્થ કરતાં એણે મરણ પણ વહોરી લેવું જોઈએ. પણ બીજા જીવને જન્મ આપવો કે મરણ આપવું એમાં આધ્યાત્મિક પ્રગતિ નથી.

જીવન અને મરણ એ સનાતન જીવનનાં બે પાસાં છે. કેવળ એક જ પાસાને જે મહત્ત્વ આપે છે તે જીવનનિષ્ઠ થઈ શકતો નથી. ભવતૃષ્ણા (જીવવાની અબળખા) અને વિભવતૃષ્ણા (મરવાની ઘેલછા), બન્નેમાં જીવનદ્રોહ છે. તેથી જે કોઈ જીવનદેવતાની ઉપાસના કરવા માગે તેણે અહિંસા દ્વારા મૃત્યુ ઉપર વિજય મેળવવો જોઈએ અને તપસ્યા દ્વારા જીવનનો પ્રૌઢ સાક્ષાત્કાર કરવો જોઈએ.

મરણ ઉપર વિજય મેળવવાના અનેક પ્રયત્નોનો ઉલ્લેખ દરેક ધર્મના ગ્રંથોમાં જડે છે. શરીર હજારો વર્ષ સુધી ટકાવવું, વાર્ધક્ય ટાળવું, રસાયણ ખાઈને વજ્રકાય બનવું એ અમર થવાના ઉપાય નથી. અમર થવું હોય તો મરણને પરાસ્ત કરવું જોઈએ. જે માને છે મરણ સર્વસમર્થ છે તે જ બીજાને મારવાનો અને પોતાને માટે મરણ ટાળવાનો પ્રયત્ન કરશે. જેણે જાણી લીધું કે મૃત્યુ નિર્વીર્ય છે તે કોઈને એની ઈચ્છા વિરુદ્ધ મારશે નહીં અને પોતે જ્યાં મરી જવું આવશ્યક હોય ત્યાં મરણ વધાવી લેતાં સંકોચ કરશે નહીં. એવાને જ મૃત્યુંજય કહી શકાય.

એવા જે થોડા મૃત્યુંજય વીરપુરુષો આ દુનિયામાં થઈ ગયા તેમાં મહાવીરનું સ્થાન અનોખું છે. કેમ કે એમણે મનુષ્યજાતિ પર વિશ્વાસ રાખી અહિંસાના અંતિમ સ્વરૂપનો ઉપદેશ કર્યો.

આજે આપણે કહીએ છીએ કે "માણસ માણસ વચ્ચેનાં વેર શમ્યાં નથી.

ભાઈનું ખૂન કરતાં પણ ભાઈ અચકાતો નથી. જેમનું દૂધ પીએ છે તેમને જ મારીને ખાવાનું માણસે છોડયું નથી. જે પશુઓને પાળીને પોતાના કુટુંબમાં લીધાં, અને જેમની મહેનતથી પોતાનો ખોરાક ઉગાડયો, તેમને પણ કતલ કરતાં જેમનું હૈયું ચિરાતું નથી એવા મનુષ્યપ્રાણીને કહેવું કે હિંસ્ર પશુને પણ ન મારવાં, કૃમિ-કીટોને પણ જેટલાં બચાવી શકાય તેટલાં બચાવવાં અને વનસ્પતિ આહારમાં પણ બને તેટલો જીવરક્ષાનો વિચાર રાખવો, એ તો શુદ્ધ ગાંડપણ છે." પણ કોઈએ એમ નથી કહ્યું કે જીવમાત્ર પ્રત્યે આદરભાવ રાખવો તે ધર્મ નથી. અને જો હિંસાના આત્યંતિક ત્યાગમાં જ જીવનની સફળતા હોય તો જેને એનો સાક્ષાત્કાર થયો, એણે એ વાત મનુષ્યજાતિ આગળ મૂકવી તો જોઈએ જ. આજે ભલે એ વસ્તુ સ્વીકારવાની પાત્રતા મનુષ્યજાતિમાં ન હોય; ભલે એમાંથી નર્યો હાસ્યાસ્પદ દંભ પેદા થતો હોય; પણ સાચી વસ્તુ મનુષ્યજાતિ આગળ મૂકવી તો જોઈએ જ.

જેઓ અહિંસા-સિદ્ધિનો ક્રમ ઓળખતા નથી તેમનું જીવન વિફળ થશે. તેઓ આગળ વધવાને બદલે પાછા પણ પડશે. પણ જ્ઞાનને અભાવે અથવા સાધનાના વાંકે સાધ્યને સંતાડી ન રખાય.

જેને અહિંસાનો વધારેમાં વધારે સાક્ષાત્કાર થયો હતો અને જેણે અહિંસાની સાધના સિદ્ધ કરવા માટે પોતાની અને પોતાના સાથીઓની જિંદગી શ્રદ્ધાપૂર્વક ખપાવી હતી, તે મહાવીરની અંતિમ વાણી જ્યાં સંભળાઈ તે સ્થાનનું દર્શન થતાં-વેંત મન અહિંસામય થઈ જાય અને અહિંસા વગર માણસાઈ કેમ કરમાઈ જાય છે એ તરફ ધ્યાન જાય એ સ્વાભાવિક છે.

જીવનદેવતાનું સ્વરૂપ અને એનું હૃદય ઓળખી જીવનદેવતાની અખંડ ઉપાસના અને અનન્ય ભક્તિ કરવા ઈચ્છનારને માટે મહાવીરનું જીવન અને એની વાણી હંમેશાં આકર્ષક રહેવાની. પણ એટલું તો સાચવવું જ રહ્યું કે એ બધું કૃત્રિમ અને યાંત્રિક ન થઈ જાય. ઉપાસના કેવળ ધૂપદીપવાળી પૂજા ન બને, અને ભક્તિ કેવળ નામધારી અભિમાનમાં ન પરિણમે એટલું જોવાનું છે. જ્ઞાન અને તપસ દ્વારા જીવનનો કાટ જરૂર દૂર કરાય! પણ જો જ્ઞાન અને તપસ પોતે જ કટાઈ જાય તો કેને શરણે જઈએ!

૧૯૪૧ ?

# ૩૩. બુદ્ધ ગયા

"આ જ આસન પર મારું શરીર સુકાઈ જાઓ, મારા શરીરની ચામડી, માંસ અને હાડકાંની માટી થઈ જાઓ, પણ અનેક કલ્પોમાં પણ મળવું મુશ્કેલ એવું મોક્ષદાયી જ્ઞાન મને ન મળે ત્યાં સુધી આ આસન ઉપરથી આ કાયા ખસવાની નથી." આવી ભીષણ પ્રતિજ્ઞા લઈ શાક્યમુનિ સિદ્ધાર્થ એક પીપળાના ઝાડ નીચે બેઠા. દેવો, યક્ષો અને ગંધર્વો આ અલૌકિક લોકનાયકને જોવા આકાશમાં ભેગા થયા. માર – મનુષ્યમાત્રનો શત્રુ માર – પોતાનું કર્તવ્ય સમજી આ પ્રતિજ્ઞા તોડાવવા કટિબદ્ધ થયો. ઘનઘોર યુદ્ધ ચાલ્યું. મારે બીક, મમતા અને પ્રલોભન બધું બતાવ્યું, પણ સિદ્ધાર્થની દૃઢતા આગળ મારનું કશું ચાલ્યું નહીં. સિદ્ધાર્થ મારજિત થયો અને બોધિજ્ઞાન મેળવી કૃતાર્થ થયો. તે બોધિનો આનંદ એટલો બધો ઉત્કટ હતો કે કેટલાયે દિવસ સુધી બુદ્ધ ભગવાનને એ સમાધિમાંથી ઊતરવાનું મન જ ન થયું.

પણ શાક્યમુનિનો ગૃહત્યાગ બોધિનો આનંદ મેળવવા પૂરતો સ્વાર્થી ન હતો. દુનિયાનું દુઃખનિવારણ કરવાના વિરાટ સંકલ્પથી જેની તપશ્ચર્યા શરૂ થઈ હોય તેને આમ સ્વસુખ-સમાધિમાં બેસી રહ્યે કેમ પાલવે? સમાધિને અંતે એક અવાજ હૃદયમાંથી ઊઠયો, "આ દુઃખી જનોની વેદનાનું શું?" એટલામાં શંકા ઊઠી, "વેદનાનું ઓસડ તો મળ્યું, પણ તે લે એવા છે કોણ? મારી સાધના દુનિયાની પ્રવૃત્તિથી અવળી જ છે. એને કોણ ગ્રહણ કરે? નેવાંનાં પાણી મોભે કેમ ચડે?"

"હાય! ત્યારે આ અલૌકિક તપશ્ચર્યા, આ દિવ્યજ્ઞાન એળે જ જવાનું?" આકાશમાં દેવોનાં વિમાન થરથર કંપવા લાગ્યાં, સૃષ્ટિ સ્તંભિત થઈ. સાધુ-સંતોની આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં. આ ક્ષણે લોકોનો ઉદ્ધાર નહીં થાય તો પછી ક્યારે થવાનો? નિરાશાનું સામ્રાજ્ય ફેલાયું. એટલામાં ચતુર્મુખ બ્રહ્મા ત્યાં ઊતર્યા. તેમનાં ચારે મુખનાં જુદાં જુદાં નામ છે. મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા. આ ચાર મુખથી સિદ્ધાર્થના હૃદયમાં બ્રહ્મા બોલ્યા: "ગૌતમ ઊઠ, તું બુદ્ધ થયો છે, તથાગત છે. તું મારજિત્ થયો છે. હવે લોકજિત્ થા, આખી દુનિયા તારી વાટ જુએ છે. તેં શોધી કાઢેલો રસ્તો ભલે અપૂર્વ હોય, ભલે 'પ્રતીપ' હોય, પણ તે વ્યર્થ તો નથી જ. કેટલાક લોકો એવા છે કે જેઓ તારે રસ્તે ચાલશે અને તારો ઉપદેશ દુનિયામાં ફેલાવશે. તેમના પર શ્રદ્ધા રાખ અને તારા વિશાળ હૃદયની ગંભીર કરુણાને સફળ કર."

તથાગત ઊઠયા અને ધર્મચક્ર ચલાવવા માટે આ ભૂમિ ઉપર વિહરવા લાગ્યા. જ્યાં જ્યાં તેમનો પગ પડયો ત્યાં ત્યાં અવેર-અહિંસા-કરુણા-પ્રેમનાં કમળ ઊગી

નીકળવા લાગ્યાં અને તેમના વિહારની વિહારભૂમિ તેમના મંગળ ઉપદેશથી સુવાસિત થઈ.

સનાતન ઈતિહાસને પણ સાનંદાશ્ચર્યમાં ડુબાડે એવી એ ઘટના થયે અઢી હજાર વરસ વીતી ગયાં, પણ ધર્મચક્ર ચાલુ જ છે. જેના હૃદયમાં તે મહા-ઉપદેશનો પડઘો પડયો છે તે દુ:ખમુક્ત થઈ જાય છે અને ફરી એક વાર મારનો પરાજય થાય છે.

* * *

"ભારતવર્ષના મોક્ષનો રસ્તો મને જડયો છે. તે સીધો છે, ધર્મ્ય છે, સર્વોદય-કારી છે." એમ ઉપદેશતા ઉપદેશતા વાયુવેગે ભારતવર્ષનું ભ્રમણ જે મહાત્માએ કર્યું તેનો ઉપદેશ ભારતવર્ષ કબૂલ રાખે છે કે નહીં એ નક્કી કરવા આ વરસે આપણે પ્રાચીન બોધિભૂમિ પર ભેગા થયા હતા. મહાસભાની સ્વરાજ્યપુરી અક્ષયવટ અને બોધિગયા વચ્ચે જ વિરાજતી હતી. ઘણા લોકો ગાડીમાં કે ચાલીને બોધિગયા જતા હતા. કોઈ ફલ્ગુ નદીના વિશાળ અને રેતાળ પટની સુંદરતાનાં વખાણ કરતા હતા, કોઈ ગગનવિહારી તાડવૃક્ષના મર્મરધ્વનિનું કાવ્ય સાંભળતા હતા. કોઈ શસ્યશ્યામલા અન્નપૂર્ણાની સમૃદ્ધિનો ખ્યાલ કરતા હતા. જ્યારે કોઈ તો દૂર દૂરના પહાડો પહેરેગીરની પેઠે બૂમ પાડી આપસમાં શું બોલે છે તે સાંભળવા માગતા હતા.

આ પહાડોએ હિમાલય અને વિંધ્યાચળની વચ્ચેનાં વિશાળ મેદાનોમાં થયેલી કેટલીય ઐતિહાસિક ઘટનાઓ નિહાળી હશે, એમણે ગયાસુરનો પ્રાણસંન્યાસ અને શાક્યમુનિનો ગૃહસંન્યાસ તો કાલે સવારે જ જોયેલા છે. મહાવીરને તેમણે અહીં પ્રથમ આવકાર આપ્યો હતો. ચીન અને મધ્ય એશિયાના મુનિઓને તેમણે ઊભા ઊભા રસ્તો બતાવ્યો હતો. તેઓ આજે શું બોલતા હશે? સ્વરાજ્યપુરીને શું તેઓ જનકના જ્ઞાનસત્રની સાથે સરખાવતા હશે? કે 'છે એક આઠ દિવસની ગંધર્વ-નગરી' એમ કહીને તુચ્છતા બતાવતા હશે? જેમણે યાજ્ઞવલ્ક્ય અને જનકનો સંવાદ સાંભળ્યો છે તેમને જ સત્યમૂર્તિ અને શ્રીનિવાસ આયંગાર; રંગાઆયર અને શ્યામલાલ નેહરુ, શિવપ્રસાદ ગુપ્ત અને સુંદરલાલનાં વ્યાખ્યાનો આઠ આઠ દિવસ સુધી સાંભળવાં પડયાં છે!!

કેટલાક લોકો બિહારની ભૂમિની ફળદ્રુપતા અને લોકોની કંગાલિયતનો વિરોધ જોઈ આશ્ચર્ય પામી કહેતા કે, અન્નપૂર્ણાનાં સંતાનો જ્યાં ભૂખે મરે છે અને હંમેશાં કાકલૂદીથી બોલે છે ત્યાં કેટલો ઘોર અન્યાય ચાલતો હોવો જોઈએ?!

* * *

ગયા સ્ટેશનથી લગભગ છ-સાત માઈલ પર બોધિગયા છે. રસ્તો ફલ્ગુ નદીને કાંઠે કાંઠે જાય છે. બુદ્ધકાળમાં આ નદીને નેરંજરા કહેતા અને આ પ્રદેશને ઉરુવેલ કહેતા. સાત માઈલનો રસ્તો વટાવ્યા પછી મોટાં મોટાં વૃક્ષોની ઘટા જોવામાં આવે છે અને ડાબી બાજુ પર કિલ્લા કે ગઢી જેવા એક મકાનની દીવાલ દેખાય છે.

આમાં બુદ્ધ ગયાનો મહંત પોતાના શિષ્યો સાથે રહે છે. તે બૌદ્ધ નથી છતાં બુદ્ધગયાના મંદિરના માલિક તરીકે બિરાજે છે. કહે છે કે એની પાસે મંદિરની માલિકીનું કેટલુંક ઝવેરાત છે. બ્રહ્મદેશના રાજાએ એ ઝવેરાત અર્પણ કરેલું હતું. આ મંદિરની માલિકી વિશે કેટલાંક વરસ પર તકરાર થતાં કોરટે મંદિર મહંતની માલિકીનું ઠરાવ્યું હતું. કલકત્તાની મહાબોધિ સોસાયટીએ એ મંદિરનો કબજો મેળવવા માટે મહાસભા પાસે ઈન્સાફ માગ્યો છે.

*  *  *

મહંતની ગઢી વટાવ્યા પછી જમણી બાજુએ ચડીએ એટલે સામે એક મોટો ઊંડો અને પહોળો ખાડો દેખાય છે અને તેમાં જ બુદ્ધગયાનું ઈતિહાસપ્રસિદ્ધ મંદિર બિરાજે છે. આ મંદિરનો નીચેનો અને આસપાસનો ભાગ માટીમાં દટાઈ ગયો હતો તે સરકારી પુરાતત્ત્વ ખાતાએ લગભગ ચાળીસ વરસ ઉપર ખોદી કાઢી સાફ કર્યો છે. મંદિર ખૂબ ઊંચું અને ભવ્ય છે. મંદિરની આસપાસનો કઠેરો પથ્થરનાં પાટિયાંનો બનાવેલો હતો. આજે તેનો થોડો ભાગ અવશેષ રહેલો છે, પણ જે રહેલો છે તેના ઉપરની સુંદર કારીગરી અને ભાવપૂર્ણ છબીઓ અસલી શોભાની ઝાંખી કરાવે છે. મંદિરની ભવ્યતાના પ્રમાણમાં ખુદ મંદિરની કારીગરી ખાસ આકર્ષક નથી. ભારતવર્ષમાં સ્થાપત્યકળાનો પહેલો ઊભરો શમી ગયા પછી આ મંદિર બંધાયું હોય એમ લાગે છે. પાશ્ચાત્ય શોધકો માને છે કે આ મંદિર પાંચમા સૈકામાં બંધાયેલું હોવું જોઈએ. આનો બંધાવનાર મહાપુરુષ અમરસિંહ છે. અમરકોષ રચનાર અમરસિંહ તે જ જો આ અમરસિંહ હોય અને એ જ અમરસિંહ જો ભોજ રાજાના દરબારનું એક રત્ન હોય તો આ મંદિરનો કાળ સહેજે નક્કી થઈ જાય છે.

મંદિરના ઘડતરમાં કોતરકામની ઝીણવટ બતાવવામાં આવી નથી. છતાં તે એટલું બધું પ્રમાણશુદ્ધ છે કે સમર્થ સ્થપતિએ જ તે કલ્પ્યું હશે એવું અનુમાન થાય છે. ત્યાગી, સંયમી અને વિરાગી બુદ્ધ ભગવાનના મંદિરમાં લક્ષ્મીપતિ વિષ્ણુની ચારુતા શોભે નહીં એમ માનીને જ આ મંદિરમાં કળાનો આટલો સંયમ રાખ્યો હશે.

મંદિરની અંદર પ્રવેશ કરતાંવેંત બોધિગુરુ બુદ્ધ ભગવાનની વિશાળ મૂર્તિ જોવામાં આવે છે. મૂર્તિની મુખમુદ્રા ઉપરની મુદિતા અને દૃઢતા ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી. પૂજારીઓ મૂર્તિના ગળામાં વસ્ત્ર કે પડદો ન બાંધે તો મૂર્તિનું પૂરું સ્વરૂપ પોતાની પૂરેપૂરી અસર પાડે. બાજુના દાદર પરથી ચડીએ એટલે બે બાજુ પર ઊભેલા બે બોધિસત્ત્વોનું દર્શન થાય છે. અહીંથી શિખરની આસપાસ ફરવાથી મંદિરના પ્રાંગણની શોભા દેખાય છે. મંદિરની પાછળની બાજુ પર એક પીપળાનું ઝાડ છે અને તેની નીચે એક મોટી શિલા છે. આ ઝાડ નીચે અને આ શિલા પર બેસીને બુદ્ધ ભગવાને પોતાની તપશ્ચર્યા પૂરી કરી હતી એમ મનાય છે.

આ ઝાડ બહુ જૂનું નથી. દસ વરસ પર હું આવ્યો હતો ત્યારે તે બહુ જ નાનું હતું. મૂળ ઝાડનો નાશ થયાનું ઈતિહાસ કહે છે. અહીંના એ મૂળ બોધિવૃક્ષની એક ડાળ સિલોનમાં લઈ જવામાં આવી હતી, જે અનુરાધાપુરમાં હજી જીવે છે. ત્યાંના બૌદ્ધ લોકો એની પૂજા કરે છે. મંદિરની પ્રદક્ષિણા પૂરી કરતી વખતે મંદિરના ડાબા હાથ તરફ એક લાંબો ઓટલો દેખાય છે, જેના પર ઉઠાવદાર કમળો બનાવેલાં છે. દયામય પ્રભુની પવિત્ર પગલી જ્યાં જ્યાં પડે ત્યાં ત્યાં કમળો ઊગી નીકળતાં એ જાતની પૌરાણિક માન્યતા આ રીતે વ્યક્ત કરવામાં આવી છે. બુદ્ધ ભગવાન અંતર્મુખ વૃત્તિથી આ ઠેકાણે આંટા મારતા હતા, જેને બૌદ્ધ પરિભાષામાં ‘ચંક્રમણ’ કહે છે. આસપાસના બગીચામાં પાષાણના કોતરેલા સુંદર સ્તૂપો અને મૂર્તિઓ છે. અનેક ભક્તોની ભેટ તરીકે એ અહીં સ્થાપેલાં હોવાં જોઈએ.

* * *

બિચારા બોધિદ્રુમે દુનિયાનું શું નુકસાન કર્યું હતું? એણે ન તો કોઈને ઝેર પાયું હતું કે ન તો એ કોઈની હત્યાનું સાક્ષી પણ થયું હતું. આર્ત લોકોના દુઃખનું નિવારણ કરવાને અર્થે પોતાના શરીરને સર્વ પ્રકારનાં કષ્ટ દેનાર ગૌતમ બુદ્ધને એણે પોતાનાં તરલ પર્ણથી છાયા આપી હતી અને વાયુ ઢોળ્યો હતો. છતાં ઝનૂની અશોકના—હા, અશોકના ક્રોધનું એ ભોગ થઈ પડયું હતું. બૌદ્ધ ધર્મની દીક્ષા લેતાં પહેલાં અશોકે તે ધર્મ ઉપર કરડી નજર રાખી હતી. હૃદયનો પલટો થયા પછી એ જ અશોકે ત્યાં બીજા વૃક્ષનું બીજારોપણ કર્યું. ખ્રિસ્તી ધર્મનું નખ્ખોદ વાળવા બેઠેલા સંત પૉલે જેમ આખી જિંદગી ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવામાં જ આખરે ગાળી તેમ તેના પહેલાં અશોકે પણ કર્યું છે. અશોક પછી બે વાર હિંદુ રાજાઓના ક્રૂર પ્રહાર એ બોધિદ્રુમને સહેવા પડયા હતા એમ ઈતિહાસ કહે છે.

હિંદુસ્તાનમાં મંદિરો અને ગ્રંથાલયોના નાશ કરવાના ગુનાને સારુ આપણા મુસલમાન ભાઈઓને જેઓ બિલકુલ ક્ષમા કરી શકતા નથી તે હિંદુ ભાઈઓએ બોધિદ્રુમનો આ કિસ્સો ધ્યાનમાં રાખવો જોઈએ. દરેક જાતનો અત્યાચાર નિંદ્ય છે અને અધર્મ છે; પણ એ દોષ અમુક જાતિમાં છે અને અમુક જાતિમાં બિલકુલ નથી એમ નથી જ, અને એવો દોષ બધે જડયા પછી કઈ જાતિમાં તે વધારે છે અને કઈ જાતિમાં ઓછો એની ચર્ચામાં ઊતરવું એ આજે નિરર્થક છે. બુદ્ધગયામાં બોધિદ્રુમ અનેક વાર કપાયું, પણ તેની જે એક ડાળ ભારતીય જહાજમાંથી પ્રાચીન કાળમાં લંકામાં ગઈ તે હજીયે ત્યાં અનુરાધાપુરમાં પુરજોસમાં ફાલેલી જોવામાં આવે છે.

મંદિરને જમણે હાથે રાખી સીધા આગળ જવાથી એક તળાવનો ઘાટ દેખાય છે. તળાવ બહુ મોટું નથી, પણ ઘાટ વ્યવસ્થિત છે. કેટલાયે બૌદ્ધભિક્ષુઓએ અને શ્રમણોએ આ તળાવના કાંઠા પર બેસી જળમંડળનું ધ્યાન ધર્યું હશે!

* * *

ઐતિહાસિક ડહાપણથી ડાહ્યા થઈ આજે આપણે પ્રાચીન કારીગરી અને માન્યતાઓ શોધી કાઢવા ફરીએ છીએ અને દરેક વસ્તુના કાળ અને શિલ્પપદ્ધતિ નક્કી કરવામાં પુરુષાર્થ ગણીએ છીએ. પણ આ મંદિરો કંઈ કોઈ શરીર રચના-શાસ્ત્રીના ટેબલ પર પડેલાં અજ્ઞાત અને ખ્યાતિવિહીન જાતિનાં પ્રાચીન હાડકાં નથી. તે આપણા જ પૂર્વજોના હૃદયનું અને ઉત્સાહનું સ્મારક છે. આપણામાં પ્રાચીન છતાં ચેતન એવો પ્રાણ ફૂંકનાર આપણો પવિત્ર વારસો છે. આ મંદિરો ગમે તેટલાં ખંડિત થયાં હોય તોપણ આપણે માટે તે નિષ્પ્રાણ નિરગ્નિ રાખ નથી. ભારતવર્ષને માટે આ મંદિરોમાં અમૃત-સંજીવની રહેલી છે. આપણે શ્રદ્ધાથી તેમનું દર્શન કરીએ, તેમની પાસેથી આશીર્વાદ મેળવીએ અને હિંમત હોય તો બુદ્ધ ભગવાન જેવો ત્યાગ દાખવી તે ત્યાગને માટે લાયક બનીએ, ત્યાગને છાજે એવું આર્ય જીવન ગાળીએ. શાક્યસિંહની કીર્તિ અમરસિંહે અમર કરી તે આપણા કૌતુકને માટે નહીં, પણ આપણા જાગરણ માટે, કલ્યાણને માટે.

૧૪-૧-'૨૩

## ૩૪. બિલ્વાશ્રમનું પુનર્દર્શન

જેમ ઉત્તર કાશી સાધુઓનો ઉનાળામાં રહેવાનો ગ્રીષ્મારામ છે તેમ હૃષીકેશ અને લક્ષ્મણઝૂલા તેમનો હેમંતારામ અને શિશિરારામ છે. આ સ્થાને સ્વર્ગાશ્રમમાં તથા રામાનુજ આશ્રમમાં કેટલાક દિવસ વસ્તી કરેલી અને નિવૃત્તિજીવનનું ચિંતન કરેલું તેથી એ પુણ્યભૂમિનાં ફરી એક વાર દર્શન થાય તો સારું એમ મનમાં રહેતું હતું. દર્શનની જેટલી ઉત્કટતા હતી તેટલી જ તે વિશે બીક પણ હતી. ચોવીસ વર્ષ પહેલાંનો સ્વર્ગાશ્રમ આજે ત્યાં ક્યાંથી હોય? પારલૌકિક જીવન વિશે શ્રદ્ધા રાખનારા અને છતાં ઐહિક જીવનનો લોભ કાયમ રાખનારા અને જાણ્યેઅજાણ્યે પોતાની એ વૃત્તિનો ચેપ સાધુઓને પણ લગાડનારા ભક્ત લોકોએ પોતાની દાનશ્રદ્ધાથી આ આખું સ્થાન બજાર જેવું કરી મૂક્યું હશે અને સાધુઓને રહેવાની સગવડો વધારવાની સાથે દુનિયાની બધી બદીઓને પણ અહીં રહેવાની સગવડો ઊભી કરી હશે એવી બીક મનમાં હતી. અમે હતા ત્યારે કેટલાક સાધુઓ, પોતાની ભૂખ કરતાં ત્રણ ગણી રોટલીઓ ભેગી કરી, વધારાની રોટલીઓ શિયાળા પૂરતા આવી વસેલાં ભોટ લોકોને પૈસે રોટલીને ભાવે વેચતા અને એ પૈસામાંથી સાધુ થયા છતાં રહી ગયેલી વાસનાઓ પૂરી પાડતા. તે વખતે સાંભળ્યું હતું કે દૂર જંગલમાં એક છૂપી મધુશાલા પણ છે. આ સમાચાર સાંભળી જોકે હું હેબતાઈ ગયો હતો છતાં એ સમાચાર કેટલે દરજ્જે સાચા છે એની તપાસ કરવાની હિંમત નહોતી. બીક હતી કે એ સમાચાર સાચા જ નીવડશે; તેથી આ સ્થાનને સંશયનો લાભ આપવા માટે તપાસ કરવાનું જ મેં માંડી વાળ્યું હતું.

આ સ્થાને મેં મારી જિંદગીનો થોડોક પવિત્રતમ કાળ ગાળ્યો હતો. અત્યારે સ્મરણ છે તે પ્રમાણે તો એ કાળમાં કોઈ પણ જાતના વિકારોને હું વશ નહોતો થયો. અભિમાન, અહંકાર આદિ મનુષ્યસુલભ મનોવૃત્તિને પણ અહીં ઓછામાં ઓછો અવકાશ હતો. પરમ પ્રિય સાથીઓના પવિત્ર સહવાસમાં સમાજહિતની અનેક યોજનાઓ ઘડતો, જીવનના જૂના અનુભવનો સાર તારવતો, સંતવચનોના જીવંત સહવાસમાં ચિત્તવૃત્તિને શોધતો અને કુદરતના નિર્મળ ભવ્ય સૌંદર્યમાં તલ્લીન થતો, હું અહીં રહ્યો હતો.

આ અરસામાં તપસ્યાનો કાંઈક મૂઢગ્રાહ મને વળગ્યો હતો એટલે એક ધોતિયું અને એક ઉપરણું એ જ મારો પહેરવેશ હતો. અંદર લંગોટી ખરી. ઓછામાં ઓછું ઓઢવું અને પાથરવું, ઓછામાં ઓછું સૂવું, ઓછામાં ઓછું બોલવું, સવારે ઊઠીને ગંગાજીના ધરામાં ધરાઈને નાહવું, માથાના અને દાઢીના વાળ સૂકવ્યા વગર ઉઘાડે ડિલે એક બિલ્વવૃક્ષ તળે જપ કરવા બેસવું, અન્નક્ષેત્રમાંથી આણેલી રોટલી અને દાળ ખાવાં, અને દિવસરાત ધ્યાન ધરવું અથવા ધાર્મિક ગ્રંથોનું પારાયણ કરવું એ જ મારો વ્યવસાય હતો. આસપાસ કેટલાક બંગાળી અને મદ્રાસી સાધુઓ રહેતા એમની સાથે વાતો ચાલતી. પણ સ્વર્ગાશ્રમનું જીવન મને સદ્યું નહીં. ખોરાકમાંથી પૂરતું પોષણ ચૂસી લેવાની હોજરીની શક્તિ નહીં એટલે વધારે ખાવાની ટેવ પડી. જેમ તબિયત બગડે તેમ વધારે ખાધા વગર તૃપ્તિ થાય જ નહીં. આઠ આઠ દસ દસ રોટલીઓ ખાઉં, બબ્બે ચચ્ચાર વાટકા જેટલી ચણાની દાળ ઉડાવું, બપોરે ગોળ અને ચણા મળે તો તે પણ ખરા. આમાં સ્વાદ કરવાની દાનત નહીં પણ આહારશાસ્ત્રનો જરાયે ખ્યાલ ન હતો. ભૂખ કેમે કરીને શમે નહીં. અંતે પેટ બગડ્યું, તબિયત બગડી. રોજ સાંજે ટાઢ વાયા પછી સખત તાવ આવે. એક લોઢાના પતરા ઉપર ચટાઈ નાખીને સૂતો એ પતરું પણ ટાઢ સાથે વાતું હતું. એના અવાજના તાલ સાથે હું ભજનો ગાતો. રોજ બે માઈલ જઈને ભિક્ષા આણવાની, ગંગાને કાંઠે બેસી આરોગવાની અને ધ્યાન, ભજન, જપ, ટાઢ અને તાવ વચ્ચે આખો દિવસ વહેંચી નાખવાનો. આવું ચાલ્યું.

આખા શરીરે કરચલીઓ પડી. કસાયેલું શરીર ઘસાવા લાગ્યું. મનને ખાતરી થઈ કે શરીર હવે અહીં જ પડવાનું. એ ખાતરીનો પણ આનંદ અને ઉન્માદ જ જામ્યો અને મારી નિવૃત્તિની પ્રવૃત્તિ બમણા વેગથી ચાલી. શરીર છૂટે તે પહેલાં સાક્ષાત્કાર થવાનો જ છે એ જાતનો વિશ્વાસ હૈયામાં હતો. જો મને આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન હોત, આહારશાસ્ત્રનો કંઈક ખ્યાલ હોત તો મારું જીવન, મને લાગે છે, ક્યારની કૃતાર્થતા અનુભવી શક્યું હોત. મને લાગે છે કે મેં સ્વાદ ઠીક ઠીક જીત્યો છે, છતાં આહાર જીત્યો નથી. અત્યારે પણ સહેજે વધારે ખવાઈ જાય છે.

માયા સાધકોને કેમ પરાસ્ત કરે છે અને એની નબળાઈનો મર્મ જોઈ ત્યાં જ ઘા કરે છે એનો એક વધારાનો દાખલો પૂરો પાડવા માટે જ આ બધું લખ્યું છે.

તે વખતે મને હિંદી બોલતાં આવડતું નહીં. એટલે લોકો સાથે વાતો કરતાં કે ભમતાં મુશ્કેલી પડતી. આ કારણે હું અતડો જ રહેતો. ગુનેગારના મોઢા પર જેમ ફજેતીનો, હડધૂતપણાનો ભાવ હોય તેવો મારા મોઢા ઉપર રહેતો હશે એવો કંઈક મને ખ્યાલ છે. આપણને ક્યાંક આવકાર મળશે એવી મનમાં અપેક્ષા જ નહીં. બધા જ મારો તિરસ્કાર કરે છે, મને ત્યાજ્ય ગણે છે એવી ભાવના હૈયામાં ઘર કરીને બેઠી હતી. મારી સાધનાને એ પોષક હોવાથી એને હાંકી કાઢવાનો મેં પ્રયત્ન કર્યો નહીં. પ્રયત્ન કરત તોયે ફાવત કે કેમ એ વિશે શંકા છે.

એવે વખતે સ્વામી આનંદ આલમોડાથી અચાનક મને મળવા આવ્યા. મારી સ્થિતિ જોઈ તેઓ ચોંકી ગયા; અને એમણે દરેક રીતે મને સાજો કરવાનો પ્રયત્ન આદર્યો. એ વખતની એમની સહાનુભૂતિ ખરેખર દૈવી હતી. વીરોચિત તો ખરી જ. સેવાવીર શું શું કરી શકે છે એનો એમણે ઉત્તમ દાખલો બેસાડયો છે. તેઓ મને સ્વર્ગાશ્રમમાંથી હૃષીકેશમાં, રામાનુજ આશ્રમમાં લઈ આવ્યા. ત્યાંના દિવસો અનેક રીતે સંસ્મરણીય થયા છે. એ સંસ્મરણો અહીં આપવાં જોઈએ; પણ અત્યારે એટલી ધીરજ નથી. તે વખતે સમાજહિતની જે અસંખ્ય યોજનાઓ ચર્ચી અને ગોઠવી તેનું જો વિસ્તૃત બયાન લખી કાઢું – અને તે અશક્ય નથી – તો તે પણ મારે મન એક કીમતી વસ્તુ થઈ જાય. મારા જીવન-તત્ત્વજ્ઞાનના પાયાનો મોટો ભાગ ત્યાં જ ચણાયો એમ કહું તો ચાલે. માતાની પૂજા, દુર્ગા-સપ્તશતીનો પાઠ અને શક્તિઉપાસનાનો તે કાળ હતો. મારી શક્તિ-ઉપાસનામાં કોઈ પણ જાતનો વામાચારનો સ્પષ્ટ-અસ્પષ્ટ જરા સરખો અંશ ન હતો. આધ્યાત્મિક શક્તિની ઉપાસના હતી. મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીનું બ્રહ્મવિદ્યાપ્રાપ્ત્યર્થ સમષ્ટિરૂપે એ ધ્યાન હતું. કુદરત તરફ તે વખતે હું કલાધરની નજરે જોતો ન હતો; પણ કલાધરની નજર વિશુદ્ધ કરી, કલાતીત થવાનો પ્રયત્ન કરનાર નિષ્કલ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કુદરત વાટે પણ કરવા મથનાર સાધકની નજરે જોતો; એટલે કુદરત પાછળ અથવા કુદરતની અંદર જે ચૈતન્ય અખંડ ધારારૂપે સ્ફુરે છે એની સાથે તન્મય થવાના મારા પ્રયત્નો ચાલતા. જ્યારે જ્યારે સ્વર્ગાશ્રમ અને તે વખતના વાતાવરણનો વિચાર કરું છું ત્યારે ત્યારે એ સાધના ફરી જાગ્રત થાય છે અને કવિની મસ્તી કરતાં કાંઈક અંશે ચઢિયાતી મસ્તી અનુભવું છું.

તે વખતે મરાઠી ભાષા સમૃદ્ધ કરવાના, એના કાવ્યની અમૃતસંજીવનીમાં અવગાહન કરવાના, સેવાશ્રમો સ્થાપી દરિદ્રનારાયણ સાથે એકરૂપ થવાના, વેશ્યાઓ વચ્ચે રહી એમના જીવનનો મેલ ધોઈ કાઢવાના, મોટાં મોટાં વિશ્વ-વિદ્યાલયો સ્થાપી આર્યસંસ્કૃતિને ફરી ઉદ્દીપિત કરવાના, સંસ્કૃતનો નિચોડ ભારતની તમામ ભાષાઓને પાવાના, ગામડાંની કારીગરીમાં શોધકબુદ્ધિ ઉમેરવાના, દરેક મંદિરમાંથી એક એક જીવનસંસ્થા સ્થાપવાના, એક મોટું જહાજ ભાડે રાખી હિંદુસ્તાનના સર્વોત્તમ વિદ્યાર્થીઓને દુનિયાની મુસાફરીએ લઈ જવાના, યુરોપમાં શહેરે શહેરે

નિરામિષાહારી ભોજનગૃહો સ્થાપી ત્યાં અન્નાહારનો પ્રચાર કરવાના, ચીન, તિબેટ, તાર્તરી અને રશિયા સુધી પગપાળા મુસાફરી કરવાના, હિંદુસ્તાનના તમામ પહાડોનાં શિખરો ઉપર જબરદસ્ત 'હેલિયોગ્રાફ' રાખી સ્વદેશી તારખાતું ખોલવાના, અફઘાનિસ્તાન અને ઈરાનમાં રહી ઈસ્લામમાં ધર્મસંસ્કરણ કરાવવાના, હિંદુ અને બૌદ્ધ ધર્મનો સમન્વય કરી જાપાન, ચીન, સિયામ, બ્રહ્મદેશ અને હિંદુસ્તાનનું વિશાળ સંગઠન કરવાના—એવા એવા અનેક સંકલ્પ અને યોજનાઓ હું યોજતો. શું શું થવું જોઈએ, એ કઈ રીતે કરાય એની કલ્પના ચાલતી. હું જાતે એનો આરંભ કેમ કરીશ એની તો મને કલ્પનાઓ પણ ન આવતી; અને એની મને વિમાસણ પણ નહોતી થતી. કોઈ કોઈ વખતે થતું કે અત્યંત ઉત્કટતાથી અને એકાગ્રતાથી આમાંથી એક જ સંકલ્પ લઈને યોગયુક્ત સ્થિતિમાં કેવળ સંકલ્પ્યા કરું તોયે દુનિયામાં એનું વાતાવરણ જામશે અને એની મેળે એ વસ્તુ દુનિયાના લોકોને હાથે સિદ્ધ થવા માંડશે. દુનિયા નહીં જાણે કે એ બધા પરિવર્તન પાછળ મારો સંકલ્પ કામ કરી રહ્યો છે, પણ મને સમાધાન હશે કે મારો સંકલ્પ-યોગ ફળી રહ્યો છે.

એક દિવસ એક શંકા મનમાં આવી અને સંકલ્પ-યોગનો ઉન્માદ તરત શમી ગયો. આટલી ઉત્કટતાથી આટલા બધા શુભ સંકલ્પો વિગતવાર આવે છે તે મારી જ સાધના છે કે કોઈ લોકોત્તર મહાત્માના જબરા સંકલ્પનાં મોજાં મારા હૈયા સુધી પહોંચે છે, અને મને અસ્વસ્થ કરી મારા હૃદયની તૈયારી કરાવે છે?

આ શંકાને કારણે કહો, અથવા નિવૃત્તિ હજમ ન થઈ શકી તે કારણે કહો, અથવા ધ્યાનમાંથી તે વખતે જેટલું જોઈતું હતું તેટલું સમાધાન મળી ગયું તે કારણે કહો, પણ ફરી પ્રવૃત્તિમાં આવવાનું સૂઝ્યું, અને પછી હૃષીકેશનું જીવન અને હૃષીકેશનું ચિંતન સ્વપ્નમય, કાવ્યમય, સંસ્મરણમય થઈ ગયું. કોક વખત મનમાં શંકા આવતી કે ખરેખર હૃષીકેશ જેવું સ્થાન છે કે એ આખી સ્વપ્નસૃષ્ટિ જ છે? હૃષીકેશ જઈ આવેલા લોકો જ્યારે મળતા ત્યારે તેમની સાથે વાતો કરીને ચુપચાપ ખાતરી કરી લેતો કે ના, ખરેખર એ સ્થાન ત્યાં છે અને હું ત્યાં રહી પણ આવ્યો છું. કોક વખતે મનમાં થતું કે આટલી વિગતવાર સ્મૃતિ સ્વપ્નું ન જ હોય, અંતે કુતૂહલ વધ્યું અને મન સાથે નિશ્ચય કર્યો કે આપણે મથુરાના શ્રીકૃષ્ણ ન જ થઈએ. શ્રીકૃષ્ણે ગોકુળ વૃન્દાવન એક વાર છોડયું તે છોડયું જ, તેઓ પાછા કોઈ કાળે વૃન્દાવન ગયાનો દાખલો નથી. મારે એ જૂનું સ્થાન એક વાર જોવું જ જોઈએ, આજની નજરે એ કેવું દેખાય છે એ અજમાવવું જોઈએ.

આધ્યાત્મિકવૃત્તિ પ્રધાન રાખી કેળવણીનું અને જનસેવાનું કાર્ય કરનાર આચાર્ય દેવશર્માજીએ મને આ વર્ષના ગુરુકુળઉત્સવમાં ભાગ લેવા નોતર્યો. જબરદસ્તીથી લઈ ગયા એમ કહું તો ચાલે. એટલે અનાયાસે હૃષીકેશ જવાની તક મળી. બીજાં પણ કારણો થયાં અને પતિયાળા તરફના બે ગુલાબી પંજાબી ભાઈઓ સાથે એમની મોટરમાં અમે લક્ષ્મણઝૂલા સુધી જવા ઊપડયા. જૂના વખતમાં

ગયેલો તે પગપાળો અને જાણે અજ્ઞાત ભવિષ્યમાં કેવળ શ્રદ્ધાનું ભાતું લઈને જતો હોઉં તેમ. આ વખતે શ્રદ્ધાળુ યાત્રીની મોટરમાં જૂના અનુભવો જાગ્રત કરવાને સ્મરણયાત્રાનું એક પ્રકરણ જીવતો હોઉં એ રીતે જતો હતો. જીવનનો અનુભવ કણશ: અને ક્ષણશ: લેવાય છે, જ્યારે સ્મરણયાત્રા કોક વખતે મોટરવેગે અને કોક વખતે મનોરથને વેગે જ કરવાની હોય છે, એટલે મોટર લઈને જવામાં સંકોચ ન હતો. તે વખતનો ઉનાળાનો તાપ અને આ વખતનો શિયાળુ વરસાદ એ પણ જાણે બન્ને યાત્રાને અનુરૂપ જ હતા. તરાઈનાં ઝાડો પવનથી રક્ષિત હોઈ સજ્જનોની કલ્પનાની પેઠે ધરતીમાંથી સીધાં આકાશ તરફ જતાં હતાં. સુકાયેલાં પાંદડાં પવન સાથે ગેલ કરવાને બદલે અને હસાહસ ચલાવવાને બદલે રડીને રાજ મેળવનાર બાળકોની પેઠે વરસાદનાં ટીપાંથી પ્રસન્નપણે ચળકતાં હતાં. રેલનો સાંકડો રસ્તો જંગલને અને શ્રદ્ધાને વીંધીને લોકોનું કુતૂહલ શમાવવા માટે દોડતો હતો. મોટર દોડતી જાય અને જૂનાં સંસ્મરણો તાજાં થતાં જાય: આ પહાડી ઝરણાને કાંઠે હું નાહવા ઊતર્યો હતો. અહીં સંધ્યાવંદન કર્યું હતું; અહીં

आजिचा सुदीन रे सुदीन

आमुचा उदयला भाग्याचा, आमुचा उदयला भाग्याचा ।।

ગાયું હતું અને લક્ષ્મીનારાયણ આગળ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા હતા. આ ઠેકાણે 'હરિહરની જય' સાથે અપાયેલી રોટલી અને દાળ ખાધી હતી, આ ઠેકાણે ઝાડીની છાયામાં ઝરણાને કાંઠે સ્વામી ઉપર ચિડાયો હતો અને પેલે ઠેકાણે પેલા બંગાળી બ્રહ્મચારી સાથે ચૈતન્યસંપ્રદાય અને શક્તિઉપાસનાની બંગાળ ઉપર થયેલી અસરની, ચર્ચા કરી હતી. આગળ જતાં એક સ્થાન આવ્યું જ્યાં બેસીને એક યોગમાર્ગી સાધુ જોડે આજની યોગસાધનાના દોષોની વાત કરી એને નારાજ કર્યાનું સ્મરણ થયું, જ્યારે બીજે ઠેકાણે ભૂસ્તરશાસ્ત્રોના સિદ્ધાંતો પ્રમાણે હિમાલયની રચનાનો વિચાર કર્યો હતો. એક ઠેકાણે ભૂતિયા લોકોના દર્શન સાથે એક જૂનું સ્મરણ તાજું થયું. સવારે ઊઠીને હૃષીકેશથી હરદ્વાર જતો હતો. રસ્તામાં ભૂતિયા લોકોની બેચાર ઝૂંપડીઓ બળીને રાખ થતી હતી અને એ બિચારા લોકો દોડદોડા કરી બળતામાંથી પોતાને કીમતી એવી ચીજો બચાવવાનો પ્રયત્ન કરતા હતા. બીજે દિવસે બપોરે એ જ રસ્તે પાછા વળતાં જોયું તો એ લોકોએ જંગલમાંથી ઘાસ, લાકડાં આણી અને ઘાસની જ દોરીઓ વણી પહેલાં જેવાં જ ઝૂંપડાં તૈયાર કર્યાં હતાં; અને અંદર એમનાં છોકરાં કલ્લોલ કરતાં હતાં!

હિમાલયમાં હવામાં જરા સરખો ભેજ જામે એટલે ઇંદ્રધનુષ્યો ફેલાયાં જ છે. આ વખતે સામેના પહાડ ઉપર—પહાડના આકાશના નહીં પણ પહાડના વિશાળ દિલ ઉપર—ઇંદ્રધનુષ્યનો એક કટકો તણાયો હતો. લીલી ઝાડીની ધરતી (back-ground) ઉપર એ ફેલાયેલું હોવાથી એ જરા પાતળું થયું હતું; પણ તેથી કાંઈ ઓછું મોહક નહોતું. દોડતી મોટર જેમ દિશા ફેરવે તેમ ધનુષ્ય પોતાનું સ્થાન ફેરવે.

ગયેલો તે પગપાળો અને જાણે અજ્ઞાત ભવિષ્યમાં કેવળ શ્રદ્ધાનું ભાતું લઈને જતો હોઉં તેમ. આ વખતે શ્રદ્ધાળુ યાત્રીની મોટરમાં જૂના અનુભવો જાગ્રત કરવાને સ્મરણયાત્રાનું એક પ્રકરણ જીવતો હોઉં એ રીતે જતો હતો. જીવનનો અનુભવ કણશ: અને ક્ષણશ: લેવાય છે, જ્યારે સ્મરણયાત્રા કોક વખતે મોટરવેગે અને કોક વખતે મનોરથને વેગે જ કરવાની હોય છે, એટલે મોટર લઈને જવામાં સંકોચ ન હતો. તે વખતનો ઉનાળાનો તાપ અને આ વખતનો શિયાળુ વરસાદ એ પણ જાણે બન્ને યાત્રાને અનુરૂપ જ હતા. તરાઈનાં ઝાડો પવનથી રક્ષિત હોઈ સજ્જનોની કલ્પનાની પેઠે ધરતીમાંથી સીધાં આકાશ તરફ જતાં હતાં. સુકાયેલાં પાંદડાં પવન સાથે ગેલ કરવાને બદલે અને હસાહસ ચલાવવાને બદલે રડીને રાજ મેળવનાર બાળકોની પેઠે વરસાદનાં ટીપાંથી પ્રસન્નપણે ચળકતાં હતાં. રેલનો સાંકડો રસ્તો જંગલને અને શ્રદ્ધાને વીંધીને લોકોનું કુતૂહલ શમાવવા માટે દોડતો હતો. મોટર દોડતી જાય અને જૂનાં સંસ્મરણો તાજાં થતાં જાય: આ પહાડી ઝરણાને કાંઠે હું નાહવા ઊતર્યો હતો. અહીં સંધ્યાવંદન કર્યું હતું; અહીં

आजिचा सुदीन रे सुदीन

आमुचा उदयला भाग्याचा, आमुचा उदयला भाग्याचा ।।

ગાયું હતું અને લક્ષ્મીનારાયણ આગળ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા હતા. આ ઠેકાણે ‘હરિહરની જય’ સાથે આપાયેલી રોટલી અને દાળ ખાધી હતી, આ ઠેકાણે ઝાડીની છાયામાં ઝરણાને કાંઠે સ્વામી ઉપર ચિડાયો હતો અને પેલે ઠેકાણે પેલા બંગાળી બ્રહ્મચારી સાથે ચૈતન્યસંપ્રદાય અને શક્તિઉપાસનાની બંગાળ ઉપર થયેલી અસરની ચર્ચા કરી હતી. આગળ જતાં એક સ્થાન આવ્યું જ્યાં બેસીને એક યોગમાર્ગી સાધુ જોડે આજની યોગસાધનાના દોષોની વાત કરી એને નારાજ કર્યાનું સ્મરણ થયું, જ્યારે બીજે ઠેકાણે ભૂસ્તરશાસ્ત્રોના સિદ્ધાંતો પ્રમાણે હિમાલયની રચનાનો વિચાર કર્યો હતો. એક ઠેકાણે ભૂતિયા લોકોના દર્શન સાથે એક જૂનું સ્મરણ તાજું થયું. સવારે ઊઠીને હૃષીકેશથી હરદ્વાર જતો હતો. રસ્તામાં ભૂતિયા લોકોની બેચાર ઝૂંપડીઓ બળીને રાખ થતી હતી અને એ બિચારા લોકો દોડંદોડા કરી બળતામાંથી પોતાને કીમતી એવી ચીજો બચાવવાનો પ્રયત્ન કરતા હતા. બીજે દિવસે બપોરે એ જ રસ્તે પાછા વળતાં જોયું તો એ લોકોએ જંગલમાંથી ઘાસ, લાકડાં આણી અને ઘાસની જ દોરીઓ વણી પહેલાં જેવાં જ ઝૂંપડાં તૈયાર કર્યાં હતાં; અને અંદર એમનાં છોકરાં કલ્લોલ કરતાં હતાં!

હિમાલયમાં હવામાં જરા સરખો ભેજ જામે એટલે ઇંદ્રધનુષ્યો ફેલાયાં જ છે. આ વખતે સામેના પહાડ ઉપર — પહાડના આકાશના નહીં પણ પહાડના વિશાળ દિલ ઉપર — ઇંદ્રધનુષ્યનો એક કટકો તણાયો હતો. લીલી ઝાડીની ધરતી (back-ground) ઉપર એ ફેલાયેલું હોવાથી એ જરા પાતળું થયું હતું; પણ તેથી કાંઈ

ક્ષણે ક્ષણે મનમાં થતું કે હમણાં હૃષીકેશ આવશે અને ત્યાંનાં વધી પડેલાં બજારો અને પરદેશી માલની દુકાનો મારા જૂના સ્મૃતિકાવ્યને ભાંગી નાખશે. હૃષીકેશ આવ્યું. બજારો અને દુકાનો પણ દેખાઈ. શિલાજિતની જાહેરખબરો પણ આંખોને કનડવા લાગી. અને આ બધો અત્યાચાર સહન કરવા કરતાં પાછા જવાનું મન થયું. પણ જિંદગીમાં ઘણી વાર પાછા જવા કરતાં આગળ જવામાં જ સાર હોય છે એ જાણતો હોવાથી, મેં કહ્યું, આપણે અહીં થોભીએ નહીં; સીધા લક્ષ્મણ-ઝૂલા સુધી જઈએ. મોટર ચાલી ત્યાં તો સ્વાગત માટે કેટલાંક ઊંટ અને ખચ્ચર હાજર હતાં. ઊંટને અને પહાડોને બનતું નથી. મોટાં મોટાં રણો જે ઓળંગી શકે તે રણવીર નાનકડી પહાડી જોઈને પણ ગાંગરવા માંડે છે. અને હવે આપણું શું થશે એવી મૂંઝવણ અને અસ્વસ્થતા ધારણ કરી ચોમેર અને આકાશ તરફ જોયા જ કરે છે. બળદ, હાથી, ઊંટ જેવાં ભવ્ય ગંભીર પ્રાણીઓને અસ્વસ્થ થયેલાં જોઈ હું જાતે બહુ જ અકળાઉં છું. એમાં વળી ઊંટની દશા વિશેષ ખરાબ. એની લાંબી ડોક અને સુક્લકડી પણ અસ્વસ્થ દશાથી સાવ તિરસ્કારપાત્ર થઈ જાય છે. આના કરતાં તો પાંખ ન ઊગેલાં સમડી અને કાગડાનાં બચ્ચાં જોવાં સારાં.

અમારી આગળ ઊભેલા સ્વાગતસમિતિના આ ચતુષ્પાદ સભ્યો અકળાયેલા લાગતા ન હતા છતાં અસ્થાને તો ખરા જ. ખચ્ચરોનું એવું ન હતું. મજૂર અને દુકાનદારની પેઠે ગમે તે પરિસ્થિતિમાં એમને સ્થાન હોય જ છે. અમારા વગર તમારું ચાલવાનું નથી એ જાતનો ભાવ એમની આંખોમાં સ્પષ્ટ દેખાય છે.

હવે ઠંડો અને મીઠો પવન વહેવા લાગ્યો અને એની સાથે વિચારોનો પવન પણ બદલાયો. જેમ જેમ ઊંચા જઈએ તેમ તેમ જીવનના વિચારો અને જીવન પર પ્રકાશ નાખતું અધ્યાત્મ મન પર સવાર થવા લાગ્યું. અમારો રસ્તો દર્શન-શાસ્ત્રની પેઠે જંગલમાંથી આગળ વધવા લાગ્યો. સામેના ભવ્ય પહાડ ઉપર એક-શિખર તૂટીને નીચે પડી ગયું હતું અને લોહીના પ્રવાહની પેઠે એક પથરાની નદી એમાંથી નીચે સરી હતી. આ દૃષત્સરા તન્વંગી હતી પણ તરલા ન હતી, ઊર્મિલા પણ ન હતી, પરંતુ રુદ્રા અને દુર્ગા હતી. ઈન્દ્રે હજી જૂનું વેર છોડયું નથી પણ તક સાધીને હિમાલયના શિખર ઉપર પોતાનું વજ્ર ફેંકતો જ રહે છે. ઈન્દ્ર ચપલા સાથે વજ્ર ફેંકે એટલે પહાડમાં પાર્વતી પ્રગટ થવાની જ. પણ આ શિખરમાંથી કોઈ પાર્વતી નીકળે એમ ન હતું, એટલે એનું સ્થાન દૃષદ્દૂતીએ લીધું. ખરેખર એ દૃશ્યે લાંબા વખત સુધી મારું ધ્યાન રોકી રાખ્યું, અને પૌરાણિક વાર્તા તે વખત પૂરતી સાચી બનાવી.

લક્ષ્મણઝૂલા પાસે પહાડો એવી રીતે ગોઠવાયા છે કે સહેજે જોનારને લાગે કે ગંગાનો ઊગમ અહીં જ છે. એ પેલો સ્વર્ગાશ્રમ દેખાય છે, પણ હવે ત્યાં પહેલાંની બોરની ઝાડી દેખાતી નથી. હવે એ બદરિકાશ્રમ પણ રહ્યો નથી અને સ્વર્ગાશ્રમ પણ રહ્યો નથી. અમે જ્યાં ઊભા છીએ ત્યાંથી આશ્રમ એટલો નીચો

છે અને ત્યાં ફરતા માણસો એવા તો વાલખિલ્ય જેવા દેખાય છે કે એ સ્થાનને સ્વર્ગાશ્રમ કહેવાનું મન નથી થતું. ધોળાં ધોળાં મંદિરો અને ઝૂંપડાંઓ બિલાડીના ટોપ ઊગ્યા હોય એવાં દેખાય છે. બે તપ પહેલાંની મારી ઝૂંપડી હજી એને એ જ ઠેકાણે હશે ખરી? ક્યાંથી હોય? બધું ફર્યું ત્યાં મારો એ બિલ્વાશ્રમ, એની પાસેથી વહેતું નાનકડું ઝરણું, ખૂણા ઉપર આવેલી મારી ઝૂંપડી અને એની પાસેની પેલી વાઘની ખીણ એ બધું અત્યારે ક્યાંથી હોય?

ઝરણું સુકાઈ જાય, ઝૂંપડી પડી જાય, બીલીનું ઝાડ કપાઈ જાય, પણ વાઘની ખીણ અને એની તળેનો ગંગાનો ધરો એ તો ઠેકાણે હોવાં જ જોઈએ. અમે ઊભા હતા એ ઊંચાઈએથી ધરો અને ખીણ શોધી કાઢતાં વાર ન લાગી. પણ જ્યારે એ ખીણની બાજુએ મારી એની એ ઝૂંપડી પણ દૂર દેખાઈ આવી ત્યારે મારા હર્ષનો પાર ન રહ્યો. અધિકાર ન હોવા છતાં મનમાં ભર્તૃહરિનો શ્લોક હું ગાવા લાગ્યો:

भस्मोद्धूलन ! भद्रमस्तु भवते ।
रुद्राक्षमाले ! शुभम् । ઈત્યાદિ

જે ઝૂંપડીએ મારી સાધનાના દિવસોમાં મને આશ્રય આપ્યો હતો તેના તરફ માતૃભક્તિની લાગણી મનમાં જાગે એમાં આશ્ચર્ય શું? એ જ ઝૂંપડીને બારણે યાત્રીઓ મને મોટો મહાત્મા સમજી ઝૂંપડીનું બારણું ખખડાવી દર્શનયાચના કરતા. એ જ ઝૂંપડીની અંદર બેસી કેરળના બ્રહ્મચારી ગિરધારીની જીવનકથા મેં સાંભળી હતી. લક્ષ્મણઝૂલા પાસે રહેતા અમારા અનંતબુવા આ જ ઝૂંપડીમાં આવીને મને મળતા અને શ્રીરામચંદ્ર પ્રભુના દર્શનની પોતાની તાલાવેલી મારા આગળ વ્યક્ત કરતા અને હું પણ ક્ષણે ક્ષણે ચિત્તશોધન કરી ઈશ્વરી કૃપાને લાયક બનવાનો આખંડ પ્રયત્ન કરતો હતો. કોક કોક વાર મારા જ મનમાં શંકા ઊઠતી કે હું ગાંડો તો નથી કે ચિત્રવિચિત્ર વિચારો મનમાં સેવું છું અને એનાં ઊંડાણ તપાસવા મથું છું.

મારા જીવનની અનેક ઘટનાઓ મંગળવારે થઈ છે. આ સ્થાને રહેવા આવ્યો હતો તે દિવસ પણ મંગળવાર જ હતો. એટલે પ્રથમ એ ઝૂંપડીને મેં મંગળ-આશ્રમનું નામ આપ્યું હતું. પાછળથી જ્યારે પાસેના બિલ્વવૃક્ષ તળે પલાંઠી વાળીને, ભીને ડિલે સવારથી બપોર સુધી જપ કરવા બેસવા લાગ્યો ત્યારે આખા ખૂણાનું નામ બિલ્વાશ્રમ પાડવું એ જ મને ઠીક લાગેલું. દર્શનકારો કહે છે કે સૃષ્ટિ નામરૂપાત્મક છે. ખરું જોતાં રૂપસૃષ્ટિ કુદરતની છે. નામો તો માણસે ઉમેરેલાં હોય છે. માણસની દુનિયામાં નામમાહાત્મ્ય વધારે હોય છે. નામમાંથી રૂપ તરફ જવું અને અંતે બંનેને વટાવીને વસ્તુને ઓળખવી એ જ મુખ્ય બૌદ્ધિક સાધના છે. વાસનાઓને મારીને સંકુચિતતા કાઢી નાખવી અને અનાસક્ત પ્રેમથી બધા સાથેનું ઐક્ય અનુભવવું, એ હાર્દિક સાધના છે. ધ્યાન અને તપ વડે આ બન્ને સાધ્ય થયા પછી પણ કર્મરૂપી યજ્ઞ દ્વારા એ પરમતત્ત્વની અભ્યર્ચના કર્યા વગર માણસને

હ્રષીકેશ તરફ જોતાં ગંગાનું રૂપ નિસર્ગ-મનોહર છે. પહાડની સંકડામણ ઓછી થતાંવેંત રાજી રાજી થઈને એ દોડે છે. અનેક મોટા મોટા પથરાઓને અને નાનાં-મોટાં ઝાડને બાથમાં લે છે, કાલું કાલું બોલે છે અને મુક્તિનો આનંદ વ્યક્ત કરે છે. જે સંતમુનિઓએ આ સ્થાન પ્રથમ શોધી કાઢ્યું અને તીર્થ તરીકે કાયમ કર્યું તે મોટા કવિ હોવા જોઈએ. કાવ્યમય સ્થાનને વિલાસભૂમિ કરવાને બદલે તપોભૂમિ બનાવનાર મનુષ્યહૃદય જ આ કાવ્યની કદર કરી શકે છે. કવિનો કલાત્મા જીવનને વિલાસથી છીછરું ન કરતાં સંયમ અને તપથી ઘેરું બનાવે એ જ તેની કૃતાર્થતા છે.

પાછા ફરતાં સંધ્યાનું સામ્રાજ્ય જામવા માંડ્યું. જંગલનું ઊંડાણ વધારે આકર્ષક દેખાવા લાગ્યું; તેથી બપોર કરતાં એની અસર વધારે થવા લાગી. પશ્ચિમનાં સૂર્યકિરણ પૂર્વ તરફના પહાડ ઉપર પડી ત્યાંનાં રંગબેરંગી ઝાડોને અલગ અલગ ગણી કાઢવા નોતરતાં હતાં. લીલા રંગના પણ કેટલા પ્રકાર હોય છે! અને કેટલાંક ઝાડો તો કશા સંકોચ વગર લીલો રંગ ફગાવી દઈ ત્રાંબાનો રંગ ધારણ કરી ઊભાં હતાં. પણ એ કોઈ સંન્યાસી નહોતાં. રસિકતાનો જ એ એક નોખો પ્રકાર હતો. અત્યારે ઇંદ્રધનુષ્ય નહોતું છતાં પહાડનાં ઝાડો, એનાં પાંદડાંઓ અને એમને માથે શોભતાં ધોળાં વાદળાંઓ બધાંએ મળીને ઇંદ્રધનુષ્યના જેટલી જ સુંદરતા આણી હતી.

અમે આગળ ચાલ્યા, સંધ્યા પણ વધી. ડાબી બાજુએ વેદાન્તી સંન્યાસીઓની પ્રખ્યાત ઝાડી દેખાવા લાગી. અહીં જ વિવેકાનંદ અને અભેદાનંદ જેવા સંન્યાસી-ઓએ પ્રસ્થાનત્રયીનું અધ્યયન કર્યું હતું અને અહીં જ પેલે કાંઠે પ્રાચીન સંન્યાસીએ પોતાના શરીર ઉપર તરાપ મારી એના કકડા કરતા વાઘની ક્ષુધાનિવૃત્તિનો આનંદ અનુભવ્યો હતો. અને સોહમ્ સોહમ્‌ની ગર્જનાથી પોતાની અનુમતિ અને તૃપ્તિ છેવટની ઘડી સુધી જાહેર કરી હતી.

વ્યાસ અને શંકરાચાર્ય આ જ ઠેકાણે બેસી ભારત ધર્મને ઘડતા હતા અને એને ઓપ ચડાવતા હતા. તે વખતનો એમનો ભાવનાપ્રવાહ કેવો હતો એ કોણ કહી શકે? મૌન ધારણ કરી બેઠેલા મુનિ જેવા આ પહાડો જાણે તોયે બતાવે નહીં! અને આ સમુદ્રગામિની ગંગા પૂર્વકાળનું સ્મરણ કરે નહીં!

હવે હ્રષીકેશ આવ્યું. લક્ષ્મણઝૂલા, સ્વર્ગાશ્રમ અને ઝાડીના દર્શનનો કેફ અમને એટલો તો ચડયો હતો કે હવે હ્રષીકેશના બજારમાં આડાઅવળા ગયા તોયે વિષાદને હૈયામાં ઘૂસવાનો અવકાશ મળે એમ નહોતું. અમે સીધા ત્રિવેણી પર ગયા. ત્યાં મારે જૂના વખતની મારી દોસ્ત માછલીઓના વંશજોને જોવા હતા. જે ઠેકાણે બેસી અન્નક્ષેત્રના રોટલા હું ખાતો હતો તે જ ઠેકાણે બેસી ખજૂર, સંતરાં અને ચબીના ખાવાં હતાં. જૂના વખતમાં મારા આનંદ સાથે ભાગ પડાવનાર ધ્યાનપ્રેમી અનંત-બુવા હતા. આ વખતે એમનું સ્થાન સેવાપ્રેમી બબલભાઈએ લીધું હતું. બે જણાઓ એકબીજાને જોયા નથી, પણ બે જણ વચ્ચેના સામ્યનો હું સાક્ષી છું. જીવનની પેલી પાર જ્યારે આ બે જણા એકબીજાને મળશે ત્યારે એક ક્ષણની અંદર ભાઈ ભાઈ

થઈ જશે. હું જ્યારે બુવાને મળીશ ત્યારે એમને બબલભાઈ વિશે પ્રથમથી કહી રાખીશ. સારા લોકોની અરસપરસ ઓળખાણ કરાવવી એ ખરેખર પરમાનંદ છે.

સૂર્યે હવે પ્લેટિનમનો રંગ ધારણ કર્યો હતો. ચાંદીનો ઉગ્ર ચળકાટ અને સોનાની ભવ્ય કોમળતા, બંનેનું જ્યારે યોગ્ય પ્રમાણ સૂઝયું ત્યારે જ બ્રહ્મદેવે પ્લૅટિનમની ધાતુ પેદા કરી. એની સુંદરતા ઓળખવા માટે કલાત્મક દૃષ્ટિ કેળવેલી હોવી જોઈએ. આ દૃશ્ય નિહાળતાં નિહાળતાં સૂરજનું સોનું થયું. પણ જ્યારે કેસૂડાનાં ફૂલોની અદેખાઈ એનામાં આવી ત્યારે તરત એના સોનાનું ત્રાંબું થઈ ગયું. સમભાવી વાદળાં પણ તરત બળી ઊઠયાં અને એમણે આકાશમાં ફાગ વધાવ્યો. રસ્તા પર વિચરતા સંન્યાસીઓનાં ભગવાં કપડાં એ આખા દૃશ્યમાં ભળી ગયાં એમાં આશ્ચર્ય શું?

ફાગણ પૂર્ણિમા, ૧૯૯૨
૮–૩–'૩૬

# ૩૫. સંથાલી મોરલી

અમારે સંથાલ લોકોની સ્થિતિ જોવી હતી તે કારણે વૈદ્યનાથ ધામ (દેવઘર) થઈને અમે આસપાસના પ્રદેશમાં ઘૂમવા નીકળ્યા. પ્રદેશ સુંદર છે. જ્યાં જુઓ ત્યાં ઊંચા ઊંચા પહાડો ડરાવે પણ છે,—અને આમંત્રણ પણ આપે છે. અહીંના આ નાનામોટા પહાડો, લાલ માટી અને ઊંચીનીચી જમીન જોઈને મને મૈસૂર રાજ્યનું સ્મરણ થઈ આવ્યું. મૈસૂરમાં આવી જ લાલ માટી છે. કદાચ ત્યાંની માટીમાં ચીકાશ વધારે હશે. પણ ત્યાંના અને અહીંના લોકોના જીવનનો વિચાર કરતાં તો આસમાન-જમીનનું અંતર માલૂમ પડે છે. સુંદર સુંદર ગામોમાં વસેલા મૈસૂરના ખેડૂતો શરીરે હૃષ્ટપુષ્ટ અને મોં પરથી પ્રસન્ન અને સ્વાભિમાની દેખાય છે.

અહીંના સંથાલો એક વખત જરૂર હૃષ્ટપુષ્ટ હશે એવું એમનાં શરીર પરથી માલૂમ પડે છે. બે દિવસની મુસાફરીમાં બે જ સંથાલ યુવક એવા જોવામાં આવ્યા જેમની છાતી ભરાવદાર હતી. એમ તો સંથાલો શરીરે સુઘડ હોય છે. હમેશાં ઉઘાડા શરીરે રહેવાને કારણે એમની ચામડી એટલી સાફ અને સુંદર રહે છે કે યુરોપ અમેરિકાના ગોરાઓ જરૂર તેમની અદેખાઈ કરે. સંથાલ સ્ત્રીઓમાં બુદ્ધિમત્તા હોય છે, તેજ હોય છે, જે ઉપરથી અનુમાન કાઢી શકાય છે કે કોઈ એક સમયે આ પ્રદેશમાં તેમનું રાજ્ય ચાલતું હશે અને તેઓ પોતાની સંસ્કૃતિનું અભિમાન રાખતા હશે. પણ બધા જ સંથાલો હવે પોતાનું મોં ખુલ્લું રાખીને ચાલે છે તેથી સ્પષ્ટ થાય છે કે જીવનયાત્રામાં તેમને વારંવાર અસફળતા મળી હશે અને જીવન-સંગ્રામ અર્થે તેમનાં બુદ્ધિ અને અનુમાનો અધૂરાં નીવડયાં હશે. આનું એક પરિણામ તો હું સ્પષ્ટ જોઈ શકયો કે કોઈ પણ સંથાલની છાતી પેટ કરતાં

આગળ આવેલી જડતી ન હતી. નાક વડે શ્વાસ લે ત્યારે જ છાતી ભરાવદાર થાય. મોઢામાંથી શ્વાસ લે ત્યારે હવા છાતીમાં ન જતાં પેટમાં જ જાય છે. અમે જેટલા સંથાલ જોયા તે બધાનું નાક એક જ ઘાટનું. બોલીમાં પણ કાંઈ ફરક નહીં. પગના અંગૂઠા પણ એક જ જાતના. એટલે જો આ સંથાલોમાં સૂક્ષ્મ હાસ્ય અને વિનોદ મને ન દેખાયાં હોત તો તેમને હું દબાયેલી જાતિ તરીકે જ ગણત. આ લોકોને કોઈ ખાસ લક્ષણે બચાવ્યા હોય તો તે તેમનાં સંગીત અને નૃત્યમાં પ્રકટ થતા જીવનાનંદે. જાપાની લોકો વિશે કહેવામાં આવે છે કે ગમે તેટલું સંકટ આવી પડે તોપણ જાપાની હસતો જ રહેશે: એમાં કોઈ કૃત્રિમ શિષ્ટાચાર નથી. પરિસ્થિતિ ગમે તેટલી વિકટ હોય તોપણ જાપાની પોતાનો આત્મવિશ્વાસ નથી જ ગુમાવતો. એને ખબર છે કે પોતાનું વ્યક્તિત્વ પરિસ્થિતિઓમાં જ વધ્યુંઘટ્યું છે. અને વખત આવ્યે પોતાનામાં પરિસ્થિતિને પરાસ્ત કરવાની શક્તિ છે. આ સંથાલો પણ સૂક્ષ્મપણે એવા જ આત્મવિશ્વાસી માલૂમ પડે છે. સંભવ છે કે આ આત્મવિશ્વાસ પણ ન હોય, અને પરિસ્થિતિનું બાલોચિત અજ્ઞાન હોય. ઈશ્વર જેમને મહત્ત્વ આપવા ઈચ્છતો હોય છે, મોટા બનાવવા ઈચ્છતો હોય છે તેમને પોતાની પ્રતિકૂળ પરિસ્થિતિનું પૂરું જ્ઞાન થવા દેતો નથી. આ સંરક્ષક અજ્ઞાન (protective ignorance) જો ન હોત તો અસહાય અને અનાથ બચ્ચાં કોઈ પણ દિવસ મોટાં ન થાત અને અનંત આકાશનો વિસ્તાર જોઈને જ આ આદિમ નિવાસીઓ કલ્પનાના ભારથી દબાઈ જાત.

શું સંથાલો સાચેસાચ આ દેશના આદિમ નિવાસી (aborigines) છે? અથવા તો તે કોઈ આર્યવંશી ક્ષત્રિય છે, જેઓ યુદ્ધમાં હારીને પોતાના સ્વાતંત્ર્યની રક્ષા કરવા માટે દુનિયાની સભ્યતા સાથે અસહકાર કરીને હમેશને માટે વનેચર બની ગયા છે? અસહકારનું શસ્ત્ર ખૂબ જોખમકારક છે. પ્રતિકૂળ પરિસ્થિતિ ઉપર વિજય મેળવવા માટે નિશ્ચયપૂર્વક તે વાપરવામાં આવે અને જ્યાં સુધી અસહકાર ચાલુ હોય ત્યાં સુધી પ્રતિકારનો કાર્યક્રમ જોરથી ચાલુ રાખવામાં આવે, તો ઠીક છે; નહીં તો અકર્મણ્ય (inactive) અસહકાર આત્મઘાતી જ નીવડે. સંભવ છે કે આ લોકોએ શહેરો અને ગામડાંની સંસ્કૃતિ સાથે અસહકાર કરીને અરણ્યવાસ પસંદ કર્યો હોય, અને આસ્તે આસ્તે પોતાનો અસલી વૈભવ અને પોતાનો પરાજય બંને ભૂલી ગયા હોય.

અથવા તો આ લોકો ખરેખર આ દેશના આદિમ નિવાસીઓ હોય અને પોતાની અરણ્યસંસ્કૃતિ સાચવીને નાગરિક તથા ગ્રામ્ય સંસ્કૃતિ સાથે અ-સમાન યુદ્ધ ચલાવતા રહ્યા હોય.

એમની જીવનકળા ગમે તેટલી જુનવાણી હોય, પરંતુ તેમાં એક પ્રકારની સંસ્કારિતા અવશ્ય છે. તેના એકેએક અંગમાં એકરાગ છે. જોકે કપડાં, બજાર સિક્કાસંગ્રહ, શરાફી, લેખનકળા, સ્થાપત્ય અને વાસ્તુનિર્માણ, નગરરચના અને સમાજવ્યવસ્થા વગેરે સભ્ય સંસ્કૃતિના કોઈ પણ અંગ સાથે એની એકરૂપતા હજી

સુધી થઈ નથી. છતાં કળિકાળની અસર એના ઉપર થઈ રહી છે. જ્યારે હિંદુ રાજ્ય હતું ત્યારે આ લોકો હિંદુઓના સંસ્કારોથી રંગાયા. અત્યારે હવે આધુનિક સભ્યતાનું વાયુમંડળ જર્મન ગૅસની જેમ બધાંને ગૂંગળાવી રહ્યું છે ત્યારે એનાથી પણ હવે આ લોકો બચી નહીં શકે. તેઓ પોતે જ આ વાત ધીમે ધીમે અંગીકાર કરતા થયા છે અને આપણે લોકો પણ જો જીવનની ઈચ્છા રાખતા હોઈએ તો તેમને આપણા જેવા બનાવી લીધા સિવાય ચાલવાનું નથી.

આજે સવારે ઊઠીને અમે ચાલવા માંડયું અને પહેલી મજલ પરિઘાડીહ (પરિઘાના ટેકરા)ની થઈ. 'પરિઘા'ઓ સંથાલોની એક જાતિ છે. એ ઉપરથી જ આ ગામનું નામ પડયું છે. 'ડીહ' એટલે ઊંચી જગ્યા. જેમ કે 'ગિરિડીહ,' 'મંગલડીહ,' 'હિંદુડીહ' વગેરે. (સિંધમાં આવી જગ્યાને 'દડો' કહે છે. 'મોહન-જો-દડો' તો હવે વિશ્વવિખ્યાત થઈ ચૂકયો છે.) જંગલનિવાસીઓ પોતાના નિવાસ માટે હંમેશાં ઊંચી જગ્યા પસંદ કરે છે, અને સુધરેલા લોકો ચારે બાજુ ઊંચા ઊંચા પહાડ જોઈને વચ્ચેની નીચી જમીન પસંદ કરે છે. આજના બિહાર પ્રાંતમાં જરાસંધના પહેલાં જે ગોપ લોકો રહેતા હતા તેમણે પહાડની કેડે ગિરિવ્રજ વસાવ્યું હતું; પણ જરાસંધે ચારે બાજુ ઊંચા નગૈ:રક્ષિત એવું નગર સ્થાપિત કરીને એનું નામ 'રાજગૃહ' રાખી દીધું. સંથાલ લોકો પોતાના સ્વભાવાનુસાર ઊંચી જગ્યા જ પસંદ કરે છે.

પરિઘા-ડીહમાં સંથાલ બાળકો માટે એક પાઠશાળા ચાલે છે. અમે તે જોવા ગયા. ત્યાંનો શિક્ષક પણ એક સંથાલ હતો, હિંદી શીખીને તે પોતાના જાતિ-ભાઈઓને હિંદી શીખવી રહ્યો હતો. એને ખબર ન હતી કે પોતે હિંદુ સંસ્કૃતિના એક મિશનરીનું કામ કરી રહ્યો છે. બિચારાં બાળકો દેવનાગરી અક્ષર અને હિંદી ભાષા લખી રહ્યાં હતાં. ગણિતે પણ તેમનો પીછો લીધો હતો. અદમ્ય જિજીવિષા (જીવવાની ઈચ્છા) તેમને આ બધું શીખવી રહી હતી. આ બધાં બાળકો નાની પાઠશાળામાં દીવાલને અઢેલીને એકબીજાને અડીને ભિડાઈને બેઠાં હતાં, જાણે શહેરી સંસ્કૃતિની દીક્ષા લઈ રહ્યાં ન હોય! અને બહારની બાજુ એક સંથાલ છોકરો પોતાના હાથમાં વાંસનાં ધનુષબાણ લઈને ઊભો હતો. આ સ્વચ્છંદવિહારી યુવકને જોઈને મને કુદરતના આ બાળકોના ભૂતકાળનો ખ્યાલ આવ્યો અને એમના પ્રાકૃતિક જીવનનું ચિત્ર મનમાં ને મનમાં હું આલેખવા લાગ્યો. હિમાલયથી શરૂ કરીને લંકાની દક્ષિણ સુધી જે અનેક પહાડી જાતિઓ મેં જોઈ હતી એ બધીનું મને સ્મરણ થયું. જેમને શહેરમાં આવવાની રજા નથી, જે લોકોને સુધરેલા લોકોની સમક્ષ પોતાનું મોં છુપાવવાની સજા આપણા પૂર્વજોએ કરી હતી અને આજે પણ તેઓ એ સજા રિવાજ સમજીને ભોગવી રહ્યા છે એવા 'નાયાડી' લોકો પાલઘાટમાં જોયા હતા. એમનું સ્મરણ સહુથી પ્રથમ થયું. મહારાષ્ટ્રના 'કાતોડી' અને 'રામોશી', ગુજરાતના 'કોપચા' અને 'ભીલ', કર્ણાટકના 'વડ્ડર' (ઓડિયર), કાઠિયાવાડના 'ઓડ' લોકો, કાશ્મીરના 'ગુજર' પંજાબના 'ડોમ' વગેરે બધા જ નજર સમક્ષ ખડા થયા.

સિલોનના 'વેડ્ડા' લોકો પણ કલ્પનામાં રજૂ થયા અને કાળના પ્રવાહમાં કેટલી સંસ્કૃતિ વહી ગઈ અથવા દબાઈ ગઈ એની તેઓ મૂક સાક્ષી દેવા લાગ્યા.

ચિત્ત અસ્વસ્થ બન્યું. જો આ લોકો પાસે વાચા હોત તો તેઓ શું શું ન કહેત? અને આપણા લોકોની વિરુદ્ધ કઈ કઈ ફરિયાદો ન કરત? આ બધાનું તહોમતનામું કદાચ મહાભારત કરતાં પણ મોટું બની જાત.

હૃદયની વેદના અથવા અસ્વસ્થતા જ્યારે વાણીમાં વ્યક્ત થાય છે ત્યારે દુ:ખનો આવેગ કંઈક ઓછો થાય છે, સહ્ય બને છે. એ માટે મનુષ્ય શબ્દ ખોળતો રહે છે, વાણીની ઉપાસના કરે છે. હું પણ શબ્દ શોધવા લાગ્યો.

એટલામાં યાદ આવ્યું કે આ લોકોની પ્રાચીન સ્મૃતિ તેમનાં ગીતોમાં જરૂર સચવાઈ હશે. એમની પોતાની ભાષાનું ગીત ગાવાનું કેમ ન કહેવું? દુભાષિયા દ્વારા આ વાત રજૂ કરી. 'સિરીન' (ગીત) શબ્દ સાંભળતાં જ બધા યુવકોની આંખો ચમકી ઊઠી. એમને પોતાનું વાતાવરણ મળી ગયું. પણ અમારા જેવા 'દિક્કુ' સંથાલેતરની સમક્ષ તેઓ શા માટે ગાય? એમનામાં અને અમારામાં હૃદયનું ક્યું ઐક્ય છે કે અમારે માટે અને અમારી સામે તે ગાય? એમણે લજ્જાના કવચનો આશ્રય લીધો અને ગાવાનો ઈન્કાર કર્યો. ખૂબ આગ્રહ કર્યા પછી એક નાનું શું ગીત તેમણે સંભળાવ્યું: 'જંગલમાં ખૂબ ફૂલો છે અને તેમાં કપાસનાં ફૂલ પણ છે. જે ફૂલ પસંદ હોય એ ચૂંટી લો. જે નાપસંદ હોય તે છોડી દો' એવો કંઈક મુગ્ધભાવ આ ગીતમાં હતો. આગળ જતાં આવાં કેટલાંક ગીતો અમે સાંભળ્યાં. એકનો ભાવ હતો : 'મારે ઘણા ભાઈ છે, પણ એમાંના એકને લઈ ગયા છે. ઘણા ભાઈઓમાંથી એક ઓછો થયો તો શું બગડયું? પણ એકના ચાલી જવાથી અમે બધા અસ્વસ્થ છીએ, અમને ચેન પડતું નથી.' કેવો મધુર ભાવ! પ્રેમનો કેવો પ્રભાવ! જો આ વૃત્તિ બધે વ્યાપક થઈ જાય તો મનુષ્યજાતિનું બધું દુ:ખ દૂર થાય.

અમે શિક્ષકને પૂછ્યું, 'આ લોકો મોરલી વગાડે છે?' તરત બે ત્રણ મોરલીઓ આવી ગઈ. છોકરાઓએ તે વગાડવાનો પ્રયત્ન કરવા માંડયો. એક જ છોકરો ખૂબ સરસ રીતે વગાડી શકતો હતો. સંથાલી ગીતનો રાગ તો કાનમાં ગુંજતો જ હતો, તેમાં મોરલીના પ્રાણનો અવાજ કાન ઉપર પડયો, અને જે ભાવ વાણીમાં વ્યક્ત નહીં થયેલા તે મોરલીના અવાજે એકદમ વ્યક્ત કર્યા. સંથાલ નવયુવકોએ મોરલી હાથમાં લીધી. એમની કમર અને ગરદન થોડીક વાંકી થઈ ગઈ અને એમણે પ્રાણ ફૂંકવાની શરૂઆત કરી. મને તરત સિંહગઢ ઉપર એક વખત મોરલી સંભળાવનાર માળીના છોકરાનું સ્મરણ થયું. એણે તો ફરી જઈ પોતાની પીઠ મારી તરફ ફેરવીને અજંતાની ગુફાઓમાં મોરલી વગાડનારી પરીઓના ચિત્રનું સ્મરણ કરાવ્યું હતું.

મોરલીની ભાષા સીધી, સાદી અને હૃદય સુધી પહોંચનારી હોય છે. મોરલી વાગવા લાગી :

'મારી મૂક શાંતિ મારે માટે સારી છે. એને શા માટે જબરદસ્તી કરીને છેડો છો? નવા દિવસો આવી પહોંચ્યા છે. દિલને ગમે કે ન ગમે, એનો સ્વીકાર કર્યા વિના છૂટકો નથી. અમે અમારી જીદ છોડી દીધી છે. અમારા આત્માનો દમ ખેંચાઈ ગયો છે. જે થવાનું હતું તે થઈ ગયું. હવે મને વિદાય લેવા દો, શાંત પડવા દો. મને શાને સતાવો છો? શા માટે મને બોલવાની ફરજ પાડો છો?

'મારાથી અન્ય ભાવ પ્રગટ થવાના નથી. તમારું નવું નવું આવે છે તે બધું તો લીધું પણ તેમાં મને આનંદ નથી. પુરાણા દિવસો સારા હતા. પુરાણા જીવનમાં સમાધાન હતું, કૃતાર્થતા હતી. દૂર દૂરની પહાડી ઉપર અમે બે મોરલીઓ ઊભી રહીને જ્યારે એકબીજાની સાથે વાતો કરતી હતી તે વખતનો જીવનાનંદ કાંઈ ઓર હતો. એ સ્વચ્છંદ વિહરણ, એ પશુઓની સાથે ચાલતા ખેલ અને પક્ષીઓની સાથે ગવાતાં 'સિરીન' આજે ક્યાં છે? એ દિવસો ભૂલી જવા માટે આજે શરાબ પિવાય છે. તે દિવસો હતા ત્યારે જંગલના વાયુમાં જ માદકતા હતી અને ઝરણાંના અમૃતજળમાં જ નશો હતો. નાનીશી લાકડી હાથમાં લઈને જ્યારે અમે લોકો જમીન ખોદતા હતા અને કોઈ કાચાં તો કોઈ શેકેલાં શકરિયાં બહાર કાઢીને ખાતા હતા ત્યારે, એ આહારમાં જે સ્વાદ હતો, જે અમૃત હતું એ આજે ક્યાં છે? તે વખતે એક વખત પેટ ભરીને ખાવાનું મળી જતું તો અમને નૃત્ય અને ગાયન સિવાય બીજી કોઈ વાત સૂઝતી જ નહીં. અને તે વખતનાં ગાયન પણ કેવાં હતાં? કુદરતનું નિરીક્ષણ, પ્રેમી હૃદયનું પરીક્ષણ અને વિશ્વકર્તાનું ભજન એ અમારાં ગાયનોના વિષય હતા. સ્ત્રી-પુરુષના ભેદ એ દિવસોમાં આજના જેટલા ન હતા. પાપે અમારામાં પ્રવેશ કર્યો ન હતો. અમે વસ્તીમાં ગાતાં હતાં અને ગાયનમાં મગ્ન રહેતાં હતાં. ઢોલના ગુંજનમાં અમારું હૃદય ઉછાળા મારતું હતું. કલાકો સુધી એક જ તાલમાં નાચતા અને બજાવતા છતાં અમે થાકતા નહીં. અને કોઈ દિવસ ખાવાનું ન મળે તોયે અમારું ગાયન-વાદન જ અમારા ભોજનનું સ્થાન લઈ લેતું હતું.

'એકબીજાના ગળામાં હાથ નાખીને અને એક એક પગ ઊંચો કરીને અમે તાલથી નાચતા હતા ત્યારે મોર પણ અમારી પાસે પાઠ શીખવા આવી રહેતા હતા.

'અને તે દિવસોમાં અમારું વિજ્ઞાન પણ અમે કેવું વિકસાવ્યું હતું? વિષભર્યાં બી અમે દસદસ વખત ઉકાળીને એને ખાવાલાયક બનાવતા હતા અને તેમાંથી અસાધારણ પુષ્ટિ મેળવતા હતા. છાલ ક્યાંયથી કાપી નાખ્યા સિવાય અમે ઉખેડતા હતા અને તેને કૂટીકૂટીને તેમાંથી કપડાં બનાવતા હતા. વનસ્પતિવિદ્યાનો તો અમે જ વિકાસ કર્યો છે. આહાર, વિહાર અને રોગપરિહાર એ ત્રણેને માટે અમારી વનસ્પતિવિદ્યા પર્યાપ્ત હતી.

'અને પરિશ્રમમાં જે અસીમ આનંદ અમે અનુભવ કરતા હતા તેને વ્યક્ત કરનારી કળા પણ અમે વિકસાવી હતી. કેવાં અમારાં નાનાં નાનાં વાસણો – માટીનાં, લાકડાનાં અથવા રૂપાનાં. અને જાતજાતના તંતુ દ્વારા અમે જે જાળ બનાવતા હતા એમાં કેટલો આનંદ આવતો હતો? પાટી અને પટ્ટી બનાવવાની શોધ અમારામાંથી કોઈએ કરી હોય ત્યારે એને વધાવી લેવા માટે અમે કેવી ખુશીથી એની આસપાસ નાચતાં હતાં.

'એ દિવસોમાં અમારી પાસે પોતાની અંગત માલમિલકતનું નામનિશાન ન હતું. જે હતું તે બધાનું હતું. પોતીકા માટે પ્રેમનો કાયદો અને બીજાઓ માટે શિકારનો કાયદો એ અમારી સ્મૃતિ હતી. આજે અમે લોકો આંખો વડે સૃષ્ટિ-નિરીક્ષણ કરીએ છીએ. અમારું નિરીક્ષણ અમારી આંખોથીયે થતું હતું અને અમારા પગનાં તળિયામાંથી પણ થતું હતું. દરેક જાતના ઘાસના ભિન્ન ભિન્ન સ્પર્શનો આનંદ અમે જાણી શકતા હતા.

'એ દિવસોમાં કોક કોક વખત દુકાળ પડતો હતો પણ આજ અમારા ભાગ્યમાં અખંડ દુકાળ આવી વસ્યો છે.

'જ્યારે પુરાણી વાતો યાદ આવે છે ત્યારે રહેવાતું નથી. પુરાણા જીવનમાં કષ્ટ હતું, ફાકા હતા, બધું જ હતું. પણ એ દિવસોના "જીવનમાં જીવન" હતું, આજે એ રહ્યું નથી. હવે શી રીતે ગાવું? કોને સારુ ગાવું? આજે તો મૌન જ અચ્છું છે. જ્યાં સ્વતંત્રતા નથી ત્યાંનું ગાયન પણ પવિત્ર હોતું નથી.

'પણ આસ્થા કહે છે કે "ગાઓ". શ્રદ્ધા કહે છે કે સ્મશાનનું મૌન ધારણ ન કરો. નવા દિવસો આવ્યા છે એનો સ્વીકાર કરીને પણ પ્રાચીન પરિસ્થિતિનો આનંદ પ્રાપ્ત કરી શકશો. ભૂતકાળ ગયો તે ગયો. પણ ભૂતકાળ જ વર્તમાનના હાથમાં ભવિષ્યરૂપી બાળક સોંપી ગયો છે. એ બાળકને માટે ગીત ગાઓ. પોતાની પ્રાચીન દીક્ષા એ બાળકને આપો જેથી તે સ્વધર્મ સમજે અને વળી નવ સંસ્કૃતિનું નિર્માણ કરે. જ્યાં સુધી આ સૂર જીવતો રહેશે ત્યાં સુધી સંથાલો માટે નિરાશા હોઈ જ ન શકે. સંગીત એ જ અમારો વારસો છે, સંગીત એ જ અમારો પ્રાણ છે. એની મારફતે જ અમે આત્મપરિચય પ્રાપ્ત કરીશું અને દુનિયાને બતાવીશું કે અમારી જીવનદૃષ્ટિ પણ બધી દુનિયાને માટે ગ્રાહ્ય થશે.'

મોરલીના સૂર બંધ થઈ ગયા અને મારા હૃદયના સૂર જાગી ઊઠ્યા. અમે મોટરમાં બેસીને કલાકો સુધી દોડતા રહ્યા. ટેકરાઓ દીઠા, નદીઓ ઓળંગી, ઝાડો અને વાદળાંનાં દર્શન કર્યાં, સૂર્યાસ્તને પ્રણામ કર્યા, વરસાદના સ્વાગતનું સ્વાગત કર્યું, પણ હૃદયમાં એક જ ભાવ ભરાયો હતો. નવું અવશ્ય સ્વીકારીશું, પણ હૃદય તો પાછળ જ દોડતું હતું. ત્યાં જ બધા પ્રકારની કૃતાર્થતા હતી. એ આગળ મળનારી નથી. ભૂત અને ભવિષ્યને એક કરીને જ્યારે વર્તમાનને પરાસ્ત કરાશે

ત્યારે જ આ ગીત શાંત પડશે. ત્યાં સુધી સંથાલોની આ સનાતન મોરલી વાગતી જ રહેશે.

સપ્ટેમ્બર, '૩૭

# ૩૬. ધૌલી પછી કાલસી

હિંદુસ્તાનના ધાર્મિક, સામાજિક અને રાજદ્વારી ઇતિહાસમાં સમ્રાટ અશોકનું સ્થાન અનેરું છે. જેમનું વ્યક્તિત્વ દુનિયામાં જીવતું અને જાગતું હતું એમ કહી શકાય એવા, આંગળીના વેઢા ઉપર ગણી શકાય એવા પ્રાતઃસ્મરણીય લોકોમાં અશોકની ગણના થાય છે. જેમ પુરાણો દ્વારા રામ, કૃષ્ણ, જનક અને હરિશ્ચન્દ્રનાં નામો ગામડે ગામડે અને ઘેર ઘેર પહોંચ્યાં છે, દંતકથા દ્વારા રાજા વિક્રમ, ભર્તૃહરિ, ભોજ, અકબર અને બીરબલની વાતો ઘેર ઘેર સંભળાય છે તેવી જ રીતે બુદ્ધ ભગવાન અને અશોક, મહિંદ અને સંઘમિત્રાનાં નામો પણ આપણા લોકોમાં પરિચિત થવાં જોઈએ.

રાજા અશોક એક મહાન વિજેતા અને સામ્રાજ્ય-સંસ્થાપક તો હતો જ પણ એ ધર્મસમ્રાટ, રાષ્ટ્રપિતા, સંસ્કૃતિવર્ધન અને સમાજ-વ્યવસ્થાપક પણ હતો; દુનિયાનો સૌથી પહેલો મિશનરી પણ અશોક જ હતો એમ કહી શકાય.

દક્ષિણના પાંડ્ય, ચોળ અને કેરળના પ્રદેશ છોડી દેતાં બાકીના આખા હિંદુસ્તાનનું રાજ્ય અશોક ચલાવતો હતો. પશ્ચિમમાં આજે જે ભાગને બલૂચિસ્તાન અને અફઘાનિસ્તાન કહે છે એ પ્રદેશ પણ અશોકના રાજ્યનો જ એક વિભાગ હતો. આવા મોટા સામ્રાજ્યમાં રાજ્યવ્યવસ્થા એક જ ઢબે ચાલે અને કેવળ રાજ્યવ્યવસ્થા જ નહીં પણ લોકજીવન પણ એક જ ઉન્નત સંસ્કૃતિને રંગે રંગાય એ માટે અશોકે કેટલાક નિયમો ઘડી કાઢ્યા અને તે પોતાના સામ્રાજ્યમાં ઠેકાણે ઠેકાણે પથ્થર પર કોતરાવ્યા. એટલું જ નહીં પણ પોતાના રાજ્ય-વ્યવસ્થાપક તેમ જ ધર્મ-વ્યવસ્થાપક રાજપુરુષોને એણે આજ્ઞા કરી કે દર પંદર દિવસે લોકોને ભેળા કરી એમની આગળ એ શાસનો વંચાય; જેથી અમલદારોને અને પ્રજાને જાગૃતિ રહે કે કેવી સંસ્કૃતિ અશોકના રાજ્યમાં ખીલવવી છે. અશોકના એવા શિલાલેખો લગભગ એક જ ભાષામાં કોતરેલા ઠેકઠેકાણે જડી આવે છે. હિંદુસ્તાનના ઇતિહાસના અનેક સવાલોનો ઉકેલ આ શિલાલેખોથી થયો છે. એવો એક શિલાલેખ જૂનાગઢ પાસે ગિરનારને રસ્તે દામોદરકુંડ પાસે આવેલો છે. બીજો એક શિલાલેખ મુંબઈ પાસે શૂર્પારક અથવા સોપારા પાસેના એક પથરા ઉપર કોતરેલો હતો. આજે એનો ખંડિત અવશેષ જ ત્યાં જડી આવે છે.

સરહદ પ્રાન્ત ઉપર શાહબાજગઢી અને માનસેરા એ બે ઠેકાણે આ શિલાલેખો જડી આવ્યા છે. પૂર્વ તરફ ઓરિસામાં જૌગઢ અને ધૌલી એ બે ઠેકાણે આ જ

શિલાલેખો એક મહત્ત્વના ફેરફાર સાથે કોતરેલા છે, અને એ જ શિલાલેખ દહેરાદૂન પાસે આવેલા કાલસી નામના એક રમણીય સ્થાનમાં જોવાને મળે છે.

આ શિલાલેખો ખૂબ ધ્યાનપૂર્વક વંચાય છે અને એના અધિકાધિક શુદ્ધ અને સાચા તરજુમા પણ કરવામાં આવ્યા છે. હવે ઘેર બેઠાં એ શિલાલેખો વાંચી એના ઉપર લોકો ગમે તેટલો વિચાર કરી શકે છે, અને અનુમાનો કાઢી સંસ્કૃતિ-મીમાંસામાં ઉમેરો પણ કરી શકે છે. છતાં યાત્રી તરીકે આ સ્થાને પ્રત્યક્ષ જઈ ત્યાંની પરિસ્થિતિ તેમ જ વાતાવરણમાંથી ઘણું લઈ શકાય એમ છે. શિલાલેખો વાંચી એમનો અર્થ કરવા માટે નહીં પણ એ ધર્મશિલાઓનું દર્શન કરી પાવન થવા માટે અને આસપાસના પહાડોને તેમ જ નદીઓને, જંગલોને અને ખેતરોને અશોક વિશે અને એના આર્યહૃદય વિશે અનેક વાતો પૂછી શકાય એ ખાતર ત્યાં જવું જોઈએ.

ગિરનારનો શિલાલેખ જોયે ચોવીસ વરસ થઈ ગયાં. જેગઢનો શિલાલેખ જોવાની તક લગભગ બાર વર્ષ પૂર્વે મળી હતી પણ તે વિશેષ કારણે છોડી દીધી હતી. આ વર્ષે રાષ્ટ્રભાષા હિંદીના પ્રચારને અર્થે ફરતાં ફરતાં ધૌલીનો પ્રખ્યાત શિલાલેખ જોઈ શક્યો. અને ત્યાર પછી થોડા જ મહિનામાં કન્યાકેળવણીની સેવામાં દહેરાદૂન ગયો હતો ત્યાં કાલસી પણ જઈ આવ્યો. આસ્થાવાળો માણસ રાષ્ટ્રસેવા કરતાં કરતાં પોતાનું જીવન અને પોતાની જીવનદૃષ્ટિ અનેક રીતે અનાયાસે સમૃદ્ધ કરી શકે છે.

૨

અશોકના શિલાલેખોમાં એનો કલિંગવિજય વિશેનો ઉલ્લેખ દરેક રાષ્ટ્રહૃદયને બલ્કે મનુષ્યહૃદયને હચમચાવી મૂકે એવો છે. બાહ્લિકથી માંડીને બંગાળ સુધી અને કાશ્મીરથી માંડીને કેરળપુત્ર સુધી વિસ્તરેલા પોતાના સામ્રાજ્યમાં એક કલિંગ દેશ (હાલનો ઉત્તર ઓરિસા) અણજિતાયેલો રહે એ સમ્રાટની મહત્ત્વાકાંક્ષાથી સહન ન થયું. સ્વતંત્ર કલિંગ અશોકની વિજિગીષાને શલ્ય જેવો ખૂંચવા લાગ્યો. મોટું કટક લઈને એણે કલિંગ ઉપર ચડાઈ કરી અને વિજેતાના ઉન્માદથી કલિંગને ખેદાનમેદાન કરી નાખ્યું. કલિંગના બ્રાહ્મણો અને શ્રમણો, ત્યાંના ગૃહસ્થીઓ અને કારીગરો – બધા જ દેશના સ્વાતંત્ર્ય ખાતર ઝનૂનપૂર્વક લડયા હોવા જોઈએ. અશોકે લાખો લોકોને ઠાર કર્યા. લડાઈમાં એથી અનેકગણા લોકો ઘાયલ થયા અને લડાઈને અંતે જેઓ પકડાઈ ગયા અને જેમને બંદી તરીકે લઈ જવામાં આવ્યા તેમનો હિસાબ તો જુદો જ. ચમત્ત સમ્રાટની સામ્રાજ્યતૃષ્ણા તૃપ્ત થઈ અને ત્યાં મનુષ્યપ્રેમી હૃદયનો ઉદય થયો. અશોકને ધર્મભાવના વળગી અને પોતે કરેલા વિજય માટે એને ભારે પશ્ચાત્તાપ થયો. ત્રાસ અને ધાક ફેલાવીને નહીં પણ ધર્મ, ક્ષમા અને પ્રેમનો વિસ્તાર કરી લોકોનું કલ્યાણ કરવું જોઈએ એ વાત અશોકને ગળે ઊતરી અને એનું પાષાણહૃદય પીગળ્યું. એ હૃદય-પરિવર્તન અને

એ ધર્મકોમળ લાગણી એણે હિંદુસ્તાનના અનેક પાષાણો ઉપર કોતરી એમની દ્વારા આપણા સુધી પહોંચાડી છે.

તે વખતની પ્રજાએ આ વિલક્ષણ હૃદય-પરિવર્તન આશ્ચર્યચકિત થઈને જોયું હશે. રાજાના આ નવજીવનની અસર અનેક પ્રાંતના અનેક સેવકો ઉપર થઈ હશે. તે વખતનાં લોકગીતોમાં અશોકનો અને એણે ફેલાવેલા ધમ્મનો જયજયકાર બોલાયો હશે. જેવું રામરાજ્ય તેવું જ અથવા તેથીયે ચડિયાતું આ ધર્મરાજ્ય છે એમ લોકોએ ઠરાવ્યું હશે. પણ વિસ્મૃતિની શક્તિ કૃતજ્ઞતાની લાગણી કરતાંયે જબરદસ્ત નીવડી. શિયાળામાં સળગાવેલી સગડી જેમ વખત જતાં ઓલવાઈ જાય છે અને એનું રૂપાંતર આખા ઓરડાની ઉષ્ણતા વધારવામાં થાય છે તે જ રીતે અશોકે અમલમાં આણેલું જીવનપરિવર્તન પ્રજાએ પચાવ્યું, સંસ્કૃતિ સાથે એ એકરૂપ થયું અને જેમ ખાધેલા, પચાવેલા અને લોહી થઈ ગયેલા ખોરાકની યાદ પણ રહેતી નથી, તેમ અશોક અને તેના કાર્યની સ્મૃતિ પણ કૃતજ્ઞ આર્યો ભૂલી ગયા. Transubstantiation કહે છે તે આ જ હશે?

પણ લાગણીવાળા માણસે જે ખોયું તે આ જડ શિલાઓએ સંઘરી રાખ્યું. ધૌલીમાં જે શિલા છે તેનું નામ અશ્વત્થામા છે અને કાલસીમાં જે શિલા અમે કાલે જોઈ આવ્યા એને ત્યાંના લોકો ચિત્રશિલા કહે છે. અશ્વત્થામાએ અને ચિત્રશિલાએ ભારતવર્ષ ઉપર અને એના ઈતિહાસ ઉપર અનેક ઉપકાર કર્યા છે તેથી મૂર્તિપૂજક તરીકે નહીં પણ કૃતજ્ઞ રાષ્ટ્રપ્રેમી તરીકે એ બંને શિલાને વંદન કરવું ઘટે છે.

કલિંગ જીત્યાનો ઉલ્લેખ અને પશ્ચાત્તાપ અશોકે કલિંગ દેશમાં કોતર્યો નહીં, પણ શાહબાજગઢી, માનસેરા, કાલસી અને ગિરનારમાં કોતરાવ્યો છે. એણે આવું ઈરાદાપૂર્વક જ કર્યું હશે એ વિશે શંકા નથી. કેટલાક કહે છે કે કલિંગ-સંહારની વાતો કલિંગની જનતા આગળ વંચાય, પછી ભલે એ પશ્ચાત્તાપની વાણીમાં હોય, એ અશોકને અજુગતું લાગ્યું. કલિંગના લોકો પોતાનું દુઃખ ભૂલી જાય અને અશોકના પ્રેમાળ રાજ્યશાસનનો લાભ ઉઠાવે એ ઈરાદાથી એણે એ તેરમો શિલાલેખ જૌગઢ અને ધૌલીમાં ન કોતરાવ્યો પણ દૂર દૂર સામ્રાજ્યને બીજે છેડે એણે પોતાના પશ્ચાત્તાપનો એકરાર અમર કરી રાખ્યો હોવો જોઈએ.

કાલસીના શિલાલેખમાં બીજી ઘણી વસ્તુઓ છે પણ આ ક્ષણે આપણું ધ્યાન તો એ રાજ-પશ્ચાત્તાપ તરફ જ જાય છે. બીજી વાતો મહત્ત્વપૂર્ણ તો છે જ. એ ક્યાં નાસી જવાની હતી?

કાલસીના શિલાલેખમાં ધૌલીની શિલા સાથે એક વિશેષ સામ્ય છે અને તે છે એના ઉપર કોતરેલી હાથીની આકૃતિનું. પણ એને વિશે યથાસ્થાને કહીશું.

૩

કાલસી ક્યાં છે એની તપાસ અમે પહેલેથી જ કરી રાખી હતી. દહેરાદૂનથી બપોરે ઊપડી તૈલવાહનની મદદથી કાલસી જઈ સાંજ સુધીમાં પાછા આવાશે

એની ખાતરી કરી લીધી હતી. સમ્રાટ અશોકે આ જ સ્થાન કેમ પસંદ કર્યું હશે એનો પણ વિચાર કરી રાખ્યો હતો. વેપારનું મથક અને યાત્રાનું સ્થાન, બન્ને રીતે કાલસીનું મહત્ત્વ ઘણું હશે એ વિશે શંકા નથી. પહાડના રસ્તાઓ ઘણી વાર નદીને કાંઠે કાંઠે જાય છે. નદીનું ઊગમસ્થાન માણસની જિજ્ઞાસાનું, શોધખોળનું પ્રતીક છે. જ્યાં બે નદીઓનો સંગમ થાય છે ત્યાં મનુષ્યજાતિની પ્રાથમિક અવસ્થામાં વેપારનો તેમ જ સંસ્કૃતિનો પણ સંગમ થાય છે. પાટલિપુત્રમાં ગંગા અને શોણનો સંગમ છે. પ્રયાગરાજમાં ગંગા અને યમુનાનો સંગમ છે. તેમ જ કાલસીમાં યમુના અને ટોંસ(તમસા) નદીનો સંગમ છે. પ્રાચીન કાળથી ઘેટાંની પોઠ લઈને પહાડી વેપારીઓ અહીં આવતા હશે અને ભાબરના તેમ જ તરાઈના લોકો જોડે વેપાર કરતા હશે. મેદાનના વેપારીઓ પણ પોતાની કીમતી વસ્તુઓનાં ઘરાક શોધતા અહીં આવતા હશે. જ્યાં વેપારનું મથક જામે છે, માનવમેદની ઊભરાય છે ત્યાં ધર્મ-ઉપદેશક અચૂક પહોંચી જવાનો. ધર્મવિજયી રાજા અશોકે પોતાના પ્રચાર માટે આ જ સ્થાન પસંદ કર્યું એમાં નવાઈ શી? અથવા અહીં ધર્મને નામે પશુ-હત્યા વધારે થતી જોઈ અહીં એ રોકવાની વ્યવસ્થા સાથે આ શિલાલેખ કોતરાવ્યો હોય.

* * *

કન્યાગુરુકુળનો ઉત્સવ પૂરો કરી અમે કાલસી જોવા ઊપડ્યા. પંડિત ધર્મદેવજીએ પુરુષાર્થ કરી નોતરેલા તૈલવાહનને રીતસર ખવડાવી વખતસર આવવા-જવાની બાબતમાં નિશ્ચિત થયા અને વજ્રલેપ રસ્તા ઉપર થઈને અમે દોટ મૂકી. દહેરાદૂન શહેર આધુનિક સુખાકારી અને વ્યવસ્થાનું પ્રતીક છે. સુંદર સરખા રસ્તા, એમની બંને બાજુએ આવેલાં ઊંચાં ઊંચાં વિશાળ વૃક્ષો, એની પાછળ ફેલાયેલાં સ્વચ્છ મેદાન અને વચમાં વચમાં દેખાતા હૂંફાળા બંગલાઓ, એ બધું દૃશ્ય આહ્‌લાદક છે. ક્ષિતિજ તરફ જોતાં એ બાજુ પોલી દેખાશે એ બીકને અવકાશ જ નથી. પશ્ચિમ તરફના કરકરિયા પહાડ અને એમના ઉપરનો વાદળાંનો વિહાર એ એક માયાવી કાવ્ય છે. ઉત્તર તરફ મસૂરીનો પહાડ અનેક આમંત્રણો આપે છે. પૂર્વ તરફની શોભા તો એથીયે વિશેષ; કેમ કે આપણે જેમ દોડીએ તેમ એ બાજુએ એક પછી એક રૂપાળી ખીણો ઊઘડે છે અને બિડાય છે. અહીંની કામરૂપિણી સૃષ્ટિને જો કોઈ નામ આપવું હોય તો એને પ્રમદા કહી શકાય એટલી એ માદક છે. અમે વીસ માઈલથી વધારે ગયા હોઈશું. રસ્તામાં એક બે દૃપદ્વતીઓ અમે ઓળંગી. એમના પટમાં કામ કરતા મજૂરો પ્રત્યે સહાનુભૂતિ કેળવી અને એટલાથી સંતોષ માની વીસબાવીસ માઈલ ગયા ત્યાં હર્બર્ટપુર આવ્યું. ત્યાંથી જમણી બાજુએ વળીને બીજી દોટ મૂકી અને ચુહડપુર પહોંચ્યા. અહીંની બજાર ગામડાંની દૃષ્ટિએ ખૂબ મહત્ત્વની ગણાય. આજકાલ કાલસીનું મહત્ત્વ ચુહડપુર પચાવી બેઠું છે.

ચુહડપુરથી થોડા આગળ ગયા અને અમે યમુનાની પુણ્ય-સુંદર ખીણમાં ઊતર્યા. ચારે દિશાની મુસાફરી કરી આવેલા યાત્રીના મનને પણ લોભાવે એવી એ ખીણ છે: યમુના પરના પુલનું દૃશ્ય પણ ઓછું મનોહારી નથી. મનુષ્યકૃતિ ઘણી વાર કુદરત સાથે ભળી શકતી નથી, પણ પુલોનું એવું નથી. પુલો માણસ-જાતિ માટે સંધિકારી મિત્રો છે. બંને કાંઠાને પોતાના આકર્ષણથી સાંધીને એક કરે છે તેથી આશીર્વાદરૂપ હોઈ કુદરતના વાતાવરણને પોષક જ નીવડે છે. યમુના પરનો આ પુલ સેતુ-વિદ્યા-પ્રવીણ નલ-નીલ-જાંબુવંતોની ન્યાતમાં ઘણો વખણાય છે. ભૌગોલિક દૃષ્ટિએ પણ આ પુલે મહત્ત્વનું સ્થાન પસંદ કર્યું છે. કેમ કે એક પછી એક એવા બે સંગમ વચ્ચે એ આડો પડયો છે, ઉપર અનાવિલા* અમલવા નદી કાલી કાલી વાતો કરતી યમુનાને મળે છે જ્યારે નીચે યમુનાની જયેષ્ઠ બહેનપણી તમસા નદી પોતાના પહોળા અને ઊંડા પટ સાથે યમુનામાં ભળી જાય છે. જો પક્ષપાત છોડીને કેવળ ગૌરવનો જ વિચાર કરીને નિર્ણય આપવાનો હોત તો માણસે એમ જ કહ્યું હોત કે યમુના નદી ટોંસને મળે છે અને તે કારણે આગળના પ્રવાહને તમસાનું જ નામ આપ્યું હોત. પણ યમરાજકન્યા કાલિન્દી નાની નીવડી તોયે શું? એની મહત્તા તો ગંગા આગળ જ શરણ જઈ શકે છે. ટોંસે પોતાનાં જળ સાથે પોતાનું નામ પણ છોડી દીધું અને યમુનાની વૃદ્ધિમાં જ પોતાનું સાર્થક્ય જોયું.

કાલસીની આસપાસના પહાડો ઊંચાઈમાં ઓછા નથી પણ ખાસા પહોળા અને વિશાળ હોવાથી સાધારણ રીતે ભીડને કારણે જે ભીષણતા આવે છે તેમાંથી મુક્ત છે. કાલસીની આ ખીણમાં વિહરતા માણસને પહાડ આગળ અપમાનિત થયા જેવું લાગતું નથી. પહાડનું ચડાણ જ્યારે બહુ સખત હોય છે ત્યારે ત્યાંનાં ઝાડો પણ બહુ ઠીંગણાં હોય છે. માંડ જીવતાં હોય અને પોતાની બધી શક્તિ વાપરી પોતાનું સ્થાન મુશ્કેલીથી ટકાવતાં હોય એમ જોઈ તેઓ આપણો દયાયુક્ત આદર મેળવે છે. અહીં એવું નથી. અહીંનાં વૃક્ષો એવાં તો સુસ્થ અને પુષ્ટ છે કે આપણા મનમાં અદેખાઈ જ ઉપજાવે છે.

કાલસીના ડાક બંગલા પાસે આવીને અમે થોભ્યા. અને જમણી બાજુ નાની અમલવાની સાવ નાનકડી નહેર વહે છે એને કાંઠે જઈ પહોંચ્યા. મેં વાંચ્યું હતું કે ચિત્રશિલાની આસપાસ પ્રાચીન-વસ્તુ-સંરક્ષક-ખાતાએ કંઈક બાંધકામ કર્યું છે. પણ મને કલ્પના ન હતી કે આબુ તરફના રેલવે સ્ટેશન જેવી ગુંબજવાળી ઓરડી અહીં ઊભી કરી હશે. ડાકખાનાના ખાનસામાએ એ ઓરડી અમને ઉઘાડી આપી અને દીર્ઘકાળ સુધી જેની ઝંખના કરી હતી તે શિલા અમે જોઈ શકયા. દસ ફૂટ ઊંચી અને એટલી જ પહોળી એ શિલા પ્રથમ દર્શને અમારી સાથે કશું બોલી જ

* કાદવ વગરની નદીને અમલા કહે છે. લોકો પ્રેમથી એને અમલવા પણ કહે છે. અનાવિલાનો પણ એ જ અર્થ થાય છે.

નહીં. અમે એની પ્રદક્ષિણા કરી. દર્શનલોભી આંખોએ શિલાલેખની શોધ કરી પણ કંઈ પત્તો ન ખાધો. મનનો ક્ષોભ જ્યારે સહેજ ઓસરી ગયો અને આંખો ત્યાંના આછા પ્રકાશથી ટેવાઈ ગઈ ત્યારે આપણી જમણી બાજુએ એટલે કે શિલાની ડાબી બાજુએ હાથીની એક આકૃતિ પથરા ઉપર કોતરેલી જોઈ. હાથીના આગળના અને પાછળના પગ વચ્ચે 'ગજતમ' એ ચાર અક્ષરો કોતરેલા છે. અમારી સાથે આવેલા હરિશ્ચન્દ્રે કહ્યું કે માથું ઊલટું કરીને વાંચવા જતાં અંગ્રેજી અક્ષરો Ryav જેવું આ વંચાય છે. ધૌલીમાં શિલાનો એક ભાગ કોતરીને એક હાથીનો આગલો ભાગ મૂર્તિરૂપે બનાવેલો છે. અહીં કેવળ હાથીની એક આખી રૂપરેખા દોરેલી છે. આ આકૃતિ પણ મેં ધારી હતી એવી મોટી ન નીવડી એટલે સહેજ નિરાશા થઈ, પણ તેથી કંઈ મારી ભક્તિ ઓછી થઈ નહીં; કેમ કે આ હાથીની આકૃતિ બૌદ્ધ કલ્પના પ્રમાણે તુષિત સ્વર્ગમાંથી ઊતરી આવેલા ખુદ બુદ્ધ ભગવાનની પ્રતિનિધિ છે. એક ઠેકાણે હાથી નીચે લખેલું છે 'व स्वेतो हस्ती सवा लोक सुखाहरो नाम.' કાલસીની આ ચિત્રશિલા એટલી તો ધોળી છે કે એના ઉપર કોતરેલો હાથી શ્વેત હસ્તી જ કહેવાય. હવે તો અહીં શિલાલેખ પણ જોઈ શક્યા. શિલાની સાફ કરેલી લીસી બાજુ ઉપર લેખ પૂરો ન થયો એટલે જમણી બાજુએ જેમ ફાવે તેમ કોતરીને એ પૂરો કર્યો છે.

અશોકના વખતમાં આ પ્રદેશની જાહોજલાલી કેવી હશે? કેટલાક લોકોએ અહીં આવીને અમલવા-યમુનાના સંગમમાં સ્નાન કરીને આ શિલાની પ્રદક્ષિણા કરી હશે અને ગજતમ બુદ્ધ ભગવાનને ચંદન ચડાવી અશોકનું ધર્મપ્રજ્ઞાપન વાંચ્યું હશે અને એ ધર્મસમ્રાટની પ્રેરણા હૈયામાં ધારણ કરી પશુપક્ષીઓ વિશે પ્રેમથી ઊભરાતા એ લોકો ઘેરઘેર ગયા હશે! ટોંસ અને યમુનાના સંગમ પર જ્યારે જ્યારે મેળો ભરાયો હશે ત્યારે ત્યારે પણ લોકોએ નદીને કાંઠે ગાઉ બે ગાઉ ચાલીને આ શિલાનું દર્શન કર્યું જ હશે.

* * *

પશુહત્યામાં રાચતો શક્તિ-સંપ્રદાય આપણા દેશમાં કેટલો જૂનો છે? જ્યાં જ્યાં ભારે પશુહત્યા થતી હોય ત્યાં ત્યાં અશોકે પહોંચીને લોકોને હુકમ નહીં કાઢ્યો હોય કે આ સ્થાને પશુહત્યા ન થવી જોઈએ! જેટલા લોકોએ આ શિલાલેખોનો અર્થ કર્યો છે તેમનું ધ્યાન 'હિદા' અથવા 'ઈધ' શબ્દ તરફ કેમ નથી ગયું એ સમજવામાં નથી આવતું. हिदा ना किछी जिवे आलभित्तु पजोहितविये नोपि चा समाजे कटविये – અહીં ન કોઈ પ્રાણી મારીને હોમવામાં આવે અને ન કોઈ સમાજ કરવામાં આવે. સમાજ એટલે માંસમદિરાનું સેવન કરી મોજમજા કરવાની ઉજાણી. જે જે ઠેકાણે છાકટા શાક્તો માંસમદિરા આરોગી આખી રાત લહેર કરતા હશે અને શ્રીચક્રનું પૂજન કરી અનાચારમાં ડૂબી જતા હશે ત્યાં ત્યાં 'આ ઠેકાણે પશુહત્યા ન કરાય', 'મોજમજા ન કરાય', એમ આ સમ્રાટે ફરમાવ્યું

હોવું જોઈએ. બંગાળા–ઓરિસા તરફની શાક્ત પ્રવૃત્તિ જાણીતી છે. ઓરિસાની જનતાએ ધર્મસમ્રાટની આજ્ઞાની કેટલી કદર કરી એનો જવાબ પુરી, ભુવનેશ્વર અને કોણાર્કનાં મંદિર ઉપરની ગંદી મૂર્તિઓ આપશે. એ મૂર્તિઓ જોયા પછી ભારતવર્ષનો અધઃપાત કેમ થયો હશે એનું આશ્ચર્ય કરવાનું કશું કારણ રહેતું નથી.

ખરું જોતાં કાલસીની શિલા ટોંસના સંગમ પર નથી પણ અમલાયમુનાના સંગમ પર છે. સારો રૂપાળો પથ્થર અહીં જ જડયો માટે આ સ્થાન પસંદ કર્યું કે ટોંસ કરતાં અમલાની નિર્મળ શોભા સમ્રાટને વધારે પસંદ પડી તેથી આ સ્થાન પસંદ કર્યું એ કોણ કહી શકશે!

આ યાત્રાના સાથીઓ સાથે અહીં ઘણી વાતો કરી. નદીના પ્રવાહમાંથી અનેક રૂપાળા પથ્થરો વીણ્યા, ચાલુ જમાનાને વફાદાર રહી એક બે ફોટા પણ પડાવ્યા, છતાં હું તો આખો વખત અંતર્મુખ જ હતો. સમ્રાટ અશોકની આંખે અને ઉપગુપ્તની શ્રદ્ધાથી અહીંના પ્રાચીન પહાડો જોવા હું ચાહતો હતો. તે વખતના ધર્મપરાયણ યાત્રાળુઓના હૃદયપ્રવાહનું દર્શન આ નદીઓનાં પ્રસન્ન પાણીમાં કરવા મથતો હતો અને અઢી હજાર વરસ વચ્ચે કલ્પનાનો પુલ બાંધી ભૂતકાળને પ્રત્યક્ષ કરવાનો પ્રયત્ન કરતો હતો.

એ પ્રાચીન પ્રેરણા આજે ફરી જાગી છે, એ ઉત્સાહ અને એ શ્રદ્ધા આજે નવું રૂપ ધારણ કરીને નવા પ્રયોગો કરવા મથે છે. એના લેખો કેવી શિલા ઉપર લખાશે? એનું સ્મારક કયાં સાધનથી ભવિષ્યકાળના હાથમાં સોંપાશે? અને આજથી અઢી હજાર વર્ષ પછી આ જ ઠેકાણે વિચરનારા ભારતીઓ અશોકના યુગની અને આજના યુગની કેવી સરખામણી કરશે? એ બધું કોણ જાણે! કોણ કલ્પે!

## -શોકના શિલાલેખો

અશોકના શિલાલેખો એ હિંદુસ્તાનના ઇતિહાસમાં જ નહીં પણ દુનિયામાં એક અપૂર્વ વસ્તુ છે. રાજા ગમે તેટલો સારો હોય તોપણ રાજહૃદય એના વૈભવ પાછળ અને રુઆબ નીચે દબાઈ જવાનું જ. રાજાની નાનામાં નાની સૂચના આજ્ઞાનું રૂપ ધારણ કરે છે અને રાજાએ નોંધેલી હકીકત આત્મપ્રશંસાની કોટિમાં જઈ પડે છે. પણ ધર્મસમ્રાટ અશોક પોતાનો વૈભવ સાચવતાં છતાં પોતાનું કોમળ હૃદય કઠણમાં કઠણ પથ્થર મારફત લગભગ અઢી હજાર વરસને અંતરે પણ આપણી આગળ ખુલ્લું કરે છે. કલિંગ દેશ જીત્યા પછીનો તેનો શિલાલેખ પશ્ચાત્તાપ વાણી તરીકે દુનિયાના સાહિત્યમાં અમર થઈ ગયો છે. પોતાના અમલદારોને ઉદ્દેશીને લખેલા શિલાલેખો પિતાતુલ્ય પ્રજાપ્રેમી રાજાના હૃદયના ઉદ્ગાર કેવા

હોય એ બતાવે છે અને પ્રજાને ધર્મમાર્ગે ચાલવાનો ઉપદેશ કરનાર શિલાલેખો તો મનુષ્યજાતિની સદ્બુદ્ધિ ઉપર રાજા કેટલો વિશ્વાસ રાખે છે એના નમૂના છે. અશોકનો એક શિલાલેખ આપણે ત્યાં ગિરનારની તળેટીમાં છે.

કલિંગ વિશેના શિલાલેખમાં અશોક કહે છે :

"ગાદીએ બેઠા પછી આઠમે વર્ષે પ્રિયદર્શીએ કલિંગ દેશ જીત્યો. તે પ્રસંગે દોઢ લાખ બંદી થયા, એક લાખ કતલ થયા, એ ઉપરાંત બીજા પાર વિનાના લોક મરી ગયા. એ બધાનાં સગાંવહાલાં તો હશે જ. તેમને કેટલું દુ:ખ થયું હશે એનો વિચાર કરતાં પણ પ્રિયદર્શીને આજે દુ:ખ થાય છે. જીતવાનો અર્થ જ એ છે કે લાખો અને કરોડો લોકોનો સંહાર. આજે તે વખતના હત્યાકાંડનો સોમો કે હજારમો ભાગ પણ ફરી થાય તોપણ પ્રિયદર્શીને ભારે દુ:ખ થાય. પ્રિયદર્શી હવે માને છે કે ઐહિક જીત કરતાં ધર્મની જીત શ્રેષ્ઠ છે."

પોતાના અમલદારોને તે લખે છે કે તમારે પ્રજાનું પાલન પિતાની પેઠે કરવું જોઈએ. એટલા જ માટે મેં તમને આટલી સત્તા આપેલી છે. અમલદાર જો પ્રજાભક્ષક થઈ જાય તો પ્રજાનો નાશ થાય. મારી આજ્ઞાઓ દર વરસે નક્કી કરેલા દિવસે જાહેરમાં પ્રજા આગળ વંચાય, જેથી લોકોને પ્રિયદર્શીની આજ્ઞા શી છે એ વિશે શંકા ન રહે. મારા અમલદારો મારી આજ્ઞાનું પાલન કરે છે કે નહીં અને પ્રજા ધર્મને માર્ગે જાય છે કે નહીં એ જોવા માટે મેં નિરીક્ષકો નીમ્યા છે અને હું પોતે પણ ફરવાનો છું. મારાથી જેટલું કામ થાય તેટલું ઓછું. આપણે બિલકુલ આળસ ન કરીએ.

પોતાની રાજવ્યવસ્થા વિશે અશોક જણાવે છે કે પ્રાણીઓની હિંસા બનતાં સુધી ઓછી કરી નાખેલી છે. અમુક અમુક દિવસે તો હિંસા બંધ જ કરવામાં આવી છે. જંગલો બાળી નાખવાની મનાઈ થઈ છે. તહેવારોને દિવસે પશુવધ અટકાવ્યો છે. અપરાધીઓને થતી સજાઓ ઘણી સૌમ્ય કરી છે. માણસ અને પશુને માટે દવાખાનાં બાંધવામાં આવ્યાં છે. વનસ્પતિઓ અને જડીબુટ્ટીઓ દરેક ઠેકાણે મળે એવી ગોઠવણ કરવામાં આવી છે. મોટા મોટા રસ્તા ઉપર કૂવાઓ ખોદવામાં આવ્યા છે અને ઝાડો વવરાવ્યાં છે.

જંગલી લોકોની અશોકે ખાસ કાળજી લીધી હતી. તેમની ઉપર જુલમ ન થાય, તેમને બીક બતાવવામાં ન આવે, તેમને ધર્મોપદેશ મળે, સુધરેલા લોકોના સહવાસથી જંગલી લોકોને ત્રાસ ન છૂટે, ઊલટું તેમનું કલ્યાણ જ થાય એવો બંદોબસ્ત એણે કર્યો હતો.

દિનરાત ગમે ત્યારે લોકો રાજા પાસે અરજી લાવી શકતા. અશોક લખે છે કે હું જમતો હોઉં કે અંત:પુરમાં હોઉં, પથારીમાં હોઉં, વાહનમાં બેસી જતો હોઉં કે બગીચામાં ફરતો હોઉં, ગમે તે દશામાં દૂતોએ મને પ્રજા સંબંધી કામકાજ વિશે વાકેફ કરવો જોઈએ. અને જો હું મોઢેથી હુકમ દઉં અને તે વિશે કાંઈ ગોટાળો

હોય. ચંદ્રગુપ્તે પોતે નંદવંશની ગાદી પચાવી પાડેલી, તેથી કેટલાક લોકોને તેનું દુઃખ હતું. અમિત્રઘાત બિંદુસારની સખતાઈથી દબાયેલો અસંતોષ તેના મરણ પછી ફાટી નીકળ્યો હશે અને તેની સામે લડતાં અશોકને ત્રણ વર્ષ લાગ્યાં હશે, એવું કેટલાકનું અનુમાન છે.

ગાદીએ આવ્યા પછી અશોકે કેટલાંક વર્ષો રાજ્યની વ્યવસ્થા કરવામાં ગાળ્યાં હશે. પિતાની હયાતીમાં અશોકે તક્ષશિલા અને ઉજ્જયિનીમાં સૂબા અથવા રાજ્ય-પ્રતિનિધિ તરીકે કામ કરેલું એટલે રાજ્યવહીવટની વિગતોથી તે સારી પેઠે વાકેફ તો હશે જ. ચાણક્યે ઘડી કાઢેલી રાજ્યપદ્ધતિનો અમલ ચલાવતાં અશોકને ઓછો અનુભવ મળ્યો નહીં હોય. તેના રાજ્યનો વિસ્તાર હિંદુકુશથી કામરૂપ (આસામ) સુધી અને કાશ્મીરથી કૃષ્ણા નદી (મહારાષ્ટ્ર) સુધી હતો. ફક્ત પૂર્વ કિનારા ઉપર આવેલો કલિંગ દેશ (મહાનદીની આસપાસનો પ્રદેશ) મગરૂરી સાથે પોતાની સ્વતંત્રતા જાળવી રહ્યો હતો.

અશોક જેવા પરાક્રમી રાજાને કલિંગની સ્વતંત્રતા કાંટાની પેઠે ખૂંચતી હતી. તેણે કલિંગ દેશ ઉપર ચડાઈ કરી. કલિંગ લોકોએ કેસરિયાં કર્યાં. લક્ષાવધિ લોકો માર્યા ગયા અથવા પકડાઈ ગયા. અશોક પોતે આ ચડાઈમાં હાજર હશે અથવા તો શત્રુની નગરીમાં વિજયપ્રવેશ કરવા માટે ત્યાં ગયો હશે. ત્યાં પોતાના વિજય કરતાં પ્રજાના થયેલા સત્યાનાશ તરફ તે સમ્રાટનું લક્ષ અધિક ગયું. તેજાબની પેઠે તે ચિતારે રાજાનું હૃદય દઝાડયું. જેમ અર્જુનને થયેલું –

अहो बत! महत्पापं कर्तुं व्यवसिता वयम्।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः॥

તેમ તેને પણ થયું. અશોકે નિશ્ચય કર્યો કે આજથી યુદ્ધને નમસ્કાર. આજથી મૃગયા પણ બંધ. હવે બહાર ફરવા નીકળવું તો તે ધર્મને માટે જ. રાજ્યવૈભવનો ઉપયોગ ધર્મને અર્થે જ. લોકોને રંજાડીને તેમનાં શરીર ઉપર રાજ્ય કરવા કરતાં તેમને રીઝવીને તેમનાં હૃદય ઉપર રાજ્ય કરવું એમાં જ પુરુષાર્થ છે. માણસના સામ્રાજ્ય કરતાં ધર્મનું સામ્રાજ્ય શ્રેષ્ઠ અને કાયમ ટકનારું છે.

અશોકે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો, એ ગુરુને શરણે ગયો અને દહાડે દહાડે આત્મશુદ્ધિ કરતો ગયો. પ્રથમ ગૃહસ્થાશ્રમી બૌદ્ધ તરીકે તે રહેવા લાગ્યો, પણ પછી તે પણ છોડી દીધું. બૌદ્ધ સાધુની પેઠે તે રહેવા લાગ્યો. મૃગયા છોડી યાત્રાએ જવાનું રાખ્યું. પોતે માંસાહાર ત્યજી દીધો, એટલું જ નહીં પણ પોતાના રાજ-મહેલમાં થતી હિંસા પણ ક્રમશઃ એણે બંધ કરી.

જેમ ગુજરાતનો રાજા કુમારપાળ હેમાચાર્યને શરણે જઈ તેના આદેશ પ્રમાણે સાધના કરવા લાગ્યો તે જ પ્રમાણે રાજા અશોક તેના વખતના મહાન ધર્માચાર્ય ઉપગુપ્તને શરણે ગયો અને તેને સાથે લઈ ભગવાન બુદ્ધના સંબંધથી પવિત્ર

થયેલાં કપિલવસ્તુ, ગયા, રાજગૃહ, ઋષિપત્તન (સારનાથ), કુશીનગર, શ્રાવસ્તી વગેરે સ્થાનોની એણે યાત્રા કરી. બુદ્ધ ભગવાનને નામે ત્યાં ધર્મદાન કર્યાં.

ઉપગુપ્તની દેખરેખ નીચે રાજાએ ધર્મ સંબંધી કેટલાક કઠણ પ્રશ્નોનો નિર્ણય કરવા માટે એક સંગીતિ (પરિષદ) બોલાવી અને તેની મારફત સંઘ શુદ્ધ કર્યો. આ પરિષદને લીધે મતભેદ દૂર થવાને બદલે દૃઢ જ થયા હશે. ફક્ત એક મતને રાજાશ્રય મળવાથી તે વધ્યો હશે એટલું જ.

આશોકે બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવા માટે કાશ્મીર, ગાંધાર, મૈસૂર, કોંકણ મહારાષ્ટ્ર, હિમાલય, બ્રહ્મદેશ, સિંહલદ્વીપ અને યવનદેશ સુધી મહાન ધર્મોપદેશકો મોકલી દીધા હતા. પોતાના દેશમાં જ્યાં જ્યાં બની શક્યું ત્યાં ત્યાં મોટી મોટી શિલાઓ ઉપર વખતોવખત ધર્મ સંબંધી પોતાની આજ્ઞાઓ એણે કોતરી કઢાવી. એલચીઓને પરદેશ મોકલી ત્યાંના લોકોને અને રાજકર્તાઓને પોતાના તરફથી અભય અને મૈત્રી અર્પણ કર્યાં. સરહદ ઉપરની જંગલી કોમો તરફ ખાસ દયાવૃત્તિ રાખવાનો પોતાના અમલદારોને હુકમ કર્યો. લોકો ધર્મ પ્રમાણે ચાલે છે કે નહીં તે જોવા માટે એણે ધર્મમહામાત્રો નીમી દીધા. દક્ષિણ તરફ સિંહલદ્વીપ તો તેણે પોતાના પ્રિય પુત્ર યુવરાજ મહેન્દ્ર અને કન્યા સંઘમિત્રાને દીક્ષા દઈ મોકલી દીધા. દેશમાં લોકોની સુખાકારી માટે ધર્મશાળાઓ, રસ્તાઓ અને કૂવાઓ બાંધ્યા. મૂંગાં પ્રાણીઓને માટે પશુચિકિત્સાલયો ખોલ્યાં. અને સર્વત્ર ધર્મનું રાજ્ય સ્થાપન કરવાના પ્રયત્નો આદર્યા.

દંતકથા કહે છે કે આ રીતે ધર્મકાર્ય કરતે કરતે આશોકનો ઉત્સાહ ઘટવાને બદલે વધતો જ ગયો. સર્વસ્વ દાન કરી દેવાની તેની ઇચ્છા થઈ. પણ તેના અમલદારોએ આને રાજાના ઘડપણનું ગાંડપણ સમજી તે ઇચ્છા અમલમાં ન મૂકી. આખરે વિરક્ત થઈ રાજપાટ છોડી દઈ તે વનમાં ચાલ્યો ગયો.

રાજાને ચારુવાકી નામની એક રાણી હતી. તે ધર્મનિષ્ઠ અને દાતાર હતી. બીજી રાણી તિષ્યરક્ષિતા કૈકેયી કરતાં પણ ભૂંડી હતી. એણે આશોકના એક પુત્ર કુણાલની આંખો ફોડાવી નાખી હતી એવી દંતકથા છે, પણ તેને ઐતિહાસિક આધાર મળતો નથી.

આશોકનો પૌત્ર દશરથ ભારતના શિલાલેખોમાં પ્રખ્યાત છે. નાગાર્જુન નામની ટેકરી ઉપર તેનો એક શિલાલેખ મળી આવેલ છે.

આશોકે બૌદ્ધ ઉપદેશકોને પશ્ચિમ તરફ મોકલેલા હતા તેની અસર ત્યાંના સમાજ ઉપર થઈ હશે અને તેને પરિણામે પાપીઓને પણ ક્ષમા કરવા કહેનાર, દુર્જનોનો પણ પ્રતિકાર ન કરવા ઉપદેશનાર ખ્રિસ્તી ધર્મ ઉદય પામ્યો હશે એવું અનુમાન કેટલાક લોકો કાઢે છે, તે અસંભવિત નથી લાગતું. બુદ્ધ ભગવાન આખી દુનિયા માટે કહી ગયા હતા :

नहि वेरेण वेराणि संमन्तीध कुदाचन।
अवेरेण च संमन्ती एस धम्मो सनन्तनो॥

૧૯૨૩

# ૩૯. કરસિયાંગ

દાર્જિલિંગ જેવી જ જબરદસ્ત સમોવડિયણ નગરી વીસ માઈલની અંદર ઊભી ન હોત તો કરસિયાંગ જ આ પ્રદેશની પ્રમુખ પહાડી નગરી થઈ હોત. હવા, પાણી અને શોભાની દૃષ્ટિએ કરસિયાંગ ઘણું અનુકૂળ સ્થાન છે.

અમે કરસિયાંગ, દાર્જિલિંગ અને કાલિમ્પોંગ એ ત્રણ સ્થાનની મુલાકાતે આવ્યા છીએ. રાત્રે કલકત્તાથી નીકળ્યા અને આખી રાત ઉત્તરની મુસાફરી કરી, સવારે સિલીગુરુ પહોંચ્યા. પાર્વતીપુર રાત્રે ક્યારે ગયું એની ખબર પણ ન પડી. કલકત્તાથી સિલીગુરુની મુસાફરી ગમે તે ઋતુમાં આહ્‌લાદદાયક જ હોય છે. લીલાં લીલાં ખેતરો, એની વચ્ચે માથું ઊંચું કરનાર ઝાડો, આરસપહાણ જેવાં વાદળાંઓનું પ્રતિબિંબ પાડતાં જળાશયો, અને એમની વચ્ચે પોતાની ઠાવકાઈથી શોભતી ઝૂંપડીઓ, બધું જ જોનારને પ્રસન્ન કરે છે. આ ભીના મુલકમાં રહેનારને કેટલું સુખ થાય છે તે તેઓ જાણે. પણ જોનારને તો એ બધું આંખોની ઉજાણી જેવું લાગે છે.

સિલીગુરુથી દાર્જિલિંગ. 'હિમાલયન લાઈટ રેલવે'માં બેસીને અમે પહાડ ચડવા લાગ્યા. કોઈ પણ ડાહ્યો માણસ આવી રેલવેની મુસાફરી પસંદ નહીં કરે. ધુમાડો કાઢતી અને બરાડા પાડતી તથા તુચ્છ જેવી લાગતી ટ્રેનમાં બેસી લચક લચક ત્રણ કલાકની મુસાફરી કોણ કરે? એ જ પ્રદેશ સામાન્ય મોટર એક કલાકમાં વટાવી જાય છે. અમે દાર્જિલિંગની ઠેઠની ટિકિટ લઈ રેલવેને પૂરતા પૈસા આપેલા હોવાથી રેલવે રસ્તે જ ચાલ્યા. મારા મનમાં એ સમાધાન હતું જ કે, પહાડનો રૂપાળો પ્રદેશ એક કલાકની ઉતાવળે જેમ તેમ જોવા કરતાં ત્રણ કલાક સુધી જોતા જવું અને વાગોળતા જવું એમાં જ લાભ છે. કંટાળો આવે એવો એકેય ભૂમિભાગ અહીં છે જ નહીં.

સિલીગુરુથી સૂક્ના સુધી લગભગ સપાટ જમીન જ હતી, જોકે બંને બાજુ જોતાં આનંદ તો આવતો જ. સૂક્ના પછી અમે એકદમ તરાઈના જંગલમાં પ્રવેશ કર્યો. (પહાડની તળેટીએ જે જંગલો બાઝેલાં હોય છે તેને તરાઈ કહે છે. તરાઈઓમાં હાથીઓનાં ઝુંડ પણ રહે છે.) ઊંચાં ઊંચાં ઝાડોનાં અરણ્યો જોતાંવેંત મારા મનમાં એક વિચાર હમેશાં આવે છે. મનુષ્યની વસ્તી કરતાં ઝાડોની વસ્તી અસંખ્ય ગણી વધારે છે. છતાં આ ઝાડો આ પૃથ્વી ઉપર માણસજાત જેટલો ઉત્પાત મચાવતાં નથી એ કેટલું આશ્ચર્ય! ઝાડો સ્થાવર છે એટલે જ સાત્ત્વિક છે.

સમૃદ્ધિ, સેવા અને સંતોષ એ એમનો સ્વભાવ દેખાય છે. પશુ, પક્ષી, માછલાં, સરપ અને માણસો જંગમ છે, એટલે જ જ્યાં ત્યાં ઉત્પાત મચાવે છે.

પણ જ્યારે મેં વિચાર કર્યો કે, આ સ્થાવર ઝાડો પણ તક મળ્યે મોટી મોટી સંસ્કૃતિઓ હોઈયાં કરતાં ચૂકતાં નથી અને ઊધઈ જેવા તુચ્છ કીટકો, કે જેમના શરીરમાં નથી લોહી કે નથી હાડકાં, તેઓ પણ ઓછો ઉત્પાત નથી મચાવતા, ત્યારે ખાતરી થઈ કે કુદરત બધે સરખી જ છે. ઉત્પાત બધે જ ચાલે છે. દુનિયામાં ઉત્પાત ન હોય તો નવા નવા ખેલ માટે નવું મંડાણ ન જ મળત.

કુદરતનો એકાદ બનાવ જોઈ જીવનની આખી ફિલસૂફી વિચારવા બેસવું એ તો જંગલમાં પ્રવેશ કરી આખું અરણ્ય કેવું હશે એની કલ્પના કરવા જેવું છે. જંગલ જોતાંવેંત માણસને અંદર ઘૂસવાનું મન થાય છે. અને ધરાઈને રખડયા પછી કયારે બહાર નીકળશું એમ પણ એને થાય છે. અમે જંગલમાંથી બહાર નીકળ્યા અને પહાડની કેડ ઉપર ચડવા માંડયું.

ખંડાળાઘાટનો અનુભવ છે કે, રેલવેને રસ્તે જેટલી ભવ્યતા છે અને જોવાની તૃપ્તિ છે તેટલી મોટરને રસ્તે નથી, એટલે મોટરને રસ્તે જનારને પસ્તાવાનું જ રહે છે. અહીં એવું નથી. માથાની વેણીની લટો એકબીજામાં ગૂંથાતી જાય છે તેવી જ રીતે મોટરનો રસ્તો અને રેલવેનો રસ્તો ક્ષણે ક્ષણે એકબીજાને કાપતા જાણે દાંડિયારાસ રમે છે. વચમાં રસ્તો એક આખું વર્તુળ પૂરું કરી પુલની મદદથી ઉપર ચડે છે. એવી ગાંઠો અમે કંઈ નહીં તો ત્રણ ચડયા હોઈશું. કોક કોક ઠેકાણે ચડવાનો રસ્તો ન જડે એટલે ટ્રેન ખંડાળાઘાટના કે કાસારાઘાટના જૂના reversing જેવા બે reversing લઈને ઊંચે ઊઠે છે અને આગળ જાય છે. આવા ડબલ reversingને અહીં Z ઝેડ કહેવામાં આવે છે. આવા ઝેડ પણ અમે ત્રણ વાર ચડયા. એન્જિન દોડતું જાય અને રસ્તો બંધ થયેલો જોઈ એ જ પગે પાછું ફરે, પણ નીચે ઊતરવાને બદલે નવી તકે ઉપર જ ચડે છે. પાછા હઠતાં પણ ચડવાની કળા માણસે શીખવા જેવી છે ખરી. પૂરતું પાછા હઠયા કે ફરી આગળ. ત્યાં પણ ચડવાનું તો ખરું જ.

રસ્તામાં ઠેકઠેકાણે બગીચાઓ દેખાતા, મનુષ્યની વસ્તી દેખાતી અને હસતાં બાળકો તેમ જ ફૂલો ઠેર ઠેર જડતાં. ટ્રેનના મુસાફરોમાં મોટે ભાગે નેપાળીઓ અને બીજા પહાડીઓ જ હતા. એમના ચહેરા જોઈને ખબર નથી પડતી કે હસવાની તૈયારી છે કે રોવાની. પણ તૈયારી સ્પષ્ટ દેખાય છે. બીડી પીવામાં પુરુષ, સ્ત્રી, બાળક એવો ભેદ એમનામાં હોતો નથી. આપણે જેમ બાળકને જન્મ થતાંવેંત મધ ચખાડીએ છીએ, તેમ આ લોકો બાળકને મોઢે બીડી આપતા હોય તો આશ્ચર્ય નથી.

રસ્તામાં ચનભઠ્ઠી અને તીનધારિયા સ્ટેશનોએ વિશેષ ધ્યાન ખેંચ્યું.

આ બાજુ જોઈએ એટલે વિશાળ પહાડ દેખાય. આ બે ભવ્યતા વચ્ચે આમ નાનકડી ટ્રેન તો સાવ હસવા જેવી તુચ્છ લાગતી, અને છતાં એની મદદથી મેદાન અને પહાડનો સંયોગ આપણે સાધીએ છીએ એટલી કૃતજ્ઞતા મન આવ્યા વગર રહેતી નથી.

જ્યારે અમે પૂરતા ઊંચા આવ્યા ત્યારે દૂર મેદાન ઉપર એક લાંબી ન અજગરની પેઠે ફેલાયેલી દેખાઈ. એ નદીનું નામ કોઈ પણ મુસાફર પાસે હું મેળવી ન શક્યો, પણ અનુમાન તો કર્યું જ કે એ તિસ્તા હોવી જોઈએ હજી થોડાક ઊંચે ચડયા એટલે તિસ્તા દૂર ગઈ અને મહાનદીનો પટ વધ સ્પષ્ટતાથી દેખાવા લાગ્યો.

દર્શનસમૃદ્ધ અને અનુભવ-પરિપક્વ મન ડગલે ને પગલે તુલના કરવા જ. અમે ઉટાકામંડ ગયા હતા ત્યારે પણ આવી જ પહાડી હળવી ટ્રેનમાં બે હતા. ત્યાંનું ચડાણ વધારે આકરું હોવાથી બે પાટા વચ્ચે એક દાંતાળા પૈડાને મા પગથિયાં કર્યાં હતાં. એ રીતે ટ્રેન નીચે લપસી ન જાય એવી ગોઠવણ કરી હતી દાર્જિલિંગની રેલવેમાં એવું કશું કરવું નથી પડયું. ઉટાકામંડને રસ્તે જેમ કુન્નૂર તેમ દાર્જિલિંગને રસ્તે કરસિયાંગ છે. ઉટાકામંડનો રસ્તો વધારે રૂપાળો કે દાર્જિલિંગનો એ કહેવું મુશ્કેલ છે. કેમ કે જૂના સંસ્કારો જો ફોટોગ્રાફિક તાજગી રાખતા હો તો જ તુલના કરી શકાય. સિમલા, શિલોંગ, ઊટી અને દાર્જિલિંગ, આ ચા પહાડી રેલવે રસ્તાઓ એક સામટા નજર આગળ આણી શકાતા હોત તો કે સારું! અમૃતલાલનું માનવું છે કે, શિલોંગનો રસ્તો દાર્જિલિંગના રસ્તા કરતાં અને રીતે ચડિયાતો છે. કેવળ ઊંચાઈમાં નહીં પણ શોભાની વિવિધતામાં પણ. મને સ્મરણ છે તે પ્રમાણે, સિમલાના ચડાણ કરતાં ઊટીનું ચડાણ વધારે આકર્ષક છે એટલે હવે ઊટી અને શિલોંગ વચ્ચે જ નિર્ણય આપવાનું રહે છે.

પહાડ ચડતી વખતે વાદળાંની શોભા કંઈ અનેરી હોય છે. બાળકો જેમ ક્ષણમાં રુષ્ટ થાય છે અને ક્ષણમાં તુષ્ટ, તેમ આ વાદળાંઓ પોતાની વૃત્તિ ક્ષણે ક્ષણે ફેરવે છે. કેટલાંક વાદળાં આળસુ થઈને એકાદ ખીણમાં ભરાઈ જાય છે, અને થાકેલાં ઢોરો જેમ માંડ આગળ વધે છે તેમ, ખીણમાંથી ઉપર ઊપસતાં ઊપસતાં અને આંખો ચોળતાં ચોળતાં નિશાળે જાય છે. આપણે જ્યારે મેઘખંડથીયે ઊંચે ચડીએ છીએ, ત્યારે રૂ પાથર્યું હોય એવી રીતે એ વાદળાં આપણા પગ તળે દૂર દૂર સુધી ફેલાયેલાં દેખાય છે. તડકામાં ગાદલાં પાથર્યાં હોય એટલે બાળકોને જેમ એના પર આળોટવાનું મન થાય છે, તેમ આપણને પણ અહીં એમ થઈ આવે છે કે પહાડની ઊંચાઈએથી પડતું મૂકીએ તો આ વાદળાંનાં ગાદલાં પર આપણે આળોટી શકીએ ખરા!

આ થઈ પાકાં વાદળાંની વાત. કેટલાંક કાચાં વાદળાં પીંજાયેલા રૂની પેઠે આપણી આસપાસ ઘેરો ઘાલે છે અને આપણને મીઠી રીતે ગૂંગળાવે છે. અને

આપણે જો એમને જરાક વઢીએ તો તરત રડવા માંડે છે. રડીને ડાહ્યા કેમ થવું એ તો વાદળાં જ જાણે. જોતજોતામાં હવા સાફ થઈ જાય છે. ભીનાં પાંદડાં ચળકવા માંડે છે અને કુદરત પ્રસન્નતાથી હસવા માંડે છે.

અંતે અમે કરસિયાંગ પહોંચ્યા. બપોર થયો હતો. અમારા મેજબાન શ્રી લક્ષ્મીનારાયણ અગ્રવાલ અમારી રાહ જોઈ જોઈને થાકયા હતા. એમની અતિથિશીલતા વિશે પ્રથમથી જ સાંભળ્યું હતું. ત્રીજે પ્રહરે સભા થઈ. ભાઈ લક્ષ્મીનારાયણે પુરુષાર્થ ન કર્યો હોત તો આટલા થોડા વખતમાં આટલા બધા લોકો ભેગા ન થયા હોત. શ્રોતૃસમુદાયમાં નેપાળીઓ પણ હતા અને બંગાળીઓ પણ હતા, બે પારસી પણ હતા. ત્રણ ચાર જેસ્યુઈટ મિશનરીઓ પણ હતા, બે ગોરા અને બે દેશી. એમાંના જ એક વિદ્વાન ભાઈએ અધ્યક્ષપદ લીધું. એ મૂળે બેલ્જિયમના છે. ભારતીય તત્ત્વજ્ઞાન અને હિંદી સાહિત્યનો એમણે સારો અભ્યાસ કર્યો છે. સભાના પ્રારંભમાં તેમ જ અંતમાં તેઓ હિંદીમાં જ બોલ્યા. મેં બંગાળીઓને કહ્યું કે, 'બંગાળી રાષ્ટ્રભાષા કેમ ન બને?' એવો સવાલ ઉઠાવવાને બદલે, જે રાષ્ટ્રભાષા થઈ ચૂકી છે તેના પ્રચારનું કામ પોતાના હાથમાં લો અને એના ઉપર બંગાળી ભાષાની અસર પાડો. નેપાળી ભાઈઓને મેં કહ્યું કે, તમારી ભાષાનો વિકાસ કરવાના પ્રયત્નમાં હિંદીથી દૂર દૂર જવાનો પ્રયત્ન ન કરતા, પણ તમારી ભાષા ઉપર હિંદીની વધારેમાં વધારે અસર પડવા દેજો.

બંગાળી અને હિંદી વચ્ચે સહયોગ જામે એ હેતુથી મેં આખા સમુદાયને કહ્યું કે, એક અમારી રાષ્ટ્રભાષા છે જ્યારે બીજી અમારા રાષ્ટ્રગીતની ભાષા છે. બંને પ્રત્યે અમારા મનમાં પ્રેમાદર છે. બંનેનો વિકાસ અને પ્રચાર અમે ઇચ્છીએ છીએ. બંનેએ मा विद्विषावहै ની દીક્ષા લેવી જોઈએ.

સભા પૂરી કરી અમે પાસેની એક ઊંચી ટેકરી પર ગયા. રસ્તામાં બરદ્વાનના મહારાજાનો બંગલો જોયો. કેટલાંક પારસી બાળકો રસ્તામાં ઊભાં રહી આસપાસની શોભા જોતાં હતાં અને કાલી કાલી ગુજરાતી બોલતાં હતાં એ સાંભળીને અમે તરત થોભ્યા. દૂરના પ્રદેશમાં અનપેક્ષિત રીતે ગુજરાતીના બોલ કાને પડતાં જ હર્ષોત્ફુલ્લ થવાય છે. એના માનમાં અમે જરા થોભ્યા અને ચાના ઠીંગણા છોડો વચ્ચે થઈને ટેકરીને માથે પહોંચ્યા. અહીંથી આખું કરસિયાંગ સુંદર રીતે દેખાતું હતું. પહાડી શહેરોની શોભા નાટકના પડદાઓ આડાઅવળા ગોઠવાયા હોય એના જેવી લાગે છે. રૂપાળા બંગલાઓ ઝાડીમાંથી માથું ઊંચું કરે છે. લાલ, ધોળા, લીલા રંગથી રંગાયેલાં ઘરોનો સરવાળો મન ઉપર એક વિશેષ અસર પાડે છે. અમારી સાથે રસ્તો બતાવવા બે જુવાનો આવ્યા હતા. સંસ્કારી અને શરમાળ હોવાથી ઝાઝું બોલતા ન હતા, પણ પૂછીએ તેનો જવાબ પ્રસન્નતાથી આપતા.

ટેકરીને માથે પહોંચ્યા. ત્યાં સામે એક નીચી ટેકરીની ધાર દૂર સુધી ગઈ હતી. ટેકરીની ધારને માથે એક જ રસ્તો જાય એમ હતું. એક બાજુ નીચે

વચ્ચેથી જેલ માથું ઊંચું કાઢતી હતી. બંગાળાના પ્રધાન ફઝલૂલ હકનો બંગલો તો 'અમે પણ કંઈક છીએ' એમ કહેતો હતો અને એચ. ડી. ઓ.નો બંગલો ટેકરીને છેડે જઈ પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા માણતો હતો.

બીજી એક ટેકરીને માથે એક બંગાળીએ લાખ બે લાખ રૂપિયા ખરચી ક્ષયરોગીઓ માટે એક સુંદર આરોગ્યભવન બાંધ્યું છે. એને પોતાની પ્રજા નથી એટલે આ દર્દીઓને જ પોતાની પ્રજા માને છે અને જાતે હાડમારી વેઠીને ભેગા કરેલા પૈસા માંદાઓની માવજતમાં ખરચે છે. પાછળની ઊંચી ટેકરી પર જેસ્યુઈટ લોકોની કૉલેજ છે. પ્રતિષ્ઠામાં એ જ સૌથી વિશેષ આકર્ષક લાગી. અમારી સાથેના મદનલાલે કહ્યું કે, 'પેલી પાર ઊંચી ટેકરી દેખાય છે એને માથે ઘૂમ છે અને એથી જરાક નીચે ઊતરીએ એટલે દાર્જિલિંગ દેખાય છે. એની પાછળ જો વાદળાં ઘેરાયાં ન હોત તો કાંચનજંઘાનો ભવ્ય પહાડ આપણે જોઈ શકત.

અમે જે ટેકરીઓ પર ઊભા હતા ત્યાં કોઈ ભૂટિયાની કબર ચણેલી છે. કબરના આકાર પરથી ખાતરી થતી હતી કે ભૂટિયા જાતિમાં કોઈ ભારેમાં ભારે પ્રતિષ્ઠિત માણસ અહીં સૂતો હોવો જોઈએ. સામે પશ્ચિમની બાજુએ ઊંચા પહાડ ઉપર આકાશનાં કેટલાંક વાદળાં ઝઝૂમતાં હતાં અને સૂર્યનારાયણને સંતાડતાં હતાં. વાદળાં પાછળથી સૂર્યનારાયણ નીચેની ખીણમાં સર્ચલાઇટનાં મયૂખો ફેંકતા હતા. એ મયૂખોનો ખંખો હવામાં એટલો બધો શોભતો હતો કે, સામેનો પહાડ અને પગ તળેની ખીણ અક્ષરશઃ સુવર્ણભૂમિ થયાં હતાં.

સવા છનો વખત હશે. સાંજની પ્રાર્થનાનો સમય થયો ન હતો. છતાં મનમાં થયું કે, આટલું દૈવી દૃશ્ય છોડીને ઘેર જઈ આંખો મીંચીને પ્રાર્થના કરવામાં લાભ શો? પ્રત્યક્ષ ભગવાન જે ક્ષણે દર્શન દે છે તે જ વખત પ્રાર્થના માટે સુમુહૂર્ત ગણાય. અમે ઘાસમાં બેસી ગયા અને ઉઘાડી આંખે હિમાલયનું પાવન દૃશ્ય આંખોમાં ભરી લેતાં પ્રાર્થના શરૂ કરી: ईशावास्यमिदं सर्वम्! ખરેખર, સામેનો પહાડ, એને માથે દેખાતું ચળકતું આકાશ, એના ઉપરનાં સોનાનાં વાદળાં, અને અમે બેઠા હતા એ ટેકરીનું શિખર, બધું જ ઈશ્વરના સાન્નિધ્યથી વાસિત થઈ ગયું; અને એ વાતાવરણમાં આખી પ્રાર્થના ચાલી. જ્યાં ત્યાં સોનું રેડાતું હતું, પણ એ ધનનો લોભ કોણ કરી શકે?

સૂર્યનારાયણ વાદળાંમાંથી નીચે ઊતર્યા. આંખો એકદમ અંજાઈ ગઈ. સામેના પહાડની ધાર સળગી ઊઠી અને લીલાં ઝાડો સિંદૂરવર્ણાં થઈ ગયાં. થાકેલી આંખોએ જમણી બાજુએ જોયું. ત્યાં અમારી આસપાસના, દૂરના અને નજીકના પહાડો ઉપરના બંગલાઓનાં કાચનાં બારણાં ચળકવા લાગ્યાં. અસંખ્ય heliograph*

* હેલિયોગ્રાફ આજકાલની દુનિયાનાં બધાં જ લશ્કરોમાં વાપરવાની વસ્તુ છે. આ બિલકુલ સાદું અને સહેલું યંત્ર પહાડોમાં તેમ જ મેદાનોમાં સૂર્યનાં કિરણ દ્વારા દૂર દૂર સુધી સંદેશો પહોંચાડવાનું કામ કરે છે. આની રચના તદ્દન સહેલી

કામ કરવાની તૈયારીમાં ઊભાં હોય એવી રીતે ટેકરીઓ ચળકવા માંડી. આ બધા હીરાઓ છે કે તારાઓ છે એવી શંકા મનમાં આવતી હતી. પ્રાર્થના પૂરી થવા આવી. એટલામાં સૂર્ય સામેના ડુંગર પાછળ આથમી ગયો અને તરત, જે મયૂખો ખીણમાંથી ઊઠીને અમારા ઉપર પ્રકાશનો મારો કરતાં હતાં, તે બધાં ઊર્ધ્વબાહુ થઈને આકાશને સળગાવવા લાગ્યાં.

આ દૃશ્ય થોડોક જ સમય ટક્યું. એકર્ષિ પૂષાએ રશ્મિઓનો સમૂહ કર્યો. અને અમે ત્યાંથી ઊઠીને સંધ્યાપ્રકાશમાં ચાનાં ખેતરો વટાવી ઘેર આવવાની તૈયારી કરી. ફરી ફરી પશ્ચિમના બદલાતા રંગો તરફ અમે જોતા હતા અને ફરી ફરી આખા કરસિયાંગનો વિસ્તાર અજમાવતા હતા.

એકાએક મારા મનમાં વિચાર આવ્યો, અમારી પાછળના સ્તૂપ કે સ્તંભ તળે કબરમાં સૂતેલા પ્રાચીન ભૂટિયાએ અમારી પ્રાર્થના સાંભળી હશે ખરી? અહીં સૂતેલો માણસ ભૂટિયા જાતિનો કોઈ રાજા કે આગેવાન હશે કે કોઈ 'સંત પિયારા' હશે. જંગલી લોકોના ધર્મમાં શક્તિશાલિતા અને સાધુતા વચ્ચે વિરોધ નથી હોતો. શક્તિના ઉપાસકો જ્યાં જ્યાં સામર્થ્યનું પ્રાકટ્ય જુએ ત્યાં ત્યાં દૈવી શક્તિનું આરોપણ કરે જ. એટલે અહીં સૂતેલો માણસ કોઈ સંત સત્પુરુષ હશે તો એની પાસે એની કોમની આગેવાની આવેલી હશે જ, અને જો એ શક્તિમાં કોઈ ઇંદ્રસમો રાજા હશે તો લોકોએ એની પૂજા શરૂ કરી હશે જ.

---

હોય છે. પારાથી કે ચાંદીના રસથી બનાવેલો એક ગોળ અરીસો, ફોટોના કેમેરાની પેઠે ત્રણપગી ઉપર બેસાડેલો હોય છે. એ અરીસાના મધ્યમાં એક નાનકડું કાણું રાખી (કાચમાં કાણું નથી પડતું, પણ એક મીંડા જેટલા ભાગમાં પારો કાઢી નાખી) આરપાર જોવાની સગવડ કરેલી હોય છે. આની સામે બંદૂકની માખી જેવો એટ કાંટો ઊભો કરેલો હોય છે, જ્યાં સંદેશો મોકલવો હોય ત્યાં પાછલા કાણામાંથી સામેના કાંટા થઈને જોવાય છે. અને સૂર્યનો પ્રકાશ અરીસા પર લઈને બરાબર એ દિશામાં ફેંકવામાં આવે છે.

હવે આ અરીસાની પાછળ રાખેલું એક બટન દબાવી તાર ઑફિસમાં ચાલે છે તેવી રીતે 'કડ-કટ્ટ કડ કટ્ટ'ની ભાષામાં સામેને સ્થાને સૂર્યપ્રકાશ બિન્દુ અને લીટીના રૂપમાં લઘુ ગુરુની લિપિ ફેંકે છે.

જો અરીસો હલાવવો ન હોય તો અરીસા સામે બે પતરાં રાખવામાં આવે છે. બટન દબાવો કે ઊઘડે છે, છોડો એટલે બંધ થાય છે. આ રીતે પણ 'કડકટી' મોકલી શકાય છે. સામેને ઠેકાણે આવો જ એક રશ્મિવાહક રાખવામાં આવે છે. સંદેશો મળ્યાનો એકરાર શબ્દે શબ્દે કરવાનું એનું કામ હોય છે.

નિશાળના છોકરાઓ પણ ક્રીડાંગણ ઉપર સામસામા દૂર ઊભા રહી, નાનકડા અરીસા લઈ આ રમત રમી શકે છે. આ સંદેશાવાહક રશ્મિયંત્ર સર હેન્રી સી. મેન્સે શોધી કાઢ્યું હતું.

રાત્રે, જ્યારે સૂર્યનાં કિરણો નથી મળતાં, ત્યારે 'લાઇમ લાઇટ' કે કારબાઈડના ફાનસ આગળ પતરાં રાખી આ જ સગવડ સાધવામાં આવે છે.

આજે આ ભૂટિયા લોકોનું રાજ્ય અહીં નથી. બિચારા જ્યાં જાય ત્યાં બોજો ઊંચકવાનું જ કામ કરે છે. જે ટેકરીઓ ઉપર તેઓ સિંહની પેઠે રાજ્ય કરતા હતા અને અનિરુદ્ધપણે વિચરતા હતા, તે ટેકરીઓ હવે તેમની રહી નથી. પરદેશી રાજ્યકર્તાઓ અને દેશી લક્ષ્મીપુત્રો આ ભૂટિયાના માથા ઉપર દરેક જાતનો માલ લાદીને અહીં લઈ આવ્યા અને એમણે અહીં ગંધર્વનગરીની સ્થાપના કરી. એનું જૂનું નામ ખરસાન પણ બદલાઈને કરસિયાંગ થઈ ગયું. કબ્રસ્તાનનો પેલો સ્તંભ હવા, પાણી અને તડકાની અસરથી નષ્ટ થાય નહીં ત્યાં સુધી જ આ ભૂટિયાના જૂના જમાનાની સ્મૃતિ પણ રહેવાની. પછી બધું એવું તો સુધરી જવાનું કે, એ વાતાવરણમાં આખી ભૂટિયા જાતિ ગૂંગળાઈ જવાની. આજે જ તેઓ શરાબના અને જાતજાતનાં વ્યસનના ભોગ થઈ પડ્યા છે. પરદેશી વસ્તુ ખરીદીને તેઓ પોતાનું સર્વસ્વ ખોઈ બેસે છે. શક્તિ, નીતિ, સંપત્તિ અને પ્રગતિ બધું જ ખોઈને તેઓ વર્તમાનકાળ પૂરો કરે છે. તેમનામાં નથી રહી ભૂતકાળની સ્મૃતિ, નથી રહી વર્તમાનકાળની સૂઝ, કે નથી દેખાતી ભવિષ્યકાળની આશા. આધુનિક સંસ્કૃતિ અહીં બધે ફેલાઈ છે, પણ એના પાયામાં ભૂટિયા જાતિનું બલિદાન આપાયું છે, એ આપણે ભૂલી શકતા નથી. એ જાતિને આગળ આવવામાં ખાસ મદદ કરીએ તો જ એ પાપનું ક્ષાલન થઈ શકશે.

બધે અંધારું થાય તે પહેલાં અમારે ઘેર જઈને પેટની પૂજા કરવી હતી. તેથી અમે ઉતાવળે ઘેર ગયા અને અનેક રીતે ખીલતાં ફૂલોમાં અને ઘરનાં હસતાં બાળકોની વાતોમાં બાકી બધું ભૂલી ગયા.

૨૮–૫–'૪૧

## ૪૦. રામકૃષ્ણ પરમહંસનું મંદિર – બેલૂડ

જ્યારે જ્યારે કલકત્તા જાઉં છું ત્યારે ત્યારે રામકૃષ્ણ મિશનવાળો બેલૂડ મઠ જોયા વગર રહેતો નથી. ત્યાં કોઈ અમેરિકન બાઈના પૈસામાં થોડાક દેશી પૈસા ઉમેરી, મિશનવાળાઓએ રામકૃષ્ણ પરમહંસનું એક ભવ્ય મંદિર બાંધ્યું છે. આઠ નવ લાખ રૂપિયા ખરચાયા હશે. પૂર્વ હિંદુસ્તાનમાં આટલું મોટું, રૂપાળું અને ભવ્ય મંદિર બીજું નથી. મારી કલાની દૃષ્ટિએ આ મંદિર અપ્રતિમ છે. એમાં જે નવ ગ્રહની મૂર્તિઓ છે તે શાન્તિનિકેતનવાળા નંદબાબુએ દોરેલાં ચિત્રો પ્રમાણે બનાવેલી છે. બદામી રંગના પથ્થરનું આ મંદિર સૌન્દર્ય સાથે સાદગી, અને પ્રસન્નતા સાથે તપસ્વિતા વ્યક્ત કરે છે. મંદિરોમાં જે જે સુધારા કરવા જેવા છે તે આમાં કરેલા છે. ક્યાંય અંધારું ન મળે. સર્વ ધર્મ અને સર્વ પંથના માનવીઓને આમાં પ્રવેશ છે. મંદિર નવું જ હોવાથી એમાં હજી બદીઓ પેઠી

નથી; અને નવું છતાં હજારો યાત્રીઓ અહીં નિત્ય દર્શને આવી અને એના ઉત્સવમાં ભાગ લઈ પ્રાચીન મંદિરોની પવિત્રતા એને અર્પણ કરે છે.

# ૪૧. આપણી પૂર્વ સરહદ

## શોભા અને મહત્ત્વ

૧

હિંદુસ્તાનમાં બધે પહોંચ્યો છું એમ તો ન કહી શકું. તોપણ હિંદુસ્તાનનાં સૌન્દર્યસ્થળો કયાં કયાં છે એ બરાબર જાણું છું એવું અભિમાન હું સેવતો હતો. કેમ કે લગભગ દરેક પ્રાંતમાં મેં એક અથવા અધિક વાર મુસાફરી કરી જ છે. મને ખ્યાલ ન હતો કે, પૂર્વ તરફ એવો એક પ્રદેશ હશે, જે મને આનંદથી ઉલ્લસિત અને એની સાથે આશ્ચર્યથી ચકિત કરશે.

હું જાણતો હતો કે, ખારચી અથવા મારવાડ જંકશનથી સિંધ હૈદરાબાદ સુધી જે રેલવે તણાઈ છે, તે વેપારની દૃષ્ટિએ નહીં પણ લશ્કરની દૃષ્ટિએ મહત્ત્વની છે. હું જાણતો હતો કે, ક્વેટા જવાના બે રસ્તાઓ પણ એ જ ઉદ્દેશથી કરેલા છે. એ જ પ્રમાણે પૂર્વ તરફ બ્રહ્મપુત્રા, પદ્મા અને મેઘના નદીની પણ પૂર્વે નાગા પહાડોની પેલી પાર કાચાર કિલ્લાને વીંધતી જે રેલ્વે લાઈન છે, તે પણ લશ્કરી દૃષ્ટિએ ઘણી જ મહત્ત્વની છે. એની પણ મને ખબર હતી. અને એ જ દૃષ્ટિએ, એ બાજુની મુસાફરી એક વાર કરી હોય તો સારું, એમ મનમાં હતું. ગાંધી સેવા સંઘની છેલ્લી બેઠક જ્યારે માલીકાંદામાં થઈ, ત્યારે બંગાળની સમતલ ભૂમિ જોવાને મળશે, શ્રી ગુરુદેવે ગાયેલી પદ્મા અને મેઘના નદીનો વિસ્તાર માણવાને મળશે, અને પૂર્વ બંગાળની સામાજિક પરિસ્થિતિ નિહાળી શકાશે, એ લોભ સાથે લઈને જ ત્યાં ગયેલો. પછી મનમાં થયું કે, સમતત જોયા પછી આસમ પ્રાંતમાં જવું જ છે, તો બ્રહ્મપુત્રાનો આ પારનો પાર્વતીપુરવાળો હમેશનો રસ્તો શા માટે લેવો? અમે આગબોટમાં બેસી વિશાળ પદ્માના પ્રવાહમાં તણાતા ચાંદપુર સુધી ગયા. અને ત્યાંથી લક્સમ થઈને લમ્‌ડિંગ જવાનો રસ્તો લીધો. આખી રાત અમે પૂર્વ બંગાળાની પરિચિત ભૂમિમાં જ હઈશું એમ જાણતા હોવાથી અમે વગર સંકોચે આગગાડીમાં ઊંઘી લીધું. પહાડી પ્રદેશ તો આખૌરા અને ક્લૌરા વટાવી, બદરપુર પહોંચ્યા પછી જ આવવાનો છે, એ પણ અમે જાણતા હતા.

અને છતાંય કોઈએ અમને કહ્યું ન હતું કે, બદરપુરથી લમ્‌ડિંગ સુધીનો સો-સવાસો માઈલનો પ્રદેશ વનશ્રીની શોભાની પરિસીમા છે.

બદરપુરથી થોડે દૂર ગયા હઈશું, અને ત્યાં અમે એક વિચિત્ર બોગદું જોયું. ડાબી બાજુ પહાડી દીવાલ, માથે બોગદું, પગ તળે પુલ, અને જમણી બાજુએ પુલ

પર ઊભી કરેલી અને બોગદાને આધાર આપતી કમાનવાળી ખિડકીઓ — એવો વિચિત્ર ઘાટ જોઈને અમારા આશ્ચર્યનો પાર ન રહ્યો. પછી તો હું સમજી શકયો કે, બોગદું તૈયાર કર્યા પછી એની નીચેની જમીન ખસી ગઈ હશે અને જમણી બાજુ ઉઘાડી પડી હશે; તેથી નીચે પુલ બાંધી, એના જ થાંભલા ઉપર કમાનો ચડાવી, માથા પરના બોગદાની છતને એક બાજુનો ટેકો આપ્યો હશે.

આ રસ્તો એટલા બધા વળાંક લે છે, એટલા બધા પહાડોને વીંધે છે, અને એટલી બધી પહાડી નદીઓની મુલાકાત લે છે કે, એક દૃશ્ય જેવું બીજું દૃશ્ય ભાગ્યે જ જોવાને મળે છે. અને નદીઓના પ્રવાહ પણ કોઈ વિશિષ્ટ દિશાને વફાદાર હોય એવું લાગતું નથી. કોઈ ઉત્તર તરફ વહે છે તો કોઈ દક્ષિણ તરફ. ચાર દિશાનું નામ લેવામાં અર્થ જ નથી. જમીન ઉપર જેટલા વળાંક લઈ શકાય, તે બધા વળાંકો અહીં જોવાને મળે છે. એમાંયે કેટલીક નિષ્કપટ-હૃદયી નદીઓ ખળખળ અવાજ કરે છે, પણ એનાં પાણીમાં કાદવનું જરા સરખું નામ ન મળે. પાણી જરાક થોભ્યું કે ટ્રેનમાંથી પણ તળિયાના પથરા જોઈ લેવા. અને કેટલીક નદીઓ આસપાસના પહાડમાં કયા ક્યા રંગની માટી છે એ બતાવવા માટે જ વહેતી હોય એવી ડહોળી હોય છે. અને ટેકરીઓ? — ના, એમને ટેકરીઓ કહું તો તેઓ 'અપમાન,' 'અપમાન'ની ગર્જના કરી ઊઠશે! ત્યાં જેટલા છે તે બધા પર્વતો જ છે. જેમને માથે વાદળાંના મુકુટ શોભે છે તેમને કોઈ ટેકરી કહી શકે ખરું? આ બધા જ પર્વતો નાનાંમોટાં અસંખ્ય વૃક્ષોને ધારણ કરે છે. આવડો જબરદસ્ત ઓવરકોટ-ડગલો પહેર્યા પછી એમને ટાઢ તો નહીં જ વાતી હોય.

ઘાસ જો સમથલ જમીનનાં રૂંવાડાં હોય, તો ઊંચા ઊંચા વાંસ પહાડોનાં રૂંવાડાં છે. આ પ્રદેશમાં વાંસનાં જંગલો એટલાં બધાં છે કે કશી અતિશયોક્તિ કર્યા વગર કહી શકાય કે અહીંનો આ પ્રદેશ આખા હિંદુસ્તાનને અનંત કાળ સુધી જોઈએ તેટલો કાગળ પૂરો પાડી શકશે.

વાંસની જાડી કે પાતળી અને લાંબી લાંબી નળીઓ અથવા સળીઓ જ્યારે ફુવારાની શોભા પેદા કરે છે, ત્યારે એમની એ આકૃતિઓ જોઈ ને મારા મનમાં હમેશ ગદબદિયાં થાય છે. કોઈ સમર્થ ચિત્રકાર વક્ર રેખાઓની આતશબાજી બતાવે, તેવું આ દૃશ્ય હોય છે.

કેટલાક પહાડો એટલા તો ઠાવકા અને સપ્રમાણ હોય છે કે, એમને ગણપતિની ઉપમા આપવી કે વૈષ્ણવ મંદિરના મુખિયાજીની, એ કેમે કરી મનમાં નક્કી થતું નથી. અને કેટલાક પહાડો તો કામાખ્યાની યાત્રા કરવા નીકળેલા શાક્તોનું સરઘસ હોય એમ જ લાગે છે.

બ્રહ્મદેશના પહાડો બધા ડાહ્યા — સીધા દક્ષિણોત્તર દોડે છે. વિંધ્ય અને સાતપુડાના પહાડો પણ સજ્જન — સીધા પૂર્વ પશ્ચિમ સાંધે છે. જ્યારે આ ખસી, જયંતિયા, નાગા, ડફ્લા, મિસમી વગેરે પહાડો તો બાવળની ગાંઠો જેવા. પૃથ્વીના

બાલ્યકાળમાં અહીં ધરતીકંપનું વમળ થયું હશે. પરિણામે આ પહાડોને એકે ચોક્કસ દિશા મળી નથી. અસંસ્કારી બાળકોની પેઠે, જેને જેમ ફાવ્યું તેમ તે પથરાયો છે.

અને આખરે છે તો ચેરાપુંજીના પડોશીઓ ને? એમને વરસાદનો તોટો ક્યાંથી હોય? એટલે અહીં જંગલો ઊગતાં કશી જ અગવડ નથી.

અહીં લોકવસ્તીનું પ્રમાણ પણ બહુ ઓછું. જે વસ્તી છે, તે પછાત પર્વતીય લોકોની. અને અંગ્રેજો એટલે કાંઈ જર્મનો નથી કે પૃથ્વીના દરેક ખૂણાને સફાચટ લૂંટવા જ મંડી પડે. અંગ્રેજ જાતિ બાહોશ ખરી, પણ હજી જર્મન તીડોની શક્તિ એણે કેળવી નથી, તેથી જ વન્ય સૃષ્ટિની નૈસર્ગિક શોભા અહીં આબાદ બચવા પામી છે.

૨

આ વરસે જ્યારે અસમ પ્રાંતમાં ગયો ત્યારે, જોરહાટનું સંમેલન પૂરું કરી, લમ્‌ડિંગને રસ્તે સુરમા ઘાટીમાં મારે જવું, એમ ગોઠવ્યું હતું. લમ્‌ડિંગથી બદરપુર સુધીની શોભા સવારથી સાંજ સુધી જોઈ લીધી અને ત્યાર પછી જ એક બાજુ સિલચર અને બીજી બાજુ સિલહટની મુલાકાતે ગયો.

આ વખતે એ જ શોભા પણ ઊલટા ક્રમથી જોઈ. બદરપુરથી લમ્‌ડિંગ જતાં પહાડ ચડવાનું હતું, તેથી સારાલંકારની પેઠે રસ ચડતો જ ગયો. હવે રસ ઊતરશે એમ મેં માન્યું હતું. પણ લમ્‌ડિંગથી બદરપુર સુધી ઊતરતાં ખાતરી થઈ કે એ દૃશ્ય જરાય ઊતરતું ન હતું. જ્યાં આટલી બધી વિવિધતા છે, અને કંજૂસાઈ ક્યાંય નથી, ત્યાં ચઢતી ભાંજણી અને ઊતરતી ભાંજણીનો ભેદ શો હોઈ શકે?

આ રેલવે તૈયાર થયાને લગભગ ૩૫–૪૦ વર્ષ થયાં છે. પહાડી વિભાગને તૈયાર કરતાં ૧૧ વરસ મહેનત કરવી પડી હતી. એનો ઈતિહાસ રોમાંચકારી છે, પણ એ અહીં આપવા નહીં બેસીએ. વાચકે હિંદુસ્તાનનો નકશો લઈ છેક પૂર્વ તરફની રેલવેની લાઇન જોઈ લેવી. હિંદુસ્તાનના ઈશાન્ય ખૂણામાં, સદિયા પાસે, સૈખોઆ-ઘાટ સ્ટેશન છે. ત્યાંથી જે રેલવે શરૂ થાય છે તે ત્યાંથી તિનસુખિયા, શિમલુગુરી, ફુરકટિંગ, લમ્‌ડિંગ, હાફલાંગ, બદરપુર, અખૌરા, લક્સમ થઈને, છેક પૂર્વે સમુદ્રકિનારે, ચિતાગૉંગ (ચટ્ટગ્રામ) અને દોહજારી સુધી જાય છે. પૂર્વ તરફથી જો શત્રુનો સમુદ્રી હુમલો થાય, પછી એ ચીનનો હોય કે જાપાનનો, આ રેલવે બહુ જ મહત્ત્વની થઈ પડશે. તિનસુખિયાથી ચિતાગૉંગ સુધી પોણા છસો માઈલની લંબાઈ છે. અને એટલી મુસાફરી ૩૮ કલાકમાં થાય છે. સમુદ્રમાર્ગે જે ફોજ ચિતાગૉંગ સુધી આવી પહોંચે તેને, જો આ રેલવે લાઈન સલામત રહે તો, દોઢ દિવસની અંદર તિનસુખિયા તરફની તેલની અને કોલસાની ખાણોનું રક્ષણ કરવા મોકલી શકાય. અને જો એ જ પશ્ચિમ તરફ લઈ જવી હોય તો લમ્‌ડિંગથી ગૌહાટી જઈને પાંડુ પાસે બ્રહ્મપુત્રા ઓળંગી, પાર્વતીપુર થઈને, યુક્ત પ્રાંત તરફ પણ લઈ

જવાય અને દક્ષિણે કલકત્તા પણ મોકલી શકાય. ૧૮૯૧માં જો મણિપુરમાં બળવો ન થયો હોત તો અંગ્રેજ સરકારે આ રેલવે બાંધવાની તરત ઉતાવળ ન કરી હોત.

એક તરફ આસામની રાજધાની શિલૉંગ, અને બીજી તરફ મણિપુરની રાજધાની ઈમ્ફાલ વચ્ચે થઈને આ રેલવે દોડે છે.

મણિપુર છે તો એક દેશી રાજ્ય, પણ ડિમાપુર સ્ટેશનથી ઈમ્ફાલ સુધીનો ૧૩૪ માઈલનો અદ્‌ભુત રમ્ય રસ્તો બ્રિટિશ સરકારે પોતાના તાબામાં જ રાખ્યો છે, અને પોતાના પબ્લિક વર્ક્સ ખાતા મારફતે એને સારી સ્થિતિમાં રાખે છે. સિલચરથી ઈમ્ફાલ સુધીનો બીજો રસ્તો મોટરના કામનો નથી, પણ લશ્કરની દૃષ્ટિએ એટલો જ મહત્ત્વનો છે.

ડિમાપુર અને સિલચર સુધી રેલવે પહોંચાડયા પછી હવે મણિપુરના લોકોની કશી જ બીક રહી નથી.

હું માનું છું કે, હિંદુસ્તાનની પૂર્વ સરહદ તો બ્રહ્મદેશની મોટામાં મોટી નદી ચિંદવીન સુધી ગણવી જોઈએ. અને કોક દિવસ ત્યાં સુધી રેલવે લાઈન જવાની છે જ.

હશે. આપણે તો અહીં લશ્કરની દૃષ્ટિએ નહીં, વેપારની દૃષ્ટિએ પણ નહીં પણ કેવળ વનશ્રીનો આનંદ માણવાની દૃષ્ટિએ જ એનો વિચાર કરવાના.

૮–૭–'૪૧

## ૪૨. આસામની એક ઝાંખી

કાશ્મીર, કેરળ અને કામરૂપ, એ ત્રણ પ્રદેશ હિંદુસ્તાનના તાંત્રિક ત્રિકોણના ત્રણ છેડા છે. પ્રકૃતિમાતાએ એ ત્રણેને અપ્રતિમ સૌંદર્ય અર્પણ કર્યું છે. આજ જો મને કોઈ પૂછે કે એ ત્રણમાં અધિક સૌંદર્ય કોનું તો એનો જવાબ દેવો મને મુશ્કેલ થઈ પડે. કામરૂપનું અતિ પ્રાચીન નામ હતું 'પ્રાગ્‌જ્યોતિષ'. આજ એ પ્રાંતને 'આસમ' કહે છે.

ગંગા અને બ્રહ્મપુત્રાના અનેકમુખી પંખા(ડેલ્ટા)થી જે સુંદરવનની શોભા વધી છે તે પ્રદેશનું પ્રાચીન નામ છે 'સમતત'. સમતત એટલે સમતલ ભૂમિનો વિસ્તાર. એના વિરુદ્ધ એવા 'અસમ' પ્રાન્તમાં ઉત્તરમાં હિમાલયથી માંડીને ડફ્લાની પહાડીઓ સુધી, ને દક્ષિણમાં ચેરાપુંજીથી માંડી ગારોની પહાડીઓ સુધી જ્યાં જોઈએ ત્યાં બસ પહાડ ને પહાડ જ છે. એથી જ કદાચ આ પ્રદેશને 'અસમ' કહેતા હશે.

જ્યાં બ્રહ્મપુત્ર વહે છે તેની બંને બાજુ ખેતી કરવા લાયક જે ખેડાઉ જમીન છે એમાં જ અસમ પ્રાંતની આબાદી છે. બ્રહ્મપુત્ર નદ અથવા નદી જ અસમિયા

લોકોને માટે માતાપિતાને સ્થાને છે. ઈશાન દિશાએ સદિયાથી માંડી પશ્ચિમમાં ધુબ્રી અથવા ઢુબ્રી સુધી ૧૫ ડિગ્રીના વિસ્તારમાં 'અસમ' પ્રાન્ત ફેલાયેલો છે.

એક દૃષ્ટિએ જોઈએ તો આ પ્રાંત પર કુદરતની અસાધારણ કૃપા છે. સૌથી મોટી અને સૌથી પહોળી નદી આ જ પ્રાન્તમાં થઈ વહે છે. નદીના કાંપનો ને પહાડી વૃક્ષોનાં પાંદડાંના ખાતરનો જો હિસાબ કરવામાં આવે તો અહીંની ભૂમિ જેવી ઉપજાઉ ભૂમિ બીજે ક્યાંય નથી. ઘાસતેલ અને કોલસા પણ જો ક્યાંય પાસે પાસે ખોદી કાઢવામાં આવતા હોય તો તે પણ અહીં જ છે. જંગલની સમૃદ્ધિ અને ખનીજ પદાર્થોની સંપત્તિમાં તો આ પ્રદેશ અસાધારણપણે સંપન્ન છે. અનાજ, કપાસ, બટાટા, શાક, ચા, ગળી, સોપારી કે વાંસ જે કંઈ ચીજ આપણે માગીએ તે આપવા અહીંની ભૂમિ તૈયાર છે. અહીંનાં નાળિયેર તથા સોપારીનાં ઝાડ જોઈને તો હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનું સ્મરણ થાય છે. મત્સ્યાહારી લોકોને માટે આ નંદનવન જ છે અને કેવળ ફળાહારી લોકો પણ ચાહે તો આખી જિંદગી અહીં સુખેથી વિતાવી શકે છે.

જેમ કાચા માલમાં આ પ્રાન્ત સમૃદ્ધ છે તેમ જ 'કાચી' લોકવસ્તીમાં પણ તે કમ સમૃદ્ધ નથી. નાગા, ખસી, મિકીરી, ગારો, મિટડી, આભોર, મિસમી આદિ અનેક પર્વતીય અને વન્ય લોકોની આબાદી જ આ પ્રાન્તનો મહત્ત્વનો ભાગ છે. કાચા માલની કિંમત તો એ જ કરી શકે, જે એમાંથી પાકો માલ બનાવી શકે છે. એમ, આ પહાડી વનવાસીઓની કિંમત પણ તેઓ જ કરી શકે, જે સંસ્કૃતિધુરીણો છે. ઇતિહાસ-પૂર્વના કાળની મનુષ્યજાતિનું અધ્યયન કરનારા નૃવંશશાસ્ત્રીઓ માટે અસમ પ્રાન્ત અધ્યયનનું સૌથી શ્રેષ્ઠ ક્ષેત્ર છે. સમાજશાસ્ત્રીઓ માટે તે અપ્રતિમ પ્રયોગભૂમિ છે. ગોવા, કોંકણ અને કેરળના થોડા હિંમતવાન લોકો જો અહીં આવી વસે અને આમની સાથે એકરૂપ થઈ જાય તો આ પ્રાન્તમાં એક નવા યુગનો પ્રારંભ થાય. કારણ કે આ મુલક પણ ડાંગર, સોપારી, નારિયેળ, માછલી, કેળાં વગેરેનો જ છે અને પશ્ચિમ ભારતમાં જે કંઈ કારીગરી છે, જીવનકલા છે, એનો લાભ અહીંના લોકોને મળતાં એમને એમની પોતાની શક્તિનો સાક્ષાત્કાર થઈ જાય. અહીંના પર્વતીય લોકોને અપનાવવાથી અસમ પ્રાન્તના લોકોની શક્તિ ઓછામાં ઓછી દસગણી તો અવશ્ય વધશે. અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં કુદરત સાથે લડીને કઈ રીતે જીવન ટકાવી રાખવું તેની કળા જેવી આ આરણ્યકો પાસે છે તેવી કદાચ થોડા જ શહેરી અને ગ્રામીણ લોકો પાસે હશે. પાદરીઓએ આ લોકોને પોતાના ધર્મ અને પોતાની સંસ્કૃતિ આપવાની ખૂબ કોશિશ કરી છે. આ પ્રયત્ન પાછળ ક્યા ક્યા હેતુ અને આદર્શ છે એ વિચારવા જેવું છે. ધર્મને નામે આ લોકો પ્રચાર કરશે અને સમય આવ્યે એ પ્રચારનો લશ્કરી દૃષ્ટિએ પણ લાભ ઉઠાવશે. એમના મુખમાં અને હૃદયમાં ધર્મશાસ્ત્રો હશે; પરંતુ એમના મગજમાં અને એમના આચરણમાં સામ્રાજ્યવાદી સમાજશાસ્ત્ર હશે. હિંદુસ્તાનના સામાજિક,

આર્થિક અને ભાષાવિષયક સંગઠનને તોડી નાખવામાં આ પાદરીઓએ કંઈ ઓછું સફળતા નથી મેળવી. આસમની અંગ્રેજ સરકારે આજ સુધી આ વનેચરોનું શિક્ષણ આ પાદરીઓના હાથમાં જ રાખ્યું છે. ક્યાંક ક્યાંક તો આ પર્વતીઓના પ્રદેશમાં મિશનરીઓ સિવાય બીજા કોઈને ન જવા દેવાની જ નીતિ એણે છડેચોક અખત્યાર કરી હતી. આજ પણ એ નીતિનો અંત નથી આવ્યો.

આ પહાડી-પરજ વચ્ચે રહી એમની સેવા મારફત પોતાનું ગુજરાન કરનારા મારવાડીઓની આપણે જેટલી કદર કરવા તૈયાર છીએ એથી અધિક કદરના એ અધિકારી છે. અંગ્રેજ લોકો અહીં આવીને જેટલો નફો કરે છે તેટલા નફાનું આ મારવાડીઓ કદાચ સ્વપ્નું પણ નહીં જોતા હોય. છતાં મારવાડીઓને ધનલોભી અને લૂંટારા કહેવાનો રિવાજ પડી ગયો છે. સર્વ પ્રકારનાં કષ્ટ અત્યંત સમાધાનથી સહન કરનારા, ભલે સ્વાર્થ માટે, આ મારવાડીઓ જો આ ગિરિજનોની વચ્ચે ન વસત તો કુદરતનાં એ બાળકોનું જીવન ઘણું અઘરું થઈ જાત.

જ્યારથી અહીં પેટ્રોલિયમ અને કોયલાની ખાણો નીકળી અને ચાના 'બાગાન' (બગીચા) બનાવાયા ત્યારથી બીજા પ્રાન્તોના મજૂરોને અહીં લઈ આવ્યા. એ લોકો અહીં આવીને સખત મહેનતે પોતાનું ગુજરાન તો સારી રીતે ચલાવી લે છે, પણ અહીંના લોકો સાથે હજુ હળીમળી નથી ગયા; જોકે એ જરા પણ કઠણ ન હતું. આસમિયા લોકો પરંપરાથી ખેતી કરનારા છે. પરંતુ પૂર્વ બંગાળના મૈમનસિંગ જિલ્લાથી જે લાખો મુસલમાન આસમ પ્રાન્તમાં આવી વસવા લાગ્યા છે એમની જીવનશક્તિ સામે અહીંના સ્થાયી લોકો ફિક્કા પડી જાય છે. આ નવા લોકો ગાય રાખે છે, બટાટા વાવે છે, શાક-તરકારી વેચે છે અને અહીંની ઉપજાઉ જમીનને અનુરૂપ મહેનતમજૂરી કરી લાખો રૂપિયા કમાય છે.

નૌગાંવ જિલ્લામાં આ પ્રવાસીઓને ચાહે ત્યાં વસવાની રજા નથી. રખેને આસમિયા લોકો જોડે એમનો ઝઘડો થવા પામે, એ કારણે આ જિલ્લામાં સરકારે એક હદ (લાઈન દોરી) મુકર્રર કરી છે, જેની પેલે પાર માત્ર આસમિયા લોકો જ ખેતી કરી શકે. મૈમનસિંગના મુસલમાનોને ત્યાં ખેતી કરવા દેવામાં નથી આવતી. બંને સમાજોની શક્તિનું પારખું આ હકીકત પરથી મળી જશે કે એ હદની આ બાજુ જમીનની કિંમત દર એકરે ૫૦ રૂપિયા છે, જ્યારે એ જ પ્રકારની એટલી જ જમીનની કિંમત પેલી બાજુ ૫૦૦ રૂપિયાથીયે વધુ અંકાય છે.

હિંદુસ્તાનની ઉત્તર-પૂર્વ સીમા જ્યાં આવેલી છે ત્યાં આજે આપણને એક નાનું સરખું હિંદુસ્તાન વસેલું મળે છે. ડિગ્બોઈ અને તિનસુખિયાની આસપાસ તેલ અને કોયલાની ખાણો દિનરાત પોતાનું કામ કરે છે અને હિંદના વિવિધ પ્રાંતોના મળી ત્રીસ-ચાળીસ હજાર લોકો અહીં પોતાની મહેનત વડે અંગ્રેજ કંપનીના ખિસ્સામાં દરરોજ હજારો રૂપિયાનો નફો પહોંચાડે છે.

પ્રાચીન કાળમાં મનુષ્યજાતિએ ગાય, ભેંસ, ઘોડા, ગધેડા, ઊંટ અને હાથી પાસેથી કામ લેવાની અને એની મહેનતથી લાભ ઉઠાવવાની વિદ્યા સંપાદન કરી.

આ યુગમાં પાશ્ચાત્ય પૂંજીપતિઓએ એ જ લાભ એશિયા અને આફ્રિકાના લોકોની મહેનતમજૂરીથી ઉઠાવવાની તરકીબ શોધી કાઢી છે. પશુ પાસે શ્રમ કરાવવાની આદત પડતાં જ મનુષ્યસ્વભાવમાં અને મનુષ્યજીવનમાં જબરી ક્રાંતિ આવી ગઈ. એ જ રીતે ગુલામી પ્રથા, ગિરમીટિયા પ્રથા, 'દૂબળા' ખેડૂતોની પ્રથા (જે કાલ સુધી ગુજરાતના સુરત જિલ્લામાં હતી) અને કારખાનામાં મજૂરો પાસે કામ લેવાની પ્રથાથી પણ મનુષ્યજીવનમાં ને માનવના સામાજિક આદર્શોમાં બહુ જબરી ક્રાંતિ આવી ગઈ છે. એ કારણે જ વર્ગવિગ્રહ અને સમાજસત્તાવાદની ફિલસૂફીનો અવતાર થયો છે.

માણસે જ્યારે પશુઓ પાસેથી કામ લેવાની શરૂઆત કરી હશે ત્યારે સિંહ, રીંછ, હરણ, જંગલી સૂવર આદિ જાનવરો પાસેથી પણ કામ લેવાની કોશિશ તો કરી જ હશે. પણ એ જાનવરોએ કામ કરવાનો એવી સફળતાથી ઈન્કાર કર્યો કે મનુષ્ય-જાતિએ એનું નામ લેવું જ છોડી દીધું. 'અમે મરી જઈશું પણ તમારે માટે મહેનત નહીં કરીએ' એ એમનો આગ્રહ હતો. એને જ એ વળગી રહ્યા. પશુઓ અને મનુષ્યોનો આ ઝઘડો આજે બીજા અનેક મોરચા પર પણ ચાલી રહ્યો છે.

આસમ પ્રાન્તમાં ગાયો છે, ભેંસો છે, હાથી-હરણાદિ વન્ય પશુઓ પણ છે. ને વિશેષ તો એ કે અહીં ખડ્ગવિષાણ ગેંડા પણ છે. ગેંડાથી કામ લેવાની કળા કોઈ ને કોઈ સમયે મનુષ્ય હાથ કરશે જ. જેમ હિંદુસ્તાનનું પ્રતીક હાથી છે, બ્રહ્મદેશનું મોર અને દક્ષિણ આફ્રિકાનું શાહમૃગ છે તેમ આસમનું પ્રતીક આ ગંભીરવેદી ગેંડો છે.

આપણે જો નવી દૃષ્ટિએ જોઈએ તો ગાયોની સાથે સાથે એક બીજા પ્રાણીનો વિચાર પણ કરવો જોઈએ. ગાય જો પવિત્ર છે તો આ પ્રાણી પણ પવિત્ર છે. ગાય જો મનુષ્યને કીમતી આહાર આપે છે તો આ પ્રાણી પણ એટલો જ કીમતી આહાર તૈયાર કરી આપે છે. ગાય જો મનુષ્યના સહવાસથી હેવાઈ જઈને સૌમ્ય બની તો આ પ્રાણી પણ તેવું જ સૌમ્ય બની શકે છે. એ પ્રાણી છે મધમાખી. ગાયને પ્રેમપૂર્વક રાખવાથી, કુદરતના કોપથી બચાવવાથી અને ઉપયુક્ત ખોરાક ખવડાવવાથી જેમ એ વધુ દૂધ આપે છે તે જ રીતે મધમાખીઓ પણ મનુષ્યની મદદ મેળવી મધ બનાવવાની પોતાની શક્તિ અનેકગણી વધારી દે છે. આસમ પ્રાંતમાં જ્યાં જોઈએ ત્યાં પાણીનાં સરોવર છે. એમાં જે સારાંનરસાં ફૂલ ઊગે છે એમનું અમૃત ચૂસી ચૂસીને મધ બનાવનારી માખીઓ આસમ પ્રાંતમાં અસંખ્ય છે. આસમનું મધ દૂર દૂર સુધી જાય છે જે આંખ માટે સારું ગણાય છે.

આસમનો ઈતિહાસ છેક મહાભારત કાળથી શરૂ થાય છે. મહાભારતમાં અહીંના રાજા ભગદત્તનો અને એના હાથીઓનો ઉલ્લેખ આવે છે. અનેક રાજાઓની કન્યાઓનું હરણ કરી પોતાનું અંતઃપુર ભરી દેનારો નરકાસુર પણ અહીંનો જ રાજા હતો. શ્રીકૃષ્ણે જ્યારે આસમ પર ચડાઈ કરી ત્યારે સેનાનાયકનું પદ સત્યભામાએ

લીધું હતું એનું રહસ્ય શું છે? શું શ્રીકૃષ્ણના વખતથી જ આ પ્રદેશમાં સ્રી રાજ્ય હતું? મધ્યમ પાંડવ અર્જુનની ચિત્રાંગદા પણ આ પ્રાંતની (મણિપુરની) હતી. શ્રીકૃષ્ણના પુત્રે પણ ચાહ્યું કે આસમની કોઈ કન્યા મળી જાય તો સારું, પણ બિચારો અહીં ફસાઈ ગયો ને અનિરુદ્ધ હોવા છતાં પણ ઉષાના પ્રેમમાં અને આસમના રાજ્યમાં નિરુદ્ધ થઈ ગયો!

ભાષાનો ઈતિહાસ કહે છે કે ગુજરાત-કાઠિયાવાડના કોઈ રાજપુત્રે લંકા જઈને ત્યાંની રાજકન્યા સાથે લગ્ન કર્યાં. આ પરથી દૂર દૂરના સંબંધને વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં કહેવત પઠી કે 'લંકાની લાડી ને ઘોઘાનો વર'. કિન્તુ એ પહેલાં અનિરુદ્ધે કામરૂપની ઉષા સાથે વિવાહ કરીને હિંદુસ્તાનના પૂર્વ-પશ્ચિમ છેડા બાંધી કે સાંધી દીધા હતા.

* * *

પૌરાણિક કાળના આપણા સૌથી જબરા રખડુ મુસાફરો ત્રણ છે: અમર ખબરપત્રી નારદ, શીઘ્રકોપી બલરામ અને ક્ષત્રિય-બ્રાહ્મણ પરશુરામ. દુર્વાસા, દત્તાત્રેય, હનુમાન વગેરે પણ પૂરા રખડુ હતા; પરંતુ એમના તીર્થાટનનો ઇતિહાસ મળતો નથી. પરશુરામે હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા પર બહુ ભારે યજ્ઞ કર્યો ને સઘળી ભૂમિ બ્રાહ્મણોને દાનમાં આપી દીધી. પછી એણે જોયું કે પોતાને રહેવા માટે પણ જગ્યા નથી રહી, એટલે એણે પશ્ચિમ સમુદ્રને હઠાવી પોતા માટે એક નાનકડો પ્રદેશ તૈયાર કર્યો, જે કોંકણ તરીકે ઓળખાયો. એ જ પરશુરામનો એક કુંડ અહીં આસમ પ્રાંતમાં સદિયા સ્ટેશનની પૂર્વ તરફ ૫૦ માઈલ પર છે. એ સાંભળીને એ જોઈ આવવાની પ્રબળ વૃત્તિ કયા આર્યહૃદયમાં નહીં ઊઠે? પરંતુ ત્યાં જવા માટે આબોહવાને અનુકૂળ મુહૂર્ત પૂછી લેવું પડે છે.

એ પરશુરામકુંડ અથવા બ્રહ્મકુંડ બહુ સ્વાસ્થ્યકર જગ્યા છે. ત્યાંનું પ્રાકૃતિક દૃશ્ય પણ કુદરતપ્રેમી માનવીને ઉન્મત્ત કરે એવું છે, અને વિલાસી મનુષ્યને પ્રશમની શાંતિ દેવાવાળું છે. પરશુરામના સમયમાં આપણા લોકોમાં નિસર્ગપ્રેમ, ધર્મપ્રચારની વૃત્તિ અને આપણા સીમાન્ત પ્રદેશોમાં જંગી છાવણીઓ નાખવાની લશ્કરી દૃષ્ટિ હતી જ. આજે તો આપણે નિરાશાવાદી, સંકોચપ્રિય અને જડતાના ઉપાસક બની ગયા છીએ, એટલે આપણને એ બ્રહ્મકુંડનો પત્તો પણ ક્યાંથી લાગી શકે? નહીંતર આપણે પૂર્વ અને પશ્ચિમના સીમાન્ત પ્રદેશોમાં દેશના પુરુષાર્થી અને દીર્ઘદર્શી નવયુવકોનાં મોટાં મોટાં આશ્રમો હમેશ માટે જારી ન રાખ્યાં હોત? એક ચાણક્ય જ માત્ર એવો હતો જે ઉત્તર-પશ્ચિમ સીમાન્ત પ્રદેશોને સંભાળવાનું મહત્ત્વ સમજ્યો હતો. પણ પછી આપણે એના વંશજોએ અટકની અટક પેદા કરીને ભારતીય વિકાસને જ અટકાવી દીધો.

આસમના પ્રાંતની સૌંદર્યસમૃદ્ધિ અને ભાગ્યલક્ષ્મીની વાત મેં કહી. હવે

એની સાથોસાથ ત્યાં, જાણે પોતાનો પક્ષપાત ધોઈ નાખવા માટે, કુદરતે જે કોપ આ ભૂમિ પર ઉતાર્યો છે એની પણ વાત કરવી જોઈએ.

આ પ્રાંત એના ધરતીકંપોને લીધે ઇતિહાસ-પ્રસિદ્ધ છે. આ ભૂમિ જાણે ન મરેલા ગયાસુરના કલેવર પર જ વસી ન હોય! જ્યારે ભૂમિ મૃત કે સુપ્ત નથી હોતી ત્યારે વખતોવખત તેને હલનચલન કરવાની ઇચ્છા થઈ આવે છે. આસમમાં આજ સુધી એટલા ધરતીકંપો થઈ ગયા છે કે એમનું બયાન વાંચી મનમાં પ્રશ્ન ઊઠે છે કે જ્યાં જ્યાં આ રીતે ધરતી વારંવાર કંપી ઊઠે છે અને ઠેકઠેકાણે ઉત્પાત મચાવી મૂકે છે ત્યાં ત્યાં કાં તો તેનાં વૈજ્ઞાનિક કારણો શોધવાની તપાસ થઈને ભૂચાલવિજ્ઞાન નિર્માણ થાય છે અથવા તો મનુષ્ય પોતાની કવિકલ્પના ચલાવી પૌરાણિક કથાઓ રચી નાખે છે. મહાભારતાદિ પ્રાચીન ગ્રંથોમાં ધરતીકંપના ઉલ્લેખ અને કથાઓ છે જ્યારે જાપાન જેવા દેશોમાં સિસ્મોગ્રાફી(ભૂચાલવિજ્ઞાન)નો વિકાસ કરવામાં આવે છે. આસમમાં આ એકે વસ્તુ નથી. જ્યાં વારંવાર ધરતીકંપો થાય છે ત્યાં લોકો કાં તો એ પ્રદેશને છોડી દે છે અથવા જીવનને ક્ષણભંગુર જોઈ મૃત્યુનો ડર તજીને બહાદુર બની જાય છે. આ બન્ને રસ્તા સ્વાભાવિક અને મનુષ્યોચિત છે. પરંતુ દૈવવાદ એક એવી ઝેરીલી ચીજ છે કે મનુષ્યને તે જડ બનાવીને જ જંપે છે. નસીબવાદી સમાજ ન તો સ્થાનાન્તર કરશે, ન પ્રાકૃતિક શક્તિઓ સામે લડશે કે ન પોતાની ચાલતી આવતી પુરાણી જીવનપ્રણાલીમાં કંઈ પરિવર્તન કરશે. આસમમાં ભૂચાલવિજ્ઞાનનું ક્યાંયે નામનિશાન નથી મળતું. નદીમાં પૂર આવે છે, મનુષ્ય, એનું ઘર અને એનાં પશુ બધું એમાં તણાઈ જાય છે, લોકો દુ:ખી થાય છે, એ જાતની વીતેલી પુરાણી આપત્તિઓનું તેઓ રસપૂર્ણ બયાન કરે છે અને પછી એ સઘળું ભૂલી જઈ જેવા હતા તેવા ને તેવા પાછા રહેવા લાગ્યા છે.

ઊંચી ઊંચી પહાડીઓ બાદ કરતાં બીજે આ પ્રાંતની આબોહવા જેટલી સ્વાસ્થ્યકર હોવી જોઈએ એટલી નથી; આથી અહીંના લોકોમાં જીવન-સ્ફૂર્તિ ઓછી હોય છે. અહીંના સઘળા ડૉક્ટરો અને સ્વાસ્થ્ય વિભાગના વજીરો મળીને વ્યક્તિ-ગત સ્વાસ્થ્યનું નહીં પણ સામાજિક સ્વાસ્થ્યનું અધ્યયન કરે, અને લોકોની રહેણી-કરણીમાં, એમના આહારવિહારમાં તેમ જ ગૃહનિર્માણમાં શાં શાં પરિવર્તનો આવશ્યક છે એનો વિચાર કરે તો આખા પ્રાન્તની શકલ બદલી જાય. પહાડી લોકો અને કિસાનોને ઓછામાં ઓછા ખર્ચમાં જો શુદ્ધ પાણી પીવા મળે તો તેટલાથીયે આસમના કેવળ સ્વાસ્થ્ય પર જ નહીં પણ એના પુરુષાર્થ પર પણ ઊંડી અસર પડશે.

ભાગ્ય આગળ આપણે માનવી શા વિસાતમાં એવી જે ફિલસૂફી આજે લોકોનાં મનમાં ઘર કરી બેઠી છે તેને બદલે એવી ધારણા થઈ જવી જોઈએ કે 'આપણે મનુષ્ય છીએ ને માનવ-બચ્ચો આત્મબળે સર્વ કંઈ કરી શકે એમ છે.'

લીધું હતું એનું રહસ્ય શું છે? શું શ્રીકૃષ્ણના વખતથી જ આ પ્રદેશમાં સ્ત્રી રાજ્ય હતું? મધ્યમ પાંડવ અર્જુનની ચિત્રાંગદા પણ આ પ્રાંતની (મણિપુરની) હતી. શ્રીકૃષ્ણના પુત્રે પણ ચાહ્યું કે અસમની કોઈ કન્યા મળી જાય તો સારું, પણ બિચારો અહીં ફસાઈ ગયો ને અનિરુદ્ધ હોવા છતાં પણ ઉષાના પ્રેમમાં અને અસમના રાજ્યમાં નિરુદ્ધ થઈ ગયો!

ભાષાનો ઈતિહાસ કહે છે કે ગુજરાત-કાઠિયાવાડના કોઈ રાજપુત્રે લંકા જઈને ત્યાંની રાજકન્યા સાથે લગ્ન કર્યાં. આ પરથી દૂર દૂરના સંબંધને વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં કહેવત પઠી કે 'લંકાની લાડી ને ઘોઘાનો વર'. કિન્તુ એ પહેલાં અનિરુદ્ધે કામરૂપની ઉષા સાથે વિવાહ કરીને હિંદુસ્તાનના પૂર્વ-પશ્ચિમ છેડા બાંધી કે સાંધી દીધા હતા.

* * *

પૌરાણિક કાળના આપણા સૌથી જબરા રખડુ મુસાફરો ત્રણ છે: અમર ખબરપત્રી નારદ, શીઘ્રકોપી બલરામ અને ક્ષત્રિય-બ્રાહ્મણ પરશુરામ. દુર્વાસા, દત્તાત્રેય, હનુમાન વગેરે પણ પૂરા રખડુ હતા; પરંતુ એમના તીર્થાટનનો ઈતિહાસ મળતો નથી. પરશુરામે હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા પર બહુ ભારે યજ્ઞ કર્યો ને સઘળી ભૂમિ બ્રાહ્મણોને દાનમાં આપી દીધી. પછી એણે જોયું કે પોતાને રહેવા માટે પણ જગ્યા નથી રહી, એટલે એણે પશ્ચિમ સમુદ્રને હઠાવી પોતા માટે એક નાનકડો પ્રદેશ તૈયાર કર્યો, જે કોંકણ તરીકે ઓળખાયો. એ જ પરશુરામનો એક કુંડ અહીં અસમ પ્રાંતમાં સદિયા સ્ટેશનની પૂર્વ તરફ ૫૦ માઈલ પર છે. એ સાંભળીને એ જોઈ આવવાની પ્રબળ વૃત્તિ કયા આર્યહૃદયમાં નહીં ઊઠે? પરંતુ ત્યાં જવા માટે આબોહવાને અનુકૂળ મુહૂર્ત પૂછી લેવું પડે છે.

એ પરશુરામકુંડ અથવા બ્રહ્મકુંડ બહુ સ્વાસ્થ્યકર જગ્યા છે. ત્યાંનું પ્રાકૃતિક દૃશ્ય પણ કુદરતપ્રેમી માનવીને ઉન્મત્ત કરે એવું છે, અને વિલાસી મનુષ્યને પ્રશમની શાંતિ દેવાવાળું છે. પરશુરામના સમયમાં આપણા લોકોમાં નિસર્ગપ્રેમ, ધર્મપ્રચારની વૃત્તિ અને આપણા સીમાન્ત પ્રદેશોમાં જંગી છાવણીઓ નાખવાની લશ્કરી દૃષ્ટિ હતી જ. આજે તો આપણે નિરાશાવાદી, સંકોચપ્રિય અને જડતાના ઉપાસક બની ગયા છીએ, એટલે આપણને એ બ્રહ્મકુંડનો પત્તો પણ ક્યાંથી લાગી શકે? નહીંતર આપણે પૂર્વ અને પશ્ચિમના સીમાન્ત પ્રદેશોમાં દેશના પુરુષાર્થી અને દીર્ઘદર્શી નવયુવકોનાં મોટાં મોટાં આશ્રમો હમેશ માટે જારી ન રાખ્યાં હોત? એક ચાણક્ય જ માત્ર એવો હતો જે ઉત્તર-પશ્ચિમ સીમાન્ત પ્રદેશોને સંભાળવાનું મહત્ત્વ સમજ્યો હતો. પણ પછી આપણે એના વંશજોએ અટકની અટક પેદા કરીને ભારતીય વિકાસને જ અટકાવી દીધો.

અસમના પ્રાંતની સૌંદર્યસમૃદ્ધિ અને ભાગ્યલક્ષ્મીની વાત મેં કહી. હવે

એની સાથોસાથ ત્યાં, જાણે પોતાનો પક્ષપાત ધોઈ નાખવા માટે, કુદરતે જે કોપ આ ભૂમિ પર ઉતાર્યો છે એની પણ વાત કરવી જોઈએ.

આ પ્રાંત એના ધરતીકંપોને લીધે ઇતિહાસ-પ્રસિદ્ધ છે. આ ભૂમિ જાણે ન મરેલા ગયાસુરના કલેવર પર જ વસી ન હોય! જ્યારે ભૂમિ મૃત કે સુપ્ત નથી હોતી ત્યારે વખતોવખત તેને હલનચલન કરવાની ઇચ્છા થઈ આવે છે. આસામમાં આજ સુધી એટલા ધરતીકંપો થઈ ગયા છે કે એમનું બયાન વાંચી મનમાં પ્રશ્ન ઊઠે છે કે જ્યાં જ્યાં આ રીતે ધરતી વારંવાર કંપી ઊઠે છે અને ઠેકઠેકાણે ઉત્પાત મચાવી મૂકે છે ત્યાં ત્યાં કાં તો તેનાં વૈજ્ઞાનિક કારણો શોધવાની તપાસ થઈને ભૂચાલવિજ્ઞાન નિર્માણ થાય છે અથવા તો મનુષ્ય પોતાની કવિકલ્પના ચલાવી પૌરાણિક કથાઓ રચી નાખે છે. મહાભારતાદિ પ્રાચીન ગ્રંથોમાં ધરતીકંપના ઉલ્લેખ અને કથાઓ છે જ્યારે જાપાન જેવા દેશોમાં સિસ્મોગ્રાફી(ભૂચાલવિજ્ઞાન)નો વિકાસ કરવામાં આવે છે. આસામમાં આ એકે વસ્તુ નથી. જ્યાં વારંવાર ધરતીકંપો થાય છે ત્યાં લોકો કાં તો એ પ્રદેશને છોડી દે છે અથવા જીવનને ક્ષણભંગુર જોઈ મૃત્યુનો ડર તજીને બહાદુર બની જાય છે. આ બન્ને રસ્તા સ્વાભાવિક અને મનુષ્યોચિત છે. પરંતુ દૈવવાદ એક એવી ઝેરીલી ચીજ છે કે મનુષ્યને તે જડ બનાવીને જ જંપે છે. નસીબવાદી સમાજ ન તો સ્થાનાન્તર કરશે, ન પ્રાકૃતિક શક્તિઓ સામે લડશે કે ન પોતાની ચાલતી આવતી પુરાણી જીવનપ્રણાલીમાં કંઈ પરિવર્તન કરશે. આસામમાં ભૂચાલવિજ્ઞાનનું ક્યાંયે નામનિશાન નથી મળતું. નદીમાં પૂર આવે છે, મનુષ્ય, એનું ઘર અને એનાં પશુ બધું એમાં તણાઈ જાય છે, લોકો દુ:ખી થાય છે, એ જાતની વીતેલી પુરાણી આપત્તિઓનું તેઓ રસપૂર્ણ બયાન કરે છે અને પછી એ સઘળું ભૂલી જઈ જેવા હતા તેવા ને તેવા પાછા રહેવા લાગ્યા છે.

ઊંચી ઊંચી પહાડીઓ બાદ કરતાં બીજે આ પ્રાંતની આબોહવા જેટલી સ્વાસ્થ્યકર હોવી જોઈએ એટલી નથી; આથી અહીંના લોકોમાં જીવન-સ્ફૂર્તિ ઓછી હોય છે. અહીંના સઘળા ડૉક્ટરો અને સ્વાસ્થ્ય વિભાગના વજીરો મળીને વ્યક્તિગત સ્વાસ્થ્યનું નહીં પણ સામાજિક સ્વાસ્થ્યનું અધ્યયન કરે, અને લોકોની રહેણીકરણીમાં, એમના આહારવિહારમાં તેમ જ ગૃહનિર્માણમાં શાં શાં પરિવર્તનો આવશ્યક છે એનો વિચાર કરે તો આખા પ્રાન્તની શકલ બદલી જાય. પહાડી લોકો અને કિસાનોને ઓછામાં ઓછા ખર્ચમાં જો શુદ્ધ પાણી પીવા મળે તો તેટલાથીયે આસામના કેવળ સ્વાસ્થ્ય પર જ નહીં પણ એના પુરુષાર્થ પર પણ ઊંડી અસર પડશે.

ભાગ્ય આગળ આપણે માનવી શા વિસાતમાં એવી જે ફિલસૂફી આજે લોકોનાં મનમાં ઘર કરી બેઠી છે તેને બદલે એવી ધારણા થઈ જવી જોઈએ કે 'આપણે મનુષ્ય છીએ ને માનવ-બચ્ચો આત્મબળે સર્વ કંઈ કરી શકે એમ છે.'

પ્રકૃતિ પર વિજય મેળવવો એ મનુષ્યનું મોટામાં મોટું પ્રાથમિક મિશન છે. મનુષ્યે વિજ્ઞાન અને રસાયણશાસ્ત્રમાં શોધો કરી નાનાંમોટાં યંત્રો બનાવ્યાં, મુસાફરીનાં સાધનો તૈયાર કર્યાં, આહાર વધારવાની કોશિશ કરી, પરંતુ હજી સુધી નદીઓને કાબૂમાં રાખવાનું, મોટાં મોટાં જંગલોમાં પરિવર્તન કરવાનું, આબોહવા અને વરસાદમાં ધારી નવીનતા આણવાનું, સમુદ્રોના પ્રવાહોથી લાભ ઉઠાવવાનું, સૂર્યની શક્તિથી સીધી રીતે પ્રાણશક્તિ વધારવાનું વગેરે વ્યાપક કામોમાં એણે હાથ નથી નાખ્યો. એ કામ મનુષ્યની શક્તિની બહાર નથી. આસમ પ્રાંતની નૈસર્ગિક સમૃદ્ધિ એટલી બધી છે કે ત્યાં સઘળી વિપત્તિઓનો ઈલાજ કરવાનો મસાલો મળવો જ જોઈએ.

આસમની સરકારે માનવવિજ્ઞાનનું, નૃ-વંશ-વિજ્ઞાનનું એક મોટું ખાતું ખોલી એમાં દેશી લોકોની નિમણૂક કરી નવી ખોજો કરાવવી જોઈએ. દક્ષિણમાં આર્ય અને દ્રવિડ લોકોનાં સાન્નિધ્ય, સંઘર્ષ ને સંમિશ્રણની વાત આવે છે; સિંધ, પંજાબ અને સીમાન્ત પ્રદેશમાં આર્ય, સીથિયન, પલ્લવ આદિ જાતિઓના મૂળ ઈતિહાસની આપણે શોધ કરી શકીએ છીએ; પ્રાચીન ઈતિહાસની નજરે એ શોધનું મહત્ત્વ બહુ મોટું છે. પરંતુ ભવિષ્યની દૃષ્ટિએ આસમ પ્રાંતમાં, બ્રહ્મદેશ, ચીન, તિબેટ આદિ દેશોમાં જે અનેકવિધ જાતિઓ છે એમના જીવનસત્ત્વનું ખૂબ ઊંડું અધ્યયન થવું જરૂરી છે. હિંદુસ્તાનમાં આપણે જેને 'ઍબૉરિજિની' (આદિમનિવાસી) કહેવા લાગ્યા છીએ એ સહુ જાતિઓનો જ વિચાર શ્રીકૃષ્ણના જમાનામાં વૈષ્ણવ ધર્મના પ્રચાર કાળમાં ઠીક ઠીક થયો હતો. બૌદ્ધકાળમાંયે એમની વચ્ચે સેવાકાર્ય અવશ્ય થયું હશે, પરંતુ આજે તો આપણે લોકોએ અધ્યયન અને સેવા બંનેનો ઈજારો પરદેશીઓને આપી દીધા છે!

હવે આ સાલ ચીના લોકોનું વિશ્વવિદ્યાલય સમુદ્રકિનારો છોડીને આસમની સરહદથી સો-બસો માઈલ પર આવી પહોંચ્યું છે. પહાડી રસ્તા, મોટરો અને હવાઈ જહાજની મદદથી ચીન સાથે આપણો સંપર્ક ઘણો વધવાનો છે. હવે ક્યાંક એવું ન થાય કે આપણા ઈશાન્ય સીમાન્તની પહાડી જાતિઓનું વર્ણન અને એ વિશેની સૂક્ષ્મ હકીકતો આપણે ચીના પ્રોફેસરો પાસેથી લેવી ને શીખવી પડે!

ઑક્ટોબર, '૩૯

## ૪૩. આસામયાત્રા

[એક પત્ર]

હિંદુસ્તાનના ઈશાન ખૂણામાં ભારતવાસીઓથી જ્યાં સુધી જઈ શકાય ત્યાં સુધી જઈ આવ્યો છું. ડિબ્રુગઢ, તિનસુખિયા, ડિગ્બોઈ સુધી ગયો હતો. આગળ તિબેટ, ચીન, બ્રહ્મદેશ વગેરે દેશોની સીમા અડકે છે. ડિબ્રુગઢ પાસે બ્રહ્મપુત્રનો દેખાવ જોઈને હું તો છક થયો. નદીના પટનો વિસ્તાર હોઈ હોઈને પણ કેટલો હોવો જોઈએ? અહીં પટનો વિસ્તાર પૂરેપૂરો સાત માઈલનો છે. હિમાલયનાં દક્ષિણનાં પાણી હિંદુસ્તાનને મળે અને ઉત્તર તરફનાં તિબેટને મળે એ ન્યાય્ય 'award' ચુકાદો બન્યો હોત, પરંતુ કુદરતે સારાય હિમાલયને હિંદુસ્તાન માટે જ અનામત રાખ્યો હોવાથી ઉત્તર તરફનાં એનાં પાણી સુધ્ધાં હિંદુસ્તાનને મળે એવી વ્યવસ્થા કરવામાં આવી. માનસરોવર અને રાકસતાલ આ બે સરોવરોમાંથી ત્રણ કે ચાર નદીઓ નીકળે છે અને હિમાયલયના ઉત્તાર તરફના પાણીનું એકેએક ટીપું તે કાળજીપૂર્વક દક્ષિણ તરફ લઈ આવે છે. આ પૈકી સતલજ તો જાણે રામબાણ જેવી. એણે હિમાલયને વીંધીને, મેળવી શકાય એટલું પાણી આ બાજુ આણવાનો ક્રમ ચાલુ રાખ્યો છે. સિંધુ અને બ્રહ્મપુત્ર આ નદો વધુ જવાબદાર છે. એકે પૂર્વ તરફ અને બીજાએ પશ્ચિમ તરફ વહેવાનું ઠરાવ્યું અને હિમાલયનું ઉત્તાર તરફનું સઘળું પાણી ખેંચી લઈ દક્ષિણ તરફ આણ્યું છે.

બ્રહ્મપુત્રનેય તે કેટલાં નામ છે. સાનપો, લિહાંગ, લોહિત વગેરે નામ તો તેની બાલ્યાવસ્થાનાં છે. મોટી થતાં એણે ધારણ કરેલું નામ છે બ્રહ્મપુત્ર. પણ ગંગાને મળવાની જ્યારે ઘડી આવે છે ત્યારે બિચારીને નામ બદલી યમુના ક્હેવડાવવું પડયું. તુલસીદાસે જે પ્રમાણે વૃન્દાવનમાં જઈ કહ્યું કે 'કૃષ્ણ, તું રામ થઈશ ત્યારે જ હું તને પ્રણામ કરીશ' એ જ પ્રમાણે ગંગાએ પણ કહ્યું હશે, 'અરે મસ્તાન, જો તું મારી સખી યમુના બનશે તો જ તારાથી મારામાં એકાકાર થઈ શકાશે.' અને બિચારો બ્રહ્મપુત્ર કરે પણ શું? નારદની નારદી થઈ એ પ્રમાણે બ્રહ્મપુત્ર નદ યમુના નદી થઈ. (ગંગા સાથે સંગમ થાય છે ત્યાં બ્રહ્મપુત્રાને 'જમના' એ નામ મળ્યું છે.) આગળ વહેતાં ઉભયે પોતાનું નામ બદલી પદ્માનો પ્રવાહ વહાવ્યો. પરંતુ છેવટે સાગરને ભેટવા જતી વેળા એ નામ પણ બદલી તેમને 'મેઘના' એ નામ ધારણ કરવું પડયું! What is there in a name!

આસામમાં હાથીઓ છે. ગેંડા પણ છે. ચાના બગીચાઓ છે. સોપારીની વાડીઓ છે. અને બકરાનાં બલિદાન આપવા માટે કામાક્ષીનું મંદિર પણ છે.

આસમિયા લોકોનું પોતાનું સુંદર અને લલિત સંગીત અને નૃત્ય છે. હિંદુસ્તાનની અન્ય ભાષાઓમાં ઝાઝાં ન મળે એવાં પ્રાકૃતિક સૌંદર્યનું વર્ણન કરનારાં કાવ્યો છે. માનવીને તેના બચપણની યાદ કાયમ રાખવા માટે પહાડી જાતિઓ છે. લોકોમાં કંકાસ છે. અને એ બીનામાંથી ફાયદો ઉઠાવનારા અંગ્રેજ લોકો પણ ત્યાં છે. ડિગ્બોઈમાં ઘાસલેટની ખાણો છે અને ત્યાં કામ કરવાને જુદા જુદા પ્રાંતોમાંથી ભેગા થયેલા અઠ્ઠાવીસ હજાર મજૂરો પણ છે. નરકાસુર અને બાણાસુર, ઉષા અને સત્યભામા, ચિત્રાંગદા અને જયમતી વગેરેના કામરૂપ કિંવા આસામ પ્રદેશ પરત્વે લખવાને બેસું તો ખાસું એક પુરાણ રચવું પડે. સાત દિવસમાં અમારો આસામનો પ્રવાસ પૂરો થયો.

શિલૉંગ એ પહાડી શહેર આસામનું પાટનગર છે. અહીંથી ચાળીસ માઈલ પર પ્રખ્યાત ચેરાપૂંજી આવેલું છે. દુનિયાભરમાં સૌથી વધારે વરસાદ પડતો હોય તો તે આ સ્થાને. એક બાજુએ જેકોબાબાદ (સિંધ), જ્યાં સમૂળગો વરસાદ જ પડતો નથી; અને બીજી બાજુએ ચેરાપૂંજી (આસમ), જ્યાં આકાશ મુશળધારાએ રડે છે. આ બેઉ સ્થાનો વચ્ચે આપણો દેશ પ્રસરેલો છે.

આસામનું ખરું રાજનગર બ્રહ્મપુત્રાને કાંઠે વસેલું અને કામાક્ષીના મંદિરથી વિખ્યાત થયેલું ગૌહાટી શહેર જ છે. સાહિત્યિક કેન્દ્ર તરીકે ગૌહાટીની સમાન કક્ષાનું જોરહાટને માનવામાં આવે છે. જોરહાટમાં અમે આસામી નૃત્ય અને ગીતનો આસ્વાદ લીધો. નૃત્યમાં ભાવપ્રવણતા અને લાવણ્ય અસાધારણ હતાં. ડફલા ટેકરીઓ અને લોહિતકુમાર બ્રહ્મપુત્ર એને ઉદ્દેશી રજૂ કરવામાં આવેલું નૃત્ય જોઈ ચિત્તવૃત્તિ નિસર્ગ સાથે તદાકાર થઈ ગઈ.

અહીંના લોકો ભાત અને મચ્છી ખાય છે. ચા પીએ એમાં આશ્ચર્ય શું? પ્રત્યેક કન્યાને વણતાં તો ઉત્તામ આવડે જ છે. પ્રત્યેક ઘરમાં એક હાથસાળ હોવાની જ. સાસુ, વહુ, નણંદ, ભોજાઈ બધાં જ સાળ પર બેસે છે. જે કન્યાને વણતા ન આવડતું હોય તેનાં લગ્ન થવાં સહેલાં નથી હોતાં.

સમુદ્રથી દૂર રહેલા પ્રદેશમાં પૂર્વે મીઠું મળવું દુર્લભ હતું. અને આહારમાં જો લાવણ્ય ન હોય તો તંદુરસ્તી સારી કઈ રીતે રહી શકે? કુદરત ગમે એટલી ક્રોધે ભરાય પણ મનુષ્યની ચાણાક્ષબુદ્ધિ જ્યાં સુધી સ્થિર છે ત્યાં સુધી તેને ચિંતા કેવી? લોકો તળાવમાંથી પણ કેટલીક વનસ્પતિ આણી તેને સૂકવે છે. પછી તેને બાળીને ખાખ કરે છે. આ રાખને પાણીમાં મેળવી ઓટાવી તેમાંથી એક ક્ષાર તૈયાર કરે છે. આ ક્ષારમાં સોડા (પાપડખાર), પોટાશ વગેરે કેટલાંય તત્ત્વો પુષ્કળ પ્રમાણમાં હોય છે. રસોઈમાં આ ક્ષાર વાપરવામાં આવતાં એથી આવતી મીઠાશ પહેલે દિવસે તો આપણને પસંદ નહીં આવે, પરંતુ એક વખત એને માફકસર બનાવતાં આવડી ગયું કે પછી એ 'મીઠાશ'નો ચટકો જ લાગે છે.

એપ્રિલ, '૩૮

# ૪૪. તેજપુર

છેલ્લાં સો-દોઢસો વરસનો આપણા રાષ્ટ્રનો ઇતિહાસ જોઈએ છીએ ત્યારે આપણને ભારે નવાઈ લાગે છે. આપણે એકબીજાની સાથે અંદર અંદર શી રીતે વર્તવું જોઈએ એ આપણે શોધી શક્યા નહીં, તેથી આપણે પોતાનું રાજ્ય ગુમાવી બેઠા અને પરદેશીઓને આપણી ઉપર રાજ કરવા દીધું, એ વાત સાચી છે. પણ આપણે એકબીજા સાથે શી રીતે વર્તવું એ આપણને ન આવડયું તેથી આપણે શી રીતે જીવવું એ પણ ન સમજીએ એ કેવું? શું ખાવું, શું પીવું એ વિશે આયુર્વેદી તેમ જ યુનાની વૈદકે અનેક શોધો કરીને નક્કી કર્યું હતું. પણ આપણે તે જોવાનુંય છોડી દીધું અને તે પર વિશ્વાસ રાખવાનુંય છોડી દીધું. પછી એ ક્ષેત્રમાં પ્રયોગ કરવાનું તો ક્યાંય રહ્યું. માંદા પડીએ અને ડૉક્ટર કહે કે બાર્લી-વૉટર લો, એટલે આપણે દોડયા ગમે તેટલા પૈસા ખર્ચીને જૂની વાસી બાર્લીના રૂપાળા ડબ્બા ખરીદવા!

આપણાં હવા ખાવાનાં સ્થળો પણ આપણે નક્કી કરેલાં નથી. આજે હિંદુસ્તાનમાં ગમે તે ઠેકાણે જઈને જુઓ. હવા ખાવાનાં સ્થળો ગોરાઓએ આપણને નક્કી કરી આપેલાં જણાશે. તદ્દન ઠંડા પ્રદેશમાં જઈને રહેવાનું આપણા લોકોને અગાઉ માફક આવતું નહીં. હવે અંગ્રેજોએ આપણને બતાવતાંવેંત આપણે માથેરાન, મહાબળેશ્વર, રાંચી, શિલૉંગ, દાર્જિલિંગ, કાલિમ્પોંગ, આલમોડા, નૈનીતાલ, મસૂરી, સિમલા, મરી, આબુ, પંચમઢી, ઊટી, કોડાઈ કેનાલ વગેરે સ્થળોએ દોડતા થયા છીએ. આમાં આરોગ્યસાધનાનો ઉદ્દેશ કેટલો હોય છે અને સરકારી અમલદારોના વિલાસી જીવનમાં જોડાઈને પ્રતિષ્ઠા વેચાતી લેવાનો ઉદ્દેશ કેટલો હોય છે એ સવાલ કોરે મૂકીએ. પણ ગરમીના દિવસોમાં ઠંડી હવાના પ્રદેશમાં રહેવા જઈને તંદુરસ્તીનું સંવર્ધન કરવું, એ વાતનું મહત્ત્વ અંગ્રેજોને લીધે જ આપણે વધુમાં વધુ ઓળખી શક્યા એમ કહી શકાય. અપવાદ તરીકે રાજારામ મહારાજ પોતાની તબિયત સુધારવા માટે સિંહગઢ પર જઈને રહેલા; વડોદરાના ગાયકવાડનાં કુટુંબીજનો ઉનાળામાં નવસારી જઈને રહેતાં; અને દિલ્હીના મોગલ બાદશાહો કાશ્મીર જતા — એના દાખલાઓ આપી શકાય ખરા. પણ આમજનતામાં હવાખોરીની રુચિ પેદા થઈ હતી એમ દેખાતું નથી.

પણ સવાલ એ છે કે, હવાખોરીનું મહત્ત્વ જેઓ સમજતા થયા છે તેઓ પોતાનાં હવા ખાવાનાં સ્થળો પોતે કેમ પસંદ ન કરે? શા માટે અંગ્રેજો જ બધું નક્કી કરી આપે? દરદીને સૂકી હવા મળે તો સારું, એ સૌ કોઈ સમજે

છે. પણ ડૉક્ટર વૉનલેસે મીરજ પસંદ કરીને ત્યાં વસાહત કરી ત્યાં સુધી મીરજ જઈને રહેવાનું આપણા લોકોને કદી સૂઝયું નહીં. નૈનીતાલનું સૌન્દર્ય સામાન્ય કોટિનું નથી. પણ તેની કલ્પના ગણ્યાગાંઠયા સાધુઓ બાદ કરતાં બીજા કોઈને કદી આવી નહીં. (સાધુઓ હિંદુસ્તાનનાં બધાં સૌંદર્યસ્થળો જાણે ખરા. પોતાના તપસ્વી જીવનને અનુકૂળ આવે એવાં સ્થાનો પસંદ કરીને તેમણે ત્યાં મંદિરો અને મઠો સ્થાપ્યાં. પણ એ લોકો એવા સ્વાર્થી કે સામાન્ય લોકો ત્યાં સુધી જઈને પોતાને ત્રાસ ન આપે એટલા માટે અવરજવરની રસ્તા વગેરેની સગવડો તેમણે કદી કોઈને કરવા દીધી નહીં.)

ઉત્તર હિંદુસ્તાન તરફના કેટલાક સાધુઓ કહે છે, "ગાય ભેંસ વગેરે ઢોર જેમ ઘર આગળ જ કોઢમાં બાંધેલાં હોય છે, તે જ પ્રમાણે ગૃહસ્થાશ્રમી દ્વિપાદ પશુઓ પોતપોતાના ઘરમાં અને ગામમાં બાંધેલાં હોય છે. અમે લોકો રહ્યા અનગારિક, અનિકેતન. અમે શું કામ બારે માસ આખો વખત એક ઠેકાણે બંધાઈ જઈને રહીએ? ઉનાળામાં અમે ઉત્તર કાશીમાં રહીશું; દશેરા પછી હૃષીકેશના હૂંફાળા પ્રદેશમાં સાધના કરીશું. દિવાળી અમે અમૃતસરમાં ઊજવીશું. જ્યાં જે ઋતુ અનુકૂળ હોય ત્યાં જઈને અમે રહેવાના." હિંદુસ્તાન આમારો છે એમ જો હૃદયથી અને જીવનથી કહેવું હોય તો બધા જ પ્રાંતોમાં ફરીને બધી જગ્યાઓનો આનંદ આપણે શા માટે ન માણીએ? રાજા પોતાના મહેલમાં જુદે જુદે સમયે જુદા જુદા ખંડોમાં નથી રહેતો શું? અખંડ હિંદુસ્તાન આમારો છે, એમ મોઢેથી કહેવાનું અને પોતાનું શહેર કે ગામડું કદી પણ છોડવાનું નહીં! એવી કૂપ-મંડૂક-વૃત્તિમાં શો સાર છે? પ્રભુએ ચાલવાને માટે પગ આપ્યા છે, દૂર સુધી જોવાને આંખો આપી છે, બોલવા માટે જીભ આપી છે, પ્રેમ કરવા હૃદય આપ્યું છે, તો પછી જુદા જુદા લોકોમાં રહી બધા સાથે ઐક્યનો અનુભવ કરવામાં શો વાંધો? દેશની માહિતી કેવળ છાપાં દ્વારા જ થાય એવું આળસ શા માટે સેવીએ?

માનવસંસ્કૃતિના આરંભકાળમાં માણસમાં પરિવ્રાજક વૃત્તિ, રખડુપણું સારી પેઠે હતું. નન્દ અને તેમના ગોવાળિયાઓ એક રહેઠાણનો કંટાળો આવતાં ગામ છોડીને બીજી અનુકૂળ જગ્યાએ જઈને વસતા. યાત્રા કે પ્રવાસ એ જીવનયાત્રાનું એક અતિ આવશ્યક અંગ હતું. આગળ જતાં જમીન ખેડવાની અને જમીનમાં ખાતર નાખીને તે ને તે જ જમીનમાંથી વરસો સુધી સારો પાક લેવાની ખેતીની કળા માણસે હસ્તગત કરી અને તે સ્થાવર બન્યો. સંસ્કૃતિનો વિકાસ થયો ખરો, પણ તે નિર્વીર્ય બની ગઈ. પોતાના પરાક્રમથી પોતાનું રક્ષણ કરવાનું માણસ ટાળવા લાગ્યો અને તેણે એક નોખો રક્ષક વર્ગ ઊભો કર્યો. આપણે નોખો ક્ષાત્ર વર્ણ નિર્માણ કર્યો અને સમાજમાં સડો દાખલ થયો.

હવે આ સ્થાવરપણું આપણે છોડી દેવું જોઈએ. સ્વતંત્રતાની હવા ખાવા માટે પણ કષ્ટ સહન કરવાની ટેવ અને સ્થાનાંતર કરવાનો શોખ આપણે કેળવવો

જોઈએ. ઘર છોડીને બહાર ન જનારાઓ વિશે એમ કહી શકાય કે, આવા લોકોની મુસાફરી રસોડાથી દીવાનખાના સુધી ચાલે છે. અને ક્યારેક જ્યારે પારણાથી ખાટલા સુધી અને ખાટલાથી હીંચકા સુધી તેઓ પ્રવાસ કરે છે ત્યારે તેમને પોતાને જ પોતાની જાત વિશે ભારે નવાઈ લાગે છે!

આપણા જ પ્રાંતના લોકોનો દાખલો લઈએ. પૂનાના લોકો ઉનાળાની મોસમ-માં બેલગામ જઈને રહે છે. મુંબઈના માથેરાન જાય છે. બહુ થયું તો પાંચગણી અને મહાબળેશ્વર. ડૉક્ટરો અને પેટંટ દવાઓને પૈસા આપવા કરતાં રેલવેને થોડા પૈસા આપીને અથવા સાઈકલને તસ્દી આપીને હવા ખાવા માટે માણસ આથી દૂર કેમ ન જાય? ક્યારેક આબુ તો ક્યારેક કાશ્મીર, ક્યારેક આસમ તો ક્યારેક સિલોન અથવા બ્રહ્મદેશનો પ્રવાસ આપણા લોકો કેમ ન ખેડે? દર વરસે ઉનાળામાં અને ચોમાસામાં દૂરના કોઈ પ્રાન્તમાં જઈ ત્યાં પૈસા મેળવવાનો ધંધો કેમ ન કરે? મારા ઓળખીતા મુંબઈના એક મુસલમાન ડૉક્ટર દર વરસે બે મહિના કાશ્મીર જઈને રહેતા અને સારી પેઠે કમાણી કરીને પાછા આવતા. યાત્રાએ જવું એટલે પૈસા ખર્ચ કરવા માટે જવું એમ શા માટે માનવું? આનંદની સાથે થોડાક પૈસા પણ જરૂર કમાઈ શકાય.

હવા ખાવા જવું એ જેટલું શરીરને માટે આવશ્યક છે તેટલું જ, બલ્કે તેથી વધારે, આવશ્યક મનને માટે છે. જો જીવનની અનુભૂતિ જ સંકુચિત હોય તો વિચાર પણ બંધિયાર અને સાંકડા જ રહેવાના. ઓછામાં ઓછું મહારાષ્ટ્રીય લોકોએ તો ખુલ્લી હવાનું સેવન કરવા માટે ઠેકઠેકાણે ફરવા જવાનો રિવાજ રાખવો જોઈએ. મોટા પ્રમાણ પર જો આપણે પ્રવાસ કરતા થઈશું તો ધીમે ધીમે લગ્નસંબંધ પણ દૂર દૂરના લોકો સાથે થવા માંડશે. જુદા જુદા સમાજમાં જો એકતાની ભાવના કેળવવી હોય તો કેવળ રાજકીય ઉપદેશ કરવાથી તે નહીં કેળવાય. એકબીજાનાં જીવન જો ઓતપ્રોત થાય તો જ એ ભાવના પેદા થશે અને આત્મીયતા કેળવાશે. આની શરૂઆત શી રીતે કરવી એમ ઘણા લોકો પૂછે છે. તેથી જ હવા ખાવાની ટેવથી અને સ્થાનથી તેની શરૂઆત કરવાનું સૂચવું છું.

વિચાર એવો રાખ્યો છે કે, અનેક દૃષ્ટિથી આકર્ષક લાગતાં જુદે જુદે ઠેકાણે આવેલાં હવા ખાવાનાં સ્થળોનાં વર્ણનો આપણા લોકો આગળ રજૂ કરવાં, જેથી કદાચ તેમને મુસાફરીનો શોખ લાગશે અને તેમના સ્વભાવમાં ઇષ્ટ ફેરફાર થશે.

*　　　*　　　*

આસમ પ્રાન્તમાં અંગ્રેજોએ પસંદ કરેલું હવા ખાવાનું સ્થળ શિલૉંગ છે. કુદરતના સૌંદર્યની દૃષ્ટિથી આ સ્થાન વિવિધતાવાળું તેમ જ અત્યંત રમણીય છે એમાં જરાય શંકા નથી. ગોરાઓને તો શિલૉંગ એટલે સ્કૉટલૅન્ડ જ લાગે છે. પણ આજે અહીં હું શિલૉંગનું વર્ણન નથી કરવા માગતો.

નદીના વિશાળ પટની ભવ્યતાનો વિચાર કરવો હોય તો આસમમાં આવેલાં સ્થળોમાંથી ગૌહાટી અને ડિબ્રુગઢનાં નામ જ પ્રથમ લેવાં પડે. ગૌહાટી પાસેની કામાક્ષા ટેકરી પરથી આસપાસનું જે દૃશ્ય નજરે પડે છે તે દુનિયામાં અજોડ છે એમ બિલાડીની જેમ દુનિયાભરમાં ફરનારા અંગ્રેજોએ પોતે ખુલ્લા દિલથી કબૂલ કરેલું છે.

ડિબ્રુગઢ આગળ બ્રહ્મપુત્રાના પાત્રની પહોળાઈ પાંચસાત માઈલ જેટલી છે એટલું કહીએ તો આ સ્થાનની વિશેષતા તરત ધ્યાનમાં આવશે. પણ આજે ગૌહાટી કે ડિબ્રુગઢનું વર્ણન પણ હું કરવા માગતો નથી. આજે તો અસમ પ્રાન્તના છેક ખૂણામાં આવેલા તેજપુરની ઓળખાણ મારે વાચકોને કરાવવી છે.

તેજપુર નામ સાંભળતાં જ એનો તેજસ્વિતાની સાથે કંઈક સંબંધ હશે એમ લાગે. પણ આ શહેરનું મૂળ નામ હતું શોણિતપુર. ત્યાંની જૂની ભાષામાં લોહીને તેજ કહે છે તે પરથી શોણિતપુરનું તેજપુર થયું.

ઈતિહાસ અને ભૂગોળ બંને દૃષ્ટિથી જોતાં આ શહેરનો સંબંધ ઉષા સાથે જઈ પહોંચે છે. વેદમાં પણ જેમનો ઉલ્લેખ છે તે પ્રહ્‌લાદના વંશના વિરોચન, બલિ, બાણાસુર વગેરે રાજાઓ અહીં જ રાજ્ય કરતા હશે. બાણાસુરની કન્યા ઉષાનું કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધ પર ચિત્ત ચોંટયું. અને તેણે ભારે યુક્તિથી દ્વારકાથી અનિરુદ્ધને ભગાડીને પોતાના મહેલમાં આણ્યો. બાણાસુરે તેને કેદ કર્યો. આખરે કૃષ્ણને પોતાની મોટી યાદવ સેના લઈને બાણાસુર સાથે યુદ્ધ કરવું પડયું. આ ઘનઘોર લોહિયાળા યુદ્ધને લીધે જ બાણાસુરની રાજધાનીનું શોણિતપુર નામ પડયું હોવું જોઈએ. કૃષ્ણના પ્રસિદ્ધ સેનાપતિ સાત્યકિએ આ યુદ્ધમાં ભારે પરાક્રમ કરી બતાવ્યું. બાણાસુરના જમણા ડાબા હાથ જેવા હજાર માંડલિક રાજાઓ હતા, તેમાંથી બે પર જ તેની સત્તા રહેવા દઈને શ્રીકૃષ્ણે તેને સજા કરી. આવી રીતે પશ્ચિમ કિનારા પરનો કુમાર અનિરુદ્ધ અને પૂર્વ તરફના પ્રાગજ્યોતિષની કુમારી ઉષા એ બેના લગ્નને લીધે હિંદુસ્તાનના બે છેડા ભેગા થયા.

આજે બ્રહ્મપુત્રાના જમણા એટલે ઉત્તર તરફના કિનારા પર જે નાની નાની ટેકરીઓ આવેલી છે તેમાંની એક પર ઉષાના મહેલના કે મંદિરના પ્રચંડ અવશેષો જોવા મળે છે.

સત્તાવીસ માઈલનો આ સાંકડો થતો અણિયાળો પ્રદેશ ઊંચું ઊંચું ઘાસ, વચમાં વચમાં ઝાડ અને તેમાં ફરનારાં જંગલી પશુઓથી એક વખત બહુ જ રમણીય દેખાતો હતો. અહીંના હાથીઓએ ભારતીય યુદ્ધમાં ભારે પરાક્રમ કરી બતાવ્યું હતું. પોતાના હાથીને કારણે ભગદત્ત રાજા તે કાળે બહુ જ જાણીતો હતો. નરકાસુરને મારી નાખ્યા પછી શ્રીકૃષ્ણે ભગદત્તને તેના બાપનું રાજ્ય સોંપ્યું હતું.

તેજપુરની ફરતી આવેલી ટેકરીઓ ઉપર ચઢીને ચારે બાજુનું દૃશ્ય જોવું એ જીવનનો એક અપૂર્વ લહાવો છે. વિશાલસ્રોતા બ્રહ્મપુત્રા નદી અનેક પ્રવાહો વડે રમત રમતી અને વચ્ચે વચ્ચે રેતીના ટાપુઓ બનાવતી વહે છે. તેના પાણી પર સૂરજ પોતાનાં કિરણ કેટકેટલી રીતે પ્રતિબિંબિત થઈ શકે છે તેના પ્રયોગ કરતો હોય છે. એ દૃશ્ય કોઈ અરસિક માણસને પણ ગાંડો બનાવી દેવા પૂરતું છે. અને આ નદીની સપાટી પરથી તેનાં બાળકોને પવનને પકડવા સારુ પોતપોતાના અંચલ ફેલાવીને દોડતાં જોઈએ છીએ ત્યારે તો છાતીમાં ગલગલિયાં થવા માંડે છે અને તેમની સાથે જાણે હરીફાઈમાં ન ઊતર્યા હોય એવી ધગશથી પક્ષીઓનાં ટોળાં મધ્ય આકાશમાં, અને વાદળાંનાં જૂથ માથા પર દોડવા માંડે છે ત્યારે તો આ ઉત્સવ શાનો છે એમ પૂછવાનું મન થાય છે. વાદળાં દોડવા માંડે છે ત્યારે દોડતાં દોડતાં ફાટી છિન્નભિન્ન થતાં તેમના કકડેકકડા થઈ જાય છે ત્યારે તે સવિશેષ શોભે છે અને તેમના એ હાલ જોઈને સૂર્યને હસવું આવે છે.

ધરતી પરના સુંદર દૃશ્ય પર વાદળાંની છાયા દોડવા માંડે છે ત્યારે ધરતીના રંગ કેવા સજીવ થાય છે! પણ એ જ છાયા જ્યારે કાટછાંટ કરીને સુવ્યવસ્થિત બનાવેલા ચાના બગીચાઓ પરથી પસાર થાય છે ત્યારે લીલો રંગ સજીવન થતાં તેમાં કેવાં મોજાં ઊઠે છે તે દૃશ્ય ઘણું જ પ્રેક્ષણીય હોય છે.

તેજપુરની પાસે એક નાનકડું તળાવ છે. તે જો વાંકુંચૂકું ન હોત તો આટલું સુંદર પણ ન દેખાત તેમ જ તેમાં કમળ પણ ન ખીલત. આસપાસના સુંદર રસ્તા સર્પાકારે વાંકાચૂકા તથા આમતેમ છૂટથી દોડતા હોય છે. તે ગમે ત્યાંથી નીકળીને ગમે તેમ દોડતા હોય, તેમનો એક છેડો રંગાપારા સ્ટેશન સાથે અને બીજો ઠેઠ ડિબ્રુગઢથી ગોઆલંદો સુધી સેંકડો માઈલનો પ્રવાસ કરનારી આગબોટોના અડ્ડા સાથે જોડાયેલો હોવાનો.

તેજપુરનો મોટા ભાગનો વેપાર આજે મારવાડી લોકોના હાથમાં હોય તો નવાઈ શી? જ્યારે આગગાડી પણ ન હતી અને અંગ્રેજોનું રાજ્ય પણ સ્થિર થયું ન હતું એવે સમયે હરબિલાસ અગ્રવાલ નામનો એક મારવાડી પોતાના ભાગ્યો-દયની શોધમાં અહીં આવ્યો હતો. તેણે અસમિયા કુટુંબ સાથે લગ્નસંબંધ પ્રસ્થાપિત કરવાનું સામાજિક પરાક્રમ કર્યું અને પછી ખૂબ પ્રતિષ્ઠા અને ખ્યાતિ મેળવી. એના કુટુંબના ચંદ્રકુમાર નામના એક માણસે અસમિયા સાહિત્યની નોંધપાત્ર સેવા કરી છે. બીજા એક જણે જયમતીની વાર્તાનું સિનેમા ચિત્ર તૈયાર કર્યું છે. (જયમતીને

આસમિયા ઈતિહાસની ઝાંસીવાલી લક્ષ્મીબાઈ કહી શકાય. એના પરાક્રમનાં સ્મ
ઈમારતો, તળાવો તેમ જ ગીતોના રૂપમાં આજે પણ ઠેકઠેકાણે જોવા મળે છે.

જાપાને જ્યારે છેલ્લા વિશ્વયુદ્ધ દરમ્યાન આસમની બાજુએથી હિંદુસ્તાન
હુમલો કરેલો ત્યારે અંગ્રેજો અને અમેરિકનોએ તેજપુર ફરતી વિમાનોની બહુ
છાવણી નાખેલી. આ વરસે એપ્રિલ માસમાં જ્યારે મેં એ પ્રાન્તમાં ત્રણ
વાડિયાંનો પ્રવાસ કર્યો, ત્યારે ત્યાં મને ઠેકઠેકાણે આકાશયાનોનાં ચળકતાં સ્મશ
જોવા મળેલાં. ચળકાટ મારતાં ઍલ્યુમિનિયમ ધાતુનાં વિમાનો જ્યાં જ્યાં
આવે ત્યાંથી તે ભેગાં કરીને તેમનો ઉપયોગ કરવાનો ઈજારો એક મારવા
રાખ્યો હતો. તેથી ડિબ્રુગઢ, જોહાટ, તેજપુર વગેરે સ્થળોએ તેમનાં હાડપિ
ભેગાં થયેલાં જોવા મળતાં. માણસનાં ને જાનવરોનાં મડદાં ભેગાં થાય છે
અસહ્ય દુર્ગંધને લીધે માથું ફાટી જાય છે. અહીં એવી કશી મુશ્કેલી નથી હ
સ્વચ્છ ચળકતાં વિમાનોની પાંસળીઓ, અંદરનાં આંતરડાં, વાંકાંચૂકાં હાડકાં,
ગયેલી પાંખો, અને ગોળીઓથી વિદ્ધ થયેલી તેમની કાયા જોઈને વિષાદયુક્ત
પડે છે. દેશદેશના ગરીબોનું લોહી ચૂસીને ભેગા કરેલા પૈસાની આકાશમાં
મારી ચલાવનારા સામ્રાજ્યના પરાક્રમના આ અવશેષો અસહાયપણે જમીન
ફેલાયેલા જોઈને જાતજાતની મિશ્ર ભાવનાઓ મનમાં પેદા થાય છે.

સૌંદર્યની દૃષ્ટિથી, સમૃદ્ધિની દૃષ્ટિથી, તેમ જ સામાજિક અને રાજ
મહત્ત્વની દૃષ્ટિથી તેજપુરનું મહત્ત્વ આપણા લોકોએ ઓળખવું જોઈએ. જે જી
સિદ્ધિને જોરે મારવાડના રેતાળ મુલકના વણિકવીરો દુનિયાના કોઈ પણ ભા
જાય છે, એ જીવનસિદ્ધિ જો કોઈ ને કોઈ રૂપે બધા હિંદવાસીઓ પોતાની
તો તેઓ પણ પરાક્રમ-સાધ્ય વૈભવ અને જીવન-સમૃદ્ધિ પ્રાપ્ત કરી શકશે. (
સ્તાનમાં તેજપુરો કાંઈ ઓછાં નથી. પણ તેમને ઓળખનારી દૃષ્ટિ અને
આમંત્રણ સ્વીકારનારાં હૃદયોની જ ઊણપ છે.

એક જ વાત ધ્યાનમાં રાખવી જોઈએ. જ્યાં જઈએ ત્યાંના થઈને ર
શીખવું જોઈએ. સ્થાનિક લોકોનો દ્રોહ કરીને તેમના પર વિજય મેળવીને તેમ
શલ્યની જેમ રહેવાની દુર્બુદ્ધિ આપણે ન રાખીએ. પોતાની ભાષાનું અને સંસ્કૃ
અભિમાન રાખીને જ્યાં ત્યાં અલ્સ્ટરો ઊભાં કરવાની દાનતથી કદી પણ ક
ન જવું જોઈએ. માનવહૃદય બધે એક જ છે. આપણી બંધુતાની બહાર કોઈ
માનવી જૂથ હોઈ શકે નહીં. એ શ્રદ્ધાથી હૃદયની અને સેવાની આપલે કરવ

# ૪૫. મણિપુરના દર્શને

મણિપુર કહેતાંની સાથે અર્જુન, ચિત્રાંગદા અને સ્ત્રિયા-રાજ્યનું સ્મરણ થાય છે અને એ પ્રાચીન કાળની કલ્પનાસૃષ્ટિમાંથી નીકળીને આધુનિક કાળમાં આવતાંવેંત જાપાનની મદદથી હિંદને સ્વતંત્ર કરવા મથનાર નેતાજી સુભાષચંદ્ર બસુનું સ્મરણ થાય છે. અને વચલો કાળ સાવ અંધારો છે એમ પણ નથી. ઈતિહાસનાં કેટલાંક દૃશ્યો વચમાં વચમાં ઝબૂકઝબૂક કરે જ છે. આવું એ મણિપુર જોવાની ઈચ્છા કોને ન થાય? અને જ્યારે મણિપુર જોવા માટે 'બહારના લોકો'ને ખાસ પરવાનગીની જરૂર હોય છે ને તે સહેજે મળતી નથી. એવી ખબર પડે એટલે તો એવી એ નગરી જોવાનું કુતૂહલ વધવાનું જ. સામાન્ય રીતે સ્ત્રીઓ પ્રત્યે ઉદાસીન રહેનાર માણસને પણ અવગુંઠનવતીનું રૂપ કેવું હશે એવી જો જિજ્ઞાસા થઈ શકે છે, તો જે નગરી સાથે કાવ્યમય સંસ્મરણો વણાયેલાં છે, એને વિશે તો પૂછવું જ શું?

જ્યારે અંગ્રેજોનું રાજ્ય હતું ને વિશેષ ઓળખાણ વગર જ હું આસામમાં ફરતો હતો ત્યારે એકબે વાર મણિપુર જવાની રજા મેળવવાના પ્રયાસો મેં કરેલા. મારા વતી કેટલાક વેપારીઓએ લખી જોયેલું, પણ રજા મળી નહીં.

અંતે (૧૯૪૦માં હશે) મણિપુર જવાની રજા આવી ગઈ. પણ જે ભાઈના હાથમાં તે આવી તેઓ, હું મણિપુર જવા ગૌહાટી સ્ટેશને ટ્રેનમાં બેઠો ત્યારે, ભૂલથી તે ઘેર જ રાખી મને સ્ટેશને વળાવવા આવ્યા! મેં તરત મણિપુરના પોલિટિકલ એજન્ટને ૧૫ રૂપિયાનો તાર કર્યો અને તારથી દીમાપુર સ્ટેશને રજા મંગાવી. એ આખો કિસ્સો મનને ઊંચુંનીચું કરનારો હતો. મળસકે દીમાપુર પહોંચતાંવેંત તારઘરમાં જઈ બિચારા બાબુને મેં ઉઠાડ્યા. એ કહે, 'કોઈ રજા આવી નથી.' મેં કહ્યું, 'નથી આવી તો આવશે. યંત્ર આગળ બેઠા રહો.' ભલા બાબુ તો બેઠા. પણ મણિપુર જવાની બસો (buses) કાંઈ બેસી રહે? એ તો ચાલવા જ માંડી. એક પછી એક કરતાં બધી બસો ચાલી ગઈ. પણ મારી ધીરજ ખૂટી નહીં. તેલનાં પીપ લઈ જનારી એક બસને મેં રોકી રાખી અને તારઘરમાં ઊભો જ રહ્યો. અંતે રજા આવી અને 'સ્નેહ'ના ભરપૂર ભંડાર સાથે હું મણિપુર જવા ઊપડ્યો.

રસ્તામાં જે રમણીય પ્રાકૃતિક દૃશ્ય જોયું તેટલા પરથી જ થયું કે મણિપુર જઈને કંઈ કામ થાય કે ન થાય, પણ આટલી મહેનતે કરેલી મુસાફરી તો અહીં જ લેખે લાગી. પ્રથમ અમુક ભાગ સુધી ઘેરા જંગલમાંથી અમારો રસ્તો જતો હોવાથી બે બાજુની શોભા નિહાળતા અમે ચાલ્યા. પછી તો પહાડોની ભુલભુલા-

મણીમાં પ્રવેશ કર્યો. જંગલો કેટલી અદ્‌ભુત શોભા ખીલવી શકે એનો ખ્યાલ તો મને હતો, છતાં અહીંની શોભા જોઈને તો હું આશ્ચર્યમુગ્ધ થયો. પછી આવ્યા પહાડો પરનાં ડાંગરનાં ખેતરોના ઘાટ. પગથિયે પગથિયે કરીને ઘાટ જેમ નદી તરફ દોડે છે, તેમ આ ઘાટખેતરો પોતાના પેટમાં માય તેટલું પાણી સંઘરી ખીણની તળેટી સુધી પહોંચે છે. કોઈએ આખી ખીણમાં અરીસાના ઘાટ બાંધ્યા હોય ને એમાં બની શકે તેટલા વળાંક સાધ્યા હોય એવું એ દૃશ્ય દેખાતું. અરીસાને 'આભલાં' કેમ કહે છે તેનો ખ્યાલ તે વખતે જ બરાબર આવ્યો. આભના પ્રકાશને પ્રતિબિંબિત કરનાર સુંવાળા પૃષ્ઠ ભાગને આભલાં જ કહેવાય ને! એક આભલામાં વધેલું પાણી બીજા આભલાભાં ઊતરતું જાય અને એના મોઢા ઉપર સૌમ્યસુંદર કરચલીઓ પાડતું જાય તે દૃશ્ય જોઈને આપણા મોં ઉપર પણ આહ્‌લાદની કરચલીઓ પડ્યા વગર રહેતી નથી.

વળાંક લેતાં લેતાં અમે કોહીમા પહોંચ્યા. ત્યાં નાગા જાતિના પહાડી લોકોનાં ટોળેટોળાં દેખાયાં. ઘણાખરાએ તો લટકતા ઘાસના ઘાઘરા પહેરેલા હતા. કેટલાકની પીઠ ઉપર એવા જ ઘાસના ઓવરકોટ હતા. વાંકા વળે ત્યારે ભીંજાયેલા મરઘા જેવા દેખાય. અમને ખ્યાલ નહીં કે થોડા જ વખતમાં આ કોહીમા યુદ્ધભૂમિ થશે.

સ્કૂલ-કૉલેજના વિદ્યાર્થીઓ દોરીની જાળીદાર થેલીમાં પોતાની ચોપડીઓ મૂકીને જતા હોય એવી જ રીતે નેતરની જાળીદાર તંગ કોથળીમાં કૂતરાંઓ ઘાલીને આ નાગા લોકોને, ઉજાણીનાં સ્વપ્નાં સેવતા જતા જોઈને મારા મનમાં જાતજાતના વિચારો આવ્યા: માછલીનાં જડબાંમાંથી સળિયો પરોવી, એના હાર બનાવી લઈ જનારા લોકો મેં પહેલવહેલા કારવાર તરફ જોયેલા. અનેક મરઘાંના પગ એકત્ર બાંધી એમને ઊંધે માથે લઈ જનારા માંસાહારી લોકો કોણે જોયા નથી? વાંસનાં પટારામાં બતકો ભરીને એનાં બનાવેલાં પારસલો સ્ટેશન ઉપર પડેલાં ઘણા લોકોએ જોયાં હશે. પછી આ કૂતરાંનું જ મને વિશેષ શા માટે લાગ્યું? એક તો આપણે ત્યાં કૂતરાનું માંસ કોઈ ખાતું નથી, અને બીજું હાથી, ઊંટ, ઘોડા, ગાય, બળદ અને કૂતરાં જેવાં પાળેલાં જાનવરો, જેમની પાસેથી આપણે કીમતી સેવાઓ લઈએ છીએ, તેમની જાતને અભયદાન આપવાની હિંદુ વૃત્તિ ઘવાય છે એ એની પાછળનું મુખ્ય કારણ હશે. કૂતરાં ખવાય છે એ કલ્પનાથી મારું મન વલોવાયું ખરું. શ્વપચ એટલે ચંડાળ, માણસ જાતિમાં સૌથી નીચલી ન્યાત, એમ ગીતાકાળથી મનાતું આવેલું છે. પણ આ ઘાટીલા શરીરવાળા અને ઉમદા સ્વભાવવાળા નાગા લોકો કોઈ હીન જાતિ છે એમ મનમાં આવતું જ નથી.

તે વખતે અમે સવારે સાતથી સાંજના સાત સુધી અખંડ મુસાફરી કરીને મણિપુર પહોંચ્યા હતા. માંસાહારી સમાજમાં મહેમાન રહેવું સહેલું ન હતું, એટલે અમે મારવાડી ધર્મશાળામાં ઉતારો રાખ્યો હતો અને મચ્છરદાનીની કૃપાથી જ સહી-સલામત પાછા આવ્યા હતા! હું ગયો હતો રાષ્ટ્રભાષા પ્રચારને અંગે. તે કામ તો

એકબે ભાષણો ને દસવીસ મુલાકાતો દ્વારા કરી લીધું. બાકીનો વખત ખૂબ રખડીને મણિપુર જોયું. મણિપુરના રાજા તરફથી ચાલતું મોટું મંદિર જોયું; થોડાંક ઐતિહાસિક સ્થાનો જોયાં; ગામડાની બહેનો જ જ્યાં જાતજાતની ચીજો વેચે છે એવાં બજારો જોયાં; ત્યાંનું પ્રખ્યાત વણાટકામ જોયું; કપડા પરની કળાયુક્ત ભાતોનાં વખાણ કર્યાં. અત્યંત મંજુલ રણકો કરનાર કાંસાના મંજીરા ખરીદી લીધા; રાત્રે એક પૌરાણિક નાટક જોઈ આવ્યા; અને પાછા ફર્યા. જતાં જેટલું સૃષ્ટિસૌન્દર્ય લૂંટયું હતું તેટલું જ પાછા વળતાં બે આંખે ધરાઈને પી લીધું અને મણિપુર જોવાની કૃતાર્થતા સંઘરી લીધી. એક વાત ભૂલી જાઉં છું. ત્યાંની પોસ્ટ ઑફિસ પાસેના એક નાનકડા હોજમાં એટલાં તો સરસ લાલ કમળ ખીલ્યાં હતાં કે એવડાં મોટાં પ્રસન્ન ને યૌવનમસ્ત કમળો મેં બીજે જોયાં નથી. હોજમાં માય નહીં એટલી એમની ભીડ હું કેમ જ ભૂલી શકું?

* * *

આ વખતે મણિપુર ગયો ત્યારે આસામના ગવર્નર શ્રી અકબર હૈદરીની ભલામણથી દરબારનો મહેમાન થઈ ગયો હતો. પણ મને સાનંદાશ્ચર્ય તો એનું થયું કે ત્યાંના દીવાન સાહેબથી માંડીને નાનામોટા બધા જ મારી આઠ વરસ પહેલાંની મુલાકાત હજી યાદ કરતા હતા, ને તે વેળા રાષ્ટ્રભાષાનાં જે બીજ મેં વાવ્યાં તેનાં મૂળિયાં આખા રાજ્યમાં કેટલાં ઊંડાં ફેલાયાં છે તેની વાત કરતા હતા. પોતે કરેલા કાર્ય વિશે મનમાં અભિમાન આણવાની મને ટેવ નથી, અને હવે તો મારી એવી ઉંમરે નથી; છતાં મારે કબૂલ કરવું જોઈએ કે જ્યાં ત્યાં મારી આઠ વરસ પરની બે દિવસની મુલાકાતનો ઉલ્લેખ સાંભળી મને સમાધાન થયું. ગાંધીજીનો સંદેશો આમ દેશને ખૂણેખૂણે પહોંચાડવાનું સદ્ભાગ્ય મને સાંપડયું છે અને ઠેરઠેર સારા સારા સજ્જનો તથા દેશસેવકો સાથે પરિચય થયો છે એ જીવનની એક કૃતાર્થતા છે.

આ વખતે મેં લોકોને એમ જ કહ્યું કે 'આઠ વરસ પહેલાંનો પાઠ તમે ઝીલી લીધો છે એટલે ગાંધીજીનો બતાવેલો બીજો અને છેલ્લો પાઠ તમારી આગળ રજૂ કરવા હું આવ્યો છું. હિંદુસ્તાનને એક ખૂણે તમે છો, બીજે ખૂણે કેરળ અને ત્રીજે ખૂણે કાશ્મીર. કાશ્મીરનો એક સુપુત્ર હિંદુસ્તાનનું રાજ્ય ચલાવે છે, કેરળના કેટલાયે મેનનો પોતાની બુદ્ધિશક્તિથી એમને મદદ કરે છે, તો મણિપુરના નિવાસીઓ એવી મહત્ત્વાકાંક્ષા કેમ ન સેવે કે અમે પણ કોક દિવસ દિલ્હી જઈને સ્વતંત્ર ભારતની અદ્વિતીય સેવા કરીશું? પણ તેમ કરવા માટે તમારે સ્વરાજની ભાષા હિંદુસ્તાની ઉત્તમ રીતે શીખવી જોઈએ. તેમાંયે જો ઉર્દૂ લિપિ સહેજસાજ જાણતા હશો તો તમારી પડોશમાં પૂર્વપાકિસ્તાન છે ત્યાં તમે ઓછોવત્તો પ્રવેશ પામી શકશો. પણ એકલી હિંદુસ્તાની તમારે માટે બસ નથી. તમારા અહીંના નિસર્ગરમણીય પહાડો ત્રણ મહાદેશ વચ્ચેની ગ્રંથિ જેવા છે. હિંદ દેશ, બ્રહ્મદેશ અને ચીન દેશ એ ત્રણે મહાદેશની ભાષાઓ શીખી લેશો તો ત્રણે દેશમાં ગાંધીજીના સિદ્ધાંતોના પ્રતિનિધિ તરીકે શાન્તિદૂતનું કાર્ય કરવા જઈ શકશો.'

આ વખતે અમે મણિપુર ગયા તે વાજતેગાજતે ગયા કહેવાય. હજી પણ રજા મેળવવાનો નિયમ તો ચાલુ છે, પણ આખી રાતની રેલવે મુસાફરીને અંતે જ્યારે સવારે અમે દીમાપુર પહોંચ્યા ત્યારે તારઘરની કોરી રજાને બદલે સ્ટેશન પર જ દીવાન સાહેબની પ્રેમળ આમંત્રણ-ચિઠ્ઠી મળી. નાસ્તોપાણી કરી લઈને ઊપડ્યા. હિંદુસ્તાનના પૂર્વ ભાગમાં સવાર વહેલી થાય છે. ચાર વાગ્યે તો જ્યાં ત્યાં સ્પષ્ટ પ્રકાશ થાય છે. ચારે કોર ઘેરાયેલું ધુમ્મસ પણ એ પ્રકાશને રોકી શકતું નથી. તેથી આગગાડીમાં જ અમે આસામની વનશ્રીની ઉજાણી શરૂ કરતા થયા હતા. ઊંચું ઊંચું ઘાસ પોતાનાં વયોવૃદ્ધ પુષ્પગુચ્છોથી નમતું હતું. નેતરનાં ટટાર પાંદડાં હવાને વીંધતાં હતાં. કેટલીક વેલીઓ મોટાં મોટાં ઝાડનાં થડની નગ્નતા ઢાંકતી હતી ને મોટા મોટા વેલા એક ઝાડથી બીજે ઝાડ પહોંચવા માટે રાંઢવાના પુલ તૈયાર કરી વાંદરાઓની કૃતજ્ઞતા મેળવતા હતા!

દીમાપુર છોડ્યું, ને રસ્તાની બંને બાજુ જાણે નાટકના પડદા ઊભા કર્યા હોય તેવી શોભા ફેલાવા માંડી. તસુપૂર જમીન પણ આંખને અલૂણી લાગતી ન હતી. જેમ જોતા જોઈએ તેમ વનશ્રીનું લાવણ્ય વધતું જ જતું હતું.

અમે આગળ વધ્યા અને પહાડો પણ પાસે પાસે આવી ભીડ કરીને અમારી સામે ઊભા થયા. અમે પર્વતભેદ શરૂ કર્યો. એમાં ભોમિયાનું કામ પહાડનાં ઝરણાં કરતાં હતાં. ખળખળ ખળખળ કરીને એ અમને રસ્તો સૂચવતાં હતાં. અહીંના પહાડની ખૂબી એવી છે કે કેટલેક સ્થળે તે સીધી દીવાલ ઊભી હોય એમ એકદમ રસ્તામાં નીચેથી ઉપર સુધી બિહામણો પહેરો ભરે છે; ને જાતજાતનાં ઝાડ એ પહાડને એવી તો ખૂબીથી વળગે છે કે જાણે મહારાષ્ટ્રના માવળા દોરડું પકડીને કિલ્લાની દીવાલ સર કરતા ન હોય! આગળ જતાં અમે એવાં પણ સ્થાન જોયાં કે જ્યાં એ પહાડી ઝાડોનું પણ કશું ચાલ્યું નહીં. ને અમુક ભાગ જે સાવ વૃક્ષવિહોણો દેખાતો હતો એને પોતાની લાજ ઢાંકવા માટે બિચારા ઘાસની મદદ લેવી પડતી હતી.

પહાડ વચ્ચેના વળાંકવાળા રસ્તાની ખૂબી એ હોય છે કે બેચાર માઈલ ગયા કે એક આખી દુનિયા પાછળ રહી જાય છે અને નવી જ દુનિયા નજર આગળ છતી થાય છે. આપણને એમ જ લાગે છે કે જાણે રામાયણ કોરે મૂકી આપણે મહાભારત વાંચવાનું શરૂ કર્યું છે!

આ વખતનું કોહીમા યુદ્ધોત્તર કોહીમા હતું. જ્યાં ત્યાં યુદ્ધમાં 'કામ આવેલા' વીરોની કબર પરના શિલાલેખો જોવાને મળ્યા. મુસાફરીમાં અમારી સાથે ગુરુંગ કરીને એક સેનાની હતા. એમણે, પોતે કોહીમામાં કેમ ફસાયા હતા અને જાપાની ઘેરામાંથી બહાદુરીભરી યુક્તિથી કેમ છટકી શક્યા હતા એનું વર્ણન કર્યું. કોહીમા પર અમે કલાકેક વિસામો લીધો, પહાડી ફૂલોનું સ્વાગત સ્વીકાર્યું અને ઘમસાન યુદ્ધનાં જાત-જાતનાં ચિત્રો કલ્પનાથી નજર આગળ ખડાં કર્યાં. અહીં બૉમ્બ ફૂટે છે, પેલું એક વિમાન તમ્મર ખાઈ, બળતું બળતું નીચે ઊતરે છે, નાગા જાતિના પહાડી લોકો

અંગ્રેજોને તેમ જ જાપાનીઓને પક્ષપાતરહિત ધમકાવે છે, અને હિંદી સૈનિકો અશક્ય ગણાતાં શિખરો ઓળંગી જાપાનીઓને આશ્ચર્યચકિત કરે છે, એવાં એવાં કેટલાંયે દૃશ્યો મેં અંત:ચક્ષુથી જોયાં. કોહીમાનું યુદ્ધ ચાલતું હતું ત્યારે હું જેલમાં હતો અને એક વખતે આ પ્રદેશની યાત્રા કરેલી હોવાથી એ યુદ્ધનાં વર્ણનો મેં વધારે રસથી વાંચ્યાં હતાં.

કોહીમા છોડીને આગળ ચાલ્યા અને આખું દૃશ્ય બદલાયું. લાખેક વરસ પહેલાં અનેક જવાળામુખીઓ ફાટીને આ પહાડો બનેલા હોવા જોઈએ. તેથી જ્યાં જ્યાં માટી ખરી પડેલી હોય છે ત્યાં ત્યાં પથ્થરનાં ત્રાંસાં પડો, એની કરચલીઓ અને એના વળાંક, સામાન્ય માણસના ભેજામાં પણ ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિ જગાડતા હતા.

પણ જ્યારે જોઈજોઈને આંખનો સ્વાદ ભાંગી જાય છે ત્યારે વાણી પણ કુંઠિત થાય છે.

અમે આગળ ચાલ્યા અને અમારી આગળ ઘાટ-ખેતરો પથરાયાં. આઠ વરસ પહેલાં જ્યાં મેં પગથિયે પગથિયે પાણીનાં આભલાં જોયાં હતાં ત્યાં આ વખતે શરદ-ઋતુની યૌવનશ્રીએ લીલા સોનાની સમૃદ્ધિ પાથરી હતી. અને એની છટાઓ પણ કેટલી! જાણે વાલ્મીકિની જ પ્રતિભા! ઘડીકમાં લાગતું કે વાલ્મીકિ અધૂરો પડવાથી અહીંની સમૃદ્ધિએ ભવભૂતિ પાસેથી દીક્ષા લીધી છે, અને ઘડીકમાં લાગતું કે એમની તાજગી તો રવીન્દ્રનાથની જ છે. અમારી મોટર સૌમ્ય ગતિએ દોડતી હતી અને મારી ઘેરાયેલી આંખો હાથમાંના છાપા ઉપર વિસામો લેવાનો વિચાર કરતી હતી, એટલામાં મારું સદ્ભાગ્ય જાગ્યું. એણે મને હચમચાવ્યો અને કહ્યું: 'બહાર જુઓ તો ખરા—આ "પૂજા અંક" નાસી નથી જવાનો!' હું ઝબક્યો ને મેં ડાબી બાજુ બહાર જોયું. એ દૃશ્ય હું આખા જન્મારામાં ન ભૂલી શકું. ડાબી બાજુ એક મોટી પહોળી ખીણ પોતાનો પહોળો પડિયો માઈલો સુધી ફેલાવી રહી છે અને એની અંદર, એક મોટી ટેકરીના કપાળ પર . . .

પણ મારાથી સહેવાયું નહીં. હું બોલી ઊઠ્યો: 'સરોજ, સરોજ! જો પેલું પહાડ પરનું આડું પથરાયેલું ઇન્દ્રધનુષ્ય! અહાહા શી મજા!' સહાનુભૂતિ ખીલવવા મેં સરોજના મોં તરફ જોયું. એનો ચહેરો એક ક્ષણમાં કમળ જેવો ખીલી ઊઠ્યો. શબ્દોને અભાવે એ પણ ગૂંગળાઈ હતી. ઇન્દ્રધનુષ્ય તો આકાશમાં જ હોય, કોક વખતે એનો છેડો જમીનને અડી જાય છે એ ખરું; પણ આખું ઇન્દ્રધનુષ્ય જમીન પર ઊતરેલું મેં એક જ વાર હિમાલયની મુસાફરીમાં જોયું હતું. અહીં આ ટેકરી પર ઇન્દ્રધનુષ્યનો એક કકડો જ દેખાતો હતો. પણ શી એની રમણીય ભવ્યતા! સાતેસાત રંગ ખીલી ઊઠ્યા હતા, અને લીલો રંગ તો ભડક પીરોજી થયો હતો. ધનુષ્ય એટલું બધું પહોળું હતું કે મને મહાદેવના કપાળ પરના ત્રિપુંડ્રની જ કલ્પના સૂઝી. 'સપ્ત-રંગી ઇન્દ્રધનુષ્યને ભસ્મના પટ્ટા સાથે સરખાવનાર અરસિક કવિ

અપ-તરંગી જ હોવો જોઈએ! એમ નહીં તો એને એવી હીનોપમા ન સૂઝે' એમ વાચકોને થશે. પણ મારો ઇલાજ નથી. એ વિશાળ ખીણ વચ્ચે પ્રતિષ્ઠિતપણે બેઠેલો પેલો મહાકાય પહાડ મહાદેવની કરતાં ઊતરતી ઉપમા સહન જ ન કરે. અને એક વાર એને મહાદેવ તરીકે સ્વીકાર્યા પછી એના કપાળ પરના પટ્ટા ત્રિપુંડ્ર જેવા જ લાગે ને?

એવું દૃશ્ય ઠરીઠામ જોવાને મળે તો તૃપ્તિ ભલે વધે, પણ એનું કાવ્ય ઓછું જ થવાનું. વચમાં વચમાં દોડતી મોટર આગળ ઝાડો આવતાં, ઘડીકમાં વળાંક બદલાતો, પણ આ પહાડ મહાદેવે પ્રસન્ન થઈ અમને ત્રણ વાર દર્શન દીધાં ને વરદ વાણીએ કહ્યું: तदेव मे रूपम् अिदम् प्रपश्य।

આ કેફમાંથી ઊતરતાં અમને ઠીક ઠીક વાર લાગી. પણ અમારે માટે બીજો કેફ તૈયાર જ હતો. જેમ આગળ વધ્યા તેમ કૃષિસમૃદ્ધિ વધતી જ ચાલી. મેં માઈલોના માઈલો સુધી ફેલાયેલાં શસ્ય-શ્યામલ અને ધાન્ય-પીતલ ખેતરો બંગાળમાં જોયાં છે, ઓરિસામાં પણ જોયાં છે; પણ અહીં તો પહાડ પર ઉપર નીચે, આમ-તેમ, અનેક ખૂણે ગોઠવાયેલાં ખેતરોના ઘાટ દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી વિસ્તરેલા જોઈ હું ધન્ય ધન્ય થઈ ગયો. ('ધન્ય' અને 'ધાન્ય' શબ્દ વચ્ચે કાંઈ સંબંધ હશે ખરો?) હું નથી માનતો કે આટલું બધું સોનું પથરાયેલું બીજે ક્યાંય જોવાને મળી શકે. શારદાની આ વિભૂતિ પણ હું કોઈ કાળે ભૂલી ન શકું. એક ઠેકાણે એક નાનકડું ગોળ રૂપાળું તળાવ ખેતરો વચ્ચે સપડાયું હતું. સોનાની વીંટીમાં હીરો બેસાડ્યો હોય તેવું, જરાક ચળકીને એ દૂર થયું. એટલે આભલાની જે ઊણપ આ વખતે હતી તે પણ દૂર થઈ.

આમ કોહીમાથી માઓ સુધી અને એથીયે આગળ, પહાડી ઘાટખેતી જોતા જોતા અમે આગળ ચાલ્યા. એટલામાં એક મોટો વળાંક આવ્યો અને આખું દૃશ્ય બદલાયું. એક મોટી નદી બે પહાડ વચ્ચેની સાંકડી ખીણની તળેટીમાં પોતાને માટે માર્ગ કાઢતાં ફાવી હતી, એના વળાંક જોવા જેવા હતા. નદી એટલે નિમ્નગા તો ખરી જ, પણ સાથે સાથે વક્રગા પણ હોય છે. એનો પ્રવાહ ઘડીમાં આ બાજુના કાંઠાને ઘસી જાય છે, ઘડીકમાં પેલી બાજુના કાંઠાને. આમ જાતજાતના નાગમોડી વળાંક લેતી લેતી એ પોતાનું પાત્ર પહોળું કરતી જાય છે. આમ કરતાં જે ઝાડનાં મૂળિયાં ઢીલાં થઈ જાય તે ઝાડના ભોગ પણ લે છે. વચમાં પથરા આવી જાય ત્યારે સ્ત્રીની ચીવટથી એના ઉપર વરસો સુધી પોતાનું માથું અફાળતી જાય અને અંતે એ પથ્થરને હડસેલીને વશ કરે ત્યારે જ છોડે! પથ્થર જો માર્ગમાંથી ખસે નહીં તો યથા કાળે એના ચૂરા જ થઈ જવાના!

જ્યારે આવી સો-સવાસો માઈલની પહાડી મુસાફરી પૂરી કર્યા પછી સીધા રસ્તા આવ્યા ત્યારે અમને હા . . . શ થઈ. જાણે કોઈ કાળે સીધા રસ્તા જોયા જ ન હતા એટલા આરામથી અમે બાકીની મુસાફરી માણી અને મુકામે પહોંચી ગયા.

સ્વાગતમાં હિંદુસ્તાનની અનેક ઠેકાણેની ખાસિયત અહીં પણ જોવાને મળી. રાષ્ટ્રભાષાપ્રચારને અંગે તો બે સમિતિઓ છે જ. એ ઉપરાંત ત્યાં પ્રજાકીય કૉંગ્રેસો પણ બે છે! પ્રયત્ન કરતાં છતાં એ બે કૉંગ્રેસ વચ્ચેના સિદ્ધાન્તોનો ભેદ હું સમજી શક્યો નહીં. કોકે કહ્યું કે એક કૉંગ્રેસને રાજ્યનું પીઠબળ છે અને બીજીને કેન્દ્રનું. બન્નેના અધ્યક્ષોનાં નામોથી જ બે કૉંગ્રેસનો ભેદ વરતાય છે.

પ્રથમ ત્યાંના અર્થમંત્રી મળ્યા. પછી દીવાન સાહેબ પ્રિયવ્રતજી આવ્યા. એ મણિપુરના રાજાના નાના ભાઈ થાય છે અને ફોજી પરંપરામાં ઊછરેલા છે.

મણિપુરમાં હિંદુસ્તાની પ્રચારને અંગે મેં શું શું કર્યું તે અહીં લખતો નથી. 'આસામ રાયફલ્સ'ના ગુરખા લોકોએ સરસ સરસ નૃત્યો અમને બતાવ્યાં. દીવાન સાહેબે મણિપુરી નૃત્ય અને મણિપુરી નાટકના જે ઉત્તમ નમૂનાઓ અમારે માટે ગોઠવ્યા હતા, તેનું વર્ણન તો બીજા લેખમાં જ કર્યે છૂટકો. અને જેને માટે આઠ વરસ સુધી હું ઝંખતો હતો તે લોક્તાક અથવા સુવર્ણપાત્ર સરોવરનાં દર્શન આ વખતે કેમ થયાં તથા તેની આસપાસ વણાયેલી પ્રાચીન દંતકથાના અવશેષો અમે કેમ જોવા પામ્યા અને તેમ કરતાં આવતાં-જતાંની ૫૪ માઈલની જીપની મુસાફરીમાં હાડકાં કેમ વલોવાયાં, એનું વર્ણન તો ત્રીજા લેખમાં જ આપવું પડશે. ૧૩૩ માઈલની મુસાફરીનો આ પહેલો લેખ એ રસ્તાની પેઠે લંબાયો છે, એટલે વાચકોને ભલામણ કરીને જ અહીં પૂરું કરું છું કે અર્જુનની નજરે નહીં પણ આધુનિક ભારતીય દેશપ્રેમીની નજરે તેમણે મણિપુરની આસપાસ ગોઠવાયેલું પહાડોનું વિરાટ સંમેલન જોવા માટે જરૂર એક વાર જઈ આવવું; ઘેર બેઠાં મણિપુરી નૃત્યો જોવાનો સંતોષ નહીં માનવો. જે પ્રાકૃતિક ભવ્ય પરિસ્થિતિમાં મણિપુરી નૃત્યોનો સંભવ થયો તે ભૂમિનાં પણ દર્શન કરવાં જોઈએ. મોતી સાથે મોતીની છીપ પણ જોયેલી હોવી જોઈએ.

ડિસેમ્બર, ૧૯૪૮

## ૪૬. હિમાલયનું આકર્ષણ

મારો 'હિમાલયનો પ્રવાસ' વાંચીને સંતોષ બતાવનાર અને ઉત્સાહમાં આવનારા નવયુવકો ઘણા છે. પણ એ ઉત્સાહ ટકાવી મુસાફરીએ ઊપડનારાઓની સંખ્યા તેટલી નથી. તેમાંયે હિમાલયની ઉત્તરાખંડની યાત્રાએ ઊપડનારા કેટલા હશે? અને એ યાત્રાએ જઈ આવ્યા પછી એનું વર્ણન લખી કાઢવાનો ઉત્સાહ કોણે બતાવ્યો છે?

તેથી ત્રીસ-પાંત્રીસ વર્ષ પહેલાં કરેલા મારા પ્રવાસ પછી એ જ સ્થાને હમણાં જઈ આવેલા એક નવયુવકના પ્રવાસનું વર્ણન વાંચતાં મને આનંદ થાય એ સ્વાભાવિક છે.

પોતે કરેલી તીર્થયાત્રા હો કે જીવનયાત્રા હો એનું પાછું સ્મરણ કરાવનાર વસ્તુમાં સહેજે આત્મીયતા ઉત્પન્ન થાય છે. જે દેશમાં આપણે જઈ આવ્યા હોઈએ એ દેશમાં બીજા જઈ આવ્યા હોય તો સમાન અનુભૂતિને કારણે તે વ્યક્તિ પણ પરિચિત કે સંબંધી હોય એમ જ આપણને લાગવા માંડે છે.

આવો પહેલવહેલો સમૃદ્ધ અનુભવ મને કરાવ્યો હતો ભાઈ સુન્દરમે. દક્ષિણની યાત્રા મેં અનેક વાર કરી છે. કેવળ યાત્રાની દૃષ્ટિએ નહીં, કેવળ કુદરતની સુંદરતા અને ભવ્યતા નિહાળવાની જ દૃષ્ટિએ નહીં, પણ સમાજસેવાની દૃષ્ટિએ પણ મેં દક્ષિણની યાત્રા અનેક વાર કરી છે. અને તેથી જ શ્રી સુન્દરમ્‌નું ‘દક્ષિણાયન’ વાંચતાં મને અનેરો આનંદ મળ્યો હતો.

શ્રી સુન્દરમ્‌નું વ્યક્તિત્વ સંસ્કાર-સમૃદ્ધ છે. એમની ચોપડી વાંચતાં વિવિધ રસો જાગ્રત થઈને સંતોષ મેળવે છે.

ઉત્તરાખંડની યાત્રાનાં અનેકવિધ વર્ણનો વાંચવાને મળશે એવી આશા તૃપ્ત થવાનો એક સરસ પ્રસંગ મને સાંપડયો હતો. પણ સરકારની કઠોરતાએ વિઘ્ન આણ્યું. કરાંચીવાળા શ્રી ડુંગરશી ધરમશી સંપટે હિમાલયનો પ્રવાસ લખી કાઢી મારી પાસેથી એની પ્રસ્તાવના માગી હતી. એ બહાને એમના જેવા વ્યવહારકુશળ સૂક્ષ્મદર્શી સાહિત્યકાર જોડે હિમાલયનો માનસિક પ્રવાસ ફરી વાર કરતાં મને આનંદ આવત. પણ મારે જેલ જવું પડયું અને શ્રી સંપટની ચોપડી મારી પ્રસ્તાવના વગર પ્રગટ થઈ.

મારા અનેક સ્નેહીઓએ મને અનેક વાર ઉત્તરાખંડની એ યાત્રા ફરી વાર કરવાને માટે અને પોતાને મારી સાથે રાખવા માટે મને લલચાવ્યો છે. પણ હું એ બધાને કહું છું કે હિમાલયમાં ફરી વાર જાઉં તો પાછો આવીશ એવી મને ખાતરી નથી. સ્વરાજ્ય મેળવવાનો સંકલ્પ ઉત્કટ હતો એથી જ એક વાર પાછો આવી શકયો. હવે એ સ્વરાજ્ય સંકલ્પ એટલો જ ઉત્કટ હોવા છતાં પહેલાંની શક્તિ હવે રહી છે કે કેમ એ વિશે શંકા છે. અને એથીયે વિશેષ પોતાની સેવા-શક્તિની મર્યાદાનું જે ભાન તે વખતે ન હતું તે હવે ઠીક ઠીક વધ્યું છે; અને ઊંડું થયું છે. તેથી મારા વગર કાંઈ પણ અટકવાનું છે એમ હવે લાગતું નથી.

હિંદુસ્તાનની સંસ્કૃતિ અને હિંદુસ્તાનની ભાષાના પ્રચારનો વેગ મારા ઉપર જબરદસ્તપણે સવાર ન થયો હોત તો કયારનોય હું હિમાલય પહોંચી જઈ નિવૃત્તિ માણતો હોત.

યુવકોને જેમ હિમાલય પ્રેરણાદાયી ગુરુ છે તેમ થાકેલા આત્માઓને છેલ્લો વિશ્રામ આપનાર પિયર છે. આજે હિમાલયમાં જાઉં તો પાછા આવવા જેટલો કોઈ સમર્થ સંકલ્પ મારી પાસે નથી.

નિવૃત્તિ એટલે આળસ કે આરામનું જીવન એમ તો મેં કોઈ કાળે માન્યું

આપણો ધાર્મિક આદર્શ છે. અનેક લોકોના સંપર્કમાં આવવું, સંસ્થાઓ ઊભી કરવી, ચલાવવી, ભાંગી નાખવી અને નવા મંડાણ ઉપર નવી ચણી કાઢવી એ કડાકૂટ અમુક ઉંમર સુધી જ માણસને પોષક હોય છે. ત્યાર પછી अरतिर् जन-संसदि-વાળી વૃત્તિ વધવા માંડે છે. એવી સ્થિતિમાં ઉત્સાહભંજક થઈને સમાજમાં રહેવા કરતાં ઓછુંવધતું એકાંતનું જીવન ગાળવું અને એ સુરક્ષિત સ્થાનેથી સમાજની સેવા કરવી એ જ નિવૃત્તિનું સાચું દર્શન છે.

એ નિવૃત્તિ માટે તૈયાર થયેલા માણસને માટે હિમાલયનું આમંત્રણ આકર્ષક હોય જ. પણ એક વાર સ્વીકાર કર્યો તો પછી માણસ પાછો આવે નહીં.

હમણાં હમણાં હરિદ્વાર, દહેરાદૂન વગેરે ઠેકાણે જઈ આવ્યો છું. આસામની પહાડી ગ્રન્થિઓમાં ખૂબ રખડયો છું. કરસિયાંગ, દાર્જિલિંગ, કૅલિમ્પોંગ વગેરે સૌંદર્યધામો જોઈ આવ્યો છું. તેથી હિમાલયનું પ્રેમભર્યું આમંત્રણ કાને પડયું છે, પણ એ જ કારણે હવે સંતપુરુષોના ચૈતન્યધામ ઉત્તરાખંડ તરફ જવાની હિંમત થતી નથી.

જયાં જવાતું નથી ત્યાંનું વર્ણન કોઈને મોઢે સાંભળવાને મળે તોયે હૈયામાં આનંદની ઊર્મિ ઊછળે છે. આવી સ્થિતિમાં એક અજાણ્યા યુવકે પોતાની 'હિમાલયની ઝાંખી' હસ્તલિખિત રૂપમાં મારા ઉપર મોકલી દીધી. પ્રસ્તાવના લખવાનો તો મારો ઇજારો છે. એટલે એ ચોપડી જોયા વગર જ હા પાડી દીધી.

ભાઈ તુનારા ઊગતા લેખક છે. પ્રસ્તુત પ્રવાસવર્ણન એમની પહેલી જ કૃતિ છે. કસાયેલી કલમનું ઠરેલપણું એમની પાસે ભલે ન હોય પણ પોતાની શક્તિનું પહેલી જ વાર ભાન થતાં જે ઉત્સાહ અને આત્મવિશ્વાસ જાગે છે તે એમની શૈલીમાં જરૂર દેખાઈ આવે છે.

જે પ્રદેશમાં મેં પ્રવાસ કર્યો એ જ પ્રદેશમાં, મારી ચોપડી વાંચ્યા પછી લેખકે પ્રવાસ કરેલો હોવાથી એમને પણ મારા જેવો જ અનુભવ થાય એ અપરિહાર્ય હતું. દરેકની અનુભૂતિ મૌલિક હોવાથી દરેકનું વર્ણન મૌલિક હોવાનું જ. વર્ણનમાં કે કલ્પનાવિહારમાં બીજાનું અનુકરણ દેખાશે એ બીકે સ્વાભાવિક ઉદ્ગારો ટાળવા એમાં ડહાપણ નથી. દુનિયાભરના કવિઓએ સૂર્યોદય અને સૂર્યાસ્તનાં વર્ણનો લખ્યાં છે. એમાં સામ્ય ન દેખાય તો જ નવાઈ. બીજાઓએ શું શું લખ્યું છે તે જોઈને તેટલું જ ટાળીને કાંઈ નવું જ લખવાનો કોઈ ભાનપૂર્વક પ્રયત્ન કરે તો એનાં લખાણમાં એ કારણે જ કૃત્રિમતા અને અસ્વાભાવિકતા આવી જવાની. મૌલિકતા વસ્તુની અપૂર્વતામાં રહેલી નથી હોતી. પણ લખાણ જાત-અનુભવમાંથી અંતઃસ્ફૂર્તિમાંથી નીકળેલું હોય તો તેમાં સંપૂર્ણ મૌલિકતા છે એટલો વિશ્વાસ રાખવો જોઈએ.

લેખક એક ઠેકાણે કહે છે, "સૃષ્ટિસૌન્દર્ય અને માનવસૌન્દર્યનો દ્રષ્ટા ફક્ત હું જ!" હિમાલયના પહાડો, નદીઓ, બરફનાં ચોસલાંઓ અને વાદળો જોઈને

જેમ એ પ્રભાવિત થાય છે તેમ હિમાલયની લાવણ્યવતી બાળાઓ જોઈને પણ એ મોહિત થાય છે. પણ શુભસંસ્કારી હોઈ એમણે એ આકર્ષણ સંયમની લગામની અંદર જ રાખેલું છે. ખાસ કરીને સંન્યાસધર્મને પુષ્ટ ન બનાવે તેવી રસિકતામાં પડેલા 'સ્વામીજી'ના સહવાસમાં હોવા છતાં લેખક સંયમ જાળવી શકે છે એ વિશેષ છે.

ભારતીય સંસ્કૃતિના દર્શને ઊપડેલા નવયુવકોને પ્રથમારંભે જ ઋષિકુમાર અને મહંતજીનાં સ્વામીજીનાં દર્શન થાય એ દુ:ખની વાત છે, પણ એ બેને પોતાના પ્રવાસવર્ણનમાં સ્થાન આપવાનું લેખકને ઉચિત લાગ્યું એ ઉપરથી એમ જ કહેવું પડે છે કે આવો દોષ સમાજમાં વધવા લાગ્યો છે એટલું જ નહીં પણ આધુનિક 'સંસ્કૃતિ'ના સડામાંથી જે હિમાલય હજારો અને લાખો વર્ષથી બચી ગયો હતો તે, પ્રવાસની સગવડો વધતાં, નવી દુનિયાનાં હલકાં આકર્ષણોનો શિકાર થઈ પડયો છે. તે સાંભળી દુ:ખ થયા વગર રહેતું નથી. બાબા કાલીકમલીવાળાએ યાત્રીઓની સુખાકારી વધારી પરોપકાર કર્યો છે એ વિશે શંકા નથી. પણ ધાર્મિક તપશ્ચર્યાની સાધનાને એમણે સહેલી અને મેલી કરી નાખી એમ પણ એની સાથે કહેવું પડે છે. જ્યાં મોટરો પહોંચી છે, પોસ્ટ અને તાર-ઑફિસો ખૂલી છે, ગ્રામોફોન જ્યાં બરાડા પાડી શકે છે અને ઍરોપ્લેન પણ જ્યાં ઊતરી શકે છે એ સ્થાન તપોભૂમિ તરીકે કેમ ઓળખાય? હવે તો એ જગ્યાએ પાંચદસ હોટેલો ખોલવાનું બાકી છે. ચા-ઘરો પાસે મૂડી થઈ નથી, નહીં તો હોટેલોને સ્થપાતાં વાર નહીં લાગે. તેટલું થાય એટલે જમનોત્રી, ગંગોત્રી, કેદાર અને બદરીને ઠેકાણે ગુલ્મર્ગ, સિમલા, દાર્જિલિંગ અને નૈનીતાલ જેવાં વિલાસસ્થાનો જ હિમાલયનું વૈભવ ગણાવા લાગશે.

આશા એટલી જ છે કે માણસનું વિજ્ઞાન અને વિલાસિતા હિમાલયને પાદાક્રાંત કરે તે પહેલાં માણસની માણસાઈ જાગ્રત થશે અને માણસને 'જાગ્યા ત્યારથી સવાર' એ ન્યાયે પોતાનું આખું વલણ ફેરવવાનું સૂઝશે. જેમ છેલ્લું મહાયુદ્ધ હિંદુસ્તાનને કિનારે આવતાંની સાથે થોભી ગયું તેમ જે આધુનિક 'સંસ્કૃતિ'નો નશો હિમાલયને કિનારે અને એકબે ટોચે પહોંચતાંની સાથે ઓસરી જાય તો તે ઈશ્વરની મહાન કૃપા ગણાશે. હિમાલય હિમાલય જ રહેવો જોઈએ. જેમ હિમાલયની હવામાં શુદ્ધ ઓઝોન મળે છે તેમ હિમાલયના વાતાવરણમાં માણસજાતને આધ્યાત્મિક સંસ્કૃતિનો ઓઝોન મળતો રહેવો જોઈએ. વટલાયેલી દુનિયાને હિમાલય પાવન કરી શકે છે. હિમાલય જો વટલાય તો એને પાવન કરવા માટે કયા સ્થાને જઈશું? સહરાની મરુભૂમિમાં કે સમુદ્રને તળિયે?

જેમ લાગણીઓનું સ્થાન હૃદય મનાય છે, બુદ્ધિનું સ્થાન મસ્તિષ્ક ગણાય છે તેમ માનવજાતિના આત્માનું સ્થાન હિમાલય છે. માનવસંસ્કૃતિનો પ્રાણ જો કોઈ ઠેકાણે વિશેષરૂપે સ્ફુરતો હોય તો તે હિમાલયમાં છે. જ્યાં માનવો રહેતા નથી ત્યાં

માનવી સંસ્કૃતિનો પ્રાણ કેમ વસી શકે તેવી શંકા આણવાનું કારણ નથી. આપણી આંગળાની વીંટીનું ગુરુત્વમધ્ય વીંટીમાં નથી હોતું પણ વીંટીથી ઘેરાયેલા આકાશ અથવા મોકળાશની અંદર હોય છે, એવી જ રીતે માનવજાતના આદ્ય ઋષિમુનિઓએ જે સ્થાને ધ્યાન કર્યું અને આજના સર્વોત્તમ માનવ હિતચિંતકો અને મહાત્માઓ જે સ્થાને ધ્યાન ધરે છે તે હિમાલય જ માનવજાતિના આત્માનું મર્મ-સ્થળ ગણાવું જોઈએ.

હિમાલય અનેક નદીઓને જન્મ આપે છે. હિમાલયમાં બરફમાંથી ઓગળેલાં પાણી અનેક સ્રોતો દ્વારા વહે છે. તે નદીઓ અને એ સ્રોતો ગગનચુંબી વૃક્ષોનાં મહા અરણ્યોને પોષે છે. એ વૃક્ષો દ્વારા અને એ નદીઓનાં નીર દ્વારા માણસને વિવિધ સમૃદ્ધિ મળે છે. પણ જ્યાં હિમાલયનાં શિખરો આકાશ સાથે વાતો કરે છે ત્યાં નથી રહી શકતા મનુષ્યો, નથી ઊગી શકતાં મહાવૃક્ષો, વનસ્પતિઓ કે લતાઓ. ત્યાં નથી વહેતી નાની કે મોટી નદીઓ. ત્યાં તો હોય છે ફક્ત એકાંત. આકાશ કાં તો ધુમ્મસથી ઘેરાયેલું હોય અથવા સૂર્યકિરણોથી પ્રજ્વલિત થયેલું હોય. ત્યાં નથી હોતી સંસ્કૃતિ કે દુન્યવી સમૃદ્ધિ; ત્યાં નથી હોતી વિવિધતા અને નથી હોતી માનવોચિત કોઈ ચિંતા. ત્યાં હોય છે ફક્ત અનવરત ધ્યાન, મન વગરનું મનન અને શુદ્ધ ચૈતન્યનું પૃથ્વી ઉપર અવતરેલું સનાતન સ્ફુરણ.

એટલા માટે જ હિમાલય મહાદેવનું ધ્યાન-ધામ કહેવાયેલું છે. યોગીઓનો રાજા, તપસ્વીઓનો આદ્યગુરુ અને અનાસક્ત સાધક સિદ્ધોનો મૂળપુરુષ, ભગવાન મહાદેવ અહીં ધ્યાન કરવા ન બેસત તો હિમાલયની પુત્રી—પર્વતની સમૃદ્ધિ-રૂપિણી પાર્વતી પોતાનું જનહિતનું કાર્ય ઉત્સાહભેર કરી જ ન શકત. મહાદેવનું ધ્યાન જેટલું ઊંડું તેટલો જ अघटित-घटना-पटीयसी પાર્વતીનો લીલાવિસ્તાર વિશાળ અને સનાતન.

વિમાનમાં બેસી જો આકાશમાં પૂરતા ઊંચે જઈએ અને હિમાલય આખો ને આખો જોઈ શકીએ તો બરફથી ઢંકાયેલી એ ઊંચી પર્વતશ્રેણી મહાદેવના ભાલ પ્રદેશે બિરાજતી તૃતીયાની ચંદ્રલેખા જેવી જ લાગે. ફરક એટલો જ કે બન્ને બાજુ કોર પાતળી અણિયાળી હોવાને બદલે ગ્રીક અક્ષરોની પેઠે ગોળમટોળ દેખાશે.

જૂના લોકોએ હિમાલયના ઊભા પાંચ વિભાગ કર્યા છે. જો પેલી બાજુ માંધાતા અને આ બાજુ શિવાલિક જેવી હારમાળ ગણી લઈએ તો હિમાલયના ત્રણ કે ચાર આડા વિભાગ ગણી શકાય. હવે આકાશયાનની સગવડ થયા પછી અનુકૂળ સમયે ઉપરથી હિમાલયને અનેક વાર આડાઅવળા જોઈને એ દૃશ્ય પ્રમાણે હિમાલયના નવા જ વિભાગ બનાવી શકાય. કોઈ સાહસી હિમાલયપ્રેમી વ્યોમયાત્રીનું એ કામ છે. આજે તો હિંદુસ્તાન અને ચીન વચ્ચે લડાઈના સામાન-ની લે આણ કરનારા અમેરિકન વૈમાનિકો ઉત્તરપૂર્વ તરફના હિમાલયને 'ઊંટની ખૂંધ કે ઢેકા' સાથે સરખાવી એને 'The Great Hump' કહે છે.

આપણા દેશના લોકોએ હિમાલયનાં જે વર્ણનો કર્યાં છે તેને વિશે મને ભારે અસંતોષ રહેલો છે. મારાં વર્ણનો પણ એમાં અપવાદ નથી. આપણે કોઈ બગીચામાં ગયા હોઈએ અને અંદરનાં ફૂલોનાં વર્ણન કરતાં એટલું જ કહીએ કે જાતજાતનાં ફૂલો ત્યાં વિકસેલાં હતાં; તમામ રંગોનાં ફૂલો હતાં. એની સુગંધોથી હવા મહેકતી હતી કે મઘમઘતી હતી. ફૂલોની સુગંધોને કારણે ભેજામાં કેફ ચડતો હતો અને ફૂલો ઉપર નાચતાં પતંગિયાં વચ્ચે ભળીને પોતે પણ પતંગિયા થઈ જવાનું મન થતું હતું ઈત્યાદિ. તો તે વર્ણન સરસ ગણાય ખરું. પણ એ ઉપરથી એમ નહીં લાગે કે ફૂલો સાથે આપણો વ્યક્તિગત પરિચય છે. સાચા ફૂલપ્રેમી હોઈએ તો ગુલછડીનું વર્ણન નોખું જ કરીએ. ગુલાબનું વળી નોખું, નાજુક શરમાળ જાઈ જૂઈ ચમેલીનું વર્ણન જુદું અને આત્મવિશ્વાસી મોગરા અને ચંપાનું વર્ણન જુદું. રાતરાણીનું વર્ણન એવું તો થવું જોઈએ કે ઊંઘણશી માણસ પણ ઉન્મત્ત બની જાય અને વર્ણનની છટા પણ એવી ઝીણી હોય કે આંબાનો મોર, મેંદીની ફોરમ અને રાતરાણીનો ઊભરો ત્રણેની મહેકનો સૂક્ષ્મ ભેદ આબાદ પ્રગટ થવો જોઈએ. વધારે પડતા પાકેલા સફરજનની ગંધ અને લીલા ચંપાની ગંધ વચ્ચેનો ફરક જો વર્ણનોમાં પ્રગટ ન થાય તો આપણે વર્ણન શું કર્યું? એક ગંધ મંદ છે તો બીજી ઉન્માદક છે. બન્ને માટે એક જ પ્રકારના શબ્દો ન વપરાય.

હિમાલયની અસંખ્ય ખીણોનું પણ એમ જ છે. ભગીરથ રાજા ગંગા આણવા માટે હિમાલયમાં એક આખો જન્મારો રખડતો રહ્યો, એની આગળ જો કોઈ ખાસ ખીણનું વર્ણન કરો તો એ તરત કહી શકે, 'હા, હા, એ તો અમુક અમુક બે શિખરો વચ્ચેની ખીણનું જ વર્ણન છે.' ફોટો જોઈને જેમ તમે કહી શકો કે આ શેષનાગની ખીણ છે, આ તિસ્તા નદીની ખીણ છે, આ મંદાકિનીની છે, જ્યારે આ નંદાકિનીની છે; આ હરમુખ પર્વત છે, જ્યારે આ ગૌરીશંકર છે; આ નંદા દેવી છે અને આ નંદાકોટા છે; તેમ જ તમારાં વર્ણનો પરથી માણસે પારખી લેવું જોઈએ કે, વાત ક્યાંની ચાલે છે. ચંચળવૃત્તિ ધૂર્ત માણસના ચહેરાનું વૈયક્તિક વર્ણન જો આબાદ થઈ શકે છે તો આર્યવૃત્તિ શમપ્રધાન હિમાલયના વિધવિધ ચહેરાનું નોખું આબાદ વર્ણન આપણને કેમ ન મળે? ચંદ્ર પરના પહાડ, ખીણો અને સૂકા સાગરોનું વર્ણન જો આપણને વિગતવાર મળી શકે છે તો હિમાલયનાં શિખરો, ખીણો, સરોવરો, હિમનદીઓ અને જળનદીઓનાં આબેહૂબ વૈયક્તિક વર્ણનો આપણને કેમ ન મળે?

અને મહાદેવનો હિમાલય હંમેશાં એક જ રૂપ ધરીને બેસે છે એમ થોડું જ છે? હિમાલયમાં રેલસંકટો બે વાર આવે છે. ઉનાળામાં અને ચોમાસામાં. વાદળાંનાં તોફાન અને કરાનો મારો તો ગમે ત્યારે પોતાની લીલા દાખવી શકે છે. ગાંડા માણસની સ્મૃતિ જેમ ઘડીકમાં તાજી અને ઘડીકમાં ગૂંગળાયેલી થઈ જાય છે તેમ હિમાલયની હવા ઘડીકમાં સાફ અને ઘડીકમાં ધુમ્મસથી ઘેરાયેલી બને છે. કોક

કોક વાર હવામાં વિચિત્ર ફેરફારોને લીધે મેઘગર્જના જેવા અવાજ થવા લાગે છે. ઈન્દ્રધનુષો તો એટલાં બધાં વિવિધ રૂપો ધારણ કરે છે કે એ જોઈને જ અથવા જોવા માટે જ સ્વર્ગના ગાંધર્વો આ પ્રદેશમાં વસવાટ કરીને રહેતા હશે.

આ તો થયા નિરીક્ષકની નજરે અને કાને પડતા બનાવો. સૌન્દર્યપિપાસુ કવિઓ અને કળાકાર હિમાલયમાં શું નથી જોતા? અને એ કવિઓ જો કુદરતના હૃદયને પારખી શકતા હોય તો હિમાલયની નદીઓ અને ખીણો, તેના હિમભાગો અને વનસ્પતિઓ, પશુપક્ષીઓ અને ઘસાઈને ગોળમટોળ થયેલા પથ્થરો માણસ સાથે શી શી વાતો નથી કરતા! હિમાલય આપણી દુનિયાના પર્વતોમાં ઉંમરે ભલે સૌથી નાનો હોય છતાં એની પાસે લાખો વર્ષનો ઇતિહાસ નોંધેલો છે. એ ઇતિહાસ જ્યારે એ ખોલે અથવા બોલે ત્યારે એ સમજવાની શક્તિ આજે માનવીઓમાં કોની પાસે છે?

હિમાલયની પાર્થિવ સર્વે હજુ બરાબર થઈ નથી. ત્યાં હિમાલયની આત્મિક સર્વેની વાત જ ક્યાં કરવાની? એને માટે અનેક આત્મવીરોએ અને કવિહૃદયોએ સાધના કરી કરીને આધ્યાત્મિક ત્રિકોણમિતિનો આવિષ્કાર કરવો જોઈએ. એ ત્રિકોણમિતિ હાથ આવ્યા પછી હિમાલયનું ગૌરવ અને હિમાલયનું કાવ્ય, હિમાલયનું માહાત્મ્ય અને હિમાલયનું અધ્યાત્મ બધું જ ક્રમશઃ માણસને માટે પ્રગટ થશે.

એ બધું મેળવવા માટે પણ એ નગાધિરાજ હિમાલયની જ ઉપાસના અને પ્રાર્થના કરવી રહી!

૨–૯’–૪૬

## ૪૭. શ્રીનગરને રસ્તે

કુદરત હો કે પરમાત્મા, એમની પાસે કંજૂસાઈ નથી. જ્યાં દસ માગીએ છીએ ત્યાં તેઓ આપણને સો આપે છે. હું બદરીનારાયણની યાત્રા કરવાનો સંકલ્પ કરી નીકળેલો, તેમાં ગંગોત્રી અને જમનોત્રી ઉમેરાયાં. પણ એટલેથીય પત્યું નહીં.

જમનોત્રીથી અમે પાછા આવતા હતા. ચાર વાગ્યે એક ગામડામાં એક સુંદર ઝરણું અને આતિથ્યશીલ ઝાડ જોઈને ત્યાં જ મુકામ કરવાનું અમે નક્કી કર્યું. ઝરણાને કાંઠે બેસી તેના તાલમાં સાંજની પ્રાર્થના કરી, રાંધીને ખાધું અને પાસેના જ એક પર્ણમંડપમાં રાત્રે સૂઈ ગયા. ત્યાં બે સાધુઓનો મેળાપ થયો. એક જણ વૃદ્ધાસન વાળી બેઠો હતો અને બીજો પોતાની પાવડી ઉપર આધાર રાખી બેઠો હતો. સાધુઓ મળે ત્યારે યાત્રા સિવાય બીજી શાની વાત કરે? મેં મારી કરેલી યાત્રાઓ કહી. તેમણે પોતાની ગણાવી, અને વૃદ્ધાસનવાળાએ કહ્યું: ‘બેટા, અમરનાથ હો આયે હો?’ મેં કહ્યું: ‘ના જી.’ પછી એ સાધુએ કાશ્મીરમાં

આપણા દેશના લોકોએ હિમાલયનાં જે વર્ણનો કર્યાં છે તેને વિશે મને ભારે અસંતોષ રહેલો છે. મારાં વર્ણનો પણ એમાં અપવાદ નથી. આપણે કોઈ બગીચામાં ગયા હોઈએ અને અંદરનાં ફૂલોનાં વર્ણન કરતાં એટલું જ કહીએ કે જાતજાતનાં ફૂલો ત્યાં વિકસેલાં હતાં; તમામ રંગોનાં ફૂલો હતાં. એની સુગંધોથી હવા મહેકતી હતી કે મઘમઘતી હતી. ફૂલોની સુગંધોને કારણે ભેજામાં કેફ ચડતો હતો અને ફૂલો ઉપર નાચતાં પતંગિયાં વચ્ચે ભળીને પોતે પણ પતંગિયા થઈ જવાનું મન થતું હતું ઈત્યાદિ. તો તે વર્ણન સરસ ગણાય ખરું. પણ એ ઉપરથી એમ નહીં લાગે કે ફૂલો સાથે આપણો વ્યક્તિગત પરિચય છે. સાચા ફૂલપ્રેમી હોઈએ તો ગુલછડીનું વર્ણન નોખું જ કરીએ. ગુલાબનું વળી નોખું, નાજુક શરમાળ જાઈ જૂઈ ચમેલીનું વર્ણન જુદું અને આત્મવિશ્વાસી મોગરા અને ચંપાનું વર્ણન જુદું. રાતરાણીનું વર્ણન એવું તો થવું જોઈએ કે ઊંઘણશી માણસ પણ ઉન્મત્ત બની જાય અને વર્ણનની છટા પણ એવી ઝીણી હોય કે આંબાનો મોર, મેંદીની ફોરમ અને રાતરાણીનો ઊભરો ત્રણેની મહેકનો સૂક્ષ્મ ભેદ આબાદ પ્રગટ થવો જોઈએ. વધારે પડતા પાકેલા સફરજનની ગંધ અને લીલા ચંપાની ગંધ વચ્ચેનો ફરક જો વર્ણનોમાં પ્રગટ ન થાય તો આપણે વર્ણન શું કર્યું? એક ગંધ મંદ છે તો બીજી ઉન્માદક છે. બન્ને માટે એક જ પ્રકારના શબ્દો ન વપરાય.

હિમાલયની અસંખ્ય ખીણોનું પણ એમ જ છે. ભગીરથ રાજા ગંગા આણવા માટે હિમાલયમાં એક આખો જન્મારો રખડતો રહ્યો, એની આગળ જો કોઈ ખાસ ખીણનું વર્ણન કરો તો એ તરત કહી શકે, 'હા, હા, એ તો અમુક અમુક બે શિખરો વચ્ચેની ખીણનું જ વર્ણન છે.' ફોટો જોઈને જેમ તમે કહી શકો કે આ શેષનાગની ખીણ છે, આ તિસ્તા નદીની ખીણ છે, આ મંદાકિનીની છે, જ્યારે આ નંદાકિનીની છે; આ હરમુખ પર્વત છે, જ્યારે આ ગૌરીશંકર છે; આ નંદા દેવી છે અને આ નંદાકોટા છે; તેમ જ તમારાં વર્ણનો પરથી માણસે પારખી લેવું જોઈએ કે, વાત ક્યાંની ચાલે છે. ચંચળવૃત્તિ ધૂર્ત માણસના ચહેરાનું વૈયક્તિક વર્ણન જો આબાદ થઈ શકે છે તો આર્યવૃત્તિ શમપ્રધાન હિમાલયના વિધવિધ ચહેરાનું નોખું આબાદ વર્ણન આપણને કેમ ન મળે? ચંદ્ર પરના પહાડ, ખીણો અને સૂકા સાગરોનું વર્ણન જો આપણને વિગતવાર મળી શકે છે તો હિમાલયનાં શિખરો, ખીણો, સરોવરો, હિમનદીઓ અને જળનદીઓનાં આબેહૂબ વૈયક્તિક વર્ણનો આપણને કેમ ન મળે?

અને મહાદેવનો હિમાલય હંમેશાં એક જ રૂપ ધરીને બેસે છે એમ થોડું જ છે? હિમાલયમાં રેલસંકટો બે વાર આવે છે. ઉનાળામાં અને ચોમાસામાં. વાદળાંનાં તોફાન અને કરાનો મારો તો ગમે ત્યારે પોતાની લીલા દાખવી શકે છે. ગાંડા માણસની સ્મૃતિ જેમ ઘડીકમાં તાજી અને ઘડીકમાં ગૂંગળાયેલી થઈ જાય છે તેમ હિમાલયની હવા ઘડીકમાં સાફ અને ઘડીકમાં ધુમ્મસથી ઘેરાયેલી બને છે. કોક

કોક વાર હવામાં વિચિત્ર ફેરફારોને લીધે મેઘગર્જના જેવા અવાજ થવા લાગે છે. ઈન્દ્રધનુષો તો એટલાં બધાં વિવિધ રૂપો ધારણ કરે છે કે એ જોઈને જ અથવા જોવા માટે જ સ્વર્ગના ગાંધર્વો આ પ્રદેશમાં વસવાટ કરીને રહેતા હશે.

આ તો થયા નિરીક્ષકની નજરે અને કાને પડતા બનાવો. સૌન્દર્યપિપાસુ કવિઓ અને કળાકાર હિમાલયમાં શું નથી જોતા? અને એ કવિઓ જો કુદરતના હૃદયને પારખી શકતા હોય તો હિમાલયની નદીઓ અને ખીણો, તેના હિમભાગો અને વનસ્પતિઓ, પશુપક્ષીઓ અને ઘસાઈને ગોળમટોળ થયેલા પથ્થરો માણસ સાથે શી શી વાતો નથી કરતા! હિમાલય આપણી દુનિયાના પર્વતોમાં ઉંમરે ભલે સૌથી નાનો હોય છતાં એની પાસે લાખો વર્ષનો ઈતિહાસ નોંધેલો છે. એ ઈતિહાસ જ્યારે એ ખોલે અથવા બોલે ત્યારે એ સમજવાની શક્તિ આજે માનવીઓમાં કોની પાસે છે?

હિમાલયની પાર્થિવ સર્વે હજુ બરાબર થઈ નથી. ત્યાં હિમાલયની આત્મિક સર્વેની વાત જ ક્યાં કરવાની? એને માટે અનેક આત્મવીરોએ અને કવિહૃદયોએ સાધના કરી કરીને આધ્યાત્મિક ત્રિકોણમિતિનો આવિષ્કાર કરવો જોઈએ. એ ત્રિકોણમિતિ હાથ આવ્યા પછી હિમાલયનું ગૌરવ અને હિમાલયનું કાવ્ય, હિમાલયનું માહાત્મ્ય અને હિમાલયનું અધ્યાત્મ બધું જ ક્રમશઃ માણસને માટે પ્રગટ થશે.

એ બધું મેળવવા માટે પણ એ નગાધિરાજ હિમાલયની જ ઉપાસના અને પ્રાર્થના કરવી રહી!

૨-૯-'૪૬

## ૪૭. શ્રીનગરને રસ્તે

કુદરત હો કે પરમાત્મા, એમની પાસે કંજૂસાઈ નથી. જ્યાં દસ માગીએ છીએ ત્યાં તેઓ આપણને સો આપે છે. હું બદરીનારાયણની યાત્રા કરવાનો સંકલ્પ કરી નીકળેલો, તેમાં ગંગોત્રી અને જમનોત્રી ઉમેરાયાં. પણ એટલેથીય પત્યું નહીં.

જમનોત્રીથી અમે પાછા આવતા હતા. ચાર વાગ્યે એક ગામડામાં એક સુંદર ઝરણું અને આતિથ્યશીલ ઝાડ જોઈને ત્યાં જ મુકામ કરવાનું અમે નક્કી કર્યું. ઝરણાને કાંઠે બેસી તેના તાલમાં સાંજની પ્રાર્થના કરી, રાંધીને ખાધું અને પાસેના જ એક પર્ણમંડપમાં રાત્રે સૂઈ ગયા. ત્યાં બે સાધુઓનો મેળાપ થયો. એક જણ વૃદ્ધાસન વાળી બેઠો હતો અને બીજો પોતાની પાવડી ઉપર આધાર રાખી બેઠો હતો. સાધુઓ મળે ત્યારે યાત્રા સિવાય બીજી શાની વાત કરે? મેં મારી કરેલી યાત્રાઓ કહી. તેમણે પોતાની ગણાવી, અને વૃદ્ધાસનવાળાએ કહ્યું: 'બેટા, અમરનાથ હો આયે હો?' મેં કહ્યું: 'ના જી.' પછી એ સાધુએ કાશ્મીરમાં

બરફના પહાડમાં અમરનાથ કેટલું દૂર છે, ત્યાંની એક ગુફાના ખૂણામાં બરફનું જ એક સ્વયંભૂ લિંગ કેવી રીતે બને છે એનું વર્ણન કર્યું. અમાસને દિવસે લિંગ ઓગળી જાય છે અને પૂર્ણિમાને દિવસે ખૂબ મોટું થઈ જાય છે. ભગવાનકી લીલાકા પાર કિસને જાના હૈ? મેં કહ્યું: 'સત્ બચન.'

ત્યાર પછી સાધુએ કેટલીયે વાતો કરી, પણ મારું મન એ શિવલિંગનું માનસિક દર્શન કરવામાં જ ગિરફતાર થયું. ઉત્તરાખંડની યાત્રા પૂરી કરી અને તરત જ હું કાશ્મીર જવા નીકળ્યો. વચમાં લાહોરમાં કેટલાક વિદ્યાર્થીઓના આગ્રહથી એક દિવસ રોકાયો હતો. વિદ્યાર્થીઓ મેડિકલ કૉલેજના હોઈ બૂટસૂટ કૉલરથી વિભૂષિત હતા. અને હું એક ધોતિયું અને ખેસ એટલાનો જ આશ્રય કરી ફરતો હતો. તેમણે મને પૂછ્યું: 'તમે સંસ્કારી કપડાં કેમ નથી પહેરતા?' હસતાં હસતાં મેં જવાબ આપ્યો: "દરજીની કૃપા વડે સંસ્કારી બનવાની મારી ઈચ્છા નથી. આજે દુનિયામાં જંગલી લોકોને સંસ્કારી કરવાનું કામ દરજીઓના હાથમાં છે. 'ટેલર મેડ સિવિલિઝેશન'-ના તાપથી હું કંટાળ્યો છું." જ્યેષ્ઠ અષાઢના દિવસો હતા, છતાં લાહોરનો ઉનાળો અસહ્ય લાગતો; અને આ લોકો શર્ટ, જૅકેટ તથા કોટ પહેરીને અને પગમાં સૉક્સ તથા બૂટ પહેરીને ફરતા હતા!

રાવલપિંડીમાં અમે ટ્રેનની રજા લીધી અને શહેરમાં પ્રવેશ કર્યો. ત્યાં સાંભળ્યું કે શહેર બહાર તપોવન નામનો એક સુંદર બગીચો છે. ત્યાં સાધુઓ રહે છે. તપોવનનું નામ સાંભળી ત્યાં જવાને મન લલચાયું. ત્યાં દસવીસ સાધુઓ રહેતા હતા. દરવાજા પાસે જ લાંબી દાઢી અને મોટી શિખાવાળો એક શીખ એક મોટી શિલા પાસે બેસી ભાંગ ઘૂંટતો હતો. અમારો સામાન ધર્મશાળામાં રાખી અમે કૂવા પર નાહવા ગયા. કૂવાનું થાળું ખૂબ ઊંચું હતું અને થાળાની સાથે એવી કૂંડીની ગોઠવણ કરી હતી કે એની ખાળમાંથી નાહનારના માથા ઉપર પાણીની અર્ધચંદ્રાકાર ધારા પડતી. હું નાહી રહ્યો હોઈશ એટલામાં પેલો સાધુ એક ગ્લાસ ભરી મારે માટે ઠંડાઈ લઈ આવ્યો. 'બહોત અચ્છી હૈ. મીઠી હૈ. લીજિયે ભગવન્'. કરીને એ મને ઠંડાઈનો આગ્રહ કરવા લાગ્યો. એનું મોટું દુંદાળું પેટ, તેના ઉપર શોભતી દાઢી, હાથમાં ઠંડાઈનો ગ્લાસ અને માથાના કેશમાં ખોસેલી કાંસકી એવી એ મૂર્તિ હજી મારા ધ્યાનમાં છે. મેં નમ્રતાપૂર્વક કહ્યું: 'મુઝે માફ કીજિયે. મૈં ભાંગકો છૂતા નહીં હૂં. ઔર ચીની ભી ખાતા નહીં હૂં.' બિચારો સાધુ આટલી મહેનત ઉઠાવી બદામ, એલાયચી, ધાણા અને ખાંડ નાખી બનાવેલી ભાંગવાળી ઠંડાઈથી મારું આદરાતિથ્ય કરવા આવેલો. હું ના પાડીશ એવી એની કલ્પના પણ નહોતી. હાથમાં મીઠી ઠંડાઈ હોવા છતાં બિચારાની મુખમુદ્રા ખાટી થઈ. આખરે એને ત્યાં જમવાની હા પાડી મેં એને સંતોષ આપ્યો અને મારું નિત્યકર્મ પૂરું કર્યું. એ વચન પણ હું ન પાળી શક્યો. ભગત ઈશ્વરદાસ કરીને એક વકીલ ત્યાં આવ્યા હતા. વાતોમાં ઓળખાણ થતાં એમના આગ્રહને વશ થઈ એમની સાથે રાષ્ટ્રીય શિક્ષણની ચર્ચા

કરવા એમને ઘેર હું ગયો અને ત્યાં જ જમ્યો. બીજે દિવસે અમારી યાત્રા ખરી રીતે શરૂ થઈ. બધો સામાન મેં પીઠ ઉપર બાંધી લીધો અને રસ્તો પૂછતાં પૂછતાં અમે આગળ ચાલ્યા.

આ પ્રદેશમાં શીખ લોકોની વસ્તી ખૂબ છે. શીખ લોકોમાં સાધુઓ માટે વિશેષ આદર દેખાય છે. બપોરે અમે શીખ ધર્મશાળામાં જઈ પહોંચ્યા. ધર્મશાળા એટલે શીખ ધર્મપુસ્તક ગ્રંથસાહેબની પૂજાનું મંદિર. મંદિરમાં રેશમના કપડાથી ઢાંકેલા મોટા ગ્રંથસાહેબ હોય છે. એના પર માટી ન પડે એટલા માટે છત પાસે રેશમનો જ મોટો ચંદરવો તાણેલો હોય છે. મોટા ચંમર વતી એ ગ્રંથ સાફ રાખવામાં આવે છે. કોઈ ભક્ત આવે એટલે દક્ષિણા આપે અને ગ્રંથસાહેબમાંથી જે કેટલાક શબ્દો ગ્રંથી — ગ્રંથસાહેબની સારવાર રાખનાર ગોર કહીએ તો ચાલે — વાંચી બતાવે તે આદરથી સાંભળે. આપણાં મંદિરોમાં દક્ષિણાના બદલામાં ચરણામૃત ચાખવા મળે છે; શીખ મંદિરમાં ભક્તિથી ભરેલાં બેચાર વચનામૃત સાંભળવા મળે છે; અને પૂજાને વખતે જાઓ તો 'કણા સાહેબ' પણ મળે. 'કણા સાહેબ' એટલે પ્રસાદનો શીરો. એક ધર્મશાળામાં અમે ગયા એટલે ગ્રંથીનો દીકરો દોડતો દોડતો લોટો ભરી ગરમ પાણી લઈ આવ્યો ને મારા પગ ધોવા લાગ્યો. મેં કેટલીયે ના પાડી, પણ તેણે પોતાની જ હઠ ખરી કરી. ધર્મશાળામાંથી જ મને રોટી મળત, પણ મારી સાથે બુવા હતા તે તો ચુસ્ત દક્ષિણી બ્રાહ્મણ. તેઓ પંજાબીના હાથની રોટી ન જ ખાય. એટલે ગ્રંથી સાહેબ બુવા સાથે પાંચ દુકાને ભીખ માગવા તૈયાર થયા. આ પ્રદેશમાં આ એક વિશેષ રિવાજ છે. ધર્મશાળામાં સાધુ આવીને રહે એટલે ભિક્ષાને માટે ક્યાં જવું તે આ ગ્રંથીઓ સાથે આવીને બતાવે. ગામડાના બધા ગૃહસ્થો ઉપર એકસરખો જ ભાર પડે એવી રીતે ગ્રંથી આ બધું સાચવી શકે છે; અને સાધુઓ પણ આંટાફેરા ખાઈ રખડવાની તકલીફમાંથી બચી જાય છે. વીસ-પચીસ માઈલ ચાલી આવેલા સાધુઓ માટે આ કંઈ ઓછી રાહત નથી.

બીજે દિવસે અમે કુમરી અથવા મરી નામના એક સુંદર રમણીય એવા પહાડી શહેરમાં આવી પહોંચ્યા. મરી એ યુરોપિયન શહેર છે. રસ્તાઓ ઊંચાનીચા ને વાંકાચૂકા હોવાથી દરેક રસ્તાનું દૃશ્ય સ્વતંત્ર કાવ્યમય હોય છે. આસપાસની ટેકરીઓ ઉપર ચીડ અને દેવદારનાં વૃક્ષ, આકાશમાં આમતેમ દોડતાં રંગબેરંગી વાદળાંઓ, અને એમને પકડવા લાંબે સુધી પહોંચનારાં સૂર્યકિરણો, એ જ આ સ્થાનની વિશેષતા છે.

મરીમાં મેં એક સુંદર સગવડ જોઈ. ગાડારસ્તો શહેર પાસે આવે ત્યાં કાચની ફ્રેમમાં બેસાડેલો મરીનો નકશો હતો. આ નકશામાં મરીના રસ્તાઓ, મોટા મોટા બંગલાઓ, અને સાર્વજનિક સ્થાનો — જેવાં કે ડાકઘર, તારઘર, સફાખાના (દવાખાનું) — બધાં બતાવેલાં હોય છે. દરેક બંગલાનું સ્વતંત્ર નામ હોવાથી માણસની તથા પોસ્ટની સગવડ સારી રીતે સચવાય છે. મારે 'કાશ્મીર હાઉસ'માં જવું હતું.

નકશામાં રસ્તો જોઈ લીધો અને બરાબર એ બંગલો શોધી કાઢ્યો. સૂર્યાસ્ત વખતે ખાસ જોવાનાં પૉઈન્ટ્સ પણ હું ફરી આવ્યો. રાત્રે મારા યજમાને શીખ લોકોના નિત્યપાઠના પુસ્તક 'સુખમની'માંથી સરસ સરસ ભાગ વાંચી સંભળાવ્યા. બદલામાં મેં એમને તુકારામના અભંગ ગાઈ બતાવ્યા. બન્નેએ આનંદ કર્યો. રાત્રે ભોજનમાં પાંચદસ પ્રકારનાં અથાણાં પીરસેલાં જોઈ હું તો મૂંઝાયો. પંજાબી લોકો લગભગ દરેક શાક અને ફળનું અથાણું બનાવે છે – રીંગણાં, મૂળા, અંજીર, સફરજન, ખારેક, ગાજર દરેક વસ્તુનું.

બીજે દિવસે અમે પહાડ ઊતરવા લાગ્યા. રસ્તામાં લશ્કરી લોકોના તંબૂની હારો હતી. તે વટાવી આગળ ચાલ્યા અને કોહાળાપુલ આગળ આવી પહોંચ્યા. આ પુલ ઓળંગ્યા પછી જ આપણે કાશ્મીરની યાત્રા કરીએ છીએ એમ લાગે છે. એક તરફ ઊંચો પહાડ, બીજી બાજુ ઊંડી ખીણ, અને ખીણમાં ઘૂઘવતી નદી. કેટલેક ઠેકાણે નદીના પડખેના મોટા પથ્થર તોડી રસ્તો આગળ કાઢવામાં આવેલો હોય છે.

તે દિવસે બપોરે મારા ઉપર એક ભારે પ્રસંગ આવી પડ્યો. બેએક વાગવા આવ્યા હશે. તરસ ખૂબ લાગેલી. આસપાસ ક્યાંય પાણી જણાતું ન હતું, એટલામાં એક ખીણમાંથી ઠંડો પવન આવ્યો. મને થયું કે ત્યાં જરૂર જલાશય હશે. એ દિશામાં હું ચાલ્યો. બુવાને તરસ ન લાગેલી એટલે તેઓ રસ્તા પર જ રોકાયેલા. રસ્તો છોડી હું જંગલમાં પેઠો ત્યાં પહાડમાંથી ઝરતું એક સુંદર ઝરણું મેં જોયું. પાસે પથ્થરોની વાડ હતી અને તેના ઉપર એક શિલાની તકતી રાખેલી હતી. ઝરણાની આસપાસ ગંદકી ન થાય એટલા માટે મેં એ શિલાને ખૂણે બેસી પેશાબ કર્યો એટલામાં એક પહાડ જેવો જુવાન મુસલમાન ત્યાં આવ્યો. એના હાથમાં પરશુરામ જેવી કુહાડી હતી. મને જોઈ તે ખૂબ ગુસ્સે થયો, અને ક્રોધે ભરાઈ બોલ્યો કે 'અમારી નમાજ પઢવાની જગ્યા પર પેશાબ કરવા બેઠો? તને શરમ નથી આવતી? તમારી ધર્મશાળામાં (એટલે શીખ મંદિરોમાં, એણે મને શીખ સાધુ ધારેલો.) અમે પેશાબ કરીએ તો તમે સહન કરશો?' એ ક્રુદ્ધ માણસને શાંત કરવા જેટલી હિંદી ભાષા મને નહોતી આવડતી. આવા નિર્જન જંગલમાં ધાર્મિક ઝનૂનવાળા એક મુસલમાન સાથે પ્રસંગ આવી પડ્યો. મનમાં બીક તો લાગી, પણ બીજી જ ક્ષણે વિચાર આવ્યો કે જે સાધુવેશે ફરે છે તેને બીક શોભે નહીં. તેની ઉગામેલી કુહાડી જોઈને હું ધીમેથી એની આગળ જઈને ઊભો રહ્યો. મારી શાંતવૃત્તિ જોઈ એને અચંબો થયો. તેણે ધાર્યું હશે કે હું કાં તો નાસી જઈશ કે સામો લડવા તૈયાર થઈશ. નાસી જવાનું મને મન થાત તોપણ જંગલમાં ક્યાં જાત? પાછા જવાના રસ્તા પર તો એ ભાઈ પોતે જ ઊભા હતા! બેમાંથી મેં કાંઈ ન કર્યું એટલે એ વિસ્મિત થયો. એણે ઉગામેલો હાથ નીચે નમાવ્યો, છતાં ક્રોધથી કહ્યું: 'હવે તને અહીંથી હું જીવતો ન જવા દઉં.' મેં કહ્યું: 'તેથી તને શો લાભ

થશે? એક સાધુ દુનિયામાંથી ઓછો થશે! હું કંઈ તમારા દેશનો નથી. મેં જાણી-બૂજીને કંઈ આ સ્થાનનું અપમાન નથી કર્યું. નમાજ પઢવાનું સ્થાન હોય તો ભલા માણસ, આની આસપાસ તમારે વાડ કરવી જોઈએ.' મારું કહેવું એ કેટલું સમજ્યો તે એનો ખુદા જાણે. પણ એ કંઈક શાંત થયો. એણે કહ્યું: 'ઠીક થયું કે મેં જ તને જોયો. બીજો હોત તો મારી જ નાખત. હવે ભાગ અહીંથી.' મેં કહ્યું: 'એમ તો ન જાઉં; મને બરતન આપ, તો પાણી લાવી આ પથ્થર ધોઈ નાખું.' મારી આ ધર્મનિષ્ઠા જોઈ પેલો માણસ સાવ મોળો પડી ગયો. એણે મને એક માટલું આપ્યું. મેં બતાવાય તેટલી શ્રદ્ધા બતાવી ઝરણાના પાણીથી શિલા ધોઈ કાઢી, અને આ નિખાલસ મુસલમાનનું કૌતુક કરતો ત્યાંથી હું નીકળ્યો. આ માણસ આટલો ગુસ્સે થયો હતો, તોપણ એણે ગાળ ન કાઢી, અથવા કાઢી હોય તો હું સમજી ન શક્યો. પણ હું માનું છું કે એણે ગાળ કાઢી જ નહોતી. ખેર. પાણી પીધું અને હું બુવાને જઈ મળ્યો અને વિતસ્થા (જેલમ) નદીનું જળમંથન સાંભળતો સાંભળતો આગળ ચાલ્યો.

બીજે દિવસે ખૂબ વરસાદ પડ્યો. તે દિવસે મારા જીવનમાંનો એક અપૂર્વ અનુભવ મેં કર્યો. ગાડીરસ્તો ગોળ ગોળ જતો હોવાથી વચલી પગદંડી લેવાનું અમને મન થયું. વચલે રસ્તે મોટો ફેરો બચી જાય તેમ હતું. બુવા અને હું વાતો કરતા ચાલતા હતા. આદર્શ વીશી કેવી હોય એ વિષય પર ચર્ચા ચાલતી હતી. હું કહું, માણસ જેટલું ખાય તેટલા પૂરતા જ પૈસા આપે એ 'પ્લેટ સિસ્ટમ' મને પસંદ છે. બુવા કહે, આમાં તમારો ઝેરી વ્યક્તિવાદ ભરેલો છે. વીશીમાં એકસરખું રાંધેલું હોય, અને જે ત્રણ આના આપે તેને પેટ ભરીને ખાવાનું મળે એ પદ્ધતિ જ ઠીક છે. આ પદ્ધતિથી ગરીબ લોકોને અન્ન સાદું મળે છે, પણ પેટ પૂરતું મળે છે. તમારા જેવા ઓછું ખાનારા લોકોને ત્રણ આના વસૂલ કરાવતાં મુશ્કેલી પડે ખરી. પણ એમાં જ સામાજિક કલ્યાણ રહેલું છે. તમારી 'પ્લેટ સિસ્ટમ' દાખલ કરવા જઈએ તો ઘણા લોકોને અર્ધે પેટે રહેવું પડે. હું મારા વ્યક્તિવાદનો બચાવ કરવા જતો હતો, એટલામાં મારા પગ તળેની માટી ખસી ગઈ અને હું લથડીને ઘણા પથ્થરો સાથે આથડાતો અથડાતો ટેકરી નીચે આવી પડ્યો! વચમાં કાંટાળાં ઝાંખરાં ખૂબ હતાં. મારા બે હાથમાં બંધ કરેલી બે છત્રીઓ હતી તેનો આધાર લેવાનો મેં પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. ઊભી ટેકરીની એક આખી કોરાણ તૂટી પડી હતી. આવા 'લૅન્ડસ્લિપ્સ' આ પ્રદેશમાં ઘણા થાય છે. અહીંની ટેકરીઓ ખડકની નથી હોતી, પણ માટી અને મોટા ગોળ પથ્થરોની બનેલી હોય છે. વરસાદ પડે એટલે માટી પોચી પડી જાય છે અને એ અંદરના પથ્થરનો ભાર ન ઝીલી શકે એટલે 'લૅન્ડસ્લિપ્' થાય. ઘણા લોકો આવા 'લૅન્ડસ્લિપ્' તળે દબાઈ મરી જાય છે. કેટલીક વાર ગાડીઓ અને મોટરો પણ એના ઝપાટામાં ચગદાઈ જાય છે.

હું ટેકરીને મથાળે હતો તેથી જ દબાઈ કે મરી ગયો નહીં એ સ્પષ્ટ છે. બુવા તો મને પડતો જોઈ આભા જેવા જ બની ગયા હતા. એમને કશું જ સૂઝયું નહીં. મને આમ લગભગ પોણોસો ફૂટ નીચે પડતો જોઈ શું કરવું એનો ખ્યાલ કરે તે પહેલાં તો હું છેક તળિયે પહોંચી ગયેલો! ઝાંખરાના કાંટાના ઉઝરડા તો શરીર પર બધે દેખાતા હતા. પણ મને બહુ વાગ્યું નહીં. રસ્તા પર પથ્થર અને માટીના ઢગલામાં જ્યારે તેમણે મને ઊભો થયેલો જોયો ત્યારે તેમના જીવમાં જીવ આવ્યો; અને પછી તેઓ રોવા લાગ્યા! છેવટે મારે જ એમનું સાંત્વન કરવું પડ્યું! વીશી વીશીને ઠેકાણે રહી, ને બાકીનો આખો દિવસ કંઈ પણ વાતચીત કર્યા વિના આખે રસ્તે મૂંગા મૂંગા જ આગળ ચાલ્યે રાખ્યું.

'લૅન્ડસ્લિપ્'નો બીજો એક પ્રસંગ અહીં જ કહી દઉં એ ઠીક. એ કાશ્મીરના જ રસ્તા ઉપર એક દહાડો અમે ચાલતા હતા. વરસાદ ઝરમર ઝરમર પડતો હતો. એટલામાં જમણી બાજુ ઉપરથી 'ફડ ફડ ફડ' અવાજ સંભળાયો. જૂના અનુભવ ઉપરથી જોયું કે 'લૅન્ડસ્લિપ્' થાય છે. અમે રસ્તા પર હતા. આગળ દોડવું એ સલાહભર્યું છે કે પાછા નાસવામાં સલામતી છે એનો નિર્ણય કરવો મુશ્કેલ હતો. એટલે અમે બન્ને જ્યાં હતા ત્યાં જ ઊભા રહ્યા! ઊભા રહેવાનો અમે નિશ્ચય જેવો કર્યો ન હતો પણ પગ જ ત્યાં થંભી ગયા. એટલામાં ઉપરથી માટલા માટલા જેવડા બે મોટા પથ્થર કૂદતા કૂદતા આવી રસ્તા પર પડ્યા. એક મારી પાછળ પડ્યો અને એક આગળ! સહેજ પણ ડહાપણ વાપરવા જાત તો બેમાંથી એક પથ્થરનું નિશાન બનવાનું મારા નસીબમાં આવી પડત. પણ અમારા નસીબની લીટી એ પથ્થરોની લીટીમાં ન હતી!

પછીના પ્રવાસમાં અમને ચારપાંચ સંન્યાસીઓનો સાથ મળ્યો, અને તેથી મારું દુ:ખ વધ્યું. જોકે બુવાનો બોજો કંઈક હળવો થયો હતો. હવે પછી દરેક મુકામે બુવા પોતાપૂરતી જ ભિક્ષા માગી આટો લઈ આવતા અને પોતા માટે જ રાંધી ખાતા. મારે પેલા સાધુઓ સાથે સ્થાનિક લોકોની પરોણાગત સ્વીકારવી પડતી. પંજાબી લોકો રોટલી મજાની કરે છે. રોટલી ખૂબ જાડી છતાં કૂણી રહેતી. પણ એની સાથે હંમેશાં બટાટા અને ડુંગળીનું શાક જ હોય. મને નાનપણથી ડુંગળીની સૂગ છે, અને વળી સાધુથી ડુંગળી ખવાય જ નહીં એ મારી માન્યતા. અને અહીં તો બધા સાધુ-સંન્યાસીઓ ડુંગળીનું શાક પસંદ કરે! અમારા યજમાનને ડુંગળી ન વાપરવાની હું સૂચના કરું તો મારા બધા સાથીઓ નારાજ થાય; અને સૂચના ન કરું તો મારે શું કરવું? નોખું રંધાવવું? એ કેમ શોભે? બીજા ઘરમાં જવું એ પણ અયોગ્ય. અંતે મેં પણ નક્કી કર્યું કે શાકમાંથી ડુંગળીના કકડા કાઢીને પડખે બેઠેલા સાધુને આપવા અને બટાટા બટાટા ખાઈ જવા. આટલાથી જ મારો મરજાદી ધર્મ સચવાયો એમ હું મનનું સમાધાન કરી લેતો!

સપ્તશતીમાં જે પ્રાર્થનાઓ છે તેમાં એક લીટી નીચે પ્રમાણે આવે છે: "भार्याम् मनोरमाम् देहि मनोवृत्तानुसारिणीम्.' મેં સંન્યાસીને પૂછ્યું: 'ભગવન્! આપને મોઢે આવી પ્રાર્થના!' તે દિવસ સુધી એ બિચારાએ તે લીટીનો અર્થ સરખોયે કર્યો નહોતો! પણ જવાબ તો આપવો જ રહ્યો. એણે કહ્યું: 'આ પ્રાર્થના આ ભવને માટે નથી, પણ બીજા જન્મને માટે છે!' મેં પૂછ્યું: 'ભલે, સંન્યાસી બીજો જન્મ પણ ઇચ્છે? અને તેમાં ઇચ્છા મુજબ વર્તનાર રૂપાળી સ્ત્રીની પણ આજથી જ ગોઠવણ કરી રાખે?' બધા હસી પડયા. પેલાને સૂઝયું નહીં કે હવે શો જવાબ આપવો? એટલે જિદ્દી થઈ એણે કહ્યું: 'શાસ્ત્રનો અર્થ કરવો એ જ મૂર્ખાઈ છે.' મેં હસતાં હસતાં એ મૂર્ખાઈ કબૂલ રાખી અને આખી જિંદગી આવી જ મૂર્ખાઈ કરવાની મારી જીદ જાહેર કરી વાદનો અંત આણ્યો.

પણ આવી વાતો અને વિગતોમાં આપણે રોકાઈ રહીશું તો આઠ દિવસમાં શ્રીનગર પહોંચવું મુશ્કેલ છે. રાવલપિંડીથી બસો માઈલ દૂર આઠ દિવસમાં જવું હોય તો ઝડપ વધારવી જ જોઈએ. અમે જેમ જેમ આગળ ચાલ્યા તેમ તેમ ઘઉંની રોટલીને બદલે મકાઈના પીળા પીળા રોટલા મળવા લાગ્યા. શાકને ઠેકાણે ભાજી આવી અને સૃષ્ટિસૌન્દર્ય દર માઈલે વધવા લાગ્યું. વિતસ્થા નદીનો ખળખળાટ પણ વધ્યો અને આખરે જ્યાં નદીનો વેગ વધારે છે ત્યાં વીજળીનું કારખાનું મેં જોયું. આ જેલમ નદી કાશ્મીરની સપાટ ભૂમિમાં બહુ જ ધીમે ધીમે ચાલે છે, અને બારામુલ્લા પછી એકદમ નીચે પડવા માંડે છે. ત્યાં જ વીજળીનું કારખાનું છે. આ વીજળી શ્રીનગરમાં બધે વપરાય છે. કારખાનાની આસપાસના પહાડો સાવ કાળા મેશ અને ચીકણા દેખાતા પાષાણના છે. વનશ્રી સમૃદ્ધ છતાં સૌમ્ય છે. બપોરનો તડકો બહુ મીઠો હોય છે. રાત્રે ટાઢ સાથે લડવું અઘરું છે ખરું, પણ કાશ્મીરનાં લાંબાં ઊનવાળાં બકરાં ને ઘેટાંની કૃપાથી અહીં કંબલ સારા મળે છે. સૂર્યોદય અને સૂર્યાસ્તની શોભા દરરોજ નવી. કેટલીક વખતે નવ વાગ્યા સુધી સૂર્યદર્શન થાય જ નહીં, કેમ કે બધી બાજુ ઉપર ઊંચા ઊંચા પહાડ હોય. કોક વાર રસ્તામાં જ્યાંત્યાં નાનાં ઝરણાં આવે. કેટલેક ઠેકાણે રસ્તા પાસેના લીસા પથ્થર ઉપરથી પાણી ઝરે છે. જેને તરસ લાગે તે ઝાડનું પાંદડું એ પથ્થરમાં બેસાડી દે એટલે પીવા માટે પાણીની ધારા મળે.

બારામુલ્લા પાસે અમે આવ્યા. ત્યાં અમરનાથ નામના ગોરમહારાજનો ભેટો થયો. મેં મારા રિવાજ પ્રમાણે એને જવાબ જ ન આપ્યો. પણ મારી ધીરજ કરતાં એની ધીરજ વધારે નીવડી. આખરે અકળાઈને મેં કહ્યું: 'અરે ભાઈ, જાઓ; મારી પાસેથી તમને કશું મળવાનું નથી. હું સાધુ છું અને મફતનું ખાઉં છું.' ઘણી વાર સુધી તો એને એ મશ્કરી લાગી, પરંતુ ખાતરી થયા પછી પણ એનો લોભ છૂટે એમ ન હતું. એ કહે: 'તમે સાધુ હો તો તમારા શિષ્યો મારે ત્યાં આવશે. મારા ચોપડામાં તમારી સહી આપો.' મેં એને ખાતરી આપી કે હું શિષ્ય

કરવાનો નથી. અને મહારાષ્ટ્રમાંથી આટલે દૂર અમરનાથની યાત્રા કરવા મારું નામ લઈને કોઈ આવવાનો નથી. તારું નામ તો બધા જ લે છે. મને લાગ્યું કે આ રામબાણ દલીલ હતી. પણ એણે જવાબમાં એટલું જ કહ્યું: 'વારુ ત્યારે, આજે નહીં તો કાલે સહી આપજો!'

આપણે જ્યાં જ્યાં યાત્રા માટે જઈએ છીએ ત્યાં ત્યાં આવા ગોરો – પંડાઓ – આપણને મળે છે. એ પંડાની સંસ્થા કેટલી જૂની છે અને એનું સ્વરૂપ શું છે એનો કોઈએ વિચાર કર્યો છે? વિલાયતમાં કોઈ પ્રેક્ષણીય સ્થળ જોવા જાઓ તો ત્યાં 'હોટેલકીપર'ને શરણ ગયા વગર તમારો છૂટકો ન થાય. એ પોતાના દર નક્કી કરે છે અને તમારી સાથે ફરવાને એક ભોમિયો આપે છે. તેના પૈસા પણ એ કહે તેટલા જ આપવા પડે. ભોમિયો લીધા પછી એ તમને જ્યાં ફેરવે ત્યાં જ તમારે જવું પડે. એ માહિતી આપે તેટલી જ તમને મળે. રૂપિયો બે રૂપિયા આપી ગાઈડબુક ખરીદો તો સહેજ વધારે માહિતી મળે. ભારે ખરચમાં ઊતરવા છતાં એના આશ્રિત જેવા જ તમે રહો છો. એ લોકોની કંપની એટલી બધી મોટી હોય છે કે એના મૅનેજર આગળ તમારી છાપ પડે જ નહીં. એ તમારી સગવડ કરી આપે તેથી વધારે તમે માગી જ ન શકો. આપણા પંડાઓ એ જ જાતનું કામ કરે છે. તમે યાત્રામાં જાઓ તો તમને રહેવાની, ફરવાની અને દર્શનની સગવડ કરી આપે છે. ક્ષેત્રસ્થાનનું માહાત્મ્ય વાંચી સંભળાવે છે. તમારે જે કંઈ દાન-પુણ્ય કરવું હોય એનો 'એસ્ટિમેટ' – અંદાજ કાઢી આપે છે; અને આ બધાના બદલામાં તમે જે કંઈ આપો તે લઈને સંતોષ માની લે છે. આ તો તમારો તીર્થ-ગુરુ. તમે એના શિષ્ય. તમે એને જે દક્ષિણા આપો તેમાં એ સંતોષ માને અને તમારી પાસે એટલું જ માગે કે ચોપડામાં તમે સહી કરો, જેથી તમારાં બાલબચ્ચાં અને વંશજો એ ગુરુપદ કબૂલ રાખે. કેટલી સુંદર અને સાદી વ્યવસ્થા! આ સહી-ઓને લીધે મોટા મોટા વંશોનો જૂનો ઈતિહાસ આપણે મેળવી શક્યા છીએ. પણ પંડાઓ લોભમાં ફસાઈ પોતાની પ્રતિષ્ઠા ગુમાવી બેઠા છે. દક્ષિણાને તેઓ પોતાની આવક – અથવા તેમની જ ભાષામાં કહું તો પોતાની ખેતી ગણે છે; અને લોકો જેટલો તિરસ્કાર બતાવે તેટલી નફટાઈ કેળવે છે. પંડા લોકો જો સહેજસાજ સંસ્કૃત ભણે, વર્તમાન સ્થિતિથી વાકેફ રહે, ને લોકોનો સ્વભાવ ઓળખે તો પોતાની પ્રતિષ્ઠા જાળવી તેઓ વધુ આવક મેળવી શકે; અને યાત્રાળુઓને પંડાની પજ-વણીથી બચાવવાની સમિતિ (એવી સમિતિ પ્રયાગમાં છે) સ્થાપન કરવી ન પડે. લોકોની ધાર્મિક શ્રદ્ધા અને દાનશીલતા વટાવીને તેના પૈસા કરવાના દિવસો હવે રહ્યા નથી. હિંદુ લોકોની ધર્મશ્રદ્ધા બુઠ્ઠી કરવાનું પાપ જો કોઈએ કર્યું હોય તો તે આ પંડા લોકોએ જ.

બારામુલ્લાનું વિચિત્ર નામ સાંભળી મારી સંશોધકવૃત્તિ જાગ્રત થઈ. લાંબી લાંબી દાઢીવાળા બાર મુલ્લાંઓ અહીં રહેતા હશે એમ મેં કલ્પના કરી. મહારાષ્ટ્રમાં

સાળશી નામનું એક ગામ છે. ત્યાં (साह्रा + आळशी) છ આળસુ લોકો રહેતા હતા. એ જ પ્રમાણે આ બારામુલ્લાનું બન્યું હશે એમ મેં માન્યું. પણ શ્રીનગરમાં જઈ સંશોધન કરતાં કંઈક બીજું જ નીકળ્યું.

આજે જ્યાં કાશ્મીરનો રમણીય પ્રદેશ છે ત્યાં પુરાણકાળમાં સતીસર નામનું સુદીર્ઘ સરોવર હતું. હરમુખ પર્વત અને પીરપુંજાળ પહાડ વચ્ચે આ સરોવર ફેલાયેલું હતું. પાર્વતી પોતે આ સરોવરમાં વિહાર કરતાં, પણ પછી ઘણા રાક્ષસો આવી સરોવરમાં ભરાયા તેથી દેવોએ સતીસરનો નાશ કરવાનું નક્કી કર્યું. ભગવાન કાશ્યપે વરાહની ઉપાસના કરી. વરાહે સંતુષ્ટ થઈ પોતાની દાતરડી વતી પહાડમાં ખીણ પાડી અને સતીસરનાં પાણી 'વરાહમૂલમ્'ની ખીણમાંથી વિતસ્થા નદીને રૂપે વહેવા લાગ્યાં. વિતસ્થા તે જ જેલમ; અને 'વરાહમૂલમ્' તે બારામુલ્લા. પાણી તો છૂટી થયેલી ગાયોની પેઠે દોડવા લાગ્યું. પણ બે મોટાં ઝરણાં સરોવરને કેમે કરી ખાલી થવા ન દે. ભગવાન કાશ્યપે ફરી વિષ્ણુની પ્રાર્થના કરી. વિષ્ણુને બીજી વાર તકલીફ લેવા દે એટલો તેનો વાહન ગરુડ બેદરકાર ન હતો. તે પોતાની ચાંચમાં બે કાંકરા લઈ આવ્યો અને એણે ઉપરથી બૉંબની પેઠે બરાબર એ ઝરણાના મોઢા ઉપર નાખી દીધા. એ જ શ્રીનગર પાસેનાં હરિપર્વત અને શંકરાચાર્યની ટેકરી.

ભૂસ્તરશાસ્ત્રીઓ કહે છે આ પૌરાણિક દંતકથામાં પૂરેપૂરું સત્ય છે. હરમુખ પર્વત અને પીરપુંજાળની ટેકરીઓ ઉપર હજી પણ છીપો અને માછલીનાં હાડકાં મળે છે. તેઓ કહે છે કે સતીસર કાંઈ નહીં તો બે હજાર ફૂટ ઊંડું હોવું જોઈએ.

બારામુલ્લામાં સરદાર . . .ની ધર્મશાળામાં જઈને અમે ઊતર્યા. સાંજરે સરદાર સાહેબ પોતે આવીને પોતાના હાથે સાધુઓને રોટલી અને શાક પીરસે અને પોતે પણ ત્યાં જ સાધુઓની પંગતમાં બેસીને જમે. સાધુઓ કહેતા કે સરદાર ભારે ધર્માત્મા છે.

સવારે ઊઠીને હું જેલમ નદીને કાંઠે ફરવા ગયો. કાંઠાની સુંદરતા તો અપૂર્વ હતી, પણ મચ્છરનો પાર ન હતો. શરીર પર આવીને બેઠા પછી એમને મારીએ તોપણ એ ઊડે નહીં એટલા સમાધિસ્થ થઈ જતા હતા. થોડે દૂર ગયા પછી મેં એક 'હાઉસ બોટ' જોઈ. 'હાઉસ બોટ' એટલે હોડી પર બાંધેલું નાનકડું ઘર. એમાં સામાન્ય રીતે એક ઓટલો, ત્રણ ઓરડીઓ, રસોડું અને ઉપરથી અગાશી એટલું હોય. અગાશી ઉપર એકબે આરામખુરશીઓ પણ હોય. આ નૌકાગૃહની વ્યવસ્થા મુસાફરો માટે બધી રીતે અનુકૂળ છે. ઘર ભાડે લેવા જઈએ તો તેમાં ટેબલ-ખુરશી વગેરે ન મળે અને નોકર ઢૂંઢવા પડે. એક નૌકાગૃહ રાખો એટલે બધું મળે. હોડીવાળો તમારું બધું કામ કરે. તમને વાંધો ન હોય તો એની સ્ત્રી તમને રાંધી પણ ખવડાવે અને મોટો લાભ એ કે તમે ગમે ત્યારે તમારું એ કામ-ચલાઉ ઘર ગમે ત્યાં લઈ જઈ શકો. આજે વૂલર સરોવરમાં તો કાલે દલ

સરોવરમાં (કાશ્મીરી ભાષામાં ડલ એટલે જ સરોવર), પરમ દિવસે શ્રીનગરમાં તો ચોથે દિવસે બીજબ્યારામાં.

નૌકાગૃહમાં એક પંજાબી છાપું વાંચતો બેઠો હતો. મેં ઘણા દિવસ થયા મારું પ્રિય 'મૉડર્ન રિવ્યૂ' વાંચ્યું ન હતું. એટલે તો મને વાંચવાની તલબ થઈ હતી. મેં એમને સીધું પૂછ્યું: 'આપ 'મૉડર્ન રિવ્યૂ' મંગાવો છો?' મારો આવો અવિવેકી સવાલ વિવેકી ભાષામાં સાંભળી એ ભાઈ ચોંકી ગયા. શો જવાબ આપવો એ એમને સૂઝયું નહીં. એમણે મને આવીને બેસવાનું કહ્યું, અને પૂછ્યું: 'આપ ક્યાં ઊતર્યા છો?' સરદાર—નામ સાંભળતાંવેંત એમણે કહ્યું: 'હું આપ જેવા સાધુને એમને ત્યાં ન જ ઊતરવા દઉં. એ તો મહા ઠગ છે. વેપારમાં બધાને ઠગે છે, જુગાર રમે છે, અને એ બધું પાપ ધોઈ કાઢવા સાધુઓને જમાડે છે. આપને મારે ત્યાં જ રહેવું પડે.' મને નવા નવા અનુભવ તો જોઈતા જ હતા, અને સરદાર સાહેબનો હું કંઈ આમંત્રિત મહેમાન ન હતો, એટલે મેં હા પાડી. એમણે મારે માટે ખાસ દૂધમાં રાંધેલો ભાત તૈયાર કર્યો હતો. કાંઠા ઉપર મેજ પાસે બેસીને અમે ખાધું. દુર્દૈવે એનો રસોઈયો બહુ જ પ્રેમાળ માણસ હતો. એણે જેટલો દૂધ-ભાત તૈયાર કર્યો હતો તેટલો બધોયે મારે ખાવો પડયો. બુવા સ્વયંપાકી હતા એટલે એ છટકી ગયા. અમારા યજમાન ન્યાતે શીખ હતા. એમની પાસેથી શીખ લોકોની હકીકત, એમનું સામાજિક જીવન અને પંજાબની સ્થિતિ જાણવાની મને સરસ તક મળી.

અમે જમી પરવાર્યા હઈશું એટલામાં એક બીજા શીખ ભાઈએ ત્યાં આવીને કહ્યું કે સંત અત્તારસિંગ શહેરમાં આવ્યા છે. સંત અત્તારસિંગની પ્રતિષ્ઠા શીખ સમાજમાં અસાધારણ છે. કેટલીય વાર શીખ લોકોએ હાથી ઉપર એમનું સરઘસ કાઢયું છે. હજારો શીખો અત્તારસિંગનાં વચનો ઈશ્વરવચન તુલ્ય માને છે. અમારા યજમાને મને પૂછ્યું: 'અત્તારસિંગના દર્શને જવા માગો છો?' મેં કહ્યું: 'એમના વિશે મેં ખૂબ સાંભળ્યું છે એટલે દર્શન-લાલસા છે ખરી.' સાંજરે અમે શહેરમાં ગયા. સંત અત્તારસિંગ એક આંગણામાં શેતરંજી પર બેઠા હતા. એમનો પોશાક શુદ્ધ સફેદ હતો. મુદ્રા શાંત અને પ્રસન્ન હતી. આસપાસ પાંચપચાસ શીખો (શિષ્યો) બેઠા હતા. મહારાજે કહ્યું કે, 'શબદ' બોલો. એટલે શીખો ગાવા લાગ્યા. ભક્તિ-રસથી તરબોળ ભજનો સાંભળી અર્થ ન જાણવા છતાં મારું હૈયું ફુલાઈ ગયું. એક પંદર વર્ષનો છોકરો સુંદર ગાતો હતો. એની મુખમુદ્રા પર નમ્રતા અને અંતઃ-કરણની સ્વચ્છતા સ્પષ્ટ દેખાતી હતી. લોકો વધારે ને વધારે આવવા જ લાગ્યા. સંત સાહેબે અમને પ્રસાદને માટે રહેવા કહ્યું. મેં તરત જ હા પાડી અને બુવા વિશે માફી માગી. 'તેઓ સ્વયંપાકી છે.' મેં કહ્યું. મહારાજજીએ બુવા તરફ જોઈને કહ્યું: 'યહ સબ પાખંડ આપ છોડ દીજિયે. સાધુ વાસ્તે વહ ઠીક નહીં હૈ.'

બીજે દિવસે ટાંગામાં બેસી અમે શ્રીનગર જવા નીકળ્યા. બુવા ખૂબ થાકી ગયા હતા. એટલા માટે ટાંગામાં બેસવું ઉચિત ધાર્યું. રાવળપિંડીથી બારામુલ્લા સુધી પહાડી મુલક છે. પણ હવે રસ્તો એટલો સીધો અને સપાટ આવવા લાગ્યો છે કે જાણે ટેનિસ કોર્ટ! બે બાજુ સફેતા નામનાં વૃક્ષો હારબંધ આવેલાં છે. બબ્બે હાથને અંતરે એકેકવૃક્ષ છે. અંગ્રેજીમાં એને 'પૉપ્લર્સ' કહે છે. આ ઝાડ ટોચ સુધી સીધું જ ઊગે છે. જમીનથી છ ફૂટ સુધી પાંદડું કે ડાળી મળે નહીં. અને ત્યાર પછી જે ડાળી ઊગે તે પણ સીધી આકાશ તરફ જાય છે. આ ઝાડોને લીધે રસ્તા ઉપર બપોરે એકબે કલાક જ તડકો પડી શકે. અને રસ્તાઓ પણ એટલા સીધા કે માણસ આંખ મીંચીને બેચાર કલાક સુધી સીધો ચાલે તોપણ ક્યાંય અથડાય નહીં. આગળ જતાં બે રસ્તા આવે છે. એક જાય છે શ્રીનગર તરફ અને બીજો ગુલમર્ગ તરફ. ગુલમર્ગ એ યુરોપિયન લોકોને માટે રહેવાનું ખાસ સ્થળ છે. ત્યાં હંમેશાં બરફ પડે છે. ગુલમર્ગની ઊંચાઈ ૭૦૦૦ ફૂટની હશે. શ્રીનગર ૫૦૦૦ ફૂટ ઊંચે છે. મારો વિચાર આ રસ્તે શ્રીનગર જવાનો ન હતો. બારામુલ્લાથી ડુંગી (હોડી)માં બેસી મારે વૂલર સરોવરમાં જવું હતું અને ત્યાંથી શ્રીનગર. વૂલર સરોવર અત્યંત રમણીય છે, એમ કહેવાય છે. જેલમ નદી આ સરોવરમાં એક તરફથી આવીને પડે છે અને બીજી તરફથી બહાર નીકળે છે. સરોવર બહુ જ મોટું હોવાથી તેમાં મોટાં તોફાન થાય છે. એ તોફાનના દિવસો હતા એટલે કોઈ માંઝી (હોડી-વાળો) મને લઈ જવા તૈયાર ન હતો. માંઝીઓ ગમે તેટલા બાહોશ હોય તોપણ વૂલર સરોવરનાં તોફાનનો અનુભવ કરવાની રસિકતા એમનામાં ક્યાંથી હોય? હું નિરાશ થયો અને બુવાની સલાહ માની અરસિક ટાંગામાં બેસવા તૈયાર થયો.

આટલી લાંબી—લગભગ પોણાબસો માઈલની મુસાફરી કર્યા પછી ટાંગામાં બેસતાં જાણે કાંઈક મેલું અપવિત્ર કામ કરતા હોઈએ એવી ભાવના મનમાં પેદા થઈ. ઘોડાને વેગે ચાલતાં અડવું અડવું લાગવા માંડ્યું. પૃથ્વી કેટલી ઉતાવળે નીચેથી પાછળ પસાર થાય છે એવો ખ્યાલ નવા માણસને ઉત્સાહિત કરે છે. પણ અમે તો શહેરના જૂના કીડા. મને તો અમારો એ વેગ જોઈ ગ્લાનિ જ પેદા થઈ. હવે બાકીના રસ્તામાં કાવ્યમય જેવું કશું ન લાગ્યું.

રસ્તામાં એક ભાંગેલું મંદિર, પુરાતત્ત્વખાતાએ જૂના પથરા ફરી ગોઠવી ઊભું કર્યું હતું. દરેક પથરા ઉપર ખાતાએ ધોળા આંકડા લખ્યા હતા. એવા તો ખાવા ધાય કે આના કરતાં ભાંગી પડેલું મંદિર જ સારું એમ મનમાં થતું. રસ્તામાં એક ગામ આવ્યું. ત્યાં એક દુકાનદારે અમને આગ્રહપૂર્વક કહ્યું કે, 'આટલા તડકામાં તમે ક્યાં જાઓ છો? જરા ઠંડું પાણી પીને મારી મેડીએ અડધો કલાક સૂઈ જાઓ તો આરામ મળશે.' એને મન હવા સખત ગરમ હતી. અમને એવું લાગતું ન હતું. સાધુઓ માટેની આટલી લાગણી અને આ જાતની મહેમાનગીરી તદ્દન નવી. એટલે મને ભારે આશ્ચર્ય થયું.

રસ્તામાં બીજે એક ઠેકાણે એક મહાદેવના ગોરને મંદિર તરફ જતાં જોયો. એની પાછળ પાછળ એક મુસલમાન નોકર માથા પર એક માટીનો ભરેલો ઘડો લઈને જતો હતો. મંદિરને બારણે ગોરે નોકરને રોકયો, અને એની પાસેથી પાણીનો ઘડો લઈ મહાદેવને એણે અભિષેક કર્યો. મિયાંનું પાણી મહાદેવને માથે આમ ચડેલું જોઈ મારો મહારાષ્ટ્રીય ચુસ્ત કર્મકાંડી આત્મા આશ્ચર્યમાં ડૂબી ગયો, પણ સુધારક આત્મા રાજી થયો.

સાંજ થવા આવી તે પહેલાં અમે સાત પુલવાળા શ્રીનગરના અમીરાકદલ નામના પ્રખ્યાત પુલ ઉપર આવી પહોંચ્યા. ટાંગાવાળાએ અમને અમારા સામાન સાથે આ પુલ ઉપર જ ઉતારી દીધા. કહે કે હું આગળ નહીં આવું. તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ. હું મૂંઝાયો. અમારી મૂંઝવણ જોઈ દયા ખાનારા ઘણા લોકો અમારી આસપાસ ટોળે વળ્યા; એથી તો હું વધારે મૂંઝાયો. અંતે બુવાને સામાન સાચવવા ત્યાં ઊભા રાખી હું રાજનો ધર્માધિકારી કયાં રહે છે એની તપાસ કરતો શ્રીનગરમાં ધૂસ્યો.

શ્રીનગર તો કોઈ નવલકથામાં શોભે એવું જૂનું શહેર છે. અહીં અમે ઠીક ઠીક રહ્યા, એટલે એનું વર્ણન બીજી ઢબે બીજા લેખમાં આપવું રહ્યું. કાશ્મીરનો અનુભવ એટલો બધો સમૃદ્ધ છે કે આખો નોંધવા જતાં એક ચોપડી લખવાનો સંકલ્પ કરવો પડશે. એ સંકલ્પ જામ્યો નથી તે પહેલાં જ કલમ અટકાવવી સારી.

૧૦–૯–'૩૯

# ૪૮. શ્રીનગર – કાશ્મીર

ઈટલીનું વેનીસ શહેર કંઈ મેં જોયું નથી. કઈ રીતે કહું કે કાશ્મીરમાં આવેલું શ્રીનગર એ હિંદુસ્તાનનું વેનીસ છે! શ્રીનગરમાં રસ્તાઓ પાણીના છે. જેમ બીજાં શહેરોમાં ગાડીમાં બેસી એક મહોલ્લામાંથી બીજા મહોલ્લામાં જવાય છે તેમ અહીં હોડીમાં બેસીને જવાય છે. આપણે ત્યાં બેચાર ગાડીઓ સામટી રસ્તા ઉપર જતી હોય તો કેટલો અવાજ થાય છે! જાણે મગજ પીંજાતું હોય! શ્રીનગરમાં એવું કંઈ ન મળે. લાંબી લાંબી અને સાંકડી હોડીઓ કશો અવાજ કર્યા વિના તીરની પેઠે ચાલી જાય છે. નદીનાં પાણી પણ કેવાં ધીમાં! ઉપરથી નીચે જતાં હોડીને જેટલી વાર લાગે છે, લગભગ તેટલી જ વાર નીચેથી ઉપર જતાં થાય. નદી વહે છે સર્પાકારમાં. એની બંને બાજુએ લાંબી લાંબી નહેરો ખોદેલી છે. નદી અને નહેરોને બંને કાંઠે મકાનો ઊભાં છે. તેથી આ જલમય રસ્તાની સગવડ મળી છે.

શ્રીનગર કાશ્મીરની રાજધાની છે. હિમાલયના ઉત્તુંગ પહાડોની વચ્ચે પક્ષીના માળા જેવો ત્રીસચાળીસ માઈલનો સપાટ પ્રદેશ છે તેમાં આ શહેર આવેલું છે.

ઉપર કહી ગયા તેમ વિતસ્થા નદી (હાલ જેને જેલમ કહે છે તે) છે તો બહુ સૌમ્ય અને ધીમી, પણ જ્યારે વરસાદથી અથવા પહાડ ઉપરનો બરફ ઓગળવાથી રેલ આવે ત્યારે તો શ્રીનગરનાં ઘરોમાં પણ પાણી ભરાઈ જાય છે. અનેક વાર ઘરો પડી પણ જાય છે. નદી ઉપર પુલ બાંધેલા છે. અહીં તેમને 'કદલ' કહે છે.

શ્રીનગર જવાના બે મુખ્ય રસ્તા છે: એક રાવલપિંડી થઈને અને બીજો જમ્મુ થઈને. રાવલપિંડીનો રસ્તો જેલમ નદીને કાંઠે કાંઠે ઉપલાણે જાય છે. આ રસ્તે ટાંગા અને મોટરો જઈ શકે છે. જમ્મુનો રસ્તો પહાડી હોઈ પગરસ્તો છે. એ રસ્તે ઘોડો જઈ શકે. આપણા ઘોડા નહીં પણ કાશ્મીર તરફનાં ટટ્ટુઓ. રાવલ-પિંડીનો રસ્તો અનેક ઠેકાણે ટેકરીઓ તોડીને તૈયાર કરેલો હોવાથી ચોમાસામાં જોખમ-ભરેલો થાય છે. ટેકરીઓ મોટા ગોળ ગોળ પથરાઓ અને માટીની બનેલી છે. વરસાદ પડે એટલે માટી પોચી થઈ જાય છે અને મોટા પથરાઓ ઉપરથી ગબડતા રસ્તા પર આવીને પડે છે. ગાફેલ મુસાફર અથવા ગાડી ઉપરથી પડતા પથરાના વરસાદ નીચે દટાઈ જવાનો ઘણો ભય રહે છે.

પણ આ બધું બારામુલ્લા (વરાહમૂલમ્) સુધી જ. ત્યાર પછી એકદમ કાશ્મીર-નો રમણીય પ્રદેશ શરૂ થાય છે. બારામુલ્લાથી રસ્તો એવો તો સપાટ અને સીધો છે કે આંધળો પણ વગર ખટકે સીધો ચાલ્યો જાય. એમાં વળી બંને બાજુએ બે બે હાથને છેટે સફેતાનાં સીધાં અને ઊંચાં ઊંચાં ઝાડ. કવિઓએ નંદનવનની કલ્પના કાશ્મીર ઉપરથી જ કરી હશે. જમ્મુનો રસ્તો જહાંગીર બાદશાહે વધારે રૂઢ કર્યો હતો. આ રસ્તો પીરપુંજાળ પહાડ ઓળંગીને આપણને એકદમ પૃથ્વી ઉપરના સ્વર્ગ તરફ લઈ જાય છે. એક ઊંચા ઊંચા અને વનસ્પતિથી ઢાંકેલા લીલાછમ પહાડના પગથિયા પાસે આપણે આવી પહોંચીએ કે તરત જ એક અષ્ટકોણ તળાવ નજરે પડે છે. અંદરનું પાણી જાણે નીલમણિનો અમૃતરસ. જોતાંવેંત થાય છે કે અહીં ગળીનાં રંગેલાં કપડાં કોઈએ ધોઈ કાઢયાં હશે. પણ એટલું સ્વચ્છ, મીઠું અને ઠંડું પાણી બીજે કયાં મળે? તળાવ જહાંગીર બાદશાહે બંધાવેલું છે. અને એના પર કોતરેલું છે કે "પૃથ્વી પર સ્વર્ગ હોય તો તે અહીં જ છે, અહીં જ છે, અહીં જ છે." આ તળાવમાં જ જેલમ નદીનું મૂળ છે. તળાવમાંથી સુંદર બાંધેલી નહેર ચાલે છે, જેની અંદર અસંખ્ય માછલાં વિચરે છે. આ ભાગમાં માછલાં પકડવાની મનાઈ ન હોત તો કયારનીયે આ શોભા નષ્ટ થઈ ગઈ હોત. આ સ્થાનને વેરીનાગ કહે છે. આગળ જતાં ખનબલ કરીને એક સ્થાન આવે છે ત્યાંથી જેલમ નદી હોડીઓ ચલાવવા જેટલી મોટી થાય છે. જેલમને સીધું ચાલવાનું સૂઝતું નથી. એક ઠેકાણે તો બેઅઢી માઈલ આગળ વધતાં વાંકવળાંક લઈ લઈને એણે ચૌદ માઈલનો વિસ્તાર કરી નાખ્યો છે.

શ્રીનગર પાસે બે સુંદર ટેકરીઓ છે. એક બહુ ઊંચી છે. બીજી ઊંચી નથી, પણ ખૂબ પહોળી છે. ઊંચી ટેકરીને શંકરાચાર્યની ટેકરી કહે છે. મુસલમાનો તેને

તખ્ત-ઈ-સુલેમાન કહે છે. ત્યાંથી ચારે તરફ દૂર સુધીનો દેખાવ અત્યંત ચિત્તાકર્ષક છે. એના ઉપર લગભગ ૨૨૦૦ વર્ષ જૂનું મહાદેવનું મંદિર છે. સંભવ છે કે હિંદુસ્તાનમાં આ જ સૌથી જૂનું મંદિર છે. પહોળી ટેકરીને હરિપર્વત કહે છે. અકબર બાદશાહે એના ઉપર કિલ્લો બાંધ્યો છે. આ ટેકરી પર માતાજીનું સ્થાનક છે. જહાંગીરની બેગમ નૂરજહાં હરિપર્વત ઉપર રહેવા આવતી ત્યારે બદામના ઝાડ તળે બેસતી. નૂરજહાં આવે તે પહેલાં ગરમીથી બદામનાં ફૂલ ખરી ન પડે એટલા માટે કાશ્મીરનો સૂબો ઝાડની આસપાસ બરફ પથરાવતો. નૂરજહાં આવે કે બરફ કાઢી નાખવામાં આવતો અને પડુંપડું થઈ રહેલાં ફૂલોની એકદમ વૃષ્ટિ થતી. એક બેગમને એક રોજને માટે ખુશ કરવા ખાતર હજારો મજૂરોને બરફમાં કામ કરવું પડતું!

શ્રીનગરની આસપાસ શાલીમાર બાગ, નિશાત બાગ વગેરે રમણીય બગીચાઓ છે. તેમની અંદર ઊડતા ફુવારા, આસપાસનાં ઝાડો અને નાક તથા ગાલ ઉપર બટકાં ભરતો ઠંડો પવન, એ બધાનો આનંદ એવો તો ઉન્માદકારી હોય છે કે એ સ્થાન છોડીને જવાનું મન જ થતું નથી. પણ શ્રીનગરની મુખ્ય શોભા તો ત્યાંનો ચિનારબાગ. ચિનાર એ વૃક્ષોનો રાજા છે. વડના જેવું એનું મોટું થડ હોય છે. એનો વિસ્તાર વડ અને પીપળા કરતાં મોટો હોય છે અને પાંદડાં એરંડાનાં પાંદડાં જેવાં મોટાં અને કરકરિયાવાળાં હોય છે. પણ પાંદડાંનો રંગ એરંડાના જેવો ફીકો નહીં પણ ઘેરો લીલો હોય છે. એક ઝાડ એક તંબૂ કે ધર્મશાળાનું કામ સારે.

શ્રીનગરની આસપાસનાં ખેતરોમાં ઠેકઠેકાણે ઊંટની ડોક જેવા લાંબા લાંબા વાંસ દેખાય છે. આના વતી ત્યાંના છીછરા કૂવાનું પાણી ખેતરોને પવાય છે. ગુજ-રાતમાં પણ કેટલેક ઠેકાણે આ રચના દેખાય છે. વિજાપુર પાસે આવા કૂવાઓ મેં જોયા છે.

શ્રીનગર જવું હોય તો અષાડ—શ્રાવણમાં જવું જોઈએ. અષાડ મહિનામાં ત્યાંની વનશ્રીનો વસન્ત પુરબહારમાં હોય છે. ગુચ્છાદાર ફૂલોની અંદર કોક કોક ઠેકાણે લીલાં લીલાં પાંદડાં જોઈને ખૂબ આનંદ થાય છે અને સાથે સાથે જમીનની સમૃદ્ધિનો પણ ખ્યાલ આવે છે. શ્રાવણ પૂરો થયો કે સફરજન, કેરી, ચીકુ, ગૌરી-ફળ, અખરોટ વગેરે જાતજાતનાં ફળોની ઉજાણી સૃષ્ટિમાતા આપણને આપે છે. નાસપાતીનો તો ત્યાં કોઈ ભાવ પણ પૂછતું નથી. સુવાસિક ભાત અને કડમની ભાજીનો સાદો આહાર પણ ત્યાં મિષ્ટ લાગે છે. રસોઈમાં આમલી કે કોકમને બદલે ખાટી દ્રાક્ષ અને દાડમ (અનાર) વપરાય છે. લોકો લગભગ બધા જ માંસા-હારી છે. કાશ્મીરમાં ન્યાતો તો બે જ. બ્રાહ્મણ અને મુસલમાન. બ્રાહ્મણને પંડિત કહે છે. જે મુસલમાન નથી તે પંડિત. ખાસ શ્રીનગરમાં એંશી ટકા કરતાં વધારે વસ્તી મુસલમાનોની છે. શ્રીનગરમાં જૂની કારીગરી ખૂબ છે. અખરોટના લાકડાની જાતજાતની વસ્તુઓ બનાવવામાં આવે છે. અને તેમાં હાથીદાંતની વેલપત્તી જડવામાં

આવે છે. કાશ્મીરી શાલો તો પ્રખ્યાત છે જ. શાલના છેડા ઉપર કોઈ ભાત પ્રથમથી આંકયા વગર ત્યાંના મુસલમાન કારીગરો બેઠા બેઠા સુંદર કોર અને છેડા ઉપરનાં પાન તૈયાર કરે છે. અહીંની મીનાકારી પણ ખૂબ વખણાય છે. કાશ્મીરનો વેપાર મધ્ય એશિયા સાથે હંમેશાં ચાલતો આવ્યો છે.

કાશ્મીરની હવા બહુ જ ઠંડી હોય છે એ કહેવાની જરૂર નથી. આની સામે ત્યાંના લોકોએ બહુ રમૂજી ઈલાજો યોજ્યા છે. પટ્ટુના લાંબા લાંબા ડગલા પહેરે છે. એટલું જ નહીં પણ ડગલાની બાંય હાથની આંગળીઓ કરતાં પણ વેંત બે વેંત લાંબી રાખે છે. નિશાળે જતો છોકરો એકબે ચોપડી હાથમાં લે તોપણ તે બાંયની અંદર ઢંકાઈ જાય. છોકરાઓને કાંઈ ખાવું હોય તોપણ બનતાં સુધી બાંય-માંથી બહાર હાથ કાઢતા નથી. ખાવાની વસ્તુ બાંયના કપડા વતી પકડીને જ પતાવી દે છે. મુસાફરો એક નેતરની ટોપલીમાં નાનકડી સગડી રાખી તે ગળામાં બાંધી લે છે, અને તેના ઉપર હાથ શેકે છે. નાકને પણ એનાથી હૂંફ મળે છે.

શ્રાવણપૂર્ણિમાએ અમરનાથની યાત્રા થાય છે. જ્યાં મનુષ્યવસ્તી નથી એવા પ્રદેશ વચ્ચે થઈને ચાર દિવસની મુસાફરી કરી યાત્રીઓ અમરનાથની ગુફામાં પહોંચે છે. ગુફામાં એક ખૂણામાંથી પાણી ટપકે છે અને તે ઠરીને બરફ થઈ જાય તેનું જ કુદરતી શિવલિંગ બને છે. કુદરતના જ નિયમ પ્રમાણે બનતો આ અદ્ભુત બનાવ જોવા હજારો યાત્રીઓ ભેગા થાય છે.

આપણે કાશ્મીર જઈએ તો ત્યાં ભાડે ઘર રાખી રહેવાની જરૂર નથી. મોટી મોટી હોડીઓ પર લાકડાની ત્રણચાર ઓરડીઓ બાંધેલી હોય છે. તેમાં રહેવાની સગવડ સારી હોય છે. રસોડું, સૂવાની ઓરડી, દીવાનખાનું અને ઉપરની અગાસી અને અગાસી ઉપર ચારપાંચ ખુરશીઓ એવી સુંદર સગવડ આ નૌકાગૃહોમાં હોય છે. અને લાભ એ કે ગમે ત્યારે, ગમે ત્યાં એ ઘર લઈ જવાય છે. આજે શ્રીનગરમાં તો કાલે અનંતપુર પાસે; એક દિવસ બીજબ્યારામાં તો બીજે દિવસે ખનબલ. હોડી ખેંચનાર માંઝીઓ આપણો વાંધો ન હોય તો રાંધીને પણ ખવડાવે છે.

યુરોપિયન લોકો શ્રીનગરમાં ઓછા રહે છે. પણ શ્રીનગરથી થોડે દૂર ગુલમર્ગ કરીને એક પહાડ છે તેના ઉપર તેમણે એક યુરોપિયન શહેર જ વસાવ્યું છે.

કાશ્મીરમાં રેલવે નથી તેથી ઘી, દૂધ, ચોખા, ફળ બધું સસ્તું મળે છે. અને હવા સારી હોવાથી તંદુરસ્તી પણ બહુ સારી રહે છે. દુનિયાના જેટલા મુસાફરો કાશ્મીરમાં આવ્યા છે તેઓ બધા કહે છે કે કાશ્મીર એ સાચે જ પૃથ્વી ઉપરનું સ્વર્ગ છે.

**ઑગસ્ટ, '૨૯**

# ૪૯. સેવકરામનો પરચો

અમારે ક્ષીરભવાનીને દર્શને જવું હતું. રિવાજ મુજબ પ્રથમ તો ઘેરથી ઊપડયા, અને પછી તપાસ કરી કે ક્ષીરભવાની છે કયાં? કેટલે દૂર છે? એ સ્થાનનું માહાત્મ્ય શું? થોડેક દૂર ચાલ્યા અને એક લાંબી શિકારા બોટમાં બેસી મહારાજા કદલના બજાર સુધી પહોંચ્યા. ખાસો અર્ધા કલાકનો રસ્તો. પગરસ્તો કે ગાડી-રસ્તો નહીં, પણ નૌકારસ્તો. ત્યાં સેવકરામ કરીને એક વૈશ્ય અમારી સાથે થયો. એને પણ ક્ષીરભવાનીને દર્શને આવવું હતું. સેવકરામની અને અમારી ઓળખાણ ત્રણચાર દિવસની જ હતી. બહુ વિચિત્ર માણસ. કોઈ ને કોઈ સંન્યાસીના શિષ્ય તરીકે ફરતો. એનો આખો દિવસ ઉપદેશ માગવામાં અને આપવામાં જતો. પોતાના કરતાં જરા પણ ચડિયાતો કોઈને જુએ કે અત્યંત નમ્ર બની કહે, 'હું જડ મૂઢ છું. મને કંઈક ઉપદેશ આપો કે જેથી મારાં ભવબંધન તૂટી જાય.' જાત-જાતની શંકાઓ પૂછે, અને પરલોકમાં ન ખૂટે એવું ભાથું મેળવે. બીજી જ ક્ષણે જો કોઈ પોતાનાથી ઊતરતો માણસ હાથ આવે તો એને કહે, 'જ્ઞાન વગર તારું જીવતર વ્યર્થ છે. હું તને જ્ઞાન આપું. મારી આગળ હાથ જોડીને બેસ. હાથ જોડયા વગર ગુરુઓ જ્ઞાન આપતા નથી.' અને પછી ગુરુભક્તિના મહિમા ઉપર હજાર વરસનું વાસી પ્રવચન ચલાવે.

ચાલતાં ચાલતાં અમે એક ગામડામાં જઈ પહોંચ્યા. એક દુકાનદારના ઓટલા ઉપર બેઠા. દુકાનદારનો દીકરો બાવીસ વરસનો. પિતાએ હજી એને પરણાવ્યો નહોતો, એટલે એ મૂંઝાતો હતો. સેવકરામે એને કહ્યું, 'ચાલ મારી સાથે પેલા ઝાડ સુધી. હું તને મંત્ર આપું. શ્રદ્ધાપૂર્વક એ મંત્રનો જાપ કરીશ તો તારો વિવાહ થઈ જશે.' દુકાનદારના દીકરાના મોંમાં પાણી છૂટયું. એની શ્રદ્ધા જાગી. પણ આખરે વાણિયો ખરો ને! પૂછે, 'પણ દક્ષિણા શી આપવી પડશે?'

સેવકરામ પણ ન્યાતે વૈશ્ય હતો. એની પોતાની સ્ત્રી અને એનો દીકરો એનું માનતાં ન હતાં; સ્ત્રી પોતાના ભાઈને ત્યાં રહેતી હતી અને એનો દીકરો મામાના કહ્યામાં રહી એની દુકાન ચલાવતો હતો. સેવકરામે સાળાને ત્યાં વૈતરું ઘણું કરી જોયું, પણ એની કાર્યશક્તિ ઉપર કોઈનો વિશ્વાસ બેસે જ નહીં એટલે અપમાન (અથવા ભૂખ) અસહ્ય થવાથી એણે એ ઘર છોડયું (અથવા એને છોડવું પડયું હશે), અને એ એક સાધુનો શિષ્ય થયો. એ સાધુની સાથે જ તે કાશ્મીરની યાત્રાએ આવ્યો હતો.

સેવકરામે પેલા વૈશ્યપુત્રનો હાથ ઝાલ્યો, અને કહ્યું, 'હું ક્યાં તારી પાસે દક્ષિણા માગું છું? તારી શ્રદ્ધા હોય તે આપજે. અને ન આપે તોયે હું ક્યાં માઠું લગાડવાનો છું?' આટલો સોદો થયા પછી બંને વચ્ચે ગુરુ–શિષ્યનો સંબંધ બંધાયો. સેવકરામે વણિકપુત્રને માથે હાથ મૂક્યો, અને કહ્યું, 'બોલ પત્નીં, મનોરમાં, દેહિ, કુલવૃત્તા, નુસારિણીં, તારિણીં દુર્ગસંસાર, સાગરસ્ય, કુલોદભવામ્ ત્રણ વાર આ મંત્રની દીક્ષા આપી અને કહ્યું, 'રોજ મધરાતે બાર વાગ્યે ઊઠી, હાથપગ ધોઈ, દીવો કરી આ મંત્ર બોલજે. છ મહિનાની અંદર તને સરસ રૂપાળી કન્યા મળશે.'

મારાથી ન રહેવાયું. એ દિવસોમાં હું દુર્ગાસપ્તશતીનો પાઠ કરતો. એટલે મારી પાસેની એ પોથી ખોલીને એમાંનો એ જ શ્લોક મેં પેલા વણિકપુત્રને કાઢી બતાવ્યો અને કહ્યું, 'ધ્યાનપૂર્વક વાંચજે જેથી ઉચ્ચારમાં ભૂલ ન થાય.' એ આખલા-ને કન્યા મળે એના કરતાં એના ઉચ્ચાર ખોટા ન થાય એની ઇંતેજારી મને વધારે હતી. હું અધ્યાપક ખરો ને! સેવકરામ મારી પર સારી પેઠે ચિડાયો. વણિક-પુત્ર દક્ષિણા લાવવા ગયો એટલે સેવકરામ મને કહે, 'તમે સારું ન કર્યું. એ મંત્ર મામૂલી છાપેલી ચોપડીમાં જ છે એટલું જોયા પછી એની શ્રદ્ધા જરૂર ઘટી જવાની. હવે એ કંઈ મને ઝાઝી દક્ષિણા નહીં આપે.' હું હસ્યો અને ત્યાંથી ચાલતો થયો. સેવકરામ પાછળથી આવી મને મળ્યો. એને કેટલી દક્ષિણા મળી તે મેં તેને પૂછ્યું નહીં.

આગળ જતાં એક મોટું સરોવર આવ્યું. એ ઓળંગીને જવાનું હતું. કાશ્મીરમાં સરોવર બહુ વિચિત્ર હોય છે. કોક ઠેકાણે બહુ છીછરાં, કોક ઠેકાણે ઠીકઠીક ઊંડાં. અને બધે કમળ, શિંગોડાં અને એવી જ બીજી વનસ્પતિનાં જાળાં બાઝેલાં. જંગલમાં ઝાડો તોડીને જેમ રસ્તા કરવામાં આવે છે તેમ આ સરોવરમાં પણ હોડીઓ આવે અને જાય એટલા માટે જાળાંઓ તોડીને રસ્તા રાખેલા હતા. રસ્તા જેટલો ભાગ ખુલ્લો હોવાથી તે ત્રણ વાગ્યાના તડકામાં ચળકતો હતો. બાકી બધે લીલાં પાંદડાંનો વિસ્તાર. નજર પહોંચે ત્યાં સુધી મોટાં મોટાં પ્રસન્ન પાંદડાંઓ. જાણે સરોવરની હૃદયઊર્મિઓ. અમે જમીને એક હોડીમાં બેઠા. સાધુઓ પાસેથી ભાડું તો લેવાય જ નહીં. એટલે અમે મફત ગયા. સેવકરામનો પોશાક ગૃહસ્થીનો અને પેશો સાધુનો; એટલે એને ખૂબ મુશ્કેલી પડી. વણિકપુત્ર પાસેથી કાં તો એને દક્ષિણા મળી ન હતી અથવા હોડીનું ભાડું આપવાની એની દાનત નહીં હોય.

કુદરતી શોભા નિહાળતાં સાંજ પડચે અમે ક્ષીરભવાની પહોંચી ગયા. ક્ષીર-ભવાની એ એક નાનકડો કુંડ છે, અથવા એને તીર્થ કહો. એ કુંડ એ જ દેવી ક્ષીરભવાની. ત્યાં જુદી મૂર્તિ નથી. કાશ્મીરી બ્રાહ્મણો શિવમહિમ્નસ્તોત્રના અને દુર્ગાસપ્તશતીના રાગડા તાણીને પૂજા કરતા હતા. પાસે જ એક મોટી ધર્મશાળા હતી. કીડીઓનો રાફડો ઊભરાયો હોય એટલા યાત્રીઓ અંદર ભેગા થયા હતા.

## ૪૯. સેવકરામનો પરચો

અમારે ક્ષીરભવાનીને દર્શને જવું હતું. રિવાજ મુજબ પ્રથમ તો ઘેરથી ઊપડયા, અને પછી તપાસ કરી કે ક્ષીરભવાની છે કયાં? કેટલે દૂર છે? એ સ્થાનનું માહાત્મ્ય શું? થોડેક દૂર ચાલ્યા અને એક લાંબી શિકારા બોટમાં બેસી મહારાજા કદલના બજાર સુધી પહોંચ્યા. ખાસો અર્ધા કલાકનો રસ્તો. પગરસ્તો કે ગાડી-રસ્તો નહીં, પણ નૌકારસ્તો. ત્યાં સેવકરામ કરીને એક વૈશ્ય અમારી સાથે થયો. એને પણ ક્ષીરભવાનીને દર્શને આવવું હતું. સેવકરામની અને અમારી ઓળખાણ ત્રણચાર દિવસની જ હતી. બહુ વિચિત્ર માણસ. કોઈ ને કોઈ સંન્યાસીના શિષ્ય તરીકે ફરતો. એનો આખો દિવસ ઉપદેશ માગવામાં અને આપવામાં જતો. પોતાના કરતાં જરા પણ ચડિયાતો કોઈને જુએ કે અત્યંત નમ્ર બની કહે, 'હું જડ મૂઢ છું. મને કંઈક ઉપદેશ આપો કે જેથી મારાં ભવબંધન તૂટી જાય.' જાત-જાતની શંકાઓ પૂછે, અને પરલોકમાં ન ખૂટે એવું ભાથું મેળવે. બીજી જ ક્ષણે જો કોઈ પોતાનાથી ઊતરતો માણસ હાથ આવે તો એને કહે, 'જ્ઞાન વગર તારું જીવતર વ્યર્થ છે. હું તને જ્ઞાન આપું. મારી આગળ હાથ જોડીને બેસ. હાથ જોડયા વગર ગુરુઓ જ્ઞાન આપતા નથી.' અને પછી ગુરુભક્તિના મહિમા ઉપર હજાર વરસનું વાસી પ્રવચન ચલાવે.

ચાલતાં ચાલતાં અમે એક ગામડામાં જઈ પહોંચ્યા. એક દુકાનદારના ઓટલા ઉપર બેઠા. દુકાનદારનો દીકરો બાવીસ વરસનો. પિતાએ હજી એને પરણાવ્યો નહોતો, એટલે એ મૂંઝાતો હતો. સેવકરામે એને કહ્યું, 'ચાલ મારી સાથે પેલા ઝાડ સુધી. હું તને મંત્ર આપું. શ્રદ્ધાપૂર્વક એ મંત્રનો જાપ કરીશ તો તારો વિવાહ થઈ જશે.' દુકાનદારના દીકરાના મોંમાં પાણી છૂટયું. એની શ્રદ્ધા જાગી. પણ આખરે વાણિયો ખરો ને! પૂછે, 'પણ દક્ષિણા શી આપવી પડશે?'

સેવકરામ પણ ન્યાતે વૈશ્ય હતો. એની પોતાની સ્ત્રી અને એનો દીકરો એનું માનતાં ન હતાં; સ્ત્રી પોતાના ભાઈને ત્યાં રહેતી હતી અને એનો દીકરો મામાના કહ્યામાં રહી એની દુકાન ચલાવતો હતો. સેવકરામે સાળાને ત્યાં વૈતરું ઘણું કરી જોયું, પણ એની કાર્યશક્તિ ઉપર કોઈનો વિશ્વાસ બેસે જ નહીં એટલે અપમાન (અથવા ભૂખ) અસહ્ય થવાથી એણે એ ઘર છોડયું (અથવા એને છોડવું પડયું હશે), અને એ એક સાધુનો શિષ્ય થયો. એ સાધુની સાથે જ તે કાશ્મીરની યાત્રાએ આવ્યો હતો.

સેવકરામે પેલા વૈશ્યપુત્રનો હાથ ઝાલ્યો, અને કહ્યું, 'હું ક્યાં તારી પાસે દક્ષિણા માગું છું? તારી શ્રદ્ધા હોય તે આપજે. અને ન આપે તોયે હું ક્યાં માઠું લગાડવાનો છું?' આટલો સોદો થયા પછી બંને વચ્ચે ગુરુ–શિષ્યનો સંબંધ બંધાયો. સેવકરામે વણિકપુત્રને માથે હાથ મૂક્યો, અને કહ્યું, 'બોલ पत्नीं, मनोरमां, देहि, कुलवृत्ता, नुसारिणीं, तारिणीं दुर्गसंसार, सागरस्य, कुलोदमवाम् ત્રણ વાર આ મંત્રની દીક્ષા આપી અને કહ્યું, 'રોજ મધરાતે બાર વાગ્યે ઊઠી, હાથપગ ધોઈ, દીવો કરી આ મંત્ર બોલજે. છ મહિનાની અંદર તને સરસ રૂપાળી કન્યા મળશે.'

મારાથી ન રહેવાયું. એ દિવસોમાં હું દુર્ગાસપ્તશતીનો પાઠ કરતો. એટલે મારી પાસેની એ પોથી ખોલીને એમાંનો એ જ શ્લોક મેં પેલા વણિકપુત્રને કાઢી બતાવ્યો અને કહ્યું, 'ધ્યાનપૂર્વક વાંચજે જેથી ઉચ્ચારમાં ભૂલ ન થાય.' એ આખલા-ને કન્યા મળે એના કરતાં એના ઉચ્ચાર ખોટા ન થાય એની ઇંતેજારી મને વધારે હતી. હું અધ્યાપક ખરો ને! સેવકરામ મારી પર સારી પેઠે ચિડાયો. વણિક-પુત્ર દક્ષિણા લાવવા ગયો એટલે સેવકરામ મને કહે, 'તમે સારું ન કર્યું. એ મંત્ર મામૂલી છાપેલી ચોપડીમાં જ છે એટલું જોયા પછી એની શ્રદ્ધા જરૂર ઘટી જવાની. હવે એ કંઈ મને ઝાઝી દક્ષિણા નહીં આપે.' હું હસ્યો અને ત્યાંથી ચાલતો થયો. સેવકરામ પાછળથી આવી મને મળ્યો. એને કેટલી દક્ષિણા મળી તે મેં તેને પૂછ્યું નહીં.

આગળ જતાં એક મોટું સરોવર આવ્યું. એ ઓળંગીને જવાનું હતું. કાશ્મીરમાં સરોવર બહુ વિચિત્ર હોય છે. કોક ઠેકાણે બહુ છીછરાં, કોક ઠેકાણે ઠીકઠીક ઊંડાં. અને બધે કમળ, શિંગોડાં અને એવી જ બીજી વનસ્પતિનાં જાળાં બાઝેલાં. જંગલમાં ઝાડો તોડીને જેમ રસ્તા કરવામાં આવે છે તેમ આ સરોવરમાં પણ હોડીઓ આવે અને જાય એટલા માટે જાળાંઓ તોડીને રસ્તા રાખેલા હતા. રસ્તા જેટલો ભાગ ખુલ્લો હોવાથી તે ત્રણ વાગ્યાના તડકામાં ચળકતો હતો. બાકી બધે લીલાં પાંદડાંનો વિસ્તાર. નજર પહોંચે ત્યાં સુધી મોટાં મોટાં પ્રસન્ન પાંદડાંઓ. જાણે સરોવરની હૃદયઊર્મિઓ. અમે જમીને એક હોડીમાં બેઠા. સાધુઓ પાસેથી ભાડું તો લેવાય જ નહીં. એટલે અમે મફત ગયા. સેવકરામનો પોશાક ગૃહસ્થીનો અને પેશો સાધુનો; એટલે એને ખૂબ મુશ્કેલી પડી. વણિકપુત્ર પાસેથી કાં તો એને દક્ષિણા મળી ન હતી અથવા હોડીનું ભાડું આપવાની એની દાનત નહીં હોય.

કુદરતી શોભા નિહાળતાં સાંજ પડ્યે અમે ક્ષીરભવાની પહોંચી ગયા. ક્ષીર-ભવાની એ એક નાનકડો કુંડ છે, અથવા એને તીર્થ કહો. એ કુંડ એ જ દેવી ક્ષીરભવાની. ત્યાં જુદી મૂર્તિ નથી. કાશ્મીરી બ્રાહ્મણો શિવમહિમ્નસ્તોત્રના અને દુર્ગાસપ્તશતીના રાગડા તાણીને પૂજા કરતા હતા. પાસે જ એક મોટી ધર્મશાળા હતી. કીડીઓનો રાફડો ઊભરાયો હોય એટલા યાત્રીઓ અંદર ભેગા થયા હતા.

આસપાસ ચિનારનાં મહાવૃક્ષો ઊભાં હતાં. થોડીક દુકાનો પણ હતી. અને આ બધી જમીનની આસપાસ ચારે બાજુથી પાણીની એક નહેર વહેતી હતી અને તેટલા પરથી વચલો ભાગ બેટની સંજ્ઞાને પામ્યો હતો. અમે એ પાણીમાં હાથપગ ધોયા અને સાયંસંધ્યા કરી. પાણી અને હવામાંથી કયું તત્ત્વ વધારે ઠંડું હતું એ કહેવું મુશ્કેલ હતું. સંધ્યા જીભ વતી બોલવાને બદલે દાંત વતી જ અમે બોલ્યા હઈશું.

ક્ષીરભવાનીના પાણીના રંગ વખતોવખત બદલાય છે એમ અમે સાંભળ્યું હતું. એ ચમત્કાર વિશે બધા જ ખાતરી આપતા હતા. પણ અમે ગયા એ જ અરસામાં કલિયુગ બેઠો હોવાથી તીર્થસ્થાનનું એ સત અમે જોવા પામ્યા નહીં.

રાત્રે સૂવું ક્યાં એ મોટો સવાલ હતો. ધર્મશાળામાં પ્રવેશ તો મુશ્કેલ હતો જ. પણ મુશ્કેલીથી અમે અંદર જાત તોયે ઊંઘવા તો ન જ પામત. અનેક પ્રાંતની અનેક ભાષાઓ બોલતી સ્ત્રીઓનો કોલાહલ અને મૂંઝાયેલાં બાળકોનાં તાર સ્વરનાં રુદન વચ્ચે અમારી ઊંઘને તો ત્યાં સ્થાન જ ન મળત. બહાર ખુલ્લામાં સૂવાની અમારી મરજી ન હતી. કેમ કે અમે જીવતર વિશે વિરક્ત થયા ન હતા. સવાર સુધી શરીરના લોહીના એકેએક ટીપાનું આઈસક્રીમ થઈ જાત એ ખાતરી હતી. સાંજે કંઈક ખાધું હોત તો લોહી ગરમ રહી શકત. પણ અમે લગભગ સવારના ભૂખ્યા હતા. આશ્રય મેળવવાને ફાંફાં માર્યાં અને એક દુકાનના ઓટલા ઉપર સૂવાનું નક્કી કર્યું. ત્યાં તે દુકાનદાર આવીને કહે, 'કોણ છો તમે? ખસો અહીંથી. અમે પોતે જ અહીં સૂવાના છીએ.' અમે ઊઠ્યા અને દુકાનથી જરા દૂર ચિનારનું એક બાદશાહી ઝાડ હતું એના ઓટલા ઉપર જઈને સૂતા. ઓઢવાપાથરવાનું સાથે નામનું જ રાખેલું, એટલે સવાર સુધી નભાશે એટલી ખાતરી ન હતી.

અહીં એકાંત ઠીક હતું. સેવકરામ કહે, 'ક્ષીરભવાનીને ત્યાં આવીએ અને ભૂખે રહેવું પડે તો ક્ષીરભવાનીનું સત શું રહ્યું? આજે ખાવાનું ન મળે તો સવારે હાથપગ ચાલશે કે કેમ એ વિશે શંકા જ છે.' મેં જરા ચિડાઈને એને કહ્યું: 'આવી રીતે ક્ષીરભવાનીની પરખ કરવી એ શું માણસનો ધર્મ છે? ભવાનીને યોગ્ય લાગશે તે પ્રમાણે તે આપણને રાખશે. એમાં એના સતની વાત ક્યાં આવી? આપણું ભલું શામાં રહેલું છે એ પણ જ્યાં આપણે જાણતા નથી ત્યાં ક્ષીરભવાનીના સતની વાત શાને કરીએ? આજ સુધી ખાવાનું ન મળ્યું તેથી ભૂખે રહેવું પડ્યું છે એવો પ્રસંગ મારા જીવનમાં નથી બનેલો. ઉપવાસ કરવા ઇચ્છું તે જ દિવસે ભૂખે રહું. તેથી આજના ઉપવાસની તો મને મજા જ પડે છે. ખાવાનું ન મળે અને ઠંડે પેટે સૂવું પડે એ પહેલો અનુભવ મને ઘણું શીખવશે. હું તો ક્ષીરભવાનીની પારખ નહીં જ કરું.'

'મારા પર પરાણે ઉપવાસ કરવાના પ્રસંગો ઘણા આવ્યા છે. પણ મેં કોઈ કાળે પ્રભુ રામચંદ્રનો વાંક કાઢ્યો નથી.' બુવાએ ઉમેર્યું.

'ઠेविलें अनंतें तैसेची रहावें' મેં ટાપશી પૂરી. બુવાનું નામ અનંત હતું એટલે એ હસી પડયા. સેવકરામ પણ કંઈક શરમાયો. એણે કહ્યું, 'ના ના, હું એમ નથી કહેતો. મારો ભાવ કંઈ એવો ન હતો. પણ ક્ષીરભવાની તો અન્નપૂર્ણા કહેવાય. એના સત વિશે મેં ઘણું સાંભળ્યું છે. એટલે તો મનમાં જરા કંઈ થાય કે નહીં?' મેં કહ્યું, 'જન્મ અને મૃત્યુ બંને એની જ છાયા છે. અન્નપૂર્ણા ખવડાવે ખરી અને ભૂખે પણ રાખે. અહીં આવે તે બધાને ખવડાવવાની જવાબદારી જો અન્નપૂર્ણાને માથે હોય તો દુનિયાભરના આળસુ લોકો અહીં જ ધામો નાખીને પડયા રહે; અને ઊભા રહેવાની જગ્યા ન મળે તો માંહોમાંહે લડે.'

ટાઢથી ઊંઘ ન આવતી હોય તો તડાકા મારીને ટાઢ ઉડાડી શકાય છે, એ શાસ્ત્ર પ્રમાણે અમારી વાતો ચાલતી હતી. એટલામાં પેલો ઓટલાવાળો દુકાનદાર અમારી પાસે આવ્યો, અને કહે, 'ભગવન્, અમે ખાવા બેસવાના છીએ, પણ અમારી પાસે એક જણ જેટલો જ ભાત વધારેનો છે. તમારામાંથી કોઈક એક જણ આવે તો એની જોગવાઈ છે.' બુવા અને હું બંને એકદમ બોલી ઊઠયા, 'સેવકરામ, જાઓ, તમને ક્ષીરભવાનીનું આમંત્રણ આવ્યું છે.'

'હું એકલો શી રીતે જાઉં? જે હોય તે હું જઈને લઈ આવું અને આપણે ત્રણે જણા ખાઈશું,' એણે વિવેક કર્યો.

દુકાનદાર કહે, 'મારી પાસે ભાત અને કડમનું શાક છે. જોઈએ તો આવીને લઈ જાઓ.' મેં કહ્યું, 'મારે નથી ખાવું. અને બુવા તો બીજાના હાથનું રાંધેલું ખાતા નથી. એટલે સેવકરામ, તમે જ જાઓ.' સેવકરામ ગયા અને દુકાનદારે ખેસમાં બાંધી આણેલો ભાત અને કાશ્મીરની ખાસિયત, કડમનું શાક એણે ધરાઈને ખાધાં.

સેવકરામને ગયાને પાંચેક મિનિટ થઈ હશે એટલામાં એક માણસ કંઈક રોફમાં આવ્યો અને કહે, 'અરે ઝાડ તળે કોણ સૂતા છો?' મને થયું કે અહીં પણ આપણને કોઈ સુખે સૂવા દેતા નથી. નરમાશ બતાવીએ તો આ ઓટલો પણ ખોઈ બેસવાના. નાગા બાવાઓ કેમ ઘૂરકે છે તે મેં જોયું હતું. એટલે આત્મરક્ષણાર્થે એનું અનુકરણ કરી મેં જવાબ વાળ્યો, 'અમે અહીં સૂઈએ તેમાં તમારું શું ગયું? સાધુઓ સૂતા હોય એમને હેરાન કરવા માગો છો?' પેલા માણસે બેદરકારીથી કશા આદર કે સદ્ભાવ વગર જવાબ વાળ્યો, 'ભગવન્, મારે શી પડી છે કોઈને હેરાન કરવાની? અમારા શેઠ શ્રીનગરથી હમણાં આવ્યા છે. એમણે કહ્યું ભૂખ્યા નારાયણને લઈ આવો. રસોઈ ગરમ ગરમ તૈયાર છે, એટલે હું બોલાવવા આવ્યો છું.' બુવા પ્રેમાળ માની પેઠે હંમેશ મારી સંભાળ રાખતા. એમણે મને મરાઠીમાં કહ્યું, 'ઊઠો કાકા, જમી આવો. પેટમાં કંઈક હોય તો રાત નીકળશે.' મેં કહ્યું, 'જે થશે તે આપણું બંનેનું થશે.' 'તમારી અને મારી વાત સરખી નથી. મેં કેટલાયે ઉપવાસ વેઠયા છે. તમને ભારે પડશે. અને કાલે તમે અહીં અટકી પડો તો તમને

મદદ કરવા જેટલી મારી શક્તિ નથી. હમણાં હમણાં જ તો તાવમાંથી ઊઠયો છું.' બુવાની વાત સાચી હતી. અકિંચન મુસાફરો વિવેકને ક્યાં સુધી વશ થાય? મેં જમવાનું સ્વીકાર્યું. એ દુકાનની અંદર એક મારવાડી શેઠ જમવાની તૈયારી કરીને બેઠા હતા. એની સાથે એના કોઈ નાતીલા અને નોકરો પણ હતા. રોલ્ડગોલ્ડનાં મારાં ચશ્માં જોઈ એને થયું આ કોઈ ભણેલા સાધુ દેખાય છે એટલે એના મનમાં માન વધ્યું. હાથપગ ધોવા ગરમ પાણી આપી મને બેસવા એ લોકોએ કામળો આપ્યો. અને ત્રણ જણ ખાઈ શકે એટલું બધું મારી આગળ પીરસ્યું અને એક પીતળનો લોટો દૂધથી ભરીને પાસે રાખ્યો. મેં શેઠને કહ્યું, 'મને શું તમે બકાસુર ધાર્યો કે આટલું બધું ખાવાનું મૂક્યું?' શેઠ કહે, 'શ્રદ્ધા હોય તેટલું ખાજો. બાકીનું પડતું મૂકજો. કામ આવશે.' મેં કહ્યું, 'એ ધર્મ નથી.' બીજી થાળીમાં મારે જોઈતું મેં લીધું અને શેઠને કહ્યું, 'તમને તકલીફ થતી ન હોય તો આ દૂધનો લોટો પેલા ચિનાર તળે એક મૂર્તિ સૂતી છે તેને પહોંચાડો.'

'તો એમને પણ જમવા કેમ ન લઈ આવ્યા?'

'એ કોઈના હાથનું રાંધેલું ખાતા નથી. એ ચુસ્ત દક્ષિણી બ્રાહ્મણ છે. આ ગરમ દૂધ એમને કામ આવશે.' મને તેડીને આવેલો નોકર એ લોટો ઊંચકીને બુવાને આપી આવ્યો. હું જમ્યો. ભાતમાં ઘી એટલું બધું હતું કે પેટમાં સખત ભૂખ ન હોત તો એ ખાવાની જ મેં ના પાડી હોત. પકૌડા તો હતા જ અને કચોરી પણ ખરી.

'ભગવન્, આપ અંગ્રેજી શીખ્યા છો?'

'થોડુંક આવડે છે ખરું.'

'ક્યાં સુધી ભણ્યા છો ભગવન્? આમ અમારાથી પુછાય નહીં એ જાણીએ છીએ. કહેવામાં વાંધો હોય તો નહીં કહેતા.'

'વાંધો શાનો હોય? કૉલેજમાં બી. એ.નું ભણતર પૂરું કર્યું છે.'

'અહો ધનભાગ્ય અમારાં! અને સંસ્કૃત પણ જાણતા હશો.'

મેં કહ્યું, 'અમારે ત્યાં ઘણાખરા વિદ્યાર્થીઓ કૉલેજમાં બીજી ભાષા તરીકે સંસ્કૃત જ લે છે.'

પછી તો પૂછવું જ શું? આપણો અતિથિ ચારે ઇલ્મ જાણે છે એ જાણીને બધા ખુશ થયા. ચાર ઇલ્મ એટલે અંગ્રેજી, સંસ્કૃત, ઉર્દૂ અને શાસ્ત્રી (શાસ્ત્રી એટલે હિંદી): હું ઉર્દૂ જાણતો હોઈશ એમ એમણે માની જ લીધું. પંજાબ અને કાશ્મીર તરફ ઉર્દૂ ન જાણનાર ક્યાંથી હોય? એ લોકોએ મને ધર્મ, અર્થ, કામ, મોક્ષના કેટલાયે સવાલો પૂછ્યા. ધરાયેલો બ્રાહ્મણ વાતો કરતાં ડરે નહીં. એટલે મેં પણ એમને બધા સવાલોના યથામતિ જવાબો આપ્યા.

હું પાછો ચિનાર તળે ગયો. ત્યાં સેવકરામ અને બુવાની વાતો ચાલતી હતી.

બુવા કહે, 'ક્ષીરભવાનીએ મને ક્ષીરનો એક લોટો મોકલ્યો. ગરમ ગરમ ખાસું દૂધ મળ્યા પછી માણસને બીજું જોઈએ શું?'

સેવકરામની શ્રદ્ધા હવે દૃઢ થઈ હતી. હું શી રીતે ગયો, ત્યાં શું ખાધું, શી શી વાતો કરી, એ બધું કહ્યું, એટલે સેવકરામ નિસાસો નાખીને કહે, 'ક્ષીરભવાનીએ પોતાનો પરચો બતાવ્યો. એટલું જ નહીં, પણ જેને જે ખોરાકની ટેવ હતી તે જ ખોરાક અચૂક આપ્યો. મારા નસીબમાં સવારનો ઠંડો ભાત અને કડમની ભાજી હતી. માણસનું કરમ કંઈ એને છોડે?' બુવા કહે, 'અને મને ખાંડ અને દૂધ કરતાં વધારે કંશું જોઈતું જ ન હતું.'

અમે સૂઈ ગયા. સવારે એ જ ઓટલા પાસે એક મહારાજ પૂરીઓ તૈયાર કરતો હતો. એની પાસે ઘણી વાસી પૂરીઓ હતી. એ એક તાજી પૂરી તૈયાર કરતો જાય અને એના પર એક વાસી મૂકતો જાય. આમ તાજી અને વાસીને ઓતપ્રોત કરી એણે બધો માલ સુધાર્યો! સેવકરામે એની ખૂબ ઝાટકણી કાઢી. 'ક્ષીરભવાનીના બેટ ઉપર આવી હરામી કર્યે તારું કોઈ કાળે ભલું નથી થવાનું.'

'તે ક્ષીરભવાની મને ખવડાવવાનું માથે લે તો હું ધંધો જ નહીં કરું. ગઈ કાલે ઘરાકોએ બધી પૂરી મારી પાસેથી ખરીદી હોત તો આજ એમને આમ વાસી પૂરી ખાવી ન પડત.'

એને મન ગઈ કાલના અને આજના બધા ઘરાક મળીને એક વર્ગ હતો અને તેઓ એકબીજા માટે જવાબદાર હતા. આપણે પણ એ જ ઢબે વિચાર નથી કરતા?

વણિકપુત્ર પછી છ મહિનાની અંદર પરણ્યો કે નહીં તેની આપણને કોણ ખબર આપે? એટલે એટલો પરચો જાણવાનો રહી જ ગયો!

**ડિસેમ્બર, '૩૦**

# ૫૦. સ્વર્ગમાં નરક

કાશ્મીરને પૃથ્વી ઉપરનું સ્વર્ગ કહેવામાં આવે છે અને સાથે જ ત્યાંનું કુદરતી સૌન્દર્ય — ત્યાંના જલસ્રોત, મોટાં મોટાં તળાવો ને તેમાંનાં અગણિત કમળો, ફૂલ, પાન અને ફળ, યોગી જેવા ધ્યાનગંભીર પહાડો અને બાળકની ચિત્તવૃત્તિ જેવા ચંચળ મેઘ — બધું જ સ્વર્ગીય છે. બારામુલ્લા(વરાહમૂલમ્)થી માંડીને ઠેઠ અમરનાથ સુધી અમે ખૂબ રખડયા, ઘણીયે વસ્તુઓ જોઈ, ઠીક ઠીક વાંચ્યું, ફળ અને મૂળ ખાધાં; સાધુસંતોનાં દર્શન લીધાં અને ત્યાંની કારીગરીના દર્શનથી આંખને તૃપ્ત કરી. ઝૂંપડીમાં રહેનારા ગરીબ ખેડૂતનું આતિથ્ય ચાખ્યું અને 'ક્ષીલે પુણે' જમ્મુના રસ્તે થઈને મર્ત્યલોકમાં આવવા માટે તૈયાર થયા.

મદદ કરવા જેટલી મારી શક્તિ નથી. હમણાં હમણાં જ તો તાવમાંથી ઊઠયો છું.' બુવાની વાત સાચી હતી. અકિંચન મુસાફરો વિવેકને ક્યાં સુધી વશ થાય? મેં જમવાનું સ્વીકાર્યું. એ દુકાનની અંદર એક મારવાડી શેઠ જમવાની તૈયારી કરીને બેઠા હતા. એની સાથે એના કોઈ નાતીલા અને નોકરો પણ હતા. રોલ્ડગોલ્ડનાં મારાં ચશ્માં જોઈ એને થયું આ કોઈ ભણેલા સાધુ દેખાય છે એટલે એના મનમાં માન વધ્યું. હાથપગ ધોવા ગરમ પાણી આપી મને બેસવા એ લોકોએ કામળો આપ્યો. અને ત્રણ જણ ખાઈ શકે એટલું બધું મારી આગળ પીરસ્યું અને એક પીતળનો લોટો દૂધથી ભરીને પાસે રાખ્યો. મેં શેઠને કહ્યું, 'મને શું તમે બકાસુર ધાર્યો કે આટલું બધું ખાવાનું મૂક્યું?' શેઠ કહે, 'શ્રદ્ધા હોય તેટલું ખાજો. બાકીનું પડતું મૂકજો. કામ આવશે.' મેં કહ્યું, 'એ ધર્મ નથી.' બીજી થાળીમાં મારે જોઈતું મેં લીધું અને શેઠને કહ્યું, 'તમને તકલીફ થતી ન હોય તો આ દૂધનો લોટો પેલા ચિનાર તળે એક મૂર્તિ સૂતી છે તેને પહોંચાડો.'

'તો એમને પણ જમવા કેમ ન લઈ આવ્યા?'

'એ કોઈના હાથનું રાંધેલું ખાતા નથી. એ ચુસ્ત દક્ષિણી બ્રાહ્મણ છે. આ ગરમ દૂધ એમને કામ આવશે.' મને તેડીને આવેલો નોકર એ લોટો ઊંચકીને બુવાને આપી આવ્યો. હું જમ્યો. ભાતમાં ઘી એટલું બધું હતું કે પેટમાં સખત ભૂખ ન હોત તો એ ખાવાની જ મેં ના પાડી હોત. પકોડા તો હતા જ અને કચોરી પણ ખરી.

'ભગવન્, આપ અંગ્રેજી શીખ્યા છો?'

'થોડુંક આવડે છે ખરું.'

'ક્યાં સુધી ભણ્યા છો ભગવન્? આમ અમારાથી પુછાય નહીં એ જાણીએ છીએ. કહેવામાં વાંધો હોય તો નહીં કહેતા.'

'વાંધો શાનો હોય? કૉલેજમાં બી. એ.નું ભણતર પૂરું કર્યું છે.'

'અહો ધનભાગ્ય અમારાં! અને સંસ્કૃત પણ જાણતા હશો.'

મેં કહ્યું, 'અમારે ત્યાં ઘણાખરા વિદ્યાર્થીઓ કૉલેજમાં બીજી ભાષા તરીકે સંસ્કૃત જ લે છે.'

પછી તો પૂછવું જ શું? આપણો અતિથિ ચારે ઇલ્મ જાણે છે એ જાણીને બધા ખુશ થયા. ચાર ઇલ્મ એટલે અંગ્રેજી, સંસ્કૃત, ઉર્દૂ અને શાસ્ત્રી (શાસ્ત્રી એટલે હિંદી). હું ઉર્દૂ જાણતો હોઈશ એમ એમણે માની જ લીધું. પંજાબ અને કાશ્મીર તરફ ઉર્દૂ ન જાણનાર ક્યાંથી હોય? એ લોકોએ મને ધર્મ, અર્થ, કામ, મોક્ષના કેટલાયે સવાલો પૂછ્યા. ધરાયેલો બ્રાહ્મણ વાતો કરતાં ડરે નહીં. એટલે મેં પણ એમને બધા સવાલોના યથામતિ જવાબો આપ્યા.

હું પાછો ચિનાર તળે ગયો. ત્યાં સેવકરામ અને બુવાની વાતો ચાલતી હતી.

બુવા કહે, 'ક્ષીરભવાનીએ મને ક્ષીરનો એક લોટો મોકલ્યો. ગરમ ગરમ ખાસું દૂધ મળ્યા પછી માણસને બીજું જોઈએ શું?'

સેવકરામની શ્રદ્ધા હવે દૃઢ થઈ હતી. હું શી રીતે ગયો, ત્યાં શું ખાધું, શી શી વાતો કરી, એ બધું કહ્યું, એટલે સેવકરામ નિસાસો નાખીને કહે, 'ક્ષીરભવાનીએ પોતાનો પરચો બતાવ્યો. એટલું જ નહીં, પણ જેને જે ખોરાકની ટેવ હતી તે જ ખોરાક અચૂક આપ્યો. મારા નસીબમાં સવારનો ઠંડો ભાત અને કડમની ભાજી હતી. માણસનું કરમ કંઈ એને છોડે?' બુવા કહે, 'અને મને ખાંડ અને દૂધ કરતાં વધારે કશું જોઈતું જ ન હતું.'

અમે સૂઈ ગયા. સવારે એ જ ઓટલા પાસે એક મહારાજ પૂરીઓ તૈયાર કરતો હતો. એની પાસે ઘણી વાસી પૂરીઓ હતી. એ એક તાજી પૂરી તૈયાર કરતો જાય અને એના પર એક વાસી મૂકતો જાય. આમ તાજી અને વાસીને ઓતપ્રોત કરી એણે બધો માલ સુધાર્યો! સેવકરામે એની ખૂબ ઝાટકણી કાઢી. 'ક્ષીરભવાનીના બેટ ઉપર આવી હરામી કર્યે તારું કોઈ કાળે ભલું નથી થવાનું.'

'તે ક્ષીરભવાની મને ખવડાવવાનું માથે લે તો હું ધંધો જ નહીં કરું. ગઈ કાલે ઘરાકોએ બધી પૂરી મારી પાસેથી ખરીદી હોત તો આજ એમને આમ વાસી પૂરી ખાવી ન પડત.'

એને મન ગઈ કાલના અને આજના બધા ઘરાક મળીને એક વર્ગ હતો અને તેઓ એકબીજા માટે જવાબદાર હતા. આપણે પણ એ જ ઢબે વિચાર નથી કરતા?

વણિકપુત્ર પછી છ મહિનાની અંદર પરણ્યો કે નહીં તેની આપણને કોણ ખબર આપે? એટલે એટલો પરચો જાણવાનો રહી જ ગયો!

**ડિસેમ્બર, '૩૦**

## ૫૦. સ્વર્ગમાં નરક

કાશ્મીરને પૃથ્વી ઉપરનું સ્વર્ગ કહેવામાં આવે છે અને સાથે જ ત્યાંનું કુદરતી સૌન્દર્ય—ત્યાંના જલસ્રોત, મોટાં મોટાં તળાવો ને તેમાંનાં અગણિત કમળો, ફૂલ, પાન અને ફળ, યોગી જેવા ધ્યાનગંભીર પહાડો અને બાળકની ચિત્તવૃત્તિ જેવા ચંચળ મેઘ—બધું જ સ્વર્ગીય છે. બારામુલ્લા(વરાહમૂલમ્)થી માંડીને ઠેઠ અમરનાથ સુધી અમે ખૂબ રખડ્યા, ઘણીયે વસ્તુઓ જોઈ, ઠીક ઠીક વાંચ્યું, ફળ અને મૂળ ખાધાં; સાધુસંતોનાં દર્શન લીધાં અને ત્યાંની કારીગરીના દર્શનથી આંખને તૃપ્ત કરી. ઝૂંપડીમાં રહેનારા ગરીબ ખેડૂતનું આતિથ્ય ચાખ્યું અને 'ક્ષીણે પુણ્યે' જમ્મુના રસ્તે થઈને મર્ત્યલોકમાં આવવા માટે તૈયાર થયા.

મદદ કરવા જેટલી મારી શક્તિ નથી. હમણાં હમણાં જ તો તાવમાંથી ઊઠ્યો છું.' બુવાની વાત સાચી હતી. અકિંચન મુસાફરો વિવેકને ક્યાં સુધી વશ થાય? મેં જમવાનું સ્વીકાર્યું. એ દુકાનની અંદર એક મારવાડી શેઠ જમવાની તૈયારી કરીને બેઠા હતા. એની સાથે એના કોઈ નાતીલા અને નોકરો પણ હતા. રોલ્ડગોલ્ડનાં મારાં ચશ્માં જોઈ એને થયું આ કોઈ ભણેલા સાધુ દેખાય છે એટલે એના મનમાં માન વધ્યું. હાથપગ ધોવા ગરમ પાણી આપી મને બેસવા એ લોકોએ કામળો આપ્યો. અને ત્રણ જણ ખાઈ શકે એટલું બધું મારી આગળ પીરસ્યું અને એક પીતળનો લોટો દૂધથી ભરીને પાસે રાખ્યો. મેં શેઠને કહ્યું, 'મને શું તમે બકાસુર ધાર્યો કે આટલું બધું ખાવાનું મૂક્યું?' શેઠ કહે, 'શ્રદ્ધા હોય તેટલું ખાજો. બાકીનું પડતું મૂકજો. કામ આવશે.' મેં કહ્યું, 'એ ધર્મ નથી.' બીજી થાળીમાં મારે જોઈતું મેં લીધું અને શેઠને કહ્યું, 'તમને તકલીફ થતી ન હોય તો આ દૂધનો લોટો પેલા ચિનાર તળે એક મૂર્તિ સૂતી છે તેને પહોંચાડો.'

'તો એમને પણ જમવા કેમ ન લઈ આવ્યા?'

'એ કોઈના હાથનું રાંધેલું ખાતા નથી. એ ચુસ્ત દક્ષિણી બ્રાહ્મણ છે. આ ગરમ દૂધ એમને કામ આવશે.' મને તેડીને આવેલો નોકર એ લોટો ઊંચકીને બુવાને આપી આવ્યો. હું જમ્યો. ભાતમાં ઘી એટલું બધું હતું કે પેટમાં સખત ભૂખ ન હોત તો એ ખાવાની જ મેં ના પાડી હોત. પકૌડા તો હતા જ અને કચોરી પણ ખરી.

'ભગવન્, આપ અંગ્રેજી શીખ્યા છો?'

'થોડુંક આવડે છે ખરું.'

'ક્યાં સુધી ભણ્યા છો ભગવન્? આમ અમારાથી પુછાય નહીં એ જાણીએ છીએ. કહેવામાં વાંધો હોય તો નહીં કહેતા.'

'વાંધો શાનો હોય? કૉલેજમાં બી. એ.નું ભણતર પૂરું કર્યું છે.'

'અહો ધનભાગ્ય અમારાં! અને સંસ્કૃત પણ જાણતા હશો.'

મેં કહ્યું, 'અમારે ત્યાં ઘણાખરા વિદ્યાર્થીઓ કૉલેજમાં બીજી ભાષા તરીકે સંસ્કૃત જ લે છે.'

પછી તો પૂછવું જ શું? આપણો અતિથિ ચારે ઇલ્મ જાણે છે એ જાણીને બધા ખુશ થયા. ચાર ઇલ્મ એટલે અંગ્રેજી, સંસ્કૃત, ઉર્દૂ અને શાસ્ત્રી (શાસ્ત્રી એટલે હિંદી). હું ઉર્દૂ જાણતો હોઈશ એમ એમણે માની જ લીધું. પંજાબ અને કાશ્મીર તરફ ઉર્દૂ ન જાણનાર ક્યાંથી હોય? એ લોકોએ મને ધર્મ, અર્થ, કામ, મોક્ષના કેટલાયે સવાલો પૂછ્યા. ધરાયેલો બ્રાહ્મણ વાતો કરતાં ડરે નહીં. એટલે મેં પણ એમને બધા સવાલોના યથામતિ જવાબો આપ્યા.

હું પાછો ચિનાર તળે ગયો. ત્યાં સેવકરામ અને બુવાની વાતો ચાલતી હતી.

બુવા કહે, 'ક્ષીરભવાનીએ મને ક્ષીરનો એક લોટો મોકલ્યો. ગરમ ગરમ ખાસું દૂધ મળ્યા પછી માણસને બીજું જોઈએ શું?'

સેવકરામની શ્રદ્ધા હવે દૃઢ થઈ હતી. હું શી રીતે ગયો, ત્યાં શું ખાધું, શી શી વાતો કરી, એ બધું કહ્યું, એટલે સેવકરામ નિસાસો નાખીને કહે, 'ક્ષીર-ભવાનીએ પોતાનો પરચો બતાવ્યો. એટલું જ નહીં, પણ જેને જે ખોરાકની ટેવ હતી તે જ ખોરાક અચૂક આપ્યો. મારા નસીબમાં સવારનો ઠંડો ભાત અને કડમ-ની ભાજી હતી. માણસનું કરમ કંઈ એને છોડે?' બુવા કહે, 'અને મને ખાંડ અને દૂધ કરતાં વધારે કશું જોઈતું જ ન હતું.'

અમે સૂઈ ગયા. સવારે એ જ ઓટલા પાસે એક મહારાજ પૂરીઓ તૈયાર કરતો હતો. એની પાસે ઘણી વાસી પૂરીઓ હતી. એ એક તાજી પૂરી તૈયાર કરતો જાય અને એના પર એક વાસી મૂકતો જાય. આમ તાજી અને વાસીને ઓતપ્રોત કરી એણે બધો માલ સુધાર્યો! સેવકરામે એની ખૂબ ઝાટકણી કાઢી. 'ક્ષીરભવાનીના બેટ ઉપર આવી હરામી કર્યે તારું કોઈ કાળે ભલું નથી થવાનું.'

'તે ક્ષીરભવાની મને ખવડાવવાનું માથે લે તો હું ધંધો જ નહીં કરું. ગઈ કાલે ઘરાકોએ બધી પૂરી મારી પાસેથી ખરીદી હોત તો આજ એમને આમ વાસી પૂરી ખાવી ન પડત.'

એને મન ગઈ કાલના અને આજના બધા ઘરાક મળીને એક વર્ગ હતો અને તેઓ એકબીજા માટે જવાબદાર હતા. આપણે પણ એ જ ઢબે વિચાર નથી કરતા?

વણિકપુત્ર પછી છ મહિનાની અંદર પરણ્યો કે નહીં તેની આપણને કોણ ખબર આપે? એટલે એટલો પરચો જાણવાનો રહી જ ગયો!

**ડિસેમ્બર, '૩૦**

## ૫૦. સ્વર્ગમાં નરક

કાશ્મીરને પૃથ્વી ઉપરનું સ્વર્ગ કહેવામાં આવે છે અને સાથે જ ત્યાંનું કુદરતી સૌન્દર્ય—ત્યાંના જલસ્રોત, મોટાં મોટાં તળાવો ને તેમાંનાં અગણિત કમળો, ફૂલ, પાન અને ફળ, યોગી જેવા ધ્યાનગંભીર પહાડો અને બાળકની ચિત્તવૃત્તિ જેવા ચંચળ મેઘ—બધું જ સ્વર્ગીય છે. બારામુલ્લા(વરાહમૂલમ્)થી માંડીને ઠેઠ અમરનાથ સુધી અમે ખૂબ રખડ્યા, ઘણીયે વસ્તુઓ જોઈ, ઠીક ઠીક વાંચ્યું, ફળ અને મૂળ ખાધાં; સાધુસંતોનાં દર્શન લીધાં અને ત્યાંની કારીગરીના દર્શનથી આંખને તૃપ્ત કરી. ઝૂંપડીમાં રહેનારા ગરીબ ખેડૂતનું આતિથ્ય ચાખ્યું અને 'ક્ષીણે પુણ્યે' જમ્મુના રસ્તે થઈને મર્ત્યલોકમાં આવવા માટે તૈયાર થયા.

હિમાલયમાં તે વખતે લગભગ અઢી હજાર માઈલની યાત્રા અમે પગપાળા પૂરી કરી હતી. દરમ્યાન અમારા બંનેનાં શરીરમાં મલેરિયાએ ઘર ઘાલ્યું હતું. બુવા અને હું એટલા થાકી ગયા હતા કે એક પાણીનો લોટો ઊંચકવો પણ ભારે પડતો. શ્રીનગરથી ખનબલ સુધી જવા માટે અમે એક ડુંગી ભાડે રાખી અને તેમાં સવાર થયા. નદીનો પ્રવાહ અમને બહુ જ રમણીય લાગ્યો; પણ હોડીવાળો અમને બીજબ્યારા સુધી જ લઈ ગયો. આગળ જવાની તેણે સાફ ના પાડી. તેની ભાષા સમજવી તો મુશ્કેલ જ હતી; પણ તેણે અમને સમજાવ્યું કે 'અહીંથી થોડે છેટે આજકાલ હોડીઓ વેઠે પકડાય છે; આગળ જઈશ તો મારી હોડી વેઠે પકડી જશે.' અમે તેની સાથે ખૂબ લડયા, અમે કહ્યું કે જ્યાં સુધીનું ભાડું અમે તને આપ્યું છે ત્યાં સુધી તો તારે અમને લઈ જવા જ પડશે. એ કહેવા લાગ્યો કે 'પ્રાણ જાય તોયે હું આગળ જવાનો નથી,' અને અમે પણ ઠાંસીને કહ્યું કે ખનબલ પહોંચ્યા પહેલાં અમે હોડી છોડવાના નથી. એમ એક સત્યાગ્રહ જ શરૂ થયો. પણ મારો પક્ષ ધર્મપક્ષ હતો એમ કેમ કહી શકું?

એ બિચારાની સ્થિતિ હું સમજી શકતો હતો. પણ ઇલાજ શો? क्षीणा नरा निष्करुणा भवन्ति!

છેવટે મારા હૃદયમાં ધર્મબુદ્ધિ જાગી અને નાવને ત્યાં જ પડતી મૂકી અમે બંને અમારો સામાન ઊંચકી લઈ આગળ ચાલવા મંડયા. બીજબ્યારાથી ખનબલ સુધી. અમને આશા હતી કે ખનબલ પહોંચ્યા પછી એકાદ વાહન કે મજૂર મળશે અને પછી ત્યાંથી 'પીરપુંજાળ'નો પહાડ ઓળંગીને સુખેથી જમ્મુ પહોંચી જઈશું. પણ ખનબલમાં મજૂર કે ઘોડો કશું જ મળી શકયું નહીં. લોકોએ કહ્યું કે અહીં મજૂર આમ ન મળી શકે. સ્થાનિક અમલદારને અરજી કર્યા પછી જ સરકારની મારફત મજૂર મળી શકે. ઑફિસરને ત્યાં અમે ગયા. મને સાધુના વેશમાં જોઈને હું કંઈ દાન માગવા આવ્યો હઈશ એવું તેણે અનુમાન કર્યું. અને તરત ઘરની અંદર જઈ કહેવડાવ્યું કે 'સાહેબ ઘેર નથી.' હવે શું કરવું? મજૂર કેવી રીતે મેળવવો? અને તે જો ન મળે તો સામાનનું શું કરવું? અમારા બુવા બીજાનું રાંધેલું ખાતા નથી તેથી તેમને માટે અમારે તવો, તપેલી વગેરે રાંધવાનાં વાસણો પણ સાથે રાખવાં પડતાં. અમે માંદા ન હોત તો આ બોજો અમારે માટે ભારે ન હતો, પણ આજે તો અમને મજૂર વગર ચાલે તેમ ન હતું.

સંકટમાં પડેલા પ્રાણીને કોઈ ને કોઈ યુક્તિ સૂઝે જ છે. મજૂર મેળવી આપવા માટે મેં એક અરજી અંગ્રેજીમાં લખી અને જાતે મામલેદારની કચેરીમાં આપી આવ્યો. મારો વેશ તો પહેલાંનો જ હતો, પણ અંગ્રેજીએ મારું કામ પાર પાડયું. મામલેદાર સાહેબે તાબડતોબ હુકમ આપ્યો કે "આમને અત્યારે ને અત્યારે એક મજૂર આપો."

તે જ દિવસે થોડી કાશ્મીરી ફોજ પણ જમ્મુ જવાની હતી. તેને માટે પણ મજૂરોની જરૂર હતી જ. સંખ્યાબંધ મજૂરો અને ટટ્ટુઓને પકડી આણવામાં આવ્યાં. લશ્કરવાળાઓએ પોતાના મજૂર પસંદ કરી લીધા. અને અમારે ભાગે એક હાથ તૂટેલો ઠૂંઠો મજૂર આવ્યો. અમે અમારા સામાનનું એક પોટલું બાંધ્યું અને તેના માથા પર ચડાવ્યું. તેણે પોતાના અદ્વિતીય હાથથી તે પકડી રાખ્યું. અમે ચાલ્યા. અમારી વાતો પણ અમારી સાથે જ ચાલવા લાગી. શરૂઆત તો મજૂરને એના હાથ તૂટવાના કારણ પૂછવાની સાથે થઈ. મારા પૂછવાથી ઘેર કોણ કોણ છે, ખેતી કેટલી છે વગેરે હકીકત તેણે જણાવી. નસીબ ઉપર હવાલો નાખી જીવન વિતાડનાર ખેડૂતવર્ગનો તે એક ભોળો પ્રતિનિધિ હતો. મારા મનમાં દયા ઉપજાવવાની કળા પણ તે ભોળા પાસે ન હતી. અથવા આ દુનિયામાં કોઈ કોઈની દયા ખાશે કે મધ્યમ વર્ગના માણસનું હૃદય કોઈ દિવસ પીગળશે એવી તેને આશા પણ ન હોય. ભિક્ષા પર નભનાર આ સાધુ મધ્યમ વર્ગમાંનો જ છે એ તો મારાં રોલ્ડગોલ્ડનાં ચશ્માં જ કહેતાં હતાં. તે ભોળો ખેડૂત પૂરેપૂરી નિખાલસતાથી પોતાનું વીતક કહ્યે જતો હતો. તેને ખબર પણ ન હતી કે અજાણપણે તે મારા હૃદયમાં વિષાદનું એક તીક્ષ્ણ ખંજર ધીમે ધીમે ઊંડું ભોંકતો હતો.

તે બિચારા ગામડિયાની કહાણી હવે પૂરતી ધ્યાનમાં પણ નથી. “ખેતીના કટોકટીના દિવસ છે, ઘરમાં કોક માંદું છે, હમણાં જ પરણેલો તરુણ છોકરો બાપનું કહ્યું માનતો નથી, ઘરમાંની એકની એક ગાલ્લી ભાંગી ગઈ છે, ‘એકલે હાથે’ જ બધું વૈતરું કરવું પડે છે.” વગેરે મતલબની તેની સર્વસાધારણ કહાણી હતી. હું મનમાં વિચાર કરવા લાગ્યો કે હું આ શું કરી રહ્યો છું. અહીંની સરકારની મદદ લઈને ઓછામાં ઓછી મજૂરીએ મેં એક ગુલામ મારા કામ માટે પકડાવી આણ્યો છે. મારી સેવા કરવાની તેની તલભાર પણ ઇચ્છા નથી. કેવળ લાચાર થઈને તે મારો સામાન માથે ઉપાડીને મારી સાથે ચાલી રહ્યો છે. મારી પ્રાર્થના-માંનો એક શ્લોક લાલ આંખ કરી મને કહેવા લાગ્યો—

न जातु कामान्न भयान्न लोभात् धर्मं त्यजेत् जीवितस्यापि हेतोः ।

શરીર કહેવા લાગ્યું—પણ આટલો બોજો લઈ બસો પોણાબસો માઈલનો પ્રવાસ કેમ વેઠાશે? ‘समर्थो धर्ममाचरेत् ।’ જે સમર્થ છે તે જ ધર્મનું સંપૂર્ણ પાલન કરી શકે. સંકટ સમયે ગમે તેમ કરી નભાવી લેવું જોઈએ. આ બિચારાને થોડી મજૂરી મળવાની પણ આશા નથી. એટલે તેને ભરપૂર મજૂરી આપવી—થોડીક વધારે આપવી અને ગમે તેમ કરી માર્ગ વટાવવો, એ જ આપદ્‌ધર્મ છે.

આપદ્‌ધર્મનો યુક્તિવાદ હમેશાં સીધોસાદો દેખાય છે પણ તે મારા હૃદયે કબૂલ રાખ્યો નહીં. હૃદય બોલી ઊઠ્યું: તને અહીં કોણે બોલાવ્યો હતો? કયું મહાપરાક્રમ કરવા તું અહીં આવ્યો? યાત્રાને બહાને, ધર્મપ્રાપ્તિ માટે આત્મશુદ્ધિ થાય તેટલા માટે તું અહીં આવ્યો. હિમાલય જેવી પરમાત્માની વિશાળ વિભૂતિનાં

દર્શન કરીને પણ જો મન આટલું દુર્બળ અને સંકુચિત રહે તો યાત્રાનું ફળ શું આવ્યું? અને તું જમ્મુ ન જ જઈ શકે તો શી મોટી આપત્તિ આવી પડવાની છે?

માણસ માણસને—પોતાના ભાઈને—પશુ બનાવે અને તેની મરજી વિરુદ્ધ દમદાટીથી તેની પાસેથી પોતાની ચાકરી કરાવે એ શું ન્યાય છે? આ બિચારો એક હાથ તૂટી ગયો છતાં સમાજ પાસે પેન્શન પણ માગતો નથી. સવારથી સાંજ સુધી અને એક ચોમાસાથી બીજા ચોમાસા સુધી થાય તેટલી મજૂરી કર્યે જ જાય છે. પોતાના પરસેવાનો કમાયેલો રોટલો ખાય છે, ને પોતાનાં બાલબચ્ચાંને ખવડાવે છે, અને આખી દુનિયા માટે અન્ન પેદા કરે છે. શું આ તેનો ગુનો છે? આટલી એક વાત સાચી કે થોડુંક અંગ્રેજી શીખીને ગરીબોને કેમ ચૂસવા તેની કેળવણી માત્ર તેને મળેલી નથી. અને તેથી જ સરકારી અમલદારો તેને જનાવરની જેમ પકડી આણી શકે છે અને મારા જેવા આયતું ખાનારાના કામ માટે જબરદસ્તીથી મોકલી શકે છે.

અમે જેમ તેમ કરીને તે દિવસના મુકામે જઈ પહોંચ્યા. અમે બન્ને સાથે આણેલા મગદળના લાડવા આરોગવા બેઠા અને એ બિચારો એકહસ્ત કિસાન કપડાના ચીથરામાં બાંધી આણેલો ટાઢો ભાત કાઢીને તેના ફાકા મારવા લાગ્યો. તે બિચારો ખૂબ આનંદથી અને રુચિથી ટાઢો ભાત ખાતો હતો. પણ મારા લાડવા કેમે કરી મારા ગળાની નીચે ઊતરે જ નહીં. પેટમાં ભૂખ સારી પેઠે હતી પણ વચ્ચે જ હૃદય બોલતું, “કેમ ખાય છે? આ તો હરામખોરી છે.” હું ઊઠ્યો ને બધા લાડુ તે મજૂરને આપી દીધા અને એને ખાવાનો આગ્રહ કર્યો. પણ તે તેના ગળા નીચે કેમ કરીને ઊતરે? તેને પોતાનાં બાલબચ્ચાં યાદ આવ્યાં. એકે લાડુ તેણે ખાધો નહીં. ભાતના ખાલી થયેલા લૂગડામાં તેણે તે બાંધી લીધા. મને સારું લાગ્યું; પણ તે જ વખતે દૂબળા શરીરને ફરી લોભ છૂટ્યો. મેં કહ્યું, “અરે ભાઈ, અહીં જેટલી મજૂરી અપાય છે તેટલી તને પૂરેપૂરી આપીશ. પણ થોડાક દિવસ મારી સાથે ચાલ. દરેક મુકામે જતાંવેંત બીજો મજૂર મેળવવાની કોશિશ કરીશ અને કોક મળી આવે કે તરત તને રજા આપીશ.” માણસને ધર્મજ્ઞાન ગમે તેટલું થાઓ, પણ લાચારી અને લોભ તેને સ્વાર્થ તરફ ખેંચ્યા જ કરે છે. મારા બોલવામાં કંઈક દયા ને માણસાઈ જોઈને મજૂર બોલ્યો, “સરકારી કાયદા પ્રમાણે હું જમ્મુ સુધી જવાને બંધાયેલો છું. પણ જો આપ મને અહીં જ રજા આપો તો આપનો ભારે ઉપકાર થશે. મને સરકારી કાયદા મુજબની મજૂરીય નથી જોઈતી ને તમે આપશો તે પૂરી મજૂરી પણ નથી જોઈતી. મને જવા દો એટલે બસ.”

તુચ્છતાનો હું પૂર્ણ અનુભવ લઈ શક્યો. નિર્લજ્જ લોભ સુકાઈ ગયો અને વ્રીડાનો વિજય થયો. સામાનના બોજા કરતાં આ પાપનો બોજો છેવટે અસહ્ય થયો એટલે ઓટીમાંથી પૈસા કાઢીને મેં તેને આપ્યા અને કહ્યું: "અરે ભાઈ, તું સુખેથી તારે ઘેર જા. મારું જે થવાનું હોય તે થાઓ." અમે ત્રણે એકબીજા તરફ નજર ટેકવીને પ્રસન્ન થયા. અમને ત્રણેયને તે રાતે પોતપોતાને ઠેકાણે સત્યયુગની નિદ્રા મળી.

બીજે દિવસે જ્યારે ફોજના સૂબેદારને ખબર પડી કે સાથે મુસાફરી કરનાર બે સાધુઓએ વેઠિયા મજૂરને રાત્રે રજા આપી દીધી છે ત્યારે તેણે અમારો સામાન પોતાના ટટ્ટુ ઉપર લદાવવાની ગોઠવણ કરી આપી. ટૂંકમાં, અમને અમારો સામાન ઊંચકવો ન પડયો એ ખરું; પણ રોજ ૨૦-૨૫ માઈલની ને ક્યારેક તો ૩૦-૩૦ માઈલની મજલ કરતા કરતા ફોજના વેગથી અમારે જમ્મુ જવાની ફરજ પડી. કોક કોક વખતે ઉજાગરા ને થાકને કારણે આંખે અંધારિયાં આવતાં અને દારૂડિયાની જેમ પગલાં પડતાં, પણ તેમાં હૃદયને સુખ હતું.

સપ્ટેમ્બર, '૩૬

# ૫૧. પાલખીવાળો સંન્યાસી

અમે અમરનાથની યાત્રા માટે કાશ્મીર ગયા હતા—મારા મિત્ર રામદાસી સાધુ, અનંતબુવા અને હું. રાવલપિંડીથી ૨૦૦ માઈલનો પ્રવાસ આઠ દિવસમાં પગપાળો પૂરો કરી શ્રીનગર પહોંચ્યા. રસ્તામાં અનેક સાધુઓ સાથે પરિચય થયો. તેમાંના મોટા ભાગના સ્વાભાવિકપણે જ પંજાબ તરફના સંન્યાસીઓ હતા. ઠેક-ઠેકાણે શીખ *ધર્મશાળામાં ઊતરવાની સગવડ હતી. ધર્મશાળામાંના *ગ્રન્થીઓ હંમેશ સજ્જન જ મળી આવતા. કેટલાક હાથપગ ધોવા સારુ ગરમ પાણી આપે, તો કોઈ હાથમાં સાવરણી લઈ જાતે જમીન વાળી કરી ત્યાં અમને અમારું આસન પાથરવા આગ્રહ કરે. સાધુઓની સંખ્યા ખૂબ વધી જતી તો આ ગ્રન્થીઓ પોતાને ત્યાંના બધા જ કામળા ઓઢવા-પાથરવા આપી દેતા!

અમારા અનંતબુવા મહારાષ્ટ્રના દેશસ્થ બ્રાહ્મણ. બીજા કોઈના હાથની રસોઈ તેમને ન ખપે. તેમને પોતાને હાથે જ રાંધવાનું છે એવી ખબર પડે એટલે ગ્રન્થીઓ તેમને સાથે લઈ લોટ, દાળ, મીઠું, ઘી વગેરેની ભિક્ષા માગવા માટે ગામમાં ફરતા. શ્રદ્ધાભક્તિપૂર્વક સાધુઓની આટલી સેવા થતી જોઈ શીખ ધર્મ અને શીખ સમાજ વિશે મારા મનમાં ભારે આદરભાવ જાગ્યો. આ ગ્રન્થીમાંના

* શીખોનાં મંદિરોમાં મૂર્તિઓ નથી હોતી. ત્યાં તેઓ તેમના ધર્મપુસ્તક 'ગ્રંથસાહેબ'ની પૂજા કરે છે. આવાં મંદિરોને એ તરફ 'ધર્મશાળા' કહેવામાં આવે છે અને ગ્રંથસાહેબની પૂજા કરનાર અને પઠન કરનાર પૂજારીઓને ગ્રંથી કહે છે.

કેટલાક તો ધર્મની ચર્ચા પણ કરતા. કેટલાક સારાં ભજનો ગાઈ સંભળાવતા. પ્રવાસી સાધુને જગતની ભલમનસાઈનો સારી પેઠે અનુભવ થાય છે. દોષ જોવા માટે તો એક જ ઠેકાણે લાંબા વખત સુધી રહેવું જોઈએ. આ શીખ ધર્મશાળા-ઓમાં જો કંઈ ગોટાળો હોય તો તે મારા ધ્યાનમાં કદાપિ આવ્યો નહીં.

અહીંના ગૃહસ્થી લોકોની શ્રદ્ધા જોઈને હું તો ચકિત થયો. પણ સાધુ લોકોનું જીવન આવી શ્રદ્ધાને માટે લાયક હતું એમ હું ન કહી શકું. સાધુઓનાં બ્રહ્મચર્ય કે નૈતિક જીવનની વાત હું અહીં નથી કરતો. સામાન્ય વ્યવહારમાં જે સજ્જનતા, ભલાઈ અને ખાનદાની હોવાં જોઈએ તેનો મોટે ભાગે અભાવ જોવામાં આવતો. વાતવાતમાં આ લોકો લડી પડતા, કોઈ પોચા દિલનો ભક્ત નજરે પડે કે તેની પાસેથી વધારેમાં વધારે લાભ પડાવવા તેઓ અંદર અંદર કાવતરાં રચતા. છતાં "भिक्षुको भिक्षुकं दृष्ट्वा श्वानवत् घुर्घुरायते।" એ જ અનુભવ બધે થતો. તેમાંના કેટલાક સાધુઓ આર્યવૃત્તિવાળા, અત્યંત ક્ષમાશીલ, ધીર, ગંભીર અને સહિષ્ણુ જરૂર હતા. ધંધાદારી સાધુઓની હીનવૃત્તિ જોઈને તેમને ખૂબ ખેદ ઊપ-જતો; પણ કહેવાથી કશું વળવાનું નથી એ પણ તેઓ જાણતા હતા. તેથી કલિ-કાલનું માહાત્મ્ય ઓળખીને ચુપચાપ બેસી રહેતા.

[અહીં મસૂરી-ટેહરીના રસ્તા ઉપર અન્ય સમયે બનેલી એક ઘટના યાદ આવે છે. અમે રસ્તા પરના એક ગામમાં, સારા એવા ઘરમાં જઈને 'અમારા ભોજનની કંઈ ગોઠવણ કરો' એમ ઘરધણીને કહ્યું. તે ગૃહસ્થે સીધી ના જ પરખાવી. અમે પાછા ફર્યા. તેના નકારથી અમને જેટલું આશ્ચર્ય થયું તેથી વધારે આશ્ચર્ય કશું બોલ્યાચાલ્યા વગર અમે પાછા ફર્યા તેથી તે ગૃહસ્થને થયું. તે ગૃહસ્થે અમને પાછા બોલાવીને કહ્યું, "ઘણા સાધુઓ આવીને અમારી સતામણી કરે છે. ખાવા બેઠા પછી અનેક જાતની વસ્તુઓ માગે, ન આપીએ તો ગાળો આપીને કહે છે કે જમાડવાનું પ્રથમ વચન શા સારુ આપ્યું હતું? તેથી હવે હું કોઈને પણ જમાડતો નથી. તમે સજ્જન દેખાઓ છો. હું તમને જે કાંઈ અને જેટલું ખવડાવું તેથી જો તમને સંતોષ થતો હોય તો તમારા ખાવાની હું ગોઠવણ કરી શકું."

અમે તરત હા પાડી. એક કલાકની અંદર ગરમ ગરમ ખાદ્ય પદાર્થોથી ભરેલી ચાર થાળીઓ તે યજમાને અમારી આગળ આણીને ધરી. અમે ચાર મૂર્તિઓ હતા. અમે જોયું કે બધાને માટે એક જ થાળી પૂરતી હતી. ચાર પતરાળાં મંગાવીને અમે ત્રણ થાળીઓ પાછી મોકલી દીધી. યજમાનને ખૂબ નવાઈ લાગી. સાથે સાથે તેને દુઃખ પણ થયું. તેણે કહ્યું, "આવા સાધુઓ કદી મારા જોવામાં આવ્યા નથી. તમે વધારે માગશો એ અપેક્ષાએ ઘરમાં હજી વધારે રસોઈ તૈયાર કરી રાખી છે. પણ તમો તો હું લાવ્યો છું એટલું પણ ખાતા નથી!"]

પણ ટેહરી તરફની આ વાતને ત્યાં જ પડતી મૂકી આપણે આપણા કાશ્મીરના પ્રવાસ તરફ વળીએ. અમે જ્યાં જતા ત્યાં ડુંગળી અને બટાટાનું શાક મળતું.

મહારાષ્ટ્રી બ્રાહ્મણોને ડુંગળી સાધારણપણે ન ખપે. અને અમારી સાથેના પંજાબી સંન્યાસીઓને ડુંગળી ન હોય તો બટાટાનું શાક ગળા નીચે ન ઊતરે. છેવટે મેં જ વિચાર કર્યો કે બબ્બે શાક રંધાવવામાં કંઈ માણસાઈ નથી. ડુંગળી એટલે શ્વેતવર્ણ શાલિગ્રામ જ. ઊભા કાપીએ તો શંખ થાય અને આડા કાપીએ તો ચક્ર દેખાય. એને નિષિદ્ધ માનવા યોગ્ય નથી. પછી તો હું મારા ભાણામાંથી ડુંગળીના કટકા વીણી વીણીને પંજાબી સાથીઓને આપતો અને માત્ર બટાટા ખાતો.

શ્રીનગરમાં ગયા બાદ અમે નારાયણ મઠમાં ઊતર્યા. ભોજન પછી મઠપતિએ સવાલ કર્યો, "તમને ભિક્ષા મળી કે?" ત્યારે મને ખૂબ વિચિત્ર લાગ્યું. ગૃહસ્થી જીવનને ટેવાયેલા મારા કાનને "તમારું ભોજન થયું કે?" એવો સવાલ સાંભળવાની ટેવ હતી. ભિક્ષા માગવા પ્રત્યે મને એટલી ઘૃણા ન હતી જેટલી ભિક્ષા શબ્દ સાંભળવા પ્રત્યે. એક ક્ષણમાત્ર વિચાર કરતાં હું મારા મનને સમજાવી શક્યો કે સાધુઓના ભોજન માટે માત્ર ભિક્ષા શબ્દ જ યોગ્ય છે.

શ્રીનગરમાં જુદા જુદા પ્રાંતના અનેક સાધુઓ અમરનાથની યાત્રા માટે આવ્યા હતા. કાશ્મીર રાજ્ય તરફથી તેમને ભોજન મળતું હતું અને તમાકુ માટે થોડાક પૈસા પણ મળતા. એક સાધુએ જઈને મારું નામ પણ લખાવ્યું ને મારા ભાગના તમાકુના પૈસા તે ઉઘરાવી લાવ્યો. આખા જન્મારામાં મેં તમાકુ કે બીડીનો સ્પર્શ સરખો હોઠને થવા દીધો નથી; પણ કાશ્મીર રાજ્યના હિસાબના ચોપડામાં બ્રહ્મચારી દત્તાત્રેયને નામે તમાકુના પૈસા ઉધારેલા આજે પણ મળી આવે તેમ છે!!

એક વૃદ્ધ સંન્યાસી તે જ વરસે અમરનાથની યાત્રા માટે શ્રીનગર આવ્યો હતો. જગત તેને ઓળખતું ન હતું, એ કાંઈ તેનો દોષ નહોતો. એ પોતે પોતાની યોગ્યતા પૂરેપૂરી જાણતો હતો. તેનો ત્યાગ ને વૈરાગ્ય, તેનું જ્ઞાન ને ભક્તિ, તેનું શાસ્ત્રાધ્યયન ને અનુભવ એ બધું લોકોત્તર હતું એ વિશે તેના મનમાં રતીભાર પણ શંકા ન હતી. શ્રીનગરમાં આવતાંવેંત જ તેણે રાજ્યના અધિકારીઓને કહ્યું કે મારે અમરનાથ જવા માટે એક પાલખી જોઈએ. આ યાજ્ઞવલ્ક્ય, અથવા મંડનમિશ્ર શ્રીનગર સુધી કયા વાહન ઉપર આરૂઢ થઈને આવેલા તેનો કોઈને જ પત્તો લાગ્યો નહીં. અમલદારોએ એને ખૂબ સમજાવ્યો. સાધુની હઠ જોઈને તેમણે એક ઘોડો આપવાનું કબૂલ્યું. પણ હિમાલયના જેવો જેનો નિશ્ચય દૃઢ છે એવો એ સાધુ પોતાના શબ્દ પાછા લે ખરો? 'હું પાલખી જ લઈશ' એમ તેણે તો ચોખ્ખું કહી નાખ્યું.

અમલદારો થાક્યા, કંટાળ્યા અને ત્યાંથી નીકળી ગયા. પેલા સંન્યાસીએ તો ઉપવાસ શરૂ કર્યા. ચાર દિવસ ગયા, આઠ ગયા, કોઈએ તેની પૂછપરછ સરખી ન કરી. તેની પ્રાણશક્તિ ક્ષીણ થઈ. હવે તેને કોઈ પાલખી આપત તોય તે અમરનાથની યાત્રા ન કરી શકત. લોકોએ તેને ખુલ્લા મેદાન ઉપર એક ખાટલો પાથરી

કેટલાક તો ધર્મની ચર્ચા પણ કરતા. કેટલાક સારાં ભજનો ગાઈ સંભળાવતા. પ્રવાસી સાધુને જગતની ભલમનસાઈનો સારી પેઠે અનુભવ થાય છે. દોષ જોવા માટે તો એક જ ઠેકાણે લાંબા વખત સુધી રહેવું જોઈએ. આ શીખ ધર્મશાળાઓમાં જો કંઈ ગોટાળો હોય તો તે મારા ધ્યાનમાં કદાપિ આવ્યો નહીં.

અહીંના ગૃહસ્થી લોકોની શ્રદ્ધા જોઈને હું તો ચકિત થયો. પણ સાધુ લોકોનું જીવન આવી શ્રદ્ધાને માટે લાયક હતું એમ હું ન કહી શકું. સાધુઓનાં બ્રહ્મચર્ય કે નૈતિક જીવનની વાત હું અહીં નથી કરતો. સામાન્ય વ્યવહારમાં જે સજ્જનતા, ભલાઈ અને ખાનદાની હોવાં જોઈએ તેનો મોટે ભાગે અભાવ જોવામાં આવતો. વાતવાતમાં આ લોકો લડી પડતા, કોઈ પોચા દિલનો ભક્ત નજરે પડે કે તેની પાસેથી વધારેમાં વધારે લાભ પડાવવા તેઓ અંદર અંદર કાવતરાં રચતા. છતાં "भिक्षुको भिक्षुकं दृष्ट्वा श्वानवत् घुर्घुरायते।" એ જ અનુભવ બધે થતો. તેમાંના કેટલાક સાધુઓ આર્યવૃત્તિવાળા, અત્યંત ક્ષમાશીલ, ધીર, ગંભીર અને સહિષ્ણુ જરૂર હતા. ધંધાદારી સાધુઓની હીનવૃત્તિ જોઈને તેમને ખૂબ ખેદ ઊપજતો; પણ કહેવાથી કશું વળવાનું નથી એ પણ તેઓ જાણતા હતા. તેથી કલિકાલનું માહાત્મ્ય ઓળખીને ચુપચાપ બેસી રહેતા.

[અહીં મસૂરી-ટેહરીના રસ્તા ઉપર અન્ય સમયે બનેલી એક ઘટના યાદ આવે છે. અમે રસ્તા પરના એક ગામમાં, સારા એવા ઘરમાં જઈને 'અમારા ભોજનની કંઈ ગોઠવણ કરો' એમ ઘરધણીને કહ્યું. તે ગૃહસ્થે સીધી ના જ પરખાવી. અમે પાછા ફર્યા. તેના નકારથી અમને જેટલું આશ્ચર્ય થયું તેથી વધારે આશ્ચર્ય કશું બોલ્યાચાલ્યા વગર અમે પાછા ફર્યા તેથી તે ગૃહસ્થને થયું. તે ગૃહસ્થે અમને પાછા બોલાવીને કહ્યું, "ઘણા સાધુઓ આવીને અમારી સતામણી કરે છે. ખાવા બેઠા પછી અનેક જાતની વસ્તુઓ માગે, ન આપીએ તો ગાળો આપીને કહે છે કે જમાડવાનું પ્રથમ વચન શા સારુ આપ્યું હતું? તેથી હવે હું કોઈને પણ જમાડતો નથી. તમે સજ્જન દેખાઓ છો. હું તમને જે કાંઈ અને જેટલું ખવડાવું તેથી જો તમને સંતોષ થતો હોય તો તમારા ખાવાની હું ગોઠવણ કરી શકું."

અમે તરત હા પાડી. એક કલાકની અંદર ગરમ ગરમ ખાદ્ય પદાર્થોથી ભરેલી ચાર થાળીઓ તે યજમાને અમારી આગળ આણીને ધરી. અમે ચાર મૂર્તિઓ હતા. અમે જોયું કે બધાને માટે એક જ થાળી પૂરતી હતી. ચાર પતરાળાં મંગાવીને અમે ત્રણ થાળીઓ પાછી મોકલી દીધી. યજમાનને ખૂબ નવાઈ લાગી. સાથે સાથે તેને દુ:ખ પણ થયું. તેણે કહ્યું, "આવા સાધુઓ કદી મારા જોવામાં આવ્યા નથી. તમે વધારે માગશો એ અપેક્ષાએ ઘરમાં હજી વધારે રસોઈ તૈયાર કરી રાખી છે. પણ તમો તો હું લાવ્યો છું એટલું પણ ખાતા નથી!"]

મહારાષ્ટ્રી બ્રાહ્મણોને ડુંગળી સાધારણપણે ન ખપે; અને અમારી સાથેના પંજાબી સંન્યાસીઓને ડુંગળી ન હોય તો બટાટાનું શાક ગળા નીચે ન ઊતરે. છેવટે મેં જ વિચાર કર્યો કે બબ્બે શાક રંધાવવામાં કંઈ માણસાઈ નથી. ડુંગળી એટલે શ્વેતવર્ણ શાલિગ્રામ જ. ઊભા કાપીએ તો શંખ થાય અને આડા કાપીએ તો ચક્ર દેખાય. એને નિષિદ્ધ માનવા યોગ્ય નથી. પછી તો હું મારા ભાણામાંથી ડુંગળીના કટકા વીણી વીણીને પંજાબી સાથીઓને આપતો અને માત્ર બટાટા ખાતો.

શ્રીનગરમાં ગયા બાદ અમે નારાયણ મઠમાં ઊતર્યા. ભોજન પછી મઠપતિએ સવાલ કર્યો, "તમને ભિક્ષા મળી કે?" ત્યારે મને ખૂબ વિચિત્ર લાગ્યું. ગૃહસ્થી જીવનને ટેવાયેલા મારા કાનને "તમારું ભોજન થયું કે?" એવો સવાલ સાંભળવાની ટેવ હતી. ભિક્ષા માગવા પ્રત્યે મને એટલી ઘૃણા ન હતી જેટલી ભિક્ષા શબ્દ સાંભળવા પ્રત્યે. એક ક્ષણમાત્ર વિચાર કરતાં હું મારા મનને સમજાવી શક્યો કે સાધુઓના ભોજન માટે માત્ર ભિક્ષા શબ્દ જ યોગ્ય છે.

શ્રીનગરમાં જુદા જુદા પ્રાંતના અનેક સાધુઓ અમરનાથની યાત્રા માટે આવ્યા હતા. કાશ્મીર રાજ્ય તરફથી તેમને ભોજન મળતું હતું અને તમાકુ માટે થોડાક પૈસા પણ મળતા. એક સાધુએ જઈને મારું નામ પણ લખાવ્યું ને મારા ભાગના તમાકુના પૈસા તે ઉઘરાવી લાવ્યો. આખા જન્મારામાં મેં તમાકુ કે બીડીનો સ્પર્શ સરખો હોઠને થવા દીધો નથી; પણ કાશ્મીર રાજ્યના હિસાબના ચોપડામાં બ્રહ્મચારી દત્તાત્રેયને નામે તમાકુના પૈસા ઉધારેલા આજે પણ મળી આવે તેમ છે!!

એક વૃદ્ધ સંન્યાસી તે જ વરસે અમરનાથની યાત્રા માટે શ્રીનગર આવ્યો હતો. જગત તેને ઓળખતું ન હતું, એ કાંઈ તેનો દોષ નહોતો. એ પોતે પોતાની યોગ્યતા પૂરેપૂરી જાણતો હતો. તેનો ત્યાગ ને વૈરાગ્ય, તેનું જ્ઞાન ને ભક્તિ, તેનું શાસ્ત્રાધ્યયન ને અનુભવ એ બધું લોકોત્તર હતું એ વિશે તેના મનમાં રતીભાર પણ શંકા ન હતી. શ્રીનગરમાં આવતાંવેંત જ તેણે રાજ્યના અધિકારીઓને કહ્યું કે મારે અમરનાથ જવા માટે એક પાલખી જોઈએ. આ યાજ્ઞવલ્કય, અથવા મંડનમિશ્ર શ્રીનગર સુધી કયા વાહન ઉપર આરૂઢ થઈને આવેલા તેનો કોઈને જ પત્તો લાગ્યો નહીં. અમલદારોએ એને ખૂબ સમજાવ્યો. સાધુની હઠ જોઈને તેમણે એક ઘોડો આપવાનું કબૂલ્યું. પણ હિમાલયના જેવો જેનો નિશ્ચય દૃઢ છે એવો એ સાધુ પોતાના શબ્દ પાછા લે ખરો? 'હું પાલખી જ લઈશ' એમ તેણે તો ચોખ્ખું કહી નાખ્યું.

અમલદારો થાકયા, કંટાળ્યા અને ત્યાંથી નીકળી ગયા. પેલા સંન્યાસીએ તો ઉપવાસ શરૂ કર્યા. ચાર દિવસ ગયા, આઠ ગયા, કોઈએ તેની પૂછપરછ સરખી ન કરી. તેની પ્રાણશક્તિ ક્ષીણ થઈ. હવે તેને કોઈ પાલખી આપત તોય તે અમરનાથની યાત્રા ન કરી શકત. લોકોએ તેને ખુલ્લા મેદાન ઉપર એક ખાટલો પાથરી

તેના ઉપર સુવાડયો હતો. ભોળા લોકો તેને સમજાવવાના પ્રયત્ન કરતા હતા. પણ ગીતામાં કહ્યું છે કે જે ત્રિગુણાતીત થયો છે તેને તમોગુણ માટે ઘૃણાયે નથી હોતી કે આદરેય નથી હોતો. મૂઢગ્રાહ (હઠવાદીપણું) હોય તોય શું? એ પણ એક જાતનું તપ તો છે જ ને? સાધુએ તપથી ચ્યુત થવું ન જોઈએ. "प्राण जाय अरु वचन न जाअि!" સંન્યાસીએ એ જ ખાટલા ઉપર ભગવી ચાદર નીચે પોતાના હાથપગ લાંબા કરી પ્રાણત્યાગ કર્યો.

જીવતાં જેની પ્રતિષ્ઠા સમાજે માન્ય ન રાખી તેની કીર્તિ તેના મરણ પછી આખા શ્રીનગરમાં ફેલાઈ. કેટલાક શ્રદ્ધાળુ લોકો એના દર્શન માટે ત્યાં જઈ પહોંચ્યા. અનંતબુવાને લઈને હું પણ ત્યાં જઈ પહોંચ્યો. સંન્યાસીના કપાળ ઉપર મનુષ્યસમાજની બેદરકારી માટે તીવ્ર ક્રોધ સ્પષ્ટ દેખાતો હતો. ચહેરો જોતાંવેંત જ મનમાં મારી ખાતરી થઈ કે આ સાધુ મનુષ્ય-યોનિમાં ફરી આવવાનું કદી પસંદ નહીં કરે!

મનુષ્યનો પ્રાણ એક અદ્ભુત વસ્તુ છે. પ્રાણનું મૂલ્ય આપીને માણસ જે કંઈ કરે છે તેની કિંમત માનવી મનમાં વધતી જ જાય છે. મોટા મોટા ખૂની લોકો પણ પ્રાણદંડ મળતાં પોતાને માટે મનુષ્યસમાજની સહાનુભૂતિ મેળવે છે. સંન્યાસી જીવતો હતો ત્યાં સુધી તેની હઠ બધાને ઘૃણાસ્પદ લાગતી હતી. સંન્યાસીએ મરીને એક બાબતમાં પોતાની શ્રેષ્ઠતા સિદ્ધિ કરી. હવે રાજ્યાધિકારીઓ તેની આગળ નાના દેખાવા લાગ્યા. સંન્યાસીના શબ આગળ ઊભા રહીને મેં ઈશોપનિષદનો પાઠ કર્યો. "वायुरनिलममृतमथेदं भस्मान्तं शरीरम्! ॐ क्रतो स्मर कृतं स्मर क्रतो स्मर कृतं स्मर।। अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान्। युयोध्यस्मद् जुहुराणमेनो भूयिष्ठां ते नम उक्तिं विधेम।।"

શાન્તિપાઠ પૂરો થતાં મારી ભક્તિદૃષ્ટિ ઊઘડી અને મેં ચર્મચક્ષુથી નહીં પણ કલ્પનાદૃષ્ટિથી એક પાલખી આકાશમાંથી ઊતરતી જોઈ. અમરનાથ મહાદેવના દૂતોએ સંન્યાસીને ઊંચકી પાલખીમાં મૂકયો અને તે જ આકાશ-માર્ગે ખનબલ, જનકમહેલ તથા શીશનાગ થઈને વૈતરણી ઓળંગીને ભૂતનાથ અમરનાથના ચરણો પાસે તેને લઈ ગયા!

જૂન, '૩૬

# ૫૨. નિર્વાણધામ કુશીનારા

બુદ્ધ ભગવાને કહ્યું હશે અથવા એમના કોઈ શિષ્યે એમના મોઢામાં મૂક્યું હશે પણ ત્રિપિટક ગ્રન્થમાં છે કે તથાગત જ્યાં જન્મ્યા, જ્યાં એમને બોધિજ્ઞાન પ્રાપ્ત થયું, જે ઠેકાણે એમણે પોતાના સાથીઓને પહેલવહેલો ધર્મોપદેશ કરી ધર્મ-ચક્ર ચલાવ્યું, અને જ્યાં તથાગતનું પરિનિર્વાણ થયું એ ચાર સ્થાનો બુદ્ધ ભગવાન-ને મતે અત્યંત પવિત્ર ગણાશે અને દેશદેશાંતરના લોકો એ સ્થાનોની યાત્રાએ આવશે.

બુદ્ધ ભગવાનને જ્યાં બોધિ પ્રાપ્ત થઈ તે સ્થાન એટલે કે બુદ્ધગયા સૌથી પ્રથમ જોવા પામ્યો હતો. વૈરાગ્યની મસ્તીમાં ઘર છોડી હિમાલય જતાં વચમાં ત્રિસ્થળીની યાત્રા કરી હતી તે વખતે બુદ્ધગયાનું સ્થાન જોયું હતું. બોધિવૃક્ષ તળે અથવા એના કોઈ ઉત્તરાધિકારી છોડ તળે જ્યારે ઉત્કંઠ ભક્તિથી સાષ્ટાંગ પ્રણિપાત કર્યા ત્યારે ગેબી અવાજ સંભળાયો કે 'ત્યાગ કરવો પ્રમાણમાં સહેલો છે પણ એ ત્યાગને છાજે એવું જીવન વિતાવવું એ અઘરું છે.'

એ દીક્ષા-વચનની અસર તળે જ હું એ ઠેકાણે પહોંચ્યો જ્યાં બુદ્ધ ભગવાને પોતા પ્રત્યે અશ્રદ્ધા કેળવેલા ચાર સાથીઓને ધર્મોપદેશ કર્યો હતો. સારનાથ એ એ સ્થાનનું આજનું નામ છે. પહેલાં એને મૃગદાવ અથવા ઋષિપત્તન કહેતા હતા. આ સ્થાન બનારસથી બહુ દૂર નથી. સમ્રાટ અશોકે દુનિયામાં અત્યંત રૂપાળો એવો એક શિલાસ્તંભ ત્યાં ઊભો કર્યો હતો.* આજે એ જ ઠેકાણે સ્વર્ગસ્થ અનગારિક ધર્મપાલ જેવાઓના પુરુષાર્થથી મૂલગંધ-કુટિ-વિહાર સ્થપાયો છે. અને એ વિહારમાં બુદ્ધ ભગવાનનાં અસ્થિઓના અવશેષ મૂકવામાં આવ્યા છે.

એંસી વરસની અખંડ સેવાને અંતે બુદ્ધ ભગવાને પોતાનો દેહ જ્યાં છોડયો અને દુનિયાનાં તમામ સત્ત્વોના અખંડ કલ્યાણની કામના જ પોતાની પાછળ રહેવા દીધી એ સ્થાન ક્યારનું બોલાવતું હતું. બુદ્ધશિષ્ય દિવ્યચક્ષુ અનુરુદ્ધનો સત્સંગ મારે ત્યાં કરવો હતો.

તથાગતના પરિનિર્વાણનું સ્થાન તે કુશીનારા. તે ગોરખપુરની પૂર્વે ત્રીસ-પાંત્રીસ માઈલ ઉપર છે.

યુક્ત પ્રાંતમાં ગંગામાતાની સમૃદ્ધિને કારણે મોટાં મોટાં શહેરો ઘણાં છે. તેમાંયે ગોરખપુરનું આકર્ષણ વિશેષ છે. રામગઢ નામના એક વિશાળ તાલને કાંઠે વસેલું

---

* શાક્યસિંહના પ્રથમ ઉપદેશની યાદગીરીમાં જે શિલાસ્તંભ અહીં ઊભો કરવામાં આવ્યો એ સ્તંભ પરના સિંહો આજે સ્વતંત્ર ભારતના રાજ્યચિહ્ન થયા છે.

તેના ઉપર સુવાડયો હતો. ભોળા લોકો તેને સમજાવવાના પ્રયત્ન કરતા હતા. પણ ગીતામાં કહ્યું છે કે જે ત્રિગુણાતીત થયો છે તેને તમોગુણ માટે ઘૃણાય નથી હોતી કે આદરેય નથી હોતો. મૂઢગ્રાહ (હઠવાદીપણું) હોય તોય શું? એ પણ એક જાતનું તપ તો છે જ ને? સાધુએ તપથી ચ્યુત થવું ન જોઈએ. "प्राण जाय अरु वचन न जाअि!" સંન્યાસીએ એ જ ખાટલા ઉપર ભગવી ચાદર નીચે પોતાના હાથપગ લાંબા કરી પ્રાણત્યાગ કર્યો.

જીવતાં જેની પ્રતિષ્ઠા સમાજે માન્ય ન રાખી તેની કીર્તિ તેના મરણ પછી આખા શ્રીનગરમાં ફેલાઈ. કેટલાક શ્રદ્ધાળુ લોકો એના દર્શન માટે ત્યાં જઈ પહોંચ્યા. અનંતબુવાને લઈને હું પણ ત્યાં જઈ પહોંચ્યો. સંન્યાસીના કપાળ ઉપર મનુષ્યસમાજની બેદરકારી માટે તીવ્ર ક્રોધ સ્પષ્ટ દેખાતો હતો. ચહેરો જોતાંવેંત જ મનમાં મારી ખાતરી થઈ કે આ સાધુ મનુષ્ય-યોનિમાં ફરી આવવાનું કદી પસંદ નહીં કરે!

મનુષ્યનો પ્રાણ એક અદ્‌ભુત વસ્તુ છે. પ્રાણનું મૂલ્ય આપીને માણસ જે કંઈ કરે છે તેની કિંમત માનવી મનમાં વધતી જ જાય છે. મોટા મોટા ખૂની લોકો પણ પ્રાણદંડ મળતાં પોતાને માટે મનુષ્યસમાજની સહાનુભૂતિ મેળવે છે. સંન્યાસી જીવતો હતો ત્યાં સુધી તેની હઠ બધાને ઘૃણાસ્પદ લાગતી હતી. સંન્યાસી-એ મરીને એક બાબતમાં પોતાની શ્રેષ્ઠતા સિદ્ધિ કરી. હવે રાજ્યાધિકારીઓ તેની આગળ નાના દેખાવા લાગ્યા. સંન્યાસીના શબ આગળ ઊભા રહીને મેં ઈશોપ-નિષદનો પાઠ કર્યો. "वायुरनिलममृतमथेदं भस्मान्तं शरीरम्! ॐ क्रतो स्मर कृतं स्मर क्रतो स्मर कृतं स्मर॥ अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान्। युयोध्यस्मद् जुहुराणमेनो भूयिष्ठां ते नम उक्तिं विधेम॥"

શાન્તિપાઠ પૂરો થતાં મારી ભક્તિદૃષ્ટિ ઊઘડી અને મેં ચર્મચક્ષુથી નહીં પણ કલ્પનાદૃષ્ટિથી એક પાલખી આકાશમાંથી ઊતરતી જોઈ. અમરનાથ મહાદેવના દૂતોએ સંન્યાસીને ઊંચકી પાલખીમાં મૂકયો અને તે જ આકાશ-માર્ગે ખનબલ, જનકમહેલ તથા શીશનાગ થઈને વૈતરણી ઓળંગીને ભૂતનાથ અમરનાથના ચરણો પાસે તેને લઈ ગયા!

જૂન, '૩૬

# ૫૨. નિર્વાણધામ કુશીનારા

બુદ્ધ ભગવાને કહ્યું હશે અથવા એમના કોઈ શિષ્યે એમના મોઢામાં મૂકયું હશે પણ ત્રિપિટક ગ્રન્થમાં છે કે તથાગત જ્યાં જન્મ્યા, જ્યાં એમને બોધિજ્ઞાન પ્રાપ્ત થયું, જે ઠેકાણે એમણે પોતાના સાથીઓને પહેલવહેલો ધર્મોપદેશ કરી ધર્મ-ચક્ર ચલાવ્યું, અને જ્યાં તથાગતનું પરિનિર્વાણ થયું એ ચાર સ્થાનો બુદ્ધ ભગવાન-ને મતે અત્યંત પવિત્ર ગણાશે અને દેશદેશાંતરના લોકો એ સ્થાનોની યાત્રાએ આવશે.

બુદ્ધ ભગવાનને જ્યાં બોધિ પ્રાપ્ત થઈ તે સ્થાન એટલે કે બુદ્ધગયા સૌથી પ્રથમ જોવા પામ્યો હતો. વૈરાગ્યની મસ્તીમાં ઘર છોડી હિમાલય જતાં વચમાં ત્રિસ્થળીની યાત્રા કરી હતી તે વખતે બુદ્ધગયાનું સ્થાન જોયું હતું. બોધિવૃક્ષ તળે અથવા એના કોઈ ઉત્તરાધિકારી છોડ તળે જ્યારે ઉત્કંઠ ભક્તિથી સાષ્ટાંગ પ્રણિપાત કર્યા ત્યારે ગેબી અવાજ સંભળાયો કે 'ત્યાગ કરવો પ્રમાણમાં સહેલો છે પણ એ ત્યાગને છાજે એવું જીવન વિતાવવું એ અઘરું છે.'

એ દીક્ષા-વચનની અસર તળે જ હું એ ઠેકાણે પહોંચ્યો જ્યાં બુદ્ધ ભગવાને પોતા પ્રત્યે અશ્રાદ્ધા કેળવેલા ચાર સાથીઓને ધર્મોપદેશ કર્યો હતો. સારનાથ એ એ સ્થાનનું આજનું નામ છે. પહેલાં એને મૃગદાવ અથવા ઋષિપત્તન કહેતા હતા. આ સ્થાન બનારસથી બહુ દૂર નથી. સમ્રાટ અશોકે દુનિયામાં અત્યંત રૂપાળો એવો એક શિલાસ્તંભ ત્યાં ઊભો કર્યો હતો.* આજે એ જ ઠેકાણે સ્વર્ગસ્થ અનગારિક ધર્મપાલ જેવાઓના પુરુષાર્થથી મૂલગંધ-કુટિ-વિહાર સ્થપાયો છે. અને એ વિહારમાં બુદ્ધ ભગવાનનાં અસ્થિઓના અવશેષ મૂકવામાં આવ્યા છે.

એંસી વરસની અખંડ સેવાને અંતે બુદ્ધ ભગવાને પોતાનો દેહ જ્યાં છોડયો અને દુનિયાનાં તમામ સત્ત્વોના અખંડ કલ્યાણની કામના જ પોતાની પાછળ રહેવા દીધી એ સ્થાન કયારનું બોલાવતું હતું. બુદ્ધશિષ્ય દિવ્યચક્ષુ અનુરુદ્ધનો સત્સંગ મારે ત્યાં કરવો હતો.

તથાગતના પરિનિર્વાણનું સ્થાન તે કુશીનારા. તે ગોરખપુરની પૂર્વે ત્રીસ-પાંત્રીસ માઈલ ઉપર છે.

યુક્ત પ્રાંતમાં ગંગામાતાની સમૃદ્ધિને કારણે મોટાં મોટાં શહેરો ઘણાં છે. તેમાંયે ગોરખપુરનું આકર્ષણ વિશેષ છે. રામગઢ નામના એક વિશાળ તાલને કાંઠે વસેલું

---

* શાક્યસિંહના પ્રથમ ઉપદેશની યાદગીરીમાં જે શિલાસ્તંભ અહીં ઊભો કરવામાં આવ્યો એ સ્તંભ પરના સિંહો આજે સ્વતંત્ર ભારતના રાજ્યચિહ્ન થયા છે.

આ શહેર કોઈ પણ સમ્રાટની રાજધાની તરીકે શોભે એવું છે. ગોરખપુરથી કુશીનારાનો રસ્તો બાળકોના હૃદય જેવો સીધો અને યૌવનના ઉલ્લાસ જેવો ઉજ્જ્વલ છે. ડાંગરની ખેતીનો સમુદ્ર ચારે તરફ પથરાયેલો છે .અને એની વચમાં વૃદ્ધ આંબાવાડીના બેટો દૂરથી એકબીજા સાથે વાતો કરે છે. એક એક આંબાવાડી જાણે એક એક ધર્મપરિષદ. એક ઠેકાણે સો-બસો કુમાર આમ્રવૃક્ષો વચ્ચે આચાર્ય સમો એક વૃદ્ધ વૃક્ષ હતો. શું એ લોકો બૌદ્ધ ધર્મની ચર્ચા કરતા હશે? કે હિંદુ ધર્મમાં બૌદ્ધ ધર્મનું સ્થાન શું છે એનો નિર્ણય કરતા હશે?

કુશીનારામાં જોવા લાયક ત્રણચાર સ્થાનો છે. નવાં સ્થાનોમાં શ્રી જુગલકિશોર બિરલાએ હમણાં હમણાં બાંધેલી આલીશાન ધર્મશાળા અને ચંદ્રમણિ કરીને આરાકાનના એક સાધુએ બાંધેલો પોતાનો મઠ.

ચંદ્રમણિ સાધુ હિંદી ઠીક ઠીક બોલે છે. બૌદ્ધ સાહિત્ય એણે ભક્તની નિષ્ઠાથી વાંચ્યું છે. અને જ્યારે અડવી અડવી લાગતી એની હિંદી ભાષામાં બુદ્ધજીવનના પ્રસંગો એ વર્ણવે છે ત્યારે જાણે બુદ્ધકાલીન કોઈ ભોળો સાધુ ફરી વાર જન્મ ધારણ કરી જાતે જોયેલી વાતો જ કહેતો હોય એવા રસથી અને એવી શૈલીથી આપણને એ તરબોળ કરે છે.

એના મઠમાં જે બુદ્ધની મૂર્તિ છે એનો પણ જાણવા લાયક ઇતિહાસ છે. કોઈ સ્કૉટિશ અમલદાર એ મૂર્તિ હિંદુસ્તાનની કારીગરીના નમૂના તરીકે વિલાયત લઈ ગયેલો. એના દીકરાના દીકરાને સૂઝી આવ્યું કે આવી પૂજાની મૂર્તિ આપણે ત્યાં એક શોભાની ચીજ તરીકે રાખીએ એ ઠીક નથી. એમણે વિવેકપૂર્વક એ મૂર્તિ હિંદુસ્તાન પાછી મોકલી અને હવે એ કુશીનારામાં દેશદેશાંતરના બૌદ્ધ યાત્રીઓને કલ્યાણધર્મના આશીર્વાદ દેતી રહી છે. હિંદુસ્તાનમાંથી પરદેશ ગયેલી અપ્રતિમ વસ્તુઓ જો આવી જ રીતે સ્વદેશ પાછી આવી જાય તો ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચે આધ્યાત્મિક બંધુત્વ સહેજે સ્થપાય. એ મૂર્તિ પાછી આપનાર ભાઈબહેનોનો કાગળ જ્યારે મેં વાંચ્યો ત્યારે ઇંગ્લંડ વિશે મારી વધતી જતી નિરાશા કાંઈક અટકી ખરી.

કુશીનારાની જૂની વસ્તુઓમાં એક જૂની સુંદર મૂર્તિ છે, જેને ત્યાંના લોકો માથાકુંવરની મૂર્તિ કહે છે. માથાકુંવરનો કશો અર્થ ન થતો હોવાથી અને આ સ્થાન બુદ્ધ ભગવાનના મરણને કારણે પ્રસિદ્ધ હોવાથી કોઈકે ગોઠવી કાઢ્યું છે કે માથાકુંવર એટલે મૃતકુમાર.

આવી ઉટપટાંગ વ્યુત્પત્તિ ગળે ઊતરવી અઘરી છે. મેં સૂચવ્યું છે કે માથાકુંવર એ માયાકુંવરનો અપભ્રંશ હોવો જોઈએ. બુદ્ધ ભગવાનની માતાનું નામ માયાદેવી હતું એ તો બધા જાણે છે.

મૂર્તિની આસપાસની પ્રભાવળી ઉપરથી લાગે છે કે એ મૂર્તિ મધ્યકાલીન હોવી જોઈએ. માથાકુંવર કરીને કોઈ બુદ્ધપ્રેમીએ આ બૌદ્ધ મૂર્તિ અહીંના સંઘને અર્પણ કરી હશે. આજે એનો કશો ઇતિહાસ મળતો નથી.

કુશીનારામાં ખાસ તો બે જ વસ્તુ છે. જ્યાં બુદ્ધ ભગવાને દેહ છોડયો, તે ઠેકાણે પ્રાચીન કાળમાં એક સ્તૂપ હતો. એ ભાંગી ગયો હતો. બ્રહ્મદેશના એક દાની પુરુષે એ સ્તૂપ નવો બનાવી સોનાના વરખથી તેને મઢાવ્યો છે. આજે એ સ્તૂપ સૂર્યનાં કિરણોમાં જ્યારે ચળકે છે ત્યારે બૌદ્ધ પુનરુદ્ધારની અનેક આશાઓ આપી દે છે.

એ સ્તૂપની આગળ બુદ્ધ ભગવાનની સિંહશય્યામાં સૂતેલી એક મોટી મૂર્તિ છે. એ મૂર્તિ પણ ભાંગીને એના કકડા થયા હતા. મથુરાના લાલ પથ્થરની એ બનેલી હોઈ, એના વેરાયેલા કકડા સહેજે ભેગા કરી શકાયા. મૂર્તિના સર્જન એક અંગ્રેજે એ બધા ખંડિત અવશેષો એકત્ર કરી જોડી દીધા અને બૌદ્ધ યાત્રીઓએ એ મૂર્તિ પર સોનાના વરખ ચડાવી એ મૂર્તિને ફરી અખંડ જેવી કરી દીધી.

સિંહશય્યા એ બુદ્ધ ભગવાનનું સૂવાનું મનપસંદ આસન હતું. માણસ જ્યારે જમણા હાથનું ઉશીકું બનાવી પડખા ઉપર સૂઈ જાય છે અને જમણા પગ ઉપર ડાબો પગ અને એના ઉપર ડાબો હાથ મૂકી દે છે ત્યારે એને સિંહશય્યા કહે છે. આ શય્યા પર સૂઈ જવાથી ઓછી નિદ્રા લેવાથી પણ શરીરને સમાધાન રહે છે. અને વૈદકીય દૃષ્ટિએ પણ આ આસનના અનેક સારા ગુણો બતાવ્યા છે.

જે ઓટલા ઉપર આ મૂર્તિ સૂવાડી છે એની બાજુ પર ત્રણ મૂર્તિઓ કોતરેલી છે એમાં એક છે બૌદ્ધકાલીન દેશવિખ્યાત વૈદ્ય જીવકની, વચલી મૂર્તિ છે તે ત્રિદંડી સંન્યાસી સુભદ્રની, કે જે બુદ્ધ ભગવાનની અંતિમ ઘડીએ, એમની આગળ શંકાનિવૃત્તિ માટે આવ્યો હતો. ચરણની બાજુએ ગમગીન મૂર્તિ છે તે બુદ્ધ ભગવાનના અંતેવાસી આનંદની. આ ત્રણે વિશે જાણવા જેવું ઘણું છે. બૌદ્ધ સાહિત્યમાં આ ત્રણે વિશે ઘણું વિસ્તારપૂર્વક લખાયું છે.

આ સ્તૂપ અને આ સૂતેલી મૂર્તિ જોઈને અઢી-ત્રણ હજાર વર્ષો પૂર્વેનું વાતાવરણ એકાએક જીવતું થાય છે પણ ચિત્તને વિષણ્ણ કરી પછી શાન્તિ આપનાર સ્થાન તો કુશીનારાથી લગભગ એક માઈલને છેડે આવેલા ભગ્ન સ્તૂપનું છે.

આ સ્થાને બુદ્ધના અનુયાયીઓએ બુદ્ધશિષ્ય અનુરુદ્ધની સૂચના પ્રમાણે તથાગતની કાયા લૂગડામાં લપેટીને તેલની દોણીમાં મૂકી કશ્યપના આવવાની રાહ જોઈ હતી. કોઈ ચક્રવર્તીના ઠાઠથી કાયાનું દહન કર્યા પછી અગ્નિ અને રક્ષા માટે શિષ્યો અંદર અંદર કપાઈ મરતા બચી ગયા. અને એમણે એના આઠનવ વિભાગ કરી એ ફૂલ વહેંચી લીધાં. સારનાથમાં હમણાં જે સોનાનું વાસણ સ્થપાયું છે તેમાં આ વિભાગના જ કેટલાક અવશેષો છે એમ સિદ્ધ થયું છે.

જ્યાં તથાગતના શરીરને અગ્નિદાહ આપવામાં આવ્યો ત્યાં અસાધારણ ઊંચો એવો એક સ્તૂપ બાંધવામાં આવ્યો હતો. એનું જ ખંડેર આજે એક ટેકરીના રૂપમાં દેખાય છે. અને એને માથે એક વિસ્તીર્ણ અને બહુ ઊંચું પીપળનું વૃક્ષ બૌદ્ધ ધર્મના સ્મારક તરીકે ત્યાંના પવન સાથે રમે છે. એ પીપળના વૃક્ષને જોઈ

ગમે તે માણસને ગીતામાં વર્ણવેલા અશ્વત્થ વૃક્ષનું સ્મરણ થાય. એની ઉપર નીચે જનારી શાખાઓ એટલી બધી છે અને તે એટલી બધી ગૂંચાળી થઈ ગઈ છે કે એને હિંદુ લોકોના સમાજશાસ્ત્રની જ ઉપમા આપી શકાય. એ વૃક્ષ તળે એક ચીની સાધુ રહે છે. એનું નામ સૂર્ય અથવા એવું જ કાંઈક છે. સરકારના પુરાતત્ત્વ ખાતાએ એને ત્યાંથી ખસેડવાનો પ્રયત્ન કર્યો પણ એ પીપળના આશ્રયે રહેતા સરપની પેઠે એ ચીના સાધુને ખસેડવાની કોઈની હિંમત નથી. પીપળને માથે ડાળો વચ્ચે ઠેકાણે ઠેકાણે બેસવાની જગ્યા બનાવી એ સાધુએ પોતાની નિવૃત્તરસિકતા પુરવાર કરી આપી છે. અને તુલસી રામાયણના અખંડ પાઠ ચલાવી એ ચીના સાધુએ બૌદ્ધ અને હિંદુ ધર્મની અભિન્નતા પણ એટલી જ સચોટ રીતે સિદ્ધ કરી આપી છે!!

બુદ્ધ ભગવાનનો ઉપદેશ, એમનું જીવન, એમની પ્રેરણા અને એનો વિસ્તાર એ માનવી ઈતિહાસનો સહુથી મહત્ત્વનો અને સહુથી મોટો ખંડ છે. એના પ્રતીક તરીકે આજે જે સ્થાનો આપણે ત્યાં રહ્યાં છે તેમનું મહત્ત્વ સેંકડો અને હજારો વર્ષ થયાં આપણે પૂરતું પારખી શકયા નથી.

બુદ્ધ ભગવાનનું જન્મસ્થાન લુંબિનીદેવી હું હજી જોવા પામ્યો નથી એટલે એને વિશે અત્યારે કશું ન લખું. બુદ્ધમાતાના સ્મરણથી જે સ્થાન પવિત્ર થયું છે એનું માહાત્મ્ય મારે મન આ ત્રણે સ્થાનથી વધારે છે.

ઈસા મસીહના જેરૂસલેમને કારણે ખ્રિસ્તીઓ અને ઈસ્લામીઓ દીર્ઘકાળ સુધી લડયા. બુદ્ધ ભગવાનના જીવન સાથે સંકળાયેલાં આ ચાર સ્થાનો માનવી વિગ્રહના કારણ થવાને બદલે તમામ એશિયાવાસીઓને જ નહીં પણ આખી માનવ કોટિને અવેરનો, પ્રેમનો, વિશ્વકુટુંબત્વનો સંદેશો આપવાનું સાધન થશે એ વિશ્વાસે એ કલ્યાણધામોને અને એમની મારફતે વ્યક્ત થતા કલ્યાણ ધમ્મને કોટિશ: પ્રણામ.

૩૦–૫–'૩૯

## ૫૩. લલિત અને ભવ્ય*

વૈદિક કાળમાં ઇંદ્રે કહ્યું: 'चराति चरतो भग: ।' જે ચાલે છે તેનું ભાગ્ય પણ ચાલે છે. દરેક દેશનો અનુભવ સુરપતિ ઇંદ્રનું આ વચન પુરવાર કરે છે. જે પ્રજાના યુવાનો મુસાફરીના શોખ ખાતર જ દેશદેશાંતર ફરે છે, જોખમના શોખ ખાતર જ જોખમ ખેડે છે તે પ્રજાનો ભાગ્યોદય નજીક આવ્યો સમજવો. મહારાષ્ટ્રના અભ્યુદયના પ્રભાત સમયે મહારાષ્ટ્રીઓ દૂર દૂર સુધી પ્રવાસ કરતા, યાત્રા કરતા, એવું દ્રાવિડ કવિ વેંકટાધ્વરિએ લખી રાખ્યું છે. ગુજરાતની જાહોજલાલીના દિવસોમાં ગુજરાતના 'સાહસિક તરુણો રમણીમુખકમલનો મોહ ટાળીને

* 'કુદરત અને કળાના ધામમાં એકવીસ દિવસ'ની પ્રસ્તાવના.

પણ દરિયો ખેડતા', અને આફ્રિકાથી માંડીને જાવા સુધી વેપાર કરતા. ઘોઘાનો વર લંકાની લાડી લાવતાં મૂંઝાતો ન હતો.

એ દિવસોમાં આજની પેઠે પ્રવાસનાં સાધનો આટલાં સુલભ ન હતાં. તેથી જ લોકોને દસ દસ વરસ કેવળ મુસાફરીમાં ગાળવાનું સૂઝતું. આજે ઘેર બેઠે બધા દેશો વિશે જાણી શકીએ છીએ. અને પારસલની પેઠે દુનિયાની મુસાફરી કરીએ તોયે બધે એક જ જાતની સંસ્કૃતિ, એક જ સાંચાનો અનુભવ થાય છે. મનીલા જાઓ કે મ્યુનિચ, કેપટાઉન જાઓ કે ફ્રીમેંટલ, બધે એક જ પ્રકાર દેખાવાનો. આજના જમાનામાં જો નવીનતા જોઈતી હોય તો પગે જ મુસાફરી કરવી જોઈએ. અને તે પણ જ્યાં આધુનિક જમાનાની યાંત્રિક એકાકૃતિ પહોંચી નથી ત્યાં.

હિંદુસ્તાનમાં બંને જાતની મુસાફરી કરી શકાય. કરાંચી, મુંબઈ, કોલંબો, મદ્રાસ, કલકત્તા અને રંગૂન જઈને એક જાતનું નવું હિન્દુસ્તાન જોઈ શકાય; જ્યારે હિમાલયનાં જંગલો અને રજપૂતાનાનો વેરાન પ્રદેશ, કાશ્મીરનાં સરોવરો અને શરાવતીના ધોધ, બિહારનાં ખેતરો અને મહારાષ્ટ્રના ડુંગરો એ સનાતન હિંદુસ્તાનનું પણ દર્શન કરાય.

વીસ દિવસની આ મુસાફરી લખનાર ભાઈ કુદરતના તેમ જ કળાના રસિયા છે. પુણ્યને લોભે જેમ આપણા પૂર્વજો યાત્રાના સંઘ કાઢતા તેમ સંસ્કારના લોભે આ ભાઈએ વીસ દિવસનો એક સંઘ કાઢ્યો, અને એટલા સમયમાં ડાંગનાં જંગલો, ત્યાંના કરુણા-પાત્ર ભીલ લોકો, અજંટાની લલિત કળા, અને વેરૂળની શક્તિશાલિની શિલ્પકળા, બધી જ વસ્તુનું એમના સંઘે રસપાન કર્યું. વાહનની મુસાફરી કરનારને વીસ દિવસનો સાચો ખ્યાલ નહીં આવે. પગપાળા મુસાફરી કરનારને જે આનંદ અને અનુભવ મળે છે તે વાહનની મુસાફરીમાં કોઈ કાળે મળવાનો નથી; જેમ ખાદીમાં જે સંસ્કારિતા સમાયેલી છે તે મિલના કાપડમાં કોઈ કાળે મળવાની નથી.

* * *

સ્થાપત્ય નિહાળવાનો એમને શોખ હોવાથી પુરાતત્ત્વમાં ડોકિયું કરવાનું પણ એમને મન થાય છે, તેથી આ ચોપડી પ્રવાસની છે કે પુરાતત્ત્વવર્ણનની છે એ કહેવું મુશ્કેલ થાય છે.

આપણે ત્યાં પ્રવાસવર્ણનો ખૂબ લખાવાં જોઈએ. આપણા દેશમાં જોવા લાયક શું છે એની જ આપણને ખબર નથી હોતી. દેશી ભાષામાં તો જાણે આ વિભાગ ખેડાયો જ નથી. તેથી મુસાફરી કરતાં છતાં એનો પૂરતો લાભ મળતો નથી. આ જ વીસ દિવસની મુસાફરીમાં આપણે જોઈએ છીએ કે આપણા યાત્રીઓ નાશિક ગયા પણ ત્રણ ટેકરીવાળી જગ્યાએ આવેલી બૌદ્ધ ગુફાઓ જોવા લાયક છે એમ એમને ખબર ન પડી. તેઓ દોલતાબાદ ગયા પણ ભારતવર્ષના કિલ્લાઓમાં અસાધારણ ગણાતો ત્યાંનો કિલ્લો, કિલ્લા પરની એક ગુજરાતીએ બનાવેલી પ્રાચીન

ગમે તે માણસને ગીતામાં વર્ણવેલા અશ્વત્થ વૃક્ષનું સ્મરણ થાય. એની ઉપર નીચે જનારી શાખાઓ એટલી બધી છે અને તે એટલી બધી ગૂંચાળી થઈ ગઈ છે કે એને હિંદુ લોકોના સમાજશાસ્ત્રની જ ઉપમા આપી શકાય. એ વૃક્ષ તળે એક ચીની સાધુ રહે છે. એનું નામ સૂર્ય અથવા એવું જ કાંઈક છે. સરકારના પુરાતત્ત્વ ખાતાએ એને ત્યાંથી ખસેડવાનો પ્રયત્ન કર્યો પણ એ પીપળના આશ્રયે રહેતા સરપની પેઠે એ ચીના સાધુને ખસેડવાની કોઈની હિંમત નથી. પીપળને માથે ડાળો વચ્ચે ઠેકાણે ઠેકાણે બેસવાની જગ્યા બનાવી એ સાધુએ પોતાની નિવૃત્ત રસિકતા પુરવાર કરી આપી છે. અને તુલસી રામાયણના અખંડ પાઠ ચલાવી એ ચીના સાધુએ બૌદ્ધ અને હિંદુ ધર્મની અભિન્નતા પણ એટલી જ સચોટ રીતે સિદ્ધ કરી આપી છે!!

બુદ્ધ ભગવાનનો ઉપદેશ, એમનું જીવન, એમની પ્રેરણા અને એનો વિસ્તાર એ માનવી ઈતિહાસનો સહુથી મહત્ત્વનો અને સહુથી મોટો ખંડ છે. એના પ્રતીક તરીકે આજે જે સ્થાનો આપણે ત્યાં રહ્યાં છે તેમનું મહત્ત્વ સેંકડો અને હજારો વર્ષ થયાં આપણે પૂરતું પારખી શકયા નથી.

બુદ્ધ ભગવાનનું જન્મસ્થાન લુંબિનીદેવી હું હજી જોવા પામ્યો નથી એટલે એને વિશે અત્યારે કશું ન લખું. બુદ્ધમાતાના સ્મરણથી જે સ્થાન પવિત્ર થયું છે એનું માહાત્મ્ય મારે મન આ ત્રણે સ્થાનથી વધારે છે.

ઈસા મસીહના જેરૂસલેમને કારણે ખ્રિસ્તીઓ અને ઈસ્લામીઓ દીર્ઘકાળ સુધી લડયા. બુદ્ધ ભગવાનના જીવન સાથે સંકળાયેલાં આ ચાર સ્થાનો માનવી વિગ્રહના કારણ થવાને બદલે તમામ એશિયાવાસીઓને જ નહીં પણ આખી માનવ કોટિને અવેરનો, પ્રેમનો, વિશ્વકુટુંબત્વનો સંદેશો આપવાનું સાધન થશે એ વિશ્વાસે એ કલ્યાણધામોને અને એમની મારફતે વ્યક્ત થતા કલ્યાણ ધમ્મને કોટિશઃ પ્રણામ.

૩૦–૫–'૩૯

## ૫૩. લલિત અને ભવ્ય*

વૈદિક કાળમાં ઇંદ્રે કહ્યું: 'चराति चरतो भगः।' જે ચાલે છે તેનું ભાગ્ય પણ ચાલે છે. દરેક દેશનો અનુભવ સુરપતિ ઈંદ્રનું આ વચન પુરવાર કરે છે. જે પ્રજાના યુવાનો મુસાફરીના શોખ ખાતર જ દેશદેશાંતર ફરે છે, જોખમના શોખ ખાતર જ જોખમ ખેડે છે તે પ્રજાનો ભાગ્યોદય નજીક આવ્યો સમજવો. મહારાષ્ટ્રના અભ્યુદયના પ્રભાત સમયે મહારાષ્ટ્રીઓ દૂર દૂર સુધી પ્રવાસ કરતા, યાત્રા કરતા, એવું દ્રાવિડ કવિ વેંકટાધ્વરિએ લખી રાખ્યું છે. ગુજરાતની જાહોજલાલીના દિવસોમાં ગુજરાતના 'સાહસિક તરુણો રમણીમુખકમલનો મોહ ટાળીને

* 'કુદરત અને કળાના ધામમાં એકવીસ દિવસ'ની પ્રસ્તાવના.

પણ દરિયો ખેડતા', અને આફ્રિકાથી માંડીને જાવા સુધી વેપાર કરતા. ઘોઘાનો વર લંકાની લાડી લાવતાં મૂંઝાતો ન હતો.

એ દિવસોમાં આજની પેઠે પ્રવાસનાં સાધનો આટલાં સુલભ ન હતાં. તેથી જ લોકોને દસ દસ વરસ કેવળ મુસાફરીમાં ગાળવાનું સૂઝતું. આજે ઘેર બેઠે બધા દેશો વિશે જાણી શકીએ છીએ. અને પારસલની પેઠે દુનિયાની મુસાફરી કરીએ તોયે બધે એક જ જાતની સંસ્કૃતિ, એક જ સાંચાનો અનુભવ થાય છે. મનીલા જાઓ કે મ્યુનિચ, કેપટાઉન જાઓ કે ફ્રીમેંટલ, બધે એક જ પ્રકાર દેખાવાનો. આજના જમાનામાં જો નવીનતા જોઈતી હોય તો પગે જ મુસાફરી કરવી જોઈએ. અને તે પણ જ્યાં આધુનિક જમાનાની યાંત્રિક એકાકૃતિ પહોંચી નથી ત્યાં.

હિંદુસ્તાનમાં બંને જાતની મુસાફરી કરી શકાય. કરાંચી, મુંબઈ, કોલંબો, મદ્રાસ, કલકત્તા અને રંગૂન જઈને એક જાતનું નવું હિન્દુસ્તાન જોઈ શકાય; જ્યારે હિમાલયનાં જંગલો અને રજપૂતાનાનો વેરાન પ્રદેશ, કાશ્મીરનાં સરોવરો અને શરાવતીના ધોધ, બિહારનાં ખેતરો અને મહારાષ્ટ્રના ડુંગરો એ સનાતન હિંદુસ્તાનનું પણ દર્શન કરાય.

વીસ દિવસની આ મુસાફરી લખનાર ભાઈ કુદરતના તેમ જ કળાના રસિયા છે. પુણ્યને લોભે જેમ આપણા પૂર્વજો યાત્રાના સંઘ કાઢતા તેમ સંસ્કારના લોભે આ ભાઈએ વીસ દિવસનો એક સંઘ કાઢયો, અને એટલા સમયમાં ડાંગનાં જંગલો, ત્યાંના કરુણા-પાત્ર ભીલ લોકો, અજંટાની લલિત કળા, અને વેરૂળની શક્તિશાલિની શિલ્પકળા, બધી જ વસ્તુનું એમના સંઘે રસપાન કર્યું. વાહનની મુસાફરી કરનારને વીસ દિવસનો સાચો ખ્યાલ નહીં આવે. પગપાળા મુસાફરી કરનારને જે આનંદ અને અનુભવ મળે છે તે વાહનની મુસાફરીમાં કોઈ કાળે મળવાનો નથી; જેમ ખાદીમાં જે સંસ્કારિતા સમાયેલી છે તે મિલના કાપડમાં કોઈ કાળે મળવાની નથી.

* * *

સ્થાપત્ય નિહાળવાનો એમને શોખ હોવાથી પુરાતત્ત્વમાં ડોકિયું કરવાનું પણ એમને મન થાય છે, તેથી આ ચોપડી પ્રવાસની છે કે પુરાતત્ત્વવર્ણનની છે એ કહેવું મુશ્કેલ થાય છે.

આપણે ત્યાં પ્રવાસવર્ણનો ખૂબ લખાવાં જોઈએ. આપણા દેશમાં જોવા લાયક શું છે એની જ આપણને ખબર નથી હોતી. દેશી ભાષામાં તો જાણે આ વિભાગ ખેડાયો જ નથી. તેથી મુસાફરી કરતાં છતાં એનો પૂરતો લાભ મળતો નથી. આ જ વીસ દિવસની મુસાફરીમાં આપણે જોઈએ છીએ કે આપણા યાત્રીઓ નાશિક ગયા પણ ત્રણ ટેકરીવાળી જગ્યાએ આવેલી બૌદ્ધ ગુફાઓ જોવા લાયક છે એમ એમને ખબર ન પડી. તેઓ દોલતાબાદ ગયા પણ ભારતવર્ષના કિલ્લાઓમાં અસાધારણ ગણાતો ત્યાંનો કિલ્લો, કિલ્લા પરની એક ગુજરાતીએ બનાવેલી પ્રાચીન

તોપ અને મહારાષ્ટ્ર-સંત જનાર્દન સ્વામીની ધ્યાનની ગુફા જોયા વગર જ આગળ ચાલ્યા. વેરૂળની લેણીઓ(ગુફાઓ)નો એમણે અભ્યાસ કર્યો, પણ ત્યાંથી પાસે આવેલું દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું ઘૃષ્ણેશ્વરનું લાલ મંદિર એમની નજર આગળ ન આવ્યું. આ સંઘના સંઘવી શ્રી ધીરજલાલ શાહ ઉત્સાહી છે, શોધક છે, ખડતલ છે, છતાં તેમને આ વસ્તુઓ ન જડી, તો જડપણે યાત્રા કરનાર અસંખ્ય યાત્રીઓની શી દશા થતી હશે! એ વિચારથી જ શોધખોળ અને માહિતીથી ભરેલાં અને ઉત્સાહભક્તિથી નીતરતાં આપણી ભાષાનાં પ્રવાસવર્ણનનાં પુસ્તકોનું હાર્દિક અભિનંદન કરવાનું મન થાય છે.

અજંટાની ચિત્રકળા આજે સાતે ખંડના મુસાફરોને અહીં ખેંચે છે. એ ચિત્રોમાં દેખાતા ઈરાનથી આવેલા એલચીઓ અને લંકામાં ગયેલા લાટદેશના રાજપુત્રો શા કારણે આ દેશ તરફ આકર્ષિત થયા હશે? જે જમાનામાં ચિત્રકારોને મુસાફરીના પ્રસંગો ચીતરવાનું મન થયું હશે તે જમાનો કુદરત અને કળાનો કેટલો આનંદ અનુભવતો હશે! બ્રહ્મદેશના કેટલાક પૅગોડા પર લાકડાની જાળીમાં કોતરેલાં બળદ સાથેનાં ગાડાં ખૂબ ધ્યાન ખેંચે છે. એ કોતરકામ કરનાર કારીગરોના આચાર્યોએ એ ગાડાંની કેટલી બધી મુસાફરી કરી હશે!

હું માનું છું કે અજંટાની બૌદ્ધ ગુફાઓમાં જે અસાધારણ કલાવિધાન રચાયું છે તે કોઈ રાજાની પ્રેરણાથી શહેરી ગુણીજનોએ રચેલું નથી. બુદ્ધના સંઘમાં અઢારે વર્ણના લોકો પ્રવેશ કરતા હતા. ચિત્રકારોના કોઈ સમર્થ જૂથે સંસારની અસારતા જોઈ સંઘનું શરણ લીધું હશે, અને જે વિગલિત વેદ્યાન્તર આનંદ બ્રહ્મદેવની સૃષ્ટિમાં ન મળી શક્યો તે એમણે આ રીતે કળાની દુનિયામાં મેળવ્યો હશે. એમને આમાં ધ્યાનસમાધિ જેટલી જ શાંતિ મળી હશે.

અને એ લોકોએ સ્થાન પણ કેવું શોધી કાઢ્યું! ધ્યાન દ્વારા માનસક્ષેત્રમાં માણસ જેમ ઊંડો ઊંડો પ્રવેશ કરે છે તેમ આ સંઘે પહાડના મૂળ વિવરમાં જલસ્રોતની દિશા પકડીને ઊંડો ઊંડો પ્રવેશ કરતાં અર્ધચંદ્રાકાર કરાડ સુધી પહોંચીને પ્રપાત આગળ પોતાની ગુફાઓ કાયમ કરી એ આખું દૃશ્ય જાણે ધ્યાનસમાધિનું એક પ્રતીક ન હોય એવું જણાય છે.

અને વેરૂળ (ઈલુરા)? ત્યાંનું કોતરકામ તો અજંટાથી તદ્દન જુદું. ત્યાંની ગુફાઓ ગમે તે પંથના લોકોએ કોતરાવી હશે, પણ એ બધા શક્તિના ઉપાસક હતા એ વિશે શંકા નથી. કૈલાસ જેવું મંદિર જેની કલ્પનામાં પ્રથમ પ્રગટ થયું એ કોઈ અસાધારણ વૈભવશાળી, બલાઢ્ય શિલ્પસમ્રાટ હોવો જોઈએ. અને એ કૈલાસની આસપાસ જે કદાવર મૂર્તિઓ કોતરેલી છે તેમની મુદ્રા, તેમના હસ્ત અને આયુધો, અરે, એમના ઊભા રહેવાના પેંતરા પણ એટલા તો શક્તિશાળી છે કે એ જોતાંવેંત ઉપશાંત માણસને પણ આખી દુનિયા ફરી વળી આજ સુધી કોઈએ ન કરેલો વિક્રમ કરવાનો ઉત્સાહ મનમાં પેદા થાય! સાધારણ રીતે ભવ્યતા

એકાકી જ હોય છે. પણ અહીં તો હિમાલયનાં શિખરોની પેઠે દરેક જાતની ભવ્યતાનું મૂક સંમેલન જ ગોઠવ્યું છે. અને એ નિઃશબ્દ શાંતિ કાંઈ ઓછી વક્તૃત્વશાલિની નથી. આ બધી સૃષ્ટિ જે લોકોએ સરજી તે લોકોનો પ્રાણ કેટલો પરાક્રમી હશે!

હિંદુસ્તાનનો ઈતિહાસ ગમે તેટલો વિસ્તરેલો હશે તોયે દરેક જમાનો હજીયે આ પ્રાચીન સ્થાનો પાસેથી ભવિષ્યકાળના ગૌરવનું સૂચન પ્રાપ્ત કરશે, એટલું જ નહીં પણ ભવિષ્યકાળને માટે પૂરતી પ્રેરણા પણ મેળવી શકશે.

૧૯૩૧

## ૫૪. અજંટા

### [એક પત્ર : મૂળ મરાઠી ઉપરથી]

હૈદરાબાદની જેલમાં હું હતો ત્યારે તું તારા બિહારના પ્રવાસનાં વર્ણનો મને લખી મોકલતો હતો. ક્યાંય હરીફરી શકાય નહીં, એવી સ્થિતિમાં મારે અદેખાઈ સાથે તારાં તે પ્રવાસ-વર્ણનો—બિહારના સૂર્યોદયો, ભૂકંપથી ચિરાઈ ગયેલું ભૂમિમાતાનું હૃદય, તારો હાથી પરનો પ્રવાસ, સંકટનિવારણની યોજનાઓ, વગેરે વાતો—વાંચવાં પડતાં. જેલર કહેતો: 'કેવા લાંબા લાંબા પત્રો લખે છે!' હું તેને ચિડાઈને કહેતો: 'મારા બહાર જતા પત્રોની લંબાઈ ઉપર તમો અંકુશ મૂકી શકો, પણ આવતા પત્રો થોડા જ તમે કાપી શકવાના હતા?' હમણાં તું અભ્યાસક્રમની કેદમાં સપડાયેલો છે. પ્રયોગશાળાની બહાર ભટકવું તારે માટે શક્ય નથી. અજંટા તો શું, પણ ફૈજપુર સુધ્ધાં તારાથી અવાયું નહીં; આવી સ્થિતિમાં આમારી અજંટાની કળાયાત્રાનું, જબલપુરની નિસર્ગયાત્રાનું અને ફૈજપુરની સ્વરાજ્યયાત્રાનું રસભરિત વર્ણન લખી તને ચીડવવો એવો વિચાર આવ્યો છે. પણ સમય-દારિદ્ર્યને લીધે તોફાની મનોરથો સુધ્ધાં ઉત્પદ્યન્તે વિલીયન્તે.

પણ તને અજંટા વિશે ચાર લીટી લખી મોકલવી જ જોઈએ. કદાચ તું ચિડાય નહીં, તોપણ નારંગીની છાલનું તેલ આંખમાં નિચોવ્યું હોય તેમ જો આ પત્ર તારી આંખમાં ચમચમે તોયે મને મજા પડશે!

કૉંગ્રેસ પૂરી થતાં જ લોકો અજંટા તરફ દોટ મૂકશે અને તે ગિરદીમાં કશું જોવાશે નહીં, એ બીકે મેં પુખ્ત વિચાર કરીને નિશ્ચય કર્યો કે કૉંગ્રેસના ભંગીકામમાં સામેલ થવા પહેલાં જ શાંત એકાંતમાં ત્યાંની ગુફાઓ જોઈ લેવી. કરેલો સંકલ્પ બોલી નાખવો એવો મારો સ્વભાવ છે. એટલે મેં એ ચિ. અનસૂયાને કહ્યો. તેણે પોતાના પતિરાજને જણાવ્યું અને વાત પટ્કર્ણી થઈ. હોઠ બહાર તે કોટ બહાર

એવું જે જૂના લોકો કહે છે, તે કાંઈ ખોટું નથી. ગીતાએ તો 'मौनं चैवास्मि गुह्यानाम्' કહીને જૂના અનુભવ ઉપર મહોર મારી છે.

છેવટે પાંચસાત ચુનંદા લોકો સાથે જવાનું નક્કી થયું. લોભે મને સમજાવ્યો કે હવે પ્રવાસમાં પોતાને કશી તકલીફ નહીં પડે. સાથેનાં માણસો બધું સંભાળશે. આપણે તો બરાબર જમાઈની પેઠે જઈશું. પણ મહિલાશ્રમનાં સૌ. કમલાબાઈ લેલે ચિત્રકળાનાં અધ્યાપિકા છે, તેમને અને તેમની બે પ્રિય વિદ્યાર્થિનીઓને સાથે ન લઉં તો કેમ ચાલે? લોભે કહ્યું: '૧૨થી ૨૦ સુધી સંખ્યા થશે તો જળગાંવ કે ભુસાવળથી એક આખું તૈલવાહન (મોટર બસ) કરી લેવાશે.' મેં કમલાબાઈને હા પાડી. એટલામાં ફૈજપુરના ભંગીકામમાં સાથ દેવા માટે મહિલાશ્રમની ૧૦ છોકરીઓ તૈયાર થઈ. છુટ્ટીની સુખની સહેલ છોડીને એ છોકરીઓ રાષ્ટ્રકાર્ય કરવા જવાની, એટલે તેમને કાંઈ નહીં તો અજંટાની ગુફા તો બતાવવી જ એવું નક્કી થયું. લોભની સાથે ધર્મે પણ કાન કરડવા માંડયા. ભંગીકામ કરનાર મંડળી એટલે સહધર્મી. તેમને છોડી દઉં તો આટલો કૈવલ્યાનંદ પેટમાં શી રીતે સમાય? शिष्टैः सह भुज्यताम्।

આમ કરતાં કરતાં મહિલાશ્રમની પાંચ-પચાસ કાબરો સાથે આવવા તૈયાર થઈ. મહિલાશ્રમનો આખો મધપૂડો જ ઊપડયો એમ કહેને. સાઠ માણસો માટે સ્ટેશન ઉપર એક ડબ્બો કરી રાખ્યો. અને ભુસાવળમાં ચાર મોટર-ભેંસો રોકી. જેમ ગુજ-રાતમાં એક વખતે ખંભાતના પ્રવાસમાં તમારા લોકોનું જબરદસ્ત ધાડું સાથે લઈને ગયો હતો, તેવું જ અહીં થયું. હિમાલયમાં બિલકુલ એકાન્તસેવન માટે ગયો પણ ત્યાં પણ અમે ત્રણ જણ થયા. પણ મારા નસીબની સ્વધર્મનિષ્ઠા તો આગળ આવે છે. તેની પ્રસ્તાવના તરીકે ઉપરનું લંબાણ કર્યું છે.

અમે અજંટા પહોંચ્યાં ને ખબર પડી કે નિઝામશાહીના કોઈક અમલદારની ભલામણ લઈને ત્રણસો માણસો તે જ દિવસે અજંટા જોવા આવવાનાં છે! તેમની આગળ અમારી સાઠ માણસની ટોળી તદ્દન જ ખાનગી લાગવા લાગી. કૉંગ્રેસ પછી પણ આટલી ગિરદી અમારે ભાગે આવી ન હોત. આપણું નસીબ ચાર ડગલાં આગળનું આગળ જ ચાલે છે, એમ કહે છે તે આ રીતે!

અમે પરોઢિયામાં ભુસાવળ પહોંચ્યાં. અગાઉથી ઠરાવેલી મોટરોમાં અમે જામનેર થઈને અજંટા ભણી દોટ મૂકી. ભુસાવળથી અજંટા ચાળીસ માઈલ છે. વર્ધાથી અને મુંબઈથી અજંટા સરખું જ દૂર છે. ત્રણસો ત્રણસો માઈલ કહીએ તો ખોટું નહીં.

આપણા લોકોને કોઈ પણ સ્થળના અક્ષાંશ રેખાંશ આપવાની ટેવ નથી, અને આપ્યા હોય તો તે કેવી રીતે વાપરવા એની કલ્પના બહુ જ થોડા માણસોને હોય છે. ખરું જોતાં જે પ્રમાણે આપણી જન્મકુંડળી અનંતકાળમાંથી આપણી જન્મ-ક્ષણ ચોક્કસ બતાવી આપે છે, તે જ પ્રમાણે અક્ષાંશ રેખાંશ પૃથ્વી ઉપરનું કોઈ

પણ સ્થાન, પછી તે જમીન પર હો કે સમુદ્રમાં, બિલકુલ ચોક્કસપણે બતાવી આપે છે. એને લીધે દિશા, દેશ કે માઈલ કાંઈ જ પૂછવું પડતું નથી. પૃથ્વી પર (અને આકાશમાં પણ) સર્વત્ર ચાલનારી આ સાર્વભૌમ અને વિશ્વવ્યાપી પદ્ધતિની માહિતી દરેક જણે મેળવી લેવી જ જોઈએ. અજંટાના અક્ષાંશ રેખાંશ નીચે પ્રમાણે છે: અક્ષાંશ ઉત્તર ૨૦°૨૫' અને રેખાંશ પૂર્વ ૭૬°૧૨'.

સત્તર વર્ષ પહેલાં નાગપુરની કૉંગ્રેસ પતાવી અજંટાની ગુફા જોવા ગયા હતા, તે વખતે એક વિચાર મેં જુગતરામભાઈને જણાવ્યો હતો. કોઈ વિચાર લખી કાઢયો કે કોઈને કહી નાખ્યો એટલે તે મારા મગજમાંથી ઊડી જાય છે. આ વિચારનું પણ તેમ જ થયું હતું. પણ પેલે દિવસે અજંટા જતાંવેંત જ બરાબર તે જ વિચાર તે જ ઠેકાણે આમલી પરના ભૂતની પેઠે 'હાઉ' કરતો સામો આવીને ઊભો રહ્યો.

બૌદ્ધ સાધુઓને આ જગ્યા જ કેમ સૂઝી? આ જગ્યા જ કેમ રુચી?

અજંટાનો રસ્તો એટલે જાણે ધ્યાનનો વિશુદ્ધિમાર્ગ. જુદા જુદા વળાંકો લઈને, ઊંડે ને ઊંડે અંદર ઊતરીને છેવટે, અને છેવટનું રહસ્ય શું છે, તે શોધવાનું. ખીણમાં થઈને આવતો આ જીવનપ્રવાહ, આ ચૈતન્યપ્રવાહ આવે છે ક્યાંથી એ બધું જાણી લેવા ઉત્કંઠા ગાય રાખનાર ગોવાળને અને ઘેટાં રાખનાર ભરવાડને તેમ જ ઇંદ્રિયો-નું રખોપું કરનાર વાનપ્રસ્થોને અને અખંડ ભટકનારા પરિવ્રાજકોને થવાની જ. તમે નાનપણમાં આશ્રમ પાસેની ચંદ્રભાગાનું મૂળ શોધવા નહોતા જતા કે! આ વાઘોરી નદી આવે છે ક્યાંથી, તેના મહિયરનું વાતાવરણ કેવું છે, એ જાણવાની જેવી ચટપટી થોડા રબારીઓને લાગી હશે, તેવી જ જિજ્ઞાસાથી આ જુદા જુદા સંકલ્પવિકલ્પ હૃદયમાં ઊઠે છે કેવી રીતે, ઉછાળા ક્યાંથી મારે છે, અને તદ્દન સુકાઈ ગયા હોય તોયે આશાની સહેજ વૃષ્ટિ થતાંવેંત તેમાં ફરી રેલ શી રીતે આવે છે? એના મૂળમાં ગયા વગર છૂટકો નથી, એમ કહેતા કહેતા કેટલાક સાધનાવીર એકાંત શોધવા નીકળ્યા. તેમણે ઘર છોડયું, બાર છોડયાં, માયામમતા બધીય છોડી. ધનદોલત, નાતજાત, સામાજિક પ્રતિષ્ઠા અને ગૌરવ તો છૂટયાં જ, પણ તેમણે તો પોતાના પ્રિય વિષયો, પોતાના વિનોદ, અને પોતાની રસિકતા સુધ્ધાં મન કઠણ કરીને છોડી હતી. સાહિત્ય, સંગીત અને કળા તેમને હવે ખાટાં, તૂરાં અને ખારાં લાગતાં હતાં. મોઢામાં માટી કે રાખ પડે ને થૂ થૂ કરીને બહાર કાઢી નાખીએ તે જ પ્રમાણે તેમને પંચેન્દ્રિયોના વિષયો સંબંધે વિરક્તિ લાગવા માંડી હતી. તેમણે સાધકવીર થવાનું નક્કી કર્યું હતું. 'अरतिर्जनसंसदि' એમ ગોખતાં ગોખતાં શહેર અને 'સમાજ'ને છોડી તેઓ ગામડામાં ગયા. ત્યાં પણ કંટાળ્યા એટલે વિજનમાં ગયા. નિમ્નગા નદી પોતે તેમને ઉત્તેજન આપતી હતી: 'હજી આગળ ઉપલાણે ચાલો, હજીયે અંદર જાઓ, ઊંડે ઊંડે પ્રવેશ કરો, ઠેકાણે પહોંચો ત્યાં સુધી અટકશો જ નહીં.' અને આપણા આ નદી-શિષ્યો પૂરેપૂરા જીવનના

એવું જે જૂના લોકો કહે છે, તે કાંઈ ખોટું નથી. ગીતાએ તો '**मौनं चैवास्मि गुह्यानाम्**' કહીને જૂના અનુભવ ઉપર મહોર મારી છે.

છેવટે પાંચસાત ચુનંદા લોકો સાથે જવાનું નક્કી થયું. લોભે મને સમજાવ્યો કે હવે પ્રવાસમાં પોતાને કશી તકલીફ નહીં પડે. સાથેનાં માણસો બધું સંભાળશે. આપણે તો બરાબર જમાઈની પેઠે જઈશું. પણ મહિલાશ્રમનાં સૌ. કમલાબાઈ લેલે ચિત્રકળાનાં અધ્યાપિકા છે, તેમને અને તેમની બે પ્રિય વિદ્યાર્થિનીઓને સાથે ન લઉં તો કેમ ચાલે? લોભે કહ્યું: '૧૨થી ૨૦ સુધી સંખ્યા થશે તો જળગાંવ કે ભુસાવળથી એક આખું તૈલવાહન (મોટર બસ) કરી લેવાશે.' મેં કમલાબાઈને હા પાડી. એટલામાં ફૈજપુરના ભંગીકામમાં સાથ દેવા માટે મહિલાશ્રમની ૧૦ છોકરીઓ તૈયાર થઈ. છુટ્ટીની સુખની સહેલ છોડીને એ છોકરીઓ રાષ્ટ્રકાર્ય કરવા જવાની, એટલે તેમને કાંઈ નહીં તો અજંટાની ગુફા તો બતાવવી જ એવું નક્કી થયું. લોભની સાથે ધર્મે પણ કાન કરડવા માંડયા. ભંગીકામ કરનાર મંડળી એટલે સહધર્મી. તેમને છોડી દઉં તો આટલો કૈવલ્યાનંદ પેટમાં શી રીતે સમાય? अिष्टैः सह भुज्यताम्।

આમ કરતાં કરતાં મહિલાશ્રમની પાંચ-પચાસ કાબરો સાથે આવવા તૈયાર થઈ. મહિલાશ્રમનો આખો મધપૂડો જ ઊપડયો એમ કહેને. સાઠ માણસો માટે સ્ટેશન ઉપર એક ડબ્બો કરી રાખ્યો. અને ભુસાવળમાં ચાર મોટર-ભેંસો રોકી. જેમ ગુજરાતમાં એક વખતે ખંભાતના પ્રવાસમાં તમારા લોકોનું જબરદસ્ત ધાડું સાથે લઈને ગયો હતો, તેવું જ અહીં થયું. હિમાલયમાં બિલકુલ એકાન્તસેવન માટે ગયો પણ ત્યાં પણ અમે ત્રણ જણ થયા. પણ મારા નસીબની સ્વધર્મનિષ્ઠા તો આગળ આવે છે. તેની પ્રસ્તાવના તરીકે ઉપરનું લંબાણ કર્યું છે.

અમે અજંટા પહોંચ્યાં ને ખબર પડી કે નિઝામશાહીના કોઈક અમલદારની ભલામણ લઈને ત્રણસો માણસો તે જ દિવસે અજંટા જોવા આવવાનાં છે! તેમની આગળ અમારી સાઠ માણસની ટોળી તદ્દન જ ખાનગી લાગવા લાગી. કૉંગ્રેસ પછી પણ આટલી ગિરદી અમારે ભાગે આવી ન હોત. આપણું નસીબ ચાર ડગલાં આગળનું આગળ જ ચાલે છે, એમ કહે છે તે આ રીતે!

અમે પરોઢિયામાં ભુસાવળ પહોંચ્યાં. અગાઉથી ઠરાવેલી મોટરોમાં અમે જામનેર થઈને અજંટા ભણી દોટ મૂકી. ભુસાવળથી અજંટા ચાળીસ માઈલ છે. વર્ધાથી અને મુંબઈથી અજંટા સરખું જ દૂર છે. ત્રણસો ત્રણસો માઈલ કહીએ તો ખોટું નહીં.

આપણા લોકોને કોઈ પણ સ્થળના અક્ષાંશ રેખાંશ આપવાની ટેવ નથી, અને આપ્યા હોય તો તે કેવી રીતે વાપરવા એની કલ્પના બહુ જ થોડા માણસોને હોય છે. ખરું જોતાં જે પ્રમાણે આપણી જન્મકુંડળી અનંતકાળમાંથી આપણી જન્મ-ક્ષણ ચોક્કસ બતાવી આપે છે, તે જ પ્રમાણે અક્ષાંશ રેખાંશ પૃથ્વી ઉપરનું કોઈ

પણ સ્થાન, પછી તે જમીન પર હો કે સમુદ્રમાં, બિલકુલ ચોક્કસપણે બતાવી આપે છે. એને લીધે દિશા, દેશ કે માઈલ કાંઈ જ પૂછવું પડતું નથી. પૃથ્વી પર (અને આકાશમાં પણ) સર્વત્ર ચાલનારી આ સાર્વભૌમ અને વિશ્વવ્યાપી પદ્ધતિની માહિતી દરેક જણે મેળવી લેવી જ જોઈએ. અજંટાના અક્ષાંશ રેખાંશ નીચે પ્રમાણે છે: અક્ષાંશ ઉત્તર ૨૦°૨૫′ અને રેખાંશ પૂર્વ ૭૬°૧૨′.

સત્તર વર્ષ પહેલાં નાગપુરની કૉંગ્રેસ પતાવી અજંટાની ગુફા જોવા ગયા હતા, તે વખતે એક વિચાર મેં જુગતરામભાઈને જણાવ્યો હતો. કોઈ વિચાર લખી કાઢયો કે કોઈને કહી નાખ્યો એટલે તે મારા મગજમાંથી ઊડી જાય છે. આ વિચારનું પણ તેમ જ થયું હતું. પણ પેલે દિવસે અજંટા જતાંવેંત જ બરાબર તે જ વિચાર તે જ ઠેકાણે આમલી પરના ભૂતની પેઠે 'હાઉ' કરતો સામો આવીને ઊભો રહ્યો.

બૌદ્ધ સાધુઓને આ જગ્યા જ કેમ સૂઝી? આ જગ્યા જ કેમ રુચી?

અજંટાનો રસ્તો એટલે જાણે ધ્યાનનો વિશુદ્ધિમાર્ગ. જુદા જુદા વળાંકો લઈને, ઊંડે ને ઊંડે અંદર ઊતરીને છેવટે, અને છેવટનું રહસ્ય શું છે, તે શોધવાનું. ખીણમાં થઈને આવતો આ જીવનપ્રવાહ, આ ચૈતન્યપ્રવાહ આવે છે ક્યાંથી એ બધું જાણી લેવા ઉત્કંઠા ગાય રાખનાર ગોવાળને અને ઘેટાં રાખનાર ભરવાડને તેમ જ ઇંદ્રિયો-નું રખોપું કરનાર વાનપ્રસ્થોને અને અખંડ ભટકનારા પરિવ્રાજકોને થવાની જ. તમે નાનપણમાં આશ્રમ પાસેની ચંદ્રભાગાનું મૂળ શોધવા નહોતા જતા કે! આ વાઘોરી નદી આવે છે ક્યાંથી, તેના મહિયરનું વાતાવરણ કેવું છે, એ જાણવાની જેવી ચટપટી થોડા રબારીઓને લાગી હશે, તેવી જ જિજ્ઞાસાથી આ જુદા જુદા સંકલ્પવિકલ્પ હૃદયમાં ઊઠે છે કેવી રીતે, ઉછાળા ક્યાંથી મારે છે, અને તદ્દન સુકાઈ ગયા હોય તોયે આશાની સહેજ વૃષ્ટિ થતાંવેંત તેમાં ફરી રેલ શી રીતે આવે છે? એના મૂળમાં ગયા વગર છૂટકો નથી, એમ કહેતા કહેતા કેટલાક સાધનાવીર એકાંત શોધવા નીકળ્યા. તેમણે ઘર છોડયું, બાર છોડયાં, માયામમતા બધીય છોડી. ધનદોલત, નાતજાત, સામાજિક પ્રતિષ્ઠા અને ગૌરવ તો છૂટયાં જ, પણ તેમણે તો પોતાના પ્રિય વિષયો, પોતાના વિનોદ, અને પોતાની રસિકતા સુધ્ધાં મન કઠણ કરીને છોડી હતી. સાહિત્ય, સંગીત અને કળા તેમને હવે ખાટાં, તૂરાં અને ખારાં લાગતાં હતાં. મોઢામાં માટી કે રાખ પડે ને થૂ થૂ કરીને બહાર કાઢી નાખીએ તે જ પ્રમાણે તેમને પંચેન્દ્રિયોના વિષયો સંબંધે વિરક્તિ લાગવા માંડી હતી. તેમણે સાધકવીર થવાનું નક્કી કર્યું હતું. 'अरतिर्जनसंसदि' એમ ગોખતાં ગોખતાં શહેર અને 'સમાજ'ને છોડી તેઓ ગામડામાં ગયા. ત્યાં પણ કંટાળ્યા એટલે વિજનમાં ગયા. નિમ્નગા નદી પોતે તેમને ઉત્તેજન આપતી હતી: 'હજી આગળ ઉપલાણે ચાલો, હજીયે અંદર જાઓ, ઊંડે ઊંડે પ્રવેશ કરો, ઠેકાણે પહોંચો ત્યાં સુધી અટકશો જ નહીં.' અને આપણા આ નદી-શિષ્યો પૂરેપૂરા જીવનના

ઉત્સાહથી ગિરિગહ્વરમાં પ્રવેશ કરવા લાગ્યા. છેવટે બન્ને બાજુની ટેકરી એકદમ પાસે આવી જઈ ભીંતની પેઠે ઊભી રહી. બિચારી નદીને અડચણ ન પડવી જોઈએ એમ ધારી થોડી જગ્યા તેમણે વચમાં રાખી ખરી. પોતાની એ ભયંકર ઊંચાઈ જોનારા મનુષ્યને ઊભા રહેવા પૂરતી પણ જો જગ્યા ન રહેવા દઈએ તો ગરદી કર્યાનું ફળ શું?

પણ આ સાંકડી ગલી સીધી હોય તોપણ ન ચાલે. દૃષ્ટિને એક બાજુથી લાંબે સુધી અવકાશ મળે તોપણ મન કહેવાનું: 'अिदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः।' મનને એટલો બધો આરામ શા સારુ આપવો? એટલે આ ભેખડોએ પણ સાપના જેવો વાંકોચૂકો રસ્તો ધારણ કરી આ ગૂઢ જગ્યાને વધારે જ નિગૂઢ બનાવી છે. અને જ્યાં આ કરાડોની ખીણ પૂરી થાય છે, ત્યાં તેમની આ પાર્વતી કન્યા મહાદેવનું પાણિગ્રહણ કરવા માટે સપ્તપદીનો વિધિ કરતી હોય એ પ્રમાણે ઊંચેથી સાત પગથિયે સાત કુંડ ભરતી ઊતરે છે.

અહીં સુધી આવી પહોંચ્યા, હવે આગળ શું?

આગળપાછળની કરાડો પ્રતિધ્વનિ કરીને પૂછે છે: 'આગળ શું?'

હવે તો આ કરાડો ઉપર જ માથું કાં તો પછાડવાનું – નહીં તો ચલાવવાનું. આ કરાડોએ જ જો પરમ રહસ્ય છુપાવી રાખ્યું હોય, તો તેમનો પણ વેધ કરવો જોઈએ.

થયું, સાધકવીરોએ કરાડો કોતરવાની શરૂઆત કરી. પુષ્કળ જગ્યા થઈ. હૂંફ, શાંતિ અને પ્રકાશ ત્રણે મળ્યાં. રોજ ઊગનારો અને બુદ્ધિને ચાલના દેનારો ચૈતન્ય સૂર્ય પરોઢનાં દસ કિરણો આપ્યા સિવાય કદી રહેવાનો નહીં. નીચે વહેતું જીવન, સામે ચડતો પ્રકાશ, ઉપર ફેલાયેલું અનંત આકાશ અને ગુફામાં અખંડ શાંતિ, એનાથી વધારે શું જોઈએ? સાધકોએ ધ્યાન ચલાવ્યું. સર્વ કાંઈ છોડી તેઓ અહીં આવ્યા હતા, પણ એક વાત છોડવાની તેઓ ભૂલી ગયા. ગફલતથી હો, આસક્તિથી હો કે દયાથી હો પણ આવતી વખતે તેઓ તોફાની પણ સ્નેહાળ એવું મન સાથે લેતા આવ્યા હતા. અને મન એટલે મોટો જાદુગર. તેની સ્મરણરૂપી ઝોળીમાં, તેમ જ વિસ્મરણરૂપી ભોંયરામાં, જાતજાતની ચિત્રવિચિત્ર વસ્તુઓ ભરેલી હોય છે. ગુફામાંનું આકાશ અને અવકાશ જોતાંવેંત જ તેણે વિશ્વામિત્રની પેઠે એક વિવિધ સૃષ્ટિ જોતજોતામાં નિર્માણ કરવાનું શરૂ કર્યું. જોતજોતામાં તો આ ગુફામાં જુદા જુદા વર્ણના રાજપુત્ર આવ્યા, તેમને અસ્વસ્થ કરી મૂકનારી રાજકન્યાઓ આવી, હાથી, ઘોડા, દાસ-દાસી, સર્વ કાંઈ આવ્યું, અને 'અમે તો તમારી જ જાતના' એમ કહેતાં કહેતાં ઝાડો ઉપરનાં વાંદરાં પણ આવ્યાં. દેશપરદેશના વીર અને વકીલ નજરાણાં લઈને આવ્યા. ચારણ અને દૂત શુભાશુભ સમાચાર લઈને આવ્યા.

અને 'તમારી સાધનામાં અમારી મદદ જ થશે' એવું આશ્વાસન આપતી જુદી જુદી જાતક-કથાઓ પણ આવી.

પૂર્વ પરિચિત સૃષ્ટિ આમ અકલ્પિત રીતે કલ્પના-કાય ધારણ કરીને ઊભી રહ્યા પછી પૂર્વની રસિકતા અને કલા-કુશળતા થોડી જ સૂતેલી રહેવાની હતી?

નરમ માખણ જેવો કાદવ તૈયાર થયો. ડાંગરના કુશકાથી તે મજબૂત અને સુંવાળો બન્યો. સમુદ્રમાંની છીપો ભરીભરીને રંગો આવ્યા. ખિસકોલીની ઝૂમખાદાર પૂંછડીની નાની મોટી પીંછીઓ આવી. ધીમે ધીમે ગુફાની છત ઉપર કમળો ઊઘડવા લાગ્યાં. તેમાં કલહંસ વિહાર કરવા લાગ્યા. મોટા મોટા ગજરાજ તાડનાં પાંદડાં તોડી હાથણીને પવન નાખવા લાગ્યા.

અને મૂર્તિકારના હાથ પછી સ્વસ્થ શી રીતે બેસે? તે બોલ્યા: 'અમે કોરી કોરીને આ પથરાનું એકદમ મીણ બનાવી દઈશું. ચહેરા પર જે કોઈ ભાવ જોઈતો હશે તે આ નિર્જીવ પથરાઓ બતાવવો જ જોઈશે. જડ અને ચેતન એ ભેદ જ ખોટો છે.' જીવંત માણસો બિલકુલ પથરાની પેઠે અચળ થઈને ધ્યાન ધરવા સારુ અહીં આવ્યા, અને તેમણે છેવટે આ અચળેશ્વરના પેટમાં પેસીને નર્યા પથરામાંથી બિલકુલ જીવંત દેખાય એવાં માણસો તૈયાર કર્યાં — બ્રહ્મદેવે બનાવેલાં માણસો કરતાં વધારે ભવ્ય, અને તેથી જ દિવ્ય.

અપર બ્રહ્મા એવા તે કળાધરો કાળના પેટાળમાં અલોપ થઈ ગયા. અને તેમની તે કળાકૃતિ માત્ર કાળ સાથે ઝઘડતી એકાદ હાથ, એકાદ કાન કે એકાદ પગનું બલિદાન આપી હજી પણ અહીં વિરાજમાન છે. શી આ વિધિની વિચિત્રતા!

આ ગુફાઓમાં નિર્માણ થયેલો આ કલા-વિલાસ અહીંના નિર્વાણકામી સાધુઓની સાધનાને સાધક નીવડયો હશે કે બાધક? કોઈ એક પ્રણયી રાજા પોતાની પ્રમદ્વરા રાણીને મદિરાનો પ્યાલો લેવાનો આગ્રહ કરે છે, અને તે મોઢે ના પાડતી પાડતી હાથ વડે પાસે ખેંચતી જાય છે, એવું દૃશ્ય જોઈ ક્યા સમાધિમાર્ગને અનુકૂળ વાતાવરણ જામ્યું હશે? કોઈ રાજકન્યા મરવા પડી છે અને તેની દાસી ખિન્ન મને તેની છેવટની શુશ્રૂષા કરે છે, એવા કરુણ વાતાવરણનાં ચિત્રો જોઈને સાધકોને વૈરાગ્યસિદ્ધિ થવાની છે? અથવા તેઓ મૃત્યુંજય બનવાના છે?

આપણે સાંભળીએ છીએ અને જોઈએ છીએ કે કોઈ દુ:સાધ્ય રોગ ઉપર ઔષધ ન મળે એટલે આજકાલના ધન્વંતરિ અને જીવક તે જ રોગની રસી કાઢી તેને તેજાબમાં નાખી મારી કાઢે છે, અને પછી એ મરેલી રસી — રોગજંતુનાં મડદાં — શરીરમાં દાખલ કરી તે જ રોગનું સૌમ્ય સ્વરૂપ રોગીના શરીરમાં ઉત્પન્ન કરે છે. રસી મારેલી હોવાને લીધે તેનાથી જીવલેણ રોગ ઉત્પન્ન થઈ શકતો નથી. બિલકુલ સૌમ્યપણે શરીરમાં આવી રીતે રોગ ઉત્પન્ન કર્યો એટલે શરીરમાંની કુદરતી શક્તિ તેનો પ્રતિકાર કરવા માંડે છે, અને એ અસમયુદ્ધ શરીરમાંની પ્રાણશક્તિના કાબૂમાંનું હોવાને લીધે તેને ધીમે ધીમે રોગ ઉપર વિજય મળવા માંડે છે. બીજી રીતે જોતાં એમ કહી શકાય કે તે રોગની થનારી અસર પૂરતું, શરીર નઠોર નફ્ટ

ઉત્સાહથી ગિરિગહ્વરમાં પ્રવેશ કરવા લાગ્યા. છેવટે બન્ને બાજુની ટેકરી એકદમ પાસે આવી જઈ ભીંતની પેઠે ઊભી રહી. બિચારી નદીને અડચણ ન પડવી જોઈએ એમ ધારી થોડી જગ્યા તેમણે વચમાં રાખી ખરી. પોતાની એ ભયંકર ઊંચાઈ જોનારા મનુષ્યને ઊભા રહેવા પૂરતી પણ જો જગ્યા ન રહેવા દઈએ તો ગરદી કર્યાનું ફળ શું?

પણ આ સાંકડી ગલી સીધી હોય તોપણ ન ચાલે. દૃષ્ટિને એક બાજુથી લાંબે સુધી અવકાશ મળે તોપણ મન કહેવાનું: 'अिदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः।' મનને એટલો બધો આરામ શા સારુ આપવો? એટલે આ ભેખડોએ પણ સાપના જેવો વાંકોચૂકો રસ્તો ધારણ કરી આ ગૂઢ જગ્યાને વધારે જ નિગૂઢ બનાવી છે. અને જ્યાં આ કરાડોની ખીણ પૂરી થાય છે, ત્યાં તેમની આ પાર્વતી કન્યા મહાદેવનું પાણિગ્રહણ કરવા માટે સપ્તપદીનો વિધિ કરતી હોય એ પ્રમાણે ઊંચેથી સાત પગથિયે સાત કુંડ ભરતી ઊતરે છે.

અહીં સુધી આવી પહોંચ્યા, હવે આગળ શું?

આગળપાછળની કરાડો પ્રતિધ્વનિ કરીને પૂછે છે: 'આગળ શું?'

હવે તો આ કરાડો ઉપર જ માથું કાં તો પછાડવાનું – નહીં તો ચલાવવાનું. આ કરાડોએ જ જો પરમ રહસ્ય છુપાવી રાખ્યું હોય, તો તેમનો પણ વેધ કરવો જોઈએ.

થયું, સાધકવીરોએ કરાડો કોતરવાની શરૂઆત કરી. પુષ્કળ જગ્યા થઈ. હૂંફ, શાંતિ અને પ્રકાશ ત્રણે મળ્યાં. રોજ ઊગનારો અને બુદ્ધિને ચાલના દેનારો ચૈતન્ય સૂર્ય પરોઢનાં દસ કિરણો આપ્યા સિવાય કદી રહેવાનો નહીં. નીચે વહેતું જીવન, સામે ચડતો પ્રકાશ, ઉપર ફેલાયેલું અનંત આકાશ અને ગુફામાં અખંડ શાંતિ, એનાથી વધારે શું જોઈએ? સાધકોએ ધ્યાન ચલાવ્યું. સર્વ કાંઈ છોડી તેઓ અહીં આવ્યા હતા, પણ એક વાત છોડવાની તેઓ ભૂલી ગયા. ગફલતથી હો, આસક્તિથી હો કે દયાથી હો પણ આવતી વખતે તેઓ તોફાની પણ સ્નેહાળ એવું મન સાથે લેતા આવ્યા હતા. અને મન એટલે મોટો જાદુગર. તેની સ્મરણરૂપી ઝોળીમાં, તેમ જ વિસ્મરણરૂપી ભોંયરામાં, જાતજાતની ચિત્રવિચિત્ર વસ્તુઓ ભરેલી હોય છે. ગુફામાંનું આકાશ અને અવકાશ જોતાંવેંત જ તેણે વિશ્વામિત્રની પેઠે એક વિવિધ સૃષ્ટિ જોતજોતામાં નિર્માણ કરવાનું શરૂ કર્યું. જોતજોતામાં તો આ ગુફામાં જુદા જુદા વર્ણના રાજપુત્ર આવ્યા, તેમને અસ્વસ્થ કરી મૂકનારી રાજકન્યાઓ આવી, હાથી, ઘોડા, દાસ-દાસી, સર્વ કાંઈ આવ્યું, અને 'અમે તો તમારી જ જાતના' એમ કહેતાં કહેતાં ઝાડો ઉપરનાં વાંદરાં પણ આવ્યાં. દેશપરદેશના વીર અને વકીલ નજરાણાં લઈને આવ્યા. ચારણ અને દૂત શુભાશુભ સમાચાર લઈને આવ્યા.

અને 'તમારી સાધનામાં અમારી મદદ જ થશે' એવું આશ્વાસન આપતી જુદી જુદી જાતક-કથાઓ પણ આવી.

બનવા માંડે છે, અને આખરે આ જડતા એટલી વધી જાય છે કે રોગના જીવંત જંતુ પણ હુમલો કરવા આવે તોયે શરીર ઉપર તેની વિશેષ અસર થઈ શકતી નથી.

વિષયવાસના મારવી હોય તો પહેલાં વિકારી પરિસ્થિતિમાંથી પોતાની જાતને દૂર રાખવી જોઈએ. પણ એટલાથી જ બસ નથી થતું. ઘણી વાર પ્રત્યક્ષ સહવાસ કરતાં વિરહાવસ્થામાં થનારું ધ્યાન વધારે આકર્ષક, વધારે કાવ્યમય અને તેથી જ વધારે ભયાવહ હોય છે. હવે એ ટાળવા માટે વિષયોનો પ્રત્યક્ષ સહવાસ સાધવો એટલે સાધકે આધ્યાત્મિક આત્મહત્યા જ કરવી, એમ કહેવાય.

આવી સ્થિતિમાં જે દુનિયા આપણે છોડીને આવ્યા, તેનું માત્ર પ્રતિબિંબ આપણી આસપાસ પાથરી દઈએ તો સાંસારિક વાતાવરણનું પ્રત્યક્ષ દર્શન ટળે અને વિરહથી ઉત્પન્ન થનાર વિકૃત ધ્યાન પણ અટકે. ચિત્રસ્થ દુનિયા સાચી દુનિયાનો પરિચય ટકાવી રાખ્યા છતાં હમેશાં બાંધી રાખી શકતી નથી. રોજ આ બધું જોયા કરવું, અને 'આ બધું નશ્વર છે, દુઃખપૂર્ણ છે, એનો ઉપશમ જ કેવળ મંગળમય છે,' એવી મનની સમજૂતી દૃઢ કર્યા કરવી, એવી જાતની કોઈ સાધના તો આ ભિક્ષુઓએ યોજી નહીં હોય? આ સાધના પરિણામે કેવી સાબિત થઈ, તેનો અનુભવ તેમણે પોતાની પાછળ મૂક્યો હોત તો કેટલું સારું થયું હોત!

આ ગુફાઓ કંઈ એક જ માણસે, એક જ ટોળીએ અથવા એક જ સંઘે એકદમ તૈયાર કરી એમ નથી. ઈ. સ. પૂર્વે ૨૦૦ વર્ષની આસપાસ અહીંની કેટલીક ગુફાઓ કોતરવામાં આવી. અહીં એ પહેલાં સાધુની કેટલી પેઢી થઈ એ જાણવાનો હવે કોઈ ઉપાય નથી. હાલમાં એ ગુફા જેવી અવાવરુ પડેલી છે, તેવી જ તે પ્રાચીન કાળમાં પણ અવાવરુ પડી હોય તો નવાઈ નહીં. કેટલેક ગાળે ફરી બીજી વસ્તી આવી. એ પેઢીએ બીજી પાંચસાત ગુફા કોતરી કાઢી. તેને પણ ઊતરતી કળા લાગી. આમ આ ભરતીઓટનો ક્રમ લગભગ હજાર વરસ લગી ચાલ્યો. વિંધ્યાદ્રિની કેડ ઉપર વિરાજેલી આ ગુફાઓ આજ અડોઅડ બેઠેલી બહેનો સરખી દેખાય છે. પણ કાળાનુક્રમે જોતાં વચલી ગુફાઓ ખરેખર આસપાસની ગુફાઓની દાદીઓ છે. અને આ ગુફામાંનાં ચિત્રો પણ ચિત્રકારોની કેટલી પેઢીનાં પ્રતિબિંબ છે તે પણ કોણ કહી શકે?

ચિત્રકામના જે કંઈ નમૂના આજે બચેલા છે, તે જોતાં તો લાગે છે, કે અહીં બધામાં કલમ એક જ છે. શૈલીમાં થોડો થોડો ફરક જણાય છે, પણ તેમાંયે ત્રણચાર શૈલીથી વધારે પ્રકાર દેખાતા નથી. આ ગુફાઓની શરૂઆત ક્યારે થઈ એ ત્યાંના શિલાલેખ ઉપરથી જણાય છે. પણ ગુફામાંના ચિત્રણની શરૂઆત ક્યારથી થઈ એનો ક્યાંય કશો પત્તો લાગતો નથી. પણ જે ચિત્રશૈલી અજંટામાં છે, તે જ સિંધિયાના રાજમાં આવેલી 'વાઘ' ગુફામાં છે. તે જ શૈલી લંકાદ્વીપમાં આવેલ સિગીરી(શ્રીગિરિ)માં પ્રગટ થયેલી છે. અને તેની જ એક વસાહત મધ્ય

હોવાનું. એક ઠેકાણે સાધના થવાની જ વાર, તેના પડઘા દુનિયાના ઠેઠ બીજા છેડા સુધી પહોંચવાના. તળાવમાં એક પથરો નાખી જોજો, ત્યાંથી જે તરંગમાળા ઉત્પન્ન થાય છે, તે કૂંડાળાં પસારતી પસારતી ઠેઠ તળાવના કાંઠા સુધી જઈ પહોંચે છે. બોધિવૃક્ષ નીચે બેસીને કરેલો સંકલ્પ અને તેમાંથી મળેલો માર્ગ જો અઢી હજાર વર્ષ અને પચીસ હજાર માઈલ સુધી પહોંચી શકે છે, તો અજંટાની ગુફામાં ખીલેલી ચિત્રકળા દક્ષિણમાં દીપદ્વીપ(લંકા)થી માંડીને આખા જંબુદ્વીપમાં, એશિયામાં ફેલાય એમાં નવાઈ શી?

અજંટાની ચિત્રકળા સ્થળકાળનો પડદો ચીરી ક્યાંની ક્યાં સુધી પહોંચી. પણ ત્યાંની સાધનાની ચિત્કલાનું શું થયું? તે વધારે સૂક્ષ્મ હોવાને કારણે અધિક સ્થાયી, લગભગ અમર હોવી જોઈતી હતી. પણ કદાચ આ ગુફાઓમાં તેવા સાધના-સંગ્રામ અને તેવાં મારયુદ્ધો થયાં જ નહીં હોય. અહીં ઉગ્ર ઉપાસકો આવવાને બદલે તેમનું અનુકરણ કરનારા વિસ્તારપ્રિય પૂજારી જ ભેગા થયા હશે. મને લાગે છે કે કદાચ અજંટા એ ઉપાસકોની તપોભૂમિ નહીં હોય, અને પૂજારીઓની ઉત્સવભૂમિ પણ નહીં હોય. સર્વ વિદ્યાકળાસંપન્ન એવા કુશળ વિદ્વાન અને અધ્યાપન-ધુરીણ એવા યોગી જ અહીં રહેતા હોવા જોઈએ. અને અજંટા એ એક ઐહિક અને પારલૌકિક વિદ્યાની વિદ્યાપીઠ જ હોવી જોઈએ. નહીં તો અવ્યાહત ચાલનારી પરંપરા સિવાય એક હજાર વર્ષ સુધી આ ગુફા ગાજતી શી રીતે રહે?

પણ આ બધું પછી ગયું ક્યાં? હજાર વર્ષની આ પરંપરા નામશેષ થઈ ગઈ એટલું પણ આજે કહી શકાતું નથી. કારણ તે પરંપરાનું આજે નામ પણ ક્યાં બાકી રહ્યું છે?

જેમણે આ ગુફા કોતરાવી તેમણે પોતાનો સંકલ્પ અહીં નોંધી રાખ્યો છે: જ્ઞાનની ઉપાસના માટે આ ગુફાઓ તૈયાર કરાવી. આ લયન-દાનના પુણ્યને પ્રતાપે દાતાનાં માબાપથી તે ઠેઠ અખિલ વિશ્વનાં અશેષ સત્ત્વો સુધી સર્વનું જ કલ્યાણ થાઓ, સર્વને ઉચ્ચ ગતિ મળો.

આ સંકલ્પ કેટલો ઉદાત્ત છે! અહીં જાત નથી, વર્ણ નથી, પંથ અને દેશ નથી. સ્ત્રીપુરુષ એવો ભેદ નથી. પછી આપ-પર-ભાવ હોય જ ક્યાંથી?

જેમણે આ ધર્મકાર્ય શરૂ કર્યું, તેમને કલ્પના હશે ખરી કે આ બધું અનંત-કાળ સુધી ટકવાનું નથી? અહીંની એ બધી સાધના ક્યાં ગઈ? એનો નાશ શાથી થયો? અંદરથી સડો લાગ્યા સિવાય બહારથી પડી ભાંગવું સહેલું નથી હોતું. વિજયનગરનું સામ્રાજ્ય લો કે આપણું મરાઠાઓનું હિંદવી સ્વરાજ્ય લો, એકે પ્રથમ સડ્યા વિના પડ્યું નથી. આ બૌદ્ધ પ્રયોગનો અંત કેવો આવ્યો તે કોણ કહી શકશે? બધા ઈતિહાસ-સંશોધકોની આગળ એ પ્રશ્ન પડેલો છે. કોઈને જ એનો ઉત્તર મળ્યો નથી. આ અજંટાની ગુફા સંબંધી ઈતિહાસ બહુ કહી શકતો નથી. પણ આ ગુફાઓ માત્ર પ્રાચીન કાળના સામાજિક ઈતિહાસ ઉપર મબલક

પ્રકાશ પાડી શકે છે. છેક ખૂણામાં – અંધારામાં આ ચિત્રો રહ્યાં એટલે જ તેમનામાં ભૂતકાળ પર પ્રકાશ નાખવાની શક્તિ આવી!

તને યાદ હશે કે શાકુંતલમાંનો વિરહી દુષ્યંત મનનું સમાધાન કરવા માટે શકુંતલાનું લાવણ્ય રેખાન્વિત કરતો હતો. તારા પ્રિય મેઘદૂતમાંની યક્ષપત્ની પણ પોતાના પ્રવાસી ભર્તાનું ભાવગમ્ય ચિત્ર આલેખતી હતી. રાજકન્યા ઉષાને માટે તેની સખી ચિત્રરેખાએ જુદા જુદા રાજપુત્રોનાં ચિત્ર કાઢી તેને બતાવ્યાં કારણ ઉષાને સ્વપ્નામાં દેખાયેલો રાજપુત્ર કોણ હતો તે નક્કી કરવાનું હતું. "અનિરુદ્ધનું ચિત્ર જોતાં જ ઉષા સંકોચ પામી" – અને શરમાઈ ગઈ, એવું વર્ણન છે. ઉત્તર-રામચરિતમાં શ્રીરામ સીતાને વનવાસનાં ભાવ-રમ્ય ચિત્રો બતાવીને પૂર્વસ્મૃતિ તાજી કરે છે એવું વર્ણન આવે છે, અને ચિત્રો જોઈને સીતાને જાણે સાચે જ ફરી વનવાસમાં ગયા જેવું લાગે છે. આ બધા પ્રસંગો વાંચતી વખતે મને લાગતું કે આ બધી અતિશયોક્તિ છે. આપણા પૂર્વજોને કલ્પના દ્વારા આટલાં આબેહૂબ ચિત્રો કાઢતાં જ આવડતાં નહીં હોય. કવિઓને અતિશયોક્તિ કરવી સહેલી હોય છે. રામવિજય, પાંડવપ્રતાપ વગેરે પોથીમાંનાં છાપેલાં ચિત્રો જોઈને અને દેવળો-માંનાં ભીંત ઉપરનાં દેવદેવીઓનાં ચિત્રો જોઈને મારો ઉપલો અભિપ્રાય દૃઢ થયો હતો. આપણી મૂર્તિઓ અને રજપૂત શૈલીનાં ચિત્રો જોઈને પણ અભિપ્રાય બદલવા-નું મન થયું નહોતું. પણ અજંટાનાં ચિત્રો જોયા પછી ખાતરી થઈ કે આપણા દેશના ચિત્રકારોને ચિત્રમાં ફક્ત પ્રાણ જ પૂરતાં આવડતું નહોતું. બાકી આબેહૂબ ચહેરા, સૂક્ષ્મ-ગતિ, સૂક્ષ્મભાવ-પ્રદર્શન, તરેહતરેહના લોકોના હાવભાવ, રાજમહેલનાં, બગીચાનાં અને જંગલનાં દૃશ્યો બિલકુલ ખરેખરાં ખડાં કરતાં તેમને આવડતું હતું. હાથી, ગાય, વાછરડાં, પશુ, પંખી બરોબર ઉઠાવમાં લાવી તેઓ એવી કંઈ બહાર જમાવી દે છે કે તન્મય થયેલા મનુષ્યને કહેવું પડે છે કે 'અરે, આ તો ચિત્રો છે, આમ ગાંડા શાને થઈ જાઓ છો?'

ખાનદેશના ગૅઝેટિયરમાં આ સર્વ ગુફાઓમાંના એકેએક ચિત્રમાંના પ્રસંગોનું અને વ્યક્તિઓનાં રૂપનું એવું સવિસ્તર વર્ણન આપેલું છે કે તે વાંચતી વખતે અજંટાની ભીંતો ઉપરનું આખું મહાભારત પાછું નજર આગળ ખડું થાય છે. શાક્યમુનિ, બોધિસત્ત્વ, શુદ્ધોદનરાજા, માતા માયા, માસી મહાપ્રજાપતિ, ગોપા યશોધરા, નાનકડો રાહુલ, બધાં અહીં છે. રાજા પુલકેશીના દરબારમાં ઈરાની વકીલ પોતાના રસાલા સાથે આવેલા છે. છદંત હાથી પોતાની સૂંઢ વડે પોતાના છયે દાંત ઉખાડીને લોભી પારધીને અર્પણ કરે છે, અને એ દાંત જોઈને પૂર્વજન્મની તેની સ્ત્રી હતી તે રાણી પશ્ચાત્તાપમાં ડૂબી જાય છે. એક ઠેકાણે ક્રોધે ભરાયેલો રાજા પગ આગળ વેલીની પેઠે વાંકી વળેલી દાસીને શિક્ષા ફરમાવે છે, તો બીજી બાજુ ભિખારી ઇચ્છાભોજન મળ્યું એટલે સંતુષ્ટ દેખાય છે. હિંદુસ્તાનનો પ્રજાકીય ઇતિ-હાસ જ્યારે તૈયાર થશે ત્યારે આ ગુફામાંના પ્રસંગો તે સમયનું સામાજિક ચિત્ર

ચીતરવા માટે વપરાશે. અજંટામાંના આ જુદા જુદા પ્રસંગો જોતાં જોતાં એક વાત આપણે ભૂલી જઈએ છીએ કે ચિત્રકારોએ આ સેંકડો પ્રસંગો કેવી ખૂબીથી એકબીજામાં ભેળવી દીધા છે. એક ચિત્રની પાર્શ્વભૂમિ બીજા ચિત્રની પુરોભૂમિ તરીકે કામ આવે છે. આંખને ક્યાંય અસંગત જેવું લાગતું નથી. મહાભારતકારને જે પ્રમાણે યુદ્ધનાં વર્ણનો અને સાત્ત્વિક સંવાદ, સ્ત્રીઓનાં નામો અને તીર્થોનાં વર્ણન, મુત્સદ્દીઓની મસલત અને કમળો ચોરનારા ઋષિનો વિનોદ એ બધાંની સંસૃષ્ટિ કરતાં આવડે છે, તે જ પ્રમાણે આ ગુફાના અંધકારમાં તત્કાલીન જીવન ઉપર પ્રકાશ પાડનારા ચિત્રકારોને જીવનનું સાફલ્યપૂર્વક પ્રદર્શન કરાવતાં આવડતું હતું. ભારત-રચના, ભારતીઓની નગર-રચના અને ગિરિગહ્વરમાંની આ બૌદ્ધ-કાલીન ચિત્ર-રચના એક જ સંસ્કૃતિના માનસનો વિલાસ છે.

પ્રાચીન સંસ્કૃતિના આવા અવશેષ મળ્યા છે છતાં એનું શું કરવું એ વિશે મોટો મતભેદ છે. કેટલાકનું કહેવું એવું છે કે, જૂનું જે ભાંગી ગયું હોય, તૂટી ગયું હોય, ફીકું પડીને ઊડી ગયું હોય, તેની મરામત કરી તેને તદ્દન પહેલાંના જેવું કરવું. મૂર્તિનો એકાદ હાથ તૂટી ગયો હોય તો કોઈ 'સર્જન' મૂર્તિકારને બોલાવી તે હાથ હતો તેવો બેસાડાવી લેવો. ખબર ન પડે તેવી સિમેંટની મલમ-પટ્ટી કરવી અને ખોડ રહેવા ન દેવી.

લાહોરના સંગ્રહસ્થાનમાં એક મૂર્તિની બાબતમાં આવી જાતની સર્જરી ભારે ખૂબીથી કરેલી માલૂમ પડે છે. ભિન્ન ભિન્ન સમયે અને ભિન્ન ભિન્ન ઠેકાણે જડી આવેલા મૂર્તિના કેટલાક અવયવો એક જ મૂર્તિના હોવા જોઈએ એવું અનુ-માનથી સમજી જઈ તે બધાને એકત્ર કરી છિન્નભિન્ન થયેલી એક અતિપ્રાચીન સુંદર મૂર્તિ ત્યાં અખંડ બનાવેલી છે. તે મૂર્તિએ આ પ્રમાણે પોતાને જીવનદાન દેનારા સર્જકને આભારપૂર્વક કહ્યું હશે જ કે, આ ઉપકારનો બદલો શી રીતે વળાશે? મરીને તારે પેટે અવતરું એવું થાય છે. બાકી પેટે પથરો અવતરે એ પેલા મૂર્તિકારને કેટલું ગમે એ સવાલ જુદો છે.

અમે આબુ ઉપર ગયા હતા ત્યારે અમે જોયું હતું કે ત્યાંના દેલવાડાના મંદિરમાં કંઈ ભાંગફોડ થાય છે તો જયપુરી અથવા જોધપુરી આરસપહાણના પથ્થર મંગાવી કસાયેલા કારીગરો પાસે તાબડતોબ પહેલાં પ્રમાણે, ખબર ન પડે એવી મરામત કરાવી લેવામાં આવે છે. ત્યાં ખાસ આ જ કામ માટે પેઢી-દર-પેઢીના કારીગરોને કાયમના રાખેલા છે.

પણ એટલી કાળજી અને એટલી કુશળતા બધે જોવામાં આવતી નથી. કાઠિયા-વાડમાં પાલિતાણા પાસે શેત્રુંજા પર્વત ઉપર જૈન લોકોનાં મંદિરોનું એક મોટું વન છે. ત્યાં મંદિરમાંની એકાદ મૂર્તિનાં નાકકાન તૂટ્યાં એટલે આરસપહાણની મૂર્તિને સુધ્ધાં સિમેંટનાં નાકકાન બેસાડી દે છે, અને તે પણ એટલાં બેડોળ કે પોતાની લાવણ્યમય કૃતિની આ વિડંબના જોઈ મૂળ મૂર્તિકારને ફરી વાર મરવું જ

પ્રકાશ પાડી શકે છે. છેક ખૂણામાં–અંધારામાં આ ચિત્રો રહ્યાં એટલે જ તેમનામાં ભૂતકાળ પર પ્રકાશ નાખવાની શક્તિ આવી!

તને યાદ હશે કે શાકુંતલમાંનો વિરહી દુષ્યંત મનનું સમાધાન કરવા માટે શકુંતલાનું લાવણ્ય રેખાન્વિત કરતો હતો. તારા પ્રિય મેઘદૂતમાંની યક્ષપત્ની પણ પોતાના પ્રવાસી ભર્તાનું ભાવગમ્ય ચિત્ર આલેખતી હતી. રાજકન્યા ઉષાને માટે તેની સખી ચિત્રરેખાએ જુદા જુદા રાજપુત્રોનાં ચિત્ર કાઢી તેને બતાવ્યાં કારણ ઉષાને સ્વપ્નામાં દેખાયેલો રાજપુત્ર કોણ હતો તે નક્કી કરવાનું હતું. "અનિરુદ્ધનું ચિત્ર જોતાં જ ઉષા સંકોચ પામી"–અને શરમાઈ ગઈ, એવું વર્ણન છે. ઉત્તર-રામચરિતમાં શ્રીરામ સીતાને વનવાસનાં ભાવ-રમ્ય ચિત્રો બતાવીને પૂર્વસ્મૃતિ તાજી કરે છે એવું વર્ણન આવે છે, અને ચિત્રો જોઈને સીતાને જાણે સાચે જ ફરી વનવાસમાં ગયા જેવું લાગે છે. આ બધા પ્રસંગો વાંચતી વખતે મને લાગતું કે આ બધી અતિશયોક્તિ છે. આપણા પૂર્વજોને કલ્પના દ્વારા આટલાં આબેહૂબ ચિત્રો કાઢતાં જ આવડતાં નહીં હોય. કવિઓને અતિશયોક્તિ કરવી સહેલી હોય છે. રામવિજય, પાંડવપ્રતાપ વગેરે પોથીમાંનાં છાપેલાં ચિત્રો જોઈને અને દેવળો-માંનાં ભીંત ઉપરનાં દેવદેવીઓનાં ચિત્રો જોઈને મારો ઉપલો અભિપ્રાય દૃઢ થયો હતો. આપણી મૂર્તિઓ અને રજપૂત શૈલીનાં ચિત્રો જોઈને પણ અભિપ્રાય બદલવા-નું મન થયું નહોતું. પણ અજંટાનાં ચિત્રો જોયા પછી ખાતરી થઈ કે આપણા દેશના ચિત્રકારોને ચિત્રમાં ફક્ત પ્રાણ જ પૂરતાં આવડતું નહોતું. બાકી આબેહૂબ ચહેરા, સૂક્ષ્મ-ગતિ, સૂક્ષ્મભાવ-પ્રદર્શન, તરેહતરેહના લોકોના હાવભાવ, રાજમહેલનાં, બગીચાનાં અને જંગલનાં દૃશ્યો બિલકુલ ખરેખરાં ખડાં કરતાં તેમને આવડતું હતું. હાથી, ગાય, વાછરડાં, પશુ, પંખી બરોબર ઉઠાવમાં લાવી તેઓ એવી કંઈ બહાર જમાવી દે છે કે તન્મય થયેલા મનુષ્યને કહેવું પડે છે કે 'અરે, આ તો ચિત્રો છે, આમ ગાંડા શાને થઈ જાઓ છો?'

ખાનદેશના ગૅઝેટિયરમાં આ સર્વ ગુફાઓમાંના એકેએક ચિત્રમાંના પ્રસંગોનું અને વ્યક્તિઓનાં રૂપનું એવું સવિસ્તર વર્ણન આપેલું છે કે તે વાંચતી વખતે અજંટાની ભીંતો ઉપરનું આખું મહાભારત પાછું નજર આગળ ખડું થાય છે. શાક્યમુનિ, બોધિસત્ત્વ, શુદ્ધોદનરાજા, માતા માયા, માસી મહાપ્રજાપતિ, ગોપા યશોધરા, નાનકડો રાહુલ, બધાં અહીં છે. રાજા પુલકેશીના દરબારમાં ઈરાની વકીલ પોતાના રસાલા સાથે આવેલા છે. છદંત હાથી પોતાની સૂંઢ વડે પોતાના છયે દાંત ઉખાડીને લોભી પારધીને અર્પણ કરે છે, અને એ દાંત જોઈને પૂર્વજન્મની તેની સ્ત્રી હતી તે રાણી પશ્ચાત્તાપમાં ડૂબી જાય છે. એક ઠેકાણે ક્રોધે ભરાયેલો રાજા પગ આગળ વેલીની પેઠે વાંકી વળેલી દાસીને શિક્ષા ફરમાવે છે, તો બીજી બાજુ ભિખારી ઇચ્છાભોજન મળ્યું એટલે સંતુષ્ટ દેખાય છે. હિંદુસ્તાનનો પ્રજાકીય ઇતિ-હાસ જ્યારે તૈયાર થશે ત્યારે આ ગુફામાંના પ્રસંગો તે સમયનું સામાજિક ચિત્ર

ચીતરવા માટે વપરાશે. અજંટામાંના આ જુદા જુદા પ્રસંગો જોતાં જોતાં એક વાત આપણે ભૂલી જઈએ છીએ કે ચિત્રકારોએ આ સેંકડો પ્રસંગો કેવી ખૂબીથી એકબીજામાં ભેળવી દીધા છે. એક ચિત્રની પાર્શ્વભૂમિ બીજા ચિત્રની પુરોભૂમિ તરીકે કામ આવે છે. આંખને ક્યાંય અસંગત જેવું લાગતું નથી. મહાભારતકારને જે પ્રમાણે યુદ્ધનાં વર્ણનો અને સાત્ત્વિક સંવાદ, સ્ત્રીઓનાં નામો અને તીર્થોનાં વર્ણન, મુત્સદ્દીઓની મસલત અને કમળો ચોરનારા ઋષિનો વિનોદ એ બધાંની સંસૃષ્ટિ કરતાં આવડે છે, તે જ પ્રમાણે આ ગુફાના અંધકારમાં તત્કાલીન જીવન ઉપર પ્રકાશ પાડનારા ચિત્રકારોને જીવનનું સાફલ્યપૂર્વક પ્રદર્શન કરાવતાં આવડતું હતું. ભારત-રચના, ભારતીઓની નગર-રચના અને ગિરિગહ્વરમાંની આ બૌદ્ધ-કાલીન ચિત્ર-રચના એક જ સંસ્કૃતિના માનસનો વિલાસ છે.

પ્રાચીન સંસ્કૃતિના આવા અવશેષ મળ્યા છે છતાં એનું શું કરવું એ વિશે મોટો મતભેદ છે. કેટલાકનું કહેવું એવું છે કે, જૂનું જે ભાંગી ગયું હોય, તૂટી ગયું હોય, ફીકું પડીને ઊડી ગયું હોય, તેની મરામત કરી તેને તદ્દન પહેલાંના જેવું કરવું. મૂર્તિનો એકાદ હાથ તૂટી ગયો હોય તો કોઈ 'સર્જન' મૂર્તિકારને બોલાવી તે હાથ હતો તેવો બેસાડાવી લેવો. ખબર ન પડે તેવી સિમેંટની મલમ-પટ્ટી કરવી અને ખોડ રહેવા ન દેવી.

લાહોરના સંગ્રહસ્થાનમાં એક મૂર્તિની બાબતમાં આવી જાતની સર્જરી ભારે ખૂબીથી કરેલી માલૂમ પડે છે. ભિન્ન ભિન્ન સમયે અને ભિન્ન ભિન્ન ઠેકાણે જડી આવેલા મૂર્તિના કેટલાક અવયવો એક જ મૂર્તિના હોવા જોઈએ એવું અનુ-માનથી સમજી જઈ તે બધાને એકત્ર કરી છિન્નભિન્ન થયેલી એક અતિપ્રાચીન સુંદર મૂર્તિ ત્યાં અખંડ બનાવેલી છે. તે મૂર્તિએ આ પ્રમાણે પોતાને જીવનદાન દેનારા સર્જકને આભારપૂર્વક કહ્યું હશે જ કે, આ ઉપકારનો બદલો શી રીતે વળાશે? મરીને તારે પેટે અવતરું એવું થાય છે. બાકી પેટે પથરો અવતરે એ પેલા મૂર્તિકારને કેટલું ગમે એ સવાલ જુદો છે.

અમે આબુ ઉપર ગયા હતા ત્યારે અમે જોયું હતું કે ત્યાંના દેલવાડાના મંદિરમાં કંઈ ભાંગફોડ થાય છે તો જયપુરી અથવા જોધપુરી આરસપહાણના પથ્થર મંગાવી કસાયેલા કારીગરો પાસે તાબડતોબ પહેલાં પ્રમાણે, ખબર ન પડે એવી મરામત કરાવી લેવામાં આવે છે. ત્યાં ખાસ આ જ કામ માટે પેઢી-દર-પેઢીના કારીગરોને કાયમના રાખેલા છે.

પણ એટલી કાળજી અને એટલી કુશળતા બધે જોવામાં આવતી નથી. કાઠિયા-વાડમાં પાલિતાણા પાસે શેત્રુંજા પર્વત ઉપર જૈન લોકોનાં મંદિરોનું એક મોટું વન છે. ત્યાં મંદિરમાંની એકાદ મૂર્તિનાં નાકકાન તૂટ્યાં એટલે આરસપહાણની મૂર્તિને સુધ્ધાં સિમેંટનાં નાકકાન બેસાડી દે છે, અને તે પણ એટલાં બેડોળ કે પોતાની લાવણ્યમય કૃતિની આ વિડંબના જોઈ મૂળ મૂર્તિકારને ફરી વાર મરવું જ

પડે. નવી પેઢીને હાથે થતા આવા પ્રકારના બેવકૂફીભર્યા સુધારામાં કેવી આફત રહેલી છે, તે જોઈને દુનિયાના આગેવાનોએ હમણાં એવું નક્કી કર્યું છે, કે પ્રાચીન ખંડેરોનું નવીનીકરણ ન કરતાં અથવા અપૂર્ણની પૂર્તિ ન કરતાં, જે છે તેનું જ સંરક્ષણ કરવું એ જ યોગ્ય છે. તે જ ન્યાયે અજંટામાંની બચેલી ચિત્રકળાનું હમણાં ભારે કુશળતાપૂર્વક સંરક્ષણ કરેલું છે. દુખાયેલાં ચિત્રોને નવા કારીગરો પાસે સારાં કરાવવાનો આજે કોઈ પ્રયત્ન કરે તો તેને હજામ ઠરાવી હાંકી કાઢવામાં આવે.

અજંટાની ગુફામાંનાં ચિત્રોનું કેવળ સંરક્ષણ કરવું એ જ યોગ્ય છે. પણ ત્યાં ગયેલા ચિત્રકારો પોતાની અનુકૃતિમાં પૂર્ણતા લાવવાનો પ્રયત્ન કરે તેમાં કંઈ અયોગ્ય નથી. માત્ર ભ્રમ ઉત્પન્ન ન થાય એટલા માટે પોતે તેમ કર્યું છે એનો સ્પષ્ટ ઉલ્લેખ કરી રાખવો જોઈએ.

'यद् यद् साधु न चित्रे स्यात् क्रियते तत्तदन्यथा।
न्यूनं संपूर्णतां याति शिल्पीभावप्रसादतः।।'

(બીજી લીટીમાં ભૂલ હોય તો સુધારી લેજે, પણ કાલિદાસ તો ચિડાવાનો જ.)

અજંટાની ચિત્રકળા જ્યાં સુધી આધુનિકોની દૃષ્ટિ બહાર હતી ત્યાં સુધી ખૂબ સુરક્ષિત હતી. અંદર આરામ કરનારા વાઘ ભીંતના લેપ ઉપર નખો ઘસે તોપણ છેક નીચેના ભાગમાં જ તેના ઉઝરડા પડે. કદાચ પહેલાંના ભિખારીઓ જ અહીં રક્ષણને માટે રહેલા હશે! ચામાચીડિયાંએ માળા બાંધી અથવા મલોત્સર્ગ કરી ચિત્રો બગાડ્યાં હોત તો તે યુક્તિપૂર્વક ધોઈ કાઢીને હતાં તેવાં કરી શકાત. પણ કોઈ ગાંજાખોર વૈરાગી અંદર ધૂણી ધખાવીને બેઠો એટલે પછી ધુમાડાથી બધાં જ ચિત્રો ધૂળ મળવાનાં. ચોમાસાની ભેજવાળી હવાથી ભીનાં થયેલાં ચિત્રોનો લેપ ધૂણીની ગરમીથી એકાએક સુકાઈ જાય છે. પછી તેના પાપડ જેવા પોપડા થઈ ધીમે ધીમે ખરવા માંડે છે. આવી રીતે આ ગુફામાં ખૂબ નુકસાન થયેલું છે. કેટલેક ઠેકાણે અર્ધદગ્ધ યુરોપિયન ચિત્રકારોએ ચિત્ર ઉપર વાર્નિશ ચોપડીને તે કાળાં મેશ કરી મૂકેલાં છે અને યુરોપિયન પ્રવાસીઓએ તો છરી ચલાવી આખાં ને આખાં ચિત્રો હાથ આવ્યાં તેવાં ઉઠાવ્યાં એવું કહે છે. અને આપણા દેશના કેટલાક અસંસ્કારી લોકોએ આ ચિત્રો ઉપર પોતાનાં નામો પોતાને આવડે એવા અક્ષરે કોતરી કાઢી અમર કર્યાં છે. અથવા અમર ચિત્રકળાનો આવો નાશ કરનારા આ નાશકર્મી દુર્જન કોણ હતા તે નામ ઉપરથી ઓળખાઈ જશે એટલે અનંત કાળ સુધી પોતાને નામે લોકો શાપ દે એવી સગવડ તેમણે કરી મૂકી છે એમ જ કહેવું જોઈએ.

નવી દિલ્હીમાં વાઇસરૉયના મહેલ પાસે એક સરકારી સંગ્રહસ્થાન હમણાં હમણાં જોઈ આવ્યો. મધ્ય એશિયામાંથી ઘણી જ મહત્ત્વની વસ્તુઓ હિંદુસ્તાન સરકારના ગોરા અમલદારે લૂંટી આણીને ત્યાં ગોઠવેલી છે. ઘણોખરો માલ તો વિલાયત જ પહોંચી ગયો છે, પણ અહીંના પૈસાથી અને અહીંના લોકોથી કરેલા

યુદ્ધની લૂંટ થોડી અહીં નાખી સરકારે ભલાઈ લેવાનો પ્રયત્ન કર્યો છે. આ સંગ્રહ-સ્થાનમાં મધ્ય એશિયાનાં મોટાં મોટાં મંદિરોની ભીંત ઉપરના લેપો તોડી આણીને તે ઉપરનાં ચિત્રો અહીં મૂળની પેઠે બરાબર બેસાડી દીધેલાં છે. લોભને લીધે માણસ કયું પાપ નથી કરતો? બચાવમાં કહે છે કે મધ્ય એશિયામાં ગમે ત્યારે પણ આનો નાશ થવાનો જ હતો, અને સુધરેલા માણસો ત્યાં સુધી જઈને આ અપ્રતિમ કળાકૃતિઓ જોઈ આવે એ શક્ય નહોતું, એટલે અમે ત્યાંથી અહીં લઈ આવ્યા એટલું જ!

જેમણે આ લોકોત્તર કળાકૃતિઓ નિર્માણ કરી તેઓ અને તેમના વંશજો તો જંગલી લોકો રહ્યા. તેમનામાં ક્યાં લૂંટ કરવાની બુદ્ધિ કે શક્તિ છે? જે પક્ષ પાસે તોપો-બંદૂકો છે, તેના પક્ષમાં ન્યાયનીતિ હોવાની જરૂર શી?

એક પ્રશ્ન વારંવાર મનમાં જાગે છે. આ બધાં ચિત્રો અહીં રહેનારા કળાકાર બૌદ્ધ ભિક્ષુઓએ જાતે કાઢેલાં કે ધનાઢ્યોએ અને ગુણાઢ્યોએ ગુફા કોતરાવી આપ્યા પછી કોઈ ચિત્રકારસંઘે સંઘસેવા તરીકે આ બધી ભીંતો રંગી આપી? અથવા એમ કેમ ન હોય કે કોઈ રાજા સાથે કોઈ ચિત્રકારમંડળનું બગડયું હોય તેથી ચિડાઈને તે ચિત્રકારોએ બૌદ્ધ ધર્મની દીક્ષા લઈ વનવાસ સ્વીકાર્યો હોય અને પછી મોટા મોટા ચક્રવર્તી સમ્રાટોને પણ ઈર્ષ્યા આવે તેવાં આ ચિત્રો અહીં નિર્માણ કર્યાં હોય?

દ્રવ્યને માટે અથવા કીર્તિને માટે કરેલાં કામ કરતાં ધર્મને માટે અને શાશ્વત કલ્યાણને માટે કરેલાં કામ હમેશાં અપ્રતિમ હોવાનાં જ.

આ ગુફાઓ તૈયાર થતાં હજાર વર્ષ લાગ્યાં. તેને તૈયાર થયાને આજ બે હજાર વર્ષ થયાં. તેનો ઇતિહાસ મળતો નથી. તેનું રહસ્ય શોધવામાં, બીજાં હજાર વર્ષ ખર્ચીએ તોયે શું થવાનું હતું? 'सा रम्या नगरी महान् स नृपतिः' વગેરે શ્લોકો ગાઈને એક વૈરાગી રાજાએ કાળને નમસ્કાર કર્યા. પણ કાળના સામ્રાજ્યને વિસરાવનાર કળાને વંદન કરવાં એ જ અજંટાની ગુફાઓમાં બેઠાં બેઠાં વધારે સ્વાભાવિક અને ઉચિત લાગે છે.

રાજપૂતાનામાં એક કહેવત છે કે ચીતડાં, ભીતડાં અને ગીતડાં એ ત્રણથી નામ અજરામર થાય છે. અજંટાની ગુફામાં ભીતડાં ઉપર ચીતડાં છે, હવે અહીં આવીને ગીતડાં ગાનાર કવિની જ જરૂર છે.

મહારાષ્ટ્રમાં આવાં કેટલાં કળાત્મક સૌંદર્યસ્થાનો છે. પણ તેને ગાનારા કવિ નથી! ગમે ત્યારે વખત કાઢી આ અજંટાની ગુફા નિરાંતે જોજે જ.

૯-૨-'૩૭
મહાશિવરાત્રિ

# ૫૫. બુદ્ધ, યશોધરા અને રાહુલ

[અજંટાની ૧૭મા નંબરની ગુફાના બારણાની જમણી બાજુના, આપણી ડાબી બાજુના ચિત્રનું રહસ્ય.]

પ્રિયપત્ની યશોધરાનો ત્યાગ કરી સિદ્ધાર્થ પરિવ્રાજક થયો તે પ્રસંગ કરુણ હતો. ગૌતમ આખરે બુદ્ધ થઈ પોતાના એ ત્યાગ દ્વારા મેળવેલું અમૃત યશોધરા અને રાહુલને પાઈ દે છે. એ આ પ્રસંગ દિવ્ય છે, અભિનંદનીય છે. સિદ્ધાર્થ અને યશોધરા જ્યારે પરણ્યાં ત્યારે લગભગ સરખી જ ઉંમરનાં અને સરખાં જ જીવનવાળાં હતાં. ગૃહત્યાગ પછી સિદ્ધાર્થે જે તપશ્ચર્યા કરી તે તપશ્ચર્યા વડે અને મારવિજય વડે તે મહાન થયો. એના પિતા શુદ્ધોધન પણ એના તરફ હવે માન અને આદરની દૃષ્ટિએ જુએ છે. એ ધર્મરાજની મહત્તા અલૌકિક છે. એની ઊંચાઈ સામાન્ય લોકો કરતાં કેટલીયે વધારે છે. લોકો હવે તેને સમાન દૃષ્ટિથી જોઈ શકતા નથી. નજર ઉપર કરે તે જ એને જોઈ શકે.

અને ભગવાનની આંખમાંથી કેવું આમી ઝરે છે! વૈરાગ્યના કષાય રંગનો એમને બોજો લાગતો નથી. એમના વદન ઉપર સંપૂર્ણ શાંતિ છે. એમનો પદક્રમ કારુણ્યપૂર્ણ છે, સર્વલોકહિતકારી છે. તેથી જ્યાં એમનો પગ પડે છે ત્યાં કમળ જ ઊગે છે. અત્યંત ઉદ્વેગથી તેઓ ઘર છોડીને અરણ્યમાં ગયા હતા. આજે શાંતિનું આખું અરણ્ય તેઓ રાજધાનીમાં લઈ આવ્યા છે.

યશોધરા સમજી ગઈ છે કે એના હૃદયેશ્વર હવે એના છે અને નથી. તથાગતના હૃદયમાં વિશ્વજાતને માટે સ્થાન છે. તેમાં પોતાને પણ છે અને પોતાના બાળકોને પણ છે. બુદ્ધ ભગવાન જ્યારે ઘર છોડીને ગયા ત્યારે યશોધરાએ રાહુલને અપશુકનિયો દીકરો ગણીને હજાર વાર ધિક્કાર્યો હશે. પિતાએ તો એનું નામ જ રાહુલ પાડ્યું હતું. આજે એ જ માતા પોતાના—બુદ્ધ ભગવાનના એ પુત્રને દીક્ષા આપી રહી છે. કથાકારો કહે છે કે બુદ્ધ ભગવાને રાહુલને સંન્યાસ-દીક્ષા આપી હશે. પણ એ વાત ખોટી છે. જે ક્ષણે યશોધરાએ કહ્યું કે 'દીકરા, જો પેલો પુરુષસિંહ અકુતોભય સંચાર કરે છે; એ તારો પિતા છે; એણે દુન્યવી રાજ્ય તજી કંઈક અલૌકિક રાજ્ય મેળવ્યું છે; તું એનો વારસ છે; જા, પિતા પાસેથી તારો વારસો માગી લે.' એ જ વખતે રાહુલને દીક્ષા મળી ચૂકી. બુદ્ધ ભગવાને એને કાષાય વસ્ત્ર આપ્યાં હશે, એને ભિક્ષાપાત્ર સોંપ્યું હશે; પણ એ કાંઈ દીક્ષા ન ગણાય. એ તો કેવળ રૂપાંતર હતું, વેશાંતર હતું. દીક્ષા તો માતૃહૃદયે જ આપી.

યશોધરાને પરમશાંતિ ન મળી હોત, સિદ્ધાર્થના ગૃહત્યાગની બળતરા જ હયામાં રહી હોત તો એ દીકરાને આમ દીક્ષા આપી ન શકત. બુદ્ધ ભગવાને સંઘ સ્થાપ્યો. એ સંઘ બગડયો. એની સાથે રાહુલ પણ બગડયો. પણ યશોધરા તો આર્ય સતી. પતિ મારફતે જ એણે મુક્તિ મેળવી. એ ધન્ય થઈ ગઈ. આકાશમાંથી દેવો પુષ્પવૃષ્ટિ કરે છે તે કોના ઉપર? એ પુષ્પો નથી બુદ્ધને માટે કે નથી રાહુલને માટે; એ પુષ્પો આત્માર્પણનો ધર્મ પાળનાર પુષ્પ સમી યશોધરાને માટે છે.

આ પ્રસંગમાં બુદ્ધ કૃતાર્થ છે, સાચા અર્થમાં સિદ્ધાર્થ છે. રાહુલ એ રાહુલ રહ્યો નથી. એ ધર્મરાજનો યુવરાજ થયો છે. યશોધરા તો પરમ કૃતાર્થ છે. ફક્ત વ્યર્થ દેખાય છે કેવળ પુષ્પ-વૃષ્ટિ કરી સંતોષ માનનાર પેલા દેવો,– જે આ ભવ્ય પ્રસંગની કદર કરી શકે છે, એનો રસ લૂંટી શકે છે, એ પ્રસંગને વધાવી લઈ શકે છે, પણ એ પ્રસંગમાંથી પોતે દીક્ષા લઈ શકતા નથી. જે કદર કરી જાણે પણ અનુકરણ ન કરી જાણે તે વિદ્યાધર છે, કલાધર છે, છત્રધર છે; પણ ઈશ્વર નથી. શું આ વિદ્યાધરની છાયા રાહુલ ઉપર પડી તેથી જ એની દીક્ષામાં ક્યાશ રહી? એને દીક્ષા મળી હતી; એણે લીધી ન હતી. મળેલું કેટલું ટકે? ને મેળવેલું ક્યાં ખોવાઈ જાય?

૧૯૩૦

# નજર ફેરવતાં

અવારનવાર લખેલા કેટલાક પ્રકીર્ણ લેખોનો આ સંગ્રહ છે. સત્યાગ્રહાશ્રમની ગુજરાતી શાળાના વિદ્યાર્થીઓને સંતોષવા ખાતર તેમ જ લેખનપ્રવૃત્તિમાં તેમને ઉત્તેજન આપવા ખાતર સહેજસાજ લખતો થયો. ગુજરાતીમાં લખવાની મેં પ્રથમ હિંમત કરી ૧૯૨૦માં. સન ૧૯૨૪થી વધારે છૂટથી લખવા માંડયું. હું ધારું છું કે સન ૧૯૩૫માં મેં ગુજરાત છોડયું. એ પંદર વરસ દરમ્યાન ઘણું લખ્યું. એમાંનો ઠીક ઠીક ભાગ નવજીવને પુસ્તકાકારે પ્રકાશિત કર્યો છે. '૩૫ પહેલાં અને ત્યાર પછી પણ મેં જે કાંઈ મરાઠીમાં અથવા હિંદીમાં લખ્યું તેમાંથી કેટલાક લેખોનું ગુજરાતી અનેક ઠેકાણે છપાયું છે. એ ગુજરાતી ભાષાંતર અનેક લોકોને હાથે થયું છે. આ પુસ્તકમાં લેતાં પહેલાં એ ભાષાંતરો હું જોઈ ગયો છું. એમાં મારા જ વિચારો મારી ઢબે વ્યક્ત થયા છે ખરા, પણ એ મારું ગુજરાતી ન ગણાય. ક્યા લેખો મૂળ મરાઠી કે હિંદી પરથી લીધા છે એ જો આમાં નોંધી શકાત તો સારું થાત. પણ મરાઠી, ગુજરાતી અને હિંદી, ત્રણે ભાષા એટલી નજીકની બહેનો છે કે એમાં અરસપરસ થયેલાં ભાષાંતરો વાક્યરચનાની અથવા શબ્દાવલીની દૃષ્ટિએ પણ એકબીજાથી બહુ દૂર જઈ શકતાં જ નથી. અને આખું લખાણ મારી નજર તળેથી વાક્યેવાક્ય ગયેલું હોવાથી મારા કોઈ પણ સંગ્રહમાં એવાં ભાષાંતરોને સ્થાન આપવામાં આવે તો તેથી મને સંકોચ નથી થતો.

અનેક પાઠયપુસ્તકોમાં મારાં લખાણોમાંથી કેટલાંક પ્રકરણો લેવાય છે, ત્યારે લેખોની ચૂંટણી કરનારાઓ મારી શૈલીના નમૂના તરીકે મૂળ ગુજરાતી લખાણ જ પસંદ કરવાના. આવી ચૂંટણીમાં પણ ભૂલેચૂકે કોઈ ભાષાંતરવાળું લખાણ આવી જાય તો તેમાં કશું બગડવાનું નથી. હું નહીં કહું કે 'મને અન્યાય થયો છે.' સત્ય વસ્તુ અજાણી ન રહે એટલા ખાતર જ આટલો વિસ્તાર કર્યો છે.

આ બધા લેખો એક વાર જોઈ જઈ, છાપવા આપતી વખતે મનમાં વિચાર આવ્યો કે વિદ્યાર્થી આલમને થોડી ભેટ આપી દઉં. મારાં લખાણોમાંથી કોઈ પણ ભાગ પાઠયપુસ્તકમાં લેતી વખતે પ્રકાશકો એને માટે મને ઓછીવત્તી રૉયલ્ટી આપે છે. આમ મળતી રૉયલ્ટીને કોઈ ને કોઈ સારા કામમાં ખરચવાનો મારો સંકલ્પ છે. મને થયું કે અવારનવાર લખેલા આ લેખોમાંથી કોઈ પણ લેખ ગુજરાતી પાઠયપુસ્તકોમાં લેવામાં આવે, તો એને માટે હું રૉયલ્ટી ન લઉં. રિવાજ પ્રમાણે મારી રજા લેવાય એટલે બસ. પૈસાનો એ પણ એક સદુપયોગ જ છે.

અવારનવાર લખેલા અને અનેક ઠેકાણે વેરાયેલા સિત્તેર જેટલા લેખોને એકત્ર આણવાનું શ્રી જેઠાલાલ ગાંધીને સૂઝ્યું. લગભગ ત્રીસ-પાંત્રીસ વરસની લેખનપ્રવૃત્તિમાંના આ કેટલાક નમૂનાઓ, ઉંમરનાં સિત્તેર વરસ પૂરાં થયાં ત્યારે ફરી વાર એકત્ર જોવા મળ્યા ત્યારે અંતર્મુખ મનમાં કેટલાયે વિચારો આવ્યા. પ્રવાસી તરીકે મેં રખડપટ્ટી ઘણી કરી છે, પણ લેખક તરીકે પણ મેં વિવિધ ક્ષેત્રોમાં ઓછી રખડપટ્ટી નથી કરી. ગાંધીજીએ મને આશ્રમમાં પોઠિયાની પેઠે રહેવા દીધો અને મેં આશ્રમની સેવા કરતાં કરતાં, જ્યારે જ્યારે તક મળી અને સ્ફુરણા થઈ ત્યારે ત્યારે સાહિત્યના ક્ષેત્રમાં ઓછોવત્તો સ્વચ્છંદ વિહાર કર્યો છે.

આ બધા લેખો જોઉં છું ત્યારે ધ્યાનમાં આવે છે કે જ્યારે કોઈએ પ્રેરણા કરી છે ત્યારે જ મેં લખ્યું છે. મંદિરના ઘંટ સાથે એક વાર મેં મારી સરખામણી કરી હતી તે સાવ સાચી છે. કોઈ વગાડે તો વાગે. જે ઢબે વગાડે તે ઢબે વાગે. નાદ ઘંટનો પોતાનો, રણકો પણ એનો પોતાનો જ; પણ મુહૂર્ત અને પ્રયોજન સ્વાયત્ત નહીં પણ દૈવાયત્ત. વિવિધ વિષય પર અને વિવિધ શૈલીથી લખેલા આ પ્રકીર્ણ લેખો કશી રચના, ક્રમ કે યોજના વગર લખ્યા હોવા છતાં એ બધામાં એક જ સળંગ સૂત્ર જીવનદૃષ્ટિ પરોવાયેલી જોઈ મને પોતાને જ આશ્ચર્ય થાય છે. એની અંદર દૃષ્ટિનો જે વિકાસ છે અને અનુભવનો ધીરે ધીરે વધતો પરિપાક છે તે તો હું જ જોઈ શકું છું. આ પાંત્રીસ વરસમાં કરેલા પ્રવાસ, વેઠેલી માંદગીઓ, બદલાયેલા રસો, ખેડેલાં વિવિધ સેવાક્ષેત્રો, ઈશ્વરે આપેલા જાતજાતના સજ્જન સાથીઓ, અને સેવેલા ઉત્તરોત્તર વિશાળ થતા આદર્શો – એ બધાંનું મને અહીં સ્મરણ થાય છે. સામાન્ય સેવકના સાદા જીવનમાં આટલી બધી વિવિધતા આવી શકે છે એ ઈશ્વરની કૃપા તો ખરી જ, પણ રોમાંચકારી જમાનાની પણ બલિહારી છે. આવા જમાનામાં જીવનની સાધના સાધવાનો મોકો મળ્યો એ નાનુંસૂનું ભાગ્ય નથી.

નવી દિલ્હી
વસંતપંચમી
૧૯–૨–'૫૯

કાકા કાલેલકર

## ૧. બિચારી ઢીંગલીઓ

ત્રણ હતી ઢીંગલીઓ. એક હતી કપૂરની, બીજી હતી ફૂલોની, અને ત્રીજી હતી મીણની. ત્રણે ગઈ શેકાવા. પહેલી તો બળી ગઈ, બીજી કરમાઈ ગઈ અને ત્રીજી તે તો પીગળી ગઈ. . . .

ત્રણ હતી ઢીંગલીઓ. એક હતી પથ્થરની, બીજી હતી ચીંથરાની અને ત્રીજી હતી સાકરની. ત્રણે ગઈ તરવા. પથ્થરની ડૂબી ગઈ, ચીંથરાની પલળી ગઈ અને સાકરની ઓગળી ગઈ. . . .

ત્રણ હતી ઢીંગલીઓ. એક હતી માટીની, બીજી હતી લાકડાની અને ત્રીજી હતી લોટની. ત્રણે ગઈ નાહવા. એક તો ડૂબી ગઈ, લાકડાની તણાઈ ગઈ, લોટની ઢીંગલીનું શું થયું તે માછલીઓને પૂછો.

૧૯૨૦

## ૨. મોટર

અરે! આ મોટર આમ એકાએક ક્યાંથી આવી? આખી દુનિયા નક્ષત્ર-પ્રકાશિત અંધકારમાં વિસામો લઈ રહી છે તેવે વખતે આંખો આંજી નાખનાર આ તેનું અજવાળું કેટલું ત્રાસદાયક લાગે છે! એણે પોતાના મોં સામે અજવાળું તો કર્યું, પણ એ અજવાળાએ આસપાસના અંધકારને વધારે ઘોર બનાવી મેલ્યો છે. અરે! એનો ચકચકાટ સર્વેને કેવો દિઙ્મૂઢ કરી નાખે છે!

ભોં–ભોં–ભોં કર્કશ અવાજ વડે પોતે જ પોતાની જાહેરાત બરાડતી તે ચાલી જાય છે. વિનય કોનું નામ એ તો જાણે એ જાણતી જ નથી.

શિવ શિવ શિવ! જુઓ પેલો ડોસો બિચારો તેની હડફેટમાં આવ્યો. વળી જુઓ, પેલું કૂતરું તેની નીચે ચગદાઈ મૂઉં; હાય, પેલા વાછરડાની ટાંગ ઉપરથી પણ આ ડાકણ ફરી વળી.

આને જીવનની તો પરવા જ નથી!

કાલે જ એના ભક્તોએ એને રસ્તો કાઢી આપવા ખાતર અમારો બગીચો ઉજ્જડ કરી નાખ્યો, અને અમારું રૂપાળું તળાવ પણ પૂરી નાખ્યું. 'સપાટ કરો,

બસ બધે સપાટ કરી મૂકો. દશે દિશામાં અમારે માટે ચાલવાના રસ્તા કરી આપો' એ જ જ્યાં જુઓ ત્યાં એમની બૂમ.

મોટરના મોં આગળ પ્રકાશ ફેલાયો છે ખરો પણ તેની પૂંઠ પછવાડે શું! ધૂળ, ધુમાડા અને દુર્ગંધના ગોટા.

સાચે જ, આ મોટર આધુનિક સંસ્કૃતિની ખરેખરી પ્રતિનિધિ છે.

વારુ, આટલું બધું કરીને, આટલી બધી દોડધામ કરીને એને કરવું છે શું? કહે છે કે કાળ બચાવવા માટે એ દોડે છે. હશે. પણ કાળથી બચવાનો ઉપાય એની પાસે છે શું? આ તો કાળના જડબામાં જ દોડી જતી દેખાય છે. હે ભગવાન! એને બચાવજે, અને એનાથી જગતને બચાવજે.

૧૯૨૦

## ૩. દેવી કંઈ તમારા ઘરની ચાકરડી નથી

લીલાધર એક મોટો નામાંકિત ગવૈયો હતો. ગાયન, વાદન અને નર્તનની કળામાં આસપાસ સો સો માઈલ સુધી ક્યાંય તેની જોડ નહોતી. રામદેવ મહારાજાએ મહામુસીબતે એની પ્રીતિ સંપાદન કરી અને એને પોતાના દરબારમાં લાવીને રાખ્યો. રામદેવ લડાઈમાં પડયા પછી વૃદ્ધ લીલાધર રામદેવના પાટવી કુંવર મદનપાલના દરબારમાં રોજ ગાયન, વાદન અને નર્તન ચલાવતો.

મદનપાલને સંગીતનો એટલો બધો શોખ નહોતો. એક દિવસ સરખેસરખા દોસ્તોની ટોળી મળી અને એ દોસ્તોએ મદનપાલને લીલાધરનું ગાયન સંભળાવવા આગ્રહ કર્યો. મદનપાલે દોસ્તોને રાજી કરવા લીલાધરને બોલાવ્યો અને કહ્યું, “ઉસ્તાદજી, એકાદ ભૈરવી કે સારંગ થવા દો.” લીલાધરે નમ્રતાપૂર્વક કહ્યું, “બાપુ, અત્યારે ભૈરવી કે સારંગ એકેનો સમય નથી.” મદનપાલનો મિજાજ ગયો. એણે અવાજમાં જરા અધિકારની છટા લાવીને કહ્યું, “એ તમારે જોવાનું નથી. અમે કહીએ છીએ ને! તમે તમારે ગાઓ.” વૃદ્ધ લીલાધરની દશા સૂડી વચ્ચે સોપારીના જેવી થઈ. રાજા રામદેવરાજે પોતાનું અનેક વાર સન્માન કરેલું, અનેક મુશ્કેલીને પ્રસંગે કેટલા ઉપકાર કરેલા એ આ નિમકહલાલ સેવકની સામે આવીને ખડા થયા, અને તેને મનમાં થયું કે એ જ રામદેવરાજાના કુંવરને ના પણ કેમ પાડી શકાય?

પણ મહારાજાની ગાદીને માટે આ સ્વામીભક્ત સેવકને ઓછું અભિમાન ન હતું. રામદેવરાજને સ્વતંત્રતા કેટલી વહાલી હતી એ પણ તે જાણતો હતો. પ્રાણ ગયા ત્યાં સુધી રામદેવરાજે કોઈના ખંડિયા તરીકે પોતાને ગણાવા દીધો

એક અડધી ઘડીની અંદર આ વિચારો લીલાધરના મનમાં આવી ગયા. તેણે તરત જ પોતાના હાથમાંની સારંગી હળવે રહીને જમીન પર સુવાડી દીધી અને ભરદરબારમાં તે ઊભો રહ્યો. ઘડપણને લીધે કે મનની અંદર મચેલા ખળભળાટથી એના પગ થરથર કંપતા હતા. ગંભીર અવાજથી તે બોલ્યો, "અન્નદાતા, ધ્યાન દઈને મારાં વચન સાંભળજો. કોઈને આશ્રયે રહેવું એ માણસને ગમતું નથી અથવા ગમવું ન જોઈએ. પણ આપ તો હજારોના પાલક રહ્યા અને મેં આપનો આશ્રય ગ્રહણ કર્યો છે, એટલે જે આપ ફરમાવો તે મારે શિરને સાટે છે. મહારાજાની મોજ આવે ત્યારે પોતાની મરજી નામરજી ન જોતાં ગાવાની આ દાસની ફરજ છે એ ખરું, પણ મહારાજનું ફરમાન થાય એટલા માટે ફાવે તે વખતે ફાવે તે રાગ ગાવાનું નહીં બને. જે સરસ્વતીની હું આરાધના કરું છું એ કાંઈ હજૂરના ઘરની ચાકરડી નથી. તેની અવજ્ઞા કરવાથી તેનો શાપ જેમ મારા ઉપર ઊતરશે તેમ હજૂરને પણ નડશે. મહારાજ, હું આપની વિદાય લઉં છું, મને માફ કરશો.

"એટલું કહેતો જાઉં છું કે આજથી બીજા કોઈની સામે આ કંઠે ગાયન નહીં ગાઉં; મને ગાદીનું પૂરું અભિમાન છે."

ડોસો કાશીની જાત્રાએ ચાલ્યો ગયો. "કોઈને આશરે રહેવું કોઈને ગમે જ નહીં — અથવા ગમવું ન જોઈએ. મને ગાદી માટે અભિમાન છે," એ લીલાધરના છેવટના શબ્દો મદનપાલના ઉપર કેવા સજ્જડ ચોંટી ગયા, તે કેવો અસ્વસ્થ બની ગયો, અને એક વરસની અંદર તૈયારી કરીને શત્રુને હરાવી 'ખંડિયા'પણાનો ડાઘ તેણે કેવો ધોઈ નાખ્યો એ વિસ્તારથી કહેવાની જરૂર નથી.

નાનાં અને મોટાં સૌના હૈયામાં લીલાધરના જેવી વૃત્તિ જાગ્રત થાય તો એક વર્ષમાં સર્વત્ર સર્વોદય જોઈ શકાશે.

૧૯૨૦

## ૪. ભુંગળીનો બહિષ્કાર

એક પોપટ જંગલમાં રહેતો હતો. સવારથી સાંજ સુધી એક ઝાડ પરથી બીજા ઝાડ પર કૂદતો ખેતરોના દાણા ચણતો અને ઈશ્વરે આપેલી વાણીમાં પ્રભુનું નામ રટતો, આનંદમાં રહેતો હતો. દાડમથી દ્રાક્ષ સુધીનાં બધાં ફળોનો રસ તે ચાખતો, અને રાત્રે પોતાના માળામાં પોતાનાં બચ્ચાંને અનુભવની વાણી સંભળાવતો. એક દિવસ એણે જોયું કે મોટાં મોટાં બે ઝાડ વચ્ચે એક લાંબી અને સુંવાળી દોરડી બાંધેલી છે. અને તે દોરડીમાં એક વાંસની ભુંગળી પરોવેલી છે. પોપટને થયું કે ઝાડ ઉપર બેસી લીલાંછમ પાંદડાંમાં ઢંકાઈ જવું એમાં શા

પ્રતિષ્ઠા? હું આ ચળકતી ભુંગળી ઉપર અધ્ધર બેસી જાઉં તા રાજાની પેઠે કેવો શોભું!!

પક્ષીહૃદયના ઊંડાણમાંથી અવાજ ઊઠયો – 'परधर्मो भयावहः', પણ ગગનપંથે ગમે ત્યાં સ્વચ્છંદ વિહાર કરનાર પક્ષીરાજનો દોરડી ઉપરની વેલી વાંસની ભુંગળીનો મોહ છૂટયો નહીં. તે ભુંગળી પર જઈને બેઠો. બેઠો કે તરત જ ભુંગળી ગોળ ફરી ગઈ અને પોપટ ઊંધે માથે લટકવા લાગ્યો. ક્ષણભર તો એને મજા પડી, બધું જ ઊંધું દેખાવા લાગ્યું, સવળી સૃષ્ટિ કરતાં આ અવળી સૃષ્ટિ વધારે કાવ્યમય દેખાઈ. પણ થોડા જ વખતમાં પગ તણાવા લાગ્યા. છૂટી જવાનું એને મન થયું પણ આટલે ઊંચેથી નીચે પડી જઈએ તો? તો તો માથું ફૂટી જાય. હવે તો ભુંગળી છોડાય જ નહીં. પોપટને થયું કે જો આ ભુંગળી સાથે જ લડીએ તો વખતે છુટકારો થાય; આ ભુંગળી જ મારી શત્રુ છે.

બીજાં પક્ષીઓ એની આ દશા જોઈ એની દયા ખાવા લાગ્યાં. એમણે કહ્યું, "અરે ભલા પંખી, ભુંગળી શા માટે પકડી રાખે છે? એને છોડી દે." પોપટ કહે, "છોડી દઉં તો આ ભુંગળીનું શું જવાનું હતું? મારું જ માથું ભટકાય! હું ધીમે ધીમે ચાંચ વતી આ ભુંગળીને તોડી નાખીશ." પડોશીઓએ કહ્યું, "તારી ચાંચ વતી તૂટી જાય એવી ભુંગળી બાંધે એવો શિકારી ભોળો હશે? અને ભુંગળી તોડવી હોય તો તને આટલો મોહ શા માટે?" પોપટ કહે, "કોણે કહ્યું કે આ ભુંગળીનો મને મોહ છે? હું તો એને તોડવા જ માગું છું. પણ ભુંગળી તોડવા માટે મારે પ્રથમ જીવવું જોઈએ અને ભુંગળી છોડી દઉં તો મારી સલામતી ક્યાં રહી?" પડોશીઓએ કહ્યું, "ભલા પંખી, અમારું માન અને આ ભુંગળી પર વિશ્વાસ ન રાખ. તારી પાંખો જ તારો આધાર છે. ભુંગળી છોડતાં જરા અવનવું લાગશે, પણ તારી પાંખો તને ઉગારશે. નાહક શા માટે મરે છે?"

પોપટે ન જ માન્યું. એણે વિદ્વત્તાપૂર્ણ શાસ્ત્રવચન કહી સંભળાવ્યું:

यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते॥ ઇત્યાદિ ઇત્યાદિ.

૧૯૨૨

## ૫. વિચાર-કલિકા

મારું કુટુંબ બહોળું છે. મારા એકલાને સુખે હું કેમ સુખી થઈ શકું? સૌ સુખી તો હું સુખી. જગતમાં જ્યાં સુધી એક પણ પ્રાણી સુખરહિત છે ત્યાં સુધી સમસ્તની સેવાના મારા પ્રયત્નો શિથિલ થવાના નથી.

*

મને જે સહેલું લાગે તે કામ હું કરું? કે મને ગમતું હોય તે કરું? કે જે કામ હું ઉત્તમ રીતે કરી શકું તે કરું? અથવા જે કામ કરવાનું મારું અટળ કર્તવ્ય છે તે હું કરું?

જે મારું કર્તવ્ય છે તે જ કરવાનું મને સાધ્ય, પ્રિય અને સુકર થાય એવું ક્યારે થશે?

*

નિષ્પાપ જીવનમાં કેટલી સુંદરતા રહેલી છે તેનું ભાન પ્રત્યક્ષ અનુભવ વગર થાય નહીં.

*

જીવન સુંદર છે. સેવાનંદ સુંદરતર છે. પ્રેમ પરમ સુંદર છે.

*

જીવન્મુક્ત હો, મુમુક્ષુ હો, સંસારી હો, કે પતિત હો સૌ એક જ દુનિયામાં રહે છે, એક જ જાતનું કામ કરે છે; પણ હેતુ ભિન્ન ભિન્ન હોવાથી તેમને ફળ માત્ર જુદાં જુદાં મળે છે.

*

આત્મનિવેદનથી — ગુરુચરણે સ્વાત્માર્પણ કરવાથી નિશ્ચિન્તતાનો આનંદ પ્રાપ્ત થાય છે.

*

પોતાની કલ્પના પોતે જ અમલમાં મૂકવી એમાં જ ખરું સ્વાસ્થ્ય છે.

*

ઉપાદાનનું યથાર્થ જ્ઞાન પ્રતિભાને પ્રેરે છે. પછી કામ કામને શીખવે છે.

*

તમારી આસપાસ મિત્રો ભેગા કરજો; ખુશામતિયા કે અંધભક્તો ભેગા ન કરતા.

*

નીતિનિયમ કરતાં પ્રેમ, દાક્ષિણ્ય, દયા અને સહૃદયતા એ સ્નિગ્ધ અને ઉદાર ભાવોની કિંમત અધિક છે.

*

હનુમાનકૂદકો મારતી વખતે જોમ કેળવવા જેમ આપણે ખૂબ પાછા જઈએ છીએ તે જ પ્રમાણે રાષ્ટ્રીય ઉત્થાન માટે પ્રાચીન ઇતિહાસ શોધવો જોઈએ.

*

ભૂતકાળની પરંપરાની મૂડી ખાતર તરીકે વપરાય, ખોરાક તરીકે નહીં.

વિસ્મૃતિ એ પ્રાણ ક્ષીણ થયાનું લક્ષણ છે.

*

જે સમાજમાંથી ધર્મનો લોપ થાય છે તે સમાજમાં અર્થશાસ્ત્ર એ જ સ્મૃતિ બને છે.

*

આપણો રૂઢિબદ્ધ સમાજ વ્યક્તિગત દુ:ખથી કકળી ઊઠે છે; પણ સમૂહનું દુ:ખ, સામાજિક વિટંબણા, અને રૂઢિગત અન્યાય તેને અસ્વસ્થ કરતાં નથી.

આધુનિક ચળવળને લીધે સામાજિક દુ:ખ દૂર કરવા તરફ પ્રવૃત્તિ થઈ છે ખરી, પણ સામાજિક દુ:ખ શામાં છે તે પારખવાની શક્તિ અથવા દૃષ્ટિ હજુ સમાજને લાધી નથી.

*

હૃદયનો જીર્ણોદ્ધાર કરો એટલે સમાજનો, ધર્મનો, સંસ્કૃતિનો જીર્ણોદ્ધાર એની મેળે થશે.

*

આજે આપણા સમાજને મંત્રદ્રષ્ટા ઋષિઓની જરૂર છે. સમાજવ્યવસ્થાપક આચાર્યો પાછળથી આપોઆપ આવશે.

સમાજમાં આજે ઉલ્લાસ જોઈએ છે, વિલાસ નહીં; નૃત્ય જોઈએ છે, નિદ્રા નહીં.

*

આજના સમાજની પુરુષાર્થની કલ્પના જ ભૂલભરેલી છે. લોકોના રાગ-દ્વેષનો વિષય જ બદલાઈને ઊલટો થઈ ગયો છે.

*

અહંકાર એ આજના સમાજની નાભિ છે.

*

સમાજનો ખરો પાયો સંતોષ–સમાધાન છે, હરીફાઈ નહીં. મત્સર એટલે પ્રેમનું મરણ. હરીફાઈ એટલે સમાજનો નાશ.

*

હળીમળીને કામ કરતાં ચાલેલી હરીફાઈ આનંદદાયી અને પ્રોત્સાહક હોય છે. એકમેકનાં વિરોધી કામ કરવામાં રહેલી હરીફાઈ હીનતા ઉત્પન્ન કરે છે.

*

બીજાના મોજશોખ માટે વૈતરું કરવા તૈયાર થવું તેમ જ પોતાના મોજશોખ માટે બીજા પાસે વૈતરું કરાવવું બન્ને સરખાં જ ગંદાં, કદરૂપાં અને અધર્મ્ય છે.

*

અપચાથી જેમ મોઢું ગંધાય છે તે જ પ્રમાણે સામાજિક અન્યાયને લીધે આપણા બધા વ્યવહારોમાં કુરૂપતા ફૂટી નીકળતી દેખાય છે.

*

સુખદુઃખનો આધાર શ્રીમંતાઈ કે ગરીબાઈ પર નથી. ગરીબાઈ એ મહાદુઃખ નથી. કંટાળાભરેલું, નીરસ અને કદરૂપું કામ કરવું પડે એ ભારે સજારૂપ છે.

*

ભાવિ સંકટો તરફ ધ્યાન આપો, હે લોકો! ભાવિ સંકટો વિશે સાવધ રહો. જૂનાં ગતપ્રાણ સંકટોનાં મરેલા શત્રુઓનાં મડદાંને ઉખેળશો મા.

*

ખરી દરિદ્રતા કઈ? પાસે પુષ્કળ સંપત્તિ હોય છતાં તેનો સદુપયોગ કેમ કરવો એ સૂઝતું ન હોય તે.

*

દાન કરતાં ત્યાગનું મહત્ત્વ વધારે છે. દાન કરવાથી આપણે ગરીબોનાં કષ્ટ ઓછાં કરીએ છીએ, પણ સમાજહિતને અર્થે સંપત્તિનો ત્યાગ કરવાથી આપણે ગરીબોની ગરીબી જ કાઢી નાખીએ છીએ.

ઘણી વાર આપણે દાનથી સામાજિક પાપનું કેવળ પ્રાયશ્ચિત્ત કરીએ છીએ, પણ ત્યાગથી તો પાપ જ છોડી દઈએ છીએ.

*

વેઠે પકડેલો માણસ કરવું જોઈએ તેથી ઘણું ઓછું કામ કરે છે. કેમ કે એમાં એનું હૃદય હોતું નથી.

સાધારણ મજૂર મજૂરીના પૈસા જેટલું જ કામ કરે છે. એને ફક્ત પ્રામાણિકતા સાચવવાની હોય છે.

પણ કસબી માણસ કામના પ્રેમથી કામ કરતો હોવાથી એને મળતી મજૂરી કરતાં વધારે જ કામ કરે છે.

કારીગર કૃપણ નથી હોતો.

*

શહેરો ગામડાંની સુંદરતા લૂંટી લાવે છે છતાં પોતે સુંદર બની શકતાં નથી.

*

જે છોકરો પોતાના વખતનો સદુપયોગ કરે છે તેને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપો તો જ તેનો સંપૂર્ણ વિકાસ થશે.

*

ખેતીનો પ્રેમ એ પ્રભુતાનું લક્ષણ છે. ખેતરમાંથી ખૂબ નફો ઉપજાવવાની હોંશ એ કાંઈ ખેતીનો પ્રેમ નથી.

*

પ્રગતિ પ્રગતિ કરીને ગમે તેટલાં નગારાં વગાડો, છતાં જગતમાંથી ગયેલ વિશ્રાન્તિ (repose) જ્યાં સુધી પાછી નહીં આવે ત્યાં સુધી આ દુનિયાની દશા દયાજનક રહેશે. આ સંસારચક્ર પ્રચંડ વેગથી દોડી રહ્યું છે, પણ ક્યાં તેનો કોઈને પત્તો નથી. કારણ ઈશ્વર પર શ્રદ્ધા ક્યાં છે? 'સૌનું થશે તે મારું થશે' એટલું જ આંધળું સમાધાન માણસને આજે છે.

૧૯૨૩

## ૬. ધ્રુવ

એક હતો છોકરો. તેનું નામ ધ્રુવ. ધ્રુવ પોતાની મા પાસે જ રહેતો હતો. સુનીતિને ધ્રુવ એ એકનો એક દીકરો. એટલે આખો દિવસ ધ્રુવને ઉછેરવામાં જ તે મશગૂલ રહેતી. સાંજ પડ્યે આસપાસના ઘણા છોકરાઓ ધ્રુવ સાથે રમવા આવતા, અને વાતો કરતા. છોકરાઓની વાતો તે શી હોય? ચકલી, મીંદડી, વરુ કે શિયાળ, ઈત્યાદિની વાતો કર્યા કરે, અને થાકી જાય એટલે પોતાનાં માબાપ વિશે કહ્યાં કરે. આજે મારી બાએ દહીંથરાં ખાવા આપ્યાં, મારા બાપા મને મંદિરે તેડી લઈ ગયા એવું એવું. ધ્રુવ પાસે પોતાની માના વહાલની વાતો પાર વગરની હતી, પણ ઘરમાં પિતા તો હતા જ નહીં. એટલે એમની વાત ક્યાંથી કરી શકે? એ મા પાસે જઈ બોલ્યો : 'બા, બા, મારા બાપા કોણ છે? એ ક્યાં રહે છે?' માએ જાણે એ સાંભળ્યું જ ન હોય એમ બીજી વાત ચલાવી. પણ છોકરો શાનો છોડે? આખરે એક નિસાસો મૂકી માએ કહ્યું, 'બાપુ, જેને બધા લોકો રાજા રાજા કહે છે તે જ તારા પિતા છે.'

'ત્યારે આપણે અહીં કેમ? ચાલો આપણે બાપાને ત્યાં જઈએ.'

'ના બાપુ, આપણાથી ન જવાય.'

'કેમ વારુ? પેલો લોમશ કહેતો હતો કે રાજાનું મકાન ભારે સુંદર અને મોટું છે. શું ત્યાંના પહેરેગીર આપણને અંદર ન જવા દે? હું પહેરેગીરને કહીશ કે મારે મારા બાપાને મળવું છે. પછી એ શાનો આપણને રોકે? તું ડરીશ નહીં મા, હું તારી સાથે હઈશ.'

'ના બાપુ, આપણાથી ન જવાય. ત્યાં નાની રાણી છે, તે તને મારશે.'

'કેમ? રાણી રાજાનું નહીં માને? હું રાણીને કહીશ કે હું તને મળવા આવ્યો નથી; હું મારા બાપાને મળવા આવ્યો છું. પછી?'

ધ્રુવના લવારા અધવચ છોડી મા આંગણે ગઈ અને ત્યાં પૂજામાં બેસી ગઈ. ધ્રુવ બાપાને મળવા ગયો. ધ્રુવને રોકવાની હિંમત પહેરેગીરે કરી નહીં. 'બાપા, બાપા,' કરી તે સીધો રાજા પાસે ગયો, ધ્રુવનું મોઢું એટલું બધું એની મા જેવું હતું કે એને ઓળખતાં રાજાને વાર લાગી નહીં. રાજાની આંખમાં આંસુ આવ્યાં. ધ્રુવને ઝટ ઉપાડી લઈ એને પોતાના ખોળામાં બેસાડી દીધો, અને બહુ જ હેતથી રાજા ધ્રુવના કાલાકાલા બોલ સાંભળવા લાગ્યો. પહેરેગીરે ધ્રુવને રોક્યો તો નહીં, પણ દોડતા જઈ નાની રાણી સુરુચિને ધ્રુવ આવ્યાની વાત કહેવા જેટલો વફાદાર એ હતો! રાણી ક્રોધે ભરાઈ. ધ્રુવને રાજાના ખોળામાંથી હડસેલી પાડ્યો. રાણી કહે, 'રાજાના ખોળામાં બેસવાનું તારા નસીબમાં હોત તો મારે પેટે જન્મ્યો નહીં હોત?' ધ્રુવને ગરીબાઈનો અનુભવ હતો, પણ અપમાન-નો નહોતો. તે તેજસ્વી બાળક ધૂંવાંપૂંવાં મા પાસે આવ્યો.

૨

'તેથી જ તો તને હું કહેતી હતી કે આપણાથી ત્યાં ન જવાય. આપણે ક્યાં ભગવાનનું પૂજન કર્યું છે કે તપ કર્યું છે, કે રાજાના ખોળામાં બેસવાનું તારા ભાગ્યમાં હોય?'

'પણ બા, તારે પેટે હું જન્મ્યો એ ઓછું ભાગ્ય છે? આપણે આજ સુધી ભગવાનનું પૂજન નહીં કર્યું હોય તો હવે કરીશું. હું ભગવાનનાં દર્શન કરીશ અને તેને કહીશ કે ભગવાન, મને એવી જગ્યા આપ કે જ્યાંથી કોઈ રાણી મને ઉઠાડી શકે જ નહીં!'

'બાપુ, ભગવાનનાં દર્શન એટલાં સહેલાં નથી હોતાં. મોટા મોટા ઋષિ-મુનિ તેને માટે કેટલુંયે તપ કરે છે.'

'બા, તપ એટલે શું? મારાથી તે નહીં થાય? મને લાગે છે કે હું કરી શકીશ.'

'બેટા, સાધુ લોકો હિમાલયમાં જઈ બરફમાં એક પગે ઊભા રહે છે; એકલી હવા ખાઈ રહે છે; કેટલાક સવારથી બપોર સુધી પાણીમાં જ ઊભા રહે છે, અને જપ કરે છે. તું તો નાનો બાળક. તારાથી એ બધું કેમ થાય?'

'કેમ ન થાય, બા? આ જો હું ચાલ્યો.'

## ૩

હિમાલયનો ઊંચો ઊંચો પહાડ. એની બાજુએ થઈને એક પગ મૂકવા જેટલી કેડી. તે ઉપરથી એક નાનો સરખો બાળક ઉતાવળે પગે ચાલતો હતો. દૂર એક ઝાડ નીચે ધોળી ધોળી દાઢીવાળા સાધુઓ ધૂણી ધખાવીને બેઠા હતા. કેટલાકે સફેદ કામળ ઓઢી હતી અને કેટલાક આખે શરીરે ભભૂતિ ચોળીને ઉઘાડા બેઠા હતા.

એમાંના એક જણના હાથમાં બે તુંબાવાળી વીણા હતી. એ ગાતો અને બીજા બધા તલ્લીન થઈને સાંભળતા હતા. ધ્રુવને દૂરથી આવતો જોઈ ગાનારે પોતાનું ગાયન બંધ કર્યું. બધાની દૃષ્ટિ એ બાળક તરફ ગઈ. નારદે ધ્રુવને પૂછ્યું, 'બચ્ચા, તું ક્યાંથી આવ્યો છે? આમ ક્યાં ચાલ્યો?'

ધ્રુવ બોલ્યો, 'હું સુનીતિનો દીકરો. રાજાને મળવા ગયો; ત્યાં રાણીએ મને લાત મારી. હવે હું તપ કરવા જાઉં છું. મારે ઈશ્વર પાસેથી અચળ સ્થાન મેળવવું છે.'

'બચ્ચા, ગુરુ પાસેથી મંત્ર લીધા વગર અને વિધિ જાણ્યા વગર તપ નહીં થાય.'

'ત્યારે મહારાજ, તમે જ મને મંત્ર કહોને, તમને તો જરૂર આવડતો હશે.'

ધ્રુવની શ્રદ્ધા જોઈ નારદ ખુશ થયા. નારદ મુનિએ ધ્રુવના કાનમાં બાર અક્ષરનો મંત્ર કહ્યો. અને ઉમેર્યું, 'પ્રહ્લાદ, પરાશર, પુંડરીક, વ્યાસ, અંબરીષ, શુક, શૌનક, ભીષ્મ, દાલ્ભ્ય, રુક્માંગદ, અર્જુન, વસિષ્ઠ, વિભીષણ અને હં અમે બધા એ જ મંત્રનો જાપ કરીએ છીએ.'

રાજી થઈને ધ્રુવ આગળ ચાલ્યો અને નારદનું ગાયન ફરી શરૂ થયું.

## ૪

છ મહિના સુધી ધ્રુવે શું ખાધું, શું પીધું એ આપણે જાણતા નથી. પણ સવાર ને સાંજ, બપોરે ને રાત્રે 'ૐ નમો ભગવતે વાસુદેવાય' એ બાર અક્ષરના મંત્રનો જાપ બરાબર ચાલતો હતો. જપ કરતી વખતે આંખ મીંચીને બેસવું જોઈએ એ તો ધ્રુવ જાણતો જ નહોતો. પણ ઈશ્વરની ભક્તિમાં એનું મન એટલું તો લીન થઈ ગયું હતું કે આંખ ઉઘાડી રાખવા છતાં બહારની કોઈ પણ વસ્તુ તરફ એનું ધ્યાન જતું ન હતું.

એમ કહેવાય છે કે કોઈ માણસ તપ કરવા બેસે એટલે ઈન્દ્રના પેટમાં બીક પેસી જાય છે; એના હૈયામાં ધબ ધબ ધબ થાય છે; રખેને આ માણસ તપ કરીને મારું સ્થાન લઈ લે, એમ માનીને તે તપમાં વિઘ્ન નાખે છે.

ધ્રુવ બેઠો હતો ત્યાં એકાએક મોટા રાક્ષસો આવીને ઊભા અને 'હાઉ હાઉ' કરવા લાગ્યા. એક કહે, એને આપણે શેકીને ખાઈ જઈએ. બીજા કહે, નાં ના, આ તો બાળક છે. એનું માંસ કુમળું હશે; એ તો કાચું ને કાચું ખવાય.

ધ્રુવે મોઢું સરખું ફેરવ્યું નહીં. એના હૈયામાં શ્રદ્ધા અને ભક્તિ જાગતી હતી. એ શાનો ડરે? ઈન્દ્રની ફજેતી થઈ અને ધ્રુવનું તપ વધ્યું. ઈન્દ્રે વિચાર કર્યો, આ રીતે છોકરાને ગાઠી નહીં શકાય. પોતાની મા ઉપર એની શ્રદ્ધા અપરંપાર છે. કોઈ અપ્સરાને એની માનો વેશ આપી એને લલચાવીએ તો જ કંઈ પત્તો ખાય. ઈન્દ્રની આજ્ઞાથી એક અપ્સરા સુનીતિનું રૂપ ધારણ કરી ત્યાં આવી ઊભી. ધ્રુવે એને મા જાણી પ્રણામ કર્યા. તે રોતી રોતી બોલી, 'બેટા, છોડી દે આ તપ. પેલા રાક્ષસો તને ખાઈ જશે. ઘેર આવીશ તો તને કેટલુંયે સુખ મળશે. રાણીએ લાત મારી તેથી શું થયું? આપણે ફરીથી એના બારણા આગળ ન જઈએ એટલે થયું.'

માતાનાં આ વચનો સાંભળી ધ્રુવ ચોંકી ગયો. એણે કહ્યું, 'બા, આજ સુધી તારી શિખામણ આવી નહોતી. ધારેલું કામ હમેશાં પૂરું જ કરવું એમ તું જ કહેતી હતી ને? સુખને તુચ્છ ગણવું એમ કેટલીયે વાર તેં મને કહ્યું છે. માન ખોઈએ એના કરતાં જાન જાય તે બહેતર એ આપણી કુળપરંપરા છે, એમ ક્યારનું તેં મને કહ્યું હતું. પછી આજે કેમ અવળી સલાહ આપે છે?'

બિચારી અપ્સરા મૂંઝાઈ ગઈ. સુનીતિનો વેશ તે લઈ શકી. પણ સુનીતિની મોટાઈ તે ક્યાંથી લાવે? ધ્રુવની સાદાઈ અને શુદ્ધતા જોઈ તેનું હૈયું પીગળી ગયું. આવા નિર્દોષ બાળકને છેતરવા હું આવી એ કેટલું ખરાબ કામ મેં કર્યું, એમ એના મનમાં થઈ ગયું. અપ્સરા પગે પડીને બોલી, 'મને માફ કરજે, નાના યોગીરાજ, ઈન્દ્રે મને મોકલી હતી.' ધ્રુવનું ધ્યાન એટલું બધું એકાગ્ર હતું કે ઈન્દ્ર ઉપર ક્રોધ કરવાનું પણ એને મન ન થયું. ધ્રુવે પેલી અપ્સરાને કહ્યું, 'મા, તારા ઈન્દ્રને કહે કે તારું ઈન્દ્રપદ હું નથી લેવા માગતો. મારે તો એવું સ્થાન જોઈએ છીએ કે જ્યાંથી બીજું કોઈ મને ઉઠાડે નહીં. કોઈ બીજો તપસ્વી વધારે તપ કરી મારું સ્થાન લઈ લે તો? એવી ઈન્દ્રની પેઠે બીક સરખી પણ મારા મનમાં ન રહે. મારા તરફથી ઈન્દ્રને અભય છે.'

પદ્મ ધારણ કરી ચતુર્ભુજ વિષ્ણુ પ્રગટ થયા. વિષ્ણુએ કહ્યું, 'બેટા, તારે શું જોઈએ છે?'

'તારી ભક્તિ.'

'તે તો છે જ. બીજું તારે શું જોઈએ છે?'

'ભગવન્, અચળ સ્થાનની અભિલાષા રાખીને હું અહીં આવ્યો, પણ મોટા મોટા ઋષિમુનિને દુર્લભ એવું તારું દર્શન મને થયું. હવે બીજું શું માગું? કાચ ખોળવા ગયો ત્યાં રત્ન જડયું એના જેવી મારી સ્થિતિ થઈ છે. હું કૃતાર્થ છું. હવે મારે બીજું કશું નથી જોઈતું.'*

ધ્રુવે કહ્યું કે મારે બીજું કશું નથી જોઈતું, પણ એના મનમાં એક અભિલાષા રહી હતી. એના હૈયામાં ભક્તિનો એટલો બધો ઊભરો આવ્યો હતો કે એને ભગવાનની સ્તુતિ કરવાનું મન થયું. પણ ધ્રુવ બાળક નહોતો ભણ્યો કાવ્ય કે નહોતો ભણ્યો વ્યાકરણ. તે છંદ પણ જાણતો નહોતો અને અલંકાર પણ જાણતો નહોતો. ભગવાનથી અજાણ્યું શું રહે? ભગવાને પોતાના શંખનો ધ્રુવના ગળાને સ્પર્શ કર્યો ને તરત જ ધ્રુવને દિવ્ય વાણી સ્ફુરી. તે ગાવા લાગ્યો.

योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्ताम्
संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना
अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्
प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम् ।

'મારામાં પ્રવેશ કરી આ મારી સૂતેલી વાણીને જગાડનાર અને મારા કાન, હાથ, પગ, ત્વચા વગેરે સર્વ ઇન્દ્રિયો તેમ જ મારા પ્રાણમાં પણ જીવન રેડનાર જે કોઈ પ્રભુ તું છે તેને હું વંદન કરું છું.'

આવી સ્તુતિથી સંતુષ્ટ કોણ ન થાય! ભગવાને ધ્રુવને ઉઠાડી કહ્યું, 'ચાલ મારી સાથે. પેલો ઉત્તરમાં અચળ તારો દેખાય છે એ જ સ્થાન તને આપું. આજથી એ સ્થાનને બધા લોકો ધ્રુવલોક તરીકે ઓળખશે અને સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા અને અરુંધતી સહિત સપ્તર્ષિ રોજ તારી પ્રદક્ષિણા કરશે.'

---

*स्थानाऽभिलाषी तपसि स्थितोऽहम् ।
त्वां प्राप्नुवान् देव! मुनीन्द्रगुह्यम् ॥
का च विचिन्वन् अिव दिव्य रत्नम् ।
स्वामिन्! कृतार्थोऽस्मि वरं न याचे ॥

એ ચળકતા આસન પર ધ્રુવ હજી બેઠો છે, અને ત્યાંથી બધી દુનિયાને ભક્તિના પાઠ ભણાવે છે. ગમે ત્યારે જુઓ, તે ઉત્તરમાં ધ્રુવ* જ છે.

૧૯૨૪

## ૭. वरं ब्रूहि।

અમારી રકઝક ચાલી.

મેં કહ્યું, 'તમે વિષય સૂચવો તો હું લખી આપું એટલે કે લખાવું.'

મારે એક લેખ લખી આપવો હતો.

કાન્તિ કહે, 'ના તમે જ પસંદ કરો.'

'પસંદગી તો તંત્રીની હોય.' મેં દૃઢતાથી કહ્યું.

કાન્તિએ એટલી જ દૃઢતાથી જણાવ્યું, 'ત્યારે મારી પસંદગી છે કે વિષય તમે પસંદ કરો.'

હું હાર્યો.

એ જ વખતે મને ઉપનિષદની એક સુંદર વાર્તા યાદ આવી. તે જ લખાવી.

દિવોદાસનો પુત્ર પ્રતર્દન બલાઢ્ય ક્ષત્રિય રાજા હતો. દુનિયાના આર્ત લોકોને તો એની હૂંફ હતી જ. પણ દેવોના રાજા ઇન્દ્રને પણ ગરજ પડયે એની મદદ થતી. એક વખતે એક યુદ્ધમાં પોતાનું પૌરુષ પ્રગટાવી એણે ઇન્દ્રને સંતુષ્ટ કર્યા. પ્રસન્ન થયેલા ઇન્દ્રે એને માન આપવા ખાતર પોતાના ભવ્ય વૈજયંત પ્રાસાદમાં નોતર્યો. દેવરાજે પ્રતર્દનની બધી રીતે આગતાસ્વાગતા કરી અને કહ્યું, 'તને વર આપું છું, જે જોઈતું હોય તે માગી લે.'

પ્રતર્દન રાજાએ કહ્યું, 'માણસને માટે જે અત્યંત હિતકારી, હિતતમ હોય તેવું મારે માટે આપ જ પસંદ કરો ને?'

ઇન્દ્રે વાંધો ઉઠાવ્યો, 'વર તે કાંઈ બીજા પસંદ કરતા હશે? (વર એટલે જ પોતાની પસંદગી.) પોતાને શું જોઈએ છે તે બીજા શું જાણે? તેથી માણસ પોતે જ માગી લે એ યોગ્ય છે.'

* ધ્રુવ એટલે સ્થિર. સુ-નીતિને પેટે જ ધ્રુવનો જન્મ થઈ શકે છે, અને સુરુચિના મનમાં સુનીતિ વિશે અદેખાઈ તો હમેશાં રહે જ છે. એનું રહસ્ય તમે સમજો છો ખરા?

વાર્તા કહેનાર જોવા નથી બેસતા કે વિભીષણ, અર્જુન, રુક્માંગદ, ભીષ્મ વગેરે વ્યક્તિઓ ધ્રુવ પહેલાંની કે પછીની. કોઈ એમને છેડે તો કહે કે આ બધી વ્યક્તિઓ યુગે યુગે, કલ્પે કલ્પે ફરી ફરી જન્મે છે! માટે પૂર્વયુગનો ઉલ્લેખ ગણી લેવો !!

પ્રતર્દન કાંઈ એટલેથી હારે એવો નહોતો. એણે દેવરાજને કહ્યું, “ભગવન્, આપ સત્ય-પ્રતિજ્ઞ છો, એમ મેં માન્યું છે. આપ મને વર આપવાના છો. ‘વર’ એટલે શ્રેષ્ઠ. જે વસ્તુ સૌથી શ્રેષ્ઠ હોય તે મને આપવાને આપ બંધાયેલા છો. માણસ માટે સૌથી શ્રેષ્ઠ શું છે એ હું શું જાણું? હું પસંદ કરું અને આપ તે આપો તો તે ‘અવર’ (ઊતરતું) આપ્યા જેવું થશે. અને આપે તો ‘વર’ એટલે કે સૌથી ચડિયાતું આપવાનું વચન આપ્યું છે!”

સત્યરૂપી ઇંદ્ર આથી બંધાયો. ઉપનિષદકાર કહે છે, सत्यं हि अिन्द्रः ।

આખરે ઈન્દ્રને જ પ્રતર્દન માટે વર પસંદ કરવો પડયો. ઈન્દ્રે કહ્યું, ‘હે પ્રતર્દન! તું મને ઓળખ. મને સત્યને એટલે કે આત્માને ઓળખવો એ જ માણસને માટે હિતતમ છે. જે સત્યને વળગી રહે છે તેને પાપ ચોંટતું નથી; એનું મોઢું ભોંઠું પડતું નથી.’

**૧૯૨૪**

# ૮. ભવિષ્યપુરાણ

## ઘોડાનું બંધન

પહેલાં ઘોડો આજની જેમ માણસનો ગુલામ ન હતો. જેમ છોકરાંઓ કારણ હોય કે ન હોય તોપણ આખું આંગણું ગજાવી મૂકે છે તેમ ઘોડો આખા બીડમાં મનભાવતી હડિયાપટ્ટી કરતો. તેના મોંમાં કોઈનું ચોકડું ન હતું. તેની પીઠ ઉપર કોઈ સવાર ન હતું કે તેની છાતીએ ગાડીનું ઝૂંસરું ન હતું.

આ તેજદાર અને પાણીવાળું પ્રાણી જે દિવસ સ્વતંત્ર હતું તે દિવસ સ્વતંત્રતા ઓર બહારમાં ખીલતી.

એક બીડ પુષ્કળ મીઠા ઘાસથી ભરપૂર હતું. ઘોડો તેમાં મનને ગમે તેમ વિચરતો. આ છેડે ઘાસની એક પૂળી ખાય ને હડી મેલે. સામે છેડેથી વળી એક પૂળી ખાય ને પાછો હડી મેલે. આમ એનો વખત જતો.

એક વખત ઘોડો બીડમાં આમતેમ દોડી રહ્યો હતો, ત્યાં છેટે એને કંઈ કાળું કાળું દેખાયું. ઘોડો કાન ઊભા કરીને એની તરફ જોવા લાગ્યો. તેને લાગ્યું કે આ વળી નવો ડુંગર અચાનક ક્યાંથી? ધારીને જુએ છે તો કાળા ડુંગર જેવું એ કંઈક ચાલે છે અને હળવે હળવે તેના બીડ તરફ વધી રહ્યું છે. હવે ઘોડો ગભરાયો. હતું એટલું જોર કરીને તે બીડને સામે છેડે દોડી ગયો. ત્યાં ઘાસની ઓથે લપાઈને કાળ જેવા પેલા હાથીને જોઈ રહ્યો.

પેલો કાળો ડુંગર જેવો હાથી હતો. સુંદર ઘાસથી ભરેલું બીડ જોઈને તેના હરખનો પાર રહ્યો નહીં. તેણે આગળ જવાનો વિચાર માંડી વાળીને બીડમાં જ ધામો નાખ્યો. ઘોડો મુશ્કેલીમાં આવી પડયો. ચોવીસે કલાક ભયને લીધે તેની છાતીમાંથી થડકાટ ખસતો ન હતો, અને વિશાળ પેટવાળો હાથી છપ્પનિયા કાળ-ની પેઠે વીઘાંનાં વીઘાં ચરી જઈને બીડને હથેળી જેવું કર્યે જતો હતો એ તેનાથી દીઠું જતું ન હતું.

આ રોજનું દુ:ખ કેમ ખમાય? હાથીનું કાસળ કોઈ પણ ઉપાયે કાઢવું તો જોઈએ જ. ઘોડાએ વિચાર્યું, આપણા એકલાથી તો આની જોડે નહીં લડાય, કોઈની મદદ મેળવવી જોઈએ. ઘાસ ન ખાઈ શકે એવું કોઈ શોધવું જોઈએ. સિંહ પાસે જાઉં, પણ એની સામે જવાને પગ કેમ ઊપડે? મદદ માગવા જાઉં ને મને ફાડી ખાય તો?

હં, માણસ જ ઠીક. ઘાસ એ ખાઈ શકનાર નથી, એટલે મારું બીડ સહી-સલામત જ છે અને મારી જાત પણ તેટલી જ સહીસલામત છે; કારણ મારવા-કરવા આવશે ત્યારે દોડી એના હાથમાંથી છટક્વું મને શું મુશ્કેલ છે?

પોતાનો જાનમાલ સુરક્ષિત રહે અને છતાં દુશ્મન મરે એ માટે માણસની જ મદદ માગવી એમ તેણે મનની સાથે ઠરાવ્યું. માણસ એ ઘણું ચતુર પ્રાણી છે એમ તે જાણતો હતો. બળ ન હોવા છતાં કળથી એટલે કે બુદ્ધિ વડે માણસ હાથી જેવા બળવાન પ્રાણીને મારશે એમ જાણનાર ઘોડાએ એટલું ન જાણ્યું કે એ જ બુદ્ધિ વડે માણસ ધારે તો તેને પણ મારી શકે. ગરજવાન એટલી અક્કલ ક્યાંથી દોડાવી શકે? ઘોડો માણસને શરણે ગયો.

દૂરથી માણસે ઘોડાને આવતો જોયો. વાહ, શું ઉત્તમ પ્રાણી ઈશ્વરે પણ પેદા કર્યું છે! એમ મનમાં વિચારતો વિચારતો એ તો એકીટશે ઘોડાને નીરખી જ રહ્યો. લાડુ જોઈને બાળકના મનની જેવી દશા થાય તેવી ઘોડાને જોઈને માણસના મનની દશા થઈ.

ઘોડાએ આવીને માણસના પગમાં લાંબા પડીને નમસ્કાર કર્યા અને ગદ્‌ગદ કંઠે પોતાના આવવાનું કારણ નિવેદિત કર્યું. તેણે કહ્યું, 'માણસકાકા, અત્યારે મને એક તમારો જ આધાર છે. ગમે તેમ કરો, પણ મારું આટલું એક કામ કરી આપો. તમારો પાડ હું કદી નહીં ભૂલું.'

ઘોડાએ તે વખતે માણસની આંખ તપાસીને જોઈ હોત તો તેમાં 'ઠીક લાગ આવ્યો છે' એવી લુચ્ચાઈભરેલી વૃત્તિ તે ઉકેલી શક્યો હોત. પણ ગરજવાનને અક્કલ ન હોય.

માણસે કહ્યું કે, 'ભાઈ ઘોડા, તારા જેવા સુંદર પ્રાણીનું કામ કોણ ન કરે? પણ તું જાણે છે કે હું તો સાવ નાનો છું. મારાથી ઉતાવળે દોડી પણ શકાતું

નથી. તારો વેરી હાથી કેવડો જબરો! એનું બળ કેટલું? છતાં હું કહું તેમ તું કરે તો મને ઉમેદ છે કે હું તને મદદ કરી શકીશ.'

ઘોડાએ કબૂલ કર્યું, 'જેમ કહેશો તેમ કરીશ. મારે માટે કરવું છે ને? ક્યાં તમારું કામ છે?'

ઘોડાએ મોંમાં આંગળી આપી, એટલે હવે માણસ હળવે હળવે એનો પહોંચો ગળવાની તૈયારી કરવા લાગ્યો. એણે કહ્યું, 'મને તારી પીઠ પર ચડીને બેસવા દે.' ઘોડો કહે, 'ખુશીથી.'

'મારે કઈ તરફ જવું છે એ તને ખબર પડે તેટલા માટે તારા મોંમાં લગામ નાખવા દે.'

ઘોડો કહે, 'કબૂલ.'

'મારે ઉતાવળું કે ધીમું ચાલવું છે તે તું સમજે તે માટે તારા પડખામાં લોખંડની એડીઓ મારવા દે.'

ઘોડાને ગમ્યું નહીં પણ હતો ગરજુ એટલે કહ્યું, 'ભલે તેમ.'

કબૂલત થઈ ગઈ. ઘોડા ઉપર ચડીને માણસ હાથીને હરાવવા ચાલ્યો. યુદ્ધમાં બુદ્ધિમાન માણસે હાથીને આખરે પાડ્યો.

પછી માણસ એ બીડમાં જ રહ્યો. ઘોડાના મોંમાં લગામ કાયમ હતી.

માણસ હવે આજ જશે, કાલ જશે એમ ઘોડો દહાડા ગણતો હતો. પણ પેલાની તો જવાની દાનત જરાયે જણાતી ન હતી. એક દિવસ ઘોડાએ કહ્યું, 'માણસકાકા, આ જન્મમાં તો હું તમારું ઋણ નહીં ફેડી શકું. પણ મારી ખાતર હવે તમારે તમારાં બૈરીછોકરાંનો વિયોગ ખમવાની જરૂર નથી. હવે તો હું મારું ફોડી લઈશ.'

પરોપકારી માણસ બોલ્યો, 'તને એમ એકલો મૂકીને મારાથી કેમ જવાય? બૈરીછોકરાંને તો હું અહીં જ તેડી લાવનાર છું. તેં મારું શરણ લીધું તો મારે તને પૂરી મદદ કરવી એ મારો ધર્મ છે. તું તારા પોતાના જ જોર વડે એકલો રહેવા જેટલો હોશિયાર થઈ જા, ત્યાર પછી જ હું અહીંથી ખસી શકું.'

ઘોડાને કાળજે હવે ફટકો પેઠો. થોડા દિવસ રહીને એણે ડરતાં ડરતાં પૂછ્યું, 'મારી જીભમાં છાલું પડ્યું છે. મારા મોંમાંથી આ લગામ. . .'

ડોળા કાઢીને મોટો ઘાંટો તાણીને માણસ બોલ્યો, 'ફિટકાર છે તને, નિમકહરામ! તારે માટે મેં મારાં ઘરબાર છોડ્યાં, જીવનું જોખમ ખેડીને મેં હાથી જેવા મહા બળવાન પ્રાણી સાથે યુદ્ધ કર્યું, અને આટલી એક લગામ પણ તારાથી નથી ખમાતી? આવા નિમકહરામનો ભરોસો શો? કાંટાવાળી લગામ પહેરાવ્યા વગર તું પાંસરો ચાલવાનો જ નથી.'

ઘોડાએ ઘડીક ઠેકડા માર્યા. લગામના કાંટાથી તાળવું ફૂટી જતું હતું. ચાબુકના ફટકાથી પીઠ ચિરાઈ જતી હતી. એડીના ઘાથી પડખાં વીંધાઈ જતાં હતાં. તેના ઠેકડા બધા સુકાઈ ગયા.

ઘોડાનો આજની ઘડી સુધી છુટકારો થયો નથી. સ્વતંત્રતા શું એ હવે તો એને યાદ પણ નથી રહ્યું.

**જુગતરામ દવે**

*

માણસને થયું કે ઘોડો હવે સ્વતંત્રતા ભૂલી ગયો છે. પણ જેમ ડૂબી ગયેલો સૂરજ રાત પૂરી થયા પછી ઊગ્યા વગર રહેતો નથી, તેમ જ સ્વતંત્રતાનો ખ્યાલ પણ ફરી ઊગ્યા વગર રહેતો નથી. સ્વતંત્રતા એ આત્માનો ગુણ છે, અને તેથી તે વૃત્તિ આત્મા જેવી જ અમર છે. ઘણાં વરસ સુધી માણસની સેવા કર્યા પછી માણસનો સ્વભાવ ઘોડો ઓળખતો થયો. તેણે જોયું કે પોતે એકલાએ જ સ્વતંત્રતા ખોઈ નથી. ઘોડાની સેવા ઉપર હમેશ આધાર રાખીને માણસ પણ પરાવલંબી થયો હતો. ઘોડાએ વિચાર્યું, 'વફાદારીથી માણસની સેવા કરું તોયે લોઢાની એડીનો માર તો ખાવો જ પડે છે. કાંટાવાળી લગામ પણ પોતાનું કામ કર્યા જ કરે છે. આવું દુઃખ સહન કરીએ એના કરતાં મરવું બહેતર છે.'

ઈશ્વરનો સ્વભાવ વિચિત્ર છે. જે મરવાને તૈયાર થાય છે તેને જીવવાનો માર્ગ તે તરત જ બતાવી દે છે.

ધૂર્ત માણસના ધ્યાનમાં ન આવે એવી એક યુક્તિ ઘોડાને સૂઝી. ઘોડાએ મનમાં કંઈક નિશ્ચય કર્યો અને નિરાંતે સૂઈ ગયો. બીજે દિવસે ઘોડાએ માણસે આપેલું ઘાસ ખાવાની ના પાડી. માણસ અકળાયો. અત્યાર સુધી ઘોડાને લાગતું હતું કે પોતાને માટે જ તે ઘાસ ખાય છે. ઘોડો ઘાસ ખાય એમાં માણસનું પણ હિત રહેલું છે, એ વાત તે રાત્રે તેના ધ્યાનમાં આવી. માણસ ક્રોધે ભરાયો. ઘોડા ઉપર જીન કસીને માણસે સવારી કરી. તે દિવસે ઘોડાએ માણસને લઈ જવાની ના પાડી નહીં. માણસે વિચાર કર્યો, 'આજે એનો ડૂચો કાઢવો જોઈએ, એટલે એની મેળે ઘાસ ખાશે.' ઘોડો થાકીને લોથ થઈ ગયો અને ઘેર આવ્યો. માણસે એની આગળ ઘાસ નીર્યું. પણ હરિના કસમ, ઘોડો ઘાસ શાનો ખાય? માણસ મૂંઝાયો, 'હવે મારું શું થશે? આ ઘોડાને આધારે મેં આટલી પ્રવૃત્તિ વિસ્તારેલી છે. હવે આ ઘોડા વગર તેને હું કેમ પહોંચી વળું?' બીજે દિવસે એણે એક ચાબુક લઈને ઘોડાને ઝંઝેરી નાખ્યો. ઘોડાને થયું, 'પાછળના બે પગથી લત્તાપ્રહાર કરી દાંત વતી જ માણસને કરડી ખાઉં!' પણ પાછો ઘોડાને વિચાર થયો, 'ધૂર્ત માણસ આગળ મારી શક્તિ ચાલે એમ નથી, તો પછી શક્તિ નકામી વાપરીને

ક્ષીણ થઈ જવું 'શા કામનું?' ઘોડાએ ગમ ખાધી અને મૂંગે મોઢે માર ખાઈ રહ્યો. હવે ઘોડાને નવો ઉપાય સૂઝયો. માણસને મારવાને પગ ન ઉગામવા જેટલો તેણે સંયમ કર્યો તેથી તેને સૂઝયું કે, 'મારા પોતાના બચાવ માટે હું પગ ન હલાવું તો આ જાલિમ માણસને લઈ જવા માટે તો પગ શાને જ હલાવું?'

બીજે દિવસે માણસે જીન કસ્યું, લગામ ચડાવી અને ઘોડા ઉપર સવાર થયો.' 'ઙચ ઙચ, ઙચ ઙચ. કેમ? ઘોડો કેમ નથી ચાલતો?' 'કડાબ ફટ!' ચાબુકનો અવાજ થયો, પણ વ્યર્થ. પૂતળાની માફક ઘોડો ઊભો જ રહ્યો. માણસે વિચાર કર્યો, 'આને મારવાથી પોતાનું જ નુકસાન છે. ઘોડો મરી જશે તો ઘોડા કરતાં મારું જ નુકસાન વધારે થશે.' દૂરંદેશી વાપરીને માણસે મિહમેજ ઉતારી નાખ્યા, લગામ કાઢી નાખી અને ઘોડાના ગળામાં એક દોરડું બાંધીને સવાર થયો.

ઘોડાએ પણ વિચાર કર્યો, 'થયું એ ઘણું થયું. હવે તો આપણે ચાલી શકીએ.' ઘોડો બધા રસ્તા જાણતો જ હતો, ક્યારે ક્યાં જવાનું હોય છે એ પણ એના ધ્યાનમાં હતું, એટલે માણસ અને ઘોડો સુખેથી રહેવા લાગ્યા.

પણ નહીં. મરીને સજીવન થયેલી સ્વતંત્રતા આટલાથી કેમ સંતોષ માને? ઘોડાને દોરડું પણ અસહ્ય થઈ પડયું. જૂનું દોરડું કાઢીને નવું દોરડું બાંધવા માણસ આવ્યો ત્યારે ઘોડાએ ફરી પોતાનું પોત પ્રકાશ્યું. માણસે બિચારે લાચારીથી દોરડું પણ કાઢી નાખ્યું. હવે તો ઘોડાની ઇચ્છા થાય ત્યારે જ તે માણસને લઈ જાય, અને મનમાં ન આવે ત્યારે ચોખ્ખી ના પાડે. આવી અનિશ્ચિત સેવાથી માણસ કંટાળ્યો. ધીમે ધીમે તેણે પોતાની પ્રવૃત્તિ ઓછી કરી. તે સ્વાવલંબી બન્યો અને ઘોડાને પણ પોતાનું બીડ મળી ગયું. જે સ્થિતિ પહેલાં હતી તે સ્થિતિ ઉપર બન્ને આવ્યા.

પણ બન્નેના અનુભવમાં કેટલો ઉમેરો થયો હતો!

૧૯૨૪

# ૯. કઠોર કૃપા

એક ગરાસિયા કુટુંબ વખો પડતાં બહુ જ ગરીબાઈમાં આવી પડ્યું. ઘરની ચીજવસ્તુ છાનીમાની વેચી ઘણા દિવસ કાઢ્યા. પછી તો વેચવા માટે પણ કશું ન રહ્યું. તેમના આંગણામાં એક સરગવાનું ઝાડ હતું. સરગવાને શીંગો થઈ હતી. પણ ધંડે બજારમાં વેચવા જાય તો ઘરની લાજ જાય એમ માની રાતની વેળાએ શીંગો ઉતારી એક કાછિયાને, એ આપે એટલા પૈસા મૂંગે મોઢે લઈ આપી દે અને તેટલા ઉપર મહાકષ્ટે ગુજરાન ચલાવે. કુટુંબમાં પણ પાંચ ભાઈઓનો વિસ્તાર; એટલે મોટેરાંમાંથી કેટલાક વારાફરતી અપવાસ કરે.

એક દિવસ એમનાં સગાંમાંનો કોઈ એક સાંજની વેળાએ એમને ત્યાં આવી રાતવાસો રહ્યો. તેને અને નાનાં છોકરાંઓને વાળું કરાવી બાકીનાં બધાંએ કહ્યું, 'અમને ભૂખ નથી.'

પછી મહેમાનને ઊંઘી ગયેલો ધારી ઘરધણીએ હમેશની પેઠે સરગવા પરથી શીંગો ઉતારી અને અંધારામાં પેલા કાછિયાને ત્યાં જઈ વેચી આવ્યો. મહેમાન તો જાગતો જ હતો. તેને આ કુટુંબની સ્થિતિની પણ ખબર હતી. આ પાંચે ભાઈઓ ભડ છતાં લાચારની પેઠે આમ અપવાસો કરી રહ્યા છે એનું કારણ આ સરગવો જ છે એમ જોઈ, બધાં સૂઈ ગયા પછી મોડી રાત્રે એ મહેમાન ઊઠ્યો અને હળવે રહીને પેલું ઝાડ કાપી નાખ્યું. અને સવારે ઘરનું કોઈ ઊઠે તે પહેલાં જ તેણે પોતાના ઘરનો રસ્તો પકડ્યો.

સવારમાં ઘરમાં હાહાકાર થઈ ઊઠ્યો. 'કેવો સાચો સગો! આપણી ગરી-બાઈ જાણી, બને તો કંઈક મદદ કરવાને બદલે, પાતળી રાબનું પાણી દેનારો આટલો સરગવો હતો તે પણ કાપી ચાલતો થયો!' આમ કહી બધા પેલા મહે-માનને મનમાં ને મનમાં ગાળો દેવા લાગ્યો.

આમ કરતાં જેમતેમ દહાડો તો વીતી ગયો. રાત્રે બધા ભેગા થઈ બેઠા અને વિચાર કર્યો કે હવે ઘેર રહ્યું પાલવે એમ નથી.

બધા જ ભાઈઓ સારા ઘરના અને ભલા હોવાથી દરેકને ધંધો મળતાં વાર લાગી નહીં. જોતજોતામાં એમની સ્થિતિ સુધરી. બે વરસ પછી જ્યારે બધા દિવાળી પર ભેગા થયા ત્યારે સરગવાનું ઝાડ કાપનાર પેલો મહેમાન જાણીજોઈને ફરી એમને ત્યાં મહેમાન તરીકે આવ્યો.

પાંચે ભાઈ એને પગે પડયા અને બોલ્યા, 'કઠોર થઈને જો તમે તે દિવસે આમારા પર કૃપા ન કરી હોત તો અમે આજ આ ઊજળો દહાડો જોત નહીં.'

૧૯૨૪

# ૧૦. તાંબુ ગાય

[ એક કાગળ ]

તમે તાંબુને ચિંચવડમાં જોયેલી. એ કાઠિયાવાડી જાનવર. છે કદાવર અને રૂપાળું; પણ ચિંચવડમાં એ એટલી સારી દેખાતી ન હતી. સિંહગઢ ગયા પછી એ ઠીક માતી. બિચારીએ જિંદગીમાં કોઈ કાળે પહાડો જોયા નહીં હોય. મુંબઈ-થી ચિંચવડ આવેલી તે ટ્રેનમાં. સિંહગઢ ચડતાં એણે કલ્પાંત કર્યો. ઊંચો પહાડ અને સાંકડો વાંકોચૂકો રસ્તો. પહેલે દિવસે અર્ધે રસ્તે માંડ ચડીને બેસી ગઈ, એટલે રાત્રે કોળી લોકોનાં ઝૂંપડાં પાસે બાંધીને એને આરામ આપ્યો. ડુંગરામાં વાઘ ન જ હોય એની ખાતરી કોણ આપે? એટલે ગઢ પરથી એક માણસ મોકલી દીધો હતો. એણે આખી રાત જાગીને ગાયનું રક્ષણ કર્યું. એ માણસ કહેતો હતો કે આસપાસ ક્યાંક વાઘ ફરતો હતો. એટલે એણે રાત આખી ચારે-કોર પથરા ફેંકવાનું કામ કર્યું. કોણ જાણે એ કેટલું સાચું હશે ! વધારેનું મહેન-તાણું માગવા માટે ઉપજાવી કાઢેલી વાત પણ હોય.

બીજે દિવસે ગાયને ઉત્તેજન આપવા શામળભાઈ પણ નીચે ગયા. ચિંચ-વડનો એક વિદ્યાર્થી પણ સાથે હતો. ત્રણે જણાએ મળી ગાયને ઉપર આણી. સાંકડા રસ્તામાં જ્યારે આકરું ચડાણ આવે ત્યારે ગાય ઉપરની પહાડની ઊંચાઈ જુએ, નીચે ખીણનું ઊંડાણ જુએ, ખૂબ ધ્રૂજે અને બેસી જાય. હું ઉપરથી દૂરબીનમાંથી આ બધું દૃશ્ય જોતો હતો. મને કંઈનું કંઈ થઈ જતું હતું. બીજા બધા ઉપાય હારે ત્યારે શામળભાઈ ગાયને સોટી પણ લગાવે. મને મનમાં થયું કે મારા જેવા ખોડા ઢોરને સરસ દૂધ પીવાનું મળે એટલા માટે આ ગરીબ ગાય ઉપર આટલો અત્યાચાર ચાલે છે! એક વખતે તો સોટી મારતાં જ ગાય રસ્તાના છેક છેડા ઉપર જઈને ઊભી. એક વેંત આગળ જાત તો ખીણમાં ગબડી જ પડત. હું મનમાં વિચાર કરવા લાગ્યો. મારે લીધે જો ગાય મરી જાય તો મારે પણ કિલ્લા પરથી પડતું મૂકીને મર્યે જ છૂટકો!

મહામુસીબતે ગાય ઉપર આવી.

ઉપર એને માટે સરસ કડબ, કપાસિયા અને ભૂસું તૈયાર રાખ્યું હતું. સિંહ-ગઢની હવા અને પૌષ્ટિક ખોરાક! પછી પૂછવું જ શું? જોતજોતામાં તાંબુ વસિષ્ઠની

નંદિની જેવી દેખાવા લાગી. એનાં દળદાર શિંગડાં, લટકતા કાન, વિશાળ કપાળ, સૌમ્ય આંખો અને ચિ. બાળે ખરેરાથી એના ચળકતા કરેલા વાળ. સિંહગઢની આસપાસના વિશાળ પ્રદેશમાં આવું જાનવર જોવાને ન મળે. બાળ એની ડોકને બાથ ભીડીને લટકતો રહે તોય તાંબુ એ ભાર ખમીને ઊભી જ રહે. બપોર સુધી ગઢ ઉપર સ્વચ્છંદવિહાર કરે, બંધાવાની મરજી ન હોય ત્યારે પાસે જઈએ એટલે છટકી જઈને વાછરડાની જેમ ચારે પગે કૂદે. એકાદ કલાક ફરી આવી આંગણામાં બેસી જાય અથવા ઓટલા ઉપરથી બારીમાં માથું ઘાલી અંદર જુએ. છેલ્લે છેલ્લે તો બંગલાની અંદર આવી મારી પથારી પાસે ઊભી રહેતી થઈ હતી.

તાંબુ પોતાની ઉંમર, પોતાનું કદ અને પોતાની ઊંચી જાતને છાજે એવી ગંભીરતાથી જ બધો વ્યવહાર રાખે. ઘાસ નીરતા હોઈએ, પાણી પાતા હોઈએ કે ખાણ મૂકતા હોઈએ તોયે જરા સરખી અધીરાઈ ન બતાવે. કોક વખત બાળ એને નચાવવા માટે ખાણની ડોલ લઈને આમતેમ ફરે પણ તાંબુ તો હાથીની પેઠે જોયા જ કરે, બહુ બહુ તો દૃષ્ટિ જરા આમતેમ ફેંકે.

પૂજ્ય બાપુજી સિંહગઢ આવ્યા ત્યારે એમને જરૂર પડશે એમ ધારીને અમે પાંઉરોટી મંગાવી રાખી હતી. પણ બાપુજીએ તો ફળ અને બકરીના દૂધ ઉપરાંત કશું લીધું જ નહીં, એટલે પાંઉ રહી ગયા. મારે પાંઉ ખાવાં ન હતા. શામળભાઈને ગરમાગરમ ભાખરી આગળ પાંઉ ખાવાનું કેમ મન થાય? એટલે બાળે એ રોટીના નાનામોટા ટુકડા કરી તાંબુને ખવડાવવાનું નક્કી કર્યું.

તાંબુએ એક કકડો ખાધો અને એનો એવો તો ચસકો લાગ્યો કે પોતાનું ગાંભીર્ય અને ઘડપણ ભૂલી જઈ બિલાડીની પેઠે આમતેમ ફરવા લાગી. બાળને તો એક મજાનું સાધન હાથ લાગ્યું. એક એક કકડો આપતાં પહેલાં એ ગાયને કેટલુંયે નચાવે. ગાયની આંખોમાં પાંઉરોટીનો નશો બરાબર દેખાતો હતો. આંખોમાં, પગમાં, પૂંછડીમાં અને જીભમાં, બધે જ અણછાજતી ચંચળતા!

આખો દિવસ બાળ જ્યાં જાય ત્યાં દૃષ્ટિ. મને ગાય માટે બહુ જ માઠું લાગ્યું. એક પાંઉરોટી માટે આ ગાય ભ્રષ્ટ થઈ ગઈ, પોતાની ખાનદાની ભૂલી ગઈ. એનું કદાવર શરીર, ધીરોદાત્ત મુખમુદ્રા, એનાં જાડાં, ટૂંકાં અને સરખી રીતે અંદર વળેલાં શિંગડાં બધાની શોભા એક ક્ષણમાં ઊતરી ગઈ. કોઈની સત્ત્વહાનિ થાય અને આપણને જે ત્રાસ છૂટે તેવો ત્રાસ મને છૂટયો. મેં બાળને કહ્યું કે આખી રોટી એને એકસામટી આપી દેજે. પણ બાળ શાનો માને? એને તો ગાય સાથે રમવું હતું. શામળભાઈ પણ બહાર આવીને કહે, મજા પડી! મજા પડી! જુઓ તો ગાય કેવી નાચે છે!

હું તો જોતો જ હતો. પણ—

૧૯૨૬

મહારાષ્ટ્રના રામોશીઓ મૂળ આંધ્ર દેશ તરફથી અહીં આવ્યા હશે. અહીંના લોકોએ એમને શાન્ત પાડવાનો એક બહુ સરસ ઉપાય શોધી કાઢ્યો. જ્યાં રામોશીઓ ચોરી કે લૂંટફાટ કરતા હોય ત્યાં કોઈ બાહોશ રામોશીને જ રખેવાળનું કામ સોંપી દેવામાં આવે છે. આમ कंटकेनैव कंटकम् એ ન્યાયે રામોશીના ઉપ-દ્રવથી સમાજ ધીમે ધીમે સુરક્ષિત થવા લાગ્યો, અને રામોશી પણ નાયક અને સરદાર થવા લાગ્યા. એ જ ઉપાય આપણે મુસલમાનો અને ગોરાઓના આગમન વખતે અખત્યાર કર્યો. પણ પરિણામ ભળતું જ આવ્યું. હાલમાં રામોશીઓ પગીનું અને વરતણિયાનું કામ કરે છે. ગામડામાં ચોરી થાય તો ચોરનું પગેરું કાઢવાનું કામ પણ આ જ લોકો કરે છે. અને ઘણું કરીને એમાં નિષ્ફળ નીવડતા નથી.

શિવાજીએ આ કોમનો સ્વભાવ બરાબર પારખ્યો હતો, અને તેથી પોતાની ફોજમાં તે રામોશીઓની ખસૂસ ભરતી કરતા. વફાદારીમાં કર્ણ વખતે ડગે, પણ રામોશી ન ડગે. રામોશી લોકોની પણ શ્રદ્ધા હતી કે શિવાજી એ અવતારી પુરુષ છે; યવનોનું કાસળ કાઢવા માટે પ્રત્યક્ષ શંભુ મહાદેવ જ શિવાજીનું રૂપ લઈને અવતર્યા છે.

રામોશીઓની નીતિની કલ્પના એમના જીવન જેવી જ હોય છે. જેનું લૂણ ખાધું, જેને વફાદારી સોંપી, તેના પ્રત્યે એકનિષ્ઠ. જાન આપે પણ દગો ન દે. બાકીની દુનિયા પ્રત્યે તેઓ કશું નૈતિક બંધન માનતા જ નહીં. અને જેને એક વાર શત્રુ ગણ્યો તેની સામે તો જે ઉપાય સૂઝે તે હલાલ.

## ૩

તાનાજીએ શિર સાટે સિંહગઢ લીધા પછી પુરંધરનો કિલ્લો હાથ કરવો એ મુખ્ય કામ હતું. વૈકુંઠને દરવાજે જેમ જય અને વિજય ઊભા હોય છે તેમ પૂનાને રસ્તે સિંહગઢ અને પુરંધર સામસામા ઊભા છે. આ બે કિલ્લાઓ પૂના-ની અને આસપાસના મુલકની ચાવી જેવા છે. બહામની રાજ્ય વખતે દક્ષિણના બધા કિલ્લાઓ કોઈ ને કોઈ સરદાર કે જાગીરદારના તાબામાં રહેતા. માત્ર પુરંધર અને સિંહગઢ એ બે કિલ્લાઓ બાદશાહી ગણાતા. એમની દેખરેખ કોઈ બાદશાહી અમલદારના જ હાથમાં રહેતી. શિવાજીના પિતા શાહજી જ્યારે અહમદનગર રાજ્યના ખાનબાબા અથવા કર્તાહર્તા થયા ત્યારે આ બે કિલ્લાઓ એમના હાથમાં આવ્યા.

તાનાજી જેવા સિંહને ભોગે ગઢ તો હાથ આવ્યો. હવે પુરંધરનું શું? શિવાજીએ પુરંધર લેવા એક ફોજ મોકલી. સાથે રામોશીઓ પણ હતા. આ રામોશીઓનો આગેવાન વરદોજી હતો. જે યુક્તિથી સિંહગઢ કબજે કર્યો એ જ યુક્તિ પુરંધર લેવા માટે અજમાવવાનો ફોજનો વિચાર હતો. એક રામોશીએ

# ૧૧. કરેણનું ફૂલ

## ૧

લાલ કરેણની શોભા ગુલાબ કરતાં પણ કોક કોક વાર ચડી જાય છે. સિંહગઢ ઉપરની ઠંડી હવા કરેણને બહુ જ માફક આવતી જણાય છે. દરેક ઝાડ ઉપર યૌવનની છટા પુરબહારમાં દેખાય છે. મહારાષ્ટ્રની સ્ત્રીઓમાં ફૂલોની વેણી માથે ઘાલવાનો શોખ અસાધારણ હોય છે. છતાં કોઈ પણ સ્ત્રી કરેણનાં ફૂલ ન જ પહેરે. એ ફૂલ નિર્ગંધ હોય છે એટલા માટે નહીં, પણ કરેણનું ફૂલ માથે ચડાવવાની લાયકાત અને પ્રસંગ પ્રાપ્ય થયા વગર તે ન પહેરાય એ માન્યતાને લીધે.

આર્યોની માન્યતા પ્રમાણે કરેણ એ તો સતીનું આભૂષણ. પતિના નિધન પછી સાધ્વી સ્ત્રી પતિવિરહ અસહ્ય થવાથી જ્યારે સહગમન કરવા નીકળે ત્યારે કરેણનાં ફૂલોની માળા પહેરીને જાય.

આમ સાદાં, જંગલી, કરેણનાં ફૂલો આર્યવિવાહના ચરમ આદર્શનાં દ્યોતક થઈ બેઠાં છે. જ્યારે જ્યારે કરેણનું ઝાડ નજરે પડે છે ત્યારે ત્યારે પાતિવ્રત્ય અને સતીત્વનું જ જાણે પ્રત્યક્ષ દર્શન થાય છે.

## ૨

આપણા દેશમાં જે અનેક રખડતી કોમો છે તેમાંની જ દક્ષિણની રામોશી કોમ છે. રામોશી અસ્પૃશ્ય નથી ગણાતા. છતાં ઉજળિયાત કોમો એમને છેટે રાખે છે. અને એ પણ સાચું છે કે રામોશીઓ પોતે ઠરેલ વસ્તીમાં રહેવાનું પસંદ નથી કરતા. એમને પોતાની જ સંસ્કૃતિ વહાલી છે. નિરંતર પ્રવાસ, ખુલ્લી હવા, અને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય એવું સ્વાતંત્ર્ય એ એમનો જીવનરસ છે. લૂંટફાટ, ચોરી, અને ધાડાંખોરી એ એમના જમાનાઓથી ચાલતા આવેલા વ્યવસાયો. બિચારા શું કરે? ઉજળિયાત કોમો જોડે ભળવું એ તો માથાનો ઘા, અને ન ભળે તો દુનિયામાં એમને સ્થાન ક્યાં? શહેરો, ગામડાંઓ, ખેતરો કે બગીચાઓ તો એમને માટે નથી જ. રહ્યાં જંગલો, તેમાં પડયા શી રીતે તેઓ પોતાનું ગુજરાન ચલાવે? એટલે આખરે જીવવાનો છેલ્લો રસ્તો જ એમના હાથમાં રહ્યો. શુદ્ધ રીતે વિચાર કરીએ તો મોટાં મોટાં રાષ્ટ્રો અને સામ્રાજ્યો જે રસ્તો લે છે તે જ નાના પ્રમાણ ઉપર આ લોકો અખત્યાર કરે છે. પણ સુધારો કાંઈ એમને આમ ટકવા દે? ઉજળિયાત કોમોએ ઉજળિયાત ઢબે એમનો શિકાર ચલાવ્યો, અને આખરે એમને પોતાની સંસ્કૃતિની કિનારે ખેંચી આણ્યા.

મહારાષ્ટ્રના રામોશીઓ મૂળ આંધ્ર દેશ તરફથી અહીં આવ્યા હશે. અહીંના લોકોએ એમને શાન્ત પાડવાનો એક બહુ સરસ ઉપાય શોધી કાઢયો. જ્યાં રામોશીઓ ચોરી કે લૂંટફાટ કરતા હોય ત્યાં કોઈ બાહોશ રામોશીને જ રખેવાળનું કામ સોંપી દેવામાં આવે છે. આમ कंटकेनैव कंटकम् એ ન્યાયે રામોશીના ઉપદ્રવથી સમાજ ધીમે ધીમે સુરક્ષિત થવા લાગ્યો, અને રામોશી પણ નાયક અને સરદાર થવા લાગ્યા. એ જ ઉપાય આપણે મુસલમાનો અને ગોરાઓના આગમન વખતે અખત્યાર કર્યો. પણ પરિણામ ભળતું જ આવ્યું. હાલમાં રામોશીઓ પગીનું અને વરતણિયાનું કામ કરે છે. ગામડામાં ચોરી થાય તો ચોરનું પગેરું કાઢવાનું કામ પણ આ જ લોકો કરે છે. અને ઘણું કરીને એમાં નિષ્ફળ નીવડતા નથી.

શિવાજીએ આ કોમનો સ્વભાવ બરાબર પારખ્યો હતો, અને તેથી પોતાની ફોજમાં તે રામોશીઓની ખસૂસ ભરતી કરતા. વફાદારીમાં કર્ણ વખતે ડગે, પણ રામોશી ન ડગે. રામોશી લોકોની પણ શ્રદ્ધા હતી કે શિવાજી એ અવતારી પુરુષ છે; યવનોનું કાસળ કાઢવા માટે પ્રત્યક્ષ શંભુ મહાદેવ જ શિવાજીનું રૂપ લઈને અવતર્યા છે.

રામોશીઓની નીતિની કલ્પના એમના જીવન જેવી જ હોય છે. જેનું લૂણ ખાધું, જેને વફાદારી સોંપી, તેના પ્રત્યે એકનિષ્ઠ. જાન આપે પણ દગો ન દે. બાકીની દુનિયા પ્રત્યે તેઓ કશું નૈતિક બંધન માનતા જ નહીં. અને જેને એક વાર શત્રુ ગણ્યો તેની સામે તો જે ઉપાય સૂઝે તે હલાલ.

## ૩

તાનાજીએ શિર સાટે સિંહગઢ લીધા પછી પુરંધરનો કિલ્લો હાથ કરવો એ મુખ્ય કામ હતું. વૈકુંઠને દરવાજે જેમ જય અને વિજય ઊભા હોય છે તેમ પૂનાને રસ્તે સિંહગઢ અને પુરંધર સામસામા ઊભા છે. આ બે કિલ્લાઓ પૂનાની અને આસપાસના મુલકની ચાવી જેવા છે. બહામની રાજ્ય વખતે દક્ષિણના બધા કિલ્લાઓ કોઈ ને કોઈ સરદાર કે જાગીરદારના તાબામાં રહેતા. માત્ર પુરંધર અને સિંહગઢ એ બે કિલ્લાઓ બાદશાહી ગણાતા. એમની દેખરેખ કોઈ બાદશાહી અમલદારના જ હાથમાં રહેતી. શિવાજીના પિતા શાહજી જ્યારે અહમદનગર રાજ્યના ખાનબાબા અથવા કર્તાહર્તા થયા ત્યારે આ બે કિલ્લાઓ એમના હાથમાં આવ્યા.

તાનાજી જેવા સિંહને ભોગે ગઢ તો હાથ આવ્યો. હવે પુરંધરનું શું? શિવાજીએ પુરંધર લેવા એક ફોજ મોકલી. સાથે રામોશીઓ પણ હતા. આ રામોશીઓનો આગેવાન વરદોજી હતો. જે યુક્તિથી સિંહગઢ કબજે કર્યો એ જ યુક્તિ પુરંધર લેવા માટે અજમાવવાનો ફોજનો વિચાર હતો. એક રામોશીએ

છાનામાના ઉપર જઈ, એક ખીંટી ઠોકી દીધી. દોરીની સીડી બંધાઈ ગઈ, અને રામોશી તથા માવળાઓ રામચંદ્રના સૈનિકોની પેઠે ગઢ ચડવાં લાગ્યા. પણ એક જ યુક્તિ હમેશાં કામ ન લાગે. શત્રુના પહેરેગીરોએ માવળાઓને ઉપર ચડતા જોયા. ઉપર ચડેલાને ઠાર કરી દોરડીઓ કાપી નાખી. સીડી ઉપરના નીચે પડીને ઠાર અથવા ઘાયલ થયા. પછી મુસલમાનોએ બનતું કર્યું. અને પુરંધર લેવા માટે શિવાજીને બીજો પ્રયત્ન કરવો પડયો.

સીડી ઉપરથી જે પડયા એમાં વરદોજીનો ભાઈ મલમીપટી હતો. રામોશી લોકોમાં એની બહાદુરીની ભારે ખ્યાતિ હતી. જ્યાં ઘણા મરી ગયા ત્યાં મલમીપટી બચી ગયો. એને સખત વાગ્યું હતું. પણ બીજાના કરતાં વહેલો ભાનમાં આવી એ આસપાસનાં ઝાંખરાંમાં સંતાઈ રહ્યો. રાત પડયા પછી શરીર ઢસડતો ઢસડતો નજીકના એક નાનકડા ગામડામાં જઈ પહોંચ્યો. ત્યાં એના એક ભાઈબંધે એને સંતાડી રાખ્યો અને દવાપાણી કરી બે મહિનામાં સાજો કર્યો. બે મહિના વીત્યે સાજોતાજો થયેલો મલમીપટી સિંહગઢ પાછો આવ્યો. પણ ત્યાં એના ભાગ્યમાં શું જોવાનું લખ્યું હતું?

## ૪

માઠી ખબર પવનને વેગે ફેલાય છે. પુરંધર સર કરવાનો પ્રયત્ન નિષ્ફળ ગયાના સમાચાર સિંહગઢ પહોંચતાં કેટલી વાર લાગે? કોણ મૂઆ, કોણ ઘાયલ થયા, એનો હિસાબ થયો. પણ મલમીપટીનું નામ ન મળે. એ બહાદુર તો એ લડાઈમાં કામ આવ્યો હોવો જોઈએ. બધાએ એ જ અનુમાનને ટેકો આપ્યો. મલમીપટી કાયર હતો જ નહીં કે કોઈ માની લે કે એ નાસી ગયો હશે અને મોં સંતાડી ક્યાંક ફરતો હશે.

એની પ્રાણેશ્વરીએ માંડ બે દિવસ સંશયની દુવિધામાં ગાળ્યા હશે. પછી એણે નિશ્ચય કર્યો. એ ન રોઈ, ન એના મોઢા ઉપર ગમગીની દેખાઈ. સિંહગઢના પહાડ જેવી એ ગંભીર થઈ. એની આંખો સુકાઈ ગયેલી અને કાંઈક ફાટેલી દેખાતી હતી. રાત અને દિવસનો ભેદ એને માટે રહ્યો જ નહોતો. જ્યાં જુએ ત્યાં શૂન્ય દૃષ્ટિએ જુએ. એનું બાળક જ્યારે એની પાસે આવે ત્યારે એની આંખોમાં કાંઈક માનુષી ભાવ અવતરતો. પણ ફક્ત એક ક્ષણને માટે જ. એણે તો નિશ્ચય કરી લીધો હતો. આ ભવ એને માટે પરઘર જેવો થઈ ગયો હતો. બ્રાહ્મણો આવ્યા. બધાએ સતીનો નિશ્ચય વધાવી લીધો. હવે તે બધાંની મુરબ્બી થઈ હતી. ઘરડેરાં પણ આવી એને પગે લાગ્યાં. જ્યાં સાંભળો ત્યાં લોકો સીતા, સાવિત્રી અને પાર્વતીની જ વાતો કરતા હતા. અનાર્ય ગણાતી આ અભણ કોમની આ આરણ્યક સતીને આર્યધર્મની દીક્ષા કોણે આપી હશે? ક્યા

અને સમાજના વાતાવરણમાં વ્યાપી રહ્યો છે ત્યાં પ્રચારકની જરૂર શી? જીવતો ધર્મ, પળાતો ધર્મ, એ પોતે જ પોતાનો પ્રચારક છે. શું ધર્મના આચરણ કરતાં વ્યાખ્યાનો વધારે જલદ છે?

જલદી જલદી તૈયારી થઈ ગઈ. સગાંવહાલાં ભેગાં થયાં. સતીએ પતિના જોડા અને પતિની પાઘડી છાતી સરસાં ચાંપી લીધાં, અને ચિતા ઉપર આરોહણ કર્યું. લોકો સ્તબ્ધ થઈને જોવા લાગ્યા. સાસ લેવો પણ ભૂલી ગયા. ચોમેર જવાળાઓ ફરી વળી. અરે આ શું? એક નિસાસો સરખો પણ સંભળાતો નથી. ધન્ય છે સતીને! ધન્ય છે સતીના સતને! કોઈને કશું સૂઝયું નહીં. કોઈ એક-બીજા સામું પણ જોતું નથી. બધી જ આંખો એકીટસે જવાળાની લીલા જુએ છે, અને જવાળા કરતાંયે તેજસ્વી સતીની લીલાનું ધ્યાન ધરે છે! આખરે વૃદ્ધ ગોર બોલી ઊઠયો : 'હર હર મહાદેવ!' બધાંએ એ ઘોષ ઝીલી લીધો. અસંખ્ય હૃદયની શ્રદ્ધાએ સિંહગઢ ગજાવી મૂકયો : 'હર હર મહાદેવ!'

૫

મલમીપટી ઘેર આવ્યો. લોકોએ એને સતીની જગા બતાવી. એણે મોતી જેવડાં બે આંસુ અને એક કરેણનું ફૂલ એ સ્થાને અર્પણ કર્યું.

૬

સિંહગઢ ઉપર વાયવ્ય દિશામાં એક નાનકડું દેરું છે. એમાં વજ્રચૂડે મંડિત સતીનો હાથ હજીયે વિરાજે છે. ભારતમાતા! આ તારું સત છે. એની રક્ષા કરવાની શક્તિ પણ તારી જ છે. તું શક્તિસ્વરૂપિણી છે એમ તારાં આદ્ય સંતાનો-એ ગાયું છે. અમને એનો સાક્ષાત્કાર ક્યારે થશે અને નારીનું તેમ જ નરનું સત યુગાનુકૂળ નવું રૂપ ધારણ કરી દુનિયાને ક્યારે દોરશે?

૧૯૨૬

# ૧૨. અસ્પૃશ્ય તીર્થ

નદીમાં ભારે ઊંડો અને પહોળો ધરો હતો. રાજાને થયું કે 'ચાલો આપણે શરદ ઋતુનું સ્વચ્છ પવિત્ર પાણી સ્થિર કરી રાખીએ. મંત્રીપુરોહિતોએ 'ઉદાર: કલ્પ: ઉદાર: કલ્પ:' કહી રાજાના વિચારને વધાવી લીધો. કડિયામજૂર ભેગા થયા, અને ધરાની ચોમેર સુંદર નિર્દોષ અને મજબૂત દીવાલ બાંધવામાં આવી. પાણી પાસે જવા માટે દરેક વર્ગના જુદા જુદા ઘાટ બાંધવામાં આવ્યા અને કામ ઉત્તમ રીતે પૂરું થયું. પણ—

પણ હવે બહારનું નવું પાણી અંદર ન આવે, અને જૂનું પાણી બહાર ન જાય. પવિત્રતાના ઉપાસકો કહેવા લાગ્યા, 'એ જ તો મોટો લાભ! અન્ય ઋતુનું

અપવિત્ર પાણી અંદર ન જાય અને પવિત્ર પાણીનો એક છાંટો પણ મફત જાય નહીં! બધું પવિત્ર પાણી હવે અમને જ મળે છે.' અંત્યજો આ પાણી સુધી આવી શકતા નહોતા એ કહેવાની જરૂર નથી. કેટલાક દયાવાન લોકો સરોવરમાંથી એકાદ લોટો કાઢી એમને આપતા ખરા. પણ મોટે ભાગે અંત્યજોને સીધા નદી સુધી જ જવું પડતું.

બ્રાહ્મણોએ અસ્પંદ સરોવરનું માહાત્મ્ય લખ્યું. દરેક રોગ ઉપર તેનું પાણી ઔષધરૂપ ગણાવા લાગ્યું. રોગ મટે નહીં તો રોગીનો વાંક. પવિત્ર પાણીને દોષ કેમ લગાડાય? જતે દહાડે પાણી વધારે ને વધારે પવિત્ર ગણાવા લાગ્યું. અસ્પંદ સરોવરનું અસ્પંદ તીર્થ બન્યું અને સાચે જ અસ્પંદ તીર્થનું પાન કરનાર ભાવિક લોકો અસ્પંદ થવા લાગ્યા. કેટલાકને અર્ધાંગ લાગુ પડયો.

વખત જતાં અસ્પંદ તીર્થમાં કમળો ઊગ્યાં. ધન્ય ધન્ય! નદીમાં કોઈ કાળે કમળો દેખાયાં ન હતાં. દીવાલ બાંધી, ઘાટ બાંધ્યા. પાણી સાચવી રાખ્યું. ચંચળ પ્રવાહ બંધ કર્યો, તેનું આ શુભ પરિણામ. પવિત્ર જળમાંથી પવિત્ર કમળો ઊગ્યાં. પાણીની પવિત્રતા સિદ્ધ થઈ ચૂકી, નાસ્તિકોનાં મોં બંધ થયાં. જય! અસ્પંદ તીર્થ કી જય!

પાણી સુકાવા લાગ્યું. અસંખ્ય ઉચ્ચવર્ણી લોકોના નહાવાધોવાથી પાણીમાં પરસેવો વધવા લાગ્યો. બદબો ફેલાવા લાગી. પણ તેને બદબો કહે કોણ? એટલી અધાર્મિકતા કોનામાં હોય? છોકરાઓ કંટાળતા અને નદી તરફ જવાનું પસંદ કરતા. પણ તે તો છોકરાઓની નરી દુર્વિનીતતા! વાર્તા બહુ લાંબી છે. ટૂંકામાં એટલું જ કહીએ કે આખરે અસ્પંદ તીર્થના માહાત્મ્ય કરતાં કાળમાહાત્મ્ય વધારે પ્રબળ નીવડયું. દીવાલના પથ્થરો ઢીલા થયા હતા. તીર્થના પાણીનું સેવન કરનારના હાથપગ સંધિવાથી એટલા અકડાઈ ગયા હતા કે દીવાલની મરામત કોણ કરે? અને પવિત્ર દીવાલના પવિત્ર પથ્થરને અડે કોણ? ખસેડે કોણ? બાપદાદાઓએ જેવા ગોઠવ્યા હતા તે બહુ જ ડહાપણપૂર્વક ગોઠવ્યા હતા. તેમાં ફેરફાર થાય નહીં.

આખરે એક વર્ષે ભારે વરસાદ થયો, ઘોડાપૂરથી રેલ આવી, અને દીવાલનું જે થવાનું હતું તે થયું. હવે તો અસ્પંદ તીર્થના માહાત્મ્યની પોથી જ ફક્ત બાકી રહી છે.

૧૯૨૬

# ૧૩. બારીમાંથી ડોકિયું

[ક્ષયરોગની બીમારીને કારણે સિંહગઢ પર જઈ રહ્યો હતો. હરવાફરવાની છૂટ ન હતી. ફક્ત બારીમાંથી ડોકિયું કરી આસપાસના પહાડો અને કરાડો જોઈ શકાતાં. તે વખતનું આ મનોરાજ્ય છે.]

૧

હું પક્ષી થાઉં તો કેવી મજા પડે!

૨

પેલો પથરો જુઓ! હજારો વરસ થયાં જ્યાં પડયો છે ત્યાંનો ત્યાં જ છે. આટલાં વરસથી ત્યાં ઊભો છે છતાં પેલી કરાડ નીચે શું છે એની એને ખબર નથી. ટાઢ, તડકો, પવન, વરસાદ, બધું જ એને સહન કરવું પડે છે.

એના કરતાં એની બાજુએ ઊગેલું પેલું ઝાડ હજારગણું સારું. પવન આવે ત્યારે કેવું ડોલે છે! જેમ ઋતુ બદલાય તેમ એનાં પાંદડાંનો રંગ પણ બદલે છે. પાંદડાં ઘરડાં થયાં એટલે એ ખંખેરી નાખે છે. જરા રાહ જુઓ એટલે કૂંપળો અને નવાં પાંદડાં તૈયાર! શિયાળો ગયો, વસંત વધ્યો, એટલે એ ઝાડ ખડખડાટ હસે છે. હસતાં હસતાં જુઓ કેટલાં ફૂલ એને ફૂટી નીકળ્યાં છે!

ચોમાસામાં તો એને પાણી જોઈએ તેટલું મળે છે. ઉનાળામાં શું થાય? અરેરે! બિચારું ઝાડ એક ડગલુંય ચાલી શકતું નથી. દાવાનળ સળગે તોયે એ નાસી ન શકે, અને કોઈ કુહાડી ઉગામે તોયે એ જરા સરખું ખસી શકતું નથી. એનાં ફળ અને ફૂલ શા કામનાં? છતાં એ પોતાનાં મૂળિયાં જમીનમાં ખૂબ ઊંડાણમાં ફેલાવી દે છે અને ગમે ત્યાંથી પીવાનું પાણી મેળવે છે. જે ઝાડને પાણી ખૂબ અને પાસે જ મળે છે તેનાં મૂળિયાં બહુ ટૂંકાં હોય છે. કેળનું ઝાડ જ્યારે પડે ત્યારે એનાં મૂળિયાં કેવાં ટૂંકાં ટૂંકાં દેખાય છે! રણમાં જે ઝાડો ઊગે છે તેમનાં મૂળિયાં કેટલાંય દૂર જાય છે. વડ અને પીપળાનાં મૂળિયાં તો એકબે ગાઉ પણ દૂર જઈ શકે છે એમ કહેવાય છે. મૂળિયાં આટલાં દૂર ફેલાવે પણ ઝાડ બિચારું ખસી ન શકે!

એના કરતાં તો પેલો જીવડો હજાર દરજ્જે સારો! એ ભલે નાનો હોય, ભલે એ રૂપાળો ન હોય, ભલે એને પેટે ચાલવું પડતું હોય, પણ એ પોતાની

જગા તો બદલી શકે છે! એક ઠેકાણે ખાવાનું ન મળ્યું તો ચાલ્યો બીજે ઠેકાણે. ઝાડ આગળ કીડાઓ તુચ્છ દેખાય છે, પણ એ જ કીડાઓ આખાં ઝાડને ખાઈ પણ જાય છે.

પણ બિચારા કીડાઓ કેટલા અસહાય! દુઃખની પહેલી વાત એ કે એમને પેટે ચાલવું પડે છે. કોઈનો પગ પડયો તો ચગદાઈ જાય. ભાંગવા માટે એની પાસે હાડકું પણ ન મળે. એ પોતાનો બચાવ શી રીતે કરે?

એના કરતાં પેલાં પશુઓ સારાં! એમની પાસે દોડવા માટે પગ છે. કરડવા માટે દાંત છે. પોતાનો બચાવ કરવા માટે કેટલાંક પાસે શિંગડાંઓ પણ હોય છે. અને દરેક પાસે કંઈક જુદી જ ખૂબી! ઊંટે પોતાના પગ લાંબા કર્યા. કાંગારુએ પોતાની પૂંછડીનો જ એક વધારાનો પગ બનાવ્યો. જિરાફે પોતાની ડોક લાંબી કરી. હાથીએ પોતાનું નાક લંબાવ્યું. તે એટલે સુધી કે યોગીની પેઠે એ નાકમાંથી પાણી પીએ છે, નાક વતી જ શેરડી ઉખેડે છે. નાક લાંબું થયું એટલે હાથીને થયું કે ચાલો આપણે દાંત પણ લાંબા કરીએ. પણ એ દાંત જ એને નડયા. ખાવાના દાંત તો ઠીક અંદર રહ્યારહ્યા કામ કરવા લાગ્યા, પણ બતાવવાના બહારના દાંત જ એના શત્રુ થઈ પડયા. એના દાંતને માટે જ એનો શિકાર થવા લાગ્યો.

હાથી આવડું મોટું જાનવર છે, પણ મને લાગે છે કે એના કરતાં પેલો વાંદરોય સારો. ગમે ત્યાંથી ગમે ત્યાં કૂદી શકે છે, ફળો વીણી વીણીને ખાઈ શકે છે, અને ઉતાવળમાં ખાવું હોય ત્યારે બંને ગલોફાં ભરી રાખી શકે છે. બધાં જંગલો એનાં જ. ઘણાં જાનવરોને પૂંછડી હોય છે, પણ પૂંછડીની સાચી શોભા તો વાંદરાની જ!

ચાલવાદોડવા માટે ચારેચાર પગ વાપરવા એ ઉડાઉપણું ગણાય. કૂતરું જ જુઓને, ઘણી વાર ત્રણ પગે દોડે છે અને એક પગ સિલકમાં અધ્ધર રાખે છે.

આપણે માણસો રહ્યા. હાથીએ નાક વતી જે કામ લીધું તે આપણે ઊભા ચાલીને આગલા બે પગ વતી કરવાનું શરૂ કર્યું. પછી એને પગ કોણ કહે? એ તો હાથ થયા. પગના હાથ થયા અને હાથની આંગળીઓમાંથી અંગૂઠો જુદો પડયો તેથી જ માણસ દુનિયાનો માલિક બન્યો. માણસની બધી મહત્તા એના હાથમાં જ છે, અને હાથમાંયે એના અંગૂઠામાં છે. આપણો અંગૂઠો કપાઈ જાય તો શું શું કરતાં નડે એ એક વાર મહાભારતના એકલવ્યને પૂછી જુઓ. બે પગ ઉપર આપણે ચાલતા થયા તેથી જ આપણે છાતી કાઢી શક્યા અને માથું ઊંચું કરી શક્યા. માથું ઊંચું થયું એટલે આપણે વિચાર કરવા લાગ્યા. વિચાર કરતાં જણાયું કે આપણે ઉઘાડા છીએ; કપડાં વતી શરીર ઢાંકી શકાય, ટાઢ સામે રક્ષણ

કરી શકાય. હાથ હતા એટલે કાંતવાનું સૂઝયું, ગૂંથવાનું સૂઝયું. પેલો અંગૂઠો વાપર્યા વગર જરા તકલી ચલાવી બતાવો તો ખરા!

પણ શું માણસ કરતાં કોઈ મોટું નથી? માછલીઓને આપણા કરતાં મોટી ન ગણો. એમને પાણીમાં રહેતાં આવડે છે તો આપણનેયે પ્રયત્ન કર્યે તરતાં આવડે છે. માછલીઓ પાણીમાં જોઈ શકે છે તો આપણે આંખો ઉઘાડીને તળાવમાં ડૂબકી મારી શકીએ છીએ. સમુદ્રનાં મોતી શું અમસ્તાં મળતાં હશે?

૩

પણ મને તો પક્ષી થવું જ ગમે! પહેલો લાભ એ છે કે પંડિતજી પાસે શીખવ્યા વગર ગાતાં આવડે. બીજી વાત, કાંત્યા વગર સરસ કપડાં પહેરવાને મળે. સાબુ વગર એ સ્વચ્છ રહે. બદલવાંય ન પડે. બટન કાઢવાઘાલવાની પંચાત નહીં. અબોટિયું પહેરવાની કશી જરૂર ન મળે. જેવા હોઈએ તેવા પવિત્ર. અરે કપડાં ઉતાર્યા વગર જ નવાય! આચાર્ય રૉયને પણ ન સૂઝે એવા દેશી રંગનાં કપડાં! પહેલેથી જ પોતાને મનગમતો રંગ પસંદ કરી લેવો. કાગડો વિલાયતનો માણસ દેખાય છે. એને કાળાં કપડાં જ પસંદ પડે છે. અથવા મિલમજૂર હશે. કોલસામાં કામ કરવું અને ધોળાં કપડાં પહેરવાં એ કેમ પોસાય? પેલા બગલા ગાંધીપંથમાં ભળ્યા દેખાય છે. એમને ધોળો જ રંગ ગમે. અને પોપટ શું મુસલમાન? કેટલાકને બે રંગનો શોખ હોય તો કેટલાક પચરંગી હોય. કેટલાકનો રંગ ગરાશિયાની પાઘડી જેવો તો કેટલાકનો પારસીની ટોપી જેવો. પણ રંગ ખાતર હું પક્ષી નહીં થાઉં. પક્ષી તો ઊડવા ખાતર થવાય. તળેટીથી ઊડયા કે પહાડના શિખર સુધી. ઉપરથી ભૂસકો માર્યો કે ફરી નીચે. નદી ગાંડા હાથીની પેઠે દોડતી હોય તોયે શું? આપણે એ ચાલ્યા ભુર્‌ર્‌ર્ સામે કાંઠે!

પક્ષીઓએ કુદરત ઉપર ભારે કાબૂ મેળવ્યો છે. મને તો આખો દિવસ પક્ષીઓને જોવાનું જ મન થાય છે. એ કેવાં ઊડે છે! કેટલાંક પાંખ ફફડાવે છે. કેટલાંક તો બંને પાંખો ફેલાવીને જાણે હવા ઉપર તરતાં જ હોય! ઘડીકમાં એ વિચાર ફેરવે, છાતી ફુલાવે, અને હલકું થઈને એકદમ ઉપર જાય છે. ત્યાં મોટા મોટા ફેર ફરે છે. બે સમળીઓ આકાશમાં ફરતી હોય ત્યારે જોવાની તો ઓર જ મજા! એનાં ગોળ ગોળ ચક્કર ઘડીકમાં એકબીજાને ‘કાપે’ છે. ઘડીકમાં એ સામે ફરે. ઉપર હોય એ નીચે જાય. નીચલી ઉપર આવે. ખૂબ આનંદ આવે ત્યારે કિલ કિલ કિલ અવાજ પણ કરે. એની આંખો પણ કેવી તીણી હશે! નીચે કાંઈક જુએ એટલે ઝઅઅપ દઈને નીચે આવે. માથું નીચે ને પીંછાં ઉપર, એવી રીતે ઊતરતી સમળીને તમે જોઈ છે? સમળી જ્યારે આમ નીચે ઊતરે ત્યારે એના ઉતારની રેષા જોવા લાયક હોય છે. ગણિતીઓ એ રેષાને ‘પૅરાબોલા’ કહે છે. પણ સમળી ધારે તો એને ‘હાઈપરબોલા’ પણ કરી શકે છે.

કેટલાંક પક્ષીઓ કટકે કટકે ઊડતાં હોય એમ દેખાય છે. જાણે તીડ પાસેથી જ એમણે ઊડવાના પાઠો લીધા હોય. એ લોકો મજામાં આવે એટલે મોજાંમાં ઊડે છે. અને બધાં જ મોજાં સરખા અંતરનાં. એક જાતની 'પાકોળી' હોય છે. એ જાણે કરચલા પાસેથી પોતાની ગતિ શીખી છે. સામે જવાને બદલે બાજુબાજુ ઊડે છે. કેટલાંક ઊંચે ઊડનાર પક્ષીઓ જમણી પાંખ આકાશ તરફ અને ડાબી પાંખ પૃથ્વી તરફ રાખીને એક મોટું ચક્કર લગાવે છે અને ફરી સીધાં થઈ જાય છે. એમને એમાં શો આનંદ આવતો હશે? તરવામાં જો એટલો આનંદ આપણને આવે છે તો એમને ઊડતાં કેટલો આવતો હશે!

કેટલાંક પક્ષીઓ ઊડતાં હોય ત્યારે જ ગાય છે. સ્થિર થઈને બેઠાં કે મૌની મુનિ! કેટલાંકનો સાવ એથી ઊલટો સ્વભાવ. ગાવું હોય ત્યારે સરસ સ્થાન શોધીને ઠાવકું મોઢું કરીને બેસે છે, અને પછી પોતાના ગાયનના ફુવારા ફેંક્યે જાય છે. એક વાર શરૂ કરે એટલે કલાકો સુધી ગાયાં જ કરે. કોયલ અને બપૈયા આ જાતનાં છે. સંસ્કૃત કાવ્યોમાં જ્યારે સર્ગ પૂરો થાય છે ત્યારે છેલ્લા શ્લોકનું વૃત્ત બદલાય છે. કોયલનું પણ એમ જ છે. એનું એક ગાયન પૂરું થયું એટલે તે વિશિષ્ટ રીતે અવાજ કરે છે, જરાક થોભી જાય , અને પછી નવો રાગ શરૂ કરે છે. નાનાં નાનાં પક્ષીઓ ટૂંકા રાગ પસંદ કરે છે. તેઓ ડાળીએ ડાળીએ કૂદતાં જ ગાય છે. કોક વખતે જાણે પહેલેથી નક્કી કર્યું હોય તેમ ત્રણ-ચાર જાતનાં પક્ષીઓ એક જ ઝાડ પર બેસીને એકસામટાં ગાયન શરૂ કરે છે. આ વૃંદ-ગાયનમાં તાલનું નામ ન મળે, છતાં એક જાતનું સંગીત અને માધુર્ય જામે છે ખરું. આ જાતનો આનંદ લેવાનું મન સૌથી વધારે લેલાંને થાય છે. બીજાં પક્ષીઓ ગાતાં હોય ત્યાં લલેડાં આવીને પોતાના રાગડા ભેળવવાનાં જ.

પક્ષીઓ જ્યારે ફૂલઝાડ પર આવીને બેસે છે ત્યારે એમને શું થતું હશે? ફળઝાડ ઉપરનો સવાલ તો સીધો છે. રસાળ ફળ જુએ એટલે એ સીધાં ખાવાને દોડે. ભક્ષ્યભક્ષકનો એ કુદરતનો મુખ્ય ન્યાય છે. પણ રંગબેરંગી ફૂલો જોઈને પક્ષીઓને શું થતું હશે? પોતાના જેવાં જ રમતિયાળ અને રૂપાળાં ફૂલોને જોઈને એમનાં મનમાં મત્સર તો નહીં પેદા થતો હોય? ના. મત્સર તો માણસને માટે જ છે. કુદરતી સૃષ્ટિમાં બીજા ગમે તે ભાવો હોય, મત્સર જોવામાં નથી આવતો. મત્સર એ માનવી કૃતિ છે. મને લાગે છે કે પક્ષીઓ ફૂલોને જોઈને સમભાવથી એમને ગાવા કે ઊડવા નોતરતાં હશે, અને ફૂલો જવાબ ન આપે એ જોઈ મૂંઝાતાં હશે.

જેવો સોનાનો રંગ મને હોત તો આ સંધ્યાકિરણમાં હું સૂરજની જ હરીફાઈ કરત. ચાલ મારી પાછળ આવ, આપણે સાથે ઊડીએ.' કેટલીયે વાર એણે ચંપાનો અનુનય કર્યો. પણ એ માને નહીં. ન ઊઠે, ન બોલે. એણે તો એક નન્નો ચલાવ્યો હતો. એટલામાં પોતાનું કંઈ ખોવાઈ ગયું હોય અને એકાએક સાંભર્યું હોય તેમ ભારદ્વાજે પોતાનું મન ખેંચી લીધું, અને પોતાની ચળકતી પાંખો ફેલાવીને એ ઊડી ગયો.

એ મને બોલાવત તો?

**૧૯૨૭**

# ૧૪. પંખીગીત

## ૧

હે પરમ ગાયક! તારું ગાન ક્યારે સાંભળીશું? તારી પાંખો ક્યારે જોઈશું? તારી સાથે તારા તળાવમાં ક્યારે નાહીશું? રોજ અમે માગીએ કે તરત જ તારો પ્રકાશનો ગોળ તું આકાશમાં ફેંકી દે છે. હે ગાયક! જો કદી અમે પ્રકાશના ગોળાની પ્રાર્થના કરતા ભૂલી જઈએ તો તે દિવસે અમારા પર દયા કરીને વગરમાગ્યે પ્રકાશ મોકલી દેજે.

તું ક્યાં રહે છે તે અમે જાણતા નથી. કેવા રંગની તારી પાંખો છે એ અમને કોણ કહેશે? જરૂર આ ઉપર દેખાતું વાદળી આકાશ તારું ઈંડું છે. અમારું નાનું ઈંડું તોડી બહાર આવ્યા અને આટલી વિશાળ સૃષ્ટિ અમે ઊડી પામ્યા. તારું આ મોટું ઈંડું ભાંગશે ત્યારે કેવું વિશાળ જગત અથવા સાચું કહીએ તો ઊડત અમે જોવા પામીશું! પછી અમારે ગાવુંય નહીં પડે. પછી તો અમારે તારું ગાયન સાંભળવાનું જ રહેશે. પછી તો રાત્રે પણ અંધારું નહીં રહે. અમે આંખો મીંચીશું તોપણ અમને પ્રકાશ દેખાશે. એ દિવ્ય પ્રકાશથી જ અમારી તરસ છીપશે. એ ગાયનથી જ અમારી ભૂખ ભાંગશે. એ દિવ્ય જગતમાં દુષ્ટ બિલાડી તો નહીં જ હોય. અમારાં ઈંડાં ખાઈ જનાર સરપે નહીં જ હોય. અને બધાં જ પક્ષીઓ કશો અવાજ કર્યા વગર આમતેમ ઊડતાં હશે. કોઈને ભૂખ જ નહીં હોય, તેથી કોઈ એક પક્ષી બીજાને ખાશે નહીં. મોટાં મોટાં બાજ પક્ષીઓ પણ મોટા ગરુડની પેઠે નાનાં પક્ષીઓને પોતાની પાંખો ઉપર બેસાડીને ફરવા લઈ જશે.

હે પરમ પ્રકાશ! વખત થયો હોય તો તારું મોટું ઈંડું ફોડી દે. આ સાંકડી દુનિયામાં હવે નથી રહેવાતું. બીક અને ભૂખથી અમે અકળાયા છીએ. આનો અંત આણ. તારું વિશાળ ઊડત અમને જોવા દે.

## ૨

હે પરમ સુંદર! પેલો સપ્તવર્ણી પુલ તેં આકાશમાં ફેલાવ્યો છે. શું એ રસ્તે અમે તારી પાસે આવીએ? અમે એકલા એકલા કેમ આવીએ? વિધવિધ રંગના અમે ભેગા થઈએ તે પહેલાં જ તારો પુલ અદૃશ્ય થઈ જાય છે. અમે એકએક વર્ણવાળાઓ પણ ભેગા થઈ શકતા નથી. અને અનેક વર્ણવાળાઓ પણ ભેગા થઈ શકતા નથી. બગલાઓ કાગડાને ઓળખતા નથી, અને કાગડાઓ બગલાને ઓળખી શકતા નથી. અને પન્નાની શોભા લઈ ફરનાર પોપટ એ બંનેને ઓળખતા નથી. એ તારો સપ્તવર્ણી પુલ તો ચોખ્ખેચોખ્ખું કહી દે છે કે બધા વર્ણો સંપીલા થાય ત્યારે જ એ રસ્તે તારી પાસે જઈ શકાય. શું કરીએ? અમારા વર્ણો જ અમારી આડે આવે છે. પણ વર્ણો વગર કેમ રહેવાય? એ પણ મુશ્કેલી છે. વર્ણોનો અભાવ તો અંધારામાં જ હોય છે. અને અંધારું તો અમને જરાયે ગમતું નથી. અંધારું એટલે અશક્તિ. અંધારું પડયું કે એના બોજા તળે અમારી પાંખો દબાઈ જાય છે. ઊડવાનું તો એક કોરે રહ્યું, પાંખો ફફડાવવી પણ મુશ્કેલ થઈ જાય છે. માટે હે સૂક્ષ્મકિરણ! કાં તો અમને અંધારામાં જોવાની અને ઊડવાની શક્તિ આપ અથવા બધા વર્ણો એકબીજાને ઓળખે અને તારા સપ્તવર્ણી પુલની પેઠે અલગ છતાં એકબીજામાં ભળી શકે એવું હૈયું અમને આપ. વૃદ્ધજનો કહે છે કે રાતના અંધારામાં જોઈ શકે એવાં પણ પક્ષીઓ હોય છે. પણ તે બહુ દુષ્ટ હોય છે. અમારાં બચ્ચાંને જ ખાઈ જાય છે. હે કિરણ! અંધારું એ છે જ બહુ ખરાબ વસ્તુ. અમારે માટે અંધારું દૂર કર. અંધારામાં ફરનાર પક્ષીઓ અમને ન બનાવ. જેવું આવડે છે તેવું તારું નામ અમે બંને સંધ્યાએ ગાઈશું. તને આનંદ છે! આનંદ છે! આનંદ!

## ૩

તારાં નામો અસંખ્ય છે. અમે તને પ્રકાશના ગોળા તરીકે ઓળખીએ છીએ. અમે તને કિરણ કહીએ છીએ. તું જ ગાયન છે, તું જ વર્ણ છે, તું જ અન્ન છે, તું જ પ્રાણી છે, ચિત્રવિચિત્ર છાયા પાડનાર પણ તું છે, બીકને વખતે ભરાઈ રહેવાનું આશ્રયસ્થાન પણ તું જ છે. તું જ તડકો અને તું જ વરસાદ છે. જાગૃતિ અને ઊંઘ તારાં જ સ્વરૂપો છે. અમારી છાતીને સુખ દેનાર અને અમારી પાંખોને અધ્ધર રાખનાર હવા પણ તું જ છે. દાણા વીણી લાવવા માટે ગમે તે દિશાએ ઊડી ગયા હોઈએ તોપણ અમને અમારાં બચ્ચાંઓનું સ્મરણ રહે છે તે પણ તું જ છે. અને દાણા ખાઈને ધરાયા હોઈએ ત્યારે પાંદડાં તળે કે કાદવમાં જડનાર ઇયળ પણ તું જ છે. ઉનાળામાં છાતી ફુલાવી ફુલાવીને તું અમારી સાથે નહાય છે. સવારમાં જ અમારા દરેકના ગળામાં બેસીને તું જાતજાતના આલાપ બોલે છે. અંધારું થતાં અમારી આંખોમાં તું જ સૂઈ જાય છે અને સવાર પડયે તું જ એ આંખો ખોલે છે. તને આનંદ છે! આનંદ છે! આનંદ!

૪

આ શું થયું? હે પ્રકાશ! આ શું થયું? રોજ સવારે અંધારા ઉપર તારો વિજય થાય છે. આજે અંધારું જ તને ગળી જવા લાગ્યું છે. બાજ અમને પકડવા ધાય છે ત્યારે અમે તારું સ્મરણ કરીએ છીએ અને તું જ અમને બચાવે છે. આજે તારી વહારે કોણ ધાય? અરે! ગયો! ગયો! પ્રકાશગોળો ગયો! હવે જગતનું અને ઊડતનું શું થશે? ત્યારે શું સૌથી બળવાન અંધારું જ છે? હે કાળરૂપ અંધકાર! તું ભલે ફાવી જા. અમે તને નમન કરવાના નથી. અમે તારું ગાયન ગાવાના નથી. તેજગોળાને તું ગળી જઈશ તોયે અમે તેનું ધ્યાન ધરીશું. તું બિલાડી છે. તું સરપ છે. તું બાજનો બાજ છે. તને બીક હજો! બીક!

હાય હાય! હવે શું થશે? બધે જ અંધારું ફેલાયું. પણ આ અંધારું તો જુદું જ દેખાય છે. એ એકાએક આવે છે અને એનો બોજો નથી લાગતો. આટલું અંધારું થયું તોયે આંખો બંધ થતી નથી અને પાંખો પણ ભારે લાગતી નથી.

ભાઈઓ! હવે બેસી રહેવાય નહીં. બધા ઊડો. જે દિશાએ સૂઝે તે દિશાએ ઊડો. કંઠમાં જેટલું જોર હોય તેટલું વાપરીને કોલાહલ કરો. આ અંધારાને હાંકી કાઢચે છૂટકો. નહીં તો આપણે આપણા માળાઓ સુધી પહોંચીએ તે પહેલાં જ એ આપણાં ઈંડાં અને બચ્ચાંને ખાઈ જશે. એને કેટલી ચાંચો છે કોણ જાણે! એકીક્ષણે એ બધા જ માળામાં પહોંચી જાય છે. એને બીક હજો! બીક હજો! બીક!

૫

હાર્યો! અંધકાર હાર્યો! તેજગોળ વિજયી થયો! ચાલો આપણે બધા ગાઈએ. ગાતા ગાતા ઘેર જઈએ. ઘેર જઈ ઈંડાં અને બચ્ચાંના સમાચાર પૂછીએ. કાળો મેશ જેવો અંધકાર કોણ જાણે કેટલો ડિલે ચોંટયો હશે! એક વાર નાહી નાખીએ તો ઠીક. કોણ જાણે એ અંધકાર ક્યાંથી આવ્યો હતો. રોજનો અંધકાર પૂર્વથી આવે છે અને સવારે પશ્ચિમ તરફ દોડી જાય છે. એ ભારે હોય છે પણ આપણને ઊંઘાડે છે. પણ આ બિલાડી જેવો અંધકાર બિલાડીની પેઠે જ અચાનક આવી ગયો. અને ક્યાં ગયો એનો પત્તો જ નથી. બચ્ચાંઓ કહે છે, તેજગોળાએ કિરણના ચાબખા મારી એને પીંજી નાખ્યો છે. તેમ હોય તો એના કકડા ક્યાં છે? ઘણું કરીને એ આપણાં ઈંડાંમાં ઘૂસી ગયો છે. તેમ ન હોત તો આપણને આટઆટલા દિવસ આપણાં ઈંડાં સેવવાં ન પડત. એ અંધકાર ફરી તેજગોળાની પાછળ ન પડે અને એને ખાઈ ન જાય તે માટે હવે કોની પ્રાર્થના કરીએ? એ અંધકારને અપચો થજો. એના પેટમાં કશું ન રહેજો. એનું ઈંડું ભાંગી જજો. પ્રકાશ! તને આનંદ છે! આનંદ છે! આનંદ!

૬

ના, અમે કૃતઘ્ન નથી. તારી કઠોરતામાં પણ તારી કૃપા જ છે એ અમે જાણીએ છીએ. જુઓ પાણી ઓછું કરીને તેં અમને કેટલાં માછલાં અને જીવડાં આપ્યાં! ખરેખર તું દયામય છે. અન્નપૂર્ણા એ પણ તારું જ નામ છે. ખેતરોમાંનું અનાજ થઈ રહેશે એમ જાણીને જ તેં આટલાં માછલાં અને જીવડાં બનાવ્યાં છે. અને જ્યારે અમારી ભીડ ભારે હોય છે ત્યારે પાણીનું કબાટ ખોલી અમારી આગળ તું આટલી અન્નસંપત્તિ ખુલ્લી કરે છે. એ માછલાં કેટલાં ચળકી ચળકીને અમને બોલાવે છે! પણ એ પ્રકાશ! એકાદ તળાવ પણ શું તું પાણીથી ભરેલું નહીં રાખે? અમને એ પક્ષપાત નહીં લાગે. અમે બધા અંદરઅંદર સમજી લઈશું અને સર્વ વર્ણનાં પક્ષીઓ એક જ સરોવરના પાણીમાં નાહીશું અને ક્રીડા કરીશું.

૭

વરસાદ! તને કેટલી ઉતાવળ? અમે શરીરે તેલ ચોળીએ એટલી વાર પણ તું નહીં થોભે? સાંજનો વખત થવા આવ્યો છે. ચામડી સુધી ભીંજાઈ જઈશું તો રાત્રે અમારું શું થશે? અમે ઈંડાં કેવી રીતે સેવીશું? અમારાં બાળબચ્ચાંને હૂંફ ક્યાંથી આપીશું? અમારો માળો સાવ ભીંજાઈ જશે. અને પછી આકાશની પેઠે એ પણ રોવા માંડશે. તને એટલુંયે નથી આવડતું કે માળાવાળાં ઝાડો બચાવીને ખેતરોને જ પાણી પાવું? તારાં કિરણો તેજગોળા જેવાં જ લાંબાં લાંબાં હોય છે; પણ તે આવાં ઠંડાં કેમ? તમે બન્ને રહો છો તો એક જ ઝાડ ઉપર. વખતે એમ હોય કે તેજગોળો તીખાં ફળ ખાતો હશે, અને તને ખાટાં ફળ ભાવતાં હશે. અમે ટાઢે ધ્રૂજીએ છીએ. અને જુઓ આ ધરતી પણ ધ્રૂજે છે. એના શરીર પર કેવાં લીલાં રુવાંટાં ઊભાં થયાં છે!

૮

સાંજે સૂઈ જઈએ છીએ ત્યારે આકાશમાં કેવાં ચળકતાં ફૂલો ખીલે છે! એ લાલ રંગથી બહુ ડરે છે. એટલાં બધાં ફૂલો છે, પણ પશ્ચિમમાં કે પૂર્વમાં જ્યાં લાલ રંગ હોય ત્યાં જવાની એમની હિંમત ચાલતી નથી દેખાતી. ઊંઘીને ઊઠીએ છીએ ત્યારે તો જુદાં જ ફૂલ આકાશમાં દેખાય છે. અને એ પણ લાલ રંગ ખીલે નહીં ત્યાં સુધી જ ચળકતાં રહે છે. એ કેમ આટલાં લાલ રંગથી ડરતાં હશે? તેજગોળો કંઈ આમ ડરતો નથી. એ તો સવારમાં જ ખસૂસ લાલ રંગ પહેરી લે છે. એ થોડો જ પક્ષી છે કે હંમેશાં એને એક જ રંગમાં રહેવું પડે?

૯

હે નિર્ભય! તને એ તેજગોળાની શી આટલી જરૂર છે કે એને તું હંમેશ સાથે લઈને ફરે છે? તેજગોળાની જરૂર તો અમારે છે. શું અમે સૂઈ જઈએ છીએ માટે તું એને લઈ જાય છે? એમ હોય તો અમે તને વચન આપીએ કે આખી રાત અમે જાગતા જ રહીશું. પછી કોણ એને અમારી પાસેથી ચોરી જવાનું છે? રાત્રે એને ટાઢ વાય એટલા માટે એક મોટો માળો એને માટે તૈયાર કરીશું. રાત્રે ઊંઘ

આવી જ જશે તો અમે બધાં અમારી પાંખો એના ઉપર ફેલાવીને સૂઈ જઈશું. એ કામ ઉપર શાહમૃગને નીમીશું. પછી તો એની કશી ચિંતા નહીં રહે.

વખતે એમ હશે કે પશ્ચિમ તરફ પણ બીજાં પક્ષીઓ તારી પાસે તેજગોળાની માગણી કરતાં હશે. શું તારી પાસે એક જ તેજગોળો છે? એકાક્ષ કાગડો કહેતો હતો કે દ્વિજરાજે પહેલાં બે તેજગોળા રાખ્યા હતા: એક પશ્ચિમ તરફ જાય એટલે બીજો પૂર્વ તરફથી નીકળે. પણ બીજો મોજીલો નીવડયો. મોજમજામાં પડી આળસ કરે એટલે રોજ મોડો પહોંચે; તેથી જ એને કાંઈક રોગ થયો છે. દહાડે દહાડે સુકાતો જ જાય છે. જ્યારે સાવ સુકાઈ જાય છે ત્યારે દ્વિજરાજ એને પોતાને ત્યાં લઈ જાય છે અને એને પંદર દિવસ ચાલે એટલો પૌષ્ટિક પાક આપેછે. જો એ નિયમિત થાય અને બીજા તેજગોળાની પેઠે નિયમિત ચાલે તો એના જેટલો જ ચળકતો થાય. પણ એ રખડેલ સીધો ચાલતો જ નથી અને ફરી સુકાતો જાય છે. વાંક દ્વિજરાજનો નથી પણ એ આળસુ ચાંદાનો જ છે.

ગમે તે હો, હે નિર્ભય! અમે કયારે નિર્ભય થઈશું? એ ગયો, તેજગોળો લાલ થઈને પેલા ડુંગરા પાછળ ઢળી પડયો! હવે ઉતાવળે માળા તરફ જવું જોઈએ. પાંખો થાકી ગઈ છે. હમણાં અંધારું આવશે. એનો બોજો કોણ ઉપાડે? હે નિર્ભય! રાત્રે વરસાદ ન પડે એવું કાંઈ નહીં કરે? અમારાં ઈંડાંબચ્ચાંને બિલાડી જેવા અંધારામાંથી સલામત રાખજે.

## ૧૦

એક દિવસ ભૂંડા હાથવાળા માનવી જોડે અમારા લલેડાની વાતચીત થઈ. એ તેમને ખેતરમાંનું અનાજ ખાવા ન દે. એમણે કહ્યું, 'અમે ખાવાના, ખાવાના ને ખાવાના.' એ એમને પૂછે, 'શું આ ખેતર તમારા પિતાનું છે?' આવું એણે કેમ પૂછયું હશે? અમે એને કહ્યું, 'ત્યારે બીજા કોનું છે? એ આપણા પિતાનું નથી? આખી ધરતી જ તો એની છે. એની પાંખો બધે જ પહોંચે છે, એની ચાંચ બધાને જ ખવડાવે છે. એની હૂંફથી આપણે જીવીએ છીએ.' એ ગાંડો કહે, 'કાયદા પ્રમાણે આ ખેતર મારું છે.' કોણ જાણે કાયદો એ શી વસ્તુ છે? અમને કાંઈ એ કાયદાની ખબર નથી. પિતાનું ખેતર એનું કેમ થાય? અમે એને કહ્યું, 'એ કાયદો-બાયદો અમે ન સમજીએ. અમને ભૂખ લાગી છે. અમે ખાવાના, ખાવાના ને ખાવાના. તને ભૂખ લાગી હોય તો તું પણ ખાજે. તને કોણ ના પાડે છે?' પણ એ નાલાયક તો અનાજ ભેગું કરી કરીને પાછું જમીનમાં દાટી દે છે અને ઉપર ઘાસ મૂકે છે. પિતાની વ્યવસ્થા એવી છે કે ઘાસ ઉપર અનાજ હોય. આ અવળા લોકો અનાજ ઉપર ઘાસ મૂકે છે. જમીનમાંથી આવેલું અનાજ ફરી જમીનમાં કેમ દાટી દેતા હશે? એ કહે, 'આ અનાજ ઉગાડવામાં અમારી મહેનત છે માટે અમે લઈ જઈએ છીએ.' મેં તરત એને પૂછયું, 'ત્યારે મધમાખોની

ના, અમે કૃતઘ્ન નથી. તારી કઠોરતામાં પણ તારી કૃપા જ છે એ અમે જાણીએ છીએ. જુઓ પાણી ઓછું કરીને તેં અમને કેટલાં માછલાં અને જીવડાં આપ્યાં! ખરેખર તું દયામય છે. અન્નપૂર્ણા એ પણ તારું જ નામ છે. ખેતરોમાંનું અનાજ થઈ રહેશે એમ જાણીને જ તેં આટલાં માછલાં અને જીવડાં બનાવ્યાં છે. અને જ્યારે અમારી ભીડ ભારે હોય છે ત્યારે પાણીનું કબાટ ખોલી અમારી આગળ તું આટલી અન્નસંપત્તિ ખુલ્લી કરે છે. એ માછલાં કેટલાં ચળકી ચળકીને અમને બોલાવે છે! પણ એ પ્રકાશ! એકાદ તળાવ પણ શું તું પાણીથી ભરેલું નહીં રાખે? અમને એ પક્ષપાત નહીં લાગે. અમે બધા અંદરઅંદર સમજી લઈશું અને સર્વ વર્ણનાં પક્ષીઓ એક જ સરોવરના પાણીમાં નાહીશું અને ક્રીડા કરીશું.

૭

વરસાદ! તને કેટલી ઉતાવળ? અમે શરીરે તેલ ચોળીએ એટલી વાર પણ તું નહીં થોભે? સાંજનો વખત થવા આવ્યો છે. ચામડી સુધી ભીંજાઈ જઈશું તો રાત્રે અમારું શું થશે? અમે ઈંડાં કેવી રીતે સેવીશું? અમારાં બાળબચ્ચાંને હૂંફ ક્યાંથી આપીશું? અમારો માળો સાવ ભીંજાઈ જશે. અને પછી આકાશની પેઠે એ પણ રોવા માંડશે. તને એટલુંયે નથી આવડતું કે માળાવાળાં ઝાડો બચાવીને ખેતરોને જ પાણી પાવું? તારાં કિરણો તેજગોળા જેવાં જ લાંબાં લાંબાં હોય છે; પણ તે આવાં ઠંડાં કેમ? તમે બન્ને રહો છો તો એક જ ઝાડ ઉપર. વખતે એમ હોય કે તેજગોળો તીખાં ફળ ખાતો હશે, અને તને ખાટાં ફળ ભાવતાં હશે. અમે ટાઢે ધ્રૂજીએ છીએ. અને જુઓ આ ધરતી પણ ધ્રૂજે છે. એના શરીર પર કેવાં લીલાં રુવાંટાં ઊભાં થયાં છે!

૮

સાંજે સૂઈ જઈએ છીએ ત્યારે આકાશમાં કેવાં ચળકતાં ફૂલો ખીલે છે! એ લાલ રંગથી બહુ ડરે છે. એટલાં બધાં ફૂલો છે, પણ પશ્ચિમમાં કે પૂર્વમાં જ્યાં લાલ રંગ હોય ત્યાં જવાની એમની હિંમત ચાલતી નથી દેખાતી. ઊંઘીને ઊઠીએ છીએ ત્યારે તો જુદાં જ ફૂલ આકાશમાં દેખાય છે. અને એ પણ લાલ રંગ ખીલે નહીં ત્યાં સુધી જ ચળકતાં રહે છે. એ કેમ આટલાં લાલ રંગથી ડરતાં હશે? તેજગોળો કંઈ આમ ડરતો નથી. એ તો સવારમાં જ ખસૂસ લાલ રંગ પહેરી લે છે. એ થોડો જ પક્ષી છે કે હંમેશાં એને એક જ રંગમાં રહેવું પડે?

૯

હે નિર્ભય! તને એ તેજગોળાની શી આટલી જરૂર છે કે એને તું હંમેશ સાથે લઈને ફરે છે? તેજગોળાની જરૂર તો અમારે છે. શું અમે સૂઈ જઈએ છીએ માટે તું એને લઈ જાય છે? એમ હોય તો અમે તને વચન આપીએ કે આખી રાત અમે જાગતા જ રહીશું. પછી કોણ એને અમારી પાસેથી ચોરી જવાનું છે? રાત્રે એને ટાઢ વાય એટલા માટે એક મોટો માળો એને માટે તૈયાર કરીશું. રાત્રે ઊંઘ

આવી જ જશે તો અમે બધાં અમારી પાંખો એના ઉપર ફેલાવીને સૂઈ જઈશું. એ કામ ઉપર શાહમૃગને નીમીશું. પછી તો એની કશી ચિંતા નહીં રહે.

વખતે એમ હશે કે પશ્ચિમ તરફ પણ બીજાં પક્ષીઓ તારી પાસે તેજગોળાની માગણી કરતાં હશે. શું તારી પાસે એક જ તેજગોળો છે? એકાક્ષ કાગડો કહેતો હતો કે દ્વિજરાજે પહેલાં બે તેજગોળા રાખ્યા હતા: એક પશ્ચિમ તરફ જાય એટલે બીજો પૂર્વ તરફથી નીકળે. પણ બીજો મોજીલો નીવડયો. મોજમજામાં પડી આળસ કરે એટલે રોજ મોડો પહોંચે; તેથી જ એને કાંઈક રોગ થયો છે. દહાડે દહાડે સુકાતો જ જાય છે. જ્યારે સાવ સુકાઈ જાય છે ત્યારે દ્વિજરાજ એને પોતાને ત્યાં લઈ જાય છે અને એને પંદર દિવસ ચાલે એટલો પૌષ્ટિક પાક આપેછે. જો એ નિયમિત થાય અને બીજા તેજગોળાની પેઠે નિયમિત ચાલે તો એના જેટલો જ ચળકતો થાય. પણ એ રખડેલ સીધો ચાલતો જ નથી અને ફરી સુકાતો જાય છે. વાંક દ્વિજરાજનો નથી પણ એ આળસુ ચાંદાનો જ છે.

ગમે તે હો, હે નિર્ભય! અમે ક્યારે નિર્ભય થઈશું? એ ગયો, તેજગોળો લાલ થઈને પેલા ડુંગરા પાછળ ઢળી પડયો! હવે ઉતાવળે માળા તરફ જવું જોઈએ. પાંખો થાકી ગઈ છે. હમણાં અંધારું આવશે. એનો બોજો કોણ ઉપાડે? હે નિર્ભય! રાત્રે વરસાદ ન પડે એવું કાંઈ નહીં કરે? અમારાં ઈંડાંબચ્ચાંને બિલાડી જેવા અંધારામાંથી સલામત રાખજે.

## ૧૦

એક દિવસ ભૂંડા હાથવાળા માનવી જોડે અમારા લલેડાની વાતચીત થઈ. એ તેમને ખેતરમાંનું અનાજ ખાવા ન દે. એમણે કહ્યું, 'અમે ખાવાના, ખાવાના ને ખાવાના.' એ એમને પૂછે, 'શું આ ખેતર તમારા પિતાનું છે?' આવું એણે કેમ પૂછયું હશે? અમે એને કહ્યું, 'ત્યારે બીજા કોનું છે? એ આપણા પિતાનું નથી? આખી ધરતી જ તો એની છે. એની પાંખો બધે જ પહોંચે છે, એની ચાંચ બધાને જ ખવડાવે છે. એની હૂંફથી આપણે જીવીએ છીએ.' એ ગાંડો કહે, 'કાયદા પ્રમાણે આ ખેતર મારું છે.' કોણ જાણે કાયદો એ શી વસ્તુ છે? અમને કાંઈ એ કાયદાની ખબર નથી. પિતાનું ખેતર એનું કેમ થાય? અમે એને કહ્યું, 'એ કાયદો-બાયદો અમે ન સમજીએ. અમને ભૂખ લાગી છે. અમે ખાવાના, ખાવાના ને ખાવાના. તને ભૂખ લાગી હોય તો તું પણ ખાજે. તને કોણ ના પાડે છે?' પણ એ નાલાયક તો અનાજ ભેગું કરી કરીને પાછું જમીનમાં દાટી દે છે અને ઉપર ઘાસ મૂકે છે. પિતાની વ્યવસ્થા એવી છે કે ઘાસ ઉપર અનાજ હોય. આ અવળા લોકો અનાજ ઉપર ઘાસ મૂકે છે. જમીનમાંથી આવેલું અનાજ ફરી જમીનમાં કેમ દાટી દેતા હશે? એ કહે, 'આ અનાજ ઉગાડવામાં અમારી મહેનત છે માટે અમે લઈ જઈએ છીએ.' મેં તરત એને પૂછયું, 'ત્યારે મધમાખોની

મહેનતનું મધ તમે કેમ લઈ જાઓ છો?' એટલું સાંભળ્યું કે તરત જ એ મો ફેરવીને ચાલતો થયો. ઝંખવાણો પડયા જેવો લાગ્યો તો ખરો, પણ જતી વખ અનાજ ખેતરમાં રહેવા દઈને ન ગયો. ભારે નફ્ટ જાત!

## ૧૧

આ માનવીઓ પોતાનો વખત આટલો કેમ વેડફી નાખતા હશે? રોજ ઊઠીને નવી ઢબનાં નવાં મકાનો બાંધે છે. અનાજ ખેતરમાં ખાવાને બદલે ઘેર લઈ જાય છે. પગે ચાલવાનો લહાવો છોડીને જાણે મરી ગયા હોય તેમ બીજા પાસે પોતાને ખેંચાવે છે. સર્જનહારે પણ એમને એવા તો રાંક બનાવ્યા છે કે એમના શરીર ઉપર પૂરતા વાળ પણ નથી હોતા. ઉઘાડી ચામડીથી એ કેવા કદરૂપા દેખાય છે! સર્જનહારની જો દિલથી પ્રાર્થના કરત તો એમને વાળ ન મળત? પણ એ અહંકારી લોકોને પ્રાર્થના કરવાનું સૂઝતું જ નથી. એમને એક જાતનો રોગ થયો છે. ડોસાઓ કહે છે કે આપણી ભાષામાં એ રોગનું નામ 'બુદ્ધિભ્રંશ' છે. માનવીઓની ભાષામાં એનું નામ 'પ્રગતિ' છે. બ્રહ્માંડનાયક પાસેથી વાળ માગવાને બદલે તેઓ દરેક જણ રૂનો અથવા ઊનનો માળો પોતાના શરીર પર ચડાવે છે. અને આખો વખત એ માળામાં જ ફરે છે. એમની ચામડી ભૂંડી એટલે માળા ઉપર રંગ ચડાવે છે. પણ એમને રંગ ચડાવતાંયે આવડતું નથી. આપણે એમની વચ્ચે ફરીએ છીએ છતાં એમને રંગની પસંદગી કરતાં આવડતું નથી. સાવ કલાશૂન્ય જાતિ છે. પ્રાર્થના કરવાનો વખત એમને ક્યાંથી મળે? 'પ્રગતિ'ના રોગમાંથી બચી જશે ત્યારે જ સર્જનહારનું સ્મરણ કરશે.

## ૧૨

કહે છે કે આપણને બુદ્ધિ નથી, કેમ કે આપણને 'પ્રગતિ'નો રોગ થયો નથી. એ પરમવિહગે આપણને આટલા સુંદર અને સુંવાળા વાળથી શણગાર્યા છે. એમાં વળી ક્યા ફેરફાર કરવા જઈશું? તેજગોળો જાતજાતનાં ફળો આપણે માટે પકવે છે. એના સ્વાદમાં શો સુધારો થવાનો હતો? અનાજ મારીને ખાવામાં શો લાભ હશે? અને કોઈ માનવીએ આપણા માળા જેવું સુંદર ઘર હજી બાંધ્યું છે? જ્ઞાનસિંધુએ એમને કેમ આટલી ઓછી અક્કલ આપી હશે? એમનાં બચ્ચાં પણ આપણાં બચ્ચાં જેવાં હોશિયાર નથી હોતાં. ઘણા દિવસ સુધી એમને અનાજ કે ફળ ખાતાં સરખુંયે આવડતું નથી. માબાપ જેવું બોલતાં શીખે એના પહેલાં કેટલીયે ઋતુ જાય છે. અને એ લોકોની ભાષા પણ કેટલી ખરાબ! સાવ શહેરી! જાતજાતના ઉચ્ચાર કરે તોયે એકબીજાનું સમજે નહીં. હે ભગવાન! એ નીચ યોનિમાંથી એમનો ઉદ્ધાર ક્યારે થશે? 'પ્રગતિ'માંથી તેઓ ક્યારે સાજા થશે? અર્ધો દિવસ પણ તેઓ તારી સામટી પ્રાર્થના કરતા નથી. એમનો ઉદ્ધાર કેમ થશે? હે દયાબુદ્ધે! એમને બુદ્ધિ આપ. અને ત્યાં સુધી તેમને મૂઢ જાણી તેમના પર દયા કરજે.

## ૧૩

શું આ માનવીઓએ એ સનાતન સામે વેર બાંધ્યું છે? આપણે એમની વચ્ચે બેસીને પ્રાર્થના કરીએ છીએ. એ આશાએ કે આપણને જોઈને એમને પણ એ સનાતનનું સ્મરણ થાય. પણ એ દુષ્ટો આપણને જ મારે છે. નહીં તો પાંજરામાં પૂરી દે છે. આપણે મનમાં ને મનમાં જ પ્રાર્થના કરી લઈએ તો એમને એ રુચતું નથી. આપણી પાસેથી પ્રાર્થના માગે છે, અને પ્રાર્થના કરીએ છીએ ત્યારે ભગવાનને ભૂલી આપણને જ જોવા બેસે છે. આટલાં અવિવેક અને નફ્ટાઈ એમનામાં ક્યાંથી આવ્યાં હશે? અનાજ મારીને ખાય છે તેથી?

## ૧૪

એક માનવી કહેતો હતો કે અગિયારશને દિવસે તેઓ રોજનો ધંધો ઓછો કરી વધારે વખત પ્રાર્થનામાં ગાળે છે. જેઓ આમ બરાબર પંદર પંદર દિવસે કરે છે (એને તેઓ ઉપવાસ કહે છે) તેઓ ભલા કહેવાય છે. અને આપણે રોજ તેમ કરીએ છીએ ત્યારે કહે છે કે આપણને બુદ્ધિ નથી! કેટલાક સાત સાત દિવસે ભેગા મળીને પ્રાર્થના કરે છે; અને તેય પણ કેટલી? આપણે એકાદ તળાવને ફરી વળીએ એટલામાં એમની પ્રાર્થના પૂરી થાય છે. અને પછી બધા જ એકબીજાના માળા તરફ તાકતા ચાલ્યા જાય છે. આપણે સવારમાં જ ઝાડેઝાડે બેસીને સામુદાયિક પ્રાર્થના કરીએ છીએ, તેમ કરતાં એમને આવડું આળસ શાથી? એમને પ્રાર્થનાની લહેજત હજી મળી નથી એમ લાગે છે. પ્રાર્થના કરતી વખતે કેવું મોઢું કરે છે! આપણી બધાની પ્રાર્થનાના માલિકે કોઈને અગવડ ન થાય એટલા માટે આ વિશાળ વિશ્વનું રૂપ ધારણ કર્યું છે. એ જ આપણો તેજગોળો બન્યો છે. એ જ આપણો ખોરાક બન્યો છે. એ જ નદી અને સમુદ્ર બન્યો છે, એ જ સમુદ્રનાં માછલાં બની આપણા પેટમાં જાય છે. ઝાડ અને પાન, આકાશ અને તારા બધું જ એ બન્યો છે. છતાંયે માનવીઓ એને નામે મકાન બાંધી એમાં એ પરમ સુંદરને પોતાના જેવો જ કદરૂપો બનાવી એની મશ્કરી કરે છે. એને ખાવાનું પૂછી પોતે ખાઈ જાય છે! ઝાડ પરનાં ફૂલો કાઢી એ મૂર્તિ ઉપર બેસાડી દે છે. શું ઝાડ પરનાં ફૂલ એ ગંધરાજને ગમતાં ન હતાં? એના વિશ્વમાં આવી રીતે બને તેટલો બગાડ કરે છે અને એનો આનંદ ગાવાને બદલે અચક્લા બચ્ચાની પેઠે મોંમાં આવે તે માગ્યાં કરે છે. એમને કોણ સમજાવે? એમને કોણ શિખવાડે? આપણે આટલા બધા આનંદ ગાઈએ છીએ તોયે એમને ગમ પડતી નથી! સાચે જ એ દયાપાત્ર છે!

૧૯૨૭

# ૧૫. પંખીગીતનો સંભવ

ચિ. બાળ તે વખતે નાનો હતો. અમે બધાં સાબરમતી આશ્રમમાં રહેતાં હતાં. હું ક્યાંક બહારગામ ગયો હોઈશ. આશ્રમના એક કાર્યકર્તા શ્રી ચતુરભાઈ ગુજરી ગયા. દૂધેશ્વરનું સ્મશાન પાસે જ હતું એટલે આશ્રમના ઘણાખરા સ્મશાનયાત્રાએ ગયા. બાળ પણ એમાં હતો. નદીકિનારે રેતીમાં ચિતા તૈયાર કરવામાં આવી. એના ઉપર ચતુરભાઈનું શબ મૂકવામાં આવ્યું અને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. નિત્યપરિચયના એક ભાઈને આવી રીતે બાળી નાખેલો જોઈ બાળના કોમળ અંતઃકરણને આઘાત થયો. અમને કોઈને એની કલ્પના ક્યાંથી જ હોય?

એ જ અરસામાં બાળની મા સાથે અસ્પૃશ્યતાનિવારણની મર્યાદા વિશે મારી ગરમાગરમ ચર્ચા થઈ. પડખે સૂતેલો બાળ જાગતો હશે એની અમને કલ્પના પણ નહીં.

વાત એમ હતી કે આશ્રમજીવનના આદર્શો સ્પષ્ટ કરવા માટે અમારી વચ્ચે આવી તાત્ત્વિક ચર્ચા ઘણી વાર થતી. અમારા પડોશી મહાદેવભાઈ વિનોદમાં એ ચર્ચાને 'કાકાસાહેબને ત્યાંનો ઝઘડો' કરીને નવાજતા. કાકીને અને મને આવા ઝઘડામાં ઘણો રસ પડતો. કેમ કે એ દ્વારા અમે જીવનતત્ત્વોની સરસ છણાવટ કરી શકતાં. કોક કોક વાર ચર્ચા માટે અમે એકાદ કાવ્યમય કલ્પના પણ લઈ લેતાં. પ્રૌઢશિક્ષણ માટે ચર્ચા જેવું બીજું સુંદર સાધન નથી એ જાણતો હોવાથી આવી ચર્ચાને હું હમેશાં ઉત્તેજન આપતો. આવી ચર્ચા દ્વારા અમને જીવનરસ પણ ઓછો મળતો ન હતો.

ઉપરની રાતે ચર્ચા કરતાં હું કંઈક વિશેષ ચગ્યો હોઈશ. કાકીએ પણ એમાં ઝનૂન સાથે દલીલો કરી હશે. નાના પ્રેમાળ બાળને અર્ધી ઊંઘમાં એ ચર્ચાનું સ્વરૂપ ક્યાંથી સમજાય? એને તો એમ જ થયું કે આજે કાકાસાહેબ અને મા લડી રહ્યાં છે.

હું જો ચિડાયો હોત તો બાળના મન ઉપર કશી અસર ન થાત. કેમ કે મારી ચીડ છીછરી અને ક્ષણજીવી હોય છે એની બાળને ખબર હતી. પણ આ ચર્ચામાં બાળે મને દુઃખી જોયો, ઘવાયેલો જોયો. અસ્પૃશ્યતા પાળીને આપણે આપણાં જ ભાઈભાંડુઓ પર કેટલો અન્યાય જમાનાઓ સુધી કરતા આવ્યા છીએ એનો પૂરતો સાક્ષાત્કાર કોઈને કેમ ન થાય? અને અસ્પૃશ્યતાનિવારણમાં આપણાથી જરા સરખી પણ મોળાશ બરદાસ્ત કેમ થાય? એ ભૂમિકા પર હું આખી વાત ચર્ચતો હતો. અને બ્રાહ્મણો તો સમાજને ધાર્મિક રૂઢિમાં દોરનારા. આપણે જરા સરખી મોળાશ બતાવી તો અસ્પૃશ્યતા પ્રત્યે લોકોનાં મન અનુકૂળ રહેવાનાં એ બીક પણ મારે

સમજાવવી હતી. ચિ. બાળે અમારી ચર્ચા સાંભળી છે એ હું જાણત તો એનો ઇલાજ હું કરી શકત. તે દિવસના અમારા 'ઝઘડા'ની અસર બાળના મન પર ઊંડી થઈ.

આમ શબદાહ અને ચિત્તાદાહ-એ બે વસ્તુ નિહાળીને બાળ ઘણો જ અસ્વસ્થ થયો. દહાડે દહાડે એ લેવાતો ગયો. દુઃખ મનમાં માય નહીં એટલે મારી પાસે આવીને કહે, 'કાકાસાહેબ મલા કણ્ ણ્ણ્ટાળા આલા આહે. મી કાય કરૂં?' ટપટપ વરસતાં અશ્રુ એ કંટાળાનું ઊંડાણ વ્યક્ત કરતાં. બાળ માંદો પડયો. અશક્તિને કારણે એને કોક કોક વાર ચક્કર પણ આવે.

હું મૂંઝવણમાં પડયો. બાળની ગ્લાનિનું કારણ ન જડે ત્યાં સુધી ઉપાય પણ શો કરવો? બાળકો આખો દિવસ વાતો કરે. છતાં મનની ગૂઢ વસ્તુ બનતાં સુધી વ્યક્ત કરે નહીં. બાળસ્વભાવની એ વિશેષતા જાણતો હોવાથી મેં એની સાથે ખૂબીથી અનેક વાતો છેડી. સમભાવનું વાતાવરણ ઉત્પન્ન કરી બાળની ગ્લાનિનાં બન્ને કારણો હું પામી શકયો. આઘાત ઊંડે સુધી પહોંચ્યા છે જોઈને મેં ઘણી કુનેહથી એને પ્રસન્ન રાખવાના પ્રયાસો આદર્યા. બાળને રાજી રાખવો એ એક મારો મહત્ત્વનો વ્યવસાય થઈ પડયો. એક દિવસે મેં એને 'વાર્તાની વાર્તા' કહી. વાર્તા એ એક જાતની પરી છે. નદીની પેલી પાર રહે છે. એને હાથપગ હોતા નથી. પણ માથાને બે બાજુ લાંબા લાંબા કાન હોય છે જે હલેસાં જેવા કામ આવે છે. એના માથા ઉપર શિંગડા જેવો, પણ ગમે તેમ ફેરવી શકાય એવો એક ત્રીજો કાન હોય છે. એને મરજી પ્રમાણે વાળીને વાર્તા નદીમાં ગમે તે દિશાએ તરતી જઈ શકે છે. નદીનું વહેણ ગમે તેટલું જોરનું હોય પણ વાર્તા પોતાના શિંગડા-કાનને એવી ખૂબીથી ગોઠવે છે કે નદીમાં સીધી સામે કાંઠે પહોંચી શકે છે.

પોતાનાં શિંગડા-કાનનો વાર્તાને બીજો પણ ઉપયોગ છે. એની અણી વતી એ ગમે તે તાળાં ખોલી શકે છે અને બારણું ખોલી ગમે તે ઘરમાં પ્રવેશ કરી શકે છે. એ વાર્તાનો એક જ ધંધો છે. જે બાળકોને કંટાળો આવેલો હોય છે એમની આંખની પાંપણ પર પોતાના કાનનું દબાણ આણી અને ઊંઘાડી દે છે. વાર્તાની લવરી ચાલે એટલે બાળકોનું મન એકાગ્ર થાય છે. એ એકાગ્રતા જામી એટલે વાર્તા પોતાના કાન આગળ કરી બાળકોની આંખો બંધ કરી દે છે.

આવી રીતે વાર્તાના સ્વભાવનું અને ખૂબીઓનું અનેક પ્રકારથી વર્ણન કરી બાળનો કંટાળો હાંકી કાઢવા હું મથતો હતો. મને ખબર હતી કે કંટાળો અને ઊંઘ એકબીજાનાં વેરી છે. બાળ મારી વાર્તા સાંભળતાં સાંભળતાં ઊંઘી જાય એટલે એક દિવસ જીત્યો.

આગળ જતાં હું જ માંદો પડયો અને સ્વાસ્થ્ય માટે મારે સિંહગઢ પર જઈને રહેવું પડયું. ચિ. બાળને પણ ત્યાં સાથે રાખ્યો હતો. સિંહગઢ પર બાળનું મન પ્રસન્ન રહેવા લાગ્યું. શિવાજી, સૂર્યાજી, તાનાજી, 'ઉષઃકાલ'માંનો સાવળ્યા,

નિજીવાસવાળા રાજારામ વગેરેની ઐતિહાસિક તેમ જ કાલ્પનિક વાતો સાંભળતાં સાંભળતાં બાળ ભૂલી જ ગયો કે કંટાળા જેવી કોઈ ચીજ દુનિયામાં હોઈ શકે છે.

પણ એક રાત્રે કોણ જાણે ક્યાંથી એકાએક કંટાળો આવી જ પહોંચ્યો અને બાળની આંખો છલોછલ ભરાઈ આવી. જૂના અનુભવને કારણે કંટાળાનાં પરાક્રમ હું જાણતો હતો. એટલે મેં તાબડતોબ એની સામે મોરચો માંડયો.

રોજ સાંજે અમારા બંગલાની આસપાસ મીઠે સ્વરે ગાનારાં પક્ષીઓ ઝાડ-ઝાંખરાં પર બેસી પોતપોતાના આલાપ છેડતાં હતાં. ઊંચા સિંહગઢ પર અમારો બંગલો સૌથી ઊંચે હતો. જાણે પક્ષીઓનો માળો. મેં બાળને કહ્યું કે આવા મોહક સ્વરે ગાનારાં પક્ષીઓ શહેરમાં કોઈ કાળે જોવા કે સાંભળવા નહીં મળે. એનું કારણ છે ચકલીઓ. ચકલીઓ અંગ્રેજોની પેઠે બીજાં પક્ષીઓને લડીલડીને હાંકી કાઢે છે. (અંગ્રેજો જ્યારે હિંદુસ્તાનમાં આવી પગપેસારો કરવા લાગ્યા ત્યારે અહીંના દેશી રાજાઓની ફોજને કે બીજી મદદ કરતી વખતે અથવા લડાઈને અંતે સુલેહનામાં કરતી વખતે આપણા રાજાઓ પાસેથી વચન લેતા કે, ‘અમારા દરબારમાં કે રાજ્યમાં અંગ્રેજો સિવાય બીજા કોઈ યુરોપિયનને નોકરીએ રાખીશું નહીં તેમ જ તેમને વેપાર કરવાની પરવાનગી આપીશું નહીં.’ આમ કરી તેઓએ ફ્રેન્ચ, પોર્ટુગીઝ અને ડચ વગેરેઓની હરીફાઈ તોડી નાખી).

આ ચકલીઓ કેટલી ઝઘડાળુ હોય છે તે આપણે જાણીએ છીએ. અહીં ઊંચા ગઢ પર ચકલીઓને પેટ ભરીને ચણવા જેટલાં દાણા કે બીજ મળતાં નથી. એટલે ચકલીઓ અહીંયાં આવતી નથી અને તેથી જ આ ગાયક પક્ષીઓ અહીં નિર્ભયપણે સંચાર કરી શકે છે.

આટલી માહિતી આપ્યા પછી મેં બાળને પૂછયું કે, ‘તને ખબર છે કે આ પંખીઓ સવારે ઊઠતાંવેંત સૂરજને જોઈને શું ગાય છે?’ અને ઉમેર્યું કે, ‘ચાલ, કાગળ-પેન્સિલ લઈને બેસ. આ પંખીઓ શું ગાય છે તે તને લખાવું.’ બાળના મનમાં એ પક્ષીઓ પ્રત્યે પક્ષપાત હતો જ. એ તરત તૈયાર થઈ ગયો. અને મારું ‘પંખીગીત’* શરૂ થયું.

કલ્પનાને ઠીક ઠીક અવકાશ મળે તો જ કંટાળાનો સામનો કરી શકાય એ ‘રણનીતિ’ જાણતો હોવાથી મેં પંખીગીતવાળો ઉપાય અજમાવ્યો અને જોયું કે જેમ જેમ મારા કહ્યા પ્રમાણે બાળ લખતો ગયો તેમ તેમ એના કંટાળાનાં અશ્રુઓની જગ્યા આનંદાશ્રુએ લીધી અને મેજ પરના દીવાની પેઠે બાળનો ચહેરો પણ ચમકવા લાગ્યો. એક ગીત લખાવ્યું, બીજું ગીત લખાવ્યું. મારે ઇષ્ટ એ હતું કે લખવાનો એને કંટાળો ન આવે પણ ઊંઘનું જોર થવાથી તેનો લખવાનો ઉત્સાહ મોળો પડે.

---

* ૧૪મું પ્રકરણ જુઓ.

ત્રીજું ગીત લખાવ્યું છતાં મારું રસાયણ સિદ્ધ ન થયું. કંટાળા સામેની મારી યુક્તિને ગ્રહણ લાગ્યું. હવે શું કરવું ? એના વિચારમાં હતો એટલામાં મારા નાનપણમાં જોયેલું એક સૂર્યગ્રહણ યાદ આવ્યું અને એ ગ્રહણ દરમ્યાન પક્ષીઓ કેમ આકળાંબાકળાં થઈ ગયાં હતાં એ બધું મનમાં તાજું થયું. એણે મને ચોથું અને પાંચમું એવાં બે ગીતો આપ્યાં. પછી શું! મારી કલ્પનાશક્તિ ઊડી ઊડીને ગીતો આણવા લાગી અને બાળની લેખિનીને નીરવા લાગી. આમ નવ ગીતો પૂરાં થયાં અને હું જરાક અંતર્મુખ થયો. સંસ્કારી માણસ અને પક્ષીઓ એ બંને દ્વિજો વચ્ચે તુલના શરૂ થઈ. એ તુલનાએ છેલ્લું ગીત પણ પૂરું પાડ્યું.

છેલ્લા ગીતનું કારુણ્ય રસાયણ એવું તો અસરકારક નીવડ્યું કે અનેક દિશાએ ઊડીને કલ્પનાશક્તિ થાકી જવાથી બાળનો લખવાનો ઉત્સાહ ખૂટ્યો અને હાથમાંની સ્વયંવાહિની ટેબલ પર એમ ને એમ રહેવા દઈ એ પથારીમાં ઘૂસ્યો અને થોડા જ વખતમાં ઊંડા શ્વાસના તાલ સાથે ચાલતું એનું નિદ્રાગીત હું સાંભળતો થયો અને પછી નિશ્ચિંત થવાથી અને કંટાળા ઉપર વિજય મેળવ્યાના સમાધાનથી મેં પણ બાળનું જ અનુકરણ કર્યું.

આમ છે અમારા 'પંખીગીત'ની જન્મકથા.

## ૧૯. અક્કલ વગરની દયા

ડોસો બહુ જ માયાળુ હતો. એની લાંબી લાંબી સફેદ દાઢીમાંથી જાણે દયાનાં ઝરણાં ઝરતાં. એની દાઢી લાંબી હતી પણ માથું બહુ જ નાનું હતું. એટલું નાનું કે તેમાં ઝાઝા મગજને જગા જ નહોતી!

એક દિવસ ડોસાની દાઢી ઉપર એક કીડી ચડી. સફેદ દાઢી ઉપર લાલચોળ કીડી દેખાઈ આવતાં કેટલી વાર? દયાળુ ડોસાએ વિચાર કર્યો કે આ કીડીને ક્યાં નાખું? એકલી બિચારીને એનું ઘર કેમ કરી જડશે?

આમ વિચાર કરે છે એટલામાં પાસેના ઝાડ પર અસંખ્ય કીડીઓ ઊભરાતી એણે જોઈ. ડોસાએ વિચાર કર્યો કે આ ઝાડ ઉપર આ કીડીને છોડી દઉં. પણ હાથમાં લઉં અને એનો પગબગ તૂટી જાય તો? તે કરતાં તો મારી દાઢી જ ધીમે રહીને ઝાડને અડાડું એટલે બિચારી ઊતરી જાય અને પોતાની બહેનોના ટોળામાં જઈ ભળે.

પણ અરે, આ શું? એક કીડી ઊતરી જવાને બદલે આ આટલી બધી કીડીઓ ઊલટી પરગજુ દાઢી ઉપર ક્યાંથી ચડી આવી?

અરે ઓય! ઓય! આ તો ચટકા ભરે છે. આ તો ધરમ કરવા જતાં કરમ ઊભું થયું!

૧૯૨૬

જિજીવાસવાળા રાજારામ વગેરેની ઐતિહાસિક તેમ જ કાલ્પનિક વાતો સાંભળતાં સાંભળતાં બાળ ભૂલી જ ગયો કે કંટાળા જેવી કોઈ ચીજ દુનિયામાં હોઈ શકે છે.

પણ એક રાત્રે કોણ જાણે ક્યાંથી એકાએક કંટાળો આવી જ પહોંચ્યો અને બાળની આંખો છલોછલ ભરાઈ આવી. જૂના અનુભવને કારણે કંટાળાનાં પરાક્રમ હું જાણતો હતો. એટલે મેં તાબડતોબ એની સામે મોરચો માંડયો.

રોજ સાંજે અમારા બંગલાની આસપાસ મીઠે સ્વરે ગાનારાં પક્ષીઓ ઝાડ-ઝાંખરાં પર બેસી પોતપોતાના આલાપ છેડતાં હતાં. ઊંચા સિંહગઢ પર અમારો બંગલો સૌથી ઊંચે હતો. જાણે પક્ષીઓનો માળો. મેં બાળને કહ્યું કે આવા મોહક સ્વરે ગાનારાં પક્ષીઓ શહેરમાં કોઈ કાળે જોવા કે સાંભળવા નહીં મળે. એનું કારણ છે ચકલીઓ. ચકલીઓ અંગ્રેજોની પેઠે બીજાં પક્ષીઓને લડીલડીને હાંકી કાઢે છે. (અંગ્રેજો જ્યારે હિંદુસ્તાનમાં આવી પગપેસારો કરવા લાગ્યા ત્યારે અહીંના દેશી રાજાઓની ફોજને કે બીજી મદદ કરતી વખતે અથવા લડાઈને અંતે સુલેહનામાં કરતી વખતે આપણા રાજાઓ પાસેથી વચન લેતા કે, 'અમારા દરબારમાં કે રાજ્યમાં અંગ્રેજો સિવાય બીજા કોઈ યુરોપિયનને નોકરીએ રાખીશું નહીં તેમ જ તેમને વેપાર કરવાની પરવાનગી આપીશું નહીં.' આમ કરી તેઓએ ફ્રેન્ચ, પોર્ટુગીઝ અને ડચ વગેરેઓની હરીફાઈ તોડી નાખી).

આ ચકલીઓ કેટલી ઝઘડાળુ હોય છે તે આપણે જાણીએ છીએ. અહીં ઊંચા ગઢ પર ચકલીઓને પેટ ભરીને ચણવા જેટલાં દાણા કે બીજ મળતાં નથી. એટલે ચકલીઓ અહીંયાં આવતી નથી અને તેથી જ આ ગાયક પક્ષીઓ અહીં નિર્ભયપણે સંચાર કરી શકે છે.

આટલી માહિતી આપ્યા પછી મેં બાળને પૂછયું કે, 'તને ખબર છે કે આ પંખીઓ સવારે ઊઠતાંવેંત સૂરજને જોઈને શું ગાય છે?' અને ઉમેર્યું કે, 'ચાલ, કાગળ-પેન્સિલ લઈને બેસ. આ પંખીઓ શું ગાય છે તે તને લખાવું.' બાળના મનમાં એ પક્ષીઓ પ્રત્યે પક્ષપાત હતો જ. એ તરત તૈયાર થઈ ગયો. અને મારું 'પંખીગીત'* શરૂ થયું.

કલ્પનાને ઠીક ઠીક અવકાશ મળે તો જ કંટાળાનો સામનો કરી શકાય એ 'રણનીતિ' જાણતો હોવાથી મેં પંખીગીતવાળો ઉપાય અજમાવ્યો અને જોયું કે જેમ જેમ મારા કહ્યા પ્રમાણે બાળ લખતો ગયો તેમ તેમ એના કંટાળાનાં અશ્રુઓની જગ્યા આનંદાશ્રુએ લીધી અને મેજ પરના દીવાની પેઠે બાળનો ચહેરો પણ ચમકવા લાગ્યો. એક ગીત લખાવ્યું, બીજું ગીત લખાવ્યું. મારે ઇષ્ટ એ હતું કે લખવાનો એને કંટાળો ન આવે પણ ઊંઘનું જોર થવાથી તેનો લખવાનો ઉત્સાહ માળો પડે.

---

* ૧૪મું પ્રકરણ જુઓ.

ત્રીજું ગીત લખાવ્યું છતાં મારું રસાયણ સિદ્ધ ન થયું. કંટાળા સામેની મારી યુક્તિને ગ્રહણ લાગ્યું. હવે શું કરવું ? એના વિચારમાં હતો એટલામાં મારા નાનપણમાં જોયેલું એક સૂર્યગ્રહણ યાદ આવ્યું અને એ ગ્રહણ દરમ્યાન પક્ષીઓ કેમ આકળાંબાકળાં થઈ ગયાં હતાં એ બધું મનમાં તાજું થયું. એણે મને ચોથું અને પાંચમું એવાં બે ગીતો આપ્યાં. પછી શું ! મારી કલ્પનાશક્તિ ઊડી ઊડીને ગીતો આણવા લાગી અને બાળની લેખિનીને નીરવા લાગી. આમ નવ ગીતો પૂરાં થયાં અને હું જરાક અંતર્મુખ થયો. સંસ્કારી માણસ અને પક્ષીઓ એ બંને દ્વિજો વચ્ચે તુલના શરૂ થઈ. એ તુલનાએ છેલ્લું ગીત પણ પૂરું પાડ્યું.

છેલ્લા ગીતનું કારુણ્ય રસાયણ એવું તો અસરકારક નીવડ્યું કે અનેક દિશાએ ઊડીને કલ્પનાશક્તિ થાકી જવાથી બાળનો લખવાનો ઉત્સાહ ખૂટ્યો અને હાથમાંની સ્વયંવાહિની ટેબલ પર એમ ને એમ રહેવા દઈ એ પથારીમાં ઘૂસ્યો અને થોડા જ વખતમાં ઊંડા શ્વાસના તાલ સાથે ચાલતું એનું નિદ્રાગીત હું સાંભળતો થયો અને પછી નિશ્ચિત થવાથી અને કંટાળા ઉપર વિજય મેળવ્યાના સમાધાનથી મેં પણ બાળનું જ અનુકરણ કર્યું.

આમ છે અમારા 'પંખીગીત'ની જન્મકથા.

## ૧૭. આપણાથી વેર લેવાય?

ચોમાસું હતું. ઘરમાં બહુ જ ચૂતું હતું. એટલે એક ગરીબ માણસ પોતે છાપરા પર ચડી ચૂવા કરતો હતો. બિચારાનો પગ લપસી ગયો અને છાપરા પરથી રસ્તા પર પડયો. નીચે એક ફક્કડ પુરુષ રસ્તે ચાલ્યો જતો હતો. તેના જ ઉપર એ બિચારો ઓચિંતો પડયો. પેલા ફક્કડ પુરુષને સહેજ વાગ્યું ખરું પણ એથીયે વધારે તો તેનાં કપડાં બગડી ગયાં. ફક્કડથી તે આવું કેમ સહેવાય? તેણે ન્યાયાધીશ પાસે જઈને ફરિયાદ કરી. ન્યાયાધીશે પેલા ફક્કડ પુરુષને કહ્યું, 'આ ગરીબ માણસને પણ વાગ્યું જ છે. એને ક્ષમા કર.' ફક્કડે રોફમાં કહ્યું, 'આ ન્યાયની કચેરી છે. અહીં હું ધર્મનો ઉપદેશ સાંભળવા નથી આવ્યો. મારે તો ન્યાય જોઈએ.'

ન્યાયાધીશે ગંભીર મુદ્રા કરી ચુકાદો લખી આપ્યો, 'ગરીબ માણસ ગુનેગાર છે. તેને સજા થવી જ જોઈએ. માટે હું ફરમાવું છે કે ફક્કડે પોતાના ઘરના છાપરા પરથી નીચે આ ગરીબ માણસ ઉપર પડવું. સંભવ છે કે ફક્કડનું ઘર બહુ ઊંચું હોવાથી ગરીબ માણસને વધારે વાગી જાય. તેમ થાય તો તેનો ફરી ચુકાદો આપવો પડે માટે ફક્કડે સાવચેતીથી પડવું.'

*　　*　　*

નૂરજહાન રાણી જંગલમાં શિકાર કરવા ગઈ હતી. ત્યાં ભૂલથી નૂરજહાનની ગોળી એક ધોબીને વાગી. ધોબી પોતાની જિંદગીનો મેલ ધોવા પરલોકમાં ગયો. ધોબીની સ્ત્રી જહાંગીર પાસે ન્યાય માગવા ગઈ. આ સાંભળીને જહાંગીર એક બંદૂક લઈ આવ્યો અને તેણે કહ્યું, "મારી રાણીએ તને વિધવા કરી છે. તને પણ નૂરજહાનને વિધવા કરવાનો હક છે. માટે લે આ બંદૂક અને આ રહી મારી છાતી." ધોબણનું હૈયું આ સાંભળીને પીગળી ગયું. તેણે નૂરજહાનને ક્ષમા બક્ષી. નૂરજહાને ધોબણનો યોગક્ષેમ હેતપૂર્વક ચલાવ્યો.

न पापे प्रति पापस्स्यात् ।

૧૯૨૬

## ૧૮. કમળ

કમળનું રૂપ મોહક તો છે જ. પણ તેમાં વધારે મહત્ત્વનું તો એ છે કે કમળનો સ્વભાવ હિંદુ આદર્શોનો દ્યોતક છે. કમળને પંક-જ કહે છે, કેમ કે કાદવમાં તેની ઉત્પત્તિ છે. કાદવમાંથી જ તે પોતાનો ખોરાક શોધી લે છે, છતાં તે પોતે અત્યંત સ્વચ્છ હોય છે. ચોવીસે કલાક તેનો વાસ પાણીમાં હોય છે, છતાં એના પાન પર પાણીનું ટીપું સરખું પણ ચોંટી શકતું નથી. તે જમીનમાંથી ઊગે છે, છતાં પોતાની દૃષ્ટિ હમેશાં સૂર્ય તરફ રાખે છે.

૧૯૨૭

## ૧૯. એકશ્લોકી રામાયણ

મરાઠીમાં કહેવત છે કે 'ताका पूरते रामायण'—છાશજોગું રામાયણ.

એક બ્રાહ્મણને ત્યાં મોટી ભેંસ હતી. એટલે ઘરમાં ઘી, માખણ, દૂધ ઘણું રહેતું. છાશ ખૂબ થાય તે પાડોશીઓને આપે. એક દિવસ એને થયું કે આપણે છાશ મફત આપીએ છીએ તે ઠીક નથી. બદલામાં કંઈક તો લેવું જ જોઈએ. પૈસા તો લેવાય જ નહીં; કેમ કે શાસ્ત્રમાં લખ્યું છે કે ગોરસ વેચાય નહીં. ગોરસનાં દામ લે તે નરકે જાય. બીજે દિવસે એક પડોશી છાશ માગવા આવ્યો. એને અને આપણા બ્રાહ્મણને બનતું નહીં. બ્રાહ્મણે કહ્યું: 'ભાઈ, છાશ આજથી મફત નહીં મળે. આખા રામાયણની વાત સંભળાવશો તો જ છાશ મળશે.' મનમાં વિચાર એ કે લોટા છાશ માટે આખું રામાયણ કોણ સંભળાવવા બેઠું છે? પણ તર્કાર્થી માથાનો હતો! એણે કહ્યું, સાંભળો:

आदौ रामतपोवनाधिगमनं हत्वा मृगं कांचनम् ।
वैदेहीहरणं जटायुमरणं सुग्रीवसंभाषणम् ॥
वालीनिर्दलनं समुद्रतरणं लंकापुरीदाहनम् ।
पश्चाद्रावणकुम्भकर्णहननं अेतद्धि रामायणम् ॥

'આ તે કેવું રામાયણ? આ નથી વાલ્મીકિનું કે નથી તુલસીનું. આનું નામ શું?' બ્રાહ્મણ બોલી ઊઠયો.

'આ તો છાશજોગું રામાયણ છે. લોટા છાશ માટે આવું જ રામાયણ મળે.' પડોશીએ પરખાવ્યું.

૧૯૨૭

# ૨૦. રાજારામની વિશ્રામભૂમિ સિંહગઢ

સિંહગઢ એટલે વીર તાનાજીની બલિદાનભૂમિ. સિંહગઢ એટલે પૂનાનો દક્ષિણ સાથે સંબંધ બાંધનાર મોટા ધોરી રસ્તાના બે ઊંચા ચોકીદારોમાંનો એક— પુરન્દરનો મોટો ભાઈ. સિંહગઢ એટલે પૂનાની ચાવી. શિવાજી જેવા દ્વિજરાજનો બાળપણનો માળો. એવા એવા અનેક નામે સિંહગઢને અનેક વાર વંદન કર્યું છે. છતાં એક વિચાર પા–શતક થયાં છૂપી રીતે મગજમાં ઘર કરી બેઠો છે તે જતો જ નથી. પા–શતકને અંતે એ કાલે જ પ્રસ્ફુટ થયો. સિંહગઢ એટલે મહારાષ્ટ્રના સ્વાતંત્ર્યરક્ષક અને સહનવીર રાજા રાજારામનું અંતિમ વિશ્રામસ્થાન.

સિંહગઢ ઉપર અમે પહેલવહેલા ચડયા ત્યારે જ આ સ્થાન જોયું હતું. રાજારામની સમાધિનું નાનકડું મંદિર, એનો સુંદર ઘુમ્મટ અને એના પર શોભતો કળશ, પાસે જ ઝરતું નાનકડું પાણીનું વહેણ,—એ બધું એવું તો હૃદયમાં કોતરાઈ ગયું છે કે સિંહગઢ પર આવતાંવેંત પ્રથમ એ તરફ ધ્યાન જાય છે.

ભવભૂતિનો રામ પોતાની અકળામણ વ્યક્ત કરતાં કહે છે: **दुःख-संवेदनायैव रामे चैतन्यम् आहितम्।** મહારાષ્ટ્રનો સ્વાતંત્ર્યદીપક રાજારામ એ જ લીટી વધુ યોગ્યતાથી પોતાને લગાડી શકે એમ છે.

ઈ. સ. ૧૬૮૦ સુધીનું રાજારામનું જીવન આપણે જાણતા નથી. પુરુષાર્થી પિતાના પ્રેમાળ પ્રસાદ તળે એમણે સુખના અનેક દિવસો જોયા હશે. પણ ૧૬૮૦થી ૧૭૦૦ સુધીનાં વીસ વર્ષો તો, મહારાષ્ટ્ર સાથે એકરૂપ થયેલા અને મહારાષ્ટ્ર સાથે જ દિલ્હીના બાદશાહ સામે એક ટેકથી અખંડ લડનાર આ રાજાના જીવનમાં, કેવળ દુઃખ, ચિંતા, નિરાશા અને ઉદ્વેગનાં જ ગયાં છે. આ વીસ વર્ષમાં મહારાષ્ટ્ર ઉપર જેટલાં સંકટો આવ્યાં તેટલાં ભાગ્યે જ બીજે સમયે એટલા ગાળામાં આવ્યાં હશે; અને સોનું જેમ તાપણી અને કસણીથી વધારે ઉજ્જવલ બને છે તેમ આ વીસ વર્ષમાં મહારાષ્ટ્રે શિવાજીની તાલીમને જોરે પોતાની અગ્નિ-પરીક્ષા આપી. દિલ્હીનો બાદશાહ ઔરંગઝેબ એક મોટા સામ્રાજ્યની ફોજ અને ખજાનો લઈ મહારાષ્ટ્રમાં ઊતર્યો. મરાઠાઓનું કાસળ કાઢવા માટે એ ચંગ બાંધીને અહીં આવી પડયો. સામ્રાજ્યની યોજના-શક્તિ એની પાછળ હતી. પાણીનો રેલો આવે છે, હાથીપૂર કે ઘોડાપૂર આવે છે તે અમુક કલાક જ ટકે છે; બહુ બહુ તો અમુક દિવસ સુધી ટકે. દિલ્હીથી આવેલું એ સામ્રાજ્યપૂર ઓગણીસ વરસ સુધી મહારાષ્ટ્ર પર ધસ્યું. મહારાષ્ટ્ર પાસે યોજના ચલાવવા જેટલી પણ સગવડ રહી નહોતી. છતાં કેવળ હૃદયની નિષ્ઠાથી, સ્વાતંત્ર્યની પ્રેરણાથી

બૂમાબૂમ કરી મૂકી હતી.' પણ એ બડાઈ હમેશાં સાચી નીવડતી નહીં; કેમ કે માર ખાનાર છોકરાની પીઠ ઉપરના સોળ એની ચાડી ખાતા. અમે બધા એમ જ માનતા કે માસ્તર તો મારવા માટે જ સરજાયા છે, અને છોકરાઓ પણ માર ખાધા વગર મોટા થાય નહીં; એટલે માસ્તર પ્રત્યે ચીડ કે દ્વેષ કેળવવાનું અમને કોઈ કાળે સૂઝયું ન હતું.

મારા એક વર્ગનો છોકરો ઘેર માર ખાઈને નિશાળે આવ્યો હતો. મને કહે, 'હું મોટો થઈશ ત્યારે મને પણ છોકરા થશે. પછી એમને હું એવો તો માર મારીશ!'

અમારી નિશાળમાં એક વર્ષે યુનિફૉર્મનું ધતિંગ જાગ્યું. બધાં છોકરાંઓ ચંપલ, ઇજાર–પહેરણ, ઉપર એક જાકીટ અને માથે કાળી ટોપી એવો મુસલમાની પોશાક પહેરવા લાગ્યા. જાકીટ અને એની પાછળ બે પૂંછડાંની શોભા અમને બહુ ગમતી. એ પૂંછડાંની ગાંઠ વાળતાં અમને આવડતું કે નહીં તે અત્યારે યાદ નથી.

સાંજનો વખત હતો. મંદિરની આરતી પૂરી થઈ હતી. છતાં અમારી રમતો તો ચાલતી જ હતી. ઘેર બધા જમવાની તૈયારી કરતા હોય ત્યારે અમને શોધવા મોકલે ને ત્યારે જ અમારી રમતો પૂરી થાય. અને પછી ચોરની માફક માથું નીચું ઘાલી જમવા બેસી જઈએ. જમતાં જમતાં અમને કોઈ વઢે જ નહીં. જમ્યા કે તરત પથારીમાં. અને રાત વીતી ગઈ એટલે તો બધા ગુના માફ. એટલે અમે બચી જતા. પરંતુ આજે અમારી રમત જરા લાંબી ચાલી. એટલામાં કોણ જાણે ક્યાંથી માસ્તર બિલાડી જેવા દબાતે પગે આવ્યા. એક જણે એમને આવતા જોયા. મેં તરત જ ચીસ પાડી, 'અરે! દોડો, આવ્યા!' એટલામાં રામકૃષ્ણના જાકીટની એક પૂંછડી માસ્તરના હાથમાં આવી. મને થયું કે એક વીર મરાયો. બિલાડીને હાથ પડેલો ઉંદર કદાચ છટકી જાય, પણ માસ્તરને હાથે પકડાયેલો છોકરો કદીયે છૂટી શકવાનો હતો? પણ રામકૃષ્ણે એવું તો જોર કર્યું કે જાકીટનું પૂંછડું તૂટી ગયું અને એ છટકી ગયો.

બીજે દિવસે સવારે નિશાળે જતાં પીપળા નીચે અમે બધા ભેગા થયા અને વિચાર ચાલ્યો. રાત વીત્યે ગુના માફ એ તો ઘરનો કાયદો. નિશાળમાં એ ન ચાલે. આજે રામકૃષ્ણની કમબખ્તી છે. એક જણ કહે અંધારામાં માસ્તર રામકૃષ્ણને ઓળખી શક્યા નહીં હોય. બીજો કહે, પણ આ યુનિફૉર્મની મોકાણ છે ને? એક પૂંછડીવાળું જાકીટ જોઈને માસ્તર જરૂર રામકૃષ્ણને પકડી પાડવાના. જાધવ ઉંમરે જરા મોટો. એણે કહ્યું, 'રામકૃષ્ણ તું ચિંતા ન કરીશ. તારું જાકીટ હું પહેરીશ. માર પડશે તો મને પડશે.' પણ એ શી રીતે બની શકે? રામકૃષ્ણ બહુ જ નાનો. જાકીટની ફેરબદલી તરત જ વરતાઈ જાય.

બહાદુર. એકલો જશ ખાટી લેવા માગે છે કાં? ચાલો દોસ્તો, આપણે દુઃખ સરખું વહેંચી લઈએ. બધાના જાકીટની એક એક પૂંછડી તોડી નાખીએ. પણ જોજો હો, જમણી જ પૂંછડી તોડવાની છે; એ ભૂલ ન થાય.' બધાને વાત ગમી ગઈ. પળવારમાં પૂંછડીઓ તૂટી ગઈ.

અમે સૌ નિશાળે પહોંચ્યા. પેલી પૂંછડીઓને તો પીપળાના ચોતરા હેઠળ દાટી હતી. માસ્તરે એક વિજયી ખોંખારો કર્યો અને ગજવામાંથી રામકૃષ્ણની પૂંછડી કઢાડી કહ્યું, 'હવે બોલો જોઈએ, રાતનો ચોર કોણ હતો?' ઉંદરો કંઈ બિલાડીને જવાબ આપતા હશે? માસ્તર પોતાના સ્થાન પરથી ઊઠયા અને અમને બધાને કહ્યુ, 'સ્ટૅન્ડ અપ!' માસ્તરને અંગ્રેજી આવડતું ન હતું, પણ હુકમો તો અંગ્રેજીમાં જ અપાય ને? અમે ઊભા થયા. પછી કહે, 'પીઠ ફેરવો.' એકાએક છોકરાઓએ 'ખુત્' કરીને હસી દીધું. માસ્તરની નજર બધાની કેડે ફરી વળી. માસ્તર ક્રોધી ખરા; પણ આજની અમારી યુક્તિથી માત થયા અને તેઓ પણ હસી પડયા. ચતુર ભાષણ કરનાર બિરબલ અને ગુના માફ કરનાર બાદશાહનો જમાનો હજી વીતી ગયો ન હતો, એટલે માસ્તરે કહ્યું, 'ચાલો તમારો ગુનો માફ છે; પણ હવે કહો જોઈએ, રાતનો ચોર કોણ હતો? અને આ યુક્તિ કોને સૂઝી?' જાધવે કહી દીધું, 'માસ્તર, તમારા હાથમાં છે તે પૂંછડી રામકૃષ્ણની.' અને લબાડ તરીકે મારું નામ જાહેર થયું.

આજે વિદ્યાર્થીઓને રમવા માટે સમજાવવા પડે છે અને ફરજ પણ પાડવી પડે છે.*

૧૯૩૪

## ૨૨. ખરું કલ્યાણ

એક હતો બ્રાહ્મણ. તેને પૈસાનો લોભ લાગ્યો. એણે વિચાર કર્યો : 'મને પૈસો મળે તો હું યજ્ઞ કરું.' બ્રાહ્મણ વળી પૈસો મેળવવા ક્યાં જાય? એણે તો દેવદેવીઓની પૂજા આદરી. બધા દેવ પૂજ્યા, દેવી પૂજી, પણ કંઈ દહાડો વળ્યો નહીં. એને થયું : 'આ બધા દેવો ફરતી માગણોની ઠઠ લાગી છે. પૂજા લઈ લઈને એ પણ રીઢા થઈ ગયા છે. માટે ચાલ, કોઈ તરત પ્રસન્ન થઈ જાય એવો દેવ શોધી કાઢું.' આમ વિચાર કરે છે એટલામાં એણે એક જળધર દેવદૂતને આકાશમાં ફરતો જોયો. એનું નામ કુંડધાર હતું. બ્રાહ્મણે કુંડધારની પૂજા કરી, ધૂપ, દીપ, ફળ, ફૂલ ભોગ ધરાવી એને પ્રસન્ન કીધા. ભક્તિથી ખુશ થઈ

* સાંભળેલી વાત પરથી આ લેખ ઉપજાવી કાઢયો છે. મારા જીવનમાં તો આ પ્રસંગ નથી એટલું સત્ય ખાતર ઉમેરવું જોઈએ. — કા૦ કા

કુંડધારે વિચાર્યું : 'આટલી ભક્તિનો હું બદલો ન વાળું તો કૃતઘ્ન (નગુણો) કહેવાઉં.' તે બોલ્યો : 'આ દુનિયામાં એકેએક પાપ ધોઈ શકાય છે, પણ કૃતઘ્નતાનું પ્રાયશ્ચિત્ત થઈ શકતું નથી.'

આમ ધારી એ બ્રાહ્મણનું કાંઈક ભલું કરવાનું એણે નક્કી કર્યું. એ પાધરો સ્વર્ગમાં ગયો. ત્યાં મણિભદ્ર નામે એક દેવ પુણ્યશાળી લોકોને રાજ્ય અને સુખ આપવાનું અને પાપીઓ પાસેથી તે છીનવી લેવાનું કામ કરતા હતા. કુંડધાર દેવને પગે લાગ્યા. મણિભદ્રે પૂછ્યું : 'કુંડધાર, તારે શું જોઈએ છે?' કુંડધારે કહ્યું : 'આ બ્રાહ્મણ મારો ભક્ત છે; એને હું સુખી કરવા માગું છું.'

મણિભદ્ર કહે : 'ઠીક, આ બ્રાહ્મણને જો ધન જોઈતું હોય, તો તું કહે તેટલું આપું.'

કુંડધારે વિચાર્યું : માણસ ઘડીકમાં મરી જાય છે. પૈસો અપાવીને તે આ બ્રાહ્મણને હું કેટલો સુખ કરીશ? માટે એનું મન તપમાં લાગે તો જ ઠીક. આમ વિચારીને તે બોલ્યો : 'હે મણિભદ્ર! આ બ્રાહ્મણને માટે હું ધન માગવાનો નથી. હીરા, મોતી કે ઝવેરાતથી ભરેલી આખી પૃથ્વી પણ મારા ભક્તને માટે હું નથી ઇચ્છતો. હું તો એવો વર માગું છું કે એ બ્રાહ્મણ ધર્મવાળો થાય, એનું મન ધર્મમાં જ લાગે, એવું તમે મને આપો!*

મણિભદ્રને લાગ્યું કે આ તો બહુ ભારે વરદાન કહેવાય. એટલું બધું તો ન આપી દેવાય. એમ વિચારીને એ કુંડધારને સમજાવવા લાગ્યા : 'ભાઈ, ધર્મ કરવાથી પણ સુખ અને રાજ્ય જ મળે છે. હું તારા ભક્ત માટે એ જ ફળ પહેલાંથી આપી દઉં, પછી શો વાંધો છે? ચાલ તારી ખાતર હું એને વળી બીજું પણ આપું. રાજ્ય અને સુખ ભોગવતાં જે મહેનત કે ચિંતા કરવી પડે, તે પણ એને નહીં કરવાં પડે. હવે રાજી થયો?'

આ વર સાંભળી કુંડધાર વધારે અકળાયા. મહેનત વગર વૈભવ ભોગવે તેનો અધ:પાત તરત થવાનો, એટલે એ બોલી ઊઠ્યો : 'ના, ના, મારા ભક્તને મારે ધન નથી આપવું; અને આવું રાજ્ય પણ નથી આપવું. કૃપા કરી એને ધાર્મિક જ બનાવો.'

કુંડધારની આ વાણીથી આસપાસ ઊભેલા દેવો પ્રસન્ન થયા. મણિભદ્રે રાજી થઈ વરદાન આપ્યું : 'ભલે; આ બ્રાહ્મણ ધર્માત્મા થાઓ.'

*

---

* पृथिवीं रत्नपूर्णां वा महद्वा रत्नसंचयम् ।
भक्ताय नाहमिच्छामि भवेदेष तु धार्मिकः ॥
धर्मेऽस्य रमतां बुद्धिर्धर्मं चैवोपजीवतु ।
धर्मप्रधानो भवतु ममैषोऽनुग्रहो मतः ॥

હવે અહીં પૃથ્વી ઉપર તો એ બ્રાહ્મણ આટલી મહેનત કર્યા છતાં ચીંથરેહાલ જ રહ્યો; તેથી એને બહુ શોક થયો. એ પોતાના મનમાં કહેવા લાગ્યો : 'આ જલધર કહેતો હતો કે કૃતઘ્નતાના જેવું પાપ નથી; છતાં એણે મારું કર્યું કારવ્યું કાંઈયે જોયું નહીં! ત્યારે હવે કોણ મારું પુણ્ય જાણશે? બળ્યું ત્યારે હવે એ ધન! હવે તો વનમાં જઈને બસ તપ કરવું છે.'

આમ નિરાશ થવાથી અને દેવોની કૃપાથી એ બ્રાહ્મણ ધર્મપરાયણ બન્યો. ત્યાં તે દેવ અને અતિથિની પૂજા કરી રહ્યા પછી જે કાંઈ કંદમૂળ વગેરે બચે તે ખાઈને રહેતો. આગળ જતાં ફળમૂળ છોડીને માત્ર પાંદડાં જ ખાવા લાગ્યો. પછી તો વળી તે પણ મૂકી દીધું, અને એકલા પાણીભેર રહેવા માંડયું; અંતે કેવળ વાયુભક્ષણ ઉપર એ આવ્યો. આમ ઘણાં વર્ષો વીત્યાં, છતાં એના પ્રાણને કશું થયું નહીં. ધર્મ ઉપર શ્રદ્ધા રાખી, આવું કઠણ તપ કરતાં કરતાં કેટલાંક વર્ષ ગયાં પછી એને દિવ્યદૃષ્ટિ મળી. એટલે એને ઈશ્વરના જેવું જ્ઞાન થયું. એ ધારે તે જોઈ શકે. ગમે તેટલે દૂરની વાત સાંભળી શકે. ગમે તે વખતની વાત જાણી શકે.

આવા જ્ઞાનથી એણે જાણી લીધું કે હું કોઈને ધન આપવા ઇચ્છું કે રાજ્ય આપવા ઇચ્છું, તો મારી વાણીથી જરૂર એને ધન કે રાજ્ય મળે. મારું વચન હવે અફળ થવાનું નહીં.

*

પેલા કુંડધારને એ બ્રાહ્મણનું તપ જોઈને એના ઉપર વધારે હેત થવા લાગ્યું. તેથી એની પાસે ગયા ને બોલ્યા : 'તને હવે દિવ્યદૃષ્ટિ તો મળી જ છે. ત્યારે તું બધા લોક જોઈને રાજાઓના શા હાલ થાય છે તે નિહાળ.' બ્રાહ્મણ દૂરથી જુએ છે, તો અરેરે! હજારો રાજાઓ નરકના કુંડમાં ખદબદી રહ્યા છે!

કુંડધારે વળી બ્રાહ્મણને કહ્યું : 'તેં મારી ભક્તિ કરી તેના બદલામાં તને મેં આવા દુ:ખમાં નાખ્યો હોત તો તેમાં તારું શું ભલું કર્યું કહેવાત! જુઓ આ લોકોની દશા! એમને માટે સ્વર્ગનાં બારણાં બંધ છે. આ બધું જોયા પછી માણસે ધન, રાજ્ય અને સુખની ઇચ્છા રાખવી તે ઘટે?'

બ્રાહ્મણે કુંડધારને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ગળગળે સાદે તે બોલ્યો : 'અહાહા! કેટલો આ ઉપકાર! કામ અને લોભથી આંધળા થઈને, હું તમારો પ્રેમ ન ઓળખી શક્યો અને હું નગુણો બન્યો. હે દેવ! મારો અપરાધ ક્ષમા કરો.'

પોતાના તપના બળથી એ બ્રાહ્મણ ચૌદ લોકમાં ફરવા શક્તિમાન થયો.

*

બાણશય્યા પર સૂતેલા ભીષ્મપિતામહે આ કથા યુધિષ્ઠિરને સંભળાવી હતી, અને છેવટમાં બોલ્યા હતા :

'દેવ, બ્રાહ્મણ, સંત અને યક્ષ બધાં ધાર્મિકની જ પૂજા કરે છે. તવંગર કે ભોગીને કોઈ પૂજતું નથી. દેવો તારા પર બહુ પ્રસન્ન છે, તેનું કારણ એ જ છે કે તું ધર્મપરાયણ છે. ધનમાં તો બિન્દુમાત્ર સુખ છે; સુખનો સિન્ધુ તો ધર્મમાં છે.'*

૧૯૩૫

## ૨૩. સનાતન કાળના સાક્ષી

પ્રલયકાળ થાય છે, ત્યારે પૃથ્વી, ચંદ્ર અને તારાઓ બધાં જ નાશ પામે છે. ત્યારે સવાલ એ ઊઠ્યો, કે આવા અનેક પ્રલયકાળની વાતો કરનાર કવિઓ એ બધું જોવા ક્યાં હાજર હતા? પુરાણોમાં લખ્યું છે કે પ્રલયકાળથી પણ પર એવો એક બેટ ક્યાંક છે. એ બેટમાં એક પુરાણપુરુષ જેવો ઋષિ રહે છે. એ આ પ્રલયકાળની પરંપરાનો સાક્ષી છે.

નારદને મન થયું કે ચાલો આપણે એ ઋષિનાં દર્શન કરીએ. સ્વર્ગ, પૃથ્વી અને પાતાળની ભૂગોળવિદ્યા એના કરકમળમાં અથવા ચરણકમળમાં હમેશાં હાજર. એને એ સનાતન બેટમાં જતાં કેટલી વાર! ત્યાં જઈને નારદ જુએ છે તો એક પથરા ઉપર એક યુવાન જેવા દેખાતા ઋષિ બેઠા છે. અને ઘાસનો એક પૂળો ફુલાવીને માથા ઉપર મુકુટ કે છાપરાની પેઠે મૂકી દીધો છે.

નારદે પૂછ્યું: "ભગવન્! માથા ઉપર આ ઘાસ શા માટે મૂક્યું છે?"

ઋષિ કહે: "તડકો પડે છે, વરસાદ પડે છે, કંઈક રક્ષણ હોય તો સારું."

"તો સરસ મકાન બાંધીને કેમ નથી રહેતા?" નારદે પૂછ્યું.

"અરે! કેટલુંક જીવવું છે કે ઝૂંપડું કે મકાન બાંધવા બેસીએ? આટલાથી ચાલી રહેશે. સ્થાયી રહેવાનું હોત તો તો મકાન બાંધવાની તરખડમાં પડ્યા હોત."

આ પૌરાણિક વાર્તાનો બોધ શો? એ બોધ યુવાનો જાણે? કે ઘરડાઓ જાણે? કે કોઈ ન જાણે!

૧૯૩૬

* देवता ब्राह्मणाः सन्तो यक्षा मानुष-चारणाः ।
धार्मिकान्पूजयन्तीह न धनाढ्यान्न कामिनः ।
सुप्रसन्ना हि ते देवा यते धर्मे रता मतिः ।
धने सुखकला काचिद् धर्मे तु परमं सुखम् ।

## ૨૪. સતી કે કુલટા?

### [સિંધી લોકગીતોની પ્રેમકથા]

પ્રેમપાગલ અને કળારસિક શાહજહાન દિલ્હીમાં રાજ્ય કરતો હતો એ અરસામાં પંજાબમાં ચિનાબ નદીને કાંઠે ગુજરાત નામના ગામમાં તલ્લુ નામનો એક કુંભાર રહેતો હતો. આ કુંભાર સાધારણ મનુષ્ય નહોતો. એણે બનાવેલી બરણીઓ, માટલાં અને કૂજા એટલાં અપ્રતિમ હતાં કે દૂર દૂરના લોકો ખાસ માણસ મોકલીને એનો માલ મંગાવતા.

તલ્લુને એકની એક દીકરી હતી. રાજકન્યાને શોભે એવા લાડથી બાપે એને ઉછેરી હતી. સાતમે વર્ષે તો એ આખું કુરાન વાંચી જતી હતી. તે ઉંમર-લાયક થઈ અને એની લાવણ્યપ્રભા ચારે તરફ પ્રસરી. બાપે એનું નામ સુહણી રાખ્યું. સુહણી એટલે લોકસુંદરી.

શાહજહાનનો વખત એટલે ઉત્તર હિંદુસ્તાનના કળાકૌશલ્યની જાહોજલાલી-નો કાળ. દૂર દૂર દેશના ધનવાન અને સાહસી લોકો દિલ્હીનો વૈભવ નજરે જોઈને આંખોને કૃતાર્થ કરતા. બગદાદનો ખલીફ અને ચીનનો બાદશાહ બંનેને દિલ્હીના દરબારની ઈર્ષ્યા થતી. તો પછી બુખારાના મિરઝાઆલી બેગ મોગલ વ્યાપારીને એક વખત તો દિલ્હી જોવી એમ થાય એમાં આશ્ચર્ય શું! પણ મિરઝા ઘરડો થયો હતો અને સંતાનહીન હતો.

એક દિવસે એક પ્રખ્યાત ફકીર પાસે જઈને એણે પોતાના દુઃખનાં રોદણાં રોયાં. પેટે સંતાન ન હોય તો પછી આ સંપત્તિનું સુખ શું? ફકીરને આ વૃદ્ધની દયા આવી. એણે દુવા દેતાં કહ્યું કે, 'ભાઈ, ખુદા તારી ઉપર મહેર કરે! આ ઘડપણમાં પણ તને એક છોકરો થશે, પણ જો એ પ્રેમપાશમાં સપડાયો તો ભોગ મળ્યા છે.' પોતાને છોકરો થશે અને આ ઘડપણમાં પણ ઘરમાં દીવો થશે એના આનંદમાં મિરઝા ચકચૂર થઈ ગયો. ગુજરાત(પંજાબ)માં તલ્લુને જે દિવસે દીકરી આવી તે જ દિવસે મિરઝાને દીકરો આવ્યો. બાપે એનું નામ ઇજ્જત બેગ રાખ્યું. માબાપનાં લાડકોડમાં ઊછરેલો આ છોકરો શરીરે ખૂબ હૃષ્ટપુષ્ટ હતો. શિકાર ખેલવો, વાજિંત્રો વગાડવાં અને પ્રવાસ કરવો એ બધાંનો એને નાદ લાગ્યો. છોકરો સોળ વરસનો થયો એ અરસામાં ઘેર આવેલા કેટલાક વેપારીઓએ હિંદુસ્તાનમાં શાહજહાનના દરબારનાં મન લોભાવે એવાં વર્ણન કર્યાં. પછી તો પિતાના સંકલ્પે પુત્રના શરીરમાં પ્રવેશ કર્યો.

બાપે તેને કહ્યું, 'હું જીવું છું ત્યાં લગી મને છોડીને જઈશ નહીં. પછી તને ના કહેવાવાળું કોણ છે!' પણ છોકરાએ તો દિલ્હી જવાની રઢ લીધી. એના વિના ન મળે ખાતાં અન્નની મીઠાશ ને ન આવે રાતની નીંદર. છોકરો લેવાતો જાય છે એ જોઈને બાપે ઘણી નાખુશીથી ઈજ્જતને હિંદુસ્તાન જવાની રજા આપી. સંખ્યાબંધ નોકરચાકર અને અઢળક ધન આપીને બાપે દીકરાને રવાના કર્યો. તે વખતે સર્વત્ર રાજ્યનો બંદોબસ્ત સારો હતો, ચોર-લૂંટારુની બીક ન હતી. તેથી આપણો યુવાન વણિક રસ્તામાં ક્યાંયે સંકટ વેઠયા વિના દિલ્હી પહોંચી ગયો. પણ હવે દરબારમાં દાખલ કેમ થવું! પંડિતો અને કવિઓ તો પોતાની પંડિતાઈનું પ્રદર્શન કરીને દરબારમાં દાખલ થઈ જાય, શૂરવીરો પોતાની બહાદુરી બતાવીને દરબારના દરવાજા ઉઘડાવે, કસબી લોકો હુન્નર ને કરામતને જોરે દરબારનાં આમંત્રણ મેળવે. પણ વણિકપુત્રને આમાંથી એકે રસ્તો સાધ્ય ન હતો. તેને તો દરબારના વગવાળા મોટા લોકોને મૂલ્યવાન નજરાણાંઓ આપીને દાખલ થવું પડ્યું. એ રીતે એણે અંતે રાજદર્શન પણ કર્યું. ત્યાં સારી પ્રતિષ્ઠા મેળવીને, દિલ્હીના વૈભવોનું આકંઠ પાન કરીને ઈજ્જત બેગ પાછો બુખારા જવા નીકળ્યો.

પાછા ફરતાં એનું નસીબ એને તલ્લુના ગુજરાત ગામ આગળ લાવ્યું. તલ્લુની કારીગરીની કીર્તિ એણે સાંભળી હતી એટલે પિતા માટે સારા સારા કૂજાઓ વેચાતા લેવાનો છોકરાએ વિચાર કર્યો. જેને હાથે એ ઊછર્યો હતો એ વિશ્વાસુ નોકરને એણે તલ્લુની દુકાને મોકલ્યો. નોકરે કૂજાઓ પસંદ કરવાની શરૂઆત કરી તેટલામાં તો તલ્લુની લાડકી દીકરી સુહણી ત્યાં આવી. તેનું સૌંદર્ય અને યુવાનીથી ઝળકતી કાંતિ જોતાં જ સ્વામીભક્ત વૃદ્ધ નોકરને એમ થયું કે મારા ઈજ્જતને શોભે એવી આ કન્યા છે. એક પણ કૂજો ન લેતાં એ ઈજ્જત પાસે પાછો પહોંચ્યો. યુવકે ઉત્કંઠાથી પૂછ્યું, 'શું! આ તલ્લુની કીર્તિ અમસ્તી જ છે ત્યારે! તારી નજરમાં આવે એવો એક પણ કૂજો એને ત્યાં ન નીકળ્યો!'

'અરે સાહેબ શું પૂછો છો! ઠામ જોવાને મારે આંખો હોય તો જોઉં ને? એ તલ્લુને એક રૂપવતી કન્યા છે. કન્યા કેવી, સ્વર્ગની પરી જ જોઈ લો! આવી અપ્સરાને લાયક વર હોય તો તું જ છે.'

ઈજ્જતનું મન ચગ્યું. તે જાતે તલ્લુની દુકાને એ રૂપવતીને જોવા ગયો. બંનેની દૃષ્ટિ મળી અને મદને શુભમુહૂર્ત ઓળખીને બંને વચ્ચે પ્રેમગ્રંથિ બાંધી દીધી. સુહણી કાઢી કાઢીને નવા કૂજા બતાવતી જાય અને ઈજ્જત તો 'આ છે તો ઠીક પણ બીજા બતાવ' એમ કહેતો એની સામે જ જોયા કરે. છેવટે સુહણી કંટાળી. અથવા શરમાઈ હશે. અને બોલી, "મારા બાપાના બનાવેલા કૂજા પસંદ નથી આવતા! લેવા હોય તો લો નહીં તો રહેવા દો. મારે બીજાં ઘણાં કામ છે."

બસ થયું. ઈજ્જતની વૃત્તિ બદલાઈ. જેટલા દેખાય એટલા બધા કૂજા

ખરીદવાનો એણે સપાટો ચલાવ્યો, અને કૂજા જ કૂજા ખરીદીને ઘેર આવ્યો. વૃદ્ધ નોકર બોલ્યો, 'આ આટલા બધા કૂજાનું શું કરવું છે? આ બધાને બુખારા લઈ જતાં કેટલી હેરાનગત થશે એનો કાંઈ ખ્યાલ છે?'

'ત્યારે શું કરવું એ તું જ કહેને!'

'આપણે આમ કરીએ. અહીંયાં જ એક નાની દુકાન ખોલીએ અને જે કૂજાઓ ન જોઈતા હોય તે વેચી કાઢીએ. ચારઆઠ દિવસમાં તો બધા વેચાઈ જશે.' ગુજરાતમાં ચાર દિવસ વધારે રહેવાની તક તો ઇજ્જતને ગમી પણ 'બકરી કાઢતાં ઊંટ પેઠું' એના જેવું થયું. ઇજ્જત રોજ સુહણી પાસેથી તે માગે તેટલી કિંમત આપીને જેટલા નવા કૂજા હોય તેટલા ખરીદી લેતો અને આખો દિવસ દુકાને બેસીને જે કિંમત આવે તે લઈને બધા વેચી નાખતો. કેમે કરી એ આ ગામ છોડવાનું નામ જ લે નહીં. છેવટે વૃદ્ધ નોકરના મનમાં થયું કે છોકરાની આ અવસ્થાની ખબર પિતાને કાને તો પહોંચાડવી જ જોઈએ. એટલે એણે ઘેર જવાની પરવાનગી માગી. ઇજ્જતને પણ થયું કે આખો દિવસ 'ઘરે ચાલો, ઘરે ચાલો' એમ જીવ ખાય છે ત્યારે એને જવા દેવો. એટલે પોતાની પાછળ પડેલી આ બલા ટળશે. એણે એને ઘેર જવા દીધો.

હવે ઇજ્જતના ઘરની વ્યવસ્થા કાળજીપૂર્વક જોનારું કોઈ રહ્યું નહીં. બાકીના નોકરોએ વિચાર કર્યો કે, 'ભાઈ તો પ્રેમપાશમાં પડીને પાગલ દીવાના બની રહ્યા છે. જો આમ જ પડયા રહીશું તો આ જન્મે તો બુખારા ફરી જોવા પામવાના નથી.' એટલે બધાએ અંદર અંદર સંતલસ કરીને ઇજ્જતનું બધું ધન ચોરીને પોબારા કર્યા.

સવારે ઊઠીને ઇજ્જત બેગ જુએ છે તો બધું હરાઈ ગયું હતું. પણ પ્રેમમાં પડેલા માણસને તે કોઈ દિવસે ડહાપણ આવે ખરું! તલ્લુની દુકાને જઈને પહેલાંની જેમ જ માલ ઉધાર લાવીને વેચવાની એણે શરૂઆત કરી. આમ આજનું મોત કાલ ઉપર ધકેલાય છે તો પછી ઢીલ શા માટે કરવી! પણ તલ્લુયે રોજ રોજ કેટલું ઉધાર આપે! એની ધીરજ ખૂટી અને એણે શરમ છોડીને પૈસાની ઉઘરાણી કરી.

'મારા ઘરના મારા નોકરોએ ચોરી કરી છે. હવે મારી પાસે આપી શકું એવું કાંઈ જ નથી. હવે મારે શું કરવું તે તમે જ કહો?' ઇજ્જતે નિખાલસ જવાબ વાળ્યો.

'શું કરવું એટલે? મારા પૈસા એમ જવા દઉં? પૈસા જો આપી ન શકે તો મારા ઘરે રહીને નોકરી કર. પાઈએ પાઈ વસૂલ કર્યા વગર હું તને જવા દેવાનો નથી. તારા જેવા બેદરકાર માણસને તો આવી જ સજા બરોબર છે.'

ઇજ્જતે મનમાં વિચાર્યું, 'જો આ જ સજા હોય તો હવે પછી એની ઉપર વધારે શું કામ બોલાવવું!' પોતાની જાતને ધન્ય માનીને એણે તલ્લુના ઘરમાં

નોકરી શરૂ કરી. કુંભારોને જોઈતી માટી લાવીને તેનો ભૂકો કરીને સરસ ગદરો બનાવવાનું કામ ઈજ્જતને સોંપવામાં આવ્યું. ઈજ્જત શરીરે તો મૂળથી જ મજબૂત હતો પણ તલ્લુને પ્રસન્ન કરવા માટે એણે એટલો પરિશ્રમ લીધો કે છેવટે એ માંદો પડ્યો. રાતના ઉજાગરા પણ માંદગીનું એક કારણ હતું. તલ્લુને એની દયા આવી ને એનું કામ બદલીને નદીકિનારે ભેંસો ચરાવવાનું કામ એને સોંપ્યું. જ્યારથી ઈજ્જતે ભરવાડનું કામ શરૂ કર્યું ત્યારથી એને બધા 'મેહાર' કહેવા લાગ્યા (મોહર–મેહવાલા=ભેંસવાળો=ભરવાડ). એક દિવસે મેહાર ભેંસો ચારતો હતો ત્યારે સુહણી ત્યાં આવી અને એણે થોડુંક દૂધ માગ્યું. દૂધ કાઢતાં કાઢતાં એણે પોતાની કુળકથા સુહણીને સંભળાવી. સુહણીએ જોયું કે જેના ઉપર તેનું મન બેઠું છે એ કાંઈ મામૂલી માણસ ન હતો પણ એક ઊંચ કુળનો, ઊંચા ખાનદાનનો તરુણ હતો. તે દિવસે બંનેને એકબીજાનો પ્રેમ વ્યક્ત કરવાની તક મળી. અને તે દિવસથી બીડમાં જઈને તાજું દૂધ લાવવનું સુહણીને વધારે ગમવા લાગ્યું.

ચિત્રગુપ્તની આંખોને ઝાપટ લાગે પણ ગામની બોલકી જીભોની નજરમાંથી આવી વાતો છાની ન રહે. જ્યાંત્યાં ગુસપુસ થવા લાગી કે તલ્લુની દીકરી કોઈ ભરવાડ સાથે હળી છે. વાત તલ્લુને કાને પહોંચી એટલે ગુસ્સે થઈને એણે મેહારને ગામની બહાર હાંકી કાઢ્યો. સુહણીએ રડારોળ કરી મૂકી અને ભારે આજીજી કરીને બાપને કહ્યું, 'હું મેહારને મનથી વરી છું. અને એમની થઈ ચૂકી છું.' છતાં બાપના મનમાં દયા ઊપજી નહીં. દીકરી લાડકી થઈ એમાં શું થયું? કુળની આબરૂ ઉપર એમ પાણી કેમ ફેરવી દેવાય? બાપે જબરદસ્તી કરીને સુહણીને બીજે પરણાવી દીધી.

સુહણી આગળ મોટું ધર્મસંકટ આવી પડ્યું. એણે તો તનમનની નિષ્ઠા મેહારને અર્પી હતી. અને લગ્નથી તો તે બીજાની થઈ ચૂકી! હવે શું કરવું? પ્રેમધર્મ સાચો કે સમાજધર્મ? સુહણીને સાસરે મોકલવામાં આવી. એની છાતી ધડકવા લાગી. આ સંકટમાંથી મુક્ત કરવાને એણે રહીમ ઈશ્વરને પ્રાર્થના કરી. કોઈ કહે છે કે ઈશ્વરે દયા કરી ને એવી માયા કરી કે એનો ધણી જેવો અંતઃપુરમાં પગ મૂકતો કે એને કુંભકર્ણની ઊંઘ આવતી. આથી સુહણીને કોઈ પણ જાતની આંચ પહોંચી નહીં. પણ આવી અસંભવિત વાતો ઉપર આજે વિશ્વાસ મૂકવાની જરૂર નથી.

બીજે એક ઠેકાણે આવી પણ વાત લખેલી છે કે પહેલી રાત્રે લગનથી મળેલો ધણી એની પાસે આવતાં જ સુહણીએ એને દૂર રહેવાનું કહેતાં એના પગે પડીને વિનવણી કરી કહ્યું કે 'કાજીએ આપણા નિકા પઢીને લગન કર્યાં છે છતાં હું તો પરણી જ છું. મારું સર્વસ્વ મેહારનું છે. તારો સ્પર્શ મને અંગારની

જેમ બાળી નાખશે. અને મારાથી તને સુખ મળશે નહીં.' પેલો માણસ સમજી ગયો અને એણે ઉદારતાથી તેને અભયદાન આપીને ઘરમાં જ રહેવા દીધી.

આ બાજુ મેહારે ફકીરનો વેશ પહેરીને ગામમાં ભટકવાની શરૂઆત કરી. સુહણીની સખીઓ અનેક યુક્તિપ્રયુક્તિઓ રચીને ક્યાંક ને ક્યાંક એમનો મેળાપ કરી દેતી. પણ આવા ચોર મેળાપો કાંઈ બહુ દિવસ છૂપા રહેતા નથી. બંનેના આવવા-જવા ઉપર પહેરો મૂકવામાં આવ્યો. છેવટે બંનેએ મસલત કરી કે મેહારે ગુજરાત ગામ છોડીને ચિનાબ નદીના પેલે પાર જઈને રહેવું.

ધણીએ સુહણીનું નામ લેવું છોડી દીધું છે, એટલું જાણ્યા પછી એની નણંદો અને ભાભીઓ કાંઈ સખણી બેસી રહે ખરી? આખો દિવસ કામ; ને પેટભર ખાવાનું પણ નહીં અને ઉપરથી વીંછીના ડંખના જેવાં મહેણાં માર્યા કરતી.

પેલી પાર મેહાર તો સુહણીના ઘરનું છાપરું જોઈને જ સંતોષ માનતો. પછી તો બંને વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો. સુહણીએ પોતાની બધી વાત લખી જણાવી. હવે મેહારથી કેમ રહેવાય? તે રોજ મધરાતે નદી તરીને પાર ઊતરતો અને સાથે એક મોટી માછલી શેકીને લાવી સુહણીને ખાવા આપતો અને સવાર સુધી ગપ્પાં મારતો બેસતો. પો ફાટતાં જ મેહાર ફરી નદી ઓળંગીને પોતાની સંતાવાની જગ્યાએ પહોંચી જતો. નદીમાં ગમે તેટલું તોફાન હોય તોય મેહાર માછલી લઈને આવવાનું ચૂકતો નહીં.

એક દિવસે બહુ પ્રયત્ન કર્યા છતાં ક્યાંય માછલી મળી નહીં. સુહણીની દશાની એને ખબર હતી જ. માછલી વગર સુહણીને મળવા કેમ જવાય! અને જો ન જાઉં તો સુહણી શું ધારશે! પ્રેમીજનો શું ધારશે ને શું નહીં, એનો નિયમ હોતો નથી. મેહારે પોતાની જાંઘમાંથી માંસ કાપ્યું ને બરોબર શેકીને જેમ તેમ કરીને નદી તરીને તે સુહણી પાસે આવ્યો. 'માછલી છે' કહીને પોતાનું માંસ એણે સુહણીને આપ્યું ત્યાં જ એને તમ્મર આવ્યા ને તે નીચે પડયો. સુહણીએ એ જખમ જોયો. પગ ઉપરથી હજી રક્ત ચાલ્યું જતું હતું. સુહણીએ તરત જ પોતાની સાડી ફાડી ઘા બાંધ્યો ને ઘાનું કારણ પૂછ્યું. હા ના કરતાં મેહારે આખરે ખરી હકીકત કહી. પ્રેમની આવી લાગણી જોઈ સુહણીના મનમાં શું શું થયું હશે એ તો આપણે કલ્પી જ લઈએ. પછી એ બોલી, "આવતી કાલથી હું જ નદી તરીને તમારી પાસે આવીશ. હવે પછીથી તમારે અહીં આવવાની જરૂર નથી." મેહાર મહામહેનતે નદી ઓળંગીને પોતાની ઝૂંપડીએ પહોંચ્યો.

બીજે દિવસે સુહણી પોતાના બાપને ઘેર ગઈ અને ત્યાંથી એણે એક સરસ ખણખણતો પાકો બેઠા ઘાટનો ઘડો લાવીને નદીકાંઠે સંતાડી મૂક્યો. મધરાત થતાં જ એ ઘડાને પાણીમાં ઊંધો નાખ્યો અને તેના આધારે તરતી તરતી પેલે પાર પહોંચી. રાત અંધારી હતી અને નદીમાં પૂર આવ્યું હતું, પણ પ્રેમનું

બળ તે કાંઈ જેવુંતેવું હોય? સુહણી પેલી પાર તરીને પહોંચી ત્યાં મેહાર આવકાર દેવા ઊભો જ હતો. પો ફાટતાં પહેલાં જ સુહણી પાછી નદી ઓળંગી કોઈ ઊઠે તે પહેલાં છાનીમાની ઘરમાં પેસી ગઈ.

આવો ક્રમ તો કેટલાય દિવસ ચાલ્યો. રોજ રાત્રે ઘડા ઉપર તરીને પેલે પાર જવું ને સવાર પડતાં પહેલાં પાછું આવવું. પણ પ્રેમનો માર્ગ કદી સરળ ચાલ્યો છે! એક રાત્રે સુહણીની નણંદને ઊંઘ ન આવતી હતી તેથી જાગતી પડી હતી. તેણે સુહણીને ઊઠીને જતાં જોઈ. તે બિલાડીના પગે તેની પાછળ ગઈ અને બધું જોઈ આવી. પોતાની ભોજાઈ પોતાના ભાઈનું મોઢું કાળું કરે છે એ જોઈને સ્વાભાવિક રીતે એને ગુસ્સો થાય જ. હવે જો આ બાબતનો ભવાડો કરે તો પોતાના ભાઈની જ આબરૂ જશે એવો વિચાર કરીને એણે એક ઉપાય શોધી કાઢ્યો. તરવાને માટે સુહણી ઘડો ક્યાં સંતાડી રાખતી હતી તે તેણે જોયું. બીજે દિવસે તેણે સુહણીને ખૂબ કામ આપ્યું અને જાતે જઈને પેલા પાકા ઘડાને બદલે કાચી માટીનો એવો જ ઘડો મૂકી દઈ તરત પાછી આવી ગઈ. રાત પડી અને રોજની ટેવ પ્રમાણે સુહણી ઠરાવેલી જગ્યાએ રોજનો ઘડો પડ્યો છે એમ સમજીને તે કાચો ઘડો લઈને નદીકાંઠે ગઈ.

તે રાત્રે વરસાદ મુશળધાર પડતો હતો ને નદીનો પ્રવાહ તો ઘુઘવાટ કરતો હતો. રોજ ઓળંગીને જનારી આ પ્રેમિકાને 'આજ તો ન જ જવાય' એવી સૂચના આ જીવનપ્રવાહે કરી, પણ તેના મનમાં વિચાર આવ્યો 'મારો આ વિશ્વાસપાત્ર ઘડો બરોબર છે તો પછી મારે બીક કેવી?' ઘડાને પાણીમાં નાખ્યો અને સુહણી પાણીમાં પડી ને ધબધબ કરતી હાથ ચલાવતી નદીને સામે તીર ચાલી. પણ કાચો ઘડો ક્યાં સુધી ટકે! છાતી નીચેના ઘડાનો ભાગ ઓગળતો જોઈને સુહણી ગભરાઈ. આજ તો મેહારને નિરાશા થશે એ વિચારે એની આંખો આગળ અંધારાં આવ્યાં. પ્રવાહનાં મોજાંઓ સાથે લડવાની એણે ઘણી મહેનત કરી પણ તે ક્યાં સુધી ચાલે? મેહાઽઽઽર! એણે એક મોટી ચીસ પાડી અને એ ક્ષુબ્ધ જળમાં પોતાના પ્રાણ વહેતા કર્યા.

આ તરફ નદીના કિનારા ઉપર મેહાર પોતાની આંખોમાં ને કાનોમાં પોતાનો આખો આત્મા લાવીને સુહણીની રાહ જોતો ઊભો હતો. એને પણ એમ થતું હતું કે આજ તો સુહણીએ આવવું જોઈએ નહીં. છતાં તે આવ્યા વગર રહેવાની નથી એની એને પૂર્ણ ખાતરી હતી. આટલે દૂરથી અને પ્રચંડ ગર્જનાઓમાંથી તેને કાને સુહણીની કારમી બૂમ સંભળાઈ અને તેણે એકદમ પ્રવાહમાં કૂદકો માર્યો. તરતાં તરતાં સવાર પડી. તેને માટે કિનારા ઉપર આવવું અશક્ય ન હતું. પણ હવે કોના માટે આવવું! ઘરબાર, દેશવેશ સર્વસ્વ છોડીને તે સુહણીના સહવાસમાં રહ્યો હતો. તેનું જીવન સર્વસ્વ ચિનાબના ઉદરમાં ગારદ થયું હતું તો હવે જીવીને શું કરવું?

'સુહણી, સુહણી, સુહણી' એવી બૂમો મારતો એ પ્રવાહમાં આગળ જતો હતો. પણ હવે એનાથી રહેવાતું નહીં એટલે "ઊભી રહે, ઊભી રહે, આ હું આવ્યો" એમ કહેતાં કહેતાં તરવાનું છોડીને એણે પાણીમાં ડૂબકી મારી.

ત્રીજે દિવસે માછલીઓએ અડધાંપડધાં ખાઈ નાખેલાં બે પ્રેતો એકબીજાને બાથ ભીડેલી સ્થિતિમાં, માછીમારની જાળમાં મળી આવ્યાં.

બંને પ્રેમવીર આ લોક છોડી ગયાં પણ તેમનો દિવ્ય પ્રેમ માનવસમાજમાં અને સિંધની લોકકવિતામાં અમર થઈ ગયો છે.

[મરાઠી પરથી]

૧૯૩૭

# ૨૫. અંદરનો ભેદ

[એક પત્ર]

હું કાવ્યરસિક હોઉં તોયે મને પોતાને કાવ્યમર્મજ્ઞ કહેવડાવવાની હજી સુધી મેં હિંમત કરી નથી. મારી અભિરુચિ કંઈક બાળબોધ (અજ્ઞ બાળકને સમજાય એવી) છે. માર્મિક વિવેચકને બહુ થોડાં જ કાવ્યો પસંદ પડે છે. મારા એવા બેહાલ નથી થતા. એક મિત્રને સતાર ઉત્તમ વગાડતાં આવડતી હતી. તેથી ક્યાંક પણ કોઈ સતાર વગાડવા માંડે એટલે એના દોષ તેના ધ્યાનમાં આવી જતા અને તે તદ્દન અસ્વસ્થ થઈ જતો. મને ગાયનની બહુ ગતાગમ નહીં હોવાથી મને એ જ ગાયન મીઠું લાગે અને મને સુસ્વર આનંદનો પ્રસંગ મળી જાય. સામાન્ય તંતુવાદન સાંભળીને પણ મને તલ્લીન થતો જોઈ મારો મિત્ર મારા પર ચિડાતો. ત્યારથી મેં નક્કી કર્યું કે ગાયન કિંવા વાદન પોતાને ગમે તેટલું રુચે તોયે 'વાહ વાહ,' કિંવા 'ખાશી' એવું કંઈ પણ ઉચ્ચારવું નહીં; અથવા આલાપો પછી 'સમ' આવ્યો કે પોતાના માથાનો હથોડો હવા પર ઠોકવો નહીં; પરંતુ જે પ્રમાણે એકાદ ભેંસ વરસાદમાં ચૂપચાપ ઊભી રહીને સ્નાનસુખ માણે છે તે પ્રમાણે બિલકુલ મૂર્તિવત્ સ્થાવર થઈને સંગીતનું સુખ મેળવવું.

એક વાર એક ખ્રિસ્તી બૅરિસ્ટરને ઘેર મહેમાન તરીકે રહ્યો હતો. ભોજનોત્તર કવિતાનો વિષય નીકળ્યો. મેં મને એક અંગ્રેજી કવિતા ખૂબ ગમી હતી તે તેમની આગળ રજૂ કરી અને કહ્યું, 'કેટલી સુંદર કલ્પના છે!' હું તે સજ્જનનો મહેમાન હોવા છતાં પોતાની નાપસંદગી મને જણાવ્યા સિવાય તેમનાથી રહેવાયું નહીં. તેમણે કહ્યું, 'આ કવિતામાં શું બળ્યું છે? એકેય કાવ્યગુણ નથી!'

મેં મનમાં કહ્યું, પોતાને જે કવિતા ગમે તે વાંચવામાં કોઈની હરકત નથી. કંઈ નહીં તો તેના રચનારને તો તે ગમી હતી જ. આપણા વિચારનો એવો

એક તો મનુષ્ય જગતમાં છે જ. એટલે આપણે શરમાવાની જરૂર નથી. આપણે ગમો-અણગમો વ્યક્ત કરવા જઈએ ત્યારે જ બધું બગડે છે. ન્યાયમૂર્તિ દાવરે નહોતું કહ્યું કે, 'તમારા મનમાં રાજદ્રોહ ગમે તેટલો હોય એ કંઈ ગુનો નથી. રાજદ્રોહનો પ્રચાર કરો ત્યારે જ ગુનો થાય છે.' તે જ પ્રમાણે ગમે તેવી કવિતા ગમવામાં ધાસ્તી નથી. અભિપ્રાય વ્યક્ત કર્યો એટલે જ મર્મજ્ઞ અને ચિકિત્સક લોકોનો ગુનો થાય છે અને પછી તેમના તિરસ્કારની કે બહિષ્કારની શિક્ષા વહોરી લેવી પડે છે.

પરંતુ ક્યારેક ક્યારેક મિત્રોના આગ્રહને વશ થઈ આ નિશ્ચય તોડવો પડે છે અને અભિપ્રાય આપવો પડે છે. અને એક વાર અભિપ્રાય લખવા બેઠા એટલે પછી પોતાના સ્પષ્ટ અભિપ્રાય છુપાવીને સંભાળપૂર્વક સમતોલપણે લખવાનું ડહાપણ કોણ જાણે ક્યાં ચાલ્યું જાય છે! મન કહે છે, 'ચિકિત્સક લોક હસશે ને? ભલે હસે. તને જે વાત ગમી તેની છૂટથી સ્તુતિ કરવામાં જરાયે અચકાઈશ મા. લોકોથી શું ડરવું? લોક આપણું સારુંમાઠું કરી કરીને કેટલુંક કરવાના? શિષ્ટ લોકોમાંથી ન્યાત બહાર થવાય તો ભલે થવાય. કુળવાનોની મોટી ન્યાતના અનેકોમાંનો એક થઈને રહેવા કરતાં ન્યાતબહાર થઈને અદ્વિતીય રહેવામાં અનેરો આનંદ છે.'

કવિતા ઉપર અભિપ્રાય આપવો જ પડે તો હું ઊગતા તરુણ કવિઓને પસંદ કરું. આગળ જતાં એ કવિ નામના મેળવે તો તેની યોગ્યતા સૌના કરતાં પહેલી ઓળખી એમ કહીને પોતાની મોટાઈ માણી શકાય! અને જો તે સામાન્ય કોટિનો નીવડયો તો લોકો કહે કે અધ્યાપકનો ધર્મ વિચારીને આણે ઊગતા તરુણ કવિને પુષ્કળ ઉત્તેજન આપ્યું છે!!

મેં કેટલાંક કાવ્યોની પ્રસ્તાવના લખી છે. હવે જેમ સારો પ્રસ્તાવનાલેખક મળવો એ સારું નસીબ ગણાય તેમ જ પ્રસ્તાવના માગનાર સારો કવિ આપણે ભાગે આવવો એને માટે પણ ભારે સિકંદર નસીબ જોઈએ. સદ્‌ભાગ્યે એવું નસીબ મને મળ્યું છે. મેં જેમનો જેમનો પુરસ્કાર કર્યો છે તેઓ ઘણું કરીને બધા જ ખ્યાતનામ થયેલા છે. આને લીધે મારી પાસે પ્રસ્તાવનાની માગણીઓ હમેશ આવ્યા કરે છે. કેટલાક વૈદો ખરેખર જ હોશિયાર હોય છે અને કેટલાક પાસે મામૂલી વિદ્યા હોવા છતાં તેમના હાથમાં યશ હોય છે; આવી જ કંઈક આ વાત છે.

વિદ્યાર્થી અને મંત્રી તૈયાર કરવાનો ધંધો પણ મેં પુષ્કળ કર્યો છે. એમાં પણ મારો અનુભવ આવો જ થયો છે. મારા કેટલાક વિદ્યાર્થી સુંદર રીતે સફળ અને બાહોશ નીવડયા છે. તેમને તૈયાર કરવામાં મારો કંઈ વિશેષ હાથ નથી. તેમને સફળ અને બાહોશ થવું હતું એટલે તેઓ થયા. એનું શ્રેય હું જરાયે લેતો નથી. મારા વિદ્યાર્થીઓ પણ એવું શ્રેય મને આપવાને ઉત્સુક દેખાયા

નથી. આમ નિદાન આ બાબતમાં અમારું મતૈક્ય હોવાથી અમારું સરસ ચાલે છે. પણ લોકોનો સ્વભાવ પરંપરા શોધવાનો છે. દરેકની બાહોશીનું શ્રેય બીજા કોઈને આપ્યા સિવાય તેમને સંતોષ થતો નથી.

હું મારા વિદ્યાર્થીઓનું સ્વાતંત્ર્ય ખૂબ સંભાળું છું. દરેકનું સ્વાતંત્ર્ય સંભાળતો હોવાથી મારા વિચારો તદ્દન સ્પષ્ટ રીતે વ્યક્ત કરવામાં મને સંકોચ નથી થતો. વિદ્યાર્થીઓ પહેલાં પહેલાં મારા એ વેગમાં દબાઈ જાય છે પણ પછી તેમને જણાઈ આવે છે કે આનાથી બીવાનું કંઈ કારણ નથી. આ તો 'દેડકાંને મળેલો પહેલો રાજા' છે. આમ હોવાને લીધે તેઓ પણ બરાબર દેડકા પ્રમાણે જ મારી સાથે વર્તે છે. રાજાને માથે પણ અમે ચડી બેસી શકીએ છીએ એમ દુનિયાને બતાવવા માથે ચડે છે. પણ પછી જ્યારે તેઓને દેખાઈ આવે છે કે અહીં તો બધાને જ ચડી બેસવાની છૂટ છે ત્યારે આ રમતમાં તેમને મજા નથી પડતી અને તેઓ માથેથી નીચે ઊતરે છે અને પોતાની સંભાળ લે છે.

મારા વિદ્યાર્થી મારા જ મતના થાય છે એવું નથી. દરેકને તેના સ્વધર્મ પ્રમાણે જ શીંગડાં ફૂટે છે. મારા કારખાનાનાં શીંગડાં દરેક વાછરડાના માથા પર બેસાડી દેવાનો પ્રયત્ન મેં કદી કર્યો નથી.

૧૯૩૭

# ૨૬. સાહિત્યિક ફઈબાનો ધંધો

ખલિલ જિબ્રાનની અંતિમ કૃતિ વૉંડરર(Wanderer)નો અનુવાદ કરતો હતો. વૉંડરર માટે આપણો શબ્દ ક્યો એ વિચાર કરતાં ઘણા શબ્દો નજર સામે આવી ઊભા. દરેકને પૂછ્યું, 'તારી શક્તિ શી છે?' 'તારું ગોત્ર ક્યું?' 'તારી પ્રતિષ્ઠા વધી છે કે ઘટી છે?' આવી ખોજ સાથે ચોપડીમાં મૂળ ગ્રંથકારે વૉંડરરનું જે વિશિષ્ટ ચિત્ર રજૂ કર્યું છે તેને બંધબેસતો શબ્દ ક્યો એની પણ વિચારણા કરવી પડી. આ શબ્દો ભારે વરણાગી અને ચિકિત્સાક્ષમ હોય છે. એકનું કામ બીજો કરે જ નહીં. એટલે દર વખતે બધાની હાજરી લઈ ક્યા કામને માટે ક્યો શબ્દ લાયક છે એની ખોજ ફરીફરી કરવી પડે છે. એક વાર યોગ્ય શબ્દ જડયો એટલે એવું તો સરસ કામ કરી આપે છે કે રાજી રાજી થવાય.

જૂના એક સંસ્કૃત લેખકને આવો જ આનંદ થયો એટલે એણે લખી દીધું:

एक: शब्द: सम्यक् ज्ञात: सुष्टु प्रयुक्त: !
स्वर्गे लोके कामधुक् भवति ॥

વિલાયતમાં એક સજ્જન ગાંડા કવિએ આ 'શબ્દોના શિકાર' પાછળ જે આનંદદાયી હેરાનગત થાય છે તેનું વર્ણન આપ્યું છે:

There is a pleasure in poetic pains
Which only poets know. The shifts and turns,
The expedients and inventions multiform,
To which the mind resorts, in chase of terms,
Though apt, yet coy and difficult, to win,
To arrest the fleeting images that fill
The mirror of the mind, and hold them fast,
And force them sit, till he has pencill'd off
A faithful likeness of the forms he views:
Then to dispose his copies with such art,
That each may find its most propitious light,
And shine by situation, hardly less
Than by the labour and the skill it cost;
Are occupations of the poet's mind
So pleasing, and that steal away the thought
With such address from themes of sad import,
That, lost in his own musings, happy man!
He feels the anxieties of life, denied
Their wonted entertainment, all retire.
Such joys has he that sings. But ah! not such,
Or seldom such, the hearers of his song.
Fastidious, or else listless, or perhaps
Aware of nothing arduous in a task
They never undertook, they little note
His dangers or escapes, and haply find
Their least amusement where he found the most.

*William Cowper*

આ કવિતાનો ભાવ નીચેના શબ્દોમાં સમજાવી શકાય:

કવિતા બનાવતાં થતી હેરાનગતિમાં જે આનંદ થાય છે તે કવિઓ જ જાણે. પ્રથમ તો શબ્દોની ખોજ કરવી પડે છે. ખોજ શું, એને શિકાર જ ગણાય. બંધબેસતા શબ્દો પણ સહેજે પાસે આવે નહીં; લાજ કાઢે; નખરાં કરે અને ભાગી જાય. કેટલાક શબ્દોને સ્થાન આપવા માટે આખી કવિતા ફેરવવી પડે છે. નવા નવા શબ્દો ઘડવા પડે છે. એક ન વાપરેલી એવી શબ્દરચના પસંદ કરવી પડે છે. ત્યાર પછી મનમાં ઊઠતા તરંગો અને મનરૂપી આરીસામાં પ્રતિબિંબિત થતાં ક્ષણજીવી કલ્પનાચિત્રો પકડી પાડવાં અને જ્યાં સુધી એમની છબી પડાઈ

નથી ત્યાં સુધી એમને સ્થિર રાખવાં એ પણ કાંઈ નાનીસૂની વાત નથી. અને છતાં આટલું કર્યે પતે એમ નથી; કેમ કે એક એક કલ્પનાની નોખી નોખી છબી પાડયા પછી એ ચિત્રો કેમ ગોઠવવાં એ મોટો સવાલ આવીને ઊભો રહે છે. કઈ છબી કયાં શોભે છે, કઈ છબી બીજી કઈ છબીની પડખે ઉઠાવદાર દેખાય છે એ બધું જોવું પડે છે. ચિત્ર દોરવામાં જેટલી મહેનત પડે છે, તેના કરતાં એ ચિત્રો ગોઠવવામાં ઓછી મહેનત નથી પડતી; કેમ કે ચિત્રનું સૌંદર્ય એના કૌશલ્યમાં જેટલું હોય છે તેટલું જ એની ગોઠવણી ઉપર પણ આધાર રાખે છે. આ બધો પરિશ્રમ એટલો આનંદદાયક હોય છે કે આધિવ્યાધિમાં સપડાયેલા મનનું એ હરણ કરે છે અને પછી કવિ કાવ્યવ્યાપારમાં, કાવ્યચિંતનમાં, જિંદગીની ચિંતા ભૂલી જાય છે. કવિનો આનંદ કવિ જ જાણે.

એ આનંદનો ખ્યાલ વાચકને ભાગ્યે જ હોઈ શકે. કેટલાક વાચકો નાહકનું વરણાગીપણું બતાવે છે, જ્યારે કેટલાક સાવ બેદરકાર હોય છે. જે વ્યવસાય કર્યો જ નથી તેની ખૂબીઓ, તેની જહેમતો અને એમાંથી બચી જવાના આનંદ એ બિચારો શું જાણે! કોક કોક વાર કવિને જ્યાં વધારેમાં વધારે આનંદ સાંપડયો હોય ત્યાં એને તો કશો જ રસ પડતો નથી!

બંધબેસતા શબ્દો પણ ઝટ આગળ આવતા નથી. અનેક નખરાં કરે છે. અને કોક કોક વાર અર્થની દૃષ્ટિએ શબ્દો બંધબેસતા હોય તોય વાકયમાં માત્રાનું વજન સરખું ન જળવાતું હોવાથી નાનો કે મોટો બીજો શબ્દ શોધવો પડે છે. એ પણ નબળો કે આકરો હોય તો ન ચાલે.

ખલિલ જિબ્રાનની ચોપડી માટે અંતે શબ્દ પસંદ કર્યો 'અતિથિ'. કેમ કે એ ચોપડીનો રખડુ અંતે અતિથિ જ હતો.

પછી થયું કે આ અમુક શબ્દોની જે હાજરી લેવાઈ તેનો આનંદ પણ નોંધી રાખું.

તે જ અરસામાં મારા સાહિત્યવિષયક લેખોની ચોપડીનું નામ શું આપવું એની ચર્ચા ઊપડી. અનેક નામો સૂઝયાં. લડાઈમાં જેમ ચાર ગોળીઓ છોડીએ ત્યારે એક વાગે, તેમ, ન બંધ બેસે તેવાં અનેક નામો વગર કારણે આગળ આવી કહે છે, "મને લો, મને લો." એમની એ ઉતાવળને કારણે પણ કોક વાર એમની યોગ્યતા નજરમાં ઠરતી નથી. એટલે અનેક વાર કાઢી નાખેલા શબ્દોને પાછા બોલાવવા પડે છે. એટલું સારું છે કે પાછા કાઢેલા શબ્દો રિસાઈને દૂર નાસી નથી જતા. જેટલી વાર બોલાવો તેટલી વાર હાજર.

મારા વિદ્યાર્થીઓએ શોધી કાઢયું હતું કે મારાં લખાણમાં પ્રાણ શબ્દ બહુ આવે છે. એ જ રીતે એમ પણ દેખાયું છે કે જીવનની બધી બાજુનો એકસામટો વિચાર કરવાનો હું આગ્રહી છું. અને ઘણાખરા લેખો 'નવજીવન'માં

છપાયા છે. એટલે પણ ચોપડીના નામ સાથે 'જીવન' શબ્દ હોવો જ જોઈએ એવો મિત્રોનો આગ્રહ છે. 'જીવનચર્યા', 'લોકજીવન', 'જીવનવિકાસ', 'જીવનનો આનંદ' એટલાં નામો તો રૂઢ થયાં. હવે એમની હારમાં બેસે એવું નામ ગોતી કાઢ્યે જ છૂટકો.

મારા કેટલાક લેખોનો હિંદી અનુવાદ શ્રી હરિભાઉ ઉપાધ્યાયે કરાવ્યો. અને એનું નામ 'જીવનસાહિત્ય' રાખ્યું. એ નામ આમ વપરાયું ન હોત તો આ ચોપડીને 'જીવનસાહિત્ય' એ જ નામ અપાવ્યું હોત. પછી સૂઝ્યું 'જીવનવિવેચન'. સાહિત્ય મારફતે આપણે જીવનના અનેકાનેક સવાલોનું વિવેચન કરીએ જ છીએ, એટલે એ નામ બધી રીતે સમર્પક છે. પણ 'લિટરેચર ઈઝ્ એ ક્રિટિસિઝમ્ ઑફ લાઈફ' એ અંગ્રેજી વાક્ય ઉપરથી જ એ નામ ઉપજાવી કાઢ્યું છે એવો ભાસ થાય છે—જે મને ઇષ્ટ ન હતો, અને હું માનતો પણ નથી કે સાહિત્ય એ કેવળ જીવનનું વિવેચન જ છે. સૃજનાત્મક સાહિત્ય વિવેચનાત્મક પણ હોય છે અને પ્રેરણાદાયી પણ હોય છે, સ્મૃતિરૂપ પણ હોય છે અને કલ્પનારૂપ પણ હોય છે. સાહિત્ય કોક વાર સેવાર્થે લખાય છે, જ્યારે કોક વાર શબ્દસૃષ્ટિના વિલાસ તરીકે લખાય છે. પોતાની જાતને પ્રગટ કરવા માટે કેટલાક લખે છે, જ્યારે કેટલાક તો પોતાનો સાચો આશય છુપાવવા માટે સાહિત્યની ઢાલ અથવા પડદો આગળ કરે છે. પોતાના ગજવામાં ભેગા થયેલા ચોસઠ પૈસા કાઢી નાખીને તેના બદલામાં ચાંદીનો એક નગદ રૂપિયો સંઘરવાનું જેમ આપણે પસંદ કરીએ છીએ તેમ જીવનની ઉચ્ચાવચ અનુભૂતિ સંઘરી રાખવાના સાધન તરીકે સાહિત્ય વપરાય છે. બદામ પિસ્તાં કે અખરોટ જેવા મીંજમાં જેમ ઘણી પુષ્ટિ થોડામાં સમાયેલી હોય છે તેમ સાહિત્યમાં મનુષ્યનો વિચારરાશિ સુઘડ સુભાષિતોમાં મવડાવેલો હોય છે. એ બધાંને 'વિવેચન' કેમ કહેવાય?

'જીવનવિવેચન' એ નામ કાઢી નાખ્યા પછી 'જીવનચર્યા'નો વિચારસરખો કરાય એમ ન હતું. અને એ નામ બીજે વપરાયું પણ છે.

એક જણે સૂચવ્યું 'સાહિત્યિક જીવન'. પણ એનો દાવો હું કેમ કરી શકું? હું કંઈ કલાપી કે વિજયરાય નથી.

એટલામાં એક નવું જ નામ ઝળહળી ઊઠ્યું, 'જીવનદીપિકા'. મને એ બહુ ગમ્યું. જીવન જોવાને, તપાસવાને, એનું રહસ્ય પારખવાને અને એનો આગળનો પંથ નિહાળવાને દીપિકા—સાહિત્યદીપિકા બહુ કામની હોય છે. પણ 'જીવનદીપિકા' એટલા જ નામથી સાહિત્યનો બોધ થશે? અને 'દીપિકા' શબ્દ જૂના લોકોએ સંસ્કૃત ગ્રંથો ઉપર ટીકા લખતાં વાપર્યો છે એટલે એ શબ્દ છોડી દીધો. એની સાથે સાથે 'જીવનભાષ્ય' પણ ચાલ્યો ગયો. જોકે ભાષ્યકારો પોતાના ભાષ્યમાં ગ્રંથમાં રહેલી દૃષ્ટિ વિશદ કરે છે, સાથે સાથે રહસ્યોદ્‌ઘાટન પણ કરે

છે. પણ પોતાના ગ્રંથને જીવનનું ભાષ્ય કહેવાની હિંમત કરવા સુધી મારી ધૃષ્ટતા ન ચાલી. મન કંઈક નમ્ર બન્યું.

એટલે એક સૌમ્ય શબ્દ આગળ આવ્યો, 'જીવનમનન'. એ શબ્દનો ઉચ્ચાર કાનને મોળો લાગે છે એ એક દોષ દરગુજર કરીએ તો આ નામ સારું છે. આપણે મનન કરીએ છીએ માટે જ મનુષ્ય છીએ. જીવનનું મનન કરવાથી જ સાહિત્ય પ્રગટે છે. આ નામ પસંદ કરવા જતો હતો ત્યાં પેલો વેદાંતી ગ્રંથ 'વાસુદેવમનન' મનમાં આવ્યો અને વગર બોલ્યેચાલ્યે એ 'જીવનમનન'ને સાથે લઈ ગયો. પછી આવ્યો 'જીવન-સાધન' પણ એ મને પોતાને જ પસંદ ન પડયો. એના કરતાં 'જીવનસાધના' શબ્દ સારો છે. પણ સાહિત્ય એ કંઈ જીવનની એકમાત્ર અથવા સર્વોચ્ચ સાધના નથી.

ત્યારે 'જીવનનું પ્રતિબિંબ' ચાલશે? બિંબ-પ્રતિબિંબ-ન્યાય આકર્ષક છે ખરો, પણ સાહિત્ય જેમ જીવનનું પ્રતિબિંબ છે તેમ સ્વયંભૂબિંબ પણ છે. એને કેવળ જીવનનો અરીસો બનાવીએ તો એને અન્યાય થાય. એના કરતાં 'જીવનમાં અવગાહન' એ નામ અનેક દરજજે સારું ગણાય. અવગાહન ઉનાળાના તરાકુ આનંદ માટે પણ હોય છે અને મોતી કાઢવા માટે પણ હોય છે. આ નવકાર નામ મને તો સરસ લાગ્યું. પણ કોણ જાણે કેમ મિત્રોને તે ન રુચ્યું. એટલે મનમાં ડર પેઠો કે મિત્રોને પણ જે વાત ન ગમી તે અજાણ્યા વાચકોને ક્યાંથી જ ગમવાની હતી!

એટલામાં એક નવા નામે ડોકિયું કર્યું. 'જીવનમાં ડોકિયું' એ નામ અવગાહન પછી આવ્યું એટલા માટે જ મને પસંદ ન પડયું. દેશજીવનમાં મેં જો કશો જ ભાગ ન લીધો હોત અને માંદા કે નિવૃત્તની પેઠે હમેશ ઓરડીની બારીમાંથી ડોકિયું જ કર્યું હોત તો તો એ નામ અન્વર્થક થાત.

આવા માનસિક વાતાવરણમાં 'શબ્દજીવન' એ નામ કેમ સહન થાય? એટલે એ પણ ગયું. પણ એ પોતાની સુધારાવધારાની આવૃત્તિ સાથે પાછું આવ્યું — 'શબ્દસૃષ્ટિનું જીવન'. પણ એનો તો કંઈ અર્થ જ નથી. શબ્દસૃષ્ટિના જીવન સાથે મારે શું લાગેવળગે? એ શબ્દ ગયો એટલે 'જીવનની પ્રતિસૃષ્ટિ' એ ઉમેદવાર હાજર થયો. આ શબ્દ મારી માન્યતા સાથે મળે એવો હતો. સાહિત્ય એ જીવનમાંથી પ્રેરણા લઈ વિશ્વામિત્રની પેઠે પોતાની પ્રતિસૃષ્ટિ પેદા કરે છે, અને પાછા વળીને જીવનને પ્રેરણા પણ આપે છે. ધ્યેયવાદી સાહિત્યને આ લક્ષણ વધારે બંધ બેસે છે: મને 'ગગનવિહારી' અને 'ધ્યેયવાદી' કહેનારા સાથીઓએ આ નામ પસંદ કરવું જોઈતું હતું. પણ એટલામાં એક નવું જ નામ મોઢામાંથી નીકળી ગયું, અને તે બધાએ તરત વધાવી લીધું.

'જીવનભારતી' એ તે નામ હતું. વાણી કે સરસ્વતીને ભારતી પણ કહે છે. 'भवभूते संबंघात् भूधरभूरेव भारती भाति' એ લીટી પ્રખ્યાત છે.

વિશ્વભારતી એ તો એક વિશ્વવિખ્યાત સંસ્થાનું નામ છે. ભારતભારતી એ હિંદનું રાષ્ટ્રીય કાવ્ય છે. એટલે જીવનભારતી એ નામ ગોટાળો ન ઉપજાવે? એના કરતાં જીવનવાણી નામ શું ખોટું? એવો એક સવાલ ઊઠયો. બુદ્ધવાણી, સંતવાણી, લોકવાણી, એ નામો એની હારનાં છે જ. પણ જીવનવાણી એ નામ આખબારિયા (જર્નાલિસ્ટિક) અને કાંઈક જુનવાણી લાગ્યું. એટલે જીવનભારતી એ જ નામ અંતે ફાવ્યું. એ નામ સ્વીકાર્યા પછી એક નવું નામ સૂચવવામાં આવ્યું: જીવનની હાકલ. એ નામ છે તો સારું, પણ એમાં નખશિખાંત પ્રચારની ગંધ છે. એટલા માટે જ એ કોરે રહ્યું. જીવનદીપન એ નામ શું ખોટું છે એમ એક જણે પૂછયું. મેં કહ્યું એ નામ જોઈને શિયાળામાં ખાવાની આમળાંની દવા કોઈ મારી પાસે માગવા આવશે. જઠરાગ્નિનું ઉદ્દીપન થાય એવું પાચક ચૂર્ણ માગશે.

એના કરતાં જીવનની કસ્તૂરી કહું તો શું ખોટું? પોતાની પાસે જ કસ્તૂરી હોવા છતાં કસ્તૂરીમૃગ એને માટે દશે દિશાએ દોડે છે. કસ્તૂરી પોતાની સુવાસ ચોમેર ફેલાવતાં છતાં વજનમાં ઘટી જણાતી નથી. થાકેલ આથવા બેહોશ થયેલા માણસને કસ્તૂરી નવચૈતન્ય આપે છે. અને છતાં નમ્રતાથી કેવળ માટીનો જ રંગ ધારણ કરે છે. એ બધા ગુણો સાહિત્ય માટે અનુકૂળ છે.

બધા જ મિત્રો કહે 'સત્યવચન.'
પણ નામ એક વાર પડયું તે પડયું—

सकृद् अंशो निपतति, सकृत् कन्या प्रदीयते ।

૧૯૩૭

## ૨૭. સાહિત્ય અને પ્રગતિ

'પ્રગતિશીલ' એ નામ અનેક પ્રકારના લોકો ધારણ કરી શકે છે, કેમ કે દરેકની પ્રગતિ વિશેની કલ્પના જુદી હોય છે. પ્રતિક્રાન્તિકારી લોકો પણ પોતાને ક્રાન્તિકારી જ કહે છે. તેમ જ પ્રગતિ વિષે પણ છે. એટલે દરેકે પોતાપૂરતો પ્રગતિનો અર્થ કરી ચાલવું રહ્યું. અહીં હું જે મારી દૃષ્ટિ આપું છું તે જ ખરી યુગદૃષ્ટિ છે, અને તેની પાછળ યુગ-માનસ તથા અદ્યતન આદર્શ રહેલા છે એમ માનું છું.

પ્રથમ પ્રગતિનાં તત્ત્વો કયાં કયાં તે નક્કી કરી લઈએ. નીચેનાં તત્ત્વો નિ:સંશય પ્રગતિકારી છે. સ્વતંત્રતા, સમતા, બંધુતા, પરિશ્રમ, ત્યાગ, બલિદાન, પ્રેમ, સેવા, અજ્ઞાનવિનાશ, જ્ઞાનવૃદ્ધિ, જ્ઞાનપ્રચાર, વ્યસનવિનાશ, આત્મસંયમ, સંસ્કારી રસિકતા, દુ:ખહરણ, શક્તિસંગઠન—ટૂંકામાં કહીએ તો જીવન-શુદ્ધિ, જીવન-સિદ્ધિ અને જીવન-સમૃદ્ધિ એ પ્રગતિનાં લક્ષણો છે.

તેથી સાહિત્યમાં જીવન-પરાયણતા હોવી જોઈએ અને સાથે સાથે ઉપરનાં તત્ત્વોનું પ્રસન્ન પ્રતિબિંબ પડવું જોઈએ.

આ જનતાનો જમાનો છે તેથી સાહિત્ય જનતા માટે જ લખાય. તમામ જનતાને જે સાહિત્ય સૂક્ષ્મ વિચાર-ક્ષમ સંસ્કારી, સમર્થ અને કાર્યકુશળ બનાવે તે જ સાહિત્ય પ્રગતિશીલ કહેવાય. એવા સાહિત્યથી જીવનની સાદગી વધે પણ એમાં સૂતકીપણું ન આવે, પ્રસન્ન-ગંભીરતા વધે પણ સમાજનું મોં દિવેલિયું ન બને, સમાજમાં વીરતા વધે છતાં ક્રૂરતા ન વધે, વંશ, વર્ણ અને વર્ગમાં જાગૃતિ આવે પણ વિદ્વેષ ન ફેલાય — વંશ, વર્ણ અને વર્ગોમાં સમતા અને સહકાર વધીને અંતે એકતા પ્રસ્થાપિત થાય.

પ્રગતિશીલ સાહિત્યમાં સદાચાર, તત્ત્વનિષ્ઠા અને આદર્શ-શ્રદ્ધા હોય પણ ધર્માભિમાન અને તેથી ઉત્પન્ન થતી વૃત્તિની સંકીર્ણતા ન હોય. એવા સાહિત્યમાં આત્મવિશ્વાસ અવશ્ય હોય પણ આત્મપ્રચાર કે કલ્પના ન હોય.

પ્રગતિનું એક મુખ્ય લક્ષણ એ છે કે તે જૂનો અનુભવ અને જૂની મૂડી વલોવી એનું માખણ કાઢી લે છે. ફૂવડની પેઠે છાશ સાથે માખણ ખોઈ ન બેસે. સનાતનીઓ સોનું અને કચરો બધું સાચવવામાં માને છે; કેમ કે એમનો સ્વભાવ મડદાલ હોય છે. ઉતાવળિયા—છાંડભાગુ સુધારકો કચરા સાથે સોનું ફેંકી દેવામાં માને છે. સાચા પ્રગતિશીલો ધૂળધોયાનું કામ કરે છે. કચરો બાળીને સોનું ભેગું કરે છે અને તે સાથે લક્ષ્મીને ચાળે છે. તેઓ તપનું ફળ, પુરુષાર્થનું ફળ વેડફી નથી નાખતા પણ નવા તપ અને નવા પુરુષાર્થથી જૂનાને કસી એમાંથી જે ચૈતન્યયુક્ત અને ભવિષ્ય-પરાયણ હોય તેનો સંગ્રહ કરી આગળની તૈયારી કરે છે. જે એકાંગી છે તે પ્રગતિશીલ જેવું દેખાય પણ તે છીછરું અને અપંગ હોય છે. પ્રગતિશીલ સાહિત્યની દૃષ્ટિ વિશ્વતોમુખી હોય છે.

પ્રગતિશીલ સાહિત્યની ભાષા પણ પ્રગતિશીલ હોવી જોઈએ. એ ભાષા સાદી, સીધી, તેજસ્વી અને સંસ્કારી હોય. સંયમને કારણે વીર્યવતી હોય. ભારતીય એકતાની દૃષ્ટિ રાખી જનસમાજે હજમ કરેલું સાદું સંસ્કૃત એમાં વધારે હોય. સંસ્કૃત વિના સાર્વભૌમ એકતા આવવાની નથી. જનતાએ હજમ કરેલી અરબી-ફારસી દ્વારા પણ ભાષાની સાર્વભૌમ એકતા આગળ લઈ જઈ શકાય. અંગ્રેજીની અને અંગ્રેજી વિદ્યાની અસર એ પણ એક સાર્વભૌમ તત્ત્વ છે. પ્રગતિશીલ સાહિત્યની ભાષામાં આ ત્રણે વસ્તુઓ હોય. દેશી પ્રત્યયો અને ઉપસર્ગોની શક્તિ ઓળખવી જોઈએ અને નવા શબ્દો બનાવવા માટે સ્વદેશી ટંકશાળો ચલાવવી જોઈએ.

ભાષા સર્વ-સુલભ અને સર્વમાન્ય, શૈલી સરલ—હૃદયવેધી તથા સંજીવની અને સાહિત્યના ભાવ જનતાને સંસ્કારી, સમર્થ, સંગઠિત અને સેવાપરાયણ બનાવે એવા—આને હું પ્રગતિશીલ સાહિત્ય ગણું છું.

૧૯૩૯

# ૨૮: સાહિત્ય સંગઠન

શું સાહિત્યકારોનું પણ સંગઠન કદી થઈ શકે?

ભાષાસેવીઓનું સંગઠન જરૂર થઈ શકે.

લોકવ્યવહારમાં સ્વભાષાની પ્રતિષ્ઠા વધારવા માટે, પરભાષાના આક્રમણમાંથી સ્વભાષાને બચાવવા માટે, તેનો શુદ્ધ કોશ નિશ્ચિત તથા સમૃદ્ધ કરવા માટે, નવી નવી પારિભાષિક સંજ્ઞાઓ બનાવવા માટે, જુદી જુદી ભાષાઓના સારા સારા ગ્રંથો સ્વભાષામાં ઉતારવા માટે, શબ્દોની જોડણી અને શુદ્ધ લેખન નિશ્ચિત કરવા માટે, વ્યાકરણ અને લિપિસુધાર માટે, સ્વભાષાની સાહિત્યની પરીક્ષાઓ લેવા માટે તથા શાસ્ત્રીય ગ્રંથો અને પાઠ્યપુસ્તકો લખાવવા માટે ભાષાસેવીઓ અને ભાષા-પ્રેમીઓનું સંગઠન થઈ શકે છે.

પણ આજકાલ જેને ખાસ અર્થમાં સાહિત્ય અથવા લલિતવાઙ્મય કહેવામાં આવે છે તે તો એક સ્વચ્છંદી ચીજ છે. એમાં દરેક લેખક પોતાને માટે જુદો નિયમ કરી લે છે. દરેકનો જીવનઉદ્દેશ સ્વતંત્ર અને અદ્વિતીય હોય છે. ભાષા, શૈલી અને મિશન એ ત્રણેમાં એ કોઈની સાથે ભળી શકતો નથી. સાહિત્યકાર એકબીજાથી પરિચિત રહી શકે છે, એકબીજાના ટીકાકાર પણ બની શકે છે, પણ તેમના સંગઠનનું પ્રયોજન શું?

સાહિત્યના ક્ષેત્રમાં પડેલા લોકોને આજીવિકાનો સવાલ હમેશાં સતાવે છે. તેનો નિકાલ લાવવા માટે કદી કદી સંગઠન કરવું પડે છે. પણ તે તો મજૂર સંઘના જેવું ધંધાનું સંગઠન થયું.

સાહિત્યકાર જીવનના અનુભવમાંથી જેટલું પોષણ મેળવે છે તેનાથી વધારે બીજાએ લખેલા ગ્રંથો અને દેશપરદેશની સાહિત્યસમૃદ્ધિમાંથી મેળવે છે. એવા લોકોને દરેક ઠેકાણે પુસ્તકાલયની તેમ જ સાધનગ્રંથોની મુશ્કેલી હોય છે. કેટલાયે સાહિત્યસેવકોની પ્રતિભા સાધનોના અભાવને કારણે કુંઠિત થઈ જાય છે. એવા લોકોને સાધનોની મદદ પહોંચાડવાનો પ્રબંધ થવો જોઈએ. દરેક સમાજના પ્રભાવશાળી લેખકો ઓછામાં ઓછું જુદા જુદા પ્રાંતોમાં પ્રવાસ કરીને લોક-સ્થિતિનો પરિચય કરે, સમાજના આગેવાનો અને પ્રયોગવીરો સાથે વાર્તાલાપ કરે, જુદી જુદી સંસ્થાઓનાં સંચાલનો જુએ અને પોતાની 'જાત'ના લોકો સાથે વિચારવિનિમય કરે તેમાં તે સમાજનું હિત છે. આ ઉદ્દેશની પૂર્તિને માટે જેમની પ્રતિભા સન્માન્ય બની ચૂકી હોય અને જેમની સામાજિક દૃષ્ટિ હિતકર હોય એવા સાહિત્યસેવીઓને 'પ્રવાસ-વૃત્તિ' (ટ્રાવેલિંગ ફેલોશિપ) આપવાનો પ્રબંધ

થવાની જરૂર છે. આ માટે જે સંગઠન થશે તે સાહિત્યસેવીઓનું નહીં પણ સાહિત્યની કદર કરનારા દાતા અને સમાજસેવકોનું થશે. પણ જો એ વસ્તુ સાહિત્યસેવીઓને જ સોંપવામાં આવે તો કેવો પ્રબંધ થશે તે સમજાતું નથી. આવું સંગઠન થાય તો તેને દક્ષિણાનો પ્રબંધ કહેવો જોઈએ.

સાહિત્યસેવીઓના સંગઠનના મુખ્ય ઉદ્દેશ બીજા પણ હોઈ શકે છે. તેઓ સાથે બેસીને સાહિત્યના આદર્શોની ચર્ચા કરે, એનો ઈતિહાસ લખે અથવા સાહિત્ય દ્વારા લોકોની સામે જે ચીજો પીરસવામાં આવે છે તેની યોગ્યાયોગ્યતાની ચર્ચા કરે. એ માટે વારે વારે વ્યાપક અથવા પરિમિત, પણ નિશ્ચિત, ઉદ્દેશથી બોલાવેલી પરિષદો અને સંમેલન પૂરતાં છે. સ્થાયી સંગઠનથી સાહિત્યસેવી શો લાભ ઉઠાવી શકવાના?

એક વાત ખરી : જ્યારે જ્યારે સરકાર અથવા વિદ્યાપીઠો તરફથી સાહિત્ય-સેવીઓનો સંમિલિત અભિપ્રાય પુછાય છે ત્યારે સાહિત્યસેવીઓના સંગઠનની મોટી ખોટ માલૂમ પડે છે. પણ દર વખતે એવું જણાયું છે કે સાહિત્યસેવીઓ સંમિલિત અભિપ્રાય આપતાં ઘણો સંકોચ બતાવે છે. તેથી આ પરિમિત ઉદ્દેશથી જ કરેલું સાહિત્યકારોનું સંગઠન ભાગ્યે લાભદાયી થાય.

જોકે આ બધી વાતો ખરી છે, તોપણ જ્યારે આખી દુનિયાના બધા વર્ગો પોતપોતાનું સંગઠન કરી રહ્યા છે ત્યારે સાહિત્યકારોનું સંગઠન ન હોય તો કેમ ચાલે? સાહિત્યકારોનો સ્વભાવ સંગઠનને અનુકૂળ નથી હોતો, તેથી એમના એ સ્વભાવમાં પરિવર્તન કરવાના ઉદ્દેશથી જ સંગઠન કરવું ઇષ્ટ ગણાય.

## ૨

અને જો સાહિત્યસેવી પોતાનામાં જ કોઈ સંગઠન કરવા જાય તો તેનો કોઈ નિશ્ચિત ઉદ્દેશ હોવો જોઈએ. કંઈક દૃષ્ટિસામ્ય પણ હોવું જોઈએ. પસંદગી-નાપસંદગીની કંઈક કસોટી પણ હોવી જોઈએ. સાહિત્ય તો કેવળ વિચારોનું વાહન છે, આકૃતિ છે. એની અંદર, આપણે કેવી વસ્તુ ભરવા માગીએ છીએ તેના ઉપર જ તેની યોગ્યતાનો આધાર છે. ભોજનનાં વાસણ જ્યારે સાફ હોય છે, ચમકદાર હોય છે, અનુકૂળ અને સુંદર ઘાટદાર હોય છે, ત્યારે ભોજન કરવામાં આનંદ આવે છે; પણ ફક્ત ખાલી વાસણોથી જ ભોજન નથી થઈ શકતું. કેવળ વાસણ જોઈને કંઈક પ્રસન્નતા અનુભવાય છે. પણ વિચારશૂન્ય સાહિત્યથી તે પણ નથી મળતી. સાહિત્ય રૂપી ભાજન(વાસણ)માં ભોજન કેવા પ્રકારનું હોય છે? મનુષ્ય પોતાના વિચાર, અનુભવ, કલ્પનાઓ, શંકાઓ, આકાંક્ષાઓ અને આદર્શ બધાં આદર્શબદ્ધ કરી નાખે છે. હમેશાં ઇચ્છા રહે છે કે સાહિત્ય રોચક હોય, નિર્દોષ અને પૌષ્ટિક હોય, જ્ઞાનપ્રદ અને પ્રેરક પણ હોય. સાહિત્ય દ્વારા આપણે આપણું જ્ઞાન પણ બતાવવા ઇચ્છીએ છીએ. વિચારશક્તિ કેળવવા ઇચ્છીએ

છીએ. ચિત્તવૃત્તિ કોમળ, લલિત અને સંસ્કારી બનાવવા માગીએ છીએ. જે સાહિત્ય કેવળ રોચક છે પણ હાનિકર છે તે તો ઝેર જેવું છે. તેને ત્યજવું જ જોઈએ. જે સાહિત્ય કેવળ આકર્ષક છે, પણ ઉપર બતાવેલા કોઈ પણ કામનું નથી તે વ્યર્થ છે. એથી ડરવું જોઈએ. તે જીવનસત્ત્વને જ નષ્ટ કરી દેશે. અભિરુચિનો નાશ કરી દેશે. જે સાહિત્ય સમાજહિત માટે બાધક નથી, સુરુચિનો ભંગ કરતું નથી, સદાચારને પરિપુષ્ટ અને ઉત્તરોત્તર ઉન્નત કરે છે, કૃત્રિમતાને અપ્રતિષ્ઠિત કરે છે તે જ સાહિત્ય સારું છે. સાહિત્ય એ તો એક શક્તિ છે. તેનો આપણે જેવો ઉપયોગ કરીશું તેવાં જ એમાંથી લાભ કે હાનિ થશે. અગ્નિનો ઉપયોગ જંગલ અને ગામો બાળવામાં પણ થઈ શકે છે અને છ રસવાળું ભોજન બનાવવામાં અને ભઠ્ઠીઓ ચલાવવામાં પણ થઈ શકે છે. મનુષ્યસમાજના જુદા જુદા અંશોમાં, જુદા જુદા વર્ણોમાં અને જુદા જુદા વર્ગોમાં સ્વાર્થ, ઈર્ષ્યા અને દ્વેષમૂલક વિદ્રોહ પણ સાહિત્ય વધારી શકે છે અથવા પરસ્પર વિરોધી તત્ત્વોને એકબીજાની પાસે લાવી તેનાં સારાં તત્ત્વો સંગઠિત કરી માનવતાનો વિકાસ પણ તે કરી શકે છે. જે ઇષ્ટ હોય તેનો અંગીકાર કરવો જોઈએ; જે અનિષ્ટ હોય તેનો તિરસ્કાર કરવો જોઈએ. તિરસ્કાર નહીં તો બહિષ્કાર તો ખરો જ.

આ વાત ઉપર જેમનો એકમત છે એમનું સંગઠન થઈ શકે છે. એટલું જ નહીં પણ તેમ કરી તેઓ સમાજની ઘણી ભારે સેવા બજાવી શકે છે.

જો ઉદ્દેશ સ્પષ્ટ નહીં હોય તો પરસ્પર વિરોધી અને મારક વસ્તુઓના સંગઠનનો પ્રયાસ કરવામાં આવશે અને એનું ફળ કલેશ સિવાય બીજું કાંઈ જ નહીં આવે.

૧૯૩૯

## ૨૯. કાવ્યાન આવકાર

[એક પત્ર]

તમારો કાગળ મળ્યો. પછી અસ્પષ્ટ સ્મરણ થયું કે કાંઈક કવિતા આવી હતી ખરી. મારી ખાતરી હતી કે એ મારી પાસેથી ખોવાઈ ગઈ હશે. એક વર્ષની જૂની ચીજ ક્યાંથી જ હાથ આવે? પણ મારે નસીબે તમારી કવિતા બરાબર સચવાઈ હતી એટલે જડી. તે બદ્દલ હું તમારું અને મારું અભિનંદન કરું છું.

હવે એ કવિતાનો આવકાર લખવા વિષે: તમને જો હું એમ કહું કે 'કવિતામાં મને ઝાઝી ખબર પડતી નથી' તો તમે એ સાચું નહીં માનો, કેમ કે મારાં લખાણોમાં કાવ્ય જડે છે અને કેટલીક કવિતાઓની મેં પ્રસ્તાવના લખી છે. સાચી વાત એમ છે કે જેમની કવિતાની મેં પ્રસ્તાવના લખી છે, તેમણે

મોટે ભાગે જાતે મારી પાસે બેસી પોતાની કવિતા મને સમજાવી છે. મારી
મુશ્કેલી કવિતાનો શબ્દાર્થ સમજવાની છે. એ હાથ આવી જાય એટલે પછી
એની ખૂબીઓ હું મારી મેળે શોધી કાઢું છું. પણ કવિતાનો અન્વયાર્થ બેસાડવાની
આવડત અને ધીરજ મારી પાસે નથી!

બીજી મુશ્કેલી એથીયે વિકટ છે. અંગત કાગળો સિવાયનાં બીજાં હસ્ત-
લિખિતો હું બનતાં સુધી વાંચતો નથી. જાતે લખવું એ જેમ મારે માટે કઠણ છે
તેમ જ હસ્તલિખિત વાંચવું પણ ક્લેશકારક છે. એટલે કાં તો કોઈ મને વાંચી
સંભળાવે અથવા છાપેલાં પ્રૂફો હું વાંચું.

ત્રીજી મુશ્કેલી વખતની છે. મારા કામને જ હું પહોંચી શકતો નથી ત્યાં
કોઈનાં કાવ્યો વાંચવાને વખત ક્યાંથી કાઢું? એટલે જેમને દયા છે તેઓ મારા
પર કવિતાનો બોજો નથી નાખતા. અને હું પણ સારી પેઠે કવિતાપ્રિય હોવા
છતાં કવિતાને રસ્તે જતો નથી. અને જો એકને લખી આપું તો દશ જણાને
નારાજ કરવા પડે.

કવિતા વાંચ્યા વગર ગોળ ગોળ, સારું સારું લખતાં મને આવડે છે. તેથી
વાચકો રાજી પણ થાય છે. પણ તેથી કવિઓ પણ નારાજ થાય છે અને મારા
મિત્રો પણ ચિડાય છે.

તમારી કવિતા જેવી આવી તેવી જ કોક વખતે વાંચવાના થોકડામાં ચાલી
ગઈ એટલે વંચાઈ નહીં, પણ સહીસલામત રહી. આજે એ સહેજ વાંચવાનો
પ્રયત્ન કર્યો. એકાગ્રતાથી સમજી લેવાનો આગ્રહ જ લઈને બેસત, તો વખતે
એનો પાર પામી શકત; પણ તેવું કરી ન શક્યો; સરવાળે એમાં મારી ચાંચ
બૂડી નહીં. તેથી તમારી કવિતા જેવી ને તેવી જ પાછી મોકલવી પડે છે. એનું
મને ઓછું દુ:ખ નથી, પણ હું લાચાર છું.

તમારી કવિતામાં પ્રાદેશિક શબ્દો ઘણા છે, જેને તમે દોષરૂપ ગણો છો. હું
તેમ નથી ગણતો. કવિ જ્યાં ઊછર્યો હોય ત્યાંની ભાષા વાપરવાનો એને હક છે.
કવિતા સારી હોય અને એ પ્રદેશના પાંચદસ લોકો એને સમજી શકે અને એની
કદર કરી શકે તોયે એ કવિતાનું અને એના વાચકોનું ભાગ્ય ઊઘડ્યું એમ હું
માનું છું. પ્રાદેશિક શબ્દોથી કવિતા બગડતી નથી. ઊલટું, અધિકાર સાથે પ્રાદેશિક
શબ્દો વાપરવાની આવડત હોય તો તો એ ઈષ્ટ જ છે.

કવિ કવિતા લખે છે ત્યારે બાદશાહ હોય છે. આત્મવિશ્વાસથી દુનિયાના
તખ્ત ઉપર બેસીને એ લખે છે. પણ લખી રહ્યા પછી એને એ કવિતાનો કોઈ
રસિયો પુરસ્કર્તા શોધવાનું મન થાય છે. અને પછી જેણે કવિતા લખવાનો ગુનો
સરખો કર્યો નથી એવા મારા જેવા પાસેથી પણ પુરસ્કારની અપેક્ષા રાખે છે!

મારા મનમાં કવિઓ વિશે ઘણો આદર છે. ગેબી સૃષ્ટિના તેઓ રહીશ
હોય છે. તેઓ ગદ્યસૃષ્ટિમાં આવીને ગદ્યલેખકોના આમુખની શા માટે ગરજ

ધરાવે છે તે હું સમજી શકતો નથી. હું કવિ હોત તો બર્નાર્ડ શૉ કરતાં વધારે આત્મવિશ્વાસી અને જગન્નાથ પંડિત કરતાં વધારે અભિમાની થઈ બેસત, અને વિજયરાયની પેઠે દરેકને ઈલકાબ આપવાનો ધંધો કરત. મને લાગે છે કે આવાં બધાં સંકટોમાંથી મને બચાવવા માટે ઈશ્વરે મને કવિ ન બનાવ્યો, પણ સારા સારા કવિઓને મિત્ર તરીકે આપી એણે મારું જીવન ધન્ય બનાવ્યું.

મારી તમને ભલામણ છે કે તમે એ કવિમિત્રો પાસે તમારી કવિતા મોકલો. તેઓ તમને આવકાર પણ આપશે અને સલાહ પણ આપી શકશે.

કોઈને ના પાડતાં મને ઓછું દુઃખ નથી થતું. પણ એથીયે વધારે દુઃખ એ વાતનું છે કે લોકો મારી લાચારી નથી ઓળખી શકતા. ક્ષમા માગું તોયે એમને વિશ્વાસ નથી બેસતો.

હવે મારી આ ગરીબની કેફિયત છાપાજોગ મોકલી તમારા જેવા જે અનેક લોકોને મેં નિરાશ કર્યા છે તે બધાની એકસામટી માફી માગવાનો છું.

૧૯૩૯

## ૩૦. મારું પ્રિય પુસ્તક

આ વિષય પરત્વે શ્રી રામનારાયણભાઈએ જે લખેલું છે તે મેં વાંચ્યું છે.

હું નથી માનતો કે કોઈ પણ માણસ હમેશને માટે એક જ પુસ્તકને પોતાના પ્રિય પુસ્તક તરીકે વર્ણવી શકે. અને જે માણસને અનેક ભાષાનું સ્વાતંત્ર્ય મળ્યું છે એ તો ન જ કહી શકે કે આ જ મારું પ્રિય પુસ્તક. જ્યારે હું નાનો હતો ત્યારે મારી અભિરુચિ બાળકની હતી, જેમ જેમ અભિરુચિ બદલાઈ તેમ તેમ નવાં નવાં પુસ્તકો પ્રિય થઈ પડ્યાં. એ બધાં વિશે લખવા બેસું તો પ્રશ્નકારને અન્યાય થાય. જો કોઈ મને જમવા બોલાવે અને હું ઘરના બધા જ લોકોને લઈને જઈ પહોંચું તો જેમ મેજબાનને અન્યાય ને અકળામણ થાય તેમ જ પોતાના વાચનનો ઈતિહાસ રજૂ કરવાથી પ્રશ્નકારને વિરસ લાગે.

'રિવ્યૂ ઑફ રિવ્યૂઝ'ના આદ્ય સંપાદક સ્ટેડે એક વખતે ઇંગ્લંડના અનેક આગેવાનોને પૂછ્યું હતું કે કઈ ચોપડીની એમના ઉપર વધારેમાં વધારે અસર થઈ હતી? અને એ ચતુર સંપાદકે પ્રશ્ન સાથે એમ પણ ઉમેર્યું હતું કે જવાબ એક કાર્ડ ઉપર જ લખી મોકલવો! આત્મકથા લખતાં લેખકને પોતાને જે રસ છૂટે તે વાચકને છૂટવો જ જોઈએ, એવો જ્યાં સુધી દુનિયાનો નિયમ નથી ત્યાં સુધી સંપાદકોને બન્ને પક્ષને સાચવવા જતાં આવાં બંધનો ઊભાં કરવાં પડે છે.

આ બધાનો વિચાર કરી મારે જવાબ આપવો રહ્યો. જો હું સાચો જવાબ આપું તો કહું કે મને અત્યંત પ્રિય પુસ્તક તો કુદરત છે. એ પુસ્તક ખોલતાં

મુશ્કેલી નહીં, વાંચતાં કંટાળો નહીં. એનાં પ્રકરણો આપણે માગીએ એટલાં મોટાં થાય છે અને ધારીએ એટલાં ટૂંકાવી શકાય છે. કુદરતની સૂક્ત-વક્તૃતા હજી કોઈ પણ ભાષાએ ખીલવી બતાવી નથી.

પણ જ્યારે પ્રશ્નકાર ચોપડી વિશે પૂછે છે ત્યારે રૂપકનો આશ્રય લઈ કુદરતનાં વર્ણનો કરવાં એ બરાબર નહીં. સાચો સવાલ એ છે કે જે કાગળ ઉપર છપાય છે, પુસ્તક તરીકે ઓળખાય છે, અને અક્ષરો દ્વારા વાચકો જોડે બોલે છે એવાં પુસ્તકોમાંથી તમને ક્યું પ્રિય છે? એના જવાબમાં હું કહીશ કે ભગવદ્‌ગીતાએ પોતે જે આદ્ય ગ્રંથો પાસેથી પ્રેરણા મેળવી અને જે આદ્ય ગ્રંથો હજીયે વાસી થયા જ નથી તે ઉપનિષદો મારું પ્રિયમાં પ્રિય પુસ્તક છે. ઉપનિષદ્‌કારોએ પોતાના કાચા અને પાકા બધા વિચારો જેવા સ્ફુર્યા એવા નોંધી રાખ્યા છે. પોતાનાં વચનોમાં મેળ છે કે નહીં એ પણ તેઓ જોવા બેઠા નથી. ઉપનિષદ્‌કાલીન ઋષિઓનો પોતાનાં હૃદય ઉપર પૂરેપૂરો ભરોસો હતો; તે એટલે સુધી કે તેમણે લખ્યું છે: 'હૃદય એ જ મન છે. હૃદય એ જ બુદ્ધિ છે. હૃદય એ જ આત્મા છે. સત્ય જો જાણવું હોય તો તે હૃદય મારફતે જ જાણી શકાય. જેને તમે ધર્મશાસ્ત્ર કહો છો તે પણ મહર્ષિઓનાં અંતઃકરણમાંથી જ નીકળેલું હોય છે.' એવા એ આત્મવિશ્વાસી અને આસ્તિક વિચારવીરોનું લખાણ મારા હૃદયને જે સંતોષ આપે છે તે કાંઈ અનેરો હોય છે.

પણ જો તમે મને પૂછો કે આવા જૂના ગ્રંથો છોડી દો; આજના લેખકોનાં લખાણમાંથી તમને ક્યું લખાણ પ્રિય છે? અને એના જવાબમાં હું મારાં જ પુસ્તકો ન ટાંકું તો મારા વાચકો અને પ્રકાશકોને અન્યાય કર્યા જેવું થશે. મને જે ગમે છે તે જ હું લખું ને? અને જે મને સારું લાગે તે જ છાપવાની કે વાંચવાની તસ્દી લોકોને આપું ને? મારું લખાણ સૌથી સરસ છે એમ કોઈ કાળે મને લાગ્યું નથી. પણ જે વિચારો, અનુભવો અને કલ્પનાઓ મને આકર્ષક લાગ્યાં, પ્રિય લાગ્યાં, અને કહેવા જેવાં લાગ્યાં તે જ મેં લખ્યાં છે. એટલે જે વાચકોને ઉદ્દેશીને આ જવાબ લખું છું તેમને ન્યાય આપવા ખાતર હું કહીશ કે મારાં લખાણોને પ્રિય માનવાને હું બંધાયેલો છું.

વાચકોને હવે ખાતરી થશે કે આ છેલ્લો ઉત્તર આપવાને રાજી ન હોવા છતાં એ આપ્યા વગર મારો છૂટકો ન હતો. કોઈ અંગ્રેજને કે અમેરિકનને પૂછો કે દુનિયામાં સહુથી રૂપાળી સ્ત્રી કઈ? તો એક ક્ષણનો વિચાર કર્યા વગર કહેશે: 'કેવો સવાલ પૂછો છો? સહુથી રૂપાળી સ્ત્રી મારી પત્ની જ હોય ને! મારી આંખે જોઈ શકશો ત્યારે તમને ખબર પડશે.' એટલે આ છેલ્લો જવાબ અહીં જ મૂકી દઉં છું.

જ્યાં સુધી મારા હૃદયને સંતોષ આપે એવો ઉપનિષદોનો અનુવાદ હું

બતાવી કે આપી ન શકું ત્યાં સુધી મારો જવાબ એ ગુજરાતી વાચકોને માટે બંધ મૂઠી જેવો ગણાય એટલે એ જવાબનો પણ હું વિસ્તાર ન કરું.

કુદરત વિશે લખતાં તો હું થાક્યો જ નથી. એનું કારણ એ છે કે મને—મારા હૃદયને—જે જોઈએ છે તે જ્યારે સાહિત્ય કે મનુષ્યસમાજ પાસેથી મને નથી મળતું ત્યારે હું કુદરત પાસે દોડી જાઉં છું. અને ત્યાં આજ સુધી મને નિરાશા નથી મળી.

વાચક એ વાતને મારી પ્રતિભા ગણે કે મારું ગાંડપણ, પણ સાચી વાત એ છે કે કુદરતને હું કોઈ કાળે જડ ગણી શક્યો જ નથી. કુદરત મને આમંત્રે છે, મારી સાથે વાતો કરે છે, મને પંપાળે છે, મને શીખવે છે. મૂંઝાયેલો હોઉં ત્યાં મને દિલાસો આપે છે. અને સહુથી વિશેષ મારી ઉંમરનો ભાર મારી પાસેથી છીનવી લઈ મને સનાતન બાળક બનાવે છે.

કોઈ એમ ન સમજે કે મનુષ્યવસ્તીથી હું કંટાળું છું. કોઈ એમ પણ ન સમજે કે ઝાડપાન, ફળફૂલ, પશુપક્ષી, નદી, સરોવર, સમુદ્ર અને આકાશ, પતંગિયાં અને વહાણો, વાદળાંઓ અને કલ્પનાઓ, એટલી જ વસ્તુઓને હું કુદરતમાં ગણું છું. ગામડિયા લોકોએ બાંધેલાં ઝૂંપડાં અને કલારસિકોએ ઊભા કરેલા પ્રાસાદો, સંતોનું આર્યજીવન અને વિલાસી લોકોએ જીવનનો આનંદ મેળવવા માટે મારેલાં ફાંફાં : બધું જ હું કુદરતની દૃષ્ટિએ નિહાળું છું. બધાની યથાર્થતા મારી નજરે ચડે છે. હમણાં ગુજરાતમાં રાષ્ટ્રભાષા પ્રચારને અંગે તેમ જ વર્ધા યોજનાને અંગે આડુંઅવળું થોડું ફર્યો. રેલવેમાં ફર્યો અને મોટરમાં ફર્યો. ગાડામાં પણ બેઠો અને હોડીમાં પણ બેઠો. બધે કુદરતનો આનંદ જ મેં નિહાળ્યો.

એમાંય આ વખતે ઠેકઠેકાણે દેખાતી વાડ ઉપર મારી નજર ઠરી અને હું એમનો આશક બન્યો. હવે જ્યાં સુધી એ વાડકાવ્ય લખું નહીં ત્યાં સુધી મને શાંતિ મળવાની નથી. એ કાવ્ય લખીશ ત્યારે લખીશ. અત્યારે આ મળેલી તક સાધી વાચકોને વીનવું છું કે પગપાળા મુસાફરી કરતા હો કે તૈલવાહનમાં દોડતા હો, જરા ઊંચીનીચી કે સાંકડીપહોળી બધી વાડનું નિરીક્ષણ કરો. એ નિરીક્ષણની નજર તમારી પાસે ન હોય તો મારી પાસેથી ઉછીની માગી લો પણ વાડનાં પ્રકરણ આથથી આખર લગી વાંચી કાઢો. ઘણું જાણવાનું મળશે. ઘણું વિચારવાનું મળશે. એ વાડમાં રહેનાર વાડવાસી સર્પો અને ઉંદરો, પક્ષીઓ અને એમનાં બચ્ચાં, કરોળિયા અને કીડીઓ—બધાની દુનિયા એક વાર સમજી લેશો તો તમને વહાલ છૂટશે અને કહેશો : આ તો એક નવીન દુનિયા અને નવી મુસાફરી અમને મળી છે! અને વિશેષ લાભ એ થશે કે તમારા મનમાં જે સંકીર્ણતાની વાડ બંધાઈ હશે એ એની મેળે તૂટી જશે.

મારો જવાબ તમને ગમે કે ન ગમે. પણ મારો સાચો ને સંપૂર્ણ જવાબ જ છે કે મારું અત્યંત પ્રિય પુસ્તક કુદરત જ છે.

૧૯૪૦

# ૩૧. એક સંકલ્પ

[એક પત્રમાંથી]

તમે જે કાગળ પર મને પત્ર લખ્યો છે તેની પાછળ મારી કેટલીક નોંધો છે. તેમાં કઠોપનિષદનું નાટક લખવાની પણ એક નોંધ છે. એ સંકલ્પ હું સાવ ભૂલી ગયો હતો; પણ એ બે શબ્દો વાંચતાંવેંત મનમાં ગોઠવાયેલું એ આખું નાટક કલ્પના આગળ ખડું થયું, અને એક ક્ષણ ભજવાયું. પણ એ નાટક ક્યારે લખીશ તે કોણ જાણે! उत्पद्यन्ते विलीयन्ते आलस्यानां मनोरथाः।

નચિકેતા એ સનાતન યૌવનનો પ્રતિનિધિ છે અને યમરાજ ખરેખર આર્ય ધર્મનો પ્રતિનિધિ ધર્મરાજ છે.

વૈદિક યમરાજ ક્રૂર નથી, કઠોર નથી, બિહામણો નથી; પણ પ્રેમાળ, સર્વજ્ઞ, આતિથેય (host) છે. યમરાજ પર હું આફરીન છું. માર્કંડેયની કથામાં એ રાજાનું પ્રિય કરનાર દરબારી સામંત જેવો દેખાય છે; પણ મારો યમરાજ તો મોટો 'શિવલરસ જેન્ટલમૅન' છે. સાવિત્રી વખતે અને નચિકેતા વખતે કેવી દિલદાર રીતે એ વર્ત્યો છે!

સાચી વાત એ છે કે કોલંબસ જેમ પહેલવહેલો અમેરિકા ગયો તેમ પહેલી જ વાર મરનાર તે યમરાજ હતા. એને મરણ પછીનો રસ્તો શોધી કાઢતાં જે મુશ્કેલી પડી તે બીજાને ન પડે એટલા માટે દરેક માણસના મૃત્યુ પ્રસંગે એ સ્વાગતાધ્યક્ષ થઈને આવે છે ને 'ઇતો', 'ઇતો' કરીને નવાસવા મરનારને રસ્તો બતાવે છે.

એ બધું મારા નાટકમાં છે. એ નાટક લખાશે તો મને કેટલો સંતોષ થશે! દુનિયાને ગમે કે ન ગમે, પણ નચિકેતાનું અને યમરાજનું શ્રાદ્ધ કરી મને ઘણો સંતોષ થશે.

૧૯૪૦

# ૩૨. રખડુની યાદદાસ્તમાંથી

## ૧. ઝઘડો જડ્યો

એક ગામમાં બે કજિયાળી બહેનો રહેતી હતી. ગામલોકો સાથે ખૂબ લડતી ઝઘડતી, ગાળાગાળી પણ કરતી. એમના ત્રાસને લીધે ગામલોકોને નાકે દમ આવી ગયો હતો. બધા બિચારા હેરાન હેરાન થઈ ગયા હતા.

લડકણી બહેનોના રોજના ઝઘડાથી ત્રાસીને એક દિવસ ગામના બધા લોકો ચોરામાં ભેગા થયા અને શાંતિ સાચવવાનો ઉપાય વિચારવા લાગ્યા. એમાં એક અનુભવી વૃદ્ધ પણ હતા. એમણે કહ્યું, "मौनं सर्वार्थ-साधनम् । એ ઝઘડો કરનારી છોકરીઓ ગમે તે કહે કે ગમે તેમ કરે. આપણે તો સાંભળીને ચૂપ રહેવું અથવા તો એમની હામાં હા ભણવી. એમ થાય તો જ આ બલાથી છુટાશે."

આ વાત સર્વાનુમતે કબૂલ થઈ એટલું જ નહીં પરંતુ સૌએ એનું બરાબર પાલન પણ કર્યું. એ કાંઈ શહેરના લોકો થોડા જ હતા જે એમ માની બેસે કે ચોરામાં પસાર થયેલા ઠરાવો તે કેવળ પસાર કરવા પૂરતા જ હોય છે ને અમલમાં મૂકવા માટે નહીં!

[૨]

ગામલોકોમાં થયેલું આ પરિવર્તન એ બહેનો ધીરે ધીરે સમજી ગઈ. પહેલાં તો તેઓ ખૂબ ગભરાઈ અને હેરાન થઈ. પછી ઘેર ઘેર ગઈ, બારણે બારણે ફરી, ગલીએ ગલીએ રખડી, મહોલ્લે મહોલ્લે બિલાડીની જેમ ભટકતી ભટકતી ફરી વળી. જુદી જુદી રીતે ઝઘડો ઊભો કરવા ખરાબ ખરાબ વાતો ફેલાવવા લાગી. પણ છેવટે તેમને ખાતરી થઈ ગઈ કે ગામવાળા પોતાના નિર્ણયમાં બરાબર અડગ છે, એ ચૂં કે ચાં નથી કરતા. આખરે તે ખૂબ નિરાશ થઈ. ખાવા-પીવાનું ભાવે નહીં, રાત્રે ઊંઘ પણ આવે નહીં! ઝઘડા ને બકવાટને અભાવે એમનું તો માથું જ ફરવા માંડ્યું. બિચારી દિવસે દિવસે દૂબળી પડવા લાગી. શરીર સુકાવા લાગ્યું. બન્નેના ચહેરા ઉપર લાચારી ને ઉદાસીનતાનાં ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યાં. ગાળો ભાંડવા ને ઝઘડા કરવા સવારથી સાંજ સુધી એમની જીભ સોસવાતી ને હથેળીઓમાં ચૂંટ આવતી. એમને એવી બીક લાગવા માંડી કે જો આમ ને આમ વધુ ચાલશે તો કદાચ પોતે એક દહાડો ગાંડી થઈ જશે!

[૩]

વર્ષમાં એક વાર એ ગામમાં મેળો ભરાતો. એમાં દૂર દૂરથી લોકો આવતા. આ વરસે પણ મેળો ભરાયો. મેળામાં નવા આવેલા લોકોને જોઈને નાની બહેનને એક યુક્તિ સૂઝી. મનમાં જ ખૂબ ખુશી થવા લાગી કે બસ, આજે તો ઝઘડાનો સરસ મોકો હાથ લાગવાનો. રસ્તા ઉપર એણે પોતાની ચાદર પાથરી દીધી અને એક હાંલ્લીમાંથી છાશ એના ઉપર રેડવા માંડી. એક અજાણ્યો માણસ એ રસ્તા ઉપરથી પસાર થતો હતો, એણે પેલી છોકરીને પૂછ્યું, "બહેન, આ તું શું કરે છે?"

જરા ગંભીર થઈને એ બોલી, "છાશ ભીની થઈ ગઈ છે. હવાઈ ગઈ હશે એટલે એને તડકામાં સૂકવવા માટે પાથરું છું." પેલા અજાણ્યા માણસે હસતાં હસતાં કહ્યું, "આ તો નવી નવાઈની વાત! છાશને તે વળી ક્યાંય તડકામાં સુકવાય છે! અરેરે, શીદને આમ છાશ બગાડી રહી છે?"

બસ, એ વઢકણીને લડવાની તક મળી ગઈ! ભૂખી વાઘણની જેમ ઉછાળો મારી ગર્જવા લાગી, "એટલે? એમાં તારું શું બગડે છે? જા અહીંથી, તારું મોઢું બાળ! તારા બાપની છાશ હશે! જા, જા, હવે અહીંથી! તારું કાળું મોઢું લઈને ચાલ્યો જા! મારે મન ફાવશે તેમ કરીશ! આવ્યો છે મોટો...!"

વઢકણી જેટલો ભાષાભંડાર મારી પાસે તો નથી કે જેથી એનો ખરો રંગ જમાવી શકું! એની વાગ્ધારા એટલા તો વેગથી ચાલી કે મેળામાં આવેલા અર્ધા માણસોની ઠઠ તો ત્યાં જ જમા થઈ ગઈ.

એટલામાં એને થયું કે આવી સરસ તક છે. એકલી એકલી મજા કેમ લેવાય? મોટી બહેનને બોલાવી લઉં. એ પણ મારા જેટલી જ ઝઘડા-ભૂખી હશે. જોરથી પોકારી ઊઠી, "જીજી, ઓ જીજી, અરે ઓ જીજી! દોડ, જલદી દોડ, ઝઘડો જડયો છે! અરે, આવ રે આવ, કેટલે દિવસે આવો મોકો આવ્યો છે! જલદી આવી જા!"

આ સાંભળીને મેળામાં આવેલા લોકો તો ગભરાઈ જ ગયા. નાની છોકરીના 'બૉમ્બ ગોળાઓ'નો એમને સારો પરિચય થઈ ચૂક્યો હતો. હવે એની જ મોટી બહેન આવવાની! કોણ જાણે શુંનું શું થશે! લોકો ડરી ગયા!

જોતજોતામાં લોકો આમ તેમ વિખેરાઈ ગયા. ખૂબ હિંમત એકઠી કરી એક હું જ એ બહેનોની મુખમુદ્રા જોવા ઊભો રહ્યો.

અરેરે, જો એ વખતે મારી પાસે કેમેરા હોત તો!

૧૯૪૦

## ૩૨. રખડુની યાદદાસ્તમાંથી

### ૧. ઝઘડા જડયો

એક ગામમાં બે કજિયાળી બહેનો રહેતી હતી. ગામલોકો સાથે ખૂબ લડતી-ઝઘડતી, ગાળાગાળી પણ કરતી. એમના ત્રાસને લીધે ગામલોકોને નાકે દમ આવી ગયો હતો. બધા બિચારા હેરાન હેરાન થઈ ગયા હતા.

લડકણી બહેનોના રોજના ઝઘડાથી ત્રાસીને એક દિવસ ગામના બધા લોકો ચોરામાં ભેગા થયા અને શાંતિ સાચવવાનો ઉપાય વિચારવા લાગ્યા. એમાં એક અનુભવી વૃદ્ધ પણ હતા. એમણે કહ્યું, "मौनं सर्वार्थ-साधनम् । એ ઝઘડો કરનારી છોકરીઓ ગમે તે કહે કે ગમે તેમ કરે. આપણે તો સાંભળીને ચૂપ રહેવું અથવા તો એમની હામાં હા ભણવી. એમ થાય તો જ આ બલાથી છુટાશે."

આ વાત સર્વાનુમતે કબૂલ થઈ એટલું જ નહીં પરંતુ સૌએ એનું બરાબર પાલન પણ કર્યું. એ કાંઈ શહેરના લોકો થોડા જ હતા જે એમ માની બેસે કે ચોરામાં પસાર થયેલા ઠરાવો તે કેવળ પસાર કરવા પૂરતા જ હોય છે ને અમલમાં મૂકવા માટે નહીં!

[૨]

ગામલોકોમાં થયેલું આ પરિવર્તન એ બહેનો ધીરે ધીરે સમજી ગઈ. પહેલાં તો તેઓ ખૂબ ગભરાઈ અને હેરાન થઈ. પછી ઘેર ઘેર ગઈ, બારણે બારણે ફરી, ગલીએ ગલીએ રખડી, મહોલ્લે મહોલ્લે બિલાડીની જેમ ભટકતી ભટકતી ફરી વળી. જુદી જુદી રીતે ઝઘડો ઊભો કરવા ખરાબ ખરાબ વાતો ફેલાવવા લાગી. પણ છેવટે તેમને ખાતરી થઈ ગઈ કે ગામવાળા પોતાના નિર્ણયમાં બરાબર અડગ છે, એ ચૂં કે ચાં નથી કરતા. આખરે તે ખૂબ નિરાશ થઈ. ખાવા-પીવાનું ભાવે નહીં, રાત્રે ઊંઘ પણ આવે નહીં! ઝઘડા ને બકવાટને અભાવે એમનું તો માથું જ ફરવા માંડયું. બિચારી દિવસે દિવસે દૂબળી પડવા લાગી. શરીર સુકાવા લાગ્યું. બન્નેના ચહેરા ઉપર લાચારી ને ઉદાસીનતાનાં ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યાં. ગાળો ભાંડવા ને ઝઘડા કરવા સવારથી સાંજ સુધી એમની જીભ સોસવાતી ને હથેળીઓમાં ચૂંટ આવતી. એમને એવી બીક લાગવા માંડી કે જો આમ ને આમ વધુ ચાલશે તો કદાચ પોતે એક દહાડો ગાંડી થઈ જશે!

[૩]

વર્ષમાં એક વાર એ ગામમાં મેળો ભરાતો. એમાં દૂર દૂરથી લોકો આવતા. આ વરસે પણ મેળો ભરાયો. મેળામાં નવા આવેલા લોકોને જોઈને નાની બહેનને એક યુક્તિ સૂઝી. મનમાં જ ખૂબ ખુશી થવા લાગી કે બસ, આજે તો ઝઘડાનો સરસ મોકો હાથ લાગવાનો. રસ્તા ઉપર એણે પોતાની ચાદર પાથરી દીધી અને એક હાંલ્લીમાંથી છાશ એના ઉપર રેડવા માંડી. એક અજાણ્યો માણસ એ રસ્તા ઉપરથી પસાર થતો હતો, એણે પેલી છોકરીને પૂછ્યું, "બહેન, આ તું શું કરે છે?"

જરા ગંભીર થઈને એ બોલી, "છાશ ભીની થઈ ગઈ છે. હવાઈ ગઈ હશે એટલે એને તડકામાં સૂકવવા માટે પાથરું છું." પેલા અજાણ્યા માણસે હસતાં હસતાં કહ્યું, "આ તો નવી નવાઈની વાત! છાશને તે વળી ક્યાંય તડકામાં સુકવાય છે! અરેરે, શીદને આમ છાશ બગાડી રહી છે?"

બસ, એ વઢકણીને લડવાની તક મળી ગઈ! ભૂખી વાઘણની જેમ ઉછાળો મારી ગર્જવા લાગી, "એટલે? એમાં તારું શું બગડે છે? જા અહીંથી, તારું મોઢું બાળ! તારા બાપની છાશ હશે! જા, જા, હવે અહીંથી! તારું કાળું મોઢું લઈને ચાલ્યો જા! મારે મન ફાવશે તેમ કરીશ! આવ્યો છે મોટો...!"

વઢકણી જેટલો ભાષાભંડાર મારી પાસે તો નથી કે જેથી એનો ખરો રંગ જમાવી શકું! એની વાગ્ધારા એટલા તો વેગથી ચાલી કે મેળામાં આવેલા અર્ધા માણસોની ઠઠ તો ત્યાં જ જમા થઈ ગઈ.

એટલામાં એને થયું કે આવી સરસ તક છે. એકલી એકલી મજા કેમ લેવાય? મોટી બહેનને બોલાવી લઉં. એ પણ મારા જેટલી જ ઝઘડા-ભૂખી હશે. જોરથી પોકારી ઊઠી, "જીજી, ઓ જીજી, અરે ઓ જીજી! દોડ, જલદી દોડ, ઝઘડો જડ્યો છે! અરે, આવ રે આવ, કેટલે દિવસે આવો મોકો આવ્યો છે! જલદી આવી જા!"

આ સાંભળીને મેળામાં આવેલા લોકો તો ગભરાઈ જ ગયા. નાની છોકરીના 'બૉમ્બ ગોળાઓ'નો એમને સારો પરિચય થઈ ચૂક્યો હતો. હવે એની જ મોટી બહેન આવવાની! કોણ જાણે શુંનું શું થશે! લોકો ડરી ગયા!

જોતજોતામાં લોકો આમ તેમ વિખેરાઈ ગયા. ખૂબ હિંમત એકઠી કરીને એક હું જ એ બહેનોની મુખમુદ્રા જોવા ઊભો રહ્યો.

અરેરે, જો એ વખતે મારી પાસે કૅમેરા હોત તો!

૧૯૪૦

## ૨. પ્રેમ ત્યાં પંથ

અમેરિકામાં કેટલીયે જમીન નકામી એમ ને એમ અણખેડેલી પડેલી છે. કામ કરનારા મજૂરોની ત્યાં ભારે અછત છે. આ કારણે જ ત્યાંના ગોરા લોકો આફ્રિકાના હબસીઓને પકડી પકડીને લઈ ગયા અને એમને પોતાના ગુલામ બનાવ્યા. હબસી ગુલામોની મદદથી ગોરાઓએ પડતર જમીનમાં ખેતી શરૂ કરી. ગુલામોની તનતોડ મહેનત-મજૂરીને કારણે અમેરિકાની જમીન થોડા જ સમયમાં ધનધાન્યથી ભરપૂર થઈ ગઈ.

પરંતુ ગુલામોની સ્થિતિ તો રોજ ને રોજ બગડતી જ ચાલી. ગુલામી પ્રથાને ધરમૂળથી દૂર કરવા માટે એક જબરદસ્ત આંદોલન કરવું પડ્યું અને ભારે યુદ્ધને અંતે હબસી ગુલામો સ્વતંત્ર થયા.

*

હબસીઓ આઝાદ તો થયા પરંતુ ગોરાઓ એમના પ્રત્યે એવો ને એવો જ તુચ્છકારભર્યો વ્યવહાર કરતા, જેવો આપણા દેશમાં હજી ગઈ કાલ સુધી સવર્ણો હરિજનો પ્રત્યે કરતા હતા. આટલી જબરદસ્ત આધુનિક સભ્યતાવાળાં, સાધનસંપન્ન અને શિક્ષિત અમેરિકામાં પણ હબસીઓની સામાજિક સમસ્યાનો હજી પણ ઉકેલ નથી આવ્યો.

એમના ઇતિહાસની એક નાનકડી વાર્તા વાચકો પાસે રજૂ કરું છું.

*

એક દિવસે એક હબસીને જલદી જલદી સ્ટેશને પહોંચી ગાડીમાં જવું હતું. એક ઘોડાગાડીવાળાને પાસે બોલાવી એણે કહ્યું, "મને તરત જ સ્ટેશને પહોંચાડ.—ગાડીમાં મારે જવું છે. જે માગીશ તે ભાડું આપીશ, પણ તું મને જલદી સ્ટેશને પહોંચાડ."

ગાડીવાળો ગોરો હતો. એણે કહ્યું, "અરે ભાઈ, સ્ટેશને લઈ જવામાં મને કશો વાંધો નથી; મારે તો મારા ભાડા સાથે કામ છે! પણ હું તમને મારી ગાડીમાં કઈ રીતે બેસાડું? જો આ અમારા ગોરા લોકો દેખી જાય કે હું એક હબસીને મારી ગાડીમાં લઈ જાઉં છું, તો આજથી જ બધા મારો બહિષ્કાર કરે અને મારો તો રોટલો જ ટળી જાય! અને આ બીજા ગાડીવાળાઓ પણ મને તરત જ નાતબહાર મૂકી દે! હું બધી મુશ્કેલીઓનો સામનો કરવા તૈયાર છું, પણ સામાજિક બહિષ્કાર સહન કરવાની આપણી તૈયારી નથી! માફ કરજો; હું તમને ગાડીમાં નહીં બેસાડી શકું."

પણ પેલા હબસીને તો કોઈ પણ રીતે મુકરર સમયે ગાડી ઉપર પહોંચવું જ હતું. બીજી ગાડી મેળવવાનું કઠિન હતું. અને ભોગજોગે જો મળી જાત તોય એનો ચલાવવાવાળો તો ગોરો જ હોત. ત્યારે હવે કરવું શું?

જેઓ દબાયેલા હોય છે, જેમને હમેશાં સામાજિક મુશ્કેલીઓનો સામનો કરવો પડતો હોય છે, તેમની જીવનશક્તિ કાંઈક વધુ વિકસેલી હોય છે. મુશ્કેલીઓના અનેક પ્રસંગોનો સામનો કરતાં કરતાં એમનામાં કાંઈ ને કાંઈ વિશેષ સૂઝસમજ આવી જ જાય છે.

હબસીએ અત્યંત નમ્રતાથી એને કહ્યું, "ચિંતા કરવાનું કાંઈ કારણ નથી; તમે ડરશો નહીં. તમે ગાડીની અંદર બેસી જાઓ અને હું ગાડી બરાબર હાંકી લઈશ; તમને હું તમારું ભાડું પણ પૂરું ચૂકવીશ. મારી આટલી વાત માનો. મારું પણ કામ થશે ને તમને કશું જોખમ નહીં રહે."

બન્ને હસી પડ્યા! બન્નેનાં કામ પત્યાં!

૧૯૪૦

## ૩. આપદ્ધર્મ ક્યાં સુધી?

જૂના જમાનાની વાત છે. કુરુ દેશમાં એક વાર ખૂબ મોટા મોટા કરા પડ્યા. જબરો લીલો દુકાળ પડ્યો. મોટા મોટા પૈસાવાળાઓને પણ ખાવાના સાંસા પડવા લાગ્યા હતા. ગરીબોનું તો કહેવું જ શું? એ જમીનદારના ગામડામાં એક અત્યંત ગરીબ બ્રાહ્મણ પોતાની સ્ત્રી સાથે રહેતો હતો. એનું નામ ઉષસ્તિ ચાક્રાયણ. ભૂખનો માર્યો બિચારો જમીનદાર પાસે ગયો અને કંઈક ખાવાનું હોય તો માગ્યું. જમીનદાર બાફેલી કળશી (કુલમાષ) ખાઈ રહ્યો હતો. એણે બ્રાહ્મણને કહ્યું, "મહારાજ, આ મારી થાળીમાં થોડાક કળશીના દાણા પડ્યા છે; એથી વધારે કશું છે પણ નહીં; મરજી હોય તો બેચાર કોળિયા ભરો."

ભૂખ્યો બ્રાહ્મણ બોલ્યો, "ઠીક ત્યારે, એમાંથી જ થોડું આપો!"

જમીનદારે થાળી બ્રાહ્મણ તરફ હડસેલી મૂકી અને પાણીનો લોટો સામે મૂકી કહ્યું, "લો, પાણી પણ પીજો." ધર્મનિષ્ઠ બ્રાહ્મણે તરત જ વાંધો રજૂ કર્યો : 'જો તમારું આપેલું આ પાણી પીઉં તો તો એઠું પાણી પીધાનો દોષ મારે માથે ચડે!' હસતાં હસતાં જમીનદારે કહ્યું, "આ કળશીયે અમારી એઠી જ છે ને! એ ખાવામાં વાંધો નહીં આવે?"

બ્રાહ્મણ ગંભીર થઈને બોલ્યો, "જો હું આ કળશી ન ખાઉં તો મારા જીવનની રક્ષા નહીં કરી શકું. કેવળ આત્મરક્ષાને ખાતર જ હું તમારી એઠી કળશી ખાવા તૈયાર થયો છું. અનાજનો દુકાળ છે; કાંઈ પાણીનથોડો જ છે?

પાણી તો જ્યાં જશું ત્યાં મળી રહેશે. એ સ્થિતિમાં જો હું તમારું એઠું પાણી પીઉં તો અધર્મ ગણાય. આપત્તિકાળ વિના જે વ્યક્તિ આપદ્ધર્મનો આશ્રય લે છે તે પાપી બને છે; નરકમાં જાય છે.”

જેમ દવાના રૂપમાં ઝેર પણ લઈ શકાય છે તેમ આપદ્ધર્મમાં હીન આચાર પણ આત્મરક્ષા માટે અલ્પ માત્રામાં સહ્ય માની શકાય છે; પણ વધારે નહીં!

ઉષસ્તિ ચાક્રાયણની આ સૂક્ષ્મ ધર્મબુદ્ધિનો એ જમાનાના લોકો ઉપર એટલો બધો પ્રભાવ પડ્યો કે એ બ્રાહ્મણનો આ કિસ્સો ઉપનિષદ જેવા ધાર્મિક ગ્રંથમાં લખાઈ ગયો. આજે હજારો વર્ષ વીતી ગયાં છતાં ધર્મજિજ્ઞાસુ લોકો ઉષસ્તિ ચાક્રાયણનું નામ યાદ કરે છે.

૧૯૪૦

## ૪. દર્શનનો અધિકાર

શિવજીનો એક ભક્ત હતો. મહાદેવ અમુક ભક્ત પર ખુશ થયાની, એમની કૃપાદૃષ્ટિ થયાની, અનેક વાતો એણે સાંભળી હતી. મહાદેવનાં દર્શન માટે એને ખૂબ આતુરતા થઈ હતી. એણે સાંભળ્યું કે ઉત્તરકાશીમાં એક ખૂબ જાણીતા સાધુ રહે છે; જો એમની કૃપા થાય તો એ સાચા ભક્તને મહાદેવનાં દર્શન કરાવી શકે એટલી શક્તિવાળા છે.

બસ, સાંભળવાની જ વાર હતી; ભક્તે તો ઉત્તરકાશીની વાટ પકડી. ન જોઈ રાત કે ન જોયો દહાડો. બસ, એ તો ચાલતો જ ગયો. ઉત્તરકાશી પહોંચીને એણે પેલા સાધુને શોધી કાઢ્યા. એમના ચરણોમાં પડીને પ્રાર્થના કરી કે, “મને શિવજીનાં દર્શન કરાવો.”

સાધુએ કહ્યું, “આ તારા દેદાર તો જો! પગ ફાટી ગયા છે ને અંદરથી લોહી વહી રહ્યું છે; આંખો પર્વતની ગુફાઓની જેમ ખોપરીમાં ઊંડી ઊતરી ગઈ છે; થોડા દિવસ અહીં રહે, ખાઈ પીને જરા તાજો થા. એટલામાં તારે માટે દર્શનની વ્યવસ્થા કરી દઈશ.”

ભક્તથી ન રહેવાયું, “તમે કહો છો તે બધું પછી કરીશ; હમણાં તો દર્શનની તીવ્ર ઉત્કંઠા છે; કૃપા કરી મને દર્શન કરાવો!”

ભક્તની વ્યાકુળતા જોઈ સાધુ મનમાં સમજી ગયા. એમને થયું હવે વાર કરવી ઠીક નથી. એમણે ભક્તને કહ્યું, “જો અમુક રસ્તે તારે જવાનું છે, ત્યાં બરફના પાણીની એક નદી વહે છે; એને તરીને પાર કરજે; વચમાં પથ્થર છે; જરા સંભાળીને જજે. એ પાર કર્યા પછી ત્રણ દિવસનો રસ્તો કાપવાનો છે.

રસ્તામાં કોઈ મનુષ્ય કે ઘરબાર કશું નહીં મળે. ભૂખ્યા જ ચાલવાનું છે ને ચડાવ પણ એવો છે કે હાડકાંનો સાંધેસાંધો છૂટો થઈ જશે! પહાડના શિખર ઉપર એકનું એક દેવદારનું ઝાડ છે; એની નીચે તને ભગવાનનાં દર્શન થશે."

એટલું સાંભળતાં જ ભક્તે તો દોટ મૂકી. એ ચાલતો હતો, દોડતો હતા, કે ઊડતો હતો એ કહેવું મુશ્કેલ છે. નિશ્ચિત સ્થળે પહોંચતાં બેભાન થઈ પડી ગયો. કોણ જાણે કેટલોયે વખત ત્યાં પડી રહ્યો! ભાનમાં આવતાં એણે અમૃત-વાણી સાંભળી, "વત્સ, મારાં દર્શન કરી લે!" એના કપાળ ઉપર એક સ્નેહ-શીતળ હાથ ફરતો હતો. ભક્તે આંખો ઉઘાડી. એનું જીવન કૃતાર્થ થયું. શિવજીની સાક્ષાત્ મૂર્તિ એની સામે વિરાજમાન થઈ હતી. ફરીથી એ વાણી આવી, "વત્સ, લે, ઝટ દર્શન કરી લે; જો, તારો ગુરુ — પેલો સાધુ — પાછળ પાછળ આવી રહ્યો છે; એના આવતાં પહેલાં મારે અંતર્ધાન થઈ જવું છે." ભક્તે આશ્ચર્યચકિત થઈ કહ્યું, "ભગવન્! જેમની કૃપાદૃષ્ટિથી હું આપનાં દર્શન પ્રાપ્ત કરી શક્યો તેમને આપનાં દર્શન નહીં થાય? એમાં શું રહસ્ય રહ્યું છે?"

હસતાં હસતાં શિવજી કહે, "તારો ગુરુ ભારે જ્ઞાની છે; આ ત્રિલોકમાં એનાથી અજ્ઞાત કશું જ નથી, પણ એનામાં ભક્તિ નથી; એને માટે મારાં દર્શન સંભવિત નથી. જ્યારે એનો જ્ઞાન-ભાર ઊતરી જશે ને એ સાચો ભક્ત બનશે ત્યારે જ એ મારાં દર્શનનો અધિકારી થશે. આજે તો એનું સ્થાન એક દિશા-દર્શક સ્તંભ કે પથરા જેવું છે, જે સૌ કોઈને બતાવી દે છે કે અમુક શહેર કઈ તરફ છે અને તે કેટલું દૂર છે. પણ પોતે એ રસ્તે એટલે દૂર સુધી જઈ શકતો નથી. એનું જ્ઞાન બીજાઓ માટે છે." આટલું કહીને શિવજી અંતર્ધાન થઈ ગયા; અને થોડાક જ વખતમાં પેલા ગુરુ એ જ સ્થાને આવી પહોંચ્યા.

ભક્તના મોઢા પર પ્રસન્નતા જોઈને ગુરુએ પૂછ્યું, "કેમ, તને દર્શન થયાં?"

ભક્તની આંખો હર્ષનાં આંસુથી ઊભરાઈ આવી ને એ બોલ્યો, "આપની કૃપાથી આજે કૃતાર્થ થઈ ગયો છું."

"દર્શન ક્યાં થયાં? ક્યારે થયાં?" ગુરુએ ઉત્કંઠાપૂર્વક પૂછ્યું.

"હમણાં જ થયાં. આ જ જગાએ."

"તો મને કેમ ન થયાં?"

ભગવાન અને પોતાની વચ્ચે જે વાતચીત થઈ હતી તે બધી ભક્તે ખૂબ જ સંકોચપૂર્વક પોતાના ગુરુને કહી સંભળાવી. ગુરુ ખૂબ જ દિલગીર થયા. ત્યાં ને ત્યાં જ એમનું અભિમાન ગળી ગયું. દુઃખના આવેશમાં આવી જઈ એમણે પોતાના શિષ્યના પગ પકડી લીધા અને કહ્યું, "હવે તો તું જ મારો ગુરુ બન અને મને દર્શનનો રસ્તો બતાવ." પોતાનાં આંસુ સિવાય ભક્ત બીજું શું બતાવી શકે?

જ્યારે ત્યાંથી પાછા ફરવાનો વખત થયો ત્યારે બન્નેના મનમાં કેવા કેવા અવનવા ભાવ પેદા થઈ રહ્યા હતા! ભક્ત એ સ્થાનને છોડી નહોતો શકતો; કારણ કે એ જ સ્થાને એને પ્રભુનાં દર્શન થયાં હતાં. અને ગુરુ એ સ્થાનેથી હઠવા નહોતા માગતા કારણ કે એમને પોતાના જ્ઞાની જીવનની નિરર્થકતાનો પૂરેપૂરો ખ્યાલ આવી ચૂક્યો હતો! જ્ઞાનથી જે શુદ્ધિ નહોતી થઈ શકી તે આખરે પશ્ચાત્તાપ અને ભક્તના સહવાસથી થઈ ગઈ, અને પછી ગુરુએ પણ અમૃતવાણી સાંભળી:

"વત્સ, હવે તું પણ મારા દર્શનનો અધિકારી થઈ ગયો છે."

**૧૯૪૦**

# ૩૩. ભીંતમાંથી નીકળતું પાણી

હું હરદ્વાર તરફ ફરતો હતો. સાધુના પહેરવેશમાં હિમાલયની પગયાત્રા કરવાની ધૂન મને લાગેલી હતી. સોયનો ઉપયોગ થયો હોય તેવું કપડું પણ હું પહેરતો ન હતો. ફક્ત એક ધોતિયું અને ઓઢવાની ચાદર એ બે જ હું વાપરતો હતો. ટાઢ સામે માથું અને કાન ઢાંકવા એક ઊની મફલર ખરું. દાઢી અને માથાના વાળ વધેલા હતા. મારી શિકલ, સાચેસાચ, એક જંગલવાસી આરણ્યક જેવી જ હતી. વીસ માઈલનો પ્રવાસ પૂરો કરીને એક ધર્મશાળામાં હું આરામ કરી રહ્યો હતો.

ત્યાં કલકત્તાના એક સજ્જન આવી પહોંચ્યા. કોઈ કચેરીમાં વકીલાત કરતા હશે. તેમને તરસ લાગી. મારી પાસે તેમણે પાણી માગ્યું. તે વખતે મારી પાસે પાણી ક્યાંથી? તરત ઊઠીને તેમને માટે પાણી લાવવાની મારામાં ન તો હતી શક્તિ કે શ્રદ્ધા. મેં તેમને કહ્યું, "અહીં આ દોરડું પડ્યું છે અને પેલો ઘડો. સામે જ કૂવો દેખાય છે તેમાંથી પાણી ખેંચીને પી લેશો. અને પછી ઘડો તથા દોરડું મને પાછાં પહોંચતાં કરશો. જેમની પાસેથી તે વસ્તુઓ હું લાવ્યો છું તેમને પાછી પહોંચાડવાનું મારે માથે છે." વકીલ મહાશય પોતાની બંગાળી હિંદીમાં મને સમજાવવા લાગ્યા, "અમને કૂવામાંથી પાણી ખેંચવાનું ફાવતું નથી. અમે તો કલકત્તામાં રહીએ છીએ. અમારે ત્યાં ભીંતમાં નળ હોય છે. ચકલી ફેરવી એટલે પત્યું. જોઈએ તેટલું પાણી મળી જાય." વકીલ મહાશયે માનેલું કે હું પહાડી જંગલોમાંથી આવેલો હોઈશ. મેં કદી નળ જોયા નહીં હોય. એટલે ભીંતમાંથી પાણી કેવી રીતે આવે છે તે પોતાની ભાંગીતૂટી ભાષામાં હાવભાવ સાથે સમજાવવા લાગ્યા.

મને કાંઈક મજાક કરવાનું મન થયું. મેં તેમને પૂછ્યું, "શું, ભીંતની નીચે કૂવા હોય છે?" "અરે નહીં, ભીંતની નીચે કૂવો કેવી રીતે હોઈ શકે? તે પાણી

તો ખૂબ દૂરથી નળ મારફતે આવતું હોય છે અને એ નળ ભીંતમાં ચણવામાં આવે છે."

મેં ફરીથી પૂછયું, "તો ભીંત ભીની થવાથી ઢીલી પડીને પડી નથી જતી?"

વકીલ સાહેબને મારા અજ્ઞાનની દયા આવી અને શહેરી જીવન એટલે શું તે મને સમજાવવા લાગ્યા : મોટાં મોટાં મકાનો હોય છે, એક ઉપર એક માળ હોય છે, પાણી ઉપર ચડે છે. નાહવાની ઓરડીમાં ઉપર ફુવારો હોય છે જેમાંથી વરસાદની માફક ધારાઓ પડતી હોય છે. મેં મારા ચહેરા ઉપર એટલું બધું આશ્ચર્ય દેખાડયું કે તે ખૂબ રસથી સુધરેલી દુનિયામાં કેવી કેવી સગવડો હોય છે તે મને સમજાવવા લાગ્યા. ન તો તેમને હિંદી આવડતું હતું, ન તો મને. તેમની ભાષામાં વચ્ચે વચ્ચે અંગ્રેજી શબ્દો આવતા હતા અને મને અંગ્રેજી નથી આવડતું એમ સમજીને તે તે શબ્દોના હિંદી–બંગાળી અર્થ કરતા જતા. તેમની ઠીક ઠીક વાતો મેં સાંભળી. છેવટે વકીલ સાહેબને વિચાર થયો કે આ ગામડાનો ગમાર કયાંનો છે એટલું તો જાણી લઈએ. મેં પૂરેપૂરી શાંતિ અને ગંભીરતાથી અંગ્રેજીમાં જવાબ આપ્યો, "આઇ કમ ફ્રૉમ ધ સિટી ઑફ બૉમ્બે."

વકીલ સાહેબની શિકલ જોવા જેવી થઈ ગઈ! મેં ઝટ ઊઠીને હાથમાં ઘડો-દોરડું લીધાં, અને પાણી ખેંચી લાવીને તેમને પિવડાવ્યું.

પછી અમારી વચ્ચે જે વાતો થઈ તે જુદા જ પ્રકારની હતી.

૧૯૪૦

## ૩૪. ब्राह्मणाः सन्तु निर्भयाः

કેટલાંક વરસ પહેલાં જ્યારે રશિયાના પ્રોફેસરોની અને વિદ્વાનોની દુર્દશા થઈ હતી ત્યારે એશિયાભૂષણ કવિવર રવીન્દ્રનાથે એક અપીલ બહાર પાડી હતી અને રશિયાના એ પીડિત બ્રાહ્મણોને કાંઈક સહાય મોકલાવી હતી.

આ વખતે ઇંગ્લંડના કવિ, નાટકકાર, નિબંધલેખક, સંપાદક અને નવલકથાકારોની મંડળી તરફથી એક અપીલ આવી છે કે યુરોપના બીજા દેશોથી પીડાયેલા માન્યલેખક હિજરત કરીને ઇંગ્લંડમાં જઈ રહ્યા છે. તેમની રક્ષાને માટે કાંઈક મદદ મોકલવામાં આવે. ઇંગ્લંડની ઉપર જણાવેલી પી. ઈ. એન. ક્લબ તરફથી આ શાસનપીડિત લોકોને એક હજાર મહોરો આજ સુધીમાં અપાઈ, પણ એથી શું થઈ શકે? એથી કુમારી સ્ટોર્મ જેમિન્સને અપીલ કરી છે કે ભારતવર્ષ તરફથી પણ કાંઈ મદદ મોકલવામાં આવે.

અમારો અભિપ્રાય છે કે આવે ટાણે યુરોપીય બ્રાહ્મણોને મદદ તો જરૂર પહોંચાડવી જોઈએ. હિંદુસ્તાન ગમે તેટલો ગરીબ દેશ કેમ ન હોય, આર્તત્રાણમાં

અને આતિથ્યમાં એણે કદી પોતાના દારિદ્રનો વિચાર કર્યો નથી. કર્ણ અને ચારુદત્ત જ ભારતના પ્રતિનિધિ ગણાય.

પણ આ બાબતમાં અમારી એક નમ્ર સૂચના એ છે કે વિલાયતની રહેણી-કરણી એટલી મોંઘી છે કે ભારતના પૈસા વિલાયતમાં ખૂબ (દૂબળા) ઓછા થઈ જાય છે. યુરોપના એક આદમીને કુશળતાથી રાખવા જ્યાં આપણા દેશમાં ત્રીસ-ચાળીસ રૂપિયા પૂરતા થાય ત્યાં તેને તેવી જ રીતે વિલાયતમાં રાખવા માટે ઓછામાં ઓછા માસિક બસો રૂપિયા આપવા પડે. યુરોપના બ્રાહ્મણોને આપણા દેશમાં બોલાવવાથી આપણને એમના પરિચયનો લાભ મળશે અને તેઓ પણ આપણને ઓળખી શકશે. બધા પૈસા આ જ દેશમાં વપરાશે અને આપણા દેશના નવયુવકો આ યુરોપના બ્રાહ્મણો પાસે તેજસ્વી વિદ્વત્તાની દીક્ષા લેશે. યુરોપના હિજરતી લેખકોને જો આપણી કૉલેજોમાં અને હાઈસ્કૂલોમાં વહેંચી લેવાય તો કેટલું સારું થાય!

સ્વદેશી લોકોને છોડીને એમને નોકરી તો નહીં આપી શકીએ પણ ભારત-ના આતિથ્યના હકદાર તો તેઓ જરૂર છે.

૧૯૪૧

## ૩૫. પુષ્પ-પૂજા

ઝાડ પરથી નીચે ખરી પડેલાં ફૂલ ભગવાનને ન ચડાવાય એવો નિયમ બધે છે. પૂજા તો આદર અને ભક્તિ વ્યક્ત કરવા માટે છે. જે વસ્તુ આપણને પ્રિય છે, જે શુદ્ધ છે, તાજી છે, પવિત્ર છે તે જ ભગવાનને ચડાવાય. સારામાં સારી, વહાલામાં વહાલી વસ્તુ પસંદ કરીને તે જ ભગવાનને ચડાવાય. પોતાને મોતે મરી ગયેલા જાનવરનો જેમ બલિ ન ચડાવાય તેમ જ પોતાની મેળે ખરી પડેલાં ફૂલ પણ ભગવાનને ન ચડાવાય.

કોકને થશે કે બલિદાન જેવી ઘાતકી પ્રવૃત્તિ અને ફૂલ ચડાવવા જેવી પ્રસન્નમંગલ પ્રવૃત્તિની સરખામણી એક જ વાક્યમાં શા માટે કરી? એવાઓને હું પૂછીશ કે પોતાની માતાના ખભા ઉપર પ્રસન્નપણે હસતું અને ડોલતું ફૂલ કઠોર આંગળાં ને નખ વતી તોડી લેવું અને એની કુમળી, સુવાસિત પાંખડીઓનો જરા સરખો વિચાર કર્યા વગર એ આખું ફૂલ પોતાના નાક સાથે, ગાલ આગળ કે આંખો ઉપર ચાંપવું, એ શું એટલી જ ઘાતકી પ્રવૃત્તિ નથી? ફૂલ હસે છે, સુગંધની ફોરમ ફેલાવે છે, પતંગિયાને ઉજાણીનું આમંત્રણ આપે છે અને તમને પ્રસન્નતાની દીક્ષા આપે છે, એ જ એનો ગુનો છે ને?

તમારી આંબાવાડીમાં ડાળની ટોચે બેસી, વસંત ઋતુને ગાય છે એ જ ગુનાસર કોઈ કોયલને તમે મારી પાડો અને એના પેટમાં ભૂસું ભરી દઈ તમારા દીવાનખાનામાં એને બેસાડી દો, પોપટની પાંખો લીલી હોય છે અને નાક લાલ હોય છે એટલા જ ખાતર એને પકડીને એને પાંજરામાં પૂરી દો, અને અનંત આકાશમાં વિહાર કરનાર એ દ્વિજરાજને વેંતિયા પાંજરાના અવકાશમાં પોતાની પાંખોને વ્યાયામ આપવાનું કહો એમાં જેટલી રસિકતા અને સજ્જનતા હોય, તેટલી પૂજા માટે ફૂલ તોડવામાં અથવા તોડયા પછી એની માળા કરવામાં કે ફૂલદાનીમાં એને ગોઠવવામાં છે. જૂના લોકો શત્રુને મારીને એની ખોપરી પોતાની લાકડી ઉપર કે પોતાના ગળામાં લઈને ફરતા. કાંઈ નહીં તો વેર વાળ્યાનો અને વિજય મેળવ્યાનો આનંદ એમને મળતો. જ્યારે આપણે પ્રેમથી પાળેલા છોડને બાળક બેસતાંવેંત એને તોડી લઈએ અને એ પરાક્રમનો વિજયોત્સવ પોતાના કોટના બટનહોલમાં માણીએ એ કેવું? નાનપણમાં 'બૉવરિલ'ની એક જાહેરખબર જોઈ હતી. એક મોટો પુષ્ટ બળદ એક ઠેકાણે ચીતર્યો હતો અને એની સામે એક નાનકડી ડબ્બી હતી, અને લખ્યું હતું કે એક આખા બળદના માંસનો અર્ક આ નાનકડી ડબ્બીમાં તમને મળશે, એટલે કે એક ડબ્બી ભરીને 'બૉવરિલ'નું સેવન કરશો તો એક મોટો પુષ્ટ બળદ ખાધાનું ફળ તમને મળશે. આજકાલના જાહેરાતદારો વધારે ધૂર્ત થયા છે. ગોમાંસના સેવન પ્રત્યે હિંદુ લોકોની સૂગ એમને કાને પહોંચી છે એટલે 'બૉવરિલ' એ બળદનો અર્ક છે એ વસ્તુની જાહેરાત નથી કરતા. બિચારા પુષ્ટિના ભૂખ્યા હિંદુઓને માઠું લગાડવાનું પાપ તેઓ કેમ કરે?

હું જો અત્તરનો પ્રામાણિક વેપારી હોત અને સુગંધી અત્તરની એક નાનકડી શીશીનું ચિત્ર દોરી, એની સામે સુગંધી ફૂલોનો એક મોટો બગીચો ચીતરત અને નીચે લખત કે—આ આખો બગીચો લૂંટી લઈ એનાં તમામ ફૂલો ચગદી નાખી, એ ઉકાળી કાઢયાં છે, અને તેમાંથી ફૂલોની સુગંધ પકડી આ શીશીમાં પૂરી રાખી છે, તો મારા ઘરાકોને એ અત્તાર ખરીદતાં સંકોચ થાત ખરો?

આપણા સંતોમાં એક રામકૃષ્ણ પરમહંસ એવા થયા કે જેમણે એમની જિંદગીના છેલ્લા દિવસોમાં, કાલીના પ્રસાદ તરીકે પણ આવેલું માંસ ખાવાનું છોડી દીધું હતું, અને પૂજા માટે ફૂલો ન તોડવાનો નિશ્ચય કર્યો હતો. તેઓ કહેતા કે ફૂલો જ્યાં ઊગ્યાં છે, ત્યાં જ ભગવાનને અર્પણ છે. એ ત્યાંથી કાઢીને, એમને મંદિરમાં લઈ જઈને ફરી અર્પણ કરવામાં કાંઈ અર્થ જ નથી.

જો કોઈ માણસ મંદિરમાં જઈ મૂર્તિ ઉપરનું એક ફૂલ ઉપાડી ફરી એ ઉપર ચડાવે અને સંસ્કૃતનું ખૂન કરી શ્લોક બોલે—

माल्यादीनि सुगंधीनि मालत्यादीनि वै प्रभो ।
मया हृतानि पूजार्थम् पुष्पाणि प्रतिगृह्यताम् ।।

તો તમે કેવળ હસીને સંતોષ નહીં માનો. તમે એ માણસની ઝાટકણી કાઢશો કે મૂર્તિ ઉપર એક વાર ચડેલું ફૂલ કાઢી લઈ ફરી ચડાવો છો એનો અર્થ શો? પણ જ્યારે તમે બનારસમાં જઈ, ગંગાનું જ પાણી લઈ ગંગાને જ અભિષેક કરો છો ત્યારે તમને એનું આશ્ચર્ય નથી થતું.

ફૂલો ઊગે છે તે જ ભગવાનની પૂજા રૂપે. ફૂલો આંખો ઉઘાડે છે તે ભગવાનના દર્શન માટે જ. સુગંધ ફેલાવે છે ભગવાનની સેવા અને પ્રસન્નતા માટે. અને પોતે ખરી પડે છે તે પણ પૂજાની સમાપ્તિ સૂચવવા માટે જ. એવાં એ ફૂલોને અકાળે, છોડથી વિખૂટાં કરી, જાણે પોતાનો જ પુરુષાર્થ હોય તેમ મંદિરમાં ચડાવો છો ત્યારે સહનશીલ ભગવાન તો એ સમજી શકે છે. પણ ફૂલોને શું થતું હશે?

રામકૃષ્ણ પરમહંસે એક રીતે વિચાર કર્યો. એક સંસ્કારી બહેને આ પરિસ્થિતિનો બીજી રીતે વિચાર કર્યો છે. તેઓ સવારે ઊઠીને પડી ગયેલાં ફૂલો વીણે છે. એમનું કોમળ હૃદય કોઈ પણ છોડ કે વેલીને લૂંટવાની કઠોરતા કબૂલ કરતું નથી. ખરી પડેલાં ફૂલો શ્રીકૃષ્ણની છબી ઉપર ચડાવતાં એમને સંકોચ નથી, પણ ઊલટો આનંદ થાય છે. જ્યારે એમને પૂછવામાં આવ્યું કે પડી ગયેલાં ફૂલો ભગવાનને ચડાવતાં તમને સંકોચ નથી? ત્યારે આશ્ચર્યથી જોઈ એમણે કહ્યું–"સંકોચ! હું તો ફૂલ ચડાવતી વખતે ભગવાનને કહું છું : હે પતિતપાવન, આ 'પતિત' ફૂલોનો ઉદ્ધાર તું ન કરે તો બીજા કોણ કરવાના હતા? હું રોજ જોઉં છું કે લોકો ફૂલો તોડીને લઈ આવે છે ત્યારે આ છબીની આંખો ગમગીન દેખાય છે, જ્યારે મારાં પડેલાં ફૂલોની વનમાળા જોતાંવેંત ભગવાન પ્રસન્નતાનો આવકાર આપે છે. પૂજાવિધિના નિયમો હું તમારાં શાસ્ત્રો પાસેથી શા માટે લઉં? ભગવાન પોતે જ મને એ શીખવે છે."

૧૯૪૧

# ૩૬. નવ-રત્નનો હાર

એક પરમ ભાગવત હતા. અધ્યાપનમાં રચ્યાપચ્યા રહેતા. એમના શિષ્યો યાત્રાએ ઊપડયા. ગુરુ મહારાજે આશીર્વાદ આપતાં કહ્યું, "ફલાણે ઠેકાણે મારો એક સહાધ્યાયી રહે છે. નાનપણમાં અમે ખૂબ આનંદ કર્યો હતો. એમના ગામમાં જાઓ ત્યારે એમને જરૂર મળજો. મારું ક્ષેમકુશળ કહેજો; અને એમને કાંઈ જોઈતું-કારવતું હોય તો પૂછી આવજો."

શિષ્યો ઊપડયા. એમને થયું, "ભલભલા વિદ્વાનો ભેટ લઈને અમારા ગુરુ-મહારાજ પાસે આવે છે. આ કોણ એમનો સહપાઠી હશે જેને માટે અમારા ગુરુ મહારાજ જોઈતું-કારવતું મોકલવા તૈયાર થયા છે! હશે, આપણું કામ સંદેશો પહોંચાડવાનું છે."

સહાધ્યાયીના ગામે શિષ્યો પહોંચ્યા. સાષ્ટાંગ પ્રણિપાત કરી એક બાજુએ બેઠા. "પરમ ભાગવત તરફથી અમે આવીએ છીએ," એમ કહેતાંની સાથે સાધુ મહારાજ ઊઠયા અને કહેવા લાગ્યા, "ઓહોહો, મારા બાલમિત્ર પાસેથી આવો છો! તમને જોઈ મારા વયસ્યને જ મળ્યાનો આનંદ થાય છે. બેસો, બેસો, તમારી શી સેવા કરું?"

"અમારા ગુરુ મહારાજ પ્રસન્ન છે. તેમણે આપનું ક્ષેમકુશળ પૂછયું છે. અને કાંઈ જોઈતું-કારવતું હોય તો તે પણ પૂછી આવવાનું અમને કહ્યું છે."

સાધુજીએ એક ક્ષણ વિચાર કર્યો. પછી કહે, "મારો મિત્ર આટલા હેતથી પૂછે છે ત્યારે માગતાં સંકોચ શો? અને એ છે પણ સમર્થ. એને લાયક જ કાંઈક માગવું જોઈએ." પછી એ શિષ્યો તરફ વળીને કહે છે, "દીકરાઓ, તમારા ગુરુ-મહારાજને કહેજો કે મેં એક નવ-રત્નનો હાર માગ્યો છે."

શિષ્યો તો સડક થઈ ગયા. પણ પોતાનું આશ્ચર્ય મોઢા ઉપર ન બતાવતાં, "જેવી આજ્ઞા" કહીને તેમણે વિદાય લીધી.

શિષ્યો એટલે શ્રદ્ધા અને અશ્રદ્ધાનું મિશ્રણ. ભક્તિ અને ટોળ બન્ને દિશામાં એમની ગતિ હોય છે. એમણે અંદર અંદર શી શી વાતો કરી હશે એનું વર્ણન ન કરવું એ જ સારું.

શિષ્યો ગુરુને ઘેર પાછા આવ્યા. "મારો મિત્ર મળ્યો હતો? મજામાં હતો? એનું કેમ ચાલે છે? એણે કાંઈ સંદેશો કહ્યો છે?" શિષ્યોએ ઠાવકું મોઢું રાખીને ગુરુ મહારાજને એમના ગુરુભાઈનો સંદેશો પહોંચાડયો.

"અવશ્ય," કહીને ગુરુ મહારાજ અંદર ગયા. નિત્યક્રમ તો ચાલુ જ હતો. પણ ગુરુ મહારાજ તે દિવસથી એકાંતમાં વધારે વખત ગાળવા લાગ્યા. ચાતુર્માસ્ય પૂરું થયું. ગુરુ મહારાજે એક પોટલું શિષ્યોને સોંપીને કહ્યું, "તમે ફરી મારા ગુરુ-ભાઈ પાસે જાઓ. એને આ પોટલું આપીને કહો કે, 'તમે માગેલો નવ-રત્નનો હાર આમાં છે, સાચવીને વાપરશો.'"

"જેવી આજ્ઞા," કહીને શિષ્યો ઊપડ્યા. મજલ દર મજલ પંથ કાપતા પૂર્વપરિચિત ઠેકાણે આવી પહોંચ્યા. આ વખતે એમનું વિશેષ સ્વાગત થયું. ભોજન પછી રંગમંડપમાં બધા ભેગા થયા. સાધુ મહારાજે ગામના બધા ઓળખીતાઓને ભેગા કર્યા હતા. બધાને કહે, "આજે મારે માટે નવ-રત્નનો હાર આવ્યો છે; તે જોવા આવજો." વિધિપુરઃસર એ પોટલાની પૂજા થઈ અને સાધુ મહારાજે એ પોટલું ખોલ્યું. અંદર સુંદર અક્ષરે લખેલી એક સંસ્કૃતપોથી હતી. એમાં નવ પ્રકરણ હતાં. નવવિધા ભક્તિમાંથી એક એક પ્રકાર લઈ, એ જાતની ભક્તિનું જેમાં વર્ણન છે એવા શ્રીમદ્‌ભાગવતના શ્લોકો એમાં એકત્ર કરેલા હતા. સાધુ એ શ્લોકો વાંચતા જાય અને એમના શરીર પર અષ્ટ સાત્ત્વિક ભાવ પ્રગટ થતા જાય. ઘડીકમાં હસે, ઘડીકમાં રડે, ઘડીકમાં તાળીઓ વગાડે! પોતે ક્યાં છે એ જ તેઓ ભૂલી ગયા હતા. ભેગા થયેલા લોકો એક કલાક સુધી ચિત્રની પેઠે સ્તબ્ધ થઈને જોતા હતા. પારાયણ પૂરું થયું એટલે સાધુએ એ ગ્રંથ માથે ચડાવી નાચવા માંડ્યું. કહે કે, "આજે હું કૃતાર્થ થયો. જે નવ-રત્નના હારની ઝંખના આટલાં વરસ સેવતો હતો તે મને મળી ગયો."

પ્રસાદ આપીને આવેલા લોકોને વિદાય કર્યા. પછી કહે, "હવે આ હાર કંઠસ્થ કરીશ તો જ બરાબર સચવાશે."

૧૯૪૧

[ઉપરના લેખમાં પરમ ભાગવત તરીકે જેમનો ઉલ્લેખ કર્યો છે તે મિથિલાના વતની કાશીમાં જઈને રહેલા શ્રી વિષ્ણુપુરી છે. તેમણે ભાગવતમાંથી નવવિધાભક્તિને લગતા શ્લોકો વીણી કાઢ્યા, અને તેને 'ભક્તિ-રત્નાવલિ' નામ આપ્યું. એ નવી ભક્તિ-રત્નાવલિ પર તેમણે 'કાંતિમાલા' નામની ટીકા પણ લખી છે. આ ટીકા સાથે મૂળ શ્લોકો અલ્હાબાદની પાણિનિ ઑફિસ તરફથી 'ભક્ત-રત્નાવલિ' એ નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

એમના મિત્ર તરીકે જેમનો ઉલ્લેખ કર્યો છે તે બંગાળના પરમ વૈષ્ણવ ચૈતન્ય દેવ છે. બન્નેનો કાશીમાં મેળાપ થયેલો.]

# ૩૭. પ્રતિષ્ઠાની દુનિયા

એક સારા ઘરના યુવકને દાક્તરે કહ્યું કે, તમારે રોજ ઓછામાં ઓછું ચાર માઈલ ફરવા જવું જોઈએ. સવારે કે સાંજે બે માઈલ જવું ને બે માઈલ આવવું. આટલું કરશો તો તમારી તબિયત સારી રહેશે. યુવકે દાક્તરની સલાહ માનીને રોજ સાંજે નિયમિત ફરવા જવાનું રાખ્યું.

વૃદ્ધ પિતાએ વિચાર્યું કે જો સાંજની ટપાલ છોકરાને આપીએ તો પોસ્ટ ઑફિસમાં વખતસર પહોંચી જાય. પોસ્ટ ઑફિસ બે માઈલ દૂર સ્ટેશન પાસે હતી. પિતાએ પુત્રને કહ્યું, "તું નિયમિત ફરવા જાય જ છે. સ્ટેશનનો રસ્તો સારો છે. સ્ટેશન માસ્તરના છોકરા સાથે તારે દોસ્તી પણ છે. વળી તું ઘણું-ખરું એ તરફ જ ફરવા જાય છે. ત્યારે જો તું ટપાલ પણ લેતો જાય તો નોકર-ની મહેનત બચશે અને પત્રો વખતસર પહોંચ્યા કે નહીં તેની ચિંતા કરવાની નહીં રહે. નોકરો વખતસર ટપાલ નાખવામાં કયારેક ગફલત કરે છે અને કહેતા પણ નથી કે આજે મોડું થઈ ગયું."

છોકરાને પિતાની વાત ગમી નહીં. ફરવા માટે ગમે તેટલું ચાલવા તે તૈયાર હતો, પણ ટપાલ નાખવા રોજ બે માઈલ જવું ને બે માઈલ આવવું એ તો ખેપિયાનું કામ. એને થયું કે, જો હું એ કામ કરું તો મારી આબરૂ શી રહે? અને પછી ફરવામાં મજા કેમ આવશે?

તેણે અનેક બહાનાં કાઢયાં ને ટપાલનું કામ ટાળ્યું.

જરા ઉપયોગિતા આવી કે પ્રતિષ્ઠા ચાલી ગઈ, મહત્તા ઘટી ગઈ અને આનંદ તો સુકાઈ જ ગયો!

આમ કેમ બન્યું? મહેનત-મજૂરીની ઉપયોગિતા મજૂર વર્ગ માટે છે. એ વર્ગમાં ગણાવું એ ઉજળિયાત લોકોની પ્રતિષ્ઠાને ઝાંખી પાડનારું છે, ઉજળિયાત વર્ગના લોકોને જ આજે બૂઝ્ર્વા (burgeouis) કહે છે. એ લોકોને શરીર-શ્રમ કરીને એમાંથી મળતો લાભ લેવાનું ગમતું નથી.

*

ન્યાયમંદિરના એક જજ હતા. તેઓ રોજ સાંજે ન્યાયમંદિરથી પોતાને ઘેર ચાલતા જતા. પરંતુ એમની ઘોડાગાડી ધીમે ધીમે એમની પાછળ પાછળ આવતી (એ દિવસોમાં મોટર નહોતી). ન્યાયમૂર્તિ કદી ઘોડાગાડીમાં બેસતા નહીં. રસ્તામાં કોઈ મિત્ર મળી જતો તો તેની સાથે વાતો કરતા કરતા ચાલતા. વરસાદના દિવસો હોય તો છત્રી લઈને ચાલતા. સાંજે ફરવા જવાનો એમનો નિયમ હતો. તે

વખતે તેઓ બીજું કંઈ કામ ન કરતા. પણ ફરવા જાય ત્યારે સાથે ઘોડાગાડી તો જોઈએ જ.

એક દિવસ કોર્ટનું કામ પૂરું થયું તોપણ ઘેરથી ગાડી ન આવી. આથી તેઓ ઘણા ગુસ્સે થયા. પણ ગાડી ન આવી ત્યાં સુધી ત્યાંથી નીકળ્યા નહીં!

આમ કેમ? તેઓ માનતા કે લોકોને જો એમ લાગી જાય કે જજ સાહેબ ગાડી ન હોવાથી ચાલતા જાય છે તો એમની પ્રતિષ્ઠા શી રીતે ટકે? પાછળ આવતી ગાડી લોકો જુએ ત્યારે જ ચાલવામાં શોભા. ગાડી અમસ્તી ચાલતી, ઘોડા કશા પ્રયોજન વગર એને ખેંચતા અને નોકરોને એટલું જ જોવાનું કે ગાડી માલિકની પાછળ બહુ દૂર ન રહે અને બહુ નજીક પણ ન થઈ જાય. જજ સાહેબને પ્રતિષ્ઠાનો સંતોષ હતો. ઘોડા બિચારા આમાં શું જાણે? નોકરો આ નિરર્થક યાત્રા વિશે શું માનતા એ એમણે કદી કોઈને કહ્યું નથી – અમે તો નથી જ સાંભળ્યું.

*

લશ્કરનો એક સિપાઈ હતો. સવારની પરેડ કરીને ઘેર જતો હતો. તેણે વિચાર કર્યો કે, શાકબજારમાં થઈને જાઉં તો તાજું શાક મળે. એટલે શાકબજારમાંથી શાક ખરીદીને હાથમાં લઈને ચાલ્યો. સામેથી તેના મેજર સાહેબ આવતા હતા. સિપાઈના હાથમાં શાક જોઈ ખૂબ ગુસ્સે થઈને બોલ્યા, "તું તો લશ્કરી સિપાઈ છે કે હજામ? વરદી પહેરીને હાથમાં મજૂરની પેઠે પોટલી ઊંચકીને જાય છે! તારો આઠ આના દંડ કરવામાં આવે છે. યાદ રાખ, હવે ફરીથી આવું જોવામાં આવશે તો તારી નોકરી જશે."

આમ શાથી? મજૂર મજૂર છે. તે કોઈનો બોજો ઉપાડવાની મજૂરી કરી શકે. લશ્કરનો સિપાઈ લોકોને દબાવવા માટે છે. એ રાજ્યશક્તિનો પ્રતિનિધિ છે એવી લોકો પર છાપ પડવી જોઈએ. તે ગમે તેની પાસે જબરદસ્તીથી કામ કરાવી શકે. તે કોઈને ગોળી મારીને મારી નાખી શકે. અને છતાં તેને કોઈ ખૂની કે જલ્લાદ નહીં કહે. એ સોલ્જર છે, લશ્કરનો સિપાઈ છે. એ મજૂરનું કામ કરે તો – ભલે પછી તે પોતાના ઘરનું કામ હોય – એની વરદીની ઇજ્જત નહીં રહે.

*

દુનિયામાં બે જાતિઓ છે. દબાઈ જનારી અને દબાવનારી. દરેક માણસે પોતપોતાની જાતિના કાયદાનું પાલન કરવું જોઈએ. બ્રાહ્મણ ચંદનનું તિલક કરીને જ બહાર નીકળશે. વાળંદ, કડિયો ને સુથાર પોતપોતાની જાતિની નિશાની હાથમાં લઈને ફરશે. લશ્કરનો સિપાઈ, ન્યાયમંદિરનો ન્યાયાધીશ અને શાહુકારનો છોકરો પોતપોતાની જાતિના કાયદાનું પાલન કરવા તત્પર હોય છે. આથી જ પ્રતિષ્ઠાની દુનિયા ટકી શકે છે.

૧૯૪૧

# ૩૮. બાળસૃષ્ટિમાં ડોકિયું

## બાળલીલા

આપણે જેને બાળકોની રમત કહીએ છીએ, તે ખરું જોતાં તેમની રમત નથી હોતી. આપણે મોટેરાઓ કોઈ સભામાં બેસીને રાષ્ટ્રગીતોની ચર્ચા કરતા હોઈએ અથવા પ્રયોગશાળામાં બેસીને કુદરતનું. રહસ્ય શોધી કાઢવાના પ્રયત્નમાં તલ્લીન થયા હોઈએ, એ વખતે, આ શું ચાલી રહ્યું છે, તે ન સમજવાથી બાળકો જો આપણી એ પ્રવૃત્તિને 'વૃદ્ધલીલા' કહે તો તેમાં તેમની જરાય ભૂલ ન કાઢી શકાય. ઊલટું તેમને એમ કહેવાનો વધારે હક છે. બાળકોને હજી હવે મોટા થવાનું છે. મોટપણનો અનુભવ તેમને નથી હોતો. એટલે મોટપણની પ્રવૃત્તિ વિશે તેઓ ગમે તે કહે તોયે તે તેમને શોભે.

પણ આપણે એક વખત નાનાં બાળક હતાં. બાળલીલાનો આપણે અનુભવ લીધેલો છે. આપણાથી એમ ન કહી શકાય કે, બાળકોની આ બધી પ્રવૃત્તિ શા માટે ચાલી રહી છે, તે અમે શી રીતે જાણીએ?

નાનાં બાળકો આ દુનિયામાં આવતાંવેંત તેને અને પોતાની જાતને સમજવાને માટે ભગીરથ પ્રયત્ન કરતાં હોય છે. મોટી ઉંમરે પાંચ કલાક ભણવું અને બાકીનો વખત રમવું એ આપણો કાર્યક્રમ હોય છે. પણ બાળપણમાં પ્રભુની શાળામાં રમતનો સમય એ જ ધ્યાનપૂર્વક ભણવાનો સમય હોય છે. ઊંઘના તેર કલાક બાદ કરતાં બાકી રહેલો બધો સમય બાળકો કુદરત-ગુરુના હાથ નીચે અખંડપણે ભણતાં જ હોય છે. પાછળથી જ્યારે એને માણસ પાસે ભણવાનો પ્રસંગ આવે છે, ત્યારે તે ભણાવનારની નાલાયકી જોઈને ભણવાના કલાકો ઓછા કરવા પડે છે, એટલો જ ફેર!

રમવું અને ભણવું એવો ફરક શા માટે કર્યો હશે કોણ જાણે! રમત દ્વારા ભણવું અને ભણવા દ્વારા બધી જાતનો આનંદ અનુભવવો એ જ વાસ્તવિકપણે જીવવું છે.

કેળવણીની આડે જો કોઈ વસ્તુ આવતી હોય તો તે ભાષા છે. નાનાં બાળકોને ભાષા નથી આવડતી હોતી, તેથી જ તેઓ કુદરતની શાળામાં ભણી શકે છે, અને બધી જાતના પ્રયોગો રુકાવટ વિના કરી શકે છે. અભ્યાસક્રમ નિશ્ચિત નથી હોતો, તેથી દુનિયાભરના તમામ વિષયો તેઓ એકીવખતે શીખે છે. આપણી પોતાની વિકૃતિને લીધે આપણે તેમના શિક્ષણને બાળલીલા કહીને અવગણીએ છીએ, એટલું જ!

કરીએ છીએ ત્યારે તે કહે છે, "न मे द्वेष्योऽस्ति न प्रियः।"–મને કોઈ પ્રત્યે ખાસ દ્વેષ કે પ્રેમ નથી.

ગુરુને ભક્તિ પ્રિય હોય છે. પરંતુ જેમ આપણને દૂધ ભાવતું હોય તોપણ ગાયને બે લાકડીઓ માર્યા વિના આપણાથી રહેવાતું નથી, તેવી જ રીતે શિષ્ય પાસેથી ભક્તિ વસૂલ કરતી વખતે સોટીનો પ્રયોગ કરવાની બાબતમાં ગુરુને સંકોચ થતો નથી.

પણ, માનવસ્વભાવ કેવો વિચિત્ર છે તે તો જુઓ! જ્યારે ગુરુઓ શિષ્યોને જનાવરોની જેમ હળે જોડતા, તેમ જ શિષ્યે માગી આણેલી ભિક્ષા પણ તેને પેટ ભરીને ખાવા દેતા નહીં, અને ઉપરથી કહેતા, 'लालने बहवो दोषाः ताडने बहवो गुणाः' (લાડ લડાવવામાં બહુ દોષ છે ને મારવામાં બહુ ગુણ છે), ત્યારે વિદ્યાર્થીઓ ગુરુનિષ્ઠાની પરાકાષ્ઠા કરતા!

આજકાલના ગુરુઓ એવા નથી હોતા. શિષ્યોનો રાગ જોઈને તેમની પાસેથી કામ લેવું, શિષ્યોને આરાધ્ય દૈવત સમજવું, શિષ્યોને સન્માનપૂર્વક સંબોધવા, એવો આદર્શ જેમણે પ્રચલિત કર્યો, તે શિક્ષકોને વિશે ગુરુભક્તિ વધવાને બદલે તેમને પોતાના દુશ્મન ગણીને તેમની સાથે વર્ગકલહ જમાવવાની ઇચ્છા આજકાલના વિદ્યાર્થીઓને થાય છે, અને શિક્ષકોની વિરુદ્ધ પોતાના અધિકારોનું સંરક્ષણ કરવાને માટે વિદ્યાર્થી-સંગઠન કરવાનું એમને મન થાય છે!

નિષ્ઠા જાણે ગુલામોનો ગુણ હોય એમ લાગે છે. જે કોઈ આપખુદ સુલતાનની માફક વર્તે છે તેને નિષ્ઠા આપોઆપ મળે છે, અને જે મિત્રની માફક વર્તવા જાય છે તેનો કોઈ ભાવ પૂછતું નથી!

પણ આજનો શિક્ષક કહે છે, "ગુલામોના ગુરુ થવા કરતાં બળવાખોરોના મિત્ર થવાનું મને વધારે પસંદ છે. સ્વતંત્રતાની મહત્તા અમે વિદ્યાર્થીઓને ગળે ઉતારીએ છીએ તેથી જ તો અમારા વિદ્યાર્થીઓ બંડ કરે છે. ગુરુની વિદ્યા ગુરુને ફળે એમાં કશું જ ખોટું નથી. તેને એવી ખાતરી હોય છે કે, દરેક ધર્મસંસ્થાપક, પેગંબર, જન્મદાત્રી માતા તેમ જ જ્ઞાન અને તેજસ્વિતા આપનારો શિક્ષક–એ બધાની કદર તેમના મરણ પછી જ થવાની હોય છે!"

## ઇન્સ્પેક્ટર – નિરીક્ષક

અગાઉ શિક્ષકો વિદ્યાર્થીઓના શિકારી હતા. પ્રભુથી એ સહન થયું નહીં તેથી તેણે 'શિક્ષકોના શિકારીઓ' નિર્માણ કર્યા. આ નવા પ્રાણીનું નામ છે નિરીક્ષક!

પરીક્ષક જેમ વિદ્યાર્થીઓને શું આવડે છે તે ન જોતાં શું ન આવડવાનો સંભવ છે તે જોઈને અચૂક અઘરા અને ક્લિષ્ટ પ્રશ્નો પૂછે છે અને પરીક્ષાઓમાં છોકરાની કતલ કરવામાં આનંદ માને છે, તે જ પ્રમાણે નિરીક્ષકો પણ શિક્ષકો કેટલી મહેનત લે છે, કેટલા શિષ્યવત્સલ છે, તેમની જ્ઞાનનિષ્ઠા કેટલી છે, એ જોવાને

બદલે, તેમ જ જ્ઞાનમાં પાછળ પડેલા શિક્ષકોને પોતાના બહોળા જ્ઞાનનો લાભ આપવાને બદલે, શિક્ષક જ્યારે માંદો હોય અથવા પોતાની વૃદ્ધ માતાને મળવા ગયો હોય, તે જ દિવસે અચૂક દુર્વાસાની જેમ 'अयं अहं भो:' એમ કહેતો આવીને હાજર થાય છે, અને શેરાપોથીમાં જાણે ફાંસીની જ સજા ફરમાવતો હોય એટલી ગંભીરતાથી શિક્ષકનો ગેરહાજરીનો ગુનો નોંધી રાખે છે.

શિક્ષક છોકરાઓને જેમ મારે છે તેમ પ્રેમથી તેમને પોતાની પાસે ખેંચે પણ છે. છોકરાઓને પ્રસંગવશાત્ વઢે છે, તો ભણાવવામાં તલ્લીન પણ થાય છે. મોડા આવવા માટે છોકરાઓને કલાક કલાક સુધી ઊભા કરે છે તો બીજી બાજુ માબાપ છોકરાઓના તદ્દન નાનપણમાં લગ્ન કરાવતાં હોય તો છોકરાઓ વતી વચ્ચે પડીને તેમનું રક્ષણ પણ કરે છે. જ્યારે નિરીક્ષક — inspector તો કેવળ કસાઈની માફક અથવા કોઈ મારાની માફક માત્ર શિકાર જ કરે છે.

એક ભાઈએ મને પૂછ્યું, "નિરીક્ષક એટલે શું?" મેં કહ્યું: "નિરીક્ષક એટલે શિક્ષકોનું પાપ!" શિક્ષકો જો પોતાનો ધર્મ સમજશે અને પોતાની ફરજ બિનચૂક પાર પાડશે, તો આટલો મોટો પગાર અને આમ તેમ દોડધામ કરવા માટે મોટરો આપીને આટલા નિરીક્ષકો નીમવાની જરૂર નહીં પડે. નિરીક્ષકોને કારણે જેટલો પૈસો ખર્ચ થાય છે, તે બધો શિક્ષકોમાં વહેંચી આપવામાં આવે, તો શિક્ષકો કર્તવ્યનિષ્ઠ થવાની બાંયધરી આપશે કે?

શિક્ષકોનું જ પાપ નિરીક્ષકનું રૂપ ધારણ કરીને તેમને કનડે છે, તેને કોઈ શું કરે?

૧૯૪૫

## ૪૦. હાથરૂમાલ

સંસ્કૃતમાં નોકરને કિંકર કહે છે. કારણ કે, સાચા નોકરમાં કામ કરવાની એટલી બધી તત્પરતા હોય છે કે તે વારંવાર શેઠને પૂછે છે, 'अधुना किं करोमि?' —હમણાં શું કરું?

કિંકરને પગાર આપવો પડે છે. સૂવાને માટે આઠ કલાકની રજા આપવી પડે છે. અવારનવાર તેને કંટાળો આવે છે, એટલે તેનું કોઈ સગુંવહાલું મરી જાય છે, ત્યારે તેને ઘેર જવાની રજા આપવી પડે છે. આમ, કિંકર એ કંઈ પૂરેપૂરો 'કિંકર' હોતો નથી.

મને લાગે છે કે, સાચો કિંકર તો આપણો હાથરૂમાલ છે. વેચાતો લીધો હોય ત્યારથી ખોવાઈ જાય ત્યાં સુધી—મારા હાથરૂમાલ કદી ફાટી જતા નથી. કારણ ફાટી જાય તે પહેલાં તેને ખોઈ નાખવાની કળા મને સિદ્ધ થઈ છે.—હાથરૂમાલ સતત કામ કરવાને માટે સજ્જ હોય છે. હાથરૂમાલનો મુખ્ય ઉદ્દેશ મોઢું લૂછવાનો

કરીએ છીએ ત્યારે તે કહે છે, "न मे द्वेष्योऽस्ति न प्रियः।"—મને કોઈ પ્રત્યે ખાસ દ્વેષ કે પ્રેમ નથી.

ગુરુને ભક્તિ પ્રિય હોય છે. પરંતુ જેમ આપણને દૂધ ભાવતું હોય તોપણ ગાયને બે લાકડીઓ માર્યા વિના આપણાથી રહેવાતું નથી, તેવી જ રીતે શિષ્ય પાસેથી ભક્તિ વસૂલ કરતી વખતે સોટીનો પ્રયોગ કરવાની બાબતમાં ગુરુને સંકોચ થતો નથી.

પણ, માનવસ્વભાવ કેવો વિચિત્ર છે તે તો જુઓ! જ્યારે ગુરુઓ શિષ્યોને જનાવરોની જેમ હળે જોડતા, તેમ જ શિષ્યે માગી આણેલી ભિક્ષા પણ તેને પેટ ભરીને ખાવા દેતા નહીં, અને ઉપરથી કહેતા, 'लालने बहवो दोषाः ताडने बहवो गुणाः' (લાડ લડાવવામાં બહુ દોષ છે ને મારવામાં બહુ ગુણ છે), ત્યારે વિદ્યાર્થીઓ ગુરુનિષ્ઠાની પરાકાષ્ઠા કરતા!

આજકાલના ગુરુઓ એવા નથી હોતા. શિષ્યોનો રાગ જોઈને તેમની પાસેથી કામ લેવું, શિષ્યોને આરાધ્ય દૈવત સમજવું, શિષ્યોને સન્માનપૂર્વક સંબોધવા, એવો આદર્શ જેમણે પ્રચલિત કર્યો, તે શિક્ષકોને વિશે ગુરુભક્તિ વધવાને બદલે તેમને પોતાના દુશ્મન ગણીને તેમની સાથે વર્ગકલહ જમાવવાની ઈચ્છા આજકાલના વિદ્યાર્થીઓને થાય છે, અને શિક્ષકોની વિરુદ્ધ પોતાના અધિકારોનું સંરક્ષણ કરવાને માટે વિદ્યાર્થી-સંગઠન કરવાનું એમને મન થાય છે!

નિષ્ઠા જાણે ગુલામોનો ગુણ હોય એમ લાગે છે. જે કોઈ આપખુદ સુલતાનની માફક વર્તે છે તેને નિષ્ઠા આપોઆપ મળે છે, અને જે મિત્રની માફક વર્તવા જાય છે તેનો કોઈ ભાવ પૂછતું નથી!

પણ આજનો શિક્ષક કહે છે, "ગુલામોના ગુરુ થવા કરતાં બળવાખોરોના મિત્ર થવાનું મને વધારે પસંદ છે. સ્વતંત્રતાની મહત્તા અમે વિદ્યાર્થીઓને ગળે ઉતારીએ છીએ તેથી જ તો અમારા વિદ્યાર્થીઓ બંડ કરે છે. ગુરુની વિદ્યા ગુરુને ફળે એમાં કશું જ ખોટું નથી. તેને એવી ખાતરી હોય છે કે, દરેક ધર્મસંસ્થાપક, પેગંબર, જન્મદાત્રી માતા તેમ જ જ્ઞાન અને તેજસ્વિતા આપનારો શિક્ષક—એ બધાની કદર તેમના મરણ પછી જ થવાની હોય છે!"

## ઈન્સ્પેક્ટર – નિરીક્ષક

અગાઉ શિક્ષકો વિદ્યાર્થીઓના શિકારી હતા. પ્રભુથી એ સહન થયું નહીં તેથી તેણે 'શિક્ષકોના શિકારીઓ' નિર્માણ કર્યા. આ નવા પ્રાણીનું નામ છે નિરીક્ષક!

પરીક્ષક જેમ વિદ્યાર્થીઓને શું આવડે છે તે ન જોતાં શું ન આવડવાનો સંભવ છે તે જોઈને અચૂક અઘરા અને ક્લિષ્ટ પ્રશ્નો પૂછે છે અને પરીક્ષાઓમાં છોકરાની કતલ કરવામાં આનંદ માને છે, તે જ પ્રમાણે નિરીક્ષકો પણ શિક્ષકો કેટલી મહેનત લે છે, કેટલા શિષ્યવત્સલ છે, તેમની જ્ઞાનનિષ્ઠા કેટલી છે, એ જોવાને

બદલે, તેમ જ જ્ઞાનમાં પાછળ પડેલા શિક્ષકોને પોતાના બહોળા જ્ઞાનનો લાભ આપવાને બદલે, શિક્ષક જ્યારે માંદો હોય અથવા પોતાની વૃદ્ધ માતાને મળવા ગયો હોય, તે જ દિવસે અચૂક દુર્વાસાની જેમ 'अयं अहं भोः' એમ કહેતો આવીને હાજર થાય છે, અને શેરાપોથીમાં જાણે ફાંસીની જ સજા ફરમાવતો હોય. એટલી ગંભીરતાથી શિક્ષકનો ગેરહાજરીનો ગુનો નોંધી રાખે છે.

શિક્ષક છોકરાઓને જેમ મારે છે તેમ પ્રેમથી તેમને પોતાની પાસે ખેંચે પણ છે. છોકરાઓને પ્રસંગવશાત્ વઢે છે, તો ભણાવવામાં તલ્લીન પણ થાય છે. મોડા આવવા માટે છોકરાઓને કલાક કલાક સુધી ઊભા કરે છે તો બીજી બાજુ માબાપ. છોકરાઓના તદ્દન નાનપણમાં લગ્ન કરાવતાં હોય તો છોકરાઓ વતી વચ્ચે પડીને તેમનું રક્ષણ પણ કરે છે. જ્યારે નિરીક્ષક – inspector તો કેવળ કસાઈની માફક અથવા કોઈ મારાની માફક માત્ર શિકાર જ કરે છે.

એક ભાઈએ મને પૂછ્યું, "નિરીક્ષક એટલે શું?" મેં કહ્યું: "નિરીક્ષક એટલે શિક્ષકોનું પાપ!" શિક્ષકો જો પોતાનો ધર્મ સમજશે અને પોતાની ફરજ બિનચૂક પાર પાડશે, તો આટલો મોટો પગાર અને આમ તેમ દોડધામ કરવા માટે મોટરો આપીને આટલા નિરીક્ષકો નીમવાની જરૂર નહીં પડે. નિરીક્ષકોને કારણે જેટલો પૈસો ખર્ચ થાય છે, તે બધો શિક્ષકોમાં વહેંચી આપવામાં આવે, તો શિક્ષકો કર્તવ્યનિષ્ઠ થવાની બાંયધરી આપશે કે?

શિક્ષકોનું જ પાપ નિરીક્ષકનું રૂપ ધારણ કરીને તેમને કનડે છે, તેને કોઈ શું કરે?

૧૯૪૫

## ૪૦. હાથરૂમાલ

સંસ્કૃતમાં નોકરને કિંકર કહે છે. કારણ કે, સાચા નોકરમાં કામ કરવાની એટલી બધી તત્પરતા હોય છે કે તે વારંવાર શેઠને પૂછે છે, 'अधुना किं करोमि?' –હમણાં શું કરું?

કિંકરને પગાર આપવો પડે છે. સૂવાને માટે આઠ કલાકની રજા આપવી પડે છે. અવારનવાર તેને કંટાળો આવે છે, એટલે તેનું કોઈ સગુંવહાલું મરી જાય છે, ત્યારે તેને ઘેર જવાની રજા આપવી પડે છે. આમ, કિંકર એ કંઈ પૂરેપૂરો 'કિંકર' હોતો નથી.

મને લાગે છે કે, સાચો કિંકર તો આપણો હાથરૂમાલ છે. વેચાતો લીધો હોય ત્યારથી ખોવાઈ જાય ત્યાં સુધી–મારા હાથરૂમાલ કદી ફાટી જતા નથી. કારણ ફાટી જાય તે પહેલાં તેને ખોઈ નાખવાની કળા મને સિદ્ધ થઈ છે.–હાથરૂમાલ સતત કામ કરવાને માટે સજ્જ હોય છે. હાથરૂમાલનો મુખ્ય ઉદ્દેશ મોઢું લૂછવાનો

હોય છે. હું જ્યારે પહેલવહેલો હાથરૂમાલ વાપરવા લાગ્યો, ત્યારે મારી એવી પ્રામાણિક માન્યતા હતી કે, હાથરૂમાલ ખિસ્સામાંથી બહાર લટકતો રાખવા માટે અથવા ઉંદર દરમાંથી ડોકિયું કરે તેવી રીતે ખિસ્સામાંથી જરાક ડોકિયું કરવાને માટે હોય છે. પાન ખાઈને મોઢું રંગવું એ જેમ શોભાનું સાધન છે, સૌંદર્યનું લક્ષણ છે, તેવી જ રીતે કાળા કોટના ખિસ્સામાં હાથરૂમાલ ખોસીને તેનું મોઢું ગોરું કરવું એ પણ સૌંદર્યનું એક લક્ષણ છે, એવી મારી માન્યતા હોવાથી, મોઢા પર પરસેવો છૂટે ત્યારે હાથરૂમાલ ન વાપરતાં હું મારા ધોતિયાના છૂટા છેડાથી જ મોઢું લૂછતો; અને તે વખતે હું કંઈ ભૂલ કે ખોટું કરતો હતો, એમ મને આજે પણ લાગતું નથી. વેદમાં નથી કહ્યું કે, હાથ, માથું અને સાથળ એ જ ફક્ત દ્વિજ છે અને પગ શૂદ્ર છે? એકલા દ્વિજ જ સંસ્કારના અધિકારી છે. હું હંમેશ મારી ટોપી, હાથરૂમાલ અને કોટ સાફ રાખતો. ધોતિયું તો દેખીતી રીતે જ શૂદ્ર રહ્યું. તેને ધોબી પાસે જઈને તેને હાથે સંસ્કાર પામવાનો અધિકાર કદી પણ ન હતો અને હું પણ ખાસ કાળજીથી ધોતિયું ધોતો નહીં.

એક દિવસ અમારા ગોર મહારાજે તુકારામ મહારાજનો એક અભંગ કહી સંભળાવ્યો:

जरी तो ब्राह्मण झाला धर्मभ्रष्ट ।
आहे तरी श्रेष्ठ तिन्ही लोकीं ।।

તે દિવસથી કપડામાં બ્રાહ્મણ જે ટોપી તેને સ્વચ્છ રાખવાની ખાસ જરૂર નથી એમ મને લાગવા માંડયું. કાળી ટોપી પરસેવાથી સાવ ચામડા જેવી થઈ જાય, તોય તે ચાડી ખાવાનું કામ કદી નહીં કરે. આગળ જતાં કોટ પણ કાળો જ કેમ ન હોય એવી દલીલ કરીને હું કોટ સ્વચ્છ ન રાખવાને પંથે ચડયો. માત્ર હાથરૂમાલ જ એકલો દરરોજ નહાતી વખતે ચોખ્ખો ધોઈ કરીને હું મારી ઓરડીમાં જ સૂકવવા લાગ્યો.

એક દિવસ મહંમદ કાસમ નામનો એક છોકરો અમારા વર્ગમાં આવ્યો. તેના ખિસ્સામાં કાળા ટપકાવાળો તપખીરિયા રંગનો હાથરૂમાલ હતો. મને થયું, મહંમદ કાસમ મને ટપી ગયો ખરો!

હાથરૂમાલનો સાચો ઉપયોગ બજારમાંથી શાકભાજી લાવવા માટે છે એમ મને મારા મામાએ કહ્યું હતું. તે બધી ચીજો નોકર પાસે મંગાવતા, પણ માત્ર શાકભાજી સારુ કદી કોઈને કહેતા નહીં. જાતે શાક લાવવાનો તેમનો ધર્મ હતો. એક વખત તેમનો હાથરૂમાલ મારે વાપરવો પડયો હતો. તેનાથી મોઢું લૂછવા ગયો તો કોથમીરની એવી સરસ સોડમ આવવા લાગી કે, વિદ્યાલયને બદલે ભોજનાલય જ યાદ આવવા લાગ્યું.

સ્વચ્છ રાખવાની અમને ફરજ પડવા લાગી. અકસ્માત થાય તો તાત્કાલિક ક્યા ઈલાજો લેવા, એ વિષય ડૉક્ટરે અમને શીખવ્યો. કોઈની આંગળી કપાય, કોઈ સાઈકલ પરથી પડીને ઘૂંટણે જખમી થાય, ક્રિકેટ રમતાં નાક ઉપર દડો વાગે અને નસકોરી ફૂટે, તો તરત હાથરૂમાલની ચીંદરડી ફાડીને પાણીથી ભીની કરીને તે વાપરવી, એમ ડૉક્ટરે અમને કહ્યું હતું. અમારા ગણપતના હાથરૂમાલ હંમેશ ફાટી જતા કારણ કે તેને પોતાનાં પુસ્તકો હાથરૂમાલમાં બાંધી લાવવાની ટેવ હતી. તેથી તેનાં માબાપ દરરોજ નિયમિતપણે ગુસ્સે થતાં એ તેને સહન કરવું પડતું. ડૉક્ટરે ઉપલો પાઠ આપ્યો કે તરત જ ગણપત મને કહે, 'ડૉક્ટરનો કેટલો ઉપકાર છે! હવે જ્યારે જ્યારે મારો હાથરૂમાલ ફાટશે તે તે વખતે હું ઘેર ગયા પછી કાકાને એમ જ કહીશ કે, વર્ગના એક છોકરાને ઠોકર વાગવાથી તે પડી ગયો, તેથી મેં હાથરૂમાલ ફાડીને તેને પાટો બાંધ્યો.'

એક દિવસ રસ્તામાં એક જાહેરખબર મારા હાથમાં આવી. પ્રખ્યાત વૈમાનિક વૅન ટૅસલ પોતાના પ્રચંડ વિમાનમાં બેસીને આકાશમાં ઊડશે અને ત્યાંથી રેશમી છત્રીમાં નીચે ઊતરશે, એમ એ જાહેરખબરમાં જણાવ્યું હતું. અમે એ ગમ્મત જોવા માટે શરતના મેદાન પર ગયા. વિમાન ભમરડાના આકારનું હતું પણ તેનું કદ તોતિંગ જેવું હતું અને તેની નીચે એક બંધ કરેલી છત્રી ટાંગેલી હતી. છત્રીને દાંડો તેમ જ સળિયા કશું જ ન હતું. માત્ર દોરીઓ હતી અને નીચે એક નેતરની ટોપલી હતી. એ ટોપલીમાં બેસીને વૅન ટૅસલ ઉપર ગયો. સારી પેઠે ઉપર ગયો. અને પછી છત્રીને વિમાન સાથે જે દોરીથી બાંધી દેવામાં આવી હતી તે તેણે કાપી નાખી. વિમાનનું વજન ઓછું થતાં જ તે વાંકું મોઢું કરીને હવામાં તરફડિયાં મારવા લાગ્યું. અને રેશમી છત્રી એકદમ ફૂલીને ફેલાઈ જઈને તેનો ફુગ્ગો થયો. તેને માથે એક નાનકડું કાણું હતું, તેમાંથી હવા જેમ જેમ બહાર નીકળી જવા લાગી તેમ તેમ ટોપલીના વજનથી છત્રી નીચે આવવા લાગી.

તે દિવસે અમને બહુ જ ગમ્મત પડી. વિમાનવિદ્યાનો એકે પાઠ લીધા વિના તે દિવસે રાત્રે અમે સ્વપ્નામાં આકાશોડ્ડયન કર્યું. પણ મારી છત્રી અમારા ગામના તળાવમાં પડવાથી હું ઝબકીને જાગી ઊઠ્યો. સ્વપ્નમાં હતો એટલું સારું હતું, નહીં તો ડૂબીને મરી જ જાત!

બીજે દિવસે મેં મારો હાથરૂમાલ લઈને તેને ચારે ખૂણે હાથ હાથ લાંબા દોરીના કકડા બાંધ્યા અને તેમના છેડા એકત્ર બાંધીને તે ગાંઠની સાથે જ એક સરસ પથરો બાંધી દીધો. પછી હાથરૂમાલનો વચલો ભાગ ચપટીમાં પકડીને મેં મારી આ વિમાની છત્રી આકાશમાં ઊંચે ફેંકી દીધી. જાણે ગોફણનો પથરો! પથ્થર નીચે ઊતરવા લાગ્યો અને હાથરૂમાલ એકદમ છત્રીની માફક આકાશમાં ફેલાઈ ગયો અને અમારો પથ્થર વૅન ટૅસલની છત્રીની જેમ ધીમે ધીમે ધરતી પર અવતર્યો. મારું જોઈને અમારી શેરીના બધા જ છોકરાઓને આ વિદ્યા આવડી ગઈ અને બધા જ

હાથરૂમાલો શેરીમાંના નાનામોટા પથ્થરોને પ્રથમ સ્વર્ગારોહણનો અને પછી ભૂમિ પર અવતરણનો એમ બેવડો આનંદ આપવા લાગ્યા.

કોઈ પણ વિદ્યા અધિકાર વિનાના માણસના હાથમાં જઈ પડે તો ઘાતક નીવડે છે. નાનાં નાનાં છોકરાં અમારું અનુકરણ કરીને વિમાનછત્રીઓ ઉડાવવા લાગ્યાં, પણ તેમના પથરા છટકી જઈને બારીઓના કાચ પર અથડાવા લાગ્યા. તરત જ રાજદ્રોહી સાહિત્યની જેમ અમારા હાથરૂમાલો જપ્ત થવા માંડયા. રૂમાલમાંનો પથ્થર વાગવાથી કોઈ છોકરાના માથામાં જખમ થાય ત્યારે એ જ રૂમાલનો પાટા તરીકે ઉપયોગ થવા લાગ્યો.

પછી વરસાદની ઋતુ આવી અને અમારો આ આનંદ બંધ પડયો.

એ દિવસોમાં પથ્થરના અવતરણ ઉપર એક નિબંધ લખ્યાનું મને યાદ છે. થોડોક ફેરફાર કરીને એ જ નિબંધ આજે હાથરૂમાલને માટે વાપરી રહ્યો છું એટલું જ! કંઈ સૂઝતું ન હોય ત્યારે મોઢે કરેલા નિબંધોમાં થોડો ફેરફાર કરીને તેને મારી મચડીને બીજા વિષય માટે જેમને વાપરવો પડતો હશે, તેમને તો ઓછામાં ઓછું મારે વિશે સહાનુભૂતિ જરૂર થશે એમ માનું છું.

૧૯૪૫

## ૪૧. 'विषम् अपि अमृतायते'

[તા. ૧૧ મી સપ્ટેમ્બરને દિવસે નૅશનલ થિયેટરવાળાઓ તરફથી 'મીરાં' નામની એક નૃત્યનાટિકા ભજવાઈ. નૃત્ય મારફતે નાટયની અસર પેદા કરવાનો એ એક સારો સરખો નવો પ્રયોગ હતો. નૃત્ય અને નાટય એ બંને કળા કેવળ ધંધાદારી લોકોના હાથમાં જ રહે તો સમાજને તે તે કળાઓ મારફતે સંસ્કારિતા મેળવવાની તક ન મળે. એ ઊણપ દૂર કરવા માટે સંસ્કારી સમાજનાં સ્ત્રીપુરુષો શોખ તરીકે એ કળાઓ કેળવવા લાગ્યાં છે એ આનંદની વાત છે. મીરાંની નૃત્ય-નાટિકા આ જ ઢબનો પ્રયોગ હોઈ, એની ખૂબી સમજવાની દૃષ્ટિએ મારા મિત્રો મને એ જોવા લઈ ગયેલા. ત્યાં મીરાં રાણાજી તરફથી મોકલેલો ઝેરનો પ્યાલો હાથમાં લઈ એ ભગવાનને બારણે રાખે છે, અને રાધેશ્યામની ધૂનમાં તલ્લીન થઈને નૃત્ય કરે છે, અને પછી જ્યારે રાધેશ્યામ સાથે તદાકાર થવા સુધી ધૂનની અસર ચડે છે, ત્યારે પ્યાલામાંનું ઝેર પી જાય છે.

એ નાટિકામાં ભાગ ભજવતી બહેનો સાથે ઉપરના પ્રસંગના રહસ્યની ચર્ચા કરતાં જે વિચાર ઊપજ્યો, તે જ અહીં નોંધેલો છે. મીરાંની જીવનસિદ્ધિનું રહસ્ય આમાં આવી જાય છે એમ માનું છું. કા. કા.]

મીરાંને ખબરે નહીં કે એની પાછળ કેવું ઝેરી કાવતરું રચાયું છે. એને ખબર હતી કે રાણાજીનો પંથ ન્યારો છે, અને પોતાનો પંથ જુદો છે. એને કારણે જે

ક્લેશ પેદા થયો હતો તે તો એ ક્યારની પી ચૂકી હતી. એણે માન્યું હતું કે સંસારની અસંખ્ય વહુઓ જેમ સહન કરે છે તેમ આપણે પણ આ ક્લેશ સહી લઈશું. આપણા માટે તો એ ક્લેશ જેવો રહ્યો જ નથી. જ્યાં સર્વ જગ ખારું થયું છે, ત્યાં રાણાજીની કડવાશ વધારે શી અસર કરવાની હતી? પણ રાજા લોકો તો જાણે છે કે એમની પાસે દરેક અગવડ માટેનું છેલ્લું ઓસડ મરણ જ છે. મરણ કેટલું નિર્વીર્ય છે એ સમજી લેવા જેટલી બુદ્ધિ સત્તા પાસે હોતી જ નથી. દુનિયાના પ્રારંભથી આજ સુધી, મરણની મદદથી કોઈએ સારી કે નરસી એકે વસ્તુનો નાશ કર્યો નથી. આવેલું મરણ અથવા આપેલું મરણ બધી રીતે નિષ્ફળ નીવડે છે. સ્વેચ્છાએ સ્વીકારેલું મરણ તેમ જ વધાવી લીધેલું મરણ એ જ જીવનની પરિપૂર્તિ છે, એ જ જીવનની કૃતાર્થતા છે. એવું મરણ જ અમરતાનું એકમાત્ર બારણું છે.

રાણાજીએ મરણ વાટે મીરાંની અગવડ મટાડવાનો વિચાર કર્યો અને એને માટે ઝેરનો પ્યાલો મોકલી દીધો.

અહીં મીરાં શ્યામસુંદરના ધ્યાનમાં અને રાધેશ્યામની ધૂનમાં મગ્ન હતી. એની આગળ જયારે ઝેરનો પ્યાલો આવ્યો ત્યારે એ શું છે એ સમજવા પૂરતી એ શિથિલ-ધ્યાન થઈ ગઈ. એને ખબર પડી કે રાણાજી અકળાયા છે, એને પોતાના પ્રાણ લેવા છે. કોઈ માણસ આપણા પાસે આપણા ઘરનો કચરો માગવા આવે ત્યારે જેમ "હાશ, સારું થયું, ઘરની અગવડ ગઈ અને કોકને એનો ઉપયોગ થયો," એવી લાગણી મનમાં પેદા થાય છે, તેવી જ રીતે મીરાંને થયું. એ જાણતી હતી કે એના શરીરમાં રમતા પ્રાણ એ કાંઈ જ વસ્તુ નથી. હવાનું કેવળ ચલનવલન છે. એ તો કોઈના હાથમાંયે આવવાના નથી. એના હૃદયના પંચપ્રાણ તો એણે એના રાધેશ્યામને ક્યારના અર્પણ કર્યા હતા. એ પ્રાણો સુધી દુનિયાના કોઈ પણ રાણાજીની પહોંચ હતી નહીં.

રાણાજીનો હેતુ સમજતાંવેંત મીરાંએ ઝેરનો પ્યાલો હાથમાં લીધો, અને મંદિરની મૂર્તિ આગળ ભક્તિભાવે મૂકી દીધો.

પ્યાલો મૂકીને એણે પોતાનું ધ્યાન, પોતાની ધૂન અને એની સાથેનું સર્વાંગીણ નૃત્ય ચાલતું રાખ્યું.

એ વખતે મીરાંના ધ્યાનમાં શું ચાલતું હતું? કૃષ્ણની ધૂનથી નીચે ઊતરાય જ નહીં, અને રાણાના સંકલ્પના અર્ક રૂપી એ ઝેરને પણ ભુલાય નહીં. એ દ્વૈત વચ્ચે મીરાંએ રસ્તો શી રીતે કાઢ્યો હશે? ધ્યાનમાં દ્વૈત ચાલે નહીં, અને અહીં તો આ બે વસ્તુમાંથી એકેનો તિરસ્કાર કરાય નહીં.

મીરાંએ મનમાં કહ્યું:

'આ રૂપે આવ્યા છો, મારા શ્યામ? આ ઝેરનો રંગ શ્રીકૃષ્ણના રંગથી જરાય જુદો નથી. હળાહળે વિશ્વનો સંહાર કર્યો, શ્રીકૃષ્ણે પણ મારી દુનિયાનો

ારનો નાશ કર્યો. એ અદેખાઓ મારે માટે કશું જ રહેવા ન દીધું. બસ એકલા તે જ રહેવા માગે છે. મને લાગતું હતું કે અમે બે છીએ – શ્રીકૃષ્ણ અને એની રાં. પણ એ તો મીરાંને પણ કેમ રહેવા દે? હોય તો એ કૃષ્ણ જ હોય. આ ર શરીરનો નાશ કરશે અને આત્માને મુક્ત કરશે. શ્રીકૃષ્ણ પણ બીજું શું કરે ! દુનિયાને નષ્ટ કરે છે. માટે જ તો એને 'હરિ' કહે છે, 'જનાર્દન' કહે છે, ાવરોગદન' કહે છે. આમ કરે છે ત્યારે જ તો ભક્તો મુક્ત થાય છે. રાણાજીએ ક્લેલું આ ઝેર એ ઝેર નથી, પણ શ્રીકૃષ્ણ પોતે જ છે. એની વાટે પણ હું તો રા શ્યામનું જ ધ્યાન કરવાની. દુનિયાની ધારા ઉલટાવવાનું આનું કામ છે. માટે તો રાધાની સૃષ્ટિ થઈ. એ રાધા સાથે હું એકરૂપ થાઉં અને રાધા થઈને ાકૃષ્ણને પી જાઉં, ત્યારે જ તો હું અમર થવાની.'

મીરાંએ રાધા સાથે અભેદ સાધ્યો. રાધા થઈને શ્રીકૃષ્ણ સાથે અભેદ સાધ્યો. ામ કરીને ઝેરનું અમૃત કર્યું. મીરાં એ ઝેરને અમૃત કરીને પી ગઈ ત્યારથી ામ ભક્ત-હૃદયમાં એ અવતરી અને અમર થઈને ભક્ત-હૃદયને રાધેશ્યામની ક્ષા આપતી રહી છે.

મીરાં એટલે જ અભેદ ભક્તિ, જીવન સાથે મરણ ભેળવીને તૈયાર કરેલું મૃત રસાયણ.

૧૯૪૫

## ૪૨. તબિયત કેમ રહી

જેલમાં રહેતો ત્યારે અને ખાસ કરીને છૂટી આવ્યો ત્યારથી બધા જ મારી બિયત કેવી રહી એ વિશે હેતપૂર્વક પૂછે છે.

જેલજીવન સુખનું તો હોય જ નહીં. સરકારી નિયમોને કારણે અને જેલના ામલદારોના સ્વભાવને કારણે અમુક હાડમારીઓ વેઠવાની હોય જ અને વૃદ્ધા-સ્થાનું દર્શન થયા પછી કુદરત પણ અમુક હાડમારીઓ પેદા કરે જ છે. તેથી નેહીઓ ચિંતા કરે અને પ્રેમથી તબિયતના સમાચાર પૂછે એ સ્વાભાવિક જ છે.

કેટલાક મિત્રો કહે છે કે, હવે મારે ઠીક ઠીક સમય આરામ લેવો જોઈએ. ો આગ્રહ પણ હું સમજી શકું છું. પણ મારો અનુભવ જુદો હોવાથી એ જ ાહીં ટાંકી દેવા માગું છું.

આ વખતે પ્રથમ મને 'સી' ક્લાસ મળ્યો, પાછળથી 'બી' ક્લાસ એમ ઢતી થતાં થતાં 'સ્પેશિયલ ક્લાસ'માં આવી 'સ્પેશિયલ' જેલમાં પહોંચી ગયો. ારી પ્રતિષ્ઠા ધીમે ધીમે વધતી ગઈ એમ નહીં પણ મારો 'ક્લાસ' નક્કી કર-ાનું જે લોકોના હાથમાં હતું એ લોકો બદલાતા ગયા હોવા જોઈએ. આપણો

કલાસ આપણી પ્રતિષ્ઠા ઉપર આધાર નથી રાખતો પણ એ નક્કી કરી આપનાર અમલદારની યોગ્યતા ને પ્રતિષ્ઠા ઉપર અવલંબે છે!

અમુક હાડમારીઓ માટે પ્રથમથી તૈયાર હોઈએ અને એ વિશે માનસિક અલિપ્તતા કેળવીએ તો એ હાડમારીઓ આપણને ઓછામાં ઓછી નડે છે. એ અલિપ્તતા જે લોકોએ કેળવી છે તે બધાઓનો એકસરખો અનુભવ છે કે એ વાટે જેલજીવનમાં ઘણી શાંતિ મેળવી શકાય છે. આ વખતે છયે જેલોમાં મારા દિવસો ઠીક ઠીક શાંતિમાં પસાર થયા. સામાન્ય કેદીઓથી અમને અલગ રાખતા હોવાથી એવા કેદીઓનું જીવન જોવાની કે એમના ત્રાસથી અકળાઈ જવાની કે એમનું ઉપરાણું લઈને લડવાની તક આ વખતે અમને મળી નહીં. સામાન્ય કેદીઓના જીવન સાથે અમુક અંશે એકરૂપ થવાની જ્યારે તક મળે છે ત્યારે આપણું જીવન ભારે અસ્વસ્થ થઈ જાય છે. પણ તે કારણે જેલમાં રહ્યાનું સમાધાન પણ મળી રહે છે. આ વખતે એવું કશું ન થવાથી જેલજીવન શરૂથી આખર સુધી અલૂણું જ લાગ્યું.

તબિયતને વિશે મને કશી અગવડ પડી નહીં. જેણે એકબે ગંભીર માંદગી ભોગવી છે તેને તો પોતાની તબિયત ગમે તેવા સંજોગોમાં સાચવતાં આવડવું જોઈએ જ. માંદગીઓ આવે છે તે પણ જીવનના વિશિષ્ટ પહલુઓનો અનુભવ કરાવવા જ આવે છે. માંદગીમાંથી જે શીખી ન શકે તેને જીવતાં આવડે છે એમ ન કહી શકાય.

ગમે તે 'કલાસ'માં હોઉં, વૈદકની દૃષ્ટિએ કયો ખોરાક મને માફક આવ્યો છે અને મારાં વ્રતોને કારણે કયો ખોરાક હું ન જ લઈ શકું તેની જાણ જેલવાળાઓને કરી જ દઉં છું, અને મોટે ભાગે એને જ વળગી રહું છું.

સામાન્યપણે દરેક માણસ જરૂરિયાત કરતાં સહેજસાજ વધારે ખાય જ છે. મંદવાડ આવવાનાં અનેક કારણોમાં અતિ આહાર એ ન કબૂલેલું એક મહત્ત્વનું કારણ છે. ધંધાની હરીફાઈ વધ્યા પછી આજકાલના ડૉકટરો પણ માંદાઓને એમના અત્યાહાર વિશે વઢવાનું પસંદ નથી કરતા. એ લોકોએ વિવેકમાં આવા મૌનનો ઉમેરો કર્યો છે. ૧૯૨૭થી મેં જોયું છે કે આપણાથી સહેજ વધારે ખવાય છે. સ્વાદ જીતવો ભલે અઘરો ગણાય પણ વિચારીને દૃઢ નિશ્ચયી માણસ સ્વાદ પરત્વેની નબળાઈને પહોંચી વળી શકે છે. પણ અત્યાહારની ટેવને અથવા નબળાઈને પહોંચી વળવા જેટલી જાગૃતિ માણસમાં પ્રમાણમાં ઓછી હોય છે.

અતિ આહાર કરવાથી માણસને પૂરતું પોષણ મળે જ છે એમ નથી. માણસ ખોરાકનું માપ વધારે અને છતાં તેને ખોરાકનાં જરૂરી તત્ત્વો પૂરતા પ્રમાણમાં ન મળે એમ બની શકે છે.

ખરું જોતાં તો શરીરની રચના કેવી છે, શરીરનો વ્યાપાર કેમ ચાલે છે અને જે ખોરાક આપણે ખાઈએ છીએ એમાંથી કયાં કયાં અને કેવાં કેવાં તત્ત્વો આપણે

મેળવી શકીએ છીએ એવી એવી બધી વસ્તુઓ તંદુરસ્ત રહેવા માગનાર દરેક માણસને વિચારી જિંદગીના પ્રારંભમાં જ શીખવેલી હોવી જોઈએ. ગણિત ને અક્ષરજ્ઞાનને આપણે કેળવણીમાં જેટલું મહત્ત્વ આપીએ છીએ તેના કરતાંય સ્વચ્છતા અને આહારશાસ્ત્ર એ બે વિષયને વધારે આપવું જોઈએ.

ખાતી વખતે ખોરાકના પ્રમાણ ઉપર ખાસ ધ્યાન આપવાની ટેવ પાડવાથી જ મારી તબિયત હું સરસ સાચવી શક્યો છું.

તેમાં વળી ગાંધીજીના એકવીસ દિવસના ઉપવાસ સાથે અમે ચાર-પાંચ લોકોએ વેલોર જેલમાં વીસ દિવસના ઉપવાસ કર્યા તે પછી ઉપવાસને અંતે ખોરાક કેમ વધારતા જવું તેનું શાસ્ત્ર અમે બરાબર જાણતા હોવાથી શ્રી વિનોબા ભાવે અને હું અમારી તબિયત સરસ સુધારી શકયા. તે એટલે સુધી કે બહાર નહોતી એટલી સરસ તબિયત લઈને હું વેલોરથી સીવની જેલમાં આવ્યો. ત્યાં પણ મેં મારી તબિયત બગડવા ન દીધી અને સહેજસાજ વજન ખોતાં છતાં મારી કાર્યશક્તિમાં ઊણપ આવવા દીધી નહીં.

સદ્‌ભાગ્યે દરેક ઠેકાણે અમને જેલના અમલદારો સારા સ્વભાવવાળા મળ્યા. એટલે કે અમારી સાથે સારી રીતે વર્તનારા અમલદારો અમારે ભાગે આવ્યા.

મારી તબિયત સારી રહી તેનાં બીજાં બે કારણો છે.

એક તો પહેલાં મહિના સવા મહિના પછી અમને બધાને ખુલ્લામાં સૂવાની રજા હતી તેથી અમને સારામાં સારી હવા મળી. (અર્થાત્ જેલમાં મળી શકે તેવી.) આખો દિવસ અને આખી રાત હું ઓરડીમાં બહાર ખુલ્લામાં જ રહેતો. દહાડે સૂરજના તડકાથી પોતાની જાતને બચાવતો હતો, પણ રાત્રે તો તારાઓના પ્રકાશમાં સૂવાનો મારો આગ્રહ રહેતો. તારાઓના પ્રકાશ એ તબિયતની દૃષ્ટિએ ઉત્તમમાં ઉત્તમ પૌષ્ટિક તત્ત્વ છે તેવી મારી માન્યતા છે. તારાના પ્રકાશ તળે સૂવાથી ઓછી ઊંઘે વધારે તાજગી મળે છે એમ મેં અનુભવ્યું છે.

વેલોરમાં અમે જે આંગણામાં રહેતા ત્યાં આંબલીનાં મોટાં મોટાં પુખ્ત ઉંમરનાં ઝાડ હતાં. દહાડો એ ઝાડ તળે કાઢીએ, રાતે ખુલ્લા આંગણામાં સૂઈએ. લોકોએ અમારા આંગણાનું નામ તપોવન પાડયું હતું. અને જોકે અમે તપસ્વી તો નહોતા, છતાં એ નામ મને ગમ્યું.

વરસાદની મોસમ શરૂ થાય તે પહેલાં જેલવાળાઓ પાસેથી થોડાક બાંબુ, સાદડીઓ અને દોરીઓ માગી લઈ મેં મારા ખાટલા ઉપર ઝૂંપડી બનાવી લીધી. ચાર પગ સાથે ચાર બાંબુના થાંભલા ઠોકી દીધા. ઉપર બે ઢાળિયું છાપરું બનાવ્યું. એ છાપરાની અંદર મેં મારી મચ્છરદાની ગોઠવી અને खटिया-कुटिया નો સાજ સજાવ્યો. બે-ત્રણ કેદીઓની મદદથી મારી એ ખટિયા-કુટિયા ચોવીસ કલાકમાં બે-ત્રણ ઠેકાણે ખસેડતો. ધોધમાર વરસાદમાં પણ બૅરેકની અંદર સૂવાને બદલે હું મારી આ કુટિયામાં સૂઈ જતો. એક બિલાડી અચૂક મારી પથારીમાં ધસી આવે. વરસાદ

અને વાછટ કોઈક વાર મરજી મુજબ પથારીમાં ઘૂસે. પણ તે આણમાનીતા મહેમાન નહોતા.

જેલમાં ખુલ્લામાં સૂતા હોઈએ, પવન સરસ વાતો હોય અને તડકો પણ ઠીક ઠીક મળતો હોય તોય જેલની હવા બંધિયાર જ ગણાય. ચાર ઊંચી દીવાલ વચ્ચેની હવા સાવ શુદ્ધ તો હોતી જ નથી. જ્યારે જેલબદલી થાય છે અને બહારની ખુલ્લી દુનિયા જોવાની તક મળે છે અને ખુલ્લી હવા મારાં ફેફસાંમાં પ્રવેશ કરે છે ત્યારે મારી તબિયત એકદમ સુધરી જાય છે. એક દિવસ પણ જેલ બહાર ગાળવાનો મળે તો મને એનો લાભ તરત દેખાઈ આવે છે.

મારી તબિયત ઉપર ઉત્તમ અસર કરનાર બીજું કારણ તે ફૂલોનું પ્રસન્ન દર્શન. ફૂલોનું હાસ્ય પૌષ્ટિક ખોરાક કરતાં પણ મારે માટે વધુ ઉપયોગી નીવડે છે. વેલોરમાં કેટલાક ફૂલોના છોડ આણી આણીને મારા ખાટલાની આસપાસ મેં વાવ્યા હતા.

સીવનીમાં મોટાં ઝાડો અંદર નહોતાં પણ બહારથી દર્શન દેતાં હતાં. અમારી સાથે શ્રી કિલ્લેદાર કરીને એક માલગુજાર કૉંગ્રેસ નેતા હતા. એમને ફૂલોનો ઘણો શોખ હતો. બગીચા બનાવવાની રસિકતામાં તેઓ એક્કા હતા. એમની સાથે તેમના બગીચામાં ફરવાનો ઘણો આનંદ આવતો. ફૂલોનાં વખાણ કરતાં તેઓ થાકતા નહીં. અને એમનાં ફૂલોની મુલાકાત લેતાં હું ધરાતો નહીં. કિલ્લેદારના એ બગીચામાં એક બાજુએ પથરાનો ઢગલો કરેલો. એમાંની માટીમાં ફૂલના છોડ વાવીને વચમાં વચમાં સિમેન્ટની ગોઠવણ કરી એમણે પહાડ અને એમાંના ધોધનો દેખાવ કર્યો હતો. નળનું પાણી છૂપી રીતે એ પહાડને માથે આવે અને નીચે ટપકવા માંડે ત્યારે ચિત્ત પ્રસન્ન થતું. અંગ્રેજીમાં આવા પહાડને 'રૉકરી' કહે છે. એ 'રૉકરી' માટે મેં એમને મારી પાસેથી કેટલાક રૂપાળા છોડ આપેલા હતા. મારા કૂંડામાંથી 'રૉકરી'માં પહોંચતાંવેંત એ છોડ એવા તો ફાલ્યા કે એમને જોવા હું ખાસ જતો.

વખત સાચવવો એ જેલજીવનમાં જરાય અઘરું નથી હોતું. પોતાનો મિજાજ સાચવવો એ પ્રમાણમાં અઘરું ખરું, પણ તે કળા હાથ આવી ગયા પછી જેલમાં માંદા પડવાનું કશું જ કારણ રહેતું નથી.

ટૂંકામાં કહી દઉં કે આ ૩૪–૩૫ મહિના દરમિયાન પ્રારંભમાં એક જ વાર મલેરિયા તાવમાં પડ્યો હતો અને વચમાં એક દિવસ સહેજ તાવ આવ્યો હતો એટલું બાદ કરતાં મારી તબિયત ઉત્તમ રહી. જેલ જતાં પહેલાં જે થાક જેવું લાગતું હતું તે નીકળી ગયું. ઉંમરમાં ઘડપણ તો આવે જ. પણ તબિયતનું અને મનનું ઘડપણ કંઈક ઓછું કરીને જ બહાર આવ્યો છું. અનેક લોકોએ સવાલ

પૂછ્યો એટલે જ ઉપયોગી સમજીને આટલું બયાન લખી કાઢયું છે. અનેક લોકોને આમાંથી અમુક સૂચનાઓ પણ મળી શકશે તેમ માનું છું.

૧૯૪૫

## ૪૩. જ્વાળા

પ્રાર્થના વખતે અંતર્મુખ થવા માટે આંખોને બંધ કરીને બેસવું જ મને ગમે છે. પણ કોક કોક વાર આંખો ખુલ્લી રાખીને જ હું વધારે અંતર્મુખ થઈ શકું છું.

પૈઠણ ગયો હતો ત્યારે ગોદાવરી મૈયાને કાંઠે બેસી પ્રાર્થના કરી. નદી રૂપે ભગવાનનાં સુભગ-સલિલ દર્શન થતાં હોય ત્યારે આંખો મીંચીને બેસવું મને અભદ્ર જેવું લાગ્યું. ગોદાવરીના કારુણ્ય-પ્રવાહ તરફ મીટ માંડીને કરેલી પ્રાર્થનામાં જે એકાગ્રતા અને ઊંડાણ આવ્યાં તે અન્યથા ન આવત.

કૂર્ગ પ્રાન્તની રાજધાની મરકારામાં 'રાજાના આસન' પરથી સામેનું વિશાળ દૃશ્ય જોઈ હું ધ્યાનસ્થ થયો — પણ આંખો મીંચીને નહીં. यद् यद् विभूतिमत् सत्त्वं श्रीमत् ऊर्जितम् एव वा જોઈ ચિત્તવૃત્તિ ઉત્કટ, એકાગ્ર અને અંતર્મુખ થતી હોય ત્યારે તેના પર પાંપણનો પડદો ખેંચી લેવો એ પાપ જ કહેવાય.

આપણી આ પુણ્યભૂમિમાં એવાં અસંખ્ય સ્થળો છે જેમણે મને ભગવાનની વિભૂતિઓનો સાક્ષાત્કાર કરાવી કૃતાર્થ કર્યો છે. અંતર્મુખ થવું એટલે અંતરમાં ઊતરી જવું. પછી તે પોતાની મનોવૃત્તિમાં હો અથવા વિશ્વરૂપે વિરાજતા પરમાત્માની મનોવૃત્તિમાં પ્રવેશ કરવાનું હો. લાકડાના કકડામાં, પથ્થરમાં, અથવા કોલસામાં જો ધ્યાન દ્વારા ઊતરી શકાય તો તેને હું અંતર્મુખ અવસ્થા જ માનું. અંતર્મુખ અવસ્થામાં સ્વ-પર-ભેદ ઓગળી જાય છે, તેથી જ તેનું આટલું માહાત્મ્ય છે.

* * *

પહેલી ડિસેમ્બરે અંગ્રેજી મહિના પ્રમાણે મારો જન્મદિન છે. એ દિવસે જીવનનું સરવૈયું કાઢવું બિલકુલ સ્વાભાવિક છે. આ વખતે પહેલી ડિસેમ્બરે હું આસામના ગિરિનગર શિલોંગમાં હતો. સવારની પ્રાર્થના શ્રી શ્રીમુખભાઈ મહેતા સાથે કરી અને સવારનો નાસ્તો શ્રી શંકરરાવ દેસાઈને ત્યાં સૌ. શાન્તાબાઈને હાથે થયો.

સવારે અમારી પ્રાર્થના ચાલતી હતી અને સામે જ ભીંતની સગડીમાં બળતા કોલસાની જ્વાળાઓ નાચતી હતી. તે જ્વાળાઓના તાલ સાથે હું પ્રાર્થનાના શ્લોકો બોલતો હતો. બોલતાં બોલતાં આસપાસનું બીજું બધું ભૂલી ગયો. માત્ર અગ્નિની જ્વાળા જ નાચતી રહી.

ખલિલ જિબ્રાનનાં પુસ્તકો પર એક સોનેરી અગ્નિહસ્ત ઉપસાવેલો હોય છે. તે હાથમાંથી નીકળતી દરેક જ્વાળા એક એક સ્ત્રી જ હોય છે. તે એક અદ્ભુત

ચિત્ર છે: એક એક જવાળા એટલે પરમાત્માની એક એક વિભૂતિ.—સ્ત્રી જેટલી જ જીવંત, ચૈતન્યમય અને વ્યક્તિત્વપૂર્ણ.

વૈદિક મંત્રથી મારી પ્રાર્થના શરૂ થતી હોવાથી તે પ્રાચીન ઋષિની નજરે હું આ અગ્નિદેવ તરફ જોઉં એ સ્વાભાવિક હતું. મારાં કુટિલ પાપો સાથે લડનારો અને મને સત્પથ બતાવનારો આ અગ્નિ જ મારો ખરો હિતકર્તા પુરોહિત છે. (પુર: = સામે, હિત = મૂકેલો – સ્થાપેલો.) જડ અને ચેતન વચ્ચે દરમ્યાનગીરી કરતું આ આત્મતત્ત્વ છે. એને સાક્ષી રાખીને જ મારા પિતાએ મને ગાયત્રી મંત્રની દીક્ષા આપી હતી. એને સાક્ષી રાખીને જ મેં ગૃહસ્થાશ્રમનો પ્રારંભ કર્યો હતો. કુલપરંપરા અબાધિત રાખવા માટે આ જ અગ્નિશિખાની સાક્ષીએ મેં મારા બંને દીકરાઓનો યજ્ઞોપવીત સંસ્કાર કર્યો હતો. (ઉપનયન એટલે વિદ્યાની ઉપાસના માટે બ્રહ્મચારીને હોમાગ્નિ પાસે લઈ જવો તે.) આ અગ્નિશિખાને સાક્ષી રાખીને જ —એની મદદ વડે જ મેં મારાં પૂજ્ય માતાપિતાનો અને પ્રિય પત્નીનો અંતિમ સંસ્કાર કર્યો હતો.

અને જ્યારે જ્યારે કોઈ ઝૂંપડીને અથવા કોઈ નાનકડા ગામડાને આગ લાગેલી મેં જોઈ છે ત્યારે ત્યારે, તે આગને ઓલવવાનો તનતોડ પ્રયત્ન કરતાં કરતાં પણ એ સર્વભક્ષી જવાળાઓને મેં ભક્તિપૂર્વક નમન જ કર્યું છે. જવાળાની તરલતા, —દિવસે અથવા રાત્રે, ગમે ત્યારે,—પવિત્ર ઉજ્જવળ લાગતો તેનો રંગ, આપણે ઈશ્વરી કાર્ય કરીએ છીએ એવા આત્મવિશ્વાસ સાથે થતું એનું આક્રમણ—એ બધું જ મારામાં ભક્તિ જગાડે છે.

રેલને કારણે પૂરપાટ વહેતી નદીનાં મોજાં જોઈને જેમ તેની સાથે એકરૂપ થઈ જવાની અદમ્ય ઈચ્છા થઈ જાય છે, તે જ પ્રમાણે પવિત્રતા ફેલાવતી અગ્નિ-જવાળાઓને નાચતી જોઈને પણ આપણે તેનામાં ભળી જઈએ એ જાતનો કેફ ચડયા વગર રહેતો નથી.

ડિસેમ્બરની પહેલી તારીખે એકસઠ વર્ષોનું સરવૈયું કાઢતા મનમાં વિચાર આવ્યો કે, કોક દિવસે આ જીવનયાત્રા પૂરી થશે, તમામ પ્રવૃત્તિનો અંત આવશે, અને પછી છેવટની આહુતિ તરીકે આ સપ્તજિહ્વ અગ્નિની નર્તનશીલ વિભૂતિ સાથે એક-રૂપ થવાનું ભાગ્ય મળશે. ઈશ્વરની કેટલી કૃપા કે, જન્મભર જે ઉજ્જવળ જવાળાનું ધ્યાન કરવાની તક મળી છે તે જ જવાળા સાથે, કશો જ સંકોચ ન રાખતાં, એકરૂપ થઈ જવાની સગવડ પણ તેણે કરી રાખી છે! પ્રાણીઓને ઈશ્વરે આપેલાં અનેક વરદાનોમાં જો કોઈ સર્વશ્રેષ્ઠ હોય તો તે મરણ જ છે. મરણની મદદથી જ આપણે અગ્નિજવાળા સાથે એકરૂપ થઈએ છીએ. ભગવાનની અતિશય નજીકની અને તરત પરચો આપનારી જો કોઈ વિભૂતિ હોય તો તે અગ્નિજવાળા જ છે.

અરણી ઉપર ઉત્તરારણી મૂકીને માણસે જે દિવસે પહેલો અગ્નિ ચેતાવ્યો તે દિવસથી આજ સુધી રસોઈ માટે તેમ જ પ્રકાશ માટે અને હવે તો જાતજાતનાં

કારખાનાં માટે અગ્નિ સળગાવી માણસે એની સાથે પરિચય વધાર્યો છે. પણ અગ્નિ જ એક એવો સાથી છે કે જેની, પરિચયને કારણે પણ, અવજ્ઞા થઈ શકતી નથી. અને તેથી જ ઋષિમુનિઓએ એને ઈશ્વરનો પ્રતિનિધિ કરી સ્થાપ્યો છે. આપણામાં એ વૈશ્વાનર જઠરાગ્નિરૂપે રહે છે, સમુદ્રના પેટમાં વડવાગ્નિરૂપે. અને અનંતકોટિ નક્ષત્રતારાઓની અંદર એ પ્રકાશના કલ્પનાતીત પ્રવાહના રૂપમાં અનંત કાળ સુધી બળતો રહે છે. એ જ જીવનતત્ત્વ છે. અને મરણતત્ત્વ પણ એ જ છે.

૧૯૪૭

# ૪૪. અનુભવની ચાર વાતો

પ્રિય તાત્યાબુવા,

તમારો તા. ૧૪/૬નો પત્ર મળ્યો. 'હિમાલયનો પ્રવાસ' તમને ગમ્યો એ વાંચીને સારું લાગ્યું. સાહિત્યરસિકના સંતોષથી આનંદિત ન થવા જેટલો હું અનાસક્ત થયો નથી.

ભારતભૂમિ અને ભારતીય સંસ્કૃતિ–એમનું ઉઘાડી આંખે અને જાગરૂકપણે ધ્યાન કરવાના પ્રયત્નમાં 'હિમાલયનો પ્રવાસ' લખાયો હતો. તે પ્રવાસવૃત્તાન્ત એટલે મારી ભક્તિની અંજલિ. આપણા સમાજમાં આંધળું અભિમાન પુષ્કળ છે. તે જઈને ઉઘાડી આંખની ભક્તિ આવે અને શ્રદ્ધા અને બુદ્ધિ વચ્ચે અણબનાવ રહે નહીં એવી ઉત્કટ લાગણીથી તે પ્રવાસવૃત્તાન્ત લખેલો છે. જે કલમે 'નગાધિરાજ'નું પ્રકરણ લખ્યું એ જ કલમે છેવટની 'ફલશ્રુતિ' પણ લખી છે.

એ વાત સાચી છે કે મારું લગભગ બધું લખાણ ગુજરાતીમાં જ થયેલું છે. એ વાત પણ સાચી છે કે, ગુજરાતી જનતાએ મને અપનાવી પ્રેમજલથી નવરાવ્યો છે. પણ મરાઠી વિશેની મારી ભક્તિ ઓછી થયેલી નથી. ગુજરાતે મારી સેવાનો સ્વીકાર કર્યો એટલે મારે ગુજરાતીમાં લખવું પડયું .મહારાષ્ટ્રે સાશંકપણાથી મને દૂર રાખેલો છે. એટલે સેવા કરવાની ઇચ્છા હોવા છતાં એવો જોગ આવ્યો નહીં. અને સેવાને ખાતર જ લખતો હોવાથી મરાઠીમાં લખવાનો પ્રસંગ આવ્યો જ નહીં. જો મરાઠીની સેવા મારે હાથે થઈ હોત તો હું ધન્ય થાત. આજના વિશિષ્ટ મહારાષ્ટ્રને હિતકર સલાહ જોઈતી નથી પણ રુચિકર ખુશામત જોઈએ છે. અને હું જો મહારાષ્ટ્રીઓની ખુશામત કરું તો મારી મહારાષ્ટ્રભક્તિ લજ્જાથી આત્મહત્યા કરે.

મારી ભાષામાં જો કોઈ પણ પ્રકારનું સૌન્દર્ય, માર્દવ અથવા તેજ આવ્યું હોય તો તે ભાષા કેળવવાના પ્રયત્નમાંથી આવ્યું નથી, પણ ભાષા દ્વારા સમાજની અને સંસ્કૃતિની અનવદ્ય સેવા મારે હાથે થાય એ ઉત્કટતાને કારણે જ આવેલું છે.

પોતાનું જીવન સંસ્કારી થાય, જીવનસરણીમાં અથવા વિચારક્રમમાં ક્યાંય અનાર્ય વૃત્તિ ન આવે એવી ઇચ્છાને કારણે જ હું ભાષા કેળવવા લાગ્યો.

બીજી પણ એક વાત છે. હું હાડે અધ્યાપક રહ્યો એટલે પોતાના મનના વિચાર બીજાને તંતોતંત-કેવી રીતે જણાવી શકાય એવી તાલાવેલી મારામાં સ્વાભાવિક છે અને તેથી મનમાં વિચાર, કલ્પના કે શંકા કાંઈ પણ આવે તે બીજાને સ્પષ્ટ જણાવવાનો પ્રયત્ન કરતો જાઉં છું.

મને મરાઠી સાહિત્ય વાંચવાની તક બહુ થોડી મળી છે. આધુનિક સાહિત્ય મેં બહુ જ થોડું વાંચેલું છે. જૂનું સાહિત્ય જે થોડું વાંચેલું તે લગભગ ભૂલી ગયો છું. મોઢે હોત તો સારું થાત, પણ એય નથી. ગુજરાતીમાં લખવું પડયું એટલે તે ભાષા આપોઆપ કેળવાઈ. મરાઠી વિશે એટલો આત્મવિશ્વાસ નથી. તેમાં વળી સ્વભાવ પ્રયોગખોર રહ્યો એટલે સ્વભાષામાં નવા નવા અને અર્થ-સમર્થ વાકયપ્રયોગો લાવવાની ઇચ્છાનો ભોગ થઈ પડું છું. કોઈ કોઈ વિચાર તો રૂઢ ભાષામાં લખવા જ નહીં એમ લાગે છે. આથી કરીને મરાઠી વાચકોને મારું લખાણ કાંઈક ખરબચડું લાગે તો આશ્ચર્ય નહીં.

તમારી ભાષા સારી પેઠે કેળવાયેલી છે. તમને માર્ગદર્શનની શી જરૂર? તમારા અક્ષર અને તમારી ભાષા બંને મોહક છે.

હું કવિતા કરું છું કે નહીં એવો પ્રશ્ન તમે પૂછયો છે. મને લાગે છે કે દરેક તરુણને જ્યારે મૂછ ફૂટે છે ત્યારે કવિતા પણ થવા લાગે છે. મેં મારી વિદ્યાર્થી-દશામાં થોડોઘણો છંદોવ્યાયામ કર્યો હતો, પણ તરત જ મનથી નક્કી કર્યું કે આપણે કવિ થવું નથી. ત્યાર પછી ૧૯૨૨ની સાલમાં સાબરમતી જેલમાં વસંતતિલકાવૃત્તામાં એક સ્વાતંત્ર્યપંચક લખ્યું હતું એ જ. પણ એ પણ મેં કાગળ ઉપર કે સ્મૃતિમાં ટકવા દીધું નહીં. “प्राप्ति परी त्वदिय जाहलि बंदिवासी”— એટલી એક જ પંક્તિ યાદ છે.

મને લાગે છે કે ભાષા કેળવવી એનો આધાર એક પ્રકારની ઔચિત્યભાવના ઉપર અને નાજુક અભિરુચિ ઉપર હોય છે. એકાદ મા પોતાની છોકરીને સદાચારનું, શિષ્ટાચારનું અને આવશ્યક ધૂર્તતાનું (સાવધાનતાનું) શિક્ષણ આપે છે તે વ્યાખ્યાનો અથવા જીવનસિદ્ધાન્તો ઉપરનાં પ્રવચનોથી નથી આપતી, પણ તે તે ક્ષણે વર્તતાં કોઈ વખતે શબ્દથી તો કોઈ વાર આંખના ઇશારાથી આ સારું અને આ સારું નહીં એમ એ નિરંતર કહેતી હોય છે. તે જ છોકરી મોટી થાય એટલે પોતાના નિરીક્ષણથી, પોતાના મનથી ઠરાવતી હોય છે કે કઈ વાત શોભે અને કઈ ન શોભે. ચિત્રકાર પોતાના શાગિર્દોને તૈયાર કરે છે તે પણ પ્રકૃતિમાંનાં અને કલાકૃતિમાંનાં રમણીય સ્થાનો તરફ તે તરુણનું ધ્યાન ખેંચીને અને તેની પોતાની ઉપર થનારી અસરનું દિગ્દર્શન કરાવીને. સાહિત્યની બાબતમાં પણ એવું જ છે.

કારખાનાં માટે અગ્નિ સળગાવી માણસે એની સાથે પરિચય વધાર્યો છે. પણ અગ્નિ જ એક એવો સાથી છે કે જેની, પરિચયને કારણે પણ, અવજ્ઞા થઈ શકતી નથી. અને તેથી જ ઋષિમુનિઓએ એને ઈશ્વરનો પ્રતિનિધિ કરી સ્થાપ્યો છે. આપણામાં એ વૈશ્વાનર જઠરાગ્નિરૂપે રહે છે, સમુદ્રના પેટમાં વડવાગ્નિરૂપે. અને અનંતકોટિ નક્ષત્રતારાઓની અંદર એ પ્રકાશના કલ્પનાતીત પ્રવાહના રૂપમાં અનંત કાળ સુધી બળતો રહે છે. એ જ જીવનતત્ત્વ છે. અને મરણતત્ત્વ પણ એ જ છે.

૧૯૪૭

## ૪૪. અનુભવની ચાર વાતો

પ્રિય તાત્યાબુવા,

તમારો તા. ૧૪/૬નો પત્ર મળ્યો. 'હિમાલયનો પ્રવાસ' તમને ગમ્યો એ વાંચીને સારું લાગ્યું. સાહિત્યરસિકના સંતોષથી આનંદિત ન થવા જેટલો હું અનાસક્ત થયો નથી.

ભારતભૂમિ અને ભારતીય સંસ્કૃતિ–એમનું ઉઘાડી આંખે અને જાગરૂકપણે ધ્યાન કરવાના પ્રયત્નમાં 'હિમાલયનો પ્રવાસ' લખાયો હતો. તે પ્રવાસવૃત્તાન્ત એટલે મારી ભક્તિની અંજલિ. આપણા સમાજમાં આંધળું અભિમાન પુષ્કળ છે. તે જઈને ઉઘાડી આંખની ભક્તિ આવે અને શ્રદ્ધા અને બુદ્ધિ વચ્ચે અણબનાવ રહે નહીં એવી ઉત્કટ લાગણીથી તે પ્રવાસવૃત્તાન્ત લખેલો છે. જે કલમે 'નગાધિરાજ'નું પ્રકરણ લખ્યું એ જ કલમે છેવટની 'ફલશ્રુતિ' પણ લખી છે.

એ વાત સાચી છે કે મારું લગભગ બધું લખાણ ગુજરાતીમાં જ થયેલું છે. એ વાત પણ સાચી છે કે, ગુજરાતી જનતાએ મને અપનાવી પ્રેમજલથી નવરાવ્યો છે. પણ મરાઠી વિશેની મારી ભક્તિ ઓછી થયેલી નથી. ગુજરાતે મારી સેવાનો સ્વીકાર કર્યો એટલે મારે ગુજરાતીમાં લખવું પડયું .મહારાષ્ટ્રે સાશંકપણાથી મને દૂર રાખેલો છે. એટલે સેવા કરવાની ઇચ્છા હોવા છતાં એવો જોગ આવ્યો નહીં. અને સેવાને ખાતર જ લખતો હોવાથી મરાઠીમાં લખવાનો પ્રસંગ આવ્યો જ નહીં. જો મરાઠીની સેવા મારે હાથે થઈ હોત તો હું ધન્ય થાત. આજના વિશિષ્ટ મહારાષ્ટ્રને હિતકર સલાહ જોઈતી નથી પણ રુચિકર ખુશામત જોઈએ છે. અને હું જો મહારાષ્ટ્રીઓની ખુશામત કરું તો મારી મહારાષ્ટ્રભક્તિ લજ્જાથી આત્મહત્યા કરે.

મારી ભાષામાં જો કોઈ પણ પ્રકારનું સૌન્દર્ય, માર્દવ અથવા તેજ આવ્યું હોય તો તે ભાષા કેળવવાના પ્રયત્નમાંથી આવ્યું નથી, પણ ભાષા દ્વારા સમાજની અને સંસ્કૃતિની અનવદ્ય સેવા મારે હાથે થાય એ ઉત્કટતાને કારણે જ આવેલું છે.

પોતાનું જીવન સંસ્કારી થાય, જીવનસરણીમાં અથવા વિચારક્રમમાં ક્યાંય અનાર્ય વૃત્તિ ન આવે એવી ઇચ્છાને કારણે જ હું ભાષા કેળવવા લાગ્યો.

બીજી પણ એક વાત છે. હું હાડે અધ્યાપક રહ્યો એટલે પોતાના મનના વિચાર બીજાને તંતોતંત કેવી રીતે જણાવી શકાય એવી તાલાવેલી મારામાં સ્વાભાવિક છે અને તેથી મનમાં વિચાર, કલ્પના કે શંકા કાંઈ પણ આવે તે બીજાને સ્પષ્ટ જણાવવાનો પ્રયત્ન કરતો જાઉં છું.

મને મરાઠી સાહિત્ય વાંચવાની તક બહુ થોડી મળી છે. આધુનિક સાહિત્ય મેં બહુ જ થોડું વાંચેલું છે. જૂનું સાહિત્ય જે થોડું વાંચેલું તે લગભગ ભૂલી ગયો છું. મોઢે હોત તો સારું થાત, પણ એય નથી. ગુજરાતીમાં લખવું પડ્યું એટલે તે ભાષા આપોઆપ કેળવાઈ. મરાઠી વિશે એટલો આત્મવિશ્વાસ નથી. તેમાં વળી સ્વભાવ પ્રયોગખોર રહ્યો એટલે સ્વભાષામાં નવા નવા અને અર્થ-સમર્થ વાક્યપ્રયોગો લાવવાની ઇચ્છાનો ભોગ થઈ પડું છું. કોઈ કોઈ વિચાર તો રૂઢ ભાષામાં લખવા જ નહીં એમ લાગે છે. આથી કરીને મરાઠી વાચકોને મારું લખાણ કાંઈક ખરબચડું લાગે તો આશ્ચર્ય નહીં.

તમારી ભાષા સારી પેઠે કેળવાયેલી છે. તમને માર્ગદર્શનની શી જરૂર? તમારા અક્ષર અને તમારી ભાષા બંને મોહક છે.

હું કવિતા કરું છું કે નહીં એવો પ્રશ્ન તમે પૂછ્યો છે. મને લાગે છે કે દરેક તરુણને જ્યારે મૂછ ફૂટે છે ત્યારે કવિતા પણ થવા લાગે છે. મેં મારી વિદ્યાર્થી-દશામાં થોડોઘણો છંદોવ્યાયામ કર્યો હતો, પણ તરત જ મનથી નક્કી કર્યું કે આપણે કવિ થવું નથી. ત્યાર પછી ૧૯૨૨ની સાલમાં સાબરમતી જેલમાં વસંતતિલકાવૃત્તમાં એક સ્વાતંત્ર્યપંચક લખ્યું હતું એ જ. પણ એ પણ મેં કાગળ ઉપર કે સ્મૃતિમાં ટકવા દીધું નહીં. “प्राप्ति परी त्वदिय जाहलि बंदिवासी”– એટલી એક જ પંક્તિ યાદ છે.

મને લાગે છે કે ભાષા કેળવવી એનો આધાર એક પ્રકારની ઔચિત્યભાવના ઉપર અને નાજુક અભિરુચિ ઉપર હોય છે. એકાદ મા પોતાની છોકરીને સદાચારનું, શિષ્ટાચારનું અને આવશ્યક ધૂર્તતાનું (સાવધાનતાનું) શિક્ષણ આપે છે તે વ્યાખ્યાનો અથવા જીવનસિદ્ધાન્તો ઉપરનાં પ્રવચનોથી નથી આપતી, પણ તે તે ક્ષણે વર્તતાં કોઈ વખતે શબ્દથી તો કોઈ વાર આંખના ઇશારાથી આ સારું અને આ સારું નહીં એમ એ નિરંતર કહેતી હોય છે. તે જ છોકરી મોટી થાય એટલે પોતાના નિરીક્ષણથી, પોતાના મનથી ઠરાવતી હોય છે કે કઈ વાત શોભે અને કઈ ન શોભે. ચિત્રકાર પોતાના શાગિર્દોને તૈયાર કરે છે તે પણ પ્રકૃતિમાંનાં અને કલાકૃતિમાંનાં રમણીય સ્થાનો તરફ તે તરુણનું ધ્યાન ખેંચીને અને તેની પોતાની ઉપર થનારી અસરનું દિગ્દર્શન કરાવીને. સાહિત્યની બાબતમાં પણ એવું જ છે.

બીજી એક વાત: જે લોકોને શબ્દશક્તિનું માપ નથી હાતું તે બોલવામાં અને લખવામાં ડગલે ને પગલે અતિશયોક્તિ કરે છે. કેટલાક લોકોને ઠાંસીઠાંસીને બોલ્યા વગર અને ગાળો ચોપડયા વગર જોર વ્યક્ત કરતાં જ આવડતું નથી. એવા લોકો ભાષાનું અપમાન કરે છે અને તેને ક્ષીણ બનાવે છે. ગરમાગરમ અને તમતમતાં ભોજન કરનારા રજોગુણી લોકોના જેવી જ તેમની સ્થિતિ હોય છે. રજોગુણનું મુખ્ય લક્ષણ જ એ છે કે ઢગલાબંધ પ્રવૃત્તિ કરવા છતાંય તસુભર પ્રગતિ થઈ શકતી નથી. (मध्ये तिष्ठन्ति राजसा:।)

આજકાલ ગાંધી સેવા સંઘની બેઠક ચાલતી હોવાથી રોજના કામનો ગંજ થયો છે. એટલે જેટલો વખત કાઢી શકાયો તેટલામાં અનુભવની ચાર વાત લખી છે. ભાષા કેળવવી એ બેશક પ્રયત્નસાધ્ય છે. પ્રયત્નસાધ્ય કહેવા કરતાં પ્રેમસાધ્ય છે, એમ જ હું તો કહું, કારણ મારો પોતાનો પ્રયત્ન અત્યલ્પ છે.

૧૯૪૦ કાકાના સપ્રેમ વન્દે માતરમ્

## પુરવણી

૧. સંસ્કૃત ભાષાનું જ્ઞાન જેટલું વધારીએ તેટલું ઉત્તમ. અન્વયની જ જ્યાં મુશ્કેલી પડે એવું સાહિત્ય છોડી દઈએ તોયે ચાલે. ઉપનિષદ, રામાયણ, મહાભારત, સહેલાં સહેલાં પુરાણો, પંચતંત્ર, હિતોપદેશ વગેરે સહેલા ગ્રંથોનો નિત્ય પરિચય રાખવામાં આવે તો અપાર ફાયદો થાય.

અભિજાત વાઙ્મયમાંથી વકતૃત્વપૂર્ણ ભાગ ફરીફરી વાંચવા. તરુણોએ એવા ભાગ મોઢે કરવા. પ્રૌઢોએ મોઢે ન કરતાં એ ભાગોનો કેફ ચડે એટલી વાર તે મનનપૂર્વક વાંચવા. પ્રત્યેક વાચન વખતે નવી નવી ખૂબીઓ ધ્યાનમાં આવવી જોઈએ. તો જ વાચન કામનું. માત્ર મુખપાઠ કરવાથી ધ્યાન બીજે ક્યાંક ચરવા ચાલ્યું જાય છે. આથી અભ્યાસ ઊંડો થઈ શકતો નથી.

૨. શબ્દભંડોળ વધારવો એ ખરું. પણ તેની સાથોસાથ પ્રત્યેક શબ્દનો પરિચય વધારવો અને તેથી પણ વિશેષ તો ઉત્કૃષ્ટ, નાજુક અને અર્થઘન એવા શબ્દોનો વપરાશ પણ વધારવો. આપણામાં જો ખરું ઔત્સુક્ય હોય તો એ નિષ્ઠાવાન શબ્દો કિંકર બને છે. શી આજ્ઞા છે— किं करोमि —કહીને તત્પરતાથી પૂછવા લાગે છે. અલંકારશાસ્ત્રની માહિતી હોવી જોઈએ એમ તમે કહો છો, પણ મને એ શાસ્ત્રનું બહુ મહત્ત્વ લાગ્યું નથી. કદાચ મારું અધ્યયન જ મર્યાદિત હશે. એટલે અલંકારશાસ્ત્ર કરતાં ઔચિત્યશાસ્ત્રનો અભ્યાસ અધિક ઉપયોગી છે એમ મને લાગતું આવ્યું છે.

જો જીવંત કાવ્ય જોવું હોય તો તે વાલ્મીકિમાં મળે છે. વાલ્મીકિ ક્યાંય અલંકારશાસ્ત્ર શીખવા ગયા ન હતા. તેમનું સદ્ભાગ્ય કે તેમના વખતમાં અલંકારશાસ્ત્રનો જન્મ જ થયો ન હતો. વાલ્મીકિને ગોખી કાઢયા પછી જ અલંકાર-

શાસ્ત્રીઓએ પોતાના નિયમો બનાવેલા હોવા જોઈએ. મુગ્ધા પોતાના પતિને વશ કરવા માટે રીતસરનું અનુનયશાસ્ત્ર શીખવા નથી જતી. પતિને વશ કરવાનું સુધ્ધાં તેને સૂઝયું નથી હોતું. તેની મુગ્ધતા જ પોતાનું કામ કરતી હોય છે. સાહિત્યની ખુમારીનું પણ એવું જ છે. ભર્તૃહરિ કહે છે, 'સંતોની જે સહજ વાતો હોય તે જ પછી શાસ્ત્રો બની જાય છે.' यास् तेषां स्वैरकथास् ता: एव भवन्ति शास्त्राणि ।

૧૯૪૭

# ૪૫. મારી ફજેતી

અસમ દેશની વાત છે. બ્રહ્મપુત્રાની ખીણમાં અમે મુસાફરી કરતા હતા. અમારી સાથે જમનાલાલજીની દીકરી મદાલસા પણ આવી હતી. પણ તે શિલૉંગ ચાલી ગઈ. અમે જોરહાટ પહોંચ્યા. ત્યાંના કાઉન્સિલના મેમ્બર શ્રી ચલીહાને ત્યાં અમે મહેમાન રહેવાના હતા. મદાલસા આવવાની છે કરીને ઘરની બહેનોએ ઘણી તૈયારીઓ કરી રાખી હતી. એ નથી આવી એમ ખબર પડતાંવેંત એમને નિરાશા થઈ. બારણે આવેલી બહેનો અંદર ગઈ અને અમે દીવાનખાનામાં જઈ પહોંચ્યા.

એટલામાં ઘરમાંથી એક નાનકડી મીઠી બાળા, શિયાળાનાં કપડાં પહેરેલી બહાર આવી. એના નાનકડા હાથમાં એક મજાનો હાર હતો. ઠાવકી રીતે ચાલતાં એ મારી પાસે આવી. ઘરનો હું મુખ્ય મહેમાન એટલે એ બાળાને હાથે મને હાર પહેરાવવાની ગોઠવણ હતી. હું તરત એ બાળા પાસે ગયો અને મને એ હાર પહેરાવી શકે એટલા માટે ખૂબ નીચે નમ્યો. છોકરીએ હાથ ઊંચા કરીને હાર મારા માથા સુધી આણ્યો અને એકાએક એક મજાનો વિચાર સૂઝવાથી ઊંચો કરેલો હાર પોતાના જ ગળામાં પહેરાવી દીધો અને મીઠી દુષ્ટતાથી મારા તરફ જોઈને હસવા લાગી. એક ક્ષણની અંદર હું સમજી ગયો કે એ બાળાએ મને ઠીક ઠીક બનાવ્યો. ઝટ દઈને હાર સાથેની એ બાળાને મેં ઊંચકી લીધી અને એણે પણ કશા સંકોચ વગર મારા ગળામાં પોતાના હાથ પહેરાવી દીધા. પેલો આતિથ્યનો હાર હું પહેરત એના કરતાં આ ચૈતન્યવાળા મૃદુ હાથનો હાર પહેરીને હું ધન્ય ધન્ય થઈ ગયો. છોકરી મારી આંખોમાં આશ્ચર્યથી જોતી હતી અને હું પરમ સંતોષથી એની આંખોમાં જોતો હતો. એનો મુગ્ધ આનંદ એક પ્રકારનો હતો. મારો વાત્સલ્ય-ભર્યો આનંદ એ શી રીતે સમજી શકે!

૧૯૪૮

# ૪૯. પશુની માણસાઈ

માલિકે ઘોડાને સારો રાખ્યો હતો. સૌથી મોટી વાત એ કે ઘોડાની સેવા કરવા માટે માલિકને સરસમાં સરસ મોતદ્દાર મળ્યો હતો: સરસ ખરેરો થાય, ઘોડાની પાગા હંમેશાં સ્વચ્છ રહે, ખાવાનું પૂરતું અને વખતસર મળે. તેમાંય ચણા સરસ, તાજા અને પુષ્ટ. ઘોડાને પીવાને પાણી મળતું તે પણ તાજું, ઠંડું અને સ્વચ્છ વાસણમાં આણેલું. ઘોડો ખુશ ખુશ રહેતો અને 'ફુરર્ ફુરર્'નો અવાજ કરી પોતાનો સંતોષ વ્યક્ત કરતો. મોતદ્દાર ઘોડા આગળ પાણી મૂકી, મોઢેથી સીટી વગાડતો જાય અને ઘોડો પૂછડી હલાવી પગ વતી જમીન ખોદી વચમાં વચમાં ડોક ઊંચી કરી માથું એક બાજુ પર ફેંકી દેતો હોય એવાં નખરાં કરી મોતદ્દાર આગળ પોતાનો સંતોષ જાહેર કરતો જાય.

મોતદ્દારને બધા પાગ્યા કહેતા હતા. પાગ્યાને ત્યાં કુટુંબવિસ્તાર મોટો હતો એટલે, આખો દિવસ કામ કરતાં છતાં એ પેટ ભરીને ખાઈ શકતો ન હતો. માલિકના ધ્યાનમાં એ વાત ક્યાંથી જ આવે? એને તો પોતાના ઘોડાની જ પડી હતી. નોકરને એનો પગાર આપું છું, અને વખતસર આપું છું, એથી વધારે એના તરફ શું જોવાનું હોય, એમ જ એ માનતો હશે.

માલિક રોજ પોતે બશેર ચણા તોબરામાં રેડી પોતાને હાથે ઘોડાના મોઢામાં તોબરો ચડાવતો. ઘોડો સાધારણ દોઢેક શેર ચણા ખાઈ બાકીના ચણા રહેવા દેતો. માલિક પાગ્યાને કહે, 'હવે આ ઘોડો ખાતો નથી. લઈ જા, બાકીના ચણા તું જ.' પાગ્યા બચેલા ચણા ઘેર લઈ જઈ, ધોઈ, રાંધી પોતે પણ ખાતો અને પોતાનાં બાળબચ્ચાંને પણ આપતો. ગરીબો માટે ચણા એ જ સૌથી પૌષ્ટિક ખોરાક છે. ઘોડો રોજ ચણા રાખવા લાગ્યો. માલિકને થયું કે જ્યારે ઘોડો બશેર ખાતો જ નથી ત્યારે એટલા ચણા શા માટે રાખીએ? એણે દોઢ શેર ચણા જ આપવા માંડ્યા.

ઘોડાએ એક જ શેર ખાવાનું દુરસ્ત ધાર્યું. કેમે કરીને વધારે દાણા એ ખાય નહીં. થોડા દિવસ પછી માલિકે ચણાનો રતીબ એક શેરનો કર્યો. ઘોડાએ એમાંથી પણ બચાવવાનું શરૂ કર્યું. દહાડે દહાડે ઘોડો નબળો પડતો ગયો. જાનવરોના વૈદ્યને બોલાવવામાં આવ્યો. 'જુઓ તો ખરા, આ મારા ઘોડાને શું થયું છે, એનો ખોરાક ઘટતો જ જાય છે અને એ નબળો પડતો જાય છે.' વૈદ્યે તપાસ કરી. ઘોડાની લાદ જોઈ, એની લાળ તપાસી, આંખો જોઈ. પૂછડી નીચે થરમૉમીટર દબાવી, તાવ છે કે શું એ શોધ્યું. — ક્યાંય રોગની નિશાની નથી. પણ ઘોડો તો પૂરતા ચણા ખાતો જ નથી.

માલિકને રાત્રે સ્વપ્નું આવ્યું. ઘોડો એમની આગળ આવી મનુષ્યવાણીથી બોલવા લાગ્યો: 'મારી આંખો શું તપાસો છો, જરા પોતાની જ આંખો તપાસાવો ને?'

'એટલે? મારી આંખોને શું થયું છે?'

'આંખોને કશું ન થયું હોય, પણ એમને આસપાસ જોવાની ટેવ નથી. જેમ હું તમારો આશ્રિત છું તેમ પાગ્યા પણ તમારો આશ્રિત છે. એ પેટ ભરીને ખાય છે કે નહીં એ તમે જુઓ છો?'

'કેમ? હું એને પૂરતો પગાર આપું છું અને તે પણ વખતસર આપું છું. એથી વધારે શું જોવાપણું હોય?'

'ત્યારે હું પણ પેટ ભરીને ખાઉં છું. તમે શા માટે હું નબળો પડયો એની ચિંતા કરો છો? તમે માલિક છો, તમે એને પગાર આપો છો. વસ્તારવાળા પાગ્યાને એ પૂરતો નથી પડતો એટલે હું પણ, મારી વતી, એને પગાર આપું છું.'

'પણ ચણા તો તારે માટે રાખેલા હોય છે. એ તું પેટ ભરીને ન ખાય તો કેમ ચાલે?'

'ચાલે કે ન ચાલે એ હું નથી જાણતો પણ મારા ખોરાકમાંથી અમુક ભાગ એને ન આપું ત્યાં સુધી મારાથી ખવાય જ કેમ? પાગ્યા ભૂખે રહે અને હું પેટ ભરીને ખાઉં એ બને જ કેમ?'

'ત્યારે મારી લાગણી કરતાં તને પાગ્યાની લાગણી વધારે છે એમ?'

'એમાં અજુગતું શું છે? તમે માલિક છો, એ નોકર છે અને હું તમારો તાબેદાર છું એ બધો ભેદ તમ માણસોની દૃષ્ટિએ બરાબર છે. પણ એ તો કૃત્રિમ દૃષ્ટિ થઈ. અમે જાનવરો એક જ દૃષ્ટિથી જોનારાં છીએ. તમે મને જરાક પંપાળી, મારી પીઠ ઉપર બેસો છો અને પછી મારો દમ નીકળી જાય ત્યાં સુધી મને દોડાવો છો. જ્યારે પાગ્યા—પાગોબા—દિવસ-રાત મારી સેવા કરે છે, ટાઢ વધારે હોય તો મધરાતે ઊઠીને મારી પાગાની બહાર ઘાસ બાળીને મને ગરમી પહોંચાડે છે. આટલી ટાઢમાં ક્યાં બહાર જાઓ છો કરીને એની સ્ત્રી એને વઢે છે ત્યારે એ કહે છે—'મૂંગું જાનવર કાંઈ તકરાર કરવા આવે છે? આપણે જ એનું સુખદુ:ખ સમજવું જોઈએ. હું એની કાળજી ન કરું તો કોણ કરે? ભગવાન તો છે ને! મારે મૂંગા જાનવરનો શાપ નથી લેવો.' એમ કહી કકડતી ટાઢમાં, મધરાતે બહાર નીકળી, પાગ્યા મારી પડખે ઊભો રહે છે. અમે જાનવરો છીએ. અમે થોડા જ માણસની પેઠે નગુણા થઈ શકીએ છીએ?'

આખો જન્મારો ચાબખા ખાનાર ઘોડા તરફથી મળેલો આ છેલ્લો ચાબખો માલિકને એટલો તો સરસ વાગ્યો કે એની ઊંઘ તૂટી ગઈ, સ્વપ્નું ઓગળી ગયું અને એ નવી ઢબે વિચાર કરવા લાગ્યો.

બીજે દિવસથી માલિકે પાગ્યાને એના પગાર ઉપરાંત રોજ એક શેર ચણા આપવાનું નક્કી કર્યું અને તે દિવસથી ઘોડો તોબરામાંના બશેર ચણા સાફ કરવા લાગ્યો.

પશુએ માણસને માણસાઈ શીખવી ખરી!

૧૯૪૮

## ૪૭. સ્વેચ્છાનું બંધન

ભજન, પૂજન, સાધન આરાધના
સમસ્ત થાક્ પડે.
રુદ્ધદ્વારે દેવાલયેર કોને
કેન આછિસ્ ઓરે?
અન્ધકારે લુકિયે આંપન મને
કાહારે તુઈ પૂજિસ્ સંગોપને,
નયન મેલે દેખદેખિ તુઈ ચેયે
દેવતા નાઈ ઘરે.

તિનિ ગેછેન જેથાય માટિ ભેંગે
ક'રૃછે ચાષા ચાષ,—
પાથર ભેંગે કાટ્છે જેથાય પથ,
খાટ્છે બારો માસ.

રૌદ્ર જલે આછેન સબાર સાથે
ધૂલા તાંહાર લેગેછે દુઈ હાતે;
તાંરિ મતન શુચિ વસન છાડિ'
આયરે ધૂલાર પરે.

મુક્તિ? ઓરે મુક્તિ કોથાય પાવિ,
મુક્તિ કોથાય આછે?
આપ્નિ પ્રભુ સૃષ્ટિબાંધન પ'રે
બાંધા સબાર કાછે.

રાખો રે ધ્યાન થાક્ રે ફૂલેર ડાલિ,
છિંડુક્ વસ્ત્ર, લાગુક્ ધૂલાબાલિ,
કર્મયોગે તાંર સાથે એક હ'યે
ઘર્મ પડુક્ ઝ'રે!!

—રવીન્દ્રનાથ ટાગોર

[કાહારે – કોને; નયન મેલે – આંખ ઉઘાડીને; ચેયે દેખિ – નિહાળીને જો; ભેંગે – તોડીને, ફોડીને; ચાષા – ખેડૂત; ખાટ્છે – મજૂરી કરે છે; ડાલિ – ફૂલછાબ.]

રવીન્દ્રનાથ ઠાકુરનો માર્ગ ક્યો? કર્મયોગ કે ધ્યાનોપાસના?

વિશ્વકવિને એક જ માર્ગમાં પોતાને બાંધી લેવાનું પોસાય નહીં. કવિ એટલે એક જ શરીરમાં ભરેલું અનેક વિભૂતિઓનું અદ્ભુત સંમેલન. એક રત્નને જેમ અનેક પાસાઓ હોય છે તે પ્રમાણે કવિની પ્રતિભાને અનેક વિભૂતિ હોય છે. ઉત્તર સમુદ્રમાં તરનારા બરફના ડુંગરનો ક્યો ભાગ કઈ બાજુ ક્યારે બહાર આવશે તે કહી શકાતું નથી. ઘડીમાં એક બાજુ ઉપર આવે તો થોડી વારમાં તે ઓગળી જઈ બીજી જ બાજુ પોતાનું માથું ઊંચું કરે. કવિની વૃત્તિનું પણ એવું જ હોય છે.

કોઈ કર્મયોગી જો કવિને એમ કહે કે, આ કામ આટલા વખતમાં કરી દે, તો કવિ કહેશે કે એ કામ ભગવાનનું છે એ મારે કબૂલ છે, પણ આ ક્ષણે તે કરવાનો ઉત્સાહ મારામાં નથી. મને આસન માંડીને ભગવાન સામે બેસવા દો, દર્શનસુખથી મારામાં નવું ચેતન આવશે ત્યાર પછી તમારાં જે કાંઈ કામ કરવાનાં હશે તે હું જોતજોતામાં કરી નાખીશ. આ ક્ષણે જો મારા ઉપર તમે કામોનો તગાદો કરશો તો તે મારાથી થવાનાં નથી, અને કદાચ મેં કર્યાં જ તો તે કામ પૂજાની સુગંધ આપવાનાં નથી. તે વેઠ બની જશે, ગધ્ધાવૈતરું બની જશે.

જ્યારે મારી આંખમાં ઊંઘ ભરાય છે ત્યારે હું મારું ધ્યાન સુધ્ધાં બાજુએ મૂકીને આબાદ ઊંઘી જાઉં છું. ઊંઘરેટી આંખે કરેલું 'વિસરાળુ–ધ્યાન' મને મુદ્લ ખપે એમ નથી. તેના કરતાં હું પહેલાં ખાસો આંખ ભરીને ઊંઘી લઈશ અને પછી જ્યારે તાજો થઈને ઊઠીશ ત્યારે પૂર્ણ હૃદયથી અને ઉત્કંઠ આંખોએ ભગવાનનું ધ્યાન ધરીશ.

મારા ધ્યાનની જ્યારે આ દશા છે, ત્યારે તમારા કર્મનું મારી આગળ મહત્ત્વ શું? કર્મ કદી કોઈને છોડે છે? એ તો બધાં યથાકાળે થયા કરશે! તેની ચિંતા શા માટે?

હું પ્રેમનો ભૂખ્યો છું. પ્રેમના પાથેય (ભાથું) વગર હું કર્મમાર્ગે શી રીતે ચાલી શકવાનો હતો? દર્શનનું પાથેય મને મળવા દેશો તો જ મારા પગમાં જોર આવશે અને મારા ગળામાં ગાયન સ્ફુરશે. મજૂર સુધ્ધાં ભૂખ્યે પેટે કામ કરતા નથી. મને પ્રેમની ન્યાહારી (નાસ્તો) કરવા દો, પછી સૂર્ય માથા ઉપર આવે ત્યાં સુધી મારી પાસે જોઈએ તેટલું કામ યથેચ્છ લેજો.

આવા આ કવિએ જ્યારે રૂઢ માર્ગે કૃત્રિમ ધ્યાન, ભજન, પૂજન કરનાર એક સાધકને જોયો ત્યારે તેનું માનવ્ય ખળભળીને જાગ્રત થયું અને તે બોલી ઊઠયો,–અરે, આ શું માંડયું છે? આવી રીતે શું તને ભગવાનનાં દર્શન થવાનાં છે? તને કોણે કહ્યું કે મંદિરમાં દેવ છે? અરે બાપુ, મંદિરમાં તો નર્યું અંધારું હોય છે અંધારું! ત્યાં જઈને શું કરવાનો?

અને આ તારો ધૂપ, દીપ, નૈવેદ્ય, આ તારાં ફૂલ અને આ માળા, એ બધું તું કોને માટે લાવ્યો છે? જેને માટે આ બધું આણ્યું છે તે થોડો જ આળસુની પેઠે મંદિરમાં બેસી રહેલો છે? તે તો દીનોનો વત્સલ અને ભક્તોનો ભક્ત છે, તે તો ગયો હશે ક્યાંક એકાદ ભક્તની સાથે તેના સહવાસને લોભે મજૂરી કરવા! તે પોતે કુશળ કામોનો કરવૈયો છે. કોઈને દળવા-ખાંડવા લાગે છે, કોઈના ખેતરમાં હળ પકડે છે, કોઈને માટે ખેતરમાંનાં પંખી ઉડાડે છે: અર્જુનનો તે સારથિ થયો હતો. ધર્મરાજને ઘેર તેણે એઠી પતરાળી કાઢી હતી! હમણાં ગયો હશે કોઈ ખેડૂતની સાથે હળ હાંકવા અથવા રસ્તો બનાવનારા સાથે પથ્થર ફોડવા.

તારા ધ્યાનના શ્લોકમાં તેની ઓળખાણ આપેલી હશે કે તેને ચાર હાથ છે, તેણે પીળું પીતાંબર પહેરેલું છે, તેના ગળામાં વનમાળા છે, હાથમાં મુરલી છે, કમળના જેવી તેની આંખો છે, વગેરે.

પણ એ ઓળખાણ હવે કામ નહીં આવે. આજે જો તેને ઓળખવો હોય તો જા ખેતરમાં અથવા રસ્તા ઉપર. અને જુઓ તેના હાથ ધૂળથી કેવા ખરડાયેલા છે! તેનાં વસ્ત્રો સ્વચ્છ હોય જ નહીં. કોઈ કોઈ વાર ફાટેલાં હોય તોયે નવાઈ નહીં. હાથમાં હથોડો લઈને તે પથ્થર ફોડતો હશે, હળ પકડીને જમીન ખેડતો હશે, બળદની પૂછડી મરડી કોસ હાંકતો હશે અથવા સઢની દોરી પકડીને હોડી હંકારતો હશે.

ત્યાં જા ત્યાં! ઓળખી કાઢ તેને અને મંડી જા તેની સાથોસાથ કામ કરવા. અંગભર કામ કરશે તો જ તેને લાગશે કે, હાં, આણે આપણી પૂજા કરી ખરી!

હવે અખંડ દંડાયમાન નમસ્કાર કરવાના દિવસ નથી રહ્યા. અંગભર કામ કર્યા પછી જે રેબઝેબ પરસેવો છૂટે છે અને પછી જે મોતી જેવાં ધર્મબિંદુ ટપટપ પડવા માંડે છે, તે જ ખરા નમસ્કાર છે. તે જ તેને પ્રિય છે. તે પોતે જો મજૂર જેવો બન્યો છે તો તારે પણ મજૂરી કરીને જ તેના જેવા થવું જોઈએ. તે પછી જ તને તેનું સાન્નિધ્ય મળશે.

તારે સલોકતા, સમીપતા, સરૂપતા અને સાયુજ્યતા એવી ક્રમમુક્તિ જોઈએ છે? ભગવાન પોતે જ આ શ્રમજીવી લોકો સાથે સલોકતા, સમીપતા, સરૂપતા શોધે છે. આ મજૂરો સાથે જો સાયુજ્યતા સાધી શક્યો તો જ તને ખરી મુક્તિ

મળવાની છે. ભગવાને જ્યાં રાજીખુશીથી અંતરના પ્રેમથી વિશ્વ સાથે પ્રેમનું બંધન કાયમનું સ્વીકારેલું છે ત્યાં તું શાની મુક્તિ શોધે છે?

આ ગરીબ શ્રમજીવી લોકો સાથે તાદાત્મ્ય પામ. તે જ છે ભક્તિ અને તે જ હશે મુક્તિ.

'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः।'

મારે મુક્તિ નહીં, સિદ્ધિ જોઈએ છે. જીવનમાંથી ભાગી જવામાં શી બહાદુરી છે? બેજવાબદારપણે જીવનમાંથી મુક્ત થવા કરતાં જીવનસિદ્ધિ મેળવશે તો ખરી કૃતાર્થતા પામશે.

એ બધું સમજાવતાં રવિબાબુએ ઉપરના ગીતમાં લખેલું છે–

ભજન, પૂજન, સાધન, આરાધના બધું રહેવા દે એક બાજુએ. છોડી દે એ બધું. દેવાલયના ખૂણામાં બારણાં બંધ કરીને શું બેઠો છે? અંધારામાં પોતાને છુપાવીને તું એકાંતમાં કોની પૂજા કરે છે? આંખ ઉઘાડીને જો, તું જેની પૂજા કરે છે તે તો તે દેવઘરમાં મુદ્દલ છે જ નહીં.

જ્યાં ખેડૂત જમીન ખેડે છે, જ્યાં પથ્થર ફોડનારા પથ્થર ફોડીને રસ્તો બનાવે છે, ત્યાં તે ક્યારનો જઈ પહોંચેલો છે અને તેઓની સાથે બારે માસ મજૂરી કરે છે; તડકામાં અને વરસાદમાં બધાની સાથે તે કામ કરે છે. તેના હાથ ધૂળથી ખરડાયેલા છે. ભલા માણસ, તારી આ આભડછેટ છોડી દઈને તેની સાથે ધૂળમાં કામ કરવા આવ.

તારે મુક્તિ જોઈએ છે? અરે ગાંડા, મુક્તિ છે જ ક્યાં? તને મુક્તિ ક્યાં મળવાની છે? જેની આપણે પૂજા કરીએ છીએ તે પોતે જ રાજીખુશીથી પોતે જ ઉત્પન્ન કરેલી સૃષ્ટિ સાથે બંધાયેલો છે. બધાં સાથે કષ્ટો વેઠવા અને બધાનો ઉદ્ધાર કરવા તેણે પોતાની જાતને બાંધી લીધેલી છે. તો રહેવા દે તારું આ ધ્યાન, હઠાવ બાજુએ તારી પેલી ફૂલની છાબડી, કામ કરતાં કરતાં તારાં વસ્ત્ર જીર્ણ થવા દે, અંગને ધૂળ લાગવા દે, અને કામ કરતાં કરતાં તેની સાથે એકરૂપ થઈને પરિશ્રમનો પસીનો વહેવા દે. તે જ ખરી ભક્તિ થશે.

(મરાઠી ઉપરથી)

૧૯૪૯

# ૪૮. જીવન

જીવન કેવું હોવું જોઈએ? ધીરગંભીર સાગર જેવું કે હસતાકૂદતા ઝરણા જેવું?

હસતુંકૂદતું ઝરણું દોડી દોડીને ક્યાં જાય છે? ઝરણું હસતુંકૂદતું નદીને મળી જાય છે. બધાં જ ઝરણાં હમેશાં વહે છે એમ નથી. કેટલાંક ઉનાળો શરૂ થતા પહેલાં જ સુકાઈ જાય છે.

અને નદી? નદી આખંડ વહે છે. પણ કોક વખતે તે પથરા વચ્ચે ખળખળ ખળખળ વહે છે, કોક વખતે ગંભીર અને શાંતપણે વહે છે, કોક વાર બીજી નદીને જઈને મળે છે અથવા બીજી નદીને પોતાનામાં સમાવી લે છે, કોક વાર એક નદીના વિભાગ થઈને એમાંથી અનેક નદીઓ થાય છે. અંતે, અખંડ વહેતી એ નદી સાગરને મળી જાય છે અને કૃતાર્થ થાય છે. જેટલી નદીઓ છે તે બધી સમુદ્રાયણ હોય છે એમ આપણા ઋષિઓએ કહ્યું છે.

અને સમુદ્ર ક્યાં હમેશાં ધીરગંભીર હોય છે? સમુદ્ર કોક વાર તોફાને ચડે છે. કોક વાર શાંત થાય છે પણ શાંત થઈને બેસતો નથી. એની ભરતીઓટ આખંડ ચાલ્યાં જ કરે છે. જેમ જીવતા માણસના હૈયામાં ધબકારા ચાલ્યા કરે છે તેમ જ સમુદ્રની આ ભરતીઓટ હોય છે.

હવે કહો તમારો સવાલ ક્યાં રહ્યો? સંસ્કૃતમાં પાણીને ‘જીવન’ કહે છે. એ પાણી જેટલી રીતે વહે છે તેટલી રીતે આપણે જીવન જીવવું જોઈએ. હું નાનો હતો ત્યારે ઝરણું હતો, મોટો થયો ત્યારે નદી જેવો થયો. આજે સાગર થવા મથું છું. એ ત્રણે અનુભૂતિ મારામાં છે. દરેકમાં આનંદ છે—પ્રકાર નોખો. કેરી ખાટી હોય ત્યારે પણ આપણે એ સ્વાદપૂર્વક ખાઈએ છીએ અને પાકીને મીઠી મધુર થાય છે ત્યારે પણ ખાઈએ છીએ. બાલપણમાં પણ સંકટો અને વિપત્તિ આવતાં ગંભીર થવું પડે છે અને વૃદ્ધાવસ્થામાં પણ કેટલાક લોકો બાળકની પેઠે નિર્દોષ આનંદ માણી શકે છે. જીવનમાં શાંતિ પણ જોઈએ છે અને તોફાનો પણ જોઈએ છે. અમુક એક પ્રકાર રહી ગયો તો તે જીવન અધૂરું ગણાય. જીવન સુકાઈ ન જાય એટલું જ જોવું જોઈએ. પણ એની સાથે વિશ્વાસ તો હોવો જોઈએ કે જીવન સુકાય ત્યારે પણ, વરાળના રૂપમાં, હવામાં હોય જ છે અને યથાકાળે વાદળાં અને વરસાદ બની ધોધમાર વરસવાનું જ છે. જીવન સનાતન છે. એનો આનંદ પણ સનાતન છે. અલબત્ત, માણે તેને માટે જ.

૧૯૫૧

# ૪૯. માનવચિત્તની નવરચના

વિમાનમાં બેસીને જ્યારે દસવીસ હજાર ફૂટની ઊંચાઈએ મુસાફરી કરીએ છીએ ત્યારે ખબર જ નથી પડતી કે આપણે કલાકે દોઢસો કે બસો માઈલની ગતિએ મુસાફરી કરીએ છીએ. ઉપરથી જોતાં ધરતી ધીમે ધીમે પસાર થતી જાય છે અને જોતજોતામાં પહાડો, સરોવરો, શહેરો અને ખેતરો દૃષ્ટિપથમાં પ્રવેશે છે અને થોડા જ વખતમાં અલોપ પણ થઈ જાય છે. મોટા મોટા સાગરો અને ભૂમિખંડો નિહાળતાં આગળ ને આગળ જઈએ છીએ પણ એમાં ક્યાંય દોડ-ધૂપ કે ઉત્પાત અનુભવાતાં નથી.

એવી જ રીતે આજની માનવજાત વર્તમાન ઈતિહાસના આકાશમાં પસાર થતી જાય છે અને એના વેગનું આપણને ભાન પણ થતું નથી. છેલ્લાં સાઠ-પાંસઠ વર્ષમાં આપણે જે પ્રગતિ કરી છે એનો જો આપણે હિસાબ કાઢીએ અને પ્રાચીન ઈતિહાસની કસોટી ઉપર કસીએ તો આપણને ખબર પડે કે આ સાઠ વરસમાં આપણે છસો વરસ કરતાંયે વધારે પ્રગતિ કરી છે. ધર્મ વિશેની કલ્પના, જાતિ અને મહાજાતિઓના સંબંધ વિશેની કલ્પના, કુદરત અને કુદરતની શક્તિઓ વિશેની કલ્પના તે વખતે જે હતી તે આપણી જ હતી એ સ્વીકારતાં પણ મનને આશ્ચર્ય થાય છે. કેવા આદર્શો તે વખતે આપણે સેવ્યા હતા અને એ બધા કેટલી અદ્‌ભુત રીતે પણ સ્વાભાવિકતાથી અલોપ થઈ ગયા એનો વિચાર કરીએ છીએ ત્યારે આપણે એ ને એ જ નથી પણ નવા જ કોઈ માનવીઓ બની ગયા છીએ એવું લાગ્યા વગર રહેતું નથી.

કુદરતની ગૂઢ શક્તિઓનો જેમ પરિચય મેળવતા જઈએ છીએ તેમ આપણને વિસ્મય થાય છે, પણ એથીય વધારે વિસ્મય થવું જોઈએ માણસના ચિત્તની અને એના હૈયાની નવરચનાથી.

આવાં મહાન પરિવર્તનો માટેની સાધના કોણ કરતું હશે? આપણે જે તદ્દન પલટાઈ ગયા એનું શ્રેય કોને છે? વિમાન એની મેળે ચાલતું નથી. એની અંદર પ્રેરક તેલ હોવું જોઈએ અને એને ચલાવનાર સારથિ અથવા વાહક પણ હોવો જોઈએ. માનવજાત આજે જે ધ્વનિ-વેગથી અને પ્રકાશ-વેગથી પ્રગતિ કરી રહી છે એનો પ્રેરક અને વાહક કોણ છે?

એ જે કોઈ હોય, એને ઓળખીએ નહીં ત્યાં સુધી આપણી જિજ્ઞાસા તૃપ્ત ન થાય અને આ તમામ પ્રગતિનું રહસ્ય પણ ઉકેલી ન શકાય. વિમાનમાં

કોક વાર વાહકની ઓરડીમાં ડોકિયું કરવાની તક મળે છે. આ વિશ્વ-વાહકના કક્ષમાં ડોકિયું કરવાની ઈચ્છા થવી ન જોઈએ?

૧૯૪૫

# ૫૦. બે કેરી

## કારણ

[નાના વિદ્યાર્થીઓ પણ ઝીલી શકે એવો સંવાદ અથવા નાટિકા લખવાનો આ અલ્પ પ્રયત્ન છે.

વાર્ષિક ઉત્સવમાં વિદ્યાર્થીઓને વિનોદનું સુલભ સાધન મળે એ એક જ ઉદ્દેશથી આ નાટિકા લખાઈ છે.

શાળાના ઉત્સવ પ્રસંગે ઘણે ભાગે નાટ્યપ્રયોગને સ્થાન હોય જ છે. કેટલેક ઠેકાણે પ્રતિભાવાન કવિઓની કોઈ અભિજાત કૃતિમાંથી અમુક ભાગ ભજવવામાં આવે છે. મોટેરાંઓને એમાં ખૂબ રસ પડે છે. છોકરાંઓને એમાં ઉત્સાહ તો હોય જ; તાલીમ પણ મળે. પણ તેઓ તેનો પૂરતો રસાસ્વાદ લઈ શકે છે કે કેમ એ વિશે માત્ર કોઈ કોઈ વખતે શંકા રહી જાય છે.

આ પ્રથા પણ આજકાલ મોળી પડી છે. આજકાલનું વલણ મોટે ભાગે એકાદ હાસ્ય-રસ-પ્રધાન સંવાદ અથવા પ્રહસન ભજવવા તરફ છે. પ્રહસનમાં સહેલો અને સોંઘો હાસ્યરસ સહેજે જામે છે, તેથી અલ્પસ્વલ્પ શક્તિથી પણ ભારે અસર પાડયાનું સમાધાન મળે છે. સામાન્ય હાસ્યરસમાં વિદ્યાર્થીઓની અભિનય-શક્તિ વધવાનો સંભવ ઓછો હોય છે. હાસ્યરસ જો સંસ્કારી ન હોય તો, અભિરુચિની હાનિ પણ થાય છે. અને ઉત્સવના પ્રસંગો હાસ્યરસથી અલંકૃત થાય છે જ એમ નથી. કોઈક કોઈક વાર ઉત્સવના ગાંભીર્ય અને પાવિત્ર્યને છેલ્લો હાસ્યરસ મારી નાખે છે, અને જાણે આખો ઉત્સવ જ એક કૃત્રિમ નાટક ન હોય તેવી અસર ઉપજાવે છે. ઉત્સવની દૃષ્ટિએ તેમ જ અભિનય-કળાની કેળવણીની દૃષ્ટિએ સોંઘો હાસ્યરસ ઇષ્ટ નથી હોતો.

ઉત્સવ પ્રસંગે પ્રસન્નતાનું વાતાવરણ હોય, ઉત્સાહ હોય, ખુશમિજાજી હોય; – ખુશમશ્કરી હોવી જ જોઈએ એમ નથી. અને હાસ્યરસમાં પણ વિનોદ જુદો અને વિદૂષકપણું જુદું. સંસ્કૃત સાહિત્યમાં જે સાવ ઊતરતો હાસ્યરસ દેખાય છે, તેમાંથી સદ્‌ભાગ્યે આપણે કંઈક ઊગરી ગયા છીએ. સંસ્કારી વિનોદ આપણે કેળવી શક્યા છીએ. પણ ઉત્સવ પ્રસંગે હમેશાં હાસ્યરસ જ હોય એમ શા માટે? સંસ્કારી કે અસંસ્કારી હાસ્યરસથી કંટાળ્યા હોઈએ ત્યારે ગંભીર પ્રસંગો પણ રસકર નીવડે છે.

'બે કેરી' એ ગદ્ય-નાટિકા છે. સંગીત નાટકોમાં સંવાદ વચ્ચે જ સંગીત આવે છે. ત્યાં અર્થની દૃષ્ટિએ સંગીત યોગ્ય ઠેકાણે આવ્યું હોય તોય ગાનતાનના આલાપ મૂળ સંભાષણના પ્રવાહને અસ્થાને તોડે છે. તેના કરતાં એક પ્રવેશ પૂરો થયા પછી એનો ભાવ બતાવનારું પદ્ય હોય તો સંગીતની ગરજ વધારે સારી રીતે સરે છે. અને બે પ્રવેશ વચ્ચે આવવાથી જરૂરી વાતાવરણ જમાવી શકે છે. પ્રવેશને અંતે પાત્રો પડદા પાછળ ગયા પછી એક અથવા વધારે છોકરા-છોકરીઓ આવી ગીત ગાઈ જાય.

વાતાવરણનાં આ ગીતો લોકકવિ શ્રી જુગતરામભાઈ દવેએ બનાવી આપ્યાં છે.

લેખક]

## મંગળ ગીત

પિંડમાં જેહ બ્રહ્માંડમાં તે જ છે,
તત્ત્વ સામાન્ય સર્વત્ર વિલસે;
રંગભર જે નભોમંડળે રેલતો,
મનુજ મુખમંડળે તે જ વિહસે. પિંડમાં૦

રાષ્ટ્રમાં રાષ્ટ્રની ભક્તિ રૂપે વસે,
તે જ ગૃહમાં ગૃહભક્તિ રૂપે;
અન્ય નથી રાષ્ટ્ર, ને અન્ય નથી ગૃહ વળી,
વારિ જે સરવરે તે જ કૂપે. પિંડમાં૦

ઘર નથી આમન ને ચમનનું સ્થળ ખરે,
ઘર ગણો પરમ ગુરુની જ શાળા;
ઘર તણી હૂંફમાં વિશ્વ-ઘરના લહે
અનુભવો આવનવા બાળ બાળા. પિંડમાં૦

શૂરવીરો અને ધર્મવીરો વળી,
દાનશૂરા તથા સેવશૂરા;
ગૃહ વિશે નીપજીને ત્યાં જ સેવાય સૌ,
ગૃહતણી હૂંફથી થાય પૂરા. પિંડમાં૦

સંત ને સેવકો, ધર્મસંસ્થાપકો,
સાહસિક શોધકો જ્ઞાન-ગરવા;
સર્વને શિર ઉપકાર ઘરનો ઘણો,
ઘર રૂપી તરુ તણાં સુફળ સરવા. પિંડમાં૦

ઘરતણું જતન કરી જાણશે જેહ નર,
તેહનો સર્વ સંસાર સુધર્યો;
પિંડ પર જેહ જય સાધશે જોગીવર,
તેને બ્રહ્માંડ-જય સાવ સુતરો. પિંડમાં૦

## પ્રવેશ પહેલો

ગરબડ — ઈશ્વરભાઈ, તમારો નાનો ભાઈ હવે નાનો ન ગણાય. તમે બે હજી સાથે રહો છો એ નવાઈ છે.

ઈશ્વરભાઈ — એમ કેમ બોલો છો ગરબડશા? ભાઈઓ મોટા થયા એટલે શું એમણે જુદા થવું જ જોઈએ?

ગરબડ — સીધી વાતને ભાઈસાહેબ, આમ ઊંધી ન લઈ જાઓ. સગા ભાઈઓ તે કાંઈ જુદા થવાનું પસંદ થોડા જ કરે? પણ દુનિયાનો વહેવાર પણ જરાક જાણવો જોઈએ ના? ભાઈઓ પરણ્યા, છોકરાંછૈયાં થયાં એટલે જુદા થાય એ જ ઠીક. તમે ભાઈઓ ભાઈઓ તો એક છો જ, પણ રસોડાં અલગ કર્યાં હોય તો પછી નાહકની કચકચનું કારણ ન રહે.

ઈશ્વરભાઈ — અરે, બે માજણ્યા ભાઈઓ ભેળા રહે એ તમારાથી દેખ્યું નથી જતું શું? શું આ જમાનાનો એટલો બધો જુલમ કે એક ઘરમાં બે ભાઈઓ સાથે રહે પણ નહીં અને સાથે જમે પણ નહીં?

ગરબડ — હું ક્યાં કહું છું કે બે ભાઈઓ સાથે રહી ન શકે? અને તમે બે ભાઈઓ સાથે રહો તેમાં મારા પેટમાં થોડું જ દુખવાનું હતું? એક લોહી તે એક લોહી, ગમે તેવો જમાનો આવે તોયે ડાંગે માર્યાં પાણી કંઈ નોખાં થવાનાં હતાં? મારું કહેવું તો એટલું જ હતું કે તમારા કરતાં વહેવાર મેં જરા વધારે જોયો છે. તમે ભાઈઓ તો એક લોહીના રહ્યા એટલે તમે નહીં લડો, બધા ઘૂંટડા ગળી જશો; પણ પારકી જનીઓ લડ્યા વગર રહેશે? અને તેઓ જ્યારે આંખમાં ગંગાજમના રેલાવીને તમને તાણવા નીકળશે ત્યારે સગા ભાઈઓ પણ સગા મટી જશો. એટલે મેં તો સહેજ તમારા કાને નાખી જોયું કે ભાઈ, પાણી પહેલાં પાળ બાંધો તો સારું છે. ભેગું ગબડાવી શકો તો તો મારી આંખ જ ટાઢી તો.

ઈશ્વરભાઈ — ના બાપા, પાણી પહેલી પાળ બાંધીને મારે પાણીને નોતરવું નથી. અમારાં દિલ જ્યાં સાફ છે ત્યાં કોની મગદૂર છે કે અમારામાં ફાટ પડાવે?

ગરબડ — હા ભાઈ, એ તો ખરુંસ્તો. માફ કરજો હોં. મેં તો સહેજ મનમાં આવ્યું એટલે કહી નાખ્યું છે. એનું કશું મનમાં ન આણશો.

શંકા નાગણી રે, વહાલાં! ના કરશો કોઈ સંગ;
શંકા પાપિણી રે, પ્રેમી! પાડશો ના પરસંગ.

માળ પડેલી ફૂલની—એની રંગબેરંગી ભાત;
ભાળ્યું એટલું માનજો મા તમે, મેલજો મા ઝટ હાથ.

શંકા નાગણી રે, વહાલાં! વખભરિયા એ રંગ;
શંકા સાપણી રે, બાપુ! ભોળવીને દે ડંખ.

સાપણી ડસે એકને ત્યારે એકના લેતી પ્રાણ,
શંકા નાગણી એકને ડસે તો કરે અનેકની હાણ.

શંકા સાપણી રે, ધારે નિત નવાં રૂપરંગ;
શંકા નાગણી રે, પ્રેમી પાડશો ના પરસંગ.

### પ્રવેશ બીજો

ઈશ્વરભાઈ—અલ્યા એ કેરીવાળા, કેરી કેમ આપી? સારી છે કે રાશી? દરજનનું શું? બોલ. સારી હોય તો જ બતાવજે હોં.

નાનાભાઈ—કેરી તો સારી છે. પણ કેટલી બધી મોંઘી? જવા દોને થોડા દિવસ. પછી જ લઈશું, મોટાભાઈ.

ઈશ્વરભાઈ—[વિનોદમાં] કેમ, તારા મોહનને કેરી નથી સદતી તેથી કે? આપણે ક્યાં ગાડું ઠાલવવું હતું જે! ધીરુ રોજ 'બાપુ કેરી લાવો' 'બાપુ કેરી લાવો' કરીને પજવે છે એટલે થયું લાવો થોડીક લઈ રાખીએ. છોકરાંઓ ખાશે ને રાજી થશે.

અલ્યા કેરી તો બહુ મોંઘી છે તારી. નથી લેવી જા.

વારુ, રાખ જરા. બે દરજન આપતો જા.

[કેરી ખરીદ કરે છે.]

[ભાઈને ઉદ્દેશીને] કેરી છે તો મોંઘી, પણ આપણે થોડા જ રોજ લઈએ છીએ? પડોશીનાં છોકરાં કેરી ખાય ને આપણાં એમની સામું ટગરટગર જોયાં કરે એ ઠીક નથી લાગતું. છોકરાંઓ એક વાર ભૂખલ્યાં થઈ જાય તો પછી ખાનદાની કેળવાય જ નહીં.

નાનુ, પેલી કેરીની ટોપલી ઘરમાં મૂકી દે તો.

[નાનાભાઈ ટોપલી ઉપાડે છે.]

ના, જરા રહે. હમણાં છોકરાઓ નિશાળેથી આવશે.

[ટોપલીમાંથી બે કેરીઓ લે છે. ભોગજોગે એક મોટી છે, બીજી નાની.]

બસ, હવે બાકીની અંદર મૂકી આવ.

[નાનાભાઈ અંદર જાય છે.]

ઈશ્વરભાઈ—[જમણા હાથમાંની મોટી કેરી તરફ જોતાં જોતાં] ધીરુને કેરીઓ બહુ ભાવે છે. કેરી જોઈને એવો તો કૂદશે.

પણ છોકરાઓ આજે હજી કેમ ન આવ્યા? આ માસ્તર લોકોને જરાય વિચાર જ નથી હોતો. દસ તો ક્યારના વાગી ગયા. હજી છોકરાઓને ગોંધી રાખ્યા છે. પોતે ચચ્ચાર વાર ચા પીએ એને ભૂખ શાની લાગે? બિચારાં છોકરાંઓનાં પેટમાં તો ક્યારનાં કુરકુરિયાં બોલવા માંડયાં હશે. પણ એ લોકને એનું ભાન શેનું હોય?

[ધીરુ અને મોહન આવે છે.]

આવ્યા આવ્યા, ઓ પેલા છોકરાઓ આવ્યા.

[મોટે સાદે] છોકરાઓ, કે...રી..., કેરી... એ જુઓ કેરી... બોલો કોને જોઈએ કેરી?

મોહન—ક્યાં છે કેરી, ક્યાં છે કેરી?

ધીરુ—મારે જોઈએ છે, મારે જોઈએ છે. આપો, મને આપો કેરી.

[દોડતા દોડતા છોકરાઓ બાજુઓ ફેરવે છે. ધીરુ ઈશ્વરભાઈની ડાબી તરફ અને મોહન જમણી તરફ આવે છે. ઈશ્વરભાઈના મનમાં ધીરુને મોટી કેરી આપવાનું હતું એટલે અજાણતાં જ એના હાથની આંટી પડે છે—જમણો હાથ ડાબી તરફ અને ડાબો જમણી તરફ જાય છે. એટલામાં નાનાભાઈ ટોપલી ઘરમાં મૂકીને બહાર આવે છે. મોટાભાઈના હાથની આંટી જોઈ એના મોઢા ઉપર વહેમની છાયા પથરાય છે.]

નાનાભાઈ—[ચિડાઈને] મોટાભાઈ, આજથી આપણું પણ આમ જ. [પોતાના હાથની આંટી પાડી બતાવે છે]

ઈશ્વરભાઈ—[આશ્ચર્યથી] એટલે શું?

નાનાભાઈ—[રોષથી દબાયેલા સાદે ધીમે ધીમે બોલે છે] એટલે એ જ કે હવે પછી આપણું ભેગું નહીં ભળે. હવે સાથે નહીં રહેવાય.

ઈશ્વરભાઈ—[આશ્ચર્યથી મૂંઝાઈને] અરે પણ થઈ શું ગયું? વાત તો કર. પેલા ગરબડશાએ ભંભેર્યો લાગે છે.

નાનાભાઈ—[ઊંચે સાદે] બિચારો ગરબડશા શા સારુ ભંભેરે? અમે સગી આંખે જોઈએ છીએ તે જ બસ નથી શું?

ઈશ્વરભાઈ—અરે પણ તેં એવું તે શું જોઈ નાખ્યું એ તો કહીશ કે નહીં? આજે તને થઈ શું ગયું છે?

નાનાભાઈ—મને વળી શું થાય? તમારા હાથમાં આંટી પડી એ જ બતાવે છે કે દિલમાં આંટી પડી ચૂકી છે. હવે ભેગા કેમ રહેવાય?

ઈશ્વરભાઈ—[આશ્ચર્યથી પોતાના હાથ તરફ જુએ છે અને ખડખડાટ હસીને] ઓહો, આ તો હાથને આંટી પડી ગઈ! અને એટલામાં ભાઈસાહેબ આટલા બધા ચિડાઈ ગયા! ધીરુને મોટી કેરી આપવાનું મન થયું હતું ખરું, પણ તેમાં શું થઈ ગયું?

નાનાભાઈ—'શું થઈ ગયું?' તેથી તો બધું જ થઈ ગયું.

ઈશ્વરભાઈ—માન કે એ મારી ભૂલ થઈ, પણ તેટલા ઉપરથી તે વળી એક ઘરનાં બે ઘર કરાતાં હશે?

નાનાભાઈ—અને હમણાં કેરીવાળાના દેખતાં 'તારો મોહન ને મારો ધીરુ'-ની વાત કરતા હતા એ પણ અમસ્તી જ હશે કાં?

[જરા થોભીને]

ના, મોટાભાઈ, હવે ભેળા રહેવામાં માલ નથી. મને નોખો થવા દો. જેમ જેમ દહાડા વધતા જશે તેમ તેમ ખટાશ વધ્યે જ જવાની. ગરબડશાનું બિચારા જીવનું કહેવું મને તો સાચું લાગવા માંડયું છે.

ઈશ્વરભાઈ—પણ તું આટલો અધીરો કેમ થઈ ગયો છે? આટલા દિવસ ભેગા રહ્યા તે શું એળે જ ગયું? બાપાને ગુજરી ગયાને આજકાલ કરતાં બાર વર્ષ થવા આવ્યાં. આટલા દિવસ કોઈ કાળે ન બગડયું તે એક આંટીથી બગડી ગયું? અને બગડયું હોય તોયે શું? આપણે પાછું સુધારી લઈશું. અક્કલ જરા ઠેકાણે રાખીએ, નાના, અક્કલ ઠેકાણે રાખીએ.

નાનાભાઈ—ના મોટાભાઈ, બૂંદ સે ગઈ સો હૌજ સે નહીં આતી. ભલે તમે તમારે મને જ ભૂંડો સમજજો. બાર વરસ સુધી કોઈ કાળે કોઈ પણ પ્રસંગે મનમાં ભેદ ન આવ્યો તે આજે જ કેમ આવ્યો?

[થોડોક વિચાર કરીને ઠંડે અવાજે]

મોટાભાઈ, હું તો જુદો થવાનો જ.

ઈશ્વરભાઈ—[અધીરાઈથી] અને હું તને નહીં જ જુદો થવા દેવાનો. ગમે તે થાઓ તોયે હું તારો મોટો ભાઈ છું, સમજ્યો? દુકાન અને ખેતર મારા હાથમાં છે. તારે નોખું રાંધી ખાવું હોય તો ભલે તું તારે રાંધી ખાજે, પણ અનાજનો એક દાણો ઘરમાંથી મળવા નહીં દઉં. કહું છું તે માની જા, કાગનો વાઘ ન કર. આ તો જાણે મૂછ ઊગી એટલે મોટા થઈ ગયા! અને વળી પાછો મને શિખામણ આપવા આવ્યો છે—'બૂંદ સે ગઈ સો હૌજ સે નહીં આતી!'...

નાનાભાઈ—એટલે શું મારે સદાને માટે તમારા કહ્યામાં જ રહેવું? તે નહીં બને. હવે હું પણ મોટો થયો છું. હા હા, મૂછ કંઈ અમસ્તી જ નથી ઊગી.

## પ્રવેશ ત્રીજો

ઈશ્વરભાઈ—[સ્વગત] ઘરમાં આ શું થવા બેઠું છે? નાનાએ આજ સુધી આવો જવાબ કોઈ દિવસ આપ્યો નહોતો. ત્યારે શું આજે જ એ એકાએક બગડી ગયો? કે અત્યાર સુધી મેં એને ઓળખ્યો જ નહીં? ક્યું સાચું માનવું? સગો ભાઈ એકાએક બગડે એ પણ માન્યામાં કેમ આવે? અને આટઆટલાં વરસ પેટમાં પાપ સંઘરી નાનો મીઠી મીઠી વાતો કરતો હશે એમ પણ કેમ મનાય? બાર બાર વરસ થયાં ઘરનું બધું વૈતરું હું જ કરતો આવ્યો છું. એને કંઈ કરવું પડ્યું છે? ઘરમાં જમાઈની પેઠે રહે છે! અને છતાં મારા હાથમાં ધીરુને એક કેરી આપવા જેટલીયે સત્તા નહીં!

છતાં હું બધું ગળી જાઉં છું. આખા જન્મારામાં કોઈની આગળ ભૂલ કબૂલ કરી નહોતી તે ભાઈ ખાતર કબૂલ કરી દીધી. તોય એ ક્યાં માને છે? મારા વચનની કંઈ જ કિંમત નહીં! અને હું જ ગુનેગાર હોઉં તેમ મને મહેણું મારે છે—બૂંદ સે ગઈ સો હૌજ સે નહીં આતી!! દોકડો કેમ કમાવો એની તો આવડત ન મળે અને મોટો બિરબલ થવા જાય છે. ગમ ખાવાથી હવે નહીં ચાલે. હવે તો એને બતાવી જ દઉં કે, ઘરમાં એની જગ્યા કઈ છે. પણ આપણે જ મોઢે ચડાવીએ અને પછી માથે ચડીને બેસે એમાં એનોયે વાંક શો? મેં કહ્યું કે, મારી ભૂલ થઈ એમ ગણ, ને ભલો થઈને માની જા. એનીયે એ ભાઈને ક્યાં કિંમત છે?

માન મા મન થકી મોટો,
        હો માનવી, માન મા મન થકી મોટો.
નાનો હતો ત્યારે મોટા થવાની
        હોંશે થતો નિત્ય મોટો;
મોટો મોટો કરી તને લોકે ચડાવ્યો,
        અલ્યા તે દીનો તું થયો ખોટો. હો૦

નાનો હતો ત્યારે નાની હાથુડીએ
        વિશ્વાસે વસ્તુ સહાતો;
મોટો રે મનથી બન્યો તે દીનો
        વહેમ થકી મારતો લાતો. હો૦

નાનો હતો ત્યારે માનીતો થઈને
        સૌમાં તું સહેજમાં સમાતો;
મોટો બનીને હવે દરિયો ને દુનિયા
        માથે ઉપાડવાને ધાતો. હો૦

નાનો હતો ત્યારે કેવો નાનાં માબાપને
પ્રેમે પ્રભુ ગણી જોતો;
મોટાઈમાં આજ અલ્યા ત્રણે ભુવનનો
સ્વામી તે તારે મન છોટો. હો૦

## પ્રવેશ ચોથો

ચતુરભાઈ વકીલ—[ખુરસી પરથી ઊઠીને] ઓહોહોહો નાનાભાઈ! તમારાં પનોતાં પગલાં અમારે આંગણે ક્યાંથી? આવો આવો પધારો. બેસો. ત્યાં નહીં, અહીં બેસો. શી નવાજૂની છે? આ વરસે વરસાદ તો સરસ થયો છે.

તે દિવસે શાળાના મેળાવડામાં તમારા જ છોકરાએ वन्दे मातरम् ગાયું હતું ને? કેવું સરસ ગાયું હતું! સાચે જ કહું છું નાનાભાઈ, તમારો દીકરો મોટો દેશભક્ત થવાનો છે. તમારે એને અત્યારથી જ ભાષણો કરવામાં તૈયાર કરવો જોઈએ. એના અવાજમાં 'રિંગ' છે હોં. રિંગ એટલે તમે ન સમજ્યા? રિંગ એટલે બોલતી વખતે થતું અવાજનું ગુંજન. ભાગ્યે જ કોઈ એક વક્તામાં એ જોવામાં આવે છે. તમારો દીકરો 'ફર્સ્ટ કલાસ ઑરેટર' થવાનો છે.

નાનાભાઈ—હા, તમારા જેવાની કૃપાથી છોકરો સારો નીવડયો છે.

ચતુરભાઈ—પણ તમારો ધીરુ કેમ આટલો મંદ? એમ તો બન્ને એક જ ઘરમાં એકસરખા ઊછરેલા. સાથે જ જમનારા ને સાથે જ ભણનારા. જુઓ એક જ ઘરના છોકરાઓ, પણ અક્કલ તો ઈશ્વર આપે ત્યારે જ ને?

પણ હવે જવા દો એ વાત. તમારું આવવું કેમ થયું એ તો કહો.

નાનાભાઈ—એ છોકરાઓની વાત લઈને જ આવ્યો છું ભાઈ. મોટાભાઈએ ધીરુને આટલો મોઢે ચડાવ્યો ન હોત તો તે પણ મારા મોહન જેટલો જ હોશિયાર થાત. ઘરની વાત બહાર કેમ કહેવાય? પણ તમને જ કહું છું. ચાર વરસ થયાં અમારું ગાડું ચીલેથી ઊતરી પડયું છે. મારે મારા મોહનને મુંબઈ ભણવા મોકલવો છે. મોટાભાઈ ના પાડે છે. એમનો ધીરુ ઠોઠ નીવડયો ત્યારથી કેળવણી વિશેની એમની બધી ઊલટ જ ભાંગી ગઈ છે. મોહન હોશિયાર છે એમ આખું ગામ કહે છે, પણ તેનું એમને શું? આંગળીથી નખ વેગળા એટલા વેગળા. તેઓ તો એક જ વાત લઈને બેઠા છે—મુંબઈ જઈને છોકરાઓ બગડે છે અને મારે મોહનને મુંબઈ મોકલવો નથી, નથી ને નથી. ઘણાય એમને સમજાવ્યા, પણ એકના બે થતા નથી. હવે મારે કરવું શું? ભાઈની હઠની ખાતર મારા છોકરાની કેળવણી બગડવા દઉં?

ચતુરભાઈ—[જરાક આવેશમાં] હું તો મારા ઘરના કૂતરા કે ઘોડાની કેળવણી વિશે પણ બેદરકાર ન રહું. કેળવણી છે તો બધું છે. અમે સરકાર સાથે

પણ કેળવણી માટે જ લડીએ છીએ ને! આજે અમેરિકા આટલું આગળ કેમ છે? કેળવણીને લીધે જ તો. જર્મનીથી દુનિયા કેમ આટલી બધી ધ્રૂજે છે? કેળવણીને લીધે. પેલો ઍન્ડ્રુ કાર્નેગી જુઓ. નાનપણમાં કોલસાની ખાણમાં મજૂરી કરતો. આજે દુનિયામાં એને તોલે આવે એવો પૈસાવાળો કોણ છે? ભલભલા રાજાઓ તેની ખુશામત કરે છે. બુકર ટી. વૉશિંગ્ટન લો. એક ગુલામ સીદીનો છોકરો, પણ કેળવણી લઈને પોતાની કોમનો આગેવાન થયો. અમેરિકાના ખુદ પ્રેસિડન્ટે એને પોતાની સાથે ખાણું લેવા બેસાડયો. તેથી હું તો માનું છું કે કેળવણી છે તો બધું જ છે.

નાનાભાઈ—માટે જ તો હું મોહનની કેળવણી માટે આટલો ઇંતેજાર છું. પણ મોટાભાઈને મનાવવા કેમ? આજકાલ તો જે કંઈ હું કહું તે બધું એ ઊંધું જ સમજે છે. આપ કંઈક ઈલાજ ન બતાવો?

ચતુરભાઈ—હું તો ભાઈ શો ઈલાજ બતાવું? ચાર વરસ સુધી કંઈ તમે ઓછા ઈલાજો અજમાવ્યા હશે? હું તો દુનિયાનો વહેવાર જાણું. સૌને સૌનો સ્વાર્થ વળગેલો જ છે. અંગ્રેજોને અંગ્રેજોનો સ્વાર્થ છે, આપણને આપણો છે. અંગ્રેજોને નકામા વગોવવા મને પસંદ નથી. હું પોતે જ જો અંગ્રેજ હોત તો કોઈ કાળે લોકોના બકવાદથી ગભરાઈ જઈને હાથમાંનો કોળિયો છોડી દેત નહીં. અમે પણ બરાબર જાણીએ છીએ કે અટકીને ઊભું રહેવું નહીં પડે ત્યાં સુધી આ સરકાર આપણને કશું આપવાની નથી. નાક દાબો એટલે મોં એની મેળે ઊઘડવાનું. કુદરતનો જ એ કાનૂન છે.

નાનાભાઈ—મને પણ હવે એમ લાગવા માંડયું છે ખરું.

ચતુરભાઈ—પણ ભાઈ, તમે તો ખાનદાન ઘરના રહ્યા. તમે અમારી વાત માનો તે પહેલાં બીજાં ચાર વરસ વહી જશે. ચાર વરસમાં તમારું તો કંઈ જ બગડવાનું નથી, પણ બિચારા મોહનની ઉંમર જાય છે એનું જરા ખોટું લાગે છે.

મને એક કેસ મળે એટલા માટે નથી કહેતો હોં. મારે કંઈ પ્રૅક્ટિસની અછત નથી. હું તો દસ દિવસના કેસો બે દિવસમાં જ પતાવી દઉં છું. એક માણસ પાસેથી મહિનાના મહિનાઓ સુધી ફી ચૂસવી એ આપણને ન ગમે. દરેક અસીલનું કામ તરત પતાવી દેવું અને તેમને રાજી રાખવા એ જ મારી તો હમેશની પૉલિસી છે. અસીલોને કંઈ બિચારાઓને મફતના પૈસા આવે છે? બાપડા રાતદિવસ તનતોડ મહેનત કરે ત્યારે કંઈક કમાય. હું તો મારી પોતાની મહેનત ઉપરથી કલ્પી શકું છું કે, સૌને કેટલી વીસે સો થતા હશે. માણસ જો ઈમાનદારીથી કામ કરે તો ઈશ્વર કંઈ તેને ઓછું આપતો નથી.

નાનાભાઈ—એટલા માટે જ તો ભાઈસાહેબ તમારી પાસે આવ્યો છું. તમે સાચી સલાહ આપશો એવી ખાતરી ન હોત તો તમારી પાસે આવત જ શા સારુ? બોલો ત્યારે હવે મારે શું કરવું?

ચતુરભાઈ—[હળવે અવાજે] તમારા પિતાશ્રી કંઈ વસિયતનામું બસિયતનામું કરી ગયા છે?

નાનાભાઈ—કરી ગયા છે તો ખરા, અને તે છે પણ મારી જ પાસે. પણ તેના ઉપર સાક્ષીની સહીઓ કરાવવાની રહી ગઈ છે. તે દિવસ કોને ખ્યાલ હતા કે વસિયતનામાની આમ કોઈ વાર જરૂર પડવાની? અમે તો તે વખતે રામરાજ્યમાં હતા.

ચતુરભાઈ—સાક્ષી નહીં હોય તેમાં હરકત નથી. આપણે દંડ ભરીને કોરટ પાસેથી પ્રોબેટ મેળવીશું. પછી જરૂર પડચે કોરટમાં પાર્ટિશન સૂટ માંડીશું. કાલે સવારે નવ વાગ્યે મારી પાસે એ કાગળ લઈને આવજો. પછી શું કરવું તે વિચારીને તમને વિગતવાર કહીશ.

નાનાભાઈ—પણ પહેલાં તમારી ફીનું નક્કી કરી લઈએ તો ઠીક, વકીલસાહેબ.

ચતુરભાઈ—ઓહો, ફી વળી ક્યાં ભાગી જાય છે? તમારા જેવા ખાનદાન માણસ પાસે હું ફીની વાત જ કરતો નથી. અને અત્યાર સુધીની વકીલાતનો મારો અનુભવ છે કે મને કોઈ ઓછું આપીને જનારો મળ્યો નથી. દુનિયામાં હજી નેક માણસની કદર છે.

નાનાભાઈ—લો ત્યારે જે જે. કાલે નવ વાગ્યે આવીશ.

ચતુરભાઈ—હા, જરૂર. જે જે.

નીરખો માયાની માયાની,
આ વિધવિધવરણી ગુજરી
નીરખો માયાની માયાની—!
નીરખો ને નખશિખ પરખો
ગુજરી માયાની માયાની!
અહીં દૂધ કહી દે દારૂ,
તહીં મીઠું કહી દે ખારું;
રે અવળાંકરણી ગુજરી
નીરખો માયાની માયાની! નીરખો ને૦

કંચન કહી કથીર આલે,
હીરો કહી પથ્થર ઘાલે;
રે શી છળકરણી ગુજરી—
નીરખો માયાની માયાની! નીરખો ને૦

હક લેવા હરખે ચાલ્યો,
તો ઝઘડો ઘરમાં ઘાલ્યો;
રે અક્કલહરણી ગુજરી
નીરખો માયાની માયાની! નીરખો ને૦

લો ન્યાય ન્યાય કહી વેચે,
પરખાવે સ્વારથ પેચે;
રે શી છેતરણી ગુજરી
નીરખો માયાની માયાની! નીરખો ને૦

દે અન્ન કહી પાષાણ,
ને જ્ઞાન કહી અજ્ઞાન;
રે પ્રપંચકરણી ગુજરી
નીરખો માયાની માયાની! નીરખો ને૦

અમૃત કહી વેચે મૃત્ય,
ને સત્ય કહી અસત્ય;
રે ધર્મ વગરની ગુજરી
નીરખો માયાની માયાની!

## પ્રવેશ પાંચમો

ગરબડ—કેમ ઈશ્વરભાઈ, યાદ છે તે દિવસની? મેં નહોતું કહ્યું તમને કે, 'આ કળિયુગનો જમાનો છે; આ જમાનામાં બે સગા ભાઈઓ પણ સાથે ન રહી શકે'? તે વખતે તમારે ગળે ન ઊતર્યું. હવે જુઓ મામલો ક્યાં આવી પહોંચ્યો.

ઈશ્વરભાઈ—હા, યાદ તો છે. પણ તમારા જેવા કજિયા-દલાલના કહેવાથી સગાભાઈને હું કંઈ જુદો થવા દઉં? હા, એટલું ખરું કે ચાર વર્ષ થયાં ઘણી વાર અંદર અંદર જરાક કંકાસ થવા લાગ્યો છે ખરો. તોપણ ઘરનાં વાસણ ઘરમાં જ ખખડે એ ઠીક. એક વાર જુદા ચૂલા માંડીએ એટલે પછી ખાનદાની ક્યાં રહી?

ગરબડ—તમે તો ભઈ મોટા ખાનદાન માણસ. અમે રહ્યા કજિયા-દલાલ. પણ તમારા પોતાના જ ઘરમાં શું ચાલી રહ્યું છે એની તમને ભાળ છે? ખાનદાની ખાનદાની કરીને બેસી રહેશો ને એકાદ દિવસ પહેર્યે લૂગડે તમારા વહાલા

ધીરુને લઈને ઘર બહાર નીકળવું પડશે એનો ખ્યાલ છે? દુનિયા કહે છે કે, એક હાથે તાળી નથી વાગતી; હું કહું છું એક હાથે ખાનદાની પણ જળવાતી નથી. તમારો નાનો ભાઈ કોરટે ચડયો જ એમ માનજો. અને તમે તો ખાનદાનીનું નાડું ઝાલીને બેઠા છો!

ઈશ્વરભાઈ—હેં! મારા સમ? સાચે જ કે? નાનો કોરટે ગયો? હોય નહીં.

ગરબડ—હોય નહીં તો ભલે, બહુ સારું; તમારા મોંમાં સાકર. જે જે, બેસો, હું જાઉં છું.

ઈશ્વરભાઈ—ના ના, ના ના, ઊભા રહો. તમને કોણે કહ્યું? નાનો ક્યારે કોરટે ચડયો? વાત તો કરતા જાઓ.

ગરબડ—હા હા, ખાનદાન ઈશ્વરભાઈનો નાનો કોરટે ચડી ચૂક્યો. કાલે જ એનો દીકરો નિશાળમાં વાતો કરતો હતો. હું અચાનક ત્યાં જઈ ચડયો. મને જોઈને એ જરા ખંચાયો, પણ મેં તો એની બધી વાત સાંભળી લીધી.

ઈશ્વરભાઈ—હેં...

ગરબડ—તમે મોહનને મુંબઈ નથી જવા દેતા, પછી નાનોભાઈ બિચારો શું કરે? બોલો હવે, તમે શું કરવા ધાર્યું છે?

ઈશ્વરભાઈ—[આવેશથી] શું કરવા ધારું છું? એના હાથમાં રાતી પાઈ આવવા નહીં દઉં! અમેયે દીકરાનાં વહાલ બહુ જોયાં છે, પણ દીકરાને મુંબઈ મોકલવા ખાતર કોઈ ભાઈને કોરટે ચડયો સાંભળ્યો નહોતો. એને ફૂટી બદામ મળવા નહીં દઉં. એ શું સમજે છે? હું મોટો ભાઈ અહીં બેઠો છું તે એને મન જાણે ગાજર મૂળા હોઈશ!

ગરબડ—એ કંઈ તમારા હાથની વાત થોડી જ રહી છે? સગો ભાઈ કંઈ ભાઈનો ભાગ એમ છોડશે?

હા, કોઈ સારો વકીલ કરો તો વળી કાયદામાંથી કંઈક બારી કાઢી આપે ખરો. જુઓ, આજનો જમાનો જ વકીલોનો છે. બ્રહ્માયે ન કરી શકે તે આજના વકીલો કરી બતાવે. વકીલ એ તો આ જમાનાનું બ્રહ્માસ્ત્ર જ સમજજો.

પણ ભાઈ તમે તો રહ્યા ખાનદાન માણસ, તમે વકીલ શાના કરો? બધું સોંપી દોને પેલા મોહનને કે મુંબઈ જઈને બાર મહિનામાં બધું હથેળી જેવું કરીને ઘેર આવે.

[ગરબડ જાય છે.]

ઈશ્વરભાઈ—[સ્વગત] અરે રામ, નાનો કોરટે ગયો. હવે શું બાકી રહ્યું? હવે તો એ જ, હુંયે કોરટે ચડું, વકીલ પણ કરું, ફાવે તે કરું, પણ એને કાણી કોડીયે ન મળવા દઉં ત્યારે હું ખરો. ત્રણ પેઢીની કમાઈ એક વરસમાં ઉડાવી આવે! એને પાઈ હાથ આવવા ન દઉં. જોઉં તો ખરો, એ કેમ કરીને ઉડાવે છે!

૧

કોણ નગર મદમાતા મુસાફર,
કોણ નગર તમે ચાલ્યા રે?
નરક નગરના કે સ્વરગ નગરના,—
ક્યાંના મારગ તમે ઝાલ્યા રે?

મૂછ વાંકડી, ચાલ વાંકડી, વાંકી ભંમરવાળા રે;
ધમ ધમ પગલે ધરણી ધ્રૂજવો, વરરાજાના ચાળા રે. કોણ૦

આગળ વાજાં પાછળ વાજાં, અંબાડી પર ઝૂલે રે;
હોંશે હોંશે નથી સમાતા, ફૂલમાં છાતી ફૂલે રે. કોણ૦

નરક નગર તમે ચાલ્યા મુસાફર,
જાણે તેણે તો તને જાણ્યા રે;
જાણકારે કર ગ્રહી ગ્રહી તાણ્યા,
અજાણ્યે અમથા વખાણ્યા રે. કોણ૦

૨

કોણ નગર માનવંતા મુસાફર,
કોણ નગર તમે ચાલ્યા રે?
સ્વર્ગ નગરના કે નરક નગરના—
ક્યાંના મારગ તમે ઝાલ્યા રે?

ધીરે ધીરે રે તમે ધીર વડે પગ થીર કરીને મૂકો રે;
સામે મળે તેને શીશ નામો છો, વાટની પૂછો છે વાંકોચૂકો રે. કોણ૦

નેણ નર્માળાં ને વેણ રસાળાં, ચાલો છો તમે પગપાળા રે;
ચાલો છો તેમ તમે થાક ન જાણો ને,
અદકા બનો છો ઉજમાળા રે. કોણ૦

સ્વર્ગ નગર તમે ચાલ્યા મુસાફર,
જાણે તેણે તો તને જાણ્યા રે;
જાણ્યા તેણે તમને જય જય કીધા,
બહુ બહુ હરખે વખાણ્યા રે. કોણ૦

## પ્રવેશ છઠ્ઠો

મગનભાઈ વકીલ—તમે જાણો છો ઈશ્વરભાઈ, કે હવે મેં તો પ્રૅક્ટિસ છોડી દીધી છે. ઘણું કમાયો અને ઘણું પસ્તાયો. કમાણી ભલે થઈ હશે, પણ આખો જન્મારો ખાળના એઠવાડ ચૂંથવામાં ગયો એમ જ કહો ને! એના કરતાં બીજો કંઈક ધંધો કર્યો હોત તો જીવતર સફળ થાત. ખેર. પણ હવે તમારી શી વાત છે એ તો કહો.

ઈશ્વરભાઈ—વાત કહેતાં પણ શરમ આવે છે, વકીલસાહેબ. ત્રણ પેઢીમાં બન્યું નથી એ આજે બનવા બેઠું છે. કહે કે નાનો મારી સામે મિલકત વહેંચણીનો દાવો કરનાર છે. એની અરધી એસ્ટેટ વેચીને એને દીકરાને મુંબઈ મોકલવો છે, વિલાયત મોકલવો છે, બાલિસ્ટર કરવો છે. તમે જ કહો મગનભાઈ, દીકરાના ભણતરને નામે કોઈએ આમ ઘરનાં ફનાફાતિયાં કર્યાં છે? હું મોટો ભાઈ બેઠો છું, ઘરનો બધો કારભાર મારા હાથમાં છે. એને શી રીતે અર્ધી મિલકત મળી શકે?

મગનભાઈ—જુઓ ઈશ્વરભાઈ, તમે જરા આકળા થયા લાગો છો. જરા શાંત થાઓ તો હું તમારી જોડે વાત કરી શકું.

ઈશ્વરભાઈ—હું તો શાન્ત જ છું ને. પણ તમે જ કહો, એક ઘરનાં બે ઘર એમ કંઈ સહેજ વાતમાં કરાય? ત્રણ ત્રણ પેઢીઓ સાથે રહ્યા તે શું કોરટે જવા માટે?

મગનભાઈ—જુઓ, તમે જ સિદ્ધ કરો છો કે તમે સારી પેઠે ઉશ્કેરાયેલા છો. તમારા સવાલનો જવાબ, તમે જ્યાં સુધી ઉશ્કેરાયેલા છો ત્યાં સુધી હું ન આપી શકું. તમે જરા શાન્ત પડો તો હું તમને બધી સમજ પાડું.

ઈશ્વરભાઈ—મગનભાઈ, તમે મને પિતાને ઠેકાણે છો. તમારું કહ્યું નહીં સાંભળું તો કોનું સાંભળીશ.

મગનભાઈ—જુઓ ઈશ્વરભાઈ, કાયદાની વાત જુદી છે, અને ધર્મની વાત જુદી છે. ધર્મ સમાજને ટકાવવા માટે અને ચડાવવા માટે છે, જ્યારે કાયદો સમાજને તોડવા માટે છે. વીસ વરસની વકીલાતના અનુભવનું દોહન છે તે આ તમને કહ્યું. જુઓ પેલી ન્યાયદેવીની છબી—વિલાયતના ચિત્રકારે ચીતરેલી. એની આંખે પાટા છે. એના એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ત્રાજવું છે. લોકો એનો અર્થ એવો સમજાવે છે કે ન્યાયદેવીની આગળ પક્ષપાત નથી, એ માણસનું મોઢું જોઈને ન્યાય નથી તોળતી. ન્યાયના સિદ્ધાંત પ્રમાણે આપે છે. હું એનો અર્થ જુદો કરું છું. ન્યાયદેવી આંખે પાટા બાંધીને છતી આંખે આંધળી થઈ છે. એ કલ્યાણ-અકલ્યાણનો વિચાર કરવા માગતી નથી. એના જમણા હાથમાં તલવાર છે ને, તે પ્રેમનું બંધન તોડવા માટે છે. પ્રથમ એ તે બંધનને તોડે છે અને પછી ત્રાજવાનો ન્યાય તોળી આપે છે.

હું તો તમારા મતનો જ છું કે બાપીકી એસ્ટેટ મોટાભાઈના હાથમા જ રહે. અને મોટોભાઈ આખા કુટુંબના ભલાનો વિચાર કરી ચાલે પણ કાયદામાં એ નહીં ચાલે.

ઈશ્વરભાઈ—પણ કાયદાનો તો તમે જેવો અર્થ કરો તેવો થાય. તમે તો માનો જ છો કે, બધો વહેવાર મોટાભાઈના જ હાથમાં રહેવો જોઈએ. તો કાયદાની એવી કોઈ બારી મને ન બતાવો? તમે કહો તેમ પૈસા ખરચવાને હું તૈયાર છું.

મગનભાઈ—ઈશ્વરભાઈ, મારી વાત સાંભળી લો. મારી અંગત માન્યતા પ્રમાણે ઘરની ઍસ્ટેટ એ કોઈ વ્યક્તિની છે જ નહીં; બાપદાદા જે કમાઈ ગયા તે કાંઈ છોકરાઓ બાયલા થઈને તેના ઉપર ગુજરાન ચલાવે એટલા માટે નહીં, અથવા ભાઈ ભાઈ માંહોમાંહે તેને વહેંચવા માટે લડી મરે એટલા સારુ પણ નહીં. કુટુંબ છે ત્યાં ભલાબૂરા પ્રસંગો તો થયા કરે. ઘરની ઍસ્ટેટ એ તો ગંગા-જળી થાપણ કહેવાય. એક રિલીફ ફંડ જ સમજોને. મરદ માણસ એના ઉપર એઠી નજર ન જ નાખે. ઘરની ઍસ્ટેટ એ તો વિધવાઓના પોષણને સારુ, અપંગોના રક્ષણને સારુ, સગાંવહાલાંમાં કોઈને વખો પડચે તેમની મદદને સારુ, ઘરડાં ડોસાડોસીઓને ટાઢે છાંયે કોળિયો ધાન મળ્યા કરે તે સારુ, અને બહુ બહુ તો જરૂર પડચે કુટુંબનાં છોકરાંઓને એમાંથી કેળવણી મળે એટલા સારુ હોય છે. ઘરનાં ગાડીઘોડા અથવા રાંધવાનાં વાસણ જેમ કોઈ એક માણસનાં નથી હોતાં, તેમ આખી ઍસ્ટેટ એ પણ કોઈ એક માણસની નથી, પણ આખા કુટુંબની છે. હું ધર્મની દૃષ્ટિએ આ કહું છું હોં, કાયદાની દૃષ્ટિએ નહીં.

ઘરમાં જે મોટો ભાઈ હોય તેને ઘરની ખાનદાનીનો ખ્યાલ વધારેમાં વધારે હોય, ઘરની રીતભાત, વહેવાર, નાતોઘરોબો બધાનો એ જાણકાર હોય, એટલે એના હાથમાં જ ઍસ્ટેટનો વહીવટ રહે એ ઘટિત છે. પણ એ ઍસ્ટેટનો માલિક થઈ બેસી ન શકે.

મોટો ભાઈ જો માલકીહક ગણાવવા બેસે તો નાના ભાઈઓનો પણ એટલો જ હક છે. અને ભાઈઓ ઘર ભાંગવા જ બેસે તો હું કહું કે નાના ભાઈઓને વધારે મળવું જોઈએ.

ઈશ્વરભાઈ—ત્યારે શું મારે બધું છોડી દેવું? આટલાં વરસ ઘરનો વહેવાર સંભાળ્યો, ન જોયો દિવસ ન જોઈ રાત. આખી ઉંમર ગધ્ધાવૈતરું કર્યું તે શું બધું છોડી દેવા માટે? મૂળ ઍસ્ટેટ બાપીકી ખરી, પણ મેં સાચવી અને વધારી તેથી તો નાનો એમાં ભાગ માગવા પામે છે ને?

મગનભાઈ—જુઓ ઈશ્વરભાઈ, મારે કહેવાનું હતું તે મેં તો કહી દીધું. એક ગાય મારી માટે બીજી વાછડી મારવા નીકળે તો દુનિયા કેમ ચાલે? મેં તો તમને કહી દીધું કે મેં હવે કોરટમાં જવાનું છોડી દીધું છે. ઘેર બેઠાં કોઈના કજિયા પતાવી શકાય તો તેટલું કરું છું. તેની ફી પણ લેતો નથી. પણ એનું

કાંઈ નહીં. અત્યાર સુધી કમાયો છું એ શું ઓછું છે? એ પણ લોકોએ જ આપ્યું છે ને? પણ હું કજિયા પતાવું છું તે કાયદાની ચોપડી પ્રમાણે નહીં હોં; મારા ઘરમાં એક પણ કાયદાની ચોપડી તમે હવે જુઓ છો? કે દહાડાની એ બધી કાઢી નાખી. કાયદો ભૂલવા પામ્યો ત્યારે તો કજિયા પતાવવાની આવડત મારામાં આવી.

ઈશ્વરભાઈ—માફ કરજો મગનભાઈ, તમે કમાઈ પરવારી બેઠા છો, તમારા છોકરાઓ પણ પગભર થયા છે. મારો ધીરુ હજી નાનો છે. મારે એના સ્વાર્થનો પણ વિચાર કરવો રહ્યો. નાનો જો મારા કહ્યામાં રહેત તો બધું એનું જ હતું. પણ હવે મારે મારી આખી જિંદગીની મહેનતનો વિચાર કરવાનો પ્રસંગ આવ્યો છે. આ તો છાશમાં માખણ જાય છે ને ફૂવડ કહેવાઉં છું. મને એ પાલવે એમ નથી.

મગનભાઈ—તમારી વાત હું સમજી શકું છું. જેવો જમાનો તેવી તમારી બુદ્ધિ. હું લાચાર છું, હું તમારા કામમાં આવી શકું તેમ નથી.

આ અમૃતનાં ભરિયાં સરોવરો રે, એને ઝીલનાર વીરલા કોક રે,
—શૂરવીર સુરવરો રે!

આ હિંમત હોય તે પરવરો રે, પડો પ્રીતે ઓ શૂરવીર લોક રે,
—પ્રાણભર તરો તરો રે!

કોઈ કહે અમૃત મીઠડાં, મીઠાં મધની પેર,
અનુભવિયાં અવળું કહે; એ તો કડવાં ઝેર.

આ તરી જાણ્યા જો ભવસાગરો રે, તરી જાણ્યા જો કામ ક્રોધ શોક રે
—અમીસર તો તો તરો રે!

કોઈ કહે અમૃત શીતળાં, ગગને જેવો ચંદ,
અનુભવિયાં અવળું કહે, એ તો આગ પ્રચંડ.

આ તપે તપેલ જેણે દેહ ખરો રે, જેણે સહેલ સંકટોના થોક રે,
—તે જ કર તેમાં ધરો રે!

કોઈ કહે અમૃત નીરશાં, પીધાની એક વસ્ત;
અનુભવિયાં અવળું કહે, મહેરામણ એ મસ્ત.

આ કડવા તે ઘૂંટડા પી શકો રે, પીને મીઠાં હસી શકો હાસ રે,
—પીને પ્રાણ તો તો ભરો રે!

## પ્રવેશ સાતમો

ગરબડ—સાચી વાત ઈશ્વરભાઈ? કહે છે તમે પેલા મગન ડોસા પાસે ગયેલા અને એમણે તમારો કેસ લેવાની ના પાડી!

ઈશ્વરભાઈ—ના ના, એવું કંઈ નથી. હું એમની પાસે ગયો હતો ખરો. એ પિતાશ્રીના વખતના સ્નેહી રહ્યા એટલે એમની આમન્યા રાખવા ખાતર સહેજ મળવું તો જોઈએ જ ને.

ગરબડ—પછી એમણે શું કહ્યું?

ઈશ્વરભાઈ—એ બિચારા શું કહે? એમણે તો ધંધામાંથી ચિત્ત ઉઠાડી લીધું છે. એમણે તો ધર્મની અને સતજુગની કેટલીક વાતો કહી. અત્યાર સુધી હું પણ એ જ વિચારતો હતો. પણ હવે તો હૈયામાં હોળી સળગી છે, એ બહારના એવા ઠંડા પાણીથી શી રીતે ઠરે?

ગરબડ—હજીયે મારું કહ્યું માનો. એ ધરમબરમની વાત જવા દો. હું કહું છું નેંકે આજનો જમાનો વકીલોનો છે. સારો વકીલ એટલે 'હુકમનો એક્કો' જ સમજી લો.

અને ઈશ્વરભાઈ, વકીલ કરવો હોય તો વખતસર કરવો જોઈએ હોં. સારા વકીલ કાંઈ રસ્તામાં રેઢા નથી પડ્યા હોતા. તમે સારા માણસને નહીં રોકો તો તમારો નાનો જઈને રોકશે.

ઈશ્વરભાઈ—તમે ઠીક સુઝાડ્યું. તમારી વાત મેં પહેલેથી જ માની હોત તો આજે પસ્તાવાની વેળા ન આવત. હવે તમે જ કહો, આપણે કોને વકીલ કરીએ?

ગરબડ—તમે કહો તો અબઘડી જ તમને અહીંના સારામાં સારા વકીલની પાસે લઈ જાઉં. બહુ હોશિયાર છે. પાછો મોટો દેશભક્ત પણ છે. આજે બધે એનું જ ચલણ છે.

ઈશ્વરભાઈ—કહે છે ને—શુભસ્ય શીઘ્રમ, ચાલો આ તમારી સાથે જ આવ્યો.

## પ્રવેશ આઠમો

ગરબડ—વકીલસાહેબ, એક અસીલ લઈ આવ્યો છું. આ આપણા ઈશ્વરભાઈ પટેલ છે ને તે તમને વકીલપત્ર આપવા માગે છે. કહે છે કે, એમના નાના ભાઈ કોર્ટે ચડ્યા છે. તેથી લાચાર થઈને એમને પણ કોર્ટની તૈયારી કરવી પડે છે. એમ તો માણસ ઘણા ખાનદાન છે. પણ નાનો ભાઈ નાદાન નીવડ્યો એટલે બિચારા શું કરે? કજિયો કંઈ ગૂંચવાડાભર્યો નથી.

ચતુરભાઈ—ના ના શાહ સાહેબ, મને વિગત નહીં કહેતા. નાનાભાઈ પટેલ પરમ દિવસે જ મારી પાસે આવી ગયા છે અને મેં એમનું વકીલપત્ર લીધું પણ છે. હવે તમારા તરફથી હું કાંઈ પણ વિગત સાંભળું એ તમને અન્યાય થાય.

ઈશ્વરભાઈ, તમારા ઘરમાં કજિયો પેઠો એ જોઈ મને બહુ દુ:ખ થાય છે.

ઈશ્વરભાઈ—શું કરીએ? કળિકાળનો મહિમા છે. પણ અમને ખૂબ આશા હતી કે આપ જ અમારું વકીલપત્ર લેશો.

ચતુરભાઈ—હું ખુશીથી લેત, ઘણી ખુશીથી લેત. પણ શું કરું? તમારા નાનાભાઈ સાથે બંધાઈ ચૂક્યો છું.

ઈશ્વરભાઈ—[સ્વગત] વકીલનો ઊમરો ન ચડવાની ઘરની ટેક છોડી બે દહાડા થયા વકીલોની ખુશામત કરું છું. પણ દુર્દેવ મારું કે એકે વકીલ જડતો જ નથી. આ તો ટેકે ગઈ અને વકીલે ન મળ્યો.

[પ્રગટ] પણ આપ અમને ખાનગી રીતે સલાહ પણ ન આપી શકો? જે વાજબી વાત હોય તે કહેતાં શાનો ભો?

ચતુરભાઈ—હું દિલગીર છું. અમારા ધંધાના રિવાજથી એ વિરુદ્ધ વાત છે.

પણ તમે આટલું કહો જ છો ત્યારે એકાદ સારો વકીલ તમને શોધી આપું. આપણા આ રામપુરમાં મારા મિત્ર નરોત્તમદાસ રહે છે. તમે કહો તો એમના ઉપર એક ભલામણપત્ર લખી આપું. તેઓ તમારું કામ મારા જેટલું જ સરસ રીતે કરી આપશે. માણસ જુવાન છે, પણ ઘણો જ હોશિયાર છે. હજી એકે કેસ હાર્યો નથી.

ઈશ્વરભાઈ—ઠીક ત્યારે, આપો ચિઠ્ઠી. અમારું કમનસીબ કે આપ અમને ન મળ્યા.

[ચતુરભાઈ નરોત્તમ ઉપર બે ચિઠ્ઠીઓ લખે છે; એક ઈશ્વરભાઈના હાથમાં આપે છે અને બીજી ટપાલમાં નાખવા રામાને સોંપે છે.]

ચતુરભાઈ—આ લો ઈશ્વરભાઈ, નરોત્તમભાઈ ઉપરની ભલામણચિઠ્ઠી. મેં ખાનગી રીતે તમારે વિશે ખાસ ભલામણ આ બીજી ચિઠ્ઠીમાં લખી છે, પણ એ બારોબાર મોકલવાનો છું. તમારાં વખાણ તમારે જ હાથે કેમ મોકલાય?

રામા, આ ચિઠ્ઠી ટપાલમાં નાખી આવજે. ભૂલતો નહીં હાં. નહીં તો આ ભાઈનું કામ બગડશે.

થયું ઈશ્વરભાઈ, બીજું કંઈ હું તમારે માટે કરી શકું એમ છે?

ઈશ્વરભાઈ—આપે આટલું કર્યું તેયે ઘણું છે. બેસો સાહેબ, જે જે.

ચતુરભાઈ—જે જે.

## પ્રવેશ નવમો

[સ્થળ—ચતુરભાઈના ઘર આગળનો રસ્તો]

રામો—અરે સાહેબ, તમે, તમે કઈ તરફ જાઓ છો?

ઈશ્વરભાઈ—કેમ ભાઈ, શું કામ છે?

રામો—કંઈ નહીં, હું તો કહેતો હતો કે અમારા સાહેબે તમારું કામ મને સોંપ્યું છે, અને બાઈસાહેબે મને ચાનો ડબ્બો તાબડતોબ લઈ આવવા કહ્યું છે. મારે તો ગમે તેમ તોયે આખો દિવસ બાઈસાહેબના હાથ નીચે રહેવાનું રહ્યું. એટલે આ કાગળ મોડો જાય તો મારે માથે નહીં. પણ તમે જો લેતા જાઓ તો તમારું જ કામ છે.

ઈશ્વરભાઈ—હા હા, લાવ, હું તો સીધો સ્ટેશન પર જ જાઉં છું. ત્યાં જ કાગળ નાખી દઈશ એટલે તરત નીકળી જશે. ગરજ તો અમારી જ ખરીને.

રામો—રામરામ, ત્યારે હું જાઉં છું. એક કામની તો નિરાંત થઈ.

પ્રભુજી રાખણહારો છે,
ખુદા કંઈ ખિદમતગાર નથી.
ઘટશે તો તને હુલાવશે ને
નહિ તો દેશે માર;
માર પડે તોયે હસતો રહેજે,
સમજી લેજે સાર. પ્રભુજી૦

સુખ મળે ત્યારે રખે ફુલાતો,
પ્રભુને ગણી અનુકૂળ;
દુ:ખ પડે ત્યારે રખે દુભાતો,
પ્રભુ ગણી પ્રતિકૂળ. પ્રભુજી૦

વિભુનાં ઘડતર વિભુજી જાણે,
અજ્ઞ કરે અભિમાન;
રામ રૂઠેલો તું જ્યારે ભાળે ત્યારે
શકે હરિ તુષમાન. પ્રભુજી૦

મેલ મેલ રે મૂઢ માનવી,
ડહાપણ ને વળી ડોળ;
રાખે તેમ રહે, નાખે તે સહે,
પ્રભુ પર સઘળું ઢોળ. પ્રભુજી૦

## પ્રવેશ દશમો

[સ્થળ—સ્ટેશન]

ઈશ્વરભાઈ—કેમ માસ્તર સાહેબ, ક્યાં સુધી?

માસ્તર—એ . . . મુંબઈ સુધી.

ઈશ્વરભાઈ—તમે—અને વળી મુંબઈ જાઓ છો? તમે જ મને સમજાવતા હતા ને કે મુંબઈ એ આપણું સોનાપુર છે. કેમ તમનેયે સોનાનો લોભ લાગ્યો કે શું?

માસ્તર—ના રે, મારે તો કેટલીક ચોપડીઓ ખરીદવી છે એટલે જાઉં છું. જાતે પસંદ કરીએ તો ઠીક. મને તો એક રાતવાસો પણ મુંબઈમાં રહેવું માથાનો ઘા થઈ પડે છે.

ઈશ્વરભાઈ—પણ ગાડી કેમ હજી ન આવી? આજે લેટ લાગે છે?

માસ્તર—હા, આજ તો ગાડી પોણો કલાક લેટ છે. હમણાં જ ગઈ એ ગાડી આગલે સ્ટેશને ક્રૉસ થશે, ત્યાર પછી આપણી ગાડી ત્યાંથી ઊપડશે. હું જરા સ્ટેશન માસ્તરને પૂછીને ચોક્કસ ખબર કાઢી આવું.

[જાય છે]

ઈશ્વરભાઈ—[સ્વગત] ચતુરભાઈ માણસ તો ભલો છે, પણ કોણ જાણે કળિકાળનો જમાનો છે. સગા માજાયા ભાઈની બુદ્ધિ બગડી ત્યાં વકીલનો શો ભરોસો? આ કાગળમાં એણે શું લખ્યું છે એ જરા જોઉં તો ખરો.

[પાણી લગાડીને ધીમે રહી પરબીડિયું ઉઘાડે છે.]

અરે, આ તો અંગ્રેજીમાં છે.

[એટલામાં માસ્તર આવે છે.]

[ખાલી પરબીડિયું તરત ગજવામાં મૂકી દઈને—]

માસ્તર સાહેબ, માસ્તર સાહેબ, જરા જુઓને આ કાગળમાં શું લખ્યું છે?

માસ્તર—કેમ શાનો કાગળ છે ઈશ્વરભાઈ?

ઈશ્વરભાઈ—અમે અંગ્રેજી ભણેલા નહીં એટલે તમારા જેવાની આગળ કરગરવું પડે છે. જરા કહો તો ખરા, કાગળમાં શું લખ્યું છે. તમને અક્ષર ઊકલશેને?

માસ્તર—હાસ્તો, એમાં શી મોટી વાત છે? [વાંચીને] કાગળમાં વધારે તો કંઈ નથી, પણ છે એટલું મજેનું છે! કોનો કાગળ છે? કોણે લખ્યું છે?

ઈશ્વરભાઈ—એ પછી કહીશ. પણ અંદર શું છે તે તો પહેલાં કહો.

માસ્તર—સાંભળો ત્યારે, અક્ષરેઅક્ષરનું ગુજરાતી કરીને કહું છું.

[વાંચે છે]

મારા વહાલા નરોત્તમ, એક ખાસ્સી રસદાર કેરી આવી છે મારા હાથમાં. હું મોકલું છું તારી પાસે બીજી કેરી એ જ ઝાડની. એ ચૂસજે આવડત હોય તેટલી.

—લિ. તારો વિશ્વાસુ ચતુર

ઈશ્વરભાઈ—[ફીકો પડી જઈને] બસ, એમાં બીજું કંઈ નથી ?

માસ્તર—ના, બસ આટલું જ છે. પણ હવે કાગળ કોનો છે, કોના ઉપર લખ્યો છે, આ નરોત્તમ તે કોણ એ બધું કહેવું પડશે.

ઈશ્વરભાઈ—[નિસાસો મૂકીને] ભાઈ, નરોત્તમે કોઈ નહીં ને કોઈયે કોઈ નહીં. મારા નસીબે જ આ કાગળ મારા ઉપર લખ્યો છે.

[લાંબા વખત સુધી થંભી જઈને]

માસ્તર સાહેબ, આ કાગળ વાંચી સંભળાવીને તમે મારા ઉપર કેટલો ઉપકાર કર્યો છે આ એક મારો ભગવાન જાણે અને એક હું જાણું.

માસ્તર—હેં! ગાડી તો આવી પણ ગઈ. ચાલો ચાલો ઈશ્વરભાઈ, જલદી જલદી જગ્યા શોધી લઈએ.

ઈશ્વરભાઈ—મેં તો હવે આવવાનો વિચાર માંડી વાળ્યો છે. મને ચક્કર આવે છે. હું ઘેર પાછો જઈશ.

માસ્તર—ત્યારે કહો તો હુંયે રહી જાઉં. હું વળી કાલે મુંબઈ જઈશ. ચાલો તમને ઘેર પહોંચાડી દઉં.

ઈશ્વરભાઈ—મહેરબાની તમારી. પણ તમે તમારે ખુશીથી જાઓ. હું તો ઘોડાગાડી કરીને ઘેર જઈશ.

## પ્રવેશ અગિયારમો

[ઈશ્વરભાઈ પથારી ઉપર સૂતા છે. ધીરૂ એમને પંખો નાખે છે.]

ઈશ્વરભાઈ—[થાકેલે અવાજે] બાપુ ધીરુ, નાના કાકાને અને મોહનને બોલાવી લાવ તો.

ધીરુ—બાપુ, એ નહીં આવે, અને મોહન તો નહીં જ આવે. હમણાંનો તો એ મારી સાથે બોલતો પણ નથી. એ ના પાડશે એટલે તમે ઊલટા વધારે ચિડાશો. તમારે શું કામ છે એ મને જ કહોને?

ઈશ્વરભાઈ—ધીરુ બાપુ, આ વખતે ઝાઝી વાત ન કર, કહ્યું માન. મોહન તારું ન માને તો નાના કાકાને કહેજે કે તમે જ મોહનને સમજાવીને તેડતા આવો.

મને પસ્તાવો આજ ઘણો થાય, એમ તું બોલે રે;
એમ બોલીને હળવો થાય, મદમાં ડોલે રે.

તારી જીભ કરીને શોક પસ્તાવો પુકારે રે;
તારી આંખડીમાં કપટી ચોર પલકારા મારે રે.

એવી તારી તે હોઠ કેરી વાત લોક કેમ માને રે?
એક તારી જ છેતરાય જાત સમજી જાને રે.

અલ્યા પસ્તાવાના ન્હોય ઘેલા! આવાં અભિમાનો રે;
કોણે કાપેલા નાસિકાનો એલા! ઉત્સવ કદી માન્યો રે?

અલ્યા પસ્તાવા કેરું વારિ સાકરિયું શું હોશે રે?
એનો કડવો તે ઘૂંટ ગળી તારી આ કાય બધી રોશે રે.

તને પૂરેપૂરો પસ્તાવો થયો હોય પાકો રે;
માન ગાળીને વળતાં શીખ આજ થકી વાંકો રે.

ભારે અપમાન દેખી ઉછાળો રખે તું તો લેતો રે;
પાપ કરતાંય પાપનો ઉકાળો અધિક દાહ દેતો રે.

જેણે અપમાન આમલી લગાડી જીવન અજવાળ્યું રે;
એણે જીવનનો કાટ બધો કાઢી કુંદન પ્રગટાવ્યું રે.

## પ્રવેશ બારમો

ઈશ્વરભાઈ—મેં જાતે કહેણ મોકલ્યું તોયે તમે ન આવ્યા? હશે. મને એનું દુ:ખ નથી. તું મનમાં રીસ રાખીને મારી કને ન આવે એટલા માટે મારાથી તને થોડો છોડાવાનો છે? તમે ન આવ્યા તો લો, આ હું જ તમારી પાસે આવ્યો.

મોહન, જઈશ નહીં બેટા. આજે મારે તારું પણ કામ છે. ધીરુ, તું પણ બેસ.

નાના, હવે જે કહું છું તે દિલ દઈને સાંભળજે. ગરબડશા પાસેથી સાંભળ્યું કે તું કોરટે ચડયો છે. મને રીસ ચડી અને ગરબડશાની જ સલાહથી વકીલ રોકવા ગયો. અને ગયો તે દૈવજોગે તારા ચતુરભાઈ વકીલ પાસે જ.

નાનાભાઈ—[સચિંત ઉત્કંઠાથી] હેં! અને પછી?

ઈશ્વરભાઈ—પછી એણે કહ્યું, હું તો નાનાભાઈ સાથે બંધાઈ ચૂક્યો છું. આખરે એણે મહેરબાની કરી પોતાના મિત્ર રામપુરવાળા નરોત્તમ વકીલ ઉપર મને આ ભલામણપત્ર લખી આપ્યો, અને આ પત્ર એ મિત્રના ઉપર બારોબાર મોકલી દીધો. આ રહ્યો એ પત્ર. લે વંચાવ તારા મોહન પાસે.

નાનાભાઈ—મોહન, વાંચ તો જોઉં. તને એટલું અંગ્રેજી તો આવડે છેને?

મોહન—હા બાપુ, હું તો મૅકૉલે સુધી વાંચું છુંને. અને ચતુરભાઈના અક્ષર તો હું સારી પેઠે ઓળખું.

[વાંચે છે]

ભાઈશ્રી નરોત્તમ, એક રસવાળી કેરી ભાગ્યે મારા હાથમાં સોંપી છે. એ જ ઝાડની બીજી કેરી આ સાથે મોકલું છું. તારામાં તાકાત હોય તેટલી ચૂસીને ફેંકી દેજે.

નાનાભાઈ—હેં...! ચતુરભાઈએ આવું લખ્યું? માણસ તો સજ્જનની જેમ વાતો કરે છે.

[મોહન અને ધીરુ એકબીજા તરફ જુએ છે,]

ઈશ્વરભાઈ—[ગળગળો થઈને] જો નાના, હવે મારી વાત સાંભળ. મારે તૂટે ત્યાં સુધી તાણવું નથી. જે બધું છે તે આજથી તને સોંપી દીધું. ધીરુની કેળવણી માટે જે પૈસા જોઈશે તે તારી પાસે લઈશું. તારા મોહનને જેવી કેળવણી આપવી હોય તેવી તું સુખેથી આપ. શું હું તારો દુશ્મન હતો કે તું કોરટે ગયો? મને તો જેવો ધીરુ તેવો જ મોહન છે. મુંબઈ જઈને કેટલાયે છોકરા બગડ્યા છે, અને બગડ્યા નથી તે ત્યાંનું પાણી લાગવાથી જોતજોતામાં અકાળે મૂઆ છે. જ્યારે જ્યારે તું મુંબઈનું નામ લેતો ત્યારે ત્યારે એ જ ચિતાર મારી આંખ સામે ખડો થતો. તેથી જ મેં આટલી જીદ કરી હતી. મને શી ખબર કે આમાં તું કોરટે ચડશે? ભાઈ, મારે ઘર ભાંગવું નથી. તૂટે ત્યાં સુધી તાણવું નથી. ચાર વરસ પરની આપણી કેરીની વાત આટલી હદે પહોંચશે એવું કોણે ધાર્યું હતું?

[ધ્રુસકે ધ્રુસકે રુએ છે. ધીરુ અને મોહન પણ રુએ છે.]

નાનાભાઈ—મને ક્ષમા કરો મોટાભાઈ, મને ક્ષમા કરો. સાચે હું તો આખો ભવ અલ્લડ જ રહ્યો. ખરેખર, તમારું હૈયું મેં પારખ્યું જ નહીં. મારે કશું જ ન જોઈએ. હું તમારાં પગરખાં ઊંચકવાનેયે લાયક નથી. અને મારે હવે મોહનને મુંબઈ મોકલવો પણ નથી. તમારા જેવા મોટા મનના કાકાની સેવા કરતો રહેશે એમાં જ એનો ભવ સુધરશે.

શી દૈવની ગતિ! કેરી ઉપર લડવા ગયા અને ચાર વર્ષની અંદર પોતે જ વકીલોને ચૂસવાની કેરી બની ગયા!

ઈશ્વરભાઈ—ચાલ હવે થઈ ગયું તે થઈ ગયું. હવે પછી હું મારી હઠ કોઈ કામમાં રાખીશ નહીં. બાપ પણ દીકરાને સોળ વર્ષ થયે મિત્ર માને છે. હવે પછી દરેક વાતમાં હું તારી સલાહ લઈને ચાલીશ. મગનભાઈએ કહ્યું હતું એ જ સાચું —કે મોટું મન રાખીએ તો જ કુટુંબો ટકે. આજે આપણે એક વાર એમને મળી આવીએ. આપણને પિતાશ્રી પાછળ મુરબ્બીને ઠેકાણે તો એ જ છેને.

૧

અનુભવ જીવનનું નવનીત,
　　અમસ્તું નહિ મળશે નહિ મળશે.
　　જે મથશે તેને મળશે,
　　અમસ્તું નહિ મળશે નહિ મળશે.
શ્રદ્ધા બુદ્ધિ જોતર બાંધી પ્રેમે મંથન કરશે;
કપાળથી ટીપાં ઊતરશે ત્યારે અનુભવ મળશે.
　　　　　　　　　　　　અનુભવ૦

૨

અનુભવ જીવનનું નવનીત,
　　જોયાથી નહિ જડશે નહિ જડશે.
　　જે જીવશે તેને જડશે,
　　જોયાથી નહિ જડશે નહિ જડશે.
પડતો ને આખડતો પાછો ખંતે ઊભો થાશે;
નાનાનો એમ મોટો થાશે તેને અનુભવ મળશે.
　　　　　　　　　　　　અનુભવ૦

૩

અનુભવ જીવનનું નવનીત,
　　અવરથી નહિ મળશે નહિ મળશે.
　　એ આપબળેથી મળશે,
　　અવરથી નહિ મળશે નહિ મળશે.
પર અનુભવના પાઠ ભણીને કોક જ શાણો બનશે;
જાત ઉપર ભાઈ જ્યારે વીતશે ત્યારે અનુભવ મળશે.
　　　　　　　　　　　　અનુભવ૦



